# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ દસમું : અંક પહેલો

ઑગસ્ટ : ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

૧૦૯



# ઉદ્દેશ

વર્ષ : દસમું    અંક : પહેલો    સળંગ અંક : ૧૦૯

અનુક્રમ: ઑગસ્ટ ૧૯૯૯




પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. **૭૫૦**, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**

- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજ્ય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કૅલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

ઑગસ્ટ ૧૯૯૯



*સર્વભાષા સરસ્વતી*

## અવનિનું અમૃત

"ઉમાશંકર, તું કેટલા અમૃતકુંભ અહીં ઊંચકાવી લાવ્યો છે ?"

"પ્રભુજી, સર્વજ્ઞથી કશું અજાણ્યું ન હોય. પણ આપે પૂછ્યું તો આજ્ઞા મસ્તકે ધરું છું. જુઓ, નાનારંગી અજબ કુંભો છે આ બધા. થોડો થોડો અંગુલિનિર્દેશ કરું."

"મારે તારે મુખેથી પ્રશસ્તિઓ સાંભળવી છે."

"હું ધન્ય છું, પ્રભુજી. પહેલપ્રથમ આ છે ઋતુકુંભ, નિસર્ગકુંભ. કર્ણિકારનું સોનેરી પીળું ઝૂમખું. પડખે લીલા અને ગુલાબી શિરીષની આંખ ભરી દેતી, ઠારી દેતી તંતુજાળ. સાથે છે બોગનવેલિયાનો લાલમલાલ, વચ્ચે વચ્ચે શ્વેત ભાતવાળો ઠઠારો. એની પાસે કેસૂડાંની બહાર.

"નિર્મળ દિશિઅંત થતાં ત્રિભુવનમાં જયજયકાર કરતો અપાર પિકારવ. મંદ. સુરભિહિમલક્ષણ દક્ષણના સમીરની લહરો. મૃદુલ તડકો. દિશાઓના હાસો. ગિરિવરનાં ગરવાં શૃંગો. મહેરામણનો નિશદિન ઘુઘવાટ. પંખીવૃંદનો કલરવ. પવનવેગી ગાજવીજિયા અશ્વો પર સવાર ઝંઝાવાતો.

"ફૈયાઝખાનના ઘૂંટાયેલા કંઠનો મેઘમલ્હાર – 'ઐસે ધૂમધામ આયે' – એમાં પ્રગટતી નિસર્ગની તાંડવની ઝાંખી.

"ઋષિઓ સ્તોત્ર ગાતાં ન થાકે એવી ઉષાના તેજરંગની રમણા. આથમણે લટકતી સૂરજની નારંગી. ચંદ્રદર્શન માણવા પડાપડી કરતા જાપાનીઓ.

"આ કુંભમાંથી આપને સંભળાતી હશે રવિશંકરની સિતારની ઝંકૃતિ, ભીમસેન જોશીનો ઘેરો દરબારી, ગંભીર ભૈરવ, રમતો ને રમમાણ રાખતો સારંગ, 'બદરિયા બરસનકો આ...ઈ' એ સૂરમલ્હારની સૂરવર્ષા, 'મુખ મોડ મોડ મુસક્યાત જાત' એવી શૃંગાર સજેલી, છબીલી નારનો સાક્ષાત્કાર કરાવતો માલકૌંસ – બિથોવનના સંગીતસૂરો પણ તેમાં જ છે.

"એની પાસેના કુંભમાંથી આપને રુમ્મકઝુમ્મક સંભળાય છે ને એ છે શરીરની કલાકૃતિનું નિર્માણ કરતા કથકલી, ભરતનાટ્ય, મણિપુરીના નર્તનતાલો. સાથે છે એમનો વેશવૈભવ.

"આ છે શિલ્પ-સ્થાપત્ય અને ચિત્રકળાનો કુંભ : ભક્તકલાકારોની અજંટા-ઇલોરાની સરજત, ખજુરાહોના મન્મથધર્મી લિંગપૂજકો, પ્રેમમૂર્તિ તાજમહાલ, પિતૃપૂજાની પરાકાષ્ઠા સમા પિરામિડો, ચિત્રચેતનારૂપે જીવંત માઇકલ-ઍન્જેલો.

"અને સાહિત્યબંસરીના વાદકો : પ્રેમની ગીતવર્ષા કરતા બારે મેઘોનો દૂત કાલિદાસ, વિશ્વભારતીના ઉદ્‌ગાતા રવીન્દ્રનાથ, વિશ્વરંગમંચનો સમ્રાટ શેક્સપિયર, અને એક કુંભમાં કેવી કેવી પ્રતિભાઓને સમાવી છે! – શૃંગારરસથી તૃપ્ત કરી દેતા જયદેવ અને અમરુક, વૈરાગ્યબોધક ભર્તૃહરિ, ભાષામર્મના દ્રષ્ટા પાણિનિ ને ભર્તૃહરિ, ત્રણ પ્રસ્થાનોને હસ્તામલકવત્ કરી આપતા બ્રહ્મસૂત્રકાર, બાળગોપાળમય બિલ્વમંગલ અને ભાગવતકાર, નિષ્કામકર્મી મિથિલાનાથ જનક, માનવીય કારુણ્યથી નીતરતાં નેત્રોવાળા ગૌતમ, ઈસુ ને ગાંધી, આપની ઝાંખી કરાવતા રામકૃષ્ણ, રમણ મહર્ષિ, અરવિંદ, વિજ્ઞાનના ત્રીજા લોચનવાળા આઇન્સ્ટાઇન અને એવા બીજા પ્રાજ્ઞો : મ્હેં તો આકંઠ પાન કર્યા કર્યું છે. કેટકેટલું અમૃત ઊંચકી લાવું અને કેટકેટલું નછૂટકે મૂકી દઉં, હું તો પ્રભુજી મૂંઝવણના મહાસાગરમાં ડૂબી ગયો."

"ઉમાશંકર, મારી સૃષ્ટિને અળખામણી કહેનાર આંધળાઓને એ કેટલી બધી રળિયામણી છે એ જોઈ-બતાવીને તેં દેખતા કરી દીધા. અવનિના અમૃતના આ કુંભો તો સ્વર્ગીય સુધાની પ્રશસ્તિને મુધા ઠેરવી દે છે."

"પ્રભુજી, હું તો આકંઠ પાન કરીને આવ્યો છું. આ કુંભોમાં જે છે તે આપના અંશો જ પ્રગટેલા છે, એમ આપ ખુલ્લેખુલ્લું કાં ન કહો ? પણ આપની મોહિનીમાયાનો પાર આ મુગ્ધજન કઈ રીતે પામી શકે ? તુમ ચંદન હમ પાની..."

હરિવલ્લભ ભાયાણી

તંત્રી

## ઇડરમાં યોજાયેલું કલાપી સવા શતાબ્દી સાહિત્ય સત્ર

ગુજરાત સાહિત્ય અકાદમી અને ટી. એમ. શાહ મહિલા આર્ટ્સ કૉલેજ-ઇડરના ઉપક્રમે ગઈ તા. ૨૩મી જુલાઈ '૯૯ના રોજ ઇડર મુકામે કલાપી વિશે પરિસંવાદ અકાદમીના અધ્યક્ષ શ્રી ભોળાભાઈ પટેલના પ્રમુખપદે યોજાયો હતો. પરિસંવાદમાં કુલ ત્રણ બેઠકો હતી. ભૂમિકા ડૉ. કુમારપાળ દેસાઈએ રજૂ કરી હતી. માય ડિયર જયુએ 'કલાપી ત્યારે અને આજે અને લોકપ્રિયતા' ઉપર અને ડૉ. નીતિન મહેતાએ 'કલાપી : સમયસંદર્ભ અને સર્જકતા' વિશે વક્તવ્યો આપ્યાં હતાં. બીજી બેઠકમાં શ્રી હર્ષદ ત્રિવેદીએ 'કલાપીની ગઝલો' અને 'આપની યાદી' વિશે અને શ્રી સતીશ વ્યાસે 'કલાપીનાં ખંડકાવ્યો' અને 'ભરત અથવા બિલ્વમંગલ' ઉપર પ્રવચનો આપ્યાં હતાં. છેલ્લી ત્રીજી બેઠકમાં શ્રી જયદેવ શુક્લે 'કલાપીની ઊર્મિકવિતા' અને 'નદીને સિંધુનું નિમંત્રણ' અને શ્રી મણિલાલ હ. પટેલે 'કલાપીની કવિતામાં પ્રકૃતિ' અને 'કુદરત અને મનુષ્ય' વિશે નિબંધો પ્રસ્તુત કર્યા હતા. શ્રી જયદેવ શુક્લે કૃતિની સંરચનાની તપાસ કરવા ઉપર ભાર મૂક્યો હતો. તેમણે 'તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો'નું વિશ્લેષણ કર્યું હતું. એ જ રીતે 'નદીને સિંધુનું નિમંત્રણ'ની રચનાને પણ તપાસી હતી. કલાપીની કવિતામાં આવતાં દૃશ્ય-શ્રાવ્ય કલ્પનોને સ્ફુટ કર્યાં હતાં. ડૉ. મણિલાલ હ. પટેલે કલાપીની કવિતામાં કુદરત અને મનુષ્ય જે રીતે આવે છે તેની ઉદાહરણ સહિત ચર્ચા કરી હતી. પ્રકૃતિ-નિરૂપણ પરત્વે કાન્ત અને કલાપીની કવિતાની તુલના કરવાનું પણ તેમણે સૂચવ્યું હતું. આ બેઠકના અધ્યક્ષ તરીકે પ્રવચન કરતાં આ લખનારે કહ્યું હતું કે "કલાપી સ્નેહી કે કવિ" એ પ્રશ્ન આપણા વિવેચનમાં ખૂબ ચર્ચાયો છે. કાન્તે પણ કલાપીને સ્નેહી કહ્યા હતા. હું તો વર્ષોથી કહેતો આવ્યો છું કે જે પ્રેમી નથી તે કવિ હોઈ શકતો નથી. કવિ મનુષ્યોને, કુદરતને, સૃષ્ટિના જડચેતન પદાર્થોને ચાહે છે. કીમિયો ચેતોવિસ્તારનો છે. કલાપીનો ઝોક આધ્યાત્મિકતા તરફ છે. – તેમના શબ્દોમાં 'કવિતામાં કો દી કવિ ન રસ પૂરો ધરી શકે' અથવા તો 'હવે જોવા ચાલ્યું જિગર મુજ સાક્ષાત હરિને.' કલાપીની 'આપની યાદી' એનું ઉદાહરણ છે. ભક્ત પણ પ્રેમી છે. કવિ મનુષ્યને પ્રેમ કરે છે. તે મનુષ્ય પણ પેલા સૌન્દર્ય-સાગરનો અંશ છે. 'આપની યાદી'માં સૂફી મત જોવા મળે છે. આ કાવ્ય ગાંધીજીને ખૂબ ગમેલું. અને તે 'આશ્રમ-ભજનાવલી'માં એને લેવા માગતા હતા. પણ કોઈ અંતેવાસીએ ના કહી એટલે ન લીધું. ના કહેનાર વ્યક્તિએ જ પછીથી ઉમાશંકરને કહેલું કે એ ભૂલ થઈ ગઈ. ઉમાશંકરે નામ આપ્યું નથી, પણ પ્રસંગ આપ્યો છે. સુન્દરમે કલાપીની કવિતામાં ઊર્મિ છે, પણ રસ નથી એમ કહ્યું છે તે ચર્ચાસ્પદ છે." પરિસંવાદ સારો થયો. એની પાછળ કૉલેજના આચાર્ય શ્રી પી. જે. પટેલની જહેમત અને સૂઝ જોવા મળી.

## ડૉ. યશવંત ત્રિવેદીનાં પુસ્તકોનો લોકાર્પણવિધિ

જાણીતી સંસ્થા 'સુખદુઃખનાં સાથી'ના ઉપક્રમે ડૉ. યશવંત ત્રિવેદીનાં પુસ્તકોનો લોકાર્પણવિધિ તા. ૨૭-૬-'૯૯ના રોજ મુંબઈ ખાતે યોજાયો હતો. 'કલાગુર્જરી'ના ભૂતપૂર્વ પ્રમુખ શ્રી લલિતભાઈ સેલારકા તથા પરાગ વિજય દત્ત નાટ્ય અકાદમીનાં પ્રણેતા શ્રીમતી મુક્તાબહેન વિજય દત્ત અતિથિવિશેષપદે હાજર રહ્યાં હતાં. એ પછી વર્ષા-કાવ્યોના પઠનનો કાર્યક્રમ પણ થયો હતો.

## શ્રી એચ. એન. ગોલીબારને 'કચ્છ-શક્તિ એવૉર્ડ'

લોકપ્રિય સાહસકથાઓના લેખક અને 'ચંદન' પાક્ષિકના તંત્રી શ્રી એચ. એન. ગોલીબારને ૧૯૯૯ના વર્ષનો 'કચ્છ-શક્તિ પત્રકાર એવૉર્ડ' એનાયત થયો છે. અભિનંદન.

## સુધારો

'ઉદ્દેશ'ના જુલાઈ '૯૯ના અંકમાં 'સાંપ્રત પ્રવાહો' વિભાગમાં 'નંદિગ્રામ-મટવાડ-દાંડી' એ નોંધમાં 'મારી સુપુત્રી ચિ. સુચિરાને' છપાયું છે એમાં 'સુપુત્રી' શબ્દને બદલે 'સુપૌત્રી' વાંચવા વિનંતી.

જુલાઈ '૯૯ના અંકમાં 'સ્વાધ્યાય અને સમીક્ષા' વિભાગમાં બિપિન આશરનું 'હે સખી સંદર્ભ છે તારો અને–' પુસ્તકનું અવલોકન પ્રગટ થયું છે. આ પુસ્તકની વિગતો નીચે મુજબ છે:

'હે સખી સંદર્ભ છે તારો અને–', લે. ડૉ. દિલીપ મોદી, પ્ર. રચના પ્રકાશન, ૧૦, નવનિર્માણ સોસાયટી, ટીમલિયા વાડ, નાનપરા, સુરત-૩૯૫ ૦૦૧, કિં. રૂ. ૭૫.



# 'રાસતરંગિણી'ની ભાવસરિતામાં નિમજ્જન*

વિનોદ જોશી

'રાસતરંગિણી'ની પહેલી આવૃત્તિ ઈ. સ. ૧૯૨૩માં પ્રગટ થઈ હતી. ઈ.સ. ૧૯૭૧ સુધીમાં તેની ચૌદ આવૃત્તિ થઈ. બધી મળીને તેની ૨૮,૦૦૦ નકલ ખરીદાઈ ગઈ. વર્ષોથી બજારમાં તે ઉપલબ્ધ નહોતી. પ્રથમ પ્રકાશનને પૂરા સાડા સાત દાયકા થયા પછી અને છેલ્લી આવૃત્તિના પ્રકાશનને ત્રણ દાયકા જેટલો સમય થવા આવ્યાની ઘડીએ આ તેની વધુ એક આવૃત્તિ છે. પંચોતેર વર્ષના સમયગાળામાં 'રાસતરંગિણી'નું સમયાંતરે જે મહત્ત્વ સિદ્ધ થતું રહ્યું છે તેના અનુલક્ષમાં આ સંપાદન છે. સમયના આજના સ્થિત્યંતરે તેની મૂલ્યવત્તાને ફરી તપાસવાનો ઉપક્રમ તેમાં નિહિત છે.

બોટાદકરના પાંચ કાવ્યસંગ્રહ 'કલ્લોલિની' (૧૯૧૨), 'સ્રોતસ્વિની' (૧૯૧૮), 'નિર્ઝરિણી' (૧૯૨૧), 'રાસતરંગિણી' (૧૯૨૩), અને 'શૈવલિની' (૧૯૨૫) પૈકી 'રાસતરંગિણી'નું પ્રથમ પ્રકાશન ચોથા ક્રમે થયું છે, પણ તે પછી પાંચમા ક્રમે પ્રગટ થયેલા કાવ્યસંગ્રહ 'શૈવલિની'નાં કાવ્યો 'રાસતરંગિણી'નાં કાવ્યો પૂર્વે રચાયેલાં છે; એ રીતે જોઈએ તો 'રાસતરંગિણી' બોટાદકરનો છેલ્લો કાવ્યસંગ્રહ છે. બોટાદકરના બધા કાવ્યસંગ્રહોમાં સૌથી વધુ ખ્યાત અને કવિને યશ અપાવનાર આ સંગ્રહની પુનરાવૃત્તિઓ પરથી તેમ જ હજી આજે પણ ગુજરાતીઓના કંઠે ગુંજતી તેમાંની રચનાઓ પરથી તેનો મહિમા સ્વયંસિદ્ધ છે.

ગુજરાતી સાહિત્યના ઇતિહાસના સંદર્ભમાં કહીએ તો બોટાદકર પંડિતયુગના કવિ છે. ન્હાનાલાલ, કાન્ત, કલાપી અને બ. ક. ઠાકોર જેવા આ યુગના દિગ્ગજ કે પ્રભાવી કવિઓની કાવ્યપ્રવૃત્તિનાં મૂલ્યાંકનોની સમાન્તરે જોતાં બોટાદકર વિવેચકોથી બહુધા ઉપેક્ષિત રહ્યા છે. આમ બન્યું તે તુલનાવાચી સંદર્ભમાં કદાચ યોગ્ય પણ લાગે. તે છતાં બોટાદકરની સર્જકતાની સાહિત્યના ઇતિહાસમાં જેટલી નોંધ લેવાવી જોઈએ તેટલી લેવાઈ નથી. વિશિષ્ટ ભાવાભિવ્યક્તિનું રસક્ષમ નિર્વહણ દાખવતી બોટાદકરની રચનાઓમાં જે પ્રકારની કાવ્યકર સર્જકતા દેખાય છે તેનું તેવું બીજું ઉદાહરણ પંડિતયુગની ગુજરાતી કવિતામાંથી જડવું મુશ્કેલ છે. ન્હાનાલાલના રાસથી ફંટાઈ સરેરાશ ગૃહજીવનના ભાવોને કેન્દ્રસ્થાને રાખતી બોટાદકરની રાસકવિતાનું ગોત્ર નિરાળું છે એ જ રીતે તેમાંનું કવિકર્મ પણ બોટાદકરની કાવ્યધર્મિતાના સંદર્ભમાં વિશિષ્ટ છે. આ પ્રયત્ન 'રાસતરંગિણી'ના આધારે બોટાદકરની કવિતાની પ્રમુખ મુદ્રાઓને નિકટવર્તી રીતે જોવાનો છે.

વીસમી સદીની ગુજરાતી કવિતાના બીજા, ત્રીજા અને ચોથા દાયકાને 'રાસયુગ' તરીકે ઓળખાવી શકાય તેમ છે. આ સમયગાળામાં 'રાસ' શબ્દને લઈને ઘણા કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે. ન્હાનાલાલના સંગ્રહો 'ન્હાના ન્હાના રાસ, ભાગ ૧-૨-૩' (૧૯૧૦-૧૯૨૮-૧૯૩૭), ગોકુળદાસ રાયચુરાનો 'રાસમંદિર' (૧૯૧૫), ખબરદારનો 'રાસચંદ્રિકા' (૧૯૨૯), કેશવ હ. શેઠના 'રાસ' (૧૯૨૨), 'રાસમંજરી' (૧૯૨૯) અને 'રાસનલિની' (૧૯૩૨), મૂળજી પીતામ્બર શાહના 'રણના રાસ' (૧૯૩૦), 'રાસનિકુંજ' (૧૯૩૪) અને 'રાસપર્વ' (૧૯૩૭), ચંદ્રકાન્ત ઓઝાના 'રાસમણિ' (૧૯૨૭) અને 'રાસેશ્વરી' (૧૯૩૦), શાન્તિબહેન બરફીવાલાનો 'રાસકુંજ' (૧૯૨૮), બટુભાઈ ઉમરવાડિયાનો 'રાસઅંજલિ' (૧૯૩૫), જનાર્દન પ્રભાસ્કરનો 'રાસનંદિની' (૧૯૩૪), ચીમનલાલ ગાંધીનો 'રાસપાંખડી' (૧૯૩૮), દીપકબા દેસાઈનો

*પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ દ્વારા તાજેતરમાં પ્રગટ થનાર, બોટાદકરના કાવ્યસંગ્રહ 'રાસતરંગિણી'નો સંપાદકીય લેખ.

'રાસબત્રીસી' (૧૯૩૧), હસુમતી દેસાઈનો 'રાસસરિતા' (૧૯૩૬) વગેરે રાસસંગ્રહો ઉપરાંત આ સમયગાળાના અનેક કાવ્યસંગ્રહોમાં રાસ પ્રકારની અસંખ્ય રચનાઓ પ્રગટ થયેલી જોવા મળે છે. એમ કહી શકાશે કે આ દાયકાઓ દરમિયાન રાસ પ્રકારની કૃતિઓ સર્જવા તરફ કવિઓ આકર્ષાયા છે. પણ આ બધા સંગ્રહોની રચનાઓને ગુણવત્તાના ધોરણે તપાસીએ તો તેમાં ન્હાનાલાલ અને બોટાદકરને બાદ કરતાં અન્ય કોઈની રાસકૃતિઓ ખાસ પ્રભાવક નીવડી શકી નથી. ન્હાનાલાલની બહુમુખી પ્રચંડ સર્જકતા પાસે બોટાદકરનો કાવ્યપુરુષાર્થ ઘણી વાર ઓછો પડે છે, પણ ન્હાનાલાલની રાસકૃતિઓ કરતાં બોટાદકરની રાસકૃતિઓનું ભાવવિશ્વ અલાયદું અને ઘણી રીતે વિશિષ્ટ છે, તેથી તેમની તપાસ અલગ ધોરણોથી કરવી જરૂરી બને છે.

આ સંગ્રહમાં ૩૪ રચનાઓ છે. બધી જ ગેય ઢાળોમાં છે. તેના રાગ લોકમુખે ગવાતી પ્રચલિત રચનાઓને અનુસરે છે અને તેનો સંકેત બોટાદકરે પ્રત્યેક કૃતિના મથાળે કૌંસમાં પંક્તિ આપીને કર્યો છે. તે પરથી એ સમજાશે કે ગેયતાના પરિમાણને નજર સમક્ષ રાખી બોટાદકરે આ રચનાઓ લખી છે. 'રાસતરંગિણી'નાં કાવ્યોની ગેયતા તે આ કાવ્યોને મળેલું એક વધારાનું સાંગીતિક પરિમાણ છે. આ રચનાઓને કાવ્યદૃષ્ટિએ અવલોકતી વખતે તે પરિમાણનો કોઈ અનિવાર્ય ખપ નથી. કાવ્યદૃષ્ટિએ થતી તપાસમાં બોટાદકરની લયનિર્વહણશક્તિ અંગે વિચાર કરીએ તે પ્રસ્તુત ગણાશે, પણ તેથી કરીને આ રચનાઓમાં રહેલી સાંગીતિક પ્રભાવકતાને લક્ષમાં લેવી અનિવાર્ય નહિ બને, કારણ કે અહીં આ વિચારણા સંગીતદૃષ્ટિએ નહિ, કાવ્યદૃષ્ટિએ થઈ રહી છે. બન્ને કળાઓનાં શાસ્ત્રમાન્ય ધોરણો અલગ છે તે બાબત નજર સમક્ષ રાખીને આ વાત થઈ રહી છે.

કશાં વિવેચનાત્મક તારતમ્યો લગી જવા માટે આ રચનાઓના વિવિધ પક્ષને હવે વિગતે તપાસીએ.

આ સંગ્રહની બધી જ રચનાઓના કેન્દ્રમાં નારી છે. નારીનાં વિવિધ રૂપો અહીં ક્યાંક આત્મકથનાત્મક રીતે તો ક્યાંક વસ્તુલક્ષી ઢબે આલેખાયાં છે. અહીં દેખાતી નારીની છબિ એક ગુજરાતણ નારીની છબિ છે તે તેમાં નિરૂપિત જીવનશૈલીના સંદર્ભો પરથી સ્પષ્ટ છે. આ નારીનું મુગ્ધા કુમારીથી માંડી વત્સલ માતા સુધીનું ક્રમિક ભાવનિર્વહણ આ સંગ્રહમાં થયું છે. એમ કહી શકાશે કે નારીરૂપની વિધવિધ ભાવમુદ્રાઓનું ભિન્ન ભિન્ન સ્થિત્યંતરોમાં અહીં આલેખન થયું છે. આ સ્થિત્યંતરો કાલ્પનિક નથી, પણ ગુજરાતણ નારીના અનુભવજગતમાંથી સાંપડેલાં છે. આ અનુભવોનો પિંડ સરેરાશ ગૃહજીવનના રસાયણમાંથી સારવેલો છે. આ રચનાઓમાં દેખાતી નારી આધુનિક સમાજ કે સંસ્કૃતિનું ફરજંદ નથી, તે ગ્રામીણ છે. પરંતુ ગ્રામીણ છે, એટલે તુચ્છ છે તેવું નથી. તેની ઊર્મિઓ સનાતન અને નિરામય ભાવોનો સાત્ત્વિક આવિર્ભાવ છે. તેનું વ્યક્તિત્વ ગરિમામય છે. ઘર અને કુટુંબની સરહદો વચ્ચે આ નારીની દુનિયા સીમિત છે છતાં તેની સ્થૂળ વ્યવસ્થાઓ ઓળંગી જતી એની માંગલ્યભાવનાનો અહીં સતત વિસ્તાર છે. આ નારી સર્વદા શુભશુભ જોનારી છે. દુરિતનો પડછાયો પણ એને ખપે તેમ નથી. ગૃહજીવનની કૌટુંબિક મીઠાશનું અને સંસ્કારિતાનું જતન કરવાની ખેવના એનો સ્વભાવવિશેષ છે. સંબંધના સહજસ્ફુટ ભાવોથી છલકાતું સમુદાર અને ઊર્મિશીલ હૃદય એની વ્યક્તિમત્તા છે. સાદીસીધી છતાં નિરાળી લાગતી નારીની આવી મુદ્રાઓ બોટાદકરનો કાવ્યવિષય છે.

એનું પહેલું રૂપ એક મુગ્ધા ષોડશીનું છે. 'પ્રેમભરી પાંપણે' સખીઓને સત્કારવાનો એના હૈયામાં ઉમંગ છે. સખીઓ સંગાથે રાસરંગ રેલાવવાના એના ઉત્સાહમાં એક પ્રચ્છન્ન કામના પણ ભળેલી છે. એ કહે છે :

*'સૂના ઉરમાં સોહાગ કૈંક સીંચશું રે લોલ!'*

કૌમાર્યની વયે સોહાગી ભાવિનું કલ્પનાલોકમાં સિંચન કરવાની અને એમ કરી સૂનકારભર્યા ઉરને સભર કરવાની એની મુગ્ધ અભિલાષા 'વ્હાલભીની

વસન્ત'ને વધાવવાની એની પ્રગટ ઇચ્છા તળે દબાતી દબાતી વ્યક્ત થાય છે, પણ–

*'કૈંક અણખીલી પાંખડી ખિલાવીએ રે લોલ!'*

એવું કહેતી એ મુગ્ધા યૌવનશ્રીના મંડન માટે તત્પર બની ગઈ છે તે તેમાંથી સમજાઈ આવે છે. એની ગરવાઈ એટલી છે કે પોતાની અભીપ્સા પોતે એકલી એકલી માણતાં જાણે લજ્જા અનુભવે છે. પોતાની કામના એ કોયલ બહેનીને નિમંત્રણના બહાને વ્યક્ત કરે છે :

*'સૂનાં લાગે સહુ એ સખિ! રે*
*પંચમ વિણ નહિ પ્રાણ રે, કોયલ બહેની!'*

વસંતની વધાઈ ઝીલતી પોતે કોયલને 'કુહૂ' કરી જવા સામેથી જ નિમંત્રે છે :

*'આજ કળી ઊઘડી રહે રે,*
*ઊઘડે અબોલણ ઉર રે, કોયલ બહેની!*
*અંતર એમ ઉઘાડજે રે,*
*સંતાડ્યા છેડજે સૂર રે, કોયલ બહેની!'*

એના હૃદયમાં ઊછળતી સુકુમાર ઊર્મિઓની છોળ વસંતના વૈભવની જ પ્રતિક્રિયા છે. આ વસંત આજે છે, કાલે નહિ હોય તેવી એંધાણીમાં એ પોતાના વર્તમાનને 'સુધા કેરી ધાર' રૂપે પામી લેવા જાણે આતુર બની ગઈ છે. નમણી અટકળોથી વિભોર આ મુગ્ધાની આવી ભાવસૃષ્ટિના સૂર પ્રગટ નથી, પણ 'સંતાડેલા' છે. કવિ એને છેડવાનો સંકેત આપી અટકી જાય છે. આજનું મુગ્ધારૂપ હવે પછી જેમાં મુકાવાનું છે તે સ્થિતિઓ કઈ હશે?

ને કવિ, પહેલાં જ એને જનનીનું સ્મરણ કરાવે છે. સખીને સંબોધીને જનનીનું મહિમાસ્તોત્ર એ ગાય છે. આ મુગ્ધાને મન નારીનું એ સર્વોત્તમ રૂપ છે.

*'જનનીની જોડ સખી! નહિ જડે રે લોલ!'*

જેવો અનન્વયકારી ઉદ્‌ગાર એના મુખેથી સરી પડે છે. પોતાનું માતૃરૂપ એની કલ્પનામાં રચાઈ આવતું હશે, પણ હેતભર્યા હૈયાને હીંચવનાર તો હજી મળ્યો નથી. એની કલ્પના કરતી આ મુગ્ધા જનનીને સ્થાને ભાભીને વિવેકપૂર્વક સ્થાપી દઈ લગ્નમાધુર્યનો સ્વાદ કેવી રમ્ય કલ્પનાથી ચાખી જુએ છે!

*'માડીજાયો તે મધુર મોરલો રે લોલ,*
*ભાભી ઢળકતી શી ઢેલ રે.'*

આ મુગ્ધાના કલ્પનાલોકમાં પણ કોઈ આવીને વસ્યું છે. એના એક એક સંચારમાં સખીઓ એના અણસારા વિલોકી રહી છે. રંગભીની રાજવણ જેવો આ મુગ્ધાનો મનોલોક ખુલ્લો કરી દેતી સખીઓ એને જાણે કહે છે :

*'મધુર મધુર મુખ મરકતો, ઊભો ઉર આધાર;*
*કરમાં કર દઈ કોડથી*
*એની શીળી શી છાંયડીમાં ચાલ રે, રાજવણ*
*રંગભીની!'*

અને છેવટે 'નવા જગની આ વાટડી' નિહાળવાનો યોગ તેને સાંપડી રહે છે. 'કોમળ કંઈ કસુમો ખરે, વિધિનું વરસે વ્હાલ' એવી કામ્ય સ્થિતિમાં એનો પ્રવેશ થાય છે. સાસરવાટે એનાં 'પુણ્યભર્યાં પરિયાણ' આરંભાય છે. વિદાયની આ ક્ષણે 'આંસુભરી અલબેલડી'ને જોતી માતાની સ્થિતિ કેવી છે?

*'આજ મરી જતી માવડી રે એને કાળજે કાણાં,*
*દૂધ ભર્યું હજી દાંતમાં રે એને આપવાં આણાં.'*

મીઠા તળાવની માછલી જેવી આ મુગ્ધા હવે પરિણીતા છે. સાસરવાસે એનો શીળો સંસાર મંડાય છે.

*'શીળું પિયર, શીળી સાસરી,*
*કાંઈ શીળો સમોવડ સાથ રે.'*

'શીળાં રમણનાં રાજ' ભોગવતી આ નવોઢા નારની આંખડી એકાન્તની કોઈ પળે 'ઊંચાં આકાશનાં આંગણાં' અને 'નીચા તે મેઘલ મ્હેલ'ની સૃષ્ટિમાં પનોતા પિયરની સ્મૃતિથી 'આંસુભરી' થઈ ઊઠે છે. સાસર-આકાશે ચન્દ્રાની જેમ પોતે ઊંચે ચળકી રહી છે, પણ નેણ નીચાં ઢળી પિયરદેશને જાણે નિહાળતાં રહે છે.

*'કાગ ઉડાડતી આંગણે*
*એ તો દોડી દોડી ડોકાય રે.'*

છતાં 'કુશળનાં કે'ણ' મોકલવાનું જ એ ઉચિત ધારે છે. અને એક દિવસ 'મીઠડલી માવલડી' આણાં

મોકલે છે. 'અંતરની એકલ આશ' ફળે છે. વગડા વીંધીને આવેલી વેલ્યમાં બેસતાં એના પિયરવાટે પળવાના અને સહુને મળવાના મનોરથ જીવતરની 'સજીવન સોગઠી' બની જાય છે.

મુગ્ધવયની સહચરી સખીઓ એને ઘેરી વળી પૂછી રહે છે :

*'આવ્યાં સખી એવાં સાસરી સેવી રે,*
*કહો ને સોહાગણ! સાસરી કેવી રે?'*

જવાબ મળે છે :

*'નવલું જગત નવા હેતથી હરખે રે,*
*મીઠી આશિષોના મેહુલા વરસે રે.'*

પણ, 'તોય ન મહિયર મનથી વછૂટે રે.' અહીંના અને ત્યાંના અનુભવોની લેણદેણની વાતો પૂરી થઈ ને એક રૂપાળી રાત આવી ચડી. મનના માનેલ મોરલાનું સ્મરણ એના એકાન્તને ભરડો લઈ ગયું. આ સ્થળે તો હવે કલ્પનાનો જ સહવાસ. પણ તેમાંયે :

*'આંખથી લગીર આંખ મેળવી, રૂપાળી રાત,*
*પાંખથી લગીર પાંખ ભેરવી, રૂપાળી રાત.'*

સાંભરણના આ સુખમાંથી છેવટે વિયોગનાં વેણ સરી પડે છે. 'વ્હાલાં વાલ્યમજીનાં વેણલાં' પિયરમાં સંતાપી રહે છે. સ્મરણનો હિંડોળ આમથી તેમ ફંગોળાતો રહે છે. 'આંબલિયાને ઉર' અડીને ઊભી ઊભી આ અલબેલડી દામ્પત્યસ્નેહના રસરંગની સ્મૃતિમંજૂષા વાસી દઈ સરિતાતીરે પનઘટવાટે સંચરે છે. પ્રિયતમને પંથ વહેતાં સરિતનીરને નીરખી રહે છે ને વહેલી વહેલી પોતે પણ સાસર-માર્ગે પરિયાણ સાધે છે.

શ્વસુરગૃહ તો એને માટે જાણે ફૂલવેલીઓથી લચેલી વાડી. 'માંહી મોગરો એક અમોલ.' અને એ બીજો કોઈ નહિ પણ 'દેરીડો મનમીઠડો'. એને માટે 'નાની શી લાડડી' લાવવાની ને એની સંગાથે જળ ભરવા જવાની હોંશ. અને સાસુ તો જાણે ઘરઆંગણે વહેતી ગંગા. એનાથી મળતાં સુખ કહેવાને તો પાસે શબ્દો જ નથી. પોતાની માફક જ સાસરિયે સિધાવેલી નણદીને એના પિયરમાં આવકારતાં હૈયું ભાવથી છલકાઈ ઊઠે છે. 'પરદેશણ આવો પોપટી' જેવો નિમંત્રણ-ઉદ્‌ગાર મુખેથી સરી પડે છે. વધારામાં કહી ઉઠાય છે :

*'તમને આપું નમન મારા નેણનાં,*
*આપું, આપું રે મારા હૈડાના હાર.*

સહિયરોનો સંગ છૂટ્યો, પણ અહીં, સમોવડ 'કુળસુંદરીઓ'નો સહવાસ હવે સાહ્યબી છે. મનોમન સમજણ સાધી લીધી છે.

*'ભલે મહિયરનો નહિ મેળ, સ્વભાવ ન સરખા રે,*
*પણ એક કુટુંબનાં અંગ ઓપે ક્યમ અળગાં રે?'*

ભાઈબીજના અવસરે વીરાની વાટડી જોતી એ બહાવરીની અભિલાષા પૂરવા ઘૂમતી ઘોડીએ હલકભરી હાંકણી સાથે આવી પહોંચતા ભાઈને સત્કારતાં એનું હૈયું ઓછું ઓછું થઈ જાય છે. વીરની વિદાય થતાં જ સૂની સારિકા જેમ એ પોતાને સમેટી લે છે ને પોતાની દુનિયામાં ફરી પ્રવેશી જાય છે.

છેવટે, દામ્પત્યના પ્રસાદરૂપ સીમન્તની વેળ આવે છે. ચરણની વેગીલી ગતિ સંયત થઈ જાય છે. શિખામણ મળે છે :

*ધીરે ધીરે ધારો રે ચરણ સુલોચના રે લોલ,*
*મોંઘા ઉર-માણક ના મચકાય.'*

મહિયરમાં વાજતી વધાઈ મોકલાય છે. 'ભવના ભવ્ય પ્રસંગ'નું આગમન થતાં વત્સલતાથી હૈયું છલકાઈ ઊઠે છે. રંગભર્યા રાસે રમતાં રમતાં એને–

*'પોઢ્યા પારણે રે આવ્યા બાળકુંવર કંઈ યાદ,*
*રસભર રાસની રે એથી તૂટી મન મરજાદ.'*

ને તેથી–

*'સરવરતીરને રે તોડી જળલહરી વહી જાય,*
*છોડી સંચરી રે એવો સહિયરનો સમુદાય.'*

ષોડશી મુગ્ધાથી વત્સલ માતા સુધીની આ અવસ્થાઓમાં એક નારી અકિંચન સમર્પણના સુખને ઝીલતી રહેતી આપણને સતત દેખાયા કરે છે. પિતૃગૃહે પોષાયેલાં એનાં લાડ ગરિમામય ગાર્હસ્થ્યમાં ઓગળે છે. એક સંપૂર્ણ નારીનું અનુભવજગત તેની સમગ્રતામાં સભરતાથી ઊપસી રહે છે.

કંઈક આ રીતે આ સંગ્રહની કાવ્યનાયિકાની

છબિ રેખાયિત થઈ શકે તેમ છે. જોઈ શકાશે કે આ નાયિકામાં કશો વિસ્ફોટક આવેગ નથી. એ શાલીન અને ગરવી દીસે છે. એની પ્રત્યેક ગતિવિધિ પોતાને કેન્દ્રમાંથી ખસેડી દઈ અન્યોને વિષે માંગલ્યનો ભાવ ધારણ કરનારી છે. તેની વ્યાપ્તિ ઘર-કુટુંબથી આગળ વધતી ન હોવા છતાં એનું આંતરજગત એટલું તો વિસ્તીર્ણ છે કે તેમાં બધું જ સમાઈ જાય છે. નારીનો આવો નિરામય ભાવલોક અહીં અંકે થયો છે. નારીને સંસ્કૃતિની ધરોહર કહી દીધા પછી પણ અવ્યક્ત રહી જાય તે સત્ય અહીં નારીના વ્યવહારજગત અને ભાવજગતને આધારે ખૂલે છે, અને આપણા ચિત્ત પર તેનો પ્રકાશ પાથરે છે. કવિ સંસ્કૃતિનો ઉદ્‌ગાતા શી રીતે બની શકે તેનાં અનેક નિરીક્ષણો આ સંગ્રહની નારીમુદ્રાઓના વૈવિધ્યભર્યા આલેખનમાંથી મળી આવશે.

આ સંગ્રહની રચનાઓ બોટાદકરને ગૃહજીવનના ભાવો આલેખનાર કવિ તરીકે સ્થાપી આપે છે. એમ કહીએ કે બોટાદકરનો સર્જકવિશેષ પણ તેમાં જ પડેલો છે. કાવ્યવિષયની એમણે બાંધેલી મર્યાદા એ જ અહીં એમની વિશેષતા બની રહી છે. પૌર્વાપર્યસંબંધે જોતાં બોટાદકર પૂર્વે કે પછી ગૃહજીવનનું આવું માધુર્યમંડિત ચિત્ર અન્ય કોઈ કવિઓ વડે આલેખાયાનું જાણમાં નથી. બીજી રીતે કહીએ તો બોટાદકરની આ રચનાઓ ગૃહજીવનથી પ્રતિબદ્ધ તેવું વાતાવરણ ખડું કરે છે. તેના કેન્દ્રમાં નારી રહે તે જાણે એમણે આ રચનાઓ પૂરતો સેવેલો સંકલ્પ છે.

બોટાદકરનો સર્જકધર્મ આ પ્રતિબદ્ધતા વચ્ચે રહી પ્રગટ્યો છે. તેમ છતાં તેમાં કશો અભિનિવેશ નથી. સંસ્કારપરાયણ કુટુંબનો આદર્શ તેમાં પ્રચ્છન્ન રીતે વણાયો છે. કવિની આ રચનાઓ સાભિપ્રાય હોવાનો દોષ તેમાં જોઈ શકાય તેમ નથી. તેનું કારણ આ રચનાઓનો સબળ ભાવપક્ષ છે. ગૃહજીવનના ભાવોનું તેમાં એટલું વિધાયક અને હૃદયસ્પર્શી નિરૂપણ થયું છે કે આપોઆપ તેમાંથી કૌટુંબિક સંબંધોની મીઠપનો સંદર્ભ રચાઈ આવે છે. અને તેને આદર્શરૂપે સ્વીકારવા ભાવક સહજ સંમત થઈ જાય છે. આટઆટલા દાયકાઓ પહેલાંની આ રચનાઓની ભાવસૃષ્ટિને અનુઆધુનિકતાના અને નારીવાદી આંદોલનોના આજના સમયે પણ એક આદર્શ તરીકે જોવા માટે મન લલચાતું હોય તો તેમાં કશીક સનાતનતાનો સંકેત પડેલો છે તેમ સ્વીકારવું રહ્યું.

આ કાવ્યોના ભાવપક્ષનું સૌન્દર્ય ઊર્મિતત્ત્વના આશ્રયે પ્રગટે છે તેટલું જ વ્યવહારસંબંધી વર્તનની ભૂમિકાએ રહીને પણ વ્યક્ત થાય છે. ને છતાં આ કાવ્યો આચારસંહિતા બની જતાં નથી તે તેની વિશેષતા છે. સાંસારિક પાત્રોની વિવિધ સંસ્કારછટાઓનું કુટુંબજીવનનાં પાત્રોના આધારે તેમાં નિરૂપણ થયું છે. સંબંધની આ ભૂમિકાઓ આજેય છે, પણ તેનો સંદર્ભ બદલાયો છે. સાસુ, વહુ, નણંદ, દિયર, પતિ, માતા-પિતા વગેરેનો બોટાદકર આલેખે છે તેવો સંબંધવાચી પરિવેશ પરંપરિત હોવા છતાં પ્રસ્તુત અને ઇચ્છવાયોગ્ય લાગે છે. બોટાદકરના સર્જકઋતનું તેમાં પ્રમાણ છે. બદલાતા કાળબળ સાથે અળપાતી ગયેલી પરંપરાનું સેવન આજની ક્ષીણ થતી જતી કુટુંબભાવના સાથે અનિવાર્ય તેવો મહત્ત્વનો એક તુલનાત્મક સંદર્ભ પૂરો પાડે છે. અને તેથી તેની પ્રસ્તુતતા વધી જાય છે.

આ સંગ્રહની કેટલીક રચનાઓને કેન્દ્રમાં રાખી તેના ભાવપક્ષે થોડાં નિરીક્ષણ કરીએ :

બોટાદકરના બહુપ્રશસ્ત કાવ્ય 'જનની'ની પ્રભાવકતા કેવળ માતૃમહિમા કરવામાં સીમિત નથી. માતા વિષેનું નર્યું પ્રમાણપત્ર બની જતા ગુણવિશેષનું જ આલેખન તેમાં થયું હોત તો આ રચના વાચાળ બની ગઈ હોત. પણ તેમ થયું નથી. કાવ્યનો પ્રારંભ આ પંક્તિથી થાય છે :

*'મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ.'*

એકસરખું વિશેષણ અહીં બે બાબત માટે વપરાયું છે. તેમાં પહેલું, વાચ્યાર્થમાં છે; પણ બીજું એ રીતે લઈ શકાશે નહીં. 'મેહુલા'ની મીઠાશનો સંબંધ સ્વાદેન્દ્રિય સાથે નથી, આપણા ભાવાત્મક અનુભવજગત સાથે છે. મીઠપને સ્થૂળથી ખસેડી કવિ

સૂક્ષ્મ અને પારદર્શી બનાવી દે છે, ને તરત ઉમેરે છે 'એથી મીઠી તે મોરી' એવા શબ્દો. અહીં સુધી હજી આપણે કવિના સૂચિતાર્થને જાણવાથી વંચિત રહીએ છીએ. ચિત્ત અધિક ચડિયાતી મીઠાશનું નિમિત્ત જાણવા બરાબર ઉત્સુક બની જાય તે પળે જ 'માત રે' એમ કહી આખીય વાતને તેઓ પોતાના કાવ્યવિષય પર સ્થિર કરી દે છે. આપણું ચિત્ત એ પળથી કવિના અભિપ્રેત પરત્વે સભાન બને છે. ભાવકને પોતાના કથયિતવ્ય વિષે યોગ્ય સાહચર્યોથી ઉન્મુખ કરવાનો કવિનો કીમિયો ભાવકના સંવેદનતંત્રને રોકી પાડવામાં કારગત નીવડે છે. ને એ બન્યા પછી માતૃમહિમાનું સ્તોત્ર આરંભાય છે. પછી ક્યાંય સ્થૂળ સાદશ્યોમાં સરી પડ્યા વિના લક્ષણાનું બળ ઉમેરી કવિ ભાવવ્યંજનાઓનો જ વિસ્તાર સાધે છે.

*'હાથ ગૂંથેલ એના હીરના રે લોલ,*
*હૈયું હેમંત કેરી હેલ રે.'*

લક્ષણાનો અપૂર્વ વિનિયોગ આ પંક્તિઓમાં સિદ્ધ થયો છે. હીરની દોરીએ શિશુને પારણામાં ઝુલાવતી માતાનો હાથ પણ હીર જેવો મસૃણ છે.તેના વત્સલ સ્પર્શની મૃદુતા તો જેણે માણી હોય તે જ જાણે. એના હૈયામાં પણ શીતળતા અભરે ભરી છે. દેવોથીયે ચડિયાતા દયિત માટે એનાં દૂધ છે. જાણે એની આંગળીના 'ધારે જ આખું જગત ટક્યું છે. એનું ચિત્ત કોઈ અંતિમ પર સ્થિર નથી, પણ ચાકડે ચડેલું છે. એના પ્રાણ પળમાં બંધાયેલા છે. નિરપવાદ રીતે એ સૂક્ષ્મશરીરે વાત્સલ્યમૂર્તિ છે તેથી તો પળેપળ ચિંતાથી એ પ્રચુર છે. એની આશિષ મૂગી પરંતુ અખૂટ છે. આવી માતા માટે ઉપમાન શોધ્યું જડે તેમ નથી. ઉચિત સાદશ્યના અભાવમાં છેવટે વ્યતિરેકના આશ્રયે કવિ બયાન કરે છે :

*'ધરતી માતાયે હશે ધ્રૂજતી રે લોલ,*
*અચળા અચૂક એક માય રે.'*

ધરતીના સ્થૈર્ય સાથે સૂચવાતું સમત્વ બીજી એક પંક્તિ આપી કવિ વિશદ કરે છે :

*'ગંગાનાં નીર તો વધે ઘટે રે લોલ,*
*સરખો એ પ્રેમનો પ્રવાહ રે.'*

મા કંઈ ઘડીક વરસીને રહી જતી વ્યોમવાદળી નથી. કવિ લખે છે :

*'માડીનો મેઘ બારે માસ રે.'*

અહીં મેઘનો અર્થબાધ કરતાં નિરંતર પ્રસરતા નિર્વ્યાજ માતૃસ્નેહનો જ લક્ષ્યાર્થ મળશે. એવો જ લક્ષણાબોધ આ અંતિમ પંક્તિઓ પણ આપી રહે છે :

*'ચળતી ચંદાની દીસે ચાંદની રે લોલ,*
*એનો નહિ આથમે ઉજાસ રે.'*

કવિએ પ્રયોજેલાં ઉપમાનો નૈસર્ગિક છે. માતૃમહિમાના સંદર્ભમાં તેનું તુલ્યબળ તેથી જ અહીં કારગત નીવડ્યું છે. કાવ્યકર પ્રયુક્તિઓ તો આપણે નિરીક્ષણો કરવા બેસીએ છીએ ત્યારે પકડાય છે. એ ઉપક્રમ વિનાયે આ રચના તેમાંની કવિતાનો સદ્યબોધ આપે છે. ભાવવ્યંજનાના ઊંડાણમાં આપણું સહજ નિગરણ અહીં થઈ જાય છે તે બાબત નિરાળી લાગે તેવી છે.

ભાભીના ભાવથી ભીંજાતી નણંદના વિભોર હૈયાની છાલક 'ભાભી' કાવ્યમાં જોવા મળે છે. વસંતકુંજમાં ટહુકતી કોકિલાના નિસર્ગરાગ સાથે ભાભીના ગીતનો લય આ નણદી સરખાવે છે. પણ ભાભીનાં આ ગીત 'ઘરમાં' ગવાતાં ગીત છે. ઘરને નિસર્ગ બનાવી શકવાની ભાભીની ક્ષમતા એને મોહી રહી છે તેનો સીધો સંકેત કવિ અહીં આપે છે. નણંદના હૈયામાં પણ ભાભી પ્રત્યે પ્રગટતા સ્નેહનો નિર્દેશ એમાં પડ્યો છે. પોતાના વીરાની મધુર મોરલી જેવી આ ભાભીના નિત્ય પ્રગટતા નવલા રાગ એનામાં સમભાવ-પૂર્વક રોપાયા છે. કારણ કે પિયરની પાલખી અને માયાભરી માતને, વ્હાલાંના સંગને, સહિયરોના સાથને કે બાંધવ અને દાદાના દેશને છોડીને આવેલી ભાભીમાં એના પોતાના જ ભાવિનો જાણે કે સંકેત પડેલો છે.

*'શાં શાં તે મૂલ એનાં આંકીએ રે લોલ.'*

આવા પ્રશ્નાર્થ પાસે જ નણંદના ચિત્તમાં ભાભીના ત્યાગની ગણતરીઓ અટકી પડે છે. અને–

*'ચળકે સદાય એનો ચાંદલો રે લોલ,*
*જીવો એ જુગ જુગ જોડ રે.'*

એવી સૌભાગ્યકારી મંગલ કામનામાં એના ભાવોનો ઉપચય થઈ જાય છે. નણદી કહે છે :

*'માડીજાયો તે મધુર મોરલો રે લોલ,*
*ભાભી ઢળકતી શી ઢેલ રે.'*

અગાઉ એણે ભાભીને વીરાની મધુર મોરલી કહી હતી. મોરલીના અદીઠ સૂરને સ્થાને એ હવે વીરાના સંદર્ભમાં મોરલાનું પ્રત્યક્ષરૂપ સ્થાપે છે ત્યારે આખીયે વાત તેની નક્કર ભાવાભિવ્યંજનાને ઉપસાવે છે. અને પછી તો ભાભી વીરાની સંગાથે 'ઢળકતી ઢેલ' રૂપે જ એને દેખાય છે.

સાયુજ્યના આ મનોહારી ચિત્રને કવિએ નણંદના મુખે સહજ રીતે આકાર્યું છે. એક નારીનું અન્ય નારી સાથેનું આ ભાવસન્ધાન વસ્તુલક્ષિતાને કેવી ઓગાળી દે છે તેનું સુરેખ દર્શન આ રચનામાંથી મળી રહે છે.

'માતૃગુંજન'માં દીકરીને શ્વસુરગૃહે વળાવતી માતાના હૈયાનું વેદન અને તેની પછવાડે દીકરીના મંગલની કામના–એવા બેવડા સૂર વ્યક્ત થયા છે. શકુન્તલાને પતિગૃહે વિદાય કરતા આશ્રમવાસી કણ્વ

तामद्य संप्रेष्य परिगृहीतुं प्रत्यर्पितन्यास इवान्तरात्मा –
એવું સુખ પોતાની પ્રાજ્ઞતાને કારણે મેળવી લે છે. પણ આ માતા તો વ્યવહારજગતની શતરંજમાં ક્યાંક બેઠેલી છે. એનું ગણિત તો દુનિયાદારીનાં કોષ્ટકોમાં મંડાયેલું છે. એ તો એટલું જ જાણે છે કે :

*'સાસરવાસ શિલાભરી રે એને છેક અજાણી,*
*ક્યાંય શીળી નથી છાંયડી રે, નથી પન્થમાં પાણી.'*
*'લાજભરી મારી લાડકી રે એને મોઢડે તાળાં,*
*કોણ પળેપળ પૂછશે રે દુઃખી જોઈ દયાળાં.'*

આજ સુધી પોતે વહાવેલું વ્હાલ હવે પડીકે બંધાઈ જતાં દીકરી નિરાલંબ બની ગયાની પીડા માતાને કેવી તો સોરી રહી છે તેનો ભાવોત્કટ ચિતાર અહીં મળે છે. કાલિદાસનો યક્ષ મેઘને પોતાના સંદેશનું વાહન બનાવે છે ત્યારે એનો સંદેશ પ્રિયતમાને પહોંચશે તેવી એની શ્રદ્ધા જ સૌથી મુખર હશે. વિખૂટી પડતી દીકરીને મુખોમુખ કશું કહેવા માટેનું સામર્થ્ય તો મા ગુમાવી ચૂકી છે. એ તો દીકરીને સાસરે લઈ જતા વેલડાના ધોરીને પેલા યક્ષે ધારણ કરી હતી તેવી શ્રદ્ધાથી કહે છે :

*'ધોરી! ધીરે તમે ચાલજો રે મારું ફૂલ ન ફરકે,*
*ઊડી જશે પળ એકમાં રે એનું કાળજું થડકે!'*

પછી તો, દીકરીને તીણા નહોર સમા આકરા કિરણથી દઝાડતા સૂરજને, ઊંચાંનીચાં અંગેથી ધૂળ ઉડાડતી અને તેમાં એને રજોટી નાખતી પૃથ્વીને, એના ઘૂમટામાં ઘામ વાળી દેતા વાયરાને, ને પછી તો વનદેવીને, વિહંગોને, વાદળીને; ને એમ નિસર્ગનાં જે કોઈ સ્મરણે ચડે તે તત્ત્વોને આ વ્યાકુળ માતા દીકરીના ક્ષેમકુશળ માટે અપાર કાકલૂદી કરી રહે છે. એના ચિત્તમાં તો એક જ પરિસ્થિતિ પડઘાઈ રહી છે :

*'આજ માડી તણે આંગણે રે રૂડા રાસડા લેતી,*
*કાલ્ય અગોચર ભોમમાં રે ડગ ધ્રૂજતાં દેતી.'*

માતૃહૃદયના ભાવોની ચરમ ઉત્કટતાના સંસ્પર્શથી વંચિત હશે તેઓ કદાચ હવેની પંક્તિઓમાં, દીકરી અંગે માતાની અશ્રદ્ધાનો અર્થ આરોપશે,

*'સાયર સાચલ સાસરું રે એનાં નીર તો ઊંડાં,*
*દોડી દોડી કરે ડોકિયાં રે મહીં જળચર ભૂંડાં.*
*મીઠા તળાવની માછલી રે પાણી એ ક્યમ પીશે?*
*ઘેરા એના ઘુઘવાટથી રે મારી બાળકી બીશે.'*

એ પંક્તિઓમાં દીકરીના સાસરગૃહનો કાંકરો કાઢી નાખતી હોય તેવી મુદ્રામાં આ માતાને જોશે; માંગલ્યના આ કવિના આલેખનમાં અશિવનાં એંધાણોને તારવશે. પણ એવા તર્કછળ પાછળ માતૃહૃદયમાં પડેલા પુત્રીરાગનું સ્વાર્થ-સત્ય તે ચૂકી જશે. પોતાના જણતર પ્રત્યેના માતાના નિર્મોહ તાટસ્થ્યની અભિવ્યક્તિ કરવી હોત તો આ કાવ્યને કવિએ અવતાર્યું જ ન હોત. આ માતા કણ્વની પ્રાજ્ઞતાના સત્યમાં નહિ, દુનિયાદારીમાંથી સારવેલા તથ્યમાં જીવતી નારી છે. એની ઉક્તિઓમાં અશ્રદ્ધા ભળાતી હોય તો એ પણ માંગલ્યની અપેક્ષાએ

પ્રભવેલી અશ્રદ્ધા છે. પ્રગાઢ વાત્સલ્યની તેમાં પ્રતિક્રિયા છે. લાગણીના પ્રચંડ તાણમાં બુદ્ધિ પડખે ધકેલાઈ ગઈ છે. તેથી તો કવિ છેલ્લે આવા દૃશ્યચિત્રથી શગે ચડેલા માતૃભાવની પરાકાષ્ઠા આલેખે છે :

*'જાય અહો! વહી વેલડી રે, વીલી માત વિમાસે,*
*સૂનું થયું જગ સામટું રે, ભૂમિ ડોલતી ભાસે;*
*ઊનો અનિલ આ એકલો રે, વહે ધ્રુસકાં ધીરે,*
*હાય! હણાયેલી માતને રે ચડી અંતર ચીરે.'*

માતૃસંવેદનને વ્યક્ત કરતાં ગુજરાતી કાવ્યોમાં બોટાદકરની આ રચનાની ભાવસૃષ્ટિની ઊંચાઈએ પહોંચતી અન્ય કોઈ રચના જડવી મુશ્કેલ છે.

શ્વસુરગૃહનો અનુભવ માણી પિયરમાં મળવા આવેલી સોહાગણને 'સાસરી કેવી રે?' એવો પ્રશ્ન પુછાતાં એના ઉત્તરરૂપે 'સાસરી' કાવ્યમાં આ ગુજરાતણ નારી કહે છે :

*'દાદાએ દીધી ને માડીએ માની રે!*
*એ સુખસોહ્યલી સાસરી શાણી રે!*
*માડી સમાં ત્યાં તો સાસુ સલૂણાં રે,*
*આપે આપે તોયે થાય ન ઊણાં રે.*
*'વહુ' કેરે વેણલે સાદ સુકાતા રે,*
*ઉર ભરી અમૃત પળપળ પાતાં રે.*
*જોડ જેઠાણીની માજણી જેવી રે,*
*ઓછી ઓછી થતી નણદલ એવી રે.'*

પ્રશ્ન કરનારાંઓની ઉત્તેજનાને શાતા વાળતા આ ઉત્તરમાં એક સુખમય સંસારનો ભાવપિંડ અભરે ભર્યો છે. પ્રશ્ન પૂછનારે તો પૂછ્યું કે સાસરીમાં–

*'કોણ આંખલડીનાં આંસુડાં લો'તું રે?*
*કોણ લળી લળી મોઢડાં જોતું રે?'*

ને ઉત્તર મળ્યો કેઃ

*'પ્રીતમની જાણે પ્રીત પુરાણી રે,*
*વહાલભરી એની મીઠડી વાણી રે.*
*એ જ આંખડલીનાં આંસુડાં લો'તા રે,*
*એ જ લળીલળી મોઢડાં જોતા રે.'*

પ્રેમના રાગાવેગનો આ નિખાલસ એકરાર એ નવોઢા નારના નવગુંફિત મનોવિશ્વનો ઋજુ આલેખ છે. તેમાં સ્નેહની પરાકાષ્ઠા પણ છે અને સંયમનો સંસ્કાર પણ છે. પિયુના સ્નેહના અભિષેક છતાં આ નારી કબૂલે છે :

*'તોય ન મહિયર મનથી વછૂટે રે,*
*એક ઘડી એનો તાર ન તૂટે રે.*
*સૂતાં સેજલડીમાં સોણલાં આવે રે,*
*ભીંજવે આંખ ને તનડાં તપાવે રે.'*

કુટુંબપ્રેમની ભાવાર્દ્ર મુદ્રાનો તટસ્થ આવિષ્કાર અહીં ઝિલાયો છે. કુટુંબજીવનનાં દિયર, નણંદ કે સાસુ જેવાં સહચારીઓ વિષે બોટાદકર સ્વતંત્ર કાવ્યો આપે છે. 'જળચર ભૂંડાં' ગણીને જેમને વિષે માતા વિમાસતી હતી તે સર્વનો આ નારી પોતાના પ્રતિભાવો વડે વિધાયક છેદ ઉડાડી દે છે. પોતાના દિયર વિષે એ કહે છે :

*'મારી વાડી ફૂલી ફૂલવેલીએ,*
*માંહી મોગરો એક અમોલ રે,*
*દેરીડો ! સખી! મનમીઠડો.*
*એ તો ભમરો ઊડે અમ આંગણે*
*કોઈ ગુંજન ઝીણલાં ગાય રે,*
*મને 'ભાભી'ના બોલે બોલાવતાં*
*કેવાં ભીનલાં વદન ભરાય રે.*
*એને નાની શી લાડડી લાવશું,*
*એના કુમળા પૂરશું કોડ રે,*
*જળ ભરવા જશું અમે સંગમાં*
*જગ રીઝશે જોઈને જોડ રે.'*

ને નણંદને એના સાસરિયેથી 'પરદેશણ પોપટી'નું સંબોધન કરી પોતાને ત્યાં નિમંત્રતી આ નારીનો નણંદ પ્રત્યેનો ભાવસેતુ પણ જોવા જેવો છે. નણંદને એના સાસરે એ કહેવડાવે છે :

*'ઊગ્યો આજ આદિત્ય આશાભર્યો,*
*એનો ઓછો રે, કાંઈ ઓછો ઉજાસ,*
*નણદી! આવો ને, મારે આંગણે.*
*આવો, આવો ને મહિયરમીઠડાં,*
*તમે આવો ને મારી સાસુના શ્વાસ,*
*નણદી! આવો ને, મારે આંગણે.'*

નણંદને 'સાસુનો શ્વાસ' માનતી આ નારી

માતૃભાવનું પણ અહીં પરોક્ષ ગૌરવ કરી લે છે એ સમજવાનું ચૂકવા જેવું નથી. ને, સાસુ વિષે તો એનો પરમ આદર છલકાય છે.

*'વહે ગંગા મારે ઘરઆંગણે રે,*
*એનાં આછાં ઊછળતાં નીર;*
*સખી! સાસુ તણાં સુખ શાં કહું રે!'*

'વાત્સલ્ય' કાવ્યમાં આ નારીના માતૃરૂપનું, વાત્સલ્યનાં તીવ્ર એવાં ભાવવ્યંજક નિરીક્ષણો સમેત, ક્રિયાવેગથી પ્રપૂર્ણ એવું ચિત્ર આલેખાયું છે. શરદપૂનમની રાતે સહિયરો સંગાથે રાસ રમતી કાવ્યનાયિકા એકાએક સહુનો સંગ છોડી, 'ચાલી ચોંપથી રે રૂડા રંગ તણો કરી ભંગ'. સહિયરો એના વિષે જાતભાતની અટકળો બાંધવા લાગી. પણ હકીકતે તો–

*'પોઢ્યા પારણે રે આવ્યા બાળકુંવર કંઈ યાદ,*
*રસભર રાસની રે એથી તૂટી મન મરજાદ.'*

આ કારણે જ,

*'સરવરતીરને રે તોડી જળલહરી વહી જાય,*
*છોડી સંચરી રે એવો સહિયરનો સમુદાય.'*

પોતાના બાળકનું મોં જોતાં 'હાશ' અનુભવતી આ નારી એને ચુંબનો અને આલિંગનોથી ભીંજવી દે છે તે ક્ષણોનું અતિ સુંદર ભાવવ્યંજક ચિત્ર બોટાદકરે રચ્યું છે. વત્સલતાના આવા 'અણમૂલા ઉલ્લાસ'નો અનુભવ એને મોક્ષથી લગીરે ઓછો નહિ તેવો લાગે છે. બાળકના સ્મરણમાત્રથી રાસના રસને પડતો મૂકી તેની પાસે વેગથી ધસી જતી નારીની વત્સલતાનું આસ્ફાલન આ રચનામાં ભાવોદ્દીપક રીતે ઝિલાયું છે.

જોઈ શકાશે કે બોટાદકર નિરૂપે છે તે નારી સંયમિત, કુટુંબસ્નેહથી છલકાતી, અકટુ, અભિજાત અને ભાવનામયી નારી છે. તેનામાં કશીયે આક્રમકતા દેખાતી નથી. પરંતુ એ શરણાગત છે તેવું નથી. એ સમાધાનોથી ગ્રસ્ત છે તેવું પણ નથી. તે વાત દીવા જેવી સ્પષ્ટ છે. એના ભાવજગતની પારદર્શકતા એને આનંદમૂર્તિ સમી ઉપસાવે છે. વ્યવહારધર્મિતાઓ વચ્ચે હૃદયના ભાવોનું આટલું નિરાળું અને નિરામય પોતાપણું ધરાવતી, સંસ્કારમંડિત નારીનું ચિત્ર આ કાવ્યોમાંથી અપ્રયત્ન આકાર લઈ લે છે; આપણને તેની સદ્ય પ્રતીતિ પણ થાય છે.

આ કાવ્યોના રચનાસમયના ઉપલક્ષ્યમાં જોઈએ તો. આપણે લગભગ પોણી સદીનો સમયગાળો વટાવીને આજની તારીખે ઊભા છીએ. આ કાવ્યોમાં, તે રચાયાં તે સમયના હિંદુ સંયુક્ત કુટુંબની નારી દેખા દે છે. એ જરૂરી નથી કે આ કાવ્યોમાં દેખાતી સંસ્કારપરાયણ અને ભાવપૂત નારી એ સમયની બધી જ નારીઓનું પ્રતિનિધિત્વ કરતી હોય. પણ એને એક સામાન્ય આદ[illegible]ારીકે સ્વીકારવાનો ઇન્કાર કરવો મુશ્કેલ છે. [illegible]કે એમ કહી શકાશે કે વર્તમાન સમયમાં દેખાતી તૂટતી જતી કુટુંબવ્યવસ્થાના સંદર્ભમાં બોટાદકરની નારી આજે વધુ પ્રસ્તુત છે. તેની ભાવનામયતા અનુકરણીય છે તે અર્થમાં જ નહિ, પણ એક તુલનાત્મક સંદર્ભમાં પણ તેને આજની ઘડીએ મૂલવવાથી એક મોટા સાંસ્કૃતિક મૂલ્ય વિષેની સમજણ તેમાંથી ઊપસવા પામે છે. આ જોતાં આ કાવ્યોનું સાંસ્કૃતિક પરિમાણ ધ્યાનાર્હ બને તેવું છે. હજીયે આપણા ગ્રામીણ ગુજરાતી સમાજમાં આવી કુટુંબપરંપરાનું જતન ઘણે ભાગે થઈ રહેલું દેખાય છે. એટલું જ નહિ, તેને આદર્શ તરીકે સ્વીકારીને ચાલવાનો આગ્રહ પણ સેવાય છે. આધુનિકતાના પ્રભાવમાં જીવતી વર્તમાન પેઢીને બોટાદકરનાં કાવ્યોમાંથી ઊપસતું કૌટુંબિક વાસ્તવ પુરાણું કે વર્તમાન સમયસંદર્ભમાં અસંગત લાગે તેવું બની શકે, તે છતાં આ કાવ્યો સાંસ્કૃતિક સંદર્ભમાં એક તુલનાત્મક પરિમાણ રચી આપતાં હોવાથી અનુપેક્ષ્ય છે તે સ્વયંસ્પષ્ટ છે. વળી, નારીભાવ કોઈ ચોક્કસ સમયસંદર્ભ પૂરતો મર્યાદિત વિભાવ નથી. આ કાવ્યોમાં પ્રયુક્ત નારીનું ભાવવિશ્વ જીવનસૌંદર્યની અપેક્ષાએ દરેક સમયની નારીના ભાવવિશ્વનું પ્રતિનિધિત્વ કરે છે. વર્તનવિજ્ઞાન તેને આધુનિક સમયના પરિમાણમાં અલગ રીતે મૂલવે તો પણ નારીની મૂળભૂત ભાવનાઓનો પરિહાર તેમાંથી થઈ શકે તેમ નથી.

આ જોતાં બોટાદકરની અહીં ગ્રંથસ્થ રચનાઓને સંસ્કૃતિના કેવળ એક પરિમાણવિશેષ તરીકે ન જોતાં સતત પ્રવહમાન એવી સંસ્કૃતિના એક સુગ્રથિત ઘટકરૂપે જોવી વધુ ઇષ્ટ છે. ભારતીયતાના અને તેમાંયે ગુજરાતના કૌટુંબિક-સાંસ્કૃતિક સંદર્ભમાં આ કાવ્યોમાંથી પ્રગટતા ભાવનાત્મક મૂલ્યને સમજવું ઘટે. બોટાદકરનાં આ કાવ્યો આવી સમજથી વિચારતાં આજે પણ પ્રસ્તુત છે તેનો અંદાજ આવી શકશે. એક શ્રેયાર્થી સમાજનિરીક્ષક એવા કવિને અભિપ્રેત કુટુંબવિભાવનાનો આલેખ તેમાંથી કોઈને પણ સાંપડી શકશે.

સાંસ્કૃતિક સંદર્ભનો ઉલ્લેખ કરીએ છીએ ત્યારે એટલું ચોક્કસ સમજી લેવું પડે તેમ છે કે બોટાદકરનાં આ કાવ્યોની નાયિકા એક એવા સમયમાં જીવતી નારી છે, જેને આપણા આજના સમયની, આધુનિકતાની કોઈ ઓળખ નથી. આ કારણે એનો કલ્પનાલોક પણ આજના સમયસંદર્ભથી જુદો છે. આ કાવ્યોમાં નિરૂપિત નારીના મનોભાવોમાં મુખ્યત્વે તો પ્રકૃતિતત્ત્વો સાથેનાં સમીકરણો જ પડ્યાં છે. પંખીઓ, વૃક્ષો, નદીઓ, સૂર્ય-ચંદ્ર, આકાશ, ઋતુઓ ને એવી વિપુલ નિસર્ગશ્રીનાં સાધર્મ્યોથી એનું અનુભવજગત અભિવ્યક્ત થાય છે. તેમાં મનુષ્યસર્જિત જે કંઈ આવે છે તે પણ હીંચકા, મોરલી, પનઘટ કે મેડીઓ જેવા પ્રાગ્આધુનિક સંદર્ભો રૂપે આવે છે. આ જોતાં બોટાદકરનાં કાવ્યોનું, તેમાં નિરૂપિત નારીના ભાવવિશ્વના સંદર્ભમાં ઊપસતું ચિત્ર મુખ્યત્વે નિસર્ગાશ્રિત છે. ઉપરાંત આપણી ગ્રામશ્રીની પીઠિકાએ ઊપસેલું છે. આ વાત એટલા માટે અહીં થઈ રહી છે કે આ બાબતને બોટાદકરના અનુભવજગતની સંકડાશલેખે કોઈ જુએ તેવી સંભાવના તેમાં નિહિત છે.

બોટાદકરનાં કાવ્યોમાં વ્યક્ત અનુભવજગતનું ફલક મર્યાદિત જરૂર છે, પણ તેનું ઊંડાણ તેના વિસ્તાર કરતાં વધુ છે. આ કવિનો જીવનસંદર્ભ વ્યવહારની ભૂમિકાએ એટલો કુંઠિત છે કે જે કંઈ પોતાના અનુભવોમાં આવ્યું તે આનાથી વિશેષ નહોતું. આ કારણે બોટાદકરની કવિતામાં અનુભવની મૂડી મર્યાદિત દેખાતી હોય તે સ્વાભાવિક છે. કવિ પર આ વાતે આક્ષેપ કરવા જેવું કવિ જીવ્યા જ નથી. બીજું, એમની સ્વભાવગત સંકોચશીલતાએ પણ એમને અનુભવોનું વૈવિધ્ય સંપડાવ્યું નથી. આ કાવ્યોમાં એક પ્રામાણિક વિનીત કવિની મુદ્રા છે. તેમાં ભાવનાઓનું ઊંડાણ એટલું છે કે વિષયોના વૈવિધ્યનો વિસ્તાર ન સાધી શકાયાનો આરોપ તેની પાસે ટકી શકે તેમ નથી. વળી વિષયોનું વૈવિધ્ય જ કવિની મહત્તા સાબિત કરનારી બાબત છે તેમ માનવું પણ તર્કાશ્રિત કહી શકાય તેમ નથી.

આપણે જોયું તેમ આ કાવ્યો મુખ્યત્વે નારીકેન્દ્રી છે. આ નારી આધુનિક નથી તે વાત પણ થઈ. પરંતુ એ જોઈ શકાશે કે નિતાંત નારીપણાની સર્વ કોઈ લાક્ષણિકતા આ નારીમાં જોવા મળશે. નારીનું સંપૂર્ણ વ્યક્તિત્વ અહીં આધુનિકતાના કશા જ વિક્ષેપ વિના ઊપસતું દેખાશે. નારીત્વનું આવું શુદ્ધ અને સુચારુ રૂપ સમયસાપેક્ષ નથી પણ સર્વકાલીન છે. બીજી રીતે કહીએ તો, બોટાદકરની કાવ્યનાયિકા નારીત્વની વિભાવનાનું મૂર્ત રૂપ છે.

*कार्येषु मंत्री करणेषु दासी*
*भोज्येषु माता शयनेषु रम्भा ।*
*मनोऽनुकूला क्षमया धरित्री*
*गुणैश्च भार्या: कुलमुद्धरन्ति ॥*

એ ભાર્યારૂપ બોટાદકરનાં આ કાવ્યોમાં સાર્થક થતું દેખાશે, તો, યૌવના કે કુમારિકાનું રૂપનિર્માણ પણ એવું જ શ્રદ્ધેય લાગશે. પંડિતયુગીન સંસ્કારપુટની લગીરે આગંતુક નહિ તેવી આભા અહીં સર્વત્ર દેખાશે.

આ કાવ્યોમાં આવતી નારી ક્ષેમથી ઇતર કશું જોનારી નથી. તેનાં વિચાર અને વર્તન બેઉ શિવંકર છે. સ્ત્રીસહજ ગણાતા ઈર્ષ્યાદિ ભાવોનો તેનામાં લગીર અણસાર પણ નથી. દિયર, નણંદ કે સાસુ જેવાં, આપણા સામાજિક માળખામાં સામાન્ય રીતે જેમની સાથે 'વાંકું પડે' તેમ કહેવાય છે તેવાં પાત્રો પણ આ નારી માટે ઇષ્ટ છે. એ કોઈની શત્રુ નથી. સહુ એને

માટે આત્મીય છે, પોતીકાં છે. સાસરે આવ્યા પછી આ નારી 'વીરવિજોગણ' છે, પણ પોતાના દિયરમાં તે પોતાના વીરના અભાવની પૂર્તિ જુએ છે. એ કહે છે :

*'હું તો વીરવિજોગણ ઝૂરતી,*
*ઉર વહાલ રહ્યું ઊભરાઈ રે,*
*એ તો દિયર તણે દિલ રેડતાં*
*મારા હૈયામાં હરખ ન માય રે.'*

અને નણંદ માટે પણ એવા જ ઉદ્ગાર! સાસરે ગયેલી નણદીને પોતાને ત્યાં નિમંત્રણ આપતી આ નારી કહે છે :

*'જરી ઝબકો વિજોગણ વીજળી!*
*અજવાળો રે મારા રંક આવાસ.'*

સાસુ તો સંયુક્ત કુટુંબનું સૌથી વગોવાયેલું પાત્ર છતાં તેને વિષે પણ આ નારી શુભશુભ બોલનારી છે. પોતાની સખીને સાસુ વિષે એ કહે છે :

*'વહે ગંગા મારે ઘરઆંગણે રે,*
*એનાં આછાં ઊછળતાં નીર;*
*સખી! સાસુ તણાં સુખ શાં કહું રે!'*

એક ગુણિયલ નારીના ગરવા વ્યક્તિત્વની, અભિજાત મુદ્રાની પ્રતીતિ આ સંગ્રહની રચનાઓ કરાવશે. તેમ છતાં આ નારી સાંસારિક કટુતાથી સાવ વેગળી છે તેમ કહી શકાશે નહીં. 'ભાઈબીજ' કાવ્યને અંતે તેનો એક અણસારો મળે છે. મળવા આવેલો ભાઈ વિદાય લે છે તે પછીની આ નારીની મનઃસ્થિતિ કવિના શબ્દોમાં આમ વર્ણવાઈ છે :

*'સુખનાં વહી ગયાં સોણલાં રે ઉરે અડક્યાં ન અડક્યાં,*
*વાધ્યો દાવાનળ દુઃખનો રે કરી ભીતર ભડકા;*
*સૂની સમી બની સારિકા રે પાછી પિંજરે પેઠી.*
*બારમાસી તણે બારણે રે જઈ બીજ એ બેઠી.'*

સ્પષ્ટ છે કે પિંજરનું પ્રતીક અહીં આ નારીના જીવનની કોઈક વિવશતાનું સૂચક છે. પણ એ વિવશતા આ નારીને મુખે વ્યક્ત નથી થઈ, કવિ વડે એ કહેવાઈ છે. કવિએ કાવ્યનાયિકાને ક્યાંય નબળી ચીતરી નથી. પીડાને પણ એક જીવનબળ લેખે સમ્યક્ અર્થમાં ધારણ કરી લેતી આ નારીનું આવું વ્યક્તિત્વ નારીત્વની ગરવાઈનું દ્યોતક છે.

'માતૃગુંજન' કાવ્યમાં દીકરીને સાસરે વળાવતી માતા સાસરવાસ અંગે નબળી ધારણાઓ મૂકી ચિંતા કરે છે, પણ એ દીકરી પોતાની સાસુના વિશેષ ઉલ્લેખ સાથે સાસરિયાની ભેર તાણતાં કહે છે :

*'ઘણાં ઝેરી જનાવર ઘૂમતાં રે*
*ભૂંડી હૈયામાં ભીતિઓ ભરાય, સખી!*
*મને કેડી દેખાડે કને રહી રે,*
*મારો સાચવીને કર સહાય, સખી!'*

સાસુને અહીં પોતાની પ્રહરી તરીકે ઓળખાવતી આ વહુવારુ આપણી પરંપરામાં સ્થપાયેલી અને નિરંતર વહેતી રહેલી, સાસુવિષયક નબળી ધારણાઓનો ઉત્કર્ષ સાધે છે.

આ કાવ્યોનું સામાજિક સંદર્ભમાં, ખાસ કરીને હિંદુ સંયુક્ત કુટુંબની પરિપાટીએ નિરીક્ષણ કરવાથી આવાં કેટલાંક વિધાયક સત્યો આપણને સાંપડી શકે છે. સમાજશાસ્ત્રીય કોણથી ઊકલી શકે તેવી ઘણી સામગ્રી આ કાવ્યો ધરાવે છે તેમ કહેવું તર્કપૂત બનશે.

'ભાઈબીજ' કાવ્યમાં 'બહાવરી બહેની' જેની તીવ્રતાથી પ્રતીક્ષા કરી રહી છે તે પોતાના ભાઈનું આગમન થાય છે ત્યારે જ ખબર પડે છે કે એ તો મધ્યકાળના કોઈ નાયક જેવા લિબાસમાં છે, એના આગમનની શૈલી પણ નોખી નિરાળી છે.

*'ઓ રજ! ઓ રજ! ઊડતી રે આવે અંબર વીંધી,*
*જો ને વિહંગ વધામણે રે પળે પાંખ પસારી.*
*હણહણતી કંઈ હાકલે રે એ જ ઘૂમતી ઘોડી,*
*એ જ હલકભરી હાંકણી રે મારા વીરની મીઠી.*
*એ જ રજે ભર્યું રાતડું રે મુખ વીરનું વહાલું,*
*એ જ ઝૂકે શિર છોગલું રે વાંકી પાઘમાં પેલું,*
*આતુર શી અવલોકતી રે એની આંખડી ભીની,*
*એ જ સુધા ઉર સીંચતી રે ફૂલ વેરતી વાણી.'*

અધુના સંદર્ભમાં આ ચિત્ર બદલાયું છે તેથી તેની સાથે તાળો મેળવવાની ચેષ્ટા વ્યર્થ છે. તેમ છતાં, અહીં ભ્રાતૃ-ભગિનીના સ્નેહનો જે તંતુ આલેખાયો છે તે આવા કશા મધ્યકાલીન કે આધુનિક વર્તનવિજ્ઞાનથી

નિરપેક્ષ છે. બોટાદકરની કવિતામાં જે ટકાઉપણું છે તે તેમાંના આવા સનાતન ભાવવિશ્વને કારણે છે તેમ આટલી ચર્ચા પછી હવે કહેવામાં કોઈ હરકત નથી. સામાજિકતાના બદલાતા સંદર્ભો વચ્ચે પણ ભાવતત્ત્વ કેવું તો અક્ષુણ્ણ રહેતું હોય છે તે સમજવા માટે બોટાદકરનાં આ કાવ્યો પારાશીશી બની શકે તેમ છે.

કાવ્યભાષા અને કાવ્યનાં કરણો વિષેની બોટાદકરની સંપ્રજ્ઞતા ઠીકઠીક ઊંચી કક્ષાની છે. તેઓ સંસ્કૃતજ્ઞ કવિ છે, પણ 'રાસતરંગિણી'માં એમની એ દિશાની વિદગ્ધતાને એમણે બહુ ઓછી ખપમાં લીધી છે. એ સારું જ થયું છે તેનું મુખ્ય કારણ એ છે કે આ સંગ્રહની રચનાઓમાં આલેખાયેલી ભાવસૃષ્ટિ જોતાં તેને માટે સંસ્કૃતાઢ્ય પદાવલી ભારઝલ્લી અને કૃતક બની બેસે તેવો ભય દેખાય છે. બોટાદકરમાં આ સંપ્રજ્ઞતા મોડી મોડી પ્રગટી હોય તેમ માનવાને કારણ છે, કેમ કે 'રાસતરંગિણી' સિવાયના એમના ચારેય કાવ્યસંગ્રહોમાં એમણે સંસ્કૃત પદાવલીનો ભરપૂર ઉપયોગ કર્યો છે. કાવ્યભાષા પરત્વે બોટાદકર હોવા જોઈએ તેટલા સભાન દરેક વખતે રહી શક્યા દેખાતા નથી. પરિણામે ભાષા પાસેથી લેવાવું જોઈતું કામ તેઓ પૂરેપૂરું લઈ શક્યા નથી.

'મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ'

જેવી અનુપેક્ષ્ય પંક્તિમાં 'મીઠા' શબ્દનો બે વાર અને બન્ને વખતે સાર્થક પ્રયોગ કરી શકનાર બોટાદકર

'એ જ હલકભરી હાંકણી રે મારા વીરની મીઠી'

જેવી પંક્તિમાં ઘોડેસવારીને 'મીઠી' કહે છે ત્યારે ત્યાં તદ્યોગ સિદ્ધ થતો નથી. બીજે એક સ્થળે–

'ધણ ચડવા સામી ધાર ધસતું ધીરે રે'

જેવી પંક્તિઓમાં 'ધસતું ધીરે' જેવો વદતોવ્યાઘાત નોતરી બેસે છે તેમાં પણ કાવ્યભાષા પરત્વેનો એમનો પ્રમાદ મુખર થયા વિના રહેતો નથી. ઘણી વાર લયને અવરુદ્ધ કરતા હોય તેવા દુરૂહ શબ્દો વાપરી બેસતા બોટાદકર કવિકર્મની ઊંચાઈએથી ઊતરી જાય છે. 'બન્ધુમિલાવણ બીજડી' એવા ભાષાપ્રયોગથી ભાઈબીજનો મહિમા કરતા કવિ તેમાં કેવો દુરાકૃષ્ટ અન્વય રચાય છે તેની ખેવના રાખતા નથી. 'શીળાં' શબ્દ તો આ કાવ્યોમાં અસંખ્ય વાર વપરાયો છે. તેની પુનરુક્તિ એકાર્થતામાં જ થઈ હોવાથી તેનું સત્ત્વ ગુમાવી બેસે છે.

તેમ છતાં અન્ય કાવ્યસંગ્રહોની રચનાઓને કાવ્યભાષાનો પ્રમાદ નડ્યો છે, તેટલો 'રાસતરંગિણી'ની રચનાઓને નડ્યો નથી. બલકે, 'રાસતરંગિણી'નાં કાવ્યોમાં ભાષાનો કાવ્યકર વિનિયોગ કરવાની બોટાદકરની અપૂર્વ શક્તિનો પરિચય મળે છે. એક ઉદાહરણ :

*'એવી આંજી કોણે તુજ આંખ રે*
*સ્નેહની સળીએ રે.'*

'સ્નેહની સળી' જેવી, સાંપ્રત કવિતામાં ખપમાં લેવાતી કલ્પનપ્રયુક્તિ બોટાદકરે પોણી સદી પહેલાં દાખવી છે તે બાબત ધ્યાનાર્હ છે. આવી તો કંઈ કેટલીયે લાક્ષણિક અભિવ્યક્તિ બોટાદકરની કલમે પ્રભવી છે. 'પ્રીતિ ઝરે પાંદડે રે'નું દશ્યકલ્પન કેવું તાજગીભર્યું છે! તો, 'બારમાસી તણે બારણે રે જઈ બીજ એ બેઠી'નું 'ફોટોજેનિક' લાક્ષણિક ચિત્ર આપણી આંખોને તરત આકર્ષે તેવું છે. 'કુરંગ' કે 'સંદેશ' જેવા તત્સમોમાંથી 'કુરંગડા' અને 'સંદેશડા' જેવા અનેક શબ્દો નિપજાવી લેવાનું કૌશલ ધરાવતા આ કવિ 'કોઈ ગુંજન ઝીણલાં ગાય રે' તેવો, ભાષાનો સૂક્ષ્મ ચમત્કાર રચતો પ્રયોગ પણ કરે ત્યારે આપણે પ્રસન્ન થઈ ઊઠીએ છીએ. 'ગુંજન ગાવું' તેવા અપપ્રયોગને 'ઝીણલાં' શબ્દ સાથે ગૂંથી સાર્થક બનાવી દેવાનો કીમિયો દાદ માગી લે તેવો છે. શબ્દાલંકારોના વ્યાપક પ્રયોગની તત્કાલીન કાવ્યછટાઓનો બોટાદકરે વિપુલ માત્રામાં ઉપયોગ કર્યો છે. ભાગ્યે જ કોઈ કાવ્ય એમની આ નિપુણતાથી વંચિત હશે. નાદની મધુરતા અને લયની સુંદરતામાં આ શબ્દાલંકારો ઘણા ઉપકારક બની શક્યા છે તે સહેજે સમજાય તેવું છે.

અગાઉ નોંધ્યું છે તેમ આ સંગ્રહની બધી રચનાઓ ગેય છે. દરેકના પ્રારંભે તેને કયા રાગ-ઢાળમાં ગાઈ શકાય તેમ છે તેનો નિર્દેશ બોટાદકરે

કર્યો છે. ગેય હોવું તે કાવ્યકૃતિનો અનિવાર્ય ગુણ નથી. ગેયતા તે સંગીતનું પરિમાણ છે, કાવ્યનું નહીં. ગેયતા સાથે ભાષાનું નહિ, સૂરનું તત્ત્વ જોડાયેલું છે. તેમ છતાં, અહીં પ્રયોજાયેલા ગેય ઢાળોને લક્ષમાં લઈએ તો જે તે રચનાની ભાષા, લય, પ્રાસાદિને તેણે કેવી રીતે નિયંત્રિત કર્યા છે તેનો ખ્યાલ આવે છે. આ અર્થમાં આ કાવ્યોની ભાષાને તેમાં નિહિત ગેયતાએ કોઈ ને કોઈ રીતે નાથી છે. કાવ્યભાષાએ ગેય ઢાળોને વશ વર્તીને ઘાટમાં ઘડાવું પડે તેવી સ્થિતિ અહીં સર્વત્ર છે. કાવ્યનું અનિવાર્ય ઘટક ન ગણાય તેવી ગેયતાને બોટાદકરે રાગયુક્ત શબ્દનિર્માણ માટે ખપમાં લીધી છે. અગાઉ ઉલ્લેખ કર્યો તેવાં ભાષાનાં ધ્વનિપરિવર્તનો અહીં થયાં છે તેનું એક કારણ આ રાગીયતા પણ છે. આ કાવ્યોની લોકપ્રિયતામાં બોટાદકરની કવિપ્રતિભાનો જ હિસ્સો છે તેવું સર્વથા કહી શકાશે નહિ, ગેયતા પણ આ ઉપલબ્ધિમાં થોડેઘણે અંશે સહાયક બને છે તેમ કહેવું જોઈએ. કાવ્યના શાસ્ત્રની બહારનું ઉપકરણ કાવ્યને મદદ કરવા આવે ત્યારે તેમાં કાવ્યની ગુંજાયેશ ઓછી હોવાનો વહેમ જાય તેવું પણ બને. ગાયકીને ટેકે શબ્દોને તારી દેવાનો કીમિયો જોખમી છે. પણ બોટાદકર તેમાં સર્વથા સફળ રહ્યા છે. હજી આજે પણ બોટાદકરની કેટલીક રચનાઓ ગુજરાતણોના મુખે ગુંજતી રહી છે તે તેની સાહેદી આપે છે. લોકકવિતા અને લોકઢાળના પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રભાવમાં પળોટાયેલી આ રચનાઓનું સાંગીતિક પાસું ઉપેક્ષ્ય નથી તેટલી માત્ર નોંધ લેવી અહીં પર્યાપ્ત લેખાશે. વધુમાં એટલું ઉમેરીએ કે આ રચનાઓ ગાયકી ઉપરાંત, રાસકૃતિઓ હોવાને કારણે નર્તનનું પરિમાણ પણ ધરાવે છે. નર્તન પણ કાવ્યબાહ્ય ઘટક છે. તે છતાં કાવ્યલયના પ્રવર્તનમાં તેનો પ્રભાવ અહીં કોઈ ને કોઈ રીતે દેખાયા કરે છે. તેને પણ નજર-અંદાજ કરી શકાય તેમ નથી.

'રાસતરંગિણી'ની દરેક રચના કોઈ ને કોઈની ઉક્તિરૂપે છે. અને દરેકમાં પ્રગટ કે અપ્રગટ તેવા શ્રોતાની હાજરી પણ છે. આ જોતાં તેમાં કથનનું તત્ત્વ કેટલું પ્રભાવક બળ બનીને વિસ્તર્યું હશે તેનો ખ્યાલ આવે છે. બોલચાલના લહેકાઓ કે સંબોધનના કાકુઓ અહીં પાર વગરના છે. ઉક્તિસ્વરૂપે ઊતરી આવેલી પંક્તિઓની સંખ્યા અરધાથી પણ વધારેની છે. બોટાદકરની આ એક અલગ પ્રકારની કાવ્યરીતિ છે.

પંડિતયુગની ગુજરાતી કવિતા ન્હાનાલાલ, કાન્ત, કલાપી અને બ. ક. ઠાકોર જેવા પ્રભાવી કવિઓની કવિતાથી મહિમાવંતી છે. બોટાદકરને આ કવિઓના સમકાલીન તરીકે તપાસીએ ત્યારે જણાય છે કે એમણે એમના સમકાલીનો જેવાં આસ્ફાલનો દાખવવા કોશિશ કરી છે ત્યારે બહુ ફાવ્યા નથી. બોટાદકરની વિશ્રાંતિ 'રાસતરંગિણી'માં છે તે પ્રકારનાં કાવ્યોમાં જ છે તેમ કહેવું સર્વથા યોગ્ય છે. આ કાવ્યોમાં બોટાદકરના કવિત્વની પ્રૌઢિ અને સ્થૈર્ય જણાય છે, શોધ પૂરી થયાની સંતુષ્ટિ પમાય છે. આ કાવ્યોમાં બોટાદકરને પોતાનું ખરું કવિ-વ્યક્તિત્વ પ્રગટતું દેખાયું હોવું જોઈએ. પણ આવી રચનાઓ વધારે લખાય તે માટે કવિ પાસે દુર્ભાગ્યે આયુષ્ય બચ્યું નહીં.

લગભગ લોકગીતો જેવી લોકપ્રિયતા રળી શકેલી આ સંગ્રહની રચનાઓ વિદ્વાનો માટેની છે તે કરતાં વધુ તો સામાન્યજન માટેની છે. તેમ છતાં તે અચ્યુત કીર્તિની હકદાર બની શકી છે તે ઘટના ગુજરાતી કાવ્યસાહિત્યમાં સર્વથા નોંધપાત્ર ઠરે તેવી છે. નારીભાવ અને ગૃહજીવનના આલેખનની સંકડાશમાં રહીને પણ બોટાદકરે જે ઊંડાણ સિદ્ધ કર્યું છે તે એમના સમકાલીનોની કવિતા વચ્ચે તેમ જ આજની કવિતા વચ્ચે પણ પોતાની વિશિષ્ટ જગ્યા બનાવે તેવું છે. એમ ન હોત તો પોણી શતાબ્દી વીત્યા પછી પણ 'રાસતરંગિણી'ની રચનાઓ ગુજરાતી કવિતાના પ્રાંગણમાં આટલી ટટ્ટાર ઊભી ન હોત. આ સંપાદનની આજની તારીખની પ્રસ્તુતતા એટલે જ સ્વયંસ્પષ્ટ છે.

□

# ફિલ્મદિગ્દર્શક ગિરીશ કર્નાડ

**અભિજિત વ્યાસ**

ભારતીય સાહિત્યમાં અપાતું પ્રતિષ્ઠિત સન્માન જ્ઞાનપીઠ પારિતોષિક કન્નડ સાહિત્યમાં નાટ્યલેખન કરતા લેખક ગિરીશ કર્નાડને મળ્યું. આ સન્માનને માટે ગિરીશ કર્નાડ એ એક ખૂબ યોગ્ય પસંદગી છે. કન્નડમાં લખતા હોવા છતાં ગિરીશ કર્નાડની પ્રતિભા સમગ્ર ભારતમાં ઊભરી છે. આ વિશેષે તો એમની બહુમુખી પ્રતિભાને કારણે ગિરીશ કર્નાડ નાટ્યકાર તરીકે જેટલા જાણીતા છે તેથી વિશેષ ફિલ્મકાર – કહો કે અભિનેતા — તરીકે વધુ જાણીતા છે. ગિરીશ કર્નાડનાં નાટકો વાંચ્યાં હોય કે તેની ભજવણી જોઈ હોય તેવો વર્ગ છે તેથી ઘણો મોટો વર્ગ એવો છે જેણે એમને કદી વાંચ્યા નથી કે તેમનાં નાટકો જોયાં નથી, પણ એમણે અભિનય કરેલી ફિલ્મો કે ટેલિવિઝન સીરિયલ્સ જોઈ હોય. ગિરીશ કનાર્ડનાં નાટકો હિન્દી, અંગ્રેજી, મરાઠીમાં ભજવાયાં છે, પણ મારી જાણ મુજબ ગુજરાતીમાં ભજવાયાં નથી કે અનૂદિત પણ થયાં નથી. બીજી ભાષાથી આપણે આ બાબતમાં પાછળ છીએ કે પછાત છીએ એ વિચારવું રહ્યું.

ગિરીશ કર્નાડ એકમાત્ર એવી ભારતીય વ્યક્તિ છે કે જે નાટક અને સિનેમાના ક્ષેત્રમાં સમાંતર રીતે વિશિષ્ટ સર્જનાત્મક કાર્ય કરી રહી છે. આ ક્ષેત્રે બીજા ઘણા લેખકો-દિગ્દર્શકો કાર્યરત છે; પણ એ કોઈને ગિરીશ કર્નાડ સાથે સરખાવી શકાય તેમ નથી. અને એ રીતે જોતાં તેઓ અદ્વિતીય છે. ગણિત અને વિજ્ઞાનના ગ્રેજ્યુએટ ગિરીશ કર્નાડને રૂહોડ સ્કૉલરશિપ મળતાં ઑક્સફર્ડમાં ફિલૉસોફી, પૉલિટિક્સ અને ઈકોનૉમિક્સનો અભ્યાસ કર્યો. ગિરીશ કર્નાડ ઑક્સફર્ડ યુનિયનના પ્રમુખ પણ હતા. ઑક્સફર્ડના એ દિવસો દરમ્યાન એમનામાં સાહિત્યકાર થવાના કોડ જાગેલા. પણ ગિરીશ કર્નાડે પ્રારંભથી જ એવું નક્કી કરેલું કે હું કાવ્ય નહીં, નાટકો લખીશ, અને પહેલું નાટક 'યયાતિ' ૧૯૬૧માં સર્જ્યું. પણ એમને પ્રસિદ્ધિ બીજા નાટક 'તઘલક' (૧૯૬૪)થી મળી. આ નાટકથી ગિરીશ કર્નાડ નાટ્યક્ષેત્રે લેખન કરતા પ્રથમ હરોળના લેખકોમાં સ્થાન પામ્યા. એટલું જ નહીં, પણ સાતમા દાયકાની નાટ્યપ્રવૃત્તિમાં ઘણો મોટો પ્રભાવ ઊભો કર્યો. આ નાટકના સર્જન વિષે ગિરીશ કર્નાડ લખે છે :

"We belonged to the first generation of independent India. The crumbling of the Nehruvian dream in the last days of the Nehru era, the disillusionment of people everywhere with his inablity to grapple with reality after the promises, and the waning charisma of the man, all this struck me as having more than a passing resemblance to the time of Tughlaq. After I wrote it I found that playwrights all over the country – Badal Sarkar, Mohan Rakesh, Tendulkar – had the same preoccupations as mine. Suddenly we were a 'movement'.

'તઘલક'ના સર્જન સમયે ગિરીશ કર્નાડ ઑક્સફર્ડ પ્રેસમાં સર્વિસ કરતા હતા. 'તઘલક'ની સફળતા બાદ આ નોકરી છોડીને ગિરીશ કર્નાડ ધારવાડ જાય છે. ધારવાડ એ કર્નાડની જન્મભૂમિ છે. આની પાછળ ગિરીશ કર્નાડની એક ઇચ્છા કર્ણાટકના ગ્રામ્ય જીવનને જોવાની જ નહીં, અનુભવવાની પણ હતી. કર્નાડ કહે છે : "I was at a sort of crossroads in my life. I even planned to go to a village and work there."

એ સમયમાં એક દિવસ અચાનક તેમના

હાથમાં યુ. આર. અનંતમૂર્તિ લિખિત નવલકથા 'સંસ્કાર' (અંતિમવિધિ)ની મૅન્યુસ્ક્રિપ્ટ આવે છે. આ કથાના દશ્યાત્મક પ્રભાવ (visual power)થી તેઓ એટલા બધા પ્રભાવિત થાય છે કે તેના ઉપરથી ફિલ્મ સર્જવાનું નક્કી કરે છે. આ પહેલાં ગિરીશ કર્નાડે ક્યારેય ફિલ્મસર્જન વિષે કશું વિચારેલું નહીં. પણ 'સંસ્કાર'ના વાચન બાદ એમણે ફિલ્મમાધ્યમનો અભ્યાસ કરવો શરૂ કર્યો. કર્નાડે ઘણા લોકો સાથે આ બાબતમાં વાત કરી. પણ એમને ખાસ પ્રતિભાવ ન મળ્યો. એટલું જ નહીં, આ વાર્તા ઉપરની ફિલ્મ ચાલી જ ન શકે તેમ પણ એમને કહેવામાં આવ્યું. આ સમયમાં ગિરીશ કર્નાડે પટ્ટાભી રામા રેડ્ડીની પાસે 'સંસ્કાર'ના અંગ્રેજીનું પઠન કર્યું, અને પટ્ટાભી રામા રેડ્ડીને ફિલ્મના સર્જન માટે તૈયાર કર્યા. ગિરીશ કર્નાડે ફિલ્મની સ્ક્રિપ્ટ તો લખી, ફિલ્મમાં અભિનય પણ કર્યો. એ અત્યંત સારી ફિલ્મનું સર્જન થયું હોવા છતાં આર્થિક રીતે ફિલ્મ નિષ્ફળ રહી. ફિલ્મની ઉપર પહેલાં તો સેન્સર બોર્ડે પ્રતિબંધ મૂકેલો. ત્યારબાદ આ પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો અને ૧૯૭૦ના વર્ષનો શ્રેષ્ઠ ફિલ્મનો રાષ્ટ્રપતિ સુવર્ણચંદ્રક પણ પ્રાપ્ત થયો.

'સંસ્કાર'ની કલાત્મક સફળતાએ ગિરીશ કર્નાડની ફિલ્મસર્જનયાત્રા દોડવા લાગી. અંગત મિત્ર બી.વી. કારન્થે 'વંશવૃક્ષ' સર્જવા તક આપી. આ પછી આવ્યું 'કાદુ' (જંગલ). આ ફિલ્મે ગિરીશ કર્નાડને એક સારા દિગ્દર્શક તરીકે પ્રતિષ્ઠિત કર્યા. આ સમયમાં સરકારે ગિરીશ કર્નાડને ફિલ્મ અને ટેલિવિઝન ઇન્સ્ટિટ્યુટના ડિરેક્ટર (નિયામક) તરીકે નિયુક્ત કર્યા. ફિલ્મ ઇન્સ્ટિટ્યુટના દિવસો વિષે કર્નાડ કહે છે કે ઇન્સ્ટિટ્યુટમાં હું ડિરેક્ટર કરતાં વધુ તો વિદ્યાર્થી હતો. ફિલ્મનિર્માણનો પદ્ધતિપૂર્વકનો (systematically) અભ્યાસ કરવાની અહીં તક મળી. સાથે સાથે વિશ્વની કેટલીક ઉત્કૃષ્ટ (classic) ફિલ્મો જોવા મળી અને કેટલાક ફિલ્મસિદ્ધાંતકારોને મળવાની તક મળી. બે વર્ષ પછી ગિરીશ કર્નાડ મુંબઈ જઈને વસે છે, જ્યાં શ્યામ બેનેગલની બે ફિલ્મો 'નિશાંત' અને 'મંથન'માં અભિનય કરે છે. અને 'ભૂમિકા', 'કોન્ડુરા' અને 'કલયુગ'ની સ્ક્રિપ્ટ્સ લખે છે. ફિલ્મમાં અભિનયનો સક્રિય દોર અહીંથી શરૂ થાય છે. ગિરીશ કર્નાડે અનેક ફિલ્મોમાં અભિનય કર્યો. પણ દિગ્દર્શક તરીકે એમણે જે કૌવત બતાવ્યું તે અભિનેતા તરીકે દર્શાવી શક્યા નથી. અંગત રીતે મને અભિનેતા તરીકે ગિરીશ કર્નાડ પ્રભાવક નથી લાગ્યા. એટલું જ નહીં, એમણે કરેલી કેટલીક ભૂમિકા અને તેમની કેટલીક ફિલ્મોની પસંદગી વિષે હંમેશાં એવો પ્રશ્ન થયો છે કે ગિરીશ કર્નાડ જેવા કલાકારે આ ફિલ્મ કે આ દિગ્દર્શકની નીચે આવી ભૂમિકા કરવાનું કેમ પસંદ કર્યું?

એક લેખક તરીકે અને વિશેષ નાટ્યસર્જક તરીકે ગિરીશ કર્નાડ જેટલા પ્રતિભાવંત છે તેટલા જ એક ફિલ્મદિગ્દર્શક તરીકે પણ છે. એમની ફિલ્મોમાં એમનો આગવો સ્પર્શ જોઈ શકાય છે, જે બીજા ન્યુ વેવના કે વાસ્તવવાદી દિગ્દર્શકોથી જુદો છે. ભારતીય સમાજને વસ્તુલક્ષી રીતે જોઈને તેની પ્રથામાંથી તેઓ સદંતર બહાર આવેલા છે. પોતે જન્મે બ્રાહ્મણ હોવા છતાં પોતાની પહેલી બન્ને ફિલ્મોનો સૂર બ્રાહ્મણ-વિરોધી વ્યક્ત કર્યો છે. જ્યારે 'કાદુ'માં જ્ઞાતિપ્રથાની કોઈ વાતને ન સ્પર્શતાં ભારતીય સમાજમાં સામંતશાહીની અંદર થતી હિંસાના અતિરેકની વાત કરે છે, તો 'ઓન્ડાનોન્ડુ કાલાડાલી' ભરપૂર ઍક્શન-ફિલ્મ છે. ગિરીશ કર્નાડે આ ફિલ્મની પ્રેરણા જાપાનીઝ ફિલ્મદિગ્દર્શક અકીરા કુરોસોવાની ફિલ્મો ઉપરથી લીધી હતી. અને પોતાના સર્જનને અકીરા કુરોસોવાને અંજલિરૂપ ગણાવ્યું છે.

પોતાની યુવાનીમાં વિશ્વવાદી (cosmopolitan) પોતાની rootlessnessની ચિંતા હતી. પોતાની આ વિચારણા વિષે કર્નાડ કહે છે :

"It used to worry me that I couldn't choose my subjects from an authentic Kannada context, because I wasn't from a Karnataka village. In fact, my upbringing has been closer to Marathi culture than to Kannada. This doesn't bother me anymore though. After all,

rooted or rootless, it's a question of making the best of what one is."

આ ઉપરથી સમજી શકાય છે કે પોતાનાં મૌલિક નાટકો અને ફિલ્મસ્ક્રિપ્ટ્સ તથા દિગ્દર્શન માટે મુખ્યત્વે ઇતિહાસ અને દંતકથાઓનો આધાર એમણે કેમ લીધો. ગિરીશ કર્નાડની મોટા ભાગની ફિલ્મ-સ્ક્રિપ્ટ્સ આધુનિક ભારતની નવલકથાઓ ઉપર આધારિત છે, અને સમકાલીન સમસ્યાને ઇતિહાસ, પુરાકલ્પન (myth) અને કિંવદંતી (legend) સાથે પ્રયોજીને રજૂ કરતા રહ્યા છે. 'કાદુ', 'ગોધૂલિ', કે 'ચેલુપી' જેવી ફિલ્મોને એના ઉદાહરણમાં જોઈ શકાય. આ ફિલ્મો ગિરીશ કર્નાડે દિગ્દર્શિત કરી છે. તો 'કોન્ડુરા' કે 'કલયુગ' જેવી ફિલ્મસ્ક્રિપ્ટ્સને પણ આ સંદર્ભમાં જોવી રહી. આ બધાના પરિણામે ગિરીશ કર્નાડની ફિલ્મોને mythic sensibility મળી છે. એમની ફિલ્મોમાંની દૃશ્યાત્મકતા પણ ફિલ્મની સંરચનાના ભાગ તરીકે વિકાસ પામી છે. અને નાટકમાં પણ આ જ બધાં તત્ત્વોને એમણે સામેલ કર્યાં છે. ગિરીશ કર્નાડની ફિલ્મોનાં પ્રતીકો વાર્તાના અંતર્ગત ભાગ તરીકે પ્રયોજાયાં હોવાથી તેની સમજ દ્વારા જ કેટલાંક રહસ્યોદ્‌ઘાટન થતાં હોય છે. ઇતિહાસ, દંતકથા અને કિંવદન્તીની સામગ્રીનો પોતાની કથામાં કરેલા ઉપયોગ વિષે કર્નાડ કહે છે :

"The past gives you the ability to control what you want to say. A contemporary subject has too many demands."

પોતાની નાટ્ય-સિનેમાની પ્રવૃત્તિ વિષે જણાવતાં ગિરીશ કર્નાડ કહે છે :

"I would rather be an immortal in theatre than a celebrity in film."

ગિરીશ કર્નાડનાં મહત્ત્વનાં નાટકો: 'યયાતિ', 'તઘલક', 'હયવદન', 'અન્જૂમલીગે', 'હીટીના હૂન્જા', 'નાગમંડલ' (બધાં નાટકો કન્નડ ભાષામાં સર્જાયાં છે).

દિગ્દર્શક તરીકે મહત્ત્વની ફિલ્મો: 'કાદુ', 'ઓન્ડાનોન્ડુ કાલાડાલી', 'વંશવૃક્ષ', 'બેન્દ્રે' [આ તથ્ય-ચિત્ર (documentary) જાણીતા કન્નડ કવિ ડી. આર. બેન્દ્રે ઉપર એમની કવિતાના સંદર્ભમાં સર્જાયું છે], 'ગોધૂલિ', 'ઉત્સવ', 'ચેલુવી'.

અભિનેતા તરીકેની મહત્ત્વની ફિલ્મો: 'સંસ્કાર', 'વંશવૃક્ષ', 'નિશાંત', 'મન્થન', 'કન્કમ્બરા', 'સ્વામી', 'સૂરસંગમ'.



**'ઉદ્દેશ'ના નવા આજીવન પ્રોત્સાહક સભ્યો**

| | |
|---|---|
| ૧. શ્રી અમી પટેલ | અમદાવાદ |
| ૨. શ્રી શ્રેણિક વિદાણી | સુરત |
| ૩. ડૉ. નીના પી. વૈદ્ય | નવસારી |
| ૪. શ્રી રસિકભાઈ જે. કાપડિયા | મુંબઈ |
| ૫. શ્રી યોગેશકુમાર જી. ચૌહાણ | પાલનપુર |
| ૬. શ્રી ભાવના મહેતા | ગાંધીનગર |
| ૭. શ્રી સુરેશ એન. ઝવેરી | મુંબઈ |
| ૮. શ્રી ભૂપેન્દ્ર શેઠ | જામનગર |
| ૯. શ્રી લાભશંકર પુરોહિત | જામનગર |
| ૧૦. શ્રી સિદ્ધિ એસ. ઝવેરી | મુંબઈ |
| ૧૧. શ્રી અનિલ એન. પરીખ | મુંબઈ |

# કોલંબસને કેડે

દુષ્યન્ત પંડ્યા

**૨૮. કોન્ફરન્સો, ભારતના શિક્ષક હોવાનું ગૌરવ**

શહેરની, જિલ્લાની, રાજ્યની, અખિલ ભારતીય અને આંતરરાષ્ટ્રીય, એમ બધા પ્રકારની પરિષદોમાં અહીં દેશમાં ભાગ લીધો હતો. આ બધાં સંમેલનો અને સેમિનારો શૈક્ષણિક પ્રકારનાં જ હતાં. પણ એ નિમિત્તે રાજકોટ, અમદાવાદ, વડોદરા, મુંબઈ, પુણે, અહમદનગર, મહાબળેશ્વર, ઔરંગાબાદ, નાગપુર, જયપુર, રાંચી, દીલ્હી અને કલકત્તા વગેરે શહેરોની મુલાકાત લેવાનું બન્યું હતું. આ સંમેલનોને અંગે પ્રો. અમરનાથ ઝા, ડૉ. વેણીશંકર ઝા, ડૉ. સૈયદીન, જે.પી. નાઈક, મધુરીબહેન શાહ જેવાં લબ્ધપ્રતિષ્ઠ કેળવણીકારોના વધતાઓછા સંપર્કમાં આવવાનું બન્યું હતું.

વૉશિંગ્ટનના શિક્ષકસંઘે એક્સચેંજ પ્રોગ્રામ હેઠળ આવેલા સર્વ શિક્ષકોના માનમાં ગોઠવેલું મિલન પૂરું આંતરરાષ્ટ્રીય મિલન હતું. દક્ષિણ અમેરિકાના, આફ્રિકાના કેટલાક દેશોના, યુરોપના કેટલાક દેશોના તથા ભારત વ. એશિયાઈ દેશોના મળી લગભગ ૨૫૦ જેટલા શિક્ષકોનું એ એક આંતરરાષ્ટ્રીય સંમેલન જેવું જ હતું. પરંતુ એનો હેતુ હતો, કેવળ ચાનાસ્તાનો; ખાઓપીઓ, બેચાર પ્રવચનો સાંભળો અને પછી છૂટા પડી જવાનું.

નવેમ્બરના અંતમાં અમેરિકામાં આભારદિન–થેંક્સગિવિંગ ડે–નો ઉત્સવ આવે છે. એ રજાના અનુસંધાને બોસ્ટનમાં અંગ્રેજીના શિક્ષકોની કોન્ફરન્સ હતી, તેમાં જવાની તક ઝડપી લીધી. ન્યુ ઇંગ્લંડ નામે ઓળખાતા પ્રદેશનો પ્રવાસ થાય, બોસ્ટન શહેર જોવાય અને આ કોન્ફરન્સનો લાભ પણ લેવાય.

ત્યાંની કોન્ફરન્સ આપણી કોન્ફરન્સો કરતાં અનેક રીતે જુદી પડે છે. આપણે ત્યાં શિક્ષક-સંમેલન હોય કે સાહિત્ય-સંમેલન હોય, વિજ્ઞાન-પરિષદ હોય, ઇતિહાસ-પરિષદ હોય કે કોઈ રાજકીય પક્ષનો મેળાવડો હોય, ભાગ લેવા આવનાર સૌકોઈની રહેવાની તથા જમવાની વ્યવસ્થા પરિષદના કે સંમેલનના આયોજકોએ કરવી પડે છે. પરિષદમાં પધાર્યા પછી પ્રતિનિધિ બનવાનું ફોર્મ ભરનાર વ્યક્તિ પણ પોતાનું સ્વાગત પરિષદના પ્રમુખના જેવું થાય અને પોતાને બધી એ-વન સગવડ મળે એવી અપેક્ષાથી આવે છે. ધૂમકેતુના આગમનની આગાહી કરી શકાય છે, આ સભ્યો કઈ ગાડીમાં કે કઈ બસમાં ને, ક્યારે આવશે તેની આગાહી ભાસ્કરાચાર્ય કે બેજન દારૂવાલા પણ કરી શકતા નથી. અને આવે ત્યારથી ઉત્તમ સ્થળ, ઉત્તમ ભોજન અને ઉત્તમ આગતા-સ્વાગતાની અપેક્ષાથી એ પધારે છે.

બોસ્ટનની આ કોન્ફરન્સના આયોજકોએ પરિષદનાં સ્થળોની – એ પરિષદના કેટલાક વિભાગો જુદાં જુદાં સ્થળોએ મળવાના હતા તેમની – ગામની હોટેલોની અને એ હોટેલો આ પરિષદ – સ્થળોથી કેટલે અંતરે આવેલી છે તેની, એ હોટેલોમાં ઉપલબ્ધ સગવડોની અને એ હોટેલોના દરની, બધી વિગતો પૂરી પાડી હતી.

સવારે ૧૧.૦૦ આસપાસ ઊપડતી બસમાં અમે ન્યુયોર્કથી બેઠાં. પચાસેક મુસાફરો માટેની એ બસમાં અમે માત્ર સાત પ્રવાસીઓ હતાં. બસ ન્યુયોર્ક છોડી, જરા પૂર્વ તરફ ફંટાઈ. રસ્તાની બાજુએ દેખાતાં હતાં તે જાણે વૃક્ષો નહીં પણ વૃક્ષોનાં ભૂત હોય એમ લાગતું હતું. કારણ, પાનખર ઊતરી ચૂકી હતી, શિશિરના આગમનના ઢોલ પીટાતા હતા. વાયરો આપણને તો ખૂબ જ ઠંડા લાગે અને, એનાં શીતળ તીર આપણને ભેદતાં લાગે. સૌરાષ્ટ્રમાં નીર વગરની નદીઓ જોવાને અને મારવાડ પાલીથી સિંધ હૈદ્રાબાદ સુધીની સૂકી ભઠ ધરા જોવાને આંખ ટેવાયેલી છે. પણ, કોઈ દયાહીન નૃપના શાપે શાપિત પર્ણહીન વૃક્ષો જોવા આંખો ટેવાયેલી ન હતી. વૃક્ષોની ડાળીઓનાં આંસુ

પણ જાણે સુકાઈ ગયાં હતાં. ઠૂંઠાં વૃક્ષોની હારની હાર કલ્પનાતીત હતી. જાણે કોઈ દુર્વાસાએ સમસ્ત વનરાજિને શાપ આપ્યો હોય એવું એ દશ્ય હતું.

એ ઠૂંઠું સૌંદર્ય જોવું ન ગમતું હોય એમ સૂર્યનારાયણ પણ ઝાંખા પ્રકાશતા હતા. અને આપણને પણ એ અભદ્ર દર્શનથી બચાવવા માગતા હોય એમ વહેલાવહેલા અસ્તાચલ તરફ ઊતરી રહ્યા હતા. આ દશ્ય જોવામાં, ખાવામાં, થોડું વાંચવામાં અને, થોડું ઊંઘવામાં અમારો સમય વ્યતીત થયો. અમે બોસ્ટન પહોંચ્યાં ત્યાં, સાડાચારને સુમારે, સૂર્યાસ્તની નજીકનો સમય થવા આવ્યો હતો. અને, બસમાંથી ઊતરી, ટેક્સી કરી અગાઉથી નક્કી કરેલી અમારી લેનોક્સ હોટેલ પર પહોંચ્યાં ત્યારે, આકાશે અંધકારની ચાદર ઓઢી લીધી હતી. બોસ્ટન વીજળીના દીવાઓથી ઝળાંઝળાં હતું.

લેનોક્સ હોટેલ બહુ મોટી ન હતી, બહુ મોંઘી ન હતી અને, કોન્ફરન્સનું મુખ્ય મિલનસ્થાન વૉર મેમોરિયલ હોલ આ હોટેલથી બે મિનિટને રસ્તે જ આવેલો હતો એ સૌથી મોટો લાભ હતો. હોટેલની અમારી રૂમ સુઘડ, સ્વચ્છ અને સુંદર હતી. પથારીમાં પડતાં આનંદ આવ્યો. પગ લાંબા કરવાની ઘણી જરૂર હતી. ચા પી, અમે જરા લટાર લગાવવાને નીકળ્યાં. હોટેલથી વૉર મેમોરિયલ હોલ કેટલો દૂર છે તે ત્યાં જઈ જાણી આવ્યાં. એ પહોળે રસ્તે થોડી લટાર મારી અમે પાછાં હોટેલ ભેગાં થયાં.

વાળુ કર્યા પછી પાછાં વૉર મેમોરિયલ હોલમાં. રાતે આઠ વાગ્યે 'ઓપન સેશન'થી સંમેલન આરંભાયું. સંમેલનના વરાયેલા પ્રમુખના મંતવ્ય અનુસાર યુએસએની શાળાઓના અંગ્રેજી શિક્ષકોના પચાસ ટકાની પાસે અંગ્રેજી શીખવવાની લાયકાત નથી. આપણે ત્યાં ગુજરાતીના શિક્ષણની સ્થિતિ કેવી હશે ? વ્યાખ્યાનને અંતે રોબર્ટ ફ્રોસ્ટના એક ગ્રંથના શીર્ષકના જ શીર્ષકવાળી A Lover's Quarrel With The World જગત સાથે પ્રણયીનો ઝઘડો – ફિલ્મ અમને બતાવવામાં આવી. અગાઉ પ્રકરણ ૨૫મામાં તેની વિગતો આપી છે.

૨૬/૧૨ ને શુક્રવારે સવારે ૭-૦૦ વાગ્યે 'બ્રેકફાસ્ટ'થી સંમેલનનો કાર્યક્રમ આરંભાતો હતો. એમાં જઈ બ્રેકફાસ્ટ કરતાં ગરમ તો થઈએ તોપણ જે ત્રણચાર મિનિટ ચાલતાં ને પહોંચતાં લાગે તેમાં થીજી જવાનો ડર લાગતો, તે પછીના, ૮-૪૫થી આરંભાતા કાર્યક્રમમાં અમે ગયાં. અમે ભાગ લેવા ગયાં હતાં તે વિભાગ 'કરિક્યુલમ રીસર્ચ એંડ ડિવલપમેંટ' – અભ્યાસક્રમ સંશોધન અને વિકાસ – નો હતો. સંમેલનના અઢારેક વિભાગોમાંથી આ વૉર મેમોરિયલના મકાનમાં સાત-આઠ વિભાગો માટેની સગવડ હતી, બીજા કેટલાક વિભાગો મેસેચ્યુસેટ્સ ઇન્સ્ટિટ્યૂટ ઑવ ટેકનોલોજીના મકાનમાં હતા. સારે નસીબે, અમને જેમાં રસ હતો તે વ્યાકરણનો વિભાગ પણ અહીં મળવાનો હતો.

અભ્યાસક્રમને લગતા વિભાગમાં ભાગ લેનારાંઓની સંખ્યા પાંચસોથી છસો વ્યક્તિઓની હશે. પ્રથમ વક્તા એક આચાર્ય હતા. એમની પછી એમ.આઈ.ટી.ના એક વિદ્વાન પ્રાધ્યાપક મંચ પર આવ્યા. એમનું મંતવ્ય એવું હતું કે ભાષાના અભ્યાસક્રમમાં ધરમૂળથી ફેરફાર કરવાની જરૂર છે. રશિયાએ સ્પુટનિક ઉપગ્રહ તરતો મૂક્યો હતો તે કેમ જાણે અમેરિકાના દેહમાંથી માંસનો લોચો કાઢી એ ઉપગ્રહ ન મૂક્યો હોય અને એના શલ્યની અસહ્ય પીડા અમેરિકન પ્રજાને થતી હોય એવું એ વક્તવ્ય પરથી લાગતું હતું. અમેરિકાના અહં ઉપર એ જોરદાર ઘા હતો એ ચોક્કસ. એ અધ્યાપક સાહેબે જોરદાર રજૂઆત કરી કે, પહેલી શ્રેણીના ભાષાના પાઠ્ય પુસ્તકથી માંડી ઉપર સુધી બધે જ, વિજ્ઞાન ઉપર ભાર વધારે દેવો જ જોઈએ. ગણિતના અભ્યાસક્રમના સુધારાની પણ એમણે જોરદાર રજૂઆત કરી. અને ત્યાર પછી તરત જ, ગણિત અને વિજ્ઞાનના શિક્ષણમાં અમેરિકામાં ક્રાંતિકારક પરિવર્તન આવ્યું હતું.

૧૦-૪૫ પછી આરંભાતા વ્યાકરણ વિભાગમાં અમે ગયાં. એ વિભાગમાં રૂઢ, સંરચનાવાદી-સ્ટ્રક્ચરલ અને પરિવર્તનવાદી ટ્રાન્સફર્મેશનલ અભિગમોથી ક્રિયાપદનું વિશ્લેષણ કરવામાં આવ્યું. પ્રથમ વક્તાએ

વાક્યમાં ક્રિયાપદનું પ્રાધાન્ય સ્થાપિત કર્યું. બીજા વક્તાએ ક્રિયાપદનાં વિવિધ અંગોની અને તેમનાં કાર્યો – ફંક્શન્સ–ની છણાવટ કરી – 'એકનું થાપ્યું બીજો હણે' એ અખાકથન અનુસાર, ત્રીજા વક્તાએ એ બંનેના મતોનું ખંડન કર્યું. વ્યાખ્યાતાઓનાં મંતવ્યો અને પછીની ચર્ચા રસિક હતાં. આ શુષ્ક વિષય માટે દોઢસો માણસો બેસી શકે એવડો ખંડ ફાળવ્યો હતો. બધી ખુરશીઓ ભરાઈ ગઈ હતી અને પચાસસાઠ 'પાણિનિવંશજો' ઊભાં હતાં. એક વાગવાનો સમય થતાં અમે અન્યપદ – ભૂખ – પ્રધાન બની જતાં ત્યાંથી ભારે મગજે અને હળવે પેટે વિદાય લીધી.

લંચને સમયે પણ વ્યાખ્યાનો હતાં. પણ અમે એનો લાભ લઈ શકીએ એમ ન હતું કારણ, લંચમાં બે જ વિકલ્પો હતા, માંસ અથવા મચ્છી. આમ જુઓ તો, માંસ ઘાસનું જ રૂપાંતર છે અને માછલી દરિયાઈ મેવો છે. પણ અમારી પસંદગી મૂળ ઘાસ અને પાર્થિવ મેવા પરથી ખસી નહીં હોઈ અમે એ કાર્યક્રમમાં ભાગ લઈ શકીએ તેમ ન હતું. અને સુદામાની પત્નીની પેઠે ભૂખ્યાં પેટે જ્ઞાન ગમતું નહીં હોઈ અમે ભૂખશમન માટે ગયાં.

લંચ પછીનો કાર્યક્રમ ખૂબ જ આકર્ષક હતો. 'અપ ધ ડાઉન સ્ટ્રેરકેય્સ' નામની જે નવલકથાનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે તેનાં લેખિકા બેલ કોફમેનનું પ્રવચન હતું. '૬૫ના જુલાઈ-ઑગસ્ટમાં પ્રકાશિત થયેલી એ નવલકથાનાં ઉપરાઉપરી ચારપાંચ પુનર્મુદ્રણ કરવાં પડેલાં અને એની લાખ્ખો નકલો વેચાયેલી.

બાર વર્ષની વયે યુરોપથી અમેરિકા આવી, કોલંબિયા યુનિ.માંથી અંગ્રેજીનો વિષય લઈ રેકોર્ડ ઓનર્સ સાથે એ એમ.એ. થયાં. ન્યુયોર્કનું શિક્ષણખાતું એને કાયમી નોકરી ન આપે. હા સબસ્ટિટ્યૂટ ટીચર તરીકે અઠવાડિયામાં ત્રણચાર વાર બોલાવે. કાયમી નોકરી ન આપવાનું કારણ ? 'તમારું અંગ્રેજી ઉચ્ચારણ બરાબર નથી. એમણે 'સ્પીચ ટ્રેઈનિંગ' લીધા પછી રૂબરૂ મુલાકાતે ગયાં. ત્યાં એમને એક સૉનેટનો રસાસ્વાદ લખી આપવા કહેવામાં આવ્યું. આ વખતે ઉચ્ચારણનું નડતર ન હતું. છતાં એ પસંદગી પામ્યાં ન હતાં. નાપસંદગીનું કારણ જાણવા માંગતાં એમને કહેવામાં આવ્યું, "સૉનેટનું અર્થઘટન બરાબર નથી." બેલબાઈ ચીકણાં. એમણે પોતાનું અર્થઘટન એ સૉનેટનાં કવયિત્રીને લખી મોકલાવી તે વિશે તેમનો અભિપ્રાય માગ્યો. "મારી કલ્પના કરતાંયે આ અર્થઘટન વધારે સુંદર છે," કવયિત્રીએ લખી જણાવ્યું. બેલબહેને એ પત્રની નકલ સત્તાવાળાઓને મોકલી. ફરી વાર ઇન્ટરવ્યૂ લીધા વિના બેલને નોકરી તો આપી પણ ત્યારથી, જીવંત કવિના કાવ્યનો અર્થઘટન માટેનો ઉપયોગ બંધ કરવામાં આવ્યો.

બેલ કોફમેનના વ્યાખ્યાનનો વિષય હતો, 'પ્લીઝ ડૂ નોટ ઇરેય્ઝ' કૃપા કરી ભૂંસતા ના. પોતાની નવલકથામાંથી અને શિક્ષક તરીકેના પોતાના અનુભવોમાંથી દૃષ્ટાંતો આપી, શિક્ષકની તથા વિદ્યાર્થીની દૃષ્ટિથી આ સૂત્રનો એમણે અર્થવિસ્તાર કર્યો. આજે પણ એમનું વ્યાખ્યાન ચિત્તની પાટી પરથી ભૂંસાયું નથી.

સાંજે ફરવા નીકળતાં અનાયાસ એક બીજો અદ્ભુત લાભ મળી ગયો. હોટેલ લેનોક્સની ડાબી તરફ સંમેલનનું સ્થળ હતું તો, તેને ખૂણેથી જમણી તરફ વળતાં એક થિયેટરમાં પોલિશ ડિરેક્ટર પોલેન્સ્કીનું પ્રખ્યાત ચિત્ર 'રિયલ્ઝન' ચાલતું હતું તે જોઈ, ફિલ્મની કલાની સિદ્ધિનું એક ઉચ્ચ શિખર અમે જોયું. માનવમનની અજાણ ગલીઓમાં કુશળ ડિરેક્ટર દોઢ કલાકમાં આપણને કેટલું અથડાવે છે ! હા, એમાં ગીત ન હતાં, ઝાડ પાછળ ચક્કર ફરવાનું ન હતું. રેતીમાં ને ઘાસમાં ગધેડાંની માફક આળોટવાનું પણ ન હતું.

૨૭મીનું સવાર ઊગ્યું. વરસાદ એવો પડતો હતો કે અમે બોસ્ટનમાં નહીં પણ મુંબઈમાં હોઈએ એમ લાગ્યું. કોન્ફરન્સ પૂરી થઈ હતી અને આજે પાછાં ઘરભેગાં, બેય્પોર્ટ, પહોંચવાનાં હતાં. પણ, મારા ભુલકણા સ્વભાવને લઈને અમે પાછાં વળવા માટેની લીધેલી બોસ્ટનથી આઈસ્લિપની વિમાનની ટિકિટો હું ઘેર જ ભૂલી આવ્યો હતો. વિમાન કંપનીને ફોન કરી, અમારી બેઠકો હતી તે પાકું કરી, અમે બીજી ટિકિટો એરપોર્ટે ખરીદશું કહી દીધું. અંગ્રેજી વિભાગના મારા

સાથી મિ. ડોનેહ્યુ પોતાની ગાડી લઈને આવ્યા હતા. એ અમને વરસતે વરસાદે પહેલાં બોસ્ટનની બંદરગાહે ગ્રિફિન્સ વ્હાર્ફ પર લઈ ગયા. ત્યાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ભારતથી અમેરિકા મોકલેલી ચાને દરિયામાં નાખી, અમેરિકન સ્વાતંત્ર્યવીરોએ જે તોફાન મચાવેલું તે બોસ્ટન ટી પાર્ટી નામે ઇતિહાસને ચોપડે ચડેલું છે. આ ત્રણ જર્જરિત જહાજોમાં એ દંગલ મચેલું. અમેરિકાના સ્વાતંત્ર્ય-સંગ્રામનું એ એક સુંદર સ્મરણચિહ્ન છે. હજી ગઈ કાલનાં ગાંધીજીનાં હૃદયકુંજમાંનાં અનેક ચિત્રોને આપણે ફાડી નાખીએ છીએ એમ આ મૂર્ખ અમેરિકન લોકો કરતા નથી અને ૧૯૬૫માં ૧૯૦ વર્ષ જૂના એ જહાજના ખંડેરને જાળવી રાખી રહ્યા છે. અને હજારો મૂર્ખા લોકો રોજ એને દર્શને જાય છે. 'મોડર્ન'ની 'સેન્સ' જ એ લોકોમાં નથી લાગતી.

વરસાદની ધારામાં ડોનેહ્યુની મોટર નાહતી હતી. બારીઓના કાચ જડબેસલાક બંધ કરીને અમે બેઠાં હતાં. જરા પણ આનંદ વગર વરસાદના ટઢોરામાં અમે ફરી રહ્યાં હતાં. ચાર્લ્સ નદી ઓળંગી મિ. ડોનેહ્યુ અમને જગવિખ્યાત વિદ્યાધામો હાર્વર્ડ યુનિવર્સિટી અને મેસેચ્યુસેટ્સ ઇન્સ્ટિટ્યૂટ ઑવ ટેક્નોલોજીના વિસ્તારમાં લઈ ગયા. રજાને અને સતત વરસતા વરસાદને લઈને ત્યાં શાંતિ વરતાતી હતી. અમે ક્યાંય ઊતરી ને ફરી શકીએ એવું વાતાવરણ જ ન હતું. આ વરસાદમાં વિમાન ઊપડી શકશે કે કેમ એની ચિંતા પણ હતી.

સાતથી સાડા સાત લાખની વસતિ ધરાવતા એ બોસ્ટન શહેરમાં આ બે ઉપરાંત બીજી પણ યુનિવર્સિટીઓ અને રેડક્લિફ (મહિલા) કૉલેજ જેવી પ્રસિદ્ધ કૉલેજો આવેલી છે. વરસતે વરસાદે હાર્વર્ડમાં અમે ફરતાં હતાં ત્યારે, પૂરાં ૭૨ વર્ષ પહેલાં, આ હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર જોન રાઈટે વિવેકાનંદને પારખી, એ અજાણ્યા, અધિકારપત્ર વિના આવેલા સંન્યાસી માટે શિકાગોની વિશ્વધર્મપરિષદનાં દ્વાર ખોલી આપ્યાં હતાં તેની સ્મૃતિ તાજી થઈ. એ પ્રો. રાઈટને ઘેર સ્વામી વિવેકાનંદ પહેલી વાર મળવા ગયા અને એમને જોઈને તથા એમને પ્રો. રાઈટ સાથે વાતો કરતા સાંભળીને, એ પ્રોફેસરનાં પત્નીએ પોતાની માતાને લખેલા પત્રમાં એણે સ્વામી વિવેકાનંદે પોતાના ચિત્ત પર પાડેલા સંસ્કારને શબ્દબદ્ધ કર્યા છે. એ લાંબો પત્ર અદ્ભુત છે.

સદ્ભાગ્યે મેઘરાજાએ મહેર કરી અને ધીમા પડ્યા. અમને વિમાનમથકે ઉતારી ડોનેહ્યુ ઘેર ગયા. અમારું એ વિમાન નાનકડું, ૨૧ બેઠકોવાળું, હતું. વળી બોસ્ટનથી સીધું લોંગ આઈલંડના આઈસ્લિપના વિમાન મથકે પહોંચવાનું ન હતું. વચ્ચે બેક સ્ટેશનો પણ કર્યાં. છેલ્લે ન્યુહેવનથી ઊપડ્યા પછી જે પ્રવાસ કર્યો એની મજા ઓર હતી. વિમાન નાનું, ખૂબ ઊંચે ન ઊડતું પણ જમીનથી થોડી ઊંચાઈએ જ ઊડતું એ વિમાન અને, અંધકારના ઓળા ઊતરતાં, નીચે ચોમેર જોવા મળતા દીપકોનો પ્રકાશ. ધરતી પર તારાઓ ફૂટી નીકળ્યા હોય એવું એ અનન્ય દૃશ્ય હતું. અમારો આખો પંથ પ્રકાશિત બની ગયો હોય એમ લાગતું હતું. જાણે 'તમસો મા જ્યોતિર્ગમય' પ્રાર્થના સંભળાઈ હતી. ચોમેર કરેલું પ્રકાશનું વાવેતર દીપમૌક્તિકો તરીકે ઊગી નીકળ્યું હતું. કે કોઈ વિરાટના મંદિરની એ દીપમાળા હતી ?

આઇસ્લિપ આવ્યું. ઊતરી, ટેક્સી કરી અને થોડી વારમાં જ ઘેર પહોંચી ગયાં.

આ પછી તરત જ, એનવાયએસટીએ ન્યુયોર્ક સ્ટેટ ટીચર્સ અસોશિયેશનના વાર્ષિક સંમેલન અંગેના ડિનરમાં જવાનું નિમંત્રણ મળતાં ન્યુયોર્ક ગયો હતો. ન્યુયોર્કમાં ગ્રાંડ સેંટ્રલ સ્ટેશનની બાજુમાં આવેલી કોમોડોર હોટેલમાં જવાનું હતું. ત્યાં પહોંચવા માટે બેબિલોન, પેન અને ટાઇમસ્કવેર એમ ત્રણ સ્ટેશનોએ ગાડી બદલવાની હતી. ઉંદરવીથિકાઓમાં ચાલતી ગાડીઓમાંથી ગ્રાંડ સેંટ્રલ સ્ટેશનના બે દાદરા ચડી બહાર આવ્યો ત્યારે, પાતાળમાંથી પાછો આવ્યો હોઉં એમ લાગતું હતું. પણ ગ્રાંડ સેંટ્રલની બહાર નીકળીએ એટલે અજાણ્યા માટે તો તોતિંગ તાબૂતોના જંગલમાં આવવા જેવો અનુભવ થાય. રસ્તા પર મોટરોનાં કીડિયારાં ઊભરાતાં હોય. ફૂટપાથ પર ચાલતા કોઈ માણસને કશું પૂછીએ તો, મોટે ભાગે તે અંગ્રેજી ન બોલનારો જ નીકળે.

કોમોડોર હોટલમાં પ્રવેશી સામેના રજિસ્ટ્રેશન

ડેસ્ક પર એનવાયએસટીએ વિશે પૂછ્યું તો જવાબ મળ્યો : 'આસ્ક ઇન્ફર્મેશન' માહિતી વિભાગમાં પૂછો. 'ઇન્ફર્મેયૂશન' કાઉંટર જડ્યો. ત્યાં પૂછ્યું તો જવાબ સાંપડ્યો. 'ગો સેંટર એયૂલ, ટર્ન રાઇટ, સી નોટિસ બોર્ડ ઓન ધ લેફ્ટ. વચલે માર્ગે જાઓ, જમણી તરફ વળો, ડાબી તરફ સૂચનાપાટિયું જુઓ. ત્યાં પહોંચી જોયું તો એટલી બધી સૂચનાઓ હતી કે એ સમજવા માટે ગાઈડ જોઈએ. ત્યાં 'અપેક્ષિત' છાપની ગાઈડ બુકો મળતી નથી. જેમતેમ કરી ચોથે મજલે આવેલા એનવાયએસટીએની ઑફિસે પહોંચ્યો. ત્યાં કુમારી ફ્રીડમન નામનાં સન્નારી મળ્યાં. પછી, 'ખૂલ જા સમસમ' જેવું થયું.

બેંક્વેટનાં મુખ્ય અતિથિ હતા જેમ્સ એલન જુનિયર, ન્યુયોર્ક રાજ્યના શિક્ષણ કમિશ્નર. તે સમયના ભારતના શિક્ષણમંત્રી શ્રી ચાગલાએ નીમેલા કોઠારી પંચના એ સભ્ય હતા અને, એ પંચની કામગીરી અંગે ભારતમાં ફરી એ તાજેતરમાં જ પાછા આવ્યા હતા. બેક હજાર ઉપર વ્યક્તિઓના એ સંમેલનમાં એક ભારતીય શિક્ષક ક્યાંક બેઠો છે એ વાત એ જાણી ગયા હશે તેથી (?) એમણે કહ્યું, "માસિક આઠ ડોલર કમાતો ભારતીય શિક્ષક પોતાના કર્તવ્ય વિશે જેટલો સભાન છે એટલો અમેરિકાનો શિક્ષક નથી." આમ ભારતીય શિક્ષક ભલે ઓછા ભાવે મળતો હોય એનું મૂલ્ય મિ. એલને વધારે આંક્યું.

મિ. જેમ્સ એલન જુનિયર આજે ભારત આવ્યા હોત તો શું કહેત ? શિક્ષકઅધ્યાપકની નિષ્ઠા વર્ગના વિદ્યાર્થી પરથી કોચિંગ કલાસના વિદ્યાર્થી પર ગઈ છે એમ કહેત ? પંડિત, વનિતા અને લતાની માફક રાજ્યાશ્રિત બનેલું શિક્ષણ જરીય ટટ્ટાર ઊભું રહી શકતું નથી. એમ કહેત ? શિક્ષણને ધાર્મિક અને રાજકીય રંગોના લપેડા લગાડવામાં આવી રહ્યા છે તે એને દેખાત ? સંઘોના દબાણ હેઠળ અને અમલદારશાહીની જડતા હેઠળ કચડાઈ રહેલા શિક્ષણની વેદનાના સૂર એને સંભળાત ? બ્લેક બોર્ડ વગરના અને સુદામાના ઘર જેવા પ્રાથમિક શાળાઓના ખંડોમાં પરાણે કરાવવામાં આવતી વંદના સરસ્વતી સ્વીકારતી નથી તે એ જોઈ શકત ? એલનના પ્રવચનથી મારું મન ભરાયું; મારું પેટ ભરાયું મારે માટે કાળજી રાખી મને પીરસવામાં આવેલા શાકાહારી ખાણાથી, બ્રેડ અને બાફેલા ચોળા તથા ઉપર આઇસ્ક્રીમથી.

અમારા બેયૂપોર્ટનીયે પૂર્વમાં એક શાળામાં મારી માફક આવેલા બોલ્જિયન શિક્ષક બિયર્ઈઝ ક્લોક મને પોતાની ગાડીમાં લઈ ગયા. અમે બંને અંગ્રેજીમાં જ વાતો કરતા હતા પણ, એમનું અંગ્રેજી જબરજસ્ત ફ્રેંચ અસરવાળું હતું ત્યારે મારું હાલારી-ગુજરાતીને રંગે રંગાયેલું, પરિણામે અમે બોલ્યા એનો પા ભાગ પણ એકમેક ભાગ્યે જ સમજી શક્યા હશું. અને, માત્ર છ વખત રસ્તો ચૂકી જતાં ઘેર પહોંચતાં લગભગ મધરાત થવા આવી હતી. ત્યારથી ઉમાશંકરનું ગીત 'ભોમિયા વિના' મને અણગમતું થઈ ગયું છે.

□

**'ઉદ્દેશ'ના ગ્રાહકોને**

'ઉદ્દેશ'ના દસમા વર્ષનો આ પ્રથમ અંક છે. જેમણે વાર્ષિક લવાજમ ન મોકલ્યું હોય તે તરત મોકલી આપે. વાર્ષિક લવાજમ રૂ. ૧૫૦/- છે છતાં કેટલાક રૂ. ૧૦૦/- મોકલે છે. કેટલાક મનીઑર્ડરમાં પોતાનું નામ સરનામું લખતા નહિ હોઈ ઘણી મુશ્કેલી પડે છે. લવાજમ મોકલનારે પોતાનું નામ, સરનામું પીન કોડ નંબર સાથે અચૂક જણાવવું, અન્યથા ઑફિસ તરફથી એ પરત થશે. ઉપરની બાબત ઉપર ધ્યાન આપવા ખાસ વિનંતી.

—તંત્રી

પ્રીતિ સેનગુપ્તા

### પુણ્ય અને પાપની પરિભાષા

હજારો લોકો સમાઈ શકે તેવા ખૂબ મોટા એક ભવનની અંદર કથા શરૂ ગઈ હતી. ધાર્યું હતું એટલી સંખ્યામાં શ્રોતા કદાચ થયા ન હતા. ઉનાળાના મહિનાઓમાં સામાજિક પ્રસંગો ઘણા હોય ને! જે હોય તે, પણ સાંભળવા આવનારાં સહુ સરસ તૈયાર થઈ સમયસર આવી ગયાં હતાં, ને અંદર બેસી ગયાં હતાં.

ફક્ત એક યુવતી હજી આગલાં પહોળાં પગથિયાં પર ઊભી હતી. વારંવાર એ કાંડા પરની ઘડિયાળ પર નજર નાખતી રહેતી હતી. બાકીનો વખત એની ડોક રસ્તા પર ખેંચાયેલી રહેતી હતી. મારે એની સાથે બીજી કશીક વાત કરવાની હતી. એ દરમ્યાન પણ એનું ધ્યાન રસ્તા પર જતું રહેતું હતું. કશાકની રાહ જોવાતી હતી, એ તો મને સમજાયું, પણ શેની? એ મેં એને પછી પૂછ્યું. એણે કહ્યું, "ગંગાજળ આવવાનું છે."

ગંગાનું જળ એટલે ગંગામાંથી જ આવવાનું હોય ને, પણ માહિતી એવી અણધારી હતી કે મારાથી પુછાઈ ગયું, "ક્યાંથી આવવાનું છે?"

"એરપૉર્ટથી", એણે સ્વાભાવિક ભાવે જવાબ આપ્યો. "કોઈ મોટરમાં લાવવાનું છે, પણ બહુ મોડું થઈ ગયું લાગે છે."

મેં ભોળા-ભાવે પૂછ્યું, "ઓહ, બધાંને પ્રસાદી-આચમન માટે આપવાનું છે?" શિંગ ને મિસરીનાં નાનાં પૅકેટ રોજ દરેક શ્રોતાના હાથમાં મુકાતાં હતાં. મેં ભોળીએ એમ માન્યું કે ગંગાજળની ચમચી પણ દરેકની હથેળીમાં મુકાવાની હશે. ભાઈ, મને શી ખબર?

ગંગાજળ લાવનાર વ્યક્તિની રાહ જોતી યુવતીએ એવા જ સમ-સ્વરે મને જણાવ્યું, "ના, ના, એમ નહીં. કથાકારશ્રીનું ખાવા-પીવાનું ગંગાજળમાં બનાવાય છે ને એ માટે આવે છે."

"વ્હૉટ?" મારાથી ભૂલમાં મ્લેચ્છ ભાષાનું ઉચ્ચારણ થઈ ગયું. શું વાત છે? મારી નવાઈનો પાર ના રહ્યો. હા, હરદ્વારની કે બનારસની વાત હોય તો ગંગાજળ સ્વાભાવિક લાગે, ને મથુરાની વાત હોય તો જમનાજળ. પણ આ તો અમેરિકામાં બની રહેલી વાત છે. અહીં હડસન કે ઓહાયો કે મિસિસિપી કે પોટોમૅક કે રિઓ ગ્રાન્ડે જેવી નદીઓનું જળ વાપરવું જોઈએ કે નહીં?

પીપમાં ભરાઈને કેટલા દિવસે ગંગાનું પાણી અહીં પહોંચે? એમાં ના રહી હોય કશી શુદ્ધિ. અરે, કદાચ એ સ્વાસ્થ્યને હાનિ પણ કરે. અને એ પીપને અહીં સુધી પહોંચાડવાના ખર્ચાનું શું? કદાચ આને પવિત્ર કામ માની મફતના ભાવે એર-ઇન્ડિયા એને લઈ આવતું હશે. પણ દેવ-વાણી સામાન્ય જનને પહોંચાડનાર કથાકારને આવું કરવું શોભે? આવો દુરાગ્રહ શા માટે? યજમાનોને આટલી તકલીફ, આટલો ખર્ચો શા માટે? "જબ મન ચંગા તો કથરોટમેં ગંગા" જેવી સાદી-સીધી કહેવતની જાણ નહીં હોય એઓશ્રીને?

કે પછી – "એમની ક્યાં કશી માગણી છે? એ તો કેવળ ભક્તોની લાગણીને નકારી નથી શકતા."

ખેર. કોઈએ કશી ચર્ચા કરી ન હતી. કદાચ એવા પાપમાં કોઈ પડવા માગતું ન હતું. "ભલે ને આવતું પીપ. આપણે શું? આપણે ક્યાં એ પાણીમાં ખાવું-પીવું છે?" આવા જ વિચાર બધાંએ કર્યા હશે. "આચમન માટે ન હતું એ પાણી, તે જ સારું હતું. આપણે તો શિંગ-મિસરીનાં પડીકાં લઈ લેવાનાં. ઘરમાં વપરાઈ પણ જાય, ને પાછું ચોખ્ખાનું ચોખ્ખું."

કેટલાંક વિષયો ને બાબતો એવાં હોય છે કે જેમની ચર્ચા કરી જ ના શકાય. કોઈને ગમે – ના

ગમે તો પાપ તો શું, યુદ્ધનાં યુદ્ધ શરૂ થઈ જાય. એવો એક વિષય આ છે. એના નામમાં અઢી અક્ષર છે ખરા, પણ એ શબ્દ તે "પ્રેમ" નથી. કદાચ એનો અર્થ પ્રેમ થતો હોય, પણ એવા પ્રકારનો પ્રેમ, જે ક્રૂર થઈ શકે, સ્વાર્થ-પરાયણ થઈ શકે, ધૂર્ત થઈ શકે.

આ વિષયવસ્તુથી થોડા જ અંશાંક દૂર વળી જઈએ તો નિરાપદ અને સુરક્ષિત વિચાર-ભૂમિ પર પહોંચી જવાય, અને 'અભય' પ્રાપ્ત થયું હોય તેમ ચર્ચા કરી શકાય આત્મનની શોધ અંગે, ફિલસૂફીના ઊંડાણ વિષે, વિશ્વના બૌદ્ધિક વિચારકોનાં મંતવ્યોની બાબતે. ભારતીય સમાજમાં જ નહીં, પણ અહીંના પશ્ચિમી જીવનમાં પણ, ઈશ્વર અને કર્મકાંડોની સાથે સાથે, તાત્ત્વિક પ્રવૃત્તિઓનું ઘણું સ્થાન જોવા મળે છે. માનસિક અને શારીરિક ચિકિત્સાની જેમ આધ્યાત્મિક આધાર આપતાં અનેક કેન્દ્ર અમેરિકાનાં અસંખ્ય શહેરોમાં સ્થપાઈ ચૂક્યાં છે. અને અસંખ્ય સામયિકો પણ બહાર પડવા માંડ્યાં છે. એમાંનું એક "ફ્રી સ્પિરિટ" નામનું દ્વિ-માસિક ખૂબ કુતૂહલથી હું જોઈ ગઈ.

ખોલતાં જ, અંદરના પૂંઠા પર બે ફોટા હતા – આ 'નવ્ય-કાળ'માં માનસિક સ્વાસ્થ્ય અને સામાજિક સાફલ્યના અત્યંત લોકપ્રિય એવા બે ઉપદેશકના. એમનાં નામ પણ લખવાં ના પડે એટલા એ બંને જાણીતા છે. બે નવાં 'તાત્ત્વિક, અતિભૌતિક, આધ્યાત્મિક' સામયિકોની જાહેરાત એમના ફોટાઓ દ્વારા થઈ રહી હતી – દીપક ચોપરા દ્વારા 'ન્યૂ મિલેનિયમ'ની અને ઍન્ડ્રુ વેઇલ દ્વારા 'ન્યૂ લાઈફ'ની. પછીના પાના પર પર્વતોના સુંદર પરિસરમાં વસાવેલી 'દેહ, મન ને આત્મા'ને નવચેતના આપતી એક ક્લબની જાહેરાત હતી.

'સ્વ-સામર્થ્ય' માટેની કેટકેટલી રીતો હોઈ શકે છે તે મેં એ સામયિકમાં જોયું. આપણે ધ્યાન ને યોગ વિષે જાણતાં હોઈએ. રેઈકી, અને પ્રાણિક પુષ્ટિનાં નામ પણ સાંભળ્યાં હોય. એમ તો અહીં હરે ક્રિષ્ણ કેન્દ્ર, શિવાનંદ યોગ વેદાન્ત કેન્દ્ર, પરમહંસ યોગાનંદ કેન્દ્ર, સંખ્યા-વિજ્ઞાન અને હિપ્નૉસિસ જાણનાર 'રાજા' (દાઢી, મૂછ, જમ્મુ-સ્ટાઈલની સહેજ ત્રાંસી પહેરેલી ટોપી), 'આધ્યાત્મિક વિજ્ઞાન'ના પ્રણેતા સંત રાજિન્દર સિંઘ (દાઢી, મૂછ, શીખ પાઘડી), શ્રી સ્વામીજી પ્રકાશાનંદ સરસ્વતી (દાઢી, મૂછ, તિલક) ઇત્યાદિ જેવી ભારતીય વંશાવલિવાળી ઉપસ્થિતિઓ છે જ, અને ગૂર્જિએફ, બૌદ્ધ, ઝેન વગેરે ફિલસૂફીને અનુસરતાં કેન્દ્રો પણ છે.

આ સિવાય ધોળા ને શ્યામ અમેરિકનો, ચીની, જાપાની, કોરિયન, યુરોપી વગેરે કેટલી જાતનાં સ્ત્રી-પુરુષો પોતપોતાનાં નાનાંમોટાં કેન્દ્રો ચલાવી રહ્યાં છે. અને ચિકિત્સા-રીતિઓ તો પાર વગરની. અંગ્રેજી શબ્દ-પ્રયોગોનું ભાષાંતર કર્યા વગર એક નાની સૂચિ આપું. ન્યુરો-લિન્ગ્વિસ્ટિક પ્રોગ્રામિન્ગ, ધ ટૅરોટ સ્કૂલ, ક્રિસ્ટલ વર્કશૉપ્સ, રિફ્લેક્સૉલોજી, ટ્રાન્સફૉર્મેશનલ બ્રેથ, લવિન્ગ ટચ સેન્ટર, શિઆત્સુ, ફેન શુઈ, ચિ-ગૉન્ગ ને તાઈ-ચિ હીલિન્ગ સેન્ટર, રૉલ્ફિન્ગ, જિન શિન ડો, ઇનર ફાયર, હૉલિસ્ટિક મેડિસિન, ડ્રીમ એનાલિસિસ, સેલેસ્ટિયલ સોલ ક્લિઅરિન્ગ વગેરે વગેરે. કેવાં અવનવાં નામો. પણ પરિણામો સરખે સરખાં – મનની શાંતિ, તનની સ્વસ્થતા, વ્યક્તિગત સમતોલન, આત્માનું ઊંડાણ.

આ બધાં નામોની થોડી સમજૂતી આપતી ભાષા પણ અવનવી, અતિશયોક્તિથી ભરેલી લાગે ! વિષયને ઉપયુક્ત પરિભાષા વાપરવી તો પડે જ ને. હું કદાચ થોડી સંશયવાદી હોઈશ, પણ એવાં વર્ણનથી મને હસવું આવી જાય, ને હું "કમાલ છે"નું માથું હલાવું ! સદ્‌ભાગ્યે આવા સામયિકમાં લેખો બે કે ત્રણ જ હોય, ને આવી નાની જાહેરખબરોએ પાનાં ભરેલાં હોય, એટલે વાંચવાનું બહુ રહે નહીં. જેમને આ બધી જાતના આધારની જરૂર હશે એમના પર શું આ કૃત્રિમ જેવી ભાષા અસરકારક નીવડતી હશે ખરી ?

અંગ્રેજીમાંથી ગુજરાતી કરી ઉદાહરણ આપવા જાઉં તો નિરર્થક થશે, પણ છતાં થોડાં વાક્યો પરિવર્તિત કરવા પ્રેરાઉં છું. ત્રણ ભારતીય 'સંતો'નાં ભક્તો ઘણાં હોશિયાર નીકળ્યાં કે એમણે અમેરિકન 'મુખ્ય-પ્રવાહ'ના સામયિકમાં હાસ્યોજ્જ્વળ ફોટા છપાવી દીધા. એમને માટે લખાયેલા શબ્દો જોઈએ :

(૧) દક્ષિણ ભારતનાં જીવંત સંત 'અમ્માચી'ને મળો અને વ્યક્તિગત રીતે એમના આશીર્વાદ પામવાનો અસાધારણ અનુભવ માણો. (૨) શ્રી શ્રી શ્રી રવિ શંકર એક એવા ગુરુ છે જે ઈશુનાં પ્રેમ ને કરુણા તથા બુદ્ધનું ઊંડું મૌન વહન કરતા વર્ણવાયા છે. (૩) કરુણામયી ભગવતી શ્રી શ્રી શ્રી વિજયેશ્વરીદેવી જન્મથી 'દિવ્ય માતા' સરસ્વતી, કે જે જ્ઞાન, સંગીત અને કળાની દેવી છે, તરીકે પૂજાતાં આવ્યાં છે. માનવજાતને માટે થઈને એ દસ વર્ષ સુધી દૂરના એક જંગલમાં ધ્યાન-રત રહ્યાં. આવો, અમ્માના બિનશરતી પ્રેમની પૂર્ણતા અનુભવો.

આ આખો વિષય શ્રદ્ધાનો છે, અને બધા પ્રયત્નો આત્માના ઊંડાણ પ્રતિ જવાના – લઈ જવાના છે. તો પછી બધું છલન જેવું કેમ લાગે છે? કોઈ 'સંત'ની અસંભવ જેવી જરૂરિયાત, કોઈ 'સંત' માટેની અસ્વાભાવિક જેવી ભાષા. એમનામાં વિશ્વાસ મૂકતાં પણ ડર લાગે, રખે ને મૂર્ખાં બનીએ.

શક્ય છે કે આ 'સંતો'ને પણ કશાક ડર લાગતા હશે. દાખલા તરીકે, એક જમાનામાં દરિયા-પાર જવું મોટું પાપ ગણાતું. કદાચ એટલે જ આધુનિક 'સંતો' ગંગાજળનાં પીપ દરિયા-પાર મંગાવી લેતા હશે ને? પાપ ગમે તેવાં જટિલ હોય, એમને ધોવાના ઉપાય સહેલા બની ગયા લાગે છે.

□

## પ્રેમના છેલ્લે વળાંકે

(સૉનેટયુગ્મ : હરિણી)

(૧)

*રથ રવિતણો સાતે ઘોડે વળ્યો જરી ઉત્તરેઃ*
*હય હહણતા સાતે સાથે લગામ પ્રકર્ષણે,*
*ખરીથી ખરતી નીલી ધૂલિ અફાટ નભોરણે*
*ઘસઈ જડી લોખંડી નાળો ઝીણી તણખી ઝરે;*
*ફૂલફૂલ થયાં પાંચે ભૂતોઃ બધે અણી નીકળી*
*કળી સરિખડી બીડીસીડી સગર્ભ રહસ્યથી*
*ધરતી બીજને ધારે ગર્ભે, નવાઈ કંઈ નથી;*
*જળ, અગની, વાયુ યે – સમજ્યા – પરંતુ*
*નભે કળી !*
*બહિર સરખીય મારી અભ્યંતરે પણ ઇન્દ્રિયો*
*બધી રતુમડી, ફાટું ફાટું સમગ્ર તીણી અણી*
*ફૂલફૂલ થઈ જાશે; ઝૂકી જશે પદ કો ભણી ?*
*ખબર નથી, કસ્મૈ દેવાય હું અર્પીશ આ જિયો;*
*કુસુમિત હિયું રૂંવેરૂંવે મધુ દ્રવતું પિયુ !*
*ભવભવ ઉવેખ્યા હે મારા !*
*આ ફેરા લે તને જ સમર્પિયું*

(૨)

*ભવભવ રહ્યા હે મારાથી ઉપેક્ષિત પ્રીતમ !*
*પતીજ પડી છે મોડી મોડી છતાં તમ પ્રીતમાં :*
*અગણિત વસંતો આવી'તી, ગુમાવી દીધી, ક્ષમા,*
*પણ ધીરજ શી મારી પ્રીતે અડોલ રહી તમ !*
*વણપલકની આંખે જોઈ તમે મુજ રાહને;*
*તદાપિ તમ નેત્રે ઓછું ના અમી જરીયે પલ !*
*ભવભવ ખર્યાં ફૂલો કૈંકૈં વસંતલ ચંચલ,*
*કશી જ કમી ના; એવી ને'વી દીઠી તમ ચાહને !*
*કઈ ધીરજથી ને શી પ્રીતે તમે મુજને ચહ્યો !*
*તમ તરફ શેં મારી આવી ઉદાસીનતા સહી ?*
*અળવીતરું આ હૈયું જ્યાં ત્યાં ફરંદું, ગણ્યું નહીં !*
*મુજ પ્રીતિમહીં એવું તે શું ગયા નિરખી ? કહો.*
*અવ હું તમને ન્હૈં છોડું રે, પિછાણી લીધી ધૃતિ,*
*તમપદ ધરું, લ્યો આ પ્રીતિ; દિયો દયી ! સ્વીકૃતિ.*

**ઉશનસ્**

# સદા-જાગૃત અને સર્જક-પ્રતિભા-સંપન્ન સાહિત્યિક પત્રકારનું સત્ત્વશીલ સંવેદન*

જયાનન્દ દવે

આ પ્રસ્તાવના લખવાનો આરંભ કરું છું, ત્યાં જ અનેક હૃદયમર્મસ્પર્શી સંસ્મરણો અને સંવેદનાનું એક ઘેરું ઘમસાણ અંતઃકરણના ઊંડાણમાં મચી રહે છે.

૧૯૯૮નો આ સપ્ટેમ્બર મહિનો પૂરા છ દાયકા પહેલાંના ૧૯૩૮ના સપ્ટેમ્બરના સમયને, મારા મનશ્ચક્ષુ સમક્ષ, તાદૃશતાપૂર્વક ઉપસ્થિત કરી દે છે!

કરાંચીના બંદર રોડ પરના 'ડેન્સો હૉલ'માંનું એ 'પ્રભાત પ્રેસ' ! મૅનેજરના ટેબલ પર આસનસ્થ સ્વ. મુ. શ્રી મૂળશંકરભાઈ દવે, અને અંદર પ્રેસની નાની-મોટી સઘળી કામગીરી-જવાબદારી સંભાળતા એમના લઘુ-બંધુ સ્વ. મુ. શ્રી ખીમશંકરભાઈ ! સ્વ. શ્રી ઈશ્વરભાઈ દવેના આ બંને જ્યેષ્ઠ ભાઈઓ! ઈશ્વરભાઈનું સૌ-પ્રથમ મિલન મને અહીં જ થયેલું, એ હકીકતની આજે પણ એટલી જ તાજી સ્મૃતિ છે!

ભાવનગરની સામળદાસ કૉલેજમાંથી ગ્રૅજ્યુએટ થઈને, ૧૯૩૮માં, કરાંચીના 'ગુજરાત વિદ્યાલય'માં હું અધ્યાપક તરીકે જોડાયો. ક. મા. મુનશીના પ્રમુખપદે યોજાયેલા 'ગુજરાતી સાહિત્ય પરિષદ'ના ૧૩મા અધિવેશન પ્રસંગે સ્વ. શ્રી કરસનદાસ માણેકે શરૂ કરેલું માસિક 'સુહિણી' પ્રભાત પ્રેસમાં છપાતું હતું અને એનાં મૅટર-પ્રૂફ વગેરેનું કામ માણેકભાઈએ, અનૌપચારિક ધોરણે, મને સોંપ્યું હતું, તેથી ઈશ્વરભાઈના આ બે જ્યેષ્ઠ બંધુઓ સાથેનો, પ્રભાત પ્રેસમાંનો મારો સત્સંગ લગભગ રોજનો થઈ ગયેલો!

શરીર-સ્વાસ્થ્યની પ્રવૃત્તિઓના નિષ્ણાત, વ્યાયામવીર, અને નિસર્ગોપચાર-પદ્ધતિના ડૉ. સ્વ શ્રી ભૂપતભાઈ અને કરાંચીના સામાજિક જીવનમાં પ્રતિષ્ઠિત શ્રી ગણપતભાઈ, – ઈશ્વરભાઈના આ બે મોટા ભાઈઓ સાથે પણ મારો એવો જ અંગત સંબંધ હતો.

મુ. મૂળશંકરભાઈ તો નખશિખ સૌજન્યમૂર્તિ, પરંતુ મુ. શ્રી ખીમશંકરભાઈ ભગવાન શંકર જેવા જ આશુરોષ અને આશુતોષ હતા: મૅટર કે પ્રૂફો સમયસર પહોંચાડવામાં જરા જેટલીય અનિયમિતતા થાય તો, મને તતડાવી નાખવામાં એ કશી જ કરકસર ન કરે! પરંતુ હું નમ્રતાપૂર્વક માફી માગું અને વિનંતી કરું, એટલે પછી એ પાછા એવા જ આશુતોષ! અને એમની એ ખુશીની ફલશ્રુતિ એટલે, મારા વાંસામાં તરત જ પડતો એમનો હળવો વાત્સલ્યપૂર્ણ ધબ્બો!

ઈશ્વરભાઈ સાથેના મારા પારિવારિક સંબંધોમાં આ બધાં સૌપ્રથમ સુમધુર સ્મરણો!

બીજાં સ્મરણો તો વળી એનાથીયે પહેલાંના સમયનાં છે. પરંતુ એમાં ઈશ્વરભાઈનો પરિવાર નહીં, પણ પાછળથી જે માસિક સાથે તેઓશ્રી આજીવન સંકળાયેલા રહ્યા, તે 'ઊર્મિ' કેન્દ્રસ્થાને છે. આ માસિકના પ્રકાશનનો આરંભ કરાંચીમાં ૧૯૩૦માં થયો અને તેના તંત્રીમંડળમાં હતા આ ચાર મહાનુભાવો : સ્વ. પ્રા. શ્રી ડોલરરાય માંકડ, સ્વ. પ્રા. શ્રી ભવાની શંકર વ્યાસ, સ્વ. કવિશ્રી ઇન્દુલાલ ગાંધી અને સ્વ. શ્રી ચમનલાલ ગાંધી.

ડોલરભાઈ અને ઇન્દુભાઈનો પરિચય આપવાની જરૂર નથી, પરંતુ બાકીના બે તંત્રીઓને ગુજરાતમાં આજે, કદાચ, બહુ ઓછા ઓળખતા હશે. અંતરંગ મંડળમાં 'ભાઉ'ના લાડકા નામથી સંબોધાતા ભવાનીશંકર વ્યાસ કરાંચીની ડી. જે. સિંધ કૉલેજમાં ડોલરભાઈ સાથે જ સંસ્કૃત-ગુજરાતીના પ્રાધ્યાપક હતા. 'અતિથિ' ઉપનામથી તેમણે લખેલી નમૂનેદાર ટૂંકી વાર્તાઓના એકાદ-બે સંગ્રહો પણ એ જમાનામાં પ્રકાશિત થયા હતા, અને દેશના ભાગલા પડ્યા પછી પહેલાં વલ્લભવિદ્યાનગરમાં અને ત્યારપછી મુનશીની

* પ્રગટ થનાર 'અંતરનાં અમી'ની પ્રસ્તાવના.

અંધેરી કૉલેજ (મુંબઈ)માં એમણે અધ્યાપકીય કારકિર્દી સંપન્ન કરી હતી.

બર્મા-શેલના કર્મચારી ચમનલાલ ગાંધી એટલે 'ભાઉ'ના પરમ મિત્ર અને વ્યાપારી-વહીવટી સૂઝ સાથે એટલી જ સુતીવ્ર સિસૃક્ષા ધરાવતા સંવેદનશીલ કવિ! આજે ભલે એ વીસરાઈ ગયા હોય, સળંગ મિશ્રોપજાતિ છંદમાં રચાયેલી એમની 'શ્મશાનમાં' નામક કાવ્યપુસ્તિકા એ સમયના કાવ્યરસિક સમાજમાં સારો આદર પામી હતી. 'ઊર્મિ'નું તંત્રીપદ છોડ્યા પછી, કોઈક અકળ કારણોસર, સાહિત્યિક પ્રવૃત્તિઓથી તે અળગા થઈ ગયેલા, તેથી અનેક કાવ્યો લખવાની સારી સજ્જતા-શક્યતા-સંભાવના ધરાવતા આ કવિની સર્જન-કારકિર્દી અકાળે જ અસ્ત થઈ ગઈ!

પરંતુ અધિક મહત્ત્વની વાત તો 'ઊર્મિ' સાથેના મારા સંબંધની છે : 'ઊર્મિ'માં તે વખતે 'પ્રયોગદશાનાં કાવ્યો'નો એક વિભાગ રહેતો. હું ત્યારે (૧૯૩૪-૩૮) ભાવનગરની કૉલેજમાં ભણતો હતો. કાવ્યલેખનના એ આરંભકાળમાં, નાથાલાલ દવે, પ્રેમશંકર હ. ભટ્ટ, પારાશર્ય વગેરેની જેમ હું પણ 'ઊર્મિ' માટે કાવ્યો મોકલતો. ડોલરભાઈ એ કાવ્યોને છંદ-અલંકાર વગેરેના કાવ્યશાસ્ત્રીય ધોરણે ચકાસતા, માર્ગદર્શન આપતા, કાવ્યો પાછા મોકલતા અને યોગ્ય લાગે તો સ્વીકારતા પણ ખરા. મારાં થોડાં આવાં કાવ્યો તે સમયના 'ઊર્મિ'માં પ્રગટ થયેલાં; અને ૧૯૩૬માં, 'ભારતી સાહિત્ય સંઘ'ની સ્થાપના પછી અને ઈશ્વરભાઈએ એનું તંત્રીપદ સંભાળ્યા પછી તો 'ઊર્મિ'નાં પ્રથમ પૃષ્ઠ પર મારાં કેટલાંક કાવ્યો પ્રગટ થયેલાં, એનું ગૌરવ તો મારી તત્કાલીન કવિ-કારકિર્દીની એક વિરલ ઉપલબ્ધિ સમાન હતું.

આ પુસ્તકની પ્રસ્તાવના લખવાની દરખાસ્ત લઈને શ્રી રાજુલભાઈ દવે મળવા આવ્યા ત્યારે, એમની એ ઇચ્છાને સહર્ષ સ્વીકારવાની પાછળ, એકમાત્ર કારણ હતું, – મારાં મન-હૃદયની ધરતી પર દૃઢમૂળ થઈ ગયેલું, અવિસ્મરણીય અને તેથી ફરી એક વાર ચગળવું-મમળાવવું-વાગોળવું ગમે એવું, ઉપર્યુક્ત, પશ્ચાદ્દર્શન!

આ પુસ્તકમાંનાં સર્વ લખાણો હું અત્યંત રસપૂર્વક, નિરાંતે, અને પ્રસ્તાવનાલેખકની સભાનતાપૂર્વક, ઝીણી દૃષ્ટિએ, વાંચી ગયો છું, અને નિખાલસતાપૂર્વક એકરાર કરતાં મને આનંદ થાય છે કે આ વાચનને મેં માણ્યું છે, – 'માણવું' શબ્દની સર્વ અર્થચ્છાયાઓ અને વ્યંજના સાથે.

અને આ 'માણવા'ની ફલશ્રુતિની વિશિષ્ટતા એ છે કે એના પરિણામે, સદા-જાગૃત અને સર્જક-પ્રતિભા ધરાવતા એક સાહિત્યિક પત્રકારનાં કવિહૃદયની સાત્ત્વિક સંવેદનાનું સુધા-ઝરણું એમાંથી એકધારું અને અસ્ખલિત વહી રહ્યું હોય, એવી એક મધુર મુદ્રા મારી મનોભૂમિ પર ઊપસી છે.

આ લેખોની બીજી પણ એવી જ વિશિષ્ટતા એ છે કે એક સ્વસ્થ અને સમર્થ તંત્રી તથા સંપાદક ઉપરાંત, ઈશ્વરભાઈના વ્યક્તિત્વનાં અનેક ભિન્ન-ભિન્ન પાસાં – જીવનલક્ષી તત્ત્વચિંતક, સૌન્દર્યમુગ્ધ પ્રકૃતિપૂજક, સંવેદનશીલ સાહિત્યસમીક્ષક, સેવા-પ્રાણિત સમાજ-હિતચિંતક, માનવ્યપ્રેરિત પરદેશ-પ્રવાસી અને શ્રદ્ધા-છલોછલ પરમેશ્વર-ભક્ત જેવાં, – એમાંથી સ્વયમેવ વાચક સમક્ષ પ્રગટીને, એને સાનંદાશ્ચર્યની અનુભૂતિ આપે છે.

લેખન-પ્રકાશન અને સંસ્કાર-સાહિત્ય-પ્રસારની ઈશ્વરભાઈની ઝંખના પણ હૃદયના એવા સંવેદનશીલ મર્મ-પ્રદેશોમાંથી ઉદ્ભવી હતી કે 'આકાશના તારાઓમાં', 'વૃક્ષોના મર્મર-ધ્વનિમાં', 'પર્વતોનાં ઝરણાંઓમાં' અને 'ટેકરીઓ સાથે રાસડે રમતી વાદળીઓમાં', પરમતત્ત્વ સાથેના સાયુજ્યનો અપાર્થિવ આનંદ એ અનુભવી શક્યા હતા. 'સ્મરણોના તણખામાં પણ પ્રકાશનું દર્શન' પામનાર એમના જેવા ઉત્કટ પ્રકૃતિપ્રેમી માટે આવી અનુભૂતિ સાવ સ્વાભાવિક હતી.

આ અનુસંધાનમાં, રાજુલભાઈની આ વાત મને સંપર્ણ રીતે સાચી લાગે છે કે આંતરિક આવેગો – ઊર્મિઓના સંવેદનની ક્ષણોમાં, ટાગોર જેવાને પણ ક્યાં ખ્યાલ હતો કે એ અનુભૂતિ 'ગીતાંજલિ'ના આવિર્ભાવ માટે નિમિત્ત બનશે?

ઈશ્વરભાઈની બાબતમાં એવો અનુભૂતિ-આવિર્ભાવ એટલે આ પુસ્તક, જેમાંના કુલ ૫૧ લેખોને, એમાં સમાવિષ્ટ સામગ્રીની દૃષ્ટિએ, ત્રણ વિભાગમાં, આ પ્રમાણે, વહેંચી શકાય:

(૧) 'શ્રીકેત'ના તખલ્લુસથી લખાયેલાં ઈશ્વરભાઈનાં પોતાનાં લખાણો;

(૨) 'ભારતી સાહિત્ય સંઘ' એ સંસ્થા, 'ઊર્મિ-નવરચના' એ માસિક અને એ બંનેના ઉપક્રમે, ઈશ્વરભાઈએ કરેલા અજોડ, આજીવન તથા ક્રાંતદર્શી પુરુષાર્થનો પરિચય આપતા લેખો; અને

(૩) ગુજરાતના તથા વિદેશના મૂર્ધન્ય કક્ષાના અનેક સાહિત્યરસિકસર્જક સહૃદયોએ ઈશ્વરભાઈને અર્પેલી મર્મદ્રાવક શ્રદ્ધાંજલિઓ.

ઈશ્વરભાઈનાં પોતાનાં લખાણોમાં જેટલી વેધકતા છે, એટલું જ વૈવિધ્ય પણ છે. એમાં 'કલ્યાણમાર્ગના યાત્રી બનવા મથી રહેલા' એમને 'અંધારી રાતના આસમાનમાં ઝળકતા લાખ લાખ તારકોમાં' પોતાના 'કૃપાનાથની આંખોનાં પ્રતિબિંબ' દેખાયાનો તે અહેસાસ કરે છે; પરંતુ એ જ પરમેશ્વર એમને જ્યારે કહે છે કે "ઓ પાગલ! પ્રભુને પામવાનો પંથ હજુ તો દૂર છે!" ત્યારે, પશ્ચાત્તાપના રુદનમાં પોતાના અભિમાનને ઓગાળી નાખીને, પેલા 'જગસિંધુના ગાન'માં પોતે એવા ઓતપ્રોત થઈ જાય છે કે એ જ ગાન પોતાના 'રોમેરોમમાં ગુંજી રહ્યું હોય' એવા ઈશ્વર-સાક્ષાત્કારનું બ્રહ્માસ્વાદસહોદર અદ્વૈત રચાયાની પ્રસન્નતા તે પ્રગટ કરે છે.

પ્રકૃતિ સાથેનો એમનો સંબંધ પણ એવો જ સહજ, અનાયાસ અને નિબિડ છે: પ્રકૃતિનાં ભિન્ન ભિન્ન તત્ત્વો સાથે ઈશ્વરભાઈ જ્યારે તાદાત્મ્યભાવ સાધે છે ત્યારે તો, એમનાંમાનો 'કવિ' જ જાણે પ્રગટી રહે છે! અને ત્યારે આ 'કવિ'ને તારાઓથી હસતા આસમાનમાંના તારકો 'રાતનો ઉજાગરો' કરી રહ્યા હોય એવા અને 'ખેતરો-જંગલો-નદીઓ-ડુંગરાઓ અંધારાંમાં સૂતાં હોય', એવાં લાગે છે; તો વળી, વહેલી પરોઢે 'એ જ અંધારું આળસ મરડીને પૃથ્વીના પેટાળમાં ઊતરી જતું' જણાય છે! અને 'બપોરના તડકા'ને 'ભૂખ્યા માણસના નિઃશ્વાસ'ની ઉપમા તો ઈશ્વરભાઈ જ આપી શકે!

અને કાશ્મીરની સોહામણી સાંજના કમનીય સૌન્દર્યથી અભિભૂત થયેલા ઈશ્વરભાઈને જ્યારે 'સમસ્ત વિશ્વના એ બેનમૂન સૌન્દર્ય'માં 'પ્રકૃતિનું મહાગાન' સંભળાય છે, ત્યારે પહેલી જ વાર કાશ્મીરના રૂપરાશિના દર્શને મંત્રમુગ્ધ થયેલા પેલા ફારસી કવિ ફિરદૌસીની પ્રસિદ્ધ પંક્તિઓ યાદ આવી જાય છે:

*'અગર ફિરદૌસ બર રૂએ ઝમીનસ્ત,*
*હમીનસ્તો, હમીનસ્તો, હમીનસ્ત!'*

અર્થાત્ 'ધરતીના પટ પર સ્વર્ગ યદિ ક્યાંય હોય, તો તે અહીં જ છે, અહીં જ છે, અહીં જ છે!'

એ જ રીતે કંપાલા (પૂર્વ આફ્રિકા)થી લગભગ ૩૦૦ માઈલ દૂર આવેલા 'મચેસન' ધોધમાં એમને 'સૌન્દર્યદેવતા સાક્ષાત્ રુદ્ર-સ્વરૂપે પ્રગટેલા' દેખાયા હતા, તો મહાનદી નાઇલમાં એમને 'પિયરનાં તોફાન-મસ્તી છોડી દઈને સંસારના ઉંબરમાં પ્રવેશતી નવવધૂનું લજ્જાવતીરૂપ' જોવા મળ્યું હતું!

વળી, ભારત બહારના વિશ્વના અનેક દેશમાંનાં ભાઈબહેનોને સાહિત્ય-સંસ્કૃતિ-અભિમુખ કરવા પચ્ચીસ વર્ષ (૧૯૫૩-૭૮) સુધી સતત પ્રવાસ કરી રહેલા ઈશ્વરભાઈ, તે તે નગરોનાં અસંખ્ય પ્રબુદ્ધજનોના આત્મીય સ્વજન તથા આજીવન સન્મિત્ર બની રહે છે ત્યારે, સુકોમળ હૃદયના એક નખશિખ સજ્જન તરીકેનું એમનું નમ્ર-નિખાલસ, આભિજાત્ય-સભર, આર્જવપૂર્ણ ભીતરી સ્વરૂપ સોળે કળાએ વિલસી રહે છે : એમાં, માનવકલ્યાણની પ્રવૃત્તિઓમાં અહોરાત્ર ગળાડૂબ રહેતા મલાયાના ચૂનીભાઈ, કંપાલાના પ્રખર સાહિત્ય-સાધક ડાહ્યાભાઈ પટેલ, મ્બાલે (યુગાંડા)ના ગાયક-અભિનેતા મેયર શંકરભાઈ માસ્તર, કંપાલાના યોગાનંદ; એડનના મણિભાઈ શેઠ અને મગનભાઈ પટેલ, પાણીના હૉજમાં ડૂબતા જેમને ઈશ્વરભાઈએ બચાવ્યા હતા તે એડિસ-અબાબાના રતિભાઈ શેઠ, સરોટી (પૂર્વ આફ્રિકા)ના દેવચંદ નથવાણી અને છોટાભાઈ પટેલ.. વગેરેનાં રેખાચિત્રોમાં

તેઓશ્રી પોતે જ નમ્રતાપૂર્વક એકરાર કરે છે તેમ, 'કોઈ ઉપદેશક કે વિદ્વાન તરીકે નહીં, પણ એક જિજ્ઞાસુ અભ્યાસી દૃષ્ટિએ' કરેલા એ પ્રવાસો દરમિયાન, વાચકને એક સિદ્ધહસ્ત કલમનવેસનો પરિચય મળે છે.

પરંતુ એમની સર્જક લેખિનીનું સૌન્દર્ય અને સામર્થ્ય આટલા પૂરતું જ મર્યાદિત નથી; એમાં, ભણતરના અભાવે જેની જીવન-દિશાઓ શૂન્ય બની ગઈ છે એવો, બનારસની લૉજમાંનો, 'શેખચલ્લી જેવો' જટો મારા'જ, 'જેની સર્વગ્રાહી કલમ સિદ્ધાંતો માટે જ ઝઝૂમી એવો' સાહિત્યની દુનિયાનો અસાધારણ આદમી અને ૧૮મી સદીના ફ્રાન્સનો મહાન ક્રાંતિવીર બળવાખોર સાહિત્યકાર વૉલ્ટેર, 'સમાજવાદને દુનિયા સમક્ષ સાચી રીતે મૂકનાર' લંડન સ્કૂલ ઑફ ઈકોનૉમિક્સના સ્થાપક તથા ઇંગ્લાંડની મજૂર-સરકાર પાસેથી 'પિયર'નો ઇલકાબ પ્રાપ્ત કરનાર સિડની વેબ અને એમના જેવી જ ધારદાર પ્રજ્ઞામેધા ધરાવતી એમની પત્ની બેટ્રિક વેબ જેવું આદર્શ દંપતી, અને 'ભારતી સાહિત્ય સંઘ' તથા 'ઊર્મિ' – બંનેમાં ઈશ્વરભાઈ સાથે ખભેખભા મિલાવીને જેમણે કામ કર્યું તે, નૉન-મેટ્રિક હોવા છતાં પોતાના મૌલિક અધ્યાપકીય કૌશલથી જેમણે ગોરા ઇન્સ્પેક્ટરને આંજી દીધો હતો એવા આદર્શ શિક્ષક, સફળ નવલિકા-નવલકથા-લેખક, આજીવન ગરીબી અને માંદગીનો ભોગ બનવા છતાં ખુમારી-ઝિંદાદિલીભર્યું જીવન જીવી જનાર, અને મને પણ કરાંચીવસવાટ દરમિયાન જેમના સંપર્કમાં અનેક વાર આવવાનો લહાવો મળ્યો હતો તે હરજીવન સોમૈયા, – આ ચાર વ્યક્તિચિત્રોના નિરૂપણમાં એમણે કરેલો માનવ્ય-મહિમા તો, વાચકને 'મહાભારત'કાર વ્યાસના પેલા વિખ્યાત વિધાનનું સ્મરણ કરાવે છે કે–

*न मानुषात् श्रेष्ठतरं हि किंचित् ।*
*'મનુષ્યથી ના અદકું કશુંય !'*

માનવહૃદયના ભાવોનું આવું અવ્યાજ-મનોહર આલેખન લક્ષમાં લેતાં, કોઈક વાચકને એવો વિચાર પણ અવશ્ય સ્ફુરે કે વિદેશોના એમણે કરેલા સતત અને સુદીર્ઘ પ્રવાસોમાંથી જો એ મુક્ત રહી શક્યા હોત અને નિરાંતે માત્ર લેખન જ કરવાની એમને સુવિધા-સાનુકૂળતા સાંપડી હોત તો, કેવા અને કેટલા બધા શ્રેષ્ઠ ગ્રંથો આપણને એમના તરફથી મળ્યા હોત?

ગુજરાતના તત્કાલીન લગભગ બધા જ પ્રથમ પંક્તિના લેખકો સાથેનો એમનો અંગત ઘનિષ્ઠ સંપર્ક એ સહુની સિસૃક્ષા તથા સર્જનપ્રક્રિયા સતત સક્રિય રહે એવાં પ્રેરણા-પ્રોત્સાહન એમને મળતાં રહે એવી વ્યવસ્થા, એ જમાનામાં અશક્ય નહીં તો અઘરાં ગણાય એવાં લેખકો માટેના પુરસ્કાર – રૉયલ્ટીનાં ઉચ્ચ ધોરણોનું પ્રસ્થાપન, અનેકવિધ વિષયોની અને લગભગ સર્વ સાહિત્યસ્વરૂપોની ૬૦૦ જેટલી કૃતિઓનું પ્રકાશન, અને 'અંજલિ ગ્રંથમાળા'ને વિક્રમસર્જક ૫,૦૦૦ ગ્રાહકોની સંખ્યાએ પહોંચાડવાની અનવદ્ય ઉદ્યમશીલતા : ઈશ્વરભાઈનું આ બધું પ્રદાન તો પ્રશસ્ય અને પ્રભાવક છે જ; પરંતુ મેઘાણી જેવા સર્જકનો રવિશંકર મહારાજ સાથે સંપર્ક ગોઠવીને એમની પાસેથી 'માણસાઈના દીવા' જેવો આંતરરાષ્ટ્રીય કક્ષાનો ગ્રંથ-મણિ આપણને મેળવી આપ્યો, એ જ રીતે, ધૂમકેતુને 'જીવનપંથ' જેવું ઊર્ધ્વલક્ષી પુસ્તક લખવાની પ્રેરણા આપી અને પન્નાલાલ-પેટલીકર-પીતાંબર (ત્રણ 'પપ્પા'ની એ લેખક-ત્રિપુટી) તરફથી એવાં જ અનેક ઉત્તમ પુસ્તકો સાહિત્યરસિક જનતા માટે સુલભ બનાવ્યાં; અને આટલું ઓછું હોય તેમ, કેટલાક શ્રેષ્ઠ સાહિત્યકારોના ગ્રંથો માટે, કાલેલકર-મશરૂવાળા-સ્વામી આનંદ જેવા શ્રેષ્ઠતર મહાનુભાવોની પ્રસ્તાવના મેળવી: એમનો આવો પુરુષાર્થ તો ગુજરાતી સાહિત્ય – પ્રકાશનના ઇતિહાસમાં અભૂતપર્વ હોવાથી, અવિસ્મરણીય જ રહેશે!

અને એમને શ્રદ્ધાંજલિ આપનારા, વિવિધ ક્ષેત્રોના મોવડી મહાજનોના ઉદ્‌ગારો તો જુઓ! કોઈકે એમને 'સોળની પોળનો ખેલંદો', તો વળી અન્ય કોઈકે 'મુક્તિસંગ્રામનો સારસ્વત' કહ્યા! 'અજાતશત્રુ' એવા એમને કોઈકે 'સાહિત્યમાં સૌન્દર્યના ઉપાસક' તરીકે બિરદાવ્યા, તો બીજા કોઈકે વળી એ 'દિલેરદિલ' અને 'ગુલાબી આદમી'ની 'સમર્થ લેખિનીના ધણી' તરીકે

પ્રશસ્તિ કરી; કોઈકે 'વિદ્યાના એ વ્હાલા'ને 'સંસ્કાર-પ્રસારના ભેખધારી'નું બેમિસાલ બિરુદ આપ્યું; તો અન્ય કોઈક સહૃદયી શુભેચ્છકે એમને 'ધીરપ-મીઠપ-મધુરતાના મહેરામણ' જેવા અમૂલ્ય ઇલકાબ વડે નવાજ્યા. યદચ્છા-પ્રેરિત (spontaneous) આ સર્વ પ્રશસ્તિ-અંજલિઓમાં એમના પ્રદાનનું સમુચિત મૂલ્યાંકન આપણને અવશ્ય સાંપડે છે; પરંતુ 'પ્રકાશન-બાગના સુગંધિત પુષ્પ' સમા અને 'કોઈક ડૂકેલાના દીવે દિવેલ પૂરનાર' એવા ઈશ્વરભાઈની સમગ્ર જીવન-કારકિર્દીના સમ્યક્ તથા સંપૂર્ણ સરવૈયા માટે તો વાચકે ટી. પી. સૂચક અને જયંત પરમારના લેખો, અને ખાસ તો એમના द्वितीयं हृदयम् ('alter ego') સમા આજીવન સાથીદાર જયમલ્લ પરમારે આલેખેલું 'સળંગ જીવનદર્શન' વગેરે અચૂક વાંચવાં જ રહ્યાં.

અંતમાં, આ સર્વ લખાણો વાંચ્યા પછી અંતઃકરણમાંથી સ્વયમેવ સ્ફુરી રહેલી બે વાત કહેવાના પ્રલોભનને રોકી શકતો નથી. એક તો એ કે ગુજરાતી સાહિત્યના ગાંધીયુગ પહેલાં, આનંદશંકર ધ્રુવ, રમણભાઈ નીલકંઠ, મણિલાલ નભુભાઈ, નરસિંહરાવ દિવેટિયા, મુનશી, વિજયરાય વૈદ્ય, ડોલરરાય જેવા પ્રખર પંડિતોએ પોતપોતાની લાક્ષણિક ઉન્નત-ભ્રૂ (high-brow) પદ્ધતિએ સાહિત્યિક પત્રકારિત્વનું ખેડાણ કરેલું, જેમાં સામાન્ય જનસમાજ માટે તો ચંચુપાતનો પણ અવકાશ નહોતો. અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં પણ ૧૮મા શતક સુધી આવી જ પરિસ્થિતિ હતી. તે સમયે ઍડિસને (Addison) અને રિચાર્ડ સ્ટીલે (Richard Steele) પોતપોતાનાં સામયિક પત્રો, અનુક્રમે 'સ્પેક્ટેટર' (Spectator), અને 'ટૅટ્લર' (Tatler) દ્વારા જીવનદર્શનની વિભાવનાને પુરોગામી પંડિતોના 'ચંદનમહેલો' (ivory towers)માંથી tea-tables અને coffee-houses સુધી પહોંચાડવાનું જે પ્રશસ્ય કાર્ય કર્યું હતું, તેવું જ ગુજરાતી સાહિત્યિક પત્રકારિત્વના સંદર્ભમાં ઈશ્વરભાઈએ ભારતી સાહિત્ય સંઘ અને અનેક ગ્રન્થમાળાઓ મારફત કર્યું, એમ કહેવામાં કશી જ અતિશયોક્તિ નથી.

અને બીજું એ કે ઈશ્વરભાઈનાં નામ તથા કામથી મહદંશે અપરિચિત એવી પ્રવર્તમાન ગુજરાતી સાહિત્ય-પેઢી સમક્ષ મુકાતા આ પ્રકાશનથી, એક સંનિષ્ઠ અને સમર્પિત (dedicated) સાહિત્ય-સંસ્કાર-ઘડવૈયાની સત્ત્વશીલ તપથી તેજસ્વી છબીને રજૂ કરવાનું અત્યંત આવશ્યક, ઔચિત્યપૂર્ણ અને સમયસરનું કાર્ય સંપન્ન થયાનો સહુ ઈશ્વરભાઈ-મિત્રોને આનંદ થશે. પિતૃ-ઋણ-મુક્તિનો અભિજાત ઉપક્રમ, આ રીતે, રાજુલભાઈએ યોજ્યો, તે માટે તેમને હાર્દિક અભિનંદનો!

તા. ૨૨-૧૨-'૭૮ના રોજ, પૂર્વ આફ્રિકાના ઝાંબિયા-દેશમાં લિવિંગસ્ટનથી લુસાકા જતાં રાત્રે ૮-૦૦ વાગ્યે, ગોઝારા વાહન-અકસ્માતમાં અવસાન પામેલા ઈશ્વરભાઈ પ્રત્યેના સૌહાર્દપૂર્ણ સ્નેહાદરના આક્રોશમાં, શેખાદમ આબુવાલા કહે છે કે "મૃત્યુ એમની પાસે દુર્જનની જેમ – 'અન-જેન્ટલમૅનૂલી' આવ્યું!" એમાં આપણે સહુ પણ એવી જ મમત્વપૂર્ણ લાગણીથી સૂર પુરાવીશું; છતાં ગીતા-ભાખ્યા લોકસંગ્રહની ઉદાત્ત ભાવનાને પોતાના જીવનમાં સંપૂર્ણતઃ ચરિતાર્થ કરનાર અને ભગવાને પોતાને સોંપેલું કાર્ય કરતાં કરતાં જ શ્વાસલીલાને સંકેલી લેનાર આપણા આ આદર્શ કર્મયોગી માટે, 'He died in harness!' એ અંગ્રેજી રૂઢિવાક્યને એના મૂળભૂત અર્થમાં આપણે પ્રયોજી શકીએ, એવી વ્યવસ્થા એ 'મહાકાલ' – ભગવાને ગોઠવી, એ પણ એ જ 'દુર્જન'નું 'જેન્ટલમૅનૂલી' સૌજન્ય ન ગણી શકાય?

રાજકોટ
તા. ૧૪ સપ્ટેમ્બર ૧૯૯૮

# નૈનીતાલમાં વનનિવાસ

અરુણ જોશી

કવિઓ અને ચિંતકો માટે પહાડો આનંદ અને પ્રેરણાના સ્રોત બની રહે છે. વિલિયમ બ્લેઇક નામના વિચારકે જણાવ્યું છે કે જ્યારે માનવો અને પહાડો મળે છે ત્યારે માનસિક અને આધ્યાત્મિક અનુભૂતિઓ પ્રાપ્ત થાય છે. આવી જ કોઈ અનુભૂતિ પ્રાપ્ત થાય તે હેતુથી શ્રી અરવિન્દ આશ્રમ, દિલ્હી દ્વારા એક સ્ટડી કૅમ્પનું આયોજન નૈનીતાલના 'વનનિવાસ' નામના સ્થળે કરવા વિચારાયેલું. આ હકીકતની જાણ થતાં જ મેં આ કૅમ્પમાં જવાનો સંકલ્પ કરી લીધો અને તે માટેની પૂર્વ-તૈયારી રૂપે અમદાવાદથી દિલ્હી સુધીની ટ્રેઇનનું આરક્ષણ મેળવી લીધું. મેં પસંદ કરેલી ટ્રેઇન રાજધાની તરીકે ઓળખાય છે. અને સંપૂર્ણ ગાડી વાતાનુકૂલિત હોવાથી તેનું ભાડું સામાન્ય ટ્રેઇન કરતાં ચારગણું થાય છે. સપ્તાહમાં અમદાવાદથી તે ત્રણ જ દિવસોએ ઊપડે છે તેથી કૅમ્પના દિવસ પહેલાં એકબે દિવસ દિલ્હીમાં રોકાવું પડે તેમ હતું. કૅમ્પના સ્થળે દિલ્હીથી બસનું આયોજન કરવામાં આવેલું હતું. નૈનીતાલમાં કૅમ્પના દસેક દિવસ માટે રહેવાજમવાનો ચાર્જ રૂ. સોળ સો હતો અને બસના જવાઆવવાના રૂ. ચાર સો અલગ આપવાના થતા હતા,

આ પ્રવાસમાં હું અને ઘરશાળાના નિવૃત્ત આચાર્ય શ્રી શુક્લ સજોડે હતા અને પાંચમી વ્યક્તિ તરીકે લોકભારતીના અંગ્રેજીના નિવૃત્ત પ્રા. શ્રી કે. બી. રાવળ હતા. અમે પાંચેય તા. ૧૯ના રોજ અમદાવાદથી રાજધાનીમાં સાંજે લગભગ પાંચ વાગ્યે રવાના થયાં અને પંદરેક કલાકની ખૂબ જ આરામદાયક મુસાફરી પૂરી કરી તા. ૨૦ની સવારે ન્યુ દિલ્હી પહોંચ્યાં ત્યાં શ્રી અરવિન્દ આશ્રમમાં અમારે માટે રહેવાજમવાની સરસ વ્યવસ્થા હતી. કૅમ્પ પહેલાંના બે દિવસો દરમ્યાન અમે આગ્રા, મથુરા, લોટસ ટેમ્પલ વગેરનાં દર્શન કરી લીધાં અને તા. ૨૩ના રોજ સંસ્થાએ રોકેલી બસ દ્વારા નૈનીતાલના વનનિવાસમાં સુખરૂપ પહોંચ્યાં. પર્વતોના ઢોળાવ ઉપર સર્પાકારે કોરેલ રસ્તો બસચાલકની કસોટી કરે એવો હતો અને સહેજ ગફલત થાય તો કોઈ જ ન બચે એવો જોખમી હતો.

અમારે જ્યાં રહેવાનું હતું તે વનનિવાસ વિશાળ મકાન છે. તે મૂળ તો સ્કૉટલૅન્ડની કોઈ વ્યક્તિનું હતું. ત્યારબાદ નેપાળના રાજાએ તે ખરીદી લીધું હતું અને સો વર્ષ પહેલાં શ્રી અરવિન્દે મહારાજાશ્રી ગાયકવાડ સાથે નૈનીતાલની મુલાકાત લીધેલી તે પ્રસંગની યાદગીરી રહે તે માટે શ્રી અરવિન્દ સોસાયટીએ તે મકાન ખરીદી લીધેલું. અમારા સ્ટડી કૅમ્પનાં ચાલીસ સભ્યો અને સાથોસાથ યોજાયેલ ઇન્ટિગ્રેશન કૅમ્પનાં લગભગ સો યુવક-યુવતીઓનો સહેલાઈથી સમાવેશ થઈ જાય અને છતાં કેટલાક રૂમો ખાલી રહે એવડો મોટો આ વનનિવાસ તરીકે ઓળખાતો બંગલો હતો.

આ વનનિવાસમાં અમારે જે પુસ્તકનો અભ્યાસ કરવાનો હતો તે નાનકડું પુસ્તક The Mother મહાયોગી શ્રી અરવિન્દે લખેલ છે. આ પુસ્તકનો અભ્યાસ કરાવવા માટે ભુવનેશ્વરના અંગ્રેજીના નિવૃત્ત અધ્યાપક શ્રી ડૉ. ચંદ્રશેખર રથને શ્રી અરવિન્દ સોસાયટીએ રોક્યા હતા. શ્રી રથને ઊડિયા સાહિત્યનું શ્રેષ્ઠ પારિતોષિક પ્રાપ્ત થયેલું છે અને અંગ્રેજી ઉપર ગજબનું પ્રભુત્વ ધરાવે છે. તેઓશ્રી ઉપર જણાવેલ પુસ્તક અંગે રોજ સમયાંતરે ત્રણ કલાક બોલતા. આ પુસ્તકમાં શ્રી અરવિન્દે દિવ્ય માતાજીની ઓળખાણ કરાવી છે અને તેમનાં ચાર સ્વરૂપો મહાશક્તિ, મહાલક્ષ્મી, મહાસરસ્વતી અને મહાકાલી વિશે આ પુસ્તકમાં જે કંઈ સામગ્રી આપણને વાંચવા મળે છે તે અને શક્તિ, લક્ષ્મી, સરસ્વતી અને કાલી કરતાં વ્યાવર્તકતા ધરાવે છે તે મુદ્દો શ્રી રથે સરસ રીતે સમજાવેલો. દસેક દિવસ દરમ્યાન અમને સહુને શ્રી રથની ગહન વિદ્વત્તા અને શ્રી અરવિન્દ સાહિત્ય વિશેનું

તેમનું પ્રભુત્વ જાણવા અને માણવા મળ્યાં. અમારા ચાલીસેકના જૂથમાં કેટલાક એવા પણ હતા જે શ્રી અરવિન્દના ખોળામાં રમ્યા હોય, જેમણે શ્રી માતાજી સાથે વાતચીત કરી હોય. તો એવા પણ કેટલાક હતા જેઓ ત્રીસેક વર્ષ ન્યૂયોર્કમાં રહીને પરત ભારતમાં આવ્યા હોય. કેટલાક પ્રાધ્યાપકો, આચાર્યો વગેરેની અમારી પરિષદને શ્રી રથે ગુણગ્રાહિણી પરિષદ કહીને એમના સૌજન્યને વ્યક્ત કરેલું.

અભ્યાસના દસેક દિવસ દરમ્યાન ક્યારેક આશ્રમ દ્વારા આસપાસનાં સ્થળો જોવા જવાનો કાર્યક્રમ પણ રાખવામાં આવતો. અમે આવા કાર્યક્રમ દરમ્યાન એક વખત ભીમતાલ અને નૈનીતાલ જેવાં પ્રખ્યાત સરોવરો જોવાનો લાભ લીધો. હિમાલયના કાશ્મીર, જાલંદર, ગઢવાલ અને નેપાલ ઉપરાંત કુમાઉં એમ પાંચ વિભાગો છે. અમે જ્યાં સરોવરો જોવાનો કાર્યક્રમ રાખેલો તે કુમાઉં પ્રદેશ મૂળ કૂર્માંચલ તરીકે જાણીતો છે. કદાચ આવા નામકરણ પાછળ પર્વતોને કાચબાની પીઠ સાથે સરખાવવામાં આવ્યા હોય ! શ્રી કાકાસાહેબ કાલેલકરની જેમ અમને પણ ભીમતાલનું પ્રત્યક્ષ દર્શન અનેરું લાગ્યું. આ કુમાઉં વિસ્તારમાં નાનાં-મોટાં સાઠ જેટલાં સરોવરો છે, પણ તેમાં ભીમતાલ અને નૈનીતાલ એ બે જ બહુ જાણીતાં છે. બંને વચ્ચે લગભગ પંદરેક માઈલનું અંતર છે. ભીમતાલ ત્રણ પહાડોની વચ્ચે આવેલું છે અને ખૂબ જ ઊંડું છે. જળ ખૂબ જ સ્વચ્છ છે અને કાદંબરીમાં સંસ્કૃત કવિ બાણભટ્ટે વર્ણવેલ અચ્છોદ સરોવરની યાદ આપે તેવું તેનું સૌંદર્ય છે. આ સરોવરમાં નૌકાવિહારની પણ સગવડ છે. પ્રમાણમાં નૈનીતાલ વિસ્તારમાં નાનું છે અને તેના પશ્ચિમ કાંઠે નયનાદેવીનું લાક્ષણિક પહાડી શૈલીનું મંદિર આવેલું છે. પુરાણની વાર્તા અનુસાર દેવી પાર્વતી સતી થયા પછી તેમના મૃતદેહને મહાદેવ ઉપાડીને જતા હતા ત્યારે પાર્વતીની એક આંખ અહીં સરી પડેલી અને તેનું આ સરોવર બન્યું. તેથી જ તેનું નામ નૈનીતાલ પડ્યું. સરોવરનો આકાર પણ નયન જેવો છે. અહીં પણ નૌકાવિહારની સુવિધા છે. કિનારે લીચી, પ્લમ જેવાં ફળો મળે છે.

એક વખત અનધ્યાયના સમયે અમે કૈંચી નામના સ્થળે પર્યટન અર્થે ગયાં હતાં. ઉપરથી જોતાં પર્વતો કાતર જેવા આકારના લાગે છે તેથી સ્થળનું નામ કૈંચી પાડવામાં આવ્યું છે. અહીં કુમાઉંના પ્રસિદ્ધ મહાત્મા શ્રી નીમકરોલી બાબાનો આશ્રમ છે. ત્યાં નીમકરોલી બાબાની મૂર્તિ છે. આ સંત અંગેની લોકવાયકા એવી છે કે એક વખત તેઓ ટ્રેઇનમાં મુસાફરી કરતા હતા ત્યારે ટિકિટ ન હોવાથી તેમને નીચે ઉતારી મૂકવામાં આવ્યા. પણ તે જ વખતે એન્જિન ચાલતું બંધ થયું અને અનેક ઉપાયો કરવા છતાં ચાલ્યું નહિ. જ્યારે આ બાબાને ટ્રેઇનમાં પાછા બેસાડવામાં આવ્યા ત્યારે જ ગાડી ચાલુ થઈ. આ વાત જાણ્યા પછી મને આપણા વિસ્તારમાં આવો જ જાદુ કરનાર મહમ્મદ છેલનું સ્મરણ થયું. પણ આપણે ત્યાં મહમ્મદ છેલનું કોઈ સ્મારક નથી તે બાબત દુઃખની લાગણી થઈ. કૈંચીથી પાછા ફરતાં અમે એક શિવમંદિર જોયું, જ્યાં પોતાનો સંકલ્પ સિદ્ધ થતાં પિત્તળની ઘંટડી બાંધવાનો રિવાજ છે. અમે મંદિરમાં હજારોની સંખ્યામાં ઘંટડીઓ જોઈ અને મનોમન માનવીની શ્રદ્ધાને બિરદાવી.

વનનિવાસના દિવસો ઝડપથી સમાપ્ત થઈ રહ્યા હતા એવામાં તા. ૨૭ મેનો દિવસ આવ્યો. તે દિવસે શ્રી અરવિન્દને નૈનીતાલમાં આવ્યે એક સો વર્ષ થતાં હતાં અને પૉંડિચેરીથી શ્રી અરવિન્દના અવશેષોને વનનિવાસમાં પધરાવ્યે બારેક વર્ષ થતાં હતાં. આ દિવસની ઉજવણી નિમિત્તે આશ્રમના પટાંગણમાં એક ભવ્ય કાર્યક્રમ યોજાયો હતો અને સંસ્થાનાં નિયામક બહેન તારાદીદીએ શ્રી અરવિન્દના એક સુંદર કાવ્યનું પઠન કર્યું અને શ્રી રથે સુંદર શબ્દોમાં શ્રી અરવિન્દને અંજલિ આપી. સ્ટડી કૅમ્પ તા. ૧ જૂનના રોજ પૂરો થતો હતો અને યુવાનો માટેનો કૅમ્પ પણ સાથોસાથ જ સમાપ્તિ પામતો હતો તેથી તા. ૩૧મી મેના રોજ યુવાનોએ કૅમ્પ ફાયરનો આકર્ષક કાર્યક્રમ રજૂ કર્યો. ભારતભરમાંથી આવેલાં આ યુવાનોએ પોતપોતાના પ્રદેશની લાક્ષણિકતા વ્યક્ત કરતા કાર્યક્રમો આપ્યા. વડોદરાની બહેનોના રાસ અને ભાવનગરના કલાકારો

શ્રી કૃતાર્થ મહેતા, શ્રી મેહુલ મહેતા વગેરેએ ભજવેલ શેરી-નાટક આકર્ષણનો વિષય બન્યાં.

તા. ૧ જૂનના રોજ અમારો નિવાસ પૂરો થયો. બીજા કેમ્પનાં સભ્યો વનનિવાસનો ઢાળ ચડતાં હતાં અને અમે નીચે તરફ જતાં હતાં. વળતાં અમે હરદ્વાર અને ઋષિકેશ જવાનો કાર્યક્રમ રાખેલો. નૈનીતાલની અસહ્ય ઠંડીમાંથી હરદ્વારની ગરમીમાં અમને નૈનીતાલના તોફાની પવનો અને બાજુમાં વસતા શ્રી શિવના તાંડવનો ખ્યાલ આપે એવા ઝંઝાવાતો યાદ આવ્યા કરતા. આ પવિત્ર ગણાતા તીર્થમાં ખરેખર તો ગંદકી અને ભિક્ષુકોનો ત્રાસ અસહ્ય લાગ્યાં. ઋષિકેશમાં અમે ઘણાં મંદિરો જોયાં, પણ પાવનધામ, વૈષ્ણવીદેવીનું મંદિર અને ભારતમંદિર બહુ જ આકર્ષક લાગ્યાં. શ્રી આનંદમયી માના આશ્રમમાં અમે રુદ્રાક્ષનું વૃક્ષ પણ જોયું. હરદ્વારથી રૂ. એક સો વીસની ટિકિટ લઈ અમે બસ મારફત રાત્રે દસ વાગ્યે દિલ્હી તરફ રવાના થયાં. વહેલી સવારે સાડા ત્રણે જૂની દિલ્હી પહોંચ્યાં. અમારી ટ્રેઇન નવી દિલ્હીથી બપોરે ઊપડતી હતી. આટલી વહેલી સવારે અમને એક સજ્જને બાજુમાં આવેલ શીખમંદિરમાં જતાં રહેવા કહ્યું. ત્યાં અમને ખૂબ જ સગવડ મળી. શ્રીમંત કુટુંબની સ્ત્રીઓ બધાં આગંતુકોનાં પગરખાંને પૉલિશ કરીને પરત કરતી હતી. જનસેવા એ પ્રભુસેવા છે એવી પ્રતીતિ થઈ. વળતાં રાજધાનીમાં જ પાછાં ફર્યાં અને પ્રવાસમાં પ્રેરક થવા માટે શ્રી મનોહરભાઈ દેસાઈનો અમે આભાર માની ધરતીના છેડામાં પૂર્વવત્ સ્થિર થયાં.

❑

**સિતાર**

*સિતાર ગમે છે*
*સર્વ વાદ્યોમાં, હૃદયચોર !*
*જનેતા જેમ*
*લોહીને બચીઓ ભરતી.*
*નિઃશ્વાસો જેવા તાર*
*લાંબાલાંબા, પોતીકાં જેવા.*
*તૂંબું-દરિયાઉ પેટ*
*જેમાં ટૂંટિયું વળેલું આકાશ*
*ખૂંટીઓ–*
*પ્રેમાળ મિત્રો જેવી*
*વધઘટ કરતી તારનાં કંપનોની.*
*નખલી–*
*એટલે સિતારને જીવતી કરતો*
*સંજીવની મંત્ર...*

*આ બધાંમાંથી નીપજે*
*હૃદયસ્પર્શી સ્વરો,*
*એકેએક શ્વાસને મધ ઊંજતા.*
*આખરી વિદાયવેળા*
*તેનાથી ખિસ્સું ભરીશ....*

*સિતાર અને નખલી છોડી જઈશ*
*વગાડનાર માટે, અને*
*તેને સાંભળનાર માટે...*

**રમેશ પારેખ**

**ખીણની ધારે**

*ખીણની ધારે*
*આટલીક માટીના આધારે ખડું*
*હું વૃક્ષ – પડું પડું–*
*ખરી ગયાં છેક*
*પવનમાં પાન*
*એક પછી એક*
*ડગમગ દેહને આકાશ ઓતાડું–*
*અંતરીક્ષ ને પાતાળની વચ્ચે*
*જેમતેમ ઊભેલું ઝાલીને*
*રુક્ષ પાષાણનું બાવડું–*
*વ્હાલાં પંખી,*
*ઘણુંય ઝૂરું છું તમને ઝંખી ઝંખી*
*રાતદિન રડું રડું*
*પણ...હું ભયભીત :*
*સૂકી ડાળ*
*ઝીલે ન ઝીલે આટલો કલરવનો ભાર*
*રખે ને હું વૃક્ષ પડું પડું*
*મૂળ સોતું ઊખડું–*

**જયન્ત પાઠક**

રાધેશ્યામ શર્મા


## નિજી આકાશનાં નક્ષત્રો

સુરંજના, ત્યાં તું જા મા,
પેલા યુવકની સાથે વાત કર મા;
નક્ષત્રોની રૂપેરી આ આગ ભરી રાતે
પાછી આવ, સુરંજના....
...સુરંજના,
તારું હૃદય આજ ઘાસ છે
પવનની પેલી પારે પવન છે–
આકાશની પેલી પારે આકાશ છે.
(‘વનલતા સેન’માંથી)

બંગાળના સુખ્યાત સર્જક, કવિ જીવનાનંદ દાસની નાયિકા સુરંજના ‘આકાશલીના’ છે. ‘નિજી આકાશ’ની આલેખિકા ડૉ. રંજના હરીશ પણ એક દૃષ્ટિએ આકાશમુગ્ધા છે. આસ્વાદમુખ્ય વિવેચનલેખોના પ્રથમ સંચયના પ્રારંભે જીવનાનન્દ દાસની પંક્તિઓ રમતી મેલી છે. આકાશ વિસ્તરેલું છે શાંતિ બની આકાશે આકાશે. પણ રંજનારચિત ચરિત્રનક્ષત્રોનું આકાશ અજંપા અને અતૃપ્ત આરઝૂઓથી ખચિત છે. ભલે લેખિકા, કપૂરથલાનાં બ્રિન્દા રાણીની પુત્રીની ‘સ્ટોરી’માં ‘અજંપો શાને?’ પ્રશ્નની ઓથમાં સંગોપાઈ સાહિત્યજગતનાં નિજી આકાશો ખૂંદી વળવા, વ્યક્તિને સમષ્ટિ સાથે સાંકળવાનો પ્રયોગ કરતાં હોય. પંખી પોતાની પાંખથી આકાશને સ્પર્શવા મથે છે, પણ આકાશને કોઈ સ્પર્શી શક્યું છે? અજંપો ચાલુ રહે છે, અજંપો નિયતિ બની ઊભો રહે છે. માતાના ઉપવનમાં પરંપરાની સુગંધ કંઈક અવનવું સર્જનાત્મક કરવા તરફ દોરી જાય છે!

‘કમ્બન’ અને ખાસ તો મુલ્કરાજ આનંદની નવલકથાના અનુવાદ બાદ લેખિકાનું નામ ‘અછૂત’ (૧૯૯૬) નહિ, પણ અત્યંત આવકાર્ય સાહિત્યપ્રવેશ જેવું બની રહ્યું! ૧૯૯૩માં ‘ઇન્ડિયન વિમેન્સ ઑટોબાયોગ્રાફિઝ’ અને ૧૯૯૬માં ‘ધ ફીમેલ ફુટપ્રિન્ટ્સ’ ગણનાપાત્ર અંગ્રેજી ગ્રન્થોથી પ્રતિષ્ઠિત થતાં જ ચરિત્રપ્રધાન સાહિત્યપ્રકારમાં નારીવાદનું આલેખન કરનાર તરીકે નોંધ લેવાઈ. ‘નિજી આકાશ’ ઉપરનાં બે અંગ્રેજી પ્રકાશનોના વિષયનું અપેક્ષિત ઉત્તમ વિસ્તરણ છે.

અહીં ઇન્દિરા ગોસ્વામી, મહારાણી ગાયત્રીદેવી, વિજયારાજે સિંધિયા, વિજયાલક્ષ્મી પંડિત, પાર્વતીબાઈ આથવલે, બહીનાબાઈ આદિ ચરિત્રાત્મક લેખો મૂળ અંગ્રેજીમાં હતા એની સફળ ગુજરાતી આવૃત્તિ હોવા છતાં લેખિકાનો ભાષાશૈલી પરનો પ્રશસ્ય કાબૂ છતો કરે છે અને અહીંના સ્ત્રીચરિત્રસાહિત્યમાં નોંધનીય ઉમેરો કરે છે.

લેખિકાની શક્તિનો એહસાસ બે નવલકથાઓના આસ્વાદલખાણમાં અધિક થાય છે. બુકર્સ પ્રાઇઝ – એવૉર્ડથી જગતખ્યાત બનેલ અરુંધતી રોયની નવલ ‘ધ ગૉડ ઑફ સ્મૉલ થિંગ્ઝ’ અને નોબેલ લૉરિયેટ ટોની મૉરિસનની કૃતિ ‘ધ બ્લૂએસ્ટ આઈ’ વિશે સંક્ષેપમાં પરિચય આપવાની સાથે વિવેચનાત્મક રસદર્શન રસાળ શૈલીથી થયું તે નમૂનેદાર છે. અંગ્રેજી અને ગુજરાતી પરનું સમાન પ્રભુત્વ અને નિજી દૃષ્ટિનો સુરેખ વિનિયોગ એનું જમા પાસું બને.

અરુંધતીની અટપટી કાવ્યમય કથાકૃતિમાં કલમ ક્યાંક ક્યાંક અટવાઈ પડતી કોઈને લાગશે, પણ મૉરિસન પરના ચરિત્રલેખમાં તથા એની ‘ધ બ્લૂએસ્ટ આઈ’ના આસ્વાદનમાં રચનાનું સૌંદર્ય અને સંવેદનો સાથેનું સીધું તાદાત્મ્ય એનો ખંગ વાળી દે છે. ‘ગૉડ ઑફ...’ લેખનો આરંભ ભારતીય યુવાપેઢીના યુરોસેન્ટ્રિક અભિગમ પર શરસન્ધાન સમો છે. નીરદ અને ભારતી મુખર્જીને યથાર્થપણે ‘કૉલોનાઇઝ્ડ’ વ્યક્તિત્વના અવશેષો તરીકે ઠપકાર્યાં છે. રશદી,

નાઇપૉલ, ઝાબવાલાની ત્રિમૂર્તિને પ્રો. નરસીંમહૈયાની મદદથી ભારતીય સર્જકો રૂપે પોંખવાની અનાવશ્યકતા ચીંધી, અરુંધતીની સર્જકતાને સમુચિત પરિપ્રેક્ષ્યમાં પ્રસ્તુત કરતી, લેખિકાની વિવેચનદૃષ્ટિ વેધક છે.

અનીસ જંગ, ક્લેર માર્ટિન, ગ્રેટા ઇટાલ, સાંગા, હેલન કેલર, એલન ગ્લાસગો, કેતકી જેવી લેખિકાઓની આત્મકથાઓ કે ચરિત્રગ્રંથો કર્તાની પસંદીદા ચીજો અને સંલગ્ન વિષયોમાં વિશેષ રુચિનો નકશો ઉકેલી આપે. લેખિકાનો અંદરૂની લગાવ ઘણી બધી સ્ત્રીઓની બાહ્યાભ્યંતર સમસ્યાઓ તરફ ઝૂકેલો છે, જ્યારે પુરુષ-લેખકો માત્ર કાફકા, પાસ્તરનાક, રસેલ જેવા કથા-કાવ્યસર્જકો અને ચિંતક લેખે માતાના મંદિરના પારે ત્રણ શ્રીફળ માફક રમતા મેલાયા છે! (રંજના 'ડાયહાર્ડ ફેમિનિસ્ટ' છે એમ જાહેરાત ફાડવાની લાલચ થઈ જાય, પણ ત્યાં યાદ આવી જાય કે એમણે જ અંગ્રેજીમાં 'ફેમિનાઇન ફુટપ્રિન્ટ્સ'ને પણ નવાજ્યાં છે!)

કવિ મિત્ર ચિનુ મોદી 'આગવું આકાશ'ને આવકાર આપવાના યોગ્ય ઉત્સાહમાં નોંધી બેઠા છે કે કર્તાએ 'કોઈ જજમેન્ટ પસાર કર્યા વગર' લેખો કર્યા છે. કોઈ પણ પ્રતિબદ્ધ કર્તા માટે આવું નિરીક્ષણ અન્યાયકર અને જરીક અપમાનજનક લેખાવું ઘટે. જ્યારે અહીં તો કર્તાએ ચોથા પૂંઠાના બ્લર્બ પર એટલા જ ઉત્સાહથી ઉપરનું શ્રી ચિનુવિધાન પ્રશસ્તિ માની ચિટકાવ્યું છે! હવે 'ઇન ઍન આયર્ન ગ્લવ' લેખના અંતે પેટ્રિઆર્કલ ટેરરના અનુલક્ષમાં કર્તાનું કથયિતવ્ય જુઓ: જોકે ક્રૂર વાઘના હાથમાં પોતાનું જીવન સોંપનાર ભોળા કબૂતરના જીવનનો આ તે કેવો અંજામ? પણ સદીઓથી આમ જ થતું આવ્યું છે ને? સશક્તોને હાથે અશક્તોનું શોષણ થતું જ આવ્યું છે ને? (પૃ. ૩૬)

'ધ પ્રિન્સેસ'માં મહેન્દ્રસિંગને મનોમન (ફોટામાં) પરણી ચૂકેલી કુંવરી પરની કમેન્ટ, પિતૃપ્રધાન જમાતની વાતમાં રિપીટ થઈ છે. વાહ, ધન્ય છે ભારતીય નારીને અને પિતૃપ્રધાન સંસ્કૃતિને!... સુધારાવાદી પિતાઓ પણ માથું નમાવી દેતા હોય ત્યાં રૂપકુંવર જેવી સતીઓની ખોટ ક્યાંથી હોય? (પૃ. ૫૯)

એલનના લેખમાં વાંચો: સ્ત્રીના જીવનની sharp realities ભારત હોય કે અમેરિકા, આ જ હોવાની. પુરુષ જે મુકામે હસતોહસતો પહોંચી જાય તે મુકામે પહોંચવા સ્ત્રીને પોતાના સ્ત્રીદેહને કારણે કેટલું ઝઝૂમવું પડતું હોય છે! (પૃ. ૧૦૧)

તાત્પર્ય એ કે ઉપર્યુક્ત વિધાનોમાંથી ફોરતી ક્રિટિકલ કમેન્ટમાં વેદનાની અભિવ્યક્તિ સાથે નારીજગત સાથેના (સજાતીય?) તાદાત્મ્યમાં પરોક્ષ જજમેન્ટ પ્રકટ થયા વિના રહ્યું નથી. એમ ના થાય તો જ નવાઈ! 'કમિટેડ રાઇટિંગ' ન્યાય-ઔચિત્યભંગ ના સહી શકે.

રંજનાની કેટલીક ચરિત્રનાયિકાઓ વયમાં ઘણી નાની છે. મોટી વયના પ્રૌઢ પ્રસિદ્ધો સાથે 'ઇમોશનલી એટૅચ' થઈ જાય ત્યાં 'ઇલેક્ટ્રા કૉમ્પ્લેક્સ'ની મનોદશા વાંચી શકીએ. ફ્રાંસ્વાઝ સાંગા સાર્ત્રથી ત્રીસ વર્ષ નાનેરી, મીલેના જેસેનસ્કા કાફકાથી તેર વર્ષ નાની, વિક્ટોરિયા ઓકેમ્પો કવિવર ટાગોરથી ઓગણત્રીસ વર્ષ નાનકી છતાં લેજન્ડરી વ્યક્તિઓ પરના પ્રેમાદરના મિશ્ર ભાવપૂર્વક તનમનનું સમર્પણ કરતાં ગૌરવ અનુભવે. મૅરેજ ફોબિયાથી ગ્રસ્ત સર્જક કાફકા લફરાં કરતો રહ્યો, કાયર નીકળ્યો. જ્યારે બુદ્ધિનો સ્વામી રસેલ ઠેરઠેર ઠીકરાં ફોડીને પણ સંબંધાતો રહ્યો. લેખિકાએ એમનું એક માર્મિક અવતરણ આપ્યું છે: પુરુષજાતને સ્ત્રીને પ્રેમ કર્યા વગર ચાલતું નથી. છતાંય ખબર નહીં કેમ, એ સ્ત્રીથી દૂર ભાગતો રહે છે. રખે સ્ત્રીની અસર તળે આવી જવાય! નરી મૂર્ખતા જ વળી, બીજું શું? (પૃ. ૧૪૪) તો 'બિથિકા' કાવ્યસંગ્રહમાં પ્રકાશિત 'ઉદાસીન' કૃતિમાં વિક્ટોરિયાસંદર્ભે ટાગોર પુકારી ચૂક્યા છે:

*કેમ તારાં દ્વાર*
*મારે માટે બંધ હતાં?*
*ફળથી લદાયેલ ડાળીએ*
*મારો તેની તરફ*
*વધેલ હાથ કેમ અવહેલ્યો?*

પ્રેમી પુરુષવર્ગની મનઃસ્થિતિ હિન્દી

ભાષાસાહિત્ય સાથેના ઘનિષ્ઠ ઘરોબાનો લાભ લઈ વિખ્યાત કવિ સુમનની પંક્તિઓની સહાયથી લેખિકા સરસ ફ્રેમિંગ કરી આપે છે :

*કહને કી બાતેં ઓર ઓર*
*કિન્તુ મન કી બાતેં કુછ ઓર ઓર*
*લેકિન જબ તુમ મિલ જાતે હો*
*તો કહને લગતા ઓર ઓર*

નારીવાદનો નારો ઉઠાવી શકવાને સક્ષમ રંજનાનું મૌન અથવા તો નુક્તાચીન વગર વર્ણન આપવાનું વલણ એકસ્થાને કઠે એવું છે. કાફકા જુલી નામની સ્ત્રી સામે બે શરતો મૂકે છે. એક તો એણે પરણીને સુખી થવું અને 'દ્વિતીય શરત એ કે લગ્ન બાદ પણ આ પ્રેમસંબંધ ચાલુ રાખવો.' કાફકાની સર્જકપ્રતિભાથી એટલાં અંજાઈ ગયાં લેખિકા કે જુલી માટેની સ્વમાનભંજન કરતી અદ્વિતીય દ્વિતીય શરત'ની વિરુદ્ધ એક ઉદ્ગાર કાઢ્યા વગર માત્ર વિગત- 'કાફકાના આ નિર્ણયને માન આપીને જુલી અન્યત્ર પરણી ગઈ' વર્ણવી અટકી પડ્યાં? લેખિકાના નારીવાદનું અહીં પોત કેવું દીસે? જોકે આવાં સ્થાન બહુ નથી એનો હર્ષ છે.

લેખો એકી પાના પર જ આવે એવી ગોઠવણીના કારણે બેકી પેજ પર સુનીતા નામજોષીના ગ્રંથ Feminist Fablesમાંથી કેટલીક વિસ્મયપ્રેરક કથાઓ આપીને ગ્રન્થને મૂલ્યવાન બનાવ્યો છે. ઉપરાંત, અનીસ જંગના Unveiling Indiaમાંની 'દીવા' લઘુકથામાં રાજાને અનુભવી કારભારી સાચી શીખ દેતાં કહે છે તે સંવેદનપટુ નારીચરિત્રોની વેદનાને બરાબર વાચા આપે છે, "રાજાજી, તમે દીવા પુરુષોને આપેલા, તમારે તે સ્ત્રીઓને આપવાની જરૂર હતી." રંજનાનો 'નિજી આકાશ' પણ એક ગ્રન્થપ્રદીપ જ ગણાય.*

---

* નિજી આકાશ : લે. રંજના હરીશ; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧; વર્ષ : ૧૯૯૮; પૃ. ૧૪૮; કિં. રૂ. ૮૦.

❑

## બે ગઝલ

### આવે !

*કઈ અવસ્તુ ઉપર મન ફરી ફરી આવે,*
*નિરાળાં નામરૂપમાં ફરી હરી આવે!*
*સુદૂર કોઈ નિમંત્રણની બંસરી બજતી,*
*પછીત વીંધી સૂર નીતર્યા તરી આવે!*
*તમિસ્ર સંમુખે રહેલ પ્રાણ રૂંધે ત્યાં*
*અનાગતા પ્રભા અકલ્પ્ય તરવરી આવે!*
*અકિંચનત્વની છટા-ઘટા ખસે જાણે,*
*કહીંથી વૈભવી વિસાત ઊભરી આવે!*
*હટે ધીરેથી પછી પટ સુઘટ્ટ ઘૂંઘટનો,*
*પિપાસુ દૃષ્ટિ દોડતી નિકટ સરી આવે!*
*કરું છું બંધ કરણનાં બધાંય જ્યાં દ્વારો,*
*અજબની ક્યાંકથી હવા હરીભરી આવે!*

### ઉકેલી જો

*સહેજ હળવેથી ભીડ્યાં દ્વાર ફરી ઠેલી જો,*
*ઊઘડ્યાં છાનાં કશાં! હાથ જરી મેલી જો.*
*ઊમટ્યાં કેવાં, ધસ્યાં સામટાં, ચઢી આવ્યાં–*
*પૂછ નહિ પૂર વિશે, ધારણા ધખેલી જો.*
*આવડાં કોનાં શુભાવહ સુખદ થયાં કામણ,*
*શોધ ઉત્તર ન કશે, હાથ જો, હથેલી જો.*
*શું થયું? કેમ થયું? કોણ આફૂડું આવ્યું?*
*મેલ પ્રશ્નોની જફા, સ્વરગતિ સ્ફુરેલી જો.*
*શ્વાસ-ઉચ્છ્વાસ ઉપર રાખ નજર બડભાગી,*
*ભીતરે ઠામ ઠરી આપ સંગ ખેલી જો.*
*સહેજ હળવાશ ધરી બેસ, કંઈ સબૂરી કર,*
*ને શિવાધીન થઈ પદ્મદલ ઉકેલી જો.*

**હેમન્ત દેસાઈ**

'ઉદ્દેશ' (જુલાઈ ૧૯૯૯)માં પ્રકાશિત થયેલ તંત્રીલેખમાં કવિ રવીન્દ્રનાથની બંગાળી રચના 'ચિત્ત યેથા ભયશૂન્ય' અને એનું સ્વ. શ્રી નગીનદાસ પારેખે કરેલું ગુજરાતી રૂપાંતર આપ્યું છે.

આ કૃતિ 'ગીતાંજલિ'માં અંગ્રેજીમાં આ પ્રમાણે છે:

*Where the mind is without fear and the head*
*is held high;*
*Where knowledge is free;*
*Where the world has not been broken up into*
*fragments by narrow domestic walls;*
*Where words come out from the depth of truth;*
*Where tireless striving stretches its arms*
*towards perfection;*
*Where the clear stream of reason has not lost*
*Its way into the dreary desert sand of dead habit;*
*Where the mind is led forward by thee into*
*ever-widening thought and action–*
*Into that heaven of freedom, my Father, let my*
*country awake.*

કવિશ્રી નિરંજન ભગતે એનો ગુજરાતી કાવ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે:

*ચિત્તને જ્યાં ભય ના હોય,*
*ઉન્નત શિર રહે,*
*જ્ઞાન સૌ કોઈ મુક્ત લહે.*
*ભીંતો જહીં ઘર કેરી*
*જગને ના વળે ઘેરી,*
*જેવી હૈયે તેવી જહીં*
*હોઠ પરે વાણી વહે... ચિત્તને૦*
*સફળ જ્યાં કર્મધારા*
*છલકાવે ચારે આરા,*
*વાસનાનો વહ્નિ જહીં*
*મનને ના સ્હેજે દહે.*
*આનંદ – ચિંતાના નેતા*
*રૂપે જહીં તમે રહેતા,*
*એવા સ્વર્ગે જાગે સહુ*
*પ્રભુ! ભલે ઘાત સહે... ચિત્તને૦*

અમદાવાદસ્થિત રચના હાઈસ્કૂલમાં નિયમિત પ્રાર્થનાસ્વરૂપે આ ગીત ગવાય છે.

અમદાવાદ — પ્રબોધ ર. જોશી
જુલાઈ ૨૧, ૧૯૯૯

*

૧૦૮ મણકાની સિદ્ધિ બાદ 'ઉદ્દેશ'નું દસમું વર્ષ શરૂ થાય છે. ગુજરાતી ભાષાનું અગ્રગણ્ય માસિક સંપૂર્ણ વાચન સાથે જ્ઞાન આપે છે.

મુંબઈ — ગૌરીશંકર પુરોહિત
૨૦-૭-'૯૯

*

આપના દ્વારા પ્રકાશિત થતું 'ઉદ્દેશ' ખૂબ જ ઊંચી ગુણવત્તા પ્રાપ્ત કરી રહ્યું છે. સાહિત્ય અને જીવન-વિચારનું ઉત્તમ ભાથું પણ શિક્ષણજગતને અને વાચકોને પીરસી રહ્યું છે, તેનો યશ આપને ફાળે જાય છે. તે બદલ આપ સર્વેને ખૂબ ખૂબ અભિનંદન.

અમદાવાદ — કુસુમબહેન હ. પટેલ
૨૩-૭-'૯૯

*

'ઉદ્દેશ'નો આ વખતનો અંક વાંચ્યો. વાચકોને ઇસેન્સ નાખેલા બરફના ગોળાની જેમ ગુજરાતી ભાષાના તંત્રીઓ સાહિત્યની હાંસી ઉડાવી નાખે એવા અંકો વાચકોને હાથમાં પકડાવી દે છે, પણ મારો પ્રતિભાવ એના માટે 'વન મૅન આર્મી' જેવો છે. આ અતિશયોક્તિથી લખતો નથી, પણ 'ઉદ્દેશ' વાંચ્યા પછી ઊંડી સમજણ કાગળમાં ઉતારવાનો પ્રયાસ કરું છું. 'ઉદ્દેશ' ખરા અર્થમાં એક ઘટના જ છે. નામાંકિત લેખકોની સાથે ઊગતા લેખકોને સમાવી લેવાનું કામ કપરું છે, પણ 'ઉદ્દેશ' એ કામ ખૂબ જ સિફતથી કરી જાણે છે. બિપિન આશરનો લેખ પુસ્તક ખરીદવાની પ્રેરણા આપે એવો છે.

અમદાવાદ — અંકિત ત્રિવેદી
૨૬-૭-'૯૯

*

શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય માટેની ઉચ્ચ ભાવના સાથેનું 'ઉદ્દેશ' તો મ[illegible] અને સાર્થક કરે તેવા સાહિત્યથી જીવનનો[illegible] . પરંતુ સાથોસાથ,

ઉદાહરણરૂપ લાગણી અને ઉષ્માનો અનુભવ કરાવીને આપ ઉદ્દેશ પ્રેરો છો. 'દરેક વિષે રીત બતાવે – એટલે દૃષ્ટિ આપે અને જે દૃષ્ટિ આપે તે પ્રોફેસર' એવી શ્રી નરહરિભાઈની વ્યાખ્યા આપ વાણી, વિચાર, વર્તન અને લખાણથી સિદ્ધ કરો છો.

'ઉદ્દેશ' આપના આદર્શો અને ઉદ્દેશોથી પ્રેરણા આપતું રહે અને આપની અને 'ઉદ્દેશ'માં સહુની સુખાકારી સદાય રહે એવી અભ્યર્થના.

રાજકોટ — પ્રવીણ લ. શાહ
૧૨-૪-'૯૯

*

મે '૯૯ના અંકનો પ્રમુખ લેખ ભાયાણી-સાહેબનો 'સુખદુઃખની પારાયણ' સર્વાંગસુંદર છે. નાનાં નાનાં અવતરણો કે વિશિષ્ટ સંદર્ભ તાજો કરાવતા શબ્દો, ઉલ્લેખો સુખદુઃખની વિચારયાત્રા, અને એ પણ વેદકાળથી ઐતિહાસિક ક્રમમાં, કરાવે છે. લેખકની બહુશ્રુતતા અને વિદ્વત્તાનાં સામાન્ય વાચકને પણ દર્શન કરાવે છે. અને છેલ્લે સુખની સાચી વ્યાખ્યા આપતા નર્મદના વિધાનને – જેને જેમાં માન્યું તેને તેમાં સુખ– સમાપનમાં સુયોગ્ય રીતે સમાવી લીધું છે! ધન્યવાદ... શ્રી કાનપરિયાની સમીક્ષાવાળા લેખમાં 'ખેતર મારી જનની છે' પૂરું વાક્ય મૂકવા જેવું હતું. દરેક અંકમાં ગ્રામપ્રદેશનું એકાદું કાવ્ય મુકાતું રહે તો ગ્રામભારતની મોટી સેવા થશે.

માણેકપુરા (વાયા માણસા) — ઘેમરભાઈ ચૌધરી
૧૭-૫-'૯૯

*

'ઉદ્દેશ' અત્યંત પ્રગતિશીલ અને સક્ષમ સામયિક પુરવાર થયું છે. અભિનંદન.

સુરત — ડૉ. દિલીપ મોદી
તા. ૨૫-૭-'૯૯

❑

**દુકાળ**

સામે
સુમસામ ઊભાં બૂઠ્ઠાં ઝાડ,
પહાડ, ઉઘાડાં હાડ....
પથર પથરા પડ્યા ખખડિયાં નારિયેળ !
નદી તો,
કોક આદિવાસી કન્યાનું હાડખોખું
આંખો ફોડીને
ઊભી દિશાઓ,
વેળુ લઈને વાયરો ઊડે...
આભ
છાબ ભરી ભરીને નાખે અંગારા
બળે પર્ણપીંછાં
વીંઝાય જટાયું શો સીમવગડો
અહીં કોઈ
અગ્નિરખો ફરે...
પ્હેરો ભરે...
સૂર્યના હાથમાં આપીને ધારિયું !

**રામચન્દ્ર પટેલ**

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**


હમણાં એક અંગ્રેજી દૈનિકમાં સમાચાર હતા કે જાહેરમાં નગ્ન થવાના હક્ક કે અધિકારની માગણીમાં બે નગ્ન પ્રદર્શનકારીઓ લંડનમાં વેસ્ટમિન્સ્ટર પૅલેસ તરફ ચાલવા માંડેલા. આ પ્રદર્શનકારીઓને પોલીસે અટકાવેલા. આપણે ત્યાં 'ફાયર' ફિલ્મ અંગે બે નારી વચ્ચેના સંબંધ બાબતે મોટો હોબાળો મચેલો. સુરેશ જોષીએ એક વાર વાતવાતમાં સૂચવેલું કે આપણા મધ્યકાલીન 'ઓખાહરણ' આખ્યાનમાં બે સ્ત્રીઓના સજાતીય સંબંધો અંગે પ્રચ્છન્ન સંકેતો પડેલા છે. મને યાદ છે ત્યાં સુધી વિશ્વપ્રસિદ્ધ ગ્રીક કવિ સી.પી. કેવેફીનાં કાવ્યો મારા 'જેરુસલામ અને ઇથાકા' પુસ્તકમાં છપાયાં એ પહેલાં 'કંકાવટી' સામયિકમાં છપાયેલાં. અને એમાં પુરુષની સજાતીય સંવેદનાને ઉત્કટ બતાવતી ત્રણેક રચનાઓ એના સંપાદકે મને પાછી મોકલેલી. વચ્ચે બિન્દુ ભટ્ટે 'મીરાં યાજ્ઞિકની ડાયરી' નામક લઘુનવલમાં સ્ત્રીના સજાતીય પરિમાણનો સંકેત આપેલો. આ બધા દાખલાઓ સામાજિક ધોરણો અને વ્યવહારનું તંત્ર જે વ્યક્તિ પર મજબૂત જાપતો અને નિયંત્રણ રાખવા માગે છે એનાથી હટીને છે.

જાણીતા ચિંતક મિશેલ ફૂકોએ એના મરણ વખતે અધૂરા રહેલા મોટા પ્રકલ્પના ભાગરૂપ 'લૈંગિકતાનો ઇતિહાસ'ના ત્રણ ગ્રંથોમાં સ્પષ્ટ બતાવ્યું છે કે જેને આપણે સ્વાભાવિક કે નૈસર્ગિક લૈંગિકતા કહીએ છીએ, વાસ્તવમાં એ સત્તાની નીપજ છે.સમાજે કેટલાંક ધોરણો નક્કી કર્યાં છે અને એ ધોરણોનાં માળખાં પ્રમાણે આપણી લૈંગિકતાને ઢાળવાનો સતત પ્રયત્ન હોય છે. પણ એ સ્વાભાવિક સ્થિતિ નથી. અમુક પ્રકારના લૈંગિક સંબંધનું સ્વરૂપ જ નૈસર્ગિક છે એ વાત ફૂકોએ ઉદાહરણો સાથે ખોટી ઠેરવવાનો પ્રયત્ન કર્યો છે. પાગલખાનાં, બંદીખાનાં અને હૉસ્પિટલોમાં શરીર નહીં, પણ મન પર જે અત્યાચારો કરવામાં આવે છે, ફૂકોએ એને ખુલ્લા પાડ્યા છે. સામાન્ય રીતે સમાજનાં ધોરણો, કાયદાઓ, નિયમો અને મૂલ્યોને ઉથાપનાર વ્યક્તિજૂથોને ફ્રેન્ચ સમાજવિજ્ઞાની એમિલ દ્યુરકેમે (Emile Durkheim) 'ઉન્મૂલિતો' (anomie) તરીકે ઓળખાવ્યાં છે. આ શબ્દ એક રીતે જોઈએ તો મુખ્ય સંસ્કૃતિથી ફંટાયેલી ઉપસંસ્કૃતિઓને નિર્દેશ છે. આ જૂથમાં જ સજાતીય સ્ત્રી-જૂથ અને સજાતીય પુરુષજૂથને સમાવવામાં આવે છે.

આજના અનુઆધુનિકતાવાદી તબક્કા સુધી પહોંચતાં 'સાહિત્ય' સંજ્ઞા આપણે માનીએ છીએ એટલી સરલ રહી નથી. અને તેથી સાહિત્યસિદ્ધાંત જાતિભેદ-વિવેચન (gender critism) – અંતર્ગત નારીવાદી વિવેચન અને પુરુષવાદી વિવેચન (masculinism criticism) સુધી પહોંચ્યો છે. આ રીતે જોઈએ તો સાહિત્યસિદ્ધાંત જીવનની વધુ નજીક આવ્યો છે. આપણે એક યા બીજી રીતે એકબીજાથી જુદાં છીએ. અને તેથી ઘરમાં કે કામ કરવાની જગ્યામાં ભેદભાવ કરવામાં સંડોવાઈએ એ સ્વાભાવિક છે. સ્પષ્ટ છે કે જાતિભેદ સામાજિક સંજ્ઞા છે. વર્તમાનના જાતિભેદ આધારિત સાહિત્યઅભ્યાસમાં પુરુષોને સંડોવવામાં આવ્યા છે. અને એમનો બે પ્રકારનો અભિગમ છે : નારીવાદી ધ્યેયને અનુમોદન આપતું લેખન અને સજાતીય પુરુષના મુક્તિ-આંદોલનનું લેખન. આમાંથી આજે સાહિત્યક્ષેત્રે 'સજાતીય વિવેચન' (gay criticism) વિકસી રહ્યું છે.

જાતિભેદ-આધારિત વિવેચન-અંતર્ગત સજાતીય વિવેચન જો વાચકને સાહિત્યકૃતિ ફરી વાંચવાની ફરજ ન પાડે, નવા અર્થો માટે એને સક્ષમ ન કરે, તો એનો કોઈ અર્થ નથી. સજાતીય પરિપ્રેક્ષ્યની દૃષ્ટિએ કહી શકાય કે સમાજના ચોક્કસ વર્ગમાં પુરુષો વચ્ચે ગાઢ સંબંધ પ્રવર્તે છે, છતાં આપણે જાણીએ છીએ કે આ હકીકતને છાવરવામાં આવે છે અથવા દાબી દેવામાં આવે છે અથવા એને વિશે ચૂપ રહેવામાં આવે છે. સ્ત્રી-પુરુષના સંબંધોના ભાગરૂપે જ લૈંગિકતાનું નિરૂપણ એ વાસ્તવિકતાથી દૂરનું નિરૂપણ છે. અને સજાતીય વિવેચન સાહિત્યકૃતિઓમાં રહેલી આવી 'ચૂપ જગ્યા'ઓને બોલતી કરે છે. એનું મીંઢાપણું તોડે છે.

અનુઆધુનિકતાવાદે નારીવાદની સાથે સાથે પુરુષવાદની પણ આ રીતે એક વિશેષ વિવેચનશાખા વિકસાવી છે.

❑

# ક્ચિુડ ક્ચિુડ

૧
ડૂબાડી દેતા ઘોંઘાટમાં,
ચસચસતા પતાસાના તાજા ઘાણ જેવા તડકાને
શતકોટિ સ્પર્શમુખોથી ચાખવાની ક્ષણોમાં,
ક્ચિુડ ક્ચિુડ પડછાયાને
ખેંચતા ખેંચતા સદીઓથી
ટેવવશ
ભાષાના કાંઠે
કાનમાંડીને બેઠો છે,
એકલો.

૨
મૃગજળમાં ગલ નાખી
માછલી પકડવામાં એકાગ્ર
આ સંબંધો
ક્ચિુડ ક્ચિુડ
માતા સાથેના, પિતા સાથેના,
ભાઈ સાથેના, બહેન સાથેના,
પુત્ર સાથેના, પુત્રી સાથેના
પતિ સાથેના, પત્ની સાથેના, મિત્ર સાથેના
ઘર સાથેના, સ્થલ સાથેના, કાલ સાથેના
મા ભોમ સાથેના, ભાષા સાથેના
સંકુલ જટાજાલ સાથેના
આ સંબંધોનાં ટેરવાં
નિર્જીવ છે. રાઈટ.
પથ્થરના પાળિયા કસુંબો ઘૂંટે છે. રાઈટ.
આદત છે. રાઈટ.
વીર સત્ય ને રસિક ટેકીપણું
ભાષા છે–
લથડી પડેલા પૂલ જેવી. રાઈટ.
ઉમંગભંગ ઉદ્યમોએ કુંભકરણની નિદ્રા લીધી
છે. રાઈટ,
કષ્ટ દીધે મુજ કંથ ન જાગે. રાઈટ.
એને વ્હાલા શ્રી ભગવાન. રાઈટ.
જગાડું હું હેલા માત્રમાં. રાઈટ.
તમો કરાવો સંગીતગાન. રાઈટ.
કોઈ જાગતું નથી. રાઈટ.
કેમકે કોઈને કાન નથી. રાઈટ.
છે અને કદાચ ક્ચિુડ ક્ચિુડ સંભળાય છે.
રાઈટ.
અથવા એવો આભાસ થાય છે. રાઈટ.

૩
આભાસોના ઊંડાણો તો આભ જેવા અગાધ છે.
આઈ ડાઉટ.
એમાં સ્વપ્નહંસો ઊડે છે. પરહેપ્સ.
નથી જબ્બર હિલોળે ચઢતી
સિસૃક્ષાની ભરતી. ઑફ કોર્સ.
નથી હર્ષ જામતો, નેચરલી.
સંદર્ભોના પેય ઢોળાય છે, સ્પર્શવગા.
સિસૃક્ષાની જીભ સળવળતી નથી.
યમધાર કટાર તગતગે.
હાથ નિર્જીવ. નો બડી નોઝ વૉટ હેઝ અકર્ડ
ઘેટીઓ વીંયાય
ખેલકૂદ, ગમ્મત, મોજ
તાલીઓના તાલે ગોરી ગરબે રમવા આવે
માણસ હોવાની નિ:શેષ એકલતા.
સંસારપંખિણી ઊડવાની ઈચ્છાને ભૂલી જાય.
ગુલ્લાલોની છોળ તો ઊડે.
સોહાગના કયારા મ્હેંક મ્હેંક મ્હેંકે.
આંખ ક્ચિુડ ક્ચિુડ તાકે.
કાન ક્ચિુડ ક્ચિુડ સૂંઘે.
ભાષાના દરિયામાં હલ્લેસા મારતો
હલ્લેસાના દરિયામાં ભાષાને શોધતો
શોધના દરિયામાં એકલતાને હલ્લેસતો
છે– ના દરિયામાં છું –ને શોધતો
છું– ના દરિયામાં નથી– ને હલ્લેલતો ક્ચિુડ ક્ચિુડ
એકલો.

૪
સમય સાથે ·
અભિન્ન થયેલી ભાષાને
ભિન્ન કરવાની
કાવ્યપુરુષની ક્ચિુડ ક્ચિુડ મથામણ:
કવિતા.

૫
નારીના
રહસ્યમય નિબિડ આશયોના
ઉદ્વેગ જેવી
સિસૃક્ષા
ક્ચિુડ ક્ચિુડ પ્રતીક્ષા કરે અર્થાધાનની.

**લાભશંકર ઠાકર**

૧૫-૬-'૭૮ ૫ એમ એ ]

**Uddesh** (A literary, cultural monthly) August 1999 · ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

# ઉદ્દેશ

વર્ષ : દસમું અંક : બીજો સળંગ અંક : ૧૧૦

અનુક્રમ: સપ્ટેમ્બર ૧૯૯૯



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

‘ઉદ્દેશ’ ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- ‘ઉદ્દેશ’ દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- ‘ઉદ્દેશ’ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- ‘ઉદ્દેશ’ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

**‘ઉદ્દેશ’ ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**

- લવાજમો મનીઑર્ડર અથવા ‘ઉદ્દેશ ફાઉન્ડેશન’ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- ‘ઉદ્દેશ’નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**‘ઉદ્દેશ’**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

# ઉદ્દેશ



સપ્ટેમ્બર ૧૯૯૯

*सर्वभाषा सरस्वती*



## यमेवैष वृणुते तेन लभ्यः ।

મુણ્ડકોપનિષદના ત્રીજા મુણ્ડકમાં પેલો જાણીતો શ્લોક આવે છે:

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन।
यमेवैष वृणुते तेन लभ्यः तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥

અર્થાત્ આ આત્મા પ્રવચનથી પ્રાપ્ત થતો નથી, તીવ્ર બુદ્ધિથી કે શાસ્ત્રોના જ્ઞાનથી પણ મળતો નથી. એ તો તેને મળે છે, જેનું આત્મા પોતે વરણ કરે છે. આત્મા એની સમક્ષ પોતાના સ્વરૂપને જાતે જ અનાવૃત કરે છે. અહીં મહત્ત્વનો શબ્દ 'વૃણુતે' છે. પરમાત્મા પોતે સાધકને શોધી કાઢે છે. સામાન્ય રીતે આપણે પ્રભુની ભક્તિ કરવાની વાત જ્યાં ને ત્યાં સાંભળીએ છીએ. પણ ભગવાન ભક્તના પ્રેમમાં હોય છે, એ હકીકત ઉપર જરૂરી ભાર મુકાયો નથી. એક વાર મેં લખેલું કે ભાગવતમાં ભગવાન દુર્વાસાને કહે છે કે હું ભક્તને આધીન છું, તેથી જાણે અસ્વતંત્ર હોઉં તેવો છું. એથી આગળ વધીને પ્રભુ કહે છે કે હું મારા ભક્તોની પાછળ પાછળ એટલા માટે ફરું છું કે એમની ચરણરજથી પવિત્ર થઈ જાઉં – अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यङ्घ्रिरेणुभिः । જોઈ શકાશે કે કીમિયો ભક્તિનો છે. ભક્તિમાં મોટામાં મોટું વ્યવધાન મનુષ્યનું મન છે. આ મન એક ક્ષણાર્ધમાં આપણને મૂળ માર્ગમાંથી ક્યાંનું ક્યાં લઈ જાય છે. સતત જાગૃતિપૂર્વક એનો કાન આમળી આમળીને મૂળ વસ્તુમાં એને લાવવાનું છે. આ જ ભક્તિ છે. એણે આપણું વરણ કર્યું છે એ કેવી મોટી વાત છે! એટલે જ તો આપણને એનું સ્મરણ થાય છે. પણ એ પ્રક્રિયાને આગળ ધપાવવાની છે. મનને સતત ત્યાં લાવવાનું છે. હમણાં શ્રી જગજિત સિંહના કૃષ્ણ-ભજનની કેસેટ 'સાંવરા' સાંભળતો હતો. એમાં એક રચના છે 'તુમ ઢૂંઢો મુઝે ગોપાલ'. પ્રાર્થના કરવાની હોય તો તે એકમાત્ર પ્રભુ આપણું વરણ કરે એની છે. પણ એ પછી આપણે જે કરવાનું છે, તે આપણે ક્ષણવાર પણ ન ભૂલીએ. પ્રીતિ ઉત્તમે એક સુંદર કેસેટ 'સૂર'માં ગાયું છે કે પ્રભુ નયનોની જ્યોતિ છે અને હૃદયની ધડકનમાં રહે છે. ધરતીની હરિયાળી તે છે અને ધારા બનીને તે વહે છે! આવા પ્રભુનું એક ક્ષણ માટે પણ વિસ્મરણ ન હો.

રમણલાલ જોશી

**તંત્રી**

### કવિશ્રી રાજેન્દ્ર શાહને અકાદમી ફેલોશિપ અને પ્રથમ નરસિંહ મહેતા એવૉર્ડ

સુપ્રસિદ્ધ કવિશ્રી રાજેન્દ્ર શાહને દિલ્હી સાહિત્ય અકાદમીની માનદ ફેલોશિપ એનાયત કરવાનો સમારંભ તાજેતરમાં અમદાવાદ ખાતે યોજાઈ ગયો. આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિ ટ્રસ્ટ દ્વારા અપાનાર રૂ. એક લાખ એકાવન હજારનો 'નરસિંહ મહેતા એવૉર્ડ' સૌપ્રથમ વાર શ્રી રાજેન્દ્ર શાહને આગામી ૨૪ ઑક્ટોબર '૯૯ના રોજ જૂનાગઢ ખાતે આપવામાં આવશે. આ બંને માટે શ્રી રાજેન્દ્રભાઈને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

### ડૉ. ભગવાનદાસ પટેલનું સન્માન

દિલ્હી સાહિત્ય અકાદમી તરફથી ૧૯૯૮ના વર્ષનું 'ભાષા-સન્માન' લોકવિદ્યાના સંશોધક અને વિદ્વાન ડૉ. ભગવાનદાસ પટેલને પ્રાપ્ત થયું છે. સહેજ પણ પ્રસિદ્ધિની ખેવના વગર તેમણે સતત વિદ્યા-સંશોધનકાર્ય કર્યું છે. યોગ્ય વ્યક્તિનું સન્માન થવાથી આનંદની લાગણી અનુભવાય છે. ડૉ. ભગવાનદાસને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

### કવિશ્રી મનોજ ખંડેરિયાને કલાપી એવૉર્ડ

ઇન્ડિયન નૅશનલ થિયેટર (આઈ.એન.ટી.) તરફથી દર વર્ષે અપાતો કલાપી એવૉર્ડ આ વર્ષે કવિશ્રી મનોજ ખંડેરિયાને એનાયત થયો છે. અભિનંદન

### ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખની ચૂંટણી

ગુજરાતી સાહિત્ય પરિષદની અખબારી યાદી પ્રમાણે પરિષદના બંધારણ અનુસાર પ્રમુખપદ માટે ચાલુ વરસે ધીરુબહેન પટેલ, ધીરુભાઈ ઠાકર, રઘુવીર ચૌધરી અને રમણલાલ જોશીનાં નામો સૂચવાયાં હતાં. તે પૈકી ધીરુભાઈ ઠાકરે મતપત્રકમાં પોતાનું નામ મૂકવા બાબતે લેખિત સંમતિ પાઠવી હતી. અન્ય સભ્યોએ સંમતિ આપી ન હતી. એથી ડૉ. ધીરુભાઈ ઠાકર બિનહરીફ ચૂંટાયેલા જાહેર થયા હતા.

### મહિલા લેખકો જોગ

ગુજરાતી સાહિત્ય પરિષદને ગુજરાતી ભાષાનાં લેખિકા સદ્. ઍનીબહેન સરૈયાની સ્મૃતિમાં એક પ્રકાશનશ્રેણી માટે શ્રી સી. જી. સરૈયા તરફથી એક લાખ રૂપિયાનું દાન મળેલું છે. એ પ્રકાશનશ્રેણી માટે મહિલા સર્જકોની તેમ જ મહિલા અનુવાદકોની પ્રથમ અપ્રકાશિત રચનાની હસ્તપ્રતો નીચેનાં ધોરણે આવકાર્ય છે.

૧. રચનાનો વિષય મહિલાઓની સમસ્યાઓ સાથે સંબંધ ધરાવતો હોય.
૨. રચનાનું સાહિત્યસ્વરૂપ કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ, પ્રવાસવર્ણન તથા બાળસાહિત્ય પૈકીનું હોય.
૩. પ્રથમ પસંદગી મૌલિક રચનાને આપવામાં આવશે. પરંતુ ભારતીય ભાષાઓની ઉપર દર્શાવેલ ક્રમાંક ૧ અને ૨માં દર્શાવેલાં ધોરણો અનુસારની અનૂદિત રચના પણ આવકાર્ય બનશે.
૪. મળેલી રચનાઓનું પરામર્શન કરાવ્યા બાદ જો તે યોગ્ય જણાશે તો પ્રકાશન કરવામાં આવશે.
૫. હસ્તપ્રતો નીચેના સરનામે મોકલવા વિનંતી છે. પ્રકાશન વિભાગ, ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૯.

### 'ફૂલછાબ'ના તંત્રી હરસુખ સંઘાણીનું દુઃખદ અવસાન

સૌરાષ્ટ્ર ટ્રસ્ટના 'ફૂલછાબ' દૈનિકના તંત્રી શ્રી હરસુખ સંઘાણીનું તા. ૨૭-૮-'૯૯ના રોજ હાર્ટએટેકથી રાજકોટ ખાતે દુઃખદ અવસાન થયું છે. સ્વ. હરસુખભાઈ એક દૃષ્ટિસંપન્ન પત્રકાર હતા. 'ફૂલછાબ'ની લોકપ્રિયતામાં એમનો અનન્ય ફાળો હતો. એમના નિકટ પરિચયમાં આવવાની તક મળી હતી. એમના વિનયી, પ્રેમાળ અને સૌજન્યશીલ વ્યક્તિત્વનો પ્રભાવ અનુભવ્યો હતો. એમના તંત્રીપદે પ્રગટ થતા 'ફૂલછાબ'ની રવિવારીય પૂર્તિમાં 'શબ્દલોકના યાત્રીઓ'ની કૉલમ એમના આગ્રહથી થોડાં વર્ષ ચલાવેલી. એમના અવસાનથી ગુજરાતી પત્રકારત્વક્ષેત્રે ન પુરાય એવી ખોટ પડી છે. પ્રભુ હરસુખભાઈના આત્માને ચિરશાંતિ અર્પે અને એમના અવસાનનું દુઃખ સહન કરવાની પત્ની શારદાબહેનને અને પુત્રીઓ જયશ્રી, અમિતા અને બીનાને અને સમગ્ર પરિવારને શક્તિ અર્પે એ પ્રાર્થના.

### દસમા દાયકામાં પ્રવેશેલા શ્રી રમણલાલ સોની

'ઉદ્દેશ'ના મે '૯૯ના અંકમાં 'સાંપ્રત પ્રવાહો'માં 'દસમા દાયકામાં પ્રવેશતા આપણા સાક્ષરો' એ નોંધ લખેલી એમાં સર્વશ્રી કે. કા. શાસ્ત્રી, ગુલાબદાસ બ્રોકર અને રતુભાઈ દેસાઈનો ઉલ્લેખ કરેલો. હમણાં શ્રી રમણલાલ સોનીને મળવાનું થયું ત્યારે વાતવાતમાં મે કહેલું કે ઉપર્યુક્ત નોંધમાં તમારો ઉલ્લેખ કરવાનું કેમ રહી ગયું હશે? મને લાગે છે કે તેઓ આ ઉંમરે (જન્મઃ ૨૫ જાન્યુ. ૧૯૦૮) પણ એટલું બધું કામ કરે છે અને એટલા પ્રસન્ન હોય છે કે તેમણે દસમા દાયકામાં પ્રવેશ કર્યો છે એ વાત વીસરાઈ ગઈ હશે! તેમને સાદર અભિનંદન-અભિવંદન.

### સુધારો

'ઉદ્દેશ'ના ઑગસ્ટ '૯૯ના અંકમાં શ્રી લાભશંકર ઠાકરનું 'કિચુડ કિચુડ' કાવ્ય ત્રીજા પૂંઠા પર છપાયું છે. એમાં કુલ છ ઘટકો છે, પણ પાંચ ઘટકો જ દર્શાવવામાં આવ્યા છે. ત્રીજા ઘટકની 'ભાષાના દરિયામાં હલ્લેસાં મારતો' પંક્તિથી 'એકલો' સુધી ચોથો ઘટક ગણવાનો છે. એ પછી ચોથા ઘટકને પાંચમો અને પાંચમાને છઠ્ઠો ઘટક ગણવો. આ મુદ્રણક્ષતિ માટે ક્ષમાયાચના.

# મૌખિક પરંપરામાં 'ઉક્તિ'નું ગદ્યઘટન*

લાભશંકર પુરોહિત

૧

મૌખિક પરંપરાના કંઠોદ્‌ભૂત ગદ્યસાહિત્યની મુખ્યતઃ બે ધારા ગણાવાય છે : પરંપરાગત એટલે કે નિતાન્ત મૌખિક, લોકસમુદાયમાં કંઠોપકંઠ પરંપરાએ ઊતરીને કેવળ લોકજીભે જ ટકી રહેલું / રહેતું મૌખિક સાહિત્ય; અને બીજી, બિનપરંપરાગત એટલે કે પરંપરા દ્વારા ઊતરી આવેલાં આવાં કંઠસ્થ સાહિત્યને, એની મુખગત તાસીરને અકબંધ સાચવીને લિપિબદ્ધ થયેલું કે લિખિત રૂપે પ્રાપ્ત થતું સાહિત્ય. આપણા સાંપ્રત સમયમાં તો આ બન્ને પ્રકારની – મૌખિક અને લિખિત – કંઠસ્થ ગદ્યધારાઓ વચ્ચેની ભેદરેખા પાતળી ને સરકણી રહેવાની; વળી આ બન્ને ધારાઓ પરસ્પર પ્રભાવકારી પણ રહેવાની. બિન-પરંપરાગત ગદ્યધારાની રચનાઓ, મૂલતઃ, તદ્દન મૌખિક પરંપરાની મૂડી હતી. પછીના સમયમાં સંગ્રાહક દ્વારા એ રચનાઓ લિપિબદ્ધ થઈને 'લિખિત' રૂપ ધારતી થઈ હોય છે. આ લિપ્યંતરણની પ્રક્રિયા દરમ્યાન લહિયા, લિપિકાર કે સંગ્રાહક / સંપાદકની પોતાની ભાષાકીય જાણકારી, શિક્ષણ વ. કંઠ્યરચનાના મૂળ માળખામાં. સંરચનાગત ને ભાષાગત – બન્ને પ્રકારના ફેરફારો પણ નોતરે. કેવળ મૌખિક ઉચ્ચારણની કક્ષાએ જ પ્રતીત થતા કાકુઓ, લહેકા, ગામઠી શબ્દપ્રયોગોની જગ્યાએ, શિષ્ટ ને શિક્ષિત લિપિકાર, માન્ય ભાષાનાં રૂપો, ઉચ્ચારણો, શબ્દપ્રયોગોનો વપરાશ કરવા પ્રેરાય. ક્યારેક ક્રિયાપદો કે સર્વનામનાં ઉમેરણો; 'ને', 'કે', 'પછી' જેવાં કથ્યકક્ષાએ પ્રયોજાતાં સંયોજક રૂપોને એ દૂર પણ કરી દે. એટલે અભણ કથકે મૌખિક રીતે લોકબોલીમાં કથેલી રચના, શિક્ષિત જન દ્વારા ઓછુંઅદકું રૂપાંતરણ પામીને લિપિમાં ઊતરે એવું પણ બને. દલીલ ખાતર માની લઈએ કે લિપિકાર વા સંગ્રાહક / સંપાદક બોલાયેલી કૃતિને અક્ષરશઃ લિપિબદ્ધ કરે છે અને કશી કાટછાંટ કરતો નથી, તો પણ ભાષાલેખનની કેટલીક લિપિગત મર્યાદાઓ નો કથ્ય રચનાના લિપ્યંતરણમાં નડવાની. આવા મર્યાદાસાપેક્ષ લિખિત પાઠ (text)નો પુનઃ ઉપયોગ, કથ્ય રચનાના મૌખિક કથન માટે થતો રહે. આ રીતે લિખિત/મૌખિક પાઠોનાં રૂપાંતરણો અસંપ્રજ્ઞાતપણે થતાં રહેવાની સંભાવના રહે. લેખનનો મુખ્ય આશય તો કૃતિ (text)ની જાળવણીનો હોય: એટલે લિખિત કૃતિપાઠ દખલગીરી કરનારો ન હોય, કે ન મૂળ કૃતિને આંતરનારો હોય. આમ છતાં મૌખિક પરંપરાના વિસ્તરણમાં લિખિત 'ઉક્તિ'ઓનાં મૌખિક પાઠાંતરોને માટે પણ અવકાશ રહેવાનો.

બીજી બાબત ધ્યાનમાં રાખવાની એ છે કે પરંપરાગત મૌખિકતા (orality)ને પ્રસ્તુતિ માટેનો એનો પોતાનો પ્રયોગસંદર્ભ (performing context) હોય છે. મૌખિકતાના જુદા જુદા આવિષ્કારો પ્રયોજન પરત્વે મનોરંજન, ઉપદેશ, નિર્હેતુક કાલક્ષેપ કે કોઈક વ્રતાનુષ્ઠાનને લગતા આંતરિક વિધિ (ritual) તરીકે અસ્તિત્વમાં આવતા હોય છે. પ્રસ્તુતિની આ નૈમિત્તિકતા, 'ઉક્તિ' (speech)ના રૂપઘટનમાં નિર્ણાયક નીવડતી રહે. મનોરંજનને તાકતા ઉક્તિપદાર્થો, રજૂઆત (performance)ની વાચિક/આંગિક શક્યતાઓને જે પ્રકારે કથ્ય ઘાટમાં ઉપસાવતા હોય છે એના કરતાં ઉપદેશાત્મક હેતુ ધરાવતા ઉક્તિખંડકો રજૂઆતના અળગા વાચિક સ્તર પર વિચરતા હોય; જ્યારે વ્રતચર્યા કે ધાર્મિક વિધિને લગતા વૈધાનિક વાર્તાખંડો કે ઉક્તિઅંશોનાં પઠન / શ્રવણ વિધિગત અનિવાર્યતા ધરાવતાં હોવાથી એ કથ્ય

---

*. શ્રી. વિ. મ. ભટ્ટ સ્મારક વ્યાખ્યાનમાળા અંતર્ગત "મૌખિકતાની કથ્યપરંપરા અને 'કંકાવટી' " વિષયક વ્યાખ્યાનનો આરંભિક અંશ. (બોલાયું, ૧લી માર્ચ ૧૯૯૭, પોરબંદર).

વ્યાપારોની સપાટી, વ્યવહારુ ઉક્તિની ઉચ્ચરિત સપાટી કરતાં વિશિષ્ટ આરોહાવરોહાત્મક લહેકાઓથી ઘૂંટાઈને સાકારિત થતી હોવાની.

પ્રસ્તુતિનો નૈમિત્તિક પ્રયોગસંદર્ભ, શ્રોતાઓની પ્રત્યક્ષ પ્રતિક્રિયા ને પ્રતિભાવો, કથા / વારતા / ઉક્તિના શ્રવણ કે કથન પાછળ રહેલી ધર્મશ્રદ્ધાવિષયક પ્રતિબદ્ધતા અને શ્રોતાની આંખમાં આંખ મેળવીને થતું મૌખિક કથન : આ ચારેય બાબતો, મૌખિક ઉક્તિ-એકમના આંતરવસ્તુના તત્ત્વરૂપમાં પ્રભાવક પરિવર્તન લાવે, કે ન લાવે, પણ એવી પ્રત્યેક રજૂઆતમાં આંશિક રૂપે નવ્યીકરણ (improvisiation)ની શક્યતાઓ તો ઊભી કરે જ. વાર્તાત્મક ઉક્તિઘટનામાં તો રજૂઆત કરનારને વાર્તાના વૃત્તાંતાત્મક અંશોની નજીક રહીને જ ચાલવું પડે એટલે કૃતિમાંના મૂળ ઘટનાસૂત્રને વફાદાર રહીને પ્રત્યેક કથક, પોતાની રજૂઆત વખતે, શબ્દ કે શબ્દગુચ્છની પસંદગી, પ્રસંગ કે ખંડકની માંડણી, નામ-સ્થળની પસંદગી યથેચ્છપણે કરે. ઉક્તિઅંશોને ક્યાંક લડાવે; ક્યાંક કશુંક પડતું મૂકે. ટૂંકમાં, પ્રત્યેક વ્યક્તિગત કથક વાર્તાત્મક ઉક્તિના આંતરવૃત્ત પ્રત્યે વફાદારી દાખવીને પણ, ભાષાગત ભૂમિકાએ, શબ્દ, શબ્દગુચ્છ, વાક્યાંશો, વાક્યખંડોનાં લોપ / વૃદ્ધિ કરે; આગેપીછે કરે. ઉપરાંત, એમની પોતાની આંગિક ચેષ્ટાઓ, ભાવાનુસારી બદલાતી મુખરેખાઓ, ઉચ્ચારણનાં મૃદુ ને તીવ્ર કંપનો, વિશિષ્ટ કાકુઓના લહેકાયુક્ત મરોડો, ને પોતાના મૌલિક 'અવાજ'ની સ્વનિતતા : આ બધી અંગત બાબતો પણ મૌખિક ઉક્તિની રજૂઆતને અલગ રંગ આપતી હોય છે. એટલું જ નહિ, શ્રોતાને લાધતા શ્રુતિબોધમાં પણ પ્રભાવકારી નીવડતી હોય છે. મૌખિક પરંપરાની જણસ તરીકે આ ઉક્તિપદાર્થો, પ્રયોગ-નિમિત્ત, વક્તા / શ્રોતાની પ્રત્યક્ષતાનો જ આગ્રહ રાખે; એને અનિવાર્ય ગણે. અને આ 'પ્રત્યક્ષતા' એવી પ્રભાવકારી હોય છે કે સન્મુખકથનને બદલે આપણે જો કંઠસ્થ-ઉક્તિને પૂર્ણ વફાદાર કૅસેટને સાંભળીએ, અરે, વિડિયો કૅસેટની દશ્ય / શ્રાવ્ય સુવિધાથી સજ્જ થઈને માણીએ તો પણ મૌલિક ને સન્મુખ પ્રસ્તુતિને, જીવંત અનુસંધાનના અભાવને કારણે, એ કદી આંબી શકે નહિ.

૨

–એટલે, મૂળ મુદ્દાનો પ્રશ્ન છે મૌખિક પરંપરામાં સાકારિત 'ઉક્તિ' (speech)ની રૂપઘટનાનો. બિનપરંપરાગત મૌખિકતાની ધારા તરીકે સંચિત આવો લિખિત ઉક્તિસમુચ્ચય, આખરે તો, મૌખિકતાના ગદ્યપોતને ગૂંથી આપતો હોય છે. આ ગદ્યપોતની પરખ માટે, એ જે ઉક્તિસૂત્રોના તાણાવાણા થકી ગ્રથિત થયું હોય એના સકલ વાક્-પ્રપંચને ઉકેલવો ને પામવો – એ બાબત જરૂરી બને.

મૌખિક ઉક્તિની સંદર્ભપ્રોક્ત શૃંખલા, વક્તાને ઇષ્ટ એવા ભાવ / અર્થને સક્ષમ રીતે સંકેતિત કરવામાં કામયાબ નીવડે એ જાતનાં નાનાંમોટાં વાક્ય-એકમોનો જે વિન્યાસ રચતી થાય એ પ્રક્રિયામાં ઉક્તિનાં જે મૂલતઃ અને પ્રથમતઃ પરિમાણો ઊપસતાં રહે તે છે ઉચ્ચારણનાં કાલમાન (time) અને શ્રુતિગુણો (auditory properties). લિખિત પ્રતના પંક્તિબંધને વાંચીને ઉકેલવા માટે એના વાચકને પૂ...રો... અવકાશ હોય છે. વાચનના પ્રથમ તબક્કે અવબોધની કચાશ કે ઊણપના કિસ્સામાં પંક્તિ, પંક્તિઓ કે સમૂળગા પરિચ્છેદના પુનર્વાચનની, થાકે નહિ ત્યાં સુધીનાં પુનઃપુનઃ વાચનની શક્યતા એમની સામે ખુલ્લી જ હોય છે. આ કારણે લિખિત ગદ્યઘટનાને ગૌણ વાક્ય / ઉપવાક્યોથી ખચિત સંકુલ, પ્રસ્તારી ને ગૂંચવણભરી વાક્યરચનાઓનું લાં...બું... લપસીંદર પરવડે એટલે લિખિત ગદ્યના આંતરવિધાનમાં કાલમાન (time duration)ની કારકતા ઝાઝી ન વરતાય. જ્યારે મૌખિક પ્રસ્તુતિમાં તો ઉચ્ચારણ પછીની તરતની જ પળે હવામાં ભૂંસાતી જતી ઉક્તિના વાચિક અંશોએ શ્રોતાની ગ્રહણક્ષમતાનો ખ્યાલ રાખીને ચાલવું પડે; કેમ કે મૌખિકતાની ગતિશીલતામાં ઉચ્ચરિત ધ્વનિ-તરંગોનું પુનર્વસન, વક્તા કે શ્રોતા કોઈ પણ પક્ષે, સંભવી શકે જ નહિ. એટલે ઉક્તિ શ્રુતિગ્રાહ્ય હોય એટલું જ પૂરતું

નથી; એ શ્રુતિગ્રાહ્યતા દ્વારા ઇષ્ટાર્થના બોધની ક્ષમતા સચવાઈ રહે એ પણ એટલું જ મહત્ત્વનું છે. હવે આ શ્રુતિગ્રહણ અને તદનુષંગી અર્થબોધના શ્રોતૃવ્યાપારો કાંઈ લાંબો સમય ખોભરી શકે નહિ. એ તો હોય છે સાવ ક્ષણગામી. આ કારણે કંઠ્ય પ્રસ્તુતિમાં સાદાં, સરળ અને ટૂંકાં વાક્યોને જ જગ્યા મળે. એટલા માટે જ, દીર્ઘ સમાસરચનાઓ, ઉચ્ચારણક્લિષ્ટ શબ્દ-રૂપો, આંતરિક શબ્દપ્રક્ષેપો, પૂરક પદોથી લથપથ ઉદ્દેશ્ય / વિધેયના અદોદળા વાક્યખંડો – ટૂંકા કાલમાનની આમન્યા ન જાળવતાં આવાં ઉક્તિરૂપો તો આમાં ક્યાંય દીઠાંય નજરે ન ચડે. આ સ્થિતિમાં મૌખિક પરંપરાના ગદ્યપોતની આકૃતિ, કાલમાનના સતત નિયંત્રણમાં રહેવાની.

લિખિત ગદ્યને મુકાબલે મૌખિક પરંપરાના ગદ્યની કેટલીક ખાસિયતો એના શ્રુતિગુણને કારણે પણ ઊભી થતી હોય છે. પ્રકાર અને પ્રવર્તન પરત્વે, લિખિત ગદ્યનો, એટલો બધો મોટો વ્યાપ છે કે, એ ગદ્યનું એકંદર આંતરવિધાન, મુખ્યતઃ લખાણના પ્રયોજનને ઉપલક્ષતું રહે. સર્જનાત્મક / ચિંતનાત્મક લખાણોને ધોરણે, ને એના લેખકોની રસકીય વાક્-સંપદાને ધોરણે, લિખિત ગદ્યમાં તો કર્તા / કૃતિદીઠ વૈયક્તિક મુદ્રા દાખવતી ગદ્યસપાટીઓ પણ સંભવી શકે. લખાણનું પ્રયોજન પણ ત્યાં ગદ્યની ભાષિક મુદ્રાને સંચારિત કરતું રહે. પ્રયોજન તથા પ્રકૃતિને અનુસરી, ગદ્યલયની પણ ત્યાં સામાન્ય વા વિધાયક પ્રકારની ઉપસ્થિતિ વરતાતી હોય. લિખિત ગદ્યના સ્વરૂપ કે લયવિધાનની ચર્ચા અહીં અપ્રસ્તુત છે એટલે એને એક કોર રાખીને, મૌખિક પરંપરાના શ્રુતિગુણનિર્ભર ગદ્યપોત અને એમાંના લયપ્રવર્તનની શક્યતાઓ તપાસવાનું ઇષ્ટ છે.

સાહિત્યિક વાચન કે શ્રવણ જ નહિ, રોજબરોજની સામાન્ય વાતચીતમાં પણ, આપણને કશીક અવાચ્ય ને અંતર્નિગૂઢ અપીલ કરી જતી તમામ ભાષાકીય અભિવ્યક્તિઓ ઓછેવત્તે અંશે, સૌન્દર્યપ્રભાવકતા ધરાવતી હોય છે. એવું બને કે આવી અસરનો અનુભવ થવા છતાં આપણે એ પ્રત્યે સભાન ન હોઈએ; વળી એવા પ્રભાવનું ઝીણું વ્યાકરણ માંડી આપવાની સજ્જતા ન ધરાવતા હોઈએ. મૂલતઃ પ્રકૃતિની સકલ ઉપસ્થિતિઓનું આંતરિક બંધારણ જ આવી સંવાદનિર્ભર લયઘટના પર અધિષ્ઠિત હોય છે. પ્રકૃતિનાં ભિન્નભિન્ન સ્ફુરણો, સ્થિતિઓ કે ઘટનાઓમાં આંતરિક વિન્યાસની વરતાતી લયબદ્ધતાના ખ્યાલને, આપણે ભલે સૌન્દર્યગ્રાહી માનવચિત્તે, પ્રકૃતિ પર કરેલા રસવિભાવના આક્ષેપ (projection) તરીકે ગણી કાઢીએ; પણ એથી કરીને લયાત્મકતાની પ્રાકૃતિક સંભાવનાઓ અસ્વીકૃત ઠરતી નથી. હા, એટલું ખરું કે પ્રાકૃતિક વા માનવીય નિર્મિતિનાં માધ્યમો તથા પરિમાણોની તાસીરને અનુલક્ષીને આ લયપ્રવર્તનની આકૃતિઓ, સંઘટના અને પ્રતીતિઓ અલગ-અલગ રૂપે ઊપસતી રહે.

૩

મૌખિકતાની ભાષિક ઘટનાનો પાયો ઉચ્ચરિત સાર્થક ધ્વનિશૃંખલા છે. ઉત્પાદકતાની દૃષ્ટિએ, આ ધ્વનિશૃંખલા વક્તાનિર્ભર છે; પણ ધ્વનિઉત્પાદનની પ્રેરણાનું મૂળ વિવક્ષામાં રહ્યું હોય છે. અને આ વિવક્ષા પ્રકૃતિથી જ શ્રોતૃસાપેક્ષ હોય. એટલે ઉત્પાદિત ધ્વનિશૃંખલાએ વિવક્ષિતાર્થનું પૂ...રે...પૂ....રું... વહન કરી શકે તેવી શ્રુતિક્ષમતા પણ ધારવાની રહે. પ્રસ્તુત ધ્વનિશૃંખલાના સાતત્યને લીધે, આકાંક્ષા-યોગ્યતા-સન્નિધિના બળે, વાક્યએકમો ખડાં થતાં જાય. પરંતુ એણે તો સ્થાપિત વ્યાકરણની આણ સ્વીકારવી પડે. બીજી તરફ, શ્રોતાને અવગત એવી ભાષાની સામાજિક પરંપરામાંથી અર્થનિક્ષેપ તો થતો જ રહે; અને મૌખિકતાના પ્રદેશમાં તો આ શ્રુતિજ્ઞાપ્ય ભાવપૂત અર્થબોધ જ નિર્ણાયક રહે. એટલે મૌખિકતા, વ્યાકરણ પ્રત્યેની વફાદારીની ઝાઝી પરવા ન કરે. લિખિત ભાષાની શિષ્ટતા ને 'શુદ્ધિ' માટે વ્યાકરણનું શાસન આવશ્યક હશે; પણ કંઠ્ય વાણીની રૂઢોક્તિઓ, ઉક્તિચલણો ને બોલચાલની લઢણો કાંઈ વ્યાકરણની શિસ્તને ગાંઠે નહિ. ઘણી રૂઢોક્તિઓ વ્યાકરણદૂષિત પણ હોઈ શકે; પરંતુ વ્યાકરણશુદ્ધ વાક્યરચનાઓ, મૌખિકતાના પ્રદેશમાં રૂઢોક્તિ તરીકે કેટલીક વાર સાવ

નકામી પણ નીવડતી હોય છે. કેટલીક રૂઢોક્તિઓ નકરી શ્રાવ્યતાનિષ્ઠ જ હોય; તો વળી કેટલીક વ્યાકરણના સીમાડા પર જ પલાંઠી વાળીને બેસી ગઈ હોય. બોલચાલની લઢણોમાં પ્રયોજાતા કેટલાક સંયોજકો '–કે', '–ને–', 'અનૂ' (અને) વ.ને વ્યાકરણ તો અન્વયસાધક વા કેવળપ્રયોગી અવ્યયનો દરજ્જો આપીને ઇતિશ્રી માને; પરંતુ મૌખિકતાના સ્તરે આવા પ્રયોગો, ઉક્તિના આરંભે વા સંધાનમાં આવર્તિત થતા રહીને લયહિંડોળની હીંચ-ખટક ગજવતા રહેતા હોય. એટલે મૌખિક ઉક્તિઓના પ્રવાહમાં વહમાન ગદ્યને પોતીકી 'ચાલ' હોવાની. ધ્વનિની શ્રુતિતરેહોમાંથી રચાતી લયસપાટીઓ એ 'ચાલ'ને સૌન્દર્યરસિત ગતિ તો આપે; સાથે સાથે એનો સંચરણમાર્ગ પણ બની રહે.

જે શ્રુતિસંપદાની મેળવણીમાંથી ઉક્તિપૂત ગદ્યના આ વાગ્લયની ઉપસ્થિતિ સરજાતી હોય છે એના ધ્વનિપ્રભાવોની ખાસિયત કેવી હોય છે? શ્રુતિગુણોના નિર્ધારણમાં બે વાત ખ્યાલમાં રાખવી ઘટે. પહેલી બાબત છે ધ્વનિની રજૂઆત અને તેની ભાત (pattern) વચ્ચેના ભેદની આવશ્યકતા. મૌખિકતાની કોઈ વાનગી (item), દા.ત. વારતાને કોઈ કથક જ્યારે રજૂ કરે અથવા મોટેથી (loudly) એનું ભાવપૂત પઠન/ કથન કરે ત્યારે એ રજૂઆત કશીક વૈયક્તિકતા (individuality) અને અંગતતા (personal)નો સ્પર્શ ધરાવતી ઉક્તિ-ભાત (pattern)ની પ્રસ્તુતિ હોય છે. અન્ય કથક કે પ્રસ્તુતિકાર એ ભાત (pattern)ને પૂર્ણતઃ અવગણે અથવા વિકૃત પણ કરતો હોય. આ કારણે વ્યક્તિગત પઠન/કથનના અભ્યાસના જ પાયા પર લય વિશેની વ્યાપ્તિઓ બાંધી લઈએ તો શાસ્ત્રીય અસંગતિ ઊભી થવા પામે. બીજી બાબત એ ખ્યાલમાં રાખવી જરૂરી છે કે 'અર્થ'થી પૂર્ણતઃ અળગો પાડીને 'ધ્વનિ'ના શ્રુતિગુણનું નિર્ધારણ ન થઈ શકે. નકરો ધ્વનિ, કેવળ 'અવાજ' તરીકે તો કશી રસકીય પ્રભાવકતા ધરાવતો ન હોઈ શકે. કંઈક ધૂંધળા, ધૂસરિત પણ 'અર્થ'ના ખ્યાલ વગરની – ઓછામાં ઓછું કશાક ભાવાત્મક આશય (tone) વગરની – 'ઉક્તિ' તો ન હોઈ શકે.

ઉક્તિના સ્તરે આ ધ્વનિપ્રભાવનાં મુખ્યતઃ બે પરિમાણો પ્રગટ થતાં હોય છે : ગુણાત્મક ને માત્રાત્મક. પ્રત્યેક ધ્વનિ, ગુણદૃષ્ટિએ, પોતીકી વૈયક્તિકતા ધરાવતો હોય છે. એટલે કે 'અ', 'ઓ' કે 'લ' વા 'ક' – પ્રમાણનિરપેક્ષ ને સ્વતંત્ર હોય છે; કેમ કે એક ધ્વનિ, બીજા ધ્વનિ કરતાં 'વધારે' કે 'ઘટાડે' હોઈ શકે નહિ. ધ્વનિઓની ગુણાત્મક ભેદકતા, એક બાજુથી ઉક્તિના અર્થનિબંધનનો, તો બીજી બાજુથી એના સંગીતાત્મક પ્રભાવ માટેનો આધાર બનતી હોય છે. આ ધ્વનિઓની સાપેક્ષ ભેદકતા લય અને છંદનો આધાર બને છે. ધ્વનિની માત્રાત્મક ભેદકતા સાધી આપવામાં જુદી જુદી બાબતો ભાગ ભજવતી હોય છે. એમાં મુખ્યત્વે, આરોહ-અવરોહ; હ્રસ્વતા-દીર્ઘતા; પદગત/વાક્યગત વજન (stress), આવર્તન; અને એવાં આવર્તનોનો સાતત્યક્રમ (frequency) – આટલી બાબતો ગણાવી શકાય. ઉપાડ, મધ્ય કે અંત – ઉક્તિનાં આ નોખનોખાં બિંદુઓ પર સરજાતાં આરોહ-અવરોહનાં અલગ અલગ ધ્વનિકંપન, ઉક્તિની લયસપાટીમાં વિશેષ પ્રકારનાં તરંગ-સંચલનો નિષ્પન્ન કરે; તો ધ્વનિની કાલપરક હ્રસ્વતા કે દીર્ઘતા, લયશ્રુતિની લઘુતા કે ગુરુતાને ધોરણે સંકુચન/ વિસ્તરણનું નિયમન કરે. તો વળી, ઉક્તિ–અંતર્ગત નિયત સ્થાનો પર વરતાતા સબળ વા અલ્પબળ વજનથી ઊપસતાં લયબિંદુઓ ભાવની તાર-ઉત્કટતા કે મંદ્રતાને વ્યંજિત કરે. છેલ્લી બાબત રહી આવર્તનની. ધ્વનિ, ધ્વનિસમુચ્ચય, શબ્દગુચ્છ કે વાક્યાંશનાં આવર્તનો, ને એવાં આવર્તનોના સાતત્યક્રમ (frequency)નું ઓછાવત્તાપણું જ ઉક્તિના – ને ઉક્તિશૃંખલાથી ગંઠાતા વાગ્બંધ (discourse)માં અનુરણન કે નાદગુંજનની લયાન્વિત અર્ધસાંગીતિક આકૃતિઓના નિર્માણની શક્યતાઓ ઊભી કરતું હોય છે.

૪

મૌખિકતાના લિપિબદ્ધ ગદ્યપોતમાં ઉક્તિનાં કાલમાન અને શ્રુતિગુણોની કારકતા કયા પ્રકારે પ્રતીત થતી હોય એ જોયા પછી, વાણીગત ઇતર લયનિબંધન કરતાં મૌખિકતાની ઉક્તિનો વાગ્લય ક્યાં ને કેવી રીતે

અલગ પડી આવે છે એ મુદ્દા પર આવીએ.

માત્રિક સંધિએકમોની મેળવણીની નિયમિત ને નિયત તરેહોનું આવર્તન, પદ્યલયની ખાસિયત છે; જ્યારે ગદ્યમાં પદો અનિબદ્ધ હોય, છંદયુક્ત પાદબંધનો અભાવ હોય, અક્ષરોની સંખ્યા પણ અનિયત હોય, અક્ષરો કેવળ અર્થની અપેક્ષાથી યુક્ત હોય. (अनिवद्धपदं छन्दं तथा चानियताक्षरम्। अर्थापेक्ष्यक्षरस्यूतं ज्ञेयं चूर्णमिदं वुधैः ॥ भरतनाट्यशास्त्र). યતિ, વિરામ, છંદ, અક્ષરસંખ્યા – કોઈ કહેતાં કોઈ વાતે બંધન નહિ! કેવળ પદસમુચ્ચયમાં અર્થાપેક્ષા જરૂરી રહે ('यतिविरामच्छन्दोऽक्षरसंख्यानियमः एतद्विहीनं चूर्णपदमर्थशृंगारवीराद्यपेक्ष्यक्षराणि... अ.भा.) આપણે એ યાદ રાખવું જોઈએ કે સંસ્કૃત કાવ્યમીમાંસાએ, ગદ્યનો લક્ષણનિર્દેશ, પદ્યના અનુષંગે – એટલે પદ્યના વિરોધમાં ઉપસાવ્યો છે એટલે સ્વાભાવિકપણે એ નેતિવાચક રહે છે. પરંતુ, 'इदं तु केवलं पठनकर्मत्वाद् गद्यमित्युच्यते – એવાં અભિનવ – વચનમાં, અને 'कथायां सरसं वस्तु गद्यैरिव विनिर्मितम्। – એવી 'સાહિત્યદર્પણ'કારની સ્થાપનામાં, ગદ્યલક્ષણસંદર્ભે 'પઠન' અને 'સ-રસતા'ના સંકેતો, ગદ્યને નેતિપ્રદેશમાંથી બહાર કાઢીને લયસંપૃક્ત વિધિપ્રદેશની નાગરિકતાનો દરજ્જો અપાવનાર નીવડે છે. પઠનક્ષમતા અને કથાકૃતિમાં વસ્તુની સ-રસતાનિર્મિતિની ગુંજાશ : આ બન્ને ગદ્યલક્ષણોમાં એની લયાત્મક પ્રકૃતિ પરત્વે પરોક્ષ સંકેત નથી? 'શાંત વાચન' (silent reading)ની એકાકિતાનો આપણી કાવ્યમીમાંસાએ સમાદર કર્યો જ નથી. એટલે આ પઠન તત્ત્વતઃ, ગ્રંથસ્થ પ્રચ્છન્ન મૌખિકતાનો, એની પૂરી અદબ જાળવીને થતો, પ્રગટ આવિષ્કાર છે. સ-રસતાની ઘટના, જોકે, નિતાન્ત લયનિર્ભર હોતી નથી એ સાચું, પરંતુ રસવિધાનમાં લયતત્ત્વનું પણ સર્જનાત્મક યોગદાન તો હોવાનું જ.

ભાષિક ને સાહિત્યિક માધ્યમ તરીકે ગદ્યમાત્ર લયની સાપેક્ષતાનો આગ્રહ તો રાખે. સવાલ માત્ર ગદ્યના અલગ અલગ કિસ્સાઓમાં લયસંઘટનાનાં પરિમાણોના ગુણાત્મક ને માત્રાત્મક તારતમ્યનો રહે. આપણે આગળ નોંધ્યું તેમ પદ્યમાં પ્રતીત થતા લયસંચારની નિયતતા ને નિયમિતતાને મુકાબલે, ગદ્યનો અંતર્ગ્રથિત સામાન્ય લય અનિયમિત, ને નિયત ભાતો (patterns)ની સમાન આવર્તકતાના અભાવવાળો હોય. માત્રિક સંધિએકમોની ગોઠવણીની આકૃતિનું પૃથક્કરણ તો કોઈ પણ ગદ્યખંડમાંથી તારવી શકાય. થોડુંક ઝીણું કાંતીએ તો આવાં સંધિએકમોની સમ / વિષમ સન્નિધિઓમાંથી કશીક આકૃતિ (design) પણ ચીંધી શકાય. પરંતુ ગદ્યમાં પ્રતીત થતો સામાન્ય લય, અભિવ્યક્તિની સચોટતા, વિશદતા, પ્રતિપાદનની તર્કબદ્ધ ક્રમિકતા વા નિરૂપણની પારદર્શિતામાં જ અદૃષ્ટપણે સંચરણશીલ હોય. ગદ્યની સુખપાઠ્યતા, સુગ્રથિતતા ને સેન્દ્રિય એકતા સાધી આપવા પૂરતી જ એની ઉપકારકતા હોવાની. જ્યારે મૌખિકતાનિર્ભર ગદ્યનો સાદ્યંત પ્રવાહ તો આરોહ-અવરોહના દોલાયમાન ઉક્તિતરંગો, આવર્તનોની કિસમકિસમની વીપ્સાથી ઝંકૃત નાદવલયો, શબ્દભારના તાનપલટા, કાકુઓ ને અનુલ્લેખ્ય ઉદ્‌ગારોના બુદ્‌બુદોથી સતત આંદોલિત થતો રહે. આ ઉપરાંત કથનની આખીયે પરિપાટી, સામાન્ય પઠન કે કથનથી ઊફરી રહીને, પોતાની સાવ અનોખી ને આગવી કંઠ્યસપાટી પર જ વિચરવાનું પસંદ કરે. આ ગદ્યના ઉક્તિબંધના ભાષિક એકમો ને અક્ષરમાત્રાના સંધિએકમોની મિલાવટમાં, ક્વચિત્ પદ્યબંધનાં આવર્તનોની લયનિયમિતતા સાથે આંશિક મળતાપણું પણ દેખાય. એ કારણે એને 'વૃત્તગન્ધિ' ગદ્ય તરીકે ઓળખાવવાની લાલચ થઈ આવે; અથવા ક્યાંક દેખાતી અર્ધસાંગીતિકતાને કારણે, 'સંગીતરત્નાકર' નિર્દેશે છે એવું, 'ગદ્યગાન' કહેવા પણ પ્રેરાઈએ; કાં તો રા. વિ. પાઠક કહે છે તેમ[1], "લાગણીવાળું ગદ્ય

---

૧. સદ્. પાઠકસાહેબે પોતે સાંભળેલા પવાડાઓ ઉપરાંત કોશિયા દ્વારા લાંબા રાગે ગવાતા રમેયા, સ્ત્રીઓ દ્વારા થતી મોં-કાણ, ડાકલાં વખતે ધૂણતા ભૂવાના ઉદ્‌ગારો અને હરિકીર્તનકારો, વાર્તાકારો, કથાકારોના કથાકથનમાં આરોહ-અવરોહયુક્ત ગદ્યના સંદર્ભો આપી, આ અભિપ્રાય વ્યક્ત કર્યો છે. જુઓ : 'બૃહદ્ પિંગળ' (૧૯૫૩), પૃ. ૧૨૬.

આજ સુધી આપણે ત્યાં સ્વરોના આરોહ-અવરોહથી બોલાતું... અત્યારે પણ ગદ્ય ગવાય છે" એવા અભિપ્રાયમાં ડોકું ધુણાવી દઈએ છીએ. હકીકતે, મૌખિકતાના ઉક્તિસ્તરે અંકાતું ગદ્ય, 'રાગયુક્ત', 'વૃત્તગન્ધિ', 'ગદ્યગાન', 'ગવાય તેવું ગદ્ય', 'અપદ્યાગદ્ય', 'ડોલનશૈલી' – આમાંની કોઈ પંગતમાં મૂકી શકાય એમ નથી. વળી, 'લહેકાથી ઉચ્ચારાતા ગદ્ય' તરીકેની ઓળખ આપી, છૂટી જવાનું વલણ તો વિવેચનની વૈચારિક પલાયનવૃત્તિનું પ્રમાણ બને. સદ્ગત પાઠકસાહેબે જે દાખલા ટાંક્યા છે એમાં રામૈયા, પવાડા તો ગેય જ હોય; સ્ત્રીઓની મોં-કાણ – મરસિયા (dirge) નહિ – માં શબ્દોદ્ગારોનો શ્રુતિવિસ્તાર, અને ખાસ તો વિલાપની ખરલમાં ઘૂંટાતા સ્વરપુટનું સાંગીતિક દ્રવ્ય આરોહ-અવરોહના અતિ નિલંબનથી કરુણ – શોક – ને ઘાટો બનાવે. હરિકથાકારો, વાર્તાકારો અને કથાવાચકો – આ ત્રણેયની કથનરીતિ મૌખિક પ્રસ્તુતિપરક (performing) હોય છે; પરંતુ ત્રણેયમાં ગદ્યોક્તિઓની કંઠ્યસપાટીઓ અલગ અલગ ઢંગની હોય છે. સાચી વાત તો એ છે કે ગદ્ય અને પદ્યના અંતરાલમાં ખરી રીતે તો ગદ્યના સીમાંત પ્રદેશમાં વસવાટ કરતા ઉક્તિબંધોની શાસ્ત્રીય તપાસ કરવાની દિશામાં આપણું વિવેચન ઊણું ઊતર્યું છે. ગદ્ય-પદ્ય વચ્ચેના અલ્પક્ષુણ્ણ ઇલાકામાં, પ્રસ્તુતિની નોખીનોખી ઢબને કારણે કથનપદ્ધતિની વિવિધ રીતિઓ ચલણમાં હતી. આ કથનરીતિઓનું વૈવિધ્ય, પ્રસ્તુતિ (performance)ના તબક્કે જે લયવિચ્છિત્તિ સરજે છે એનાં આકલન ને પૃથક્કરણ કાંઈ એકલી કાવ્યમીમાંસા, વ્યાકરણ કે પિંગળનો જ પ્રદેશ નથી; એમાં' તો લોકવિદ્યા ઉપરાંત વાગ્મિતા (rhetorics), સંગીત અને નાટ્ય – લયમીમાંસાની વિધવિધ શિસ્તનો સહિયારો પુરુષાર્થ જ પરિણામદાયી બની શકે. આવી આંતરવિદ્યાકીય શિસ્તની જાણકારી ને સજ્જતાથી આ મૌખિકતામાં વિહરતી ગદ્યોક્તિના લયસંકુલોનું વ્યાકરણ સમજી શકાય.

*

નમાલી ને નિ:સત્ત્વ ભાષિક ઘટના તો લયથી સર્વથા અસ્પૃષ્ટ ને ટાઢીબોળ હોય છે, જ્યારે ગદ્યનો સામાન્ય લય, એની ઉપસ્થિતિના વિશિષ્ટ સંદર્ભમાં, સતત સંચરણશીલ રહીને, અદીઠ સૂત્રરૂપે, એકતાની ને સુગ્રથિતતાની મુદ્રા એના ધારક ગદ્યખંડને ઉપસાવી આપે. પરંતુ મૌખિકતાનો વાગ્લય તો ઉક્તિબંધના સળંગ વહનમાં, પ્રત્યેક ધારામાં સતત ધબકતો રહે. એની આ ગતિશીલતા તથા જીવંતતાને લીધે આવું ગદ્ય પણ હર્યુંભર્યું, આંતરે આંતરે ઉદ્રેકના મૃદુ-તીવ્ર સંચારને ઝીલતું ને તાજપભરી સોડમથી મઘમઘતું રહે છે. નિત્યવ્યવહારના બોલચાલની કથ્યસપાટી કરતાં એનું ઉક્તિસંચરણ અળગી સપાટી પર થતું હોય છે; તો શિષ્ટ સાહિત્યિક પઠન કરતાં પણ એનો કંઠવ્યાપાર નોખો પડી આવે છે. એના આંતરગ્રથનની કથ્ય સામગ્રી તો એ બોલચાલનાં વાણીરૂપોમાંથી ઉપાડે છે, એ સાચું; કહો કે એનો આખોયે પિંડ નકરાં કથ્ય રૂપોથી બંધાય છે; પરંતુ એની સંકલના – એટલે કે કથ્યરૂપોની આંતરિક અન્વિતિ – માં અને પ્રસ્તુતિના કંઠિલ toneમાં લયવિન્યાસનાં અવનવાં સંકુલો સાકારિત થતાં રહે. એને માત્ર 'લહેકા' ગણી કાઢવાની ભૂલ આપણે કરી બેસતા હોઈએ છીએ. જો એ માત્ર ઉચ્ચારણના લહેકાની વ્યક્તિપરક સ્થૂળતાને જ સંકેતિત કરતાં હોય તો એની એસ્થેટિક અપીલ કેમ હોઈ શકે? વાસ્તવમાં તો પ્રત્યક્ષ પ્રસ્તુતિની નરી અંગતતાને બાદ કરીએ તો, મૌખિકતાની પરિપાટીમાં પ્રતીત થતા ચઢાવ-ઉતરાવ, દ્રુતિ કે વિલંબન, થડકારા કે કંપનનાં આંદોલનોનો ધ્વન્યાલેખ એની રસકીય પ્રભાવકતાને પ્રમાણિત કરનારો નીવડે છે.

❒

# નરસિંહ મહેતાનાં પદો : કર્તૃત્વનો કોયડો

## કૃષ્ણલીલાનાં પદોના કર્તૃત્વની તપાસ

જયંત કોઠારી

[ગતાંકથી ચાલુ]

કૃષ્ણલીલાનાં પદોના કર્તૃત્વનો પ્રશ્ન ઉકેલવાનું થોડું વધુ મુશ્કેલ છે. જ્ઞાનવૈરાગ્યનાં પદોમાં ભાવવિચારની બદલાતી સૃષ્ટિનો જે એક આધાર કર્તૃત્વના નિર્ણયમાં આપણે લઈ શકીએ છીએ તે અહીં લગભગ પ્રાપ્ય નથી. કૃષ્ણલીલાનાં પદોમાં જે ભાવછટાઓ જોવા મળે છે તે પરંપરાગત છે, એનો એક સમાન દોર છે અને એમાં જૂનાં અને નવતર તત્ત્વોનો ભેદ કરવો શક્ય નથી. એટલે આપણે પદની હસ્તપ્રતમાં પ્રાપ્તિના સમય ઉપરાંત પદાવલી, પદ્યબંધ આદિનો જ વિશેષપણે આધાર લેવાનો રહે છે. આ આધારોની ભૂમિ થોડી લપસણી હોય છે. તેમ છતાં આ આધારો અને કેટલીક અન્ય માહિતીનો ટેકો લઈ આપણે કર્તૃત્વનો પ્રશ્ન વિચારી તો જરૂર શકીએ.

સં. ૧૭૦૦ સુધીની જૂનામાં જૂની બે પ્રતો પછી એમાં ન હોય એવાં કૃષ્ણલીલાનાં પદો સં. ૧૭૪૬થી સં. ૧૯૨૦ કે પછીની અને લે.સં. વગરની કેટલીક પ્રતોમાંથી પ્રાપ્ત થાય છે. પણ આ બધાં પદોને કંઈ અનધિકૃત માનવાપણું ન હોય. લુપ્ત થયેલી કોઈ જૂની પ્રતમાંથી પણ પદો આવેલાં હોઈ શકે. પણ ઘણા મોડા સમયે પહેલી વાર પ્રાપ્ત થતાં પદો પ્રત્યે શંકાની આંગળી ચીંધી શકાય. આથી આપણે પદોની પ્રાપ્તિના સમયના છેલ્લા છેડાથી આપણી તપાસ આરંભીએ એ યોગ્ય ગણાશે.

સં. ૧૯૦૦ પછીની નોટબુકો (ફા ૨૭)માંથી બે પદો પ્રાપ્ત થાય છે અને એ નોંધપાત્ર છે કે એ પદો માત્ર આ નોટબુકો (અને 'નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ')માંથી પ્રાપ્ત થાય છે, અન્ય કોઈ હસ્તપ્રતમાંથી નહીં. એમાંથી 'તારી મોરલીએ મન મોહ્યાં રે' એ પદ (જે. શૃં. ક. ૧૦૬, પૃ. ૧૯૪)ના ઘણા અંશો લોકગીતમાં મળે છે (જુઓ 'લોકગીતોમાં કૃષ્ણભક્તિ', સંપા. હસુ યાજ્ઞિક, ગીતક્રમાંક ૪૧૩ અને ૪૧૯). ઉપરાંત અહીંનો 'તાવ્યાં ઘી સાકરમાં ભેળ્યાં' એ પાઠ એ લોકગીતોને આધારે ('ઘી તાવીને મેં છાસમાં રેડ્યાં') 'તાવ્યાં ઘી તકરમાં ભેળ્યાં' એમ સુધારી શકાય છે. બીજું પદ 'લેશું મહીડાનું દાણ' (જે. શૃં. ક. ૧૬૨, પૃ. ૨૧૭) એમાંના 'નારી-ઉતારણનાદ' (=નારીનો નાદ ઉતારનાર) જેવા વ્યુત્ક્રમ સમાસને કારણે સંદિગ્ધ પ્રામાણિકતાવાળી રચના બની જાય છે. આટલી મોડી પ્રતનાં એ બે પદોને નરસિંહ મહેતાની પ્રામાણિક રચનાઓ માનવા માટે કોઈ કારણ જણાતું નથી.

સં. ૧૯૨૦ની પ્રત (દ ૩૩)માં પહેલી વાર પ્રાપ્ત થતું એક પદ છે – 'હળવે હળવે હળવે હરજી મારે મંદિર આવ્યા રે' (જે. શૃં. ક. ૪૭૮, પૃ. ૩૫૦). દરેક પંક્તિમાં એક શબ્દની ત્રણ વાર આવૃત્તિ એ નવતર શૈલીતત્ત્વ છે, 'મહેતા નરસૈંયા' એવી નામછાપ છે અને કદાચ મોડા સમયનો ગણાય એવો 'ઘરનો ધંધો' એ ભાષાપ્રયોગ છે. આ બાબતો આ પદના નરસિંહકર્તૃત્વને સંદિગ્ધ બનાવે.

સં. ૧૯૧૦ની પ્રત (ફા ૧૦)માંથી પ્રાપ્ત થતાં બે પદ – 'હરિજી વિના હું રહી ન શકું' (જે. શૃં ક. ૧૯૧, પૃ. ૨૩૦) તથા 'લટકો તારો લાખ સવાનો' (જે. શૃં. ક. ૩૪૭, પૃ. ૨૯૯)માં ભાવવિચાર અને પદાવલી વગેરેની દૃષ્ટિએ કોઈ પરાયું તત્ત્વ વરતાતું નથી, પણ આ પદોની મોડા સમયે પ્રાપ્તિ એના કર્તૃત્વને સંદિગ્ધ બનાવે. આ બન્ને પદો માત્ર આ જ પ્રતમાંથી (તથા 'નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ'માંથી) પ્રાપ્ત થાય છે.

સં. ૧૮૯૪ની પ્રત (દ ૩૦)માંથી મળતાં ત્રણ પદમાંથી 'સાસરિયા દેખે મારા વહાલા' (જે. શૃં. ક. ૪૮૯, પૃ. ૩૫૪)માં કેટલીક અભિવ્યક્તિ કઢંગી છે. 'પ્રીતલડી કરતાં શું કીધી, કઠણ પડી છે હાવું રે', 'નરસૈંયાચા સ્વામી સંગ રમતાં બેસીશું ગોઠે રે' આ પદ આ એક જ પ્રત (અને 'નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ')માંથી પ્રાપ્ત થાય છે. બીજાં બે પદ 'આજ

મારાં નયણાં સફળ થયાં' (જે. શૃં. ક્ર. ૭૦, પૃ. ૧૭૭)માં 'વિહારીલો / વિહારિયો' શબ્દનો તથા 'રતી મોલ ધરો મારા વહાલા' (જે. શૃં. ક્ર. ૯૨, પૃ. ૧૮૮)માં 'જૂડી' શબ્દનો પ્રયોગ કંઈક નવીન લાગે છે. પણ આ પ્રતને કેટલી શ્રદ્ધેય ગણવી તે જ પ્રશ્ન છે એ આપણે જ્ઞાન-વૈરાગ્યનાં પદોની ચર્ચા વખતે આગળ જોયું છે.

સં. ૧૮૯૨ની પ્રત (દ ૨૯)માંથી મળતા 'ગૌ ચારીને ઘેર આવે' એ પદ (જે. બાળલીલા ક્ર. ૨૨, પૃ. ૧૪૪)માં 'છોગલાં મૂકી મૂકી આવે' એ પ્રયોગ કંઈક જુદો ભાસે છે, પરંતુ પદની મોડી પ્રાપ્તિ એ જ કર્તૃત્વને સંદિગ્ધ બનાવનારી મુખ્ય બાબત.

એકમાત્ર સં. ૧૮૯૦ની પ્રત (દ ૨૮ અને 'નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ')માંથી મળતા 'મને કૃષ્ણ જોયાના કોડ' એ પદ (જે. શૃં. ક્ર. ૨૯૮, પૃ. ૨૮૧)માં શામળિયાને વર તરીકે મેળવવાની અભિલાષા છે અને 'લાગું ઉમિયાજીને પાય' તથા 'શંભુ! કરું તમારી સેવ' એમ સાથે શિવભક્તિ જોડવામાં આવી છે. આ જાતનાં નિરૂપણો જૂનાં પદોમાં હોવાની સંભાવના જણાતી નથી. આખા પદનો સૂર નવો છે ને એની પ્રામાણિકતાને સંદિગ્ધ બનાવે છે. કદાચ પદ્યબંધ પણ નવીન હોય.

સં. ૧૮૬૯ની પ્રત (દ ૨૧)માંથી મળતાં ત્રણ પદોમાંથી એક 'કહાનજીએ કામણિયાં શાં કીધાં રે' (જે. શૃં. ક્ર. ૯૯, પૃ. ૧૯૧) એ પદ માત્ર આ એક જ પ્રતમાંથી પ્રાપ્ત થાય છે. 'ઘરનો ધંધો' જેવા કોઈક પ્રયોગો નવતર ભાસે છે. બીજું એક પદ 'પંથડો નિહાળતી રે' (જે. શૃં. ક્ર. ૨૨, પૃ. ૧૫૫) ભાગવતના રાસલીલાના એક પ્રસંગને અનુસરે છે અને એમાં પણ 'પીતાંબર-પગલાં' જેવા કોઈ પ્રયોગ નરસિંહ-કર્તૃત્વની શંકા પ્રેરે એવા છે. આ પદમાં બે ચરણ વચ્ચે 'રે' ધ્રુવા પ્રયોજાયેલી છે તે તો નવતર તત્ત્વ જ છે, પૂર્વે મળતું નથી. ત્રીજું 'જશોદા! તારા કાનુડાને વાર રે' (જે. બાળ. ક્ર. ૧૭, પૃ. ૧૪૧) આપણું મનગમતું સુંદર પદ છે. પણ ગોપી જશોદાને ફરિયાદ કરે એ ઘટક જૂનાં પદોમાં મળતો નથી અને આટલી મોડા સમયની પ્રતમાંથી પહેલી વાર પ્રાપ્ત થતાં પદોની પ્રામાણિકતા શંકાસ્પદ જ ગણાય.

સં. ૧૮૬૭ની પ્રત (દ ૨૦)માંથી પહેલી વાર પ્રાપ્ત થતું પદ એક જ છે – 'આ ઋતુ રૂડી રે મારા વહાલા!' (જે. શૃં. ક્ર. ૭૭, પૃ. ૧૮૦). વિવિધ પદાર્થોને લગાડાતા 'રૂડું' વિશેષણની અનેકાવૃત્તિથી આ પદ રચાયેલું છે. આ શૈલી જૂનાં પદોમાં પણ જોવા મળે છે. પરંતુ પદની મોડી પ્રાપ્તિનો પ્રશ્ન તો રહે જ છે.

સં. ૧૮૫૬ની પ્રત (દ ૧૮)માંથી મળતા 'છાનોમાનો આવ્યો કહાન' (જે. શૃં. ક્ર. ૧૦૧, પૃ. ૧૯૨) એ પદમાં 'મોરલીમાં ભૈરવ ગાયો' એમ રાગનો નિર્દેશ છે તે નરસિંહનાં પદોમાં વિરલ જણાય છે. પ્રતમાંથી મળતા બીજા પદ 'ચૂડલો સોનાનો લાવે' (જે. શૃં. ક્ર. ૪૩૭, પૃ. ૩૩૩)માં 'ચોળી ઉતારી' એવી ખુલ્લી વીગત નરસિંહમાં અન્યત્ર છે કે કેમ એ તપાસનો વિષય છે. પણ પદોની મોડા સમયે પ્રાપ્તિ એના કર્તૃત્વ વિશે શંકા પ્રેરે જ.

સં. ૧૮૫૨ની પ્રત (દ ૧૬) ૩૨ જેટલાં પદ પહેલી વાર આપે છે અને એ રીતે ઘણી નોંધપાત્ર બની રહે છે. એમાંથી ૧૬ જેટલાં પદ તો માત્ર આ જ પ્રતમાંથી (અને 'નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ'માંથી) મળે છે. પહેલાં આપણે આ પદોની યાદી કરી લઈએ. માત્ર આ જ પ્રતમાંથી જે પદો મળે છે તે પરત્વે કૌંસમાં 'એક જ' એવી નોંધ કરી છે :

૧. વાંસલડીએ વીંધાણી વનિતા (જે. શૃં. ક્ર. ૬, પૃ. ૧૪૮, એક જ)
૨. વહાલ ધરીને વહાલા સાથે (જે. શૃં. ક્ર. ૧૩, પૃ. ૧૫૧)
૩. વૃંદાવનમાં મહારસ ઝીલે (જે. શૃં. ક્ર. ૧૪, પૃ. ૧૫૨)
૪. વૃંદાવનમાં વિલસે વનિતા (જે. શૃં. ક્ર. ૧૫, પૃ. ૧૫૨)
૫. રાસ રમંતા રઢિયાળો વહાલો (જે. શૃં. ક્ર. ૨૧, પૃ. ૧૫૫, એક જ)
૬. જેમ જેમ વહાલો વેણુ વજાડે (જે. શૃં. ક્ર. ૨૬, પૃ. ૧૫૮)
૭ મંડળમાં મહાલંતો વહાલો (જે. શૃં. ક્ર. ૪૩, પૃ. ૧૬૬)
૮. પ્રેમે પ્રેમદા પિયુની સંગે (જે. શૃં. ક્ર. ૪૪, પૃ. ૧૬૭)
૯. ચાંદલિયાનો ચટકો રૂડો (જે. શૃં. ક્ર. ૪૫, પૃ. ૧૬૭, એક જ)
૧૦. રમઝમ રમઝમ નેપુર વાજે, તાળી ને વળી તાળ રે (જે. શૃં. ક્ર. ૪૭, પૃ. ૧૬૮)
૧૧. ઝમઝમ નાદે નેપુર વાજે (જે. શૃં. ક્ર ૪૯, પૃ. ૧૬૮)
૧૨. શામળિયો ને શ્યામ સજિયાં (જે. શૃં. ક્ર. ૫૧, પૃ. ૧૬૯)
૧૩. રમઝમ રમઝમ નેપૂર વાજે, વૃંદાવનની માંહે રે (જે. શૃં. ક્ર. ૫૨, પૃ. ૧૬૯, એક જ)

૧૪. આનંદે આલિંગી વહાલે (જે. શૃં. ક્ર. ૫૩, પૃ. ૧૭૦, એક જ)
૧૫. દેવ દુંદુભિ અંબર વાહે (જે. શૃં. ક્ર. ૫૪, પૃ. ૧૭૦, એક જ)
૧૬. રમઝમ રમઝમ નેપુર વાજે, પાય ઘૂઘરડી ઘમકે રે (જે. શૃં. ક્ર. ૫૫, પૃ. ૧૭૦, એક જ)
૧૭. નેપુરિયાંનો ઠમકો વાજે (જે. શૃં. ક્ર. ૫૬, પૃ. ૧૭૧, એક જ)
૧૮. રાતલડી રઢિયાળી રૂડી (જે. શૃં. ક્ર. ૫૭, પૃ. ૧૭૧, એક જ)
૧૯. મધ્ય રયણી મોહનની સાથે (જે. શૃં. ક્ર. ૫૮, પૃ. ૧૭૧, એક જ)
૨૦. ગર્વભરી ગાયે રે શ્યામા (જે. શૃં. ક્ર. ૫૯, પૃ. ૧૭૨, એક જ)
૨૧, શોભાસાગર શામળિયો તે (જે. શૃં. ક્ર. ૬૦, પૃ. ૧૭૨, એક જ)
૨૨. ભમરી દેતી ભામિની ભાવે (જે. શૃં. ક્ર. ૬૨, પૃ. ૧૭૩, એક જ)
૨૩. ઘૂઘરડીને ઘમકે ગોરી (જે. શૃં. ક્ર. ૬૪, પૃ. ૧૭૩, એક જ)
૨૪. ધન્ય ધન્ય જોડી, ધન્ય ધન્ય લીલા (જે. શૃં. ક્ર. ૭૨, પૃ. ૧૭૮)
૨૫. જાદવ જમુના કાંઠડે રે (જે. શૃં. ક્ર. ૭૫, પૃ. ૧૮૦)
૨૬. મારું મન મોહ્યું રે સખી (જે શૃં. ક્ર. ૧૦૭, પૃ. ૧૯૫)
૨૭. વહાલો વાંસલડી વાહે રે (જે. શૃં. ક્ર ૧૧૩, પૃ. ૧૯૮, એક જ)
૨૮. ગોરી! તારાં નેપુર રણઝણ વાજણાં રે (જે. શૃં. ક્ર. ૧૨૩, પૃ. ૨૦૨)
૨૯. તારા દિલડાની વાત મેં જાણી રે (જે. શૃં. ક્ર. ૧૬૩, પૃ. ૨૧૭, એક જ)
૩૦. સખી મુને શામળિયો વહાલો (જે. શૃં. ક્ર. ૧૯૮, પૃ. ૨૩૨, એક જ)
૩૧. મારો રે મોહન મલપંતો મંદિરિયામાં આવે રે (જે. શૃં. ક્ર. ૨૨૩, પૃ. ૨૪૩, એક જ)
મારો મોહન મલપંતો મારા મંદિરિયામાં આવે રે (જે. શૃં. ક્ર. ૩૩૯, પૃ. ૨૯૬, એક જ)
૩૨. જેમ જેમ નીરખું શામળિયાને (જે. શૃં. ક્ર. ૪૩૫, પૃ. ૩૩૪, એક જ)

યાદ કરીએ કે આ પ્રતને રજની દીક્ષિતે અવિશ્વસનીય ગણી છે. વસ્તુતઃ આ પ્રતનાં પદોમાં અભિવ્યક્તિની કેટલીક વિશિષ્ટ કહેવાય એવી લઢણો પકડાઈ આવે છે, જે કોઈ જુદી કલમનો ભાસ કરાવે. ક્વચિત્ વસ્તુતત્ત્વ પણ નવતર મળી આવે છે. શૃં.ક્ર. ૧૨૩નું પદ આખું જોવા જેવું છે:

*ગોરી! તારાં નેપુર રણઝણ વાજણાં રે,*
*વાજ્યાં કાંઈ માઝમ રાત મોઝાર,*
*સૂતું નગર બાધું જગાડિયું*
*તે તો તાહરાં ઝાંઝરનો ઝમકાર.* ૧
*સેજલડી ઢંઢોળી હું પાછી ફરી રે,*
*પિયુડો તે પોઢ્યો પડોશણ પાસ,*
*એક ને અનેક વહાલો મારો ભોગવે રે,*
*અમને નહિ અમારાની આશ.* ૨
*કૂવો હોય તો ઢાંકીને મૂકીએ રે,*
*સાયર ઢાંક્યો ક્યમ જાય?*
*મનનો માન્યો હોય તો કાઢી મૂકીએ રે,*
*પરણ્યો કાઢી કેમ મુકાય?* ૩
*મારે આંગણે આંબો મહોરિયો રે,*
*ગળવા લાગી છે કાંઈ સાખ,*
*ઊઠો ને આરોગો, પ્રભુજી પાતળા રે!*
*હું રે વેડું ને તું રે ચાખ.* ૪
*મારે આંગણ દ્રાખ બિજોરડી રે,*
*બિચ બિચ રોપી તે નાગરવેલ,*
*નરસૈંયાચો સ્વામી મંદિર પધારિયો રે,*
*હૈડું થયું છે કોમળ ગેહેલ.* ૫

પદમાં ત્રણ પરસ્પર અસંબદ્ધ ઘટકો ભેગા થઈ ગયા હોય એમ નથી લાગતું? પહેલી કડીમાં જાણે કોઈ અભિસારિકાનું ચિત્ર છે, જેમાં ઝાંઝરનો ઝમકાર આખા નગરને જગાડી દે છે. બીજી-ત્રીજી કડીમાં પિયુ / પરણ્યાના બહુસ્ત્રીવલ્લભત્વની વાત છે. ચોથી-પાંચમી કડીમાં પ્રભુજી પાતળાને ફળો આરોગવાની વિનંતી છે. એ સ્પષ્ટ છે કે આ ઘટકો સંધાતા નથી, પરસ્પર અથડાય છે. કૃષ્ણના બહુસ્ત્રીવલ્લભત્વની વાત નરસિંહનાં જૂનાં પદોમાં છે, પણ પિયુડાને ક્યાંય પડોશણની પાસે પોઢેલો બતાવ્યો જણાતો નથી. અહીં તો વળી પિયુડાને 'પરણ્યો' કહ્યો છે. એ કૃષ્ણને કેવી રીતે લાગુ પડે? એથી તો આ કોની વાત છે એનો સંશય થાય છે. ભગવાનને ભોજન કરાવવા વિષયક 'થાળ' નામની રચનાની મધ્યકાલીન પરંપરા છે, પરંતુ નરસિંહનાં જૂનાં પદોમાં એ વસ્તુ ખાસ દેખાતું નથી. અહીં ફળ વેડીને ખવડાવવાની વાત છે તે પણ નવતર છે. 'કૂવો હોય તો ઢાંકીને મૂકીએ રે, સાયર ઢાંક્યો કેમ જાય' એ લોકસાહિત્યસહજ દૃષ્ટાંત ને 'બિચ બિચ' એ હિંદી પ્રયોગ એ પણ અભિવ્યક્તિની જુદી છટા પ્રગટ કરે છે. મધ્ય ધ્રુવા 'રે'નો વિનિયોગ પણ અહીં છે. આ પદની પ્રામાણિકતા ભારે શંકાસ્પદ છે.

અહીં એક પદ (શૃં. ક્ર. ૩૫) 'નરસૈંયો દાસ' એવી નામછાપ સાથે મળે છે, જે નામછાપને રજની દીક્ષિતે અન્યકર્તૃત્વસૂચક માની છે. આ પદમાં મળતાં

'રાધામાધવ' એ પ્રયોગ તથા 'ગાય, શીખે ને સાંભળે... તેનો હોજો વૈકુંઠ વાસ' એ ફલશ્રુતિને એમણે એ 'નરસૈંયો દાસ'ની લાક્ષણિકતા તરીકે અલગ તારવી છે. 'નરસૈંયો દાસ' એ નામછાપ જૂનાં પદોમાં એક સ્થાને મળે છે (શા. ક્ર. ૯૨) ને 'રાધામાધવ' એ પ્રયોગ પણ ક્વચિત્ મળે છે (૨૧૧. ક્ર. ૧૫૫), પણ અહીં છે તે ફલશ્રુતિ મળવા સંભવ નથી. ઉપરાંત આ પદ સં. ૧૭૯૯ની પ્રતમાં નીચેની વધારાની પંક્તિઓ સાથે મળે છે (જે. શૃં. ક્ર. ૬૮,પૃ. ૧૭૫) :

*અમને રાસ રમાડ, વહાલા! મધુરો વંશ વગાડ, વહાલા!*
*વૈકુંઠથી વૃંદાવન રૂડું, તે અમને દેખાડ વહાલા!*

આ પદ્યબંધ તો નવતર જ છે અને પદના નરસિંહ-કર્તૃત્વને બાધક બની જાય છે. મધ્ય ધ્રુવા 'રે'નો વિનિયોગ અહીં તેમ જ શૃં. ક્ર. ૧૦૭માં પણ મળે છે.

ભાગવતમાં રાસલીલાપ્રસંગે કૃષ્ણ અંતર્ધાન થઈ ગયા અને ગોપીઓ એમને શોધવા નીકળી એવું વર્ણન આવે છે. આ વિષયનું એક નાનકડું પદ અહીં છે. (શૃં. ક્ર. ૨૧). આવું જ એક પદ સં. ૧૮૬૯ની પ્રતમાં આપણે આગળ નોંધ્યું છે. ભાગવતનો આમ સીધો પડઘો જૂનાં પદોમાં જણાતો નથી.

અહીંનાં પદોમાં એક અલાયદું શૈલીલક્ષણ જોવા મળે છે તે છે પદસાંકળી. (જૂનાં પદોમાં એક સ્થાને પદસાંકળી જોવા મળે છે.) એક પદની અંતિમ પંક્તિના શબ્દો બીજા પદના આરંભે આવે છે. જુઓ:

શૃં. ક્ર. ૧૩ (અંત)–
*આલિંગન અલવે શું આપી વહાલો ઉર પર લીધો રે,*
*નરસૈયાચો સ્વામી રાસ રમાડે, સકળ મનોરથ સીધ્યો રે.*

શૃં. ક્ર. ૫૩ (આરંભ)–
*આનંદે આલિંગી વહાલે, વહાલો ઉર પર લીધો રે,*
*વળી વિહાર કરે વિનતા શું, સકળ મનોરથ સીધો રે.*

શૃં. ક્ર. ૫૩ (અંત)–
*ભણે નરસૈયો સુરિન્દર મોહ્યા, દેવ દુંદુભિ વાહે રે.*

શૃં. ક્ર. ૫૪ (આરંભ)–
*દેવ દુદુંભિ અંબર વાહે, વરસે કુસુમ અપાર રે.*

શૃં. ક્ર. ૫૪ (અંત)–
*ભણે નરસૈયો રમઝમ રમઝમ, રમઝમ નેપુર વાજે રે.*

શૃં. ક્ર. ૫૫ (આરંભ)–
*રમઝમ રમઝમ નેપૂર વાજે, પાય ઘૂઘરડી ઘમકે રે.*

શૃં. ક્ર. ૫૬ (અંત)–
*નરસૈયાચો સ્વામી રસમાં વિલસે, ધન્ય ધન્ય રૂડી રાત રે.*

શૃં. ક્ર. ૫૭ (આરંભ)–
*રાતલડી રઢિયાળી રૂડી, ઉદિયો શશિયર સોહે રે.*

શૃં. ક્ર. ૫૯ (અંત)–
*રમઝમ રમઝમ રમતો રંગે, મહાલે માનિતી માંહે રે,*
*કરુણા કીધી નરસૈયાને, ફૂલ્યો અંગ ન માયે રે.*

શૃં. ક્ર. ૬૦ (આરંભ)–
*શોભાસાગર શામળિયો તે માનિતી માંહે મહાલે રે.*

વધારે ધ્યાન ખેંચે છે તે તો વારંવાર સામે આવતી કેટલીક અભિવ્યક્તિલઢણો છે: ઉર પર રાખવું / ધરવું / લેવું (શૃં. ક્ર. ૧૪, ૧૭, ૪૪, ૫૧, ૫૨, ૫૩, ૫૭, ૬૮, ૬૪), વાદે વાવું / વાજવું / વજાડવું (૨૬, ૪૩, ૫૯, ૬૨, ૭૨), મંડળમાં મહાલવું (૪૩, ૪૫, ૫૧, ૫૮), ભમરી દેવી (૪૫, ૪૯, ૫૨, ૫૬, ૬૨) વગેરે. 'ઉર પર રાખવું' નરસિંહનાં જૂનાં પદોમાં પણ મળે, પણ અહીં એ કર્તાની લઢણની ચાડી ખાય છે. અન્ય પ્રયોગો તો નવતર છે. 'પાતળિયો/ પાતળો' (૧૩, ૧૨૩) શબ્દમાં લોકગીતનો રણકો છે ને 'ગરબી' પણ અ-નારસિંહી હોવા સંભવ છે. નરસિંહની પૂરી પદાવલીનો અભ્યાસ થશે ત્યારે, સંભવ છે કે, કેટલાક વધુ દાખલાઓ મળી આવશે.

કેટલાંક પદોમાં ભલે નરસિંહ-પરંપરા જ ઝિલાતી લાગે, પણ સં. ૧૮૫૨ની પ્રતમાં 'નરસિંહ'ને નામે રચાયેલાં ઘણાં નવાં પદો દાખલ થયાં હોવાનું પ્રતીત થયા વિના રહેતું નથી.

'નાનું સરખું ગોકળિયું' એ પદ (જે. બાળ. ક્ર. ૧૨, પૃ. ૧૩૯)માં વિચિત્ર ઘટના બની છે. પહેલી બે કડીઓ સં. ૧૮૪૬ની એક પ્રત (ફા ૫)માંથી લઈ એની સાથે સં. ૧૭૦૦ લગભગની પ્રત (દ ૨)માંથી એક પદ (શા.ક્ર. ૨૨૫)ની જોડવામાં આવી છે! જૂની પ્રતના પદની પહેલી કડી છોડી દેવાથી પદની બધી પંક્તિઓનો એક સળંગ પ્રાસ હતો તે તૂટી ગયો છે એ લક્ષમાં રહ્યું નથી. બે પદોને આમ જોડી દેવાની પદ્ધતિ સ્વીકાર્ય ન ગણાય. ઉપરાંત સં. ૧૮૪૬ની

પ્રતમાંથી જે બે કડીઓ લેવાયેલી છે તે પદ સંપૂર્ણ રૂપે, પાઠાંતરો સાથે, 'નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ'માં મળે છે (કૃષ્ણજન્મવધાઈનાં પદ, ક્ર. ૮, પૃ. ૪૩૭) ને ત્યાં 'કર જોડીને કહે નરસૈંયો' એવી નામછાપ મળે છે. આ પદની જ પ્રામાણિકતા શંકાસ્પદ છે.

સં. ૧૮૪૬ની બીજી પ્રત (વ ૨)માંનાં બે પદ 'આંગણિયે મોહન મોરલી વાહી ગયો રે' (જે. શૃં. ક્ર. ૧૦૪, પૃ. ૧૯૩) તથા 'વ્રજનો વિહારી બહેની મને સાંભરે રે' (જે. શૃં. ક્ર. ૧૭૫, પૃ. ૨૨૨)માં મધ્ય ધ્રુવા 'રે'નો વિનિયોગ છે, તથા પહેલામાં 'મીટનો મેળાવો', 'મનનો મેલાપી' એ શબ્દો ને બીજામાં 'પાતળો' શબ્દ ધ્યાન ખેંચે છે. એ પ્રતમાંના ત્રીજા પદ 'ઓ વાજે વૃંદાવન મોરલી' (જે. શૃં. ક્ર. ૬૬, પૃ. ૧૭૪)માં રાસપ્રસંગે 'ચુઆ – ચંદન-કીચ મચ્યો' એવી વર્ણન-વીગત અને 'જમુનાજળ લેઈ આરોગાવે, ચરણ તળાંસે નરસૈંયો' એવી હકીકત કંઈક જુદી પડતી લાગે છે. ચુઆ-ચંદનનાં છાંટણાં તો જૂનાં પદોમાં વર્ણવાયાં છે, પણ કીચ મચવાની વાત છે કે કેમ તે તપાસનો વિષય છે. એ જ રીતે રાસપ્રસંગે નરસિંહનું સાક્ષિત્વ અને દિવેટિયાપણું પણ જૂનાં પદોમાં વારંવાર ઉલ્લેખાયું છે, પણ અહીં છે તેવી કૃષ્ણસેવા ક્યાંય આલેખાઈ છે કે કેમ તે તપાસનો પણ વિષય છે. આ પ્રતનાં આ પદો મોડા સમયનાં સર્જનો હોવાની શક્યતા ઘણી છે.

કેવળ સં. ૧૮૪૧ની પ્રત (વ. ૧)માંથી મળતા 'રૂડો આવ્યો આસો માસ' (જે. શૃં. ક્ર. ૧, પૃ. ૧૪૫) એ પદમાં 'ગરબે રમે', 'સંગે ગોપી બની', 'વાહે મધુરો વાંસ', 'ચોળી કસમસે' જેવી કેટલીક પદાવલી અને 'કે... રે લોલ'ની ધ્રુવા કર્તૃત્વની અધિકૃતતાને શંકાસ્પદ બનાવી મૂકે છે. પદના વિષયનિરૂપણમાં પણ કેટલુંક કઢંગાપણું છે. ગોપી ટોળે વળ્યા પછી શણગાર સજે છે અને રાસ રમવા માથે મહીનાં માટ મૂકીને જાય છે!

સં. ૧૮૩૮ની પ્રત (ફ્રા ૪)માંથી ત્રણ પદ મળે છે. તેમાંનું 'ગોકુળમાં ગોવિંદજી પ્રગટ્યા' (જે. કૃ. જન્મ. ક્ર. ૮, પૃ. ૧૩૩) એ પદ માત્ર આ પ્રતમાંથી જ પ્રાપ્ત થાય છે. આ પદમાં 'નાંધડિયો' શબ્દ નરસિંહના શબ્દકોશનો હોવા વિશે શંકા રહે છે. જાચકજનને 'દીધાં ભલી પેરે પાન' એ ઉક્તિ કઢંગી ભાસે છે અને છેલ્લી કડીઓમાં 'પૂરો' – 'હણનાગ'નો પ્રાસ પણ કાચો છે. બીજા પદ 'આ જો રે હરિ જોવા સરખો' (જે. શૃં. ક્ર. ૭૧, પૃ. ૧૭૮)માં રાસ રમીને વૃંદાવનમાં આવતા કૃષ્ણનું ને એમના સ્વાગતનું વર્ણન છે. છેલ્લી પંક્તિમાં એકાએક 'રાધામાધવ' આવી જાય છે. સં. ૧૮૫૨ની પ્રતમાં 'નરસૈંયો દાસ'નું એક શૈલીલક્ષણ 'રાધામાધવ' શબ્દનો પ્રયોગ હોવાનું જણાયેલું. આ પદ એ પદોના જૂથ સાથે કદાચ બેસે. ત્રીજા પદ 'ગુલાલે ભર્યા ગોવિંદજી' (જે. શૃં. ૮૬, પૃ. ૧૮૫)માંનો 'ઘેરૈયા' જેવો શબ્દ જૂનાં પદોમાં છે કે કેમ તે તપાસનો વિષય છે, ઉપરાંત 'આ ઋતુમાં અતિ રૂડા દીસો, અતિ રૂડા છો અંગે' એવી શિથિલ અભિવ્યક્તિ જોવા મળે છે. આ પ્રતનાં આ પદોની અધિકૃતતા શંકાસ્પદ તો લેખાય.

'જળકમળ છાંડી જા રે બાળા!' એ પ્રસિદ્ધ પદ (જે. બાળ. ક્ર. ૨૧, પૃ. ૧૪૩) સં. ૧૮૩૫ની પ્રત (દ ૧૩)માં પહેલી વાર મળે છે. આ પદ વિશે પહેલું ધ્યાન ખેંચતી વાત એ છે કે આ પ્રતમાં કર્તાનામ 'ત્રિલોચન' છે, 'નરસિંહ' નામ પછી સં. ૧૮૫૨ની પ્રતમાં દાખલ થાય છે અને એ પછીની ત્રણે પ્રતોમાં પણ એ મળે છે. સં. ૧૮૫૨ એ સં. ૧૮૩૫થી બહુ દૂરનો સમય નથી ને એક સિવાયની બધી પ્રતો 'નરસિંહ' નામ આપે છે તેથી એવી દલીલ થઈ શકે કે સં. ૧૮૫૨ની પ્રતમાં કોઈ જૂની પ્રતને આધારે 'નરસિંહ' નામ આવ્યું હોય અને સં. ૧૮૩૫માં પદ 'ત્રિલોચન' નામે ચડી ગયું હોય. પણ પદની પદાવલી, વસ્તુનિરૂપણ વગેરે પણ કેટલાક પ્રશ્નો ઊભા કરે છે. 'બાળા' શબ્દ જ જુઓ. 'બાળક'ને માટે 'બાળા' શબ્દનો પ્રયોગ સ્વાભાવિક છે? અથવા નરસિંહનો એ પ્રામાણિક શબ્દપ્રયોગ છે? 'શાને કાજે, નાગણ! તારે કરવી ઘરમાં ચોરીઓ'માં 'ચોરીઓ' એ પ્રયોગ સુભગ ને સાચો લાગે છે? હાર વગેરે 'આપું તુજને ચોરિયો'માં 'ચોરીને'ને બદલે 'ચોરિયો' પ્રયોગ ચાલે? એ નોંધપાત્ર છે કે આ 'ચોરીઓ' – 'ચોરિયો'વાળી કડીઓ ત્રિલોચનની નામછાપવાળી ૧૮૩૫ની પ્રતમાં નથી, નરસિંહ નામછાપવાળી સં. ૧૮૫૨ની પ્રતમાં ઉમેરાયેલી છે.

ઉપરાંત સં. ૧૮૩૫ની પ્રતમાં 'નાગબંધ છોડાવિયા' એવો પાઠ છે, ત્યારે સં. ૧૮૫૨ની પ્રતમાં 'નાગ છોડાવિયા' એવો 'નાગ' માટે બહુવચન દર્શાવતો અસંગત પાઠ છે. 'જળકમળ' શબ્દ એમ સૂચવે છે કે કૃષ્ણ કમળ લેવા આવેલ છે (એવી એક કથા છે), પણ કૃષ્ણ તો એમ કહે છે કે 'મથુરા નગરીમાં જુગટું રમતાં નાગનું શીશ હું હારિયો.' વળી કૃષ્ણ નાગનું માથું (કે કમળ પણ) લઈને જતા નથી. જોઈ શકાય છે કે વસ્તુનિરૂપણ તાલમેળિયું છે. આવું પ્રસંગાત્મક અને સંવાદશૈલીનું પદ નરસિંહનાં જૂનાં પદોમાં જોવા મળતું નથી. સામે આ પદ સૂરદાસને નામે મળતા એક પદ તથા એક નિમાડી લોકગીત સાથે ભાવ અને ઉક્તિનું ઘણું બધું સામ્ય દર્શાવે છે. (જુઓ હરિવલ્લભ ભાયાણી, પ્રાચીન-મધ્યકાલીન કૃષ્ણકાવ્ય અને નરસિંહસ્વાધ્યાય, ૧૯૮૬, ''જળકમળ' પ્રભાતિયાની પ્રાચીનતા અને કર્તૃત્વ' એ લેખ). બધું વિચારતાં આ પદ મોડા સમયનું અને તેથી નરસિંહકૃત ન હોવાની શક્યતા પૂરેપૂરી છે.

આ પ્રતમાંથી મળતાં અન્ય પાંચ પદોમાંથી 'ગોકુળ ગામ અતિ રળિયામણું' (જે. શૃં. ક. ૭૪, પૃ. ૧૭૯) એ પદ માં 'ગોપી પરમ પામ્યાં આનંદ', 'હમચી ખૂંદે', 'વાંકાં વાંકાં વાજિંત્ર તે વાય' વગેરેના ભાષાપ્રયોગો નવતર હોવાનું ભાસે છે, પણ અન્ય ચાર પદો – 'કાજળ તારું કામણગારું' (જે. શૃં. ક. ૨૧૩, પૃ. ૨૩૯), 'વારી જાઉં રે સુંદર શ્યામ' (જે. શૃં. ક. ૨૨૦, પૃ. ૨૪૨), 'ઘણે રે દહાડે ઘેર પધાર્યા' (જે. શૃં. ક. ૩૫૧, પૃ. ૩૦૧), 'જશોદાના જીવન ઊભા' (જે. શૃં. ક. ૪૯૫, પૃ. ૩૫૭)–માં એવું કશું તરત નજરે ચડતું નથી. ક. ૨૨૦ના પદમાં 'લટકા' શબ્દનો સુંદર ઉપયોગ થયો છે, પણ બાકીનાં પદો સામાન્ય કોટિનાં છે. આ પ્રતને કેટલી અધિકૃત માનવી એ જ પ્રશ્ન રહે.

સં. ૧૮૩૨ની પ્રત (દ ૧૨)માંથી મળતાં ચાર શૃંગારનાં પદો વિશે કંઈ ને કંઈ પ્રશ્ન થાય છે. 'ચાલો હરજીને જોવા બેલ બેલ' (જે. શૃં. ક. ૮૭, પૃ. ૧૮૭)માં 'બેલ બેલ' 'તેલ તેલ' એવા દ્વિરુક્ત શબ્દોનો સળંગ પ્રાસ છે એમાં નર્યો આયાસ છે તે ઉપરાંત 'બેલ બેલ' તે હિંદી 'બેર બેર' (= વારંવાર)નું સ્વરૂપાંતર લાગે છે ને 'પટ ભીનાં ને સહુ તેલ તેલ'માં 'તેલ તેલ'નું કશું ઔચિત્ય નથી. પદને અ-નારસિંહી માનવામાં કોઈ જ મુશ્કેલી વરતાતી નથી. બીજા એક પદ (જે. શૃં. ક. ૧૧૪, પૃ. ૧૯૮)નો નીચેનો પદ્યબંધ જૂનાં પદોથી નવતર ભાસે છે :

*રૂડી ને રઢિયાળી, કહાન તારી વાંસળી રે,*
*કહો રે, બાઈ! મંદિર કેમ રહેવાય?*
*જીવડો આકુળવ્યાકુળ થાય.*

'કુબજાને કહેજો રે ઓધવ' (જે. શૃં. ક ૧૮૬, પૃ. ૨૨૫)માં ગોપીનો કુબજાને સંદેશો છે તે નવતર વસ્તુ છે ને 'એંકાર' શબ્દ લોકસાહિત્યનો રણકો ધરાવે છે. 'આ કોણ આવ્યું મારે આંગણે રે' (જે. શૃં. ક. ૨૮૦, પૃ. ૨૭૨) એ પદમાં મધ્ય ધ્રુવા 'રે'નો વિનિયોગ છે ને 'નીંદરડી આવી, ગોરી! તારે આંગણે રે' એ પંક્તિ અસ્પષ્ટાર્થ રહે છે. આ પ્રતમાંથી મળતા બાળલીલાના એક પદ 'આ જો ને આહીરને આંગણે' (જે. બાળ. ક. ૩, પૃ. ૧૩૫) વિશે આવું કશું કહેવાય એવું નથી. પણ નરસિંહના સૂરમાં, એમની શૈલીના અનુસરણમાં ન લખી શકાય એવું થોડું છે? આ પ્રતમાંથી મળતાં પદોની પ્રામાણિકતા પરીક્ષાને પાત્ર આવશ્ય છે.

સં. ૧૮૦૬ની પ્રત (મજમુદાર અને વૈદ્યના 'ભ્રમરગીતા'માં ઉપયોગમાં લેવાયેલી પ્રત)માંથી ઉદ્ધવસંદેશનાં ત્રણ પદો મળે છે – 'સુખના દા'ડા રે ઓધવ!' (જે. શૃં. ક. ૧૭૭, પૃ. ૨૨૪), 'ઓધવજી! વહાલા ક્યારે આવશે?' (જે. શૃં. ક. ૧૭૮, પૃ. ૨૨૪) તથા 'હાલો મન! હિમાળે ગળીએ' (જે. શૃં. ક. ૧૭૯, પૃ. ૨૨૪). આ પદોમાં 'દા'ડા', 'હાલો', 'છુપાણાં', 'ભેળાં', 'આંખ-મીંચામણી' જેવા લાક્ષણિક કાઠિયાવાડી શબ્દો મળે છે. 'હાલો, મન! હિમાળે ગળીએ... જનમનાં તે જોગીડાં થઈએ, વેણા-જંતર લેઈ લેઈ ફરીએ' એ ઉક્તિ શેણી-વીજાણંદની કથાનો પડઘો પાડે છે અને બીજા કેટલાક ઉદ્ગારો 'ચઢીને જોઉં છું માળિયે જી' જેવા પણ સંદેહ-પ્રેરક લાગે છે. એક પદમાં 'મહેતા નરસિંહ' એવી નામછાપ પણ મળે છે. આ ત્રણે પદો પ્રામાણિક હોવાની શક્યતા જણાતી નથી.

સં. ૧૭૯૯ની પ્રત (દ ૧૧)માંથી પહેલી વાર મળતાં પદોમાંથી એક પદ 'અમને રાસ રમાડ, વહાલા'

(જે. શૃં. ક્ર. ૬૮, પૃ. ૧૭૫) વિશે આપણે આગળ વાત કરી ગયા છીએ અને પદ્યબંધ, 'નરસૈંયો દાસ' એવી નામછાપ વગેરે કારણોથી આપણે એની પ્રામાણિકતા શંકાસ્પદ ઠરાવી હતી. અહીં 'નરસૈંયો દાસ'ની નામછાપથી બીજું એક પદ પણ મળે છે – 'કહાનુડો છોગાળો સહુને મન વસ્યો રે' (જે. શૃં. ક્ર. ૧૫૮, પૃ. ૨૧૫). આમાં પણ એનાં 'રાસ-વિલાસ', 'રાધાકૃષ્ણ' વગેરે શૈલીલક્ષણો જોવા મળે છે ને મધ્ય ધ્રુવા 'રે'નો વિનિયોગ છે. 'આણી વાટે ગયા વનમાળી રે' (જે. શૃં. ક્ર. ૨૩, પૃ. ૧૫૭)ની 'બાઈ મારી બહેનડીઓ', 'સખી સાહેલીઓ' એ એકાંતર ધ્રુવાઓ અ-નારસિંહી છે એમાં કોઈ શંકા નથી. ચાર કડી પછી 'ઢાળ' નામે જુદું ઘટક જોડાય છે એ પણ નવતર છે. ભાગવતનો રાસલીલા-અંતર્ગત પ્રસંગ એમાં આલેખાયો છે. બાકીનાં શૃંગારનાં ત્રણ પદો 'આવ્યાં આશાભર્યાં રે, વહાલાજી!' (જે. શૃં. ક્ર. ૯, પૃ. ૧૪૯), 'ઝીણલાં ઝાઝર વાજે વૃંદાવન' (જે. શૃં. ક્ર. ૨૮, પૃ. ૧૫૯), 'થનગન થનગન કરતી હીંડું' (જે. શૃં. ક્ર. ૧૨૬, પૃ. ૨૦૪)માં કોઈ નવતર તત્ત્વ પકડી શકાતું નથી, પણ બાળલીલાના એક પદ 'જમો રે જમો, મારા લાડકડા' (જે. બાળ. ક્ર. ૧૦, પૃ. ૧૩૮)નો વિષય નવતર જણાય છે, અને 'વેણુ વાગે, વહાલાજી! તમારી બલભદ્ર-પે મોટી થાયે રે'માં 'મોટી થાયે રે' પ્રયોગ કઢંગો છે. આ પદ અને 'ઝીણલાં ઝાંઝર' એ પદ માત્ર આ પ્રતમાંથી (તથા 'નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ'માંથી) પ્રાપ્ત થાય છે તે નોંધવું જોઈએ. આ પ્રતમાંથી મળતાં આ પદોની આધારભૂતતા વિશે શંકા કરવાને પૂરો અવકાશ છે એમ લાગે છે.

સં. ૧૭૯૨માંથી મળતાં પદોમાં કેટલીક શંકાસ્પદ અભિવ્યક્તિતરાહો નજરે પડે છે. 'જાવા દે જાદવ! મેલ મુજ પાલવ' (જે. શૃં. ક્ર. ૨૭૭, પૃ. ૨૭૧) એ પદમાં 'પ્રીત વિના પ્રેમ નહિ', 'નેહ વિના સ્નેહ તે વિષ લાગે' એ ઉક્તિઓ તો અર્થહીન છે, અને 'છાસની છાંટ આવે', 'હીંડોળે ચડ્યું તે હાથ ના'વે' એ ઉક્તિપ્રયોગો નવતર લાગે છે. 'માંચીએ બેઠાં, આવીને વળગ્યાં' એ પદ (જે. શૃં. ક્ર. ૪૫૫, પૃ. ૩૪૧)માં 'આગે સાસુ-શું સંતોષ નહોતો', 'નંદના નંદ શું નેહઝડ લાગી મૂકી ત્યારે ઊગ્યો સૂર' એ ઉક્તિઓ ઉભડક, અછડતી લાગે છે, અને 'માંચી', 'બઈ', 'જાખ મારે' એ પ્રયોગો નરસિંહના શબ્દકોશના હોવા વિશે સંશય થાય છે. 'તું મારે ચાંદલિયે ચોટ્યો' એ પદ (જે. શૃં. ક્ર. ૧૪૧, પૃ. ૨૦૮)માં 'ચાંદલિયે ચોટ્યો', 'ખડકી', 'રુદયાકમળ' જેવા પ્રયોગો નવતર હોવા સંભવ છે. ઉપરાંત ચાંદલાના પદ તરીકે ઓળખાવાયેલા આ પદમાં પહેલી પંક્તિમાં જ ચાંદલાની વાત છે, પછી તો ઇતર વૃત્તાંત ગૂંથાયું છે – 'ખડકીએ જોઉં તો અડકીને ઊભો' વગેરે. ચાંદલાનાં અન્ય પદોમાં ચાંદલાની વાતને અનુસંધાને આભૂષણ-વર્ણન ને શૃંગારકેલિવર્ણન આવે છે. 'શામલડી શણગટડો વાળે' એ પદમાં આવું કોઈ નવતર તત્ત્વ દેખાતું નથી, પણ આટલી મોડી પ્રતમાંથી મળતાં આ પદોની અધિકૃતતા કેટલી તે પ્રશ્ન તો રહે જ છે.

પાછલે પગે ચાલતાં આપણે જૂનામાં જૂની પ્રતોથી સો વરસને અંતરે પહોંચ્યા. અહીં આપણે અટકીએ. આટલું દિગ્દર્શન પર્યાપ્ત છે. વળી આથી પૂર્વેનાં પદો પરત્વે સમયના દૂરત્વની આપણી જે મુખ્ય દલીલ છે તે હળવી થતી જાય છે. જ્ઞાનવૈરાગ્યભક્તિ-બોધના વિભાગનાં પદો તો સં. ૧૭૦૦ આસપાસની બે પ્રતો પછી સં. ૧૭૯૨ની પ્રતથી મળવા લાગે છે અને આ, પછીના સમયના વિભાગનાં પદો સામાન્ય રીતે અવિશ્વસનીય છે એમ આપણે તારવ્યું એનો અર્થ એવો થયો કે જ્ઞાનવૈરાગ્યભક્તિબોધનાં નવાં પદોનું ભરણું સં. ૧૭૯૨થી શરૂ થયું છે. કૃષ્ણલીલાનાં પદો પરત્વે પણ એ સીમારેખા આપણે સ્વીકારીએ તો એમાં એક વાજબીપણું જરૂર છે. આનો અર્થ એવો તો નથી જ કે સં. ૧૭૦૦ પછીની ને સં. ૧૭૯૨ પહેલાંની પ્રતોમાં પહેલી વાર મળતાં પદો બધાં અધિકૃત છે, પણ એની અધિકૃતતા તપાસવાનો મોરચો થોડો જુદો હોય. એ પદો સં. ૧૭૦૦ સુધીની કોઈ નષ્ટ થયેલી પ્રતમાંથી આવેલાં હોય એવી સંભાવના સાવ નકારી ન શકાય. છેવટે, આપણે શરૂઆતમાં જ કહ્યું તેમ સં. ૧૭૦૦ આસપાસનો સમય પણ નરસિંહના માન્ય દોઢ સો કે વધારે વર્ષના સમયનું અંતર બતાવે છે. એટલા સમયમાં પણ નરસિંહને નામે અન્યરચિત પદો ચડી ગયાં હોવાને પૂરતો અવકાશ રહે છે. એટલે એની

પ્રમાણભૂતતા પણ જરૂર તપાસી શકાય. પણ એ કામ તો ઘણું મુશ્કેલ હોવાનું, ખાસ સાધનો અને સૂઝ માગે એવું હોવાનું. એમાં જુદા જુદા થરો તારવી બતાવવાનો પ્રસંગ આવે. એ કામને અત્યારે ભવિષ્ય પર જ છોડવું પડે તેમ છે.

પણ લેખનસંવત ન ધરાવતી પ્રતો મોડા સમયની હોવાની ઘણી સંભાવના દેખાય છે. એટલે એમાં પ્રમાણભૂતતા વિશે શંકા ઉત્પન્ન કરતાં નવતર તત્ત્વો દેખાય છે એની થોડી નોંધ લઈએ.

દ ૭૭ (આંતરિક પ્રમાણ પરથી આ પ્રત સં. ૧૯૦૦ પછીની હોવાનું નક્કી થાય છે)માં નીચેનાં સાત પદો પ્રાપ્ત થાય છે. આ પદો આ એક જ પ્રતમાંથી પ્રાપ્ત થાય છે.

'વનમાં વજાડે વેણ ગોવિંદ ગારુડી રે' (જે. શૃં. ક. ૧૦૮, પૃ. ૧૯૫)
'આવા છેલ ન થઈએ' (જે. શૃં. ક. ૧૭૧, પૃ. ૨૨૦)
'તમે મ કરો ઝાઝા ફેલ' (જે શૃં. ક. ૧૭૨, પૃ. ૨૨૧)
'અમે ઓળખ્યા તમને આજ' (જે શૃં. ક. ૧૭૩, પૃ. ૨૨૧)
'રૂપ તમારું જોઈ રે' (જે. શૃં. ક. ૨૨૧, પૃ. ૨૪૨)
'ઓરા આવો ને સુંદર શ્યામ' (જે. શૃં. ક. ૩૨૮, પૃ ૨૯૧)
'મનની આંટીએ મેલીએ' (જે. શૃં. ક. ૩૨૯, પૃ. ૨૯૨)

બધાં પદોમાં 'નરસી મહેતા' એવી નામછાપ છે. ક. ૨૨૧ અને ૩૨૯નાં પદોમાં 'રૂપાળાજી' ને 'મરમાળાજી' એવી સળંગ ધ્રુવાઓ છે. બાકીનાં પદોમાં 'ગોવિંદ ગારુડી રે' – 'મોહી મહિયારડી' એવી એકાંતર ધ્રુવાઓ છે. આ પ્રકારની ધ્રુવાયોજનાઓ નવતર છે એમાં કોઈ શંકા નથી. પદાવલી અને અભિવ્યક્તિમાં પણ નવતર તત્ત્વો દેખાય છે. જેસલપુરાએ બીજી આવૃત્તિમાં આ પદો રદ કર્યાં છે એ યોગ્ય જ છે. આમાંનાં કેટલાંક પદો દેવાનંદને નામે મળે જ છે એ પણ એમણે નોંધ્યું છે.

ધ્રુવાવૈચિત્ર્ય બીજાં કેટલાંક પદોમાં પણ જોવા મળે છે. ભા. ૧ માંથી પ્રાપ્ત થતા 'રૂડો આવ્યો આસો માસ કે નવરંગ શરદ ભલી રે લોલ' (જે. શૃં. ક. ૨, પૃ. ૧૪૫)માં 'કે... રે લોલ' એ ધ્રુવા નવતર છે તે ઉપરાંત 'શ્રીમહારાજ', 'નવ-સત્ત', 'બની' (સજા, શોભી એવી હિંદી અર્થછાયામાં) એ પદાવલી પણ શંકાસ્પદ લાગે છે. દ ૪૪માં પ્રાપ્ત થતા 'વહાલા મારા વૃંદાવનને ચોક કે વહેલા પધારજો રે લોલ' (જે. શૃં. ક. ૬૯, પૃ. ૧૭૬)માં પણ એ ધ્રુવા છે. દ ૪૬માંથી પ્રાપ્ત થતા 'વાંસલડી! વેરણ મારી રે, વશ કીધા તેં વૈકુંઠનાથ, રે નાર ધુતારી!' (જે. શૃં. ક. ૧૦૯, પૃ. ૧૯૬) એ પદમાં દરેક કડીને અંતે 'રે નાર ધુતારી!' એ ધ્રુવા આવે છે. 'તટ જમુનાનું અતિ રળિયામણું રે જોણે તટ ખેલે ગોપી-ગોવાળ' (જે. શૃં. ક. ૬૭, પૃ. ૧૭૫)માં મધ્ય ધ્રુવા 'રે' છે તે ઉપરાંત પદાવલી ને અભિવ્યક્તિના પ્રશ્નો પણ છે. 'તમે તરુવર અમે વેલડી રે' એમ કહ્યા પછી તરત જ 'વહાલો મારે વિરહિણીયાંચી વેલ' એમ કહેવાયું છે ને 'લેણલા', 'કુંકુમકાંબળી' જેવા નવતર શબ્દો પ્રયોજાયા છે. 'આંખલડીને ચાળે રે શામળો મન લેઈ ગયો રે હવે કેમ જાવું મોરી માય?' (જે. શૃં. ક. ૨૦૨, પૃ. ૨૩૪)માં પણ મધ્ય ધ્રુવા 'રે' છે અને પદાવલીમાં શંકાસ્પદ અંશો છે.

કોઈ પદોના પદ્યબંધો પણ નવતર ભાસે છે. ફા. ૨૬માંથી પ્રાપ્ત થતા પદ (જે. શૃં. ક. ૨૮૩, પૃ. ૨૭૪)નો પદ્યબંધ જુઓ:

*નહિ મેલું રે, નંદલાલ! છેડલો નહિ મેલું;*
*તારી દીસે સુંદર ચાલ, છેડલો નહિ મેલું.* ન. ૧
*ચાર સખી મળી જુમનાજીમાં જળ ભરવાને ચાલી રે,*
*પ્રેમ કરી વહાલો પાસે આવ્યો, ઝબકે બાંહોડી*
*ઝાલી રે.* ન. ૨

જોઈ શકાય છે કે પહેલી કડી પછી ચાલ બદલાય છે અને એ કડી ધ્રુવા તરીકે કામ આપે છે. આ પદ્યબંધ સં. ૧૭૯૯ની પ્રતમાંથી મળતા 'નરસૈંયો દાસ'ની નામછાપવાળા 'અમને રાસ રમાડ, વહાલા!' એ પદના પદ્યબંધને મળતો છે.

દ ૪૨માં પ્રાપ્ત થતા નીચેના પદ (જે. શૃં. ક. ૭૯, પૃ. ૧૮૨)નો દોઢાવેલો પદ્યબંધ પણ નવતર છે :

*આવ્યો આવ્યો રે ઋતુનો રાય, અતિ રે ઊલટ થાય,*
*ઘડી રે લાખેણી જાય, વેશ ધરો.*
*સહિયર સમણી ટોળી, પહેરો નવરંગ ચોળી,*
*કુંકુમકેસર ઘોળી, ભાજન ભરો.*

આ પદની પદાવલીમાં કેટલાંક શંકાસ્પદ તત્ત્વો છે.

દ ૪૨માંથી પ્રાપ્ત થતા નીચેના પદ (જે. શૃં.

ક્ર. ૯૬, પૃ. ૧૯૦)માં ટૂંકા ચરણનો પદ્યબંધ છે.

*લાવ, લાવ રે માલણ! વેલ મરવો,*
*મારે પૂજવો છે ગોપીનાથ ગરવો. ૧*

આ પદ્યબંધ સં. ૧૮૩૨ની પ્રતમાંથી મળતા 'ચાલો હરજીને જોવા બેલ બેલ' એ પદ્યબંધની સાથે બેસે એવો છે. દ ૪૨માંથી જ મળતા એક ત્રીજા પદ 'મહીડું મથવાને ઊભાં જશોદારાણી (જે. બાળ. ક્ર. ૧૩, પૃ. ૧૩૯)નો અને દ ૭૪માંથી મળતા 'માતા રે જશોદા હરિને ઘૂમણ ઘાલે' (જે. બાળ. ક્ર. ૫, પૃ. ૧૩૬)નો પદ્યબંધ પણ એવો જ છે. આવો પદ્યબંધ જૂનાં પદોમાં જવલ્લે જ પ્રાપ્ત થાય છે.

દ ૪૬ના 'મારે આંગણે આવીને કોણે પંચમ ગાયો' (જે. શૃં. ક્ર. ૪૨૬, પૃ. ૩૩૦) એ પદમાં પણ પદ્યબંધ એ પ્રકારનો છે તે ઉપરાંત વસ્તુનિરૂપણમાં દેખીતી અસંગતિ છે. પહેલી પંક્તિમાં જાણે કોઈ (કૃષ્ણ?) આંગણે આવીને પંચમ રાગ ગાય છે એમ વર્ણન છે; પણ પછીનું વર્ણન તો રાતભરની શૃંગારક્રીડા પછી ગોપી કૃષ્ણને જગાડી રહી છે એ પ્રસંગનું છે. પંચમગાનની વાત પંખીઓના અવાજને માટે તો થયેલી જણાતી નથી કેમ કે 'સાવજડાં કલકલવા લાગ્યાં' એવી પંક્તિ પછી આવે જ છે અને 'નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ'માં તો 'કોણે પંચમ ગાયો' પછી 'ધસમસતા આવીને વહાલે પાલવડો સહાયો' એવી બીજી પંક્તિ પણ છે. આ પદનો 'આત્મારામ' શબ્દપ્રયોગ પણ સંદેહાસ્પદ જણાય છે.

શબ્દપ્રયોગો અને અભિવ્યક્તિ પરત્વે સંદેહ તો આ પદોમાં અનેક સ્થાને જન્મે છે. દ ૪૭ના 'દીવેટિયો રે દીવેટિયો' (જે. શૃં. ક્ર. ૧૯, પૃ. ૧૬૬) એ પદમાં 'મંડળ માંહે મહાલંતી' એવો પ્રયોગ અને ફા ૨૬ના 'આજ વૃંદાવન આનંદસાગર' (જે. શૃં. ક્ર. ૪૨, પૃ. ૧૬૬) એ પદમાં 'મંડળ માંહે ભમે' એવો પ્રયોગ મળે છે, જે સં. ૧૮૫૨ની પ્રતમાં એક લઢણ તરીકે આપણને દેખાયેલો.

દ ૫૦માંથી મળતા 'સાંભળ, બહેની! વાત કહું હું' એ પદ (જે. શૃં. ક્ર. ૧૫૭, પૃ. ૨૨૫)માં પ્રાસ અર્થે કૃત્રિમ રીતે ખેંચી અણાયેલા 'માટી' (= મર્દ), 'તંબોળ લેઈ મુને છાંટી', 'વૃક્ષ પર ૮ [illegible] શબ્દપ્રયોગો અ-નારસિંહી હોવાની પૂરી શક્યતા છે. દ ૪૭માંથી મળતા 'અમારું મન, વહાલા! તમ-શું બાંધ્યું' એ પદ (જે. શૃં. ક્ર. ૨૯૬, પૃ. ૨૮૦)માં પણ પ્રાસ અર્થે જ 'હીરો કુંદન-જડ્યો' ને 'હીરો કુંદન-રસ્યો' એવો કઢંગો પ્રયોગ થયો છે.

દ ૮૧માંથી મળતા 'મોરચંદ્રક તણે મુગટ' એ પદ (જે. શૃં. ક્ર. ૩૫૦, પૃ. ૩૦૦)ની 'સકળ સુંદરી વદનચંદ્રનો ચંદ્રમા, ચતુર નારી-શિરે ચંદ્ર લાગ્યો' ને 'વદન-મકરંદમાં મદન-મકરંદ ભળ્યો' એ પંક્તિઓની કષ્ટ-કલ્પનાઓ, કૃષ્ણને માટે 'નટ-નાયક સંગીત-સ્તુતિધર' એ પ્રયોગ તથા 'કામરસ – કેળવ્યો', 'આ વારકાનું સુખ' જેવા શબ્દપ્રયોગોમાંની નવતરતા ઊડીને આંખે વળગે એવી છે. 'આગે સુણ્યું નરસૈંના વેણે' એ અંતિમ પંક્તિમાં અન્યકર્તૃત્વનું સૂચન જોઈ શકાય?

કેવળ દ ૩૪માંથી પ્રાપ્ત થતા 'ઘૂમ રે ગોરસડું મારું' (જે. શૃં. ક્ર. ૨૩૭, પૃ. ૨૫૦)માં 'ઘુમાવ'ના અર્થમાં 'ઘૂમ' શબ્દનો પ્રયોગ તેમજ 'મહીડું મારું મેળ ન આવે' ને 'તારે – મારે પ્રીત ઉધાણી' એ પ્રયોગો કર્તૃત્વનો સંદેહ જગવે એવા છે. દ ૬૦માંથી મળતા 'કહો, કેમ વરસીએ રે, ગોકુળમાં' (જે. શૃં. ક્ર. ૯૮, પૃ. ૧૯૧)માં પણ 'નાંધડિયો', 'મલ-જેઠી' ('જેઠીમલ'નો વ્યુત્ક્રમ), 'અટકણ બોલે' એ પ્રયોગો નવતર લાગે છે.

દ ૬૩માંથી પ્રાપ્ત થતા 'જોયો, જોયો જાદવરાય!' (જે. શૃં. ક્ર. ૨૭૮, પૃ. ૨૭૧)માં 'કોણ છબીલીએ તને છીયો', 'તું તો ગૌર ફીટીને થયો માંડો', 'કેઈ સખીને મન તું માચ્યો?' એ શબ્દ પ્રયોગો નવતર હોવાનું ભાસે છે.

વિષય અને વિષયનિરૂપણની દૃષ્ટિએ પણ કેટલાક નવતર અંશો આ પદોમાં દેખાય છે. બાળલીલાનાં ૨૩ પદોમાંથી ચારેક પદો જ જૂની પ્રતમાંથી છે. એમાં કૃષ્ણના દિવ્ય ચરિત્રનું – વિરોધનો આશ્રય લઈને કરેલું – નિરૂપણ છે, ગોપીના કૃષ્ણ પરના રોષનું નિરૂપણ છે. પ્રભાતનું ચિત્ર છે, પણ જશોદા સમક્ષ ગોપીની [illegible] કોઈ પદ નથી. અહીં ૨૨માંથી મળતા '[illegible] મોહન નાચે' (જે. બાળ. ક્ર. ૭, પૃ.

ગોપી ગોવિંદના ગુણ' (જે. બાળ. ક્ર. ૧૧, પૃ. ૧૩૮), દ ૬૭માંથી મળતા 'આ જો ને, આ જો ને' (જે. બાળ. ક્ર. ૧૪, પૃ. ૧૪૦), દ ૫૦માંથી મળતા 'જુઓ રે, જશોદા! કહાને' (જે. બાળ. ક્ર. ૧૬, પૃ. ૧૪૦) – એ પદોમાં ગોપીની રાવની વાત આવે છે. દ ૫૯ના 'જશોદાજી જમવાને તેડે' (જે. બાળ. ક્ર. ૯, પૃ. ૧૩૭)માં ભોજનનો વિષય છે અને દ ૬૭ના 'જાગ ને જાદવા, જનની જશોદા ભણે' (જે. બાળ. ક્ર. ૨૩, પૃ. ૧૪૪)માં પ્રભાતે જગાડવાનો વિષય છે. આ દૃષ્ટિએ આ પદોના કર્તૃત્વ વિશે શંકા કરવાને અવકાશ છે.

દ ૪૫માંથી પ્રાપ્ત થતા 'જીવનને જાતાં રે જીવ શે ન ગયો રે' (જે. શૃં. ક્ર. ૧૭૬, પૃ. ૨૨૩)માં મથુરા જઈ રહેલા કૃષ્ણને ગોપી સલાહો આપે છે – મથુરા નગર ધુતારું છે, એ જોવા ન જશો, એ નગરની નારીઓ મીઠાબોલી છે, એની વાત કાને ન ધરશો, મામાજીના મહેલમાં ન જશો વગેરે. કૃષ્ણ મથુરા જતાં ગોપીની થતી વેદનાનું આલેખન જૂનાં પદોમાં મળે છે, પણ મથુરા વિશેની આવી વાતો નવી છે. 'હા જી, હા જી કરતાં નાથ જી! હીંડજો રે, નીચું જોઈ ભેટજો, શામળ-વાન' જેવા કેટલાક ઉદ્‌ગારો અને 'વા'લામોઈ' જેવો શબ્દપ્રયોગ પણ નવીન લાગે છે. આ જ પ્રતમાંથી મળતું 'ઓધવજી! કહેજો રે વહાલાજીને વીનતી રે' (જે. શૃં. ક્ર. ૧૮૦, પૃ. ૨૨૫) એ પદ ઉદ્ધવસંદેશનું છે ને આ વિષય જૂનાં પદોમાં જોવા નથી મળતો.

દ ૩૫માંથી પ્રાપ્ત થતા 'ભલે ને પધાર્યા કહાન વાટડી રે જોતાં' (જે. શૃં. ક્ર. ૧૦૨, પૃ. ૧૯૨) એ પદમાં 'વહાણું રે વાયું મુંને આંસુડાં રે લોહતાં', 'વાયદો કીધો તો સાંજે ગાવડી દોહતાં, નરસૈયાચો સ્વામી આવ્યો વલોણું વલોતાં' એ કાલવિલંબ દર્શાવતી પ્રસંગકલ્પનાઓમાં કંઈક નવતરતાનો ભાસ થાય છે અને પંક્તિ-અંતર્ગત આવતા 'ઝણકારા', 'સણકારા', 'ભણકારા' જેવા પ્રાસો, ને 'શીતના સણકારા' જેવા કોઈ શબ્દપ્રયોગો પણ એની વિલક્ષણતાથી ધ્યાન ખેંચે છે.

દ ૩૫માંથી પ્રાપ્ત થતા 'આવડો શો આસંગો બાઈ!' (જે. શૃં. ક્ર. ૪૩૨, પૃ. ૩૩૩) એ પદમાં ગોપી કૃષ્ણને કેવા મરકટ પેરે નચાવે છે ને કૃષ્ણ ગોપીની કેવીકેવી સેવા બજાવે છે એનું વર્ણન છે. આ વર્ણનમાંની વીગતો નવતર છે અને 'રાઓલું રમકડું' ને કદાચ 'ઢળકણો' એ શબ્દપ્રયોગ પણ નવતરતાનો ભાસ કરાવે છે. દ ૭૯માંથી પ્રાપ્ત થતા 'આજ રે શામળિયે વહાલે' (જે. શૃં. ક્ર. ૨૮૨, પૃ. ૨૭૩) એ પદમાં પોતાનો હાર કૃષ્ણે રુક્મિણીને આપી દીધો તેથી રાધિકા રીસે ભરાયાં ને કૃષ્ણે એમને મનાવ્યાં તે પ્રસંગ આલેખાયો છે. જૂનાં પદોમાં પ્રસંગાત્મક પદો ખાસ જોવા મળતાં નથી ને આ પ્રસંગ તો પાછો પરંપરામાં પણ જાણીતો નથી. કૃષ્ણ અણવીંધ્યાં મોતી પરોવી આપી રાધાને મનાવે એ વાત પણ નવી છે. 'કર્મસંજોગે સૂતી' જેવા કોઈક ઉદ્‌ગારો અને 'ધમણ ધમાવું ને ગોળો ઘિકાવું' એ દિવ્યોની વાત પણ જુદી તરી આવે છે. આ પદ મોડા સમયનું સર્જન હોય એવી પાકી છાપ પાડે છે.

જોઈ શકાય છે કે કૃષ્ણલીલાનાં પદો પરત્વે ઘણાં બધાં અનુમાનોથી ચાલવાનું થાય છે. નરસિંહનાં પદોના કર્તૃત્વના પ્રશ્ન પર નક્કર પ્રકાશ તો ત્યારે જ પડી શકે, જ્યારે પદો હસ્તપ્રતમાં પ્રાપ્યતાના ક્રમે ગોઠવાય, એનો સંપૂર્ણ શબ્દકોશ રચાય તેમ જ વસ્તુ, વર્ણનવીગત, ભાવવિચાર, પદ્યબંધ, પદાવલી આદિની દૃષ્ટિએ વિવિધ હસ્તપ્રતોમાંથી મળતાં પદોનો અલગ-અલગ અભ્યાસ થાય. જેસલપુરાએ પોતાને અનધિકૃત લાગ્યાં તેવાં પદો છોડી દીધાં છે, પણ કર્તૃત્વના નિર્ણય માટે તો 'નરસિંહ' એ નામછાપ ધરાવતાં સર્વ પદોનો એક વખત સંચય થઈ જવો જોઈએ, કેમ કે અનધિકૃત ગણી છોડી દેવાયેલાં પદોમાંથી અન્યકર્તૃત્વની કોઈ નિર્ણાયક ચાવી મળી પણ આવે.

આશા રાખીએ કે આપણી સાહિત્ય-વિદ્યા-સંસ્થાઓ અને આપણા સંશોધક વિદ્વાનો ગુજરાતી પ્રજાના હૃદય પર શાસન કરતા આ ભક્તકવિનું સાચું વિદ્યાતર્પણ કરવાનો આ પડકાર ઝીલી લેશે અને નરસિંહ સ્વાધ્યાયપીઠોને આ દિશામાં વાળશે.

[સંપૂર્ણ]

# ખીજડો

યોગેશ પંડ્યા

રાવજી આવીને સીધો જ ખીજડા હેઠે ખાટલો ઢાળીને સૂઈ ગયો. આખરે તો આ ખીજડો જ એનો આશરો હતો ને! આ દેહ ગયઢો થયો ત્યાં લગી કામ ખેંચ્યું. હવે છોકરા-વહુઓને પોતે નકામો લાગવા મંડ્યો છે. આ ટાણે કંકુ જીવતી હોત તો તો ક્યાં કોઈ સવાલ જ હતો? આ છોકરા-વહુઓના ત્રાસમાં બે મિનિટેય ભેગો નો રહેવા દેત. પણ હવે શું? બસ, હવે તો માત્ર એને સંભારી સંભારીને જીવવાનું છે. છોકરા-વહુઓના ત્રાસે જીવ બાળી બાળીને રુદિયાને રાખ બનાવવાનું. જેને પોતાના દેવ ગણીને પાળ્યા પોષ્યા એ પોતાના જ લોહીને હવે નકામો લાગવા મંડ્યો છે. લાગણીની ભીંતને લૂણો લાગી ગયો છે. બીજું કાંઈ નહીં!

તેણે આંખ ઊંચી કરીને આંખમાં છલોછલ હેત ભરીને ખીજડાને જોઈ લીધો. બસ... એ જ બે-ફિકરાઈથી ફરફર ફરફરે છે. અને પોતે... પંચાવન પછીનું શરીર. એ શરીર નહોતું, પણ ભારખાનું લાગતું હતું. અને હવે એ ભારને ઉપાડી શકાય એવી પંડ્યમાં શક્તિય નહોતી રહી. ઘરે બબ્બે ભેંસ દૂઝણી હતી, પણ સમ ખાવા પૂરતુંય ઘીનું ટીપું મળ્યું હોય તો. અરે, જ્યાં બે ટંક રોટલાનો દુકાળ હતો ત્યાં ઘી-દૂધની આશ કેમ કરવી?

કંકુ પોતાને મૂકીને લાંબે ગામતરે હાલી ગઈ ત્યારે દુઃખ જરૂર લાગ્યું હતું કે હવે શું થશે? પણ મનમાં ઊંડે ઊંડે એક આશ્વાસન પણ જરૂર ઊભું હતું કે છોકરાવ તો છે ને! જીવ્યા એટલું ક્યાં જીવવું છે? કંકુ નથી તો શું થયું? સાવઝ જેવા બેય દીકરાના ખભાનો સહારો રુદિયામાં પડેલા કારી ઘાને રૂઝવી દેશે. પણ હવે લાગતું હતું કે કંકુની હારોહાર ભગવાને મનેય બોલાવી લીધો હોત તો વધારે સારું હતું.

હવે તો આ જિંદગીનો એકમાત્ર આશરો હતો આ ખીજડો. પોતાના સોળ વરસના આયખાની સાક્ષીએ પોતાને મોભી બનાવીને બાપા મોટા ગામતરે હાલ્યાગયા ને ખેડ્યનો ભાર પોતાના પંડ્ય ઉપર આવી ચડ્યો ત્યારે કોઈ આશરાની કે સહારાની જરૂર નહોતી પડી. કારણ? પંડ્યમાં જુવાની તગતગતી હતી અને આંખ્યુંમાં વાડીની રંગત ફેરવવાનાં સમણાં હતાં. મહેનત બાવડાંમાં હતી અને ચોમાહાં સારાં હતાં. મોલપાણી સારાં થયાં. ઊપજ આવવા મંડી. દેણાં ભરાવા માંડ્યાં ને ખાલી ઘરના ખૂણા ઊજળા થયા. આ જે કંઈ ગણો એ બધુ વાડીમાંથી જ થયું. એવી વાડીમાં એકાએક ખીજડો ઊગી નીકળ્યો. રહેતાં રહેતાં ફાલ્યોફૂલ્યો. પછી તો રાવજીએ, પડખોપડખ કરેણ, બદામ અને આંબલીય રોપી. પણ ખીજડા પ્રત્યે અપાર મમતા એટલા માટે હતી કે પોતાના ભર્યા ભર્યા ભૂતકાળનો સાક્ષી હતો.

પોતાનાં લગ્ન થયાં. પરણ્યાની પહેલી રાતે નાત્ય અને ઘરના રિવાજ મુજબ આણાંતના ઓરડે પોતાને નહોતો જવા દીધેલો ને પોતે નિરાશ થઈ ગયેલો. ભાભીએ ઠોળ્ય કરીને કહી દીધું : "બે દી છે, રાવજીભાઈ. ચપટી વગાડતામાં પૂરા થઈ જાશે." પણ રાવજીના અંતરના તો ઓરતા અધૂરા રહી ગયા. સગપણ થયા કેડ્યે ભાભીએ ઘણી વાર વાતવાતમાં કહેલું કે "મારી દેરાણી તો રૂપરૂપના અંબાર ને ચાંદના કટકા રોખી છે."

એવી ચાંદના કટકા રોખી પોતાની પરણેતરનો ભાભીએ, તરણેતરના મેળામાં મેળાપ કરાવી આપ્યો. રાવજી પોતાની વાગ્દત્તા કંકુનાં રૂપજોબન જોઈને એટલો બધો પોરસાઈ ગયેલો કે તેને એમ થયું કે પોતે ખરેખર ખાટી ગયો છે...! એવી, ચંદ્રની ચાંદનીને પણ પોતાના રૂપજોબનથી આંટી મારી દે એવી પરણેતરનું મોઢું જોયા વગર રાત કાઢવી પડે. એટલું જ નહીં, પણ

આ તો સળંગ ચાર-ચાર દી...

એ રાત્રે તો રાવજી નિરાશ થઈ મેડે જઈને સૂઈ ગયેલો અને બીજે દિવસે તો સવારે ઊઠીને વાડીએ હાલ્યો ગયેલો. સોહાગરાતનાં અધૂરાં સમણાંને આંખોમાં સજાવતો ખીજડા હેઠે ખાટલો ઢાળીને સૂતો કે આંખ મળી ગઈ. પણ બંધ આંખે અચાનક કાન ઉપર કૈંક ફરકતું હોય એમ લાગ્યું. ને તે ઝબકીને જાગી ગયો. આંખ્યું ચોળીને જોયું તો હાથ એકનો ઘૂમટો કાઢીને કંકુ માથે ભાત લઈ ઊભી હતી. અને એના હાથમાં હતું મોરનું પીછું.

તેની ધડકન તેજ બની ગઈ. કંકુની સામે નજર મળી ન મળી ને દેહની અંદર રગરગમાં રોમાંચના દરિયા ઊછળવા લાગ્યા. પોતે શરમાઈને કદાચ નથી બોલી શકતો એમ જાણી કંકુ હસી. જાણે ફૂલ ઝર્યાં. રાવજીએ પણ વળતા પ્રતિસાદ રૂપે સ્મિત આપ્યું.

કંકુ રાવજીની પડખોપડખ ખાટલા ઉપર બેસી ગઈ. એકાંત અને યૌવનનો મેળાપ થયો અને પછી તો આંબાવાડિયાના એકાંતમાં બેય જણાં એકબીજામાં એવાં તો ગૂંથાઈ ગયાં કે કલશોર કરતાં પંખીડાં પણ શરમાઈ ગયાં.

કંકુ તો બપોર ચડતાં ઘરે પાછી આવી ગયેલી. સાંજ ઢળ્યે રાવજી ઘરે આવ્યો ત્યારે ભાભી ઓસરીની ધારે ઊભાં રહી મોઘમમાં હસતાં હતાં. એને સમજતાં વાર ન લાગી કે આ મોકો ભાભીએ જ ઊભો કરી આપ્યો હતો...

એ આંબાવાડિયુ પોતાની પહેલી પહેલી પ્રીતનું સાક્ષીરૂપ હતું. અહીં એવી કેટલીય રળિયામણી યાદો, સંભારણાં ધરબાયેલાં હતાં, જેને યાદ કરીએ તોય દિવસ પણ રળિયામણો લાગવા માંડે. રાવજી હવે આંબાવાડિયામાં ખાટલો ઢાળી સૂઈ રહેતો.

પણ ધીરે ધીરે દુકાળનાં વરસ આવવા લાગ્યાં. કૂવામાં પાણી ખલાસ થઈ ગયાં. તળનાં પાણી શોષાઈ ગયાં. આંબાવાડિયું સૂનું થઈ ગયું. ઝાડવાં સુકાઈ ગયાં. પંખીઓ ઊડી ગયાં. રહી ગયા પાછળ એકલા ટહુકા અને એ રૂડાં સંભારણાં... અને બીજો રહ્યો એક આ ખખડધજ ખીજડો. કુદરતની થપાટ ખમી ખમીને માંડ-માંડ ઝઝૂમી ઝઝુમીને ખડો રહી ગયેલો પોતાની જાત જેવો આ ખીજડો, જે રાવજીનો કાયમનો સાથી બની ગયો. રાવજી બસ હવે એના તલકછાંયડે સૂતો રહેતો. એની પાસે ખાટલો ઢાળી એના થડે માથું ટેકવી સૂઈ જતો ત્યારે લાગતું કે મારા ભાઈબંધે મારુ માથું પોતાના ખોળામાં લઈ લીધું છે.

બેય દીકરાઓ અને બેય વહુની કોચમણીથી હૈયું ક્યારેક દુઃખી દુઃખી થતું, દીકરા વહરાં વેણ કાઢતા ઈ વેણ હૈયામાં ભોંકાતાં ત્યારે તે વાડીએ હાલ્યો આવતો અને ખીજડાને બથ ભરીને બે ઘડી રડી લેતો. ખીજડો જાણે મૂળમાંથી હલબલી ઊઠતો. ખીજડાના સ્પર્શમાત્રથી રાવજીને વહાલપનું સુખ અને સાંત્વન પ્રાપ્ત થતું હોય એમ પોતે ધીરેધીરે શાંત થઈ જતો.

દિવસો વીતવા લાગ્યા.

ને રાવજીને પંડ્ય ઉપર ઉંમરના થર ચડવા માંડ્યા... એક દિવસ વહેતી હવા વહેતાં વહેતાં ગામમાં વાત લેતી આવી કે બાજુના ડેમમાંથી આસપાસનાં ગામડાંમાં કેનાલ ખોદીને આ નપાણી ભોમકાને એ ડૅમનું પાણી પૂરું પાડવાની સરકારે જાહેરાત કરી છે. વાત સાંભળીને આસપાસના પંથકમાં ખેડૂતો રાજી થઈ ગયા. આઝાદી મળ્યા પછી ગામનો થોડો વિકાસ તો થયો હતો, પણ ગામમાં કેનાલ નીકળે એ તો સોનામાં સુગંધ ભળ્યા જેવું હતું. હરખની વાત હતી. એક દિવસ ગામમાં કોન્ટ્રાક્ટરનો માલસામાનેય ઊતરી પડ્યો. સિંચાઈવાળાની ગાડીયું હડિયાપાટી લેવા માંડી.

બે દિવસ પહેલાં હજી તો પોતે રોંઢો કરવા બેઠો હતો ને ત્યાં મોટી વહુએ પોતે સાંભળે એમ મે'ણું માર્યું હતું, "બાપાને ઘરમાં હવે શું ડાટી છે તે આખો દી ઘરમાં ને ઘરમાં જ પડ્યા રે'છે? સાંજસવાર વાડીએ આંટો બાંટો મારતા હોય તો..." અને વળી પાછું દૂધવાળો દૂધ આપ્યા પછી ઉમેરણ રેડે એમ નાની વહુએય ઉમેરણ પૂરી દીધું, "બાપાને કદાચ એમ હોય કે બેય વહુઓ ભેગી થઈને પાછી ઘરને બટકાં ભરવા માંડશે તો શું કરીશ? બાપાને આપણી ઉપર વિશ્વાસ ન હોય એટલે ચોકીપહેરોય રાખતા હોય..." અને પછી બેયના ખડખડાટ હાસ્યનો અવાજ–

પોતે સન્ન થઈ ગયો. વહરાં વેણ છાતીની આરપાર નીકળી ગયાં હતાં. જાણે થ્રી નૉટ થ્રીની ગોળી સનનન... કરતી છાતીને વીંધતી કે પીઠના લોચા કાઢી આરપાર નીકળી જાય એમ...

રાવજી ખાતો ખાતો થંભી ગયો. અન્નદેવને પગે લાગી, પાણી પીને ઊભો થઈ ગયો. ખીંટીએ ટિંગાતું ફાળિયું ખભે નાખીને પગમાં પગરખાં પહેરતાં એટલું જ બોલ્યો. "બસ બાપા, બસ. મારાં અંજળપાણી પૂરાં થઈ ગયાં. હવે મારે અહીં રહીને શું કામ છે. સાંભળી લ્યો! સૂરજદાદાના સમ ખાઈને બોલું છું કે હવે આ આંગણામાં ફરીને પગ નહીં મૂકું. મારો જ રોટલો તમને ભારે પડતો હોય તો પછી... પછી... મારે અહીં રહીને શું કામ છે?..." ને તેનો કંઠ તરડાઈ ગયો. હાલતાં હાલતાં કહેવાઈ ગયું : "તમને તમારા ધણીના બાપનું સહેજ પણ દાઝતું હોય તો સવાર-સાંજ બબ્બે બટકાં ભાતમાં મોકલી દેજો. એમ માનજો કે વાડીએ ત્રીજો કૂતરો પાળ્યો છે..."

આખી જિંદગીમાં કોઈ દિવસ બે વહરાં વેણેય નહીં બોલેલો આજે જે કંઈ બોલ્યો એ બળતરાનું બાષ્પીભવન હતું. ખણખણતા રોકડા રૂપિયા જેવાં નકદ વેણ સાંભળીને બેય વહુઓ ક્ષણભર સડક થઈ ગયેલી. પણ પછી તો...

વાડીએ આવીને રાવજી એટલં બધુ રોયો, એટલું બધુ રોયો કે ખીજડો મૂળમાંથી હચમચી ગયો ને પંખીડાં સૂનમૂન થઈ ગયાં. ભેરુની પીડાથી મૂળથી ટોચ સુધી હલબલતો ખીજડો ધ્રૂજતાં ધ્રૂજતાં જાણે કહેતો ન હોય કે બસ, ભઈલા, બસ... હવે વધુ ને બોલીશ. નહીંતર આંખ્યુંરૂપી મારી ડાળીઓ પરથી પાંદડાંરૂપી આંહુડાં ખરી પડશે.. ભાઈ, ખમી ખા... ખમી ખાવાનો વખત છે...!

એ દુઃખ અને વિષાદના દરિયામાં વમળાતો પોતે ક્યારે ઊંઘી ગયો એ જ ખબર ન રહી. પણ કોઈએ તેને હડબડાવ્યો ત્યારે જ ખબર પડી કે પોતે સૂઈ ગયો હતો. તેણે આંખ ચોળીને જોયું તો ડાબેજમણે પડખે પોતાના બેય છોકરા હતા. અને દૂર એક વાદળી જીપ ઊભી હતી. તે ખાટલામાં બેઠો થયો.

'ઊઠો, બાપા. કેનાલના ઇજનેરસાહેબ માપ લેવા આવ્યા છે..."

"માપ? શેનું માપ?"

"આપણા ખેતરમાંથી નહેર નીકળે છે ને એટલે..."

એ ખાટલામાંથી ઊઠ્યો. સિંચાઈખાતાના ઇજનેરસાહેબ, કારકુન અને ત્રણચાર મજૂર જેવા માણસો લાંબી સાંકળ-ચેન લઈ આમતેમ જમીન માપી રહ્યા હતા. રાવજી તેમની કોર સૂનમૂન થઈને જોતો રહ્યો. થોડી વાર પછી સાહેબ બોલ્યા :

"આ પડતર જેવો જમીનનો ભાગ રાખીએ જેથી તમને નુકસાન બહુ ઓછું જાય..."

"વાંધો નહીં, સા'બ... વાંધો નહીં..." છોકરાઓ બોલ્યા.

સાહેબે દૂર રહ્યે રહ્યે બેય છોકરાઓ સાથે કશીક વાતચીત કરી. મોટા છોકરાને એક કાગળિયું આપ્યું. જીપ ચાલી ગઈ. અને પછી છોકરાઓ રાવજીને ઘરે તેડી લાવવા માટે કાલાવાલા કરવા મંડ્યા. રાવજી બોલી ઊઠ્યો : "ત્યાં મારું શું કામ છે? તમારી લૂલીઓને વશમાં નહીં રાખો તો એક દી, જેમ મને કાઢ્યો એમ તમનેય કાઢશે..."

"અશ્શે, બાપા. પણ અહીંયાં રહ્યે રહ્યે તમે સારા નો લાગો અને ગામ અમને કહે કે છતે દીકરે બાપો વાડીએ દી ટૂંકા કરે છે..."

'મારું ઉપજણ જ્યાં ન હોય એવા ઘરમાં રહીને માટે શું લેવું છે? ઈ ઘર તો સોંપી દીધું તમને બેયને... અખિયાતું... વાપરી ખાજો... જાવ હવે ભલા થઈને... હવે તો ભલી મારી વાડી ને ભલો આ ખીજડો. માનજો કે ડોહો મરી ગયો છે..."

છોકરાઓએ માન્યું કે બાપા માને એમ નથી. એટલે એમની દુખતી રગ દબાવવી! માટે છોકરે એના છોકરાના સમ આપ્યા. સમ સાંભળીને રાવજી ઢીલો થઈ ગયો. એ પોતરા તો રાવજીને કંઠવા'લા હતા. એ લાચાર થઈ ગયો ને ઘરે આવવા તૈયાર થયો. છોકરાવને લાગ્યું કે અડધી બાજી જીતી ગયા છીએ.

છોકરાઓ રાવજીને ઘરે તેડી લાવ્યા. રાવજી ઘરે

આવ્યો તો ખરો, પણ એની નવાઈનો પાર ન રહ્યો. ઘરનું વાતાવરણ સાવ બદલાઈ ગયું હતું. પોતાના આવતાની સાથે જ વહુઓએ ગાદલું પાથરી પથારી કરી આપી સરસ મજાની! વહુઓ આવ્યા પછી દૂધનાં બે ટીપાંય મળ્યાં હોય તો પાણી અગરાજ એને બદલે શેડકઢા દૂધની તાંસળી ભરીને આવી ગઈ. બાજરાના રોટલાની અંદર નખથી ઝીણા ઝીણા ખજૂરા પાડેલા અને એની અંદર વેલણથી વીરડા ગાળેલા. એ વીરડામાં ડૂબાડૂબ ઘી પૂરેલું અને એની ઉપર દેશી ગોળનાં થપેડાં બાઝી ગયાં હતાં. ભાણું પીરસીને મોટી વહુ લાજ કાઢી, અવળું ફરી કહેવા લાગી: "છોકરમતમાં આડાંઅવળાં વેણ કઢાઈ ગયાં'તાં તી અમે ખોળા પાથરીએ છીએ. બાપા, અમે તો છોકરું ગણાઈએ. છોરુ કછોરુ થાય, પણ માવતર કમાવતર નો થાય. અમારી ભૂલ માફ કરી દેશો ને... ?'

રાવજીને ખાતાં ખાતાં કલેજે ટાઢક વળી ગઈ. ગળતે સાદે એટલું જ બોલ્યો, "વહુ બેટા, બાપ હોય કે સસરો હોય... ભલે ઈ 'મર' બોલે, પણ 'મર' વાંચ્છે નહીં. અને મને તો ઈ તમારાં વેણ મનસકમાંય નથી. તમતમારે ખાવ-પીવો ને મજા કરો. તમારું છે ને તમારે વાપરવાનું છે. હું તો હવે ખર્યું પાન... કદાચ બે-પાંચ વરસ કાઢું."

તે દી ફરી વખત મોટી વહુ કહેવા લાગી : "બાપા, હવે તમારી ઉંમર થઈ. તમારે તો ઘરે રહીને જ અમને ચાકરી કરવાનો લાભ આપવો જોઈએ. પછી કે'દી આવી સેવા કરવાનો પરસંગ મળશે?" નાની વહુએ પણ એમાં ટાપશી પુરાવી.

રાવજીને સમજાયું નહીં કે આ બધો ફેરફાર એકાએક કેમ થઈ ગયો? શું કોઈએ મૂઠ મારી હશે કે દેવ રિઝાણા? કે'વાવાળાએ કીધું હશે તે મારી વગે અછો અછો વાનાં કરવા મંડ્યાં... પણ એક વાત છે. આવી સેવા તો કંકુની હયાતીમાંય કોઈ દી ભોગવી નથી. આંખમાથું દુખે ને કંકુ પગ દાબી દે એ ગનીમત, પણ આમ તે કંઈ... ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે...

દસબાર દી થઈ ગયા. મન હવે મૂંઝાતું હતું. વાડીએ આંટોફેરો કરવા હૈયું ઝાવાં નાખતું હતું. છોકરાવને એણે બે-ચાર વાર કહેલું, "લ્યો, હું એક આંટો વાડીએ મારતો આવું..." પણ છોકરા-વહુ સાથે મળીને ના પાડી દેતાં – "હવે ત્યાં કણે તમારું શું કામ છે, બાપા... ઘણું કામ કર્યું. હવે તો બસ તમારે આરામ જ કરવાનો છે..."

પણ ખાટલામાં પડ્યાં પડ્યાંય રાવજીનું મન તો દોડીને વાડીએ પહોંચી જતું. આમ તો વાડીએ ગયાને પંદર દી જેવું થઈ ગયું હતું. એ વાડી, એ ઝાડવાં, એ પંખીડાં... અને ખાસ તો એના સુખદુઃખના સાથી ખીજડાને આટલા દીથી ભાળ્યો નહોતો તેથી તે બેચેન બની ગયો હતો.

એક દી લાગ મળી ગયો. અને તે છટકી ગયો. બપોરા ઢળ્યા હતા. સૂર્ય પશ્ચિમાકાશ તરફ દોડી રહ્યો હતો. રાવજીના પગમાં સૂર્યની ગતિ જેટલી ગતિ હતી. એ ભેરુ સમા ખીજડાની માયા ને ઉત્કંઠામાં વાડી ક્યારે આવી ગઈ એ ખબર જ ના રહી...

પણ આ શું? વાડીની ઝાંપલી પાસે આવતાં જ તેના પગ થંભી ગયા. વાડીના ઉપલા પડમાં પચાસથી સાઠ માણસો તીકમ-કોદાળી, પાવડા, તબડકાંના અવાજોની બોછાર બોલાવતાં હતાં.

મારો ખીજડો... તેની બહાવરી આંખો આમતેમ ફરી વળી, પણ પોતાના સાથીદારનાં ક્યાંય કરતાં ક્યાંય દર્શન ન થયાં. તેને લાગ્યું, કાળજું હમણાં ફાટશે કે શું...

તે દોડ્યો. ત્યાં પહોંચીને જોયું તો પોતાનો ખાટલો ઓરડીની આડશે મૂકી દેવાયો હતો. અને ખીજડો? કપાયેલ ખીજડો તો ખોદાયેલ નહેરની ધૂળમાં રગદોળાતો આમતેમ હડસેલા ખાતો હતો... છિન્નભિન્ન એનું થડિયું... એનાં ડાળીડાંખળા.... એનાં પાંદડાં...

કપાયેલ ખીજડાના હાલહવાલ જોતાં જ એ ત્યાં ને ત્યાં પોક મૂકીને ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો. ને પછી એવો તો હીબકે ચડ્યો કે એવું તો કંકુના મોત ટાણે પણ નહીં રડ્યો હોય કદાચ–

દસ-બાર દી પહેલાં મોટે દીકરે એને એક

કાગળિયું પકડાવી દીધું હતું. અને સમજાવી પટાવી એમાં પોતાનો અંગૂઠો મરાવી લીધો હતો. અને એ પછી બે-ચાર દી પહેલાં એના હાથમાં નોટોના થોકડા... એણે અમસ્તું પૂછેલું. છોકરાએ જવાબ આપેલો કે કારખાનામાં ચારપાંચ મહિનાનો પગાર એક હારે કર્યો... આટલું તો દેણું થઈ ગયું છે. ઉફ્ !.... આ પંદર પંદર દી પૂરતાં ઘરે પોતાનાં માનપાન... બધો જ તાગ મળી ગયો... એ દોડીને સુકાયેલા ખીજડાના અચેતન થડને બથ ભરી ગયો. રહરહ આંસુડે રોતો કહેવા લાગ્યો : "અરે, મારા જેવા ગરીબ-રાંકના માળવા સમાન મારા ભેરુ, મારા સુખ ખાતર તો તું ભલા, કપાઈ મૂઓ ? હે ભગવાન, મારું નસીબ જ કોણ જાણે કેવું છે કે પહેલાં કંકુને મારાથી વિખૂટી પાડી દીધી અને હવે આ મારા દુ:ખનો એકમાત્ર વિસામો હતો તે પણ છીનવી લીધો ?"

રાવજીએ થડ ઉપર માથાં પછાડ્યાં. લોહી નીકળ્યું. પોતાના સ્વજનના મૃત્યુના દુ:ખથી પણ વધારે ખીજડાના કપાઈ જવાર્ના દુ:ખથી એનો આત્મા એટલો બધો કકળી ઊઠ્યો કે એણે પોતાના મગજનું સંતુલન ગુમાવી દીધું. અને એ આઘાતમાં જ એનું પ્રાણપંખેરુ ઊડી ગયું. માણસ ભેગું થઈ ગયું હતું. ગામમાં છોકરાઓને પણ જાણ થતાં દોડી આવ્યા. બાપ ફાની દુનિયા છોડીને પરલોક સિધાવી ગયો હતો.

સૂર્યાસ્ત ઢળવાને આરેવારે રાવજીના મૃતદેહને સ્મશાને લાવવામાં આવ્યો. ત્યારે ત્યાં અગ્નિદાહ દેવા માટેની ચિતા તૈયાર થઈ ગઈ હતી... વિધિના સંજોગ એવા ઊભા થયા હતા કે એ ચિતા બીજા કશાનાં લાકડાંની નહીં, પણ રાવજીના જોડીદાર ખીજડાની જ બનાવેલી હતી.

મૃતદેહને ચિતા પર મૂકવામાં આવ્યો. મોટા દીકરાએ જમણા પગના અંગૂઠે અગ્નિદાહ આપ્યો. અને ગણતરીની ક્ષણોમાં જ ચિતા ભડભડ સળગી ઊઠી. ખીજડાના થડિયા પર ચત્તુંપાટ પડેલું શબ સળગવા લાગ્યું. તડતડ... ફડફડ... ભડભડ... શરીરમાંથી પાણી છૂટવા લાગ્યું. ને ઘીની આહુતિઓ અપાવા લાગી... ભડભડ સળગતી ચિતા. કોની ?... રાવજીની સાથે સાથે ખીજડો પણ રાખ બનવા લાગ્યો...

થોડીક વેળા ગઈ ને શબ કમરમાંથી બેઠું થઈ ગયું. સાથે સાથે ખીજડાનું થડિયું પણ બેઠું થયું. રાવજી જાણે ભડભડ બળતા અગ્નિના લપકારા વચ્ચે બોલતો સંભળાયો : "બસ...ભાઈ...બસ... મારા લાલ ! હું તો છતી આંખ્યુંએ આંધળો તે રૂપિયાના લોભમાં કાંઈ નો સમજ્યો તે તને છોડીને ઘરે હાલ્યો આવ્યો. પણ તું તો મર્યાના મઠ લગી મારી હાર્યે ને હાર્યે જ રહ્યો. ભડ છો, ભાઈ. રંગ છે તારી ભાઈબંધીને, તારી વફાદારીને ! કે મને ઠેઠ લગી એકલો જ નો પડવા દીધો... હાલ્ય ભાઈ, હાલ્ય... હાલવા મંડીએ. મોડું થાય છે..."

કોઈ ડાઘુએ વાંહડાથી શબને નીચે બેસાડ્યું... ને ચિતા ફરીવાર ભડભડ બળવા લાગી... રાવજી જાણે બથ ભરીને ખીજડાને ચોંટી ગયો હતો... બસ... પછી તો ધીરે ધીરે શાંત થતા ગયા... રાવજી.... અને ખીજડો... ધીરે ધીરે....!!!

❐

# લોકગીતોમાં ફટાણાં ગીતો

**સંકલન : મુરાદખાન ચાવડા**

લોકસમૂહના માનસનું દર્પણ લોકગીતો છે. માનસશાસ્ત્રના અભ્યાસ માટે આ એક સબળ સાધન છે. ભિન્ન ભિન્ન લોકસમૂહોની રૂઢિ, રિવાજ, માન્યતાઓનું નિરૂપણ લોકગીતોમાંથી લાધે છે, જેથી લોકમાનસશાસ્ત્રના અભ્યાસુ માટે લોકસમૂહોને સમજવામાં અને અભ્યાસ કરવામાં લોકગીતો મદદ-રૂપ થઈ શકે છે. ઉદાહરણ તરીકે ધંધાદારી યોદ્ધા (પ્રોફેશનલ સૉલજર્સ) જાતિનાં લોકગીતોમાં ઘોડા, અસ્ત્રશસ્ત્ર, વિરહ, મિલન, વિયોગ, આતુરતા, મહેચ્છાઓ આદિ મન-ઉદ્દેગોનું નિરૂપણ મળશે. સામંતશાહી શાસક જનસમૂહોનાં લોકગીતોમાં વૈભવ, યુદ્ધ, પ્રભાવ, વીરત્વ આદિ નીરખવા મળશે.

લોકગીતોના ઘણા પ્રકારો છે. મુખ્યત્વે ગુજરાતી ભાષામાં મંગળિયાં, પ્રભાતિયાં, હાલરડાં, હટીલા, રામવળા, કૃષ્ણવળા (શ્યામવળા), વાણી, ઘાવ, દોહરા, રાસડા, સોરઠા, પવાડા, લાખા, પડજિયા, મરસિયા, સલોખા આદિ લોકગીતો મળે છે.

લોકજીવનમાં આનંદ, ઉત્સવ, ઉમંગ, પ્રેમ, વિરહ, મિલન, વિજોગ, શોક, ગ્લાનિ, મહેચ્છાઓ આદિ લાગણીઓને જીવનની આવશ્યકતાઓ ગણી, જીવનની વાસ્તવિકતાઓ સમજીસ્વીકારી જીવન-પ્રસંગોને અનુરૂપ થઈ તેને વણી લઈ લોકગીતોની રચનાઓ કરવામાં આવેલ અને લોકજીવન ધબકતું રાખી હર્યુંભર્યું બનાવેલ છે.

માંગલિક પ્રસંગે ગવાતાં લોકગીતોને મંગળિયાં કહેવામાં આવે છે. આ મંગળિયાં લોકગીતોમાં ફટાણાં લોકગીતોનું આગવું મહત્ત્વ અને સ્થાન છે. ખુશીનો પ્રસંગ હોય અને હાસ્યરસ ન હોય તો આખો પ્રસંગ સાવ મોળો અને ફિક્કો લાગે.

આવાં ફટાણાં લોકગીતો પર સંશોધન કરી મહાનિબંધ લખી શકાય તેટલું વિશાળ લોકસાહિત્યનું કાર્યક્ષેત્ર છે. દરેક લોકસમૂહ, જનસમૂહમાંથી આ સામગ્રી સહેલાઈથી લાધી શકાય છે.

જાન ગામના પાદરે આવી વિસામો કરે અને ગોધૂલિસમયે જાનનું સામૈયું કન્યાપક્ષ તરફથી કરવામાં આવે ત્યાંથી જ આ ફટાણાં લોકગીતો ગાવાનાં શરૂ થાય છે.

સ્વાગત (સામૈયું) કરનારી કન્યાપક્ષની મહિલાઓ મીઠી હલકે ફટાણાં ગાવાં શરૂ કરે છે.

*"કાળા રે કબૂતરજી, તું ભલેરો આયો જી.*
*આ વાંદરાટોળું શીદને લાયો જી.*
*આ માંકડાટોળું શીદને લાયોજી કાળા રે ૦ ટેક."*

"ભોળા કબૂતર જેવા વર લાડલા, તું ભલે પધાર્યો. તારું સ્વાગત કરીએ છીએ. પણ... આ વાંદરા અને મર્કટ જેવાં નટખટ ને અળવીતરાં જાનૈયા, જાનડીયુંને શા માટે લાવ્યો?" આમ કાળા કબૂતરની ઉપમા. કાળું કબૂતર સાવ ભોળું હોય છે. થોડુંક સુસ્ત પણ ખરું! આખી જાનનાં જાનૈયા-જાનડીયુંને સીધી રીતે વાંદરા, વાંદરી, માંકડા કે માંકડી કહીને સંબોધન કરે તો શું થાય? વિવાહના સ્થાને વઘોણું જ થાય. પણ ફટાણાના સંબોધનથી કોઈ ગુસ્સો કે રીસ ન ચઢાવે. પણ હાસ્યની છોળો ઊડે. કોઈ જાનૈયા મશ્કરીમાં કહી પણ દે કે જે ઉપમાઓ, વિશેપણો દેવાં હોય તે તમે દ્યો, પણ અમારું કાર્ય સાધીને જ એટલે કે વરને પરણાવીને, વહુ લઈને જઈશું. જે કહેવું હોય તે કહો. અમે સાંભળવા તૈયાર છીએ.

કુંવારી જાન માંડવે જમવા જાય. જાનૈયાઓ પંગતમાં બેસી જમે ત્યારે ફટાણાંની રમઝમ જામે.

*"ભીખા રે વેવાઈ, થોડેરું રે જમજો,*
*નહીંતર તમને ચઢશે આફરો રે.*
*નથી રે મારા માલણ ગામમાં વૈદ રે.*
*કે ઉતારે વેવાઈ, તમારો આફરો રે–"*

લગ્નનું જમણ હોય એટલે વાનગીઓ પણ હોય. તો વાનગીઓને શે ભુલાય?

*"થાળ ભર્યા મગથુલિયા રે વઢિયારી ઢોલા રે.*
*વેવાઈ ખાઈને ફૂલિયા રે. વઢિયારી ઢોલા રે.*
*વેવાઈ જાયો બેટડો રે.*
*બેટડો કોના પેટનો રે.*
*સિદ્ધપુરના સોમૈયાનો રે.*
*હાથલડા હજામના રે.*
*પગલા પઠાણના રે.*
*થાળ ભર્યા મગથુલિયા રે"*

વાયુપ્રકૃતિની વાનગીથી વેવાઈને આફરો ચઢી ગયો. પેટ એટલું ફૂલી ગયું કે જોઈ લ્યો કોઈ ગર્ભવતી મહિલાને. તેવા હાલ વેવાઈના થઈ ગયા. અને વેવાઈએ પુત્રને જન્મ દીધો. કારણ, પેટનો આફરો ઊતરી ગયો. આ બેટડાનો બાપ કોણ? ઉત્તર છે કે સિદ્ધપુરના ભવાયાનો, જેના હાથ હજામના જેવા ચંચળ અને કોમળ છે, પણ પગ તો પઠાણના છે. એટલે કે વર્ણસંકર છે. આ ફટાણામાં સામી છાતીએ કેવીક ગાળ ભાંડી છે ! સીધી રીતે સામી છાતીએ આવું કહેવાની કોઈની હિંમત ચાલે ખરી? અને ભૂલેચૂકે કોઈને કહેવામાં આવે તો વર લીલા તોરણે પરણ્યા વિના ઘેર પાછો જ જાય ને! પણ સામી છાતીએ આવી ગાળ ભાંડે તોય હસીમજાકમાં ટળી જાય, ગુસ્સો કોઈને ચઢે જ નહિ.

*"મેં તો લાડે કોડે રાંધી મસૂરની દાળ,*
*પેલો ભીખો ખાવા આયો મસૂરની દાળ.*
*ઊભે ઊભે ઝાપટી, મસૂરની દાળ.*
*એની કૂણીએ રેલા ઊતર્યા રે, મસૂરની દાળ."*

આજનો યુગ બુફેયુગ છે ઊભાંઊભાં બુફે ઝાપટવાની ફેશન આજના સુધરેલા સમાજની સભ્યતા ગણાય છે. ત્યારે આપણી લોકસંસ્કૃતિ તો વર્ષો પહેલાં આ બુફે સભ્યતા જાણતી હતી. ફરક વાનગીઓના જ સુધારાનો છે. બુફેમાં પ્રવાહી વાનગી દાળ કઢી જેવું પીરસવામાં નથી આવતું. એટલો જ સુધારો જણાય છે, જેથી સૂટબૂટના પહેરનારાઓની કોણીએ રેલા ન ઊતરે. તેની કાળજીના કારણે કદાચ પ્રવાહી વાનગી બુફેમાં નહીં પીરસવામાં આવતી હોય. નહીંતર બધા જ બુફે ઝાપટનારાઓની સ્થિતિ ભીખા વેવાઈ જેવી જ થાય ને!

*"જોજે ભીખા વેવાઈ, ભેંત પડે રે.*
*ભેંત પડે તો પડવા રે દેજો.*
*ભીખા વેવાઈનું હોજરું ભરવા રે દેજો.*
*કાળુ વેવાઈનું ડોજરું ભરવા રે દેજો. જોજે ભીખા૦"*

ઘરની ભીંત તૂટી પડે તો ભલે પડે. પણ અહીં ખાધા વિના ખસે એ બીજો. ભીખો વેવાઈ તો ન જ ખસે. અહીં પેટ-ઉદરના સ્થાને હોજરું (હોજરી) અને ડોજરું તળપદા શબ્દ પ્રયોજવામાં આવેલ છે. તેનો અર્થ ઉદર થાય છે.

આ ફટાણાં જમવાના સમયનાં છે.

પછી આવે પલ્લાનો પ્રસંગ. વરપક્ષ તરફથી કન્યાના માંડવે પલ્લાના દાગીના ચઢાવવા વરપક્ષના જાનૈયા, જાનડીયું આવે તે પ્રસંગનું ફટાણું.

*"મારા ભીખાભાઈના હાથમાંથી છૂટ્યો ગલોલો,*
*કે વેવાઈ અભુના બયડા વચ્ચે માર્યો ગલોલો.*
*એની બાયડી પૂછે, બેટા, શું થયું રે?*
*બાપુ, શું થયું રે. ગલોલો.*
*વેવાઈએ માર્યો ગલોલો."*

ગલોલો એક જૂનું અસ્ત્ર છે. ધનુષ્યકમાનની બેવડી દોરી વચ્ચે એક ચામડાની પટ્ટી (ચાડું) પર ચીકણી માટીની બનાવેલી નાનકડી ગોળી મૂકી કમાન ખેંચી ગોળી ફેંકી વેવાઈની પીઠમાં ગલોલાની ગોળી મારી. વેવાઈ ચીસ તાણી ગયો. વેવાઈની પત્નીથી ન રહેવાણું અને પોતાના પતિને પૂછી નાખ્યું, "દીકરા, શું થયું તને? ઓ મારા બાપ, તને શું વાગ્યું?"

તો ઉત્તર મળ્યો કે વેવાઈએ ગલોલાની ગોળીનો ઘા કર્યો. પત્નીનું પોતાના પતિને દીકરા અને બાપનું સંબોધન – કેવો વિરોધાભાસ અને ગાળ દેવાની એક યુક્તિ ! આ ફટાણું સાંભળી બેઉ પક્ષો હસી પડે છે. હાસ્યની છોળો ઊડે છે.

ભારતની સંસ્કૃતિ પર્યાવરણવાદી આદિકાળથી રહી છે. એટલે જ માનવસંસ્કૃતિથી પર્યાવરણ માથાના કેશની જેમ ગૂંથાયેલું રહ્યું છે. વૃક્ષ, પશુ, જીવ, જાનવરોને પણ લોકોએ લોકજીવનમાં સ્થાન આપી

ઉચિત ન્યાય બક્ષ્યો છે. ને આપણી સંસ્કૃતિની ધરોહરને જીવતી રાખી ધબકતી રાખી છે. તેથી તો ગાયને પૂજ્ય ગણી છે. વરાહને અવતાર તરીકે માન્યતા મળી છે. પીપળા અને વડનાં વૃક્ષોની પૂજા કરવામાં આવે છે. લોકજીવન સાથે મોર, કોયલ, પોપટ, ચંદણઘો આદિ જીવજંતુઓને પણ લોકગીતોમાં સ્થાન મળેલ છે. ફટાણાં લોકગીતો શા માટે બાકાત રહે? એટલે નીચેના ફટાણા ગીતમાં ચંદણઘોને પણ સ્થાન મળી ગયેલું છે!

ચંદનઘો માનવ અને અન્ય પ્રાણીઓનું કટ્ટર શત્રુ ઝેરી જાનવર. જો કરડી જાય તો ક્ષણવારમાં જીવ હરી લે તેવું તેનું કાતિલ ઝેર!

ઘોનું હેડક્વાર્ટર પીપળાનું ઝાડ. આવી લોકમાન્યતાના આધારે કેટલીક લોકકહેવતો પડી. 'ઘોના પાપે પીપળો બળે!' લોકજીવનમાં, કોઈ સમસ્યાઓની ગરબડ પેસી ગઈ તો કહેવામાં આવે છે કે 'ઘો પેસી ગઈ.' ને 'ઘો કાઢો.'

ફટાણા ગીતમાં ઘો.

*"પેપળેથી ઊતરી ચંદણઘો રે.*
*ભીખા વેવાઈના ધોતિયામાં પેઠી ચંદણઘો રે.*
*અરેરે, માડી રે, કાઢો રે ચંદણઘો રે.*
*છગો જામીન હોય તો કાઢું ચંદણઘો રે.*
*લખાના પોતિયામાં પેઠી ચંદણઘો રે."*

ચંદનઘો ત્વરિત ગતિએ દોડનાર સરીસૃપ પ્રાણી છે. પીપળાના ઝાડ પરથી દોટ દીધી. અને હડફેટે ભીખો વેવાઈ ચઢી ગયો. ને ચંદનઘો ભીખા વેવાઈના ધોતિયામાં ચઢી ગઈ. ડસો માર્યો. ભીખો વેવાઈ કરગરવા લાગ્યો કે "હવે આ ઘો કાઢો!" (ગ્રામ્ય વિસ્તારોમાં કોઈ સમસ્યા ઊભી થઈ હોય તો તેને લોક કહે છે કે 'ઘો પેઠી' ને 'ઘો કાઢી' – આ કહેવત પ્રયોજાય છે.)

સામે ઉત્તર મળે છે : આ ઘો કાઢવા માટે જામીન જોઈશે. માટે જામીન લાવ્ય. (સમાજની ગૂંચવણ કાઢતી વેળાએ અપાતી જામીનગીરી.) છગાને જામીન તરીકે લાવ્ય, યા મૂક. તો જ તારી ઘો કાઢું (સમસ્યા સુલઝાવું.)

લોકસમૂહમાં રંગનો પણ મહિમા છે. લાલ, પીળો, લીલો, કાળો, વાદળી આદિ રંગ લોકસમૂહને ગમતા રંગ છે. આ રંગને સ્થાન પણ ફટાણાં ગીતોમાં આપેલ છે.

*"હાં રે સોહામણો પીળી રે પોપટડીનો ઘાઘરો.*
*હાં રે સોહામણા અંગે રે ઊંચો ને ટૂંકો ઘાઘરો.*
*હાં રે સોહામણો પે'રો રે ભીખા વેવાઈ, ઘાઘરો.*
*હાં રે સોહામણાં અંગ નીચાં ને ઊંચો ઘાઘરો."*

કોઈ પુરુષ અન્ય પુરુષને કહી દે કે "લ્યા, ઘાઘરો પે'ર્ય" યા "પે'રી લે." તો સામી વ્યક્તિ ક્રોધમાં સળગી ઊઠે અને મોટો ઝઘડો કરી બેસે. પણ વેવાણ વેવાઈને ફટાણાં ગીત ફટકારતાં ઘાઘરો પહેરવાનું ખુલ્લા મોઢે જાહેરમાં કહે ત્યારે હાસ્યની છોળો જ ઊડે. કોઈ લડવા માટે બાંયો ન ચઢાવે.

આ છે ગુજરાતી ફટાણાં લોકગીતોનો રસાસ્વાદ. છે ને કમાલ, અદ્‌ભુત, પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે ગાળો ને મીઠી મશ્કરી, ઠઠ્ઠા ને હાસ્યરસથી ઊભરાતું લોકજીવન! છે ને અહિંસક શસ્ત્ર એટલે ફટાણાં લોકગીતો!

આવાં અસંખ્ય ફટાણાં લોકગીતોનું કોઈ ઉત્સાહી અને ખંતીલો સંશોધક સંપાદનકાર્ય માથે ઉપાડે તો લોકસાહિત્યનું એક કાર્યક્ષેત્ર (ફીલ્ડવર્ક) મળી શકે તેમ છે.



દુષ્યન્ત પંડ્યા

**૨૯. 'લક્ષ્મી'નું આગમન, 'શાવર' અને યોજના ઊંધી**

આજથી આશરે ૨,૩૦૦ વર્ષ પૂર્વે ઍરિસ્ટૉફેનીઝ લખી ગયો છે કે માણસો અને મૂષકોની ઉત્તમ યોજનાઓ ઊંધી વળી જાય છે. અમારી બાબતમાં પણ તેવું જ થયું.

અમે અમેરિકા જવા માટે ૧૯૬૫ના ઑગસ્ટની ૧લી તારીખે રવાના થયાં ત્યારથી વિચાર કરતાં હતાં કે ભારત પાછાં જશું ત્યારે, પૅરિ(સ), જિનીવા (સ્વિત્ઝર્લૅન્ડ) અને રોમ જોતાં જઈશું. વૉલ્તેર અને વિક્તર હ્યુગોની, બાલ્ઝાક ફ્લોબેર અને કામુની, આનાતોલ ફ્રાન્સ અને મોંતેંની, સૉર્બોં અને ફોલી બેર્જેરની, એફિલ ટાવર અને આર્ક દ ત્રિયોંફની ભૂમિ પૅરિ(સ)માં ઓછામાં ઓછા ત્રણ દિવસ ગાળવા હતા. અમેરિકા જતી વખતે અમારા 'મહારાજા'એ જિનીવા ઉતરાણ કર્યું હતું, પણ તે માત્ર કૉફી પીને જરા તાજા થવા પૂરતું જ. અલબત્ત વિમાનચાલકે અમને મોં બ્લાં (શ્વેત શૃંગ)નાં દર્શન કરાવ્યાં હતાં. પરંતુ રૂસો અને રોમાં રોલાંની, ચૉકલેટ, ઘડિયાળ અને ખાનગી ખાતાંવાળી બૅંકોની ભૂમિ પર ચાલવાની તીવ્ર ઇચ્છા હતી.

રોમ ઊતરવાનું કારણ એ નગરીની પ્રાચીન ઇમારતો, સંત પીટરનું દેવળ, માઇકલઍંજેલોની કલા વગેરે જોવાનું આકર્ષણ તો હતું જ, પણ, 'રોમ કંઈ એક જ દહાડામાં બંધાયું નથી', એ કહેવત સાંભળી હોઈ, રોમ બાંધનાર ઇજનેરો, કોન્ટ્રેક્ટરો અને કડિયાસુથારો ભારતના જ હશે એ બાબત સંશોધન પણ કરવું હતું.

આમ આ ત્રણેક સ્થાનો જોવા વિચારતાં હોઈ એ વિશે થોડું થોડું સાહિત્ય એકઠું કરવા માંડ્યું હતું અને હું ફ્રેંચ ભાષાના મારા જ્ઞાનને તાજું કરવા લાગ્યો હતો.

પરંતુ, અમારી અમૂલ્ય ડૉલરલક્ષ્મી અમે આમ વેડફી નાખીએ તે આપણા દેશના હિતમાં નથી એમ, આપણી ભારતભૂમિ પર નિત્ય કૃપાદૃષ્ટિ વરસાવતા વિભુને કદાચ લાગ્યું હશે એટલે, એ પરમ કૃપાળુ પરમાત્માએ અમારે ત્યાં 'લક્ષ્મી'નાં પનોતાં પગલાં કરાવ્યાં. અમારી પુત્રી વરદાનો જન્મ થયો.

૧૯૬૬ની ૨૪મી જૂન શાળાનો છેલ્લો દિવસ હતો. અમે માન્યું હતું કે, બધું સમુંસૂતરું ઊતરી જશે અને અમે ૩૦મી જૂને અમેરિકાની નવી દુનિયા છોડી ૧લી જુલાઈના પ્રભાતે પૅરિ(સ)માં અમારાં પુનિત પગલાં પાડી શકશું. આવી ગણતરીથી અમે અમેરિકન એક્સપ્રેસ મારફત, તારીખ ત્રણ જુલાઈ સુધી પૅરિ(સ)માં રોકાણની, બે દિવસ જિનીવાની અને ત્રણ દિવસ રોમના રોકાણની વ્યવસ્થા કરાવી હતી અને નવમી જુલાઈએ પુરાણપવિત્ર ભારતભૂમિમાં ઊતરવાનું ઠરાવ્યું હતું. પણ, વરદાબહેને અવતરવાને માટે જ ૩૦મી જૂન પસંદ કરી ! પરિણામે તે સાંજે અમારું અમેરિકાથી ઊડવાનું ઊડી ગયું.

ઘેર પાછા વળવાની ઉતાવળમાં, વરદાના જન્મ પહેલાં મેં દાક્તરને પૂછ્યું હતું, "અમારું બાળક કેટલા વાસાનું થયા પછી એ ઇંડિયા સુધીનો પ્રવાસ કરી શકશે ?" કાગળમાં કંઈ પ્રિસ્ક્રિપશન ચીતરતા દાક્તર મારી સામે જોઈ કહે : "એ તો બાળકના જન્મ પછી જ કહી શકાય. નબળું હોય તો ઇન્ક્યુબેટરમાં રાખવું પડે. હા.... તમે બંને જઈ શકો છો. બાળક પૂરું તંદુરસ્ત થયે અમે એને તમારે ત્યાં સલામત મોકલી આપીશું." આ શબ્દો સાંભળી, જૂન માસ હતો તોય મને ટાઢનું લખલખું આવી ગયું હતું.

બ્રુકહેવન મેમોરિયલ હૉસ્પિટલના પ્રસૂતિ વિભાગમાં પુષ્પાનું નામ લખાવ્યું ત્યારે અમને સવાલ

પૂછવામાં આવ્યો, "બાળકનું નામ શું રાખવાનું છે ?"

અલ્યા ભૈ–પૂછનાર બહેન હતી એટલે 'અલી બહેન' કહેવું પડશે – બાળક આવે, જોશીમહારાજ પાસે જઈ એના જન્માક્ષર કરાવાય અને એની નામરાશિ કઈ છે તે જાણી લેવાય, પછી બારમે વાસે, બાળકનાં ફૈબા 'ઓળી ઝોળી પીપળપાન' કરવા અને નામ પાડવા આવે. અને અહીં જન્મ પહેલાં જ નામ પાડી દેવાનું ? બાળક છોકરો છે કે છોકરી એ જાણ્યા વિના, એનું જન્મલગ્ન જાણ્યા વિના અને એની રાશિ જાણ્યા વિના એનું નામ શી રીતે અપાય ?

"છોકરાનું એક અને છોકરીનું એક, એમ બે નામ આપો. છોકરો જન્મશે તો છોકરાનું નામ ચોપડે ચડશે અને છોકરી અવતરશે તો છોકરીનું નામ લખાઈ જશે. અમારા ચોપડામાં જન્મ થતાં જ નામ લખાઈ જવું જોઈએ," કાઉંટર ઉપરનાં બહેન બોલ્યાં. "અમારે ત્યાં ખાનાંઓ ઘણી વાર ખાલી રહી જાય છે અને, ભરાઈ ગયાં હોય તો, ચોપડા કે ફાઈલો ગુમ થઈ જાય છે", એમ કહી એના ઉત્સાહ પર ફ્રિજની બાટલીનું ઠંડું પાણી રેડવાનું મેં ટાળ્યું. "બાળકના જન્મ પછી દસપંદર મિનિટમાં નામ આપીએ તો ચાલે ?" મેં એ યુવતીને પૂછ્યું.

"દસપંદર મિનિટ જ શું કામ ? અર્ધો કલાક, અરે, પોણા કલાક પછીયે આપશો તો ચાલશે." એણે ઉદારતાની અવધિ દેખાડી.

અમે બંનેએ નામ વિશે થોડી વિચારણા કરી જ હતી. પણ તે હવે ગંભીર રીતે કરી.

૩૦મી જૂને બુધવારે મને રોટરી ક્લબનું નિમંત્રણ હતું. એટલે હું અગિયારને સુમારે ઘેરથી નીકળી ગયો હતો. એક-સવા વાગ્યે પાછો આવ્યો ત્યારે પુષ્પા હૉસ્પિટલમાં જવાની તૈયારી કરી રહી હતી. સૅલીની ગાડી તે જ દિવસે ન હતી. માર્ગરેટની પણ ન હતી. પણ અમારા ગામના પોલીસનાં પત્ની શ્રીમતી લૉરેન પોતાની ગાડી લઈને તરત હાજર થયાં અને લગભગ અઢી વાગ્યે પુષ્પા હૉસ્પિટલે ગઈ. પોલીસ-પત્ની હતાં એટલે પોલીસથાણે તો નહીં લઈ જાય ને એ દહેશત હતી. હું પણ ગાડીમાં સાથે જ બેઠો હતો. ટ્રાફિક ઓછામાં ઓછો હોય અને ટ્રાફિક સિગ્નલનું નડતર પણ એકદમ ઓછું હોય એવે રસ્તેથી લૉરેને પોતાની ગાડી હાંકી. નારીની પીડા બીજી નારી જ સમજી શકે. લૉરેન પાસે પણ માગણાં હશે ને ? નહીં તો સૅલીની અને માર્ગરેટ કૉવેલની બેઉની ગાડીઓ કેમ ન હોય ?

ત્રણને સુમારે હૉસ્પિટલમાં પહોંચી ગયાં અને પુષ્પાને અંદર પ્રવેશ કરાવી દીધો. એના ડૉ. મોલિનોફને બધા ખબર અપાઈ ગયા. યથાસમય એ તથા બાળનિષ્ણાત બીજા દાક્તર પણ આવી ગયા.

મને મૅક્સિમ ગૉર્કીની વાર્તા 'બર્થ ઑવ અ મૅન' ('માનવીનો જન્મ') યાદ આવી. વનવગડે ચાલી જતી એક શ્રમજીવી સ્ત્રીને અચાનક વીણ ઊપડે છે, અને ત્યાં વગડામાં જ બાળકને જન્મ આપી, સ્વસ્થ થઈ, નવજાત પુત્રને કાખમાં ઘાલી પાછી ચાલતી થાય છે. આપણે ત્યાં હજી સુયાણી અદૃશ્ય નથી થઈ. પ્રસૂતિગૃહમાં દાક્તર હોય જ, પણ ઘણી વાર આયાઓ જ દાક્તરનું કામ કરી દેતી હોય છે. ત્યારે અહીં નવી દુનિયાના આ દેશમાં, પ્રસૂતિનિષ્ણાત દાક્તરની સહાયમાં બાલનિષ્ણાત પેડિયૅટ્રિશિયન પણ ખડો રહે, અલબત્ત આપણે ખર્ચે જ.

પુષ્પા અંદર લેબરરૂમમાં હતી ત્યારે, બહાર લાઉન્જમાં બેઠો બેઠો હું માખો પણ મારી શકું એમ ન હતો, કારણ ત્યાં માખો જ ન હતી. 'એસ્ક્વાયર' માસિકનો અંક પડ્યો હતો તે, પોતાનું કામ કરતા શિક્ષકના ફરમાનથી પરાણે વાંચતા વિદ્યાર્થીની જેમ હું વાંચવા લાગ્યો. દર બે મિનિટે, મારી નજર સામે કાઉંટર પર બેઠેલી યુવતી પર પડતી. કોઈક વાર અમારું તારામૈત્રક રચાતું ત્યારે એ મને કહેતી, 'સ્ટિલ સમ ટાઈમ', હજી થોડી વાર છે.

વચ્ચે એક વાર હું અંદર પણ જઈ આવ્યો. પણ પુષ્પાને કષ્ટાતી જોઈ તરત પાછો આવ્યો. એના તામ્રવર્ણના થઈ ગયેલા શરીર પરથી એની પીડાની કલ્પના, જે શિશુની એ માતા બનવાની છે તે શિશુ

સંબંધી અનેક વિચારો, જન્મમરણના ચક્રરૂપી સંસારની ઘટમાળના વિચારો... એમ મનમાં વિદ્યુત કરતાંયે વધારે વેગથી વિચારો નાચીખૂંદી રહ્યા હતા.

આશરે ૫-૩૦ને સુમારે પ્રિ. કોવેલ અને એમનાં પત્ની માર્ગરેટ આવ્યાં. મને 'હલો' કર્યું અને મારા મુખ પરના ભાવથી જ પરિસ્થિતિ પામી ગયાં. માર્ગરેટ અંદર પુષ્પા પાસે પણ જઈ આવ્યાં. મારી ઇંતેજારી વધતી જતી હતી. પુષ્પાના છૂટકા માટે હું પ્રાર્થના કરતો હતો. પણ ભગવાન એટલો આઘો હશે કે મારી પ્રાર્થનાના મૂક ધ્વનિતરંગોને પહોંચતાં ઠીકઠીક વાર લાગતી હશે. સવા સાત વાગ્યે મને ચટપટી થતાં ટેલિફોનયુવતીને મેં પૂછ્યું. "હું અંદર જઈ શકું ?" એ કહે, "તમારી ચિંતા હું સમજી શકું છું. મેં હમણાં જ પૂછી જોયું છે. યૉર વાઇફ ઇઝ વેરી ઍક્ટિવ, તમારાં પત્નીને ખૂબ વીણ ઊપડી છે." એનો અર્થ એ કે હવે પુષ્પાની પીડાના અંતને ઝાઝો સમય નથી. ૭-૫૦ વાગ્યે હું એની સામે જઈ ઊભો તો, હસતે મુખે, એણે મને અભિનંદન આપ્યાં અને પુત્રીજન્મની વધામણી આપી. અહીંની માફક વધામણી આપનાર ત્યાં હાથ લાંબો નથી કરતું.

આઠ ને દસ મિનિટે ડૉ. મોલિના બહાર આવ્યાં. એમની પ્રસન્ન મુખમુદ્રા પરથી હું કેટલુંક તો સમજી શક્યો. મને અભિનંદન આપી એમણે કહ્યું કે, "બરાબર ૭-૪૨ વાગ્યે તમે પુત્રીના પિતા બન્યા છો. માદીકરીની તબિયત સારી છે. પંદરેક મિનિટ પછી તમે અંદર એમને મળી શકશો." માર્જી અને રૉબર્ટ કોવેલને મેં આ વાત કરી. એમણે પણ મને અભિનંદન આપી હસ્તધૂનન કર્યું. મારી પ્રાર્થના સાંભળનારને મેં ફરી પ્રાર્થના કરી. લગભગ સાડા આઠે હું અંદર ગયો. માતાજી કાચમંદિરમાં ઠેલણગાડીમાં હતાં અને, મહા-પરાક્રમ કર્યાના હર્ષના ભાવ સાથે પ્રસન્નતાથી ઊંઘ ખેંચતાં હતાં. પણ 'માતાજી'નાં માતાજી ક્યાં ?

થોડી વાર પછી એ પણ મળ્યાં. તંદ્રાવસ્થામાં હતાં. પીડામુક્તિનો અને માતૃત્વનો બેવડો આનંદ એમને ચહેરે મલકી રહ્યો હતો. એની એ અર્ધજાગ્રત અવસ્થામાં અમે નામ પસંદ કરી નાખ્યું : 'વરદા'. બહાર આવી લખાવી દીધું. અમેરિકાના જન્મનોંધના ચોપડામાં એ નામ ચડી ગયું. પછી માર્જી અંદર ગયાં. પાંચસાત મિનિટ પછી હસતે મુખે બહાર આવી 'ક્યૂટ ડૉટર' – નમણી, સુંદર પુત્રીના પિતા બનવા બદલ ફરી અભિનંદન આપ્યાં તથા પુષ્પા વિશે કશી જ ચિંતા ન કરવા જણાવ્યું. ૯-૩૦ વાગ્યે અમે હૉસ્પિટલમાંથી વિદાય લીધી. સાત કલાક પહેલાંના મનના તનાવ ક્યાંય દૂર ચાલી ગયા હતા. બે જ કલાક પહેલાં જન્મેલી વરદાના ભાવિનાં મનનાં ઘોડાં દોડી રહ્યાં હતાં. કોવેલ દંપતી પણ પૂરા ચાર કલાક મારી સાથે રોકાયાં હતાં. એ બંનેની હૂંફ બેપૉર્ટમાં પગ મૂક્યો ત્યારથી અમને મળી તે મોટું સદ્ભાગ્ય હતું. સજ્જનો અને સન્નારીઓ વગરનો જગતનો કોઈ ખૂણો ખાલી નહીં હોય એવી પ્રતીતિ થઈ.

*

વરદાનો જન્મ તો થયો ૩૦મી જૂને, પણ એના ત્રણેક મહિના પહેલાં, એક દહાડો શાળામાં મિસિસ પૉર્ટ્સે મને પૂછ્યું હતું : "ડૉ. પંડ્યા, સ્ત્રીને પહેલી જ પ્રસૂતિ આવવાની હોય તેને લગતો કોઈ રિવાજ તમારે ત્યાં ખરો ?" મેં ટૂંકમાં સીમંતવિધિની અને મોસાળાની વાત કરી હતી. મને એ બહેન કહે, "અમારે ત્યાં પણ સીમંતિનીને ભેટ આપવાનો રિવાજ છે, પણ એ જુદી જાતનો છે. પુષ્પાને માટે અમે એ ગોઠવીએ તો તમને વાંધો નથી ને ?" મેં કહ્યું, "એમાં વળી વાંધો શાનો ? એ તો આનંદની વાત થશે." મને હેલનબહેન કહે, "હું તમને એની જાણ કરીશ, પણ તમને આગ્રહભરી વિનંતી કે, તમારે પુષ્પાને આ વિશે એક અક્ષર પણ ન કહેવો !"

આ વાતને બેક અઠવાડિયાં થયાં હશે. એ અઠવાડિયાને શુક્રવારે મિસિસ પૉર્ટ્સ મને કહે, "આજે અમે 'શાવર'નો કાર્યક્રમ રાખ્યો છે." મારી જિજ્ઞાસાને દબાવી હું યથાસમય ઘેર આવ્યો. ચાપાણી પી અમે બેઠાં હતાં ત્યાં નીચેથી દાદર ચઢી ધબધબ કરતાં સેલીબહેન ઉપર આવ્યાં. પુષ્પાને કહે, "મારી

સાથે ચાલ, મારે બજારે જવું છે.'' પુષ્પા મને કહે, ''તમે પણ ચાલો.'' હું બોલ્યો, ''મારે હજી છાપું વાંચવું બાકી છે. તું જ એકલી જઈ આવ.'' એ સૅલી સાથે ગઈ. સૅલીએ ગાડી સ્ટોરને રસ્તે, સેવિલ તરફ જ લીધી, પણ સ્ટોર તરફ જવાને બદલે અંદરની શેરીઓમાં એની ગાડી ફરવા લાગી. પુષ્પાએ કારણ પૂછતાં સૅલી કહે, ''એક મિત્રને ત્યાં થોડું કામ છે. તે કર્યા પછી સ્ટોરમાં જશું.'' મિસિસ પૉર્ટ્સનું ઘર આવતાં સૅલીબહેને નીચે ઊતરવાનું કહેતાં, પુષ્પા કહે, ''તમારા મિત્રને ત્યાં મારે શા માટે આવવું જોઈએ ?'' એને પરાણે ઉતારી, સૅલીબહેન એને મિસિસ પૉર્ટ્સના ઘરમાં લઈ ગયાં તો ત્યાં, માર્જી, કૉર્લિસ, અમારી શાળાની બીજી પરિચિત શિક્ષિકાબહેનો વગેરેને જોઈ એ ડઘાઈ ગઈ. પછી 'શાવર' – ભેટની વૃષ્ટિ–નો વિધિ થયો. કેક કાપી અને ખાધી, કૉફી પીધી અને, ખૂબ હરખાતી એ ઘેર આવી હતી. ભેટસોગાદોની બૅગ સાથે. ભેટસોગાદો બધી પ્રથમ વાર માતા બનનારને શિશુના જન્મ પછી ઉપયોગી ચીજવસ્તુઓ જ હતી. આમ એ 'કુંવરબાઈનું મોસાળું' વૈકુંઠનાથપ્રેરી હેલનબહેને અને બીજી બહેનોએ પૂર્યું હતું.

માતાપુત્રી ૩જી જુલાઈએ ઘેર આવ્યાં. માર્જીએ પોતાની નવી શેવી ગાડીનું મુહૂર્ત એ બંનેને બેસાડી લાવવામાં કર્યું. ઘેર આવ્યા પછી, રૉકિંગ ચેર – ઝૂલતી ખુરશી પર વરદાને ખોળામાં લઈ પોતે બેઠાં અને હાલરડું ગાઈ વરદાને સુવાડીને એ ઘેર ગયાં.

અમે અમારી ટિકિટો અને હોટેલોનું બુકિંગ રદ કરાવી નાખ્યાં હતાં. નાનકડી વરદાને જોતાં, અમારો એ એફેલ ટાવર અને આર્ક દ ત્રિયોંફ કડકભૂસ થઈ ગયાં, જિનીવાનું સ્વપ્ન મોં બ્લાં પરના બરફ જેવું થીજી ગયું અને સંત પીટર સૂઈ ગયા અને માઇકલઍંજેલો મુર્ઝાઈ ગયો. ગ્રીક નાટકકાર ઍરિસ્ટોફેનીઝની પંક્તિઓ બરાબર સાચી પડી અને એ ત્રણે પ્રવાસધામો મુલાકાત નહીં લીધેલાં સ્થળો તરીકે અમારે ચિત્તને ચોપડે ચઢ્યાં. એકાદ હજાર ડૉલર જેટલું વિદેશી હૂંડિયામણ આપણા દેશને માટે બચાવી દેશપ્રીતિ દાખવવાની તક આ નવજાત શિશુએ અમને આપી. આંગ્લ કવિ વર્ડ્ઝવર્થના કાવ્યમાંના પ્રસિદ્ધ શબ્દોમાં સુધારો કરી કહી શકાય કે 'ચાઈલ્ડ ઇઝ ધ ટીચર ઑવ મૅન' – બાળક માનવીનો ગુરુ છે. સાડા ત્રણ વાસાનાં વરદાબહેન અમારાં બરાબરનાં ગુરુ થઈ ગયાં.

હવે પહેલો પ્રશ્ન હતો અમારા એ 'બાલગુરુ'નો પાસપૉર્ટ કઢાવવાનો. અમારા બંનેના પાસપૉર્ટ અને અરજી લઈ હું ન્યુયૉર્કમાંની ભારતીય દૂતકચેરીએ ગયો. જુલાઈ માસ હતો, સમય સવારના દસનો હતો, પણ ભારતીય કૉન્સ્યુલેટનું વાતાવરણ ખૂબ ઠંડું લાગ્યું. પણ સદ્‌ભાગ્ય એટલાં કે, અરજી વાંચી, પુષ્પાના પાસપૉર્ટમાં જ વરદાનું નામ એ સાહેબોએ આમેજ કરી દીધું. તરત જ.

પછી થોડી ખરીદી કરી. જાણવા મળ્યું કે, આપણે ખરીદેલો નવો માલ જૂના તરીકે ખપાવી શકાય. એમ કરી આપનારા 'કુશળ' વેપારીઓ ત્યાં વસે છે. લગભગ પૂરા એક વર્ષના નિવાસને લઈને અમે ઘણી વિદેશી વસ્તુઓથી અમારું ઘર ભરી શક્યાં હોત, પણ અમને એવો કશો મોહ ન હતો. અમારાં સર્વ કટુંબીજનો માટે કંઈ ને કંઈ અમે લીધું હતું. તથા અમારાં બંનેનાં સાથીમિત્રો માટે પેન ખરીદી હતી.

પણ હજી અમારી સામે મોટું પ્રશ્નચિહ્ન હતું. આપણી પંચવર્ષીય યોજનાને ખોરંભે પાડનાર તત્ત્વોના જેવી, અમારી પ્રવાસયોજનાને ઊંધી વાળનાર વરદાને લઈને અમે કે'દા'ડે દેશભેગાં થઈ શકીશું ? મુખ્યત્વે મિનિસ્ટરોના લાભાર્થે વપરાતું મૂલ્યવાન વિદેશી હૂંડિયામણ વાપરી અમે દેશદ્રોહ આચરી રહ્યાં હતાં તેમાંથી અમારે મુક્તિ જોઈતી હતી. અને, એથી વિશેષે વરદા એનાં વડીલોના ખોળા ખૂંદવા ઝંખી રહી હતી.

❐

# નિત નવા વંટોળ

**પ્રીતિ સેનગુપ્તા**

## આકાશવાણી, ગેબી વાણી

"મારા નસીબમાં રેડિયો જ નથી," એવું વર્ષોથી હું કહેતી આવી છું. એમાં અતિશયોક્તિ હોય એટલી જ હકીકત હોય, ને જેટલી મજાક હોય એનાથી થોડી ઓછી ચીડ હોય. મજાક જાતની, ને ચીડ એ નસીબ પર જેને કારણે રેડિયાનું સુખ મને બહુ મળ્યું ન હતું!

હવે તો આ વાત સાવ સાધારણ લાગે, ને રેડિયાની જરૂર પણ હવે રહી નથી, પણ સંગીતનાં તથા મનોરંજનનાં અન્ય સાધનો જેવાં કે ટેપ-રેકૉર્ડર, ટેલિવિઝન વગેરે બજારમાં, અને પછી ઘરમાં આવવા માંડ્યાં, એ પહેલાં લોકોના જીવનમાં શું હતું? એક રેડિયો. ક્યારેક તો એ પણ મોટી સંપત્તિ ગણાતી હશે. પછી ઝૂંપટપટ્ટીઓમાં જ્યારે રેડિયા ભેટ-રૂપે અપાતા થયા, ત્યારે કદાચ એનું પદ નીચું ઊતરી ગયું હશે; કદાચ એનો સંકેત થોડો હાસ્યાસ્પદ પણ બન્યો હશે!

મારું નાનપણ, આમ તો, રમતાં રમતાં પસાર થયેલું. કોઈ સગવડની અછત ન હતી. સાયકલ, મોટર, ટેલિફોન, પરિભ્રમણ – બધું જ હતું. રેડિયો પણ, અલબત્ત, હતો જ, પરન્તુ મારે માટે ખરીદાયેલો ન હતો – એટલે કે, ઘણો પહેલાંનો હતો. ઉપરથી ગોળ એવા લાકડાના ડબ્બા જેવો એનો આકાર હતો. નીચે તરફ, સ્ટેશન અને અવાજ માટેનાં ચકરડાં હતાં. એની ઉંમર એવી થયેલી કે બહુ સ્ટેશનો પકડાતાં નહીં અને આરામથી સાંભળી કે માણી શકાય તેટલો ઊંચો અવાજ એમાંથી નીકળતો જ નહીં.

સાંભળવા લગભગ તો નવરાં જ ના હોઈએ, ને રેડિયાની બહુ આવશ્યકતા જણાય પણ નહીં, પણ રવિવારે સવારે કદાચ સમય મળે – જો બંગાળી કલા-ફિલ્મના 'મૉર્નિંગ શો' ના હોય તો. રેડિયો પરથી આવતાં નાટકો સાંભળવાની બહુ મઝા આવતી. કૉલેજ દરમ્યાન બે-ત્રણ વાર રેડિયો-નાટક ભજવેલાં પણ ખરાં. જાતજાતનું પશ્ચાત્-સંગીત તત્કાળ હાથવગું કરી શકાતું, એ જોઈ બહુ નવાઈ લાગતી. એટલી ટેક્નૉલોજી પણ જાણે જાદુઈ, કે ચમત્કાર જેવી લાગતી!

આ અભિગમ હજી બદલાયો નથી. ટેક્નૉલોજી તો ક્યાંની ક્યાં આગળ વધી ગઈ, પણ હું એવી ને એવી, ચિર-વિસ્મિત, ને અક્ષત અનભિજ્ઞ, જ રહી ગઈ! આખી સદી બદલાઈ જવાની, પણ હું મારી સીમાબદ્ધતામાં અણનમ રહેવાની!

જૂના એ રેડિયાના જમાનામાં આખા અઠવાડિયામાં એક જ રાતે, એક જ કલાક રેડિયો સાંભળવાનો શોખ લાગેલો. કઈ રીતે તે તો યાદ નથી. પણ બુધવારે આઠ–કે નવ? – વાગે એટલે 'બિનાકા ગીતમાલા' સાંભળવાની જ. લગભગ અદમ્ય ખેંચાણ હતું એનું. મારો રેડિયો જાણે એ વાત જાણતો હોય. એ રાતે જ એનો મૂડ બગડે. સ્ટેશન માંડ પકડાઈ જાય, પણ એનો અવાજ ઊંચો થાય જ નહીં. એના સ્પીકરના ગોળાકાર પર કાનને ચોંટાડીને બેસવું પડે. મને એકલીને જ સંભળાય એ સંગીત અને અમીન સાયાનીનો અત્યંત આકર્ષક કંઠશબ્દ. મારા ભાઈ મને કહેતા, "એના કરતાં રેડિયાની અંદર જ બેસી જા ને!"

છેવટે મારે માટે સારો, નવો, આધુનિક ને દેખાવડો રેડિયો વસાવવામાં આવ્યો હતો. એ પછી મારા રૂમમાં ક્યાંય પણ બેસીને હું રેડિયો સાંભળી શકતી. કોઈ સાંજે જરા મોટેથી મૂકીને બહારના હીંચકા પર પણ બેસી શકતી. તો એક વર્ષે, કૉલેજની ઉનાળાની રજાઓ દરમ્યાન, દર બપોરે ફોનની ઘંટડી વાગતી. હું જ જાગતી હોઉં, ને હું જ ઉપાડું. પેલી બાજુ પરનું કોઈ ફોનના રિસીવરને રેડિયા પાસે મૂકી દે. એક અમુક ગીત વાગતું હોય. હું સાંભળું, એની સૂચિત પ્રશંસાથી ફુલાઉં, ઘણી ખુશ થાઉં, ને ફોનમાં કહું પણ ખરી, કે "મારા રેડિયા પર આ જ ગીત વાગે છે. આમ ફોનથી મને સંભળાવવાની જરૂર નથી." એ છૂપા ચાહકે લાગલાગટ ત્રણેક મહિનાઓ સુધી રોજ આમ મને ફોન કર્યા. પછી તો એ ગીતની લોકપ્રિયતાનો ઘટક બદલાઈ ગયો હશે, તે રોજ ન હતું આવતું. એ રીતે, એ વ્યક્તિ છાનાં છાનાં, ગેબી માધ્યમ દ્વારા, ચાહી ચાહીનેય કંટાળી હશે!

–કે પછી એમને ફિલ્મી ગીતોને બદલે શાસ્ત્રીય સંગીતમાં રસ પડવા માંડ્યો હશે? ! અરે, એમ તે કાંઈ બને! ના, ના, – હું તો હસું છું!

અમેરિકા આવ્યા પછી તો જાણે એવું બન્યું હતું કે આંધળાં ને બહેરાં ના હોઈએ! જોતાં – એટલે કે નિરીક્ષણ કરતાં, અને સાંભળતાં – એટલે કે સમજતાં ને માણતાં

જાણે શીખવું પડ્યું હતું. કર્ણેન્દ્રિયને તો ભારે સતેજ થવું પડ્યું. નવા ગીત-સંગીત તેમ જ જુદા ઉચ્ચારો પ્રતિ કાનને કેળવવા પડ્યા, પણ એ બધું ધીરે ધીરે થયું – કારણ કે અમેરિકામાં ક્યાંય સુધી રેડિયાની ટેવ ન હતી પડી.

પહેલી મોટર ખરીદી એમાં રેડિયો નંખાવ્યો જ ન હતો. હતું તો મનમાં એવું કે કૅસેટ – રેકૉર્ડર નંખાવીશું. તે શક્ય ના બન્યું. પણ ફાયદો એ થયો કે ગાતાં ગાતાં હું ગાડી ચલાવતી રહી. હિન્દી, ગુજરાતી, બંગાળી – જે મનમાં આવે તે ગાઉં. માઈલોના માઈલો મસ્તીમાં કપાઈ જાય! પછી તો મોટરોમાં રેડિયો અને કૅસેટ-પ્લેયર એક સાથે આવતાં થયાં, એટલે કશું નહીં નંખાવવા અંગેની દલીલ રહી જ નહીં.

કોઈ પણ બહાનાસર, કે કારણસર, વિવિધ પાશ્ચાત્ય સંગીત-પ્રકારોનો પરિચય થવા માંડ્યો, ને એમાંના ઘણા પસંદ પણ પડવા માંડ્યા. યુરોપી ક્લાસિકલ, અમેરિકી જાઝ, બ્લૂ ગ્રાસ, કન્ટ્રી અને સ્ટાન્ડર્ડ કહેવાતા પ્રકારોની અર્થચ્છાયા સમજાતી થઈ; એ દરેકના લય અને તાલ પકડાતા થયા. કર્ણપ્રિય સંગીતનું એક સંપૂર્ણ નવ્ય વિશ્વ મારી અંદર વસવા લાગ્યું.

રેડિયો પરનાં સારાં સ્ટેશનોની પણ જાણ થઈ ગઈ. અમેરિકામાં આ તો બધો પ્રાઇવેટ ઉદ્યોગ, એટલે ગામેગામ ને શહેરેશહેરમાં પ્રતિસ્પર્ધા રૂપે કેટલાંયે સ્ટેશનો હોય. ન્યૂયૉર્ક જેવા મહાનગરમાં તો વળી અસંખ્ય હોય. મેં ક્યારેય ગણતરી કરી નથી, પણ મુખ્ય સ્ટેશનોની યાદી છાપામાં જોઈ હશે, એ પરથી અનુમાન કરું તો સહેજે પચાસ-સાઠ તો હશે જ. એમાંથી ચાળી ચાળીને આપણે શોધવાનું કે કયા સંગીત-પ્રકાર માટે કયું સ્ટેશન સૌથી વધારે ગમે છે. બહુ બહુ તો છથી આઠ જેટલાં સ્ટેશન પર પસંદગી ઊતરે. એનાથી વધારે તો સાંભળી પણ ના શકાય.

આ સિવાય એવાં પણ સ્ટેશન હોય, જેમના પર ચોવીસે કલાક સમાચાર આવતા રહેતા હોય.

હા, આખો દિવસ ને આખી રાત. અતૂટ સમાચાર. જાતજાતના સમાચાર ચાલુ ને ચાલુ જ રહે. સ્થાનિક, આંતર્દેશીય, વિશ્વ-સંબંધી સમાચાર – દર વીસ મિનિટે, એટલે કે કલાકમાં ત્રણ વાર; રમત-ગમતના સમાચાર–દર અડધા કલાકે; બિઝનેસ, શેર-બજાર વગેરેને લગતા ખબર પણ કલાકમાં બે વાર. પણ હું સૌથી વધારે સાંભળું હવામાન તથા ન્યૂયૉર્કની આસપાસના મહામાર્ગો પરના ટ્રાફિકના સમાચાર. એ તો દર દસ મિનિટે આવે, ને કઈ મિનિટે આવે એની પણ ખબર હોય. બહાર નીકળવું હોય ત્યારે તો સાંભળી જ લઉં. કેટલી ઠંડી છે, શું પહેરવું, છત્રી સાથે રાખવી કે નહીં, કયા રસ્તા પર ભીડ છે, કે સમારકામ થઈ રહ્યું છે, કે અકસ્માત થયો છે વગેરે બધું જાણવા મળી જાય.

પણ આ માહિતીની ટેવ એવી પડી ગઈ છે કે કશે ના જવાનું હોય તો પણ દિવસમાં એક-બે વાર તો સાંભળી જ લેવાનું! ખાસ તો, આપણે કેવાં ઘેર છીએ, ને ટ્રાફિકમાં કેવાં નથી ફસાયાં એ જાણીને મઝા પડે! જોખમ જ ના લીધું હોય તો બચી તો જવાય જ ને,પણ તોયે નિરાંત લાગે! વળી, ઓછામાં ઓછી ત્રણેક વાર તો એવું બન્યું છે કે ગાડીમાં જતાં જતાં ટ્રાફિક-રિપૉર્ટ સાંભળતી હોઉં, ને તે જ વખતે જણાવે કે અમુક ચાર-રસ્તે ના જતાં, ત્યાં આગ લાગી છે કે કશો અકસ્માત થયો છે; અને હું એ જગ્યાની સાવ નજીક હોઉં, ને બીજો રસ્તો લઈને સરકી જાઉં! ન્યૂયૉર્ક શહેરની અંદરના અને નજીકના રસ્તાઓ પરના ટ્રાફિકના ખબર રાખવા, એ જાણે સાચા ન્યૂયૉર્કરનું અંતરંગ લક્ષણ છે!

વિચાર કરતાં મને લાગે છે કે તીવ્ર પ્રતિસ્પર્ધાના આ રણ-મેદાનમાં રેડિયો-સ્ટેશન માટેની પસંદગીનું કારણ એના સંગીત-ચયનથી પણ વધારે એના પ્રવક્તાનું પ્રસ્તુતિકરણ હોય છે. ઉદ્‌ઘોષકની શૈલી, એની સમીક્ષા; ગીત, ગાયક, સંગત ઇત્યાદિ વિષેનું એનું સંશોધન ઘણો અગત્યનો ભાગ ભજવે છે. પણ આ બધાંથી અગ્ર-સ્થાને હોય છે. એનો કંઠ-શબ્દ. એના અવાજનું પોત. મને પોતાને ધીર અને ઘનગંભીર કંઠ-ધ્વનિ બહુ ગમે, ને એ ધરાવતા ગાયકો, ઉદ્‌ઘોષકો, અભિનેતાઓ યાદ રહી જાય. મૈત્રી-માધ્યમમાં પણ ક્યારેક આવું 'ગળું' લાધી જાય. જોકે એવો અભિલાભ તો વિરલ જ હોય છે.

નાનપણમાં જે સાપ્તાહિક શબ્દ-શ્રવણનું કર્ણાકર્ષણ હતું, તે અવાજના ધારણ-કર્તાને મળવાનો, સાંભળવાનો, એમની સાથે વાતો કરવાનો અનાયાસ પ્રસંગ થયો. જેને સાંભળવા કાનને રેડિયાના સ્પીકર સાથે ચોંટાડી રાખતી હતી, તે સજ્જન કલાકો સુધી મારા મહેમાન હતા. કોઈ અકલ્પ્ય રીતે, ગોપન ચાહનાનો એ દૂરગામી કાળ મૂર્તિમંત થઈ ગયો. સ્મરણમાં જે અકબંધ હતો તે ધ્વનિ જ્યારે સદેહે ઉપસ્થિતિ થઈને લાધ્યો, ત્યારે નબળા, નકામા રેડિયા અંગેની ફરિયાદો ક્ષુલ્લક બનતી હતી, વિસ્મરણીય બનતી હતી.



**રાધેશ્યામ શર્મા**

**'એવા રે અમે એવા'... સત્યાભાસી ભ્રાન્તકથા**

વિનોદ ભટ્ટની 'આત્મકથા' કેટલીક દૃષ્ટિએ અપૂર્વ છે. નર્મદ, ગાંધીજી, મણિલાલની આપ-કથાઓને તો અહીં યાદ પણ ના કરાય. બીજા પ્રકરણમાં જ લેખકે વિનોદનું ઓઢું (મહોરું?) લઈ કબૂલી લીધું છે, 'આપણો કોઈ અંગત મિત્ર આપણાં ગમે તેટલાં વખાણ કરે તો પણ આપણે આપણાં કરી શકીએ એટલાં તો તે ક્યારેય કરી શકવાનો નથી' (પૃ. ૧૩). એટલે જ તો મિત્ર 'રાધેબાબુ'ને આ ચોપડી પૂર્વવત્ ભેટ મોકલી નહિ. વિવેચન, મિત્ર લેખકને સમજાતું નથી (ગળે તો ક્યાંથી ઊતરે?) તોયે લગભગ દરેક પુસ્તક મોકલી મને અવલોકન લખવાની નેહહઠ ચાલુ, જેથી ક્યારેક બુદ્ધિબંધ, બાજુબંધ જેમ ખુલખુલ જાય...

પણ કર્તા ના સુધરવા કલમબદ્ધ નાર્સિસ્ટ છે. બીજાં પત્ની સાથે 'ફુલટાઈમ લવર'નો ચાર્લીરોલ ભજવતી વેળાની વાતને પણ તે આમ મૂલવે છે, 'હું ખુદ મારા જ પ્રેમમાં હતો' (પૃ. ૯૦) તે એટલી હદે કે લેખક લેખે પોતાનું નામ વાંચવાનું એવું વ્યસન પડી જાય છે કે 'મારા નામને મારી આંખ વડે પંપાળ્યા કરું છું' (પૃ. ૧૩૦).

આત્મરતિ પાકી. સ્વાભાવિક છે કે આત્મસ્તુતિ તરફ એ પહેલી ગતિ કરે, પણ જાતનિન્દાનો ટેકો લઈ પરનિન્દા, પરપીડનનો સ્વાર્થ પણ સાધી લે. 'આંખ નીચે કાળાં કૂંડાળાં (કાળાં કર્મોનું ફળ !), ફૂટી ગયેલા વાસણ જેવો કર્કશ અવાજ, ખોટવાઈ જતી જીભ, જાહેરમાં બોલવા જતાં ધ્રૂજતા ટાંટિયા' જેવાં લઘુતાગ્રંથિનાં લક્ષણો, ઉપરાંત લખાણો છેક-ભૂંસ કરવાની ટેવ અને 'તકદીરના જોરે' પોતે પ્રસિદ્ધ હાસ્યલેખક બની ગયો તોયે મીડિયોકર હાસ્યકાર છે એવી તેવી કબૂલાતો શું સૂચવે છે? દોષો જાહેર કરી કરી ગાળો પણ હું જ મને દઉં, કોઈને નહિ દેવા દઉં, મારી ગમતી રીતેભાતે મને ગાળો દેવાનો, દોષદર્શક અધિકાર એય મારું સ્વરાજ્ય છે! (આમાં, 'મૈં મરુંગા લેકિન તુઝે રાંડ કહેલાઊંગા'ની દયનીય મનોદશા ઝબકી જાય) એથી આગળ. હવે હું બીજાઓ વિશે જે લખીશ અને દોષદર્શન દ્વારા ગર્ભિતપણે ગાળો પણ દઈશ તો એ તો મારો પ્રિવિલેજ પરવાનો છે.

આવાં તમામ સ્થાનોમાં આ લટકાનું લાયસન્સ લેખકે જાતરખુ છોગું બનાવી ફરફરાવ્યું છે! સત્યાભાસી આત્મકથા ત્યારે ભ્રાન્તિજન્ય ભ્રાન્તકથા બની રહેવાનો સંભવ છે. ગુરુતાગ્રન્થિ લેખકની લઘુતાગ્રન્થિનો 'માસ્ક' ચઢાવી કથાના 'ટોન' અને 'ટેનર'માં ઘૂસી જાય ત્યારે મોટા ભાગે આવું જ બને. આત્મસ્થાપના માટેનો મનોરુગ્ણ વલવલાટ, લઘુ-ગુરુ ગ્રન્થિઓના મિશ્ર કૉલાજમાં જે રીતે છતો થાય છે એમાં કથકની વિશ્વસનીય નિખાલસતાનું ધોવાણ થઈ જવાનો ભય સવિશેષ છે. જાતસ્થાપક, જાતરક્ષા (ડિફેન્સ મિકેનિઝમ)ની ચાલ ચાલ્યા વિના જંપી શકે? એમ થાય તોયે કોઈને વાંધો ના હોય એમ છતાં એ વ્યાધિ વકરીને સ્વપ્રતિષ્ઠાનો ઉન્માદ (મે'ગલમેનિયા) બની જાય તો ના નહિ. જોકે, એટલી હદે કેસ પહોંચતો અટકી ગયો, કેમ કે 'માત્ર ૩૫ ટકા માર્ક્સ'વાળો હાસ્યલેખક 'પરિષદપ્રમુખ પણ થઈ ગયો', નસીબના જોરે 'નાની ઉંમરમાં જ બધું મળી ગયું' અને 'હું તદ્દન નિભ્રાંત છું' એવું ભાર દઈ જાહેરમાં જાતકથાનાં ઉપર્યુક્ત ચટાકેદાર પ્રકરણો વર્ણવવાનો લુત્ફ લૂંટી શક્યો એટલી ઇચ્છાપૂર્તિ હાલપૂરતી તો થઈ ચૂકી.

પહેલાં નિજદોષવર્ણન, પછી પરદોષદર્શન-વર્ણન, ત્યારબાદ પરોક્ષ રીતિએ નિજી નિખાલસતાનું ગુણકીર્તન ઘુસાડવાનો ઉપક્રમ પ્રસ્તુત આત્મકથામાં એવી સ-રસ સફાઈથી પાર પાડવામાં આવ્યો છે કે

એનાં સપ્રમાણ ઉદાહરણો આપવાની જરૂર જ નથી. વળી સુરુચિભંગ થાય એવી કોઈ ચેષ્ટા સરસ્વતીની સાક્ષીએ થઈ નથી તેથી પૉઝિટિવ થિન્કિંગના, સ્વગુણાનુવાદના આદર્શ નમૂના તરીકે એક ખાસ એવૉર્ડ એનાયત થાય તો નવાઈ નથી.

'મારા બાળ ગોઠિયા', 'હું ઔદીચ્ય બ્રાહ્મણ', 'મારું ગમતું ગામ' જેવાં દસ્તાવેજી મૂલ્યવાળાં પ્રકરણો, કઠોર પિતા અને પ્રભા-કૈલાસ જેવાં ઉદારચરિત ચરિત્રો, એક જ ચંપલ હોવાથી પુત્ર પાસે નિશાળે જઈ પિતા વડે ચંપલ માગવાના અને છોકરાની આંખ જતી કરવા તૈયાર થતી ચિ. મોનાના ભાવભીના પ્રસંગો, કથાનકની ઉત્તરાર્ધે પ્રકટતી પ્રચ્છન્ન ફિશિયારીઓને છાવરી શક્યા છે. હળવીફૂલ શૈલી વસ્તુને નિતાંત રોચક અને સુવાચ્ય બનાવે માટે લેખકે લીધેલો શ્રમ, લોકારાધનાના નિશાનને ચોક્કસ પહોંચી વળે છે.

બિનસલામતીના કારણે આવેલું ચીડિયાપણું, આશુરોષ વગેરેમાં પિતાનો વારસો સાચવ્યો એ રીતે બે પત્નીના પંથે પરવરવાની ચાલચલગત પ્રથમ શ્વસુર શંભુપ્રસાદ (એય એક 'ફાધર ઇમેજ'...) પાસેથી પામીને કર્તાએ બીજી પત્ની કીધી. એસ.પી. શંભુપ્રસાદે તો ત્રણ લગ્ન પૂરાં કરેલાં, લેખક ત્રીજું લગ્ન 'તકલાદી શરીર'ના કારણે કદાચ નહિ કરી શકે. સ્વ. કૈલાસબહેનની સંમતિથી જ સૌ. નલિની સાથે લેખક જોડાયા હશે, પણ દ્વિતીય પત્ની સાથેના સંવનનસમયે ઉભયપક્ષે થયેલાં મનદુખણાંનો અપેક્ષિત ચિતાર સગવડે ગુમ કરી દેવાયો લાગશે.

કારણ? 'કેટલીક વાત ખાસ સંબંધમાં આવેલા એવા લોકનાં મન દુખાવવાને અન મારા સંબંધીઓને નુકસાન પહોંચાડવાને હાલ લખવી હું ઘટિત ધારતો નથી' – એવા નર્મદગાંધીન્યાયપંથે લેખકે પણ 'સગાં-વહાલાંઓની લાગણીને ઠેસ ન પહોંચે એ માટે' પૂરી કાળજી લીધી છે. 'મામકાઃ' ગણાય એવા રતિલાલ બોરીસાગર, ચંદુલાલ સેલારકા, નિરંજન ત્રિવેદી, વિનોદ જાની, મધુસૂદન પારેખ 'પ્રિયદર્શી', વસુબહેન અને ગ્રેટાદમ શેખાદમ માટે સુપાત્રે સ્નેહાભિષેક કરવાની પણ યોગ્ય તક ઝડપી છે. 'હૃદયશીલ સાહિત્યિક મિત્રો'માં લાભશંકર ઠાકરને રણજિતરામ ચન્દ્રક સ્વીકારાવાની બાબતે સમુચિત અને માજી મુખ્યમંત્રી શંકરસિંહ વાઘેલા પાસેથી સાહિત્ય પરિષદ માટે એકાવન લાખ રૂપિયા જેવી જંગી રકમ દાનમાં તાણી લાવવા માટેની અપૂર્વ સિદ્ધિ અભિનંદનીય છે, પણ એની વિગતવાર રજૂઆતમાં સમર્થ 'રઘુવીર કરતાંયે હું એક્કો ચઢિયાતો'નો 'બિગ બ્રધર ટોન' અહીંતહીં ડોકિયાં કરે છે. ('સમભાવ' – તંત્રી ભૂપત વડોદરિયાએ કોઈ જાહેર વ્યાખ્યાનમાં હાલ માજી પરિષદપ્રમુખની મુખ્ય પાત્રતા એક 'ફંડ-કલેક્ટર' તરીકે ઉપસાવી હતી.) એવી જ અદા ચાર્લ્સ ડિકન્સ અને ચૅપ્લિનના પ્રસંગો આપતાં વિનોદજી પોતે એ સ્તરના સર્જક છે એમ આડકતરી તુલના-ઉપમાથી સૂચવતા સુજ્ઞોને પકડાશે. કૅથેરિનનો કરુણમધુર કાગળ તો 'બગાસું ખાતાં લાડુ' મળ્યા જેવો લેખાય. (નિરંજન ભગતસાહેબ વિશે ૨૦૦ પાનાંનું પુસ્તક ક્યારે આવે છે?)

'પરિષદપ્રમુખ...' પ્રકરણમાં બકુલ ત્રિપાઠીએ બોરીસાગરના પ્રસ્તાવપત્રમાં સહી ના કરી એના ઉલ્લેખમાં 'બકુલભાઈએ ધરાર સહી ના કરી'માંનો 'ધરાર' શબ્દ લેખકના તીવ્ર અણગમાનો ચોખ્ખો પર્યાય છે. પછીનું વાક્ય 'જોકે તેમને ઓળખનાર કોઈને પણ આ વાતનું આશ્ચર્ય ન થાય' હળવાશથી જરીક હલકાપણામાં ઊતરી જવાની મિસાલ છે.

ડૉ. ભાયાણીસાહેબ આવી કબાલા-કબાડાબાજીઓ સમજી પ્રમુખ 'બનવાની' નામરજી બતાવી ખસી ગયા. રહ્યા એક ડૉ. રમણલાલ જોશી. લેખકે, જોશીજીનો પ્રમુખપદ માટે 'બબ્બે વાર હારવાનો અનુભવ' ટાંકીને ફોન પર 'તમે હારશો તો મને નહીં ગમે અને જીતશો તો પરિષદને (અહીં 'પરિષદ' એટલે કોણ કોણ કેવા કેવા?) નહીં ગમે' એમ કહીને તે કોઈ શત્રુ (ચંદ્રકાન્ત બક્ષીજી?) હોય એમ એક વાક્ય – 'આ રમણલાલ મારી સામે પણ ઊભા રહ્યા' તીરની જેમ વછોડ્યું છે.

જોષી અટકદાર ચારેક સાક્ષરો સાથે ભટ્ટ-હાસ્યકારને બિયાબારાના યોગો વંચાય છે. 'શ્લીલ-

અશ્લીલ'ની પ્રસ્તાવના ઇચ્છાનુસાર, સુરેશ હ. જોષીએ ના લખી અને લેખકના સંપાદનને અમાન્ય ઠરાવતો કાકુમઢ્યો પત્ર લખ્યો (જેથી તો એમના ગદ્યના પ્રશંસક હોવા છતાં) – એટલે લેખકે લખી વાળ્યું, 'વ્યક્તિ તરીકે તેમના માટે હું ક્યારેય આદર રાખી શક્યો નથી.' જોષી શિવકુમારે અને ગુલાબદાસ બ્રોકરે રૂપિયા ૧૧નો પુરસ્કાર યોગ્ય ના માન્યો એટલામાં એમના 'બ્રોકરત્વ'ને પ્રકાશિત કરવામાં તેમ જ કવિશ્રી સુન્દરમ્‌નો ધમકીભર્યો પત્ર મળતાં એને 'અ-સુન્દર' કહેવાની હિંમતને જરૂર દાદ મળે, પણ આવું બધું બહુ શોભનીય નથી.

ઉમાશંકર જોશીને અપાયેલું, 'વિનોદની નજરે'માં સગા પાછળ ઈંટ મારવા દોડ્યાની વિગત સો ટકા સાચી હોય છતાં રઘુવીરની હાજરીમાં, પ્રસંગ દૂર કરી, બીજી આવૃત્તિ પૂરતું વચન પાળી ત્રીજી આવૃત્તિ જેવી 'એવા રે અમે એવા...'માં કથાકારનું અવળચંડું મન 'વિનોદની નજરે' પ્રકરણમાં વિગતવાર વર્ણન કરી અક્ષમ્ય વચનભંગ કરવાની કોટિએ કૂદી પડે છે. સગાં-વહાલાં જીવતાં છે એટલે એમની 'લાગણીને ઠેસ ન પહોંચે' એવા પ્રસંગો ટાળ્યા છે એમાં જો શુદ્ધ બુદ્ધિ હોય તો (સદ્‌ગત સુરેશ જોષી કે) ઉમાશંકર જોશી હયાત નથી ત્યારે વચનભંગ કરવાની સ્વચ્છંદતાનું પાતક યોગ્ય છે? બીજી આવૃત્તિમાં પ્રસંગ ના લઈ આત્મકથામાં કેમ ના લીધોની સંપૂર્ણ જાણકારી આપવી એમાં નીતિમત્તાની નાદારી નથી? ઉમાશંકર અને 'વિનોદની નજરે'માં શિકાર બનેલા બીજા બધા સાહિત્યકારો, હાસ્યકારનાં શું સાચાં સાહિત્યિક સગાં-વહાલાં નથી જેમને જીવતાં કે મર્યા બાદ તો દુઃખ ના પહોંચાડવું જોઈએ? પ્રવીણ જોષી 'ઇમેજ-કૉન્શિયસ' હતા તો શું તે એમનો ગંભીર ગુનો હતો? જથ્થલ જાતને ભાંડી વાહવાહ મેળવવાની ઇમેજ વિનોદની પોતાની નથી તે? આ લખનાર નૌશાદસાહેબને સાત વાર સલામ ઝૂકીને આજે પણ કરે, પણ ટાઉનહૉલમાં મારા ત્રીજા પુત્ર અપૂર્વે દંડવત્ પ્રણામ કરેલા એને મારી સાથે જોડીને ચીમનભાઈ પટેલની કાવ્યપ્રશસ્તિવાળી ઘટના સાંકળી દીધી છે. પત્રકાર સંઘના લાભાર્થે એ વખત પૂરતા મિત્ર, પ્રમુખ નિરંજન પરીખના આગ્રહથી મેં પ્રાસંગિક રચના જાહેરમાં વાંચેલી, એ એટલી નગણ્ય હતી કે મારી સદાની સાથી વિસ્મૃતિના કારણે 'કુમાર'તંત્રીને પત્ર લખી બેઠો, આ સઘળી હકીકત સમજીને બીજી આવૃત્તિમાંથી એ અંશ દૂર કર્યો, પણ અહીં આત્મકથામાં વિસ્તારથી રજૂ કર્યો એમાં વિનોદબ્રાન્ડ આત્મીયતાનો અનુભવ બીજા બધા પેઠે મને પણ મળ્યો.

એક વાર સદ્‌ગત બબાભાઈ પટેલ મળી ગયા, કહે : રાધેશ્યામ, જાહેર સમારંભમાં પેલો જોકર વિનોદ ભટ્ટ લોકોને હસાવવા તમારે વિશે ગમે તેમ રિમાર્ક્સ ફેંકતો હતો કે શર્માજીનું લખેલું સમજાતું નથી વગેરે વગેરે, ત્યારે અને અત્યારે થાય છે કે આવા મિત્ર પ્રમુખોયે મારાં અભિનંદનો તો પામે જ છે!

['એવા રે અમે એવા...' લેખક : વિનોદ ભટ્ટ, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, પ્રકાશનવર્ષ : ૧૯૯૯, પૃ. ૨૨૪, કિંમત રૂ. ૯૦]

❑

# પ્રતિભાવ

**મોહનભાઈ શં. પટેલ**

**પાઠ્યપુસ્તકોમાં માતૃભાષાના દીદાર**

શિક્ષણનું માધ્યમ બાળકની માતૃભાષા જ હોય કે અંગ્રેજી જેવી અન્ય કોઈ સક્ષમ ભાષા હોય એનો વિવાદ આપણે ત્યાં જેટલો ઉગ્ર રહ્યો તેટલો ઉગ્ર અન્યત્ર ક્યારેય હતો કે નહિ, હતો તો કિયા દેશમાં કિયા કાળમાં તેની માહિતી મને મળી નથી. ઉગ્ર વિવાદ પછી મને-કમને માતૃભાષાને શિક્ષણના માધ્યમ તરીકે સ્વીકારાઈ છે. જેમને શિક્ષણનું માધ્યમ અંગ્રેજી જ અભીષ્ટ જણાયું તેમણે પોતાનાં બાળકોને અંગ્રેજી માધ્યમવાળી શાળાઓમાં, મોટી રકમો દક્ષિણામાં આપીને, પ્રવેશ મેળવાવ્યો છે. પોતાનું બાળક અંગ્રેજી માધ્યમમાં ભણે છે એમાં એમનો સામાજિક દરજ્જો ઊંચો ગયો છે એવી સમજ પણ સ્ફુરી આવી છે.

માધ્યમની ચર્ચાને, જોકે, અહીં અપ્રસ્તુત ગણી છે. ગુજરાતી ભાષા, માતૃભાષા જ માધ્યમ તરીકે સ્વીકાર્યા પછી ગુજરાતી ભાષાનો વિનિયોગ માધ્યમ તરીકે કેવો થઈ રહ્યો છે તે અલપઝલપ એકાદ નાનકડું ઉદાહરણ લઈને જોઈએ.

ભાષા શીખવા માટે 'વાચનમાળા'ની સહાય લેવાય છે. ધોરણ પાંચની વાચનમાળા (૧૯૯૮નું પુનર્મુદ્રણ)ના પૃષ્ઠ ત્રણ ઉપર 'ટિપ્પણ' આપ્યું છે. તેમાં પહેલી જ લીટીમાં ત્રીજો શબ્દ 'અરુણું' આપ્યો છે. તેનો અર્થ આપ્યો છે: 'અરુણના જેવા લાલ રંગનું'. બાળક 'અરુણું' શબ્દનો અર્થ કેવી રીતે સમજશે? 'અરુણના જેવા' એટલે કયા અરુણના જેવા? એ અરુણ કોઈ દ્રવ્ય છે? પદાર્થ છે? એનો રંગ કેવળ લાલ જ હોય છે? એ ક્યાં જોવા મળે?

ટિપ્પણની નીચે 'સ્વાધ્યાય' આપ્યો છે. તેમાં પહેલો જ પ્રશ્ન છે: કવિએ કેવો ધ્વજ પ્રકાશવાની વાત કરી છે? કાવ્યમાં એક પંક્તિ છે: ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી, પ્રેમશૌર્ય અંકિત, પેલા પ્રશ્નનો ઉત્તર આ પંક્તિ વાંચીને, સમજીને બાળકે આપવાનો છે. બાળક તો તરત જવાબ આપશે, કદાચ, એ આખી પંક્તિ કડકડાટ બોલી પણ જશે, પણ તેથી બાળક સમજ્યું શું હશે તેનો ખરો અંદાજ નીકળી શકો ખરો? એને 'ધ્વજ પ્રકાશશે' એ ઘટના સમજાઈ હશે ખરી? સૂર્ય પ્રકાશે, ચંદ્ર પ્રકાશે, એમ ધ્વજ પણ પ્રકાશે? ધ્વજનો રંગ, ધ્વજ પર અંકિત શબ્દ એ તો એ સમજે, પરંતુ 'પ્રકાશશે' અને તેય વળી 'ઝળળ'! આ દ્વયર્થ બાળક 'ચિત્ત ચોડીને ભણે' તોયે મેળે મેળે અથવા આ પ્રકારના પ્રશ્નોથી એ પર્યાપ્ત રીતે સમજી શકે કે કેમ તે વિશે મને સંદેહ રહે છે. શબ્દના વાચ્યાર્થ પરથી લક્ષ્યાર્થ સુધી પહોંચવા માટે પૂરતાં પ્રજીવકો એને મળ્યાં છે ખરાં? વાચ્યાર્થને ઠેકી જઈને લક્ષ્યાર્થની ઉપલબ્ધિ એને થાય એ માટે આવાં ટિપ્પણો કે આવા સ્વાધ્યાય-પ્રશ્નો પૂરતા વાજબી ગણાય?

સ્વાધ્યાયનો બીજો જ પ્રશ્ન છે: પોતાનાં સંતાનોને શું ભણાવવાનું કવિ સૂચવે છે?

આ પ્રશ્નમાં 'પોતાનાં' એટલે કોનાં? 'નિજ'નો અર્થ 'પોતે' કે 'પોતાનું' થાય. પણ પોતાનાં એટલે કોનાં? વળી 'તું ભણવ' એમ કવિ કહે છે, એમાં 'તું' એટલે કોણ એ સ્વાધ્યાયના પેલા પ્રશ્ન પરથી ફલિત થાય ખરું? 'તું' એટલે 'ગુજરાત' સૂચિત છે. પણ પુછાયો તે પ્રશ્ન કેવો લાગે છે? માતૃભાષા ગુજરાતી સાવ અદોદળી ભાષા નથી. એ ભાષાના મર્મોને ઉદ્‌ઘાટિત કરતાં પણ આપણે બાળકને નહિ શીખવવાનું? બાળકોને ભાષા શીખવા માટે રમતાં મૂકી દેવાનું ધારીએ છીએ? જોકે બાળશિક્ષણના મર્મજ્ઞો તો મર્મમાં એમ કહેતા હોય છે કે બાળકને કશું શિખવાડવાનું હોય નહિ, એની મેળે જ એને શીખવા દો!

ભાષાની મુશ્કેલી ભાષાના પુસ્તકમાં હોય એ એક પ્રકારનો વિષાદ પ્રેરનારી ઘટના કહેવાય. અન્ય

વિષયનાં પુસ્તકોમાં ભાષાનો વિનિયોગ કેવી રીતે થયો છે તેને વિશે તો કોણ કોને કહે? ભૂગોળનો તજ્જ્ઞ એમ કહે કે મારી જવાબદારી ભૂગોળની ખરાઈની છે, ભાષાની નહિ, તો આપણે એને શું કહીશું? અંગ્રેજી ભાષામાં આવું બને ખરું?

અગિયારમા ધોરણનું ભૂગોળનું પાઠ્યપુસ્તક હાથમાં આવ્યું. યદૃચ્છયા જ પુસ્તકનાં પાનાં ફેરવતો હતો. પંચોતેરમું પાનું આવ્યું ત્યાં થોભી જવાયું. નીચેના ફકરા પર નજર ઠરી.

> (૩) સ્લીટવર્ષા: સ્લીટવર્ષામાં વરસાદનાં ટીપાં નીચે જમીનસપાટી પર પડતાં પહેલાં વચ્ચે માર્ગમાં કોઈ અતિશય ઠંડી હવામાંથી પસાર થતાં તે થીજી જાય છે અને હિમકણો રૂપે નીચે જમીન પર પડે છે. આને સ્લીટ વર્ષા કહે છે. આમાં હિમકણો પોચાં અથવા અર્ધ થીજેલી સ્થિતિમાં હોય છે. સ્લીટવર્ષામાં હિમકણોની સાથે પાણીનાં ટીપાં જોવાં મળે છે. આમ, કેટલાક પ્રદેશોમાં હિમપત્તીઓ અને પાણીનાં ટીપાંનો મિશ્ર વરસાદ થાય છે.
>
> (૧૯૯૪ની આવૃત્તિ)

['જોવાં' પુસ્તકમાં છે એમ જ રહેવા દીધું છે.]

આ પૅરેગ્રાફનું કથ્ય છે, સ્લીટવર્ષા.

'સ્લીટવર્ષા' એ સામાસિક શબ્દ છે. 'સ્લીટ' અને 'વર્ષા' એ બે શબ્દો એમાં છે. 'સ્લીટ' શબ્દ ગુજરાતી નથી, અંગ્રેજી છે. 'વર્ષા' શબ્દ ગુજરાતી છે, તત્સમ શબ્દ છે. એટલે એ સમાસમાં ભાષાસંકરતા છે. જોકે તેથી અડવા-આભડવા જેવુંય કશું નથી! 'સ્લીટ' માટે ગુજરાતી પર્યાય લેખકને હાથવગો થયો નહિ હોય. 'સ્લીટ' (sleet) શબ્દનો ગુજરાતી પર્યાય ન જ મળે એવું નથી. શ્રી દેશપાંડેએ 'બરફ કે કરા સાથેનો વરસાદ' એવો અર્થ આપ્યો છે. એમાં કુલ પાંચ શબ્દો છે. લેખકને એક જ શબ્દ જોઈતો હશે. ગુજરાતી ભાષાના શબ્દભંડોળ સાથે જેમને પરિચય હોય તેમને એ પાંચ શબ્દોનો એક શબ્દ મેળવવો એ અઘરું કામ નથી. ફાધર બુલ્કેના કોશમાં એનો અર્થ 'સહિમ વૃષ્ટિ', 'હિમી વર્ષા' આપ્યો છે. ગુજરાતીમાં પણ આ અર્થો જેમના તેમ લઈ શકાય. ડૉ. રઘુવીરે 'આશ્યાનવર્ષા', 'આશ્યાનવર્ષણ' એના પારિભાષિક પર્યાયો આપ્યા છે. અંગ્રેજી કોશ*માં 'rain containing some ice, as when snow melts as it falls' એવો અર્થ આપ્યો છે. 'આશ્યાન' શબ્દ બાળકને બહુ અઘરો પડે, ખરું? તો એને ઉસેટી દો! આ બધા સ્રોતો જોયા-વિચાર્યા પછી 'સ્લીટવર્ષા' એવી પરિભાષાને સ્થાને 'સહિમ વૃષ્ટિ' અથવા 'હિમી વર્ષા' એવી પરિભાષા સ્વીકારી શકાઈ હોત. આજકાલ વિદ્યાર્થીઓની દયા ખાનારો વર્ગ જ્યારે ઊભરાઈ રહ્યો છે, ત્યારે આમ સરળ પરિભાષા યોજાઈ હોત તો તે વર્ગ પણ સુખી થાત! માતૃભાષાના માધ્યમ દ્વારા આપણે શિક્ષણ આપવાનો નિર્ધાર કર્યો છે, પણ માતૃભાષા માટેનો આપણો પ્રમાદ અને ઔદાસીન્ય, ખરેખર, અક્ષમ્ય છે. ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળે તો આ સંદર્ભે ખૂબ સાવધાન રહેવું જોઈએ... ભગવાન એનું ભલું કરો.

હવે આગળ જોઈએ.

'...વરસાદનાં ટીપાં નીચે જમીનસપાટી પર પડતાં...' અહીં 'સપાટી' શબ્દ વધારાનો છે. 'જમીન પર પડતાં' એટલું લખાયું હોત તો પણ પર્યાપ્ત જ હતું. 'નીચે' શબ્દ પણ વધારાનો જ છે. વરસાદનાં ટીપાં (અહીં 'ટીપાં'ને બદલે 'ફોરાં' શબ્દ વિશેષ યથાર્થ ગણાય) પડે તો 'નીચે' જ પડે, અને તે 'જમીન' પર જ પડે, 'સપાટી' લખવાની શી જરૂર? પરંતુ લેખકે જે આધાર લીધો હશે (કદાચ!) તે અંગ્રેજી... 'on the surface of the earth' એવું કંઈક હશે એટલે એને ગુજરાતી ભાષામાં વ્યક્ત કરતાં જમીન (earth) અને સપાટી (surface) એવું ગોઠવાઈ ગયું હોય એવું પણ બને!... 'વરસાદનાં ફોરાં જમીન પર પડતાં...' એટલું જ બસ થાત. '... વચ્ચે માર્ગમાં કોઈ અતિશય ઠંડી હવામાંથી પસાર...' અહીં 'વચ્ચે' અને 'માર્ગમાં' એ બેમાંથી કોઈ એક શબ્દથી નભી જાય એમ છે, '...કોઈ

*The New Oxford Dictionany of English – Clarendon Press, Oxford, 1998.

અતિશય...' એમાં 'કોઈ' શબ્દ કયા શબ્દ કે શબ્દોની સાથે સંબંધાય છે? 'હવા'ની સાથે? 'હવા' સાથે 'કોઈ' કેવી રીતે જશે? 'કોઈ હવા' એવું ચાલશે ખરું? ભલા ભૈ, ગુજરાતી શબ્દોનો યથાર્થ યથોચિત પ્રયોગ ન આવડે એ કેવું? આપણે તો ગુજરાતી માધ્યમ દ્વારા બધા વિષયો શીખવવા નીકળ્યા છીએ! વિષય પણ ન આવડે અને ગુજરાતી ભાષા પણ ન આવડે એ કેવું? અઠ્ઠાવીસ જેટલા શબ્દોનું એક વાક્ય? એમાં અર્થ બિચારો ગૂંચવાતો-ગૂંગળાતો-અટવાતો વ્યક્ત થવા બાથોડિયાં ભરે છે! લેખકને જે કહેવું છે તે કદાચ આમ પણ કહી શકાયું હોત–

"હિમી વર્ષામાં વરસાદનાં ફોરાં જમીન પર પડે તે દરમ્યાન અતિ ઠંડી હવામાંથી પસાર થતાં તે થીજી જતાં હોય છે."

'હિમી વર્ષામાં...'થી વાક્યનો આરંભ થાય છે, પછી 'આને સ્લીટવર્ષા કહે છે' એ વાક્યની જરૂર ન રહે.

હિમકણોની વાત કરતાં કરતાં 'હિમપત્તીઓ'ની વાત એકાએક આવી ગઈ! 'કણ' અને 'પત્તી' એ સમાનાર્થી શબ્દો છે? આગળના વાક્યમાં '...હિમકણોની સાથે પાણીનાં ટીપાં જોવા મળે છે...' એમ કહ્યું જ છે. તો, હિમપત્તીઓ ક્યાંથી આવી પડી?

પાઠ્યપુસ્તકમાં આવી શિથિલ અભિવ્યક્તિ ચલણી થઈ જાય તો તેથી ભાષાને અને વિષયને તેમ જ વિદ્યાર્થીને લાભ કરતાં હાનિ જ થવાની! □

## સાભાર સ્વીકાર

**ગૂર્જર ફાગુસાહિત્ય** : લે. રમણલાલ ચી. શાહ, પ્ર. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વલ્લભભાઈ પટેલ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૪, મુ. વિક્રેતા : આર.આર. શેઠની કંપની, મુંબઈ-૧, કિં. રૂ. ૧૦૦. **દષ્ટિક્ષેપ** : લે. પ્ર. બિપિન આશર, એમ ૧/૧૩, રૂરલ હાઉસિંગ બોર્ડ, એ.જી. સોસાયટી પાછળ, કાલાવડ રોડ, રાજકોટ-૫, મુ. વિક્રેતા : સાહિત્યધારા, એમ ૨/૮, રૂરલ હાઉસિંગ બોર્ડ, એ.જી. સોસાયટી પાછળ, રાજકોટ-૫, કિં. રૂ. ૧૦૦. **કાવ્યક્ષેપ** : લે. પ્ર. ઉપર મુજબ; વિક્રેતા : ઉપર મુજબ. કિં. રૂ. ૧૦૦. **સૂફી કાવ્યપ્રસાદી (મુસ્લિમ સંતોનાં ભજનો)** : સંપા. ગંગાદાસ પ્રાગજી મહેતા, પ્ર. કુસુમ પ્રકાશન, ૬૧/એ, નારાયણનગર સોસા., જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૫૦. **सुरदास के काव्य में शुद्धाद्वैत** : जयकिशनदास सादानी, प्र. गूजरात विद्यापीठ, अहमदावाद-१४, मूल्य : ७५. **હરિ ૐ તત્સત્** : નર્મદાશંકર હ. વ્યાસ, સંપાદક-પ્રકાશક નલિન ન. વ્યાસ, ૨૨, જાગનાથ પ્લોટ, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૩૦. **તારાપણાના શહેરમાં** : જવાહર બક્ષી, પ્રકાશક : વિશાલ પબ્લિકેશન, ૧૪, 'સરિતા', ફ્રેન્ડ્ઝ કો- ઑ. સોસાયટી, ૫મો રસ્તો, જે.વી. પી.ડી. સ્કીમ, મુંબઈ-૪૦૦૦૫૬, કિં. રૂ. ૧૫૦. **ફ્લેશબેક** : રસિકલાલ વકીલ, પ્ર. અસાઈત સાહિત્ય સભા, ઊંઝા, કિં. રૂ. ૮૦. **કેલેન્ડર વિશે કંઈક** : રામજીભાઈ પટેલ, વિક્રેતા : અક્ષરભારતી ગ્રંથભંડાર, ગુજરાતી સાહિત્ય પરિષદ, આશ્રમ રોડ, અમદાવાદ-૯, કિં. રૂ. ૧૫. **ચહેરા અને રસ્તો** : સંપા. રમણ સોની, પ્ર. પ્રત્યક્ષ, ઈ/૨, તારાબાગ, પૉલિટેકનિક, વડોદરા-૩૯૦ ૦૦૨, કિં. રૂ. ૪૦. **કન્યા** : લે. ગોવિન્દભાઈ. વિક્રેતા : સુમન પ્રકાશન, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મન્સૂર બિલ્ડિંગ, મુંબઈ-૪૦૦૦૦૨, કિં. રૂ. ૩૬. **ચીસનો પર્યાય** (લઘુકથા-૨૫) : લે. રમેશ ત્રિવેદી, પ્ર. નવયુગ સાહિત્ય અને શિક્ષણ સંસ્થાન, તખતપુરા, થરા-૩૮૫૫૫૫, જિ. બનાસકાંઠા, કિં. રૂ. ૧૫.

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

કોઈ કારખાનાનો કામદાર એના કામના સમયમાં પોતાના અંગત ઉપયોગ માટે કારખાનાના ક્ષેત્રનો ઉપયોગ કરે, કારખાનાનો સમય અને માલ વાપરીને ઘેર લઈ જવા માટે વાસણનો ઘોડો તૈયાર કરે, યા તો કોઈ દફ્તરનો કર્મચારી દફ્તરના સમય દરમ્યાન દફ્તરની સ્ટેશનરી વાપરીને અંગત પત્રો ટાઈપ કરે, યા તો કોઈ બિલ્ડરનો માણસ બિલ્ડરની ટ્રકનો ઉપયોગ ઘર બદલતા મિત્રની ઘરવખરી પહોંચાડવામાં કરે – આ બધા કિસ્સાઓ જાણીતા છે. પણ આ જાણીતા કિસ્સાઓને પોતાની વિચારણામાં ખેંચી લાવી એને કોઈ જુદી જ રીતે જોતા કરી મૂકનાર ફ્રેંચ મિશેલ દ સર્તો (Michel De Certeau)ને ઓળખવા જરૂરી છે.

મિશેલ દ સર્તો કહે છે કે કારખાનું, દફ્તર યા બિલ્ડિંગ એ કાર્યક્ષેત્રો છે. એનાં પોતાનાં નિયમો, કાર્યો અને તંત્રો છે, જેને દ સર્તો વ્યૂહો (strategies) તરીકે ઓળખાવે છે. જ્યાં જ્યાં આવા 'વ્યૂહો' હોય ત્યાં ત્યાં 'યુક્તિઓ' (tactics) દ્વારા કુશળ વક્રગતિઓ (effacacious meanderings) દાખલ કરી શકાય છે. આ બધી 'કુશળ વક્રગતિઓ' વ્યૂહાત્મક વ્યવસ્થાનાં હેતુ અને કાર્યમાં ગાબડાં પાડે છે.

એક રીતે જોઈએ તો 'યુક્તિ' એ વિશિષ્ટ અને વ્યવસ્થાવિરોધી ચાલ છે. એમાં શિસ્તવિરોધ જોઈ શકાય. યુક્તિઓ વ્યૂહાત્મક તંત્રનાં છિદ્રોને કે એમાં રહેલી જગ્યાઓને રોકી લે છે અને એક પ્રકારનો ભેદ (difference) ઊભો કરે છે. આ પ્રકારની ચાલ દ્વારા યુક્તિઓ વરતારો ન કરી શકાય એવી ઘટનાઓ જન્માવે છે. આ ઘટનાઓ વ્યૂહની વ્યવસ્થાને વિચલિત કરે છે.

દ સર્તોના મત મુજબ વ્યૂહ એ એવું માધ્યમ છે, જેના મારફતે વર્ચસ્વી નિયમો અને ધોરણો નક્કી થયેલાં હોય છે. 'યુક્તિ' આ વ્યૂહની સામે પોતાના વ્યવહારથી કે પોતાની ક્રિયાથી નિયમોને ચાતરે છે. કહો ને કે નિયમોને પોતાની સામે વાપરે છે. દ સર્તો આથી જ આ વ્યવહારોને વિરોધી વ્યવહારો (oppositional practices) તરીકે ઓળખાવે છે. આગળ વધીને દ સર્તો સમજાવે છે કે સમાજો વર્ચસ્વી વ્યૂહોથી નિયંત્રિત છે અને તેથી જ એને યુક્તિઓથી પડકારવામાં આવે છે. દ સર્તો આ પદ્ધતિને 'મૂક ટેકનૉલોજી' (silent technology) કહે છે. આ મૂક ટૅકનૉલોજીની યુક્તિ એવી તો વૈયક્તિક ભૂમિકા ઊભી કરે છે કે એનું અર્થમાં કે અસંપ્રજ્ઞાત નિર્ણયમાં ન્યૂનીકરણ (reduction) થઈ શકે તેમ નથી.

અહીં એક વાત સ્પષ્ટ થશે કે 'વ્યૂહ' એ વ્યાપક ભૂમિકા છે, જ્યારે 'યુક્તિ' સ્થાનિક છે. યુક્તિ વ્યૂહ પર નિર્ભર છે. વ્યૂહનો સિદ્ધાંત થઈ શકે, વ્યૂહનું સામાન્યીકરણ થઈ શકે, પણ યુક્તિનો સિદ્ધાન્ત કે એનું સામાન્યીકરણ શક્ય નથી. આ સમસ્ત ખ્યાલને અંકે કરવા દ સર્તોએ અપહૃત (perruque) જેવી સંજ્ઞા ધરી છે.

આ અપહૃતને આજની સાહિત્યવિવેચનની પદ્ધતિઓમાં પણ જોવાય છે. દ સર્તોએ લેખક અને વાચકથી સ્વતંત્ર થઈને સ્વાયત્ત થયેલી સાહિત્યકૃતિની ભૂમિકામાં ફરીને અધિભોક્તા (consumer)ને દાખલ કર્યો છે. અને સાથે વ્યૂહ અને યુક્તિને ગોઠવ્યાં છે. અધિભોક્તા વાચક તર્કનાં પ્રભાવી સ્વરૂપોથી તૈયાર થયેલા વાચનના વ્યૂહમાં પડકારની યુક્તિઓને સામેલ કરે છે અને પ્રભાવી, સ્પર્ધાત્મક અને સફળ વાચનથી ફંટાય છે. સાહિત્યકૃતિના વાચન દરમ્યાન વ્યૂહની સામે યુક્તિઓ પ્રયોજવામાં વાચક નિષ્ક્રિય ન રહેતાં એકદમ સક્રિય બને છે. અહીં કૃતિનો અર્થ પ્રકાશિત થાય છે એ કરતાં વાચક દ્વારા યુક્તિઓથી શી અસર ઊભી

થાય છે એ વાત વધુ કેન્દ્રમાં આવે છે.

વાચક પ્રતિભાવ સિદ્ધાન્ત અંતર્ગત સમાવી લેવાય એવો મુદ્દો છે, છતાં દ સર્તોનું વાચક કે વાચનનું પ્રતિમાન જુદું પડે છે. દ સર્તોનો આશય કૃતિનો અર્થ ઉઘાડવા તરફ જેટલો નથી એટલો વાચકના અભિગમને ઉપસાવવા તરફ છે. અહીં કૃતિ વિવિધ પ્રકારે મૂર્ત અને વિશિષ્ટ ક્રિયોત્તેજનાઓનું કારણ બને છે. આથી યુક્તિયુક્ત વાચન માટે કૃતિ ક્રીડાક્ષેત્ર બને છે; અને વ્યૂહની ભૂમિકાનાં સંઘટન, સમરૂપતા અને સંયોગને સ્થાને વિઘટન, ભેદ અને અ-સંયોગને ઉપસાવે છે. એટલે કે વાચક પૂર્વે રચાયેલી સાહિત્યકૃતિઓનો અક્રિય અધિભોક્તા નથી. અધિભોગ (consumption)નું કાર્ય 'દ્વૈતીયિક નીપજ' (secondary production)નું કાર્ય છે. આથી કૃતિ એના સંદર્ભ સાથે માત્ર સંલગ્ન નથી થતી, પણ કૃતિ પોતે પણ એક સંદર્ભ જન્માવે છે.

આમ વાચક સામે વર્ચસ્વી કે અગ્રપ્રસ્તુત વાચનની પૂર્વરીતિઓ છે, રાજનીતિક અને સામાજિક પરિબળો છે અને સંસ્કૃતિ છે. આ બધાના વ્યૂહને એ સદંતર અતિક્રમી જઈ શકતો નથી. પરંતુ એમાં 'શૉર્ટ સરકિટ' કરી યુક્તિ દ્વારા એ દ્વૈતીયિક નીપજ જન્માવી જરૂર શકે છે. અને એ દ્વારા સર્વવ્યાપી વર્ચસ્વી તંત્રોની સામે જે 'સ્થાનિક' છે, જે 'હાંસિયા'માં છે, જે 'વિશિષ્ટ' છે એનું બળ ઊભું કરી શકે છે. મિશેલ ફૂકો અને ઝાક દેરિદાની જેમ મિશેલ દ સર્તોનું પ્રદાન પણ ઇતિહાસ, સાહિત્યવિવેચન અને સાહિત્યના ઇતિહાસ પરત્વે નવી દિશાઓ ચીંધી રહ્યું છે.

□

## સાભાર સ્વીકાર

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (ગાંધી રોડ, અમદાવાદ-૧)નાં

**અંગ-બિનઅંગત** : લે. ધીરુભાઈ ઠાકર, કિં. રૂ. ૬૦. **એવા રે અમે એવા** : લે. વિનોદ ભટ્ટ, કિં. રૂ. ૯૦. **દક્ષિણ આફ્રિકાની મુલાકાત** : લે. સ્વામી સચ્ચિદાનંદ, કિં. રૂ. ૪૦.

અન્ય

**સફેદ સાડી લાલ કિનાર** : લે. એમ.ડી. નાયક, પ્રકાશક : પૂનમચંદ ધનરાજભાઈ કોઠારી, શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ૬૪/૧, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિંમત : રૂ. ૮૫. **છે...ને...હે!** : લે. ઈશ્વર પરમાર, પ્રકાશક : ઈશ્વર પરમાર, મોરપીંછ, સિદ્ધનાથ સામે, દ્વારકા-૩૬૧૩૩૫, કિંમત : રૂ. ૩૫. **નાટ્યપાથેય (અભ્યાસ લેખો)**: લેખક-પ્રકાશક : દિનકર ભોજક, સ્ટેશન રોડ, માયા બજાર, વીસનગર-૩૮૪૩૧૫, કિં. રૂ. ૨૫. **ગુજરાત ઇતિહાસ પરિષદના ૨૦મા અધિવેશનના પ્રમુખનું પ્રવચન** : ડૉ. મુગટલાલ બાવીસી, પ્રકાશક : ગુજરાત ઇતિહાસ પરિષદ, c/o ભો.જે. વિદ્યાભવન, એચ.કે. કૉલેજ હૉલ પાછળ, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯. **દેવનાં દીધેલ** : લેખક : ભદ્રશંકર કાશીરામ પંડ્યા, પ્રકાશક : કે. બી. પંડ્યા, ૧૪, શીતલ કિરણ એપાર્ટમેન્ટ, લૉ ગાર્ડન રોડ, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦ ૦૦૬, કિં. રૂ. ૯૫. **માટી મારા દેશની** : લે. મગનલાલ ગંધા, પ્રકાશક : ચંપાગૌરી મગનલાલ ગંધા, 'કુળદેવીકૃપા', ૧/૯, વાણિયા-વાડી, રાજકોટ-૨, કિં. રૂ. ૨૫. **નાથદ્વારાના શ્રીનાથજી** : હિમાંશુ શાહ, પ્રકાશક : હિમાંશુ શાહ, ૨/૩, કિંજલ ફ્લૅટ્સ, બંસી પાર્લર સામે, વાસણા, અમદાવાદ-૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૪૦. **સાંપ્રત સહચિંતન (ભાગ ૧૧)** : રમણલાલ ચી. શાહ, પ્રકાશક : શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વલ્લભભાઈ પટેલ રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૪, કિં. રૂ. ૩૦. **પિશાચી** : રતિલાલ સથવારા, પ્રકાશક : પલક જે. શાહ, ૩/૨, પારસકુંજ સોસાયટી, બીજા માળે, સહકાર નિકેતન રોડ, મ્યુ. સ્કૂલ સામે, નવરંગપુરા, અમદાવાદ-૯, કિં. રૂ. ૫૦.

## ક્યહીં ઝૂરે રાધા ? !

શિખરિણી-સૉનેટ

વહે બન્ને કાંઠે સભર યમુના, ગોધણ ચરે
નિરાંતે – બંસીના લય લહરમાં શ્યામચરણે,
પરોઢી વેળાના મૃદુલ પવને વસ્ત્રહરણે
ઘડીમાં ચ્હેરા પે શરમ નીતર્યાં ફૂલ પમરે!

ભર્યાં કેસૂ રંગે પ્રણય-પિચકારી રસભરી
છલાવે આનંદે લથબથ થતી કાય, રમણે
સ્મિતે લીંપ્યું મ્હારું મુખડું, થતું કે ન્હોય શમણે? !
કરું ખાત્રી: ચોળું નયન, ધસું વૃંદાવન ભણી...

પિયા! ઝૂલ્યાં સંગે પ્રતિપળ મને સૌમ્ય હરિણી
સમી સાહી; ગુંજારવ મધુર કર્ણે ચહચહે!
સ્મરું પેલાં ઘેલાં સહુ અડપલાં, કંગન લહે
મદીલા સ્પર્શોના ઝરણ સમ ઝીલે શિખરિણી!

દગોમાં લ્હેરાતી છબિ સતત ઓ ક્હાનવિરહે
ક્યહીં ઝૂરે રાધા?! રુધિર અવ ક્લેશે નવ દહે!

**દેવેન્દ્ર દવે**

## ગીત

ગામગામના ચોરેચૌટે
નગરનગરની ગલીએ વાટે
વ્રજગોપી મુરલીધર રાધા જમુનાજીની સંગે
ચગી રહ્યો છે રાસ.
ઝૂમતા કવિજનોએ લઈ હાથે કરતાલ
શબ્દોનો
વરસાવ્યો ધોધમાર વરસાદ.
ધસમસ્યાં લયનાં ઙ્હોળાં પૂર
ઊમટ્યું છે
કાદવિયાં ગીતોનું ઠેર ઠેર કચકાણ.

**નલિન રાવળ**

## કવિતા

આ બાજુએ
તે બાજુએ
જ્યાં જ્યાં જુઓ સૌ બાજુએ
ધૂમધડાકા
આભકડાકા
દશે દિશાએ ધસતા ગોટેગોટ ધુમાડા.
જુઓ
સાંભળો
ફટાકડાની સોસો લૂમો જેવી
કાન ફાડતી
ફૂટી રહી ધણધણતી કવિતા.

**નલિન રાવળ**

## તારા જ નામમાં

હરણ્યોનાં વ્હેલડાં સર્યાં સારાય ગામમાં,
શમણાં અમે તો નોતર્યાં તારા જ નામમાં.

એ ઠામઠેકાણું કશુંય પાસ ના છતાં
રેલ્લા રુધિરના જોતર્યા તારા જ નામમાં.

આ મોલ-લહલહી ધરા અણદીઠ કરીને
તારાનાં ઝુંડ ઊતર્યાં તારા જ નામમાં.

વળગાડ, ને નજર અને ચકલાં ને પીપળા–
શા શા ઉતાર સંઘર્યા તારા જ નામમાં!

પોઠો ભરીને રાન-વન વેઠ્યાં ઘણાંય, પણ
સાતેય સિંધુ નાંગર્યા તારા જ નામમાં.

વનવાસ પણ વ્હાલા થઈ પડ્યા'તા એટલે
કાળજવટાંય આદર્યાં તારા જ નામમાં.

કેસર-કસુંબ વાટકે ઘોળ્યાં એ ગીતના
ઘોડા પછી તો સંચર્યા તારા જ નામમાં.

**ભાનુપ્રસાદ ત્રિવેદી**

---

હરણ્યો = મૃગ નક્ષત્ર
રેલ્લા = પલોટાતા બળદ/
યુવાનીમાં પ્રવેશતા બળદ

થાય છે એ વાત વધુ કેન્દ્રમાં આવે છે.

વાચક પ્રતિભાવ સિદ્ધાન્ત અંતર્ગત સમાવી લેવાય એવો મુદ્દો છે, છતાં દ સર્તોનું વાચક કે વાચનનું પ્રતિમાન જુદું પડે છે. દ સર્તોનો આશય કૃતિનો અર્થ ઉઘાડવા તરફ જેટલો નથી એટલો વાચકના અભિગમને ઉપસાવવા તરફ છે. અહીં કૃતિ વિવિધ પ્રકારે મૂર્ત અને વિશિષ્ટ ક્રિયોત્તેજનાઓનું કારણ બને છે. આથી યુક્તિયુક્ત વાચન માટે કૃતિ ક્રીડાક્ષેત્ર બને છે; અને વ્યૂહની ભૂમિકાનાં સંઘટન, સમરૂપતા અને સંયોગને સ્થાને વિઘટન, ભેદ અને અ-સંયોગને ઉપસાવે છે. એટલે કે વાચક પૂર્વે રચાયેલી સાહિત્યકૃતિઓનો અક્રિય અધિભોક્તા નથી. અધિભોગ (consumption)નું કાર્ય 'દ્વૈતીયિક નીપજ' (secondary production)નું કાર્ય છે. આથી કૃતિ એના સંદર્ભ સાથે માત્ર સંલગ્ન નથી થતી, પણ કૃતિ પોતે પણ એક સંદર્ભ જન્માવે છે.

આમ વાચક સામે વર્ચસ્વી કે અગ્રપ્રસ્તુત વાચનની પૂર્વરીતિઓ છે, રાજનીતિક અને સામાજિક પરિબળો છે અને સંસ્કૃતિ છે. આ બધાના વ્યૂહને એ સદંતર અતિક્રમી જઈ શકતો નથી. પરંતુ એમાં 'શૉર્ટ સરકિટ' કરી યુક્તિ દ્વારા એ દ્વૈતીયિક નીપજ જન્માવી જરૂર શકે છે. અને એ દ્વારા સર્વવ્યાપી વર્ચસ્વી તંત્રોની સામે જે 'સ્થાનિક' છે, જે 'હાંસિયા'માં છે, જે 'વિશિષ્ટ' છે એનું બળ ઊભું કરી શકે છે. મિશેલ ફૂકો અને ઝાક દેરિદાની જેમ મિશેલ દ સર્તોનું પ્રદાન પણ ઇતિહાસ, સાહિત્યવિવેચન અને સાહિત્યના ઇતિહાસ પરત્વે નવી દિશાઓ ચીંધી રહ્યું છે.

□

## સાભાર સ્વીકાર

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (ગાંધી રોડ, અમદાવાદ-૧)**નાં**

**અંગ-બિનઅંગત** : લે. ધીરુભાઈ ઠાકર, કિં. રૂ. ૬૦. **એવા રે અમે એવા** : લે. વિનોદ ભટ્ટ, કિં. રૂ. ૯૦. **દક્ષિણ આફ્રિકાની મુલાકાત** : લે. સ્વામી સચ્ચિદાનંદ, કિં. રૂ. ૪૦.

**અન્ય**

**સફેદ સાડી લાલ કિનાર** : લે. એમ.ડી. નાયક, પ્રકાશક : પૂનમચંદ ધનરાજભાઈ કોઠારી, શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ૬૪/૧, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિંમત : રૂ. ૮૫. **છે...ને...હે !** : લે. ઈશ્વર પરમાર, પ્રકાશક : ઈશ્વર પરમાર, મોરપીંછ, સિદ્ધનાથ સામે, દ્વારકા-૩૬૧૩૩૫, કિંમત : રૂ. ૩૫. **નાટ્યપાથેય (અભ્યાસ લેખો)**: લેખક-પ્રકાશક : દિનકર ભોજક, સ્ટેશન રોડ, માયા બજાર, વીસનગર-૩૮૪૩૧૫, કિં. રૂ. ૨૫. **ગુજરાત ઇતિહાસ પરિષદના ૨૦મા અધિવેશનના પ્રમુખનું પ્રવચન** : ડૉ. મુગટલાલ બાવીસી, પ્રકાશક : ગુજરાત ઇતિહાસ પરિષદ, c/o ભો.જે. વિદ્યાભવન, એચ.કે. કૉલેજ હૉલ પાછળ, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯. **દેવનાં દીધેલ** : લેખક : ભદ્રશંકર કાશીરામ પંડ્યા, પ્રકાશક : કે. બી. પંડ્યા, ૧૪, શીતલ કિરણ એપાર્ટમેન્ટ, લૉ ગાર્ડન રોડ, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦ ૦૦૬, કિં. રૂ. ૯૫. **માટી મારા દેશની** : લે. મગનલાલ ગંધા, પ્રકાશક : ચંપાગૌરી મગનલાલ ગંધા, 'કુળદેવીકૃપા', ૧/૯, વાણિયાવાડી, રાજકોટ-૨, કિં. રૂ. ૨૫. **નાથદ્વારાના શ્રીનાથજી** : હિમાંશુ શાહ, પ્રકાશક : હિમાંશુ શાહ, ૨/૩, કિંજલ ફ્લૅટ્સ, બંસી પાર્લર સામે, વાસણા, અમદાવાદ-૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૪૦. **સાંપ્રત સહચિંતન (ભાગ ૧૧)** : રમણલાલ ચી. શાહ, પ્રકાશક : શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વલ્લભભાઈ પટેલ રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૪, કિં. રૂ. ૩૦. **પિશાચી** : રતિલાલ સથવારા, પ્રકાશક : પલક જે. શાહ, ૩/૨, પારસકુંજ સોસાયટી, બીજા માળે, સહકાર નિકેતન રોડ, મ્યુ. સ્કૂલ સામે, નવરંગપુરા, અમદાવાદ-૯, કિં. રૂ. ૫૦.

## ક્યહીં ઝૂરે રાધા ? !

શિખરિણી-સૉનેટ

વહે બન્ને કાંઠે સભર યમુના, ગોધણ ચરે
નિરાંતે – બંસીના લય લહરમાં શ્યામચરણે,
પરોઢી વેળાના મૃદુલ પવને વસ્ત્રહરણે
ઘડીમાં ચ્હેરા પે શરમ નીતર્યાં ફૂલ પમરે!

ભર્યાં કેસૂ રંગે પ્રણય-પિચકારી રસભરી
છલાવે આનંદે લથબથ થતી કાય, રમણે
સ્મિતે લીંપ્યું મ્હારું મુખડું, થતું કે ન્હોય શમણે? !
કરું ખાત્રી: ચોળું નયન, ધસું વૃંદાવન ભણી...

પિયા! ઝૂલ્યાં સંગે પ્રતિપળ મને સૌમ્ય હરિણી
સમી સાહી: ગુંજારવ મધુર કર્ણે ચહચહે!
સ્મરું પેલાં ઘેલાં સહુ અડપલાં, કંગન લહે
મદીલા સ્પર્શોના ઝરણ સમ ઝીલે શિખરિણી!

દગોમાં લ્હેરાતી છબિ સતત ઓ ક્હાનવિરહે
ક્યહીં ઝૂરે રાધા?! રુધિર અવ ક્લેશે નવ દહે!

**દેવેન્દ્ર દવે**

## ગીત

ગામગામના ચોરેચૌટે
નગરનગરની ગલીએ વાટે
વ્રજગોપી મુરલીધર રાધા જમુનાજીની સંગે
ચગી રહ્યો છે રાસ.
ઝૂમતા કવિજનોએ લઈ હાથે કરતાલ
શબ્દોનો
વરસાવ્યો ધોધમાર વરસાદ.
ધસમસ્યાં લયનાં રૂહોળાં પૂર
ઊમટ્યું છે
કાદવિયાં ગીતોનું ઠેર ઠેર કચકાણ.

**નલિન રાવળ**

## કવિતા

આ બાજુએ
તે બાજુએ
જ્યાં જ્યાં જુઓ સૌ બાજુએ
ધૂમધડાકા
આભકડાકા
દશે દિશાએ ધસતા ગોટેગોટ ધુમાડા.
જુઓ
સાંભળો
ફટાકડાની સોસો લૂમો જેવી
કાન ફાડતી
ફૂટી રહી ધણધણતી કવિતા.

**નલિન રાવળ**

## તારા જ નામમાં

હરણ્યોનાં વ્હેલડાં સર્યાં સારાય ગામમાં,
શમણાં અમે તો નોતર્યાં તારા જ નામમાં.

એ ઠામઠેકાણું કશુંય પાસ ના છતાં
રેલ્લા રુધિરના જોતર્યા તારા જ નામમાં.

આ મોલ-લહલહી ધરા અણદીઠ કરીને
તારાનાં ઝુંડ ઊતર્યાં તારા જ નામમાં.

વળગાડ, ને નજર અને ચકલાં ને પીપળા–
શા શા ઉતાર સંઘર્યા તારા જ નામમાં!

પોઠો ભરીને રાન-વન વેઠ્યાં ઘણાંય, પણ
સાતેય સિંધુ નાંગર્યા તારા જ નામમાં.

વનવાસ પણ વ્હાલા થઈ પડ્યા'તા એટલે
કાળજવટાંય આદર્યાં તારા જ નામમાં.

કેસર-કસુંબ વાટકે ઘોળ્યાં એ ગીતના
ઘોડા પછી તો સંચર્યા તારા જ નામમાં.

**ભાનુપ્રસાદ ત્રિવેદી**

---

હરણ્યો = મૃગ નક્ષત્ર
રેલ્લા = પલોટાતા બળદ/
યુવાનીમાં પ્રવેશતા બળદ

Uddesh (A literary, cultural monthly) September 1999 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ દસમું : અંક ત્રીજો

ઑક્ટોબર : ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

**૧૧૧**



# ઉદ્દેશ

વર્ષ : દસમું અંક : ત્રીજો સળંગ અંક : ૧૧૧

અનુક્રમ: ઑક્ટોબર ૧૯૯૯




પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨. અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી. ૨. અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**

- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

ઑક્ટોબર ૧૯૯૯

सर्वभाषा सरस्वती



## રમણીયનું સંવેદન

સાંભળો, ભર્તૃહરિ કહે છેઃ હું આસપાસ જોઉં છું ત્યારે મારા હૃદયમાં સાત શલ્ય ભોંકાય છે. કેટલાં? એકબે નહીં, પણ સાત! શલ્ય એટલે સાલ – શૂળ જ કહો ને.

કયાં કયાં છે એ સાત અણીદાર શલ્ય?

એક તો રાતે જે કૌમુદીની લહાણ કરતો, તે દિવસે વરવો દેખાતો ચંદ્ર – ધૂંધળો, ધોળા ફક ધાબા જેવો.

બીજું, જેનું જોબન વહી ગયું છે તે રૂપસ્વિની.

ત્રીજું, કમળ પરવારી ગયાં હોય એવું સરોવર.

ચોથું, રૂડોરૂપાળો પણ 'મૂં ગોમ જ્યોતો' બોલતો જુવાન.

પાંચમું, લુટારુ રાજા.

છઠ્ઠું, દુઃખદળદરથી છૂટકો ન પામતો સજ્જન.

સાતમું, રાજાને પડખે ચડીને પેધી ગયેલો દુર્જન.

મનીષી ભર્તૃહરિ તો લોકોનાં સુખદુઃખના ચિંતક. એટલે એમણે જે સાતનું પત્રક આપ્યું એમાંનાં પાંચ તો જાણે સમજાય. રૂપાળો અભણ, લુટારો રાજા, રાજાનો દુષ્ટ મળતિયો, જુવાની ખોયેલી સુંદરી, સજ્જનનું દળદર. પણ ભલા, બાકીનાં બે – દિવસે ઝાંખોઝપટ ચાંદો ને કમળ વગરનું સરોવર – એને પેલાંની હારમાં કાં બેસાડ્યાં? એનું એવું તે શું છે કે આપણને શૂળની જેમ છાતીમાં ખૂંચે?

મહામના ભર્તૃહરિ! અમારી નજરે પણ એવો ચાંદો ક્યાં નથી પડતો? ને ભાઈ! સરોવર કમળવાળું કે કમળ વગરનું – એમાં એવો તે શો ફેર પડે? આપણું શું ગયું?

પણ એ જ આ સુભાષિતરત્નમાં ભર્તૃહરિને ચમકાવવું છે તો? સંવેદન બૂઠું બની ગયું હોય એવાની એ વાત નથી કરતા. અહીં ઇશારો એવો છે કે રૂપ જે માણી શકતો હોય, નિસર્ગનાં મબલખ રૂપ જે માણી શકતો હોય, એને રમ્યની અરમ્ય અવસ્થા ધારદાર કાંટાની જેમ ભોંકાયા વિના રહે ખરી? ચાંદની વરસતા ચંદ્રનો આહ્‌લાદ, કમળે અલંકૃત સરોવરનું દશ્ય – એ જેમને ચિત્તે ચોંટ્યાં હોય એમને એની ખોટ ખટક્યા કરે. એક કવિએ કહ્યું જ છે કે જળ વડે કમળ, કમળ વડે જળ, બંને વડે સરોવર શોભી રહ્યું છે. નિશા વડે ચંદ્ર, ચંદ્ર વડે નિશા, બંને વડે ગગન દીપી રહ્યું છે. આપણો આજનો કવિયે ઉદ્‌ગારે છેઃ મને આમંત્રે ઓ મૃદુલ તડકો, દક્ષિણ હવા, દિશાઓના હાસો, ગિરિવર તણાં શૃંગ ગરવાં. પણ તમે સમજો છો ને? આ વચનોમાં ચાવીરૂપ શબ્દ છે 'આમંત્રે'? મન, ઇંદ્રિયો સચેત હોય એને જ આ આમંત્રણ અડે, ભેટે, ને પ્રતિસાદ ઊઠે. બાકી તો રાધેશ્યામ! જંજાળમાં લપેટાયેલો શ્રીગોપાળને ક્યાંથી ભજે?

હરિવલ્લભ ભાયાણી

તંત્રી

### સરસ્વતીચંદ્ર અનુવાદ પ્રકલ્પ

શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી ફાઉન્ડેશન, મુંબઈ તરફથી આગામી વર્ષોમાં મહાનવલ 'સરસ્વતીચંદ્ર'ના અંગ્રેજી અનુવાદની મથામણના ભાગરૂપે 'સરસ્વતીચંદ્ર અનુવાદ પ્રકલ્પ'ની યોજના કરેલ છે, જેમાં 'સરસ્વતીચંદ્ર'ના ભાગ - ૧નાં પ્રકરણ નંબર ૧ અને ૭ અને ભાગ ૨ના પ્રકરણ નંબર ૨ પૈકી ગમે તે એક પ્રકરણનો અંગ્રેજી અનુવાદ તા ૩૧-૧-૨૦૦૦ સુધીમાં ગો. ત્રિ. ફાઉન્ડેશન, C/o ડાહીલક્ષ્મી પુસ્તકાલય, સમડી ચકલા, નડિયાદ-૩૮૭૦૦૧ના સરનામે મોકલી આપવા સર્વ સારસ્વતોને જાહેર આમંત્રણ પાઠવવામાં આવ્યું છે. પ્રથમ ત્રણ શ્રેષ્ઠ અનુવાદકોને ક્રમમાં રૂ. ૨,૫૦૦, રૂ. ૧,૫૦૦ અને રૂ. ૧૦૦૦ નો પ્રતીક પુરસ્કાર તથા પ્રત્યેક અનુવાદકને રૂ. ૧૫૧ ખર્ચ પેટે આપવાની વ્યવસ્થા છે. વધુ વિગત માટે ઉપરના સરનામે પત્રવ્યવહાર કરવો.

### 'સાવિત્રી' વિશેનું ગુજરાતી સામયિક 'આવાહન'

ઑરોવિલ, પૉંડિચેરીમાં 'શ્રી અરવિંદ ઇન્ટરનૅશનલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ એજ્યુકેશનલ રિસર્ચ' સંસ્થા તરફથી 'સાવિત્રી ભવન' નામની સંસ્થાનો પ્રારંભ થયો છે. એમાં પુસ્તકાલય, સભાખંડ, પ્રદર્શનખંડ, સંગ્રહસ્થાન, ધ્યાનખંડ, રંગમંચ વગેરે વિભાગો આકાર લઈ રહ્યા છે. એનો હેતુ 'સાવિત્રી' ગ્રંથના અધ્યયન-મનન દ્વારા 'સાવિત્રી'નાં સ્પંદનો જગતમાં પ્રસારવાનો છે. આ સંસ્થામાં 'સાવિત્રી' વિશે પ્રવચનો અને અભ્યાસવર્તુળો ચાલે છે. આ સંસ્થા Invocation નામનું અંગ્રેજી ત્રૈમાસિક પ્રગટ કરે છે. (સરનામું : સાવિત્રી ભવન, ભરતનિવાસ, ઑરોવિલ-૬૦૫૧૦૧, તામિલનાડુ.) આ સંસ્થા તરફથી ગુજરાતી-ભાષી પ્રજાના લાભાર્થે અંગ્રેજી Invocationનું 'આવાહન' નામે સામયિક ગુજરાતીમાં શરૂ થયું છે. 'આવાહન'ના પ્રથમ અંકમાં શ્રી નીરદબરને 'સાવિત્રી ભવન'ના ખાતમુહૂર્ત દિને આપેલા સંદેશનો સારાંશ આપવામાં આવ્યો છે. આ ઉપરાંત 'સાવિત્રી' મહાકાવ્યની રૂપરેખા, એનું તુલનાત્મક વિશ્લેષણ અને સાવિત્રી ભવનની વિવિધ પ્રવૃત્તિઓનો ખ્યાલ આપવામાં આવ્યો છે. આ અંગે વિશેષ માહિતી માટે નીચેના સરનામે સંપર્ક કરવો : શ્રી પી.એમ. વૈષ્ણવ, ૫, વ્રજવલ્લભ એપાર્ટમેન્ટ્સ, કાશીવિશ્વનાથ પ્લૉટ, સાપલાનો ઉતારો, રાજકોટ-૩૬૦ ૦૦૧.

### માય ડિયર જયુને ૧૯૯૯નો કથા એવૉર્ડ

પ્રસિદ્ધ વાર્તાકાર માય ડિયર જયુને તેમની વાર્તા 'ડાર્વિનનો પિતરાઈ' માટે ગુજરાતી ભાષાનો કથા એવૉર્ડ એનાયત થયો છે. આ વાર્તાનો અંગ્રેજી અનુવાદ પણ કથા એવૉર્ડ મેળવનાર વાર્તાઓના સંગ્રહમાં પ્રગટ થશે. શ્રી જયુને અભિનંદન.

### દસમા દાયકામાં પ્રવેશેલા લેખકો

આ વિશેની નોંધ અગાઉ 'ઉદ્દેશ'માં લીધી છે. એમાં 'આધુનિક નવલકથા સર્જકો'ના લેખક શ્રી રામચન્દ્ર દામોદર શુક્લ અને કવિતાલેખક ડૉ. તનસુખ ભટ્ટનાં નામો ઉમેરી લેવાં. આ સૂચન માટે કવિશ્રી 'અનામી'નો આભાર.

### 'ઉદ્દેશ'નાં નવાં આજીવન પ્રોત્સાહક સભ્યો

| | | |
|---|---|---|
| ૧. | *શ્રીમતી વીણા ઉપાધ્યાય* | *સુરત* |
| ૨. | *શ્રીમતી કુમુદબહેન ઠાકર* | *અમદાવાદ* |
| ૩. | *શ્રી મકવાણા વી.ડી* | *જૂનાગઢ* |
| ૪. | *શ્રી રાજેન્દ્ર જે. જોશી* | *અમદાવાદ* |
| ૫. | *ડૉ. ભારતી રાણે* | *બારડોલી* |
| ૬. | *શ્રીમતી નૂતન જાની* | *મુંબઈ* |

# ધ ડ્રાય સાલવેજિઝ

**લેખક : ટી.એસ. એલિયટ**
**ભાવાનુવાદ : અરવિંદ કોરડે**

૧

*જાણતો નથી વિશેષ ઈશ્વર વિષે હું; પણ ધારું છું કે આ સરિતા*
*છે એક બળવાન બદામી ઈશ્વર ખિન્ન, અવશ ને હઠીલી,*
*અલ્પાંશે ધીર, પ્રાથમિક રીતે જ એક માન્ય સીમા–*
*ઉપયોગી, પણ વિશ્વાસપાત્ર નહીં વાણિજ્યના વહન માટે;*
*પછી સેતુ–શિલ્પી કાજ કેવળ એ સમસ્યા એક.*
*કિંતુ સમસ્યાનું સમાધાન સધાતાં*
*નગરોમાં વસતા જનો વીસરતા સદા તે સરિતેશ્વરને છેક,*
*છતાં તે ઉગ્રા, વિનાશિકા ધરી પ્રચંડ પ્રવાહ*
*ફરી ફરી સ્મરણ કરાવતી જે માનવ, વીસરતો એ જ.*
*યંત્રોના પૂજકોથી ન સન્માનાતી ને ન આરાધાતી*
*કિંતુ તે પ્રતિજ્ઞા કરતી. નિહાળતી રહેતી ને પ્રતીક્ષા કરતી.*
*તેનો તાલ હયાત હતો તેના શૈશવના શયનમાં,*
*ને મધુમાસના ફોરાયેલા 'એઇલનટ્રસ'ના આંગણમાં,*
*પાનખરના મેજ પર મૂકેલ રસવન્તી દ્રાક્ષની માદક ગંધમાં,*
*ને શિશિરની સંધ્યાના વાયુદીપની દીપમાળમાં.*
*સરિતા સમાયેલ છે આપણી ભીતર, ને સાગર છે આપણી સમીપ.*
*સાગર છે ધરતીની ઓળ જઈ મળે પથ્થરની કોર*
*પૂર્વસર્જનના સંકેત કાજ, તીર પર સાગર કરે જોર – શોર :*
*તારક – મીન, અર્ધવર્તુળ કરચલો, વહેલનાં અસ્થિ,*
*અતિ નાજુક સેવાલિકા ને જ્યાં પવનપુષ્પ છે,*
*છીછરાં જલાશય જે આપણી જિજ્ઞાસા સંતોષે છે,*
*ફેંકે પાછી ખોવાયેલી ચીજ સર્વે, ફાટેલી જાળ,*
*જર્જરિત કરચલાનો કળશ, તૂટેલું હલેસું*
*ને મૃત્યુ પામેલ વિદેશીનો મચ્છી પકડવાનો કાંટો.*
*સાગરને છે સૂર અનેક,*
*પ્રભુ અનેક ને સુર અનેક.*
*ગુલાબના છોડ પર છે સબરસ*
*ને ફર વૃક્ષમાં છે ધુમ્મસ.*
*સાગર કરે છે ચીસીચીસ*
*ને સાગર રડે છે બેસુમાર.*
*ભિન્ન ભિન્ન છે ધ્વનિ અપાર*

પણ ભાસે છે સૌ એક સમાન.
વહાણના દોરડાનું ક્રંદન
ને ખળખળ મોજાનાં વહાલ અફળાતાં જળ નિધિ સમાન.
દૂર પથ્થરના મુખમાં રટાતું એક જ ગાન.
સમીપ સરતી મુખ્ય ધરા કરતી શોકમય સુઝાવ,
સાગરના ઊમટેલા સૂર ને શોકગ્રસ્ત એ અવાજ
ને દૂર ઉડેલા 'સીગલ'ને શું ઘેર પાછાં વળાય :
અને સન્નાટામય શાંત ધુમ્મસના આતંકમાં મૃત્યુઘંટ
કાઢે છે ક્યાસ સમયનો, સમય આપણો નહીં, રઘવાટ
સિવાય ઊભરતી મરુભૂમિથી ઘંટનાદ થાતો, તે સમય
જે કાળમાપક યંત્ર કરતાં પણ પ્રાચીન સમય,
અતીત ને અનાગતના સ્ફટિકને એકત્ર કરતી
ભાવિના તાણાવાણાના તંતની ગૂંચ ઉકેલતી
ભાવિના તાંતણાની ગણતરી કરવાનો પ્રયત્ન કરતી,
એવી જાગૃત પડી રહેલ ચિંતાતુર, આતુર કો' એક
વનિતાથી ગણતરી થાતા કાળ કરતાં પણ જૂનો સમય,
ભોર અને ભરમધ્યરાત્રિ વચ્ચે, અતીત છે પૂર્ણ છદ્મ,
ત્યારે ઉષાના દર્શન પૂર્વે, ભાવિ બને છે ભવિષ્યશૂન્ય,
જ્યારે સમય થંભે છે અને સમય અંતહીન છે;
અને મરુભૂમિ ઊભરે છે, જે છે અને હતી શરૂઆતથી જ,
ઘંટનાદ થાય છે
મૃત્યુઘંટનો.

૨

ક્યાં છે તેનો અંત, અવાજવિહીન વિલાપ,
પાનખરનાં પીંખાતાં મુક પુષ્પો,
ત્યજીને પોતાની પાંખડીઓ અને રહે છે સ્તબ્ધ;
ક્યાં છે તૂટેલા વહાણના વહી જવાનો અંત,
સાગરતટે અસ્થિપિંજરની પ્રાર્થના, અપ્રાર્થિત,
પ્રાર્થના જે ભારે વિપત્તિની જાહેરાતની ક્ષણે થાય છે?
અંત જ નથી, કિંતુ છે સરવાળો: મળે છે વાટ.
આગળના દિવસો ને તાસના પરિપાકથી
જ્યારે ભાવના જ બનાવે છે પોતાની જાતને ભાવનાશૂન્ય.
ભગ્નતામાં વ્યતીત થયેલાં વર્ષો
જે પણ માનતા હતા ખૂબ જ વિશ્વસનીય રીતે–
અને તેથી સુયોગ્ય જ હતાં ત્યાગ કાજે.
સરવાળો છે એ આખરી, ખોવાતા

ગર્વનો અથવા સત્તા ખોવાતાં ગુસ્સાનો.
વિરક્ત ભક્તિ જે કરાઈ હશે ભક્તિભાવવિહીન,
તણાતી નાવ સૂક્ષ્મ છિદ્ર સહ,
મૌન શ્રાવ્ય અ-નકારનીય રવ
આખરી જાહેર થતા ઘંટનાદનો.

અંત ક્યાં છે તેમનો, માછીમાર હંકારાય છે
પવનની દિશામાં, જ્યાં ધુમ્મસનો ભય છે?
આપણે વિચારી નથી શકતા સમયવિહીન સાગરને
અથવા કૂડાકચરાના બગાડવિહીન સાગરને
અથવા ભાવિને જેને ઉત્તર-દાયિત્વ જ ન હોય,
અતીતની જેમ જેને પહોંચવાની કો' નેમ જ ન હોય.

વિચારવાનું છે આપણે તેમને કાજ, જેમને કરવાની કાયમી આડાશ ઊભી.
ઠીકઠાક બધું, ખેંચી દોરડાં દિશાબદલ, જ્યારે ઉત્તર પૂર્વ નજીક આવે છે.
ઘસારારહિત ને ન બદલાતા છીછરા કિનારા પર;
અથવા નાણાં મેળવતા વા હલેસાં સૂકવતા બંદર પર;
કરતા નથી એવી સફર જે ઉપાર્જનશૂન્ય હોય,
કારણ નથી ખપતી સંપત્તિ જે શ્રમવિહોણી હોય.

અવાજ વગરનું રુદન, તેનો અંત જ નથી,
કરમાયેલા પુષ્પનો કરમાવાનો અંત જ નથી,
દર્દરહિત અને ગતિવિહીન યાતનાની ક્ષણોનો,
સાગરના ધસવાનો ને તૂટેલા વહાણના ખેંચાણનો,
અસ્થિની પ્રાર્થના મૃત્યુના ઈશ્વરને. કેવળ ક્વચિત્ કરાતી
પ્રાર્થના બસ એ જ એક આખરી ક્ષણોની.

એવું ભાસે છે, જાણે વ્યક્તિ વૃદ્ધ થાય છે,
જે અતીતની બીજી એક ભાત છે, અને તે કેવળ ક્રમ થતો અટકે છે.
અથવા વિકાસ પણ : પછીનો આંશિક આભાસ
પોસાય છે ઉત્ક્રાંતિના કૃત્રિમ આશયશઃ,
જે બને છે, લૌકિક મનમાં, અતીતથી અલવિદા થવાના આશયશઃ.
સુખની ક્ષણો – નથી સારા થવાની સમજની,
ઉપભોગની, સ્વતૃપ્તિની, સહીસલામતીની, સ્નેહની
અથવા મનભાવન ભોજનની, કિંતુ છે એકાએક થતા અજવાળાની.
હતા આપણને અનુભવ કિંતુ અર્થબોધ ખોવાયા હતા,
તે અર્થબોધ શોધવામાં પુનઃ પુનઃ અનુભવ સ્થપાયા હતા
ભિન્ન સ્વરૂપોમાં, અર્થબોધની પેલી પાર.
સુખ આપણે મેળવી શકીએ. મેં પહેલાં પણ કહ્યું છે

કે અતીતના અનુભવો અર્થબોધમાં પુનર્જીવિત થાય છે
જે નથી અનુભવો કેવળ એક જ જન્મના
કિંતુ છે ઘણા જન્મોના. નથી ભુલાતું
કંઈક જે છે સંભવિત રીતે તદ્દન અનિર્વચનીયઃ
અતીતમાં એક પાછળ દૃષ્ટિપાત એ ખાતરી છે
નોંધાયેલા ઇતિહાસની, અર્ધદૃષ્ટિપાત પાછળની બાજુ
ખભા પરથી, તે છે પ્રાથમિક ભય તરફ.
હવે, આપણે આવ્યા છીએ તીવ્ર વેદનાની ક્ષણોની શોધમાં
(છીએ, અથવા નથી ગેરસમજને લીધે,
ખોટી બાબતો માટે આશા રાખીને અથવા ખોટી બાબતોના
ભયને માટે, તેનો પ્રશ્ન નથી),
જે કાયમ એકસરખી જ છે
એવા કાયમીપણા સાથે જેમ સમય કાયમી છે.
આપણે આની વધુ પ્રશંસા કરીએ છીએ
બીજાની તીવ્ર વેદનામાં, લગભગ અનુભવીએ છીએ,
આપણને સામેલ કરી તેમાં, આપણી વેદના કરતાં પણ વધારે.
કારણ, આપણો પોતાનો અતીત છે ઘેરાયેલો પ્રવર્તમાન ક્રિયાઓ વડે,
પણ અન્યના સંતાપ રહે છે, એક અનુભવ
ગેરલાયક, અનુગામી વણથાક્યા અગ્રાહ્ય.
લોક બદલે છે તેમને, અને સ્મિત કરે છેઃ પણ વદેના રહી જાય છે.
સમય ભક્ષક એ સમય રક્ષક છે,
જેમ સરિતામાં મરેલા સીદીઓ, ગાયો એને પક્ષીના પિંજરાનું ભારણ છે,
કડવાં અને કરડેલાં સફરજન છે.
અને જર્જરિત ખડકો અસ્વસ્થ જળમાં
ધોવાય છે મોજાંઓથી ને ઢંકાય છે ધુમ્મસમાં;
એક શાંત દિવસે જે કેવળ એક સ્મારક છે,
સાગરગમનના સમયે તે એક સમંદરચિહ્ન છે
પથ નિશ્ચિત થાય જેનાથીઃ કિંતુ ઉદાસ ઋતુમાં
અથવા એકાએક ભય ત્રાટકતાં, તે છે જેમ તે હતો હંમેશાં.

૩

આશ્ચર્ય થાય છે કદીક મને કે કૃષ્ણ ખરે એમ જ કહેવા માગે છે–
બીજી બધી બાબતોમાં – અથવા એક જ બાબતને મૂકવાની રીત એ એક :
કે ભવિષ્ય છે એક ધૂંધળું ગીત, એક શાહી ગુલાબ, વા અત્તરનો છંટકાવ.
વ્યાકુળ વિલાપ તેઓને કાજ જેઓ નથી અહીં હજુ રડવાને આજ,
દબાયા છે પુસ્તકનાં બે પીળાં પાનાંમાં એ જે કદી નથી ખોલાયાં સાવ.
ને જે રસ્તા ઉપરના છે તે જ નીચેના છે, જે રસ્તા આગળના છે, પાછળના તે જ.

નહીં સહી શકો તમે સહજ, કિંતુ છે એ ચીજ સચોટ,
કે સમય નથી દુઃખનું ઓસડ : નથી અહીં કોઈ મરીજ હાજર.
જ્યારે રેલગાડી રવાના થાય છે, ને યાત્રી બધા ગોઠવાઈ જાય છે
ફળાહાર માટે, સામયિકો ને ધંધાકીય પત્રો માટે
(અને જેઓએ તેમને વિદાય થતા જોયા તે પણ ચાલ્યા પ્લેટફૉર્મ છોડી).
તેઓના ચહેરા સ્વસ્થ થાય છે સંતાપ છોડી,
ગરકાવ થાય છે નિદ્રામય લયમાં સેંકડો ઘડી.
યાત્રીઓ, આગળ ધપો! અતીતમાંથી નહીં પલાયન થઈ
ભિન્ન ભિન્ન જીવનમાં અથવા ભાવિમાં કોઈ;
તમે એ જ જનગણ નથી જેમણે છોડ્યું છે એ સ્ટેશન
અથવા તમે એ નથી જેઓ પહોંચશે કોઈ અંતિમ સ્ટેશન,
જ્યારે સાંકડી થતી રેલપટ્ટિકા સરકે છે તમારી પાછળ;
ને અઘોર નાદ કરતા વહાણના તૂતક પર બેસી
નિહાળો પહોળા થતા પાણીના ચાસને તમારી પાછળ,
વિચારશો નહીં ત્યારે તમે, 'અતીતનો અંત આવે છે'
અથવા 'ભવિષ્ય આપણી સન્મુખ ઊભું છે.'
રાત્રિ થતાં, વહાણના દોરડામાં ને હવામાં,
એક ગાનનો અવાજ છે, (જોકે કાને પડતો નહીં,
ગણગણતા સમયની છીપલી, ને ન કોઈ એક ભાષામાં)
'આગળ ધપો' તમે જે વિચારો છો કે તમે સાગરની સફરે છો;
તમે તેઓમાંના નથી જેઓએ જોયેલું બંદર ને
પાછા સરકતા, અથવા તેઓ જેઓ વહાણ મહીંથી ઊતરશે.

અહીં પાસે અને દૂરના કિનારા વચ્ચે
જ્યારે સમય સમેટાઈ ગયો છે, લક્ષ્યમાં લો ભવિષ્ય
અને અતીતને એક સમાન મનથી.
એવી ક્ષણ જે કર્મ કે અકર્મની નથી,
તમે પામી આ શકો છો: "ગમે તે પિંડના
માનવીનું મન અતિ તીવ્ર બને છે
મૃત્યુની ક્ષણોમાં" – તે એક કર્મ છે
(અને પ્રત્યેક પળ એ મૃત્યુની જ ક્ષણ છે)
જે ફળધારણ કરશે અન્યના જીવનમાં :
ને વિચારો જ નહીં કર્મના ફળમાં.
આગળ ધપો.
હે સમંદરના યાયાવર, હે દરિયાના લાલ,
તું આવ્યો છે જે બંદરે, અને તું જેનો દેહ
સહેશે સાગરની તપાસ અને સાગરનો ચુકાદો

અથવા ગમે તે હશે ઘટના, આ જ છે તારી સાચી મંઝિલ.
તેથી કૃષ્ણ ત્યારે તેમ જ સમજાવતા હતા અર્જુનને
યુદ્ધના મેદાનમાં.

અલવિદા નહીં,

આગળ ધપો, હે સમંદરના યાયાવર.

૪

દેવી, જેમનું દેવળ ઊભું છે ભૂશિર પર,
કરો પ્રાર્થના તેમના માટે જે છે વહાણમાં, તેઓ
જેમનો વ્યવસાય છે માછલીનો, અને
જેમનો સંબંધ છે કાયદેસરની યાતાયાત સાથે
અને તેઓ જે નિયંત્રિત કરે છે તેમને.

પુનઃ કરો પ્રાર્થના તે સ્ત્રીઓને પણ કાજ
જેમણે જોયા છે તેમના પુત્રો વા પતિઓને
ચાલી નીકળતા, અને કદી પાછા ન ફરતા :
ઓ દીકરાની દીકરી
ઓ સ્વર્ગની મહારાણી.

તેમના પણ માટે કરો પ્રાર્થના જે હતા વહાણમાં, અને
જેમની યાત્રાનો અંત આવ્યો છે રેત પર, સાગરના હોઠમાં
અથવા અંધકારમય કંઠમાં જે તેમે નકારશે નહીં
અથવા જ્યાં સાગરના ઘંટનાદનો દૈવી અવાજ પહોંચી નથી શકતો.

૫

મંગળ ગ્રહ સાથે વાતચીત કરવી ને સંવાદ મૃતાત્મા સહ
દરિયાના પિશાચની કરણી કહેવી,
જન્માક્ષરો વાંચવા, ભવિષ્યવાણી કરવી,
જાણી લેવાં શલ્ય સઘળાં હસ્તાક્ષરો મહીંથી,
જીવન સઘળું પ્રગટ કરવું હસ્તરેખા મહીંથી
ને સર્વે જીવનવિપદા અંગુલિ મહીંથી; વહેમથી છુટકારો
પિશાચી મહેરબાનીથી, વા ચાની પત્તીથી, અનિવાર્યનું સમાધાન
ગંજીફાનાં પાનાંથી, પંચકોણ વગાડીને
અથવા શેતાની તેજાબથી, અથવા ચીરફાડ
પુનઃ પુનઃ કરવી પૂર્વચેતનામાં થતી ભયની પ્રતિમાની–
કૂખ અથવા કબર અથવા ખ્વાબને ખોદવું
આ બધું છે કાયમી.
મનોરંજન ને કેફી દ્રવ્ય, અને સમાચારજગતનું ભાવિ :
અને હશે હંમેશાં, તેમાંના કેટલાક વિશેષ કરીને
જ્યારે હોય છે વિનાશ રાષ્ટ્રનો અને હોય છે મૂંઝવણ

એશિયાના કિનારા પર, અથવા એડગ્વાર રોડ પર.
માણસની જિજ્ઞાસા શોધે છે અતીત અને ભાવિને
ને વળગી રહે છે પરિમાણોને. પરંતુ પકડવાને
તે બિંદુને કરે છે વિચ્છેદન સમયહીનતાનું
સમય વડે, જે છે કાર્ય સંતોનું–
નથી કંઈ કાર્ય અન્ય, કિંતુ કંઈક અપાયું
અને લેવાયું જીવનભરના મૃત્યુ અને પ્રેમમાં,
ઉત્સાહ, નિઃસ્વાર્થતા અને આત્મ-સમર્પણ,
બહુધા આપણ સૌ કાજ, તે એક કેવળ ન લક્ષ અપાયેલ
ક્ષણ, સમય અંદરની અને બહારની ક્ષણ,
વ્યગ્રતાને યોગ્ય, સૂરજના કિરણ-પટમાં ખોવાયેલ,
એ અદૃષ્ટ મહેકતી વનલતા, અથવા ગ્રીષ્મની તે દામિની
અથવા જળપ્રપાત, અથવા અતિ ગહનતાથી સંભળાતું સંગીત
જે ક્યારેય પણ સાંભળ્યું નથી, પણ તમે જ તે સંગીત છો
જ્યારે તે સંગીત ચાલુ હોય છે. આ કેવળ સૂચન અને ધારણા છે.
સૂચન ધારણા વડે અનુસરાય છે; અને બાકીનું
પ્રાર્થના, આચાર, શિસ્ત, વિચાર અને કર્મ છે.
અર્ધ ધારેલ સૂચન, અર્ધ સમજેલ ઉપહાર, સાક્ષાત્કાર છે.
અહીં અસંભવ જોડાણ
અસ્તિત્વના પિંડનું એ એક વાસ્તવિકતા છે.
અહીં અતીત અને અનાગત
જિતાય છે, અને સમાધાન સધાય છે,
જ્યાં અન્યથા કર્મ ગતિ હતી
તેની કે જે કેવળ ગતિશીલ છે
અને તેમાં ગતિનો સ્રોત જ નથી–
દોરાય છે તે શૈતાની, દૈવી
શક્તિ વડે. અને સાચું કર્મ મુક્તિ છે
તે પણ અતીત અને ભાવિમાંથી.
આપણા માટે, મહદ્અંશે આ હેતુ છે
જે કદી અહીં મેળવાતો નથી;
જેઓ કેવળ અપરાજિત છે,
કારણ, આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ;
આપણે, આખરે તૃપ્તિ પામશું
જો આપણું ઐહિક પુનઃ પરતવું પોષણ આપે
(સદાપર્ણી વૃક્ષથી – ચર્ચથી – વધુ દૂર નહીં)
અર્થપૂર્ણ ભૂમિના જીવનને. ☐

# કોલંબસને કેડે

દુષ્યન્ત પંડ્યા

**૩૦. વિદાય, દીકરીઓ, ભુલકણાપણું, ધરતીને છેડે**

વરદાબહેન તંદુરસ્ત જન્મ્યાં હતાં અને લોકવાર્તાની રાજકુંવરીની માફક 'રાતે નહીં એટલાં દીએ અને દીએ નહીં એટલાં રાતે' વધતાં હતાં. ૭મી જુલાઈએ દાક્તર પાસે લઈ જવાનાં હતાં. દાક્તરે એને તપાસીને કહ્યું, "તબિયત ટકોરા જેવી છે. તમે એ બાર વાસાની થાય પછી, આસાનીથી ઇંડિયા લઈ જઈ શકો છો." પણ દાક્તર કદી દેશની બહાર ગયા નહીં હોય એટલે, એમને બુકિંગની મુશ્કેલીની ખબર નહીં હોય. ૩૦ જૂનની અમારી ટિકિટો રદ કરાવતી વેળા મેં પોદળામાં સાંઠો નાખી રાખ્યો હતો કે, ગમે ત્યારે, એકદમ ટૂંકી મુદતે, મારે ટિકિટની જરૂર પડશે.

વરદાની હતી એટલી સારી એની માની તબિયત ન હતી. ત્રણ વાસાની વરદાને લઈ પુષ્પા ઘેર આવી હતી. તે પછી એને જરાય આરામ મળ્યો ન હતો. વરદાના પાસપૉર્ટને અંગે એક વાર અને, આવકવેરો પૂરો ભર્યાના પ્રમાણપત્ર માટે બીજી વાર, એમ બે વાર, મારે ન્યૂયૉર્ક જવાનું થયું હતું. ત્યાંની ઇન્કમટૅક્સ ઑફિસનો અનુભવ પણ નોંધવા જેવો છે. મારી આવકનાં બધાં કાગળિયાં, દર પખવાડિયે કપાયેલા કરની વિગતો વ. હું મારી સાથે લઈ ગયો હતો. તેની સાથે, '૬૫-૬૬ના વર્ષમાં ભારતમાં જે કર ભર્યો હતો તેનું સરકારી કાગળિયું પણ મારી સાથે હતું.

ઇન્કમટૅક્સ કચેરીમાંની કોઈ બહેનને મળવાનું કહેવામાં આવતાં હું તેની પાસે ગયો. બધા હિસાબ કરી તેણે મારી પાસેથી સવા ત્રણ સો ડૉલર માગ્યા. મેં પૂછ્યું. "મેં ભારતમાં જે કર ભર્યો છે તે મજરે મળે ?" એ કહે, "વેઇટ અ મિનિટ." અંદર જઈ, એના સાહેબને પૂછી આવી મને એ કહે, "મળે. તમે ત્યાં કેટલો ટૅક્સ ભર્યો છે ?"

ભારત સરકારમાં ભરેલા ટૅક્સનાં કાગળિયાં કાઢી એને બતાવવા ગયો તો મને કહે, "મારે એ પેપર્સ જોવાં નથી. તમે મને રકમ જ કહો." રૂપિયાના ડૉલર કરી મેં તેને તે રકમ કહી તો, મને લગભગ પચાસપંચાવન ડૉલર તેણે બાદ કરી આપ્યા.

જે રકમ થઈ તે મારી પાસે રોકડી ન હતી. એણે ચેક લીધો અને મને ઇન્કમટૅક્સ ક્લિયરન્સ સર્ટિફિકેટ એણે આપી દીધું. ભારતમાં ટૅક્સ ભર્યો હતો તેનો પુરાવો માગ્યો ન હતો તેમ, "ચેક વસૂલ થઈને આવે પછી દસ દિવસ પછી આવજો," એમ પણ એણે ન કહ્યું.

આમ મારે બે વાર ન્યૂયૉર્ક જવાનું થયું હતું અને એ બે દહાડા પુષ્પાને ખૂબ શ્રમ પડ્યો હતો. વરદા થોડા ઉજાગરા પણ કરાવતી અને અમારું પૅકિંગ પણ ચાલુ હતું. આ બધું પુષ્પાને થાક આપતું.

અમેરિકન એક્સપ્રેસને ફોન કરતાં તા. ૨૨મી જુલાઈની ટિકિટ મળી ગઈ. વરદાના આગમને અમને એ લાભ આપ્યો કે, પ્રવાસીઓની પહેલી જ હારમાં અમારી બેઠકો હતી. ત્યાં સામે હુકમાં વરદાની ટોપલી ટાંગી શકાતી હતી. પણ વરદાને એની મમ્મીના ખોળામાં બેસીને જ પ્રવાસ કરવો હતો. નાનાં બાળકોને પણ ગમતું-અણગમતું હોઈ શકે છે એ પાવલૉવવાદી માનસશાસ્ત્રીઓએ નોંધવું રહ્યું.

અમે કંટકપુષ્પ નિવાસે-થૉર્નબ્લૂમ હાઉસે-થી લગભગ સાડાચાર-પાંચને સુમારે નીકળ્યાં. વરદાને એ-પોતાની માતૃભૂમિ છોડવી ગમતી નહીં હોય કે શું, એ કંઈ કજિયે ચડી હતી. સામાન બધો પૅક કરવા અંગેની દોડધામમાં પુષ્પા એની પ્રત્યે જરા ઓછું ધ્યાન આપી શકી હતી. વળી, અમને સૅલીબહેને આપેલું તેવું જ સુઘડ અને સ્વચ્છ ઘર એ પાછું સોંપવા માગતી હતી. એટલે બધો સામાન ઉતારવાની જવાબદારી મારી હતી અને મારી જવાબદારી હોય એટલે કશુંક ભૂલવાનું તો આવે જ. ઘેરથી નીકળ્યે અર્ધો કલાક થયા પછી મને યાદ આવ્યું કે મુંબઈના વરસાદની હેલીનો સામનો કરવા લીધેલી બે નવીનકોર ચીની છત્રીઓ ક્લોઝેટ–ઓવરકોટ, કોટ વ. રાખવાના મોટા કબાટ-માં રહી ગઈ છે. એક વર્ષ પહેલાં

અમેરિકા જવા માટે જામનગરમાં ઘેરથી સ્ટેશને ગયા પછી યાદ આવ્યું હતું કે મારાં ચશ્માં હું ઘેર ભૂલી ગયો હતો. ગાડી હજી આવી ન હતી અને આવ્યા પછીયે પંદરવીસ મિનિટ ઊભી રહેવાની હતી એટલે, મારો પુત્ર અશોક એની સાઇકલ પર જઈ તરત એ લાવી આપી શક્યો હતો. અહીં અશોક ન હતો. અમારે અ-શોક થયા વિના છૂટકો ન હતો. થૉર્નબ્લૂમ હાઉસને અમારી એ વિદાયની 'ભેટ' હતી.

અતિથિઓને અમારે ત્યાં જમવા આવવાનું નોતરું દઈ આવ્યો હોઉં અને, એ અતિથિઓ બારણે ટકોરા વગાડે ને હું બારણું ઉઘાડી, એમને બેસાડી, દોડતો રસોડામાં જઈ પુષ્પાના કાનમાં કહું, "આ પતિપત્નીને આજે જમવા આવવાનું નોતરું આપ્યું હતું." રાંક ગુનેગારની અદાથી હું બહાર સરકી જાઉં, પુષ્પા પાણીના પ્યાલા લાવી સ્વાગત કરે, થોડું બેસે, અને પંદરવીસ મિનિટ પછી અમે સૌ આનંદથી જમવા બેસીએ. આવું બેત્રણ વાર બન્યું હશે. આમ મારી લાજ રહી ગઈ છે – પુષ્પાએ રાખી છે.

૧૯૭૬માં લંડનથી મુંબઈ આવતો હતો ત્યારે, પાછા વળતી વખતે સામાન આપી દીધા પછી અને ટિકિટ ચેક કરાવ્યા પછી મારાં પાસપૉર્ટ અને ટિકિટને જ હું ગુમાવી બેઠેલો. ખિસ્સામાં મૂડી પાછી સાડા ત્રણ પાઉંડની જ. પણ બીજે જ દિવસે બીજો પાસપૉર્ટ મળ્યો, માત્ર એક પાઉંડમાં જ. એર ઇંડિયાની કૃપાથી આ ભુલકણા શિક્ષકને એક પેની આપ્યા વિના બીજી ટિકિટ પણ મળી, અને એ પાછી તરત પ્રભુકૃપાથી કન્ફર્મ પણ થઈ ગઈ. અને એરપૉર્ટ પરથી મારાં ટિકિટ – પાસપૉર્ટવાળો ગુમાઈ ગયેલો મારો પૉર્ટફોલિયો પણ મળ્યો ! આમ એક પ્રવાસ માટે બે ટિકિટ અને બે પાસપૉર્ટનો મારો રેકૉર્ડ ગિનેસ બુકને ચોપડે ચડાવવા જેવો જ હશે.

ત્યારે એરપૉર્ટ પર આજના જેવો સલામતીનો હાઉ ન હતો. સૅલીબહેન, લાયલપ્રસાદ તથા એમની ત્રણેય પુત્રીઓ ક્રિસ્ટીન, ગ્રેચન તથા લીઝા અમને વળાવવા કેનેડી એરપૉર્ટ સુધી આવ્યાં હતાં. ત્યારના અને આજના કેનેડી એરપૉર્ટમાં આસમાનજમીનનું અંતર થઈ ગયું છે. અહીં ઘરઆંગણે પણ સાંટાક્રૂઝના એરપૉર્ટથી જુદું સહારનું મોટું એરપૉર્ટ વિકસ્યું છે. તથા અમદાવાદને પણ આંતરરાષ્ટ્રીય એરપૉર્ટનો બિલ્લો લગાડવામાં આવ્યો છે. પણ પ્રવાસી સિવાયની બીજી કોઈ વ્યક્તિને એ અમદાવાદી કિલ્લાની અંદર પ્રવેશવા દેવામાં આવતી નથી. કેનેડી અને હીથરો એરપૉર્ટો પર આજે પણ તેવું નથી. ત્યારે તો, આજના કરતાંય વધારે છૂટથી એરપૉર્ટોમાં ફરી શકાતું હતું.

સમય થતાં, કસ્ટમ્સનો તથા પાસપૉર્ટ વગેરેનો વિધિ પતાવી, 'આવજો, આવજો' કહી અમે 'મહારાજા' ભણી ઉદાસ હૈયે ચાલવા લાગ્યાં. આશરે એક વર્ષ પહેલાં આ અજાણ ભૂમિમાં પગ મૂક્યા ત્યારે આશંકા, ભય, ચિંતા વગેરેનાં વાદળો અમારાં ચિત્તમાં ઘૂમરાતાં હતાં. અહીં અમને સ્વજનો સાંપડ્યાં હતાં, મિત્રો મળ્યાં હતાં, થોડાક મહાનુભાવોને પણ મળવાસાંભળવાનો લહાવો સાંપડ્યો હતો, પોતાનાં માતા અને બહેનોથી કેટલેય દૂર હોવા છતાં સીમંત જેવો પ્રસંગ ઊજવનાર તથા હૉસ્પિટલમાં પડખે રહેનાર પ્રેમાળ કુટુંબીજનો પુષ્પાને સાંપડ્યાં હતાં તથા અમને વરદા ઉપરાંત બીજી બે પુત્રીઓ પણ પ્રાપ્ત થઈ હતી. વિનીની અને, ટનેટની વાત અગાઉના પ્રકરણમાં લખી છે.

આમ લોહીના નથી હોતા તેવા સંબંધોના પાશ બુદ્ધની કરુણાથી કે ભગવાનની કૃપાથી સદા બંધાતા રહે છે અને, ધર્મની, જાતિની, વર્ણની બધી દીવાલો ભેદી, વૈશ્વિકતાની અનુભૂતિ આપણને કરાવે છે. પારકી છઠ્ઠીનાં જાગતલ, જગતને ખૂણેખૂણે વસે છે એ પ્રભુની મોટી કૃપા નથી શું !

૧૯૬૬ની ૨૨મી જુલાઈએ અમે સાંજના સાડા સાતને સુમારે અમારા 'મહારાજા' વિમાનમાં બેઠાં. વિમાન પૂરું ભરાઈ ગયું. પરિચારિકાઓ અને વૈમાનિક પણ હતાં, પણ વિમાન અમને યથાસમય અમેરિકા છોડાવવા ચાહતું ન હતું. ઊડનારાં વિમાનોની હાર – ક્યૂ-માં અમારું વિમાન ત્રીજું કે ચોથું હતું. આમ પણ હાટકેશભક્તો હોય ત્યાં વાહન મોડું જ હોય. આઠને બદલે સાડા આઠે અમે ઉત્તરાભિમુખ થયાં. પછી વિમાનની બધી કવાયત શરૂ થઈ. ખાઈપીને પોઢી જ જવાનું હતું. પણ અમારાં ટિનકુડાં વરદાબહેન 'સંયમી' હોઈ 'જાગ્રત' રહેતાં હતાં અને અમને, સામાન્ય ભૂતોને, સૂવા દેતાં ન હતાં.

આમ થોડું ઊંઘતાં અને વધારે જાગતાં, અમે પૂર્વ દિશા ભણી પ્રવાસ કરી રહ્યાં હતાં. સાત જ કલાકના પ્રવાસમાં અમે બાર કલાક પૂરા કાપી નાખ્યા હતા. હીથરો હવાઈ અડ્ડે પહોંચ્યાં, ત્યારે સવારના આઠ વાગ્યા હતા. બે કલાકની વિરામ હતો. લાઉંજમાં બેસી ચાપાણી પીધાં. બાથરૂમમાં જઈ ઢળકો પણ ઢોળી લીધો. એ જ હીથરો એરપૉર્ટના બાથરૂમમાં ૧૯૯૩માં શાવર માટે એક પાઉંડનો ચાર્જ લેવામાં આવતો હતો. 'હરહર ગંગે'નો ભાવ, ત્યારને, પાઉંડને ભાવે, ૩૫-૩૬ રૂપિયા ! ત્યારે નાહવાનું જ નાહી નાખ્યું અને ગેંડી પાસે ઊભા રહી દાઢી કરી, હાથમાં પાણી લઈ, 'અપવિત્રં પવિત્રો વા...' બોલી પ્રોક્ષણથી જ પતાવ્યું હતું.

વરદાને હીથરોની હવા ખૂબ ગમી ગઈ હશે કે શું, ત્યાંના ઘોંઘાટમાં એ પૂરા બે કલાક નિરાંતથી ઊંઘી. આમ પણ, 'ગીતા'ના પેલા શ્લોક પ્રમાણે, 'બધાં ભૂતો' જાગતાં હોઈ એ 'મુનિ' માટે નિશા હતી.

એર ઇંડિયાના સંચાલકોને અમારી ઊંધી વળી ગયેલી પ્રવાસયોજનાનો ખ્યાલ આવી ગયો હશે કે શું તે ખબર નથી. પરંતુ, લંડનથી ઊપડ્યા પછી, અમારું વિમાન પૅરિ(સ)ના શાર્લ દ ગોલ એરપૉર્ટ પર થોભ્યું અને, પૅરિ(સ)ની ધરતી પર નહીં તો, એ નગરીના એરપૉર્ટના લાઉન્જમાં જરા ચક્કર લગાવ્યું. એફેલ ટાવરની ઝાંખી થઈ હતી અને સીન સરિતાનાં વહેતાં વારિને પણ વિમાનની બંધ બારીમાંથી જોયાં હતાં.

અને આશ્ચર્ય ! અમારા 'મહારાજા' વિમાને રોમમાં પણ ઉતરાણ કર્યું ! કલાનગરી રોમે પોતાના વિમાનપત્તનના નામને કોઈ રાજકારણીના નામ સાથે નથી જોડ્યું, પણ મહાન ચિત્રકાર દ વિન્ચીના નામ સાથે જોડ્યું છે. પાંચ દહાડાનું પ્રધાનપદ ભોગવેલાને હાથે આપણે કેટલાં બધાં ઉદ્ઘાટનો કરાવીએ છીએ, દેશને ઊંધે કાંધ નાખનાર રાજકારણીઓનાં નામ આપણે કેટલી બધી બાબતો સાથે જોડીએ છીએ ? એરપૉર્ટ સાથે સીઝરનું, નીરોનું કે મુસોલીનીનું નામ હોય કે ચાર ચિત્ર દોરનાર લિયોનાર્દો દ વિન્ચીનું ? આવા આર્ટિસ્ટો બાંધવા બેસે પછી, રોમ એક દહાડામાં શી રીતે બંધાઈ રહે ? આપણા રાજકારણીઓ, કૂવો ખોદ્યા વગર કૂવામાં સરકારી લોનને ડુબાડે છે તેમ, રોમ બાંધ્યા વગર જ રોમ બંધાયાનું પ્રમાણપત્ર આપત.

સીઝર અને માર્ક ઍંટનીની ભૂમિ દેખાડ્યા પછી રાણી ક્લિયોપૅટ્રાનું મિસર અમને બતાવ્યા વિના 'મહારાજા'ને કેમ ચાલે ? એટલે અમે મિસરના કાહિરોના એરપૉર્ટે પણ થોડું રોકાયાં.

લંડન પછીનાં આ ત્રણ રોકાણોનો લાભ એ થયો કે, અમે મુંબઈ ૨૪મીની સવારે નવને સુમારે ઊતર્યાં. નહીં તો, મુંબઈથી વિદેશ જતાંઆવતાં વિમાનો આપણને નિશાચર બનાવી દે છે અને, એ કથોરે સમયે ચડવાઊતરવાને લઈને વિમાનયાત્રાનો થાક – જેટલૅગ – બમણો બનાવી દે છે.

અમે ૨૪મી જુલાઈની સવારે સાંતાક્રૂઝ વિમાનમથકે ઊતર્યાં. થાક તો ઉતારવાનો જ હતો, પણ એથી વધારે અગત્યનું કાર્ય વરદાનાં નાનીબા, મામામામી, માસીમાસા તથા મારાં કુટુંબીજનો તરફથી અમારો મોભો વધારનારી વરદાના સ્વાગતનું હતું. તેમ જ અમારા પ્રવાસકાર્યક્રમમાં થયેલા ફેરફારને કારણે, જામનગરની વિમાનની ટિકિટો અમને મળતી ન હતી. અમે ૨૭મીની સવારે રાજકોટના વિમાનમાં રવાના થયાં અને ત્યાંથી, મારા વડીલ ભાઈ કોઈની ગાડી લાવેલા તેમાં બેસી અમે જામનગર ગયાં.

અમે ઘેર પહોંચતાં કુટુંબમાં સૌને અમારા આવવાનો આનંદ થતો હતો તેથી વધારે આનંદ, અમારાં મુંબઈવાસી કુટુંબીઓની માફક વરદાને વધાવતાં થતો હતો. ચોવીસ વાસાની એ ઢીંગલી સૌના વાત્સલ્યનું, આકર્ષણનું, પ્રીતિનું કેંદ્ર બની ગઈ ! આમ કોઈની સાથે એક અક્ષર પણ નહીં બોલતી વરદાને સૌ બોલાવવા, રમાડવા, વહાલ કરવા લાગ્યાં.

પણ વરદાના છઠ્ઠીના લેખ લખનાર વિધાતાએ નક્કી કરી નાખ્યું હતું : "વરદાને લઈને તમે જામનગર ભલે જાઓ, તમારી પુત્રી તમને જામનગર નહીં રહેવા દે !"

અને એણે જામનગર છોડાવ્યું જ. મેં સપ્ટેમ્બરમાં છોડ્યું અને પુષ્પા અને વરદાએ ઑક્ટોબરમાં, વિજયાદશમીને દિવસે. અમારો પ્રવાસ પૂરો નથી થયો. એ હજીયે ચાલે છે.

(સંપૂર્ણ)

પ્રીતિ સેનગુપ્તા

**સંદેશ શાંતિનો, આનંદનો**

જુદા જુદા અનેક ધર્મ-પંથોના મુખ્યાધિકારી વ્યાખ્યાન આપવાના હોય ત્યારે પાંચ સો-સાત સોથી માંડીને પાંચ-સાત હજાર જેટલાં ભક્ત-જનો ઊમટી પડતાં સાંભળ્યાં – જોયાં છે. નામદાર પોપને સાંભળવા તો લાખ માણસ પણ ભેગું થાય. પણ એ સર્વ તે તે પંથમાં માનનારાં હોવાનાં. કુતૂહલને કારણે, કે માહિતી પામવાના ઉદ્દેશથી હાજરી આપનારાં હોય ખરાં, પણ નામનાં જ. જેમના વ્યાખ્યાનમાં રંગ, રૂપ, નાત, જાત, દેશ, ભાષા, અથવા ધાર્મિક માન્યતાના કોઈ ભેદ-ભાવ સાચવ્યા વગર પાંત્રીસચાલીસ હજાર લોકો પહોંચી જાય, તેવી વિભૂતિઓ કેટલી હોઈ શકે?

વધારેની ખબર નથી, પણ એવા એક વ્યક્તિ-વિશેષનું નામ લઈ શકું : પરમ-પૂજ્ય ૧૦૮, અથવા ૧,૦૦૮, કે પછી ૧૦,૦૦૮ શ્રી શ્રી દલાઈ લામા. કેટલાંક અઠવાડિયાં પહેલાં જેવું વાંચ્યું કે શ્રીજી ન્યૂયૉર્ક શહેરમાં વ્યાખ્યાન આપવા પધારવાના છે, એવો જ એ તક નહીં ચૂકવાનો નિર્ણય કરી લીધો. ત્રણ દિવસ તો એક સભાગૃહમાં એમની 'કથા' યોજાઈ હતી, ને એની ટિકિટના દર રોજના પંચોતેર અને સો ડૉલર હતા. મેં એટલા પૈસા ખરચવા કે નહીં એના વિચાર કર્યા, પણ ખરચનારાં દ્વારા બધી ટિકિટો ખરીદાઈ ગઈ. મેં એક દિવસના પૈસા તો ખર્ચ્યા જ હોત, જો ચોથી સવારે એમનું એક વ્યાખ્યાન શહેરની વચ્ચે આવેલા વિશાળ ઉપવન 'સેન્ટ્રલ પાર્ક'માં ના યોજાયું હોત.

બેસવા માટે ઘાસનું મેદાન, ચોતરફ લીલાં વૃક્ષની શોભા, અને ઉપર ખુલ્લું આકાશ. દલાઈ લામા જેવી લોકપ્રિય અને વિશ્વ-માન્ય વિભૂતિના પ્રવચન માટે એ સ્થાન, તથા મોડી સવારનો એ સમય, સુયોગ્ય હતાં. વરસાદની આગાહી હતી, પણ ખોટી ઠરી. છાપામાં, રેડિયો ને ટેલિવિઝન પરના સમાચારમાં, તથા ઘણાં સામયિકોમાં આ પ્રસંગની જાહેરાત વારંવાર થયા કરેલી, અને ભારે ભીડ થવાની વકી હતી. હું બે કલાક વહેલી નિયત સ્થળે પહોંચી ત્યારે પાંચ-સાત હજાર લોકો ભેગા થઈ ચૂકેલા, અને આવનારાંનો પ્રવાહ અનવરત ચાલુ હતો.

ઢાળ પડતા જતા મેદાનને નીચલે છેડે એક ઊંચો મંચ બાંધેલો, ને એની આસપાસ સફેદ મલમલ જેવા કાપડની ત્રણ 'દીવાલો' ને 'છાપરું' બનાવેલાં. લીલી વેલ, પાન અને સૂરજમુખી, ડહેલિયા, ને દાઉદીનાં હળદરિયા રંગનાં ફૂલોથી મંચને શણગારેલો. આ પીળો અને મરૂન દલાઈ લામાના રંગ છે. આયોજકો એ ભૂલ્યા ન હતા. સવારથી સ્પીકર દ્વારા તિબેટી બૌદ્ધ સંગીત રેલાતું થયું હતું. પછી પાંચ લામા મંચ પર બેઠા, અને અડધો કલાક તિબેટી વાદ્ય તથા બૌદ્ધ ધૂન રજૂ કર્યાં. અગિયાર વાગતાની સાથે કાર્યવાહી શરૂ થઈ.

નગરપાલિકાના ઉપવન-વિભાગના અધિકારી હાવર્ડ સ્ટર્ને લગભગ ચાલીસ હજારની શાંત, શિસ્તબદ્ધ મેદનીને આવકારી. ન્યૂયૉર્કના 'તિબેટ હાઉસ'ના મુખ્ય પ્રતિનિધિ, જાણીતા અમેરિકન અભિનેતા રિચર્ડ ગિઅરે આ પ્રસંગને 'બિન-રાજકારણીય, ફક્ત સામાજિક મિલન' તરીકે ઓળખાવ્યો; તથા શ્રીજીના જીવનની ઝડપી ઝલક આપી. એ ૧૯૩૫માં જન્મ પામેલા, ને ચાર વર્ષની વયે તિબેટી બૌદ્ધ ધર્મના અધિષ્ઠાતા તરીકે એમની નિમણૂક થયેલી. એ માટે છ વર્ષની વયથી શરૂ થયેલું પ્રશિક્ષણ "આજ સુધી ચાલુ છે." વિશ્વની અગ્રણી અને બહુમાન્ય વ્યક્તિ બનેલા શ્રીજીને 'દલાઈ લામા'ની પદવી સોળ વર્ષની વયે એનાયત થયેલી. એ વખતે ચીની સરકારે વચન આપ્યું હતું કે એ તિબેટની બૌદ્ધ પ્રણાલીઓનું ખંડન નહીં કરે.

પણ એનું પાલન કરવાનો એમનો ઇરાદો પ્રથમથી જ ન હતો. ૧૯૫૯માં તો દલાઈ લામાનું અપહરણ–ને પછી હત્યા – કરવાનું મોટું કાવતરું યોજાયું હતું. સમયસર એની ગંધ આવી જતાં શ્રીજી ઘણું સાહસ કરીને ભારત તરફ ભાગી છૂટ્યા. એમની સાથે એંસી હજાર તિબેટીઓ એ જ વખતે હિજરત કરી ગયેલા. ચાલીસ વર્ષે આજે પણ હજારો તિબેટીઓ ચીની અત્યાચારોથી બચવા તિબેટ છોડવા મથી રહે છે. આપણા ઉત્તર પ્રદેશ રાજ્યમાં આવેલા ધર્મશાળા નામના પર્વતીય ગામમાં, દલાઈ લામાના નેજા નીચે, તિબેટની નિર્વાસિત સરકાર સ્થાપિત થયેલી છે.

શ્રીજી પહેલેથી હિંસા અને અત્યાચારના કટ્ટર વિરોધી રહ્યા છે. તિબેટના સ્વાતંત્ર્ય અને વિશ્વ-શાંતિ માટેના એમના સક્રિય પ્રયત્નોને પરિણામે ૧૯૮૯માં એમને શાંતિ-નોબેલ પારિતોષિક મળ્યું હતું. તિબેટી બૌદ્ધ ધર્મીઓ તો એમને 'અનંત કરુણામય બુદ્ધના સાક્ષાત્ અવતાર' ગણે છે. રાજકારણીય નેતા અને આદરણીય ધર્મ-ગુરુથી પણ વધારે એક અનુકંપાશીલ વ્યક્તિ તરીકે સમગ્ર વિશ્વમાં એ પ્રસિદ્ધિ, પ્રશંસા, તેમજ અનુયાયીઓ પામી રહ્યા છે.

મંચ પર આવીને સૌથી પહેલાં શ્રીજીએ નમીને આકાશ સામે જોયું; પહેલા શબ્દ "હલો, ગુડમૉર્નિંગ" ઉચ્ચાર્યા, અને "બ્રધર્સ ઍન્ડ સિસ્ટર્સ" કહીને મેદનીને સંબોધી. પછી બોલ્યા કે, "બધા મનુષ્ય સમાન છે, ને દરેકમાં શાંતિ, સુખ, સંવાદિતા સર્જવાની સંભાવના હોય છે." અતિ-કઠિન જીવન જીવ્યા પછી પણ એ કડવાશને નથી પોષતા; બલકે વિનોદ-વૃત્તિ માટે એ જાણીતા છે. દા.ત. લોકોને ચેતવતાં એમણે કહ્યું કે "મારી પાસેથી ચમત્કાર કે દૈવી જાદુની આશા ના રાખતા. એવું કશું હું આપી શકું તેમ નથી." પછી તરત ઉમેર્યું, કે "મને પોતાને જ ચમત્કારની જરૂર છે!" આખો શ્રોતાગણ હસી પડ્યો. અલબત્ત, શ્રીજી પોતે આવી શક્તિ હોવાનું કહેનારાંમાં વિશ્વાસ મૂકતા નથી.

શ્રીજીને આવા પાસેથી, નિરાંતે જોવા મળ્યા; એમનો અવાજ સાંભળવા મળ્યો. વાત કરવાની રીત ખૂબ સહજ, કથનની શૈલી ખૂબ સરળ, અંગ્રેજી ઉચ્ચારો 'ઇન્ડિયન ઇંગ્લિશ' પ્રમાણેના, ને અવાજ જાણે ઓળખીતો લાગે. હું પહેલેથી જ ભાવાર્દ્ર બની ગયેલી. ને જ્યારે એ બોલ્યા કે "મારી સોળ વર્ષની વયે મેં મારી સ્વતંત્રતા ગુમાવી, અને ચોવીસમે વર્ષે મારો દેશ ખોયો," ત્યારે આંસુની ધારા વહી નીકળી. હું તિબેટ જઈ આવી છું. લ્હાસામાં એમનો પ્રાસાદ તેમ જ એમનો બંગલો મેં જોયો છે. ચાલીસ વર્ષથી એ ઘેર પાછા જઈ નથી શક્યા. વળી, તિબેટની આખી પ્રજાની નૈતિક જવાબદારી એમના પર છે. કેટલું સમતુલન રાખી શકે છે શ્રીજી, અને અનર્ગળ સકારાત્મક ગુણો કેળવવા અંગે પ્રેરણાત્મક સંદેશ આપતાં થાકતા નથી.

ચારેક કાવ્ય-પંક્તિઓ ટાંકતાં એમણે કહ્યું કે "જ્યાં સુધી આકાશ રહેશે, જ્યાં સુધી સંવેદનશીલ વ્યક્તિઓ રહેશે, ત્યાં સુધી સેવા કરવા માટે તથા મારું યોગદાન આપવા માટે હું ટકી જઈશ." કરુણા તથા પરોપકાર જેવાં નૈતિક મૂલ્યો પર શ્રીજી હંમેશાં સૌથી વધારે ભાર મૂકે છે. એમણે લખેલાં આઠેક મુખ્ય પુસ્તકોમાં, ફરી ફરી, આ મૂલ્યો વિષેના ઉલ્લેખ પ્રાધાન્ય પામે છે. તાજેતરમાં બહાર પડેલી 'એથિક્સ ફૉર ધ ન્યૂ મિલેનિઅમ'માં પણ આ જ સારાંશ નજરે પડે છે. એ સવારના વ્યાખ્યાનનો વિષય જરા પણ જુદો ન હતો. એક પ્રાચીન તિબેટી મૂલપાઠમાંથી એ આઠ શ્લોક વાંચવાના હતા અને એ દ્વારા કરુણા ને પરોપકારની શાશ્વત માનસિક સ્થિતિ તૈયાર કરવા માટે જરૂરી આઠ બાબતો ચર્ચવાના હતા.

આ માટે એમણે એક અનુવાદકની સહાય લીધી. એમણે કહ્યું, "મારું અંગ્રેજી નબળું છે. ૧૯૪૭થી હું એ શીખતો આવ્યો છું, પણ હજી એ બહુ સારું નથી થયું. મારી ઉંમર વધતી જાય છે, ને મારું અંગ્રેજી પણ ઘરડું થતું જાય છે. મારા શબ્દોમાંથી રખે ને તમને સૌને ખોટો સંદેશ મળે, ને તેથી હું મારા અનુવાદક મિત્રની મદદ લઈશ." કશી કચાશ એમના ઇંગ્લિશમાં હતી નહીં, ભલે ને એમની ઝડપી વાક્ધારા દરમ્યાન કોઈ કોઈ શબ્દ પૂછતા હોય! ભાષા સરળ હોય, અને અર્થ વિશદ હોય, તો જ સંદેશ સર્વ-જન સુધી પહોંચે– એ સભાનતા એમનામાં છે.

મનના ઘડતર માટેનાં આઠ સૂત્રો આ પ્રમાણે હતાં.

(૧) વિશ્વનાં સર્વ મનુષ્યની હયાતી એકમેક પર અત્યંત આધાર રાખે છે, તેથી હંમેશાં "હું અન્ય જનોના સુખ માટે પ્રયત્નશીલ રહીશ." વિશ્વ આપણા સહુનું છે.

(૨) બીજાંનો વિચાર કરતી વખતે મારી જાતને નીચી મૂકતાં હું શીખીશ." ઘમંડ અને દર્પ જેવા કુત્સિત ભાવો તથા આત્મ-વિશ્વાસ અને આત્મ-સન્માન વચ્ચેનો ભેદ સમજવો ખૂબ અગત્યનો હોય છે.

(૩) "મારા મનમાં જેવો કોઈ ખરાબ કે હલકો વિચાર ખડો થાય કે તરત સભાનપણે, અને પ્રયત્નપર્વક, એને ખસેડી નાખવા હું પ્રયત્ન કરીશ." સહનશક્તિ તથા ધૈર્ય નબળાઈની નહીં, પણ વ્યક્તિત્વની સશક્તતાની નિશાનીઓ છે. શાંત રહેતાં શીખશો તો સુખ, અંતે સફળતા, ને વિજય પણ પ્રાપ્ત તશે.

(૪) "હું ઊતરતી કક્ષાનાં જીવતત્ત્વો તથા પ્રાણીઓ પ્રત્યે સ્નેહોદાર દૃષ્ટિ રાખતાં શીખીશ." જ્યારે આપણે દુઃખી જીવોને જોઈએ ત્યારે આપણી જવાબદારીથી સભાન થઈએ, અને એવા જીવો પ્રત્યે કાળજી ને અનુકંપા દર્શાવીએ.

(૫) "જ્યારે અન્ય લોકો, ઈર્ષાને કારણે, મારી સાથે ખરાબ રીતે વર્તશે, ને મારી નિંદા કરશે, ત્યારે હું એ બધું સ્વીકારી લઈશ; હાર સ્વીકારીશ, ને જીત એમને આપીશ." છતાં આમાં વહેવારુ બનવું. એવા લોકોને પૂરેપૂરો ફાયદો ના લેવા દેવો, કારણ કે એનાથી એમનું પોતાનું ભવિષ્ય બગડશે.

(૬) "એવા લોકોને હું મારા આધ્યાત્મિક માર્ગદર્શક ગણીશ." કારણ કે લાભદાયક અનુભવ કોઈ-ની પણ પાસેથી મેળવી શકાય છે – જો ધૈર્ય કેળવીએ તો.

(૭) "બીજાંની પીડા હું મારી ગણીને લઈ લઈશ, અને એમને મારી હર્ષિતતા આપીશ." જો સહભાગી થવાની વૃત્તિ હોય તો બીજાનું દુઃખ ઘટાડી શકાય; આપણી અંદરની તાકાત અને હિંમત વિકસાવી શકાય.

(૮) "જીવન કેવળ એક ભ્રાંતિ છે. હું મોહ અને આસક્તિથી મુક્ત થવા પ્રયત્ન કરીશ." આપણી અનુભૂતિ તથા વાસ્તવિકતાની વચ્ચે મોટું અંતર હોય છે. બૌદ્ધ ધર્મમાં આ બાબતનું ઘણું ઊંડું અને જટિલ સ્પષ્ટીકરણ મળે છે.

શ્રીજી અવશ્ય જાણે છે કે આ અધિનિયમો કેવળ બૌદ્ધ ધર્મની મૂડી નથી, પરન્તુ ભક્ત નરસૈંયા અને રવીન્દ્રનાથ ટાગોરથી માંડીને સંત ફ્રાન્સિસ અસીસી એવં બીજા બધા ધર્મોમાંના વિચારકોની વાણીમાં ફલિત થતા જોઈ શકાય છે. આ વિશ્વ-ધર્મનાં, માનવ-ધર્મનાં, સહિયારાં મૂલ્યો છે. "આપણે દરેકે પરોપકારિતા અને પરહિતવાદ (altruism) વિકસિત કરવા નિશ્ચિત થવું જોઈએ," એવી પ્રેરણા એમણે જનતાને આપી. હજારોની એ મેદની મંત્ર-મુગ્ધ થયેલી હતી, તે જોઈ શકાતું હતું.

વાતો તો એમણે ઘણી વધારે કરી હતી. આટલામાં લગભગ દોઢ કલાક થયો હતો. બધાંને નમસ્કાર કરી, 'ગુડબાય' કહી, ઊઠી જાય તે પહેલાં એમણે બધાં પાસે એક પ્રાર્થના અંગ્રેજીમાં બોલાવડાવી. આટલા હજારો લોકો મંચ કે દલાઈ લામાને પોતાને જોઈ શકે તેમ હતા જ નહીં, તેથી ખૂબ મોટો એક ટેલિવિઝન સ્ક્રીન ઊંચે એક તરફ લગાવેલો, જાણે સિનેમાનો પડદો. એના પર શ્રીજીનો 'ક્લોઝ-અપ' સતત બતાવાયેલો. એ પડદા પર છેલ્લે એ પ્રાર્થનાના શબ્દો અપાયા, કે જેથી લોકો વાંચતા જાય, અને ઉચ્ચારતા જાય. ત્રણ વખત એ થોડી પંક્તિઓ શ્રીજીની સાથે બધાંએ ઉચ્ચારી. એ જે વિચારે છે, બોલે છે, આચરે છે – મનસા, વાચા, કર્મણા તેનો જ આશીર્વાદરૂપ એ સાર હતો :

"દરિદ્રોને ધન મળો, નિરાશ જનોને નવી આશા,
ગભરાયેલાં ડરતાં અટકો, અને સતત ખુશી પામો,
દુઃખ દ્વારા નિર્બળ થયેલાં પરમ આનંદ પામો,
અશક્તોને સામર્થ્ય મળો, એમનાં હૃદય શક્તિથી યુક્ત બનો."

અસ્તુ.



# ફેમિનિઝમ/નારીવાદની સુસ્પષ્ટ વિભાવના*

**ડૉ. રંજના હરીશ****

'નારીવાદની સુસ્પષ્ટ વિભાવના' જેવા ગંભીર વિષય પરના મારા વક્તવ્યનો પ્રારંભ મારે બે ગ્રીક માઈથોલૉજિકલ વાર્તાઓના ફેમિનિસ્ટ પુનઃકથન દ્વારા કરવો છે. આ ઉપરાંત બે સમકાલીન અમેરિકન સંદર્ભો પણ આપવા છે

**પહેલી વાર્તા છે :**

અને તેની જીભ કાપી નાંખવામાં આવી પછી તે સદીઓ સુધી ગાતી રહી તેનું ગાન નક્કી 'કલા ખાતર કલા'ના સિદ્ધાંતને વરેલું હતું તેના ગાનનું અર્થઘટન અશક્ય હતું અર્થઘટનનો પ્રયત્ન એટલે કલાનું ઉપદેશમાં પરિવર્તન, અર્થઘટન એટલે કલાનું પતન

(ગ્રીક મિથ પ્રમાણે થેરિયસે ફિલોમીલા પર બળાત્કાર કરેલો અને તેને બોલતી બંધ કરવા તેની જીભ કાપી નાખેલી. ત્યારબાદ દેવત્વના જોરે બોબડી ફિલોમીલાને તેણે 'કાવ્યકોકિલા' (poetic nightingale) બનાવી દીધેલી ત્યારથી આજદિન સુધી જીભ વગરની 'કાવ્યકોકિલા'નો મીઠો સ્વર પશ્ચિમી કાવ્યપરંપરામાં પડઘાયા કરે છે)

–સુનીતિ નામજોશીના Feminist Fablesમાંથી[1]

**બીજી વાર્તા છે :**

દેવ ડૅફનીનો પીછો કરે છે ડૅફની ભાગે છે અને ડૅફનીને વૃક્ષ બનાવી દેવામાં આવે છે એનો અર્થ? અર્થ વળી શો ? એનો અર્થ એ જ કે આ અંજામ થાય છે કૃતઘ્ન સ્ત્રીનો (?) ડૅફની હા પાડે છે કહે છે, 'જી, જી, જી' એપૉલો ખુશખુશાલ પણ પછી એપૉલોને કંટાળો આવવા લાગે છે. કોઈ છોકરી દેવની પાછળ પડે તે તો બરાબર ન જ કહેવાય ફરી ડૅફની શાપગ્રસ્ત બને છે. તે વૃક્ષ બની જાય છે એનો અર્થ? અર્થ વળી શો? એનો અર્થ એ જ કે આ અંજામ થાય છે કૃતઘ્ન સ્ત્રીનો (?)

ડૅફની હા પાડે છે તે મૌન રહે છે. એનું 'ટાઇમિંગ' બરાબર છે પણ ફરી એક વાર તે શાપનો ભોગ બને છે. એપૉલો તેને વૃક્ષ બનાવી દે છે એનો અર્થ? અર્થ વળી શો? એનો અર્થ એ જ કે વૃક્ષ મૌન રહેતાં હોય છે.

–સુનીતિ નામજોશીના પુસ્તક Feminist Fablesમાંથી

**મારા મનમાંનો બે અમેરિકન સંદર્ભોમાંનો પહેલો સંદર્ભ :**

"શું તમે ફેમિનિસ્ટ છો?"

"ના હોં, ફેમિનિસ્ટ નથી જ."

"કેમ?"

"કેમ કે હું પુરુષને ધિક્કારતી નથી મારે તો પતિ છે, પ્રેમી છે, દીકરો છે"

"તેથી શું?"

"તેથી એ જ કે હું ફેમિનિસ્ટ બનવાનું મને ન પાલવે"

–અરુણા સીતેશના Their Testimonyમાંથી[2]

**અને બીજો સંદર્ભ :**

"હા, હું ફેમિનિસ્ટ છું જ છું અને પિતૃસત્તાક સમાજમાં ફેમિનિસ્ટને થતા દંડને માથે ચઢાવવા હું તૈયાર છું હું બધું જ છોડીશ યુનિવર્સિટીની ડીનશિપ, પ્રોફેસરશિપ, બધું જ, પણ મારું વલણ નહીં બદલું હું ફેમિનિસ્ટ હતી, છું અને રહીશ"

–હેલબ્રનના Who is afraid of Feminism?માંથી[3]

●

વાત સદીઓ પહેલાંના ગ્રીસની હોય કે સમકાલીન અમેરિકા કે ભારતમાં વસતી સ્ત્રીઓની વાત અભણ ઠાકુરાણી ફૂલનદેવીની હોય કે વિદુષી કૅરોલિન હેલબ્રનની જે કંઈ હોય તે વાત તો એકની એક જ છે

'કાવ્ય-કોકિલા'ના બિરુદથી સ્ત્રીને નવાજતા પહેલાં થેરિયસથી માંડીને સમકાલીન અમેરિકન યુનિ.ના સત્તાધારીઓ સુધી દરેકેદરેક પિતૃસત્તાક સમાજ તેની જીભની આહુતિ માંગે છે સત્તાના જોરે તેની જીભને

---

* ગુજરાતી અધ્યાપક સંઘના ૫૨મા અધિવેશનમાં આપેલ વક્તવ્ય

** રીડર, અંગ્રેજી વિભાગ, ભાષાભવન, ગુજ. યુનિ., અમદાવાદ

કબજે કરી વળતર રૂપે કાવ્ય-કોકિલા, વિદુષી સન્નારી, પતિવ્રતા જેવાં બિરુદો / પારિતોષિકોથી બોબડી / વાચાહીન અસંબદ્ધ લવારા કરતી સ્ત્રીને કાવ્ય-કોકિલા તરીકે બિરદાવતાં પિતૃસત્તાક સમાજને લેશમાત્ર સંકોચ થતો નથી. એટલું જ નહીં, પોતાની જીભ, શરીર કે બુદ્ધિનો આવો સોદો ન કરનાર સ્ત્રીને અપમાનિત કરતાં / કરાવતાં પણ તેમને સંકોચ થતો નથી.

ક્યાં છે પરિવર્તન? ક્યાં છે એકવીસમી સદીમાં હોંશપૂર્વક પ્રવેશવા થનગનતું ડીકૉલોનાઇઝ્ડ વિશ્વ? ક્યાં છે મનુષ્યમાત્ર / જીવમાત્રનું ગૌરવ? પર્યાવરણવાદીઓ જ્યારે જીવમાત્રના હક્કોને આગળ કરી રહ્યા છે ત્યારે વિશ્વની અડધોઅડધ વસ્તી, એટલે કે સ્ત્રીઓના હક્કનો વિચાર કરવા જેટલો સમય કે માનસિકતા ક્યાં છે? ઉપભોગિતાવાદી સમાજમાં એ આજે પણ મહદ્અંશે એક ઉપભોગ્ય જ છે.

**શું પ્રતિબદ્ધ સાહિત્ય નિમ્નસ્તરીય સાહિત્ય છે ?**

પોતાના સામ્રાજ્યને અકબંધ રાખવા પિતૃસત્તાક વિચારશૈલીએ પકડાવી દીધેલ ઘણા બધા સિદ્ધાંતોમાંનો એક સિદ્ધાંત છે : "પ્રતિબદ્ધ સાહિત્ય એટલે નિમ્નસ્તરીય સાહિત્ય." એવું સાહિત્ય પ્રચારાત્મક હોઈ, ઉપયોગિતાવાદી હોઈ સૌંદર્ય- અનુભૂતિ કરાવવામાં સક્ષમ બની શકતું નથી. સૌંદર્ય- અનુભૂતિનો તેમ જ તેની વ્યાખ્યા કરવાનો ઇજારો જાણે પ્રાસાદોમાં વસતા સામંતશાહી પિતૃસત્તાકોનો જ ન હોય! પરંતુ સહેજ ધ્યાનપૂર્વક તપાસીએ તો ખ્યાલ આવે છે કે જગતની દરેકેદરેક minorityનું સાહિત્ય પ્રારંભકાળે પ્રચારાત્મક જ હતું. પરંતુ સમય જતાં વિકાસના નિશ્ચિત તબક્કાઓ પસાર કરી તે વિશ્વના ઉત્તમ સાહિત્યમાં સ્થાન પામ્યું. ઉદાહરણ માટે અશ્વેત સાહિત્યને આગળ કરી શકાય. સમકાલીન સાહિત્યમાં મારા મતે સર્વશ્રેષ્ઠ લેખન અશ્વેત મહિલાઓ (ટૉમી મૉરિસન, ઍલિસ વૉકર, માયા ઍન્જેલો વ.) દ્વારા થઈ રહ્યું છે. અશ્વેત સ્ત્રીલેખનનાં મૂળ તો 'ફરિયાદ' અને 'વિરોધ'ના સ્વરમાં જ હતાં. તેમના માટે અન્ય કોઈ પણ રીતે પોતાના લેખનનો આરંભ કરવો અશક્ય હતો. અને ફરિયાદના સ્વર સાથે, સમસ્યાઓનાં પોટલે-પોટલાં સાથે, સાહિત્યજગતમાં પદાર્પણ કરનાર અશ્વેત સ્ત્રીઓ ઉચ્ચસ્તરીય સૌંદર્ય-અનુભૂતિ સુધી પહોંચી જ શકી છે તે વાત પણ નક્કી.

વિવેચનના માનદંડો સ્થાપિત કરનાર સંપૂર્ણ સમર્પણથી ટેવાયેલ સત્તાધારીઓ ભલે સ્ત્રીઓની સમસ્યાઓને 'અધૂરા સમર્પણ'નું ફળ માનતા. "નિતાંત નિર્હેતુક પ્રેમના નિરૂપણને સાહિત્યનું સર્વોચ્ચ લક્ષ્ય" માનવું તેમને પોસાય એમ છે.[૪] પરંતુ જીભવિહીન ફિલોમીલાને તે ક્યાંથી પરવડે? કયા 'નિર્હેતુક પ્રેમ'ની વાત માંડે આ બોબડી કાવ્ય-કોકિલા? વિદ્રોહ નહીં તો કમસે કમ નવા યુગની કાવ્ય-કોકિલા ફરિયાદ કરે તેટલું બળ તો સદીઓના અનુભવે તેનામાં પૂરવું ઘટે જ. "લેખિકાઓ જો ફરીયાદીની ફરજ બજાવતી રહેશે તો તેમનું લેખન પત્રકારત્વની કક્ષાએ જ રહી જશે."[૪] જેવું વિધાન વૈશ્વિક પ્રવાહો પ્રત્યેનાં આંખમીંચામણાંનું દ્યોતક છે. સમાજની સાહિત્યિક અનુભૂતિને ઘડનાર જવાબદાર સાહિત્યમર્મજ્ઞોએ પોતાના વૈચારિક એકદંડિયા મહેલમાંથી નીચે ઊતરી સમકાલીન postcolonial/ postmodern વિશ્વની બદલાતી જતી સાહિત્યિક આબોહવાનો તાગ મેળવવો ઘટે અને પોતાના થકી સમાજના એક આખા વર્ગને બદલાતી જતી પરિસ્થિતિ સાથે કદમ મિલાવતો કરવો ઘટે. ફરિયાદના સ્વર સાથે આરંભાયેલ દરેકેદરેક સાહિત્ય પોતાની યોગ્યતાના જોરે શ્રેષ્ઠતમ સાહિત્યોમાં સ્થાન પામ્યાનાં ઉદાહરણો ઓછાં નથી. તો પછી એકમાત્ર સ્ત્રીની ફરિયાદના સ્વરને લીધે તેના પ્રત્યે અસહિષ્ણુતા દાખવવી ન્યાયપૂર્ણ નથી. અનુકંપા કે વિશેષ ઉદારતા બતાવી સ્ત્રીલેખનને બિરદાવવાની અહીં વાત નથી. વાત છે હક્કની. વાત છે તેમના હક્કનું જે છે તે તેમને આપવાની. તેમની પ્રતિબદ્ધતાને લીધે તેઓ દંડાય નહીં તે જોવાની. પછી તો એમની કલમમાં કૌવત હશે તો તેઓ ટકશે. પોતાના ગંતવ્યસ્થાને તો તેમણે પોતે જ પહોંચવું પડશે.

**નારીવાદની વ્યાખ્યા**

**૧. નારીવાદનાં મંડાણ; પુરુષે કરેલ પહેલ :**

નારીવાદી અભિગમનાં મૂળ ૧૮મી સદીમાં ઇંગ્લૅન્ડમાં થયેલ સ્ત્રી-હક્કના આંદોલનમાં છે તેમ મનાય છે. અને આ આંદોલનનો પ્રારંભ જે. એસ. મિલ જેવા પુરુષોએ કરેલો. રાણી વિક્ટોરિયાના દરબારી એવા જે. એસ. મિલે સ્ત્રી-હક્ક માટેનાં બિલ પસાર કરાવવા માટે મોટી મોટી લડત આપી હતી. ફરજિયાત સ્ત્રીકેળવણી,

સ્ત્રીને મતદાન અને વારસાનો અધિકાર મળવો જોઈએ એમ વિચારનાર મનુષ્ય પુરુષ હતો, સ્ત્રી નહીં. તે જમાનામાં જે એસ. મિલની વાત સ્ત્રીઓને ગળે ઊતરી ન હતી. મિલ જેવા પુરુષોએ નારીચેતના, નારીવિકાસમાં રસ ના લીધો હોત તો કદાચ વિશ્વનું સમગ્ર ચિત્ર જ ભિન્ન હોત. આ વાત જેટલી પશ્ચિમી દેશો માટે છે તેટલી જ સાચી ભારત માટે પણ છે. સ્ત્રી-હક્કની વાતનાં મંડાણ રાજા રામમોહન રાય, કેશવચંદ્ર સેન, મહાત્મા ફુલે, આચાર્ય કર્વે, જસ્ટિસ રાનડે, ગાંધીજી જેવા પુરુષો દ્વારા જ થયેલાં.

ભારતીય નારીવાદી સાહિત્યના સારા અભ્યાસી, ન્યૂયૉર્કની સ્ટેટ યુનિ.ના પ્રોફેસર જેરાલ્ડિન ફૉર્બ્સે પોતાના લેખ 'Caged Tigers: First Wave Feminism in India'માં ભારતમાં થયેલ નારીજાગરણનો યશ જાણીતા સમાજસુધારક પુરુષોને આપ્યો છે. એટલું જ નહીં, ઉપર જણાવેલ લેખકમાં તેમણે "નારીવાદ એટલે પશ્ચિમના દેશોમાંથી ઉધાર મેળવેલ વિચાર" તે વાતનું ખંડન કર્યું છે. તેમણે પુરાવાઓને આધારે સાબિત કર્યું છે કે તે નારીવાદનાં પ્રણેતા ગણાતાં વર્જિનિયા વુલ્ફના લેખનકાળ દરમ્યાન (૧૯૧૫-૩૦) ભારતમાં નારીજાગરણની ઘટના ઘટી ચૂકી હતી. અનુક્રમે ૧૯૧૭, ૧૯૨૫ તથા ૧૯૨૭માં WIA, NCWI, AIWC જેવાં રાષ્ટ્રીય નારી-સંગઠનોની સ્થાપના થઈ ચૂકી હતી. આ બધાં જ સંગઠનોની નિસ્બત ભારતીય સમાજ/ ભારતીય પ્રશ્નો સાથે હતી. આમ, ફૉર્બ્સના મતે ભારતીય નારીવાદ પશ્ચિમના આંધળા અનુકરણનું ફળ ન હતો. તેથી તદ્દન વિરુદ્ધ સત્ય તો એ હતું કે ભારતીય નારીવાદીઓને પશ્ચિમી નારીવાદી વિચાર સ્વીકાર્ય ન હતો, કેમ કે "આ ભારતીય સ્ત્રીઓને પશ્ચિમી નારીવાદના સ્વીકારમાં ગુલામીની ગંધ આવતી હતી." (ફૉર્બ્સ, પૃ. ૫૨૯). શેક્સપિયરનો કેલિબન જેમ પ્રૉસ્પેરોની ભાષા બોલે તેમ આ સ્ત્રીઓ ધોળી સ્ત્રીઓની 'નારીવાદી' 'પુરુષવિરોધી' ભાષા બોલવા તૈયાર ન હતી. કૉલોનાઇઝરનું અનુકરણ આશિષ નાન્દી જેવા વિવેચકોએ કૉલોનાઇઝ્ડ માનસનું મુખ્ય લક્ષણ માન્યું છે. ભારતીય સ્ત્રીઓને તે મંજૂર ન હતું. અંગ્રેજ સલ્તનત વિરુદ્ધના જંગમાં પુરુષ સાથે ખભેખભો મિલાવી, તેમનો સ્વીકાર કરી, આ નારીવાદીઓ સ્ત્રીના દમનના અપયશનો ટોપલો રૂઢિ, રીત-રિવાજ તથા સમાજીકરણ પર ઓઢાડી દઈ એક અલાયદા નારીવાદને ઓપ આપી રહી હતી.

આમ 'નારીવાદના મૂળ' વિષયક ચર્ચામાંથી ત્રણ મુદ્દાઓ તારવી શકાય:

૧. નારીવાદ (પશ્ચિમી કે ભારતીય) એ પુરુષ દ્વારા પ્રેરિત હતો.

૨. પુરુષ દ્વારા પ્રેરિત પ્રારંભાયેલ આ ચળવળ પુરુષવિરોધી ન હતી / નથી. મૂળમાં આ સત્તાના દુરુપયોગવિરોધી વિચારધારા હતી જે સ્ત્રી-પુરુષ ઉભય માટે જરૂરી હતી.

૩. ભારતીય નારીવાદી વિચારધારાનું પોતાનું આગવું, પશ્ચિમી વિચારધારા કરતાં તદ્દન જુદું જ રૂપ હતું.

**૨. માર્જિનલ સાહિત્ય : વિકાસના ત્રણ તબક્કા :**

નારીવાદી વિચારધારાના વિકાસને અન્ય માર્જિનલ્સના વિકાસની જેમ ક્રમવાર ત્રણ તબક્કામાં વહેંચી શકાય. માર્જિનલ સાહિત્યના દરેકેદરેક અધિકારી અભ્યાસુએ માર્જિનલ સાહિત્યના વિકાસને ત્રણ તબક્કામાં વહેંચ્યો છે. પોસ્ટકોલોનિયલ વિવેચનના ઑથોરિટી મનાતા ઍશક્રોફ્ટ, ગ્રિફિથ્સ તથા ટિફિને પોતાના પુસ્તક 'The Empire Writes Back' (૧૯૮૯)માં આ ત્રણ તબક્કાઓને imitative, reactive અને selfaffrming નામ આપ્યું છે. તેમના મત પ્રમાણે પ્રથમ imitative તબક્કામાં માર્જિનલ્સ સેન્ટર દ્વારા પ્રસ્થાપિત મૂલ્યોને સ્વીકારી, અપનાવી, સેન્ટર પર સ્થિત કૉલોનાઇઝરનું અનુકરણ કરી માલિકને સ્વીકાર્ય એવી વાત માલિકની ભાષામાં કરે છે. આ તબક્કાના લેખનનો સ્પષ્ટ તથા એકમાત્ર આશય સેન્ટર દ્વારા સ્વીકૃતિ પામવાનો જ હોય છે. શેક્સપિયરના 'ટૅમ્પેસ્ટ'માં કેલિબન પોતાના કૉલોનાઇઝર પ્રૉસ્પેરોની ભાષા શીખે છે. પ્રૉસ્પેરોનાં મૂલ્યો અપનાવે છે. બીજો તબક્કો છે reactive, જેમાં પોતાની યોગ્યતાનું ભાન થતાં માર્જિનલ્સ પોતાના હક્ક માટે સભાન બને છે. સેન્ટરસ્થિત માલિક કરતાં પોતે ઊતરતા નથી તેની અનુભૂતિ થતાં તેઓ સેન્ટરને પડકારતા થાય છે. અને માલિકે શીખવેલી ભાષાનો, મૂલ્યોનો, તર્કોનો, આવડતનો

ઉપયોગ તેઓ પોતાનો હક્ક મેળવવા કે માલિકનો પ્રતિરોધ કરવા કરે છે. 'ટેમ્પેસ્ટ'નો કેલિબન આ વાતને સ્પષ્ટ કરીને પ્રૉસ્પેરો સમક્ષ મૂકે છે, "તેં મને ગુલામીના ઉપહારરૂપ તારી ભાષા આપી. હવે હું એનો ઉપયોગ તને શાપ આપવામાં કરીશ. આ છે મારો નફો તારી ભાષા શીખવાનો." કોઈ પણ માર્જિનલ લેખનના વિકાસમાં આ તબક્કો અનિવાર્યપણે આવતો જ હોય છે, જેને વિકાસના ક્રમ તરીકે એક ટેમ્પરરી ફેઝ માની નિભાવી લેવો પડે તેમ બધા જ વિવેચકોનું મંતવ્ય રહ્યું છે.

અને ત્યારબાદ આવે છે, માર્જિનલ સાહિત્યના વિકાસનો અંતિમ selfaffirming (આત્મનિર્ભર ?) તબક્કો, જેમાં પોતાનું સ્વમૂલ્ય સ્થાપિત કરી એક સુનિશ્ચિત સ્થાન કંડારી ચૂકેલ માર્જિનલ્સ એક વિશેષ સ્વસ્થતા સાથે આગલા તબક્કાની આક્રમકતાને ત્યજી સાહિત્યજગતમાં એક વિશિષ્ટ સ્થાન કંડારે છે. ફરિયાદનો સ્વર હવે સંભળાતો નથી. કેમ કે ફરિયાદ કરવાની હવે જરૂર નથી. અન્ય સર્જકોની જેમ તેઓ પણ નિર્વ્યાજ પ્રેમ અને સૌંદર્ય-અનુભૂતિની વાત કરવા સક્ષમ બને છે. postmodern તેમ જ postcolonial બંને જ વિવેચનસિદ્ધાંતોએ આ તબક્કાઓનો સ્વીકાર કર્યો છે. 'celebration of marginality and difference'ના postmodern સિદ્ધાંતે આ અંતિમ તબક્કાને ગૌરવપૂર્ણ સ્થાન આપ્યું છે. આ તો થઈ સમગ્ર માર્જિનલ સાહિત્યની વાત.

### ૩-૧. નારીવાદી વિચારધારા : વિકાસના ત્રણ તબક્કા :

નારીવાદી સંદર્ભમાં વિચારતાં વિકાસના આ ત્રણે તબક્કા નારીવાદી વિચારધારાના વિકાસમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. નારીવાદી તેમ જ નારી દ્વારા લખાયેલ આ બંને પ્રકારનું સાહિત્ય માર્જિનલ સાહિત્ય છે અને તેથી માર્જિનલ સાહિત્યને લાગુ પડતા વિવેચન- સિદ્ધાંતો આ સાહિત્યને સમજવામાં ઉપયોગી તો ખરા જ. નારીવાદી સાહિત્યના સંદર્ભમાં ઉપર જણાવેલ તબક્કાઓનું નામાભિધાન એલેન શોવાલ્ટરે નીચે પ્રમાણે કર્યું છે.

૧. પ્રથમ તબક્કો 'feminine' કે જે imitative તબક્કો છે.

૨. દ્વિતીય તબક્કો 'feminist' કે જે 'reactive' છે, આક્રોશથી ભરેલ છે.

૩. તૃતીય 'female' એટલે કે માર્જિનલ રાઇટિંગના વિકાસનો અંતિમ તબક્કો, self- affirming તબક્કો, જેમાં બધા ભેદભાવ ભૂલીને એક લાંબી મજલ કાપી સ્વસ્થાને પહોંચ્યાની નિરાંત અને આત્મવિશ્વાસમાંથી સાહિત્ય પ્રગટે છે.

નારીવાદી વિવેચકોએ feminine, feminist તેમ જ female સંજ્ઞાનો ઉપયોગ પોતાની ઇચ્છા અનુસાર કર્યા કર્યો છે. પરંતુ હું આ વક્તવ્યમાં આ સંજ્ઞાઓ એલેન શોવાલ્ટરે કરેલ વ્યાખ્યા સાથે પ્રયોજી રહી છું. (શોવાલ્ટર, ૧૯૮૧). મારા વક્તવ્યમાં મેં નારીવાદના આ ત્રણે તબક્કાઓ તથા એમના માટે પ્રયોજાયેલ સંજ્ઞાઓ યથાવત્ રાખી છે. પરંતુ નારીવાદી પરંપરાના વિકાસને (૧૯૨૦થી આજદિન સુધી) મેં આ ત્રણ તબક્કાઓ હેઠળ વહેંચ્યો છે.

### ૩-૨. ફેમિનિન તબક્કો (૧૯૨૦થી ૧૯૪૯) :

પશ્ચિમી નારીવાદી વિચારધારાનો આ પ્રથમ તબક્કો એટલે વર્જિનિયા વુલ્ફ અને તેમનાથી પ્રભાવિત લેખનનો તબક્કો.

નારીલેખનની ઘણી બધી મથામણો વુલ્ફનું પુસ્તક A Room of One's Own (૧૯૨૯) લઈને આવે છે. આજદિવસ સુધી લખાયેલ દરેકેદરેક મુદ્દાનાં મૂળ બીજ વુલ્ફના પુસ્તકમાં પડેલ છે. આ દસ્તાવેજમાંથી મારા વક્તવ્ય માટે જરૂરી એવા મુદ્દા તારવવા હોય તો તે નીચે પ્રમાણે છે:

૧. વુલ્ફનો સર્જનાત્મક ભૂમિકા વિશેનો વિચાર. તેમની દૃષ્ટિએ સર્જનની ઉદાત્ત ક્ષણે sex/genderની સભાનતા અતિક્રમી સર્જક લેખક androgynous state of mind (ઉભયલિંગી ચેતના)માં પ્રવેશે છે.

૨. વુલ્ફ સ્ત્રીને વ્યક્તિ કે લેખિકા બનવું હોય તો તેને માટે બે પૂર્વશરત મૂકે છે:

૧) સ્ત્રી પાસે પોતાનો અલાયદો ઓરડો હોવો જોઈએ, A Room of One's Own.

૨) તેને પોતાની સ્વતંત્ર આવક હોવી જોઈએ, An Income of One's Own.

૩. આ બે પૂર્વશરતો સાથે આ પુસ્તકનાં બે જ વર્ષ બાદ લખાયેલ લેખ 'Professions for Women' (૧૯૩૦)માં વુલ્ફ અન્ય બે પૂર્વશરતો પણ મૂકે છે. સ્ત્રીએ વ્યક્તિ / લેખિકા બનવા માટે ઉપર જણાવેલ ચાર શરતો ઉપરાંત પોતાનામાં રહેલ 'એન્જલ ઑફ ધ હાઉસ' – ભારતીય સંદર્ભમાં ગૃહલક્ષ્મી–ની છબિને જતી કરવી પડે. (Killing the Angel of the House) અને અંતે પોતાના નારીદેહના અનુભવોને કાગળ પર ઉતારવાની હિંમત કેળવવી પડે. વુલ્ફ આ ચારમાંથી ત્રણ પૂર્વશરતો પૂરી કરી શકેલાં, પણ તે પોતે આ લેખમાં જણાવે છે તેમ અંતિમ શરતનું પાલન તેઓ પોતે પણ કરી શંક્યાં ન હતાં.

અહીં નોંધવું જોઈએ કે વુલ્ફનો androgynous state of creative mindનો સિદ્ધાંત અર્ધનારીનટેશ્વરની પરંપરા ધરાવતા ભારતીય પિતૃસત્તાકોને એવી માફક આવી ગયો કે તેમણે વુલ્ફે કરેલ આ વિધાન બાદ તેને તેમણે આપેલ રદિયા વિશે વાંચવાનું, સમજવાનું માંડી વાળ્યું. પોતાને અત્યંત મૉડર્ન માનતા માંધાતાઓ પણ વુલ્ફના આ સિદ્ધાંત સુધી જ સીમિત રહ્યા.

પણ સત્ય વાત તો એ છે કે 'A Room of One's Own'ને બીજે વર્ષે પ્રકાશિત લેખ 'Professions for Women'માં આત્મહત્યાના થોડા જ સમય પહેલાં વુલ્ફે પોતાની androgynous theoryથી તદ્દન વિપરીત વિધાન કર્યું : "સ્ત્રીનું સ્ત્રી તરીકે ન લખવું તે એક દુઃખદ ઘટના છે." એટલું જ નહીં, સ્ત્રીનાં સંવેદન, તેની અભિવ્યક્તિ તેમ જ ભાષા પુરુષની ભાષાથી કયા પ્રકારે ભિન્ન હોય છે તેની વાત પણ તેમણે કરી.

વુલ્ફે નારી-લેખનવિષયક લગભગ દરેકેદરેક મુદ્દાને ચર્ચ્યો. પરંતુ નોંધપાત્ર વાત એ છે કે વુલ્ફના સ્વરમાં ક્યાંય પડકાર ન હતો. લેખનના પુરુષક્ષેત્રમાં પગપેસારો કરતી નારીને તે માર્ગ ચીંધે છે, મદદ કરે છે. કંઈક હદ સુધી સામા પક્ષને કેમ પરાસ્ત કરવો તેની યુક્તિ પ્રયોજે છે. પણ આ બધું એ સ્ત્રીસુલભ રીતે કરે છે. તેથી જ જેન માર્કસ નામક વિવેચકે 'New Feminist Essays on Virginia Woolf' (1980)માં વુલ્ફ વિશે લખતાં રમૂજભર્યા સ્વરે તેમને 'ગેરિલા ફાઈટર ઇન પેટિકોટ' કહ્યાં છે.

વુલ્ફના નેતૃત્વ હેઠળના આ તબક્કામાં સ્ત્રીલેખન વિષયક પ્રશ્નોની સભાનતા છતાં પડકાર કરતાં સ્વીકારનો સ્વર વધુ સંભળાય છે.

આ તબક્કાના અંતભાગમાં ફ્રાન્સમાં પ્રકાશિત એક પુસ્તક નારીવાદી વિચારધારા માટે એક તદ્દન નવો milestone રોપે છે. એ પુસ્તક છે – સિમોન દિબુવાનું પુસ્તક 'The Second Sex' (1949).

વુલ્ફ તેમ જ ફ્રોઇડની થિયરિઝને ફગાવી દઈ Eqaulity of Sexesના સિદ્ધાંતની રૂએ સ્ત્રીપુરુષને સમાન ભૂમિકા પર મૂકી સ્ત્રીને સમાન અધિકાર અપાવવા તત્પર આ પુસ્તક સાથે જ ખરું જોતાં પોતાના હક્ક માટે લડત આપતા નારીવાદનાં મંડાણ થાય છે. "A woman is not born but made." સ્ત્રી જન્મતી નથી, પણ બનાવાય – ઘડાય છે. આ દિબુવાનો મુખ્ય સિદ્ધાંત છે.

Sex/Gender ('sex' biological છે, જ્યારે 'gender' socio-cultural construct છે)માં ઘૂમરાતા નારીલેખનને આ સાથે એક નિશ્ચિત દિશા મળે છે. અને '૪૯થી દસેક વર્ષ સુધી આ વિચાર ફ્રેન્ચ ફેમિનિસ્ટોમાં વાગોળાયાં કરે છે – નારી-લેખન/ વિવેચનમાં કોઈ પણ પ્રકારની સ્પષ્ટતા વગર.

આમ 'feminine' તબક્કા–અંતર્ગત પણ એક વિસંગત વિચારધારા સમાનાન્તર ચાલે છે. દિબુવા તથા તેમનાં અનુયાયીઓ સ્ત્રી-પુરુષના ભેદને સામાજીકરણ (aculturation)નું પરિણામ ગણાવી સમાન મનુષ્યો માટે સમાન અધિકારોની માંગ ચાલુ રાખે છે.

### ૩-૩. feminist તબક્કો (૧૯૬૦ થી ૧૯૭૫) :

સિમોન દિબુવાના Equality of Sexesના સિદ્ધાંત પર રચાયેલ આ તબક્કો એટલે વિશ્વભરમાં તરખાટ મચાવતો તબક્કો. યુ.કે., અમેરિકા, ફ્રાન્સ તેમ જ અન્ય પશ્ચિમી દેશોના નારીજાગરણના આ *reactive*, આક્રોશગ્રસ્ત તબક્કાએ તેમને વિશ્વપ્રેસ દ્વારા વિશ્વફલક પર લાવી મૂક્યાં. સદીઓથી પ્રતાડિત સ્ત્રીશક્તિએ જ્યારે માથું ઊંચક્યું ત્યારે સમગ્ર વિશ્વે તેની નોંધ લીધી. કારણ કે તેમનો આક્રોશ શોભનીયતાની સીમા અને વિવેક

વટાવી આત્યંતિક બની ગયો. પિતૃસત્તા દ્વારા લદાયેલ દરેકેદરેક બંધનને ફગાવી દેવા તત્પર સ્ત્રીઓ જાહેર માર્ગો પર આવી ઊભી. દબાયેલ કચડાયેલ સ્વરે ફરિયાદ કરવાને બદલે, કરગરવાને બદલે રણચંડીના ભયંકર આક્રોશ સાથે તેઓ ઘરનો ઉંબર વટાવી ગઈ. બંધનના metaphor જેવાં અંતર્વસ્ત્રો ફગાવી દઈ, બંધનના સામાજિક metaphor સમા પત્નીત્વ તથા માતૃત્વના રોલ્સને અવગણી તેમણે પોતાનો વ્યક્તિ હોવાનો હક્ક પ્રસ્થાપિત કરવા પ્રયત્ન કર્યો. અને સ્ત્રીશક્તિનું આ રૌદ્ર રૂપ પુરુષને એવું તો ભયંકર અને અસ્વીકાર્ય લાગ્યું કે વિશ્વભરના પ્રેસે જાહેર માર્ગો પર આવી ઊભેલ 'ટૉપલેસ' સ્ત્રીઓના ફોટા ચમકાવ્યા. અને એની અવળી અસર એ થઈ કે નારીવાદને સમજ્યા, જાણ્યા વગર ભારતના ગામડાગામમાં વસતા પુરુષે પણ 'નારીવાદ' શબ્દ પર ઘસીને ચોકડી મારી દીધી. ભલભલા માંધાતાઓએ બુદ્ધિના સ્તરે નારીવાદને સમજવાનું માંડી વાળી તેને 'વલ્ગર' જેવાં વિશેષણોથી નવાજી પડતો મૂક્યો.

૧૯૯૭માં ઓટાવા યુનિ. ખાતેની મારી મુલાકાત દરમ્યાન વિમેન્સ રાઇટિંગ સેન્ટરનાં ડાયરેક્ટર પ્રો. ડેબોરાહ ગોરહામ સાથે થયેલ મારી ચર્ચા દરમ્યાન તેમણે કરેલ તર્ક કંઈક આવો હતો – "જ્યારે પણ માર્જિનલ્સ દાવો કરે ત્યારે તેમણે આત્યંતિક તો થવું જ પડતું હોય છે. તો જ તેમની સુનવણી થતી હોય છે. અને આમ કરીને રેડિકલ ફેમિનિસ્ટોએ કંઈ જ ખોટું કર્યું ન હતું. પરંતુ અન્ય માર્જિનલ્સની સરખામણીએ ફેમિનિસ્ટોને ઘણી મોટી કિંમત ચૂકવવી પડી. કેમ કે મારી સમજણ પ્રમાણે આ એક જ આંદોલન એવું હતું કે જે જાહેર જગ્યાઓ છોડી ઘરના બેડરૂમ સુધી પહોંચી ગયું. પુરુષનો મોટામાં મોટો ગઢ એટલે એનું ઘર, તેનો બેડરૂમ, તેની શય્યા. અને ત્યાં સુધી પહોંચી જનાર આંદોલનને તે કેમે કરી સહી શકે તેમ ન હતો. માટે ભયભીત પુરુષે પોતાની સમગ્ર શક્તિ સાથે આંદોલનને ડામવાના પ્રયત્ન રૂપે તેનો નેગેટિવ પ્રચાર કર્યો."[૫] તેમના આ તર્ક સાથે સંમત થવું જ પડે તેમ હતું.

આ તબક્કો નકારાત્મક હતો તે સ્વીકારવું પડે. Fire Brand Feminismના આ તબક્કા દરમ્યાન પુરુષ અને પુરુષસત્તાનો વિરોધ એ જ મુખ્ય લક્ષ્ય હતું તે વાત પણ સાચી. જમીન, મકાન અને પશુધનની જેમ સ્ત્રીદેહને પોતાની માલિકીની વસ્તુ ગણી ચાલેલ પુરુષને જીવનભર માટે પાઠ ભણાવી દઈ સીધો કરવો, સ્ત્રીદેહને માન આપતો કરવો, તે Radical Feministના agendaની મુખ્ય આઇટમ હતી. અને તેથી જ આ ગાળાના વિવેચનનો ઝોક પુરુષે પોતાના સાહિત્યમાં સ્ત્રીદેહને કેવો અન્યાય કર્યો છે તે તરફ જ હતો. કેટ મિલેટનો Radical Feminist શોધપ્રબંધ Sexual Politics '(૧૯૬૯) આનો શ્રેષ્ઠતમ નમૂનો છે.'

આ તબક્કા દરમ્યાન રેડિકલ ફેમિનિસ્ટ સ્ત્રીઓએ પોતાના દેહ પર પોતાનો, ફક્ત પોતાનો જ અધિકાર હોઈ શકે તે વાત સાબિત કરવા પોતાના શરીરને લગતા તમામ નિર્ણયોમાં અન્ય કોઈનો પણ હસ્તક્ષેપ ન સાંખી લેવા નિર્ધાર કર્યો. 'Female body is female estate'ના નારાઓ બુલંદ થતા ગયા, જે પુરુષ માટે – ખાસ કરીને હાજીહાથી ટેવાયેલ પુરુષો માટે – કેટલું ભયાવહ હશે તે કલ્પી શકાય.

### ૩-૪. રેડિકલ ફેમિનિઝમ તથા તેમાં બળ પૂરતી અન્ય literary theories :

૧૯૬૦-૭૦ના નારીવાદી આંદોલનને તત્કાલીન વિવેચનનાં બદલાતાં પરિમાણોએ પણ બળ પૂર્યું. પશ્ચિમના સાહિત્યજગતમાં આ સમય હતો ડેરિડાના ડીકન્સ્ટ્રક્શનનો. ક્રિસ્ટેવાની 'ઇન્ટરટેક્સ્ચુઆલિટી'નો. ઈગલટનની 'માર્ક્સિસ્ટ' થિયરીનો. આ બધા જ પ્રવાહો સાહિત્યની 'logocentricity' (તત્ત્વકેન્દ્રિતા) અને phallogocentricity (શિશ્નકેન્દ્રિતા)ને પડકારી રહ્યા હતા. કોઈ પણ ultimate referentનો ધરમૂળથી અસ્વીકાર તે આ સમયની વિવિધ સાહિત્ય-વિચારણાઓનો મુખ્ય મુદ્દો હતો. આમ, પ્રસ્થાપિત મૂલ્યોને નકારી નવાં મૂલ્યોનું સ્થાપન તે આ સમયની માંગ હતી અને તેથી આ સઘળા પ્રયત્નોનો સીધો આશય નારીવાદને સમર્થન આપવાનો ન હોવા છતાં નારીવાદી આંદોલનો માટે તે યોગ્ય વાતાવરણ સર્જી રહ્યા. Capitalist/Patriarchal સમાજની phallogocentricity (શિશ્નકેન્દ્રિતા)નો ભારોભાર

વિરોધ જેટલો અન્ય વિચારધારાઓને હતો તેટલો જ રેડિકલ ફેમિનિસ્ટને પણ હતો અને તેથી આ આંદોલન વધુ સરળ બની શક્યું.

પિતૃસત્તાના આટઆટલા તીવ્ર વિરોધ ઉપરાંત આ તબક્કાનાં ફેમિનિસ્ટ વિવેચકોનું મુખ્ય લક્ષણ તેમનું male fixation રહ્યું. પુરુષને કેન્દ્રમાં રાખીને એણે સ્ત્રીને કરેલ અન્યાય માટે શબ્દની ચાબુકથી તેને દંડવા સિવાય આ નારીવાદીઓ પાસે અન્ય કોઈ એજન્ડા ન હતો. અને તેથી જ કદાચ આ તબક્કો ધાર્યાં પરિણામ ન મેળવી શક્યો.

**૩-૫. female/ gynocentric (ગર્ભાધીન) તબક્કો (૧૯૭૯થી વર્તમાન) :**

૧૯૭૫માં પેટ્રિશિયા મેયર સ્પેક્સના The Female Imaginationના પ્રકાશન સાથે નારીવાદી વિચારધારાનો ત્રીજો અને સૌથી મહત્ત્વપૂર્ણ તબક્કો પ્રારંભાયો. સ્પેક્સે સૌપ્રથમ વાર નારીવાદી વિવેચનના બાઇનૉક્યુલરને પુરુષ પરથી ઉઠાવીને સ્ત્રીલેખન પર માંડ્યું. સૌપ્રથમ વાર કોઈએ પુરુષને ઉઘાડો પાડવાને બદલે સ્ત્રીને, તેના મનને, તેના સર્જકત્વને સમજવા પ્રયત્ન કર્યો. પણ આ કામ આરંભાયું ત્યારે ખુદ સ્પેક્સને પણ તેનો ખ્યાલ ન હતો કે તેઓ નારીવાદી વિચારધારાની નવી દિશા ખોલી રહ્યાં હતાં.

સ્પેક્સના પુસ્તક દ્વારા નારીવાદી અભિગમમાં આવેલ 'યુ ટર્ન'ની સૌપ્રથમ નોંધ એલેન શોવાલ્ટરે લીધી. ૧૯૭૯માં પ્રકાશિત 'A Literature of Their Own'માં શોવાલ્ટરે નારીવાદી અભિગમની બદલાતી જતી તાસીર પર ધ્યાન કેન્દ્રિત કર્યું.

એટલું જ નહીં, આવા સ્ત્રીકેન્દ્રિત અભિગમ માટે 'ફેમિનિઝમ' સંજ્ઞા અપર્યાપ્ત લાગતાં તેમણે ફ્રેન્ચમાં વપરાતી સંજ્ઞાનું અંગ્રેજીકરણ કરી 'gynocentric/ gynocentricism' જેવી નવી સંજ્ઞાઓ પ્રયોજી. સંજ્ઞાઓ પ્રયોજીને અસ્પષ્ટ રહેવા દેવી તે બરાબર નથી જ. એટલે ૧૯૮૧માં ફરી એક વાર એક દીર્ઘ લેખ 'Feminist Criticism in Wilderness'માં તેમણે આ સંજ્ઞાની તલસ્પર્શી ચર્ચા કરી. સંજ્ઞામાં જ સ્ત્રીદેહ (gyno)નો તેના લેખન પરનો પ્રભાવ અભિપ્રેત જણાવી, આગલા તબક્કાના equality of sexesના પાયાના સિદ્ધાંતને રદિયો આપી શોવાલ્ટરે Poetics of Differnceનું ઘડતર પ્રારંભ્યું.

પ્રો. શ્રી જયંત ગાડિત દ્વારા હાલમાં (૧૯૯૯) પ્રકાશિત 'અનુઆધુનિક સાહિત્ય સંજ્ઞાકોશ'માં gynocentric સંજ્ઞાનો અનુવાદ 'ત્રિયાવિવેચન' (પૃ. ૮૮-૮૯) કરવામાં આવ્યો છે. મારી સમજણ પ્રમાણે 'ત્રિયા' શબ્દ સાથે રૂઢ થયેલ હીણપતભરી અર્થચ્છાયાને ધ્યાનમાં રાખતાં આ અનુવાદ બરાબર નથી. તેને બદલે 'ગર્ભાધીન' જેવી સંજ્ઞાનો ઉપયોગ થઈ શકે.

નારીવાદનો આ અદ્યતન તબક્કો જો નારીદેહને લીધે નારીને હીન ગણતા ફ્રૉઈડ તથા લેકાનની essentialistic થિયરી પર સ્વીકારની મહોર મારતો હોય તો આમાં સ્ત્રીનો વિકાસ ક્યાં આવ્યો? આ પ્રશ્ન અવારનવાર મને પુછાતો રહ્યો છે.

આ બાબતની સ્પષ્ટતા પણ અનિવાર્ય છે, કેમ કે સહેજ સમજફેરથી gynocentric અભિગમનું હાર્દ ચૂકી જવાય. આ વિચારધારા સ્ત્રી-પુરુષના biological ભેદના પાયા પર રચાઈ છે. આટલી બાબત પૂરતું એ ફ્રૉઈડ કે લેકાનને સ્વીકારે છે. પરંતુ biological ભેદને કારણે, ગર્ભધારણ કરવાની શક્તિને કારણે સ્ત્રી-પુરુષ કરતાં ઊતરતી છે તેને તે રદિયો આપે છે. સ્ત્રીશરીરને લીધે સ્ત્રીનું લેખન પુરુષ કરતાં જુદું છે એ વાતનો તે મહિમા કરે છે. એલેન સીકસ્યૂ તથા ક્રિસ્ટેવા જેવાં gynocritics ગૌરવપૂર્વક પોતાને 'biofeminist' કહેવડાવે છે. ગયા વર્ષે ૧૯૯૮માં સીકસ્યૂએ પોતાની ભારતયાત્રા દરમ્યાન આપેલ વ્યાખ્યાનોમાં સ્ત્રીદેહના અનુભવોની તેના લેખન/વિવેચન પર થતી અસરથી માંડીને વાત કરેલી.

નારીવાદી અને ગર્ભાધીન અભિગમના ભેદ વિશે ચર્ચા કરતાં કેરોલિન હેલબ્રને લખ્યું છે :

"નારીવાદ ઓલ્ડ બાઈબલ જેવો હતો. પુરુષે ભૂતકાળમાં કરેલ એક એક પાપને શોધી શોધીને તેના માટે તેને શિક્ષા કરવી તે જ આ તબક્કાનું ધ્યેય હતું. જ્યારે ગાયનોસેન્ટ્રિક અભિગમ છે ન્યુ ટેસ્ટામેન્ટ સમો. ક્ષમા અને કલ્પનાશક્તિના જોરે ગુલામીની ગર્તામાંથી લોકોને મુક્ત વિશ્વ તરફ દોરી જવા તે જ તેનું લક્ષ્ય છે."

(Showalter, 81)

સ્ત્રીદેહધારી મનુષ્યનું લેખન તદ્દન જુદા પ્રકારનું હોય છે તે સમજણ પર મંડાયેલ આ વિચારસરણી પુરુષે ભૂતકાળમાં ગુજારેલ સિતમોની ફરિયાદ કરવાનું માંડી વાળી, તેમના પર વેર લેવાનું જતું કરી, selfpityમાંથી બહાર આવી આત્મસમજણ વિકસાવવા પ્રયત્ન કરે છે. સ્ત્રી તથા તેના દ્વારા સર્જિત સાહિત્ય હવે તેમના અભ્યાસનું કેન્દ્ર છે. અને આમ feminist તબક્કાની male-centeredness આ તબક્કામાં વિદાય લે છે. અને આ તબક્કો women- centered બને છે.

postmodernism તથા postcolonialism અંતર્ગત 'celebration of difference'નો ઘણો મહિમા થઈ રહ્યો છે ત્યારે આ celebrationમાં gynocentrics પણ ભળે છે તેમ કહી શકાય. તેનો મિજાજ postmodernist/postcolonial છે. આ celebrationના ભાગરૂપે સ્ત્રીઓની લેખનપરંપરાને શોધીને પુનઃસ્થાપિત કરવાનો ઉપક્રમ વૈશ્વિક સ્તરે જોર પકડી રહ્યો છે. ભારતના સંદર્ભમાં આ કામ કાલી ફૉર વિમેન જેવા પ્રકાશકો તથા સૂઝી થરો જેવાં સંશોધકોએ ઉપાડી લીધું છે.

છેલ્લા દસકામાં gynocentic અભિગમના ઘણા પેટાફાંટા પડ્યા છે, જેવા કે શ્વેત અમેરિકન લેખિકા ઍલિસ વૉકરે પ્રારંભેલ 'womanism', ક્રિસ્ટેવા તથા સીક્સ્યૂએ પ્રારંભેલ biofeminism (biological feminism), ભારતનાં વંદના શિવા અને તેમનાં જર્મન સાથી મારિયા મીસે (Maria Mies) પ્રારંભેલ ecofeminism (ecological feminism). આ બધા વિવિધ અભિગમો સ્ત્રી-પુરુષ biologyના ભેદના પાયાના સિદ્ધાંતને સ્વીકારે છે.

નારીવાદી (feminist) અભિગમ એટલો બધો pluralistic છે કે તેને સંપૂર્ણપણે સમજવા માટે ઘણાં ઊંડાં ઊતરવું પડે. આવાં ઘણાં ઘણાં વક્તવ્યો અપાય ત્યારે કંઈક કર્યાનો – પામ્યાનો સંતોષ થાય. પણ આવા અપરંપાર શેડ્ઝ ધરાવતા નારીવાદો (feminisms)નું મુખ્ય ધ્રુવવાક્ય એક જ છે : નારીનો વ્યક્તિ/મનુષ્ય તરીકે સ્વીકાર. દેવી કે દાસી નહીં, ફક્ત વ્યક્તિ. તેના દેહનો આદરપૂર્ણ સ્વીકાર.

**સમાપન :**

આ લેખમાં મેં નીચેના મુદ્દાઓની વિગતે છણાવટ કરી:

–શું પ્રતિબદ્ધ સાહિત્ય નિમ્નસ્તરીય સાહિત્ય છે ?

–નારીવાદની વ્યાખ્યા

–નારીવાદનાં મંડાણ, પુરુષે કરેલ પહેલ

–માર્જિનલ સાહિત્ય: વિકાસના ત્રણ તબક્કા : *imitative, reactive, selfaffirming*

–નારીવાદી વિચારધારા: વિકાસના ત્રણ તબક્કા

–ફેમિનિન તબક્કો (imitative)

–ફેમિનિસ્ટ તબક્કો / ફાયરબ્રાન્ડ ફેમિનિઝમ (reactive) અને તેમાં બળ પૂરતી અન્ય literaty theories.

–ફીમેલ / ગાયનોસેન્ટ્રિક (ગર્ભાધીન) તબક્કો (selfaffirming)

ઉપર જણાવેલ સમગ્ર ચર્ચાને અંતે હું એ તારણ પર આવી છું કે ફેમિનિઝમ વિશેની આડેધડ ઊભી થયેલ વિભાવનાઓને બદલવી રહી. 'સાત પગલાં આકાશમાં' જેવા એકાદ પુસ્તકના વાચનને આધારે ગુજરાતી સમાજ માટે, તેમ જ સમગ્ર ભારતીય સમાજને માટે અત્યંત મહત્ત્વપૂર્ણ તેવી નારીવાદને લગતી વિભાવનાઓ ઘડી ન શકાય. આ લેખ દ્વારા મેં શાસ્ત્રપૂત વિભાવનાઓને પ્રસ્તુત કરી છે. મારો આ પ્રયાસ ફેમિનિઝમ વિશેની સાચી વિભાવનાઓ વાચકોના મનમાં જન્માવે તો મારું આ બોલ્યું/ લખ્યું લેખે લાગ્યું ગણાય.

---

**પાદટીપ :**

(૧) મારા પુસ્તક 'નિજી આકાશ' (ગૂર્જર, ૯૮)માંથી.

(૨) અરુણા સીતેશ સંપાદિત Their Testimony (East West Pub. 1995)માં ૧૯ સમકાલીન અમેરિકન સ્ત્રી વાર્તાકારોની વાર્તાઓ ઉપરાંત તેમના ઇન્ટર્વ્યૂ પણ છે. ૧૯માંથી ૧૫ સ્ત્રીઓએ ઉપર દર્શાવ્યા પ્રમાણે જવાબ આપ્યો છે.

(૩) કેરોલિન હેલબ્રનના 'Who is afraid of feminism?' (Lon. Hamish Hamilton, 1997)માં નારીવાદી હોવાને કારણે તેમને પડેલ તકલીફોની વાત છે. કોલંબિયા યુનિ. (યુ.એસ.)ના અંગ્રેજી વિભાગનાં પ્રો. તથા જાણીતાં નારીવાદી લેખિકા હેલબ્રને યુનિ. સત્તાધારીઓની રંજાડથી હારીને ૧૯૯૫માં રાજીનામું આપી દેવું પડેલું.

(૪) રઘુવીર ચૌધરી, સુનીતા ચૌધરી સંપાદિત 'નારીચેતનાની નવલિકાઓ' (ગૂર્જર, '૯૮)ની પ્રસ્તાવનામાંથી.

(૫) પ્રો. ડેબોરાહ ગોરહામ, અધ્યક્ષ, ઓટાવા યુનિ., વિમેન્સ રાઇટિંગ સેન્ટર (કેનેડા)ના મેં તા. ૨૭ મે ૧૯૯૭ને દિવસે કરેલ ઇન્ટર્વ્યૂમાંથી.

**સંદર્ભ :**


Ashcrot, Griffiths, Tiffin (ed.) 'The Empire Writes Back', Lon. : Routeldge, 1989.

de Beauvoir, Simone. 'Second Sex' (1949), tran. Patrik O'brain, N.Y. : Harmer, 1966.

Forbes, Geraldin. Caged Tigers : First Wave Feminism in India in 'Women's Studies International Forum', Vol. 15, No 6, 1982.

Hutcheon, Linda. 'A Politics of Postmodernism.' Cambridge : Uni. Printing House, 1988.

Showalter, Elaine. 'A Literature of Their Own'. Princeton : Princeton Uni. Press, 1987.

'Feminist Criticism in Wilderness' In 'Critical Inquiry.' Winter, 1981.

Spacks, Patricia Mayer. 'The Female Imagination.' N.Y. Knopf, 1975.

Woolf, Virginia. 'A Room of One's Own' (1929). Lon. : The Hogarth Press, 1954.

'Professions for Women' (1930) in 'The Woman Question.' N.Y. : Fontana Press, 1990.




## એક સો વીસ વરસ પછી

### ૧૮૭૫માં

સરકારી કેળવણીખાતાએ નંદશંકરકૃત 'કરણઘેલો' એ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રકાશિત કરવાનું ટાળ્યું – એ પુસ્તકને સરકારે પારિતોષિક આપ્યું હોવા છતાં, વાચકો અને વિવેચકોએ એને વખાણ્યું હોવા છતાં, એવાં બીજાં પુસ્તક લખવાની નંદશંકરને વિનંતી કરી હોવા છતાં. કારણ ? કમિટીના સેક્રેટરી મહીપતરામ નીલકંઠનો વાંધો : 'કરણઘેલો'માં આવતી ભૂતપ્રેતની વાત લોકોના વહેમમાં વધારો કરે.

### ૧૯૯૫માં

ગુજરાતી સાહિત્ય અકાદમીએ હ. ભાયાણીકૃત 'ગુજરાતી ભાષાનું ઐતિહાસિક વ્યાકરણ' એ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકાશિત કરવા અસમર્થ હોવાનું જણાવ્યું – પુસ્તક અકાદમીએ પોતે જ તૈયાર કરાવ્યું હોવા છતાં, પહેલી આવૃત્તિ છ વરસમાં ખપી ગઈ હોવા છતાં, વિવેચકોએ એ પુસ્તકનું સંદર્ભગ્રંથ લેખે મહત્ત્વ પિછાણીને એનો અંગ્રેજી અનુવાદ તૈયાર કરાવવાની ભલામણ કરી હોવા છતાં. કારણ ? અકાદમી પાસે ભંડોળ નથી. એની સમિતિ ઉપર દર્શક, યશવંત શુક્લ, ભોળાભાઈ પટેલ છે.

**હરિવલ્લભ ભાયાણી**

બાબુ દાવલપુરા
હરિકૃષ્ણ પાઠક

## નિશાચક : અરૂઢ કોટિની કરુણગર્ભ સંવેદનકથા

શ્રી કિશોર જાદવની પહેલી લઘુનવલ 'નિશાચક' (પ્ર. આ. ૧૯૭૯) પ્રમુખ ધારાની પરંપરાગત સુખપાઠ્ય નવલકથાઓનાં ચિરપરિચિત નાનાવિધ કથાનકોના ચટાકેદાર વસ્તુસંભાર અને કૌતુકમૂલક વસ્તુવિન્યાસના કસબ થકી નિષ્પન્ન થતા કથારસથી ટેવાયેલા વાચકવૃંદને હંફાવે તેવી અરૂઢ કોટિની પ્રયોગાત્મક કૃતિ છે. નાના નાના આઠ ખંડકોમાં રચાયેલ આ લઘુનવલનું નાભિકેન્દ્ર છે અનામી કથાનાયકની અસ્તિત્વપરક વિફળતાજન્ય વેદના-સંવેદના. કેવળ તર્કબુદ્ધિ દ્વારા કદાચ પામી ન શકાય. એવી આ અરાજકતાભરી ધૂમિલ સંવેદનાને યથાર્થ રૂપમાં ઓળખવા-આલેખવા માટે લેખકે અજમાવેલી રચનારીતિ-કથનરીતિ પ્રથમ દૃષ્ટિએ ભાસે છે તેટલી સરળ-સુગમ નથી. કથાની ભાવસૃષ્ટિમાં પ્રવેશવા માટે 'પશ્ચાદ્ભૂ' રૂપે આરંભે મુકાયેલ કથાખંડકની અનંગલીલાના કપોલકલ્પિતના આવરણથી આચ્છાદિત આવાસમાં નાયકની આંગળી પકડીને પહોંચવું અનિવાર્ય છે.

આ આરસજડિત આવાસમાં નાયકના 'પદાઘાતથી જાણે જળ હલીને' ચંચળ તરંગવલયો રચે છે, તે ક્ષણોમાં તેને પોતાનો 'આદિમ પડછાયો ડોલતો સાપોલિયાની જેમ એમાં દોડતો' દેખાય છે. 'મકાનનાં વિવિધરંગી પ્રતિબિંબો હવે આંદોલિત થઈ' ઊઠે છે અને 'પારદર્શક સપાટી નીચે તળિયાની તખ્તીઓ ધ્રૂજતી' અનુભવાય છે. આથી 'સમતુલા જાળવવા, ખુરસીમાં' તે બેસી પડે છે તે વખતે તેની આંખો સામે 'કાળા આરસનું આવક્ષ' તર્યા કરે છે, 'એના તરતા માથાની ચોફેર ઘડિયાળનો એકધારો ટિક્ ટિક્ અવાજ બણબણ્યા કરે છે.' બારીની 'ફ્રેઇમ'માં જડાયો હોય એવો કોઈકનો 'કાષ્ઠવત્ ચહેરો' તેના તરફ ચળક ચળક જોયા કરે છે. ફ્લૅપડોરના ઊભી લીટીઓવાળા કરકરિયાળા શ્વેત કાચની પાછળ કોઈકની છાયાકૃતિ જાણે નાયકને સંબોધતી જણાય છે. પણ તેનો અવાજ સહેજે સંભળાતો નથી. છાયાકૃતિમાંથી જાણે 'ઓજસ પ્રગટતું' ભાસે છે, એથી નાયકને લાગે છે કે એ અનંગલીલા જ હશે. પરંતુ પ્રયત્ન કરવા છતાં કશું બોલાતું નથી; 'આંખો સામે ઝબકારા લેતાં પ્રકાશવર્તુળોના લીધે તેને કશું દેખાતું નથી' ને નીચે બંને પગ જાણે જળમાં ઝબકોળાયેલા, તરબોળ છે. નાયકને એકાએક યાદ આવે છે કે આવી જ 'કૅબિન'માં તેના સાહેબ બેસતા. આથી 'કશુંક બરકવા કરતો' નાયક અકળ એવી કોઈ ઉત્તેજનાને કારણે ઊભો થઈ જાય છે. અનંગલીલાના આવાસમાં છે એવું જ રહસ્યમય વાતાવરણ નાયકના સાહેબની કૅબિનમાં પણ હોવાનો એહસાસ તેને કથાના અંતભાગે ફરી એક વાર સાતમા ખંડકમાં થાય છે. એ કૅબિનની બરાબર સામેની બારીમાંથી, સાહેબની અનુપસ્થિતિમાં નાયક બહાર ચોગાનમાં નજર નાખે છે, તો ત્યાં આરોહ-અવરોહમાં રહીને વાજિંત્ર વગાડી રહેલી સ્ત્રીનું કાળા આરસમાંથી કંડારેલું શિલ્પ દેખાય છે. પ્રથમ ખંડક અને સાતમા ખંડકનાં સ્થળવિશેષ વચ્ચેનું આ પરિવેશગત સામ્ય સૂચક છે.

પ્રથમ ખંડકમા સ્વપ્નગત અનુભૂતિમાંથી પસાર થયા પછી, નાયક પ્રભાતકાળે અનંગલીલાના ઘર આગળથી પસાર થાય છે તે વખતે ઘર તો બંધ છે, પણ તેના 'રહેણાક આગળ સોનચંપાના વૃક્ષ પર, પંખીઓનાં જૂથ ગુમસૂમ બેઠાં હોય એવાં, પીળચટાં પુષ્પો લાગેલાં' છે. એનાં રૂપ-રંગ-ગંધની તરલ ગહન સંવેદનાની ભંગુરતા અવગત કરવા માટે નાયકના આ શબ્દો ધ્યાનમાં લેવા જેવા છે: 'શેરીના નાકે જતાં પૂંઠ ફેરવી જોયું તો પેલા લાલ ટપકા પર ઝાંખપનું પોતું ફર્યું હતું અને સોનચંપાની ડાળ પરનાં પીળાં પંખી ઊડી ગયાં હતાં.' (પૃ. ૫). ટપાલપેટીનું લાલ ટપકું ઝાંખુંપાંખું જ

દેખાય છે ! ટપાલપેટીનું લાલ ટપકું લગભગ અદશ્ય થયા પછી, અનંગલીલા સાથે પત્રસેતુ રચાશે કેવી રીતે એ કલ્પનાનો વિષય છે. કમસાંગકોલા અને સાહેબના પારસ્પરિક સંબધો કેવા હશે, એ સમજવા માટેય સાતમા ખંડકમાં નાયકે સાહેબની એ કેબિનની આસપાસના પરિવેશનું કરેલું આ સ્વાનુભૂતિમૂલક વર્ણન પણ માર્ગદર્શક નીવડે એવું છે : 'રાત પડ્યે અહીંના ચોગાનનો વિસ્તાર ઘન તમિસ્રમાં ભળીને જાણે આવો... નગ્ન સ્ત્રીદેહ ધારણ કરી લેતો હોય એમ લાગતું હતું ને ચંપાવૃક્ષ પર ગંધનું ટોળું 'ગુંજતું એવી ભ્રમણા જાગતી હતી.' (પૃ. ૭૭). ચંપકવૃક્ષ પરનાં પુષ્પની ગંધના ટોળાનું પુનરાવર્તન પામીને પ્રતીક બનવા પામતું કલ્પન ભાવકની કલ્પનાને અવકાશ આપે તેવું સક્ષમ અને સાંકેતિક છે.

કથાના પ્રારંભે પ્રથમ ખંડકમાં સૂચવાયું છે તેમ, અનંગલીલા નાયકના પોતાની વિચ્છિન્ન આંતર-ચેતનાના ખંડિત અંશોને શોધવા-સાંધવાની મથામણનો, અખંડ રૂપમાં પોતાની આદિમ ચેતનાને પારખવા-પામવાની આરતનો સ્વપ્નવત્ આવિર્ભાવ છે. બેઉ 'પત્રસેતુ' રચીને એકબીજા સુધી પહોંચવા ઝંખે છે, પણ તેમ બની શકતું નથી. અનંગલીલાને મળવા નીકળેલો નાયક તેને ત્યાં જઈ પહોંચ્યો એ વખતે તે ઘેર નહોતી, એવું સાંભળીને અનંગલીલા મૂંઝવણ-ગૂંચવણ અનુભવે છે અને 'આશ્ચર્યમાં ગરકી' જાય છે ! શું બીજી કોઈ ભળતી જગ્યાએ આ મહાશય પહોંચી ગયા હશે, કે પછી...? એ બધું વાચકે જ કલ્પી લેવાનું રહે છે. વિશ્રંભમાં કશુંક અસ્પષ્ટ ગણગણતી અનંગલીલાના વદનમંડળ પર સ્મિતની એક દીપ્તિ ઝગમગી ઊઠે છે, પણ ઓજસ્વિતાને કારણે તેની સમીપે હોવા છતાં નાયક દૂરતા અનુભવે છે : 'માત્ર એક અખૂટ અંતર ઊભું હોય એમ મારો દ્વિધામય હાથ અમારી વચ્ચે લટકતો હતો. આ હાથમાં ધરી રાખેલા પત્રને સેરવી લેવા અનંગલીલા મારી સમીપ ખસકતી આવતી હોય, એવી વાંછના સેવતી હોય એમ લાગ્યું.' (પૃ. ૭). પણ લટકતા દ્વિધામય હાથને લંબાવી ઉભય વચ્ચેનું અંતર વિદારવામાં નાયક અપાર કષ્ટ અનુભવે છે. અણગમતી પરિસ્થિતિમાંથી ઊગરવા મથતી અનંગલીલા વિદાય થાય છે તે પ્રસંગે 'એના ચહેરા પરનો સૌમ્ય ભાવ, ઝળકતું તેજ એ જાણે મારા જ અંશોનું એક પ્રતાપી રૂપ હોય એમ મને લાગ્યું. પણ એ જ એનું સ્વકીય સ્વરૂપ હોય એવો નિતાંત આભાસ રચાતો હતો. એના લીધે અમારી વચ્ચે આવું તેજવર્ણું દૂરત્વ ખડું થતું હતું. અથવા તો આમ અનુભવાય એવા એના સમ્મોહક બળમાં હું ખેંચાતો હતો.' (પૃ. ૮). દ્વિધાગ્રસ્ત નાયકની સંકુલ સંદિગ્ધ સંવેદનાને સરલીકૃત કરી તેને પ્રણયભાવનાં રંગરોગાન કરવાના પ્રલોભનથી લેખક અળગા રહી, પાત્ર સાથેનું કળાગત અંતર જાળવી જાણે છે. ધાર્યું હોત તો પ્રણયરસિક વાચકોના લાભાર્થે આ અભિજાત પ્રણયીઓના પ્રેમપત્રની એકાદબે વાનગીઓ તેઓ સહેલાઈથી પીરસી શક્યા હોત; પણ એમ થયું નથી. પ્રથમ ખંડકમાં એટલું જ જાણવા મળે છે કે જતનથી સાચવી રાખેલા પેલા પત્રોની મંજૂષા નાયકને ઘેર ક્યાંક ગેરવલ્લે થઈ ગઈ છે. (એમાં જો અનંગલીલા સાથે નાયકની અવારનવાર થતી મુલાકાતોમાં બેઉ જણ કામક્રીડામાં રાચતાં હશે એવી શંકાગ્રસ્ત ઈર્ષાળુ મનોદશાથી પીડાતી અને આવા પ્રસંગોએ ઘરની આસપાસ 'ક્યારેક આક્રમક બની જઈ' ચોકીપહેરો ભરતી હોય તેમ ચકરાઈ જતી આંખે આંટાફેરા કર્યા કરતી કમસાંગકોલાનું જ કોઈ ગેબી કારસ્તાન કારણભૂત હશે તો.... તો એ પત્રમંજૂષા ક્યારેય પણ જડશે નહિ ! કથાના અંત સુધી એ ખોવાયેલા સુખદ સ્વપ્ન સમી પત્રમંજૂષાનો પત્તો મળતો નથી, એ ઘટના સૂચક છે. (એમાં, આ બેઉ પ્રેમી જીવ વચ્ચે કદી પત્રસેતુ રચાશે નહિ એવો નકારાત્મક સંકેત સમાયેલો હશે ?)

અનેક પુરુષોનાં પડખાં સેવવામાં પારંગત એવી આ કમસાંગકોલા નાયકની ઘરવાળી બની જાય અને સ્વપ્નસુંદરી અનંગલીલા 'પશ્ચાદ્ભૂ'માં જ કાયમ માટે રહી જાય, એ એકબીજાને માટે નિર્માયાં હોય એવાં પ્રેમી હૈયાં વચ્ચે સેતુબંધ રચાય જ નહિ, એવા ઘટનાક્રમને આપણે વિધિની વક્રતા કહીશું ? પરણ્યા પહેલાં જ રતિક્રીડાનાં અવનવાં આસન શીખી ગયેલી (અને એવાં રસિક કામાસન લગ્ન પછી નાયકનેય શીખવી જાણે એવી) કમસાંગકોલાના મોહપાશમાં નાયક હાથે કરીને ફસાય, ને પરણ્યા પછી પહેલા જ દિવસથી પસ્તાયા કરે,

એના પેલા સાહેબ સાથે એ જ ઘરમાં કામક્રીડા આદરતાં સહેજે અચકાય નહિ એવી કમસાંગકોલા સાથે નાયક ઘરસંસાર નિભાવ્યે જાય, એ ઘટમાળને આપણે પરિસ્થિતિની વક્રતા ગણીશું કે નાયકની વિવશતા? લગ્ન પૂર્વે જ ઘણાબધા યારો સાથેની વ્યભિચારલીલાને કારણે ગવાઈ-વગોવાઈ ચૂકેલી આ ઊખડેલ-રખડેલ કન્યકા સાથેનો અવૈધ જાતીય સંબંધ નાયકને લગ્નની દિશામાં દોરી જાય છે; પણ આ બે 'ખચબ' જણ એટલી હદે ધાર્મિક દૃષ્ટિએ અપાત્ર ઠરેલાં છે કે ખ્રિસ્તી દેવળમાં લગ્ન અંગે તેમનો 'સોગંદવિધિ થવા ન પામ્યો.' લગ્ન નિમિત્તે યોજાયેલ મહેફિલનું બસૂરું વાતાવરણ, પતરાળાં પર તૂટી પડતી મહેમાનોની પંગતમાં મૂંગામૂંગા ગળચી રહેલા 'સાહેબ'ના વર્તનની અભદ્રતા, બહાર કોઈના વાડામાં રમખાણે ચડેલાં ભૂંડની ચિચિયારીઓ, નવવધૂના દાઝેલા એક પગમાં એ જ ટાણે ઊપડેલો તાડો અને નાયકે પોતાના નિકટના સમોવડિયા સાથીદારને આ શુભ અવસરે જણાવી દીધેલો અડગ નિર્ણય – 'તેને હું ખદેડી મૂકીશ. હરામજાદી રાંડ' – આ નવદંપતીના લગ્નસંસારના નાટકની નાન્દીની ગરજ સારે છે. બીજા દિવસના મંગળમય પ્રભાતે ભરપૂર ઢીંચીને આવેલા નવવધૂના પિતાશ્રી જમાઈરાજ પર દાંત કકડાવીને ઝંઝાવાતની જેમ ત્રાટકે છે, એલફેલ શબ્દફૂલડાં વેરીને ઘૂરકતી આંખે તરાપ મારવાનો પેંતરો ઘડે છે, તે પ્રસંગે તેમની વચ્ચે વિષ્ટિકારની ભૂમિકા ભજવી રહેલી નવવધૂ નાયકને ભિડાવે છે : 'તું ટેઢા મનનો... તારા ઠીબા જેવું કાળોતરું તારું મન... તેં જબરદસ્તીથી મને ઘરમાં ઘાલી... તું મારા પિતાજીની માફી માગ... તું અબઘડીમાં દેવળમાં જા... તારું મન સાફ કર...' અને પતિદેવ પણ રોકડું પરખાવે છે: 'દેવળમાં જવું અને વેશ્યાકર્મ કરવું તારી સાથે, એમાં કશો ફર્ક હું જોતો નથી.' તે ધન્ય પળે ગૃહલક્ષ્મી તેમના 'શેતાન' ભરથારને જાણે શુભ કામના પાઠવે છે: ' તારું ધનોતપનોત જશે.' આ વાગ્યુદ્ધથી અદકેરું શૂરાતન ચડ્યું હોય તેમ, આ વીફરેલી વનિતા બારણાં ભીડી અંદર ભરાઈને વરવખરી તોડી ફોડી રણચંડીનું રૂપ ધરે છે. એ જોઈને 'જરા બીધેલી' તેની પિત્રાઈ બહેન લાનુલા 'મંદમંદ મરકલાં' વેરે છે ત્યારે સહેજ કૉમિક રિલીફ' અનુભવાય છે !

પ્રથમ પુરુષ એકવચનમાં નાયકની કેફિયતરૂપે રચાયેલી આ લઘુનવલમાં કથનકેન્દ્રની વિષયવસ્તુને અનુરૂપ પસંદગીમાં, અને કેન્દ્રસ્થ ચરિત્રની બહિર્ગત પરિસ્થિતિ તેમ જ તેની મનઃસ્થિતિઓની અભિવ્યક્તિમાં, લેખકની કળાકીય સૂઝ તથા કલ્પકતાનો અંદાજ મળી રહે છે. વ્યવહારજીવનમાં પાપ-પુણ્ય કે નીતિ-અનીતિ જેવાં ધાર્મિક-નૈતિક મૂલ્યોથી પર એવા નાયકની દૃષ્ટિએ તો ધર્મ-સંપ્રદાયના વિધિનિષેધ, દેવળ-દેવમંદિરના રૂઢ ક્રિયાકાંડ અને ઈશ્વરનું હોવું – ન હોવું અર્થહીન છે. પણ કમસાંગકોલા ધાર્મિક વિધિવિધાનનાં વળગણથી સાવ મુક્ત નથી. તેનો પ્રસ્તાવ એવો છે કે, પિતાનું શિરછત્ર પરિણીત ગૃહસ્થ માટે અનિવાર્ય હોવાથી નબાપો નાયક પિતાગ્રહણવિધિથી કોઈને પિતાપદે સ્થાપે તે હિતાવહ છે. નાયક સૂચવે છે કે 'મારા સાહેબને જ' પિતાપદે સ્થાપીએ એ ઉચિત લેખાશે. આ સૂચન પાછળ રહેલો તેનો છૂપો આશય કમસાંગકોલા પામી જાય છે. 'સાહેબ' પિતા બને તો પોતાની એક સમયની રખાત સમી કમસાંગકોલા સાથે એમણે પિતાની રીતે ભાતે ધર્મસમાજની પ્રસ્થાપિત આચારસંહિતા મુજબ આમન્યા જાળવીને જ વર્તવું પડે! પોતાના સાહેબને 'બાપ' બનાવવાના અને એ રીતે એમને આ પૂર્વજીવનની 'રખાત' સાથે બાપની જેમ વર્તવાની ફરજ પડે એવી સ્થિતિમાં બેઉને મૂકવાના ઇરાદાને પારખી ગયેલી કમસાંગકોલા જાણે પોતાની પવિત્રતા-નિર્દોષતા પુરવાર કરવા માગતી હોય તેમ, સાહેબને અબઘડી બોલાવી લાવવાની તત્પરતા દેખાડે છે. નાયક એ 'ફરંદી'ના સ્વેચ્છાચાર-સ્વચ્છંદને નાથવાની તક ઝડપી સાહેબને બોલાવી લાવવા તત્કાળ ઊપડે છે. તેની આ પ્રવૃત્તિમાં વસ્તુતઃ પરપીડન – આત્મપીડનની વૃત્તિ જ કારણભૂત છે : 'મારા ખરેખર અંતરથી નહિ બલકે મારી કોઈ કુટિલ યા દ્વેષાવેશી લાગણીના જોરે, કમસાંગકોલાને ને સાથે મારા ખુદના મનને હરદમ પીડા પહોંચાડવા, વ્યથિત કરવા હું ઉપદ્રવ કરવા ધારતો હતો.' (પૃ. ૨૨). પણ દ્વિધાગ્રસ્ત મનોદશામાં એ અધવચાળેથી જ પાછો ઘેર આવે છે, અને જુએ છે તો...'ઓચિંતાં રસોડાનાં બારણાં ધડાધડ ઊઘડી ગયાં. હું દિઙ્મૂઢ બની ખોડાઈ

ગયો. લેવાઈ ગયેલા ચહેરે વિકળ દશામાં મારા સાહેબ ઊંધમૂંધ ત્યાંથી ભાગ્યા.... એમના સમાગમમાં ખલેલ પડ્યું હતું કે પછી ધોળા દિવસના તાપનું ધણ મેં રસ્તા પર ભાળેલું તેથી આવો આભાસ થયો હશે. અંદર મૂડા પર કમસાંગકોલા અર્ધ અંધારામાં જડવત્ શી બેઠી હતી. એનાં જાડા થરવાળાં બેવડ પોપચાં પર જાણે મદનનો મેદ જામ્યો હતો ને હિંસ્ર નજરે સામે અવકાશમાં એ નિષ્પલક તાકી રહી હતી. અંદર ઓરડામાં ગયો તો ખૂણામાં લપાઈ જઈને લાનુલા મોં સંતાડી, ચઢી આવેલી વે'ળમાં ખિલખિલ હસ્યા કરતી હતી...' (પૃ. ૨૨-૨૩). જૂની રંગભૂમિની કોઈ નાટકમંડળીના ખેલનું સ્મરણ કરાવે તેવું આ દૃશ્ય લાનુલાની જેમ આપણને રમૂજ પૂરી પાડે એવું મનોરંજક છે!

નાયકની આ બિનધાસ્ત હવસખોર ઓરત તરફની નફરત-સૂગ-ચીડ તેની વાણી-વર્તણૂકમાં અછતી રહેતી નથી. ઉપર્યુક્ત ઘટનાના આઘાતે કિંકર્તવ્યમૂઢ બની ગમગીનીમાંથી છૂટવા-છટકવા, એ વરવી વાસ્તવિકતાને વિસારે પાડવા ખૂબ ઢીંચે છે; જૂઠાં પડી રહેલાં અંગની ચેતના ટકાવી રાખવા મરણિયા પ્રયત્ન કરે છે; બાથરૂમમાં શરીર પર ધડધડિયો કરી હળવાશ અનુભવે છે. પછી શયનખંડમાં જઈને તેણે 'જોયું તો પથારીમાં કમસાંગકોલા મગતી થઈને તોસ્તાન પડી હતી – કોઈ સહસ્રપગું પ્રાણી મારા સન્નદ્ધ અવયવો પર ચઢતું મેં દીઠું. મારા ખંડિત પડછાયાઓ હશે? એના મુશ્કેટાટ બાંધેલા વાળ, ગળા પરનો કાંઠલો, ચત્તું ભોડું, ઢીંચણેથી વળીને ખડા રહેલા બે પગના ઢેકા, લૂગડું ખસી જવાથી ઉઘાડી પડેલી માંસલ ગૌરવર્ણ સાથળોની વચ્ચેની કરાડ, છાતી પર લટી પડેલાં ભર્યાંભાદર્યાં સ્તનમંડળ...' નાયક અંધકારમાં પશુ કોઈ શિકાર પર ત્રાટકે એમ, તેના પર લપકે છે તે ઘડીએ કમસાંગકોલા 'છટ્' ફુત્કાર કરી આ 'નકટા' ધણીને ધુતકારી કાઢે છે. અવમાનનાથી ઘવાયેલા અહમ્‌થી પીડાતો નાયક પથારી બદલીને સૂઈ જાય છે. ત્યારબાદ 'આસ્તે આસ્તે આખું તન ઢીલું થઈ જતાં, ક્યાંક સાંકડું બારું શોધીને, મારામાંથી એક કરચલો બહાર નીકળીને લસર્યો ને ભોંયભેગો ઊંડાણમાં ઊતર્યો...' (પૃ. ૨૫). શરીરમાં જાણે કોઈ આસુરી શક્તિના સંચારથી ઉત્તેજના વ્યાપી ગઈ હોય તેમ સ્વપ્નસ્થ નાયક કમસાંગકોલાને મકાનની કમાને બાંધેલા દોરડાના ગાળિયામાં ગળાફાંસો દે છે; તેના શબના મોંમાંથી બહાર લબડતી જીભ અને આંખોની બખોલોમાંથી નીકળી આવેલા નિર્જીવ તગતગતા ડોળાથી ખડું થતું જુગુપ્સાભર્યું દૃશ્ય ભયગ્રસ્ત મનોદશામાં પણ ફરી ફરી જોવામાં રાચે છે... પણ તેને 'એકાએક થયું, મારી દૃષ્ટિ સામે મારા ખુદના જ બે પગ ઝૂલતા હતા ને ઘોઘરો ફાડીને હું ઘાંઘરવા મથ્યો. પણ જીવ તાળવે ચોંટીને વલખતો હતો.' (પૃ. ૨૮). આ સ્વપ્નદૃશ્યમાં નાયક જારકર્મા પત્નીની હત્યા કરવા જતાં જાણે પંડની જ હત્યા કરી નાખે છે! પરસ્પરવિરોધી વૃત્તિઓ અને અવચેતન ચિત્તમાં ઊંડે ઊંડે છુપાઈ રહેલી સુષુપ્ત સંકુલ સંવેદનાઓને મનોવૈજ્ઞાનિક ભૂમિકાએ રૂપબદ્ધ કરવાની લેખકની સૂઝ-શક્તિ ધ્યાનાર્હ છે.

કમસાંગકોલાની હત્યા – પોતાની જ હત્યાના પર્યાયરૂપ હત્યા – અંગેનું આ દુઃસ્વપ્ન 'કોઈ લેણદારની જેમ દરવાજા ઠકઠકાવતું આંતરે આંતરે' નાયકને પીડ્યા કરે છે. આવી મનોદશાથી ત્રસ્ત નાયક નવવધૂ સાથે તેની પિતરાઈ બહેનને ઘેર પધારે છે તે પ્રસંગે એ સાઢુભાઈ – 'બેઠી દડીનો લઠંગો, અલમસ્ત આદમી' નજીવા કામનાં બહાને 'આંખના છબકારા મારતી' તેની આ નવોઢા સાળીની આસપાસ આંટાફેરા કરે છે અને તક મળે તો કમસાંગકોલા પણ જીજાજી સામે આંખોનું ત્રાટક રચવા અતિ આતુર છે, તે જોઈ નાયક ગૂંગળામણ અનુભવે છે. ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં એક લશ્કરી વાનમાંના સિપાઈઓ આ છેલછોગાળી ઓરતને જોઈ સીટીઓ લગાવી કિકિયારીઓ કરે છે ત્યારે પણ કમસાંગકોલા પોરસાઈ ઊઠે છે! નાયકને જાણે રીઝવવાના હેતુસર તે, પોતાના પૂર્વજીવનના યાર-અર્થાત્ પેલા કમાન્ડરના ઑર્ડરલીના આકસ્મિક મૃત્યુના પોતે ઉપજાવી કાઢેલા સમાચાર સંભળાવે છે અને એ રીતે તેની સાથે માણેલા સહચારનાં મધુર સ્મરણ તાજાં કરવામાં રાચે છે. તેની ધારણા કદાચ એવી હશે કે આ 'સુખદ' સમાચાર જાણીને હવે પતિદેવ રાહત અનુભવશે! પણ વસ્તુતઃ તેની આ ચતુરાઈભરી ચેષ્ટાનું

પરિણામ ધાર્યા કરતાં ઊલટું જ આવે છે. નાયકની ભીતરમાં 'હવડ વાવમાં ફફડાટા મારતા ચામાચીડિયાની જેમ પેલું દુઃસ્વપ્ન છટપટતું મનના ખૂણેખાંચરે ચકરાવા મારતું' જ રહે છે. બીજા એક સંબંધીને ત્યાં યોજાયેલ 'પાર્ટીમાં પણ આલતુફાલતુ મજનુઓ તરફ સ્મિત વેરી ક્યાંક 'તારા-મૈત્રક સાધતી' આ નવવધૂની નિર્લજ્જતા અને નફટાઈભરી ચેષ્ટાઓથી વાજ આવી ગયેલો નાયક અકળાઈને ત્યાંથી અધવચાળે એકલો ભાગી છૂટે છે. ઘેર પાછો ફર્યા પછી તે આવી સ્વચ્છંદી વર્તણૂક બદલ પત્નીને ટોકે છે, પણ તેને ગૃહલક્ષ્મી પ્રતિઆક્ષેપના શસ્ત્રથી મા'ત કરે છેઃ 'તું અદેખાઈથી ખદબદે છે. મત્સરનો કીડો... તેં જારકર્મ કર્યાં છે ને તું બદીથી ભરેલો છે...' (પૃ. ૪૧) અને સમયસૂચકતા વાપરી ભડોભડ બારણાં ભીડી ઓરડામાં ભરાઈ, આક્રંદ આદરે છે! અવર્ણનીય એવી દાંપત્યજીવનની આ વરવી વાસ્તવિકતા આલેખવા, માણસ નામના પ્રાણીની હિંસ્રતા – હીનતાને સૂચવવા, ત્રીજા ખંડકના અંતભાગે યોજાયેલ કોઈ કાળોતરા માદાપશુનું કલ્પન વ્યંજનાગર્ભ છે.

આ કપોલકલ્પિતની ભૂમિકાએ આલેખાયેલા દશ્યમાં પેલા હવામાં માથું ઉગામી વીંઝતા, મારકણા ડોળા આડાઅવળા ફેરવી રહેલા માદાપશુની કાળી ચામડી પર ગમાણમાંથી ચળાઈને આવતા તેજને લીધે 'ચાંદનીનાં ચાઠાં' ઊપસી આવે છે. આ ચાંદનીનો એક લંબચોરસ ટુકડો સંદર્ભભેદે, આપણને જ્યાં લાનુલા સાથે અતિથિખંડમાં અજવાળી રાતે નાયકે સંભોગસમાધિના પ્રસંગે આનંદની પરિતૃપ્તિ અનુભવેલી એ સ્થળે લાવી મૂકે છે. નાયકની એક બાજુએ છે જેના પંજામાંથી છટકી ન શકાય એવું એક સહસ્રપગું માદાપ્રાણી અને બીજી તરફ છે સ્વપ્નલોકમાંથી સૃષ્ટિ પર ભૂલી પડી હોય એવી લાનુલા... 'એનાં લાલાયિત ઓષ્ઠદલની સુંવાળી આર્દ્રતા... સ્તનોના હૂંફાળા મસૃણ ઢૂવા, ફાલેલા નિતંબની પુષ્ટતા, મરોડ લઈને ઝૂર થતી એની તંગ, લચલચ કાયા, પ્રચંડ આવેગનાં આવર્તનો... (એની) જાણે ફૂલની પાંદડીઓનો કુમાશભર્યો સ્પર્શ... એના અસ્ફુટ અવાજની ઋજુતાનો સ્પર્શ... ઓરડામાં વર્ચસ્વ જમાવી બેઠેલો ચાંદનીનો ટુકડો... ચાંદનીનું ધવલ બિંબ અમારા દેહને ભેદીને અંદર ઊતરતું, ક્યાંક ઊંડે ને ઊંડે ગતી રહ્યું હોય એમ લાગ્યું...' (પૃ. ૫૬-૫૭). અભિચાર અને વ્યભિચાર વચ્ચેની નાજુક ભેદરેખાને, મારકણા માદાપશુ અને કામણગારી કામિની વચ્ચેની સૂક્ષ્મ ભેદરેખાને સંનિધીકરણની પ્રયુક્તિના વિનિયોગ થકી ઉપસાવી આપવાની લેખકની પરિવેશનિર્માણકળા અત્યંત નોંધપાત્ર છે.

મનોવાસ્તવલક્ષી નવલમાં આવશ્યક એવી ચૈતસિક આબોહવાનું નિર્માણ કરી માનવીના અવચેતન ચિત્તની સંકુલ સૂક્ષ્મ સંવેદનાઓ તથા તરલ છટકણી વૃત્તિઓની છદ્મલીલાને કપોલકલ્પનાની ભૂમિકાએ રૂપાયિત કરવાની લેખકની ત્રેવડ અને કલ્પકતા વિશેષ કરીને સ્વપ્નદશ્યોના આયોજન તેમ જ આલેખનમાં તરી આવે છે. કમસાંગકોલાની સાથે નાયક ટ્રેનમાં પ્રવાસે નીકળે છે તે પ્રસંગે 'છેલબટાઉ નારને દીપે એવી એક લીલી પામરી' એ સ્થૂળકાય ઠીંગણી સ્ત્રીએ એ રીતે સજેલી છે કે 'એના શરીર સાથે મેળ નહિ ખાતો એનો મોટો ભારેખમ ચહેરો' વિશેષ કઢંગો કદરૂપો ભાસે છે... સાંધ્ય તેજમાં 'ટ્રેન વળાંક લેતી ક્યાંક અંતરાલમાં ઊતરતી હોય એમ' વેરાન મુલકમાં પ્રવેશે છે ત્યારે ટ્રેનમાં બીજા કોઈ 'ઉતારુનું ચિહ્ન સરખું જણાતું નથી...' એક ડબ્બાના વચલા બંધ દરવાજા આગળ જડાઈને ઊભેલો નાયક કાચબારીમાંથી અંદર નજર નાખે છે તે વખતે એક પડછંદ સિપાહી નગ્નાવસ્થામાં 'ધૂંધળાંશ પડતા સોફા પર' પડેલો છે અને '...નિર્વસ્ત્ર મદમાતી થઈ પેલાને ગેલ કરતી...' લળીને તેની છાતી પર કમસાંગકોલા કામાતુર દશામાં ઢળી પડી છે. અગાઉ પણ જેની સાથે તેણે અવનવાં કામાસનની મુદ્રાઓમાં સંભોગસુખ માણ્યું હતું એ જ આ સિપાહી છે? એ એકાએક ચોંકી ઊઠીને ડગલો પહેરવા માંડે છે ત્યારે સાવ પાસેથી જોતાં નાયકને સહસા આંચકો-આઘાત લાગે છે. કારણ? આ તો પોતાનો સાહેબ જ, જૂનો ને જાણીતો છૂપો રુસ્તમ છે! આ સ્વપ્નગત સંવેદનાથી અસ્વસ્થ બનેલો નાયક પત્ની સાથે કજિયાના પ્રસંગે સાહેબની સુફિયાણી સલાહ અને દરમિયાનગીરીથી ઉશ્કેરાઈને પત્નીને સંભળાવે છે કે 'એ તારા બાપ પાછળ જા. નીકળ અહીંથી'... (પૃ. ૭૧). આ

કજિયાના સમાધાન પછીની રાતે અતિથિખંડમાં લાનુલા સાથે સંભોગસમાધિની ફળશ્રુતિ રૂપે નાયકની 'શિરાએ શિરામાં જાણે છિન્નતાનું વાદળ' વીખરાતું જાય છે, તેને પ્રતીતિ થાય છે કે 'કશું જ બદલાયું નથી.' મોડી રાતે ચોંકીને જાગી ગયેલો નાયક જુએ છે, તો... 'દ્રુતગતિએ ખસતો ચાંદનીનો લંબચોરસ ટુકડો અમારી પથારી વચ્ચે આવી ખળાયો હતો – અમારી આંખોને ઝંખવી નાખતો ચાંદનીનો લંબચોરસ ટુકડો.' (પૃ. ૮૦). બેઉ એવી મનોભૂમિકાએ પરસ્પર એકતા અનુભવે છે કે લાનુલાને પણ હવે મોતનો ડર સ્પર્શી શકે તેમ નથી. સ્વપ્નજગત અને વ્યવહારજગતનાં આ બે સંભોગચિત્રોનું કળાત્મક સંનિધીકરણ – juxtaposition – લેખકની કળાકીય સજ્જતાનું દ્યોતક છે.

દીદી તત્કાળ પૂરતી તો લાનુલાના નાયક સાથેના દેહસંબંધ અંગે ચુપકીદીપૂર્વક આંખ આડા કાન કરે છે, પણ લાનુલાએ તૈયાર કરેલી મેખલાની કળા-કારીગરીને નાયક મુક્ત કંઠે વખાણે છે તે પ્રસંગે પતિ સાથે ઝઘડી પડે છે. 'વ્હાલેશરી' સાહેબ સાથેની તેની છાનીછપની કામલીલાઓ વિશે પતિ આંગળી ચીંધે છે ત્યારે એ 'લબાડ' ધણીના મોં પર થૂંકવાની હદે જાય છે. આ દુઃસહ અવહેલનાથી છંછેડાયેલો નાયક 'સૂગના ઉબાળમાં' તુચ્છકારપૂર્વક કટારનો ઘા ઝીંકે છે, પણ ઘા ચૂકી જાય છે. પછી જે દંગલ જામે છે એમાં કમસાંગકોલાનાં મા-બાપ વગેરેના હુમલામાં કુટાઈ-ઘવાઈને બેભાન બની જાય છે; પરંતુ કળ વળતાં વળી પાછું તેમની વચ્ચે અજોડ વાગ્યુદ્ધ જામે છે. નાયકની એ સમયની મનઃસ્થિતિનું કાર્યસાધક કલ્પનોના વિનિયોગથી થયેલું આલેખન કલ્પકતાસભર અને પ્રભાવક છે : '...મારા માથામાં જાણે ઘણ ઠોકાતા હોય એમ ચિરાડા પડતા હતા. શરીર વચ્ચેથી રેલના બે લીસ્સા પાટાઓ દોડ્યે જતા હતા. તેના પર થઈને ધ્વંસીલા વેગે એક ટ્રેન ભીષણ અવાજ કરતી ચૂરમાર ધસમસ્યે જતી હોય એમ હું કિકિયારી પાડવા મથ્યો. અસંખ્ય અવાજોનું ઘમસાણ મચી ઊઠ્યું. ઉપર અવકાશપટમાં જાણે ધુમ્મસના ખાંચાખાંચાળા ગઢ નાસતા જતા હતા...' એ પળોમાં ફાટેલા અવાજે નાયકના મુખેથી નીકળી પડેલા શબ્દો 'ધોળું ધુમ્મસ'... છેલ્લા સ્વપ્નદૃશ્યમાં ટ્રેનની ચોતરફ વીંટળાઈ વળેલા ધોળા ધુમ્મસના પડળથી રચાયેલા સ્વપ્નગત ચૈતસિક પરિવેશની ભયાવહ ભીંસને સંકેતે છે. (પૃ. ૯૦).

એ સાંજે બહાર કશોક ખખડાટ થતાં ખોલી નાખેલી 'બારીએ ઝૂલતા પર્દાના શણગારમાં, શાલવૃક્ષોની હેઠળ નીલરંગી હોડીઓ' તરલ ગતિએ તરતી દેખાય છે; નાયકને શયનખંડમાં નવા પોષાકમાં સજ્જ થઈ સૂતેલી કમસાંગકોલા 'ખરેખર અપૂર્વ, સૌંદર્યલસિત' ભાસે છે. પણ પછી એનો 'પુલકિત કાંતિવર્ણો લાગતો ચહેરો' વેદનાગ્રસ્ત થતો વિકૃત બની જાય છે. 'નીંગળતા લોહીમાં મેખલાની ફૂલભાત ખરડાઈને પથારી રતાશથી' ભીંજાઈ જાય છે... અને સૂર્યાસ્ત પછી 'અંધારાં ઊતરતાં તો મકાન ફરતે ચોપગું તેજ ખાબક્યું ને બારી–સોંસરવો, તેની પાછળ...' નાયક કૂદી પડે છે. કમસાંગકોલાની અને વિશેષતઃ કથનાયકની અંતર્ગત જીવનકારુણીને સૂચવતા આ પ્રતીકાત્મક પરિવેશનિર્માણમાં 'નિશાચક્ર'ના સર્જકની અભિવ્યક્તિગત સભાનતા અને સજ્જતાની હૃદ્ય પ્રતીતિ મળી રહે છે.

**બાબુ દાવલપુરા**

[કથાત્રયી : લે. કિશોર જાદવ, પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ, કિં. રૂ. ૧૨૫, પ્ર. આ. ૧૯૯૮]

*

### સુગંધિત પવન : લહેરખી નહીં, સુસવાટો

એકવીસ વાર્તાના આ સંગ્રહમાં એક સિવાયની એટલે કે વીસ વાર્તાઓ તો ૧૯૯૭ના એક વર્ષમાં જ લખાઈ છે ને પ્રગટ થઈ છે. એક જ વર્ષમાં કોઈ વાર્તાકાર વીસ વાર્તાઓ લખે તો સ્વાભાવિક છે કે 'નવનીત સમર્પણ'ના સહતંત્રી દીપકભાઈ દોશીની માફક કોઈને પણ લાગે કે 'લેખક ઉપર કશી કૃપા વરસી રહી છે.' આ કૃપા કેવી વરસી છે તે જોવાનો આ ઉપક્રમ છે.

પ્રસ્તાવનામાં વાર્તાકાર શ્રી પ્રવીણસિંહ ચાવડા જણાવે છે કે 'ઇચ્છા કરીને લખી શકાતું નથી, એટલે હું ફરીથી લખતો થયો એનાં કારણો તો રહસ્યનાં આવરણ નીચે જ રહેશે...' આવા રહસ્યના આવરણમાંથી ઊતરી આવેલી વાર્તાઓ આપણા વાર્તારસિક વાચકનું

અને સુજ્ઞ ભાવકોનું પણ ધ્યાન ખેંચતી રહી છે એટલું આરંભે જ નોંધવું રહ્યું. આ વાર્તાઓ પૈકી કઈ વાર્તા કયા સામયિકમાં પ્રગટ થઈ છે તેની વિગત જો લેખકે આપી હોત તો તેમના વાચકવર્ગનોયે ખ્યાલ આવી રહેત; પરંતુ લેખકનો એક નોંધપાત્ર વાર્તાકાર તરીકે સ્વીકાર થયો છે તે એક હકીકત છે.

આ વાર્તાઓમાં સહુપ્રથમ ધ્યાન ખેંચે છે લેખકે નિપજાવેલી ને પ્રયોજેલી ભાષા અને વાર્તાઓનો રચના-પ્રપંચ. ઘણે ભાગે સર્વજ્ઞના કથનકેન્દ્રથી કહેવાતી હોય તેવી રીતિએ અને ભાષાને સહેજ પણ 'સાહિત્યિક' ન બનવા દેવાના સંકલ્પથી લેખક વાર્તા માંડે છે. લેખકને પોતાને જેનો પરિચય છે અને જે આત્મસાત્ છે તેવી મધ્યમવર્ગની સૃષ્ટિની આ વાર્તાઓ છે. અહીં કોઈ વર્ગ-સભાનતા કે વર્ણ-સભાનતા ધારક કે પ્રેરક બળ બનતાં નથી; અને લેખકે સંવાદોમાં ખપ પૂરતી પાત્રોચિત ભાષા સક્ષમ રીતે પ્રયોજવા સિવાય આગ્રહપૂર્વક બોલી કે રૂઢિપ્રયોગો-કહેવતો પ્રયોજવાનુંયે ટાળ્યું છે. આથી અહીં એક સાહજિકતા ને પ્રતીતિકરતા અનુભવાય છે. જે બીજી બાબત ધ્યાન ખેંચે છે તે વિષય-વસ્તુની મર્યાદા છતાં માનવીય સંબંધોની સંકુલતાનું ઝીણું નિરીક્ષણ અને નિરૂપણ અને ઠેરઠેર આવતાં વિલક્ષણ અને આગવાં હાસ્ય-વિનોદનાં સ્થાનો.

અમદાવાદની, નદીની પશ્ચિમે આવેલી એક સોસાયટીમાં રહેતો સનાતન તેના કંઈક આળસુ અને મોડા ઊઠવાની ટેવવાળા દીકરા અભિજિતને કહે છે : 'વહેલા ઊઠો, વહેલા ઊઠો, નહિ તો ભીખ માગશો.' પણ બને છે એવું કે પડોશમાં રહેતી ચારુ અને અભિજિત પરણી જવાનાં છે એવું માની બેઠેલ માતાપિતાને અચાનક જાણવા મળે છે કે ચારુના તો બીજે ચાંલ્લા થવાના છે. પોતાના અસ્તવ્યસ્ત રૂમમાં ઊંઘતા દીકરા પાસે માતા-પિતા જાય છે. આ બધું જાણશે ત્યારે અભિજિતને કેવો આઘાત લાગશે તેની ચિંતા કરતાં જાય છે. અને 'અભિજિત નાનો હતો ત્યારે પારણા ઉપર ઝૂકતાં તેમ' બંને એક સાથે પથારી ઉપર ઝૂકે છે અને બંનેના મોંમાંથી લગભગ સાથે જ શબ્દો નીકળે છે, 'ઊઠો, બેટા અભુ...' અહીં ફરીવાર જન્મ થાય છે પુત્રનો નહીં, માતાપિતાનો.

આ સમગ્ર કથામાં સોસાયટીના રહીશોના આંતર-સંબંધો, તેમનાં વાણી- વ્યવહાર અને ભાષા દ્વારા જ પ્રગટ થતાં સ્ત્રી-પુરુષોનાં અલગ વ્યક્તિત્વ બધું ખૂબ આસ્વાદ્ય થયું છે. 'એનો રાજમહેલ' એ વાર્તા છે તો બાલ-માનસની, પણ તેમાં સાથોસાથ માણસને જે સ્થળ-સમયની માયા ને આત્મીયતા બંધાઈ જતાં હોય છે તેનીયે વાત વણાઈ ગઈ છે.

'ફ્રોક' વાર્તામાં જૂના જમાનાના કુંદનલાલનું વેવિશાળ તેમના દાદાએ જ ગોઠવેલું ને તેમણે જ ફ્રોક કરેલું. પણ કુંદનલાલના મનમાં અંબાલાલ માસ્તરની ભાર્ગવી વસી ગઈ છે. ભૂલી ભુલાતી નથી. અંબાલાલ આ બધી વાત મિત્રના કુટુંબમાં તેમનાં જુવાન છોકરા-છોકરી આગળ, હળવાશથી કરે છે. પણ તેમના મનમાં પડેલો સણકો તો છેલ્લે પમાય છે, જ્યારે પોતાને ગામ પાછા ફરવાને બદલે મામાના દીકરા બટુકને ત્યાં રોકાઈ જવાનું ઠરાવે છે. કારણ તો કે એટલું જ કે બટુકની વહુને 'એ લોકો' કંઈક સગામાં થાય છે.

આવી સરસ વાર્તામાં અંતે 'એમ કંઈ આવા સંબંધો ફ્રોક થતા હશે !' એવું વિધાન વાર્તાને કંઈક મુખર બનાવે છે.

'ઓળા'માં બાપના પ્રેમથી વંચિત રહેલો ધનો બાપનું મરણ થાય છે ત્યારે કશુંયે 'શાસ્તર' કરવા અંગે નામક્કર જાય છે; પણ એક કારમી રાત ગુજાર્યા પછી એ બાપની અંત્યેષ્ટિ તો કરે છે; પણ વધુમાં મરનારની પાછળ આખી નાત જમાડવાનો નિર્ધાર કરે છે. ચાલીસ વર્ષ સુધી ધણીથી જુદારો વેઠીને દીકરા સાથે રહેલી મા જીવલી જે અત્યાર સુધી ઘરની ભીતરમાં દબાઈને બેઠેલી તે પ્રથમ વાર મોં વાળે છે. બધું પતી ગયા પછી ધનો એના બે વરસના છોકરાને ખોળામાં લઈ, લાંબો સમય તાકી રહી, માથે હાથ ફેરવી કપાળે બચી કરે છે એમાં એનો અભાવ અને પ્રાપ્તિ એક સાથે પ્રગટે છે. ઓળા બની રહેલ મા-દીકરામાં જીવનના સંચારનું કારણ સ્વજનનું મૃત્યુ બને છે એવી નિયતિની આ કથા છે. અહીં સમાજના વ્યવહારો અને માન્યતાઓનું પણ ઝીણું, સુરેખ નિરૂપણ થયું છે.

'ચાખડીએ ચડીને'માં ઓશિયાળાં અને આશ્રિત

ગંગાફઈનું ભર્યું ભર્યું વાત્સલ્ય નંદિતાના હૃદયમાં સચવાઈ રહ્યું છે. એના દીકરાની જીવલેણ માંદગીની પળે થાકીને તંદ્રામાં પડેલી નંદિતાને ગંગાફઈના આગમનનો અણસાર થાય છે. બધું હળવું હળવું થઈ જાય છે. 'હવામાં લહેરાતાં આવીને ઝળુંબીને હળવેથી પાર્થના કપાલે કરચલીવાળો સૂકો હાથ ફેરવીને' જાણે ગંગાફઈ ચાલ્યાં જાય છે. બીજા દિવસથી દીકરો સારો થવા મંડે છે ને નંદિતાને થાય છે કે 'નક્કી ગંગાફઈ ગયાં...' પાંચમે દિવસે ભાઈનું પત્તું આવે છે – ગંગાસ્વરૂપ ગંગાફઈનું મહા વદિ ચોથ ને અમુક અમુકના રોજ... કોઈ વડેરું નાનાંની ઘાત લઈને જાય એવી માન્યતાનો અહીં આધાર લેવાયો છે. પણ જે ખરી વાર્તા છે તે તો નંદિતા ને ગંગાફઈના અનન્ય પ્રેમની.

'સુગંધિત પવન'માં બે વ્યક્તિઓના સંવાદથી વાર્તાનું કાઠું બાંધવાનો પ્રયત્ન થયો છે. તેમાં શ્રુતિ પોતાના પ્રિયજન અને શ્રદ્ધેય એવા પુરુષમિત્રની આગળ ઘટસ્ફોટ કરે છે કે જે કંઈ વાત ચાલે છે તે પૂર્વીની સગાઈની નહીં, પણ તેની પોતાની સગાઈની, અને પૂછે છે, તમે કહો, હવે શું થશે? તમે જે કહો તે સાચું જ પડે છે. ત્રણ વાર ના-ના થઈ ગયું છે, હવે શું થશે? લેખકે અંત ખુલ્લો અને અનુત્તર રાખ્યો છે. લાગણીનાં ઝીણાં ઝીણાં સ્પંદનોને સ્પર્શી લેતી ને વ્યક્ત કરતી આ કૃતિ 'વાર્તા' થાય છે કે કેમ તે અંગે કદાચ મતભેદ રહેવાનો.

'પંખી અને આકાશ'માં ધૂનીપણાનો સ્વાંગ રચીને મુગ્ધ સ્ત્રીઓને ભોળવતા પુરુષની કથા રચાઈ છે, તો 'શાસ્ત્રોનું જ્ઞાન' અને 'પારેવડાં'માં સ્ત્રી પરત્વેની લોલુપતાને કારણે હડધૂત થતા કે હાસ્યાસ્પદ ઠરતા પુરુષોનું ચિત્રણ મળે છે.

'ગંગાનો વર'માં ખૂબ ઓછું બોલીને વધુમાં વધુ વ્યક્ત થતી ગંગા એના અંતકાળેય એના ફરેબી પતિથી વધુ એક વાર છેતરાતી બચી ગઈ કદાચ; પણ પેલાએ રચેલો સ્વાંગ આખરી હશે કે કેમ એવી શંકા તો રહે જ છે. ગંગાનું ચિત્રણ હૃદયસ્પર્શી થયું છે... 'ભુતાવળ'માં કથકની એટલે કે કથાનાયકની અને એને જિંદગીભર પ્રાપ્ત નહીં થયેલ વીમળીની વાર્તા મુખ્ય છે, જે 'જિગર અને અમી'ના નાયક વિશ્વંભરના ઓઠે કહેવાઈ છે. અહીં લેખકને થોડો સાંધામેળ કરવો પડ્યો છે; પણ જે ખરી ભુતાવળ છે તે કોઈ કથાના નાયકને કથાની બહાર વાસ્તવની ભોંય પર જીવવું પડે ત્યારે સર્જાતી કરુણતામાંથી પ્રગટે છે તેવું કથાનાયક પામી ગયો છે. કોઈ લેખક પોતાની વાર્તા માટે કથાનાયકની અંદરની કરુણતાની ઝીણી ઝીણી વાતો પૂછી ગયો છે... આ વાર્તામાં લેખકની વિરલ એવી હાસ્યનિરૂપણની શક્તિનો-યે હિસાબ મળ્યો છે.

'તાળાં'માં અતિરંજનનો આશ્રય લેવાયો છે. હુકમચંદ શેઠનો આતંક, તેમના વિમાર્ગે ગયેલ પુત્ર ધરમચંદને જેલને હવાલે કરવાનો શેઠનો નિર્ણય, હુકમચંદ શેઠની ધમકી અને ધરમચંદના મિત્ર હોવાના નાતે તેના જામીન થવાની સીધા-સાદા ગુમાસ્તા કનુની તૈયારી ને ખુમારી, ધરમચંદના તેના પિતા વિરુદ્ધના બળવાથી લોકોમાં પ્રગટતો આનંદ અને અંતે પુત્ર સામે પિતાની શરણાગતિ – આ બધું અતિરંજિત કરીને છેલ્લે લેખકે વાર્તાને પણ મુખરિત કરી છે. હુકમચંદ શેઠનું પરિવર્તન (કે પછી બળે બળે સ્વીકારેલી હાર) એ આંતર-બાહ્ય તાળાં તૂટવાની ઘટના હતી તેવું સોઈ-ઝાટકીને કહી જ દીધું છે. અહીં ઠેરઠેર સરકારી તંત્રો પર આતંક જમાવીને બેઠેલા અસામાજિક કહી શકાય તેવા વર્ગના પ્રતિનિધિરૂપ હુકમચંદ શેઠનું ચરિત્ર યાદ રહી જાય તેવું આલેખાયું છે...

'ઉઘાડ' સુંદર વાર્તા છે. નીલિમાએ સાહિત્યપ્રીતિનો દેખાવ કરીને પોતાની સાથે કશીક બનાવટ કરી છે તેવું માની બેઠેલ વડીલ અને આદરપાત્ર અણ્ણા સામે ધીમે ધીમે પ્રગટ થતું નીલિમાનું તેજસ્વી વ્યક્તિત્વ માણસને બીજી દૃષ્ટિએ બીજે ખૂણેથી પણ જોવું જોઈએ એ વાત વ્યંજિત કરી જાય છે. નીલિમા કંઈક મુક્ત રીતે જીવે છે; પણ તેમાંયે એની કશી લાચારી છે; ને તે છતાં તેના વ્યક્તિત્વમાં રહેલી રસિકતા, સંસ્કારિતા અને સચ્ચાઈ ખુદ અણ્ણાના હૃદયમાં કશોક ઉઘાડ કરી જાય છે.

'ચાકરી'માં ઘરથી દૂર એકલો પડી ગયેલો કાચો-કુંવારો મિહિર ધીમે ધીમે કામવાળી બાઈ ઊગમ ઉપર

કશોક અધિકારભાવ ધરાવતો થઈ જાય છે અને છેલ્લે તેનો ફુંગરાટ ત્યારે જ શમે છે જ્યારે ઊગમ તેને દેહ ધરી દે છે. કશા અપરાધભાવ સાથે બદલી થવાથી જઈ રહેલા મિહિરને પટાવાળો ઉસ્માન કહે છે, 'આપની બહુ ચાકરી કરી, સાહેબ. બહુ લાયક બાઈ છે. આપની પહેલાં ચંપાવત – સાહેબની પણ ખૂબ ચાકરી કરી હતી...' પ્રશ્ન થાય છે કે શું ઊગમે ચાકરીના ભાગરૂપે દેહ ધરી દેવાનું સ્વીકારી લીધું હશે; અને શું બધા સાહેબો આમ જ પેશ આવતા હશે? આપણા સમાજમાં રૂઢ થઈ ગયેલી માનસિકતા અહીં આલેખાઈ છે.

'ચાર બિલાડીઓ'માં આરતી આરતી નથી અને શીલા શીલા નથી. ઍબ્સર્ડ લાગે તેવા ઉટપટાંગ અને રમૂજની છાંટવાળા સંવાદો દ્વારા વાર્તા હાંસલ કરવાનો અહીં પ્રયત્ન થયો છે. છેલ્લે એવું ઇંગિત મુકાયું છે કે ટોળ-ટીખળ અને તોફાનીપણાનો આશ્રય લઈને બેઠેલી આરતી એ બધાંની ઓથે પોતાની કશીક ભીતરી કરુણતાને ઢાંકવા મથે છે. વાર્તા વાંચ્યાનો સંતોષ અહીં થતો નથી.

'બારી પાસેનો દરદી'માં પ્રસિદ્ધ વાર્તાકૃતિઓને ઓથે, કંઈક હળવી કલમે વાર્તા ચાલે છે. છેલ્લે લેખક થોડો વળાંક લાવ્યા છે. કશુંક અગોચર રહે, અજાણ્યું રહે તો તેવી અગોચરતામાં કશુંક આશ્વાસન પામી શકાય એવું સૂચવાતું લાગે છે. અહીં વાર્તાની રચના-રીતિનો એક વધુ તરીકો મળે છે.

'લાચારી'ની નાયિકા આભાની નિયતિ એ કંઈક અંશે 'ઉઘાડ'ની નીલિમા જેવી જ છે. અકસ્માત્ મૃત્યુ પામેલ રણજિતના ઉપવસ્ત્ર રૂપે જીવન ગુજારી રહેલી આભા પલટાયેલી પરિસ્થિતિમાં રણજિતના મિત્ર પ્રશાન્તને રણજિતનો વિકલ્પ બનવા સૂચવે છે; અને પૂછે છે, 'મિત્રધર્મની મુદત કેટલી?' આભાનું વ્યક્તિત્વ સરસ આલેખાયું છે. એનો પ્રશ્ન છે : 'આ પાછળ રહેનારાંઓ કોઈ વિશિષ્ટ માનવપ્રકાર હશે, નહીં?'

આભાના કેશની સુગંધથી ભાગી છૂટવા મથતા પ્રશાન્તને છેલ્લે એ સુગંધ હવામાં 'ઘોડીની હણહણાટી જેમ' વાગે છે. વર્તમાનમાં જીવતી ને જીવવા માગતી એક નારીની લાચારીની આ સુંદર વાર્તા છે.

'દાહ'ની નાયિકા સુમન એના પતિનો અન્ય સ્ત્રી સાથેનો સંબંધ જાણી જાય છે તે પછીની તેની મૂંગી વ્યથા સ્પર્શી જાય એવી રીતે વ્યક્ત થઈ છે. અહીં પતિની નજરે દર્શાવેલું સુમનનું ચિત્ર પરમ આસ્વાદ્ય છે.

'અને અહીં દસ વરસથી ઘરમાં પથારીઓ કરતી, વાસણ માંજતી, એના માથે બામ ઘસી દેતી, જૂની બંડી સાંધી દેતી 'ના નથી આપવાનાં' કહીને ઊતરી ગયેલાં કપડાં સંઘરી રાખતી, મહિને એક વાર ટેબલ ઉપર ચડીને પંખો સાફ કરી, અથાણાની બરણી તૈયાર કરી, એનું મોઢું લૂગડાથી તાણીને બાંધી ઘેર બા-બાપુજી માટે મોકલતી સુમન એના ઘરના એકમાત્ર ઓરડા વચ્ચે અજાણી થઈને બેઠી હતી.' છેલ્લે પતિને મળેલું કવર, જે તેણે હજી વાંચ્યુંયે નથી ને ખીસામાં રાખી મૂક્યું છે તે સુમનના દેખતાં સળગતી સગડીમાં મૂકી દે છે; ને ધીમે ધીમે સળગતા કવરમાં જુએ છે તો 'એક ખૂણામાં થોડાક અક્ષરો ખરડાઈ ગયેલા હતા. આંસુનું એક ટીપું ત્યાં પડીને સુકાઈ ગયેલું હતું...' આમ આ પત્ર પણ સુમને વાંચી લીધો હશે કે પછી સામે પક્ષે ત્રીજા સૂચિત પાત્રનીયે કશીક વ્યથા-વેદના હશે કે શું? એવી અસમંજસ મૂકીને વાર્તા પૂરી થાય છે.

અન્ય એક વાર્તા 'કૂચડો'માં લોપાને મન ભગીરથ એનો આત્મા છે. એના જેટલું લોપાને કોઈ ઓળખી શકતું નથી. ભગીરથના શબ્દોમાં લોપા કેવી છે?

'એ એકલી રહી શકે નહીં. એને ખૂબ ખૂબ પ્રેમ જોઈએ. એને ખૂબખૂબ પ્રેમ આપવો છે. અને એનાથી વધારે પ્રેમ લેવો છે. આખા અસ્તિત્વની મૂંઝવણ એનામાં છે. અંધારી રાત્રિમાં પૃથ્વીના ટાપુ ઉપર લોપા એકલી ઊભી છે. એને એના સર્જક સાથે વાતો કરવી છે. ઝઘડા કરવા છે. આ બધું સમજે, એની વિચિત્રતાઓને પ્રેમ કરે એવો દરિયા જેવડો, આકાશ જેવડો પુરુષ જોઈએ લોપાને!'

લોપા પરણવા તૈયાર હોય તો ભગીરથ કૂચડો લઈને ઘર ધોળવાયે તૈયાર છે. પણ લોપા તો એને કહે છે: 'સુધાંશુ તો બિલકુલ સમજતો નથી. તને દેખાય છે એ એને કેમ નહીં દેખાતું હોય? ભગીરથ! એને આપણી, મારી વાત કર. હું શું છું એ એને સમજાવ... બોલ,

ભગીરથ, આટલું કરીશ ને?'

ભગીરથ કહે છે : 'કરીશ ને, લોપા, કેમ નહીં કરું ?'

પણ વાર્તાને અંતે પહોંચતાં ભાવકને તો થવાનું કે લોપાનું વ્યક્તિત્વ અન્ય કોઈને સમજાવવું તે કૂચડો લઈને ઘર ધોળવા જેવું કામ તો નથી જ...

'ભૂત' વાર્તા વાંચ્યા પછી ભૂલી ન શકાય એવી છે. જીવતું-જાગતું પ્રિયપાત્ર અળખું થઈ પડે. એકબીજા વિના ચાલતું ન હોય ને એકબીજાની ભાષા બોલતાં થઈ ગયાં હોય એવી પ્રેમની ઉત્કટતાએ પહોંચેલાં પ્રેમીઓમાંથી એક વાસ્વધર્મી થવા મથે ને બીજું પેલી ઉત્કટ મનોદશામાંથી બહાર ન આવી શકે કે ન આવવા ઇચ્છે તેમાંથી ઊભી થતી તાણ અને વિચ્છેદ પછીયે પેલી સ્ત્રી પીછો ન છોડે, ન છોડી શકે, અને પુરુષને લાગે કે 'પોતે ઊંચકી શકે એના કરતાં અનેકગણા મોટા, અનેક મુખ, હાથપગ અને નહોરવાળા, કોઈ ચીકણા, સુંવાળા પ્રાણીને ઉપાડી રાખ્યું હોય...' અને વારે વારે, ઠેરઠેર સામે આવી જતી એ અબોલ ને ઝાંખી-દૂબળી પડી ગયેલી સ્ત્રી બીજે ચાલી ગયાની ખાતરી કર્યા પછીયે નાયકને એક સુસવાટો સંભળાય, ઠંડીનું લખલખું આવી જાય, મખમલ જેવો સ્પર્શ ગાલ પર અનુભવાય અને હોઠ ઉપર ગરમ ગરમ શ્વાસ–

આખી વાર્તા એવી આબાદ લખાઈ છે કે વાર્તાના નાયકની માફક ભાવકને પણ પેલું 'ભૂત' પીછો કરતું અનુભવાય.

લેખકે અગાઉના વર્ષ ૧૯૯૨માં લખાયેલી એકમાત્ર વાર્તા 'મીરાણી' સંગ્રહના અંતે રાખી છે. મીઠું ગળું, મોહક વ્યક્તિત્વ અને અને ગરબા, રાસ, ફટાણાં ને મરસિયાનો ભંડાર હૈયામાં સંઘરીને બેઠેલ મીરાણીમા જીવે છે. ભૂતકાળમાં તેમનું રૂંધાઈ ગયેલું ગળું ફરીથી વહેતું કરવામાં એક વાણિયાનો છોકરો નિમિત્ત બને છે. 'કાલે સવારે આવીશ' કહીને ગયેલા એ છોકરાના મરસિયા ગાવા જવાનું કહેણ આવે છે. આવો વિપર્યાસ રચાય છે એટલી જ આ વાર્તા નથી. અહીં મીરાણીનું જે વ્યક્તિત્વ પમાય છે તે વાર્તાની ખરી ઉપલબ્ધિ લાગે છે – અને એથી જ અહીં વાર્તા કરતાં વધુ તો એક ચરિત્રચિત્ર મળતું લાગે છે.

છેલ્લે, આગળ ઉપર જે બે વાર્તાઓનો માત્ર અછડતો ઉલ્લેખ કર્યો છે તેમાં તેમની અભિવ્યક્તિનો જે વિશેષ પમાય છે તે ઉદાહરણ રૂપે જોઈએ.

પુરુષની સ્ત્રી પરત્વેની લોલુપતાની વાત તો આદિકાળથી કહેવાતી આવી છે. (આપણી ભાષાની પ્રથમ ગણાયેલી નવલિકા 'ગોવાલણી'માંયે એ ઘટક અંશ તો છે જ.) પણ અહીં લેખકે હળવી કલમે ને માર્મિકતાથી જે સિદ્ધિ દાખવી છે તે પ્રશસ્ય છે.

'શાસ્ત્રોનું જ્ઞાન' મેળવવા ધાર્મિક ચોપડા વાંચ્યા કરતા વેપારી મનસુખને ભાન થાય છે કે મંજુલા માસ્તરાણીની દિનકી એકાએક 'મોટી' થઈ ગઈ છે. દિનકીનાં નખરાંમાં એ પૂરેપૂરો ફસાય છે, ખુવાર થાય છે ને અંતે મારપીટનોયે ભોગ બને છે.

આટલું બધું થયા પછી કરિયાણાનો વેપારી જેઠાલાલ જાણવા માગે છે : આ જે કંઈ બન્યું તે એમ ને એમ, રજમાત્રના ફેરફાર વિના ફરીથી ઘટવાનું હોય તો?

ને મનસુખ જવાબ આપે છે:

'આ બધું કંઈ પહેલી વાર થયું હશે, જેઠાલાલ? આગળ કેટલાયે જન્મોમાં આ જ ગાલે થપાટ મારીને સંબંધોની શરૂઆત કરી હશે, આમ જ ચગડોળમાં ફર્યો હોઈશ અને આમ જ કૉલર ફાટ્યા હશે. આવતા કેટલાયે જન્મોમાં આ બધું આમ ને આમ ઘટવાનું છે, તો આ જન્મમાં જ ફરી એક વાર થાય તો શો વાંધો છે?' આ બે વાર્તાઓ ઉપરાંત 'જન્મ', 'પંખી અને આકાશ', 'ઉઘાડ', 'દાહ', 'ઓળા' અને 'ભૂત' જેવી વાર્તાઓ લેખકના બીજા વાર્તાસંગ્રહ માટે ભાવકોને ઉત્સુક રાખશે.

**હરિકૃષ્ણ પાઠક**

[સુગંધી પવન : લે. પ્રવીણસિંહ ચાવડા, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, પ્રથમ આવૃત્તિ : ૧૯૯૮, કિં. રૂ. ૬૮.]

મનુ રાવળ

**'ભારતવાસીની એક પ્રાર્થના' ઉપર બીજી પ્રાર્થના**

'ઉદ્દેશ'ના ૧૯૯૯ના જુલાઈ માસના અંકનો 'ભારતવાસીની એક પ્રાર્થના' નામનો ડૉ. રમણલાલ જોશીનો પાંચ વર્ષ પછી પુનર્મુદ્રિત તંત્રીલેખ કોઈ પણ સંવેદનશીલ આત્માને માટે હૃદયદ્રાવક છે. સ્વરાજ્ય-પ્રાપ્તિના ૫૩મા વર્ષના ઉંબરે ઊભા છીએ ત્યારે દેશની આ દશા જોઈ કયો સ્વાભિમાની દેશપ્રેમી ભારતવાસી આવી કરુણામય પરિસ્થિતિથી ચલિત ન થાય? ન થાય માત્ર કોઈ સત્તા અને ધનભૂખ્યો અભાગી અધમ રાજકારણી!

૧૭ વર્ષના પરદેશનિવાસ પછી ૧૯૯૦માં હું ભારત પાછો આવ્યો ત્યારે અન્ય કૌટુંબિક કારણો ઉપરાંત ઉછરંગરાય નવલશંકર ઢેબર, 'સૌરાષ્ટ્રના સંત' ઢેબરભાઈની જીવનકથા લખવાનો ૧૭ વર્ષ સેવેલો સંકલ્પ એક મહા મજબૂત કારણ હતું.

વિદ્યાવ્યાસંગી અને પ્રજાકીય તંત્રના સરકારી નોકર તરીકે અને તે પછી જાહેર જીવનને સ્પર્શતા પ્રશ્નો પર તત્કાલીન વિષયોક્ત ટૂંકા લેખો લખવા સિવાય સળંગ પુસ્તક લખવાનો કશો અનુભવ તો હતો નહિ. વ્યવસાયે હું લેખક કે સાહિત્યકાર હતો નહિ. જિંદગીનાં ૧૫ વર્ષ સનંદી સેવામાં અને ૨૫ વર્ષ ખાનગી ક્ષેત્રે ગાળ્યા પછી લેખનકળાનો અવકાશ જ ક્યાં રહ્યો? જન્મજાત કોઈ કળા હોય તો પણ વ્યવસાયાત્મક જીવનના આટાપાટામાં મુઠ્ઠીઓ વાળીને નાસી જાય, પરંતુ ડૉ. રમણલાલ જોશીની 'લખે તે લેખક'ની ઉક્તિએ મારા ભીરુ હૃદયમાં હિંમતનો સ્રોત વહેવડાવ્યો.

૧૯૪૭ના ઉનાળામાં હું ઉછરંગરાય ઢેબરના પરિચયમાં આવ્યો. કર્માનુયોગે તે પરિચય પિતાપુત્ર જેવા જીવનભરના સંબંધમાં પરિણમ્યો. તે અરસામાં દેશભરમાં સ્વરાજ્યનો ઘંટારવ શરૂ થયો હતો. સરદાર પટેલની રાહબરી નીચે રિયાસતી રાજકારણીઓ દેશી રજવાડાંનો અહિંસક ખાતમો કરવા તલપાપડ હતા. કાઠિયાવાડના ત્રણ ભડવીરો ઉછંરરાય ઢેબર, બળવંતરાય મહેતા અને રસિકલાલ પરીખ ગાંધીજી અને સરદારના નેતૃત્વ નીચે અગ્નિપરીક્ષા પામેલા હતા. ઢેબરે તો યુગપરિવર્તક રાજકોટ સત્યાગ્રહની સ્થાનિક નેતાગીરી ઉઠાવીને નિભાવી હતી. અણિશુદ્ધ પવિત્ર અને અકિંચન સમાજસેવક તરીકે તેમણે 'સંત ઢેબર'ની ઉપાધિ પ્રાપ્ત કરી હતી. કાઠિયાવાડનાં ૨૨૨ રજવાડાં ભાંગી સૌરાષ્ટ્રનું એકમ રચાયું ત્યારે ઢેબર દેશભરમાં સૌથી નાની ઉંમરના મુખ્યમંત્રી બન્યા.

બીજા વિશ્વયુદ્ધના અનુગામી ઓળા આખી દુનિયા પર છવાયેલા હતા. નેતાઓની અનિચ્છા છતાં અંગ્રેજ સલ્તનતે ભારતને રણભૂમિમાં ઉતાર્યું હતું. પ્રજાના પરિતાપની કોઈ અવધિ કે અંત ન હતો. જીવનનિર્વાહની રોજિંદી ચીજવસ્તુનો અભાવ દૈનિક જીવનને અકારું બનાવી ચૂક્યો હતો. ખાવાને અન્ન પણ ન હતું. લાખો ટન અનાજ અમેરિકા અને અન્ય દેશોમાંથી આયાત થતું હતું. એવા કપરા કાળમાં ઢેબર મંત્રીમંડળને મધ્યયુગી સામંતશાહીની કાલિમાનો સામનો કરવાનો હતો. વિલાસી, બિનજવાબદાર અને સ્વચ્છંદી રાજવીઓ ઉપરાંત તેમના પર નભતાં અનેક ચરિત્રહીન સામાજિક અંગોપાંગોનો સામનો કરવાનો હતો. હજારો વર્ષની ગુલામીથી હતપ્રભ થયેલી પ્રજામાં સ્વત્વ અને સ્વરાજ્યની ચિનગારી ફૂંકવાની હતી. સો ટકા આપખુદ તંત્રમાંથી સ્વાયત્ત લોકતંત્ર સ્થાપવાનું હતું. આમ છતાં તત્કાલીન ભારતના પ્રજાકીય શાસનમાં ઢેબર મંત્રીમંડળે સુવર્ણયુગની સ્થાપના કરી તેના મૂર્ધન્ય શિલ્પી ઉછરંગરાય ઢેબર હતા.

ઉપમા અસ્થાને છે, પણ રઘુવંશના આલેખન વખતે કવિકુલગુરુ કાલિદાસે જે મૂંઝવણ અનુભવી, 'ક્વ સૂર્યપ્રભવો વંશઃ ક્વ ચાલ્પવિષયા મતિઃ' ગાયું એવી જ કંઈક લાગણી લઘ્વંશે મેં પણ અનુભવી, પરંતુ સર્વ નિશ્ચિત નિર્ધારમાં ઈશ્વરનો આધાર અભિપ્રેત છે.

પ્રથમ આધારમાં નલિન મહેતા સાંપડ્યા. ૧૯૫૧માં મેં પંતપ્રધાન ઢેબરનું સચિવપદ છોડ્યું તે

સ્થાને મારા અનુગામી તરીકે નલિન મહેતા પસંદગી પામ્યા. ત્યારથી માંડી લગભગ ૧૯૭૫-૭૬ સુધી નલિન મહેતા અને તેમનાં સુલક્ષણા પત્ની હેમાંગિની મહેતા ઢેબરનાં બાળકો તરીકે તેમની સેવાશુશ્રૂષા કરતાં રહ્યાં. ૧૯૫૪ના અંતમાં ઢેબર રાષ્ટ્રીય કૉંગ્રેસના પ્રમુખપદે વરણી પામ્યા ત્યારથી ૧૯૭૭ના માર્ચ માસમાં સ્વર્ગવાસ પામ્યા ત્યાં સુધી રાજકોટના વલ્લભ વિદ્યાલયનું પૂજ્ય ભક્તિબા અને સુભદ્રાબહેન શ્રોફના નેતૃત્વવાળું સ્ત્રીમંડળ અને તેમનાથી પણ અધિક રાત- દિવસ ઢેબરના છેલ્લા ત્રેવીસ વર્ષના ક્ષણેક્ષણના સાક્ષી નલિન મહેતાથી વધારે જાણકાર કોણ મળે? તેમણે ઢેબરજીવનકથા લખવામાં મારા સાહાય્ય થવાની માંગણી ઔદાર્યથી અને તત્પરતાથી સ્વીકારી મને અભિકૃત કર્યો. ઢેબરે સ્થાપેલી સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિના મોવડીઓ રતુભાઈ અદાણી, મનુભાઈ પંચોળી, જયાબહેન શાહ, બાલકૃષ્ણ વૈદ્ય અને દેવેન્દ્રકુમાર દેસાઈ તથા તેમની જ રાહબરી નીચે ચાલતી સમાનધર્મી બે અન્ય સંસ્થાઓએ પુસ્તકપ્રકાશનનું બીડું ઝડપ્યું... અને એમ જીવનકથાના આલેખનનો આરંભ થયો.

લખાણ શરૂ થયું ત્યારે અનેક મિત્રો, સગાંઓ અને સંબંધીઓ પૂછતાં કે આજે ઢેબરને કોણ ઓળખે છે ? એ બધાંનો નિશ્ચિત મત હતો કે આ પ્રયાસ નિષ્કારણ ખર્ચ અને નિષ્ફળ શ્રમમાં પરિણમવાનો છે. અર્ધા સૈકાથીયે ઓછા સમયમાં ગાંધીજી જેવા મહામાનવને ભૂલી જનાર પ્રજા અને તેમનાં વરવાં ચિત્રો ચીતરનાર કૃતઘ્ન શબ્દસ્વામીઓ સામે ઢેબર કઈ વાડીના મૂળા? આવાં વેણ સાંભળી સાંભળીને પણ સ્થિરચિત્તે પુસ્તક લખાયું.

ઘણા સમકાલીન રાજકારણીઓ, પ્રજાસેવકો, ઢેબરના અનુયાયીઓ, ચાહકો અને તે વખતના રાજકારણનો તલસ્પર્શી અભ્યાસ કરવા ઇચ્છા કરતા વિદ્યાવાંચ્છુઓને પુસ્તક ગમ્યું. તે સમયના એક કૉંગ્રેસી આગેવાને તો જીવરાજ મંત્રીમંડળ ત્રિપુટી અને ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિના ગજગ્રાહની અજાણ વાતોની વિગતથી આશ્ચર્ય બતાવ્યું.

૧૯૯૧ના જુલાઈની ૧૫મી તારીખે નલિન મહેતા અને હું નિયત કાર્યાલયમાં લેખનકાર્ય માટે એકઠા થયા ત્યારે નમ્રભાવે હું બોલ્યો કે "આપણા પરિશ્રમનો પરિપાક માત્ર એક ઐતિહાસિક તવારીખ જ ન રહે, પણ સાહિત્યકૃતિનું એક અનેરું સર્જન બને એવી એક અગમ્ય પ્રાર્થના મારા મનમાં ઊઠે છે." ત્યારે ક્યાં ખબર હતી કે અંતે એ પ્રકાશિત ગ્રંથ ગુજરાત સાહિત્ય અકાદમીનું પારિતોષિક પામશે? એમાં નલિન મહેતા કે મનુ રાવળે અભિમાન કરવા જેવું કશું નથી, કારણ કે પુસ્તકના કલ્પિત સૌંદર્યમાં અનેક મહાનુભાવોનો સહારો છે. સૌથી પ્રથમ તો રતુભાઈ અદાણીનો, જેમણે અમારી અજાણી લેખનશક્તિમાં વિશ્વાસ મૂક્યો. આ ઉપરાંત મનુભાઈ પંચોળી જેવા સિદ્ધહસ્ત પ્રાજ્ઞ સાક્ષરવર્યની સંપાદકીય દોરવણી, બાલુભાઈ વૈદ્યનું હસ્તપ્રતનું અક્ષરશઃ વાચન અને ઢેબરના સતત સાન્નિધ્યનિષ્ઠ સાથી તરીકે નાનામોટા અનેક પ્રસંગોનું વાસ્તવિક વિવેચન, ઢેબરના અંગત પરિચારક દૂદાજીથી માંડી ભારતના પ્રધાનમંત્રી નરસિંહરાવ અને ઉપરાષ્ટ્રપ્રમુખ શંકરદયાલ શર્મા સુધીના અનેક મહાનુભાવોની મુલાકાતોમાંથી પ્રાપ્ત થયેલું ભાથું, આ ગ્રંથના તાણાવાણામાં વણાયેલું છે; પરંતુ સૂંઠને ગાંગડે ગાંધી થવા નીકળેલા બિન- અનુભવી નવોદિત લેખકને ડૉ. ભોળાભાઈ પટેલ, ડૉ. રમણલાલ જોશી, પ્રો. રમેશ દવે, શ્રી બકુલ ત્રિપાઠી જેવા સાહિત્યકારોનું પ્રાથમિક માર્ગદર્શન ન મળ્યું હોત તો ગ્રંથનું સૌષ્ઠવ આટલું જળવાયું ન હોત. એની ખામી માટે માત્ર સર્જક જ જવાબદાર છે.

ઘણાં મૂલ્યવાન સૂચનો ઉપરાંત ભોળાભાઈએ કૃષ્ણ કૃપલાણીનું 'રવીન્દ્રનાથ ટાગોર, એક જીવન' વાંચી જવાનું સૂચન કર્યું. સૌથી મૂલ્યવાન સૂચન તો અમારા કર્મયજ્ઞના સઘન સાથીદાર, ગુજરાતના વિલક્ષણ કવિ હસમુખ પાઠકે કર્યું. ગ્રંથપાલ તરીકેના તેમના વિશાળ અનુભવ પરથી ફ્રેન્ચ લેખક, વિવેચક, પ્રાધ્યાપક આન્દ્રે મોર્વાનું 'Aspects of Biography' ('જીવનચરિત્રનાં પાસાં') નામનું પુસ્તક વાંચવાનું સૂચવ્યું. આટલો લાંબો સમય તે પુસ્તક આ જીવનકથાના લેખનકાર્યની દીવાદાંડી બન્યું. પાઠક વિલક્ષણ કવિ જ કહેવાય ને? નહિ તો રાજઘાટની ગાંધીજીની ખાંભી પર લદાતાં અસંખ્ય ફૂલોનો ઉપહાર ધરતા કૉંગ્રેસી અને અન્ય ઢોંગી રાજકારણીઓનો ઉપહાસ કરતું હાયકુ એમના સિવાય બીજો કોણ લખી શક્યો હોત? એમણે ગાયું, 'આટલાં ફૂલો નીચે... આટલો લાંબો સમય ગાંધી કદી સૂતો ન'તો.'

થોડા જ દિવસ પહેલાં ડૉ. ચન્દ્રહાસ શાહ, અર્ધા સૈકાથી વધારે જૂના અમારા ગાઢ સ્નેહી મિત્રનો ફોન આવ્યો. સી.એન. વકીલ, પ્રો. લાકડાવાળા, પ્રો દાંતવાળા વગેરે ખ્યાતનામ શિક્ષકોના અર્થકારણના ખ્યાતનામ વિદ્યાર્થી અને રાષ્ટ્રની પ્રથમ વિકાસયોજનાઓના અમારા સહકાર્યકર, આ ઉંમરે પણ અહર્નિશ ક્રિયાત્મક ચન્દ્રહાસને પાંચ વર્ષ સુધી ઢેબરની જીવનકથા વાંચવાનો સમય મળ્યો ન હતો. વાંચીને એમને લાગ્યું કે સૌરાષ્ટ્ર વિશ્વવિદ્યાલય, ગુજરાત વિશ્વવિદ્યાલય વગેરે જેવાં વિદ્યાધામોમાંથી કોઈને આ ગ્રંથનું ઐતિહાસિક મૂલ્ય સમજાયું નહિ હોય ? – એવું આશ્ચર્ય બતાવ્યું.

પુસ્તકપ્રારંભના પ્રથમ મુલાકાતી નિવૃત્ત સનંદી અધિકારી અને રાજકોટ સત્યાગ્રહના સંજય જમનાદાસ શાહે આ ગ્રંથને લેખકના જીવનની એક અનેરી સિદ્ધિ લેખાવ્યું. ડૉ. રમણલાલ જોશીએ નિર્વ્યાજ સમીક્ષક તરીકે ગ્રંથને તે વર્ષનું સર્વોત્તમ પુસ્તક ગણાવ્યું. રજનીકુમાર પંડ્યાએ ક્ષોભ-ઉત્પાદક વખાણ કર્યાં. આમ છતાં ન કોઈ વિશ્વવિદ્યાલયે એની નોંધ લીધી, ન એને વિષે કોઈ વિદ્વાન વિચારકે કોઈ નિબંધ લખ્યો. જે દેશમાં 'આત્મકથા મહાપાતકમ્'ની ભર્તૃહરિની ઉક્તિ નસેનસમાં વહેતી હોય અને નહેરુ કુટુંબ સિવાયના રાજકારણીઓ વિષે અલ્પ કથાઓ લખાઈ ન હોય ત્યાં આ ગ્રંથની આટલી ઉપેક્ષા ગ્લાનિપ્રેરક છે. આર્થિક, શૈક્ષણિક અને વ્યાવસાયિક રીતે પછાત રાષ્ટ્રમાં રાજકારણના ખૂની ભપકાનો પ્રભાવ અત્યધિક હોવાથી પ્રજાજીવનને ભ્રષ્ટતાની પરાકાષ્ઠાએ પહોંચાડે છે. ગાંધીયુગના પ્રથમ ફાલના નેતાઓ અને આજના ધૂર્ત રાજકારણીઓની સરખામણી એ બાલ્ય પ્રયાસ છે. પરંતુ જેમણે બન્ને પાસાં જોયાં છે તે સરખામણી કર્યા વગર રહી શકતા નથી. તેમાં ભૂતકાળ તરફના પ્રણયની રોમાંચકતા માત્ર નથી, પણ સત્યની સુવર્ણરેખા છે. એથી તો ડૉ. રમણલાલ જોશીએ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની ચિરંતન રચના ટાંકીને સંસારનું સર્વદેશીય સૌંદર્ય ઝંખતા અને સર્વોદય શોધતા સંવેદનશીલોની આહ આલેખી! સુજ્ઞેષુ કિં બહુના!*

---

* 'ઉ.ન. ઢેબર . લોકાભિમુખ રાજપુરુષ (એક જીવનકથા)' : પ્રકાશક : સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ સેવા ટ્રસ્ટ, રાષ્ટ્રીય શાળા પ્રાંગણ, રાજકોટ.

❑

**ઓછું લાગે**

*છે જનમ જનમની પ્રીત; છતાં શું ઓછું લાગે?*
*ગાયું મનચાહ્યું જે ગીત, સૂરમાં ખોટું લાગે?*
*રહી રહીને ટહુક ઊઠતો,*
*કૂજ ભરે અમરાઈ,*
*વહ્યા કંઠની વ્યગ્ર સરગમો*
*દિશે દિશે અફળાઈ.*
*આ પંચમને આઘાત પંખી કો' રોતું લાગે,*
*સૂરમાં ખોટું લાગે!*

*કોમલ ગંધે ઉરપ્રસૂનની*
*નિમીલિત પંખડી સ્પંદે,*
*પ્રચ્છન્ન તોયે સ્વરિત હવાઓ*
*વસંતને આહ્વાને,*
*આ કુસુમાકરને હાથ તીર તો થોથું લાગે,*
*શું ઓછું લાગે?*

**ચન્દા રાવળ, 'જ્યોત'**

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

છાપાંની કટારોનો કચરો ભરી ભરીને છેલ્લા કેટલાય વખતથી આપણે ત્યાં સંખ્યાબંધ નિબંધસંગ્રહોનાં ગાડેગાડાં હાલ્યાં આવ્યાં છે. જીવનની અને સાહિત્યની કાચી સમજનો કિચૂડાટ આપતાં, ગળિયા બળદ જેવાં ગદ્ય જોડેલાં આ ગાડાંઓ ઓછાં ચાલે છે અને ઝાઝાં બેસી જાય છે. વાગ્મિતાની રંગબેરંગી ઝૂલ સાથે લોલલાગણી લહેરાવતા ભદ્દા 'હું'પણાનાં ફૂમતાંઓ હાસ્યાસ્પદ બની રહે છે. આ બધામાંથી જુદો તરી આવતો રણકદાર ગતિવાળો માફો તો ક્યારેક જ નજરે પડવાનો. ગુજરાતી નિબંધની આવી પરિસ્થિતિ વચ્ચે અમેરિકન નિબંધકાર જોસેફ એપ્સ્ટાઇનની કેફિયતને જો કાન દઈ સાંભળીએ તો કદાચ થોડો લાભ થવાનો સંભવ છે.

જોસેફ એપ્સ્ટાઇન માને છે કે કેટલાક લેખકો સદ્‌ભાગી હોય છે. એમને એમનું સ્વરૂપ એટલું વહેલું મળી જાય છે કે એમને જે કહેવાનું હોય છે તે કહી દઈ શકે છે. પોતે એવા સદ્‌ભાગી લેખકોમાંનો એક છે.

અમેરિકામાં ફાઈ-બીટા-કપ્પા નામે ૧૭૭૬માં નૅશનલ ઑનર સોસાયટી સ્થપાયેલી છે, અને એમાં ઊંચી બુદ્ધિમત્તા ધરાવતા પૂર્વસ્નાતકોમાંથી આજીવન સભ્યોની પસંદગી કરવામાં આવે છે. આ સોસાયટીનું 'ધી અમેરિકન સ્કૉલર' નામે એક ત્રૈમાસિક બહાર પડે છે. ૧૯૭૪માં આ ત્રૈમાસિકના સંપાદક તરીકે જોસેફ પોતાની કારકિર્દી શરૂ કરે છે. સંપાદક તરીકે પોતાને રસ પડે એ વિષય પર લખવાનું ફરજિયાત રાખતાં કેટલુંક લખાતું જાય છે. પણ પછી તો લખવાનું ગમવા માંડે છે, લખવાના પ્રેમમાં પડે છે, અને એમ કરતાં જોસેફને એનું સ્વરૂપ હાથ લાગી જાય છે.

નિબંધના શેક્સપિયર ગણાય એવા મૉન્તેનથી માંડીને હેઝલિટ, એમરસન, ચાર્લ્સ લૅમ્બના પ્રભાવો પોતે બેધડક ઝીલે છે. કોઈના પ્રભાવમાં આવી જવાની વ્યગ્રતા જોસેફને સતાવતી નથી. પણ આ બધા પ્રભાવોમાંથી એ પોતાની શૈલીનું ઘડતર કરે છે. જોસેફનું માનવું છે કે શૈલી એ બીજું કશું નથી, પણ જગતને જોવાની રીતિ છે. નિબંધ લખવા માટે બે વીગત જરૂરી છે : વિષય અને દૃષ્ટિબિન્દુ. વિષયોની તો કોઈ ખોટ નથી, પણ લખતાં લખતાં દૃષ્ટિબિન્દુ સંકુલ થતું આવવું જોઈએ.

જોસેફ કહે છે કે નિબંધલેખન આત્મોપલબ્ધિ (self-discovery)નું કાર્ય છે. એટલે કે હું જ્યારે કોઈ વિષય પર નિબંધ લખવાનું શરૂ કરું છું ત્યારે હું વિષય પર શું વિચારું છું એ જાણતો નથી હોતો. જરાતરા વિષયનો અણસાર હોય છે. લેખન સ્વયં મને વિષયનાં પાસાંઓ તરફ દોરી જાય છે, જેમની હયાતી અંગે કે જેમની મહત્તા અંગે પહેલાં મને કોઈ ખબર નહોતી. જૅઝ સંગીતકારની જેમ નિબંધકારે પણ સહજસ્ફૂર્તિનો આભાસ રચવાનો હોય છે.

જોસેફ ઉમેરે છે કે આ આત્મોપલબ્ધિ આત્મચિકિત્સા (selftherapy)થી તદ્દન જુદી વસ્તુ છે. વિક્ષિપ્ત ચેતનાવાળાઓ ભલે કથાસાહિત્ય કે કવિતા સાથે પનારું પાડે. પણ નિબંધમાં તો અનુન્માદ (sanity) અને એની આસપાસ રચાતાં સંતુલન અને સપ્રમાણતાનાં પરિમાણો જ પ્રગટવાં જોઈએ. એક વાચકે લખ્યું કે 'તમારા નિબંધો અંતરંગ (familiar) છે, પણ અંગત (personal) નથી.' જોસેફે આ વાતને ફરિયાદરૂપે નહીં, પણ દાદરૂપે લીધી. જોસેફ પોતાના નિબંધોમાંથી અંગત ઘાલમેલને દૂર રાખે છે. સહેજવારમાં કંટાળી જતો જોસેફ પોતાના નિબંધોમાં કંટાળાજનક સામગ્રી ન ઘૂસે એની તકેદારી રાખે છે. પોતાના વાચકો પર એ ન જોઈતી અંગતતા થોપતો નથી.

ડબ્લ્યૂ. એચ. ઑડેને કોઈ પણ કાવ્ય વાંચતી વેળાએ પૂછવા જેવા બે પ્રશ્ન કલ્પેલા. એક તો, 'કાવ્ય ભાષાપ્રપંચ છે તો એ ભાષાપ્રપંચ કઈ રીતે કાર્ય કરે છે?' બીજો, 'કયા પ્રકારની વ્યક્તિ આ કાવ્યમાં વસે છે?' જોસેફ આ બંને પ્રશ્નો નિબંધને લાગુ પાડવા માગે છે. એનું માનવું છે કે બીજો પ્રશ્ન વધુ મહત્ત્વનો છે અને એના જવાબ પર જ નિબંધની સફળતા ટકેલી છે. વધુપડતી હતાશા, અલંકૃત વાગ્મિતા અને કર્કશ ફરિયાદો નિબંધોને વણસાડે છે; તો, નરી કેફિયતો કે કબૂલાતો પણ નિબંધોને બગાડે છે. જોસેફની માન્યતા પ્રમાણે નિબંધલેખનમાં મૉન્તેને પહેલવહેલો 'હું'નો ઉપયોગ શોધ્યો અને સમર્થ રીતે એને પ્રયોજ્યો. પોતા વિશે લખવું અને છતાં જગત આખું તમારી આસપાસ ઘૂમી રહ્યું છે તેમ ન બતાવવું અને વિષય કરતાં 'હું'ને ક્યાંય જરા સરખોય મોટો ન ચીતરવો એ નિબંધકારની પાયાની શરતો છે.

□

## પહેલા વરસાદની આષાઢી ધાર જેમ

પહેલા વરસાદની આષાઢી ધાર જેમ કોણ મારા રુદિયામાં ખૂંપે?
આષાઢી મોરલાના લીલા અવાજ જેમ મધરાતે કંઠ કોણ ટૂંપે?

બારીના ભીના કાચ ઉપર જ્યાં નામ લખું ત્યાં કોણ ભીતરથી અડકે?
વાદળના ભીના પાલવની કિનાર ભરે છે કોણ અહીં આ તડકે?

મેડીમાં કલકલતું આવી અહીં રઢિયાળી રાત કોણ લીંપે ને ગૂંપે?
પહેલા વરસાદની આષાઢી ધાર જેમ કોણ મારા રુદિયામાં ખૂંપે?

મધરાતે ભીની ફૂલડાળીને હૃદયે ચાંપી પવન ગોઠવે અડખે,
ભીની ઓઢણી રસબસ ઝાલી કોણ ખેંચતું ભીનુંભીનું પડખે?

પહેલા વરસાદની આષાઢી ધાર જેમ કોણ અમીરસ પાતું ફૂંપે?
પહેલા વરસાદની આષાઢી ધાર જેમ કોણ મારા રુદિયામાં ખૂંપે?

યશવંત ત્રિવેદી

## ટુકડા ગઝલ

આખું નગર
છે બેખબર.

ઘેરી વળે
ક્ષણમાં અસર.

પંખી બને
સૌની નજર.

છે શ્વાસ તો
પીળી સફર.

મન આપણું
ખાલી-સભર.

માણસ નહીં,
શબ્દો અમર.

કૈં પણ નથી
અંજળ વગર.

સુધાકર જાની

## આપણે

તમે તો તમે જ રહ્યાં, પણ હું જ રહ્યો.
હુંસાતુંસીમાં સેતુ આપણો તો તૂટી ગયો. તમે તો–

નથી તમોને દોષ દેતો, રોષથી કશુંય કહેતો;
એટલું તો લાગે છે કે અસલી ખજાનો ખૂટી ગયો. તમે તો–

તાકી શક્યું છે કોણ પોતાનું જ અંતર?
અંતરનું જંતર કો'ક કર લૂંટી ગયો. તમે તો–

આત્મરતિમાં તમો એવાં તો ખૂંપી ગયાં!
ધીરજવૃતિનો બંધ મારોય છૂટી ગયો. તમે તો–

કાળજીથી ખીલવ્યો'તો ગુલશને-બહાર કેવો?
તાજાંતાજાં ગુલોને વિધાતા જ ચૂંટી ગયો. તમે તો–

જ્યાં હો ત્યાં હો ખુશીમાં, રહેજો તમારી રીતે;
'અનામી'નો સાથ તો સદાયનો છૂટી ગયો! તમે તો–

તમે તો તમે જ રહ્યાં, હું પણ હું જ રહ્યો,
'હુંપદમાં આપણો સેતુ તો તૂટી ગયો!
આપણો સંગાથ તો સદાયનો છૂટી ગયો. તમે તો–

અનામી

## ગઝલ

વિચારી લો, ખુદાનો કેટલો અમને સહારો છે?
અમે ડૂબી ગયા'તા જ્યાં, હવે ત્યાં પણ કિનારો છે.

હજી પણ લાગણીના વેગનો એવો ધસારો છે.
હૃદયમાં યાદનો તારી, હજી મીઠો પથારો છે.

નથી મળતું અમારું પણ ખરેખર તો હજી અમને,
તમે માંગો અને હાજર કરે, ઈશ્વર તમારો છે.

નજર નીચી કરો જો આપ, છાપામાં છપાશે તે,
નજર ઊંચી કરો જો આપ, છાપાનો વધારો છે.

કફન કોરું હતું ને ફૂલની તસવીર આવી ગઈ,
હજી પણ 'બેફિકર'ની લાશમાં કોના વિચારો છે?

સુરેશ ઝવેરી 'બેફિકર'

Uddesh (A literary, cultural monthly) October 1999 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920



# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ દસમું : અંક ચોથો

નવેમ્બર : ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

**૧૧૨**



# ઉદ્દેશ

**વર્ષ : દસમું** **અંક : ચોથો** **સળંગ અંક : ૧૧૨**

**અનુક્રમ: નવેમ્બર ૧૯૯૯**



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. **૭૫૦**, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.
**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

# ઉદ્દેશ

નવેમ્બર ૧૯૯૯

*સર્વભાષા સરસ્વતી*




## શણગાર બેઠકખંડનો, બેસણાનો

આ વીશમીને છેડે પહોંચ્યા તો ખરા. પણ કેટલું બધું ઊંધુંચત્તું થઈ રહ્યું છે ? મનમાં કે સપનામાંયે ન હોય એવું.

જુઓ, આ ૐની કાળી ધાતુપ્રતિકૃતિ. બાજુમાં કાળા પથ્થરનું શિવલિંગ અને જળાધારી. એક ખૂણે ભાલું ફેંકતો આદિવાસી – એની ઉપર જગન્નાથ–સુભદ્રા અને તિરુપતિ બાલાજી. તો પડખે, ભરેલી છાતી કાઢતી યક્ષી. આવુ આવું મારા દીકરાના બેઠકખંડને શણગારે છે.

મારે ત્યાં સુખડના ગણપતિ (સુરેશને ત્યાં તો એ દુંદાળા દેવ કમરે કમરે. આકાર ને મુદ્રાઓ જોયા જ કરો) ને સરસ્વતી (કોઈક પ્રશંસકની મારા જન્મદિવસની ભેટ). કોઈકને ત્યાં ખજુરાહોનું શૃંગારશિલ્પ, મોહેં-જો-દડોની પશુપતિમૂર્તિ કે નર્તિકા.

ભોળાભટ લોકોને ભમાવતી પુરાણકથાઓના ગબ્બારા ઉડાડતાં પુરોહિતો – કહો ને ગોરમહારાજો, મંદિરના પૂજારીઓ કદી થાક્યા જ નથી – મૂળે તો પોતાનું પેટ ભરવા.

અને અત્યારે પણ એ કથાઓનો, એ દેવોનો સારો વપરાશ થઈ રહ્યો છે. એમને વપરાશી ચીજ બનતાં કેટલી વાર ? ચમત્કારોના અને અંધશ્રદ્ધાના આદીઓને ભાતું બંધાવવાનું કામ તો એ પહેલાંની જેમ આજે પણ કરે જ છે. પણ એમની નવી કામગીરી બેઠકખંડને શણગારવાની છે– જેમ પશ્ચિમવાળા કરે છે તેમ. ઇસ્થેટિક ટેસ્ટ. તમે સમજ્યા ને ? તો વળી એમ જ ભગવદ્ગીતાનો, સ્તોત્રોનો, ભજનોનો પણ નવો વપરાશ આપણે હાથ લાગ્યો છે, જાણો છો ને ? ભીંત પાસે મરનારના સ્વજનો. સામે ખરખરો કરનારા. બધા ઢળેલે ચહેરે ને મૂગે મોઢે. પાછળથી સંભળાતા ધીમા કેસેટના સૂર – શબ્દો તો કોને કાને પડે ? ગાતાં આવડતું હોય તોયે એની પંચાતમાં કોણ પડે ? ભક્તિબક્તિ રહી, શોકની હવા જમાવવા ફાળો આપે એ કાંઈ ભગવદ્ગીતાની ને ભજનોની નાનીસૂની સેવા છે ? ભલે દાઢી કહેવાતી. સાવરણીનું કામ આપવાનું એનું કર્તવ્ય.

ફરી પાછા એને સાંભળશું બીજા કોઈકના બેસણામાં – જો એ લોકો નવા સંસ્કારવાળા હશે તો.

ઉઠમણું. ગરુડપુરાણ, સત્યનારાયણની કથા, ભાગવત સપ્તાહ બેસારવી, ભજનમંડળી નોતરવી એ તો એક અવસર, ઉત્સવ. કવિએ કહ્યું જ છે, ઉત્સપ્રિયાઃ ખલુ મનુષ્યાઃ. ।

હરિવલ્લભ ભાયાણી

**તંત્રી**

### જર્મન સાહિત્યકાર ગુન્ટર ગ્રાસને નોબેલ પારિતોષિક

પ્રસિદ્ધ જર્મન સાહિત્યકાર ગુન્ટર ગ્રાસને સાહિત્યનું નોબેલ પારિતોષિક આપવાની જાહેરાત હમણાં થઈ. એમની પ્રથમ નવલકથા 'ધ ટિન ડ્રમ' ૧૯૫૯માં પ્રગટ થયેલી. આ વ્યંગ્યાત્મક નવલકથામાં નાઝીઓના ત્રાસવાદ સામે કટાક્ષ કરવામાં આવ્યો છે. એમાં એક યુવક દમન કરનારા સામે રમકડાનો ઢોલ પીટીને પોતાનો વિરોધ પ્રગટ કરે છે. એમની અન્ય કૃતિઓ 'કેટ એન્ડ માઉસ', 'ફ્રૉમ ધ ડાયરી ઑફ એ સ્નેલ' વ. જાણીતી છે. કલકત્તાની ઝૂંપડપટ્ટીમાં જઈને સ્વાનુભવમૂલક લખનારા લેખકોમાં ગુન્ટર ગ્રાસ જાણીતા છે. અત્યારના વિશ્વના જીવનપ્રવાહો વિશે કટાક્ષ-વ્યંગનો વિનિયોગ કરી પોતાનો અભિગમ સહજ ભાવે વ્યક્ત કરનારા સર્જકોમાં ગુન્ટર મોખરાનું સ્થાન ધરાવે છે.

### સંસ્કૃત વર્ષ નિમિત્તે ગીત-નૃત્ય સમારોહ

નરોડા આર્ટ્સ એન્ડ કૉમર્સ કૉલેજના ઉપક્રમે તા. ૧૬ ઑક્ટોબર '૯૯ અને તા. ૧૭ ઑક્ટોબર '૯૯ના રોજ ટાઉનહૉલમાં સુંદર કાર્યક્રમ માણ્યો. સંસ્કૃત માધ્યમથી ભારતનાં વિવિધ ભાગોનાં નૃત્યો, ગરબો, રાસ વગેરે રજૂ થયાં. શ્રી ગીતાબેન મહેતાએ સામગાન રજૂ કર્યું. જયદેવનું 'ગીતગોવિંદ', દયારામકૃત 'શ્યામ રંગ સમીપે ન જાવું'નો છાયાનુવાદ, અવિનાશ મુનશીની બે ગુજરાતી રચનાઓનો છાયાનુવાદ વગેરે પ્રસ્તુત થયાં હતાં. શ્રી કેતુમાન પારધીનું સન્માન કરવામાં આવ્યું હતું બીજા દિવસે 'મેઘદૂત' અને 'ઋતુસંહાર' દશ્યશ્રાવ્ય રૂપે રજૂ થયાં અને પ્રસિદ્ધ માણભટ્ટ શ્રી ધાર્મિકલાલ પંડ્યાએ માણસંગીત રજૂ કર્યું. આવા કાર્યક્રમો સંસ્કૃતના પ્રસારમાં મહત્ત્વનો ફાળો આપે છે. કાર્યક્રમના આયોજન અને સાદ્યન્ત સૂરપૂર્વકના માર્ગદર્શન માટે સંસ્કૃત વિભાગનાં અધ્યક્ષ ડૉ. ગીતા મહેતાને અને કૉલેજના આચાર્ય શ્રી ઘનશ્યામભાઈ પટેલને અભિનંદન.

### ભાવનગર યુનિવર્સિટીના ઉપક્રમે શ્રી યોગેશ્વરજી વ્યાખ્યાનમાળા

શ્રી યોગેશ્વરજી અધ્યાત્મપુરુષ ઉપરાંત કવિ અને ચિંતક હતા. એમની સ્મૃતિમાં સ્થાપવામાં આવેલ વ્યાખ્યાનમાળાનું પ્રથમ વ્યાખ્યાન આ લખનારે ભાવનગર યુનિવર્સિટીના કોર્ટ ખંડમાં તા. ૨૩-૯-'૯૯ના રોજ આપ્યું હતું. વિષય હતો: 'ગુજરાતી કવિતામાં અધ્યાત્મનિરૂપણ'. વિદ્યાર્થીઓ, અધ્યાપકો ઉપરાંત ભાવનગરના સાહિત્યકારો અને અભ્યાસીઓ આ પ્રસંગે ઉપસ્થિત રહ્યા હતા. ગુજરાતી ભાષાસાહિત્ય ભવનના અધ્યક્ષ અને પ્રસિદ્ધ કવિ શ્રી વિનોદ જોશીએ કાર્યક્રમની રૂપરેખા રજૂ કરી હતી. કાર્યક્રમ સારો થયો.

### આચાર્ય શ્રી યશવંત શુક્લનું દુઃખદ અવસાન

ગુજરાતના જાણીતા ચિંતક, કેળવણીકાર અને વિવેચક આચાર્ય શ્રી યશવંત શુક્લનું તા. ૨૩-૧૦-'૯૯ના રોજ સાંજે અવસાન થતાં ગુજરાતના સંસ્કારજીવનને મોટી ખોટ પડી છે. તેમનો જન્મ ૮ એપ્રિલ ૧૯૧૫ના રોજ ઉમરેઠમાં થયો હતો. જુદાં જુદાં સામયિકોમાં તંત્રી તરીકે તેમણે કામ કર્યું હતું ૧૯૪૭માં ગુજરાત વિદ્યાસભામાં જોડાયા હતા. છેક સુધી તેમણે જુદા જુદા હોદ્દા ઉપર એ સંસ્થામાં કામ કર્યું. 'બુદ્ધિપ્રકાશ'ના એ તંત્રી હતા. વર્ષો સુધી તે શ્રી હ.કા. આર્ટ્સ કૉલેજના આચાર્યપદે રહેલા. થોડો સમય સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના વાઈસચાન્સેલર તરીકે પણ કામ કરેલું. ગુજરાતના જાહેર જીવનમાં તેમણે મહત્ત્વનો ફાળો આપ્યો છે. સાહિત્યક્ષેત્રમાં તેમણે નિબંધ, વિવેચન અને અનુવાદમાં નોંધપાત્ર પ્રદાન કર્યું છે. ૧૯૮૩માં મારા પુસ્તક 'શબ્દલોકના યાત્રીઓ, ભાગ ૧'માં યશવંતભાઈનું રેખાચિત્ર આપતાં અંતમાં મેં લખેલું કે "ગોવર્ધનરામે પોતાની અંગત રોજનીશીમાં લખેલું કે પોતે 'જાહેર પુરુષ' ન થઈ શકે. યશવંતભાઈની કારકિર્દીનો બોધ પણ એ જ છે કે શક્તિશાળી લેખકે 'જાહેર પુરુષ' ન થવું!" પ્રભુ મુ. યશવંતભાઈના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

### ઘનશ્યામદાસ સરાફ સાહિત્ય પુરસ્કાર-૧૯૯૮

ઉપરનો પુરસ્કાર જાણીતા લેખક ડૉ. મણિલાલ હ. પટેલને તેમના પુસ્તક 'વૃક્ષાલોક' માટે મળે છે. ડૉ. મણિભાઈને અભિનંદન.

### ભૂલસુધાર

'ઉદ્દેશ'ના ઑક્ટોબર '૯૯ના અંકમાં 'આવાહન'ની નોંધ પ્રગટ થઈ છે. એમાં વિશેષ માહિતી માટે જે સરનામું અપાયું છે, તેને બદલે નીચેના સરનામે પત્રવ્યવહાર કરવા વિનંતી છે :

તંત્રી, 'આવાહન', મા પ્રગતિ કેન્દ્ર, c/o શ્રી દિલીપ એન. પટેલ, ૧/૧૨૧૫, દરગાહ રોડ, નવસારી-૩૯૬૪૪૫.

# ભાષાના ચિંતન વિશે હાઇડેગર

હરસિદ્ધ મ. જોશી

ભાષાના આધુનિક ચિંતનમાં ભાષાના મૂળ, તેનો વિસ્તાર અને તેના તાત્ત્વિક મૂલ્ય વિશે બે શાખાઓ જુદી પડે છે. એક સાધારણ ભાષાનું તત્ત્વચિંતન અને બીજી શાખા ચિંતન માટે કેવી ભાષા હોવી જરૂરી છે તેનું આલેખન કરવું તે છે. હાઇડેગર ભાષાના આદર્શ વિશે વિચારે છે ત્યારે રસેલ અને વિટ્‌જેન્સ્ટાઈન સામાન્ય ભાષાની ત્રુટિઓ અને ચિંતન માટે તેની ઉપયોગિતા વિશે વિચારે છે. પાશ્ચાત્ય તત્ત્વ-ચિંતનમાં પરમેનાઇડીસ અને પ્લેટોના સમયથી શબ્દ, નામ અને પદ વિશે વિચાર થતો રહ્યો છે. પ્લેટોએ કહ્યું કે વસ્તુઓ અનેક છે તેમ છતાં તેને અનુલક્ષીને એક નામ કે શબ્દ વાપરવામાં આવે છે. તે અમુક અંશે એક અને અનેકની સમસ્યાનો ઉકેલ પણ સૂચવે છે. જેમ આત્મતત્ત્વની બાબતમાં 'હું'ના વપરાશનો નિર્દેશ કરવો તે સ્વાભાવિકપણે આત્મતત્ત્વના હોવાપણાનું સૂચન છે. 'હું' કોઈ છુપાયેલા તત્ત્વને બાહ્ય પ્રગટ રીતે દર્શાવે છે. તેમ એક જ શબ્દ કે નામને દર્શાવવું તે અનેકની પશ્ચાદ્‌ભૂમાં તે તત્ત્વ રહ્યું છે તેનો નિર્દેશ કરે છે. આમ છતાં ભાષાના જે વિવિધ ઉપયોગ છે તેમાં ભાવના કે ઉદ્દીપકલક્ષી ઉપયોગ તેના વાસ્તવિક અને યથાર્થ ઉપયોગને બાજુમાં રાખી દે છે. રુડૉલ્ફ કારનેપ આ સંદર્ભમાં કહે છે કે કવિ જે રીતે શબ્દને વાપરે છે તે તેના યથાર્થલક્ષી અર્થને દાબી દે છે. જેમ કે કવિ 'સૂર્યપ્રકાશ' કે 'વાદળા'ને કાવ્યમાં રજૂ કરે છે, પરંતુ તેમાં તેની ઊર્મિ કે ભાવના રહી છે. એ તેના હવામાનસૂચક યથાર્થ અર્થને સૂચવતાં નથી. કવિ આપણી ભાવના ઉદ્દીપિત કરવા શબ્દનો ઉપયોગ કરે છે. જે ચિંતકો ભાષાના સામાન્ય વ્યવહારને આવકારે છે એ આવી ભાષાની સહેજે ટીકા કરે છે અને ફરિયાદ કરે છે કે આ તો યથાર્થ ઉપયોગને ઢાંકી દે છે.

૨. અર્થઘટનશાસ્ત્ર: હાઇડેગર ભાષાને ચેતનસ્વરૂપના ભાગ તરીકે સમજવા પ્રયાસ કરે છે. એમાં એ ડેરીડાની સમજૂતી નજીક જાય છે. હાઇડેગર બોલાતો શબ્દ અને ગ્રંથસ્થ શબ્દ વચ્ચે ભેદ પાડે છે અને બોલાતા શબ્દને ભાષાના લૌકિક મૂલ્યની દૃષ્ટિએ વધુ આવકારે છે. તાત્ત્વિક પરંપરામાં અલબત્ત, અમુક નિશ્ચિત શબ્દો જેવા કે 'અનંત', 'વિચાર', 'બુદ્ધિ', 'વિવેક', 'ગુણ', વાપરવામાં આવ્યા હોય, પરંતુ તેના વિવિધ ભાવાર્થો અને અર્થઘટનો સંભવિત છે એ બાબતને હાઇડેગર સ્વીકારે છે. એ દૃષ્ટિએ ધાર્મિક ગ્રંથોનાં વિવિધ અર્થો, સ્પષ્ટીકરણ અને વિવરણ થયાં છે. આ પરથી અર્થઘટનશાસ્ત્ર (hermeneutics) જેવું વિજ્ઞાન પણ ઉદ્‌ભવ્યું છે. અને પરિણામે ભાષાનાં બંધારણ અને માળખામાં ફેરફાર સૂચવવો અને કાર્યાન્વિત કરવો આવશ્યક છે. પ્રાચીન સંસ્કૃતિ અને ભાષા તરીકે ગ્રીક ભાષામાં 'લોગોસ'નો અર્થ 'ભાષા' અને 'અર્થ' એમ બંને થતો હતો. આ દર્શાવે છે કે જેમ ભાષા પ્રાતિક છે તેમ તે વધુ અર્થગમ્ય છે. પરંતુ જેમ તે શાબ્દિક કે ગ્રંથસ્થ થાય છે તેમ તેની પરિર્તનશીલતા અદૃશ્ય થઈ જાય છે. હુસ્સેર્લ પણ એમ માને છે કે ભાષાનું આદિમ સ્વરૂપ બોલાતી ભાષા છે અને પ્રત્યાયનમાં તે વધુ લૌકિક છે. પછીથી તે ધીમેધીમે ગ્રંથસ્થ થાય છે.

ગ્રંથસ્થ શબ્દ અને ભાષાની મુશ્કેલી એ છે કે સમય જતાં લોકો અને બૌદ્ધિકો ફરીથી તેના બોલાતા સ્વરૂપ તરફ વળે છે અને તેનો સંદર્ભ કયો છે તે તરફ તેનો નિર્દેશ થતો રહે છે. તેથી આધુનિક યુગમાં સંદર્ભનો મુદ્દો ભાષાના ચિંતનમાં ઉપસ્થિત કરવામાં આવે છે અને ગ્રંથસ્થ લખાણના સંદર્ભને તપાસાય છે. આ અંગે હાઇડેગર કહે છે કે જ્યારે લેખિત બાબતનું

અર્થઘટન થાય છે ત્યારે અર્થઘટનના બે પ્રકારો ઉદ્ભવે છે. પ્રથમ 'વસ્તુઓનું અર્થઘટન' અને બીજું 'સ્વતત્ત્વ'નું અર્થઘટન અહીં નોંધપાત્ર બાબત એ છે કે વસ્તુઓને સમજાવવા જતાં વ્યક્તિ પોતાની જાતનું અર્થઘટન પણ કરે છે. જ્યારે બાહ્ય વસ્તુઓ અને સવિશેષ નજીકના પરિચયમાં રહેતી વસ્તુઓ અર્થઘટિત થાય છે ત્યારે વ્યક્તિ વસ્તુઓના સ્તરે ઊતરી જાય છે અને પોતાના 'સ્વ'ને પ્રગટ કરે છે. આ સ્વતત્ત્વમાં જે વ્યગ્રતા, ચિંતા, અનિશ્ચિતતા અને વ્યસ્તપણું રહ્યાં છે, તે મનુષ્ય વ્યક્ત કરતો હોય છે. વસ્તુઓના અર્થઘટનમાં વિજ્ઞાન, આલોચનાત્મક પ્રમાણશાસ્ત્ર રહ્યાં છે, પરંતુ 'સ્વ'ના અર્થઘટનમાં અસ્તિત્વલક્ષી મનોભાવના રજૂ થાય છે. આમ સંદર્ભલક્ષી અર્થઘટનમાં બે પ્રકારનાં અર્થઘટનો સંભવે છે. એ સાચું છે કે પોતાની જાતનું અર્થઘટન જે પ્રતિબિંબિત થાય છે એ ભૂલભરેલું હોય છે, પરંતુ પોતાની કેવી લાગણી અને વ્યથા છે તે આ દ્વારા અવશ્ય વ્યક્ત થાય છે. આ માનવચેતનાનો અભ્યાસ છે તેથી જે સંદર્ભલક્ષી અર્થઘટન થાય છે તેમાં વ્યક્તિની વ્યગ્રતાઓ જોવામાં આવે છે.

મનુષ્ય પ્રયોજન અને ધ્યેયલક્ષી પ્રાણી છે. મનુષ્યના સંબંધો અને કામગીરીને સમજવામાં આવે છે. અમુક વખતે આવી કામગીરી અને સંબંધો, ધ્યેય અને હેતુને વ્યર્થ તેમ જ આધારવિહોણાં અનુભવવામાં આવે છે. શૂન્યાવકાશ અને અનિશ્ચિતતાની લાગણી પ્રતીત થાય. છે. આપણે અમુક મૂલ્યો અને ધોરણોના માળખામાં આપણી પસંદગીઓ અને ગમા, અણગમાને વર્ગીકૃત કરતા હોઈએ છીએ. આપણાં કાર્યો અમુક ખ્યાલોમાં સમાવાતાં હોય છે. આ 'મૂલ્યો' સ્વયં વ્યર્થ જણાય. આપણી આશાઓ સ્વયં આધારવિહોણી પ્રતીત થાય. વિભિન્ન સંસ્કૃતિઓમાં આવી ચિંતા, વ્યગ્રતા અને વિફળતાની લાગણીને છાવરવાની યુક્તિ તેમ જ પ્રક્રિયા તે સંસ્કૃતિને અનુકૂળ હોય છે. આધુનિક યુગમાં તકનીકી પ્રગતિની સાથે આ યુક્તિ સંલગ્ન થઈ છે તે નોંધપાત્ર બાબત છે. જુદાં જુદાં જૂથ અને જુદી પરંપરાને અનુરૂપ આ અશાંતિ, વ્યગ્રતા અને ભયની લાગણી તત્કાલીન પરિવર્તિત કરવામાં આવે છે.

**કાવ્ય વિશે :** ભાષા અને તેના અનેકવિધ આવિર્ભાવ આ સાંસ્કૃતિક પરિવર્તનોને રજૂ કરે છે. તે સંદર્ભમાં હાઇડેગર કાવ્યને વધુ પસંદ કરે છે. કાવ્યના મૂલ્ય અંગે જોતાં હાઇડેગર ગદ્ય કરતાં તેને મહત્ત્વનું લેખે છે. સત્યને વ્યક્ત કરવામાં તે વધુ ક્ષમતા ધરાવે છે એમ એ માને છે. શબ્દ અને વસ્તુ, બોલવું અને હોવું એ બે વચ્ચે એકતા રહી છે. પ્રાચીન મતમાં ઍરિસ્ટૉટલે લિખિત ભાષા, બોલીચાલીની ભાષા, અવાજો, નિર્દેશન, ઉચ્ચારો. અને શબ્દભારનો ભાષાની ગણનામાં સમાવેશ કર્યો હતો. જોકે ભાષા ભૌતિક તત્ત્વ પર આધારિત છે તેમ છતાં તેનો સંકેત ભૌતિક તત્ત્વોથી પર એવા તાત્ત્વિક સ્તરનો નિર્દેશ કરે છે. અલબત્ત, ભાષાનું સંચાલન વ્યાકરણ દ્વારા થાય છે અને પ્રત્યેક શિષ્ટ ભાષા વ્યાકરણ દ્વારા નિયંત્રિત થતી હોય છે. આમ છતાં એ મુખ્યત્વે વિચારનું અને વિનિમયનું સાધન છે. જ્યારે બે વ્યક્તિ વચ્ચે કે તેથી વધુ સમૂહમાં નિર્ણય કે વિચારો વ્યક્ત કરવાના હોય ત્યારે ભાષા મહત્ત્વનું વાહન બને છે. વ્યક્તિ અને વ્યક્તિ વચ્ચે જે વિનિમયનાં આંદોલનો સર્જાય છે, તેને વાચા અને શબ્દ દ્વારા રજૂ કરવામાં આવે છે. તેનાં પ્રારંભિક, અનૌપચારિક અને ઔપચારિક સ્વરૂપો રહ્યાં છે.

સત્યની શોધ કરવી એ પરોક્ષ રીતે ભાષાકીય માધ્યમનું ધ્યેય છે. હાઇડેગર એમ કહેવા ઇચ્છે છે કે ભાષા સ્વયં મનુષ્ય સમક્ષ ખુલ્લી રીતે વ્યવહાર કરે છે. એ સ્વયં પ્રતિનિધિત્વ કરે છે. એ ગૌણ સાધન નથી પરંતુ પ્રધાનલક્ષી દૃષ્ટિએ મુખ્ય અંગની માગણી કરે છે. ભાષા એ કેવળ મનુષ્યનું કાર્ય છે. આમ છતાં એ અભિવ્યક્તિ, સાધન, કે પછી કાલ્પનિકપણે પ્રતિનિધિત્વ કરે છે એ સઘળું ભાષાને ગૌણ બનાવી મૂકે છે. ભાષા કેવી રીતે સાંભળવામાં આવે છે કે શી રીતે બોલાય છે, એનું વિશેષ મહત્ત્વ છે. મનુષ્યનું હાર્દ

તેની વાણીમાં છે. જેટલે અંશે મનુષ્યો બોલે છે તે અંશે જગતની વસ્તુઓને એ આમંત્રણ આપે છે. તેનાં નામ બોલીને તેનું આહ્‌વાન કરે છે અને બે વ્યક્તિ વચ્ચે રહીને એ સંયુક્તપણાનું નિર્દેશન કરે છે. સાંભળ્યા વિના બોલાતું નથી અને મનુષ્ય બોલે છે તેમાં ભાષા પ્રત્યે પ્રતિક્રિયા કરે છે.

માનવ – અભિવ્યક્તિમાં કાવ્ય એ પ્રાતિક રૂપમાં વિશેષ મહત્ત્વ ધરાવે છે, એમ હાઇડેગર માને છે. એ કહે છે કે કવિ એ દેવ અને મનુષ્યની વચ્ચે રહે છે. 'જે બાબત સમયાતીત છે તેને કવિ મનુષ્ય સમક્ષ અર્થઘટિત કરે છે.' (૧). વિચારક અને કવિ બંનેનું ધ્યેય એક જ છે. તે સત્‌તત્ત્વને પ્રતીત કરવાનું છે. પરંતુ બંનેનાં માધ્યમો અને પદ્ધતિ ભિન્ન છે. એ પોતાના દૃષ્ટિબિંદુએથી વિષય અને વસ્તુને નિહાળે છે. આમ છતાં હાઇડેગર કહે છે કે વિચાર એ કેવળ ગણતરી નથી, પરંતુ તે સર્જન છે. આ સર્જનલક્ષી પુરુષાર્થ વિશિષ્ટ પ્રેરણા દ્વારા ઉદ્‌ભવે છે અને મનુષ્યને ચિંતન તરફ દોરી જાય છે. હોલ્ડરલીનનાં કાવ્યો માટે તેને વિશિષ્ટ આદર છે. કાવ્ય અંગે વિવેચન કરતાં હોલ્ડરલીન 'પ્રેરણા' ઉપરાંત 'આનંદતત્ત્વ' (joyous)નો પણ ઉલ્લેખ કરે છે. હોલ્ડરલીનના કાવ્ય 'હોમ કમિંગ'' વિશે કહેતાં હાઇડેગર તેની પ્રશંસા કરે છે અને 'એ ઉત્તમ તત્ત્વ છે, પુણ્યશાળી છે. તે એક જ છે અને આનંદમય છે' એવું વિવેચન કરે છે. જે સરળ અને શુદ્ધતત્ત્વ છે તે આપોઆપ અન્ય પ્રત્યે ખુલ્લું થાય છે અને મનુષ્યના આત્મતત્ત્વને ઉદ્દીપ્ત કરે છે.

કાવ્યમય રજૂઆત કરવામાં કવિ વ્યક્તિગત લાગણી, પ્રતીકો અને વ્યક્તિગત સ્વરૂપો આપવા પ્રયાસ કરે છે. પરિણામે પરાત્પર તત્ત્વ તરફ પહોંચવાનો ઇરાદો સેવે છે. જેને એ. એ. વ્હાઇટહેડ 'સઘન અનુભૂતિ' કે 'સૌંદર્યલક્ષી આકલન' કહે છે તેને હાઇડેગર સત્‌તત્ત્વ (being)ના લક્ષણમાં સમાવે છે. હોલ્ડરલીન ફરિયાદ કરતાં કહે છે કે પુણ્યશાળી નામ પ્રાપ્ત કરવું એ અઘરું કાર્ય છે. તેનો અર્થ હાઇડેગર એમ ઘટાવે છે કે વર્તમાન ભાષામાં કવિની જે અનુભૂતિ છે તેને વ્યક્ત કરવા માટે પૂરતા શબ્દો નથી. શબ્દ અને વસ્તુ, વાચા અને સત્‌તત્ત્વ એ એકતામાં રહેતાં યુગ્મો છે. વાણીમાં મૂર્તિમંત થયેલી ભાષા, હમ્બોલ્ટના મતાનુસાર, કેવળ વિનિમયનું સાધન નથી, પરંતુ એ ખરેખરું જગત છે જેમાં મનુષ્ય 'સ્વ' અને 'વિષય' વચ્ચે ઘનિષ્ઠ સંબંધ સ્થાપે છે.

મનુષ્ય પાસે અભિવ્યક્તિની વિવિધ શક્યતાઓ રહી છે તેમાં ભાષા એ તેનો એક પ્રકાર અને સ્વરૂપ દર્શાવે છે. પોતાની આંતરિક એકતા માટે ભાષા મનુષ્યને ખુલ્લો અને છતાં પ્રતિબદ્ધ માર્ગ રચે છે. આ સંદર્ભમાં નોંધપાત્ર બાબત એ છે કે તર્કશાસ્ત્ર પોતાનાં ઉદ્દેશ્ય-વિધેય, દ્રવ્ય-ગુણ, સંબંધક-સંબંધ જેવાં માળખાંઓ વ્યાકરણ અને ભાષા પાસેથી સંપાદિત કરે છે અને પછી જગતના અને વસ્તુઓના પ્રત્યયો ('કૅટેગરિઝ') માટે ઉપયોગમાં લે છે. અગાઉ જોયું તેમ ભાષા એ વ્યાકરણ દ્વારા સંચાલિત થાય છે અને વ્યાકરણની રચના બોલીચાલી તેમ જ ગ્રંથસ્થ લિખિત ભાષા પર પ્રભાવ પાડે છે. તેને લીધે વિચારનાં સ્વરૂપો પર પણ તેની અસર પડે છે. જગતમાં વસ્તુઓ વચ્ચેના સંબંધો, પોતાની ઘરગથ્થુ ભાષા અને બહારના વિષયોને સમજવાની આંતરિક ભાષા વચ્ચે જે સમન્વય સાધવામાં આવે છે તે ભાષા નિશ્ચિત કરે છે. આ દર્શાવે છે કે શિશુઅવસ્થામાં બાળક પર જે ભાષાનું શિક્ષણ પ્રભાવ પાડે છે તે તેનાં આંતરસંબંધપરક, વૈજ્ઞાનિક સમજૂતીનું માળખું અને તાત્ત્વિક ભેદ, સંબંધ અને સ્વરૂપ પર અસર કરે છે.

શબ્દ અને અર્થ વચ્ચે જે સામંજસ્ય રહ્યું છે તે માટે ગ્રીક ભાષામાં 'એરીગ્નેન' (eriegnen) શબ્દ વપરાયો છે. હાઇડેગર કહે છે કે આ પ્રકારનું સામંજસ્ય ભાષા સ્વયં ઉત્પન્ન કરે છે. હાઇડેગર 'લયબદ્ધતા' દ્વારા તેને વર્ણવે છે. કવિ કાલિદાસ તેને 'પાર્વતીપરમેશ્વરૌ'ના સંબંધ જેવો વર્ણવે છે. તેથી જ બાળક ચોક્કસ વસ્તુ અને વિષય માટે નિશ્ચિત શબ્દનો ઉપયોગ કરે છે. એટલે હાઇડેગર તેને સત્‌તત્ત્વનું નિકેતન લેખે છે. તેથી વાણીવ્યવહારમાં 'એરીગ્નીસ'નું એ ગીત છે. 'એરીગ્નીસ' ગ્રીસની એક દેવીનું નામ

છે. એ સંગીત પર પ્રાધાન્ય ભોગવે છે. આ રીતે ભાષા અને વિચારનું સત્ય જુદા જુદા પ્રદેશમાં હોવા છતાં એકરૂપ સત્યનું સ્થાપન કરે છે. એ ફક્ત કથનો અને વિધાનોનો ગુણધર્મ નથી. સત્ય એ વસ્તુઓમાં અને સત્‌તત્ત્વમાં બંધાઈ જતું નથી. તેમાં ખુલ્લાપણું છે. આને લીધે તો હાઇડેગર કહે છે, કલાત્મક વિષયને કાવ્યનું સ્વરૂપ આપી શકાય છે અને તેની પ્રતિમા એક પ્રતીકનું સ્વરૂપ બને છે. વાન ગોઘ અને બીથોવનની કૃતિઓ માનવસ્મૃતિ અને ચિંતનવ્યવહારમાં અંકાઈ જાય છે તેનું કારણ એ છે કે એ પ્રતિમાઓ છે અને પ્રતીકના રૂપ તરીકે ચિત્તમાં રહે છે. 'ઓરિજિન ઑફ ધ વર્ક ઑફ આર્ટ' લેખમાં હાઇડેગર કલાકૃતિને કાવ્ય સાથે સરખાવે છે અને બંનેમાં પ્રત્યાયનનું રૂપ રહ્યું છે, બંને માનવસંવેદનશીલતાને આંતરિક રીતે સ્પર્શે છે એમ સૂચવે છે.

ભાષા અને સત્ય : ભાષા દ્વારા સત્ય સ્વયં અભિવ્યક્ત થાય છે અને જે જગત ઊર્ધ્વપ્રદેશમાં રહ્યું છે તેને તે પ્રગટ કરે છે. વાણી અને સત્ય, આંદોલન અને પ્રકાશ બંનેનો ઊગમ 'એરીગ્નીસ'માં રહ્યો છે. 'એરીગ્નેન' એ મનુષ્ય તથા સત્‌તત્ત્વને તાદાત્મ્યમાં જાળવે છે. હાઇડેગરનાં પછીનાં લખાણોમાં સત્‌તત્ત્વ (being) કરતાં સત્ય (truth) શબ્દ વધુ વપરાયો છે. સત્યની સમસ્યા વિશે વધુ ફળદાયી વિચારણા કરવામાં આવી છે. જેને સત્ય કહેવાય છે તે હકીકતની આ બાહ્ય અભિવ્યક્તિ છે. જે આંતરિક રીતે છુપાયલું છે તે બાહ્ય પ્રગટ થાય છે. ભાષા અને તેની રચના આ હકીકત અને સત્યને અભિવ્યક્ત કરવામાં મદદરૂપ થાય છે. અલબત્ત, હકીકત અને સત્ય વચ્ચે ભેદ રહ્યો છે. હકીકત એ વૈજ્ઞાનિક બાબત છે ત્યારે સત્ય ધોરણલક્ષી અને મૂલ્યાત્મક છે. પરંતુ તેનું મહત્ત્વ એ ભાષાની માધ્યમ તરીકે જરૂરિયાત છે. તુલનાત્મક દૃષ્ટિએ સમકાલીન ભારતીય તત્ત્વચિંતનમાં શ્રીકૃષ્ણચન્દ્ર ભટ્ટાચાર્ય આ બાબતને નોંધતાં સત્યની અભિવ્યક્તિ અને તેના પરામર્શ માટે ભાષા અનિવાર્ય છે તેમ કહે છે. અહીં ભાષા શાબ્દિક અને શબ્દશઃ નથી, પરંતુ પ્રતીકાત્મક છે. તાત્ત્વિક ચર્ચામાં બોલવું અનિવાર્ય છે તેમ છતાં તેના શબ્દો વ્યાખ્યા અને અર્થઘટનને અધીન રહે છે. તાત્ત્વિક ચર્ચામાં સત્‌તત્ત્વ તેની પશ્ચાદ્‌ભૂમાં છે તેથી પોતાની સમજૂતી અન્ય સમક્ષ રજૂ કરવા શાબ્દિક માધ્યમની આવશ્યકતા રહે છે.

વાદવિવાદ અંગે હાઇડેગર માને છે કે અધિકૃત પર્યાય વ્યક્ત કરવા અને પ્રત્યાયન માટે ભાષા અને અભિવ્યક્તિ અનિવાર્ય છે. એ ટોળટપ્પા કે ગપ્પાં મારવાની પ્રવૃત્તિથી ભિન્ન છે એ દેખીતું છે. વાદવિવાદમાં શબ્દો અને તત્ત્વો પોતાના અર્થને પ્રગટ કરે છે. વાણી કે લિખિત સંવાદ પોતાની રીતે શ્રોતા કે વક્તા સમક્ષ અર્થ સાથે અભિવ્યક્ત થાય છે. જે કંઈ ઉદાહરણ દ્વારા દર્શાવવામાં આવે છે તેને જીવનના અનુભવ દ્વારા સમર્થન મળે છે. જ્યારે સંવાદમાં આપણી દૃષ્ટિ અન્ય માણસોની દૃષ્ટિ સાથે સંવાદિત રીતે જોવા મળે છે, ત્યારે વિનિમયનું સત્ય પ્રતીત થાય છે એવું સમજૂતીમાં જોવા મળે છે. જીવનના અભિગમમાં આપણે કેવળ દ્રષ્ટા હોતા નથી, પરંતુ આપણે જ્યારે કોઈ બાબત સમજીએ છીએ ત્યારે પૂર્વગ્રહ, ખોટી પૂર્વધારણા, વાતાવરણમાંથી દબાણને આપણે ફેંકી દેતા હોઈએ છીએ. આપણે જીવનમાં ખરેખર હિસ્સેદાર બનીએ છીએ. આપણે વધુ સભાન થઈએ છીએ. હાઇડેગર કહે છે કે 'સમજૂતી દ્વારા સત્યના શબ્દોને તેમ જ તેમની દૃષ્ટિને વધુ યોગ્ય રીતે મૂલવીએ છીએ અને આપણું આંતરિક સત્‌તત્ત્વ પ્રગટ થાય છે અને તે વ્યક્તિમત્ત્વને સુનિશ્ચિત કરે છે.' (૨).

આ રીતે દઢનિશ્ચિય (resolve) સક્રિય હિસ્સેદારી તરફ આપણને લઈ જાય છે. વ્યક્તિને કર્તવ્ય પ્રત્યે કબૂલાતપણું આપે છે. આ પ્રકારની વ્યક્તિમત્તામાં અધિકૃતપણું રજૂ થાય છે. આ રીતે ભાષા, અર્થની સુનિશ્ચિતતા, યોગ્ય પ્રત્યાયન અને સંવાદ મનુષ્યને તેના અધિકૃતપણા તરફ દોરી જાય છે. બિનઅધિકૃતપણામાંથી અધિકૃતપણા તરફ જે માર્ગ રહ્યો છે એ બુદ્ધિનો કે સહાનુભૂતિ, અંતઃસ્ફુરણા કે મનનલક્ષી વિચારનો માર્ગ છે એ સ્પષ્ટ કહેવું મુશ્કેલ

છે. પરંતુ વિચારણા અંગેના હાઇડેગરના વ્યાખ્યાનમાં હાઇડેગર ગણતરીપૂર્વકની વિચારણાની ટીકા કરે છે અને ધ્યાનલક્ષી કે મનનલક્ષી વિચારણાની હિમાયત કરે છે. હાઇડેગર યંત્ર અને તકનીકી વિદ્યાના પ્રયોજન અંગે મનુષ્યને જાગૃત કરે છે અને કહે છે કે મનુષ્યે તેના ગુલામ ન થવું જોઈએ, પરંતુ પોતાની સ્વતંત્રતાનો યોગ્ય ઉપયોગ કરવો જોઈએ. એ કહે છે કે 'જો મનુષ્ય ગણતરીપૂર્વકના ચિંતન વિરુદ્ધ ધ્યાનલક્ષી વિચારણાને નિર્ણયાત્મક રીતે સ્થાપિત નહિ કરે તો એ તકનીકી વિદ્યાનો ગુલામ બની જશે. પરંતુ એક વખત ધ્યાનલક્ષી વિચારણા જાગૃત થાય તો એ અવિરતપણે ચાલુ રહેશે અને મનુષ્યને પોતાના જીવનમાં અને કાર્યમાં ઉપયોગી નીવડશે.' (૩). આમ પરિવર્તનની દિશામાં મનુષ્ય પોતાના ચૈતન્યની વિશિષ્ટ દિશા કેળવે છે અને વસ્તુજગતમાંથી કેવી રીતે મુક્તિ પ્રાપ્ત કરવી અને સ્વ-ચૈતન્યને શી રીતે પ્રતીત કરવું તેની પદ્ધતિ સૂચવે છે. જર્મન ભાષામાં 'રિલીઝ' શબ્દના વિવિધ અર્થો થાય છે, જેમ કે સંગઠિત થવું, શાંતિ પ્રાપ્ત કરવી કે નિશ્ચિત બનવું એવા વિવિધ અર્થો થાય છે. હાઇડેગર માને છે કે રહસ્ય પ્રત્યે ખુલ્લા રહેવું અને વસ્તુમાંથી મુક્તિ પ્રાપ્ત કરવી એ આકસ્મિક બનાવો નથી, પરંતુ ખંત, ઉત્સાહ અને હિંમતપર્વકની વિચારણાથી એ સર્જાય છે.

૧૯૫૫માં ઈ. પ્રીટોરિયસને પત્ર લખતાં હાઇડેગર વાણી અને લેખનના કાર્યની તુલના કરતાં કહે છે કે વાણીનું મુખ્ય કાર્ય મનુષ્યને સંસ્કૃતિ અને સંસ્કાર બક્ષવાનું છે. લિખિત ભાષા આખરે ગ્રંથની રચના તરફ દોરી જાય છે. અલબત્ત એ સાચું છે કે સંસ્કૃતિનું વિકસિત કાર્ય લિખિત ભાષા પર આધાર રાખે છે. પરંતુ આરંભમાં લિખિત ભાષા હોતી નથી. તેની રચના ધીમેધીમે ઘડાય છે. લિખિત ભાષા અંગે ધીમે ધીમે બૌદ્ધિક અર્થઘટન થવા પામે છે. તેમાં મતભેદને અવકાશ રહે છે. જેમ જેમ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનમાં લિખિત સામગ્રીનો વિસ્તાર વધતો ગયો એમ તેમાં અર્થનો હ્રાસ થતો ગયો છે. જે ક્ષતિ થઈ છે તેની પૂર્તિ કરવામાં પરંપરા, વૈવિધ્ય અને દૃઢનિશ્ચિતતાનાં તત્ત્વો લાવવાં જરૂરી છે. અલબત્ત, હાઇડેગર એમ માને છે કે આ ક્ષતિની પૂર્તિ ભાષાના માધ્યમ દ્વારા અને તેમાં વિશેષ કરીને સતુતત્ત્વનો ઘનિષ્ઠ સંબંધ સ્થાપવાથી થઈ શકે છે.

સમકાલીન તત્ત્વચિંતનની દૃષ્ટિએ એમ જણાય છે કે હાઇડેગરના ચિંતનમાં અમુક વિશિષ્ટ વિષયો અને બાબતોને પૂરતાં ધ્યાનમાં લેવામાં આવ્યાં નથી, જેવાં કે અર્થઘટનના વિષયમાં મનોવિશ્લેષણ સંપ્રદાયે માનસિક યુક્તિઓ, બીમારી, મનઃ-શારીરિક ગ્રંથિઓ અને નવ-મનોવિશ્લેષણવાદી વિચારકોના સામાજિક અને સાંસ્કૃતિક પરિવેશ અંગેના પ્રતિભાવો. આ ઉપરાંત તાત્ત્વિક સંવાદમાં પૉલ રિકૂરે દર્શાવેલાં વક્તા અને શ્રોતા વચ્ચેનાં વિશિષ્ટ પાસાંઓ જેવાં કે મૌખિક સંમતિ, લિખિત વિસંવાદિતા અને મૂળભૂત દૃષ્ટિભેદો, સ્ટ્રૉસન, સર્લના પ્રત્યક્ષવાદી આગ્રહો અને લેવી-સ્ટ્રૉસનો રચનાવાદ ગણનામાં લેવાય તો ભાષાના ચિંતનમાં વ્યાપક ફેરફાર સંભવિત છે, અને અર્થઘટનાશાસ્ત્રની ભૂમિકાને વિસ્તૃત કરી શકાય.

---

સંદર્ભો : (૧) 'હોલ્ડરલીન એન્ડ ધી ઇસેન્સ ઑફ પોએટ્રી' : સંપા. વરનેર બ્લોક, શિકાગો, ૧૯૬૫, પા. ૨૮૮. (૨) 'બીઇન્ગ એન્ડ ટાઇમ' : હાઇડેગર, પા. ૩૪૨. (૩) 'ડિસ્કોર્સ ઑન થિન્કિંગ' : હાઇડેગર, પા. ૫૨-૫૩.

# અજાણ્યા મુલકમાં

**અભિજિત વ્યાસ**

રાજસ્થાન એ મને ખૂંદવો ગમતો પ્રદેશ છે. એક ફોટોગ્રાફર તરીકે તો મને આ પ્રદેશનું અનેકવિધ પ્રકારનું આકર્ષણ છે જ. તેવું જ આકર્ષણ રાજસ્થાનના માણસોની ભીની લાગણીનું અને એટલે જ જ્યારે પણ મને તક મળે તો રાજસ્થાન જવાનો પ્રસંગ હું જતો ન કરું આવા સંજોગોમાં કોઈ આમંત્રણ મળે તેની તક જ ઝડપવાની હોય. અને અચાનક મને આવી તક સાંપડી આવી.

મારા પરમ મિત્ર રમણભાઈના ઘરમાં પૂર્વજોનું બનાવેલું દેરાસર છે. એ દેરાસરનું પુનઃનિર્માણ કરવું એવા ખ્યાલથી એમણે એ દેરાસરને સુશોભિત કર્યું. ગર્ભગૃહ સિવાયનું આખું માળખું પુનઃનિર્માણ પામ્યું. અને પછી તેની ભોંયને મઢવાનો સમય આવ્યો ત્યારે ત્યાં આરસ પાથરવાનો હોવાથી આરસની ખરીદી કરવા માટે એમણે રાજસ્થાનમાં આવેલ મકરાણાથી આરસ ખરીદવો તેવું નક્કી કર્યું. મકરાણા જતાં મને પણ આમંત્રણ આપ્યું કે આપણે બન્ને સાથે જઈને સારો આરસ ખરીદી લાવીએ. રાજસ્થાન પ્રત્યેનું મારું આકર્ષણ અને પરમ મિત્ર સાથે જવાની વાત બન્ને એટલાં ભાવી ગયાં કે હું એમની સાથે નીકળી ગયો. અમે કચ્છના રસ્તે મોટર દ્વારા મકરાણા જવા નીકળ્યા. રસ્તામાં કેટલાંક બીજાં કામો પણ નિપટાવ્યાં. અને મકરાણા પહોંચતાં ત્રણચાર બીજાં શહેરોમાં પણ રોકાયા. તેમાંનું એક શહેર હતું જેસલમેર. જેસલમેરમાં અનેક જૂનાં પણ અદ્‌ભુત કોતરણીવાળાં જૈન મંદિરો આવેલાં છે. મારા મિત્ર એમાંનાં કેટલાંક મંદિરોની મુલાકાત લેવાના હતા, અને કેટલાક જૈન તપસ્વીઓને મળવાના હતા.

જેસલમેર એટલે સોનાનો પ્રદેશ. ત્યાંની માટી સોનેરી. પથ્થર પણ પીળાશપડતા તડકામાં પડ્યા હોય તો સોનાની ખાણ લાગે. આ માટી જોઈને જ પ્રસિદ્ધ ફિલ્મદિગ્દર્શક સત્યજિત્ રાયને એક વાર્તા લખવાની પ્રેરણા મળી હતી, જે પરથી પછી એમણે એક ફિલ્મ 'સોનાર કેલા'નું સર્જન કર્યું. જેસલમેરનો કિલ્લો સોને મઢ્યો જ લાગે. ગામ પણ અદ્‌ભુત. અનેક કોતરણીવાળી હવેલીઓ જોઈને આભા જ થઈ જઈએ જેસલમેરની પટવાની હવેલીઓ ખૂબ મશહૂર. એની કોતરણીની કલાકારીગીરી નયનરમ્ય. કલામાં રસ લેતી કોઈ પણ વ્યક્તિને જેસલમેરનું આકર્ષણ રહેવાનું જ. મને પણ જેસલમેરનું આકર્ષણ ખૂબ રહ્યું છે. જેસલમેરના અનેક ફોટોગ્રાફ્સ મેં પાડ્યા છે.

એક વહેલી સવારે અમે જેસલમેરમાં બહાર નીકળ્યા. મારા મિત્ર રમણભાઈ દેરાસરમાં પૂજા-અર્ચના કરવા ગયા. હું એ દરમ્યાન ટહેલતો હતો. નજીકના સ્ટોરમાંથી જેસલમેરનાં રમણીય પિક્ચરકાર્ડ ખરીદ્યાં. પછી કેટલાક મિત્રોને યાદ કરીને લખ્યાં. હવે તેના ઉપર પોસ્ટની ટિકિટ લગાવી પોસ્ટ કરવાનાં હતાં. એટલે નજીકમાં કોઈ પોસ્ટઑફિસ ખરી તેની મેં તપાસ આદરી. તપાસના પરિણામરૂપ ખબર મળ્યા કે ત્યાં નજીકમાં જ પોસ્ટઑફિસ હતી. હું તે પોસ્ટ-ઑફિસે પહોંચ્યો.

પોસ્ટઑફિસ બહારથી ઘર જેવી લાગતી હતી. એક બુઝર્ગ ભાઈ અંદર બેઠા હતા. તેમની પાસેથી ટિકિટો ખરીદી. પિક્ચરકાર્ડને ચોંટાડી એમને જ પોસ્ટ કરવા કાર્ડ આપ્યાં. આ બધા સમય દરમ્યાન હું એ રૂમનું નિરીક્ષણ કરતો હતો. રૂમની એક બારી પાસે કેટલાય બધા જુદીજુદી જાતના અને ભાતભાતના આકારના પથ્થરો પડ્યા હતા. મને એ પથ્થરોમાં રસ પડ્યો. અંગત રીતે પણ મેં ઘણા જુદી જુદી જાતના પથ્થરો ભેગા કરેલા છે. મારી આ જિજ્ઞાસાભરી, પણ રસપૂર્વક જોવાની વિધિને પેલા બુઝર્ગ જોતા હતા. એ સમજી ગયા હતા કે હું બહારથી આ શહેરમાં ફરવા

આવેલો છું. એમણે પૃચ્છા કરી. ક્યાંથી આવો છો? શું નામ છે? પછી અમારી વાતચીત એ પથ્થરો વિષે થઈ. કેટલાક પથ્થરોને મેં ઓળખી બતાવ્યા. પથ્થરોમાં કેટલાંક ફૉસિલ્સ હતાં. તે ઉપરાંત કેટલાક સૅન્ડસ્ટોન અને કોરલ્સ હતાં. ખાણમાંથી નીકળતા એગેટ, ફેડ સ્પાર્ક, ક્વૉર્ટ્ઝ વગેરેને મેં ઓળખી બતાવ્યા. તે ઉપરથી એટલું તો એ બુઝર્ગ જાણી શક્યા હતા કે હું આ પથ્થરોને વિષે જાણું-સમજું છું.

આ પથ્થરોમાં એક ફૉસિલ પથ્થર ખૂબ સરસ હતો. તેમાં એક વનસ્પતિની વેલની ડિઝાઈન હતી. તે મને ખૂબ ગમ્યો. આ ફૉસિલ એટલે પથ્થરમાં સચવાઈ રહેલ વનસ્પતિ કે પ્રાણીનો અવશેષ, જેને બનતાં લાખો વર્ષ થતાં હોય છે. આ ફૉસિલ કોઈક વનસ્પતિનું હતું. ખૂબ સુંદર હતું અને મને ખૂબ ગમ્યું હતું. મનમાં ને મનમાં એક એવી ઇચ્છા જાગૃત થઈ હતી કે મને આ ફૉસિલ મળી જાય તો ખૂબ સારું.

કેટલીય વાર સુધી હાથમાં એ પથ્થર રાખીને હું જોયા કરતો હતો. મને આ પથ્થર (ફૉસિલ) ગમ્યો છે એવી માનસિક નોંધ પેલા બુઝર્ગ સજ્જને પણ લીધી હતી. મારા જુદા જુદા પથ્થરોને ઓળખી બતાવવા અને તેને વિષેનાં જ્ઞાન અને જાણકારીથી પણ એઓ પ્રભાવિત થયા હતા. મારા મનમાં આ ફૉસિલ મળી જાય તો કેવું? – એવા વિચારે એવું પૂછવા પણ પ્રેર્યો કે "આપ બેચતે હૈં ઇન પથ્થરોં કો?" પણ સજ્જને ના પાડી. મનમાં થયું, ફૉસિલ ન મળ્યું, પણ આવું અલભ્ય અને સુંદર ફૉસિલ જોવા તો મળ્યું. આ પછી મારી પોસ્ટની કાર્યવાહી પૂર્ણ કરીને હું નીકળવામાં જ હતો ત્યારે પેલા સજ્જન બોલ્યા, "યે આપ રખિયે." અને મને ખૂબ ગમતું ફૉસિલ એમણે મને આપ્યું.

મને ખૂબ આનંદ તો થયો કે આ અલભ્ય ફૉસિલને હું મેળવતો હતો. પણ કયા સંબંધોએ આ મને મળ્યું છે તેવો પ્રશ્ન મનમાં થઈ આવ્યો. એટલે સહજ પુછાઈ ગયું કે આનું મારે કંઈ આપવાનું? ત્યારે પેલા સજ્જન ગદ્‌ગદ સ્વરે બોલ્યા. "આપ વ્યાસ હૈં. મૈં ભી વ્યાસ હૂં. આપ બડે શૌક સે રખિયે. મેરી તરફ સે ભેંટ."

હું તો આ બધી વાતચીતમાં જેમ એમણે મારે વિષે પૂછ્યું તેમ એમને વિષે પૂછતાં ભૂલી જ ગયો હતો.મારી અટક જેમ વ્યાસ હતી, તેમ તેમની પણ વ્યાસ હતી. અને આ અટકના સરખાપણાનો સંબંધ એમણે જોડીને મને જે પ્રેમથી આ ફૉસિલ આપ્યું તેથી મારી આંખો ભીની થઈ આવી. એક અજાણ્યા મુલકમાં, અજાણી જગ્યાએ કલ્પના પણ ન કરી હોય તેવી ઘટના બની રહી હતી. મારી સામે ઊભેલી એક વ્યક્તિને એક અજાણી વ્યક્તિથી કે પોસ્ટઑફિસના સાહેબથી વિશેષ નહોતી જોઈ ત્યારે એ જ વ્યક્તિએ મારી સાથેના અટકના સરખાપણાને કારણે—નો કોઈ સંબંધ જોડી દીધો હતો તે કેટલું રોમાંચક હતું.

આજે પણ મારા ઘરના દીવાનખાનામાં રાખેલ આ ફૉસિલ મને એ સજ્જનનો સ્નેહભર્યો અવાજ યાદ કરાવ્યા કરે છે. 'વ્યાસ' હોવું એક નિમિત્ત હતું કે અમારી વચ્ચે પણ સંબંધોનું થીજી ગયેલું કોઈ સ્મરણ ફૉસિલરૂપે પ્રગટ થયું! આ પ્રશ્ન મારા મનમાં ઘૂમરાયા કરે છે.

□

## વિદ્યાપીઠનો હોબાળો

'દર્શક', પ્ર. ચુ. વૈદ્ય, ચુનીભાઈ વૈદ્ય, પ્રકાશ શાહ – એમનાં ગુજરાત વિદ્યાપીઠના વર્તમાન હોબાળા વિશેનાં નિવેદન ('નિરીક્ષક'નો ચાલુ અંક) સંબંધી :

હવે અત્યારે કાગારોળ કર્યાનો કશો અર્થ ખરો? ગુજ. વિ.નું આ ખટરસ ભોજન તો વરસોથી રંધાતું હતું, અને તેના રસોઇયાઓમાં મોરારજી દેસાઈ, 'દર્શક' વગેરેનાં નામોનો પણ સમાવેશ થયેલ છે. સર્વાંગે વ્યાપેલો સડો એકબે અંગોની કાપકૂપથી અટકે ખરો?

હરિવલ્લભ ભાયાણી

(એક પત્ર: તા. ૧૯-૧૦-'૯૯)

**અનુ. ધનવન્તી**

તુતુન ઝાડના થડની પાછળ છુપાઈ ઊભો રહ્યો.

તે વખતે સાંજ હતી. આકાશ ખુલ્લું, ભૂરું, ગંભીર હતું. દાદાજી છાંયડાવાળી પગદંડી પર માપેલા પગલે ચાલતા હતા. એમણે પહેર્યા છે કાળા પમ્પશુ, ખભે લટકાવી છે સરસ ગડી કરેલી શાલ. એમનું ટાલિયું માથું ચકચક કરે છે. હાથમાં ઝૂલે છે સુંદર ચન્દનકાષ્ઠની લાકડી. આજકાલ જરા નીચું નમીને જ ચાલતા હોય છે; શરીર ટટ્ટાર નથી રાખી શકતા. મા તે દિવસે કહેતી હતી, દાદાજી બોતેરમા વર્ષમાં પ્રવેશ્યા; તુતુને સાંભળેલું. દાદાજી એકદમ નીરોગી છે, સ્વસ્થ છે. મોટા દાદાની જેમ ઓટલા પર બેસી, હાથમાં હુક્કો પકડી, ખાંસતાં ખાંસતાં, કફભરેલું મોઢું ફુલાવી ઉઆક્ થૂ કરતા નથી. દાદાજી હજી ઘણા દિવસ જીવશે.

બે હોલાં પાસેપાસે અનાજ ચણતાં હતાં. દાદાના ભારે પગનો અવાજ થતાં તરતર કરતાં દૂર ચાલી ગયાં. થોડી ચકલીઓ પણ ઊડી ભાગી ગઈ. તુતુને ઝાડની પાછળથી ડોકિયું કર્યું. તુતુન પલાયન થઈ ગયો છે એનો ખ્યાલ દાદાને હજી આવ્યો નથી. છાંયડાવાળા શીતલ પંથ પર એ ચાલતા હતા. રોજ સાંજે વરસાદ, વીજળી, વાવાઝોડું ન હોય તો, દાદા ફરવા નીકળે. થોડે દૂર જંગલની કોરે એક ઝરણું છે. બાજુએ એક મોટો પથ્થર છે. પથ્થર પર બેસી દાદા એકીટશે સૂર્યાસ્ત જોયા કરે. ત્યારે ચશ્માંના કાચમાંથી દાદાની આંખો દેખાય, ભાવગંભીર, ગમગીન, નિર્લિપ્ત. શ્વાસનિઃશ્વાસ ધીરા અને ગહન બને. તુતુને એક દિવસ માને પૂછેલું; ત્યારે માએ સમજાવેલું, અસ્તાચલગામી સૂર્યને વૃદ્ધ દાદા ત્યારે પ્રણામ કરે છે. તુતુને ચોપડીઓમાં ચિત્રો જોયાં છે. સાત સાત ઘોડાવાળા રથમાં સૂર્યદેવ બેઠા છે. ઘોડાઓના ઉદ્દામ સ્નાયુઓમાં સંયોગ છે, તેજ અને ગતિનો. દાદાની બાજુમાં બેસી, રક્તવર્ણા સૂર્યના સાત સાત ઘોડાનો હણહણાટ અને ખુરધ્વનિ સાંભળવા તુતુને ઘણી વાર પ્રયત્ન કર્યો છે.

ગઈ કાલે મોડી રાતે અને આજે સવારે વરસાદ પડેલો. અહીં તહીં હજી પણ પાણીનાં ખાબોચિયાં છે. દાદાએ નાનકડો ઠેકડો માર્યો. તુતુનને રોજ રોજ દાદાની જોડે આવવાનું ગમતું નથી. અત્યારે, જ્યારે બંસી, ડાકુ, નાન્તુ અને બીજા બધા હુતુતુ રમતા હોય, અથવા કોયલનાં બચ્ચાં શોધતા કાગડાના માળા ભાંગતા હોય. બંસી બચ્ચું જોઈને કહી શકે, કોયલ છે કે કાગડો. એક દિવસ કાગડાઓએ બંસીના માથામાં ચાંચ ખોંચી કાણું કરી દીધું હતું. ડાકુ ઊડતા પક્ષીને ગોફણથી માટીભેગું કરી શકે. ઝાડ પરથી પાકી કેરી નીચે પાડી શકે. નાન્તુ વનેરુ સસલાંઓ સાથે હરીફાઈમાં દોડી, જીતી શકે. પણ, તુતુને વિચાર્યું, હું કાંઈ પણ કરી શકતો નથી. મને કોઈ કાંઈ કામ ન આપે.

તુતુને આસપાસ નજર કરી. અહીં ઘાસ ઓછું છે. ઝાડ પણ છૂટાંછવાયાં છે. ઘેરા લીલા પાંદડે પાંદડે નારંગી પ્રકાશ ડોલમડોલ થાય છે. થોડી લાલ ખડમાંકડી દેખાય છે અને ઘણી જ જાતનાં પક્ષીઓનું કૂજન સંભળાય છે. પેલી બાજુ વનતુલસીની લીલી ગીચ ઝાડી છે. તુતુને સાંભળ્યું છે, જગા બહુ સારી નથી. ગઈ વસન્તે કુડુનીની મા એ ઝાડીમાં ગઈ તે ગઈ. પાછી ફરી જ નથી. કુડુનીની મા ખોવાઈ ગઈ છે. એક બપોરે, એકાંતમાં, તળાવને કિનારે, વૃક્ષની છાયામાં, તુતુન પાસે બેસી કુડુની ઘણી વાર સુધી રડી હતી. એનું કોઈ નથી. બાપ પણ નથી. એક વર્ષ પહેલાં જંગલમાંથી લાકડાં કાપી પાછા ફરતા હતા ત્યારે એમને સાપ કરડેલો. કુડુની હવે એકલી એકલી વનવગડામાં ઘૂમ્યા કરે છે. એને ખાતરી છે, એનાં મા-બાપ પાછાં ફરશે. ક્યાં પણ, ક્યારે પણ એમનો ભેટો જરૂર થશે.

પાછળથી એક મૃદુ અવાજ આવતાં તુતુને માથું ફેરવ્યું. એક ખિસકોલી ધાન ચાવે છે. ટચૂકડું, રુવાંટિયું શરીર, ભૂખરો રંગ, ઉપર લાંબા કાળા પટ્ટા, ધનુષ્યની

જેમ વંકાયેલી પૂંછ. તુતુનને, બહુ દિવસથી ખિસકોલી પકડવાનો શોખ છે. નાન્તુ ક્યારે પણ ખિસકોલી પકડી શક્યો નથી. નાન્તુ એમની જોડે હરીફાઈમાં ઊતરી ઝાડ પર ચઢી શકતો નથી. એમના પગમાં તો વીજળી દોડે. તુતુન શ્વાસ રૂંધી, પા પા કરતો આગળ વધે છે. માટી ભીની છે. તુતુનના નાના નાના પગતળિયે લીલું, જીવંત ઘાસ શિર ઝુકાવે છે. પાંદડાંઓ વચ્ચે કંપે છે પીળો પ્રકાશ. પક્ષીઓ કલરવ કરે છે.

ખિસકોલીને પિંજરામાં રાખી તુતુન પાળશે. ઘરમાં એક ઘરડો પોપટ છે. એને દાદીમાએ ઘણું બધું બોલતા શીખવ્યું છે. સવારે "કૃષ્ણ બોલો, રાધા બોલો" જપે. માલંચ વૈષ્ણવી આવે ત્યારે બોલે: "હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, હરે હરે." તુતુનને બોલાવે: "ટૂ, ટૂ, ટૂ, ટૂ." તુતુનને પોપટ બહુ ગમે. પણ દાદીની નજર આખો વખત પોપટ પર જ હોય. કોઈ એક દિવસ તુતુને પોપટની પાંખ પકડી ખેંચેલી. થોડાં લીલાં, લીલાં પીંછાં ખરી પડેલાં. પણ તુતુનને આ બાબતનો જરાયે ખ્યાલ નથી. અને હવે તો તુતુન શિશુ નથી. હવે તો એ મોટો છોકરો છે. છતાં પોપટની પાસે જવાની એને સખત મનાઈ છે.

તુતુન ખિસકોલી પાળશે. પોતાના હાથે પાણી નાખી નવડાવશે, ખવડાવશે અને બોલતાં શીખવશે. પ્રયત્ન કરીએ તો ખિસકોલી પણ કેમ ન બોલી શકે? "બધા જે કરી શકે તે તું પણ જરૂર કરી શકીશ." તુતુન ચિંતન કરતો હતો. બંસી સિવાય એ કોઈને ખિસકોલી પાસે નહીં આવવા દે. બંસીનું એક કુરકુરિયું છે, બ્યૂટી; ગોળમટોળ અને માખણ જેવું પોચું. બ્યૂટીને ખોળામાં લીધા વિના બંસી જીવી જ ન શકે. અને કુડુનીને? કુડુનીને વધુ દૂભવવા તુતુનની હિંમત નથી.

ખિસકોલીની હરફર અને ગતિ પ્રમાણે તુતુન ડગલાં ભરે છે. ખિસકોલીનાં હળવાં પગલાંનો મંદ અવાજ તુતુન સાંભળે છે. બીજું કાંઈ એને નથી દેખાતું, નથી સંભળાતું. દાદીમા પાસેથી તુતુને અર્જુનની લક્ષ્યભેદની વિખ્યાત વાર્તા સાંભળી હતી.

ખિસકોલી ઝાડથી દૂર દૂર ચાલે છે. વારંવાર આજુબાજુ શંકાશીલ નજર ફેરવી લે ને પાછી ધાન ચાવવા લાગે. ચારેબાજુ ઝાડ દૂર દૂર છે. દોડીને પહોંચતાં પણ વાર લાગે. તુતુન એકદમ નિશ્ચલ છે. ખિસકોલી અને એની વચ્ચે દસેક હાથનું છેટું છે. આ વખતે એક છલાંગે ખિસકોલીની ઉપર તૂટી પડશે. તુતુનનો ઉશ્કેરાટ એની આંખમાં કંપતો હતો. હૃદયમાં હતો ઝમઝમાટ. હાથથી પકડવા જઈશ તો ખિસકોલી લપસી જઈ શકે. છાબડી, ટોપલી કાંઈક હોય તો બહુ સારું, પણ આસપાસમાં તો એવું કાંઈ દેખાતું નથી. ત્યારે તુતુનને કુડુની યાદ આવી. આવી ક્ષણે કુડુની કાંઈ ને કાંઈ શોધી જ આપે. કુડુની અત્યારે ક્યાં છે કોણ જાણે.

ઘાસાચ્છાદિત માટીમાં ખિસકોલી સાવચેતીથી, ધીરે, ધીરે ચાલે છે. તુતુને ખમીસ કાઢી હાથમાં લીધું. તે જ ક્ષણે પાસેની ઝાડીમાંથી એક દેડકો કૂદકો મારી બહાર નીકળ્યો. ભડકીને ખિસકોલીએ માથું ઊંચું કર્યું; તીરની ગતિથી તરરરર કરતી એક ઝાડ પર ચઢી જઈ જરા થોભી પૂંછડી ઊંચી કરી, નીચું નમી, ઝાડનાં મૂળિયાં તરફ તાકી રહી, પછી પાંદડાંઓમાં ખોવાઈ ગઈ.

દાદા હાંક મારે છે. એ દેખાતા નથી, પણ એમનો અવાજ હવામાં તરે છે. હવે તો એ ઝરણા પાસે પહોંચી ગયા હશે. તુતુન હજી થોડી રાહ જોવા માગતો હતો. થોડી વારે ખિસકોલી નીચે ઊતરે પણ ખરી. ત્યારે તુતુન ફરી પ્રયત્ન કરશે એને પકડવા, વધારે ચપળ અને સાવધાન રહી. જોકે એની અક્ષમતા આ વખતે પુરવાર થઈ જ નથી. આ દુર્ઘટનાનું કારણ તો પેલો અવિવેકી દેડકો જ હતો. પણ તુતુન પોતાની જાત વિષે સભાન છે. એને એક ખિસકોલી જોઈએ છે જ. તો જ તો એ બંસી, ડાકુ, નાન્તુ અને બીજા બધાને ગર્વથી દેખાડી શકશે. બંસી, ડાકુ, નાન્તુ જેવા થવાની ઇચ્છા તુતુનની બહુ વખતની છે. કુડુની સિવાય કોઈને એની મદદ જોઈતી નથી. એના ઉપર કોઈ નિર્ભર કરતું નથી. કુડુનીને પતંગિયાં પકડી આપે તો એ ખુશી થાય. પતંગિયાંની પૂંછડીએ દોરો બાંધી ઉડાડવાનું બહુ ગમે કુડુનીને. એક વાર તુતુને એક સુંદર પતંગિયું પકડેલું. ચમકતો સોનેરી રંગ. તે દિવસે ઝાડીની અંદર પગમાં કાંટો વાગી ગયેલો. ઘણી વાર સુધી વીંછી કરડ્યો હોય એવું બળતું રહ્યું. કુડુનીનો ઉજ્જ્વલ ચહેરો જોવા તુતુન

ઘણું બધું સહી શકે. કુડુનીને હસતી જોવા હું શું ના સહન કરી લઉં? તુતુન વિચારે છે.

દાદાનો અવાજ તીક્ષ્ણ થતો જાય છે. કદાચ એને ખોળવા હમણાં જ નીકળી પડવાના. ઘરમાં મા વઢશે. બાપ મારશે. ઝાડ મંદ મંદ ડોલે છે. ખિસકોલી ગાયબ છે. દેડકો થપ થપ કૂદે છે માટીનું ઢેફું લઈ. દેડકાનું નિશાન કરી, ફેંક્યું તુતુને. ઈ...શ, થોડા માટે. લાંબા કૂદકા મારતો દેડકો ભાગ્યો. દાદા હવે અધીરા થઈ ગયા છે. માથામાં ખમીસ ભરાવતાં, ભરાવતાં તુતુન દોડ્યો.

દાદા ઝરણાની બાજુમાં, મોટા પથરાને ઠોકતા, ઠોકતા ઊભા છે. એ ગુસ્સામાં છે. તુતુન ધીરેથી બોલ્યો: "ત્યાં એક ખિસકોલી હતી. ક્યાંયે ખોવાઈ ગઈ." દાદાનો ગુસ્સો ભયંકર. "ગામમાં કેટલી ખિસકોલીઓ છે. તેં કદી જોઈ નથી એકે?" દાદાનો અવાજ ઘેરો, ગંભીર છે: "કાલથી તું ઘરમાં જ રહેજે. આ બાજુ ઘણાં બધાં ઝેરી જીવજંતુઓ છે." પથ્થર ઉપર પગ ઝુલાવી બેસતાં દાદાએ કહ્યું: "અહીં આવી બેસી જા."

વરસાદને લીધે ઝરણાનો પ્રવાહ જોરદાર છે. રેતી પર, નાનામોટા પથ્થર પર, પાણી વેગથી વહે છે. તુતુને જોયું છે, વરસાદના સમયે ઝરણાનું પાણી ડહોળાયેલું હોય, માટીના રંગવાળું. પછી ધીરે, ધીરે સ્વચ્છ, સ્ફટિક બને.

દાદા પાસે બેઠો બેઠો તુતુન નિહાળે છે: ઝરણું, પેલી પારનું વન, દૂરના ડુંગરાઓ. અને સૂર્યાસ્ત. પહાડ અને વનવિભાગ તુતુનને આકર્ષે. એ કોઈ દિવસ જંગલમાં ગયો નથી. પહાડ ચડ્યો નથી. કુડુની કહે છે, ડુંગરાઓના તળિયા સુધી વિસ્તરતા જંગલમાં ગણ્યાં ગણાય નહીં એટલી જાતનાં ફૂલ અને પક્ષી છે. તરુએ તરુએ છે મધપૂડાઓ. રાની સસલાંઓ, શાહુડી અને હજી શુંનું શું. કુડુની એના કઠિયારા બાપ જોડે ઘણી વાર જંગલમાં જતી. એ ઘણું બધું જાણે, પિછાને. એણે કહ્યું છે, એક દિવસ તુતુનને જંગલમાં લઈ જઈ બધું બતાવશે. અને જે સાપ એના બાપને કરડેલો એની પણ તપાસ કરશે.

અને વનમાં પાછી વટેશ્વરની મૂર્તિ છે, જાગ્રત મૂર્તિ. મા, દાદીમા પાસેથી તુતુને વાર્તાઓ સાંભળી છે. એ મૂર્તિને પહેલાં શિશુબલિ દેવાતો. માતાઓની આંખ બિડાયા વિના રાત પસાર થઈ જતી. ત્યારે અહીં ડાકુઓનો પણ વાસ હતો. લાંબા બરછટ વાળ, લાલ લાલ જાસૂદના ફૂલ જેવી આંખો, કપાળે ગરમ લોહીનું કરેલું લાલ તિલક, કાખલાકડી પર સવાર ખડતલ શરીર, આ બધું મળી એક ભયંકર ધ્રૂજારી ઉપજાવતું.

હવે સૂર્યદેવ દેખાતા નથી. આકાશમાં ઘડીએ ઘડીએ રંગ બદલાય છે. રાખોડી, નારંગી, જાંબલી, પીળો. હલકાં વાદળાં તરે છે. દૂરથી આવતાં પક્ષીઓનાં ટોળાં વનની તરફ ઊડી રહ્યાં છે. ઝરણાનું પાણી આછા કાળા રંગનું છે. વનનાં ઘનઘટાવાળાં વૃક્ષો નીચે અંધકાર વધારે નિબિડ થતો જાય છે. દૂરના ડુંગરાઓ ધીરે ધીરે અસ્પષ્ટ થાય છે અને દાદા ભાવગંભીર. કદાચ, હજી પણ એ સૂર્યદેવના વિખ્યાત સાત સાત ઘોડાઓનો હણહણાટ અને ખુરધ્વનિ સાંભળે છે.

પાછળથી કોયલનો અવાજ આવતાં તુતુન ચંચલ થયો. કુડુની કોકિલના સૂરની નકલ કરી શકે. ઝાડની પાછળ ઓઢણી ફરકતી દેખાઈ. તુતુને જોયું, દાદા આકાશના રંગ નિહાળવામાં મગ્ન છે. હવામાં કુડુનીનો હાથ તરતો દેખાયો. તુતુનના પગ માટીને સ્પર્શ્યા.

"તુતુન, ક્યાં જાય છે?"

"કુડુની બોલાવે છે. જાઉં, દાદા?"

ચશ્માંના કાચમાંથી દાદાએ કુડુનીનો અસ્પષ્ટ અસ્પષ્ટ ઓળો જોયો; "આજકાલ તું કાંઈ પણ સાંભળતો નથી."

તુતુનને રડવું આવે છે. કુડુની કેવી સારી છે! એની મા નથી. એનો બાપ નથી. દાદા ચશ્માંના કાચ કપડાના ખૂણાથી સાફ કરતાં બોલ્યા: "પહેલાં તો તું આવો ન હતો, તુતુન. ઉંમરની સાથે તું બહુ બેદરકાર બનતો જાય છે."

કુડુની દાંત વડે નીચેનો હોઠ મરડી ઊભી રહી. એની આંખના ખૂણામાં આતુરતા ટમટમે છે. તુતુન આવતો નથી. તુતુન આવશે નહીં.

ઝાડઝાંખરાંમાં પંખીઓ કલરવ કરે છે. ચારે-બાજુ નાનાં મોટાં તરુઓ નીરવ છે. એકબે પક્ષી હજી

ક્યાંક કૂજે છે. તમરાંઓ રસ્તા પર ઊતરી આવ્યાં. અહીં તહીં આગિયા ચમકે છે. ત્યાં દૂર દાદાની સાથે તુતુન ઘરે પાછો ફરે છે. વનતુલસીની ડાળીએ હાથ ફેરવે છે કુડુની. ઝાડ બધાં હવે ઊંઘી જવાનાં. આકાશમાં રૂ જેવાં વાદળાંઓ તરે છે. વરસાદ પડવાનો સંભવ છે. વરસાદમાં ઝાડ બધાં એકબીજાની સાથે વાતો કરે. કુડુનીએ ઘણી વાર સાંભળ્યાં છે એમને. ટૂપ, ટૂપ, ટૂપ, પાંદડેથી પાંદડે, ટીપું ટીપું પાણી ટપકે ત્યારે ઝાડ નીચે ઊભાં રહી પલળવાનો એક અનેરો આનંદ આવે. હવામાં કુમળાં પાંદડાંની સુગંધ હોય અને ભીના લદબદ શરીરે પાંદડાંની મહેક – એક પગે ઊભી રહી, બે આંખો બંધ કરી, કુડુનીને ઝાડ બનવાની ઇચ્છા થાય.

*

અત્યારે બહાર ભરબપોર છે. વાતાવરણ નિઃસ્તબ્ધ છે. વાડીનો આ ખૂણો શીતલ અને નિર્જન છે. પાંદડે પાંદડે તડકો ઝિલમિલ કરે છે. પક્ષીઓ આ ઝાડ પેલે ઝાડ ઊડાઊડ કરે છે. બે કબૂતરો પાસે પાસે ધાન ચણે છે. વાડીમાં આંબા, ફણસી અને જામફળી તો સેંકડોની સંખ્યામાં છે. હમણાં આંબે એક પણ કેરી નથી. હાથ જ્યાં સહેલાઈથી પહોંચે નહીં એવી જામફળીની પાતળી ડાળીઓની ટોચે એકબે જામફળ લટકે છે.

જામફળીની ડાળીઓ વચ્ચે, કુડુનીની રાહ જોતો, તુતુન બેઠો છે. કુડુની ત્યાં આવવાની છે. ગઈ કાલે એણે કહ્યું હતું, આજે એ. જંગલમાં આવશે. વટેશ્વરી દેવીનું સ્થાન અને હજી ઘણું બધું દેખાડશે, તુતુનને. એ ઘણું બધું શું તે કુડુનીએ હજી વિગતવાર કહ્યું નથી. કુડુની કેમ હજી આવતી નથી? ઘરમાં બધાં હમણાં સૂતેલાં છે. બધાંની નજર ચૂકવી ભાગી આવ્યો છે તુતુન. બે ડાળીઓ વચ્ચે સૂતો-બેઠો તુતુન અધીર, અસ્થિર બની જાય છે. દૂર દૂર દેખાય છે ગૃહસ્થી ઘર, લાલ માટીની કેડીઓ, લીલાંછમ ખેતરો. કુડુની આવું કરી જ ન શકે.. કુડુની જુઠ્ઠી નથી.

તુતુને ખિસ્સામાંથી એક ગોફણ અને એક માટીની ગોળી કાઢી. સવારના માટી, પાણી ભેગાં મસળી, હથેળીમાં ગોળ ગોળ ફેરવી, તડકામાં સૂકવવા રાખેલી. પછી ભઠ્ઠીમાં શેકી સખત બનાવી, ઈંટ જેવી. સખત બની કે નહીં તપાસવા, એક વાંસની ડાળીએ ફેંકી. ઠપ કરીને ગોળીઓ પાછી ઊછળી આવી.

બે હોલાં તરતર ફરી રહ્યાં છે. એક હોલાને નિશાનમાં રાખી, કાન સુધી રબર તાણી, તુતુને ગોળી છોડી. ગોળી હોલાને અડી નીચે પડી. બંને હોલાં ફર... કરતાં ઊડી ગયાં.

કુડુનીનું માટીનું ઘર અહીંથી બહુ દૂર નથી. તુતુન કેટલીયે વાર ત્યાં ગયો છે. ત્યારે એનાં મા-બાપ બંને હતાં. હવે એક બુઢ્ઢી – મધુની મા–કુડુની જોડે રહે છે. પણ એકલી છે. તુતુન મધુને કોઈ દી મળ્યો નથી. એણે ઝાડ પરથી કૂદકો માર્યો ત્યારે વાડીમાં કોયલનું કૂજન સંભળાયું. ચારે બાજુ છે વૃક્ષોની હારની હાર. પાંદડાં કાંપે છે. આકાશ છિટ્ર છિટ્ર ઉજ્જ્વલ છે – કોઈ કોયલ દેખાતી તો નથી. અદૃશ્ય કુડુની ફરીથી કોકિલની જેમ ટહુકી. તુતુન હસ્યો. ઝાડને લક્ષ્યમાં રાખતાં બોલાવી: "કુડુની." આંબાના થડની પાછળ સંતાયેલી કુડુની બહાર આવી.

"શું વિચારમાં હતો?" કુડુનીની આંખો હસી. "ક્યારની આવી છું હું." રાખોડી રંગની ચોકડીવાળી ઓઢણી પહેરી છે કુડુનીએ. એના બરછટ વાળ છૂટા છે, કપાળમાં કર્યો છે કાંચપોકાનો ચાંલ્લો, અને પાતળા હોઠમાં મસ્તી છે, દબાયેલી.

તુતુન ગંભીર થયો: "કેમ તેં આટલું મોડું કર્યું? ક્યારનો તારી રાહ જોઉં છું."

"વાહ રે, મારે શું કાંઈ કામ જ નથી?" કુડુનીએ ભ્રમર નચાવી. "મારે તો કેટલાંયે લફરાં!"

"જવું નથી?"

"ચાલ."

વાડીની બહાર ધાનનાં ખેતરો, ત્યારપછી ફાલતુ જમીન, અને તે પછી નાનકડું, માત્ર નામનું ઝરણું. તિરતિર કરતો રેલો વહે. બે હાથે ઓઢણી ઢીંચણ સુધી ખેંચી કુડુની ઝરણું પસાર કરી ગઈ. એના ગોરા પગ ઉપર જલબિંદુ ચમકે છે. પાણી ઝાપટી દેવા સૂકા પટ પર, ધબ ધબ કરતી કુડુની પગ પછાડવા લાગી. એના નાના સુડોળ પગ જોઈ તુતુન મલકાયો. "તારા પગ કેવા રૂપાળા છે!"

"એમ ને!" શરમાઈને કુડુનીએ ઓઢણી છૂટી કરી પગ ઢાંકી દીધા. પાલવ કમરે ખોસ્યો, અને છૂટા વાળનો અંબોડો કર્યો.

સામે છે એક નિબિડ વનભૂમિ. લીલાં ઝાડઝાંખરાંને લીધે આજુબાજુ બહુ રમણીય લાગે છે. એક અજાણ્યા રહસ્યને ઉકેલવાની તમન્નાને કારણે તુતુન ઉત્તેજિત છે. કુડુનીની સાથે ચાલતાં ચાલતાં એ ચારેકોર ધ્યાનપૂર્વક જુએ છે. કેટકેટલી જાતની છે વનરાજિ. બધી એ ઓળખતો નથી. જુદી જુદી જાતનાં પક્ષીઓ કલરવ કરે છે. કુડુનીની ઝડપી ચાલ આ પરિચિત વનભૂમિ સાથે એક અતૂટ મૈત્રીથી બંધાયેલી છે. કુડુની હમણાં દુઃખી, ગમગીન નથી દેખાતી. એનો ચહેરો અત્યારે ખુશીથી ઉજ્જ્વલ છે.

ઘણા વખત પછી કુડુની જંગલમાં આવી છે. એને બહુ મઝા આવે છે. આસપાસ તે પિતાની હાજરી અનુભવે છે. સહેજ નીચા, પણ ઘાટીલું શરીર. ખભે કુહાડી. કઠિયારાના દીકરા, પોતાના કઠિયારા બાપુ, કાપી શકાય એવાં વૃક્ષો શોધતા હોય. કુડુની ભારે દિલથી બોલી: "પેલાં ઝાડ કાપેલાં ત્યારે હું પણ આવી હતી." આંગળી ઊંચી કરી એણે ઝાડ બતાવ્યાં. કાંટાળાં ઝાડનાં થોડાં ઘિંગાં ઘિંગાં ઠૂંઠાં. કેટલાંક ઠૂંઠાં પર ત્રણચાર હાથ લાંબી શાખાઓ ઊગી નીકળી હતી, કુમળાં, કુમળાં પાંદડાંઓથી ભરેલી. કુડુની એક કાપેલા ઠૂંઠા પર હાથ રાખી, શાખાઓને સ્પર્શ કરતી બોલી: "મારા બાપુને વૃક્ષો બહુ વહાલાં હતાં."

પાછળથી એક ઝમઝમ અવાજ આવતાં તુતુને ડોકું ફેરવ્યું. એક ભૂખરા રંગનું પ્રાણી – તુતુને પહેલાં ક્યારે પણ જોયું નથી – નજીકની ઝાડીમાંથી બહાર નીકળી, એની ટચૂકડી આંખો પટપટાવતું ઊભું છે. તુતુને ખિસ્સામાંથી ગોફણ, ગોળી કાઢી, પ્રાણીનું નિશાન તાક્યું. પ્રાણી ફૂલવા લાગ્યું. જે બધાં પીછાં લાગતાં હતાં તે તીરની ધાર જેવાં સીધાં ખડાં થઈ ગયાં. અજ્ઞાનને લીધે તુતુન થોડો ભય અનુભવે છે. કુડુની બંને પગ પછાડી ધબધબ ધબધબ અવાજ કરતી બોલી: "શાહુડી!" તુતુનનો હાથ ધ્રૂજ્યો. ગોળી લક્ષ્ય ચૂકી ગઈ. શાહુડી ઝમઝમ કરતી પાછી ઝાડીમાં ઘૂસી ગઈ. તુતુને કહ્યું: "મેં પહેલાં ક્યારે પણ શાહુડી જોઈ નથી. ગોળી વાગી હોત ને તો બહાદુરની બેટી ફરી કદી જોવા નહીં મળત." કુડુનીના હાથમાં એક ગોળી મૂકી: "જો, કેવી કઠણ છે! જંગલમાં આવીએ ને ત્યારે આવું કાંઈક લઈને આવવું જોઈએ." કુડુની હસીને બોલી: "વાહ, વીરપુરુષ."

આકાશમાં કાળાં વાદળાં દોડે છે. દિવસની રોશની ઓછી ને ઓછી થતી જાય છે. ઝાડીની અંદર, એક જૂનું જટાજૂટધારી વડવૃક્ષ છે, લતાઓથી લપેટાયેલું. વડની નીચેથી, ઝાડવાંઓની છેક પાસેથી નીકળતી એક પગથી વનભૂમિની વચ્ચોવચ્ચ પહોંચે છે. પગલું, પગલું આગળ વધતી કુડુની વડની નીચે ઊભી રહી, ત્યાં, જ્યાં એના બાપુ તે દિવસ ભૂરાભખ મરી પડેલા હતા. બાપુ ત્યારપછી ઘરે આવ્યા જ નહીં. બાપુના મૃત્યુ પછી મા ખોવાઈ જવા માગતી હતી. મા ખોવાઈ ગઈ. તુતુન કુડુનીના દુઃખે દુઃખી બને છે.

વડનાં ભારી પાંદડાં શિરશિર શિરશિર કંપે છે. ભેજવાળી હવા વહે છે. કુડુનીને કાંઈક કહેવાની ઇચ્છા થતી હતી તુતુનને, પણ ઘણી વાર સુધી એ ચૂપ જ રહ્યો. પછી સુકોમળ સ્પર્શે કુડુનીનો હાથ હાથમાં લઈ બોલ્યો. "બીજું કાંઈ નહીં બતાડે? પેલું વટેશ્વરીનું મંદિર, મૂર્તિ, રાસલાનું ઘર, અને બીજું બધું જેના વિષે તેં મને હજી વાત પણ નથી કરી!"

બચપણથી પરિચિત એવી વટેશ્વરની મૂર્તિ શબ્દ સાંભળતાં કુડુની વિચારોમાં ખોવાઈ ગઈ. આકાશમાં પવને ભગાડેલાં વાદળાંના થર જામી ગયા છે. પહાડનું શિખર સ્પષ્ટ દેખાતું નથી. પ્રકાશ ક્રમે ક્રમે મંદ પડે છે. પવન ફૂંકાય છે. ઝાડ ડોલે છે. પાંદડાં થરથર કંપે છે. કુડુનીને હવામાં વરસાદની સુગંધ આવી. ત્યાં દૂર ડુંગરાઓ પર વરસાદ પડે છે. મા યાદ આવે છે. લાલ કોરનો સાડલો, માથે ઘૂંઘટ, કપાળે સિંદૂરનો ચાંદલો, પાનના રસથી ભીના લાલ હોઠ. છેલ્લે કુડુની માની સાથે વટેશ્વરીના સ્થાને આવેલી. ત્યાં એક દાંતરો પુરુષ માની રાહ જોતો હતો. સફેદ ધોતિયું, લીલો જામો અને સ્વચ્છ ચાદરમાં, એ બહારથી ભલે ને બાપુ કરતાં વધારે ભદ્ર દેખાતો હતો, પણ અંદરથી એ એક ડરપોક, નપાણિયો હતો. માને જોઈ, સાવધાનીથી ઝાડીમાંથી બહાર નીકળ્યો, ચારે બાજુ શંકાભરી નજર

ફેરવી. ત્યારે કદાચ એને યાદ આવતી હતી બાપુની બહુ વાપરેલી, ચકચકતી કુહાડી. અને પછી, કુડુનીએ પ્રત્યક્ષ જોયું એક દશ્ય : પેલા પુરુષ પાસેથી બંને હાથ વડે બાપુનું મૃત્યુ ગ્રહણ કરે છે મા. ત્યારપછી જૂના વડની ડાળીએ એક ઈંટનો ટુકડો લટકાવી પ્રણામ કર્યા....

આકાશ જાણે એક કાળી સ્લેટ છે. વૃક્ષો નીચે છે ગાઢ અંધકાર. કુડુનીનો સ્થિર પડછાયો જોયો તુતુને. એને ઘર યાદ આવ્યું. લાંબો રસ્તો કાપવાનો છે. અંધારું થતાં, વરસાદ પડતાં, બધાં ચિંતા કરશે. ઘરમાં કહ્યા વગર આટલે દૂર તુતુન ક્યારે પણ આવ્યો નથી. વટેશ્વરીનું સ્થાન અને સસલાનું ઘર જોવાની ઇચ્છા હોવા છતાં તુતુનને હવે પાછા જવું છે. એણે કહ્યું, "વટેશ્વરીનું મંદિર ફરી કોઈ વાર જોઈશું હેં!"

"એ જ સારું." કુડુની મ્લાન હસી.

તુતુન ઘણું બધું જોવાની આશામાં આવ્યો, પણ કાંઈ જ બતાવાયું નહીં. પલ બે પલ કુડુની તુતુનને જોઈ રહી. ઊંચા કદનો બાંધો, માથે ઘાટા કાળા વાળ, મોટી મોટી આંખો, હાફપેન્ટ નીચે અનાવૃત ઘાટીલા પગ. વનભૂમિમાં હજી ઊંડે જવાની ઇચ્છા થાય છે; છેક ત્યાં, અદશ્ય પહાડના તળિયા લગી. એણે કહ્યું : "આવીશ?"

"ક્યાં?"

"ત્યાં, પહાડ પર."

"એ તો બહુ દૂર છે. આકાશ ઘેરાયેલું છે. વરસાદ પડશે."

તુતુનને તાકી રહી કુડુની. એ ઉદાસ થઈ બોલી: "તું ઘરે જા." હાથ ઉપાડી રસ્તો બતાવ્યો: "પેલે રસ્તે જઈશ તો ઝરણું આવશે."

"તું નહીં આવે?"

"ના." કાશના ઘાસમાંથી દોડ્યે જતી કુડુની બોલી.

મેઘ ગર્જે છે. પંખીઓ ત્રસ્ત છે. હવામાં કુડુનીનો અવાજ તરે છે. કુડુનીને પાછી લઈ જવા તુતુને બૂમ પાડી. સામે પથ સ્પષ્ટ નથી દેખાતો. કુડુની ઘણી આગળ દોડી ગઈ છે. એના ખરબચડા વાળનો અંબોડો છૂટી જઈ બરડા પર ઊડે છે. તુતુન દોડ્યો.

જોતજોતામાં વરસાદ તૂટી પડ્યો. શીમળો, વડ અને પીપળો જાણે નશામાં આવી ઝૂલવા લાગ્યા. નેતર અને બેરીનાં ઝાડ વ્યાકુળ થયાં.હરડીની ડાળીઓ કંપવા મંડી. દારુ ડોલ્યા. વરસાદમાં, લીમડી, લીંબોઈ સાથે ઘસાતો તુતુન દોડ્યે જાય છે. આખા શરીરેથી ટશટશ કરતું પાણી ઝરે છે. એકદમ અજાણ્યો પથ તુતુનને પગલે, પગલે અડચણરૂપ બને, છે. એણે બૂમ પાડી: કુડુની ઈ....ઈ....ઈ....

વરસાદથી તરબોળ વનભૂમિ. માટીની અને વર્ષાની સુગંધ કુડુનીને હજી અંદર આકર્ષી જતાં હતાં. શરીરમાં ભોંકાતી હતી વરસાદની ધારા, જાણે તીરની અણીઓ. શ્વાસ લેવો પણ મુશ્કેલ હતો. હોઠ અધખુલ્લા રાખી, વરસાદનું પાણી પીતી દોડ્યે જાય છે કુડુની.

બહુ વખત સુધી વરસાદની જોડે જાણે ઝરતો હતો કાળો મેશનો રંગ. વચ્ચે વચ્ચે વીજળી આકાશને ખંડિત કરતી હતી. દૂર વજ્રપાત થયાનો કડકડ અવાજ આવ્યો. છિન્નભિન્ન વનભૂમિ અંધકારમાં પોતાને સંતાડતી રહી.

પાછળ તુતુનનો અવાજ સંભળાય છે: "ડુંગર હજી કેટલે દૂ....ર?" કેડી છોડી દઈ કુડુની ઝાંખરાળુ જંગલમાં પેઠી. કુડુનીનું આછું દેખાતું છાયાચિત્ર પણ તુતુને અંધકારમાં વિલીન થઈ જતું જોયું. કુડુની કેમ જવાબ નથી આપતી? હજી કેમ દોડ્યે જાય છે? હું તો પાછો ઘેર ચાલ્યો નથી ગયો! તુતુન વ્યથિત હતો. પગલે પગલે ઝાડવાં, ઝાંખરાં. શરીર પણ છમછમ કરે છે. કુડુની બહુ તોરીલી છે. એને ઘેર પાછી લઈ જનાર કોઈ નથી. ડોકું ઊંચું કરી, ગળું ખેંચી, તુતુન બોલાવતો રહ્યો: "કુડુની ઈ-ઈ-ઈ! કુ...ડુ...ની ઈ...ઈ...ઈ..."

પલ બે પલ પછી આકાશમાં વિદ્યુતરેખા અંકાઈ. બે હાથથી ઘોર અંધારને ચીરી રોશની નીચે ઊતરી. તુતુન કુડુનીને આતુરતાથી શોધવા લાગ્યો. પણ જંગલી વનરાજિ અને વૃષ્ટિની ધારા સિવાય કશુંય દેખાયું નહીં. ફરી પાછો અંધકાર છવાઈ રહ્યો. દિગ્ભ્રાન્ત બનેલો તુતુન કુડુનીને પાછી મેળવવા અંધકારને ફેંદવા લાગ્યો.

વરસાદનાં મોટાં મોટાં ટીપાં પડે છે. અંધારામાં

બધું એકાકાર છે. ઊંચા ઘાસને, બે હાથે ફાડતો આગળ વધતો તુતુન, વૃક્ષની નીચે પહોંચી, થંભી, રડતા અવાજે બોલ્યો: "કુડુની."

ઓચિંતી પડી જવાથી એને વાગ્યું. એના માથામાં ઝીમઝીમ થાય છે. એનું શરીર બધિર થઈ ગયું છે. તુતુન બોલાવે છે. તુતુન ગભરાઈ ગયો છે. કુડુની ગમગીન હસી. ધીરે, ધીરે ઊઠી બેઠી.

તુતુનને આસ્થા આવી. બોલ્યો: "વાગ્યું તને?"

"પગમાં."

"મારા ઉપર ટેકો દઈ ઊભી થા." બે હાથે કુડુનીને ઉઠાડતાં તુતુને કહ્યું: "તને ઘણી ઘણી બોલાવી. તેં સાંભળ્યું નહીં?"

કુડુનીએ ઉત્તર ન આપ્યો. એને ઠંડી લાગે છે. ભેજવાળી હવા હાડકાં સુધી પહોંચે છે. બંને હાથ છાતી પર વાળી દઈ કુડુની હિ હિ કરતી ધ્રૂજે છે.

તુતુને પૂછ્યું: "ઠંડી લાગે છે?"

"ખૂબ જ."

"ઓઢણી નિચોવી લે."

કુડુની શરમાઈ પહેલાં જરા આમતેમ કરતી રહી. પછી કમરેથી પાલવ તાણી નિચોવવા લાગી. તુતુને કુડુનીની ખુલ્લી પીઠ નિહાળી. છાતીનો પણ થોડોક ભાગ દેખાયો. એક પાંદડેથી બીજે પાંદડે પાણી ગબડતું ગબડતું ઝર્યા કરે છે. એ પાણીમાં છે ઝાડની સુગંધ, કુમળાં પાંદડાંની સુગંધ.

"આમ તરબોળ થઈ ભીંજાવાનું મને બહુ ગમે." તુતુન બોલ્યો.

"મને પણ." દેહ ઢાંકતાં, ઢાંકતાં કુડુની બોલી. "વરસાદ પડે ત્યારે વૃક્ષો વાતો કરે."

તુતુન હસ્યો. "તારી જોડે વાતો કરી છે?"

"અલબત્ત, મેં સાંભળી છે એમની વાતો."

માથા ઉપર કાગડે 'કાં કાં' કર્યું. તુતુનને ઘર યાદ આવતું હતું. બધાં જ ચિંતામાં હશે. ચિંતાથી બહાવરી મા જરૂર રડતી હશે. "પાછી નહીં ફરે?" તુતુને પૂછ્યું.

પવન વધુ ને વધુ જોરદાર ફૂંકાય છે. ફરી ફરી વરસાદ પડ્યા જ કરે છે. ક્યારની પરિચિત રસ્તાની ખોજમાં છે કુડુની. પહાડને પાછળ મૂકી, ઝરણા તરફ આગળ વધે છે. તુતુનનો હાથ પકડી ચાલતાં, ચાલતાં પેલું જૂનું પુરાણું વડવૃક્ષ અથવા કાપેલા ઝાડનાં ઠૂંઠાં શોધતી હતી. ત્યાં પહોંચતાં જ બાપુનો સ્પર્શ રસ્તો બતાવી દેશે.

પગલે પગલે છે માત્ર કાદવ અને પાણી. છાતી સુધી ઊંચું ઊભું ઘાસ. કાળાં વૃક્ષો ડોલે છે. તુતુનને ડર લાગે છે: "ક્યારનાં ચાલીએ છીએ આપણે!" એણે કહ્યું.

"આજે વરસાદ નહીં અટકે. આજે હવે આપણને જાણીતો રસ્તો નહીં જ જડે. આપણે રસ્તો ખોઈ નાખ્યો છે." કુડુનીએ ઉત્તર આપ્યો.

ઘાસમાંથી બહાર નીકળી બંને એક વૃક્ષ નીચે આવી ઊભાં રહ્યાં. શરીરેથી ટશટશ પાણી ઝરે છે. અંગ બધાં બરફ જેવાં શીતલ છે. થરથર કાંપે છે બંને. ઝાડપાન, ઘાસ, વનરાજિ બધી ડોલે છે. પર્ણથી પર્ણ પર બિન્દુ બિન્દુ પાણી ટપકે છે. હવામાં છે કુમળાં પાનની સુગંધ. ભીનાં અંગોમાં છે કુમળાં પાનની સુગંધ. કુડુનીને વૃક્ષ બનવાની ઇચ્છા થતી હતી. એક પગે ઊભી રહી, આંખો બીડી તેણે. હું ઝાડ છું, હું ઝાડ છું – કલ્પના કરવા માંડી. એટલામાં અંધારામાં તુતુનનું છાયાચિત્ર દેખાતાં બોલી: "ચાલ, આપણે વૃક્ષ બનીએ."

તુતુન હસ્યો. કુડુનીના વાળમાં, કપાળ પર, છાતી પરના વસ્ત્ર પર આગિયા ચમકે છે. કુડુનીએ તુતુનને સ્પર્શ કર્યો. આખી રાત વરસાદ વરસ્યો.

સવાર પડતાં એક ખિસકોલી દાણા શોધતી નીચે આવી. અર્જુન વૃક્ષનાં મૂળમાંથી જાણે એક શિશુવૃક્ષને ઊગતું જોઈ અચંબો પામી. તે ઋજુ શિશુવૃક્ષની આજુબાજુ એક કુમળી વાસકલતા વીંટળાઈ વળીને, માથું ઊંચું કરી, પ્રાતઃકાળમાં એનાં લીલાં પાંદડાં ડોલાવતી ઊભી છે. એક સોનેરી, સોનેરી પતંગિયું લતા પર આવી બેઠું.

ત્યારે પ્રીતિભર્યું અંતર લઈ ખિસકોલી પગલું, પગલું આગળ ધપતી ગઈ.

મૂળ લેખક: વરુણ ગંગોપાધ્યાય (વાર્તાસંગ્રહ 'ગાછગાછલી'માંથી)

□

# સૂક્ષ્મ સ્તરો

પ્રવીણસિંહ ચાવડા

જમ્યા પછી મહેન્દ્ર ટિપોઈ ઉપર પગ ચોકડી લાંબો થઈ ગયો. ટ્યૂબલાઇટ બંધ થઈ અને ફાનસના અજવાળામાં રસોડામાંથી આવતી કરતી ચીજ હવામાં ડીસના પકવાનોનો ભાર બની ગઈ. નેપ્કિનથી હાથ લૂછતાં લૂછતાં મીરા બે ત્રણ વાટકીઓ અલ્વીરાની પાસે ટેબલ ઉપર મૂકી. 'આ જુઓ, આજે "ફિનાજ ફેન્ચ" થઈ હતી.' વાટકીઓનાં ઢાંકણ ઉપર હાથ ફેરવી અલ્વીરા ઊભી થઈ અને એની પાછળ રસોડામાં ગઈ. 'લાવો મદદ કરું.' બંને પ્લેટફોર્મના બે છેડે સામસામે ગોઠવાઈ. મીરા ડિશો ધોવા લાગી અને અલ્વીરા પ્લેટફોર્મને અઢેલીને ડિશોડિશો એકએક લૂછીને આડામાં મૂકતી ગઈ. 'અમારા સાહેબને આવું ગમે નહીં' મીરાએ કહ્યું. 'કારણ કે તમારા સાહેબ આદર્શ ભારતીય નર છે.' 'પતિ આમ સામે ઊભો રહી ડિશ લૂછે એટલે અમને વધુ ઊભરાઈ આવે એવું માનતા નહીં.' 'પતિ સિવાયનાં પાત્રો આમ જુદાં ધોરણો હશે.' 'અલબત્ત, હું તો બેવડાં ધોરણોમાં માનું છું.' 'સાચવજો, ફટકે નહીં.' 'ડિશ ફટકશે તો પણ નીચે નહીં પડે. ચકલી જેમ સરસર કરતી તમારા હાથે આવશે.' એ સાચું. ક્યારેક કહું છું કે મારા [illegible] તો જેવા છે એવા જ રૂડા લાગે છે.'

બેઠકરૂમમાં ગયા પછી મીરાએ બંનેને પાનનાં બીડાં આપ્યાં અને પોતે સોપારીનો ટુકડો મોંમાં મૂક્યો. 'આજે પાન નથી ખાવું' અલ્વીરાએ પોતાના હાથમાંના પાન સામે તાકી રહેતાં કહ્યું. 'પાનનો હેતુ હોઠ રંગવા પૂરતો જ હોય તો તમારે પાનની જરૂર પણ નથી.' 'હોઠ રંગવા ઉપરાંત બીજા ગુણો પણ પાનના શાસ્ત્રકારે કહ્યા છે?' 'પાનના આખા વિધાનના કેન્દ્રમાં રસિકતા છે.' 'તો તો મારે હવેથી પાન ખાવું જ પડશે. મારે એક વ્યાવહારિક વાતની' — અહીં મીરાએ સોપારીનો ભૂકો ગળ્યો. 'ચર્ચા કરવી છે.'

'કહો.'

'મને તો એક વાતનું ભૂત જ વળગ્યું લાગે છે.'

'કઈ વાતનું?'

અત્યાર સુધી વાત અલ્વીરા સાથે ચાલી રહી હતી. પણ પ્રશ્ન પૂછવા માટે એ મહેન્દ્ર સામે ફરી. 'ઘણાખરાંને આવું બોલતાં મને તો શરમ આવે છે. પણ હું એમ પૂછું છું કે પ્રેમમાં હોય એ લોકો "આઈ લવ યુ" એવું અંગ્રેજી બોલતાં હશે?'

મહેન્દ્ર ખુરશીમાં વધારે લાંબા થતાં કહ્યું, 'બોલે જેને જે બોલવું હોય તે. એમાં તારે શી પંચાત?'

'પંચાતની વાત નથી. પણ હું એમ કહું છું કે આવું કોઈ બોલે?'

અલ્વીરાએ અધિકારથી હવામાં આંગળી ઊંચી કરતાં સ્પષ્ટતા કરી. 'આવું બોલવું જરૂરી નથી.'

'તો શું કરવાનું?'

'સાચો પ્રેમ આવી વડાઈ ગયેલી ભાષા બોલતો નથી.'

'તો એ શું બોલે?'

'દરેક પ્રેમ પોતાની મૌલિક અભિવ્યક્તિ શોધી લે. કાગળ લઈને એમ કહી શકાય કે હમણાંથી સાલું... શું થયું છે કે ખબર પડતી નથી. રાતે પડખે... ઊંઘ જ આવતી નથી!'

'પછી સમજી જાય?'

મહેન્દ્ર કહ્યું, 'પછી એમ જ કહે કે ગાંડા છો, રાતે સૂતી વખતે નવશેકું પાણી પીજો.'

એ ન સાંભળ્યું હોય એમ અલ્વીરાએ આગળ ચલાવ્યું. 'અથવા એમ કહેવાય કે... હમણાંથી શું થયું છે એ સમજાતું નથી. પ... ણ દુનિયા જુદી લાગે છે. હવા જુદી લાગે છે.'

મહેન્દ્ર કહ્યું, 'એમાં રોમૅન્ટિક કશું ન લાગે. આંખો તપાસાવવાની સલાહ જ મળે.'

બીજી સવારે મહેન્દ્રને બેંગલોર જવાનું હતું એ સંદર્ભમાં પછી ફ્લાઈટનો સમય, સિલ્કની સાડીઓ, પ્રાઇવેટ એરલાઇન્સ એવી વાતો થઈ. ઊઠતાંઊઠતાં મીરાંએ પાનની ડબ્બી દબાવીને સરખી બંધ કરી એની ઉપર હળવેથી આંગળ ફેરવતાં વાતનું સમાપન કર્યું, 'આખી વાતનો સાર એટલો કે સીધેસીધાં કહેવું નહીં. ગોળગોળ ફેરવીને વાત કરવી.'

'આ ખરું!' મહેન્દ્રે કહ્યું. 'લડતાં હોઈએ દુશ્મન સામે એક બાજુ અને પથરા બીજી બાજુ નાખવાના?'

'તમે બેસો, તમને ખબર ન પડે.'

*

મહેન્દ્ર જ કહેતો, 'તારે ટાઈમ હોય ત્યારે કલાક જઈને એના સાથે ચોંટવું. બે માસ્તરો ભેગાં થઈને તત્ત્વનાં ચૂંથણાં ચૂંથો એટલે પછી રાત્રે મારું માથું ખાય નહીં.'

બીજા દિવસે બપોર પછી અવધેશ ગયો ત્યારે મીરા આગલા ઓરડામાં બેઠી હતી. કપડાં બદલેલાં નહોતાં.

એણે પૂછ્યું, 'શું ભણાવ્યું, પ્રોફેસર?'

'કપાળ.'

'સિલેબસમાં કપાળ ક્યારથી આવ્યું?'

'આઈ મીન, ફ્રૉઇડનું માથું. મનના વિભાગો, પેટાવિભાગો–'

'ખાનાં, ડબ્બા, પેટીઓ, ભોંયરાં.'

'કંટાળ્યાં. આ ભણાવવાની વાતો મૂકો. બીજી વાતો દુનિયામાં ઓછી નથી.'

'તબિયત કેમ છે?'

'એમ કે, બહુ સારી નહીં.'

'કેમ, શું થાય છે?'

મીરાનો હાથ કપાળે ટેકવેલો હતો. જમણી આંખ હાથરૂમાલ આડે ઢંકાયેલી હતી. એણે તાકીને થોડી વાર અવધેશની સામે જોયું. પછી બેદરકારીથી ટેબલ ઉપરની ચોપડીઓ આઘીપાછી કરતાં બોલી, 'સાચું કહું?'

'શું?'

'કાલે રાત્રે સરખી ઊંઘ ન આવી.'

અવધેશ કંઈક બોલવા ગયો, અટક્યો, પછી બોલ્યો, 'એ પરિસ્થિતિમાં મને તો ડૉક્ટર મહેન્દ્રનાથનું પ્રિસ્ક્રિપ્શન જ રામબાણ ઇલાજ જેવું લાગે છે.'

'રાત્રે સૂતી વખતે ગંઠોડા?'

'નવશેકા પાણી સાથે.'

'એ પાણીને કોકરવરણું કહેવાય?'

'કહેવાય. રામબાણ ઇલાજ ને હેરતભર્યો પ્રયોગ પણ કહી શકાય.'

મીરા વિચારમાં પડી ગઈ હોય એમ થોડી વાર બેસી રહી. પછી બોલી, '"હેરતભર્યો પ્રયોગ"માં ભાષા ઉપર થોડીક બળજબરી થાય છે એવું નથી લાગતું?'

'એમ લાગતું હોય તો આપણે એ પ્રયોગ ટાળીએ. ભાષાના કૌમાર્યના રક્ષણ માટે હું હંમેશાં લડવા તત્પર છું. હવે આપણી અનિદ્રાવાળી વાત આગળ વધારીશું? વિષય ઘણો ગહન છે અને શક્યતાઓ અનંત છે. એમ કરો. સવાર-સાંજ લાંબું લાંબું ચાલવાનું રાખો. શાસ્ત્રોમાં કહ્યું છે કે જંગલમાં ઘેટાં ખોવાઈ ગયાં હોય એને શોધતો વ્યાકુળ ભરવાડ દોડે એમ દોડવું.'

'સાવરિયાને મૂકીને અમે એમ ચાલવા તો નહીં જઈ શકીએ. બીજો કોઈ ઇલાજ?'

'ઇલાજ ઘણા છે, પણ પહેલાં રોગને સમજીએ. અનિદ્રા ઉપરાંત બીજી કોઈ ફરિયાદ ખરી?'

'દાખલા તરીકે?'

'દાખલા તરીકે દુનિયા જુદી લાગવી, હવાનો રંગ બદલાઈ ગયો હોય એવું લાગવું.'

એ નીકળ્યો ત્યારે પહેલાં બારણે, પછી ઓટલાના બીજા પગથિયે, એ પછી કમ્પાઉન્ડના દરવાજે અને છેલ્લે રસ્તા વચ્ચે એમ ચાર વિસામા થયા.

ચોથે વિસામે મીરાએ કહ્યું, 'આજે ઘણી ગમ્મતો થઈ. આભાર.'

'તો મોં ઉપર પ્રસન્નતા કેમ નથી?'

'ગમ્મતો વાંકાચૂંકા રસ્તે લઈ ગઈ અને તોયે અનિદ્રાનો ઉપાય તો ન જ મળ્યો.'

અવધેશે અવાજ ધીમો કરીને પૂછ્યું, 'સાચું કહો છો ?'

'શું ?'

'આ તમે કહો છો તે ?'

'મેં શું કહ્યું ? તમે શું સમજ્યા ? જાઓ, જલદી નાસો અહીંથી.'

એની પાછળ બે શબ્દો, છુટ્ટા ફેંકાયા, 'સ્વીટ ડ્રીમ્સ !'

*

ચોથા દિવસે મહેન્દ્ર બૅંગલોરથી આવ્યો. તે રાત્રે જમતાં જમતાં એણે અવધેશને કહ્યું, 'અલ્યા, એમ કર. તું થોડીક સાડીઓ લઈ જા.'

સ્કૂલ વખતથી 'તું' કહેતો હતો એમાંથી 'તમે' સુધી પહોંચ્યો નહોતો. એટલો પરિશ્રમ એની આળસુ પ્રકૃતિ માટે શક્ય નહોતો.

'હું સાડીઓને લઈ જઈને શું કરીશ ?'

નીચું જોઈને ભાતના ત્રણચાર દાણા મોંમાં મૂકતાં મીરાએ કહ્યું, 'પહેરજો.'

'એવું ન બને, અવધેશ ?' મહેન્દ્રે જાહેર સભાને સંબોધન કરતો હોય એમ એકદમ સ્વર ઊંચો કરીને પૂછ્યું.

'શું ન બને, મહેન્દ્રનાથ ?' અવધેશે એવા જ લહેકાથી કહ્યું.

'–કે સાડી ઘરમાં હોય તો એની પહેરનારી આપોઆપ વહેલીમોડી આવી જાય ?'

'બને'. મીરાએ ભોજનની થાળીને સંબોધીને મૃદુતાથી કહ્યું, 'સાડી હાલીહાલીને ઊભી થાય, પાટલી બંધાઈ જાય, પછી પાલવ અને છેડો બધું આમ થઈને ઊભું રહે એટલે આપોઆપ એમાં હાડમાંસ પુરાવા માંડે.'

અવધેશે એની સામે જોઈને ભારપૂર્વક કહ્યું, 'હા, બને.'

મીરા કંઈ બોલી નહીં એટલે એણે ઉમેર્યું, 'અને મારે રેડીમેઇડ સ્ત્રીઓ તો જોઈતી નથી. એ તો ચાલે જ નહીં. મારે તો પ્રથમ હું સર્જન કરું, પછી એને પ્રેમ કરું–'

'વાંચેલું બોલો છો.'

'શું વાંચેલું બોલું છું ?'

થાળી લઈને રસોડામાં જતાં મીરાએ કહ્યું, 'પિગ્મેલિયન.'

અવધેશ ફરિયાદ કરતો ઊભો થઈ ગયો, 'મારી મૌલિકતાનું આવું અપમાન ?'

મહેન્દ્રે રસોડાનું બારણું બતાવ્યું, 'જા પાછળ. ફૂટો બંને માથાં.'

રસોડામાં ડિશ લૂછતાં લૂછતાં અવધેશે મીરાની પીઠ સામે તાકીને કહ્યું, 'આ સાડીવાળી વાત.'

'એનું શું છે ?'

'આપણને એમાં રસ પડ્યો છે.'

'અળવીતરાવેડાની તૈયારી ચાલતી લાગે છે. બોલો જે બોલવું હોય તે.'

'આ મેં શરૂ કર્યું નથી. હું એમ કહું છું કે આ સાડી વિષેની સૂક્ષ્મ વાતમાં કંઈક વજૂદ હશે. વસ્ત્રનું ખોખું તે ફૉર્મ. એમાં એવી તાકાત કે પોતાનામાં વસનાર કન્ટેન્ટને ખેંચી લાવે. બોલો, આટલે સુધી સંમત ?'

'આગળ કોઈ જોખમ ન હોય તો સંમત.'

'હવે વાત આગળ ચાલે છે. આ ઘરમાંથી હું કંઈ જ ન લઈ જાઉં, કોઈ ઉઠાંતરી ન કરું, ફક્ત તમારા કબાટમાંથી એક સાડી જ લઈ જાઉં અને મારા બેડરૂમમાં ગોઠવું–'

મીરાએ એને મારવાના અભિનયમાં થાળી ઉગામી. બચાવ માટે બે હાથની ઢાલ કરી એક ડગલું પાછળ હઠતાં અવધેશે વાક્ય પૂરું કર્યું, 'તો આપોઆપ એની પહેરનારીએ પણ ખેંચાઈને આવવું જ પડે.'

મીરાએ કહ્યું, 'તમે રમત માંડી છે.'

'રમત ગણો.'

'તો હું આગળ ચલાવું.'

'ચલાવો. ઊડવા સિવાય અન્ય કોઈ શરત નથી. ચાંદનીમાં તરવાનું છે અને મોતીનો ચારો ચરવાનો છે !'

'સાડીમાં આટલો રસ છે અને એના હાર્દ સુધી પહોંચ્યા છો તો સાડીના વેપારી જ બની જાઓ ને.'

'વિચાર ખોટો નથી.'

'અને અમારા પિયુજી બની જાય અંગ્રેજીના પ્રોફેસર.'

'સ્પેન્સર ઇઝ કન્સિડર્ડ ટુ બી ધ પોએટ્સ પોએટ. ડિસકસ. પણ આના સૂચિતાર્થો તો ભયંકર છતાં રસિક છે.'

'બીજા અર્થો નહીં કાઢવાના.'

'બીજા અર્થો શિંગડાં મારીને આ ઘરનાં બારણાં તોડશે.'

મીરા સહેજ ગંભીર થઈ ગઈ, 'આપણે બંનેએ ખરી રમત માંડી છે!'

'એમાં શું વાંધો? પરપોટા ઊડે ત્યાં સુધી ઉડાડ્યે જવાના.'

'મને થો...ડીક બીક લાગે છે.'

'બીક સારી. એ પણ જરૂરી છે. બધું એના સમયે એની રીતે થાય તે સારું લક્ષણ છે. ગળાનું સુકાવું, હોઠનું ફિક્કા પડી જવું, પાણીનું પગે ઊતરવું... મને સહેજ ધારીને જોવા દેજો, પાંપણ ફરકે છે?'

*

ત્રીજા દિવસે બપોરે પહોંચીને ખુરશીમાં બેસતાં જ એણે જાહેર કર્યું, 'ચા નથી પીવી, કૉફી નથી પીવી.'

'બધું વર્જિત?'

'બધું નહીં. સાંભળો. એક ગંભીર ચર્ચા કરવા આવ્યો છું.'

'નૈતિકતાના પાસાની ચર્ચા કરવી છે?'

એ ખરેખર ચમકી ગયો. 'તમને કેવી રીતે ખબર પડી?'

'વાત અમુક તબક્કે પહોંચે પછી અમુક જકાતનાકાં આવે.'

'સાચી વાત', એણે કહ્યું. 'ખૂબ ડિસ્ટર્બ્ડ રહેવાય છે. સરખી ઊંઘ પણ નથી આવતી.'

'પેલા અર્થમાં નહીં ને?'

'તમે યાર, જે વાત થતી હોય તે થવા દો. વચ્ચે ડબકા મૂકશો નહીં. હું અને મહેન્દ્ર ટી.જે. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ.'

'ગોસાલકર સાહેબ અને મોઢ સાહેબને પ્રિય. માટે તો છેલ્લા બેન્ચ ઉપર ઊભા રહેવું પડતું હતું.'

'તમે કશું ન જાણતાં હો એવું નથી. તમારા સર્વજ્ઞવેડાથી હું પ્રભાવિત થયો છું. હવે કૃપા કરીને એનો અમલ મોકૂફ રાખી શાંતિથી મારી વાત સાંભળશો?'

'સર્વજ્ઞવેડા એકમાર્ગી રસ્તો છે. ભાષાની ભૂલ હોય તો સુધારજો. એમાં એક વાર પેઠા પછી અટકી શકાતું નથી, પાછાં વળી શકાતું નથી. અવિરતપણે અંત તરફ ધસ્યે જવું પડે છે. બીજા પણ કેટલાક રસ્તા એવા હોય છે!'

'તો હવે હું બંધ કરું અને તમે બોલો. વાત મારી, ભાષા તમારી.'

'મહેન્દ્ર જૂનો મિત્ર છે. આજ સુધી બંને મગની બે ફાડ જેવા–'

'અત્યંત ત્રાસ થઈ રહ્યો છે.'

'નૈતિકતાના પ્રશ્ને એટલી ભીંસ અનુભવો છો?'

'મારો ઇશારો તમારી ઉપમા તરફ હતો.'

'કોશિયો પણ સમજે એવી ભાષામાં કહું તો આવા વિશ્વાસુ, પરગજુ મિત્રની પત્ની સાથે આમ... આ રીતે... મને નહીં ફાવે. તમે બોલો.'

'શું ધૂળ બોલું! તમારામાં ગંભીરતાનો છાંટો નથી. આવી મોટી વાતને તમે શબ્દોની રમત કરી ઉડાડી દો છો.'

'શું થાય! ગોઠિયા જેવા શબ્દો બે બાજુથી આવીને હાથ પકડી આપણને રમવા માટે ઊભાં કરે છે.'

'ચાલી લાંબીલાંબી અર્થ વગરની વાતો. આમાં મૂળ વાત રહી જ ક્યાં?'

'નૈતિકતા પોતે જો સુખી ઘરની ભારેખમ સ્ત્રી જેવી હોય તો પતંગિયાં જેવા શબ્દો તો એની નીચે દબાઈ જવા જોઈએ. એમ કેમ નથી થતું આ કિસ્સામાં?'

અવધેશે કહ્યું, 'તો શું કરીશું? આ પ્રયત્ન મારે અહીં જ પડતો મૂકવો?'

'મને તો એ જ પગલું ડહાપણભર્યું લાગે છે.'

'પેલી જકાતનાકાવાળી વાત સાચી હશે.

કોઈકોઈ ટ્રકોવાળા હૂ...ડુ...ડુ...ડુ... કરતા બધી નાકાબંધી તોડીને નીકળી નથી જતા?'

ઊઠતાં ઊઠતાં એણે કહ્યું, 'એક નિર્ણય કર્યો છે. હવે થોડાક દિવસ આ ઘરમાં પગ નથી મૂકવો.'

'તેથી શું સિદ્ધ થશે?'

'બધું ખોટું થઈ રહ્યું છે. ખોટો બકવાસ ચાલી રહ્યો છે. તડકો નીકળે અને આ ધુમ્મસ ઊડી જાય તો સારું.'

'ભલે, દસેક દિવસ તડકામાં ભટકો અને ધુમ્મસ સૂકવો.'

'મહેન્દ્ર, મારો મિત્ર, મારો–'

*

દસમા દિવસે બારણું ઉઘાડતાં મીરાએ કહ્યું, 'મને ખબર હતી.'

'શું?'

'દસના અગિયાર દિવસ નહીં થાય એની મને ખાતરી હતી.'

'પહેલાં પાણી આપો.'

'પાણી! મારા પતિની ગેરહાજરીમાં આમ વારંવાર આવવું શું તમને શોભે છે?'

'નાટક બંધ કરો અને છાનાંમાનાં પાણી આપો. નહીં તો–'

'નહીં તો શું? ખબરદાર મારી સાથે આ રીતે છૂટ લીધી છે તો! તમે મને સમજો છો શું!' એની આંખો પહોળી થઈ ગઈ હતી, ચહેરો લાલ હતો અને શ્વાસ જોરથી ચાલતો હતો.

અવધેશ શંકાથી એની સામે જોઈ રહ્યો.

દાંત ભીંસાતાં ચહેરો વધારે લાલ થયો અને એમાંથી હાસ્ય ફાટી નીકળ્યું, 'આંખો કાઢી તે નસો ખેંચાય છે!'

એ રસોડામાં જઈને પાણી લઈ આવી. અવધેશ પાણી પી રહ્યો એટલે સામે બેસીને એણે પૂછ્યું, 'હવે કોઈ શંકા છે?'

'હા, મર્યાદા–'

'એટલે?'

'પત્યું! મર્યાદા એટલે શું એની જ જેને ખબર નથી એની સાથે શું ચર્ચા કરવી?'

મીરાએ શરમાઈને કહ્યું, 'મારે વિશે ગમ્મતમાં પણ આવું બોલાય?'

'સૉરી. પણ વાત એમ છે કે હવે આપણે એ તબક્કે આવ્યાં છીએ, જ્યાં આપણે, એમ સમજો કે, લીટી દોરવી પડશે.'

મીરાએ ઊભાં થવાનું કરતાં કહ્યું, 'ક્યાંકથી ચૉક લઈ આવું.'

'ચૉક લાવશો તો બહુ ફાયદો નહીં થાય. મોં ઉપર, હાથ ઉપર લીટા દોરીશ અને પછી ત્યાં અટકીશ જ એની શી ખાતરી?'

'હવે તમે તમારા વિચારો રજૂ કરો.'

'શરીરરૂપી પિંજરમાં–'

'સરખામણીઓમાં પડ્યા વગર સીધી વાત કરો. એ સહેલું પડશે. પિંજરમાં નકામા અટવાઈ જશો.'

'સીધી વાતમાં થોડીક અભદ્રતા આવી જાય તો ચાલે ને!'

'લોટ ખાવો અને દોણી સંતાડવી...એ લોચો પડ્યો! બે-ત્રણ પ્રયોગોની ગૂંચ પડી ગઈ.'

'મને લાગે છે, અહીં આપણે અટકીએ. અને બીજી રીતે વિચારીએ તો જેટલી સ્પષ્ટતા થઈ છે તે પૂરતી નથી શું?'

'હવે કોઈ વધારે સ્પષ્ટતાની જરૂર છે શું?'

*

ગુજરાતની નારીઓનાં શરીર ઉપર રેશમી વસ્ત્રો વીંટવા માટે મહેન્દ્રને બે-ત્રણ મહિને એક વાર બૅંગલોર તરફ ઊડવું પડતું. એમાં અનિવાર્યતા હતી.

તે સાંજે જમતી વખતે મીરા બહુ બોલી નહીં. ડિશ ધોવા માટે રસોડામાં જવા અવધેશ ઊભો થયો એને ઇશારાથી બેસાડી દીધો. 'સવારે જોયું જશે', કહી એ આવીને સામેની ખુરસીમાં બેઠી. અવધેશે પૂછ્યું, 'કેમ આમ?'

'શું?'

'ખૂબ ઉદાસ લાગો છો. થાક લાગ્યો છે?'

'ખબર નથી પડતી.'

'કે પછી સ્વામીનો વિરહ સતાવે છે?'

'એવું પણ હોય. હોઈ શકે ને?'

'હોઈ શકે. હું એ સમજું છું.'

મીરાએ આંખો લૂછી.

'શું થયું?'

'તમે બધું નથી સમજતા?'

'થોડુંક સમજું છું, થોડુંક નથી સમજતો.'

'મને તો એમ હતું કે આપણે ગમ્મત કરીએ છીએ.'

'અમુક પરિબળોમાં પોતાની તાકાત હોય છે. મોટી શિલાને એક વાર રમતમાં પણ સહેજ ગબડાવવામાં આવે–'

'પણ આપણે તો હવાના સૂક્ષ્મ સ્તરોમાં ઊડતાં હતાં. ત્યાં ફક્ત શબ્દો જ હતા.'

'ઊડવામાં તરલતા હોય એટલે એક સ્તરમાંથી બીજામાં, પછી ત્રીજામાં ઊતરવાનું-ચડવાનું બને.'

'આપણી ચતુરાઈ, આપણી વાક્પટુતા–'

'ફક્ત એમને જ દોષ દઈને છૂટી નહીં શકાય. હવે એ બધાંને વસ્ત્રોની જેમ ઉતારીને બહાર મૂકીએ.'

'કોઈ છૂટકો નહીં હોય?'

'એક રસ્તો છે.'

'શું?'

'મારો મિત્ર આ ક્ષણે ધસી આવે અને હાથ લંબાવીને કહે, "દુષ્ટ! મારી ભોળી અબળાને ભરમાવે છે?" '

'ભોળી ભામિની. પણ આવે વખતે આવી ક્રૂર ગમ્મત કરવી એ તમને શોભતું નથી.'

'ઊભાં થાઓ.'

'આટલી બધી અનિવાર્યતા?'

'ગ્રીક ટ્રેજેડી જેવી.'

'ભઈસા'બ! જે કરવું હોય તે કરવું, પણ મોટાં નામ ન આપવાં.'

'આમ ગંભીર થઈ જાઓ તે નહીં ચાલે.'

'તો શું કરું?'

'આ ફરજનું કૃત્ય નથી. માટે ઊડવું પડશે, પાંખો ફફડાવવી પડશે.'

'એ બધું ફરજિયાત?'

'હા, ફરજિયાત. અને છેલ્લો એક વ્યાકરણનો મુદ્દો.'

'એ શું?'

'આ બહુવચનને પણ બહાર મૂકવું પડશે.'

❐

## સાભાર સ્વીકાર

**ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. (મુંબઈ-૪૦૦ ૦૦૨ અને ૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૦૬)નાં**

**ગ્રંથનો પંથ:** લે. રમણલાલ જોશી, કિં. રૂ. ૮૦. **ઝલક સપ્તમી :** લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૫૦. **સહયોગ:** અનુ. ઉત્પલ ભાયાણી, કિં. રૂ. ૫૦. **ભદ્રંભદ્ર (કથાસાર) :** સંક્ષેપકાર : શાંતિલાલ મેરાઈ કિં. રૂ. ૧૫. **ગીત-વિશેષ અવિનાશ વ્યાસ** – પાંદડું લીલું ને રંગ રાતો: સંપા. સુરેશ દલાલ, કિં. રૂ. ૮૦. **મુક્તકમકરન્દ:** લે. હરિવલ્લભ ભાયાણી, કિં. રૂ. ૩૦. **ખલીલ જિબ્રાન:** સં. સુરેશ દલાલ, કિં. રૂ. ૧૦. **વૉલ્ટ વ્હિટમન:** સં. સુરેશ દલાલ, કિં. રૂ. ૧૫. **હરમાન હેસ:** સં. સુરેશ દલાલ, કિં. રૂ. ૧૫.

**એન.એમ. ઠક્કરની કંપની (૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦ ૦૦૨)નાં**

**સ્ટુડિયો:** રમેશ દવે, કિં. રૂ. ૧૧૫. **મુકામ પોસ્ટ હૃદય:** દિલીપ રાવલ, કિં. રૂ. ૮૫. **કૉફીહાઉસ:** વિપિન પરીખ, કિં. રૂ. ૬૫. **એક લાલની રાણી:** હરીશ નાગ્રેચા, કિં. રૂ. ૬૫. **આપણો અક્ષરવારસો:** કિશોર પારેખ, કિં. રૂ. ૯૫. **આ કવિતા તેમને માટે:** વિરાફ કાપડિયા, કિં. રૂ. ૬૫. **હસે તેનું ના ખસે:** લલિત વર્મા, કિં. રૂ. ૬૫ **તારાપણાના શહેરમાં:** જવાહર બક્ષી, કિં. રૂ. ૧૫૦.

# આંખનાં રતન

વીણા ઉપાધ્યાય

કઢીને ઊકળવા મૂકીને ધારાએ ફ્રિજ ખોલ્યું. મસાલો તો પહેલેથી કરી નાંખ્યો હતો, પણ લીમડાનો ડબ્બો તેણે શોધ્યો, તો મળ્યો નહીં. આમેય આ ઘરમાં દાળ કે કઢી બંનેમાં લીમડો નંખાતો હોવાથી દરરોજ લીમડાની જરૂર પડતી. આથી લીમડાનાં પાનને છૂટાં પાડીને એક ડબ્બામાં ભરીને ફ્રિજમાં મૂકી રાખવામાં આવતાં. ધારાને ડબ્બો દેખાયો નહીં. એકદમ તેને યાદ આવ્યું. ગઈ કાલે લીમડાનાં છેલ્લાં બે-ચાર પાન હતાં તે વાપરીને ડબ્બો જ ઘસવા માટે કાઢી નાંખ્યો હતો. દાળ હોય તો તો ચાલી જાત, પણ કઢી હોવાથી ધારાને થયું, લાવ, જરા બાજુના ઘેરથી લીમડાના ઝાડ પરથી બે-ચાર પાંદડાં તોડી લાવું. પોતાના વિચારને અમલમાં મૂકવા તેણે ગૅસ ધીમો કર્યો અને ઝટપટ સ્લિપર પહેરતીક ને બહાર નીકળી. બાજુનું ઘર છોડીને પછીનું ઘર ધીરજમાસીનું હતું. બારણામાં પ્રવેશતાં જ તેણે તેમને હીંચકા પર બેઠેલાં જોયાં. થયું, નક્કી, હવે આ ડોશી છોડશે નહીં. અને થયું પણ એમ જ. ધારાને આવતી જોઈને તે થોડાં ટટ્ટાર થઈ ગયાં. પણ કંઈ બોલ્યાં નહીં. ધારાને નવાઈ લાગી. દરરોજની જેમ તેણે તેમને બોલાવ્યાં,

"કેમ છો માસી?"

"ઓહ, ધારાબહેન કે... આવ... બેસ જરા વાત કર."

ધારા ઉચમુચ બેઠી.

"બોલ બેન, એમ ને એમ તો તું આવે નહીં."

"હું તો માસી, લીમડો લેવા આવી હતી." ધારાથી બોલાઈ ગયું. પણ પછી પસ્તાવો થયો. આ ડોશી હવે લીમડાને તેમના સાસુએ કેવા જતનથી વાવ્યો હતો, તેની કેવી કાળજી રાખતાં હતાં, અને તેનાં પાન તોડવાની શરૂઆત કરતી વખતે કેટલાં બધાં લોકોને બોલાવી બોલાવીને લીમડાનાં પાન આપીને આનંદ માણ્યો હતો તે આખી વાત વિગતવાર કહેશે. પણ આજે તે કંઈ બોલ્યાં નહીં. એટલું જ કહ્યું,

"તે બેન, લઈ જા ને તું તારે..." કહી તે પાછાં તકિયા પર અઢેલીને આરામથી બેસી ગયાં.

ધીરજમાસી કોઈ દિવસ આ રીતે ટૂંકમાં વાત કરીને કદી બેસી ન જાય. કંઈક વિસ્મયથી તે તેમના તરફ જોઈ રહી. પછી કંઈ પણ બોલ્યા સિવાય તે અંદર ગઈ. વાડામાંથી લીમડો લઈ તે ઝટપટ બહાર આવી. અને ઉતાવળ હોવાથી પાછી વળી ગઈ.

સાંજે નોકરીથી છૂટીને પાછાં ફરતાં ધારાએ ધીરજમાસીને હીંચકો ખાતાં જોયાં. રોજની જેમ તે ઘડીક ઊભી રહી.

"માસી, કેમ છો?"

"આવી ગઈ, બહેન!" કહી તે ચૂપ થઈ ગયાં.

વાતાવરણની, ઇધરઉધરની એમ બે-ચાર વાત કરીને ધારાએ સવારથી પોતાના મનમાં ઘૂંટાતો પ્રશ્ન પૂછી નાંખ્યો, "માસી, તમારી તબિયત સારી નથી કે શું?"

"ના રે બહેન, સારી છે ને? કેમ તને એવું લાગ્યું?"

"ખબર નથી. પણ મને તો સવારે પણ તમે કંઈક ચિંતામાં, મૂંઝવણમાં હો એમ લાગ્યું હતું. અને અત્યારે પણ એવું જ લાગે છે. સવારે જરા ઉતાવળમાં હતી એટલે પૂછ્યું નહોતું. તમે કહો કે ન કહો, પણ કંઈક ઊંડા વિચારમાં, ચિંતામાં તમે છો જ."

"ચિંતા તો કંઈ નથી. પણ મારી આ આંખે હવે ઝડપથી ઝાંખપ વધતી જાય છે. શહેરમાં જઈને કોઈ સારા ડૉક્ટરને બતાવવાનો વિચાર છે. તેથી મારા દીકરાઓને કહેવડાવ્યું છે, પણ તેમના તરફથી કંઈ જવાબ નથી આવ્યો.'

"ઓહ! પત્ર લખ્યો હતો?"

"હા. અને બે દિવસ પર એક જણ સાથે મોઢામોઢ સંદેશો કહેવડાવ્યો છે. પણ..." તેમણે વાક્ય અધૂરું છોડી દીધું. ધારાને સહાનુભૂતિ થઈ આવી. ધારાને ખબર હતી કે તેમના બે દીકરા શહેરમાં રહેતા હતા.

"તે માસી, કાગળની વાત તો એવી છે કે આપણું ટપાલતંત્ર આખું ખાડે ગયું છે. એટલે પત્ર તો મળ્યો પણ હોય અને ન પણ મળ્યો હોય. અને તમે આપેલો સંદેશો ત્યાં પહોંચશે એટલે તમારા દીકરા દોડતા આવશે."

ધીરજમાસી ધારા સામે જોઈ રહ્યાં. તેનું છેલ્લું વાક્ય સાંભળી તે પાછાં ઉત્સાહમાં આવી ગયાં. "વાત તો તારી સાચી છે, બહેન. મારા કનુ અને મનુ તો બે આંખનાં બે રતન છે. નક્કી, તેમને કાગળ મળ્યો જ નહિ હોય, નહિતર આવ્યા વગર રહે નહિ."

"અને એવું પણ બને કે તેમને કંઈ કામ આવી પડ્યું હોય અને..." પછી એકદમ કંઈ યાદ આવ્યું હોય એમ તેણે લાગલું ઉમેર્યું,

"માસી, આપણા ગામમાં જે યુવકમંડળ છે ને, તેના કાર્યકરોએ પંદર દિવસ પછી એક નેત્રયજ્ઞનું આયોજન કર્યું છે. એમાં તમે પણ નામ નોંધાવો તો..."

"ના બેન, તું મારા કનુ-મનુને ઓળખતી નથી. તેમને ખબર પડે કે મેં ધર્માદામાં નામ નોંધાવ્યું છે તો મને વઢી જ કાઢે."

"પણ માસી, આ ધર્માદા નથી. લાયન્સ ક્લબવાળા સેવાભાવનાથી આવા નેત્રયજ્ઞો અવારનવાર ઘણે ઠેકાણે યોજતા હોય છે. એમાં શહેરના નિષ્ણાત ડૉક્ટરો આવે છે, અને દરદીઓને તપાસે છે. મારું માનો તો એમાં નામ નોંધાવી દો."

"ના, ના. દીકરાઓ જાણે તો કહેશે કે અમે નહોતા કે તું આવા યજ્ઞમાં દવા કરાવવા બેઠી? ના, ભાઈ, દીકરાને માઠું લગાડીને મારે એવું કરવું નથી. તું જોજે ને બહેન, આજકાલમાં જ દીકરો દોડતો જ આવશે."

"બરાબર છે. સારું ત્યારે માસી, હું ઊઠું?"

"હા બેન, હજી તો રસોઈ બનાવવાની હશે ને?"

"હા." કહેતી ધારા તેના ઘર તરફ ગઈ. તે તેની પીઠ પાછળ ક્યાંય સુધી તાકી રહ્યાં. પછી ધીમે રહીને કપડાંની ગડી વાળતી વખતે સાંધામાંથી ઊકલી ગયેલા ચણિયાને સાંધવાનું કામ લઈને તે બેઠાં. સોયમાં દોરો પરોવવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. હાથ સ્થિર રહેતા હતા, પણ દૃષ્ટિની ઝાંખપને કારણે સોયના નાકામાં દોરો બરાબર જતો ન હોતો. તેમને થયું, હવે આ આંખોનો કંઈ વાંક છે? કંઈ કેટલું ઝીણું ઝીણું કામ આ આંખોએ કર્યું છે! પતિના અવસાન સમયે બંને દીકરા-કિશન ચાર વર્ષનો અને મનીષ બે વર્ષનો – નાના હતા. પતિ તેમને લાડમાં કનુ-મનુ કહેતા અને પછી એ લાડકાં નામ જ વધારે જાણીતાં બની ગયાં. દીકરાને ઉછેરીને મોટા કરવા માટે ધીરજબહેને પારકાં ઘરોમાં અનાજ સાફ કર્યાં; કાલાંમાંથી રૂ કાઢી આપવાનું, સાડી પર ભરતકામ કરી આપવું, પટ્ટા પર ટીકી અને મોતી મૂકી આપવાં, દરેક કામમાં મજૂરી કરી હતી. આ બધાં જ કામમાં આંખે ઘણું જ કામ આપ્યું હતું. આટલાં વર્ષોમાં રાત-દિવસ કામ કરીને તેમણે દીકરાને ઓછું આવવા દીધું નહોતું. તેમને એક પ્રસંગ યાદ આવી ગયો. કિશન તે વખતે સાતમા ધોરણમાં ભણતો હતો. એક દિવસ તે સ્કૂલેથી આવીને સૂનમૂન બનીને ઓટલે બેસી રહ્યો હતો. ધીરજબેન સાડીનો એક પટ્ટો ટીકી ટાંકીને તૈયાર કરતાં હતાં. દીકરાને શાંત અને ઉદાસ જોઈ તેમણે તેને પાસે બોલાવ્યો, "શું થયું, કનુ?'

"કંઈ નહીં."

"તો આવો કેમ થઈ ગયો છે?'

નાનકડા કિશનની આંખમાં પાણી આવી ગયાં. અવાજમાં રડવાની છાંટ ભળી ગઈ. "મમ્મી, બે દિવસ પછી અમારી શાળાનો એક દિવસનો પ્રવાસ જવાનો છે."

"તે?"

"જે જાય ને, તેને પરીક્ષામાં સમૂહજીવનના વિષયમાં પાંચ માર્ક વધારે મળે. મારા તો એ માર્ક જશે." તેણે નાનપણથી જ ગરીબાઈ અનુભવી હતી. એણે માની જ લીધું હતું કે તે પોતે તો આ પ્રવાસમાં

જઈ શકશે નહિ. ધીરજબેનનું હૃદય વલોવાઈ ગયું.

"તારા માર્ક નહિ જાય. તું પણ નામ લખાવી દેજે."

"પણ મમ્મી, દસ રૂપિયા આપવાના છે. અને..."

"અને શું?"

"અને મારી પાસે તો બહાર પહેરવાનું શર્ટ પણ નથી!"

બે યુનિફૉર્મ અને બે ઘરમાં પહેરવાનાં શર્ટ-ચડ્ડી સિવાય કિશન અને મનીષ પાસે પાંચમું શર્ટ જ નહોતું.

"તું તારે નામ લખાવી દેજે. હું તને નવું શર્ટ અપાવી દઈશ." ધીરજબેનના અવાજમાં મક્કમતા હતી. મમ્મી ક્યાંથી પૈસા લાવશે એવો કોઈ પ્રશ્ન તે વખતે નાનકડા કિશનના મગજમાં ઊઠ્યો નહિ. આનંદના ફુવારામાં નહાતો તે આ ખુશખબર પોતાના મિત્રને આપવા દોડી ગયો. ધીરજબેનને બરાબર યાદ છે, બે દિવસ અને બે રાત સતત સાડીના પટ્ટા પર મોતીકામ કરીને તેમણે ત્રીજા દિવસની સવારે વીસ રૂપિયા ઊભા કરી લીધા. આંખનું મટકું માર્યા વગર મોતી ચોડવાથી તેમને આંખો પછીના બે દિવસ સુધી થાકેલી થાકેલી લાગતી હતી. વળી હાથ પણ. ખાસ કરીને આંગળાં સતત કામ કરવાથી અકડાઈ ગયાં હતાં. દસ રૂપિયા કિશનને આપીને બાકીના દશમાંથી જ્યાં સસ્તી કિંમતનાં તૈયાર કપડાં વેચાતાં હતાં તે સ્ટોરમાંથી વીસ રૂપિયાની શર્ટ-ચડ્ડીની જોડી દશ ઉધાર રાખીને લઈ આવ્યાં. અને એ ઉધાર લીધેલા દશ રૂપિયા ચૂકવવા ત્રીજી રાતે પણ તેમણે સતત મોતીકામ કરીને જ્યારે સોય એક બાજુ રાખેલા ડબ્બામાં મૂકી, ત્યારે સવારના છના ટકોરા થયા હતા. દીકરો નવું શર્ટ પહેરીને હસતે ચહેરે પ્રવાસે ગયો ત્યારે તે જોઈને તેમનો બધો થાક ઓગળી ગયો હતો. આ રીતે કંઈ કેટલીયે વાર રાત-દિવસ એક કરીને આ આંખોએ કામ આપ્યું હતું. તો હવે રિપેરિંગ પણ માંગે જ ને! – ધીરજબેન વિચારી રહ્યાં. આ અને આવા કેટલાય પ્રસંગો તેમને યાદ આવી ગયા.

વરસો વીતતાં ગયાં અને છોકરા જુવાન થઈ ગયા અને શહેરમાં નોકરી મળતાં પોતાની વહુઓ સાથે ત્યાં વસી ગયા. દીકરાઓ અને વહુઓ અવારનવાર આવીને મળી જતાં તેમ જ તેમને શહેરમાં આવી રહેવાનો આગ્રહ કરતાં. પણ ધીરજબેનને ગામનું ઘર છોડવું પસંદ નહોતું. જોકે દીકરાઓને રાજી રાખવા કોઈકોઈ વાર તે બે-ચાર દિવસ ત્યાં જઈ આવતાં. દિવસો-મહિનાઓ અને વર્ષો વીતતાં રહ્યાં અને ધીરજબેન હવે લગભગ સાઠ વટાવી ચૂક્યાં હતાં. છોકરાઓ તેમના સંસારમાં સુખી હતા. અને એમને જોઈને ધીરજબેન પણ. ત્યાં વળી અચાનક આંખની તકલીફ ઊભી થતાં તે થોડાં ઢીલાં થઈ ગયાં. તેમના વિચારોનો દોર ક્યાં સુધી લંબાત, કોને ખબર.... પણ બાજુવાળા રમેશભાઈએ બૂમ પાડી, "ધીરજમાસી, તમારો ફોન છે."

"હેં!" કહેતાં તે ઊઠ્યાં અને તે તરફ વળ્યાં. મનમાં થયું, "નક્કી કિશનનો જ ફોન હશે."

ફોનનું રિસીવર કાને ધરતાં જ પોતાનું અનુમાન સાચું પડવાથી ચહેરો આનંદથી ઝગારા મારવા લાગ્યો.

"મમ્મી." કિશન કહેતો હતો, "તું કહે છે, પણ મારાથી હમણાં ત્યાં આવી શકાય એમ નથી. શું આંખને વધારે ઝાંખું દેખાય છે?"

"હા, ભાઈ. ત્યારે જ તને તેડવા બોલાવ્યો હતો ને!"

"પણ હમણાં ઑફિસમાં ઑડિટ ચાલે છે એટલે મારે હાજર રહેવું પડે એમ છે. મનીષને પણ વાત કરી છે. તે પણ જરા રોકાયેલો છે."

થોડું અટકીને કિશને ઉમેર્યું, "તો તું એમ કર. તું કોઈનો સંગાથ શોધીને અહીં આવી જા. આપણે ડૉક્ટરને બતાવીને દવા કરાવી દઈશું."

"પણ ભાઈ....' પણ પછી દીકરાને ફોનનું બિલ વધારે ચઢશે સમજીને તેમણે આગળ બોલવાનું માંડી વાળ્યું.

"કેમ, મમ્મી, તું અટકી કેમ ગઈ? તું અહીં આવી જઈશ ને?"

ધીરજબેને જલદી જવાબ આપી દીધો :

"હા."

"ભલે, તો તું તારે અહીં આવ. પછી આપણે જોઈ લઈશું." અને સામેથી ફોન મુકાઈ જતાં ધીરજબેને પણ ફોનનું રિસીવર ક્રેડલ પર મૂકી દીધું. તે ફોન સામે જોઈ રહ્યાં. તેમને તો કહેવું હતું, કે ભાઈ, પહેલાં જેટલી શક્તિ હવે મારામાં રહી નથી અને સંગાથ ક્યાંથી શોધું? પણ કહેવાનો સમય આવ્યો જ નહિ. દીકરા દોડીને આવશે એમ માનતાં ધીરજબેન થોડાં વધારે ઢીલાં થઈ ગયાં. ઘેર જઈને જમ્યાં, તે પણ યંત્રવત્. પછી હાથમાં માળા લઈને પાછાં હીંચકા પર બેસી ગયાં. ધીમે ધીમે પાછાં સ્વસ્થ થવા માંડ્યાં. વિચારતાં રહ્યાં, છોકરા કામમાં હોય તો જ ન આવી શકે. વાત તો બરાબર જ છે ને! કાગળ ન આવ્યો, પણ ફોન તો આવ્યો ને! આ ફોનના આશ્વાસનથી તેમને થોડું સારું લાગ્યું. આ બે છોકરાઓને ઉછેરવામાં પિતાની ખોટ સાલવા દીધી નહોતી. છોકરાઓ પણ ડાહ્યા નીકળ્યા હતા, જેનો તેમને પૂરો સંતોષ હતો. વાતવાતમાં ડગલે ને પગલે તે કહેતાં, કનુ અને મનુ તો મારી બે આંખનાં બે રતન છે.

બે દિવસ બાદ એક સારો ઠેઠનો સંગાથ શોધીને ધીરજબેન કિશનને ઘેર પહોંચી ગયાં.

કિશનના ઘરમાં આમ તો ઈન મીન અને તીન એમ કિશન, પત્ની મીતા અને પુત્ર રૂપેશ રહેતાં હતાં. ધીરજબેન ત્યાં પહોંચ્યાં ત્યારે એક ખાનગી શાળામાં નોકરી કરતી તેમની વહુ મીતા તો હજી ઘરે આવી નહોતી. છઠ્ઠીમાં ભણતો રૂપેશ ટી.વી. સામે ખોડાઈ રહીને કોઈ મૅચ જોતો હતો. દાદીમાને આવેલાં જોઈ તે કૂદકો મારીને ઊભો થઈ ગયો. દોડીને તે પાસે આવ્યો અને તેમના હાથમાંથી બૅગ લઈ લીધી. પૌત્રનો હરખ જોઈ ધીરજબેનનો મુસાફરીનો થાક જાણે ઊતરી ગયો. રૂપેશે આપેલા ઠંડા પાણીનો ગ્લાસ મોઢે માંડીને તેમાંનું બધું પાણી પી જઈ તેમણે ગ્લાસ તેને પાછો આપ્યો. તેટલામાં મીતા પણ આવી ગઈ. ધીરજબેનને જોઈને મલકતે મુખડે તે બોલી, "આવી ગયાં મમ્મી, તમને રસ્તામાં તકલીફ તો નથી પડી ને?"

"ના, બસમાં જગા સરસ મળી ગઈ હતી."

"ક્યારે, હમણાં આવ્યાં?"

"હા, હમણાં જ આવીને આ પાણી પીધું."

"ચાલો, તો આપણે પહેલાં ચા પીએ." કહેતી તે પોતાના રૂમમાં કપડાં બદલવા ગઈ. રૂપેશ પાછો મૅચ જોવામાં પરોવાઈ ગયો. ધીરજબહેન જરા આરામથી બેઠાં.

બે દિવસ પછી એક દિવસ કિશન ધીરજબેનને ડૉક્ટર પાસે લઈ ગયો. ડૉક્ટરે આંખો તપાસી અને મોતિયાનું નિદાન કર્યું. સામાન્ય રીતે આ ઉંમરે બધાંને આવી તકલીફ થાય છે અને ઑપરેશનથી એ ઠીક થઈ જાય છે એમ કહી વાતવાતમાં ડૉક્ટરે તેનો ખર્ચ છ હજાર અને નેત્રમણિ મૂકવો હોય તો બીજા ચાર હજાર એમ ટોટલ દસ હજારનો ખર્ચ થશે એમ પણ જણાવી દીધું. ઑપરેશન તો બહુ સામાન્ય હોય છે એ જાણવા ઉપરાંત કિશન જાણતો હતો કે તે પછી આંખની કાળજી લગભગ ત્રણ મહિના સુધી તો રાખવી પડતી હોય છે. પત્ની મીતાએ પણ તેને એ જ સમજાવ્યું, પણ જરા જુદી રીતે.

રાત્રે એકલાં પડતાં મીતાએ હળવેકથી પૂછ્યું, "તે મમ્મીની બંને આંખનું ઑપરેશન કરાવી લેવાનું છે?"

"હા, બંને આંખના મોતિયા પાકી ગયા છે, એટલે ડૉક્ટર એમ જ કહે છે."

"તે તમે કહો છો કે દસ હજારનો ખર્ચો છે, તે શું આપણે એકલાંએ આપવાનો છે?"

"કેમ?"

"કેમ, તે મનીષભાઈની શું કોઈ જવાબદારી નથી?"

કિશન મૌન બની રહ્યો. પછી ધીમેથી બોલ્યો, "મીતા, આપણે આપણી ફરજ બજાવવાની. મનીષ શું કરે છે તે આપણે જોવાનું નહિ."

"કેમ નહિ જોવાનું? પહેલાં નાના હતા, કુંવારા હતા ત્યારે વાત જુદી હતી. પણ હવે એ પરણ્યા, ઘર વસાવ્યું, તો પણ મા પ્રત્યેની તેમની કોઈ ફરજ નથી?"

"પણ બાને ત્યાં નહીં ગમે. તું જાણે તો છે કે મમ્મીની નામરજી છતાં તેણે વાણિયામાં લગ્ન કર્યું ત્યારથી જ તેને તેના તરફ અણગમો છે. વળી..."

"વળી શું?"

"વળી આપણે બંને કમાઈએ છીએ અને તે બિચારો એકલો..." મીતાએ પતિની વાતને અડધેથી કાપી નાંખી. 'બિચારા એકલાની જ આવક આપણા બંનેની આવકના સરવાળા કરતાં વધારે છે તેનું તમે ગણિત માંડ્યું છે કદી? અને ખાનાર કોણ, તો હૂતો-હૂતી."

કિશન મીતાને સમજાવવા ગયો–

"પણ..."

"પણ બણ કંઈ નહિ. વચ્ચે બાને પેટમાં પથરીનું ઑપરેશન કરાવવાનું હતું ત્યારે આપણે જ એમને અહીં રાખી એમની ઊઠવેઠ કરી હતી. ફરી પાછું, પડી ગયાં અને પગે ફ્રેક્ચર થયું ત્યારે પણ લગભગ છ મહિના અહીં જ રહ્યાં હતાં. મનીષભાઈ કે મોહિની ફક્ત કોઈ વાર ખબર જોવા આવતાં, પણ કદી બે બિસ્કિટનાં પડીકાં પણ લાવ્યાં હતાં બા માટે ? તમે જ વિચારો. આ વખતે તો આંખના ઑપરેશનની વાત છે. કેમ મનીષભાઈ દોડીને આવ્યા નહીં? આંખની પ્રસિદ્ધ હૉસ્પિટલ તો તેમના ઘરની સામે જ છે!"

કિશનને લાગ્યું કે મીતાની વાત તો સાચી છે. ડૉ. શ્રીવાસ્તવની હૉસ્પિટલ તો શહેરમાં બહુ વખણાય છે. ત્યાં જ ઑપરેશન કરાવ્યું હોય તો?

પતિને વિચારમાં પડેલો જોઈ મીતાનો ઉત્સાહ વધી ગયો, "આ વખતે મનીષભાઈને માથે જવાબદારી નાંખી દો, મારું માનો તો. આપણને કરવામાં કંઈ વાંધો નથી. પણ એ ક્યારે જવાબદારી લેતાં શીખશે?"

કિશને સંમતિમાં માથું નમાવ્યું, "તારી વાત સાચી છે. કાલે હું તેની સાથે વાત કરીશ."

પણ તેણે બીજે દિવસે વાત કરવા માટે ફોન કરવાની જરૂર પડી નહિ. સવારે આઠ સાડા આઠે મનીષ અને મોહિની ધીરજબેનને મળવા આવી પહોંચ્યાં. તે વખતે તે મંદિર ગયાં હતાં. આમ-તેમની વાત કરી કિશન મૂળ વાત પર આવ્યો.

"મનીષ, મમ્મીને બતાવ્યું તો ડૉક્ટરે કહ્યું છે, મોતિયા છે. એક હમણાં અને બીજો પંદર દિવસ પછી એમ વારાફરતી કઢાવી લેવો પડશે." તે અટક્યો.

"હા, તમે મને પહેલાં ફોન પર જણાવ્યું હતું કે આંખ બતાવવા મમ્મી આવવાની છે. તે મોતિયા છે એવું કહે છે, ડૉક્ટર?"

"હા, હવે મને એક વિચાર આવે છે. તારી સોસાયટીની બહાર નીકળતાં જ નાકા પર આંખની હૉસ્પિટલ છે. તેના ડૉ. શ્રીવાસ્તવ બહુ વખણાય છે. કહે છે કે તેમના હાથમાં જશ છે. તો ત્યાં મમ્મીના મોતિયાનાં ઑપરેશન કરાવીએ તો?"

"સરસ, ત્યાં જ કરાવી લઈએ. પણ મોટાભાઈ, મોહિની, આજથી પંદર દિવસ માટે તેના પિયર જાય છે. તેના ભાઈ સુરેશનાં લગ્ન છે ને! તો... મમ્મીની જવાબદારી... ઑપરેશન કરાવીને અહીં લાવવી પડે અથવા મારે ત્યાં ભાભીએ આવવું પડે." તે ખસિયાણું હસ્યો.

"અચ્છા, પણ તારી ભાભીને હમણાં સ્કૂલમાં પરીક્ષા છે એટલે પેપર તપાસવાનાં આવે અને રૂપેશને પણ જોવો પડે. તારે એવી કોઈ ઝંઝટ નથી એટલે મારું કહેવું એવું છે કે આ વખતે ઑપરેશનની જવાબદારી તમે લોકો સંભાળી લો."

પોતે નોકરી નથી કરતી અને પોતાને સંતાન નથી એવાં બે મહેણાં એક સાથે માર્યાં છે એમ સમજી સમસમી ગયેલી મોહિનીનું મન કડવાશથી ભરાઈ ગયું. તે તતડી ઊઠી,

"મારું રિઝર્વેશન થઈ ગયું છે. એટલે હમણાં તો હું રોકાઈ શકું તેમ નથી. પણ હું આવું પછી રાખો તો..."

"એના કરતાં એમ કરો મોટાભાઈ, કે જે આંખને ઇમર્જન્સી ઑપરેશનની જરૂર છે તે તમે કરાવી લો. શ્રીવાસ્તવની હૉસ્પિટલમાં જ, જોઈએ તો. અને બીજી આંખનું હું કરાવી લઈશ. ત્યાં સુધીમાં તો મોહિની પણ આવી જશે. એટલે કોઈ પ્રૉબ્લેમ નડે નહિ."

"ચાલો, એમ રાખો. આમેય બા કહે જ છે ને, કે કનુ ને મનુ તો મારી બે આંખનાં રતન છે! તો આપણે બંને એક એક રતન વહેંચી લીધાં, એમ ને?" કિશને વાતનો વીંટો વાળી દીધો.

ક્યારનાં મંદિરેથી પાછાં આવીને દરવાજા પાસે

ઊભાં રહીને બંને દીકરાઓની વાતચીત સાંભળી રહેલાં ધીરજબેન સડક થઈ ગયાં. પછી જાણે હજી હમણાં જ આવ્યાં હોય એમ તે હસતે ચહેરે અંદર પ્રવેશી મનીષમોહિનીના ખબરઅંતર પૂછવા લાગ્યાં.

રાત્રે ક્યાંય સુધી તેમને ઊંઘ ન આવી. બેચેનીથી તે પાસાં ફેરવતાં રહ્યાં. એક મન કહેતું હતું કે જોયું, બંને છોકરા એકબીજા પર જવાબદારી ઢોળી દેવા કેવા તત્પર થઈ ગયા છે! અને બે આંખ પણ જાણે મિલકત હોય તેમ વહેંચી લીધી! બીજું મન કહેતું હતું કે તારે એ બધી પંચાત કરવાની શી જરૂર? કામ કરવા તો બંને તૈયાર છે, પણ સંજોગો જ જરા એવા આવી ગયા છે કે આવી ગોઠવણ કરવી પડી. વિચારો ને વિચારોમાં ગોથાં ખાતાં ધીરજબેનની આંખ ઘેરાવા લાગી. કંઠે શોષ પડ્યો હતો તેથી પાણી પીને સૂઈ જાઉં એમ વિચારી તે ઊઠ્યાં. રસોડા પાસે આવેલા કિશનના રૂમમાંથી ધીમો પણ સ્પષ્ટ અવાજ આવતો હતો. ન ચાહવા છતાં તેમના કાન પર થોડા શબ્દો સર્યા. અને તે ઊભાં રહી ગયાં.

"તું ગમે તે કહે, પણ મેં તો મનીષને સ્પષ્ટ શબ્દોમાં ઑપરેશનની જવાબદારી લેવા સમજાવ્યો જ હતો ને, તું જ કહે!"

"હા, પણ એ કેટલા હોશિયારીપૂર્વક ખસી ગયા તે તમે જોયું નહિ?"

"ખસી ક્યાં ગયો છે? બિચારો તૈયાર જ છે ને, પણ હવે સાળાનું લગ્ન આવે તેમાં તે શું કરે? અને બીજું ઑપરેશન પોતે કરાવશે એમ તો કહ્યું છે ને?"

"તમે જોયા કરો. બિચારો બિચારો કરો છો, પણ હું તો તમને લખીને આપું કે તે કંઈ કરશે નહિ, કેમ કે કદી તેણે કોઈ કામ કર્યું છે કે કરવાનું ગમે? હું બોલું તો ખરાબ લાગે, પણ બંને આંખનું ઑપરેશન આપણે જ કરાવવું પડશે. બીજી આંખનો મોતિયો કઢાવવાનો થશે ત્યારે ગમે તે બહાનું આગળ ધરીને ઊભા રહી જશે. કહેશે કે મોટાભાઈ, મોહિનીની તબિયત સારી નથી. તમે જ કહો ને, હું શું કરું? અને મોટાભાઈ કહેશે કે કંઈ વાંધો નહિ, અમે જ કરાવી લઈશું."

"પણ અત્યારથી આવી વાત કરવાનો શું અર્થ?" કિશન થોડો ગુસ્સે થઈ ગયો.

"કેમ અત્યારથી? જે બનવાનું જ છે તે હું તો તમને જણાવું છું."

"તો, તારે શું કરવું છે તે મને કહીશ?"

"મારે કંઈ કહેવાનું નથી. મેં ગધેડી પકડી છે એટલે હું જાણું જ છું કે મારે જ બધું કરવાનું છે. ને હું કરીશ. પણ તમે કેટલા ભોળા છો કે તમને બધા બનાવી જાય છે તે સમજાવવા માંગું છું."

ધીરજબહેનથી આગળ કંઈ સાંભળી શકાયું નહિ. તે ત્યાંથી ખસી ગયાં.

સવારે તેમને પોતાની બૅગ તૈયાર કરતાં જોઈ મીતા ચોંકી ગઈ. "આ શું મમ્મી, તમે ક્યાં જવાની તૈયારી કરો છો?"

"ઘેર જાઉં છું."

"ઘેર? કેમ, અરે સાંભળો છો?" તેણે કિશનને બોલાવ્યો. દાઢી કરતો કરતો તે ત્યાં આવ્યો અને મમ્મીને બૅગ સાથે તૈયાર જોઈ પાસે આવ્યો.

"કેમ બા, ક્યાં ચાલ્યાં?" તે મજાકમાં ઘણી વાર મમ્મીને બદલે બાનું સંબોધન કરતો.

"ક્યાં, તે બેટા, ઘેર. રાત્રે જ મને યાદ આવ્યું, સોળમી તારીખે પેલા લંડનવાળા મામા આવવાના છે. મને ફોન કરીને કહ્યું હતું. આજે પંદરમી તો થઈ. હું જરા બે-ચાર દિવસ જઈ આવું."

"પણ, તારી આંખોનું ઑપરશન....?

'હું પાછી આવું પછી ઑપરેશનનું વિચારીશું."

કિશનને કંઈ બોલવાપણું રહ્યું નહિ. તે જાણતો હતો કે મમ્મી એક વાર નક્કી કરે એટલે એ મુજબ કરીને જ રહે.

ચારેક કલાક બાદ જ્યારે ધીરજબેન પોતાને ઘેર પહોંચ્યાં, તો સૌથી પહેલું કામ તેમણે ધારાને બોલાવીને નેત્રયજ્ઞમાં પોતાનું નામ નોંધાવી દેવાનું કર્યું.

❐

# બે ધૂળા, ધૂળાપરના

રામચન્દ્ર પટેલ

મારા ગામના બે ધૂળા. બંને જણાની જુદી જુદી જાતિ. એક ધૂળો ભંગિયો હતો, બીજો વાઘરી કોમનો. બંને શરીરે કાળા, પરંતુ કાયાઓ જોઈ હોય તો કઠણ કદવાળી, ભરાવદાર. ઉંમરમાં બંને સરખા. નહિ ઊંચા કે નહિ ઠીંગણા, માપસર. ચાલ ઝડપી, પણ થોડીક ઠેકડાવાળી ખરી. એમની હેડચા સહુને ગમે. મને તો વિશેષ.

કહેવાય છે કે પાંચ પાંચ દીકરીઓ પાછળ દીકરો નહિ હોવાને કારણે મા-બાપે પોતપોતાની કુળચંડિકાઓના પારે જઈને પાંચપાંચ નારિયેળનાં તોરણ ચડાવી ખોળા પાથર્યા હતા. પછી ચોપડ નહીં ખાવાની બાધા લીધી ત્યારે ખાસ્સી મોટી આવરદામાં ઘેર કંદોરિયા જન્મ્યા. ધૂળો ભંગિયો અવતરેલો શ્રાવણ વદ આઠમની બપોરે અને ધૂળો વાઘરી રાતના પૂરા બાર વાગ્યે. બંનેનાં ઘોડિયાં બંધાયાં. દીકરીઓ લાડ કરી કરીને જબરી હીંચોળે. ફઈઓને હરખ હરખ... એક દહાડો ગાલે મેશનાં ટીલાં કરી ઢમઢોળિયાં ખવડાવીને 'ધૂળા' નામ પાડી દીધાં અને વહેલા વહેલા મોટા થવાના દઈ દીધા ઉમકળા. બસ, પરસાળમાં હાલરડાં ગવાયાં ને ભાંખડિયે ચાલતા ચાલતા રમતા થઈ ગયા જલદી, જલદી, પછી તો ફળિયાં છોડીને રખડવા માંડ્યા હતા ગામમાં.

મારા મહોલ્લામાં હંમેશ એ બેય આવે. વહેલી સવારે ગગલી ભંગડીની સાથે હોય ધૂળો ભંગી ત્યારે સાંજના વાળુ વેળાએ જમની વાઘરણ જોડે વાઘરી ધૂળો. જો કોઈક બપોરે બંને જણા અચાનક આવી ચડ્યા તો ઓળખાય જ નહીં કે કયો ધૂળો ભંગી હશે કે કયો ધૂળો વાઘરી. બંનેની આંખો જોઈ હોય તો સફેદ સફેદ ફૂદાં ચળકે. નાક જાણે શાલિગ્રામના મણકા. ગોળ માથાંઓ પર છટલાની જેમ છવાયાં હોય જટિયાં, એય પાછાં મુખડા બાજુ ગૂંચળાંબદ્ધ ઢળતાં અડે, લટકે. પહેરણ તો ફાટેલાં, ખભાઓને ઢાંકતા ગંદા કોલરો, ડોકમાં લટકે એક એક ડોડી. હશે માતાજીના નામની. કાળિયા કૂતરા સાથે હું એમના તરફ ધપું તો એ ટેઢાંમેઢાં ધોકાં ઉગામે ને પાછા ચોખ્ખું માખણિયું હાસ્ય ઉડાડીને એ એવા દોડે કે જાણે ઊડતા જતા ન હોય ધૂળીના ગોટા!

મારી દાદી કહેતાં કે ઈમના ડોહાનાય ડોહા હારે આપણો ઘરોબો. ચોમાહામોં છાપરું પડ્યું તોય ટેકો. કપડાં ફાટ્યાં તોય લૂગડાં. ભૂખ્યાં છોકરાંવનં દાઁણા આલી આલી જિવાડ્યાં સે. પાછું છાશવારે છાશ–વારતેવારે હારુંખોટું રાંધણું રાંધ્યું ઈ આલવું પડ, ભૈ. વાઘરી દેઈ જોંય સે દાતણ. દિવાળીનું મેરમેરાયું. માતાજીનો રથ તંબોળવો વૉય તો હાજર. તિયારે ભંગિયો ઘરઆંગણું, ફળિયું સાફ કરસ, પાછી માંથે ખળાની ચોકી. શેતર ટોવે ટોવે નં ગોંમમાં હાદ પાડે ઈ જુદો.

હું મા અને દાદીના બોલ વાગોળતો વાગોળતો વાણિયા-બ્રાહ્મણ, સોની-સુથારના છોકરાઓની સાથે નિશાળમાં દાખલ થયો, ભણવા માંડ્યો. વર્ગ વર્ગ દરેકના મકાન કરતાં સારા. પ્લાસ્ટરવાળા. ઉપર વિલાયતી નળિયાં. બારણે બારણે વનવેલા, મેંદીડમરા, તુલસી. બારીઓ તો ફટાફટ ઊઘડે, વખાય. હવા-તડકો બંને ભેળાં આવીને ભોંય પાથરણાં પર પથરાય. મઘમઘ ઝગી ઊઠે અમારો વર્ગ. ભણવાનું શરૂ થાય એટલે એક બુલબુલ ઊડી આવીને બારી-છજાના સળિયા પર બેસીને બોલવા માંડે. બિંગ બૂઈંગ બુઈંગ. ને હું એને ધારીને જોયા કરું. સાંભળ્યા કરું. ખુરશી પર બેઠા બેઠા ચશ્માંવાળા ચાંદામિયાં માસ્તર બૂમ પાડી ઊઠે. જો એમનાં ચશ્માં નાકદાંડી આગળ આવીને અટકી ગયાં તો બધા હસે. હુંયે હસી ઊઠું. એ મને મારે. વર્ગ બહાર કાઢી મૂકે. બંદાને તો જોઈતું

હતું ને મળ્યું. શાળાના વરંડાનો ઉત્તર લોખંડી ઝાંપો વટાવું ત્યાં સામે ઊભો હોય ધૂળો વાઘરી. એ આપે, કૂંણી કૂંણી ખટમટી કેરીઓ. હું એના બદલે બિસ્કિટ, સીંગચણા ધરું તો લીધા વિના ચાલ્યો જાય સીમવગડા તરફ. જો દક્ષિણ ઝાંપે નીકળ્યો તો અચૂક મળી જાય ધૂળો ભંગી. એની પાસે ધોકા સિવાય કંઈ ન હોય, માગે ચણામમરા. આપું. એ લઈને ખાતો ખાતો પહોંચે ટેકરીઓ પર ચરતી-ફરતી બકરીઓ જોડે. ભણતાં ભણતાં ધૂળા ભંગીને ઘણું ખાવાનું આપ્યું ત્યારે ધૂળા વાઘરીએ મને મનગમતું આપ્યે રાખ્યું. છેલ્લે આપ્યું હતું એણે વાંસનું પિપૂડું અને ઘોડાલિયું. એ બંને વાજિંત્રો નિશાળમાં વગાડ્યાં, લગાડ્યાં ને ઘેર પણ. હજીયે સાચવી રાખ્યાં છે મારાં દાદીના વસાવેલા પટારામાં.

પછી ભણ્યા વગરના એ બે ધૂળા ક્યાંક ક્યાંક ગામમાં દેખાઈ આવે. ખાસ તો કોઈ વરઘોડો ચડ્યો હોય તો અચૂક હાજર. રાત્રે ઢોલ-ત્રાંસાં, શરણાઈના અવાજોમાં આગળ જતા પુરુષો, વચમાં અલકાતા મલકાતા, ઘોડા ઉપર બેઠા હોય ગુલાબી ગુલાબી વરરાજા. પાછળ બનીઠની ઝગમગ વાણિયણો અગર નાગર સ્ત્રીઓ, એ લગનગાણાં ગાતી હોય. સૌથી પહેલો માથે પેટ્રોમેક્સ ઉપાડીને ચાલતો હોય ધૂળો વાઘરી. ને પેલો ધૂળો ભંગી તો મફતની વહેંચાતી બીડીઓ-સિગારેટો, સોપારીકટકા લઈ લઈને ભેગાં કરતો માલૂમ પડે. જો કોઈના મરણ પાછળનો વરો, બારમું કે ઉજમણું મંડાયું તો મહોલ્લાનાકે, મંદિરદેરાં – ઓટલે વાઘરી કોમની બાઈઓ છોકરાંઓની એંઠ માગવાના હેતુએ ઠઠ્ઠ જામી હોય છતાં પેલો હોય નહીં, પણ ભંગી સ્ત્રીઓના વચમાં કાળા બિલાડાની જેમ બેઠેલો ધૂળો ભંગી નજરે પડી જાય. ધૂળો વાઘરી તો કોઈએ બાધાઆખડી કે માનતા માટે માતાજીની રમેણ બેસાડી હોય ત્યાં જણાય. ડાકલું વગાડતો મેલડીમાની રાગોળ "માડી આવાં નં જંતર વાજાં વાગ્યાં, માડી આવાં નં લીલાં નગર જાગ્યાં. માડી આવાં નં..." બોલતો, ગાતો એને સાંભળવો એક લહાવો. ગામમાં એ ઓછો આવે. ઘણુંખરું સીમસીમાડે ચાડ ગા' ખરાબે રખડતો, ફરતો હોય, એના મોઢે હોય પંખીઓની બોલી.... મોટે ભાગે એના દાદા જીવણિયા જોડે અમારા આંબાવાડિયાનાં ખેતરોમાં નવા રોપેલા આંબાછોડને પાણી અને વાડકાંટો કરવા ખંતથી વળગી પડીને, કંઈક કામ કરવામાં વખત વિતાવે.

વચ્ચે હું ભણવા અમદાવાદ ગયો. કદીક ગામ આવવાનું બને. મોટરમાંથી ઊતરી ગામભાગોળ વટાવી ઘર બાજુ ચાલવા માંડું ત્યાં સામે ધૂળો વાઘરી ઊભો હોય, નીચે પડી હોય એની છાબડી. એમાં હોય બોરાં, રાયણો. પાકી રાયણો તો ખોબો ભરીને ધરે. એ ખાસ્સો ઊંચો મારા જેવડો, ચોખ્ખો પહેરણ અને પટ્ટાવાળા લેંઘા પર. ગળાસોતી દબાવી રાખી હોય દાતણની ભારી. એની આંખો તો જોડાજોડ બેઠેલાં બે પારેવાં. હું બેપાંચ રાયણો ઉપાડીને ચાખું. પછી એ મને પેલી ભારી આપે. એમાં બાવળ, વડવાઈ તથા લીમડાનાં સેળભેળ હોય તાજાં દાતણ. એના પૈસા ધરું તો એ ન લે. જરાય લાંબો હાથ ન કરે. એની છાબડીમાં છૂટા પૈસા નાખીને હું ચાલવા માંડું તો એ બધાય પૈસા પકડી લઈને પૂંઠળ દોડતો આવી મારા ઝભ્ભાના ખિસ્સામાં. એના હાથ સાથે ખિસ્સું દબાવી રાખું. ના.... ના. પાડતો એ પાછો દુખાયો એમ બોલીને એ કાઢી નાખે ખાલી હાથ પોતાનો. પૈસા રહી જાય મારા ખિસ્સામાં. પાછળ દેખું તો ધૂળા વાઘરીનાં રોમેરોમ હર્ષઘેલાં, ને પીઠમાં છલકાતો હોય સારું કામ કર્યાનો ઉમંગ. દૂર દૂર રસ્તાના વાંકવળાંકમાં સમાઈ જતો એને તાકી રહું હેતભર... પછી ભાગોળ વટાવીને આગળ જાઉં ત્યાં કોઈ ખડકી, શેરી, ફળિયાનાકે ઊભો રહેલો ધૂળો ભંગી મને જોઈ લઈને દોડતો નજીક આવી ઊભો રહી સામે હાથ લાંબો કરી બોલી ઊઠે, 'માલિક... હંમજી જોં નં...' એ પણ હોય પહેરણ અને પટ્ટાવાળા લેંઘામાં. હું દાંતણની ભારી માટેના રહી જવા પામેલા ધૂળા વાઘરીના પૈસા ધૂળા ભંગીને આપી દઈને ચાલતી પકડું. એ પહેલાં ધૂળા ભંગીના પગ ઉતાવળા શિવરામ કંદોઈની દુકાન બાજુ... કે દખ્ખણાદા ખાંચામાં પેલા પીઠોડી ગલ્લે.

કદીક જો ઘરમાં બંને ધૂળાઓની વાત કાઢી બેસું

તો મા તરત જવાબ દઈ દેતી, "બેય બઉ હારા છ, ટાંપાગરા. કાલ તારી દાદી પછીત પાંહે, લોટ પોંણી બેહ્યાં તો ઈમનું મેલું ધૂળાભંગીએ ઉપાડી લીધું. મોલ્લામોં કૂતરું-બિલાડું મર્યું. તોયે ઈ ખેંચી ઢેઢૂડીએ નાંસી આવ છ. જોઈતો વોય તાણ દોરો-ધાગો, ડોડી મંતરી લાવ, અનં ભેંસ, બળદ, પાડું માંદું પડ્યું તો લોટો પોંણી પીઠ પર ફેરવી ટૂસકું કરી જાય છ. વળી મર્યું તો મિયોરનં કઇયાવે ઈ જુદો. ઈનં પઈપઈસો આલીએ તો પૂન્ય. પેલોય ધૂળો લીલાં મરચાં, મૂળામોગરી, રેંગણાં, લહણ કીધા વના પહોંચાડછ ઈનું કારણ તું નંઈ જોણતો વોય. આપણું મૂળચીનું આંબાવાડિયું ઈનો બાપ વાવી ખાય છ, હમજ્યો ?"

કોકકોક વાર મોટેરાંના કહેવાથી ધૂળા વાઘરી બાજુ ખેંચાયેલું ચિત્ત ફટ ધૂળા ભંગી પર બેસતું. એ મહત્ત્વનો બની જતો. એનું કામ ગંદવાડ હટાવવાનું, પરોપકારી. લોકોને એ ઉપયોગી થતો રહે, અને પૈસા-દાણા માગે એ એની મજૂરીનું ફળ. ધૂળો વાઘરી મને કે ઘરના માણસોને કંઈક આપે એની કિંમત લેતો નથી, એ ઉપકાર કરતો નથી, ખેતર વાવવા આપ્યું છે. અમારી ભલાઈના બદલામાં વધુ લઈને ઓછું આપે છે એમાં પેલા આંબાઓની ઊપજ દબાવી રાખીને રાજી રાખવાની કુટેવ હશે, છતાં ઊંડે ઊંડે ભીતરમાં થતું કે ધૂળા વાઘરીને બોલીની કરવટો બદલતાં આવડતું નથી, છે નિર્દોષ. એના કોષ કોષ ઊજળા...

બંને ક્યારે પરણ્યા. વહુઓ આણાં કરીને ક્યારે ઘેર આવી તથા એમનાં મા-બાપ ક્યારે મર્યાં એ મને ખબર પડી ન હતી. ભણવામાં પાછલું એકાદ વરસ તો ઘર-ગામ બાજુ લમણો રાખ્યો નહિ. પછી વેપારની પેઢીએ રહ્યો. કોક વાર ઘેર આવું. મા અને દાદીને ભેગો થઈને પાછો અમદાવાદ. દાદી ગુજરી ગયાં. એ સમાચાર મળતાં ઘેર આવ્યો. રૂપેણ નદીકાંઠાના સ્મશાનમાં ખરસોડીના જાળા પર છૂટું સૂકવેલું ખાપણ લેતો ધૂળો ભંગી દેખાયેલો. એ ઠરેલ ગૃહસ્થી જેવો ભર્યો-ભાદર્યો. માથે કાળી ટોપી, સફેદ ધોતી-પહેરણ. શરીરે પાછી ઉપર કાળી બંડી. હાથમાં જેડી. બળતી ચેહને દૂરથી નમીને પછી બધા ડાઘુઓને કપાળ સુધી જેડી લાવી લાવી માથા સાથે નમસ્કાર કરીને મારા પ્રત્યે કશુંક લેવાની લાલચભરી આંખ નાખી, ધતૂરાના ફૂલની જેમ હલાવીને એ ચાલતો થયો, ત્યાં કોક બોલી ઊઠ્યું હતું :

"ધૂળો, પટાવાળો પંચાયતનો, ખાઈ બદ્યો સે, ગોંમના રસ્તાય વાળતોય નથ નં વઉનં આ ઠેલી મેલી રાતમોં, માં-બાપ આલજ્યો એંઠ... ફળિયે ફળિયે ફરીનં ઈની વઉ રોટલારોટલીનું તપેલું ભર સ. આંગણે ઈના બકરીઓ જોય સે તગડીબંબ ઇતેડા જેવી. આપણ કેટલાંકનં તો ગમાંણે નાંસવા પૂળા-સોતુંય નથ નં પેલી પાલીભંગડીના તપેલામાં..."

દાદીનો નશ્વર દેહ ચિતામાં ઓગળી ગયા બાદ બધા ઊઠ્યા. ગામ બાજુ વળ્યા. છેલ્લે જતાં જતાં પૂંઠળ આછીપાતળી બળતી ચેહ તરફ દૃષ્ટિ માંડું ત્યાં ધૂળો ભંગી અને એની વહુ પાર્વતી બંને વધેલાં કાષ્ઠ ભેગાં કરતાં દીઠાં. પડતી રાતનું આછું આછું અંધારું સ્મશાનમાં ઘેરાવા માંડ્યું હતું.

દાદીમાની અંત્યેષ્ટિક્રિયા પછી બારમાના દહાડે આખું ગામ જમાડ્યું. અછૂત પણ જમ્યાં. ધૂળો વાઘરી, એના બે છોકરાય કેમ આવ્યા નહિ ! – થયું. બીજા દિવસે ટિફિનમાં રાંધેલા મગ અને ઊનો ઊનો શીરો ભરીને વહેલો ઊપડ્યો આંબાવાડિયે, ત્યાં ભાગોળે પહેલો ભેટ્યો ધૂળો ભંગી. એ જેડી સાથે માથું નમાવીને નમ્યો. જલદીથી રૂપિયા રૂપિયાની બે નોટો આપીને ગામ-ગોંદરું છોડ્યું. પછી એક નેળિયામાં ચડી ગયો હતો. સવારના તડકામાં આળસ મરડીને બેઠો થયેલો રસ્તો તાજો ચળકે... ધૂળ ઉપર પંખીઓ હોલાં... કાબર-ચકલાં હરેફરે. સ્વચ્છ આભ માઘફાગણનું મહેકે. નેળિયાનાં બંને પડખાં થોરની વાડથી મઢેલાં, અંદર હવા ન હાલે કે ચાલે. ચૂપ ટાઢક. એમાં થોડેક આગળ ગયો. સામેથી કોક... એ ધૂળો વાઘરી હતો. માથે ફાળિયું, શરીરે એકલું મેલુંગૂણું બાંડિયું. ધોતિયું, ઢીંચણ સુધી વાળીને કેડે ખોસેલું. પગ ઉઘાડા. મોઢા પર દાઢીમૂછ. આંખોની પાંપણો પર ધૂળ ખેપટ, ડોકમાં રુદ્રાક્ષનો મણકો લટકે. એક હાથમાં વાંકું ધોકું તો બીજા હાથમાં પકડ્યું હતું ટીનનું ખાલી ડબલું.

–કોણ ધૂળો?

–ઓળશ્યો ખરો. ચ્યમ ઓંમ શેઠ બાપુ, વ્હેલા વ્હેલા...

–તને મળવા.

–ઈમ, મું તો મધ પાડવા...

–હેંડ, આંબાવાડિયે.

અમે વગડા તરફ સાથે સાથે ચાલવા માંડ્યા. નેળિયું અડધું વટાવ્યું હશે ત્યાં કશુંક ઊડતું આવીને મારી છાતીએ વળગ્યું. હું ચમક્યો. ધૂળાએ ઊભો રાખીને મને, પેલા તીતીઘોડાને વખોડી લઈને બાજુના થૂવર પાંદડામાં મૂક્યો. એનું મોઢું ખુશખુશાલ. થોડાક આગળ હેંડ્યા. વચ્ચે કશુંક પડેલું જોતાં જ ધૂળો દોડ્યો હતો. પીઠ સોતા પડેલા ભોંયકાચબાને ઉપાડી, ધૂળ-કચરો ખંખેરી, ઢાળ પરની થોર ગૂંચો, ઘાસવાળા ભાગમાં હળવાશથી મૂકી દીધો હતો.

–ધૂળા...

–હોં... ભગતિયો ડબગર હ. ઈમોંથી મેલડીમા પરગટ થ્યાં અતાં, પસ બીજાં બધાં.

એમાં મને વિષ્ણુના મત્સ્ય-કચ્છ અવતારોનું સૂચન લાગ્યું. સાથે કશ્યપ ગોત્રનો થયો હતો ઝબકારો. તીતીઘોડા પર મારો હાથપંજો વીંઝાય એ પહેલાં કાળજીથી એણે કેવો સંભાળી લીધો, જેમ કૃષ્ણે કુરુક્ષેત્રમાં ટિટોડીનાં ઈંડાં, બચ્ચાં... એ વધુ બોલ્યે રાખે તો ઠીક રહે, થયું, ને એ પાછો ધીરેથી બોલ્યો હતો :

–આખો મલક જીવમાતરનો, બધાંનં જીવવાનો હક્ક, હવા, પરકાશ અનં માટીમોંય ઈમનો હિસ્સો.

–પાછો એ બોલતાં બોલતાં અટક્યો. અને એની આંખ દૂર ચાડ-ખરાબામાં ખેંચાઈ ચોંટી પડી. નેળિયું પૂરું થઈ ગયું હતું. મેં દેખ્યું તો એક અજગર સાથળ સાથળ, કેડ જેટલો અધ્ધર થઈ થઈને પાછો સરકે, દોડે. આગળ સસલાનું બચ્ચું, આડુંઅવળું ચક્કર પર ચક્કર લગાવતું હતું. ધૂળો ધોકો ઊંચો કરીને મુખમાંથી સિસકારાભર્યા શબ્દો કાઢતો વાલિયા લૂંટારાની જેમ દોડ્યો, પછી તો સસલું, પેલો અજગર અને એ પોતે ત્રણે જણાં એક વાંઘામાં ઊતરી પડ્યાં. તડકો આખા ચાડને ઘેરી વળ્યો હતો.

ધૂળો વાઘરી મને પરગજુ, જીવો પ્રત્યે લાગણી પોષનારો લાગ્યો હતો. નદી તરફ જતા વાંઘામાં શું થયું હશે? સસલાને બચાવ્યું હશે કે પછી, ન આવ્યો ધૂળો કે એની બૂમ. ચાડ-ખરાબો તો શાહુડીનાં ભાલોડિયાં પીંછાં ઊંચકતું હોય એવું ઝરઝાંખર હલાવી ભેંકાર છોડતું રહ્યું હતું. હું આગળ-આંબાવાડિયા બાજુ પગ દબાવી દીધા હતા.

વાડીબંધું સરસ ઘાટીલું. વાડે વાડે ઝૂલે આમ્રમ્હોર, મંજરીઓ. કોયલના મીઠા ટહુકા ઊડે. અંદરનાં ખેતર જાણે અતલસ રંગ્યાં. ઢેકવોકૂવો અને જોડે એનો કૂબો. આંગણે પરાળ પર ઊભેલા બે નાગા છોકરા. સૂર્ય માથા પર આવવા થયો છતાં ન જણાયાં બદીકાકી કે ધૂળો વાઘરી. આખરે મેં ટિફિન ખોલ્યું. અલગ અલગ વાસણોમાં શીરો અને મગ પેલાં બાળકોને સરખે હિસ્સે વહેંચી આપ્યાં. બંને જણા ખાવા લાગ્યા ત્યાં ધૂળો આવ્યો.

–બદીકાકી નથી?

–નહ. દાદી મર્યાં, ઈના પોંચ દા'ડા પ્હેલી ઈય... અન્ન કોળિયાનં નોં ઠુકરાવાય, મું માંફતનું ખાતો નહ. પાસું મરેલાનું? વાડીબંધામોં રત રતના પાક. ટાઢમોં તુવેરનો લીલવો, લહણની દડી, રાતડિયાં, ડુંગળી ઉગાડું હૂં. ઉનાળે આંબાની શાખો. પસ શ્યું જોંય આયખામોં ભલા. તમારો ભાગ કાઢતાં કશુંય બચતું નહ છતાં મે'નત-મજૂરી કરું હૂં. માટીનં જ્યમ મસળીએ ઈવું આલે રાખ્ખ. છીયાંની મા-એ પાપ કર્યું નં ઈ મરી.

–પાપ–

–હાસ્તો, બાજુના ખરાબામોં કચ્છી ભરવાડ ઘેંટાં લેઈનં પડ્યાં. કોકે ઈનં અફેંણ વેચવા આલ્યું. મુંને ખબર નય. છીયાંની મા વેચવા સેરાળુ ગય. ખાખીઓનો માર ખાધો નં લેંબુની ઊપજ ખોય. ભઈ, ઈમોં શ્યું રહ જતું અતું ક અફેણ વેચીનં પૈહા રળવાનું? પસ ઈ નોં જીવી શકી.

–જે થયું એ થયું. હવે બીજું...?

–ઈ શ્યું બોલ્યા રોંમ, બીજું બૈરું મણદાણેય નોં કરું હોં. છીયા છાતીએ, અંઈ ઘોની જયમ હરશેફરશે.

વાંદરાંની જયમ ખાશે – કૂદશે. રોઝડાંની જયમ રખડશે. મોટા થાહ પસ પોતપોતાના માળા. અંઈ વાંદરાંટોળું આવ તો ઈક વાંદરાનં પકડીનં બાબુડાની આંગડી પે'રાવીનં છૂટું... તંઈ બધાં જાય રે જાય નાઠાં ઠેઠ ખરાબામોં, ઈમનાં ટોળાં પર ગોફેણ નોં નાખું. પેલા અજોરિયાનં અધમૂઉં કરી મૂચ્યું નં હહલાનં બચાયું હતું...

–કાંય બીજું, પૈસાબૈસાની જરૂર–

–નાં રે બાપા, પૈહા ઉપાડાં – હાટાં ખોટાં. તમે આવતા રે'જો. તમાર બાપદાદાઓએ ખેડેલી જમીં જોવા...

હું ઊભો થયો. એણે ખંતથી શણગારેલી આંબાવાડિયાની દુનિયાને મેં માણી લીધી. લીંબુ થોડાંક માગ્યાં તો હરખથી આપ્યાં, સાથે લીધા કોયલના બે-ચાર ટહુકા. ચાલ્યા છીંડા બહાર. ધૂળો નેળિયા સુધી મૂકવા આવ્યો હતો. એના છાપરાનો પરોણો એટલે? મેં પાછા વળી જવાનું ઘણું કહ્યું છતાં એ ત્યાં ઊભો જ રહ્યો. એ વરસાદી વાદળ જેવો ચોખ્ખો. એ છેલ્લે છેલ્લે બોલેલો કે 'મધબધ જોયતું વૉય તો....' પ્રત્યુત્તરમાં ના પાડતો હાથ ઊંચો કરીને હલાવ્યો ને નેળિયું લાંબું લાંબું થતું ગયું હતું...

ગામ આવવાનું થયું છતાં એ ભુલાયેલો નહિ. એણે કદી કશુંય માગ્યું નથી. કોઈ વસ્તુ લેવાની લાલચ નહિ. પોતાની મહેનત પર ટકવાનો ભરોસો-પારકાનું એક સોતુંય ના ખપે. દરેક જીવ તરફ પ્રેમભાવના, અને નાના જીવને જો મોટો જીવ પીડે તો સાંખી ના લે એ એની મૂડી. ધૂળનું રૂપ.નિખાલસતાથી ભર્યો ભર્યો ધૂળો વાઘરી મારા ધૂળાપર ગામનો! ને પીપળો પાદરનો ફરફરી ઊઠ્યો, એના નીચે તીતીઘોડો કાચબો અને ધૂળો ત્રણે જણા નજીક નજીક ઊભેલા લાગ્યા.

ગોંદરું વટાવીને જરાક ભાગોળતોરણમાં પ્રવેશું ત્યાં સામેથી કેટલાક ચમાર લોકો મરેલા ઢોરને ઉપાડી ખેંચી લઈ જતા જોયા. એમની પૂંઠળ પેલો ધૂળો ભંગી, એનો કાળો કોટ, ગીધની જેમ પાંખો હલાવતો હાંફભેર થેકડા લેતો, મોંમાંથી લાળ પાડી ખેંચાતો જતો હતો. મેં બોલાવ્યો છતાંયે જોયા વગર બસ એ પેલા મરેલા ઢોરની પાછળ ઉતાવળો વેગમાં...

❒

## સાભાર સ્વીકાર

**સ્મૃતિની સાથે સાથે:** લે. ચંદ્રહાસ ત્રિવેદી, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૦૦. **નવા ચંદ્રની કૂંપળ:** લે. લાલજી કાનપરિયા, પ્ર. પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુનિસિપલ કૉર્પોરેશન સામે. ઢેબર રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૮૦. **લોકપ્રિય નવલિકા સંગ્રહ:** સં. કૃપાશંકર જાની, પ્ર. સુમન પ્રકાશન, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, ૧૭૮૮/૧, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. કિં. રૂ. ૮૦. **ક્ષણોના ઝબકારમાં:** લે. માવજી કે. સાવલા, પ્ર. માનવ વિકાસ કેન્દ્ર, સરદારશ્રીની પ્રતિમા પાસે, જૂનું ટેલિફોન એક્સચેન્જ બિલ્ડિંગ, વલ્લભવિદ્યાનગર-૩૮૮ ૧૨૦, કિં. રૂ. ૩૦. **આમ આદમીની એસ.ટી., આમ આદમીના ચૅરમૅન:** પ્રકાશક: એસ.ટી. પૂર્વ અધ્યક્ષ શ્રી વિનોદચંદ્ર શાહ સન્માન પ્રકાશન સમિતિ, c/o વિશ્વગુર્જરી, બી/૨, અજન્ટા કોમર્શિયલ સેન્ટર, આશ્રમ રોડ, અમદાવાદ-૧૪, કિં. રૂ.૭૫. **જીવલેણ રોગો : કારણ અને નિવારણ:** લે. વૈદ્ય વજુભાઈ વ્યાસ, પ્ર. શ્રી એમ.પી. પટેલ ફાઉન્ડેશન, ૩-૪, વિઠ્ઠલભાઈ ભવન, સરદાર પટેલ કૉલોની રેલવે ક્રૉસિંગ પાસે, અમદાવાદ-૧૩, કિં. નથી. **પ્લૅનેટેરિયમની કથા** (પરિચય પુસ્તિકા- પ્રવૃત્તિ ૯૭૩): લે. જે. જે. રાવળ, પ્ર. પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૨, કિં. રૂ. ૬. **ગુજરાતી સાહિત્યિક સામયિકો:** પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૯૭૪: લે. કિશોર વ્યાસ, પ્ર અને કિં. ઉપર મુજબ. **બંધારણની ઘડતરકથા:** પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૯૭૫, લે. નગીનદાસ સંઘવી, પ્ર. અને કિં. ઉપર મુજબ.

# પથ્થરની દોસ્તીમાં ત્વચા પણ મરી ગઈ..

**રમેશ પારેખ**

*પથ્થર એ મારી કામના ક્યારેય હતી નહીં.*
*પથ્થર એ મારી કામના છે.*
*કેમ કે–*
*તમે આધિપત્યના જોરે બધું જ બંધ કરી દીધું છે.*
*આપણાં લોહીમાં એકલો અંગારવાયુ જ આવન-*
*જાવન કરે છે.*
*અંદરની હવા,*
*બહાર નહીં જાય તોય જગતને નુકસાન નથી.*
*મને ચિંતા છે બહારની હવા અંદર આવતી નથી એની.*
*મને જોઈએ ખુલ્લું આકાશ.*
*મને જોઈએ ધોમ ધખતો તાપ.*
*મને જોઈએ વરસતો વરસાદ.*
*સુસવાટે વાતો પવન જોઈએ મને.*
*મારી તૈયારી કાચઘરમાં દફન થવાની નથી.*
*આ કાચઘરને*
*અંદરથી તોડે એવો પથ્થર શોધું છું.*
*પથ્થર એ મારી કામના છે.*
*પથ્થર એ મારી કામના ક્યારેય હજો નહીં!*

**હર્ષદ ત્રિવેદી**

કવિ શ્રી ત્રિવેદીના આ રચના ઘણું ઊંચું નિશાન તાકે છે. આદિમાનવ અને પથ્થરની દોસ્તી પાષાણયુગથી શરૂ થઈ છે. કહેવાતી આ દોસ્તી હંમેશ માનવજાતને યુદ્ધના માર્ગે લઈ ગઈ છે. આદિકાળમાં પથ્થરનાં હથિયારથી લડતા મનુષ્યો હવે એ કે-૪૭ જેવી રાઇફલોના ધડાકા કરતા થઈ ગયા છે. તોપ અને રાઇફલ એ બીજું કંઈ નથી, પણ પથ્થરનું જ અદ્યતન આતંકવાદી રૂપ છે. પથ્થરથીય વધુ ઘાતકીપણું આ નવાં હથિયારોમાં ઠાંસીઠાંસીને ભરવામાં આવ્યું હોય છે. એમાં બે મત નથી કે હથિયારો હંમેશાં ધિક્કારની ભાષા બોલે છે ને બર્બરતાનો પ્રચાર-પ્રસાર કરે છે. એટલે જ કહેવાનું મન થાય છે કે જીવતા મનુષ્યને મડદામાં ફેરવી નાખતી આ ચીજ મનુષ્ય-જાતિ માથે ઊતરેલ આ દુર્નિવાર શાપ છે. સદીઓની સદીઓ પછીય હજુ આ શાપિત નારકીય દશામાંથી આપણે બહાર નીકળી શક્યા નથી. આપણે બુધ્ધુની જેમ બુદ્ધ અને યુદ્ધની પરિસ્થિતિ વચ્ચે નિર્જીવ લોલકની જેમ ઝોલા ખાઈ રહ્યા છીએ. આ અનિર્ણયની તલવાર આપણા માથે કાયમને માટે લટકતી થઈ ગઈ છે, તેથી આપણી માનવીયતાનો ગ્રાફ દિનબદિન નીચે જઈ રહ્યો છે તે માટેની ચિંતા કે ફુરસદ આપણને નથી.

આમ તો મનુષ્ય મૂળે સાલસ અને સહિષ્ણુ પ્રાણી છે. તેનું લોહી હિંસક નથી. પણ તેનામાં તેની સ્વાર્થબુદ્ધિએ અને ભયગ્રંથિએ હિંસકતાને જન્માવી છે. એ હથિયારની નહીં, હૈયાની ભાષામાં બોલવા હરેક વાર પ્રયત્ન કરે છે, પણ તેનું નસીબ તેને યારી આપતું નથી. એ જ વાત કવિ આ રચનામાં ધ્વનિત કરે છે:

*પથ્થર એ મારી કામના ક્યારેય હતી નહીં.*

હરેક મનુષ્યને હથિયારની નહીં, પ્રીતિની ગરજ હોય છે. અને પથ્થરની કે કોઈ હથિયારની તાતી જરૂર કયારેય હોતી નથી. એટલે તે ગાઈવગાડીને કહે છે કે પથ્થર એ મારી કામના ક્યારેય હતી નહીં. આવું વિધાન કર્યા પછી તે પોતાના વિધાનને ઉલટાવી નાખે છે ને કહે છે કે પથ્થર એ મારી કામના છે. આ વાત તેનાં શાણપણ અને સમજમાંથી કૂંપળરૂપે ફૂટી છે. પથ્થરની કામના શા માટે છે તેનો તેમણે તરત ખુલાસો પણ આપ્યો છે.

*પથ્થર એ મારી કામના છે*
*કેમ કે*
*તમે આધિપત્યના જોરે બધું બંધ કરી દીધું છે...*

માણસ સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઈને એટલો નીચે ઊતરી આવ્યો કે તેણ શસ્ત્રોના સોદા દ્વારા મોતનો વેપલો માંડ્યો, હિંસકતાની હાટ ખોલી. એ શયતાનિયતની શૃંખલા તોડવા કવિને પથ્થરની કામના છે. મોતના સોદાગરોએ ઘીનો ઇજારો હસ્તગત કરીને એવી વ્યવસ્થા ગોઠવી કે સળગતું યુદ્ધ શાંત થવામાં હોય ત્યારે ત્યાં તે ઘી હોમીને આગના તાંડવને પાછું ભયાનક બનાવી શકે. એ યમરાજના આડતિયાઓ પોતાના આધિપત્યના જોરે હથિયાર ને હત્યાઓ વિરુદ્ધ અવાજ ઉઠાવનારાં ક્રાંતિકારી મોઢાંઓની આડે મૌનનો દાટો દઈ દે છે. વ્યક્તિથી માંડી સમષ્ટિ સુધીના જીવનકેન્દ્ર સુધી તેમના

ઘાતકી હાથોએ ઘૂસણખોરી કરી છે. કોઈ એકાદી ઈંટ મૂકી શાંતિનું મંદિર ચણવા કોશિશ કરે તે પહેલાં જ એ ખોફનાક સોદાગરો ક્રાંતિકારીના હાથને કાપી નાખે છે ને ચણતર ધરાશાયી કરી દે છે. તેઓ ત્રાસવાદી છે, હ્રાસવાદી છે. માનવના સુખ અને શાંતિના બધા રસ્તાઓ પર એ મારાઓ ગોઠવાઈને મનુષ્યને આંતરવા ઊભા રહી ગયા છે. પ્રાણવાયુ પર તેમણે પ્રતિબંધ મૂકીને અંગારવાયુની વિપાક્તતાનું ચલણ અમલી બનાવ્યું છે. તેથી–

*આપણાં લોહીમાં*
*એકલો અંગારવાયુ જ*
*આવનજાવન કરે છે.*

કવિ અહીં કેટલીક જાનદાર પંક્તિઓ દ્વારા માનવની આર્તચીસને મૂર્ત બનાવે છે:

*અંદરની હવા,*
*બહાર જાય નહીં તોય*
*જગતને નુકસાન નથી.*
*મને ચિંતા છે*
*બહારની હવા અંદર નથી આવતી એની.*

આ વાત, આ વેદના વિશ્વમાનવ બનવા મથતી જાગૃતિ અને ઋત-અભિમુખ મનુષ્યચેતનાની છે. અંદરની હવા બહાર નહીં જાય તોય જગતને નુકસાન નથી એમ કહેનાર કવિને એકલદોકલ માનવની મુક્તિની અભીપ્સા કદાચિત્ રૂંધાઈ જાય તેની નહીં, પણ વિશ્વચેતનાની વાછંટ આપણા સુધી પહોંચતી અટકાવાય તેની ચિંતા છે. માનવમુક્તિ કાજેનાં શાંતિઅભિયાનોને મૂંગાં ને નિષ્ક્રિય બનાવી નાખનાર નકારાત્મક બળ એ મનુષ્ય સામે ઊભો થયેલો પ્રાણપ્રશ્ન છે. તેના ઉકેલ અંગે માત્ર કવિ જ નહીં, પણ જગતના કરોડો લોકો ધા નાખી રહ્યા છે. તે અવાજ મનુષ્યનું નિકંદન કાઢવા બેઠેલી શઠ અને બર્બર જમાતના બધિર કાનોમાં પહોંચતો નથી, તે સૌની ચિંતાનો વિષય છે. આ માટે કવિ સમસ્ત જાગૃત મનુષ્યો વતી પોકાર પાડે છે :

*મને જોઈએ ખુલ્લું આકાશ.*
*મને જોઈએ ધોમ ધખતો તાપ.*
*મને જોઈએ વરસતો વરસાદ.*
*સુસવાટે વાતો પવન જોઈએ મને.*
*મારી તૈયારી*
*કાચઘરમાં દફન થવાની નથી.*

જાગૃત મનુષ્ય હવે ઇચ્છે છે કે સમગ્ર મનુષ્યજાતિ એવો ઠંડો ને મક્કમ બહિષ્કાર કરે કે હથિયારોને ખુદને જ હડતાલ પર ઊતરી જવાની ફરજ પડે. હથિયારોની અવેજીમાં માનવીને મુક્તિ ખપે છે, શાંતિ ખપે છે, કુદરતનું કરુણામય ગાન ખપે છે, જ્યાં હોય ખુલ્લું આકાશ, ધોમ ધખતો તાપ, હોય વરસાદ ને સુસવાટા દેતો મુક્ત પવન. મનુષ્યના માંસની મિજલસ ગોઠવનાર રક્તપિપાસુ વૃત્તિઓના કારાગારમાં દફન થવાની માનવીની તૈયારી નથી. તેને બંધિયાર કાચઘર તોડવું છે ને તેને માટે જોઈએ છે તેને એક પથ્થર, જે પોતાના દુર્દૈવના ભુક્કા ઉડાડી દે. એ માટે કવિ આર્તનાદ કરે છે :

*આ કાચઘરને*
*અંદરથી તોડે તેવો*
*પથ્થર શોધું છું...*

આ પથ્થરની શોધ એ મનુષ્યની શાંતિની, મુક્તિની, સુખની અને સર્વોદયની અભીપ્સાનો પર્યાય છે. કવિની કામના છે કે તેને જોઈએ છે એ પથ્થર, જે બ્રહ્માસ્ત્રની ગરજ સારે. એ બ્રહ્માસ્ત્ર તેને દુરિતો સામે વાપરવું છે. એક જ વખત તેનો ઉપયોગ કર્યા પછીની મહેચ્છા એ છે કે પથ્થર એ મારી કામના હજો નહીં. પાપોના અને પાશવતાના નિર્મૂલન પછી માનવજાત કલિંગવિજયી સમ્રાટ અશોકની પેઠે પોતાના બ્રહ્માસ્ત્રનું ભગવાન તથાગતનાં ચરણોમાં સમર્પણ ઇચ્છે છે. માનવજાતને, એવું કાચનું કારાગાર તોડી સમસ્ત માનવને મુક્તિ બક્ષે, શાંતિ અને સુખ બક્ષે એવો પારસમણિ જેવો પથ્થર તરત જ સાંપડે તેવી આપણી સૌની પ્રાર્થના હજો. અત્યારે તો આપણી હાલત એવી છે – 'આદિલ' મન્સૂરીના શે'રમાં વર્ણવી છે તેવી–

*આદિલ, હવે તો સ્પર્શનો આનંદ પણ ગયો,*
*પથ્થરની દોસ્તીમાં ત્વચા પણ મરી ગઈ!*

નીતિન વડગામા

**ઊર્મિઓનો સહજ 'ઉન્મેષ'**

*'મને ના સૌન્દર્યે સભર કવિતા કેવળ ખપે,*
*મને પ્હાડો શૃંગો ઝરણ મધુરાં ફક્ત ન ખપે;*
*ગમે તેવું તોયે સરળ ઉરનું સત્ય જ ખપે.'*

–એમ કહીને, પોતાની કાવ્યગતિ અને કાવ્યપ્રકૃતિ પ્રતિ ઇંગિત કરતા કવિ શ્રી ચન્દ્રકાન્ત દેસાઈ, કૃષ્ણભક્તિ અને કૃષ્ણપ્રીતિવિષયક ગીતસંગ્રહ 'ગીતયમુના' (૧૯૯૫)થી ગુજરાતી કવિતાક્ષેત્રે પ્રવેશ કરે છે; તો આ કવિ, યુવાન વયે રચાયેલાં કાવ્યોને 'ઉન્મેષ' સંગ્રહમાં ગ્રંથસ્થ કરીને લાવે છે. કવિ કહે છે તેમ, અહીં કેવળ સૌન્દર્યનું ગાણું ગાતી કવિતા નથી. હા, પ્રકૃતિનાં તત્ત્વો કે નિસર્ગશ્રીની શોભાને નિમિત્તે કેટલાંક કાવ્યો અવશ્ય મળે છે; પરંતુ એ ઉપરાંત પ્રેમ, રાષ્ટ્રપ્રેમ, વાસ્તવદર્શન ને અધ્યાત્મભાવ એમ વિવિધ વિષયો પર પણ કવિની કલમ સતત ગતિ કરતી રહે છે.

'ઉન્મેષ'નાં કેટલાંક કાવ્યો અંતર્ગત પ્રકૃતિનાં રમ્ય ચિત્રો ઝિલાય છે, તો પ્રણયના ભાવોની ભાત પણ રચાય છે. 'શિશિરનું પ્રભાત' શીર્ષકનાં બે સૉનેટ, 'શિશિરમાં ખરતાં પર્ણ', 'વીજળી', 'આવી વસંત', 'ધરતીમાં શોષાતા ઝરણાની વેદના', 'બાગમાં પંખીનો પ્રલાપ', 'મનમસ્તાનું ઝરણું', 'ક્ષિતિજ' જેવાં અનેક કાવ્યોમાં પ્રકૃતિતત્ત્વો એનાં રમ્ય અને રુદ્ર ઉભય રૂપે આલેખાય છે. કવિની કલમે, મનમસ્તાનું ઝરણું એની તરલ ચંચલ ગતિ સાથે વહેતું થાય છે–

*મનમસ્તાનું ઝરણું,*
*હું મનમસ્તાનું ઝરણું,*
*ન્હાનું તોયે સ્વત્વ છલોછલ, નિત વધતું*
*જે બમણું... હું૦* (પૃ. ૫૦)

આમ, પહાડના વજ્જરઅંતરનું અમૃત પીતું, ધરણીને ભીંજવવાના ને ઉદધિને ભરી દેવાના મનોરથ સાથે ગિરિશૃંગથી ઊતરતું, કુંજકુંજમાં મન ફાવે તેમ મોજથી ગીત ગણગણતું ને પથ્થરને પણ કોમળ સ્પર્શને પ્રતાપે સ્નિગ્ધ બનાવતું ઝરણું અહીં સુપેરે ચિત્રાંકિત થાય છે; તો સાથોસાથ કવિના સાબદા કાનને, ધરતીમાં શોષાતા ઝરણાની વેદના પણ સંભળાય છે.

કેટલીક વાર પ્રાકૃતિક પરિવેશ, પ્રણયસંવેદનની અભિવ્યક્તિ માટે ઉપકારક બનીને પણ આવે છે. 'રોકો વીજલડી' ગીતમાં આભલાને કાળજડે ઝબૂકતી ઝીણુંઝીણું મલકતી ને ફૂલડાં વેરતી, રજનીની ચૂંદડીમાં ભાતો ભરતી ને છાનુછાનું ઝબકીને કંઈકને ઝુરાવ્યા કરતી વીજલડીના કામણને કવિ વ્યક્ત કરે છે, ત્યારે પ્રકૃતિના પરિપ્રેક્ષ્યમાં પ્રણયભાવ અભિવ્યક્ત થઈ જાય છે–

*એ તો કારમી કટારી શી હૈયે સરે,*
*મારી આંખલડી આંજી અંધારાં ભરે,*
*મારું નવલું જોબનિયું, કોઈ*
*લૂંટતી રોકો વીજલડી... ઓલ્યા૦* (પૃ. ૯૦)

'પ્રભાતે સનમની ઝાંખી'માં પણ, ઉષઃકાળે થતી પ્રિયપાત્રની ઝાંખી પ્રકૃતિના પરિસર વચ્ચે ઝિલાયેલી જોવા મળે છે. 'પ્રથમ મિલનની પળને', 'વગડાની વાટે' કે 'મુગ્ધાની પ્રતીક્ષા' જેવાં કાવ્યો પ્રીતિનાં ઋજુ-મૃદુ સંવેદનને શબ્દસ્થ કરે છે. 'વગડાની વાટે'ની એકલી અટૂલી એવી નિરાશ નાયિકા' પિયુમિલન માટે ઝૂરે છે ને વગડાની વાટે સંચરે છે ત્યારે સુખદ ચમત્કાર પણ અનુભવે છે! જાણે કે કોઈકની પગલી પડે ને એકાએક અમરાપુરી સર્જાય, કાળજડાં કોરે એવું ગીત અચાનક જ કોઈક ગાય, એકાએક જ મિલનના વીંઝણા વીંઝાય કે પાલવ તાણીને કો'ક થકી સોડે લેવાય! ને આવા ચમત્કારોની શૃંખલાનો સુખદ અનુભવ કરતી કાવ્યનાયિકા દ્વારા, અંતે જતાં કૃતાર્થતા પણ અનુભવાય.

*સાવ રે સૂકી'તી મારી આશાની વેલડી,*
*ત્યાં પાણીડાં પાઈ કરી કોણે લીલી?*
*મારી કટારી મેં તો હૈયામાં સોંસરી,*
*ત્યાં વજ્જરની ઢાલ બની કોણે*
*ઝીલી? વગડાની૦* (પૃ. ૪૦)

'નથી હું માનવી', 'અખબારવાળો' કે 'કંકુ ડોશી' જેવાં કાવ્યો ગાંધીયુગીન વાસ્તવદર્શન સાથે અનુસંધાન ધરાવે છે. 'નથી હું માનવી'માં અમીર-ગરીબ જેવા વર્ગો વચ્ચેની વિષમતા અને ડૂસકાં ભરતી મનુજતાનું કરુણગર્ભ આલેખન છે; 'અખબારવાળો' અંતર્ગત વહેલી પરોઢે ઘૂમીને સૌને અખબાર પહોંચાડતો ને અખબારથીયે સસ્તી એવી જિંદગી જીવતો અખબારવાળો વર્ણ્ય વિષય બને છે; તો સુન્દરમ્‌ની માકોર ડોશીની યાદ અપાવતી કંકુ ડોશી પણ અહીં, વાસ્તવના ઘેરા સ્પર્શ સાથે નિરૂપણ પામે છે–

*પેલી કંકુડી કાળી રે ઘેરઘેર ઠીબાં ઘસે,*
*વળી વાસીદાં વાળી રે હથેળી ને કાંડાં કસે,*
*કામે વહેલી પરોઢે દોડે સહસા,*
*એને ચાંદી ને પિત્તળ સૌ સરખાં.*
*થોડી કાપડી કાજ મારે વલખાં.* (પૃ. ૧૦૬)

કવિ ચન્દ્રકાન્ત દેસાઈનો ઉત્તમાંશ તો પ્રગટે છે ચિંતનદર્શનથી રસાયેલાં કાવ્યોમાં. સરળ ઉરના સત્યનો આગ્રહ સેવતા આ કવિનાં કેટલાંક કાવ્યો સનાતન એવા સત્યગુણથી અને શાશ્વત એવાં દર્શન-મનનથી સભર પણ છે.

*પિવાડ તવ દિવ્ય પેય, વિષ મેં ઘણુંયે પીધું;*
*જિવાડ ક્ષણ એક ભવ્ય, ઘણુંયે જીવ્યો નિર્જીવ.*

એમ કહીને, સુદીર્ઘ પણ નિર્જીવ એવા જીવતરની અપેક્ષાએ એકાદ પણ ભવ્ય એવી ક્ષણ જીવી જવાની ખ્વાહિશ ધરાવતા આ કવિની, દિવ્યતા અને ભવ્યતાની ઝંખના અનેક કાવ્યોમાં વ્યક્ત થાય છે. વિરાટ એવા નભને નેણમાં ભરવાની કે ગ્રહરાશિમાળને ડોકે ધરવાની, લીલેરી વનરાજિની કલગી ઝાલીને સૂંઘ્યા કરવાની કે સતત ગર્જતા ઉદધિને ખોબલીમાં સંઘરવાની અભીપ્સા છે આ કવિને. તો અથાક પુરુષાર્થ કરવાની ને અતાગ ઊંડાણને પામવાની મનીષા ધરાવતા કવિને, ઉરમાં ગેબી અવાજ ઉઠાડવાની ને શતસૂર્યને ઝાંખા પાડી દે એવો તેજપુંજ બનીને પ્રકાશવાની મહત્ત્વાકાંક્ષા પણ છે–

*પ્રકાશ શતસૂર્યનો લઘુ બની રહે એ રીતે*
*પ્રકાશવું મને ગમે, ઉર અવાજ ગેબી ઊઠે.* (પૃ. ૫૨)

એવી જ રીતે, આ પૃથ્વીના મનુજ-અંતરમાં અનેરાં અમરગાન ગજાવવાની ઝંખના ધરાવતા આ કવિને, મૃત્યુનેય ચૈતન્યમાં પલટી નાખવાની તેમ જ અલ્પને અનંતતામાં ને ક્ષુદ્રને ભવ્યતામાં રૂપાંતરિત કરવાની અભિલાષા પણ છે.

*આત્મામૃતે પળપળે રસી રોમરોમ,*
*ચૈતન્યમાં પલટી નાંખવું મૃત્યુનેય;*
*દેવું વિખેરી બધું અલ્પ અનંતતામાં,*
*ને ક્ષુદ્ર. સર્વ પલટાવવું ભવ્યતામાં.* (પૃ. ૭૮)

'દોરવી તેજલકીર'માં પણ કવિ, નાવ વિના પેલે કિનારે પહોંચવા ઉત્સુક એવા ઉરની અધીરતા કે ઊંડા નીરને ડહોળવા તત્પર એવા ચિત્તની આતુરતાને અભિવ્યક્ત કરે છે.

કેવળ સ્વપ્નમાં રમમાણ બની રહેતા મનુષ્યને આ કવિ, સાબદા ને સાવધાન કરે છે, તેમ જ અંધકારના ઓથારને ભસ્મીભૂત કરવાની અને સુષુપ્તિને ફગાવી દઈ અસત્ય, હિંસ્ર તત્ત્વ કે પ્રમાદમાંથી મુક્ત થવાની હાકલ પણ કરે છે. 'માનવી, સાવધાન!' કાવ્યને અંતે કવિ, સ્થિરદ્યુતિ અને ઊર્ધ્વગામી બનવાની અપીલ કરતાં લખે છે–

*નિર્માલ્યતાની ક્ષિતિજો વટાવી દઈ*
*તું મુક્ત શક્તિપુંજ થા;*
*રાગદ્વેષહીન અદ્વંદ્વ ભક્ત થા.*
*તું થા ફના,*
*વિભુચરણવિલોપને તું મસ્ત થા;*
*અસ્થિર અસ્તવ્યસ્ત ના, અશોક ને અનસ્ત થા,*
*નિત્ય સાવધાન થા.* (પૃ. ૬૪)

'જાગ,' 'મનીષા', 'દિવ્યગાન ગાશું' વગેરે પણ કવિની મનભર એવી રચનાઓ છે. અધ્યાત્મભાવથી ઘૂંટાયેલી 'હરિવરનો હિલ્લોળો', 'ખોલ પ્રલયદગ', 'આતમમટકી', 'ગણું એટલુંયે ઘણું' જેવી કૃતિઓ પણ

નોંધપાત્ર ઠરે છે. પરમતત્ત્વમાં તદાકાર થઈ જવાની આત્મતત્ત્વની અદમ્ય અભીપ્સાને કવિ આ પ્રકારનાં કાવ્યોમાં પ્રગટ કરે છે. હરિવરનો હિલ્લોળો અનુભવવાની ભક્તહૃદયની તીવ્ર અને ઉત્કટ એવી અભિલાષાને કવિએ, ગીતના ઊછળતા લયહિલ્લોળ સાથે અભિવ્યક્ત કરી છે તે જુઓ–

*લઈ લ્યો હરિવરનો હિલ્લોળો,*
*લઈ લ્યો હરિવરનો હિલ્લોળો;*
*ભાવ તણા ભરદરિયે ઊછળે*
*અઢળક અનહદ છોળો... લઈ લ્યો૦* (પૃ. ૧૧)

'માઉન્ટ એવરેસ્ટ પર માનવે પગ મૂક્યો ત્યારે', 'ઉનાળે લુહારની દુકાન', 'રાવપુરા ટાવર જોઈને', 'ભાખરા નાંગલ યોજનાને અનુલક્ષીને', 'રાષ્ટ્રધ્વજ', 'બેબલી', 'આવજે, બેની !', 'શહીદની અંતિમ ઇચ્છા', 'નાનો વડીલ' જેવાં પ્રાસંગિક કાવ્યો કે પછી 'પ્રોફેસર આલ્બર્ટ આઇન્સ્ટાઇનને', 'બર્લિનને', 'કવિવર ટાગોરને,' 'જવાહરને', 'પૂજ્ય બાપુજી (પિતા)ને', 'હજી જાણે ઊભા (પ્રથમ પુણ્યતિથિએ)' જેવાં વ્યક્તિવિશેષને નિમિત્તે રચાયેલાં કાવ્યોનું, જેટલું નૈમિત્તિક મૂલ્ય છે, એટલું કવિત્વની દૃષ્ટિએ મહત્ત્વ ભાગ્યે જ છે.

કવિ ચન્દ્રકાન્ત દેસાઈની કલમ ગીત અને છંદોમય અભિવ્યક્તિમાં સમાંતરે સહજ રીતે જ ગતિ કરે છે. કવિને ગીત કલમવગાં છે, તો છંદ પરત્વેની કવિની હથોટી પણ નોંધપાત્ર છે. તો પ્રસ્તુત સંગ્રહનાં કાવ્યોમાં તત્સમ પદાવલીનું પ્રાચુર્ય પણ ધ્યાનપાત્ર બની રહે છે. અલબત્ત, કેટલીક વાર અતિશિષ્ટ પદાવલીના પ્રયોગો ભાવપ્રાગટ્યમાં અવરોધરૂપ નીવડે છે, એ પણ ખરું. કેટલીક વાર કવિનું વક્તવ્ય વધુપડતું મુખર બની જાય છે ત્યારે પણ કવિત્વને ઇજા પહોંચે છે. જેમ કે, '*સરિયામ મારગ વચ્ચે બેધડક રિક્ષાવાળો હાંકે જી*' જેવી કે પછી '*ધોમ ધીકતો હતો / મધ્યવ્યોમે ઉનાળે રવિમુખથી / અગ્નિ ઝરતો હતો / ધોમ ધીકતો હતો*' જેવી કેવળ અભિધામૂલક પંક્તિઓ સીધા વિધાનથી આગળ વધી શકતી નથી. તો '*કાળી મસ કાયનો માનવી ઘણ લઈ / ભઠ્ઠીમાં તપ્ત સળિયા (હૈયા ?) પરે ઘાવ દઈ / ઘાટ ઘડતો હતો*' જેવી પંક્તિમાં પણ, કૌંસમાં 'હૈયા ?' શબ્દ મૂકીને કવિ કથયિતવ્યને બોલકું બનાવી દે છે.

અલબત્ત, આમ છતાં પણ, કવિ ચન્દ્રકાન્ત દેસાઈનાં કાવ્યો અંતર્ગત ઘૂંટાતા ભાવો અને ભાવનાઓ તેમ જ કવિની સાહજિક એવી અભિવ્યક્તિ, એના સર્જનકાળની આબોહવાને અનુરૂપ તો છે જ. આ કવિને સિસૃક્ષાનું વરદાન વારસામાં મળ્યું છે, તો ભક્તિભાવના ભગવા રંગનું સિંચન પણ નાનપણથી જ થયું છે, પરિણામે આ કવિ પાસેથી મળતી કાવ્યરચનાઓમાં, ઊર્મિનું ઊંડાણ અને સંવેદનની સચ્ચાઈ અનુભવાય છે અવશ્ય.

[ઉન્મેષ (કાવ્યસંગ્રહ): ચન્દ્રકાન્ત દેસાઈ, પ્રથમ આવૃત્તિ, ૧૯૯૭, મૂલ્ય રૂ. ૭૫-૦૦, નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ-અમદાવાદ]

□

## સાભાર સ્વીકાર

**આવાગમન:** લે. ચન્દ્રકાન્ત ટોપીવાળા, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૧૦૦. **ચુનીલાલ મડિયા:** નીતિન વડગામા, પ્રકાશક: સાહિત્ય અકાદમી, રવીન્દ્ર ભવન, ૩૫, ફીરોજશાહ રોડ, નવી દિલ્લી-૧૧૦૦૦૧, કિં. રૂ. ૨૫. **પોપટોનો દેશ:** લે. સિપ્પી પળ્ળિપ્પુરમ્, પ્રકાશક: ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. **સુભાષિત-સંહિતા:** લે. રમણલાલ સોની, પ્રાપ્તિસ્થાન : ડૉ. રેણુકા શ્રીરામ સોની, સુતરિયા હાઉસ, ત્રીજો માળ, ભાઈકાકા ભવન પાસે, એલિસબ્રિજ, અમદાવાદ-૬, કિં. રૂ. ૭૦. **રેવતી:** અનુ. ડૉ. રેણુકા શ્રીરામ સોની, પ્ર. ગુજરાત સાહિત્ય અકાદમી, જૂનું વિધાનસભા ભવન, ત્રીજો માળ, ટાઉનહૉલ કૅમ્પસ, સેક્ટર ૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭, કિં. રૂ. ૫૦. **શ્રીપ્રતિષ્ઠાપ્રદીપ:** લે. વિજયશંકર દવે, પ્રકાશક : શ્રી ગજાનન પુસ્તકાલય, ટાવર રોડ, સૂરત-૩, કિં. રૂ. ૧૨૫. **રક્તપિત્ત– સામાન્ય જાણકારી અને સારવાર:** સંપાદક ડૉ. કે.એમ. આચાર્ય, પ્રકાશક: માહિતીખાતું, ગુજરાત રાજ્ય, ડૉ. જીવરાજ મહેતા ભવન, ગાંધીનગર, કિં. નથી.

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

આજના સાહિત્યવિવેચનમાં સંસ્કૃતિની વિભાવના પ્રમુખ સ્થાન લઈ રહી છે, એવું છેલ્લા કેટલાક સમયથી વિકસેલા સાંસ્કૃતિક ભૌતિકવાદ, (cultural Materialism) ઉપરાંત માનવજાતિ વિજ્ઞાન (ethnography), નૃવંશવિજ્ઞાન અને સમાજવિજ્ઞાનના દાખલ થયેલા અભિગમોએ સ્પષ્ટ કરવા માંડ્યું છે. સાહિત્યકૃતિને સૌથી અલગ પાડીને જોવાના ખ્યાલથી દૂર હટીને હવે સાહિત્યિક-ઐતિહાસિક શોધ આગળ વધી રહી છે. સાહિત્યકૃતિ ઇતિહાસમાં રોપાયેલી છે અને ઇતિહાસ ખુદ પણ કોઈ ચોક્કસ સંસ્કૃતિના પ્રતિનિધાન રૂપે જોવાઈ રહ્યો છે. જોનથન ડોલિમોર અને એલન સિનફીલ્ડ જેવાતો સાંસ્કૃતિક ભૌતિકવાદ દર્શાવે છે કે કોઈપણ સાહિત્યકૃતિની સર્જન અને અભિગ્રહણની પરિસ્થિતિઓથી સંસ્કૃતિ અવિયુક્ત છે. નૃવંશવિજ્ઞાનના સિદ્ધાન્તનો સ્વીકાર કરીને આજનું સાહિત્યવિવેચન પણ પારંપરિક રીતે સાહિત્યકૃતિને સંરક્ષતી સંકુચિત સ્વાયત્તતાને પડકારી રહ્યું છે.

અલબત્ત માર્ક્સવાદ અને સાહિત્યના સમાજવિજ્ઞાને 'બાહ્ય' સાથે સાહિત્યકૃતિને જોડવા પ્રયત્ન નહોતો કર્યો એવું નથી, પરંતુ સંસ્કૃતિ અને કૃતિ વચ્ચેના તદ્દન નવા અભિગમથી અત્યારે કામ થઈ રહ્યું છે. સંસ્કૃતિ એ કોઈ કૃતિની સાથે હવે સંલગ્ન વસ્તુ નથી. કૃતિ સંસ્કૃતિ સાથે સંલગ્ન છે એવું માનવાનું છોડીને કૃતિ સંસ્કૃતિનો જ ભાગ છે એવું માનીને આજનું વિવેચન 'સંદર્ભ'ને દાખલ કરી રહ્યું છે. અને આ સંદર્ભ સાથે પ્રતીકાત્મક વિનિમયોની ગતિશીલ વિભાવના સંકળાયેલી છે.

પરંતુ અહીં સંસ્કૃતિનો ઉપયોગ કૃતિને જગત સાથે જોડવામાં થતો નથી. કારણ સંસ્કૃતિ પોતે પણ એક કૃતિ છે. કૃતિ એ કેવળ એના જગતનું પ્રતિબિંબ કે એની અભિવ્યક્તિ નથી. કૃતિ પોતે એ જગતમાં ઉત્પાદન અને કાર્યમાં સક્રિય ભાગ ભજવે છે. સાહિત્યવિવેચનના સાહિત્યકૃતિ પરત્વેના આ અભિગમને સ્ટીફન ગ્રીનબ્લેટ સંસ્કૃતિમૂલક કાવ્યશાસ્ત્ર (cultural poetics) તરીકે ઓળખાવે છે. સંસ્કૃતિમૂલક કાવ્યશાસ્ત્રમાં સંસ્કૃતિ ન તો કલાના ક્ષેત્ર પૂરતી સીમિત છે, ન તો કાવ્યશાસ્ત્ર સાહિત્યકૃતિ પૂરતું મર્યાદિત છે.

સંસ્કૃતિમૂલક કાવ્યશાસ્ત્રે સાંસ્કૃતિક નૃવંશવિજ્ઞાન (cultural anthropology)માંથી ખાસ્સું પોષણ મેળવ્યું છે. અને સંસ્કૃતિમૂલક નૃવંશવિજ્ઞાનનો ખ્યાલ ક્લિફર્ડ ગ્રીર્ત્ઝે આપ્યો છે. શિકાગો યુનિવર્સિટી અને પછી પ્રિન્સ્ટન યુનિવર્સિટીમાં સક્રિય રહેનાર ગીર્ત્ઝે સંસ્કૃતિ અંગેના એકત્વના ખ્યાલને નકારીને સ્પષ્ટ કહ્યું છે કે કોઈ એક જ વિચાર માનવસંસ્કૃતિને વ્યાખ્યાયિત કરી શકે નહીં. કોઈ એક સત્ત્વ કે લક્ષણ સંસ્કૃતિઓને જોડી શકે નહીં. ગ્રીર્ત્ઝ માને છે સંસ્કૃતિનાં સ્વરૂપો ન તો સ્થિર છે ન તો કોઈ એકીકૃત અખિલાઈથી પૂર્વનિશ્ચિત છે. સંસ્કૃતિઓ ગતિશીલ રચનાતંત્રો છે, જેમાં સંકેતો, કૃતિઓ, કાર્યો વિધિવિધાનો જાહેર ઘટનાઓ રૂપે અન્ય સંકેતો સાથે વિમર્શ (negotiate) કરે છે.

આ રીતે માનવકાર્યો જેમાં આકાર લે છે અને અર્થપૂર્ણ બને છે એ સંદર્ભના અભ્યાસ દ્વારા ગીર્ત્ઝ સંસ્કૃતિને સમજવા માગે છે ગીર્ત્ઝે આ સંદર્ભમાં ઘનિષ્ઠ વર્ણન (Thick description)ની પદ્ધતિ સ્વીકારી છે. ગીર્ત્ઝનું માનવું છે કે લેવિ સ્ટ્રાઉસ દ્વારા વસ્તુલક્ષી લક્ષણોની માત્ર યાદી આપીને સંતોષ મેળવતા અ-ઘનિષ્ઠ વર્ણનનો (Thin description)નો કશો અર્થ નથી. સંસ્કૃતિઓને પામવા માટે ગીર્ત્ઝ ઘનિષ્ઠ વર્ણનની પદ્ધતિ મારફતે મૂળ સંસ્કૃતિ ઘટના એ સ્વતઃ પ્રમાણયુક્ત નથી.

ગીર્ત્ઝની આ પદ્ધતિને અપનાવીને સાહિત્યવિવેચન આશયમાં અર્થને શોધવાને બદલે કે લેખક યા કૃતિની માનસિક સામગ્રીમાં અર્થ શોધવાને બદલે સમસ્ત વ્યવહારના માળખાઓ વચ્ચે સાહિત્યકૃતિના પ્રભાવ પર ધ્યાન કેન્દ્રિત કરે છે. કૃતિને અહીં પ્રભાવક પ્રતીક તરીકે સ્વીકારવામાં આવે છે. કૃતિ જેમાં પરિચાલિત થઈ એ સામાજિક અને સાંસ્કૃતિક સ્વરૂપોને જો વર્ણન સ્પર્શતું હોય તો તે ઘનિષ્ઠ વર્ણન છે.

કૃતિનું ઘનિષ્ઠ વર્ણન પરિચિત સ્વરૂપવાદથી જુદું પડે છે. ઘનિષ્ઠ વર્ણન સાહિત્યકૃતિનો અર્થ ન તો માત્ર સાહિત્યકૃતિમાં શોધે છે ન તો સર્વસામાન્ય એવી પૂર્વે હયાત કોઈ પાર્શ્વભૂમાં શોધે છે. અહીં સાહિત્યકૃતિ સંદર્ભે જે વિશિષ્ટ છે તે નવી ઘટનાઓ અને નવી પ્રતિક્રિયાઓ મારફતે સતત નવીકરણ પામ્યા કરે છે.

□

# સાભાર સ્વીકાર

સંસ્કૃત સાહિત્ય અકાદમી (જૂનું વિધાનસભા ભવન, ત્રીજે માળે, ટાઉનહૉલ પાસે,
સેક્ટર ૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭)નાં

**ભારત સ્વાતંત્ર્ય સુવર્ણજયંતી સંસ્કૃત સાહિત્ય શ્રેણી :** સંપાદકઃ ડૉ. ગૌરવ પટેલ દ્વારા પ્રગટ થયેલ નીચેની પચાસ પુસ્તિકાઓ, પ્રત્યેક પુસ્તિકાની કિં. રૂ. ૩૫. ૫૦ પુસ્તિકાઓના સેટની કિં. રૂ. ૧,૨૫૦.

૧. ઉપનિષદો–પ્રા. નાથાભાઈ પાટીદાર, (૨) **ઋગ્વેદ**–ડૉ. ગૌતમ પટેલ, (૩) **કવિ મૂળશંકર યાજ્ઞિકનાં નાટકો**–ડૉ. વાસુદેવ પાઠક, (૪) **કાશ્મીરની શૈવ પરંપરા**–શ્રી સુધીર દેસાઈ, (૫) **કિરાતાર્જુનીયમ્**–ડૉ. રાજેન્દ્ર નાણાવટી, (૬) **કુમારસંભવ**–ડૉ. ગૌતમ પટેલ, (૭) **ક્ષેમેન્દ્રનો ઔચિત્યસિદ્ધાન્ત**–ડૉ. અરુણા પટેલ, (૮) **ગર્ગ-સંહિતા**–કુ.જાગૃતિ પટેલ, (૯) **ગુજરાતનું સાંપ્રત સંસ્કૃત સાહિત્ય**–પ્રા. મધુસૂદન વ્યાસ, (૧૦) **ચાર્વાકદર્શન**–યોગેશ પટેલ, (૧૧) **ચંપૂકાવ્ય – સાહિત્ય અને સ્વરૂપ**–ડૉ. દશરથ વેદિયા, (૧૨) **તિલકમંજરી**–ડૉ. નારાયણ કંસારા, (૧૩) **ધર્મશાસ્ત્ર અને મનુસ્મૃતિ**–ડૉ. રમેશ બેટાઈ, (૧૪) **નાટ્યદર્પણ**–ડૉ. મણિભાઈ પ્રજાપતિ, (૧૫) **પિંગલ-છંદઃસૂત્ર**–ડૉ. ગોવિંદલાલ શાહ, (૧૬) **બે યોગશિખાઓ**–શ્રીમતી કાલિન્દી પરીખ, (૧૭) **ભર્તૃહરિ જીવન-દર્શન**–ડૉ. રંજના દવે, (૧૮) **ભારતીય દર્શનમાં અજ્ઞાન**–ડૉ. એસ્તેર સૉલોમન (૧૯) **મહાભારત**–ડૉ. વસંત પરીખ, (૨૦) **માઘ** ડૉ. અંબાલાલ પ્રજાપતિ, (૨૧) **મુક્તકમર્મર**–ડૉ. હરિવલ્લભ ભાયાણી, (૨૨) **મૃચ્છકટિક**–ડૉ. વસંત પરીખ, (૨૩) **મેઘદૂત** (મૂળ, અનુકરણ, અનુવાદ) – શ્રીમતી નીલમ પટેલ, (૨૪) **યજુર્વેદ**–ડૉ. મુકુંદચંદ્ર ઠાકર, (૨૫) **રઘુવંશ**–ડૉ. સુરેશ દવે, (૨૬) **રામાનુજાચાર્ય**–પ્રા. સી.વી. રાવલ, (૨૭) **રામાયણ**–ડૉ. રાજેન્દ્ર નાણાવટી, (૨૮) **શ્રી રંગ અવધૂતનું સંસ્કૃત સાહિત્ય**–ડૉ. ઉમા દેશપાંડે, (૨૯) **વિવેકચૂડામણિ**–ડૉ. રમેશ બેટાઈ, (૩૦) **વિવિધ સ્વરૂપે તુલસીજી**–શાસ્ત્રી રજનીકાન્ત પુરોહિત, (૩૧) **વેદોમાં રાષ્ટ્રીય ભાવના**–ડૉ. પ્રજ્ઞા જોશી, (૩૨) **શિવતત્ત્વ**–પ્રા. ઇન્દ્રવદન રાવલ, (૩૩) **શ્રીમદ્ભાગવત દશમસ્કંધ રસદર્શન**–ડૉ. નરેન્દ્ર ત્રિવેદી, (૩૪) **શ્રીમદ્ભાગવત મહાપુરાણ**–ડૉ. ઊર્મિ શાહ, (૩૫) **શ્રીમાતાનું નિકેતન – શ્રીયંત્ર**–ડૉ. હર્ષદા જાની, (૩૬) **શ્રીવાલ્લભ સિદ્ધાંત**–ડૉ. કે. કા. શાસ્ત્રી, (૩૭) **સર્વોત્તમ સ્તોત્ર**–ડૉ. વિનોદ પુરાણી, (૩૮) **સામવેદ**–રવીન્દ્ર ખાંડવાલા, (૩૯) **સાંખ્યદર્શન**–ડૉ. નર્મદા પારઘી, (૪૦) **સૂર્યશતક**–પ્રા. મનસુખલાલ સાવલિયા, (૪૧) **સિરિ-કુમ્માપુત્તચરિયં**–પ્રા. કાનજી પટેલ, (૪૨) **સિરિસિરિવાલકહા**–પ્રા. કાનજી પટેલ, (૪૩) **સંસ્કૃત કથાસાહિત્ય**–ડૉ. હસુ યાજ્ઞિક, (૪૪) **સંસ્કૃત કવયિત્રીઓ**–ડૉ. જશવંતી દવે, (૪૫) **સંસ્કૃત સમકાલીન કવિતા**–ડૉ. હર્ષદેવ માધવ, (૪૬) **સંસ્કૃત સાહિત્યમાં કરુણરસ**–ડૉ. રશ્મિકાન્ત મહેતા, (૪૭) **સંસ્કૃત સાહિત્યમાં મધુરરસ**–ડૉ. હંસાબહેન હિંડોચા, (૪૮) **સંસ્કૃત સાહિત્યની દંતકથાઓ**–ગોવર્ધન જોશી, (૪૯) **સંસ્કૃત રેડિયોરૂપક**–ઘનશ્યામ ત્રિવેદી, (૫૦) **સ્ફોટવાદ**–ડૉ. ભગવતીપ્રસાદ પંડ્યા.

### બોલ વાલમના

'ઘડીક જઈ આવું,
હમણાં જ આવ્યો જાણો'
કહી ગયા. કેણી ગમ
કેને ખબર? વાવડ પૂછું
તો કેને પૂછું?
સીતાને ઝંખતા રામ
ફરે વનરાજિમાં, મારે ક્યાં જાવું?
કોરી ધાકોર ભીંત્યું સામે શાથી
દી કાઢવા.
ઘર સાદ પાડે છે,
કંકુપગલે કરેલ ગૃહપ્રવેશ
'લાભ' 'શુભ'ના થાપા
તો હૈયાપગલાં બની રહ્યા.
હજી સળવળે આણી કોર,
ફરી યાદ કરો, એની ફરિયાદ,
કાલે આવ્યો'તો વરસાદ
પણ વરનો સાદ?
'સાંભળું ક્યાં બોલ વાલમના?'

જિતેન્દ્ર પંડ્યા

### ઉર અને આતમ લઈને

સ્વપ્ન લીલાંછમ લઈને રાહમાં ઊભા છીએ,
પ્યારની મોસમ લઈને રાહમાં ઊભા છીએ.

જેમની સાથે અમારે કાંઈ પણ નિસ્બત નથી,
એમનાયે ગમ લઈને રાહમાં ઊભા છીએ.

કોઈ થાકેલો મુસાફર બે ઘડી તો માણશે,
ફૂલની ફોરમ લઈને રાહમાં ઊભા છીએ.

આદમી છીએ, અમે કંઈ રાહના પથ્થર નથી,
ઉર અને આતમ લઈને રાહમાં ઊભા છીએ.

આ જગતમાં લોક નહિતર 'રાઝ'ની રાખે અદબ!
વાતમાં કંઈ દમ લઈને રાહમાં ઊભા છીએ.

'રાઝ' નવસારવી

### ચાલો હવે !

તેજના તોખાર, લો ચાલો હવે!
ભેદવા ઓથાર, લો ચાલો હવે!

ખેલ ખાંડાધાર, એવી ખેપ છે,
માંયલો પોકાર, લો ચાલો હવે!

મેઘલી મધરાતનો ભેંકાર છે,
વીજળી ઝોકાર, લો ચાલો હવે!

રાજવી શાં રાવણાં આવી મળે,
તેડશે મોજાર, લો ચાલો હવે!

શૈલ, ખીણો, ભેખડો શું ભેળવે?
રાહ બારોબાર, લો ચાલો હવે!

રાત થોડી; વેશ ઝાઝા, શું કરે?
લાગણી ચોધાર, લો ચાલો હવે!

જગદીશ ધનેશ્વર ભટ્ટ

Uddesh (A literary, cultural monthly) November 1999 · ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No 188 R No GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ દસમું : અંક પાંચમો

ડિસેમ્બર : ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

૧૧૩



# ઉદ્દેશ

વર્ષ : દસમું અંક : પાંચમો સળંગ અંક : ૧૧૩

અનુક્રમ: ડિસેમ્બર ૧૯૯૯



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઈપસેટિંગ : ઈમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

❒ 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.

❒ 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.

❒ આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.

❒ વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.

❒ 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.

❒ સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.

❒ છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.

❒ લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**

❒ લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.

❒ 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

ડિસેમ્બર ૧૯૯૯



સર્વભાષા સરસ્વતી

## કવિઓની દિવાળી

કવિની દિવાળીની માંડું જો વાતો,
ભલા! જાય વીતી દહાડા ને રાતો.
કવિએ દિવાળી અહીં કેવી ગાળી?
રહ્યાં કોડિયાં સ્નેહસૂનાં રે! ઠાલી!
કદી જ્યોત જાગી, જરા આહ લાગી;
બુઝાઈ: હવા લ્હેર પર લ્હેર વાગી.
કવિની દિવાળી કવિતા શું એની?
સખી કે સખા, મિત્ર, માતા કે બ્હેની.
કવિને હસાવે, રમાડે, રિઝાવે;
અને લાગ આવે તો ઝાઝું રડાવે.
દિવાળી છતાં જેહ અંધાર સ્હે છે,
અંધારું વેઠીને અજવાસ દે છે.
કવિની દિવાળી, કવિએ ન ભાળી;
ખુદને, ખુદીને દીધાં એણે ગાળી!

**રતુભાઈ દેસાઈ**

*

વર્ષ શું? આયખું આખું આનન્દ હો!
રંગ હો, રાગ હો, છાક હો, છન્દ હો!
આપણી સાથમાં ખેલતો-ગેલતો
કંદ આનન્દનો, નન્દનો નન્દ હો!

**જિતેન્દ્ર કા. વ્યાસ**

*

પૃથ્વી તણા પૃથુલ સુંદર રંગમંચે
રૂહેતો સજાવી નવલી ઋતુ ભાવભંગિ!
સૃષ્ટિ તણા સકલ પ્રાણીચરિત્ર દ્વારા
નિર્મંત નાટ્ય! – સુખ તે અરપો સદાયે!

**ભાનુપ્રસાદ પંડ્યા**

*

વડો કરીને હાર કંઠથી
હરિએ જે પહેરાવ્યો,
મઘમઘતાં એ અમરત ફૂલનો
હજી નથી કરમાયો!
ભીડ પડે ત્યાં ભૂધર દોડે
સુણી રાગ કેદાર!
હજીયે બાજે છે કરતાલ સંતની.

**લાભશંકર પુરોહિત**

*

શબ્દો ઝૂકી જાય, ઉન્નત મૌન છે,
ખૂબ ઊંડેથી આવી છે પ્રાર્થના!

**ખુશાલ 'કલ્પનાન્ત'**

*

એક ઇચ્છાનું નવું અજવાળું આવ્યું,
આંગણામાં આગવું અજવાળું આવ્યું.

**મનીષ પરમાર**

*

આવી દિવાળી આંગણે, દિલમાં દીવો નથી,
અટવાઈ અંધકારે વહી જાય, શું કરું?

**કૃપાશંકર જાની**

*

નવા વર્ષે પ્રાર્થું – મળે તમોને
સુખો સર્વે, થાવ સુખી તમે સૌ.

**વિનાયક રાવલ**

*

અનંતોના દ્વારે નયન નભનું શાંત તરતું!
ક્ષણો સૂતી જાગે, નવલ નગરી શાશ્વત તરે!
પછી તો રાત્રીની ભજન-કવિતા ઊર્ધ્વ વિતરે
યુગોના આરેથી સ્વર નભ-નદે સ્પંદન ઝરે!
સતે સંતો નર્તે–
પરાના પંથેથી શબદ વિરલા ભાવ વિહરે!
અને ત્યાં વાણીનું ઉર-સરવરે મૌન લહરે!

**હિમાંશુ ભટ્ટ**

*

ઊડો ઊડો રે પંખી! ઊંચા આભમાં હો જી
ઊડો ઊડો રે પંખી! ઊંડા આભમાં હોજી
ઊંચાં આભનાં નિશાન
તારાં ચિત્તનાં સંધાન

ઝાઝું જોમ રે ભરી લો દોનું પાંખમાં હોજી
ઊડો ઊડો રે પંખી! ઊંચા આભમાં હોજી

**લાલજી કાનપરિયા**

*

એના અબોલામાં જ છેવટ નીડ તો રચ્યાં,
પિચ્છલ સ્વરો ને વ્યંજનોમાં ચિર ભમ્યા પછી.

**ભાનુપ્રસાદ ત્રિવેદી**

*

ડુંગરોની હાર, હાર પદ દીવા ઝળહળ
ઝળહળ થાય,
તિમિરતાને દૂર કરીને તામ્રતેજ લીંપાય.
ચહેરાની આશ-લકીરો લંબાય દિન-રાત
ચૌદિશ, દીપમાળા સુખ-સરવરમાં દેખાય.
સર્વ વસ્તુનો અંશ ફેલાતો જાય ડુંગર તળે.
અહીં એક દીપમાંથી બીજો દીપ
પ્રગટતો જાય.
અને દીપમાળાની માવજત કરતાં
આપણે અગોચર થઈ જઈએ.
આંખ ઇચ્છા કાળ-વૈભવ આપણે,
આપ બે આંસુ જ ઝળહળવા મને.

**નલિન પંડ્યા**

*

વાવશો જો વૃક્ષો, નક્કી ખસશે
પાંદડું જો હશે કરમ આડે.

**મનસુખવન ગોસ્વામી**

*

ઝીણી ઝીણી વિરહ વાંસળી,
ઝરમર વરસી બાઈ રે.
તું ઠાકુર, તું સાંઈ રે,
તું પી, મુજને પાઈ રે.

**શૈલેશ ટેવાણી**

*

ગ્લાનિ ઊપજે છે હર ચીજથી,
એક ગઝલ રહી છે મરકવા માટે.

**વિજય આશર**

*

બત્રીસે કોઠે દીવા પ્રગટાવીએ,
અંધકારોને ઉલેચી નાખીએ.
હોય ના મબલખ તેથી શું થયું?
ચપટી મુઠ્ઠી સૌને વ્હેંચી આપીએ.

મોતનું તો આગમન નક્કી જ છે,
જિન્દગીને મન ભરીને માણીએ.
આપણામાં લાવીને મીરાંપણું,
કૃષ્ણમય જીવન ક્ષણેક્ષણ રાખીએ.
વ્યસ્તતા 'નાદાન', ખંખેરો હવે,
કો'ક પીડિતની વ્યથાઓ વાંચીએ.

**દિનેશ ડોંગરે 'નાદાન'**

*

તમને લીલું પાન મુબારક
સમી સાંજનું ગાન મુબારક
'ઉદ્દેશ'નો ભીનો સંગ મુબારક
મેઘધનુના રંગ મુબારક
ભોળા શિશુનું સ્મિત મુબારક
ઝરણાંનું સંગીત મુબારક

**રામુ ડરણકર**

*

સલ્તનત છે કલમ ને શાહીની,
અમને આદત છે બાદશાહીની;
કાફલાઓ અનુસરે છે મને,
ક્યાં જરૂરત છે વાહવાહીની?

**નિર્મિશ ઠાકર**

*

શબ્દો વડે
ચિત્તને
ફૂટે છે પાંખો.

**હસમુખ રાવળ**

*

સરસ સ-રસ હો
નવું વરસ.

**ધૂની માંડલિયા**

*

ચાહો તે મળે તમને,
ઇચ્છો તે ફળે તમને.

**વિજય રાજ્યગુરુ**

*

પ્રકાશે પર્વ રૂડું સૂર્ય શા તેજે સદા શબ્દે,
અમારા શબ્દના શોખીનને કાયમ દિવાળી છે.

**રૂડુ એચ. બોચીયા**

*

સિટીજન તો તેને કહીએ, જે ભીડ ભરાઈ જાણે રે;
પરધક્કે ગડથોલું ખાયે, તોયે મનમાં ક્લેશ ન આણે રે.
સકળલોકમાં સહુ કોઈ પીડે, નહિ સહનશક્તિનો પાર રે;
વરસ પચાસથી બસ સહન જ કીધું, ધન્ય ધન્ય
એનો અવતાર રે!
ભાતભાતના કરવેરા ભરતાં, છેડો એનો ના'વે રે;
એક સાંધે ત્યાં તેર જ તૂટે, તોયે ગાડું એ ગબડાવે રે.
વારેફેરે ચૂંટણીયું આવે, એક દી સૌ પડે તેને પાયે રે,
આને ચૂંટે કે તેને રે ચૂંટે, તોયે છેવટ છેતરાયે રે.
દરિદ્ર દુર્બળ તેજરહિત છે, મોંઘવારીએ સૌને માર્યા રે,
ભણે 'સાગર' તેનું દર્શન કરતાં, આંખેથી આંસુ સાર્યાં રે.

**રતિલાલ બોરીસાગર**

*

આમ તો
મારે તમને ઘણું કહેવાનું છે,
પણ મને પોતાનેય
મારે ક્યાં કંઈ ઓછું કહેવાનું છે?
અને તમારેય તો
મને કંઈ કહેવાનું હશે જ ને?
એટલે
આવું બધું છોડીને
આપણે સમજીએ તો
ભોળા મનનાં થઈને જીવીએ.
ભૂતકાળને યાદ શું કરવો?
નવી જિંદગી શરૂ કરીએ,
એકડે એકથી ગણીએ,
સુખસંતોષના
તાણાવાણા વણીએ.

**જનક નાયક**

*

વીસમી સદી, તું થોભ,
અને આવનાર ૨૧મી સદીના કાનમાં
એટલું કહેતી જા, કે—
લુખ્ખું વિજ્ઞાન એ 'જ્ઞાન' નથી;
યુદ્ધમાં વિજય એ માનવતાની શાન નથી;
'હૈયાની ભીનાશ' એ જ સદીની ઇજ્જત,
એ જ કોઈ પણ સદીની લિજ્જત!

**ચંદ્રકાંત મહેતા**
(અમદાવાદ)

ક્ષણમાં ભરીએ યુગ કેરો સંભાર,
સૂરજ કેરી સાવરણી લૈ—
હણીએ રે અંધાર...

**કેશુભાઈ દેસાઈ**

*

હેલો!
તમે મતદાર છો, ખરું ને?
જગતનું બચુકડું બૅલટબૉક્સ
સ્વીકારશો?
તેની સાથે સામેલ છે,
મજાનું નાનકું બૅલટપેપર.
ગિનેસબુકમાં નોંધ લેવાશે?
આપણા સૌની અંદર છે
એક અદૃશ્ય પોલિંગ બૂથ.
સ્નેહના હૃદયસ્ટૅમ્પથી
સર્વ દિશાએ ઊપસશે હૈયાના થડકારની
ચેતનવંતી છાપ.
નથી અહીં પોલીસ... રેપિડ ફોર્સની
છે જરૂર?
ભલે ઉઠાવી જાય બૅલટબૉક્સ,
ભલે તફડાવી જાય બૅલટપેપર,
ગોલમાલ કરાવી થાય છો ને માલામાલ!
આપણને શો છે રંજ
કે
હોય શી હરકત?
સાચે જ હૃદય એ અનુપમ જાદુઈ પેટી.
હૃદયપેટીને 'સીલ' ક્યાંથી કરાય?
બૅલટબૉક્સ
અને
બૅલટ-પેપર એ કાંઈ જુદાં છે?
ના, ના,
ભક્ત અને ભગવાન એ કાંઈ જુદા હોઈ શકે?
બધું જ અભેદ અને એક.

**રાધેશ્યામ શર્મા**

જે તમામ પ્રકાશોનો પણ પ્રકાશક છે, જે બધું પ્રકાશી રહ્યો છે, જે પ્રાણીમાત્રને અંદરથી પ્રેરણા આપે છે, તે પરમતેજરૂપી પરબ્રહ્મ શિવ (કલ્યાણકર) આપણા જીવનને તેના પ્રકાશના અજવાળે સુખદ બનાવો.

**અરુણોદય જાની**

તંત્રી

**પ્રસિદ્ધ કેળવણીકાર રામલાલ પરીખનું દુઃખદ અવસાન**

ગૂજરાત વિદ્યાપીઠના કુલપતિ અને શિક્ષણશાસ્ત્રી શ્રી રામલાલ પરીખનું તા. ૨૧ નવેમ્બર '૯૯ના રોજ ૭૨ વર્ષની વયે અવસાન થતાં ગુજરાતના સંસ્કાર અને શિક્ષણક્ષેત્રને મોટી ખોટ ગઈ છે. તેઓ સાક્ષરતા અભિયાનમાં પણ સક્રિય હતા, અને પ્રજાકીય પ્રશ્નોમાં રસ લેતા. તેમણે અનેક પુસ્તકો પણ લખ્યાં છે. તેમને રાષ્ટ્રીય કક્ષાના વિવિધ એવૉર્ડ મળ્યા હતા. મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાયેલી વડોદરા કૉલેજમાં તેઓ મારા સહાધ્યાયી હતા. અવસાનના બે દિવસ પહેલાં ફોન ઉપર અમે લાંબી વાત કરી હતી અને જૂનાં સંસ્મરણો વાગોળ્યાં હતાં. અચાનક તેમના અવસાનના સમાચાર જાણી અંગત રીતે પણ દુઃખ થયું. પ્રભુ તેમના અવસાનનું દુઃખ સહન કરવાની તેમનાં પત્ની પદ્માબેનને અને મંદાબેન વ. પુત્રીઓને, સમગ્ર પરિવારને શક્તિ અર્પે અને સદ્‌ગતના આત્માને ચિર- શાંતિ અર્પે એ પ્રાર્થના.

**શ્રી ઉશનસ્‌ને ચંદુલાલ સેલારકા સાહિત્યિક પારિતોષિક**

'ઉદ્દેશ'માં ઑગસ્ટ-'૯૮થી જુલાઈ '૯૯ સુધીમાં પ્રગટ થયેલ કૃતિઓમાંથી જાન્યુ. '૯૯ના અંકમાં પ્રગટ થયેલ શ્રી ઉશનસ્‌કૃત 'મકરસંક્રાન્તિની ક્રાન્તિમાં'ને ચંદુલાલ સેલારકા પારિતોષિક આપવાનું નક્કી થયું છે. નિર્ણાયક તરીકે 'ઉદ્દેશ'ના તંત્રી અને ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળા હતા. ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળાનો આભાર. કવિશ્રી ઉશનસ્‌ને હાર્દિક અભિનંદન.

**'પ્રતીતિ'નો વિમોચનસમારંભ**

ઝાયડસ કેડિલાના અધ્યક્ષ શ્રી રમણભાઈ બી. પટેલના પ્રથમ કાવ્યસંગ્રહ 'પ્રતીતિ'નો વિમોચન-સમારંભ તેમના નિવાસસ્થાન 'શ્રી–ઉદ્યાન', સૅટેલાઇટ ક્રૉસ રોડ, સરખેજ-ગાંધીનગર હાઇવે ખાતે યોજાયો હતો. કાવ્યસંગ્રહનું વિમોચન કવિ શ્રી સુરેશ દલાલે કર્યું હતું. તેમણે અને અતિથિવિશેષ શ્રી રઘુવીર ચૌધરીએ 'પ્રતીતિ'નાં કાવ્યોનું રસદર્શી મૂલ્યાંકન કર્યું હતું. સમારંભના અધ્યક્ષ તરીકે મેં શ્રી રમણભાઈ સાથેનાં કૉલેજકાળનાં સંસ્મરણો વર્ણવી તેમને જીવન-માધુર્યના ઉપાસક કવિ તરીકે ઓળખાવ્યા હતા. એમની કવિતાની પાછળ રહેલા એક મધુર ઉદાત્ત વ્યક્તિત્વનો અનુભવ આનંદદાયક નીવડે છે, એમ કહી 'પ્રતીતિ'ની કવિતાની વિશેષતાઓ દર્શાવી હતી. એ પછી યોજાયેલ કવિસંમેલનમાં સુરેશ દલાલ, રઘુવીર ચૌધરી, ચંદ્રકાન્ત શેઠ, ચિનુ મોદી, જલન માતરી, ઉષા ઉપાધ્યાય, ધૂની માંડલિયા, કિશોરસિંહ સોલંકી, મનીષી જાની, માધવ રામાનુજ અને રમણભાઈએ પોતાનાં કાવ્યોનું પઠન કર્યું હતું. સંચાલન કવિ માધવ રામાનુજે કર્યું હતું. અને છેલ્લે આરતી, શ્યામલ-સૌમિલ મુનશીનો ગીત-સંધ્યાનો કાર્યક્રમ પ્રસ્તુત થયો હતો. સમારંભ સુંદર થયો. શ્રી રમણભાઈ બી. પટેલને હાર્દિક અભિનંદન.

**પ્રા. બકુલ રાવલને સાહિત્ય સમ્માન પુરસ્કાર**

ગયા અંકમાં ડૉ. મણિલાલ હ. પટેલને 'ઘનશ્યામદાસ શરાફ સાહિત્ય પુરસ્કાર' મળ્યાની નોંધ લીધી હતી. ડૉ. મણિભાઈને આ સંસ્થા તરફથી સર્વોત્તમ સાહિત્ય પુરસ્કાર મળ્યો એ સાથે જ આ સંસ્થા તરફથી પ્રા. બકુલ રાવલને 'સાહિત્ય સમ્માન પુરસ્કાર' મળ્યો છે. પ્રા. બકુલભાઈને અભિનંદન.

**શ્રી ભગવતીકુમાર શર્માનું સન્માન**

પ્રસિદ્ધ સાહિત્યકાર, પત્રકાર શ્રી ભગવતીકુમાર શર્મા, વયોવૃદ્ધ પારસી નાટ્યકાર ડૉ. રતન માર્શલ અને નિવૃત્ત ન્યાયમૂર્તિ શ્રી ધીરુભાઈ દેસાઈને ડૉક્ટર ઑફ લિટરેચર – ડી.લિટ્.–ની માનદ પદવી એનાયત

કરવાનો નિર્ણય દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીએ લીધો છે. એ માટે યુનિવર્સિટીને ધન્યવાદ ઘટે છે. ત્રણેય મહાનુભાવોને અભિનંદન.

**આ પુસ્તક તમે જોયું ?**

આપણા સંમાન્ય સારસ્વત અને ભાષાવિજ્ઞાની ડૉ. હરિવલ્લભ ભાયાણી વિશે ઇમેજ પબ્લિકેશન્સ તરફથી અંગ્રેજીમાં એક પુસ્તક પ્રગટ થયું છે : 'Vidyopaasanaa : Studies in Honour of Harivallabh C. Bhayani.' એનું સંપાદન શ્રી પી. જે. મિસ્ત્રી અને ભારતી મોદીએ કર્યું છે. આ પુસ્તકમાં શ્રી ભાયાણીસાહેબના ગુજરાતી ભાષા અને સાહિત્ય વિશેના વિદ્યાકાર્ય વિશે જુદા જુદા ભારતીય અને પાશ્ચાત્ય વિદ્વાનોએ લખેલા લેખો આપવામાં આવ્યા છે. શ્રી ભાયાણીસાહેબને મળેલા એવૉર્ડ્ઝ, માન-સન્માન અને પ્રસંગે પ્રસંગે તેમણે આપેલી કેફિયતો અહીં મળે છે. સમગ્ર પુસ્તક સૂઝપૂર્વકના સંપાદનનો નમૂનો છે. સૌ વિદ્યારસિકોને એ ઉપયોગી અને પ્રેરક નીવડશે.

[VIDYOPAASANAA: STUDIES IN HONOUR OF HARIVALLABH C. BHAYANI : Edited by *P. J. Mistry and Bharati Modi*; Publishers: Image Publications Pvt. Ltd., Mumbai-Ahmedabad; Price: Rs. 150.]

**સુધારો**

'ઉદ્દેશ'ના નવે. '૯૯ના અંકમાં શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાના લેખ 'વિસ્તરતી સીમાઓ'માં નીચે પ્રમાણે છપાયું છે : "સંસ્કૃતિઓને પામવા માટે ગીર્ત્ઝ ઘનિષ્ઠ વર્ણનની પદ્ધતિ મારફતે મૂળ સંસ્કૃતિઘટના એ સ્વતઃ પ્રમાણયુક્ત નથી." એને બદલે નીચે પ્રમાણે વાંચવા વિનંતી છે : "સંસ્કૃતિઓને પામવા માટે ગીર્ત્ઝ ઘનિષ્ઠ વર્ણનની પદ્ધતિ મારફતે મૂળ સંસ્કૃતિના સંદર્ભમાં ચોક્કસ ઘટનાની પરિપૂર્ણતા શોધે છે. આ પદ્ધતિ સ્વીકારીને ચાલે છે કે કોઈ પણ સંસ્કૃતિઘટના એ સ્વતઃ પ્રમાણયુક્ત નથી."

**સ્વ. યશવંતભાઈને—**

*वयेषु वृद्ध : ज्ञानेषु सूर्य: ।*
*कर्मेषु वीर: धर्मेषु धीर: ॥*
*विद्वद्जनानाम् प्रीतिभाजनस्त्वम् ।*
*नमस्करोमि प्रिय यादपंकजम् ॥*

—ડૉ. બાલકૃષ્ણ ગોર, 'મૈત્રેય'

# 'રાઈનો પર્વત' : એક ઉદ્દેશલક્ષી નાટક

મણિલાલ હ. પટેલ

શ્રી રમણભાઈ નીલકંઠ લિખિત 'રાઈનો પર્વત' (૧૯૧૩)ના પ્રકાશનને આજે સાડા આઠ (આશરે ૮૫ થી ૮૭ વર્ષ) દાયકા થવા આવ્યા છે. યદ્યપિ આ સાત અંકનું નાટક આજેય ગુજરાતી નાટ્ય સાહિત્યનો મહત્ત્વનો સીમાસ્તંભ ગણાય છે. એની તખ્તા ઉપર ભજવણી બહુ વખત થઈ નથી ને એનાં કારણો નાટકની અંદર પડેલાં છે તેટલાં (આજે દૃશ્ય રચનાઓની યોજના કરવાની સુવિધા વધી છે ત્યારે તેમ નથી થતું – નથી કરાતું એ સંદર્ભમાં) જ નાટકની બહાર પણ પડેલાં છે. એની ભજવણીનાં સાહસો કેમ થતાં નથી? – એવો પ્રશ્ન પુછાતો રહે છે. આપણે તખ્તાલાયકીનો જ પ્રશ્ન નથી ચર્ચવા બેઠા, પણ નાટકના સંદર્ભમાં એ સવાલ મનમાં પહેલાં ઊઠે એ સ્વાભાવિક છે. આજે દૂરદર્શનના જમાનામાં તો આવાં નાટકોની રજૂઆત (ટીવી ઉપર) કોઈ સાહસ કરે તો અઘરી નથી. વળી એમાં ચર્ચાયેલી સમસ્યાઓ પણ આજે મોટે ભાગે પ્રસ્તુત જ છે એ તરફ ધ્યાન જવું જોઈએ.

'રાઈનો પર્વત' નાટક પંડિતયુગમાં આકાર પામ્યું છે. એનું પ્રકાશન આમ તો 'સરસ્વતીચન્દ્ર'ના ચારેય ભાગ પ્રકાશિત થઈ ગયા પછી થયું છે. નાટકનું કથાવસ્તુ પંડિતયુગના સાહિત્યમાં ચર્ચાતા મહત્ત્વના પ્રશ્નોને જ તાકે છે એ ધ્યાનપાત્ર છે. 'સરસ્વતીચન્દ્ર'માં પ્રેમ, લગ્ન, રાજખટપટ, રાજાની પ્રજા તરફની જવાબદારીઓ, રાજાની લાયકાત અને સુજનતા, નારી-સન્માન, વિધવાવિવાહ તથા સમાજસુધારો અને માંનવકલ્યાણની પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે સમીક્ષા થઈ છે એ તો સુવિદિત છે. એમ કહી શકાય કે આ નાટક પણ જુદા સ્વરૂપે, જુદી રીતે અને જુદી કથાને લઈને ઉક્ત પ્રશ્નોની જ સમીક્ષા કરે છે. યોગ્ય રીતે જ 'રાઈનો પર્વત'ને પણ 'સરસ્વતીચન્દ્ર'ની જેમ (જેવાં અને જેટલાં નહીં તોય ઠીકઠીક) માનપાન મળ્યાં છે. 'સરસ્વતીચન્દ્ર'ની જેમ 'રાઈનો પર્વત' પણ સાહિત્યકૃતિ તરીકે ચર્ચાના કેન્દ્રમાં રહ્યું છે. પ્રશિષ્ટ કૃતિ તરીકે પણ 'રાઈનો પર્વત' અનેક ક્ષમતાઓ પ્રગટાવતું – દાખવતું રહ્યું છે. લગભગ સદીના અંતે પણ કોઈ નાટક આવી યોગ્યતા દાખવે તો એ ઘટના બહુ મૂલ્યવાન ગણાવી ઘટે.

ગોવર્ધનરામે 'સરસ્વતીચન્દ્ર' દ્વારા જેમ 'વાર્તારસ ભેળો ઉપદેશરસ' પાઈ દેવાની નેમ રાખી હતી એમ સર રમણભાઈ નીલકંઠે પણ 'રાઈનો પર્વત' દ્વારા સમકાલીન જીવનની સમસ્યાઓને તાકી હતી. રમણભાઈ 'ભદ્રંભદ્ર'ના લેખક તરીકે તો 'સુધારાવાદી' કહેવાયા જ છે ને આમેય 'રમણભાઈ એટલે સંસાર-સુધારો' એવી ઉક્તિ એમને માટે ત્યારે તો પ્રશંસાત્મક ભૂમિકાએ જ ઉચ્ચારાઈ હતી. 'રાઈનો પર્વત' વિશે બેત્રણ બાબતો સ્પષ્ટપણે કહી દેવી જોઈએ ને એ કહેવાઈ પણ છે.

૧. 'રાઈનો પર્વત' હેતુલક્ષી / ઉદ્દેશલક્ષી નાટક છે.

૨. તખ્તાના સંદર્ભમાં એની ભજવણી પડકારરૂપ છે, પણ અસંભવ નથી.

૩. 'રાઈનો પર્વત' સાહિત્યિક નાટક છે. એ વાંચીને માણી શકાય, સમાજજીવન સંદર્ભે પ્રમાણી શકાય એવું નાટક છે.

૪. 'રાઈનો પર્વત' સમાજનિરૂપણના સંદર્ભે દસ્તાવેજી મૂલ્ય ધરાવવા સાથે આજેય પ્રસ્તુત છે એ એની વિલક્ષણતા છે.

૫. 'રાઈનો પર્વત'માં તત્કાલીન સમાજજીવનની સમસ્યાઓનું મૂલ્યવાન ચિંતન થયું છે.

આજની જેમ ત્યારેય ગુજરાતીમાં નાટકો ઝાઝાં નહોતાં ને ઉત્તમ તો સાવ ઓછાં. 'કાન્તા' (૧૮૮૪) ત્યારે ખૂબ પ્રશંસા પામેલું. મણિલાલ નભુભાઈ કરતાં

જીવન અને વિચાર સંદર્ભે સામે છેડે રહેલા રમણભાઈ નીલકંઠ મણિલાલના 'કાન્તા' નાટકની એક વ્યાખ્યાનમાં ભારે પ્રશંસા કરે છે ને એનો પ્રભાવ એમને એવું નાટક લખવા સંપ્રેરે છે. 'કાન્તા'માં મણિલાલે કરેલી વસ્તુસંકલના કલાદૃષ્ટિએ પછીની પેઢીઓ માટે પોષક-પ્રેરક રહી છે. 'કાન્તા'માં પહેલી વાર ગુજરાતી નાટકકાર પાત્રોના માનસમાં પ્રવેશીને એમનાં ચિત્તસંવેદનોનું નિરૂપણ કરે છે. ઉક્ત બંને વાતો નાટકનો અંતરંગ સૂચવે છે. અંગ્રેજી નાટકોમાં આવું થતું હતું. 'કાન્તા'ના અંતરંગ બાબતે જેમ પાશ્ચાત્ય – ખાસ તો શેક્સ્પિયર આદિનાં – નાટકોનો પ્રભાવ છે એમ એના બાહ્ય આકાર પરત્વે સંસ્કૃત નાટ્ય પરંપરાનું સ્પષ્ટ અનુસરણ છે. 'રાઈનો પર્વત'ને પણ આ જ વાત લાગુ પડે છે.

૧. રમણભાઈએ 'રાઈનો પર્વત'નું અંતરવિશ્વ, પાત્રમાનસનિરૂપણ, સંઘર્ષયોજના, તનાવરચના અને મુક્તિ આદિ બાબતોમાં પાશ્ચાત્ય નાટકને ધ્યાનમાં રાખ્યું છે.

૨. બાહ્ય આકારમાં 'રાઈનો પર્વત' પણ સંસ્કૃત નાટકોને અનુસરે છે. નાટકના અંકો અને પ્રવેશોની રચના વગેરે એનાં ઉદાહરણો છે. જોકે આવી બેઉ ધારાઓને સંતુલિત કરીને નાટકની ગુણવત્તા સાચવવા સાથે પોતાના ઉદ્દેશોને પાર પાડવાનું કામ સરળ વાત નથી. રમણભાઈ આવું સંતુલન સાધે છે ને ઉદ્દેશો પાર પાડે છે, માટે 'રાઈનો પર્વત' સાહિત્યિક કક્ષાએ પણ ધ્યાનપાત્ર કૃતિ બને છે.

'રાઈનો પર્વત'ની કથા વિશે થોડી વાતો નોંધીએ તો એ વાત જાણીતી છે કે એમના પિતા મહીપતરામ નીલકંઠે 'ભવાઈસંગ્રહ'નું સંપાદન કરેલું તેમાં 'લાલજી મનીઆર'નો એક વેશ આવે છે, એ વેશમાં એક દુહો છે–

*'સાંઈઆંસે સબ કુચ્છ હોત હે,*
*મુજ બંદેસે કચુ નાહીં;*
*રાઈકું પરબત કરે, પરબત બાગે જ માંહી!'*

આ દુહાનો આધાર લઈને આ નાટક રચાયું છે. શીર્ષક પણ અહીંથી જ મળ્યું છે. મૂળ કથા તો જુદી છે ને રમણભાઈએ એમાં ઉચિત ફેરફારો કર્યા છે. રમણભાઈના નાટકની કથાની રૂપરેખા કૈંક આવી છે.

જાલકા માલણ તરીકે રાજા પર્વતરાયના રાજ્યમાં રાજાના બગીચામાં જ એના દીકરા રાઈ સાથે રહે છે. જાલકા યુવાન રાણી લીલાવતીને રોજ ફૂલ પહોંચાડવાનું કામ કરે છે. એનો દીકરો રાઈ બગીચાની ચોકી કરે છે. પણ જાલકા મૂળે તો આ જ નગરના રાજા રત્નદીપદેવની રાણી છે. રાજા – એનો પતિ – હણાય છે ને એ રાજ્ય ગુમાવી દે છે. આથી જાલકા ને રાઈ રઝળપાટને અંતે પાછાં પોતાના રાજ્યમાં વેશપલટો કરીને રહેવા લાગે છે. આ આખી યોજના જાલકાની છે. રાઈ તો એમાં ધર્મસંકટ ટાણે જ સામેલ થાય છે. કહો કે એણે તેમ કરવું અનિવાર્ય થઈ પડે છે. જાલકા રાજા પર્વતરાયને મારીને પતિનો બદલો લેવા માગે છે ને દીકરા રાઈને – સાચા વારસદારને – ગાદીએ બેસાડવા માગે છે. રત્નદીપદેવ રાજાના પુત્ર જગદીપદેવ (અહીં રાઈ નામ છે તે)ને ગાદી અપાવવા જાલકા (મૂળ નામ અમૃતદેવી, રત્નદીપદેવની રાણી અને જગદીપદેવની મા) એને વાચન સાથે શસ્ત્રવિદ્યાનીય તાલીમ આપે છે. રાઈને આરંભે આ બધું સમજાતું નથી, પણ જાલકાને તો પોતાની યોજના યથાતથ પાર પાડવી છે એટલે એ બધું જ કરી છૂટે છે. લશ્કર વિના અને યુદ્ધ વિના ગાદી પાછી મેળવવાની વાત છે આ!

જાલકા રાણીવાસમાં તો જાય જ છે – માલણ જો રહી! સ્વાભાવિક જ એ ઘરડા રાજા પર્વતરાયની જુવાન પત્ની લીલાવતીને મળતી જ રહે છે. જુવાન અને રૂપાળી રાણીનો પતિ ઘરડો રાજા! આ વિરોધાભાસનો લાભ લઈ જાલકા પર્વતરાયને જાદુવિદ્યાથી જુવાન બનાવવાનું કાવતરું ઘડે છે. રાજાના વિશ્વાસુ સામંત શીતલસિંહને ફોડીને એ આખી યોજના રચે છે. લેખકે દર્પણપંથીઓ દ્વારા પણ સંકેત રચ્યો છે. જાલકા સૂકા છોડને લીલો બનાવવાની ચાલાકીથી રાજાને વિશ્વાસમાં લેવા માગે છે. પછી રાજાને યુવાન બનાવવા છ માસ ભોંયરામાં રહેવું પડે – કોઈ સ્ત્રીનું કે પરિચિતનું મુખ ના જોવાનુ ને અજ્ઞાતવાસમાં રહેવાનું. આ છ માસ દરમ્યાન રાઈને

રાજા તરીકે તૈયાર કરવાનો અને રાજપાટનો પરિચય કરાવી દેવાનો. વળી રાઈને જ યુવાન બનેલા રાજા પર્વતરાય તરીકે રાણી લીલાવતીનો પતિ બનાવી દેવાનો. પર્વતરાયને તો ભોંયરામાં – અજ્ઞાતવાસ દરમ્યાન – પતાવી જ દેવાના! આવી યોજના છે જાલકાની. પણ સૂકા છોડને લીલો કરી બતાવતી જાલકાને જોવા – મળવા સારુ શીતલસિંહ જ રાજા પર્વતરાયને બગીચામાં લઈ આવે છે, ત્યારે બીજે છેડે ચોકી કરતો રાઈ પગરવ સાંભળતાં 'પ્રાણી પેઠું' સમજીને બાણ છોડે છે ને પર્વતરાય હણાય છે. જે યોજના વિલંબે થવાની હતી તે હવે તાબડતોબ આકાર લે છે. જાલકા – શીતલસિંહ રાજા પર્વતરાયના શબને બગીચામાં દાટી દે છે ને જાહેર કરે છે કે રાજા પર્વતરાય તો જુવાન થવા ભોંયરામાં ચાલ્યા ગયા છે તે છ માસે યૌવન લૈને આવશે. રાઈને આખી વાત કહેવામાં આવે છે. એ ચોંકી જાય છે ને વ્યગ્ર થાય છે. એની તો રાજા થવાનીય તૈયારી નથી, પણ બુદ્ધિમાન જાલકા રાજ્યની પ્રજાની હાલાકી તથા યુદ્ધ આદિની દલીલો કરે છે. રાઈ, રાજ્ય છિન્નભિન્ન ના થઈ જાય ને પ્રજાનું કલ્યાણ જળવાય એવો આપદ્‌ધર્મ સમજીને રાજા થવાનું સ્વીકારે છે. રાણી લીલાવતીના પતિ બનવાનું તો એ સ્વીકારી શકતો જ નથી. પણ જાલકાને વિશ્વાસ છે કે રાજા બનશે તો એય થશે. રાઈને શીતલસિંહ રાજકારભારથી ને અનેક વિગતો – વાતોથી તૈયાર કરે છે. જાલકા સાવધપણે બધું જોતી – કરાવતી રહે છે.

છેવટે રાઈ, પર્વતરાય રાજા યુવાન બનીને પાછા ફર્યા છે એવી યોજનાના ભાગરૂપે ગાદી ગ્રહણ કરે છે. જાલકા રાજી થાય છે. પણ રાઈ રાણી લીલાવતીને રાણી તરીકે સ્વીકારવાને બદલે એની ક્ષમા યાચીને બધી યોજના કહી દે છે! લીલાવતી આ જાણીને દુઃખી દુઃખી થઈ જાય છે ને જાલકાને શાપ આપે છે. રાજા પર્વતરાયને અગાઉની રાણીથી થયેલી વીણાવતી નામની પુત્રી હતી જે ગુપ્તવાસમાં રખાયેલી હતી. એ અક્ષતયોનિ વિધવા હતી. લીલાવતીને એની જાણ થાય છે. રાઈ પણ અજાણતાં વીણાવતીને જુએ છે – મળે છે ને પ્રેમમાં પડે છે. છેવટે લીલાવતી રાઈને વીણાવતી સાથે પરણાવે છે. શીતલસિંહ પોતાના દીકરાને ગાદી અપાવવા લીલાવતીને હજીય છેતરવા કરે છે. પણ લીલાવતી હવે છેતરાતી નથી. વળી એને રાઈમાં – એના ચારિત્ર્યમાં – વિશ્વાસ છે તથા પોતાના મૃત પતિ પર્વતરાયની દીકરીનો વંશ ગાદીએ રહેશે એવી આશાથી એ સંતોષ પામે છે. છેવટે જાલકા – લીલાવતીના મરણનો કરુણ પણ છવાઈ રહે છે.

લેખકે પોતાના ઉદ્દેશો પાર પાડવા બીજાં બે યુગલો મૂક્યાં છે ને વંજુલ જેવા હસતા-હસાવતા પાત્ર દ્વારા કેટલાક વિચારો કે રૂઢિઓ મૂકીને નર્મમર્મથી કટાક્ષો કર્યા-કરાવ્યા છે. કજોડાં લગ્ન કે પ્રેમલગ્ન તથા નારીસન્માનને લીલાવતી, સાવિત્રી, વીણાવતી વગેરે પાત્રો દ્વારા પ્રત્યક્ષ નહીં એટલાં પરોક્ષ રીતે રજૂ કર્યાં છે. મૂળ કથામાં ખાસ્સા ફેરફારો કરીને લેખકે પોતાના ઉદ્દેશો પાર પાડવા સાથે નાટકને વધારે તર્કબદ્ધ અને વાસ્તવની ભૂમિકાએ પણ નિર્વાહ્ય બનાવ્યું છે.

'ભવાઈસંગ્રહ'માંની મૂળ કથા 'કથાસરિત્ – સાગર'થીય પ્રાચીન હોવાની સંભાવના છે. મૂળકથામાં રાઈને પેલી કમળપૂજાને ખાતો દર્શાવ્યો છે. 'રાઈનો પર્વત'નો નવો રાઈ એવી ચેષ્ટાથી પર છે. મૂળ કથામાં રાઈને મા નથી, જ્યારે અહીં તો નાટકના કેન્દ્રમાં જ માને મૂકીને વેર લેતી ને રાઈને રાજા બનાવીને જ મરી જતી દર્શાવી છે. પ્રાચીન કથામાં રાઈ પરબત રાજાની રાણીઓનો પણ પતિ બને છે. આખા અંતઃપુરનો એ 'ધણી' બને છે. જ્યારે આ નવો રાઈ તો નીતિનિષ્ઠ છે. પરબતપત્નીનો પતિ બનવા કરતાં એ રાજ્ય જવા દેવા તૈયાર છે. અહીં સુધારાવાદી અને નારીપ્રતિષ્ઠાના પુરસ્કર્તા રમણભાઈ નીલકંઠ રાઈનાં વલણ વાણી-વર્તન દ્વારા સ્ત્રીગૌરવને સ્થાપે છે. રાઈ લીલાવતીને બધી હકીકત કહીને તરકટ ખુલ્લું પાડી ક્ષમા ચાહે છે. આધુનિક યુગની નારીસન્માનભાવના રમણભાઈમાં હતી માટે જ આ નાટકની સંધિઓ આ રીતે રચાઈ છે. મૂળકથામાં પરબત રાજાને પુત્રી જ નથી. અહીં રાઈને પરવતરાય રાજાની અક્ષતયોનિ પણ વિધવા પુત્રીના પ્રેમમાં પડતો ને છેવટે લગ્ન કરતો દર્શાવ્યો છે.

મૂળ કથામાં ફેરફારો કરવાનું ના હોત તો નાટક જ શું કામ લખાત? બેત્રણ વાતો પુનરુક્તિના દોષે પણ ભારપૂર્વક કહેવી છે. ગોવર્ધનરામ કુમુદ-સરસ્વતી-ચન્દ્રનો વિવાહ કરાવતા નથી. કલ્યાણગ્રામ રચવા નીકળનાર વિધવાને પરણે તો સમાજ ના સ્વીકારે એવા ભયે કે દલીલે તેમ થતું નથી. ખેર, પણ રમણભાઈ પ્રગટપણે સુધારાવાદી છે. એમનો રાઈ રાજા થાય છે ને એય પ્રજાકલ્યાણનો, નીતિનો પક્ષપાતી છે. છતાં યોગ્ય રીતે જ એ વીણાવતી સાથે – વિધવા સાથે – લગ્ન કરીને એને – સમગ્ર નારીજાતને – સન્માન બક્ષે છે. વળી વીણાવતી 'અક્ષતયોનિ' છે એવો નિર્દેશ આપીને લેખક જરાક રોમાન્સનીયે તક પૂરી પાડે છે. આજેય ઉચ્ચ અને ભણેલા સમાજોમાં વિધવાવિવાહ મોકળાશથી ક્યાં થાય છે? ને કજોડાંનો તો ગામડે ગામડે જ શું કામ? – ભણેલા શહેરી સમાજોમાંય પાર નથી! માત્ર વયનાં કજોડાં ઓછાં થયાં હશે, પણ બીજી અનેક વાતે વિચારે તો કજોડાંનો પાર નથી. લીલાવતીના પાત્ર દ્વારા લેખકે વયનાં કજોડાંની સ્થિતિ દર્શાવી છે. લીલાવતીનું પાત્ર કલ્પીને લેખકે રાઈની કસોટી કરવા સાથે કજોડાંનાં લગ્નની યાતના પણ દર્શાવી છે. વીણાવતીના પાત્રને કલ્પીને પણ લેખકે બાળલગ્ન તથા બાળવયના વૈધવ્યની માઠી અસરો અને રોળાઈ જતી જિંદગીઓ દર્શાવવા તાક્યું છે. લીલાવતી ઉપર જે વીત્યું છે એને એ બરાબર પ્રમાણે છે માટે તો એ સાવકી પુત્રી અને એકલ મહેલમાં રખાયેલી દમિત વિધવા વીણાવતીને એના પ્રેમી રાઈ સાથે રાજીખુશીથી પરણાવે છે. નારી – પ્રતિષ્ઠાના પ્રશ્નને વધારે વ્યાપક બનાવવાના હેતુથી એ કલ્યાણકામ – સાવિત્રીનું પ્રસન્નમધુર દામ્પત્ય દર્શાવે છે તો વળી દુર્ગેશ – કમલાનાં પાત્રો દ્વારા પ્રેમ અને નારીસન્માનની વાતને વધારે સંકુલ બનાવવા સાથે રાઈ-વીણાવતી માટેની ભોંય તૈયાર થઈ છે. આમ વિધવાવિવાહ, નારીગૌરવ, સ્ત્રીભાવના, પ્રેમલગ્ન અને લગ્નોત્તર પ્રેમજીવનની સમીક્ષા વડે નાટક સંકુલ સર્જન બની રહે છે.

રમણભાઈએ મરણોન્મુખ લીલાવતીના મુખમાં સુધારાનો ઉપદેશ મૂક્યો છે ને મધ્યકાલીન પરંપરાના રાઈને વિધવા સાથે લગ્ન કરતો દર્શાવ્યો છે. સમયનો તકાજો અને સમાજજીવનની સમસ્યાઓ સાથે પ્રામાણિક લેખકની નિસબત કેવી હોય તેનાં આ દૃષ્ટાંતો છે. આજેય પરિસ્થિતિ બદલાઈ નથી. છેક ભીતરમાં તો હજીય એ જ કઠોર રૂઢિઓ ને જડ પરંપરાઓ છે ત્યારે રમણભાઈના વિચારો તદ્દન પ્રસ્તુત છે. સમાજનિરૂપણની વાતે 'સરસ્વતીચન્દ્ર'ને વખાણતા અને આજની વીસમી સદીના અંતભાગે નવી આવેલી કૃતિઓમાં સમાજનિરુપણ ભાળીને ભડકતા આપણા વિવેચનની વિકારી અને અસ્વસ્થ દૃષ્ટિને તો શું કહેવું એવો પ્રશ્ન થાય છે.

આજે લોકશાહી સમાજોમાં કહેવાતા નેતાઓએ સર્વ નીતિ – પ્રામાણિકતા ઊંચાં મેલ્યાં છે ત્યારે 'રાઈનો પર્વત'માં નગરચર્ચા અને રાઈના પાત્ર દ્વારા પ્રગટતી નૈતિકતા, પ્રામાણિકતા, આપદ્ધર્મ ત્રણેય માનવધર્મને નહીં ચૂકવાની સચ્ચાઈ ધડો લેવા જેવાં છે. હેતુગર્ભ નાટક એકાધિક ઉદ્દેશોને પાર પાડે છે. રમણભાઈ ધર્મ અને નીતિભાવના તથા ધર્મ અને માનવભાવનાને રજૂ કરવા ચાહતા હતા. પ્રલોભનોની સામે રમણભાઈનો રાઈ ધર્મવીર બનીને ચાલે છે. એ આપદ્ધર્મ સમજીને જાલકાનું કાવતરું ન ગમવા છતાં પ્રજા તથા રાજ્યના હિતમાં રાજા બને છે ને રાજા બન્યા પછી લીલાવતી સાથે નીતિમત્તાથી જ વર્તે છે. રાઈ નીતિનિષ્ઠ છે. જાણે એ રમણભાઈનું બીજું રૂપ છે. ઊંચા ગુણોથી યુક્ત અને પ્રેમમાં સાહસિક રાઈ ધર્મભીરુ છે. એ પરરાજ્ય કે પરસ્ત્રીને પચાવી પાડવામાં માનતો જ નથી. આવું નીતિમત્તાવાળું પાત્ર પંડિતયુગમાંય સવાયું લાગે. રાઈ નીતિબદ્ધ છે, એ ભલે પર્વત બને, પણ આજના અનૈતિક લોકો પર્વત બની બેઠા છે. એમને વેતરી નાખનારાં ચરિત્રો સર્જનારા અચકાય છે કેમ!

લેખકે સ્થળકાળની યોગ્ય ભાત રચીને પછી કથાવસ્તુની જમાવટ કરી છે. દરેક પાત્રયોજના પાછળ લેખકની સ્પષ્ટ માન્યતા છે. ને એને જરાય તાલમેલિયા બન્યા વિના લેખક સંતુલિતતાથી રજૂ કરે છે. કેટલાક

વિવેચકો રાઈને હૅમ્લેટ સાથે સરખાવે છે, પણ એમાં ખાસ કશું ઔચિત્ય નથી. રાઈનું મંથન આસ્વાદ્ય ને આવકાર્ય છે. વળી એનો માતૃપ્રેમ પણ ઘણો છે ને છતાં એની નીતિનિષ્ઠાનો જ વિજય થાય છે. એ ભારતીય જીવનદર્શનમાંથી ઘડાયેલો પુરુષ છે. ઘણાંને વળી જાલકામાં લેડી મૅકબેથના પડઘા સંભળાય છે. જોકે એમાં તથ્ય પણ છે. જાલકા ભારે મહત્ત્વાકાંક્ષી છે. એનું દૃઢ મનોબળ અને કાર્યશક્તિ પણ ધ્યાનપાત્ર છે. એ સંકલ્પો પાર પાડી જાણે છે અને પુરુષોને પાછળ પાડી દે એવી યોજનાઓ ઘડીને આગળ વધે છે. એની બુદ્ધિશક્તિ પણ સાધારણ નથી લાગતી, પણ હિંમત – સાહસ તો એનામાં અસાધારણ જ છે! પુત્ર માટેનો પ્રેમ અને વેરની આગ બંને ભીતરમાં લઈને ફરતી જાલકા વેરની આગ સંતોષી શકે છે, પણ રાઈ એની યોજનાને ખુલ્લી પાડે છે એટલે અંશે એ પુત્રથી પરાભવ પણ પામે છે, જાલકાની કથામાં જ એવી ક્ષમતા છે કે ચિનુ મોદી અને હસમુખ બારાડી જેવા ૨૦મી સદીના છેલ્લા નાટકકારો એક સો વર્ષ પછી પણ 'રાઈનો પર્વત'નું અનુસરણ કરવા લલચાયા છે ને એમાં કાંઈ ખોટું નથી !

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેવા વિવેચકોને પણ 'રાઈનો પર્વત'ના છેલ્લા બે અંકો પ્રમાણમાં આગંતુક લાગ્યા છે. ખાસ તો નાટકની વસ્તુસંકલના એથી શિથિલાતી જણાય છે. જોકે તખ્તાદિની કે સાહિત્યિકતાની દૃષ્ટિએ એ દલીલોમાં તથ્ય છે. પણ રમણભાઈના ઉદ્દેશોની રીતે તથા લેખકે જે કમઠાણ રચ્યું છે એને તર્કબદ્ધ રીતે અને પૂર્ણતા સાથે યોગ્ય ભાતે સમેટવાનો લેખકનો દૃષ્ટિકોણ યોગ્ય જ લાગે છે. નાટક જીવનની પડખે ઊભેલું છે ને એ આજે જોવાય – મૂલવાય છે એ રીતે (રૂપવાદી દૃષ્ટિએ તો નહીં જ) તો એ સાહિત્યસ્વરૂપ પણ નથી. નાટકને મિશ્ર કળામાં મૂકવું પડે. 'રાઈનો પર્વત' એ રીતે સફળ છે. સાહિત્યિક નાટક તરીકે એની કદર કરવામાં ને વાંચીને રાચવામાં પણ કશું ખોટું નથી. પોતાના ઉદ્દેશોને સુનિયોજિત સ્વરૂપમાં મૂકવા, એમાં ચરિત્રોની ક્રિયાપ્રતિક્રિયાઓ દ્વારા પ્રગતિ કરાવવી અને તનાવો સુધી પહોંચવું, નાટકમાં સંવાદોનો લાભ લેવો અને નાટ્યાત્મકતાને કળાત્મક ભૂમિકાએ પણ સાચવી લેવાની સર્જકતા દાખવવી – આવાં મહત્ત્વનાં વાનાં નાટ્યકાર રમણભાઈ નીલકંઠ સુપેરે પાર પાડી શક્યા છે. આવી સિદ્ધિ તથા વિષયવસ્તુની પસંદગી અને માવજત વગેરેની દૃષ્ટિએ પણ 'રાઈનો પર્વત' ૨૦મી સદીનાં ગુજરાતી નાટકોમાં યદ્યપિ શિરમોડ છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી.

□

## અજવાળું

*અંદર તો એવું અજવાળું અજવાળું...*
*ટળવળતી હોય આંખ જેને જોવાને–*
*એ મીંચેલી આંખેયે ભાળું...*
*ઊંડે ને ઊંડે ઊતરતા જઈએ ને તોય*
*લાગે કે સાવ અમે તરીએ,*
*મરજીવા મોતીની મુઠ્ઠી ભરે ને, એમ*
*ઝળહળતા શ્વાસ અમે ભરીએ !*
*પછી આરપાર ઊઘડતાં જાય બધાં દ્વાર–*
*નહીં સાંકળ કે ક્યાંય નહીં તાળું...*
*અંદર તો એવું અજવાળું અજવાળું !*

*સૂરજ કે છીપમાં કે આપણામાં આપણે જ*
*ઓતપ્રોત એવા તો લાગીએ–*
*ફૂલને સુવાસ જેમ વાગતી હશે ને ! એમ*
*આપણને આપણે જ વાગીએં !*
*આવું જીવવાની એકાદ પળ મળે – તો એને*
*જીવનભર પાછી ના વાળું...*
*અંદર તો એવું અજવાળું અજવાળું...*

**માધવ રામાનુજ**

# શબ્દ-સત્સંગ*

હર્ષદ મ. ત્રિવેદી 'પ્રાસન્નેય'

સાહિત્યિક અને વૈચારિક પરંપરાઓ, અંગત સંજોગો તથા દેશકાળની સમસામયિક પરિસ્થિતિ, આયુષ્યની અવસ્થા–આ પરિબળો કોઈ પણ સર્જકના સર્જનને પ્રભાવિત કરે છે. નવ-પ્રસ્થાન કરનારા સર્જકો ભલે સંવેદનાના નવા સંદર્ભો પ્રગટાવી આપતા હોય, પરંતુ તેય આમાંનાં એકાધિક પરિબળોના પ્રભાવ નીચે ઓછાવત્તા પ્રમાણમાં આવ્યા વિના રહી શકતા નથી. કવિશ્રી 'અનામી' અક્ષરમેળ વૃત્તોના વિનિયોગમાં, સૉનેટસ્વરૂપના ઉપયોગમાં અને તત્સમપ્રધાન બાનીના પ્રયોગમાં સાક્ષરયુગ અને ગાંધીયુગનું અનુસંધાન સાધે છે, પણ અહીં રજૂ થયેલી કાવ્યસૃષ્ટિમાં તો ગીતરચનાઓનું બાહુલ્ય છે, જોકે ગીતકૃતિઓ પણ રચનાકળાની દૃષ્ટિએ પરંપરાનું અનુસંધાન સાધવા ઉપરાંત આપણા ધર્મ-અધ્યાત્મગત વિચારવારસાને નિજી અનુભૂતિનું રૂપ આપીને કવિતાનો વિષય બનાવે છે. વિચારમૌક્તિક કે ભાવમૌક્તિકનો ચળકાટ દેખાડતાં મુક્તકો પણ અહીં છે; તો થોડી ગઝલરંગી કૃતિઓ પણ અહીં છે. તળપદી બોલીનો સાદ્યંત આશ્રય લેતી એકાદી રચના અહીં છે, તો મીરાં અને કેટલાક અર્વાચીનોની જેમ હિંદી બાનીનો આસ્વાદ્યપણે આશ્રય લેતી રચનાઓ પણ અહીં છે.

ગીત માટે અનિવાર્ય લેખાય તેવા વિશિષ્ટ ભાવમુદ્રાંકિત આકર્ષક ઉપાડની કવિશ્રીને મથામણ છે. કવિ પોતાને 'જીવણ' તરીકે સંબોધીને તો ક્યારેક સીધું જ પોતાનું નામ (અનામી) દઈને પોતાને સંબોધીને કાવ્યનો ઉપાડ સાધે છે; 'મનમૃગ', 'મનવા', 'સજની', 'ચકવી' કે ઈશ્વરવાચક કોઈ શબ્દ જેવાં અન્ય સંબોધનો પણ યોજે છે; ભાવ-પરિસ્થિતિને જીવંતપણે કે નાટ્યાત્મક રીતે પ્રસ્તુત કરવાની આ એક પ્રયુક્તિ છે; પ્રશ્ન કે ઉદ્ગારની ઉક્તિઓનો પણ એવા હેતુથી પ્રયોગ થયો છે. રૂઢિપ્રયોગાત્મક પદોનો ઉપયોગ પણ ક્યાંક ક્યાંક રચનાના ઉપાડને આકર્ષક બનાવવા થયો છે. 'હું'ના કથનકેન્દ્રથી આવતી કૃતિઓ એમ જ ભાવપરિસ્થિતિનો નિકટવર્તી આત્મલક્ષી સંસ્પર્શ ઊભો કરી આપે છે. ધ્રુવપંક્તિ, અંતરો, પ્રાસયોજના વગેરે બાબતોમાં તેઓ સામાન્ય રૂઢિને અનુસરે છે. ગીતેતર રચનાઓમાં ક્યારેક તેઓ કૃતિની આદ્ય બે પંક્તિઓને કૃતિના અંતમાં અવળા ક્રમે પુનઃ યોજીને વૈચિત્ર્ય સાધે છે.

આ કવિતામાં ભાવાનુભૂતિ અને તત્ત્વવિમર્શની મિશ્ર આબોહવા છે. તૃષ્ણાતરુણી, મનમૃગ, નાભિકસ્તૂરી, આત્મદીપ, દેહદેવળ જેવાં રૂપક-કલ્પનાદિનો છૂટથી ઉપયોગ થયો હોવા છતાં એકંદર નિરૂપણ કેવળ કલ્પનપ્રતીક-અલંકારપ્રણીત કલ્પનાલીલામાં જ રાચવાને બદલે સ્પષ્ટ વિચારવ્યાપારમાં લાંગરીને ઊભું રહી જતું જોવા મળે છે. કવિ જાત, જીવન અને જગત વિશેનાં પોતાનાં નિરીક્ષણોને કશી આળપંપાળ વિના સ્પષ્ટ રૂપે પ્રગટ કરી દે છે. અહીં જોકે કવિની અલગ અલગ મુદ્રાઓ જોવા મળે છે. જાતને ઠપકો આપનાર, જાતની ઠેકડી ઉરાડનાર, અલગારીપણે કે ફક્કડપણે પોતાને વિશે વાત કરનાર, જગતના વ્યવહારની અનુદારપણે કઠોર ટીકા કરનાર, સમસામયિક માનવની છબીને જોઈને નિરાશ થનાર, વર્તમાન માનવ અને જનસમાજ વિશે ઉગ્ર આક્રોશ ઠાલવનાર એવા વિવિધરૂપે તેમનું કથયિતૃત્વ આ કૃતિઓમાં નીખર્યું છે. દીર્ઘ આયુષ્યના પાછલા તબક્કામાં માનવી એક વિવશ મનોદશામાં મુકાય છે. સમોવડિયાં સગાંસંબંધી અને સ્નેહીજનોની ચિર-વિદાયનો લાચાર સાક્ષી બનતો જતો તે ધીરે ધીરે એકલતાની વ્યથા અનુભવવા લાગે છે. અતીતનાં ખટમીઠાં સ્મરણો ઊભરાય છે. પણ તે સુખદાયી કરતાં

* ડૉ. રણજિત પટેલ 'અનામી'ના કાવ્યસંગ્રહ 'શિવમ્'ની પ્રસ્તાવના.

વ્યગ્રતાપ્રેરક વધુ નીવડે છે. સંબંધોના હિસાબો માંડતાં નિર્વ્યાજ સ્નેહના જમાપાસા કરતાં સ્વાર્થી માનસિકતાનું ઉધારપાસું વધી જતું જોઈને અકળામણ અનુભવાય છે. માણસના જગતમાં માણસપણાનું મીંડું દેખાય છે. માણસને પોતાનું આયુષ્ય પણ વિષયભોગમાં ગુમાવ્યાનો રંજ થાય છે. હરિને ન આરાધ્યાનો અજંપો જાગે છે, હરિને માટે તલસાટ સંકોરાય છે અને માણસ આકુળવ્યાકુળ બનીને પોતાના ઉદ્ધાર માટે હરિને પોકારવા લાગે છે. અહીં કવિશ્રી પોતાના આયુષ્યના આઠઆઠ દાયકાનો હિસાબ માંડતાં અપ્રસન્ન બની જાય છે. વાર્ધક્યની એકલતાની સ્થિતિમાં ક્યારેક ઈશ્વરના નિત્યસંગાથનો અહેસાસ અનુભવીને રાહત મેળવે છે તો, ક્યારેક, સગુણ લીલામાં રાચતા ઈશ્વરને તેની લીલાનાં સ્મરણોનો બોજ અનુભવવાનું આહ્‌વાન પણ આપે છે. ક્યારેક તેઓ પોતાની જિંદાદિલીની, પોતાના નેક ઇરાદાઓની અને પોતાની પરહિતરતિની ખુમારી પણ અનુભવે છે. 'આ અહીં પોઢ્યો અનામી' એમ બોલતાં કવિશ્રીના સૂરમાં એક તરફ કોઈને પોતાના મૃત્યુની જાહેરાત કરતા આધુનિક કવિનો સૂર સંભળાય તો બીજી તરફ કોઈને મસ્તરંગી કવિ 'સાગર'નો એવા જ વિષયની વાત કરતાં પ્રગટતો ખુમારીભર્યો મિજાજ વરતાય.

આત્મનિરીક્ષણ, આત્મમંથન, સ્વનિવેદન, આત્મોપાલંભ, આત્મચિંતન, શરણાગતિ, આત્મ-નિવેદન જેવા ભાવોમાં નીખરતી ભક્તિ આ કવિતાના વાતાવરણમાં છલકાય છે. અધ્યાત્મકવિતા આપણે ત્યાં મધ્યકાળથી સર્જાતી આવી છે અને અવનવા રૂપરંગે તે અર્વાચીન કાળમાં પણ સર્જાતી રહી છે. આ સંદર્ભે સુન્દરમ્, પ્રહ્‌લાદ, બાલમુકુન્દ, મકરન્દ, રાજેન્દ્ર જેવાં સંખ્યાબંધ નામો તરત યાદ આવે. નિષ્ઠાપૂર્વક સાધનાને વરેલા અને પ્રસંગોપાત્ત ધાર્મિક ભાવોને મમળાવનાર હોય તેવા ઘણા કવિઓ આ વર્ગમાં આવી જાય. કવિશ્રી અનામીનો ભક્તિભાવ ઔપચારિક કે પ્રાસંગિક નહીં, પણ સ્થાયીગુણવાળો છે. આ કવિતા કેવળ સ્વાન્તઃસુખાય નહીં, પણ પરમસુખાય પ્રયોજાયેલી જણાય છે. અહીં ટાગોરનો રહસ્યવાદ નથી, અરવિંદનો અતિમનસવાદ નથી, મધ્યકાળના કે અર્વાચીન કાળના નામી સંતકવિઓ જેવું શુષ્ક વેદાન્ત નથી, નરસિંહ-મીરાં-દયારામનું પણ અનુસરણ નથી; આત્મનિરીક્ષણથી માંડીને આત્મનિવેદન સુધી પ્રવર્તતા વૈવિધ્યમાં વિલસતી વ્યક્તિવિશિષ્ટ ભાવસૃષ્ટિ આ કવિતામાં છે. કવિશ્રી અનામીનાં ત્રીસેક કાવ્યો વાંચ્યાં હોય તો પછી બીજા કવિઓનાં કાવ્યો સાથે નામગોપન કરીને ભેળવી દેવાયેલાં તેમનાં કાવ્યોને નોખાં તારવવાનું મુશ્કેલ ન બને તેવી તેમની પોતીકી પદવિચ્છિત્તિ અને ભાવ-વિચાર-મુદ્રા છે.

પૌરાણિક તથા અન્ય જાણીતાં પાત્રોને કાવ્યવિષય બનાવવાનું તેમનું વલણ ધ્યાન ખેંચે છે. આવાં પાત્રોનાં શીલ અને કૃતિના મર્મોને તે પોતાની આગવી ચિંતનદૃષ્ટિએ ઉકેલી આપે છે. તુકારામ, નામદેવ અને નરસિંહની પોતપોતાની પત્ની તરફનાં વલણોની તુલના, કુંભકર્ણ-રાવણની સુષુપ્તિ-જાગૃતિની તુલના, વિભીષણ-વાલી-ભરતની બંધુભાવનાની તુલના તેમની પાત્રદર્શનરીતિનો પરિચય આપે છે. એક જ મૂલ્ય કે સત્યને એકાધિક રૂપે અવલોકનારું તેમનું વલણ અન્યત્ર પણ ('અગમગતિ') દેખાય છે. કવિ નટવર નાગરને સ્મરે છે, પણ તેમના ઇષ્ટ તો શિવજી છે તેનો સંકેત તેમની કવિતા આપે છે. એક જ શિવજીનાં અનેક રૂપોનું તેમની કલમે કલાત્મક રૂપે શબ્દોમાં આકલન થતું જોવાની જિજ્ઞાસા જાગે છે.

કવિશ્રીનાં ઘણાં કાવ્યો મોટે ભાગે 'અધ્યાત્મ' માસિકમાં પ્રગટ થયાં છે એ હકીકત જોતાં એ વાતની પણ નોંધ લેવાનું મન થાય છે કે અર્વાચીન કાળમાં સાહિત્યિક ઉપરાંત ધાર્મિક સામયિકોએ નીવડેલા કવિઓની અધ્યાત્મરંગી કવિતાને સાતત્યપૂર્વક પ્રગટ કરીને આ પ્રકારની કવિતાધારાને સત્ત્વશીલ રીતે જીવંત રાખવાનું માત્ર ધર્મકાર્ય જ નહીં, પરંતુ સાહિત્યકાર્ય પણ કર્યું છે.

અનામીસાહેબ કવિ પણ છે અને વહાલસોયા સ્વજન પણ છે. તેમણે સ્નેહપૂર્વક આપેલો શબ્દ-સત્સંગનો આ અવસર હંમેશાં સાનંદ યાદ રહેશે.

□

# સુગમ સંગીત : શબ્દ અને સ્વરના સમન્વયની કળા

હરીશ ખત્રી

સાંપ્રત સમયમાં કળા લેખે સંગીત અને સાહિત્ય તથા સંગીતમાં સાહિત્ય એટલે કે શબ્દના મહત્ત્વ વિશેની ચર્ચાઓ થતી રહે છે. એક કળા તરીકે સંગીત અને સાહિત્ય બંને સ્વયંસંપૂર્ણ છે; તેથી એકમેક ઉપર આધારિત કે અવલંબિત નથી. સંગીતનો વાહક અવાજ કે ધ્વનિ છે, જેના નાદ દ્વારા તે પ્રગટ થાય છે; જ્યારે સાહિત્યનો વાહક શબ્દ છે, જેના અર્થ દ્વારા તે પ્રગટ થાય છે. સંગીત પાસે નાદ છે, જે વિવિધ રાગરાગિણીઓ દ્વારા વ્યક્ત થાય છે. જ્યારે સાહિત્ય પાસે શબ્દ છે, જે વિવિધ સ્વરૂપો (કવિતા, વાર્તા, નિબંધ વ.) દ્વારા વ્યક્ત થાય છે. બંનેનાં ભિન્ન શાસ્ત્રો, નિયમો, પરંપરાઓ છે, જે ક્યાંય એકબીજાને સ્પર્શતાં નથી. સાહિત્યનું માધ્યમ શબ્દ હોવાથી તેના દ્વારા બાહ્ય જગતના સ્થૂળ કે આંતરમનના સૂક્ષ્મ અનુભવોની અભિવ્યક્તિ સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં જે તે સ્વરૂપના બંધારણને અનુરૂપ કરવામાં આવે છે. આમ, સાહિત્યકાર પોતાની અનુભૂતિને શબ્દ વડે પ્રગટ કરી તેને કળાસ્વરૂપ આપે છે. કુટુંબ, સમાજ, રાજકારણ કે ઊર્મિઓ અને લાગણીઓને વ્યક્ત કરવા માટે સાહિત્યકાર માત્ર શબ્દ ઉપર અવલંબિત છે; અન્ય આધારની એને આવશ્યકતા નથી. આ રીતે જોતાં સાહિત્યને એક સ્વયંસંપૂર્ણ કળા કહી શકાય.

અલબત્ત, અહીં એક અપવાદ રહેલો છે. સાહિત્યસ્વરૂપ તરીકે કવિતાનો એક પ્રકાર ગીત કે ઊર્મિગીત છે. ગીતનું મુખ્ય લક્ષણ ગેયતા છે. આ ગેયતાનું તત્ત્વ સંગીત સાથે તો અભિન્નપણે જોડાયેલું છે. ઉપરાંત, છંદોબદ્ધ કવિતામાં પણ વિવિધ છંદોનાં વિવિધ બંધારણને અનુરૂપ કાવ્યપંક્તિમાં દરેક અક્ષરને ચોક્કસ સ્થાને ચોક્કસ ભાર અનુસાર મૂકવાનો હોય છે, જેને કારણે છંદનો લય બંધાય છે, અને તે પંક્તિને ચોક્કસ રીતે ગાઈને રજૂ કરી શકાય છે. આમ, છંદોની લયબદ્ધતાને કારણે છંદોબદ્ધ કવિતા પણ ગેયતા ધારણ કરે છે. મેઘાણી જેવા આપણા કવિ સ્વરચિત ગીતો કે લોકગીતો પોતાના બુલંદ કંઠે રજૂ કરીને લોકપ્રિય બન્યા હતા તેને સાહિત્યે લીધેલા સંગીતના સથવારાનું ઉત્કૃષ્ટ ઉદાહરણ કહી શકાય. અલબત્ત, અમુક છંદોમાં આવી ગેયતા ઉદ્ભવતી નથી. આમ, ગીતની ગેયતા અને છંદોબદ્ધ કવિતાની લયબદ્ધતાને કારણે તેટલે અંશે સાહિત્યમાં સંગીતનું મહત્ત્વ છે એમ કહી શકાય.

કળા તરીકે સંગીતના બે પ્રકાર છે : વાદ્યસંગીત અને કંઠ્ય સંગીત. વાદ્યમાંથી નીકળતા ધ્વનિના યોગ્ય અને નિયમબદ્ધ સંચાલન દ્વારા ઉત્પન્ન થતી લયબદ્ધ સૂરાવલિ કર્ણપ્રિય સંગીતનું સર્જન કરે છે. વાજિંત્રમાંથી ઉદ્ભવતા આ નાદને સંગીતકાર જુદાજુદા રાગો દ્વારા વિવિધ રીતે પ્રગટ કરે છે. આ વાદ્યસંગીતને અન્ય આલંબનની જરૂરી નહીં હોવાથી તે સ્વયંસંપૂર્ણ છે. વાજિંત્રની જેમ જ માનવકંઠમાંથી નીકળતા ધ્વનિના લયબદ્ધ ઉચ્ચારણ દ્વારા કંઠ્ય સંગીત ઉત્પન્ન થાય છે. કંઠ્ય સંગીતના નાદની પણ જુદા જુદા રાગો દ્વારા કર્ણમધુર અભિવ્યક્તિ થાય છે. કંઠ્ય સંગીતની રજૂઆતમાં મોટે ભાગે સ્વરના આલાપનું જ આધિપત્ય હોય છે. પરંતુ જૂજ શબ્દોનો એક ટેકણ તરીકે ઉપયોગ કરી કલાકાર સંગીતનો આરોહઅવરોહનો અનુભવ કરાવે છે. આમ, કંઠ્ય સંગીતને સ્વયંસંપૂર્ણ કળા કહી શકાશે નહિ. વાદ્યસંગીતમાં વાજિંત્રમાંથી ઉદ્ભવતા સ્વરની જ અભિવ્યક્તિ હોય છે, જ્યારે કંઠ્ય સંગીતમાં કંઠમાંથી નીકળતા શબ્દવિહોણા સ્વરનું આધિપત્ય હોવા છતાં શબ્દનો ટેકારૂપે પણ આશ્રય લેવો પડે છે. અને શબ્દ તો સાહિત્યનું માધ્યમ છે. આમ, સ્વરની સાથે શબ્દનો પ્રવેશ થતાં જ કંઠ્ય સંગીત એક સ્વયંસંપૂર્ણ કળા રહી શકતું નથી. વાજિંત્રમાંથી સ્વર સિવાય કશું ઉત્પન્ન થતું નથી. જ્યારે કંઠ દ્વારા માત્ર સ્વર જ ઉત્પન્ન થતો નથી, પરંતુ શબ્દનું ઉદ્ભવસ્થાન પણ કંઠ જ છે. આથી જ કંઠ્ય સંગીતમાં સ્વરો સાથે

શબ્દનું જોડાવું સાવ સ્વાભાવિક છે. અહીં જ સંગીતના આનંદની અનુભૂતિની એક નવી તક ઊભી થાય છે. શબ્દનો માત્ર ખપ પૂરતો આધાર લેવાને બદલે સંગીતના રાગની શિસ્તને અનુરૂપ શબ્દોની ગોઠવણી કરીને કંઠ દ્વારા તેની લયબદ્ધ રજૂઆત કરવાથી ગીતનો ઉદ્‌ભવ થાય છે. આ ગીત એ શુદ્ધ કંઠ્ય સંગીત નથી, પરંતુ સંગીતના સ્વર અને સાહિત્યના શબ્દના સમન્વય વડે ઉદ્‌ભવતો કળાનો એક મિશ્ર પ્રકાર કહી શકાય.આ પ્રકારનું ગુજરાતીમાં 'સુગમ સંગીત' એવું નામાભિધાન કરવામાં આવ્યું છે. આપણે ત્યાં સામાન્ય રીતે ગુજરાતી કવિતામાંથી ગીત-ગઝલનું સ્વરાંકન કરેલાં કે અવિનાશ વ્યાસ જેવા ગીતકાર-સંગીતકારે રચેલાં, સંગીતબદ્ધ કરેલાં ગીતોને જ સુગમ સંગીત કહેવામાં આવે છે. પરંતુ વાસ્તવમાં ગુજરાતી, હિન્દી કે અન્ય ભાષાનાં ફિલ્મી, ગેરફિલ્મી ગીતો, ગઝલો, ભજનો, ગરબા, કવ્વાલી વગેરે તમામ ગેય રચનાઓનો સમાવેશ સુગમ સંગીતમાં જ થાય છે. હાલમાં સૌથી વધુ ખેડાતો અને લોકપ્રિય એવો સંગીતનો આ જ પ્રકાર છે.

આવા સુગમ સંગીતના ચાહકને આકર્ષે છે એ શું છે? ગીતના શબ્દો કે એની બંદિશ? સ્વાભાવિક રીતે જ ગીતની બંદિશ શ્રોતાના કાનને પ્રથમ આકર્ષે છે. આવા આકર્ષણથી ખેંચાયેલો શ્રોતા ત્યારબાદ ગીતના શબ્દોને પકડે છે. આ શબ્દો જો તેના હૃદયને સ્પર્શી તેના લાગણીતંત્રને ઝણઝણાવે તો આ ગીત તેનું પ્રિય ગીત બની જાય છે. આમ, શબ્દ અને સંગીતનો સુભગ અને સૂરીલો સમન્વય થયો હોય એ ગીતને બહોળી લોકપ્રિયતા સાંપડે છે. આવા ગીતમાં શબ્દ અને સંગીત બંનેનું મૂલ્ય અને મહત્ત્વ સમાન હોય છે. કોઈ એકબીજાથી ચઢિયાતું કે ઊતરતું હોતું નથી. ક્યારેક આ પરિસ્થિતિ ઊલટસૂલટ પણ થઈ જાય છે. જ્યારે ગીતના ભાવને અનુરૂપ સંગીત હોતું નથી કે સંગીતના લયને અનુરૂપ શબ્દોનો મેળ બેસતો નથી ત્યારે ગીત શ્રોતાને આકર્ષવામાં નિષ્ફળ જાય છે અને ટૂંકા સમયમાં વીસરાઈ જાય છે.

કોઈ પણ ગીત કે કવિતા મૂળે સાહિત્યકૃતિ તરીકે રચાઈ હોય તો એ હંમેશાં સાહિત્યકૃતિ જ બની રહે છે. ત્યારબાદ કોઈ સંગીતકાર તે કૃતિનું સ્વરાંકન કરીને તેને રજૂ કરે ત્યારે તે સંગીતકૃતિ બને છે. સંગીતબદ્ધ થવાથી કોઈ પણ કવિતા સાહિત્યકૃતિ તરીકે લોપ પામતી નથી. એક જ કૃતિ સાહિત્ય અને સંગીત, બંને કળાઓમાં સ્થાન ધરાવી શકે છે. લિખિત કે મુદ્રિત સ્વરૂપે સાહિત્યમાં અને સંગીતબદ્ધ કૃતિ તરીકે સંગીતમાં આવી કૃતિનું સ્થાન હંમેશાં જળવાઈ રહે છે. શુદ્ધ સાહિત્યકૃતિ કે શુદ્ધ સંગીતકૃતિના વિવાદથી પર થઈને આવી કૃતિ બંને કળામાધ્યમોમાં પોતાનું સુનિશ્ચિત સ્થાન બનાવી લે છે.

વળી ક્યારેક, આજકાલ મોટે ભાગે ફિલ્મસંગીતમાં બને છે એમ, ગીતની ધૂન પ્રથમ બનાવી લેવામાં આવે છે અને પછી તેના લયને અનુરૂપ શબ્દોની ગોઠવણી કરીને ગીતકાર ગીતની રચના કરે છે. આવી ગીતરચનામાં પ્રદર્શિત થતી ભાવાભિવ્યક્તિ સાવ સામાન્ય કક્ષાની અને મોટે ભાગે સાહિત્યિક ગુણવત્તાથી રહિત હોવાથી એવી કૃતિ સાહિત્યમાં સ્થાન પામી શકતી નથી. આવી કૃતિમાં સાહિત્યના માધ્યમ એવા શબ્દનો ઉપયોગ માત્ર ખપ પૂરતો અને સંગીતની ધૂનને અનુરૂપ જ કરાતો હોવાથી આવું ગીત સાહિત્યકૃતિ તરીકે કોઈ મૂલ્ય ધરાવતું નથી.

અંતમાં, એવા નિષ્કર્ષ ઉપર આવી શકાય કે સાહિત્ય અને સંગીત બંને અભિવ્યક્તિની આગવી રીતિ ધરાવતાં કળામાધ્યમો છે. બંનેના કળાપ્રદેશમાં એકબીજાનું આવાગમન સ્વાભાવિક છે. બંનેમાંથી એક પણ કળા બીજી કળા ઉપર અનિવાર્યપણે અવલંબિત નથી. બંને કળાના મરમી દ્વારા જ્યારે બંનેનો સુભગ સમન્વય સાધવામાં આવે ત્યારે એક ઉત્કૃષ્ટ કળાકૃતિ રૂપે પ્રાપ્ત થતુ સર્જન ભાવકોને આનંદની ઊંડી અનુભૂતિની રસસમાધિમાં ડુબાડી દે છે. સાહિત્યમાં સંગીત કે સંગીતમાં સાહિત્યના વિવાદથી પર રહીને ભાવક આવી કૃતિને હંમેશાં આવકારશે. એ સિવાયની અધકચરી, નબળી કૃતિઓ તો સમયના પ્રવાહમાં ક્યાંય તણાઈને વીસરાઈ જશે, જ્યારે ઉત્કૃષ્ટ કૃતિને સહૃદય ભાવકો સદાય માણતા રહેશે. □

# નાર્સિસસ - ડબલ

મહેશ દવે

વાળ તો ક્યારનાય ધોળા થઈ ચૂક્યા છે. માથાના આગળના ભાગની ટાલ અને કપાળ એકાકાર થતાં ગયાં છે. કંપનીએ મને બાસઠની વયે નિવૃત્ત કર્યો એ વાતનેય ચાર વર્ષ વહી ગયાં છે. ચાલ ધીમી પડી ગઈ છે. લાંબું ચાલી શકાતું નથી. વૃદ્ધાવસ્થાના આ તબક્કે નવી મૈત્રી થવાનો સંભવ ઓછો અને એમાંય કોઈ નવયુવાન મિત્ર બની બેસે એ તો અશક્યવત્, પણ જિંદગી આશ્ચર્યનું પોટલું છે. ચમત્કારોની જેમ આશ્ચર્યો સર્જાતાં રહે છે. ગૅબિન સાથે જામેલી નવી મૈત્રી આવી એક આશ્ચર્યકારક ઘટના જ ગણાય.

ગૅબિન મારો નવો યુવામિત્ર છે. એક સવારે હું બગીચામાં લટાર મારી બાંકડે બેઠો હતો. દિવસ આખો ઑફિસ કે ઘરમાં આરામથી બેસી રહેનારા માણસો અત્યારે 'વૉકિંગ'નો પરિશ્રમ કરી રહ્યા હતા. મારી નજર 'જૉગિંગ' કરી રહેલા એક ફૂટડા યુવાન પર ચોંટી ગઈ હતી. મીઠી ઈર્ષ્યાથી હું એ યુવાનને નિહાળી રહ્યો. 'શૉર્ટ્સ' નીચેના કઠોર પિંડીદાર પગ થાંભલા જેવા લાગતા હતા. 'જૉગિંગ'નાં એનાં 'સ્ટેપ્સ' સાથે માથા પરનાં કોરાં ઝુલ્ફાં થનગન થનગન નાચતાં હતાં. જરસીમાંથી ઊપસી આવેલી સુદૃઢ છાતી ઍથ્લેટ જેવી લાગતી હતી. કોણીથી વળેલા સ્નાયુભર્યા હાથ આગે-પીછે ફંગોળાતા હતા. 'જૉગિંગ'નાં પાંચ-સાત રાઉન્ડ લગાવી એ યુવાન મારા બાંકડા તરફ આવ્યો. જરસીના ઉપલા ખુલ્લા બટનમાંથી તેની છાતીના કાળાભમ્મર વાળનાં વાંકડિયાં ગૂંચળાં બહાર ડોકાતાં હતાં. હાંફતો હાંફતો એ યુવાન મારી બાજુમાં આવી બેસી ગયો. તેનો શ્વાસ જરા હેઠો બેઠો કે તરત તેણે મારું અભિવાદન કર્યું, "ગુડ મૉર્નિંગ, સર !"

"અન્કલ", "કાકા", કે "દાદા" સાંભળવા ટેવાઈ ગયેલા મારા કાનને "સર"નું સંબોધન સારું લાગ્યું. મેં પણ પ્રતિભાવ આપ્યો: "ગુડ મૉર્નિંગ, યંગ મેન !" થોડું અટક્યો, પણ મારો પ્રશંસાભાવ છાનો ન રાખી શક્યો, "તમે શરીર સરસ જાળવ્યું છે... યૂ લુક હેન્ડસમ," મારાથી ઉમેરાઈ ગયું.

એણે સ્મિત આપીને માથું સહેજ નમાવ્યું. "થૅન્ક યૂ, સર. પણ તમે વડીલ છો, મને 'તમે' કહી કાં બોલાવો? 'તું' કહો એ જ વાજબી છે...", "કાકા" કે "દાદા" કહી વાક્ય પૂરું કરવાને બદલે સહેજ અટકીને એણે પૂછ્યું, "આપનું નામ?"

મેં મારું નામ આપ્યું, "અનિરુદ્ધ." અને તેનું નામ પૂછ્યું, "તમારી... ભૂલ્યો, તારી તારીફ?"

એણે નામ જણાવ્યું, "ગૅબિન", કેવું સુંદર નામ ! બસ, ત્યારથી ગૅબિન સાથે મૈત્રી શરૂ થઈ અને જોતજોતામાં જામી ગઈ.

ગૅબિન અજબ જુવાનિયો છે. કોઈ પણ પ્રકારની મોજ-મજા એ એકલપંડે માણી શકતો નથી. બે-ચાર જણની કંપની પણ એને ઓછી પડે છે. હરવાફરવા, પિકનિક-સહેલગાહ કે લાંબી ટૂર-ટ્રાવેલમાં તો જાણે સમજ્યા, પણ નાટક-સિનેમા જોવા પણ એ 'ટોળા'માં જ જાય છે. પંદર-વીસ ટિકિટો લઈ આવે, પછી મિત્ર-સંબંધીઓને આમંત્રણ આપે. અનુકૂળતા હોય એવાં પાંચ-છ 'કપલ્સ' ને થોડાંક એકલવીરો જોડાય. એમ સમૂહમાં નાટક-ચેટક જુએ. ભેગાં મળી સૌ મસ્તી–મજાક કરે. ઇન્ટરવલમાં પૉપકૉર્ન, વેફર્સ ને ચૉકલેટ્સનાં આદાન-પ્રદાન થાય. છૂટ્યા પછી ટેબલ રિઝર્વ કરાવ્યું હોય તે હોટલ-રેસ્ટોરાંમાં પહોંચવાનું યા તો ગાડીમાં બેઠાં બેઠાં ભેળ, ચાટ કે પાંઉ-ભાજી ઝાપટવાનાં, ઉપર આઇસક્રીમ કે કુલ્ફીનું ટૉપિંગ ! ગૅબિન અને તેના મિત્ર-સંબંધીઓ માલેતુજાર છે, પૈસાની કોઈને પડી નથી.

બગીચાનું અમારું મિલન વારંવારનું થઈ પડ્યું પછી ગૅબિને એક વાર મને તેના આવા 'નાટ્યનિરીક્ષણ-સમારંભ'માં આમંત્ર્યો. મારી પાસે મારી જૂની 'ફિયાટ' તો છે, પણ મને રાત્રે ડ્રાઇવિંગ કરવાનું ફાવતું નથી તેથી મેં ના પાડી. ગૅબિને બહુ આગ્રહ કર્યો. મને ઘરેથી લઈ જવા-મૂકવાની

જવાબદારી પોતાને માથે લીધી. હું જવા તૈયાર થયો. હું તો સમજેલો કે રૉબિન અને તેના કુટુંબનાં એક-બે જણ હશે, પણ ત્યાં તો પંદર-વીસનું ધાડું નીકળી પડ્યું. પહેલાં તો મને બહુ સંકોચ-ક્ષોભ થયો, પણ જરીક વારમાં રૉબિને મને હળવો કરી મૂક્યો. મિત્રો આવતાં ગયાં તેમ રૉબિન મારી ઓળખાણ કરાવતો ગયો, હું અંગ્રેજી છાપાં અને સામયિકોમાં અર્થશાસ્ત્ર અને મૅનેજમેન્ટ વિષે લેખો લખતો તેનાં વખાણ કરી મારું ગૌરવ વધારતો રહ્યો. હું ધીમે ધીમે બધાંમાં ભળવા માંડ્યો, 'જોક્સ'માં જોડાયો, નાટક માણવા લાગ્યો, મારા 'વાઇઝ ક્રૅક્સ'થી હસાવતો થયો. બહુ મજા પડી; નિવૃત્તિ પછી એકધારો થઈ ગયેલો મારો જીવનક્રમ તે દિવસે તૂટ્યો. કાયમી થઈ ગયેલો મારો વિષાદભાવ છૂટ્યો. યૌવનનો મને ચેપ લાગ્યો. વખતોવખત રૉબિન સાથે આ રીતે જોડાવાનું મેં નક્કી કર્યું. 'પ્રોડેપ' જેવી 'મૂડ એલિવેટર' ટીકડીઓ કરતાં આ ઔષધ શું ખોટું ?

રૉબિન વારંવાર પિકનિક ને પાર્ટીઓ, પ્રોગ્રામ ને પર્યટનોનાં આમંત્રણ આપ્યે રાખે છે. જોકે હું કોઈ કોઈ વાર જ તેમાં જોડાઉં છું. હું ટોળાંઓને ઝાઝાં સહી શકતો નથી. ક્યારેક ઠીક છે, બાકી હું ભલો ને મારું વાંચવા-લખવાનું ભલું. મારા શોખના શાસ્ત્રીય સંગીતના જલસા કે નૃત્યના કાર્યક્રમોમાં હું રૉબિનને આમંત્રણ આપું છું. પણ એ કોઈક જ વાર ભજનસંગીત કે નૃત્યનાટિકા જેવા કાયંક્રમમાં આવે છે. મને સમજાયું છે કે પ્રોગ્રામ પછીની અમારી બેએક કલાકની બેઠક એ રૉબિન માટે મારા કાર્યક્રમમાં આવવાનું મુખ્ય આકર્ષણ છે. કાર્યક્રમ પછી અમે દોઢ-બે કલાક કોઈ સારા બાર-રેસ્ટોરાંમાં ગાળીએ છીએ. બેએક પેગ ડ્રિન્ક્સ, મન્ચિંગ અને પછી હળવું ડિનર. આવા પ્રસંગોએ બિલ હું જ ચૂકવું એવો મારો આગ્રહ રહે છે. રૉબિનની કે તેના મિત્રોની જેમ ટોળાબંધ લોકોનાં મનોરંજન અને ખાણી-પીણીનો ખર્ચ ઉપાડવાની મારી ત્રેવડ નથી, પણ અમારા બેનાં ડ્રિન્ક્સ અને હલકા-ફૂલકા જમવાનો ખર્ચ મારા વશની વાત છે. આવી બાર-રેસ્ટોરાં બેઠકમાં રૉબિન ઊઘડે છે. તેની ઘણી અંગત વાતો બોલી નાખે છે, મારાં સલાહ-માર્ગદર્શન માગે છે. મને એની વાતો સાંભળવી ગમે છે અને સલાહો આપવાનું તો કોને ન ગમે?

હું તેના બીજા મિત્રો કરતાં જરા જુદો છું તેથી હોય, ઉંમરમાં વડીલ છું તેથી હોય કે પછી હું પ્રથમ પંક્તિનાં સામયિકોમાં ગંભીર લેખો લખું છું તેથી હોય, પણ રૉબિન મારામાં પૂરો ભરોસો મૂકે છે. મને એના જીવનની બધી વાતો કહે છે. મારો એવો પણ ખ્યાલ ખરો કે માણસ પારખવાની અને તેને આત્મીય બનાવી મારો કરી લેવાની મારામાં અજબ આવડત અને ગજબ શક્તિ છે. તેથી જ તો ભલભલા મીંઢા માણસો મારી સાથે તેમનાં 'સીક્રેટ્સ' 'શેર' કરે છે. રૉબિનનું પણ મારી સાથે એવું જ થયું છે. તેને મારે માટે આદર છે. મારા પર પ્રેમ પણ એટલો જ અને 'કન્સર્ન' પણ એટલી. એટલે જ તેની બધી નાની-મોટી આડી-અવળી, છૂપા-છૂપી વાતો તે મને કરતો રહે છે.

રૉબિનની સામૂહિક મિત્ર-મંડળીમાં ઘણી વાર મને એવું લાગ્યું છે કે તેની પત્ની મૉનિકા એકલી પડી જાય છે. ઊફરી-ઊફરી રહે છે. રૉબિન બધાં સાથે ટાચકા ફોડતો હોય, ખાખલા-ખીખલી કૂટતો હોય ત્યારે મૉનિકા એક ખૂણે નિર્લેપ ઊભી હોય, ચૂપચાપ. બધો ખેલ જોતી સોરવાતી હોય. આવા ઘણા પ્રસંગોએ મેં મૉનિકાને સહાનુભૂતિ સાથે સધિયારો પૂરાં પાડ્યાં છે. રૉબિનના ઘણાખરા મિત્રો, અને ખાસ કરીને તેની મિત્ર-પત્નીઓ અને સ્ત્રી-મિત્રો તરફ મૉનિકાના હૃદયમાં છૂપો તિરસ્કાર ભર્યો પડ્યો છે, તે હું જોઈ શકું છું. જોકે બહારથી તે વિવેક અને 'ડીસન્સી' જાળવે છે. મૉનિકાને મારે માટે માન અને લાગણી છે. એણે મને કહ્યા કર્યું છે, "મારે તમને એકલાં મળવું છે." "આ રૉબિનને જરા સમજાવો ને !" વગેરે. પણ મૉનિકા અને મારું એકલાં મળવાનું બન્યું નથી. ઘણી વાતે રૉબિન મને સમજાયો નથી. મૉનિકા શી વાતે રૉબિનને સમજાવવાનું કહેતી હશે, એ પણ મારે માટે અટકળનો વિષય જ રહ્યો છે. માણસોને પૂરેપૂરા પારખવામાં હું પાવરધો છું એવી મારી માન્યતાને આ પડકાર કનડતો રહ્યો છે.

તે દિવસે મારા ઇજનથી રૉબિન પાર્લાના ભાઈદાસ હૉલમાં આવ્યો હતો. જગજિત-ચિત્રા

હરેકૃષ્ણ કીર્તન ગાવાનાં હતાં. ભજન-સંગીતનો જગજિતનો પહેલો જ પ્રયોગ હતો. જગજિત-ચિત્રા શાસ્ત્રીય આલાપથી દરેક ભજનનો પ્રારંભ કરતાં હતાં, ને પછી બાઉલ ને ભોજપુરીથી માંડી પંજાબી ને ગુજરાતી લોકઢાળમાં ભજનો વહાવતાં રહ્યાં. ઑડિયન્સને ભીંજવી તરબોળ કરી મૂક્યું. કાર્યક્રમ માણી હું અને રૉબિન સાંતાક્રૂઝની 'વેન્યુ'ના બાર તરફ હંકારી ગયા. અમે બંને ચૂપ હતા. જગજિતના સૂરોનો જાદુ અમારા પર સવાર હતો. આ જગજિત અજબ ચીજ છે. ગઝલો તો સુંદર રીતે ગાય છે જ, પંજાબી-ફોક મ્યુઝિકનો પણ માસ્ટર છે અને આજે એણે ભજનોમાં પણ રેલો પાડ્યો. જગજિતની ખરજની બારીકી, ચિત્રાના અવાજની બુલંદી અને બંનેના ગળાની ખૂબી તથા 'ડિક્શનની ક્લૅરિટી' જેવો જ મહિમા ભજનોના સરળ શબ્દો અને ગૂઢ અર્થનો હતો. આજે હું ભજન-સાહિત્ય પર લેક્ચર ઝાડી રૉબિનને આંજી નાખવાના મૂડમાં હતો, પણ હું શરૂ કરું એ પહેલાં રૉબિન ચાલુ થઈ ગયો.

બેત્રણ દિવસ પહેલાં રૉબિન દિલ્હી જઈ આવ્યો તેની મને ખબર હતી. એ મુંબઈની બહાર જાય ત્યારે મને અચૂક જાણ કરીને જાય છે. આવે ત્યારે ત્યાંની વાતો કરે છે. 'ચિયર્સ' કર્યા પછી હું બોલું તે પહેલાં વ્હિસ્કીની મોટી સિપ લઈ રૉબિને પોતાની વાતની માંડણી કરી દીધી.

"આ વખતે દિલ્હીમાં અજબ અનુભવ થયો."

મારા કાન સરવા થઈ ગયા. રૉબિનની વાતમાં રંગીન રોમાન્સ અને 'સેન્સ્યુઅસ સેક્સ'નું સાહસ આવે જ આવે. "ભક્તિ-સાહિત્યને મારો ગોલી, આજ તો રૉબિનની વાતથી રંગીન થઈ જઈએ." રૉબિને ગ્લાસ નીચે મૂક્યો. વેફરની કતરણ સાથે રમત કરતાં કરતાં તેણે શરૂ કર્યું, "હું ક્લેરેજિસમાં ઊતર્યો હતો. કામ પતાવી હું સાંજે ક્લેરેજિસના વાઇસરોય બારમાં ગયો. દાખલ થતાની સાથે મારી નજર એક ખૂણે બેઠેલા 'બરછા' પર પડી." રૉબિનની સ્લૅંગ ડિક્શનરીમાં 'બરછો' એટલે કાતિલ સૌંદર્યવાળી, બરછીની જેમ વાઢી નાખે તેવી સ્ત્રી. બરછીને સન્માનવા રૉબિને પુરુષવાચક અને બહુમાનવાચક શબ્દ 'કૉઈન' કર્યો હતો, 'બરછો'. રૉબિને બીજી સિપ લીધી, સિગારેટ સળગાવી અને મને સિગારેટ ઑફર કરી. હું ક્યારેક કંપની આપવા, ખાસ કરીને 'ડ્રિન્ક્સ' સાથે 'સ્મોકિંગ' 'એન્જોય' કરું છું. મેં પણ સિગારેટ ચેતવી. પછી તો રૉબિને 'બરછા'નું વર્ણન કર્યું. રૉબિનનું કામગણગારી સ્ત્રીનું વર્ણન એટલે ખલાસ ! અન્ડરવેર સોતા તમને ભીના કરી મૂકે. મારું પણ એવું જ થઈ ગયું. "એ ટેબલ પર એકલી હતી, આવવાનું કહી કોઈ ચૂકી ગયું હશે." રૉબિને વાત આગળ ચલાવી. રૉબિને તેના ટેબલ પર જઈ પૂછ્યું. "હું અહીં બેસી શકું? તમને સાથ આપી શકું ? 'ઑર રાધર' તમારી કમ્પની માણવાનો લાભ લઈ શકું?" આવી રીતે ગમે ત્યાં ખાબકવામાં રૉબિન હોશિયાર છે.

પેલી બાઈએ આંખની ઇશારતથી જ સંમતિ આપી. બસ... પછી તો રૉબિનને કહેવું ન પડે. એ ઊડતાં પંખી પાડે એવો છે. એમનું તો જામ્યું અને 'ધે હૅડ અ વન નાઇટ સ્ટૅન્ડ'. તેમણે એક રાત સાથે ગુજારી, માણી. મને રૉબિનની જેમ બનાવી-સજાવી વાત કરતાં આવડતું નથી. એની વાત કહેવાની રીત અને એનાં વર્ણનો ભલભલાને પાણી પાણી કરી નાખે. એની વાતમાં બે પેગ અને બે કલાક ક્યારે પૂરા થઈ ગયા તેની ખબરે ન પડી. આપણી સાંજ જગજિતસિંગના ભજનરસે સુધારી નાખી હતી, મોડી સાંજ રૉબિનના રંગીલા રસથી અને સ્મૃતિસ્વપ્નોવાળી રાત રૉબિનના રાગરસથી સુધરી ગઈ.

રૉબિન દેખાવડો તો છે જ, ઊંચા પ્રકારનાં કપડાં ને પ્રસાધનો તેના આકર્ષણમાં વધારો કરે છે, અને તેની હાલચાલ-બોલવાની સ્ટાઇલ મારી નાખે એવી છે. દિલ્હીવાળી વાત જેવા જ તેના જીવનના ઘણા અનુભવો તેણે મને કહ્યા છે. ક્યાંક કોકડું ગૂંચવાય ત્યાં મારી સલાહ પણ માગી છે. ગૂંચવાયેલા કેટલાક કિસ્સા રમૂજી છે તો કેટલાક કરુણા જન્માવે તેવા છે.

એક-બે લાક્ષણિક ગૂંચવાડા કહું તો તમને ખ્યાલ આવશે. એક કુટુંબની બે સ્ત્રીઓ – સાસુ અને વહુ-રૉબિન પર આફ્રીન છે. સાસુ આધેડ વયનાં પણ સુડોળ અને રસિક છે, જરા 'કોવેટસ', નખરાળાં પણ ખરાં. તેમની પુત્રવધૂ છાની છરી છે. દેખાવે સતી

સાવિત્રી લાગે. અસલ સંસ્કારી વસ્ત્રપરિધાન કરે, હળવા-આછા રંગની, સહેજ સહેજમાં ખભેથી સરતી રહેતી આરપાર સાડી, લો-કટ ચોળી અને નાભિદર્શન કરાવતો નીચો પેટિકોટ. એ વસ્ત્રોમાંથી તેનું નાજુક સૌંદર્ય ઊભરાયા જ કરે. પુરુષો લાળ પાડતા જોયા જ કરે. સાસુ વિધવા છે અને પુત્રને દેશ-પરદેશનું બહુ ટૂરિંગ રહે. આપણા રૉબિનભાઈ બંનેને 'કમ્પની' આપે. રૉબિનને 'પઝેસ' કરવાની બાબતમાં બંનેમાં સ્પર્ધા ચાલે. એક કહે, તાજમાં જઈએ, તો બીજી કહે, ઑબેરૉયમાં. રૉબિન એકનું માને તો બીજીને વાંકું પડે. એક કહે ખૈબરમાં ખાવું છે તો બીજી ચાયના ગાર્ડનનો આગ્રહ સેવે. એકને આઇસક્રીમ ખાવો હોય ત્યારે બીજી કુલ્ફીનું કહે. આમાં રૉબિનની દશા કફોડી થાય, પણ તેને એમાં મજા પડે. એ રસ્તા કાઢે ને પછી મારી પાસે રોદણાં રુએ. જોકે એણે મને નિખાલસ થઈ કહ્યું કે સાસુ-વહુ સાથે સ્પર્શાસ્પર્શી કે ક્યારેક કિસથી તે આગળ વધ્યો નથી.

આવા જ પ્રકારનું એક બીજું લફરું જરા કરુણ છે. તેમાં મા ને દીકરી સંડોવાયેલાં છે. મા રૉબિનની સાથે ભણતી. ત્યારથી બંનેનું ઇલુ-ઇલુ ખરું, પણ બેઉનાં લગન બીજે થયાં. હજી જૂની પ્રીત તેમણે જાળવી છે. રૉબિન, અવારનવાર તેને ઘેર જાય. એમાંથી કૉલેજમાં આવેલી તે પ્રેમિકાની દીકરી રૉબિન પર ઓવારી ગઈ છે. રૉબિન તેનાથી બચવા માગે અને પેલી "અન્કલ", "અન્કલ" કહેતી તેને વળગતી આવે. હવે આ દુઃખ કોને કહેવું, રૉબિન મારા સિવાય કોને કહે?

સમૂહ-કાર્યક્રમોમાં આ સાસુ-વહુ ને મા-દીકરી અને બીજાં એવાં પાત્રોની રૉબિને મને ઓળખાણ કરાવી છે. પછી પાછળથી મને કહે કે હું કહેતો હતો તે સાસુ-વહુ, મા-દીકરી તે પેલાં. એમની વર્તણૂક જોઈ મને રૉબિનની વાત બરાબર બેસી જાય.

એક પ્રસંગમાં તો ગજબ થઈ ગયો. હું રૉબિનને અમદાવાદના કદંબ ગ્રૂપની કથ્થક-આધારિત નૃત્યનાટિકા જોવા લઈ ગયેલો. નર્તન કરતી કિશોરીઓ એકએકથી ચડે એવી હતી, પણ સૌથી આગળની પહેલી હરોળની મધ્યમાં લીડ કરતી છોકરી તો 'ઝન્નાટ' હતી. આ 'ઝન્નાટ' શબ્દ પણ રૉબિને જ 'કૉઈન' કર્યો છે. હું કદંબ-જૂથને ઓળખતો હતો એટલે નૃત્ય-નાટિકાને અંતે રૉબિનને લઈ હું જૂથને અભિનંદન આપવા સ્ટેજ પર ગયો. હું બધાંને મળતો હતો ત્યાં રૉબિન થોડી વાર માટે અદૃશ્ય થઈ ગયો. મેં એને શોધ્યો. થોડી વારે એ મને મળ્યો. અમે બારમાં ગયા ત્યાં મેં એને પૂછ્યું, "ક્યાં ખોવાઈ ગયો હતો?"

પળભર અપરાધ જેવા ભાવથી તેણે મારી સામે જોયું. પછી બીતાં કહ્યું, "માનશો?"

"શું થયું?" મને જરા ચિંતા થઈ.

"પેલી લીડ ડાન્સર હતી ને?" રૉબિનના સવાલમાં વિમાસણ હતી.

"હા, મનોરી. શું છે એનું? એમાં લપસી પડ્યો કે શું?" મેં મજાક ઉડાવી.

"ના, એ મારામાં લપસી પડી છે." એણે અપરાધીની જેમ કહ્યું.

"ડોન્ટ ટેલ મી !" મારા માન્યામાં ન આવ્યું.

"ખરું કહું છું... આપણે સ્ટેજ પર ગયા કે તરત જ એ મને ગ્રીન રૂમમાં ઘસડી ગઈ. ત્યાં કોઈ નહોતું. તેણે મને જોરથી ભીંસ્યો અને ચસચસાવીને કિસ કરી. તેની ચોળી નીચેથી એણે એક ચિઠ્ઠી કાઢી ને મને આપી. તેણે કહ્યું કે કોઈકની સાથે ચિઠ્ઠી તે મને મોકલવાની વ્યવસ્થા કરતી હતી. ત્યાં જ મને તમારી સાથે સ્ટેજ પર જોઈ તે મને ખેંચી ગઈ."

"ચિઠ્ઠીમાં શું લખ્યું હતું?" મારું અચરજ શમતું નહોતું.

"લખ્યું હતું, 'હે કામદેવ, તારા પ્રથમ તીરથી જ હું ઘાયલ થઈ ગઈ છું. તને જોઈને આજે જીવનમાં પહેલી જ વાર હું નૃત્યમાં મારું સ્ટેપ ચૂકી ગઈ.' "

રૉબિન એવા નિર્દોષ ભાવે બધું કહી રહ્યો હતો કે મને વાત તરત ગળે ઊતરી ગઈ, પણ રાતે સૂતી વખતે વિચાર કરતાં મને લાગ્યું કે આવું બને નહીં, રૉબિને વાત ઉપજાવી કાઢી લાગે છે. મેં બીજે દિવસે સવારે રૉબિનને ફોન કર્યો, "રૉબિન, પેલી ચિઠ્ઠીનું તેં શું કર્યું?"

રૉબિને લાગલો જ જવાબ આપ્યો, "સાચવી રાખી છે. મારા મની-પર્સમાં જ છે."

"અત્યારે ને અત્યારે મળ ! મને તે ચિઠ્ઠી

બતાવ.'' મેં ડિટેક્ટિવની અદાથી હુકમ કર્યો.

''ઓ.કે. 'શમિયાણા'માં આવો.''

તેણે મને ચિઠ્ઠી બતાવી. છોકરીના હોય તેવા મરોડદાર અક્ષરોમાં રૉબિને કહ્યું હતું તે જ લખાણ હતું અને નીચે પાછું લખનારનું નામ હતું, 'મનોરી'. હું ચીત થઈ ગયો.

રૉબિન સોહામણો છે તેની ના નહીં, પણ તેને હું કામદેવનો અવતાર ન જ કહું. તેના કરતાં વધારે રૂપાળા ને હેન્ડસમ યુવાનો મેં જોયા છે, પણ તેમના પર ફૂદાની જેમ યુવતીઓને મરતાં મેં જોઈ કે જાણી નથી. બલકે મારો અનુભવ કહે છે કે વધારેપડતા સુંદર છોકરાઓને છોકરીઓ પસંદ કરતી નથી. એવા પુરુષો તેમને બાયલા કે 'બઈબા' જેવા લાગે છે. રૉબિનમાં સૌંદર્ય અને પૌરુષની યોગ્ય સમતુલા છે. એ ઉપરાંત તેના વ્યક્તિત્વમાં મોહક ચુંબકત્વ છે. એ તેને 'લેડીકિલર' બનાવે છે. રૉબિનનાં પરાક્રમો મેં કોઈકના મોઢે સાંભળ્યાં હોત તો કલ્પનાના ગપગોળા તરીકે મેં તેનો છેદ ઉડાડી દીધો હોત, પણ રૉબિનને મેં જોયો છે, જાણ્યો છે અને તેથી તેની વાતો મારે ગળે ઊતરે છે. મનોરી જેવા એકાદ દાખલામાં મેં શંકા કરી ને મારે ભોંઠા પડવાનો વારો આવ્યો.

રૉબિન ભલે રંગીલો રહ્યો, પણ હૃદયનો તે ભલો છે. સાચો છે. તેના મોં પર બાળક જેવી નિર્દોષતા રેલાય છે. તે મારા પુત્ર જેવો છે. યુવાન વયે પુત્ર મિત્ર બની જાય તેવો પુત્ર-મિત્ર. ઓછામાં ઓછું, મારી પાસે તો એ જૂઠું ન જ બોલે. આવા રૉબિનને ઓગણચાલીસની વયે જ્યારે એકાએક પેટનું કેન્સર ડિટેક્ટ થાય અને તે પણ ત્રીજા સ્ટેજનું, ત્યારે મારી કેવી દશા થઈ હશે તે તમે કલ્પી શકો છો. એક હિન્દી ફિલ્મનો ડાયલૉગ યાદ આવી ગયો : જેની કાંધે ચડીને જવાનું હતું, તેને કાંધ આપવાનો વખત આવે તેના જેવું દુઃખ બીજું એકે નથી. સગાં-સંબંધી-મિત્રવર્તુળમાં હાહાકાર થઈ ગયો.

રૉબિનનું શરીર ગળતું ગયું. પેટના કેન્સર સાથે કમળો, કમળી, કિડનીની તકલીફ, એવાં કૉમ્પ્લિકેશન્સ થતાં ગયાં. વ્યાધિઓ છતાં શરૂઆતમાં રૉબિન બરાબર સજી-ધજીને સૂતો, પણ ધીમે ધીમે તે દેખાવ પ્રત્યે બેદરકાર થતો ગયો. એક દિવસ તેને જોવા ગયો ત્યારે ચાર-પાંચ દિવસની દાઢી વધી ગયેલી. ચીમળાયેલાં કપડાં ને ચીમળાયેલા મોં સાથે એ પડ્યો હતો. મારું હૃદય તો વલોવાઈ જતું હતું. પણ તેને જરા મૂડમાં લાવવા મેં મજાક કરી, ''આ દાઢું કેમ વધાર્યું છે, રોમિયો?'' એ કંઈ બોલ્યો નહીં. તેને ન છેડવા મૉનિકાએ મને ઇશારત કરી. થોડું બેસી હું બહાર નીકળ્યો. મૉનિકા બારણા સુધી આવી, મને કહે, ''હવે એ અરીસામાં જોતા નથી. દાઢી-બાઢી શેના કરે? તેમને પોતાનું આ રૂપ જોવું ગમતું નથી.'' મૉનિકાને આશ્વાસન આપવા મારી પાસે શબ્દો નહોતા.

આજે સવારે રૉબિનનો નોકર નાનુ આવ્યો. તેણે મારા હાથમાં એક કવર મૂક્યું. રડમસ ચહેરે એ બોલ્યો, ''શેઠની તબિયત લથડી છે. શેઠે આ કવર તમને આપવા મોકલ્યું છે. આજે સાંજે શેઠને બીચ કેન્ડીના આઈ.સી.યુ.માં દાખલ કરવાના છે.'' આંસુ છલકાય તે પહેલાં નાનુ મોઢું ફેરવી ચાલી ગયો.

મેં પરબીડિયું ઉઘાડ્યું. તેમાં મને ઉદ્દેશીને એક પત્ર હતો :

''મુરબ્બી અનિરુદ્ધભાઈ,

મેં એવાં શાં પાપ કર્યાં હશે કે આ દશા જોવાની? તમે એક વાર કહેલું કે પૂર્વકર્મ એટલે ફક્ત ગયા જન્મનાં કર્મ નહીં, આ જન્મમાં આ પહેલાં કરેલાં કર્મોનાં ફળ પણ આપણે ભોગવવાં પડે. મને લાગે છે, મારા આ જન્મના એક પૂર્વકર્મનું ફળ મને મળ્યું છે. મેં તમારી પાસે મારાં 'લેડી-કિલિંગ'નાં અનેક પરાક્રમોની વાતો બહેલાવી બહેલાવીને કરી છે. તમારા જેવા ભલાભોળા માણસને મેં છેતર્યા. મેં કહેલી લગ્નબાહ્ય સંબંધોવાળી એકે વાત સાચી નથી. હા, એ ખરું કે મારા દેખાવ અને સુંદરતા પર મદાર બાંધી મેં એવી બધી કલ્પનાઓ કરેલી, એવી ઇચ્છાઓ પણ સેવેલી. એવા મનોવિહારને વાસ્તવિકતા તરીકે ચીતરી હું તમારી પાસે કિસ્સાઓ કહેતો ગયો. તમે એ વાતોને સાચી માનતા ગયા તેમ તેમ મારી હિંમત વધતી ગઈ અને છેલ્લે કદંબ ગ્રૂપની મનોરીવાળી વાતમાં તો મેં જોખમી સાહસ કર્યું. તમારી શંકાને નિર્મૂળ કરવા મેં મારી બહેન નિર્મળા પાસે લખાણ લખાવી નીચે

મનોરીનું નામ (જે તમે જ આપ્યું હતું) પણ લખ્યું.

મને લાગે છે કે એક સરળ, સાલસ અને ભગવાનના માણસને છેતરી મેં જે મહાપાપ કર્યું છે તેની જ મને સજા મળી છે.

હું અંતઃકરણપૂર્વક તમારી ક્ષમા માગું છું. મને માફ કરશો ને ? તમે મને 'ફરગિવ' કરશો તો હું શાંતિથી મરી શકીશ.

કયા મોઢે હું તમને મળવા આવવાનું કહી શકું?... પણ માફ જરૂર કરશો.

–રોબિન"

મારા પગ નીચેની ધરતી સરી ગઈ. માણસને પારખવાની મારી શક્તિ વિષેના મારા મતના ફુરચેફુરચા ઊડી ગયા. મને જબરો આંચકો લાગ્યો. મને ચક્કર જેવું આવ્યું. હાર્ટનો મારો હિસ્ટ્રી છે. મેં તરત ખાનામાંથી ફંફોળી સૉરબિટ્રેટ કાઢી મોંમાં મૂકી. મારો હાથ ફોન તરફ લંબાયો. પહેલાં કોને નંબર જોડું, ડૉક્ટરને આવવા માટે, કે રૉબિનને માફ કરવા માટે...?

□

**મિલેનિયમ**

*વહ્યાં નાયગ્રા જ્યમ વર્ષો, મિલેનિયમ આવે ધસમસતું,*
*બધું પાછળ જતું, આગળ મિલેનિયમ આવે ધમધમતું.*

*નવી આબોહવા, મૂલ્યો નવાં, વાતો નવીનક્કોર,*
*નવા શ્વાસો, નવા રસ લઈ મિલેનિયમ આવે રસબસતું.*

*જગત ગરબે અને રાસે ઘૂમી ડિસ્કો કરી થાક્યું,*
*હવે નૃત્યો નવલ કરવા, મિલેનિયમ આવે છમછમતું.*

*ઘણી યાત્રા અમે કીધી ભલી આ પૃથ્વીને ખોળે,*
*ગગનની ગૂઢ વાતો લઈ મિલેનિયમ આવે મર્મરતું.*

*નગાસાકી – હિરોશીમાની હિંસાને મૂકી પાછળ,*
*અહિંસાનાં ગીતો ગાવા મિલેનિયમ આવે રૂમઝૂમતું.*

*ઈસુ, મહંમદ, મહાવીર, બુદ્ધ, નાનક, કૃષ્ણ, જરથુષ્ટ્રની*
*મશાલો એક હાથે લઈ મિલેનિયમ આવે ઝગમગતું.*

*યુગોથી ઊર્ધ્વ ઊડવા ખૂબ માનવચેતના મથતી,*
*ગગનચુંબી ઉડાણો કાજ મિલેનિયમ આવે ફરફરતું.*

*મૂંઝાતું વિશ્વ પ્રશ્નોથી ને વાયટુકેથી કમ્પ્યૂટર,*
*નવા ઉકેલ સૌના લઈ મિલેનિયમ આવે હલમલતું.*

*રદીફ ને કાફિયાના સ્થાનને બદલી ગઝલ માંહીં,*
*નવીનતર રીતરસમો લઈ મિલેનિયમ આવે હચમચતું.*

*જગત વાડા, તિરાડો, ભીંતના સર્જનથી કંટાળ્યું,*
*એ તોડી, જોડવા હૈયાં મિલેનિયમ આવે ખળભળતું.*

**ચંદ્રકાન્ત દેસાઈ**

# 'ખોડિયા સૂરજ' [એકાંકી]

હરીશ નાગ્રેચા

**દૃશ્યો : ત્રણ**
- એક સમી સાંજ
- એ જ સાંજ, મોડેથી
- બીજા દિવસની સાંજ

**સ્થળ : બે**
- જાહેર બગીચો
- રમણનું ઘર

**પાત્રો**
- રમણ
- મધુકર
- વિનય
- કેતન
- નયના
- રશ્મિ
- પુનિતા
- શીલા

આત્મન્, પાંચ વૃદ્ધો – પારેખ, વ્યાસ, પંચોલી, ફેરિયો, માળી – અને અન્ય

## દૃશ્ય પહેલું : જાહેર બગીચો, સાંજ

[રંગમંચ પર પ્રકાશ વિસ્તરતાં મુંબઈના જાહેર બગીચાનો અણસાર આવે છે. ચાર માણસ બેસી શકે એવો બાંકડો છે, જ્યાં સાંજે નિવૃત્ત થયેલા વૃદ્ધો મળે છે. બાંકડા પાછળ, સહેજ દૂર પાંદડાંથી ભરચક બે-ત્રણ કૂંડાં છે, જેથી વાડનો આભાસ થાય છે.

પારેખ આવી, રૂમાલથી બાંકડો ઝાટકી, થેલીમાંથી 'રંગ ઓલા આહે'નું નાનું પાટિયું કાઢી બાંકડાના ખૂણે મૂકે છે, પછી છત્રી, ને ત્યારબાદ થેલી મૂકે છે, જાણે બાંકડો રોકી રાખવાનો આશય હોય. પારેખ ખોંખારા ખાતા, બાંકડાને બીજે છેડે બેસી, ચશ્માં પહેરી, પુસ્તક ખોલી વાંચે છે.

એક છેલબટાઉ કિશોર પૉકેટ-રેડિયો પર વાગતા પૉપ-ગીતના લયમાં અંગ મરોડતો પ્રવેશી બાંકડે બેસવા જાય છે. પારેખ એને રોકી, પાટિયું ચીંધે છે. કિશોર ક્ષોભમાં પોતાનાં કપડાં પાછળથી ખંખેરતો, બાજુમાં ઊભો રહે છે અને પ્રતિકારમાં રેડિયાનો અવાજ મોટો કરે છે. અવાજની અચાનકતાથી પારેખના હાથમાંથી પુસ્તક પડતાં બચી જાય છે.]

પારેખ: [સ્વગત] ઘરે બેસો તો ઘરનાં લોકોનો ત્રાસ, માથે-શું-આખો-દિવસ-ટીંગાયા-કરો-છો-ઘડીક તો જાવ બહાર, ને બહાર બગીચામાં આવો તો, આ લોકો. [અકળાઈ] અરે... ઓ ત્રાસકુમાર, તારો રેડિયો આટલો બરાડે છે કેમ? જરા ધીરો તો પાડ! [બબડતાં] હું રિટાયર્ડ થયો છું, મારા કાન નહીં (નિર્દેશતાં) આસ્તે, ધીરે....

કિશોર: [ઉદ્ધતાઈમાં] નૉટ યૉર બગીચા, મ્હાતારે. આઇ રેડિયો સિંગ, મોઠાની, કાય!

પારેખ: [આડાઈ નોંધી] દોસ્ત, આસ્તે, હળુ, પ્લીઝ.

કિશોર : [ઉપકારમાં નો દાદાગીરી, ઓકે? રિક્વેસ્ટ, ગોઇંગ. [કિશોર રોફમાં ચાલ્યો જાય.]

પારેખ: આવજે હોં, ભાઈ. આઇ મ્હાતારા, થેંક યુ. [વ્યાસ પ્રવેશે.]

વ્યાસ: કેમ પારેખ, શું છે? કોને થેંકો છો એકલા... એકલા?

પારેખ: કોને થેંકે, વ્યાસ! [ચીંધતાં] વ્યાકરણ વગરનો પેલો અલેલટપ્પુ મોટેથી માથા પર રેડિયો વગાડતો'તો તે કહ્યું, ભાઈ, જાન ખાતો, જા ને તે કંઈ વાંચેલું સમજાય.

વ્યાસ: જિંદગીભર તો વાંચ્યું ને ભણાવ્યું પ્રિન્સિપાલ- સાહેબ, હવે શું છે? [ચોપડી લઈ લેતાં] છોડો ને, યાર. [પારેખ છત્રી લઈ બેસવાની જગ્યા કરે.]

પારેખ: બેસો, કેમ આજે કંઈ મોડા પડ્યા, રોજ કરતાં?

વ્યાસ: [બળાપામાં] ચાર દીકરીનો બાપ, તે વ્યાસ શું કરે? મોડો જ પડે ને? સાલો આમ હું એકાઉન્ટંટ, પણ મૂળથી જ ગણતરી ખોટી પડી મારી.

પારેખ: શું થયું પાછું?

વ્યાસ: આ છોકરીઓ, એક ગઈ નથી ત્યાં બીજી આવી જ છે ને, રોદણાં રોતી. ઉમાનો દીકરો પરનાતની જોડે ફરે છે તે હૈયાબળાપો કરે છે, વાસંતીને એનો વર કમાય છે એ ઓછું પડે છે, કેતકીને છૂટાં થવું છે, તે ફ્લૅટ માટે પૈસા જોઈએ છે, ટિકુ અમેરિકા જવા ઊલળે છે. બાપને ત્યાં શું પૈસાનું ઝાડ ઊગે છે? [રડીને] પારેખ, મારે સૌને દિલાસા દેવાના, મને

દિલાસા કોણ દે?

પારેખ:આ બગીચાનો બાંકડો, બીજું કોણ?

વ્યાસ: મશ્કરી નથી કરતો, પણ ઘણી વખત થાય છે, આ ફૅમિલી-પ્લાનિંગ વહેલું કેમ નહીં લાવી હોય સરકાર?

પારેખ:[વ્યંગમાં] તમને સંસારમાં ઝબોળી રાખવા.

વ્યાસ: સાચું કહું, સાંજે બગીચામાં મળીએ છીએ તે રાહત રહે છે થોડી.

પારેખ:માણસ નિવૃત્ત થાય કે નકામો. કોઈને ના ખપે. એટલે જ ઘરમાં આડા આવી, અળખામણા થઈએ, એ કરતાં આમ ઘરની બહાર બગીચામાં બેઠા હોઈએ તો થોડી ચોખ્ખી હવા મળે ને મન છૂટું થાય એ નફામાં.

મધુકર: [પ્રવેશતાં] કયા નફાનો હિસાબ કરવા બેઠા છો, હવે, સંધ્યાટાણે, પારેખ?

પારેખ:આવો એમએલએ... આવો.

[મધુકર 'રંગ ઓલા'નું પાટિયું પારેખને આપી બેસે. વ્યાસ એમના હાથમાંનું મૅગેઝીન લે.]

વ્યાસ: આ શું લેતા આવ્યા છો, એમએલએ? (નોંધી) સિનેમૅગેઝીન?

પારેખ:વ્યાસ, રહેવા દો તમે આ બધું જોવાનું, કોઈ જોશે આ ઉંમરે તો નાહકની ઠઠ્ઠા કરશે.

મધુકર: પ્રિન્સિપાલ, તમે આમ બીકમાં જ બુઢ્ઢા થઈ ગયા અમથા. વ્યાસ, જોવું જ હોય તો જોઈ નાખો બેધડક વચલું પાનું, પણ ચશ્માં પકડી રાખજો, પડી ન જાય.

[વ્યાસ સંખાય. મૅગેઝીન પાછું આપે. ત્યાં એક બૉલ દડૂકતો આવે. પારેખ અકળાય. મધુકર બૉલ પકડે. સાતેક વર્ષની બોલકી ટૉમ-બૉય પ્રવેશે.]

છોકરી: [ત્રૂટક] બૉલ, અંકલ, બૉલ, સૉરી, બૉલ!

મધુકર: તું બોલ, અંકલ શું કામ, સૉરી, બોલે? [છોકરી આંખ મિચકારી પ્રેમાળ હસે. મધુકર બૉલ આપે.] આ લે બોલ્યા, બસ?

પારેખ:તું કયા વર્ગમાં છો, દીકરા?

છોકરી : [હસતાં] દીકરા! અંકલ, તમારું ગુજરાતી તદ્દન કાચું લાગે છે! કૉન્વેન્ટમાં હતા? હું 'દીકરા' દેખાઉં છું? હોત તો કેવું સારું, નહીં? પણ નથી ને.

વ્યાસ: એય છોકરી, એમ બોલાય? [ચીંધી] સર, પ્રિન્સિપાલ હતા, સ્કૂલના.

છોકરી : [ગભરાઈ] પ્રિન્સિ! માય ગૉડ, આ તો બગીચામાંય સ્કૂલ બેઠી છે, ભાગો. [છોકરીની નજર મૅગેઝીન પર પડતાં, જોવા આવેશમાં ઝૂકે.] આઇ... યા! સર, તમે તો સાથે જ લઈને ફરો છો, મિસ ઇન્ડિયા! તમને ગમે છે? [રૅમ્પ પર ઊભી હોય એવી મુદ્રામાં] શું બ્યૂટી છે ને, અંકલ! સ્વિમિંગ-સૂટમાં, ચકાચક!

પારેખ:(ડઘાઈ) આ ચકાચકને, એક હતો ચકો ને એક હતી ચકીની વાર્તા કેમ કહેવી!

મધુકર : [હાથ લંબાવી, છોકરીને] દે તાલી! [છોકરી તાળી આપે.]

પારેખ:એય ફટકળ, જાય છે કે પકડું કાન?

છોકરી : [જતાં મધુકરને] : બાય... બાય, અંકલ! [દૂરથી પારેખને] ડ્રાય... ડ્રાય, અંકલ!

પારેખ:તમે શું એમએલએ, ચગાવો છો?

વ્યાસ: [મધુકરને] બોલો, શું લાવ્યા છો નવાજૂની?

મધુકર: [પારેખને ચીંધી] જૂની આ બેઠી, ને [દિશા ચીંધી] નવી, ગઈ એ જોઈ નહીં, આવતી કાલ? નવાજૂની તો આટલી જ છે, બાકી આ નવરાત્રીમાં સુજાતાબેન ડિસ્કો-દાંડિયા રાખવાનાં છે.

વ્યાસ: [ઉત્સાહમાં] પેલાં મોટા ચાંદલાવાળાં, ગોરાં સરખાં છે ને ભરાવદાર?

મધુકર: [ચીડવતાં] ભારે ખબર રાખો છો ને, વ્યાસ? પણ ભાભી કેમ છે?

વ્યાસ: ઘરે બેઠી છે, ખુરશીએ પગ ચડાવીને, દૂર-દર્શન કરતી.

મધુકર:તમારી કેતકીને ફ્લૅટ જોઈતો'તો ને, શોધી કાઢ્યો છે.

વ્યાસ: [ચેતવતાં] તમે બોલતા જ નહીં, એમએલએ. ઢીંગલા માગશે તો આપીશ ક્યાંથી? વ્યાજમાંથી માંડ ગુજરાન ચાલે છે ત્યાં.

[બાંકડા પાછળથી એક યુગલ ટપલા-ટપલી કરતું પસાર થાય. વ્યાસ અને પારેખની નજર એ લોકોને અનુસરે. યુગલ કૂંડા પાછળ સંતાઈને ગોઠવાય. વ્યાસ ડોક ઊંચી કરે.]

મધુકર: એ ભાઈ- વ્યાસ, રહેવા દો. સ્લિપ-ડિસ્ક તો છે, સાથે સ્લિપડોક પણ થઈ જશે. [પારેખ કૂંડાનાં પાંદડાં હલબલતાં જોઈ રહે.]

પારેખ:આ જુવાનિયાંઓનું શું થશે, કોને ખબર.

મધુકર: તમે જુવાન હતા ત્યારે તમારું શું થયું? એ એમનું થશે.

વ્યાસ: ખરેખર આભ ફાટ્યું છે.

મધુકર: પણ, આડા દેવા, તમે હાથ ઊંચા ના કરતા.

[ઉત્સુક વ્યાસ હલબલતાં પાંદડાં જોઈ ડોક ઊંચી કરે. મધુકર ટપારે. આવું વારંવાર થાય.]

પંચોલી [પ્રવેશતાં] : મને એમ કે તમે બધા ત્યાં છો.

પારેખ:જુઓ, તમારી ઓળખાણ કરાવું. આ વ્યાસભાઈ, એકાઉન્ટંટ તરીકે નિવૃત્ત થયા.

મધુકર: બીજા છે એક રિટાયર્ડ બૅન્ક મૅનેજર, રમણ દલાલ. હમણાં આવતા નથી, એમની પત્ની ગુજરી ગઈ છે તે.

પારેખ:આ છે અમારા એમએલએ. આમ એમએલએ નથી, નામ એમએલએ છે. મધુકર લખમસી આસર, એમ.એલ.એ. [પંચોલી હસી, બાંકડે બેસે]

વ્યાસ: પણ આપણામાં ને એમનામાં એક ફરક છે, એ હજી કુંવારા છે.

પારેખ:આપણી જેમ જો એ નિવૃત્ત નથી, તો પ્રવૃત્તેય નથી.

વ્યાસ: બસ મજા જ મજા છે.

મધુકર: અરે ઓ વ્યાસ, મારી મજાને, નજર ન લગાડો, ભાઈ!

પારેખ:એમએલએ, આ પંચોલી, ઇન્જિનિયર છે. હમણાં જ નિવૃત્ત થયા છે. લાઇબ્રેરીમાં મળ્યા તે કહ્યું: આવો ને જોડાઈ જાવ અમારી 'ખોડિયા સૂરજ' ક્લબમાં.

પંચોલી : [મૂંઝાતાં] 'ખોડિયા સૂરજ' ક્લબ?

મધુકર: જુવાનીમાં કારકિર્દી દરમિયાન સૂરજની જેમ ઝળહળતા, ને ઢળતી ઉંમરે નિવૃત્ત થઈ, કોઈના ખપના ના રહી, ખોડંગાતા માણસોની સમી સાંજે બગીચામાં ચાલતી ક્લબ, એટલે 'ખોડિયા-સૂરજ' ક્લબ.

પંચોલી: ઓહ!

પારેખ:એના ઘણાય સભ્યો છે.

વ્યાસ: વનમાળી, ડેપ્યુટી સેક્રેટરી હતા, ગામ ગયા છે.

પારેખ:જયવદન મુનશી, હાઇ-કૉર્ટના લૉયર હતા. મોતિયાનું ઓપરેશન કરાવ્યું છે, તે આવતા નથી.

મધુકર: પછી કુલકર્ણી, મહેરા, આઇયર, બૅનરજી, રમણ દલાલ.

પંચોલી: પ્રમુખ, ક્લબના પ્રમુખ કોણ છે, તમે, એમએલએ?

મધુકર: પોસ્ટની વાત કરી પંચોલી, તમે પૉલિટિક્સ ન ઘુસાડો ક્લબમાં, છે એમ જ રહેવા દો ખોડિયા-સૂરજ સરકારને, ખુરસી વિનાની.

પંચોલી: સૉરી સૉરી.

પારેખ:એમએલએ, જો સાઠે આપણે નિવૃત્ત થવું પડે તો આ સિત્તેરિયા રાજકારણીઓને કેમ નહીં? એમની બુદ્ધિ સાઠે નાસતી નથી?

મધુકર: ના. એ લોકોને ચૂંટી લાવી, તમને જ ઉતાવળ હોય છે પુરવાર કરવાની કે તમારી તો ચોક્કસ નાઠી જ છે.

પારેખ:[પ્રતિકારતાં] જુઓ, એમએલએ!

[વ્યાસને ઉગ્રતાની ગંધ આવતાં સફેદ રૂમાલ ફરકાવે.]

વ્યાસ: બસ, નો પૉલિટિક્સ, નહીં તો બગીચામાં સામસામા બૂમબરાડા પડશે, ને ક્લબમાં કંકાસ જાગશે. બદલો, પાટો બદલો ઝટ. [સૌ હસી પડે.]

પારેખ:[ક્ષણ પછી યાદ આવતાં] અરે એમએલએ, કાલે પ્રેમજીભાઈની સિત્તેરમી વર્ષગાંઠ છે તે ક્લબ વતી ગુલાબ મોકલજો, શુભેચ્છાનું. [પંચોલીને] કાલે આવવાનું ચૂકશો નહીં, પ્રેમજીભાઈ કાલે પાર્ટીમાં સરસ નાસ્તો કરાવશે. ખમણઢોકળાં ને ગુલાબજાંબુ. ડાયાબીટીસની ઍસીતૈસી.

પંચોલી: આપણાં ગુજરાતીઓનું ખાધા-પીધા વિના કંઈ પૂરું ન થાય.

વ્યાસ: શું કામ થાય?

પારેખ:ક્લબમાં તો ટાઇમ-ટેબલ વગરના જ પીરિયડ. વાતો કરતાં વેદાંત આવે, સંસારનો વિષાદ આવે, વનિતાનો વિનોદ આવે, ને નાસ્તોય આવે.

મધુકર: ટૂંકમાં બુઢ્ઢા થઈ ગયા છીએ, એનો ભાર કે બીક રાખ્યા વગર, બધું જ વાગોળવાની છૂટ છે આ ક્લબમાં. સુખી નો ભંવતુ બુઢ્ઢાહ.

પારેખ:ને ઘરે જતાં વડપણના મોભાનો અંચળો પાછો ઓઢી લેવાનો.

મધુકર: અહીંયાં જ તો ખત્તા ખાઈ ગયા તમે. સહજતાથી પારેખ, સહજતાથી જીવો. જે છો એ.

[ચન્ના-ચોર-ગરમનો લહેકેદાર સાદ દેતાં ફેરિયો વૃદ્ધોની સામે આવીને બેસે.]

ફેરિયો:જય રામજીકી બાબુ, દુઈ રુપૈયાકા દૂ કિ પાંચ ?

વ્યાસ: આજે નહીં જોઈએ, તું ચાર આનાના બાર ચણા ગણીને આપે છે.

ફેરિયો:મેરે સિવા, સબ ચીજનકા દામ બઢઈ ગવા હે, કા કરી?

[ફેરિયો, મસાલો છાંટી ચણા ધરે. વ્યાસ પૈસા આપે. ચારે મિત્રો ખાય.]

મધુકર: ભાવ તો વધે જ ને ? ચણા વેચવા તો તું રિક્ષામાં આવે છે?

ફેરિયો:ઉઇ રિક્ષા હમાર ખુદકી રહીનૂ. દિનભર બબુવા ચલાવત હે. સામે દુઈ ઘંટા હમ.

પંચોલી: તો પછી ચણા શું કામ વેચે છે, આ ઉંમરે?

ફેરિયો:કામ, આશીર્વાદ હે ભગવાનકા કોન હી વાસ્તે સસુરા સમય બચત નાહીં. ન પ્રેમકા વાસ્તે, ન ટંટેકા વાસ્તે.

પારેખ:અલ્યા એ, તું ચણા વેચે છે કે ફિલૉસૉફી ?

[ત્યાં દૂરથી ત્રણ-ચાર છોકરીઓનો મધુર સાદ આવે: ભૈયાજી, ઇધર આના.]

ફેરિયો: [સંતોષમાં] દેખા બાબુ, કિતને દુલારસે બુલાઈ રહિન છોકરિયાઁ, ચનાકે વાસ્તે. [રહીને] જબ બુલાવત હે લોગ હમેં, આવ-આવ, તબ, ઇસ બુઢાપેમેં બહોત અચ્છા લગે હે હમાર. ઇન હી બુલાવે કે વાસ્તે હમ ચના બેચત હે, બાબુ. [પાછો સાદ આવે.] સબૂર કરો બેબી, આવત રહે હમ, [ઊઠી જતાં] અચ્છા, જય રામજીકી બાબુ, ચન્ના, ચન્ના ચોર ગરમ.

વ્યાસ: એમએલએ, પૈસાદારને કામ કરવાની જરૂર નહીં, ને કામગારને કામ કરવામાં શરમ નહીં. બસ, આપણે મધ્યમ વર્ગના ત્રિશંકુ.

મધુકર: છાનીછૂપી લૉટરી ખરીદવા સિવાય કંઈ કરી શકતા નથી.

પારેખ: કોઈ વખત તો થાય છે, હડસેલાવા કરતાં, પાછા કામ કરતા થઈ જવું જોઈએ, ચન્ના ચોર ગરમ.

મધુકર: મોભો, કોને ખબર કયો, મોભો આડે આવે છે, રિટાયર્ડ થયાનો.

પંચોલી: શું થાય, સમય ને સમાજ સબસે બલવાન.
[સૌ સહમત થાય.]

વ્યાસ: પણ સાઠ વરસનો સમય તમારા ચહેરા પર દેખાતો નથી. પંચોલી, શું છે જાદુ ?

પંચોલી: એકદમ સાદું. લગ્ન કરીને પત્ની જોડે કરેલો કરાર કે જો હું ગુસ્સે થઈ જાઉં તો એણે મૂંગાં રહેવાનું, અને જો એ અકળાઈ જાય તો મારે ચંપલ પહેરીને ઘરની બહાર ચાલ્યા જવાનું, ફરવા.

મધુકર: અત્યારે, એટલે તો અહીં નથી આવ્યા ને, ફરવા? [સૌ હસી પડે.]

વ્યાસ: મન પર ન લેતા પંચોલી, એમએલએને તો ટેવ છે, ઠઠ્ઠાની. [યાદ કરતાં] એમએલએ, આપણા રમણ દલાલને બગીચામાં આવ્યાને ઘણો વખત થઈ ગયો, જરા તપાસ તો કરજો, ક્યાં છે?

પારેખ: પંચોલી, ચાર દીકરા ને એક દીકરી, તોય બે જણાં એકલાં રહે. એક સાંજે દલાલ અહીંયાં આવ્યા, ને પાછળથી કાશીબેન ઘરે ડબ્બો ઉતારવા ગયાં તે પડ્યાં તેવાં જ ઢળી ગયાં.

મધુકર: એને બે મહિના થઈ ગયા, પણ રમણનો શોક ચાલુ જ છે.

પંચોલી: ખરું કહેવાય!

પારેખ: પત્ની કેવીય હોય, એની ટેવ પડી જાય પછી, તમે છો કબૂલ ન કરો, પણ ખોટ તો સાલે જ...

વ્યાસ: એમએલએ, પૂછપરછ કરો ને ખેંચી લાવો દલાલને. મન છૂટું થશે! [મધુકર સહમત થતાં ઊભા થાય] અરે, તમે ક્યાં ઊભા થયા?

મધુકર: પરેશના દીકરાને નોકરીએ લગાડવો છે તે ગુપ્તાને ત્યાં જઈ આવું, ને પછી રમણનેય મળતો આવું. [વ્યાસને મૅગેઝીન દેખાડતાં] વ્યાસ, વચલું પાનું જોવું છે કે લઈ જાઉં? જોજો, વસવસો ન રહી જાય!

વ્યાસ: [ક્ષોભમાં] ના...ના, લઈ જાવ તમતમારે. [ત્યાં માળી પ્રવેશે.]

માળી: કાય દાદાનો, સૂર્ય માવળલા, આતા ઊઠા, ઘરી જા.

પારેખ: ઊઠા, કેમ?

માળી: હા બાંક ઇથુન હટવાઈલા હવે. [સૌ વિચારમાં પડી જાય.]
અસા હુકુમ આલા હે, નગપાલિકાંચા..., વરુન્.

મધુકર: હેં વિઠોબા, અમે સાંજના નિરાંતે ચાર-છ જણા બેસીએ છીએ એમાં વરુન્‌ને ક્યાં દુખ્યું પેટમાં? [સૌ ચિંતિત.]

માળી: નાહીં દાદા, હા જગે વર મેલેલ્યા માણસાચા એક પૂતળા બસવાયચા આહે, મળંન્ ઉદયા- પાસુન્ જીવંત માણસાની ઇથે બસુ નયે ચલા. [સૌ ઊભા થાય. બે માણસો આવી માળી જોડે બાંકડો લઈ જાય.]

પંચોલી: પણ સૂતેલાને બેસાડી ને બેઠેલાને ઉઠાડીને, અર્થ શો છે ?

મધુકર: જીવનમાં જે થાય એનો અર્થ હોવો જરૂરી નથી. બસ, થાય. [રહીને] પારેખ, કામ જોઈતું'તું ને? લ્યો, આવી પડ્યું. શોધો બીજો બાંકડો. ને ચાલો ત્યારે, જય જય.

[સૌ મૂંઝાતા ચાલવા માંડે. વ્યાસની નજર કૂંડાનાં હલબલતાં પાંદડાં પર પડે. એ જોઈ રહે. બધા આગળ વધે]

પારેખ: એમએલએ, રમણ દલાલની ભાળ કાઢજો, પાછા ભૂલી ન જતા.

[વ્યાસને સાથે ન જોઈ સૌ પાછળ જુએ. વ્યાસને ટળવળતા જોઈ મધુકર સાદ પાડે.]

મધુકર: અરે એ વ્યાસ!

[એકાએક અંધારપટ થઈ જાય.]

### દશ્ય બીજું : રમણનું ઘર, મોડી સાંજ

[મોટો ડ્રૉઇંગરૂમ. ડાબે સોફા સેટ. જમણે ત્રણ ખુરશી ને નાનું ટેબલ. પાછળ સહેજ ઊંચાઈ પર પાટ જેવી બેઠક, જ્યાં સૂઈ પણ શકાય.]

ધૂંધવાયેલો રમણ, જોઈ લઈશ બધાંને – એવા છળમાં મૂંગો આંટી મારી રહ્યો છે. એ બે વખત દીકરી પુનિતા પાસે

કંઈક કહેવા જાય છે, ને ગળી જાય છે. પુનિતા ચિંતા ને તાણમાં છે.]

પુનિતા: [અચકાતાં] બાપુ, તમને તો કહીએ તોય દુઃખ, ને ન કહીએ તોય દુઃખ. હજી તો મેં એવું સાંભળ્યું છે. [રમણ ગુસ્સામાં તાકી રહે, લાચાર.] તમે ચા પી લ્યો, ઠંડી પડે છે.

રમણ: મારી સામે મોરચો માંડ્યો છે, મારા જ દીકરાઓએ, એમ! હવે તો નિવેડો લાવ્યે જ છૂટકો.

પુનિતા: હું જાણતી'તી, આવું જ કરશો તમે, વાતનું વતેસર...

રમણ: હું, રમણ દલાલ, બૅન્ક મૅનેજર, જેણે વર્ષો સુધી લોકોને ઑર્ડર જ આપ્યા છે, હવે વહુઓ પાસેથી ઑર્ડર લેશે : ક્યાં જવું, શું પહેરવું, કેમ બોલવું.

પુનિતા: બાપુ, બા હોત તો વાત જુદી હોત. [રમણ કાશીના ફોટાને ચીંધે.]

રમણ: વાંક આનો જ છે. એ ગઈ ન હોત પહેલાં, તો આમાંનું કંઈ ન થાત.

પુનિતા: મારા સમ બાપુ, [કરગરતાં] ચા પી લ્યો ને! [રમણ કપ લઈ છણકામાં મૂકી દે.]

રમણ: આની ગંધ મને આવી'તી, હું વિનયને ત્યાં બે દહાડા રહ્યો'તો ત્યારે જ. પણ હવે સમજાય છે. [ભાર દઈ] હવે સમજાય છે એ...

[ફ્લેશ-બૅક] રમણ ચીડમાં ડોકું ધુણાવતો સ્મૃતિમાં તણાઈ જાય. પ્રકાશ રમણ પર રહે, પુનિતા પરથી વિલાઈ જાય. પ્રકાશ પાછળ પાટ પર પડે ત્યાં રમણનો મોટો દીકરો વિનય અને એની પત્ની નયના તાણમાં વાતો કરતાં પ્રવેશે, જે અનાયાસે રમણના કાને પડે.]

નયના: [છણકામાં] સમજાય છે, મેં શું કહ્યું? ક્યારે જવાના છે બાપુ હવે? કે ધામો છે? કંઈક ઇશારો તો કરજો. [શિયાવિયા વિનયને અવગણી] જાણે જેલ, એમને લીધે અટકી પડી છું ઘરમાં, ખસાતું જ નથી, ઘડીકેય. એમના બીજા ત્રણ દીકરા નથી? પુણ્ય શું બધું આપણે જ ભેગું કરવાનું છે?

વિનય: [અકળાઈ] તું બબડવાનું બંધ કરીશ? સાંભળશે. [નયનાને ડબ્બી આપતાં] જા, એમને આ ત્રિફળા ને પાણી આપી આવ, અસુખ છે. [નયના તાકે.] પ્લીઝ! [રમણ દાંત ભીડી આંખો મીંચી, આંગળાં હલાવતો ધૂંઆપૂંઆ થઈ જાય.]

નયના: ત્રિફળાની જરૂર તો પડે જ ને! અજીર્ણ ન થાય, તો શું થાય? રોટલી પણ કેટલી? વણીવણીને કાંડાના કટકા થઈ જાય, તોય બોલે નહીં, બસ.

વિનય: [ચીડમાં દબાતા અવાજે] બસ, બસ હવે.

નયના: છીંકણી સૂંઘો, તમારું નાક છે, મારે શું? પણ આંગળાં સોફા-કવર પર લૂછવાનાં? ધોબણ છું હું? ગઈ કાલે રાતે બાથરૂમની લાઇટ ખૂલી મૂકીને સૂઈ ગયા. તે બિલ કોણ ભરશે? [વિનય બોલતાં ગળી જાય.] બોલો ને! આપ્યો છે કંઈ દલ્લો આપણને? કેટલું મોટું ઘર રાખ્યું છે, એકલા માટે. વેચીને પૈસા છોકરાઓને આપે તો સૌને લેખેય લાગે. [મધુરતાથી] કેટલું મન છે મને, કુકિંગ રેન્જ લેવાનું!

વિનય: નયના, પ્લીઝ.

નયના: જુઓ, કાલે સ્મિતાને ત્યાં ડિનર છે. હું કંઈ ઘરે રાંધવાની નથી. ચડાવી દઈશ ખીચડીનું ઠોબું. લઈ લે હાથે ને ઝોબરી લે. [વિનય મૌન તાકી રહે. છણકામાં] મારે જ ભૂંડાં થવું પડશે, તમે તો છો જ..., આપો ત્રિફળા, તમને કંઈ નહીં સમજાય. (ડબ્બી ઝૂંટવતાં જતી નયના પાછળ વિનય ઢસડાય.]

વિનય: નયના!

[પાટ પરથી પ્રકાશ વિલાતાં પુનિતા પર વિસ્તરે ત્યારે રમણ જોરથી માથું ધુણાવતો હોય.]

ફ્લૅશ-બૅક પૂરો

પુનિતા : [નજીક જઈ] શું થયું, બાપુ?

રમણ: હવે સમજાઈ ગયું બધું જ મને. હું એકલો ધબી જઈશ, પણ...

પુનિતા: શું કામ આવું બોલતા હશો, સંધ્યાટાણે? મારે ત્યાં આવતા રે'જો.

રમણ: છતે દીકરે, દીકરીને ત્યાં, શું કામ?

પુનિતા: હું પાંચમો હોત તો?

રમણ: તો તુંય એ લોકો ભેગી હોત. [વસવસામાં] એ લોકો મારો તોડ કાઢવા માગે છે, એમ? મારી વિરુદ્ધ મીટિંગ ભરે છે, મારું શું કરવું, કાશીના ગયા પછી, એમ? [પુનિતા શાંત પાડવા જાય.] પુની, તું એ લોકોને કહી દેજે, કોઈ આવે નહીં મારી પાસે... સમજી?

પુનિતા: [વહાલમાં] સમજી. ને હવે તમે સાંભળી લ્યો. ટિફિન રસોડામાં મૂક્યું છે, જમી લેશો ને? [રમણ બેધ્યાન.] કાલે પાછી આવીશ હું. હવે જાઉં?

રમણ: [સભાન થતાં] હેં! હા. જા પુની, જો અંધારું થવા આવ્યું છે, જા તારા ઘરે તું.

પુનિતા: જાઉં છું, વિચારો નહીં કરો ને? જમી લેશો ને?

[રમણ જવાનો ઇશારો કરે. પુનિતા નછૂટકે જાય. રમણ રાવ ખાતો હોય તેમ પત્નીના ફોટા સામે જોઈ રહે. રહીને પાઈપ

પીતાં મધુકર પ્રવેશે.]

મધુકર: કેમ રમણ, કાશીભાભી જોડે શી ગુફ્તગો ચાલે છે?

રમણ: [હાશમાં] મધુકર! તું...

મધુકર: તું દેખાયો નહીં, એટલે હું દેખાયો. [બેસતાં] કેમ આવતો નથી, બગીચામાં? પત્ની તો જાય, પણ તેથી વૈરાગી ન થઈ જવાય. સંસાર છે. [રમણને નોંધી] લ્યા, તબિયત તો ઘોડા જેવી દેખાય છે? તો શું છે?

રમણ: [ઉદાસ] ખબર આવી છે.

મધુકર: [ઠઠ્ઠામાં] કોણ ગયું?

રમણ: ગયું નથી, જવાની તૈયારીમાં છે.

મધુકર: રામ બોલો ભાઈ રામ. પાછું નાહવું પડશે.

રમણ: નાહજે પછી. પહેલાં પહોંચાડી દે મને, જીવતોજ.

મધુકર: ભાભીને વળ્યે બે જ મહિના થયા છે, ને તું ક્યાં દોડ્યો એની પાછળ? ત્યાં તો એને બેસવા દે, સુખે? [રમણ અકળાય. મધુકર સિગારેટ આપે.] લે પી ને કાઢ વરાળ, તે ખબર પડે, છે શું?

રમણ: બધાં ભેગાં મળી બાપની હરાજી કરવા હણહણી રહ્યાં છે. હું પૂછું, ઘડપણની કોઈ લાજ-મર્યાદા ખરી કે નહીં? આ ધોળા...

મધુકર: – માં કોણે ધૂળ નાખી?

રમણ: કોણ નાખે? પેટના ને પોતીકા, બીજું કોણ? સંતાનોના ઢસરડા કર્યા...

મધુકર: તને કોણે કહ્યું'તું?

રમણ: આમ જ બોલે છે, નગુણાઓ. તે કેમ સહન થાય! [તોર-ચીડમાં] એમ જ હોય તો કરો બાપને ભીંત ભેળો ને [નાટકીય થતાં] દઈ દો મશીનગનની ગોળીએ, ભડ... ભડ... ભડ... ભડ...

મધુકર [મલકી સમભાવે] રમણ, તેં કાલે ત્રિફળા લીધી'તી કે નહીં? આ બધા વિચારોનું કારણ છે, કબજિયાત.

રમણ: તું મળવા આવ્યો છે કે મશ્કરી કરવા? [રહીને] મધુકર, કંકાસ ટાળવા, કાશીએ હોંશે-હોંશે બધું આપી, ચારેય દીકરાઓને જુદાં ઘર માંડી આપ્યાં. પણ આજે કાચિંડાની જેમ સૌના રંગ ફરી ગયા છે. [અકળાઈ] હું ઘરડો, રિટાયર્ડ સસરો...,

મધુકર: તેથી શું, તને પાટલે બેસાડી પૂજે?

રમણ: કમાય છે તે સૌ એમ મરડાય છે, જાણે હું અનાથાશ્રમમાંથી ફાળો ઉઘરાવવા આવતો હોઉં. કોઈને ફુરસદ નથી, ઘડીક ઊભા રહી પૂછવાની, બાપુ, પગે કેમ છે? ભૂત હોઉં તેમ ભાગતા ફરે છે, મારાથી.

મધુકર: તે તારેય ભૂતની જેમ મન પર નહીં લેવાનું.

રમણ: શું નહીં લેવાનું, તું સાંભળે તો સળગી ઊઠે. ગયે મહિને કેતન એની ઊંટને લઈને અહીં આવેલો.

મધુકર: [મૂંઝાઈ] ઊંટને લઈને?

રમણ: લંબુ, એની પત્ની રશ્મિને લઈને. મને બોલાવવા, બે દિવસ એના ઘરે રહેવા. આમંત્રણ સાથે શું હતું, ખબર છે? લિસ્ટ, શર્તોનું.

[ફ્લૅશ-બૅક: મધુકર પરથી પ્રકાશ વિલાય, સ્મૃતિમાં સરી પડેલા રમણ પર રહે. કેતન અને રશ્મિ રમણની નજીક આવી જવાબની અપેક્ષામાં જુએ. રશ્મિ કેતનને કોણી મારે કે તરત–]

કેતન: અમે કહ્યું એનું શું નક્કી કર્યું? મારે ત્યાં આવશો ને બે દિવસ, બાપુ? [રશ્મિને જોઈ સુધારતાં) ડે...ડી!

રમણ: શર્તો! તારે ત્યાં રહેવા આવું તો મારે પાળવાની છે શર્તો. (વ્યંગમાં) બોલો.

કેતન: ડૅડી, ખોટું ન લગાડો. બી પ્રૅક્ટિકલ. જીવવાની અમારી રીત જુદી છે, યુ નો! અમારે ત્યાં દોસ્ત-મિત્રો આવે, પાર્ટી થાય...

રશ્મિ: ને તમે કઘોણ ધોતિયાં પહેરીને, ઉઘાડા શરીરે ફરો, તો કેવું લાગે? [રમણ ધોતિયું સંકોરી, બાડિયાનું બટન બંધ કરે.] કેતનના સ્ટેટસ પ્રમાણે...

કેતન: લોકો આવે, ને હું બહાર બોલાવું, ઓળખાણ કરાવવા, તો જ આવવાનું, બે મિનિટ. તમારી ભૂતકાળની સક્સેસ-સ્ટૉરીમાં કોઈને રસ ન પડે. બોલે નહીં, પણ આડું જોઈને બબડે: તદ્દન બૉર છે.

રશ્મિ: ખાવાનું તમારું મંગુ ખોલીમાં જ લઈ આવશે.

[મૌન રમણ અકળાય.]

કેતન: ડૅડી, અમારે બંનેએ નોકરીએ જવાનું તે... [અચકાઈ] નવ વાગ્યા સુધી તમારે ખોલીની બહાર નીકળવાનું નહીં, વચ્ચે આડા આવવા, અમને લેટ થઈ જાય ને! પછી બાથરૂમ-વૉશબેસિન વાપરજો ને તમતમારે સાંજ સુધી. [રમણ તાકી રહે.]

રશ્મિ: પણ ફિનાઇલ રેડવું ભૂલવું નહીં. [રશ્મિ ઇશારો કરે, નછૂટકે કેતન બોલે.]

કેતન: ડૅડી, રશ્મિ એક જ વખત રાંધે છે, સાંજના, એકાદ વસ્તુ: પુલાવ, સમોસાં, ઢોકળાં, સૅન્ડવિચ ફરતું ફરતું. બ્રેડબટર્ તો ખરાં જ. ચાલશે ને?

રમણ: [નિર્ભાવ બહાર જતાં] હોવે..., દોડશે. સવારે કાચાં ભાજીમૂળા ખાઈ લઈશ, શું કહો છો, સલાડ, તંદુરસ્તી માટે. [રમણ રસોડામાં જાય.]

કેતન: [એકલાં પડતાં] જોયું રશ્મિ, મેં કહ્યું'તું ને તને, હી ઇઝ અન્ડરસ્ટૅન્ડિંગ, કન્સિડરેટ ઍન્ડ એકોમોડેટિવ.

[રશ્મિ પ્રસન્ન લોભામણું હસે. બંને કોઈ ગણતરીમાં આખું ઘર જુએ.]

**રશ્મિ:** બે લાખની લોન લઈ, આને રિનોવેટ કરાવો તો ઘરની કિંમત વીસ-પચ્ચીસ લાખ દેખાય, ને ઉપરથી મોકળાશ ને મોભો.

**કેતન:** રશ્મિ, જો તને ડેડી ફાવી જાય તો, એ એકલા જ છે, તે આવી જઈશું આપણે આ મોટા ફ્લેટમાં રહેવા, સાથે. એય સંચવાશે ને સ્ટેટસનું સ્ટેટસ વધશે તે જુદું. [કેતન રશ્મિને ચૂમવા જાય ત્યાં રમણ પાણીનો ગ્લાસ લાવી રશ્મિ સામે ધરે. રશ્મિ લઈ લે, મૂંઝાય, કેતનને આપે. કેતન વિચારમાં પડી જાય.] ડેડી!

**રમણ:** એક શર્ત હજી ઉમેરો કે મારે પાણી પીવું હોય તોય (છળમાં) આ ઊંટને પૂછવું.

**રશ્મિ-કેતન :** [ઘા ખાઈ] ડે...ડી! [એકાએક અંધારપટ છવાય.]

**ફ્લેશ-બેક પૂરો**

[પ્રકાશ પાછો ફરે: મધુકર જઈ રમણને વિચારમાંથી જગાડે.]

**મધુકર:** ક્યાં ખોવાઈ ગયો તું, રમણ?

**રમણ:** ક્યાંય ગયો નથી. આ બેઠો, ડઘાઈને.

**મધુકર:** ઘર હોય ત્યાં તાલ તો હોય જ ને, જુદા. જોયા કરવાના. એ ન હોય તો સંસારમાં રસ કેમ પડે? તું તદ્દન નીરસ થઈ ગયો છે.

**રમણ:** થઈ ન જાય? બાથરૂમ જઈ ટાંકી ખેંચું તો કહે છે, પાણી બગાડો છો; રાતના લાઇટ કરું તો કહે છે, બિલ કોણ ભરશે? છીંકણી સૂંઘું તો કહે: ફ્લૅટ બગડશે. ને પેલી ઊંટ કહે છે: ધોતિયાં ગંધારાં પહેરો છો. હું કંઈ પણ કરું. નાગો થઈને નાચું, એમાં એમના બાપનું શું જાય?

**મધુકર:** પણ તું એ નચાવે એમ નાચે તો તારા બાપનું શું જાય? તાથૈયા!

**રમણ:** હું ભાંડ નહીં, સસરો છું.

**મધુકર:** પાછો બાપ થઈ જા. આજકાલ દીકરીઓ જ મા-બાપનું વધુ જુએ છે. દીકરાને વશમાં રાખવો હોય તો વહુ પર વહાલ વરસાવવું. પાડાને પૂંઠે પંપાળો, તો ડોકું આપોઆપ ધૂણવા માંડે.

**રમણ:** [અકળાઈ] તું બૈરાઘેલો, વાંઢો...

**મધુકર:** રમણ, જો તું એમ માનતો હોય કે પગ-પર-પગ ચડાવીને તું બેસી રહે, ને બધાં તને ખમ્મા-ખમ્મા કરે, તો ભૂલી જા. [સમભાવમાં] જો, કાશીભાભી હતાં ત્યારે વાત જુદી હતી. હવે તું એકલો છે...

**રમણ:** ને એકલો જ રહીશ, આ ફ્લૅટમાં [ભેદ સહિયારતાં] મધુકર, તને ખબર છે એ લોકોનો પ્લાન? ચારે દીકરા ભેગા મળી, આ ફ્લૅટ વેચાવડાવી મારી ફેરફુદરડી ફેરવવા માગે છે, ને ઉપરથી વીશીના પૈસાય વસૂલ કરશે.

**મધુકર:** તે આપજે, પેન્શન આવે છે એ શું કામનું છે?

**રમણ:** (પ્રતિકારમાં) તું મારો મિત્ર છે કે એ લોકોનો વકીલ?

**મધુકર:** જો રમણ, હું તારી જગ્યાએ હોઉં, તો એ લોકો જોડે રહું, વહુઓ જોડે શાક સમારું, મોદીનો સામાન કહી આવું, અગાસીએ મસાલા સૂકવ્યા હોય તો કાગડા ઉરાડું, મૅટિની-શોની સિનેમાની ટિકિટ લાવી આપું, તકિયાને ગલેફ અને બારીએ પડદા ચડાવી આપું, ને કહે તો વહુને અંબોડે સોયો ખોસી દઉં, ફૂલ સોતો. [દૃઢતાથી] ઘરમાં નકામા આડા આવવા કરતાં, હાથવગા રહીએ તો વધારે વહાલા લાગીએ.

**રમણ:** તારું ચાલે તો તું ગળે પટ્ટો પહેરીને વહુનું કુરકુરિયુંય થઈ ખોળામાં બેસી જાય. [ચાળામાં] અંબાડે ફૂલ ખોસી દઉં. એ તો રેલો આવે ને તો જ ખબર પડે. [મધુકર પાઈપ પીતો મલકે.] મધુકર, સાંભળ. પુનિતા આવી'તી, કહેતી'તી, કાલે સાંજે એ સૌ અહીંયાં આવવાનાં છે, મારી પાસે. કાશી ગઈ, હવે મારું શું કરવું એ નક્કી કરવા. જાણે હું જૂનો – ટેબલ-ખુરશી કે ખાટલો ન હોઉં, રાખવો કે ભંગારમાં કાઢી નાખવો? એમ ચિંતામાં છે. જાણે હું કૅન્સર હોઉં, પગનું ખરજવું હોઉં, ટીબીનો, ગળે અટક્યો, ગળફો હોઉં, ગળવો કે થૂંકી દેવો! [ડૂમો ખંખેરતાં] પણ એ લોકોને ખબર નથી. હું મારા આ ઘરમાં રહેવાનો છું. [ખુમારીમાં ભાંગી પડતાં] હું, રમણ દિનકર દલાલ, કોઈનો મહોતાજ નથી. [મધુકર સમભાવમાં રમણનો ખભો પંપાળે.]

**મધુકર:** દોસ્ત, કોઈ કોઈનું મહોતાજ નથી. એ લોકોને બીક છે, તું માથે પડશે, ને તને મનમાં ફાળ છે, એ લોકો તને પડતો મૂકશે. બંને શ્રદ્ધાનું દૂધ બાળી, સ્વાર્થની રબડી હલાવી રહ્યા છો. તું તારો જ વિચાર કરે છે, એ લોકોને કેવી તકલીફ-લાચારી હશે, એ તું જાણે છે? ને તને શું એમ છે, તારી જ વ્યથા અનેરી છે? ભાઈ, દરેક નિવૃત્ત જીવના વિષાદનો 'ષા' સરખો જ છે. કદાચ સપ્તક જુદાં હશે. [રમણને બોલતો રોકી] ભાઈ, ઘડપણમાં હિમાળો ગાળવો તે હિમાલય જેવો આ અહમ્ ઓગાળવો.

**રમણ:** તું ભાષણ ઠોકતો બંધ થઈ, મારું એક કામ કર.

વિનયને ફોન કરી દે કે કોઈ અહીંયાં મોરચો લઈને આવે નહીં, નહીં તો ઝંડા ઉખેડીને ફેંકી દઈશ. મારા માટે સૌ...મ....

મધુકર: [અટકાવી] આ બધાં ત્રાગાં મૂક ને સાંભળ, બાપને જેમ કમાઉ દીકરો વહાલો લાગે ને, તેમ દીકરાનેય દલ્લાવાળો બાપ ગમે. આપણે કમાતા ના હોઈએ તો કુટુંબને કામના તો રહીએ? તું શું કરે છે આખો દિવસ?

રમણ: ત્રેસઠ વર્ષ ઢસરડા કર્યા, હવે શું કરે? નસીબ કે પેન્શન છે, નહીં તો એક એક પૈસા માટે ભીખ મંગાવત. [ચીડમાં ચાળો કરતાં] બાબા, બાપ કે નામ પર એક પૈસા... [રમણ મોં ફેરવી લે...]

મધુકર: વાંક એમનોય નથી, કૌવત થોડું ને ઇચ્છાઓ ઝાઝી. ઉપરથી એક સાંધો ને તેર તૂટે એવો કપરો કાળ. સૌનાં આંગળાં દાઝ્યાં હોય ત્યાં કોણ ફોને ફૂંક મારે? બાકી મુદ્દલ વગર...

રમણ: મુદ્દલ તો કાશી મરતી વખતે જ સૌને આપતી ગઈ છે, રોકડ – સોનું બધું જ. રહ્યું છે તો પેન્શન ને આ ઘર, એના પર પણ ડોળા છે, ચાર.

મધુકર: યાર, આપીને થઈ જા નાગો બાવો, અલખ-નિરંજન! બચ્ચુ, સાધુ તો ચલતા ભલા, પણ સસરા તો ચલતા પૂર્જા ભલા. [રમણને ગંભીર જોઈ, મજાકમાં] આ કંકાસનો બીજોય એક તોડ છે, રમણ...

રમણ: [ઉત્સાહમાં] કયો?

મધુકર: તું પેલાં લાઇબ્રેરીવાળાં માલતીબેન જોડે ગોઠવાઈ જા. કહે તો વાત કરું.

રમણ: [રોષમાં] મધુકર, અહીંયાં રૂંવાડે રૂંવાડું કકળે છે ને તને ઠઠ્ઠા સૂઝે છે? ક્યાં ખુમારીથી જીવેલો રમણ ને ક્યાં આજનો...

મધુકર: ખોડિયો સૂરજ–

રમણ: મધુકર, જોઈતું કંઈ નથી સિવાય કે સધિયારો, હુંય એમનામાંનો એક છું, ખપનો, કોઈ ભાર... નથી. [હતાશ રમણ ફસકી પડે.]

મધુકર: [સમભાવે] રમણ, બને છે ઘણી વખત, હોડી હાંકનારો ભૂલી જાય છે કે સમતુલા જાળવવા હોડીમાં નીરમની, નકામી રેતીના ભારનીયે જરૂર હોય છે. [મધુકર જવા ઊભો થઈ રમણનો ખભો થપકારે.] ચાલ રમણ, ઊપડું ત્યારે. તું ચિંતા ન કરતો. કાલે સાંજે મળજે બગીચામાં. નાખશું કોઈ પાસા, પોબારા પડે એવા. [સામસામે ઊભા બંને હાથ મિલાવે ને પ્રકાશ વિલાઈ જાય.]

## દૃશ્ય ત્રીજું : બીજા દિવસની સાંજ
## રમણનું ઘર

[પ્રકાશ વિસ્તરતાં ઘરમાં રમણનો મોટો દીકરો વિનય અને એની પત્ની નયના, બીજો દીકરો પંકજ અને એનો આઠ વર્ષનો પુત્ર આત્મન્, ત્રીજા દીકરા ભરતની પત્ની શીલા, તથા નાનો દીકરો કેતન રમણની રાહ જોતાં, વાટાઘાટમાં અટવાયેલાં છે. આત્મને ટી-શર્ટ પહેર્યું છે, જેના પર ફૂટબૉલ અને ઉગામેલા પગનાં ચિત્રો વચ્ચે 'WAIT FOR YOUR TURN' છાપેલું છે. આત્મન્ સૌને મૂંઝવણ-મુગ્ધ જોયા કરે છે.]

કેતન: [શીલાને] નક્કી થયા પછી ભરતભાઈ ફરી નહીં જાય ને... ભાભી ?

શીલા: બાપુનું મારે કરવાનું છે, એમણે નહીં. પણ, તમે તમારી રશ્મિની પૂરી પરમિશન લાવ્યા છો કે નહીં? કે પછી...

પંકજ: [અકળાઈ] મોટાભાઈ, તમે એક વખત સ્પષ્ટ શબ્દોમાં કહી દો બધાંને, શું નક્કી થયું છે, જેથી કોઈને એમ ન થાય કે એ બાપુ માટે વધારે ઘસાય છે.

વિનય: બા ગઈ, પછી બાપુને વાતેવાતે ઓછું આવી જાય છે.

નયના: એમાં ઓછું શું આવવાનું? પાકા પાને વહેલું મોડું ખરવું તો પડે જ ને.

આત્મન્: [જિજ્ઞાસાથી] ડેડી, પાનનું ખરવું એટલે? [પંકજ ચૂપ રહેવાનો ઇશારો કરે.]

શીલા: બાપુથી કંઈ થતું નથી, ને ઉપરથી જિદ્દી પણ થઈ ગયા છે. [રાવમાં] આપવાનું હોય તો દીકરી પુનિતાને, લેવાનું હોય તો વહુઓ પાસે.

વિનય: હતું એ બાએ આપી તો દીધું સૌને.

નયના: મને હીરાની ચૂંકનું કેટલું મન હતું, પણ એ તો ગઈ પુનિતાને. ખોટું નથી કહેતાં, આંગળીથી નખ વેગળા, એ વેગળા.

આત્મન્: [નિર્દોષભાવે] એટલે શું, કાકી! [નયના છણકો કરે.]

પંકજ: [અકળાઈ] ચૂપ! [આત્મન્ પોતાના નખ જોઈ રહે.]

કેતન: બાપુએ પ્રૉવિડંટ-ફંડ લેવું જોઈતું હતું, સૌને ભાગે ચાલીસેક હજાર રોકડા તો આવત.

શીલા: ઘરમાં વૉલ-પેપર લગાડવાનું મારું વર્ષોથી ઠેલાઈ રહ્યું છે.

નયના: એ તો ઠીક, પણ પેન્શન આખું પોતે જ પાન-સિગારેટ ને રિક્ષામાં વાપરી નાખે છે.

વિનય: ભગવાનનો પાડ માન, હાથ લંબાવતા નથી આપણી સામે.

શીલા: તહેવાર હોય કે વ્યવહાર, એમના પાસેથી કંઈ ન મળે.

આત્મન્: દાદાજીએ બધુંય આપી દીધું હોય તે?

શીલા : [ઘૂરકતાં] કેમ તરફદારી કરે છે? દાદો છાની-છાની લાંચ આપે છે કે શું, ચૉકલેટની? [આત્મન્ પંકજની સોડમાં ભરાઈ જાય.]

વિનય: આપણે અહીંયાં ભાંડવા નહીં, જાણવા ભેગાં થયાં છીએ... કે...

પંકજ: આપણું બાપુ માટે કમિટમેન્ટ શું છે?

આત્મન્: ડેડી, કમિટમેન્ટ એટલે? [સૌ જોઈ રહે. પંકજ ટપલું મારે.]

પંકજ: વચ્ચે કેમ ડબડબ કરે છે, ડોબા?

નયના: બાના ગયા પછી, બાપુ તો એક સમસ્યા બની ગયા છે. એમની ખાવાપીવાની સગવડ જોવાની, માંદે-સાંજે સારવાર કરવાની, ને પાછી મૂડની વાંકાઈ, બધાં જ ક્યાં સુધી દોડાદોડી કરીશું, આમ ?

શીલા: હું તો હજીય કહું છું, એકએક મહિનો વારાફરતી સૌકોઈ બાપુને ડબ્બો મોકલાવે, જે સવાર-સાંજ બાપુ ખાઈ લે. હવે ગરમના ચટકા શાના? લોકો ઑફિસમાં ડબ્બો નથી ખાતા?

પંકજ: નહીં તો સો-સો રૂપિયા સૌ આપી દઈએ, રાખી લે રાંધવાવાળી.

વિનય: પૈસાથી બધું પતી નથી જતું.

કેતન: પણ પૈસા છે જ ક્યાં?

નયના: બાપુએ આ ઘર વેચી નાખવું જોઈએ. અઢાર-વીસ લાખ તો આવે જ.

કેતન: જે સંતાનોને સરખે ભાગે વહેંચી દેવા જોઈએ, બાપુ તો આપણી જોડે જ રહેશે ને?

આત્મન્: આપણી સાથે રહેશે દાદાજી, વાર્તા કહેશે?

શીલા: વડચકાં ભરશે, વાતે વાતે.

વિનય: [કંટાળી, સચિંત] હજી બાપુ આવ્યા કેમ નહીં?

શીલા: ગયા હશે પુનિતા પાસે વહુનું ખોદવા.

વિનય: તમારા બાપા તમારે ત્યાં નથી આવતા ? [શીલા મોં મચકોડે.] રમેશની વહુનું બોલવા? માણસ ક્યાંક તો વરાળ કાઢે કે નહીં?

પંકજ [સંકલેતાં] : મોટાભાઈ, છેલ્લે નક્કી શું થયું છે, એ બોલો ને!

વિનય: કારતક-માગસર-પોષ બાપુ મારે ત્યાં રહેશે, [નયના મોં બગાડે.] મહા-ફાગણ-ચૈત્ર ભરતને ત્યાં, [શીલા નાક ચડાવે.] વૈશાખ-જેઠ-અષાઢ પંકજને ત્યાં, અને શ્રાવણ-ભાદરવો ને આસો કેતનને ઘરે.

શીલા: ને અધિક માસ હોય તો?

પંકજ : [તોડી પાડતાં] ધર્મશાળામાં. તમેય તે, ભાભી! અંગ્રેજીમાં આવે છે અધિક માસ? પછી!

આત્મન્: આ તો ડેડી, દાદાજીનું ડિવિઝન, આપણે ત્યાં ક્યારે આવશે?

નયના: આવશે એટલે ખબર પડશે, તારી માને.

કેતન : [ખચકાઈ] ભાભી, બાપુએ પેન્શનમાંથી ૧,૨૦૦ રાશન પેટે આપવા ન જોઈએ?

પંકજ: એ તું જાણે ને બાપુ જાણે, પણ મોટાભાઈ, બાપુને તમે કહી દેજો.

નયના: એ કહીને શું કામ ભૂંડા ઠરે? કેતનભાઈ કહેશે, બાના લાડકા.

આત્મન્ : [ઉત્સાહમાં] દાદાજીને હું કહીશ. [પંકજ ટપલું મારે ત્યાં ડોર-બેલ વાગે, આત્મન્ ઊછળે.] દાદાજી! [બાપુ આવ્યાની સૌને ફાળ પડે. સૌ કોઈ 'તું કહેજે'ના એકબીજાને શિયાવિયા ઇશારા કરે. આત્મન્ દોડીને જાય. પાછો ફરે.] ડેડી, ડેડી, દાદાજીના દોસ્તાર આવ્યા છે, પફ્ફ-પફ્ફ પાઇપવાળા.

કેતન: કોણ, એમએલએ અંકલ? [પાઈપ પીતાં મધુકર પ્રવેશે.]

સૌ : [સાશ્ચર્ય] મધુકાકા, તમે?

મધુકર: [આત્મન્‌ને પકડી લાડમાં ટી-શર્ટ વાંચતાં] સ્માર્ટ છે ટી-શર્ટ : વેઇટ ફૉર યૉર ટર્ન. વાહ, ધીરાં બાપલિયાં. પણ ટાબરિયા, રમવા કેમ નથી ગયો ? જા ઘરકૂકડી, જો નીચે છોકરાંઓ નારગોળિયો રમે છે.

આત્મન્: ડેડી, જાઉં? [પંકજ હા પાડે.] થૅંક્યુ, ડેડી. [દોડી જતાં] નાર...ગોળિયો...!

પંકજ : [સાદ પાડી] જોજે, હાથપગ ધૂળવાળા ન થાય, નહીં તો મમ્મી...

મધુકર: ધૂળ કાઢી નાખશે. કૉન્વેન્ટમાં ભણી છે પદ્મા? પંકજ, હાથપગ ધૂળવાળા ન થાય તો એને રમવું કેમ કહેવાય? [રહીને] ખેર, રમણ નથી? [બેસતાં] બગીચામાં સાંજે આવતો નથી, તે થયું, લાવ જોઈ આવું, શું થયું છે? [સૌને નોંધી] પણ તમે બધાં આજે અચાનક, એક સાથે? ને તોય ફુલ-કોરમ નથી. ક્યાં છે ભાઈ ભરત, કેતનની રશ્મિ, પંકજની પદ્મા ? [શીલાને] ભરત કેમ છે? એની વાર્તા પેપરમાં વાંચી. ગુડ. મને થયું જ, સ્ત્રીમાનસની આટલી ઊંડી સૂઝ એને તારા સિવાય કોણ આપી શકે?

શીલા : [ફૂંગરાતાં] થૅંક્યુ, અંકલ.

વિનય: અંકલ, તમારી તબિયત કેમ છે?

મધુકર: ઘોડા જેવો છું, ટપાકા મારું છું ને પાઈપ પીઉં છું. [બે પ્લાસ્ટિકનાં કવર સોફા પર બાજુએ મૂકતાં

નયનાને] નયના, કેમ છે તમારા ભાઈ, ઇંગ્લંડમાં? આ સાડી પણ ત્યાંની જ હોવી જોઈએ! વિનય, જોયું એનું ટેક્સ્ચર, પ્રિન્ટ! [નયના ફુલાય.] ભૂખડ ભારતમાં આ જોવા જ ન મળે. સુંદર છે. નયના, તમેય જઈ આવો ભાઈને ત્યાં ઇંગ્લંડ.

નયના: [નિરાશ] છોકરાંઓમાંથી છૂટું ત્યારે ને!

મધુકર: છોકરાં રમણ રાખશે, નવરો તો છે.

શીલા: [મોં બગાડી] એમને જ રાખવાની પંચાત પડી છે, ત્યાં...

મધુકર: કેમ, શું છે, વિનય, રમણે પાછું શું આદર્યું? [વિનય અચકાય.]

નયના: એમના બાપુ છે, તે, એ તો ગારા જ ચાવશે. [વિનયને] મધુકાકા બાપુના ખાસ મિત્ર છે, વાંધો નહીં એમને કહેવામાં. કાકા કહી દેશે બાપુને, બધું.

કેતન: [સૌને સહમત થતાં જોઈ] અંકલ, હમણાંના બાપુ વિચિત્ર થઈ ગયા છે.

મધુકર: રમણ પહેલેથી છે જ વિચિત્ર.

નયના: ઘરે આવે, સિગારેટ ફૂંકે. વાંધો નહીં. પણ જ્યાં ત્યાં રાખ ખંખેરે.

શીલા: ગયે રવિવારે એ આવ્યા, ને મારાં બેનબનેવીય આવ્યાં. અમને તો વાત જ ન કરવા દે. બસ પોતાની જ બડાઈ, પણ કેટલી!

કેતન: મારી રશ્મિની હાઇટ સારી છે, તો વારેઘડીએ એને ઊંટ કહેવાની શી જરૂર?

પંકજ: મારા જ દીકરાને કહે: ડોબા, તું શું ભણશે જ્યાં તારો બાપ જ બે વાર નાપાસ થયો'તો તે... આ બધું પદ્માને ગમે?

નયના: એમના ઑફિસના ટાઈમે જ વૉશબેસિન પર દાઢી કરવા ઊભા રહી જાય.

કેતન: ને મૂર્ખા હોઈએ એમ સલાહ તો ચાલુ જ.

શીલા: રસોઈમાં ખોડખાંપણ કાઢ્યા વિના ખાય નહીં. જમે તો જાણે ઉપકાર. મગ હોય તો વાલ માગે, વાલ હોય તો વટાણા.

નયના: છોકરાં રમતાં હોય ત્યારે ટીવીથી માથું દુખે, ને જેવાં ભણવા બેસે કે કકળાટ કરાવવા ટીવી ખોલીને બેસી જાય.

વિનય: બાપુ, થોડા નાના બાળક જેવા થઈ ગયા છે.

મધુકર: બાળક ને બુઢ્ઢાં, સરખાં. એકને શક્તિ આવેલી નહીં, ને બીજાંની જતી રહેલી. અ-સુરક્ષિત લાગે એટલે, ધ્યાન ખેંચવા ઉધમાત કરે. બાળક કરે એ મસ્તી કહેવાય, ને ડોસા કરે એ દખલગીરી, મનમાં કંઈ નહીં.

શીલા: પણ ત્રાસ તો થાય ને? જ્યારે જુઓ ત્યારે ટેન્શન ટેન્શન.

કેતન: અમારે કામધંધે જવું, સંસાર સાચવવો કે બાપુને જોયા કરવા?

મધુકર: આમ, રાવ ખાવાથી શું થાય? કોઈ રસ્તો, તોડ કાઢો?

વિનય: તમે જ કહો, અંકલ, શું કરવું.

મધુકર: મારી ડાગળી સહેજ ખસેલી લાગશે તમને, પણ જો હું રમણની જગ્યાએ હોઉં તો પાછાં લગ્ન કરી લઉં, કુર્યાત્ સદા મંગલમ્. [સૌ ઘા ખાઈ જાય.]

શીલા: (વીલું હસતાં] કમાલ ઠઠ્ઠા કરો છો તમેય બેચલર અંકલ!

પંકજ: સીધો જ ગૂગલી! [આંગળી ઊંચી કરી] હાઉ'ઝ ધૅટ?

મધુકર: [મલકતાં] જુઓ, એમ કરો. [સૌ આતુર.] હાલ પૂરતી નાની મોટી જવાબદારીઓ વહેંચી લ્યો.

કેતન: જેમ કે...

મધુકર: રમણને કેન્સર થાય તો વિનયે જોવાનું, ટીબી થાય તો ભરતે, લકવો હોય તો પંકજે ને અંધાપો આવે તો કેતને. [સૌ મૂંઝાય.]

પંકજ: અંકલ, આ તો...

મધુકર: એવી જ રીતે મોતિયાનું ઑપરેશન વિનય કરાવે, ઍપેન્ડિક્સનું પંકજ, હર્નિયાનું ભરત ને પથરીનું કેતન. પછી જેવાં જેનાં નસીબ.

વિનય: પણ મધુકાકા...

મધુકર: હવે કપડાં. દર જાન્યુઆરીમાં વિનયે બે ધોતિયાં, પંકજે શર્ટ, ભરતે જાકીટો ને કેતને ટોપી-ચંપલો અપાવવાં. [નામ દેવાતાં સૌ એકબીજાંની પ્રતિક્રિયા નોંધે.] બાકી સિગારેટ, ફાકી, તપકીર એ બધું રમણ પેન્શનમાંથી લઈ લે. [સૌ મધુકરને તાકે.] જ્યારે ઊપડી જાય ત્યારે ખરચો સરખે ભાગે વહેંચી લેવો... તે સત્યનારાયણદેવકી જય. અધ્યાય પૂરો.

વિનય: કાકા... [મધુકર એને બોલતાં રોકે.]

મધુકર: પૂરું સાંભળ તો ખરો. હવે રહી ખાવા-પીવાની વાત. રમણને તો આમેય વખત નહીં જતો હોય, તે સવારના મૉર્નિંગ-વૉકને બદલે એણે કાંદીવલી કેતનને ત્યાં ચા પીવા જવાનું, બપોરે પંકજને ત્યાં સાંતાક્રૂઝ જમવા, સાંજની ચા ભરતને ત્યાં પાર્લા ઇસ્ટ, ત્યાંથી નીકળી બગીચામાં આવવું, સાડા સાત વાગ્યે અંધેરી વિનયને ત્યાં વાળુ કરી, ઘરે જઈ સૂઈ જવું, તે વહેલી પડે સવાર. [સૌના ચહેરે પ્રશ્નો અંકાઈ જાય.] આમ

હાલતોચાલતો રહેશે તો રમણને ખાવાનુંય પચશે, વા-સંધિવાનો દુખાવોય નહીં ઊપડે, ન કોઈને એની કટકટ નડશે.

વિનય: [રંજમાં] ચાર કોળિયા માટે બાપુ સવાર-સાંજ મુંબઈ ફરે, હાડમારી વેઠતા, માંદા ન પડે?

મધુકર: તો પછી એને ગામ ભેગો કરી દો, વાંકાનેર. ત્યાં બેઠો છો રામમંદિરની ઝાલર વગાડે.

શીલા: આઇડિયા ખોટો નથી.

વિનય: તમારા બાપુ નથી ને, એટલે.

મધુકર: ટૂંકમાં, રમણનો કોઈને ખપ નથી, તેમ છતાં સમાજમાં નીચાજોણું થાય એવું તમારે કરવુંય નથી. તો એનો એક જ રસ્તો છે, રોજ પરાંઓની પરિક્રમા.

વિનય: મધુકાકા, તમે દાઢમાંથી બોલો છો.

મધુકર: દીકરા, દાઢ છે જ ક્યાં તે બોલે?

વિનય: મન નથી માનતું. બાપુ આ ઉંમરે, ભટકે...

મધુકર: મોકલી દો વૃદ્ધાશ્રમમાં. નહીં તો સોંપી દો પુનિતાને, એનોય બાપ તો છે ને?

નયના: પછી તો આ ઘરેય એને જ જાય ને!

પંકજ: અમે હોઈએ, છતાં દીકરી જોડે રહે. કેવું લાગે?

મધુકર: લાગવાનું શું એમાં? નયના, શીલા, કાલે તમારા બાપુ, ન કરે નારાયણ ને, ન ઘરના, ન-ઘાટના થઈ જાય તો શું વિનય...

નયના: હોય ? એક ઘડી ન રોકાઉં, તરત લઈ આવું. ઘરડું બિચારું એક જણ તો ક્યાંય સમાઈ જાય, ખબરેય ન પડે.

મધુકર: પણ આ બિચારો ઘરડો રમણ, ખબર નહીં, ક્યાંય સમાતો કેમ નથી.

પંકજ : [અચાનક] એનોય અમે ચારેયે તોડ કાઢ્યો છે. દરેક દીકરાએ બાપુને ત્રણ-ત્રણ મહિના રાખવા, ને બાપુએ આ ઘર વેચી નાખવું.

કેતન: ને આવે એ પૈસા સૌને સરખે ભાગે આપી દેવા.

મધુકર: સરસ. રમણને ચાર ઘરની નવીનતા મળશે, હવાફેર, ને તમને દરેકને રમણથી નવ મહિનાની છૂટી. સરસ.

શીલા: આ માટે બાપુએ વીશીના ૧,૨૦૦ રૂપિયાય આપવા જોઈએ ને!

મધુકર: વહેવારની વાત છે.

નયના: જો પદ્મા અને શીલા લેવા તૈયાર હોય તો મેં શું ગધેડી પકડી છે?

શીલા: આમાં ચોવીસ કલાકનો ફડકો તો નહીં, કે હમણાં આવશે ઓચિંતાના બાપુ, ને બધો પ્રોગ્રામ ફોક ને ઘૂસો રસોડામાં.

પંકજ: આ અનિશ્ચિતતાથી જ નાકે દમ આવી ગયો છે.

વિનય: કાકા, આ તોડ વિશે તમારું શું માનવું છે?

મધુકર: રમણની જગ્યાએ હું હોઉં તો તરત હા પાડી દઉં.

કેતન: અમારો આ તોડ કાકા, તમે બાપુને જણાવી દેશો?

મધુકર: જણાવી, ગળે ઉતારી દઈશ, હિંગાષ્ટકની ગોળીની જેમ. [એકાએક તાણ તૂટી જાય, સૌના ચહેરા વિલસી ઊઠે.] પણ આ રમણ ગયો છે ક્યાં?

કેતન: આવવા જ જોઈએ.

[સૌમાં ગુસપુસ થાય. મધુકર પ્લાસ્ટિક કવર લઈ વિચારમાં પગ પર ટપટપાવી, પાછાં મૂકે, એના પર ચશ્માં મૂકીને ઊભો થાય.]

મધુકર: લાવ, જરા હું જઈ આવું.

પંકજ-કેતન: તમે રહેવા દો, અંકલ.

મધુકર: [હસતાં] રહેવા શું દે? લ્યા, બાથરૂમ જવું છે. એને ક્યાં રહેવા દે? [જતાં] તમે જુવાનિયાંઓ ખરાં છો! ઉતાવળિયાં.

[સંકોચમાં સૌ મલકી, છુટકારો અનુભવે. પંકજ જઈ સોફા પર બેસે. અનાયાસે એની નજર પ્લાસ્ટિક કવર પર પડે. ચમકે. અજાણ્યો થતો એ દૂર ચાલ્યો જાય. શીલા આ નોંધે. જઈ કૌતુકમાં કવર પર નજર નાખે, આશ્ચર્ય અનુભવે. ચહેરાના ભાવ સંતાડે. શીલાને સંતાતી જોઈ, નયના જઈને કવરની ચોકસાઈ કરે ને સરકતી વિનય પાસે જાઈ, કાનમાં વાત કરે. બાથરૂમમાંથી ટાંકીનો અવાજ આવતાં જ સૌ સાબદાં થઈ, અજાણ્યાં બનતાં, આઘાંપાછાં થાય. વિનય કેતનને ઇશારાથી બોલાવે. મધુકર રૂમમાં પાછો ફરે, ત્યાં જ આત્મન્ રમણની આંગળી પકડીને દાખલ થાય. તાણનો સોપો પડી જાય.]

આત્મન્: ડેડી, ડેડી, દાદાજી આવ્યા.

રમણ: [સૌને અવગણી] મધુકર, તું?

મધુકર: પણ, આર.ડી. દલાલ, તું ક્યાં છે? બધાં તારી કેટલી ચિંતા કરે છે?

રમણ: [કરડાકીમાં] ચિંતા કરવાનું હું કોઈને કહેતો નથી.

[સૌની ઉપેક્ષા કરતો રમણ બેસે. સૌના જીવ અધ્ધર લટકે.]

મધુકર: રમણ, તને કહેવાનો મને કોઈ હક્ક નથી, પણ હું તારો દોસ્ત છું એટલે તારા હિતમાં કહું છું. સાંભળવું ન સાંભળવું તારી મરજી.

રમણ: પણ છે શું, એ તો બોલ.

મધુકર: આ ઉંમરે તું ઠીક નથી કરતો. હોંશીલાં વહાલસોયાં સંતાનોનું તેં જીવવું ઝેર કરી નાખ્યું છે,

એ સારું કહેવાય? [સૌ કોઈ વીલાં પડી બાજી બગડતી હોય તેમ એકબીજા સામે જુએ. પંકજ વાત વાળવા જાય. મધુકર એને બેસાડી દે.] આટલાં વર્ષો તારા દીકરાઓએ તેં કહ્યું એમ કર્યું, હવે તું એ લોકો કહે એમ કરે એમાં જ સાર છે. [બોલવા જતી શીલાને] તમે ના બોલશો, કોઈકે તો કહેવું જ પડે ને એને!

રમણ: [પડકારમાં] શું કહેવું છે તારે? [સૌને વાત વણસવાની ફાળ પડે.]

મધુકર: તું બેકદર છે. વહુઓ આખો દિવસ રસોડામાં ભઠિયારણોની જેમ રાંધ્યા કરે ને તું રસોઈ વખોડ્યા કરે? વીશીના પૈસાય ન આપે? [રમણ ધૂંધવાય. કેતનને બોલતો અટકાવી] તું બેસ. ને રમણ, તું કહ્યા વગર રાહુની જેમ કોઈનેય ત્યાં પહોંચી જાય એ લોકોના પ્રોગ્રામ બગાડતો, એ કેમ ચલાવી લેવાય? મદદ તો બાજુએ, ઉપરથી તારાં ત્રાગાં ને કંકાસ. [મનદુઃખમાં લાચાર રમણ તાકી રહે.] ઘર વેચી થોડી મૂડી આપવાનું તો બાજુએ, ઉપરથી સિગારેટનાં ઠૂંઠાં, છીંકણીના છાંટા, છોકરાંઓને કકળાવે ને આડો આવે એ લટકાનો. જો, તારાં ગંધારાં ધોતિયાં તો જો! [સૌ શિયાવિયા મધુકરને વાળવા યત્ન કરે. મધુકર બોલવા જતા રમણને રોકે.] આવું કોઈ ચલાવી નહીં લે, સમજ્યો! [ઊભી થતી નયનાને] સસરો થયો તેથી શું થયું, તમે છાવરશો નહીં.

[મધુકર કેતનને એમ ધબ્બો મારે, જાણે કહેતો હોયઃ જોયું, કેવું કહી દીધું સીધું જ રમણને!]

રમણ: તે આ લોકોએ તને ભંભેર્યો છે, મારી વિરુદ્ધ.

મધુકર: તને પડી નથી ને આ લોકોની જીભેથી તારું નામ સુકાતું નથી. કેટલી ચિંતા કરે છે તારી. જો, તારા માટે એક સરસ સગવડ કરી છે. આ પહેલી તારીખથી તારે ત્રણ મહિના વિનયને ત્યાં રહેવાનું છે. પછી ત્રણ મહિના ભરતને ત્યાં, પછી પંકજને ત્યાં ને છેલ્લે–

રમણ: ઊંટને ત્યાં. [રમણ છણકે. કેતન ભડકે, બીજાં વીલાં પડી જાય.]

મધુકર: ને વીશી પેટે રૂપિયા ૧,૨૦૦૫ આપવા પડશે તારે, છે કબૂલ?

રમણ: [મોટેથી] હું બાપ છું, પૂછવાનું મારે છે. શું? [આત્મનૂ ગભરાઈ સોફા પાછળ ભરાઈ જાય.]

મધુકર: તું બાળક જેવો છે, તને સમજ ના પડે. સમજણ માટે જુવાની જોઈએ. છે? જોર જોઈએ. છે? કમાણી જોઈએ. છે?

રમણ: તું કહેવા શું માગે છે?

મધુકર: આ ફ્લૅટ વેચી નાખ, ને પૈસા આવે તે આ બધાને સરખે ભાગે આપી દે.

રમણ: આ લોકોનો હુકમ છે? [સૌ ઢીલાં પડી જાય.]

મધુકર: જે ગણવું હોય તે ગણ.

રમણ: [રોષમાં] મારે કંઈ ગણવું નથી. મ્યુનિસિપાલિટીની ઠેલણગાડીમાં સૂઈ મસાણ- ભેગો થઈ જઈશ. ઘરને હું દાનમાં દઈ દઈશ, પણ આ નગુણાંઓને નહીં આપું, [રમણના રોષથી સોપો પડી જાય. સૌ આઘાંપાછાં થતાં, આચાર બદલતાં રમણને વહાલાં થવા માંડે.]

શીલા: અંકલ, જબરજસ્તી થોડી છે? બાપુ મનના માલિક છે, ગમે એ કરે.

મધુકર: રમણ રસોઈમાં કટકટ કરે છે, કઘોણ ધોતિયાં પહેરે છે.

નયના: [લાડતાં] ધોતિયાની શી વિસાત? બાપુ કહે એટલા જોટા અમદાવાદથી મંગાવીએ.

શીલા: [લાગણીવશ] બાપુ, હવે તમને પગે કેમ છે? [રમણ-મધુકર સામસામે મૂંઝાય.]

પંકજ: આ ઉંમરે તમારાથી હવે એકલા રહેવાય? બાપુ, ચાલો ઘરે.

મધુકર: [ચકાસતાં] ભાઈ, કામે જવાના ટાઈમે સવારના રમણ આડો આવશે!

[નયના વિનયને બોલવા ઘોંચપરોણા કરે. કેતન રમણનાં ચશ્માંની ફ્રેમ નોંધે.]

કેતન: બાપુ, ચશ્માંની ફ્રેમ તૂટવા આવી છે. ચાલો, કાલે નવી કરાવી લઈએ.

નયના: આપણી અનુજાએ, બાપુ, સ્વેટર ગૂંથવા માંડ્યાં છે. જોઉં, જરા ઊભા થાવ, તમને કેટલું લાંબું જોઈશે? [રમણ મૂંઝાય.]

મધુકર: ઊભો થા ભાઈ, વહુ કહે છે ને તું બેસી શું રહ્યો છે?

નયના: મધુકાકા, તમે ભારે હસમુખા. [છાશિયું કરતાં વિનયને] બોલતા કેમ નથી, તમે?

મધુકર: [સ્વગત] બોલવા જેવું રહ્યું છે શું? ચાલવા માંડ્યું છે, આપોઆપ.

વિનય: શું કહ્યું?

[મધુકર હસે. આંગળીથી કવર ટપારે. ગૂંગળામણ અનુભવતા રમણને મનાવવા સૌ હૂંસાતૂંસી કરે.]

કેતન: રશ્મિની બા જાત્રાએ જાય છે. તમેય જઈ આવો, બાપુ. ખરચો મારો.

[રમણ આશ્ચર્યમાં મધુકરને જુએ. એ કવર ટપારતો હસે. નયના વિનયના હાથમાંનું લાઇટર ખૂંચવી લે.]

નયના: બાપુ, આ મારા ભાઈએ ઇંગ્લંડથી મોકલ્યું છે. લ્યો, સિગારેટ માટે.

શીલા: આવતે મહિને બાપુને ચોસઠ પૂરાં થશે મોટા- ભાઈ, આપણે ઊજવીએ. પેલી નવી પૉશ હૉટેલમાં, સાગમટે જમવા જઈએ. કેમ, મધુકાકા?

મધુકર: [છટકતાં] હું, હું નહીં, મને જમણ પચશે નહીં, બહારનું. [જવા ઊભા થતાં] રમણ, તું તારે જમ. હું જાઉં. ને જો, તારું બૅન્કનું કામ થઈ ગયું છે. [સૌ અધ્ધર જીવે કાન સરવા કરે.] જોયા શું કરે છે ભુલકણા, ભૂલી ગયો બૅન્ક?

રમણ: [બાઘાઈમાં] બૅન્ક?

મધુકર: હા, બૅન્ક, તું જ્યાં મૅનેજર હતો. [રમણ ગાંડો- થઈ – જઈશ એમ માથું પકડે.]

નયના: [શરણાગતિમાં] મધુકાકા, એ તો ક્યારેક છોરુ કછોરુ થાય, માવતર થોડાં જ...

શીલા: જાગ્યા ત્યારથી જ સવાર. નહીં, બાપુ?

પંકજ: એટલી તો અમારીય ફરજ ખરી ને! એ જ તો લહાવો છે!

કેતન: બાપુ એકલા રહે, બાનું મન ન કચવાય?

[નવા પ્રત્યાઘાતો માની ન શકતો હોય તેમ રમણ ફસડાઈ પડે. સૌ ધસી જાય.]

કેતન: શું થયું, બાપુ?

નયના: [વિનયને] મોં વકાસી ઊભા શું છો? ફોન કરો ડૉક્ટરને!

પંકજ: ઘરે જ ચાલો બાપુ, એકલા જીવ ગભરાય નહીં?

શીલા: ભરતને ફોન કરી દઉં છું. રાતે હું અહીં જ રહી જઈશ. બાપુને અસુખ છે.

રમણ: [છળમાં] નહીં, નહીં, મને કંઈ નથી થયું. મને ફક્ત એક કપ ચા જોઈએ છે, મસાલાવાળી. મસ્તક ભમી ગયું છે મારું. [મધુકર તાલ જોઈ રહે.]

કેતન: ચાહ, બસ!

મધુકર: 'હ' નહીં, બસ ફક્ત 'ચા', પીવાની.

પંકજ: બોલો, બાપુ. હુકમ કરો!

રમણ: [પહોળી આંખે] હું... હું... હુકમ... હું...

મધુકર: રમણને વહાલની ટેવ નથી તે ગભરાઈ ગયો છે. તમે એમ કરો. ગરમાગરમ કાંદા-કેરીનાં મસાલેદાર ભજિયાં બનાવો.

શીલા: [કટાણું હસી] અંકલને ભજિયાંનો ભારે શોખ, [નયનાને] ચાલો, ભાભી.

[રમણ રોકવા જાય. મધુકર વાળે. શીલા-નયના રસોડે જતાં પંકજ-વિનય-કેતનને બોલાવતાં જાય. રમણ મધુકર પાસે નજીક આવે.]

રમણ: મધુકર, કાચિંડાઓના રંગ કેમ ફરી ગયા પાછા, એકાએક!

મધુકર: ન બોલ્યામાં નવ ગુણ.

રમણ: કાલ સુધી કોઢિયો હોઉં એમ હડહડ કરતાં'તાં, આજે વહાલમાં વંતરાંની જેમ વળગવા કેમ માંડ્યાં છે? તેં ભૂરકી-બૂરકી નાખી છે કે શું?

મધુકર: રમણ, કાશીભાભીએ ઉપર જઈ, પાંચે આંગળીએ પ્રભુ પૂજ્યા લાગે છે, નહીંતર તુક્કો તીરની જેમ લાગે નહીં. [રસોડા તરફ જોઈ મોટેથી] ભજિયાંનું શું થયું?

શીલા-નયના: [અંદરથી] ગરમગરમ આવે છે, બાપુ.

મધુકર: [સંતુષ્ટ] રમણ, જોયું? બાપુ-બાપુ થઈ ગયું છે, એક તુક્કામાં તો.

રમણ: તુક્કો!

મધુકર: *[બે કવર દેખાડી] આ ફિક્સ ડિપૉઝિટ રસીદોનો.*

રમણ: એફ...ડી... રસીદો? કોની?

મધુકર: તારી જ સ્તો.

રમણ: [તરડાઈ] મારી? મેં મૂર્ખાએ તો બધું જ વહેંચી દીધું છે, આ લોકોને...

મધુકર: [ધરતાં] વાંચ, આ વાંચ..., આર. ડી. દલાલ.

રમણ: [વિસ્મયમાં તાકતાં] આર. ડી. દલાલ. આ,આર. ડી. દલાલ, કોણ છે?

મધુકર: અલ્યા, તું તારું નામેય ભૂલી ગયો?

રમણ: [સાશંક] હું? આ હું! તમે બધાંએ ભેગાં મળી, મને ગાંડો ઠેરવી, હૉસ્પિટલ ભેગો કરી દેવાનો પેંતરો તો નથી કર્યો ને?

મધુકર: તારું નામ.

રમણ: રમણ દિનકર દલાલ.

મધુકર: તે થયું ને આર. ડી. દલાલ!

રમણ: થયું, પણ હું આ રસીદમાંનો આર. ડી. દલાલ નથી, નથી મારી પાસે કાણી કોડી.

મધુકર: છે, એ લોકો માટે છે, લાખો-પતિ તું.

રમણ: પણ, આ બધું?

મધુકર: [ફોડ પાડતાં] મારી બેન શાંતા છે ને, એના જમાઈનું નામ છે – રસિક દોલત દલાલ. એટલે સવારે મને તુક્કો સૂઝ્યો. તુંય આર.ડી. દલાલ ને એય આર. ડી. દલાલ, તે લઈ આવ્યો અઢી-અઢી લાખની બે એમની એફ-ડી રસીદો મારી સાથે, ચાર કલાક માટે.

રમણ: [અભિભૂત, રસોડું ચીંધતાં] તેં એ લોકોને આ રસીદો દેખાડી?

મધુકર: મેં કંઈ કર્યું નથી. તું બગીચામાં મારી રાહ જોતો

હશે એમ ધારી, એ લોકોનો તાલ જોવા હું અહીંયાં આવ્યો, તાલ જોયો ને પછી રસીદો સોફા પર મૂકી, બાથરૂમ ગયો. પાછળથી, અર્જુનને જેમ કૃષ્ણના મોંમાં વિરાટદર્શન થયાં હતાં તેમ એ સૌને રસીદોમાં તારા દલ્લાનાં દર્શન થયાં હોય તો મને ખબર નથી. હું તો ટાંકી ખેંચી બહાર આવ્યો ત્યાં તો સત્યનારાયણ-દેવકી જય. અધ્યાય પૂરો.

રમણ: લાવ તો ખરો, જોઉં, મારા નામના પૈસા હોય તો કેવા લાગે!

મધુકર: ના. નાહકનો લોભ લાગે. ને રસીદો શાંતાના જમાઈ પાસેથી ચાર કલાક માટે ભાડે લાવ્યો છું, એનાં દર્શન કરવાનાય પૈસા પડશે.

રમણ: [વહાલમાં] મધુકર, આજે તેં ખરી કરામત કરી એમએલએની જેમ.

મધુકર: હાથી જીવતો લાખનો, ને મરે તો સવા લાખનો, પણ તું જીવતો પાંચ લાખનો, ને મરે તો...

રમણ: ખાખનો, પણ ખબર પડશે ત્યારે?

મધુકર: ત્યારે તું કાશીભાભી પાસે પહોંચી ગયો હશે.

રમણ: પણ, ત્યાં સુધી?

મધુકર: ખા ઘી-કેળાં, ને કાંદાનાં ભજિયાં.

નયના: [અંદરથી] બાપુ, ચામાં કેટલી ખાંડ નાખું?

રમણ: (સ્વગત) એક કિલો.

મધુકર: [મોટેથી] ચાર... ચમચા, દરેક તરફથી એક. રમણ, તૈયાર થઈ જા હવે ભજિયાં પર ત્રાટકવા.

[નયના અને શીલા આવી ગરમાગરમ ચા ને ભજિયાં મૂકે.]

નયના: ખાવ બાપુ, બીજાં લાવું છું, ગરમાગરમ.

શીલા: બાપુ, ભજિયાં જોડે લસણની ચટણી વાટું?

[રમણ જોઈ રહે. મધુકર માથું ધુણાવે. શીલા-નયના વીલું હસતાં જાય.]

મધુકર: પહેલાં સસરાનું વાટ્યું, હવે એના માટે ચટણી વાટો. લે ભાઈ રમણ, ભજિયાં તો લે! તારા બહાને મનેય મળે છે તીખાં, તમતમતાં...

[રમણ ભજિયું મોંમાં મૂકે. ચાવે. મોં કટાણું કરે. મોંમાં આંગળી નાખી, વાળ ખેંચી કાઢી, હાથ ખંખેરે ત્યાં અચાનક આૅત્મન્ સોફા પાછળથી ઊભો થાય.]

આત્મન્: [નિર્ભાવ] દાદાજી, હુંય ભજિયાં ખાઉં, ગરમગરમ?

મધુકર: [ઘા ખાઈ] તું? તું શું કરતો'તો? ક્યાં હતો?

આત્મન્: અહીંયાં...જ.

રમણ: હેં? [મધુકર સામે જોઈ] હવે?

[આત્મન્ એમની વાતો સાંભળી ગયો હશે અને એ લોકોની પોલ પકડાઈ જશે એવી ફાળમાં રમણ અને મધુકરનાં, ભજિયાં ભરેલાં મોં ખુલ્લાં રહી જાય.]

–પડદો પડે–

(નોંધ: એકાંકી કે એનો કોઈ પણ અંશ ભજવતા પહેલાં લેખકની અનુમતિ મેળવવી આવશ્યક છે.)

□

**ચિત્રકાર મિત્રને**

*રંગની રેલ થઈને ફરે આંગળી!*
*ઇલ્મથી તખ્ત – તાજો કરે આંગળી!*
*રેખને રંગ સાથે અજબ મેળ છે,*
*સાંજમાં સાંજ થઈ વિસ્તરે આંગળી!*
*છે ઘટા ઘેનઘેઘૂર એ રૂપની,*
*બ્હાવરા મેઘને ચીતરે આંગળી!*
*કૈં કથાઓ ભર્યા કાગળો નીતરે,*
*નિતનવી ચેતનાઓ ધરે આંગળી!*
*ચાર ખૂણે વધુ શું મળે વેચવા?*
*આ ઈઝલ, ફ્રેમમાં તરવરે આંગળી.*

**દેવેન શાહ**

□

*મનને ફૂટી નીકળ્યું દુ:ખ*
*વૃક્ષના પર્ણની જેમ*
*કાળુંધબ્બ,*
*જડબેસલાક,*
*કેમે કરી ખરે નહીં એવું.*

*પગમાં ફૂટી નીકળ્યા કાંટા*
*ગુલાબના છોડની જેમ*
*વલૂરતાં,*
*વીંધતાં,*
*કેમે કરી મહેકે નહીં એવા.*

*હું ઉલેચ્યા કરું છું પ્રતિપળ*
*વારાફરતી બંને*
*પ્રતીક્ષામાં*
*વસંતની.*

**નૂતન જાની**

**પ્રીતિ સેનગુપ્તા**

**ચર્ચાસ્પદ અને રસપ્રદ**

વિચાર-સ્વાતંત્ર્ય અને વાણી-સ્વાતંત્ર્યની હિમાયત કરનારાં ઘણાં મળવાનાં – ખાસ કરીને ઘેર બેઠાં બેઠાં એ વિષે વાતો કરવાની હોય ત્યારે. પણ ખરેખર પ્રસંગ આવે કે જ્યારે અન્ય વ્યક્તિ દ્વારા પ્રદર્શિત થયેલું આ સ્વાતંત્ર્ય સમજવાની, સહન કરવાની જરૂર દેખાય, ત્યારે કેટલાં જણ એ તૈયારી બતાવવાનાં ?

આ પ્રશ્ન અંગે હું સભાન છું. એનો જવાબ આપી તો શકાય, પણ મારું સ્વાતંત્ર્ય મારે વેડફવું નથી. વળી, ઘણી બાબતો વિષે, ઘણી જાતો વિષે વિચારીએ છીએ, તેટલું લખાતું, કે બોલાતું પણ નથી જ. સત્ય હકીકત તો એ જ છે કે આપણને જે સ્પર્શતું ના હોય, કોઈ પણ રીતે ખૂંચતું ના હોય, તે જ વાત કે વિષય સમજવા ને સહન કરવા આપણે તૈયાર હોઈએ છીએ.

અહીં એવી જ એક વાત કરવા ધારું છું. વાંચવામાં રસ પડે, પણ આપણાં સંવેદન સુરક્ષિત રહે – એવી વાત! એવી જાત વિષેની વાત કે જેનું નામ લેતાં પથરા નહીં પડે, તેની ખાતરી હોય. વાત ખરાબ નથી. એમ તો કળાત્મક અભિવ્યક્તિ અંગેની આ વાત છે, પણ અણગમતી લાગતી કળાત્મક અભિવ્યક્તિ વિષે પણ સમાજ ઊહાપોહ ક્યાં નથી કરતો ?

આપણને જેની સાથે નિસ્બત ના હોય તે જાત એટલે 'જ્યૂઇશ' લોકો. ને તે પણ અમેરિકાના. 'યહૂદી' શબ્દ પણ હું નહીં વાપરું, કે જેથી વિરક્તિ સચવાઈ રહે. ગુજરાતીમાં 'જ્યૂ' (Jew)નું બહુવચન 'જ્યૂસ' કે 'જ્યૂઝ' થશે, પણ તે સારું નથી લાગતું, તેથી હું 'જ્યૂ' શબ્દ જ વાપરીશ.

ગયા વર્ષે એક અમેરિકન ફિલ્મ બની હતી : 'અ પ્રાઇસ અબવ રૂબિઝ' એટલે કે 'માણેકરત્નોથી પણ વધુ કીમતી.' તેત્રીસ જ વર્ષના બોએઝ યાકિન નામના જ્યૂઇશ પુરુષે એ કથા લખેલી, ને ફિલ્મનું દિગ્દર્શન પણ કરેલું. અહીંના રૂઢિચુસ્ત જ્યૂઇશ સમાજમાં એણે ઘણા વિરોધ અન વિવાદ ઊભા કરેલા. એ ફિલ્મમાં 'હાસિડિક' (Hasidic) નામની પેટા-જાતિનાં જ્યૂનાં જીવન, ધાર્મિક આચાર તથા વલણનું નિરૂપણ હતું. પ્રત્યેક વિગતની સચ્ચાઈ અને પ્રમાણભૂતતા અંગે શ્રી યાકિન ખૂબ ચોક્કસ હતા. એ પોતે રૂઢિચુસ્ત જ્યૂપંથના જ છે, ને એમણે 'રાબાઈ' કહેવાતા જ્યૂઇશ ધર્મ-ગુરુ સાથે બેસીને 'હાસિડિક' આચાર અને ધર્મ વિષેની બધી બાબતો ચકાસી લીધી હતી. તેથી કોઈ ભૂલ, કે ક્ષતિ, કે અતિશયોક્તિ ક્યાંયે હતી જ નહીં. એ સ્પષ્ટ જ હતું કે 'એક જ્યૂ જ આવી ફિલ્મ બનાવી શકે' – અર્થઘન, તેમજ આલોચનાત્મક.

કથા તો તરત સમજાઈ જાય તેવી છે. 'હાસિડિક' યુવતી સોનિયા પરિણીત છે. નાના શિશુની મા બનેલી છે, પણ એ સમાજ ને એના આચાર-વિચારના બંધિયારપણાની અંદર એનો જીવ ઘૂંટાવા માંડે છે. અત્યારે મૃત એવા વહાલા ભાઈ સાથે ગાળેલા નાનપણના દિવસોનું સ્વાતંત્ર્ય એ આ પુખ્ત વયમાં ઝંખે છે. એનો યુવાન પતિ મૅન્ડેલ ધર્મ-ગ્રંથ 'તોરાહ'ના વાચનમાં ને રટણમાં એવો પરોવાયેલો છે કે પત્નીને સ્નેહ દર્શાવવામાં એને રસ નથી. સોનિયાનો જેઠ પોતાની ઝવેરાતની દુકાનમાં એને નોકરી આપી એને ઘરની બહાર નીકળવાની તક આપે છે, પણ બદલામાં એ રતિ-સંબંધ મેળવી લે છે. પછી સોનિયા પુએર્તો રીકો–અમેરિકન કૉલોની–ના કથ્થાઇ-સ્પૅનિશ યુવકના સંપર્કમાં આવે છે, અને એનાથી આકર્ષાય છે. કુટંબીઓને આની જાણ થતાં જ બધાં સોનિયા પર તૂટી પડે છે. છેવટે એને ઘર છોડીને – બાળકને પણ છોડીને નીકળી જવું પડે છે.

એકલી ચાલી જતી સોનિયાનાં મક્કમ પગલાંમાં સૂચન એ અભિપ્રેત છે કે પોતાના નાનકડા સમાજથી, પોતાનાં સાંકડાં મૂળથી દૂર જઈને એ શાંતિ, આનંદ ને એક નવી જિંદગી પામવાની છે.

ફિલ્મની અંદરનાં મુખ્ય પુરુષ-પાત્રો – જેવાં કે સોનિયાનો પતિ, એનો જેઠ, વૃદ્ધ ધર્મ-ગુરુ–નાં નિરૂપણ, બીજાં સાધારણ સ્ત્રી-પાત્રોનાં આલેખન, તથા અમુક

ધર્માચરણના પ્રસ્તુતીકરણને લીધે ઘણા 'ઑર્થોડૉક્સ' (orthodox) – અથવા રૂઢિચુસ્ત – જ્યૂઇશ લોકોએ એની સામે વિરોધ નોંધાવ્યો – રૂઢિચુસ્ત જ્યૂઇશ છાપાંમાં, ને રેડિયો પરના કેટલાક કાર્યક્રમોમાં. જોકે 'હાસિડિક' જ્યૂ ભાગ્યે જ સિનેમા જોવા જતા હોય છે. એમના ધર્માચારમાં આભડછેટના બહુ નિયમો હોય છે.

જ્યૂઇશ ધર્મના પેટા-પંથોમાં 'હાસિડિક' પંથ કદાચ આપણને બહુ જ વિચિત્ર લાગે. એનો આરંભ અઢારમી સદીમાં પોલૅન્ડ દેશમાં થયો હતો. એ સમય અને સંજોગોથી દુનિયા કેટલી બધી આગળ જતી રહી છે, પણ આ ધર્મ-પંથના આચાર-વિચાર વધુ ભાગે એ જ પ્રાચીન પ્રણાલીને હજી સાચવી રહ્યા છે. ન્યૂયૉર્ક શહેરના બ્રુકલિન વિભાગના જે લત્તામાં 'હાસિડિક' જ્યૂની વસ્તી છે ત્યાં જાઓ તો જાતને પૂછવું પડે, "કઈ જગ્યા છે આ? કયો દેશ છે?" કાળા ઝભ્ભા ને કાળી હેટ પહેરેલા, ને લાંબા વાળ તથા દાઢીવાળા પુરુષોને જોઈને તો નવાઈ લાગે જ, પણ 'હાસિડિક' સ્ત્રીઓ પરથી તો જાણે આંખ ના ખસે. સરસ કપડાં, સરસ ત્વચા, ને બહુ જ સરસ વાળ.

'હાસિડિક' સ્ત્રીઓના વાળનું ધર્મપંથીય રહસ્ય મેં જ્યારે જાણ્યું ત્યારે તો શું નવાઈ લાગેલી! હકીકત એમ છે કે પત્નીઓનું રૂપ 'હાસિડિક' પતિઓ જ જોઈ શકે. આપણા ઘૂમટાનો ઉદ્દેશ આ જ હતો – કે છે ને? પણ અહીં ઢાંકવાના હોય છે કેવળ સ્ત્રીઓના વાળ. સ્ત્રીની સુંદરતા એના વાળથી જ ગણાય છે. એના સાચા વાળ ફક્ત એનો પરણ્યો જ જોઈ શકે. આગલી સદીઓ દરમ્યાન તો સ્ત્રીઓ માથે રૂમાલ બાંધતી, ને વાળ સંતાડી રાખતી, પણ પછી ખોટા વાળ, જેને 'વિગ' (wig) કહે છે, પહેરવાનો રિવાજ શરૂ થયો. એમાંથી 'હાસિડિક' સ્ત્રીઓ માટે 'વિગ' બનાવવાના ધંધા વિકસ્યા, ને આજે જુઓ તો ઓહો, શું ફૅશનેબલ 'વિગ' પહેરે છે એ સ્ત્રીઓ. હા, ધર્માચાર પ્રમાણે સાચા વાળ ઢાંકી જરૂર રાખે છે, પણ મોંઘીદાટ (પાંચ સો ડૉલર, સાત સો ડૉલર) તથા અત્યંત આકર્ષક 'વિગ' ધારણ કરીને હદથી વધારે, હોય તેથી પણ વધારે, સુંદર દેખાય છે.

આવા બાહ્ય દર્શન ઉપરાંત એમની રીત-રસમની કિંચિત્ ઝાંખી એ લત્તામાં ફરવાથી મળે ખરી, પણ ઉપર્યુક્ત ફિલ્મમાંથી તો આ કટ્ટરપંથી જૂથનાં વિચાર અને વર્તન વિષે ઘણી સૂક્ષ્મ વિગતો જાણવા મળી. એ બધી વિગતો અંગે મારા મનમાં વિદ્રોહનો ભાવ ઉદ્ભવ્યો ન હતો, કારણ કે મારે માટે એ ફિલ્મ રસપ્રદ અને કુતૂહલપ્રેરક એક કળા-પ્રસ્તુતિ હતી. એમાં કથા, અભિનય તથા પ્રતિપાદનની ગુણવત્તા એવી ઊંચી હતી, કે ફિલ્મ જોવાની પ્રક્રિયાને પૂરેપૂરી માણી શકાઈ.

એક વ્યક્તિ અમુક આવેશ અને ઇચ્છાઓ પૂરી કરવા ઝંખે છે, પણ એ જે સમાજ અને ધર્મ-પંથમાં છે તેમાં એ શક્ય નથી. ફિલ્મના કેન્દ્રમાં આ વ્યક્તિગત તનાવ છે. અહીં રજૂઆત 'હાસિડિક' જ્યૂ વિષેની છે, પણ આ મુશ્કેલીઓ આવા બીજા સમાજો ને ધર્મ-પંથોમાં અવશ્ય ઊભી થઈ શકતી હોય છે. આ અર્થમાં ફિલ્મનું કથા-વસ્તુ ઘણા વધારે વ્યાપક સંદર્ભ પ્રતિ નિર્દેશ કરી રહે છે. એનું શીર્ષક પણ કેટલું અર્થઘન છે. રત્નોથી, ને સંપત્તિથી, પણ જે મૂલ્યવાન છે તે વ્યક્તિનું સ્વાતંત્ર્ય છે. એ પ્રાપ્ત કરવા મથતી વ્યક્તિને વખાણનારાં હોવાનાં, તેમ વખોડનારાં પણ હોવાનાં જ.

પુરુષોના નિર્ણયાત્મક આધિપત્ય, અને સ્ત્રીઓના આજ્ઞા-સ્વીકારના સ્પષ્ટ અભિગમવાળા આ 'હાસિડિક' પંથને બીજી રીતે પણ જોવો પડે. એ પંથનાં મૂલ્યો સહિયારાં છે, અને એનાં સદસ્ય વિશુદ્ધ અને અર્થપૂર્ણ જીવન જીવવા માગે છે. એ માટે સામૂહિક સમતુલન જરૂરી હોય છે. પુરુષ અને સ્ત્રીનાં કર્તવ્ય પહેલેથી જ ભિન્ન હોય છે. પુરુષ ઉપાર્જન કરીને કુટુંબનું પાલન કરે, અને સ્ત્રી બાળકો સાથે ઘરમાં રહીને કુટુંબનું પોષણ કરે. મોટા ભાગની આ સ્ત્રીઓ પોતાની ભૂમિકા માટે ગૌરવ લેતી હોય છે. ને અન્યની જરૂરિયાતને આગળ મૂકવામાં સંસ્કાર ગણાય એમ આપણે પણ સદીઓથી કહેતાં આવ્યાં છીએ.

નિજી અંતર્ગત સ્વાતંત્ર્યને આગળ કરનારાં મૂઠીભર જ હોય. એ શહાદતને પણ સમજીએ ત્યારે જ પૂર્ણતયા ન્યાય થયો ગણાય.

❒

# પ્રતિભાવ

ઑગસ્ટ '૯૯નો અંક મળ્યો. પ્રથમ પાને 'અવનિનું અમૃત', સ્વ. ઉમાશંકરને અપાયેલ ભાયાણીજીની ભાવાંજલિ વાંચતાં એક ઉત્તમ અંજલિ વાંચ્યાનો આનંદ લાંબા સમય સુધી માણ્યો. ઉમાશંકર આપણા વિશ્વકવિ.

પાન ૨૭ પરનું ઉશનસ્‌નું સૉનેટયુગ્મ વાંચ્યું. ઉમાશંકર પછી હવે કવિતાની મહેક મળે ઉશનસ્ અને રાજેન્દ્ર શાહ પાસેથી; અને એકબે નવોદિતો (સૉનેટ). કવિનો પ્રશ્ન એવો જ પડઘાયા કરે છે : 'ક્યાં છે કવિતા?'

લેખસામગ્રીનું વૈવિધ્ય અને ગુણવત્તા સારાં.

'ઉદ્દેશ'ને (તેના તંત્રીશ્રીને) વંદના.

મહેરવાડા ઈશ્વરભાઈ જી. પટેલ
(તા. ઊંઝા)
તા. ૨૧-૮-'૯૯

*

**અવનિનાં અમૃતો સાથે 'ઉદ્દેશ'**

ઑગસ્ટ ૧૯૯૯ 'ઉદ્દેશ'નો અંક ઉઘાડતાં જ ઉમાશંકરીય 'અવનિનું અમૃત' પ્રાપ્ત થયું, એમ માન્યું, પણ ના, આ તો હરિવલ્લભ ભાયાણીસાહેબના હરિહસ્તે સંસ્કાર પામેલું અભિનવ ગદ્યકાવ્ય સાંપડ્યું. ઉમાશંકરની કાવ્યવિભાવનાને આગળ રાખી, પ્રભુજી અને કવિશ્રી વચ્ચેનો કલ્પનાપૂર્ણ સંવાદ, લઘુનાટ્ય- રસનો મધુર સ્વાદ સંવિદમાં ફોરાવી રહ્યો. દેવગિરાનો ઉત્તમ વિનિયોગ કેટલો તો સ્વર્ગીય વાતાવરણપોષક છે. આખી રચના શ્રી 'હરિ'ની મુદ્રાથી સદ્યાંકિત છે! ફૈયાઝખાં, ભીમસેન જોશી (ટાગોર હૉલમાં ભીમસેનના શાસ્ત્રીય ગાયન પ્રસંગે ઉમાશંકરભાઈ અચાનક ભેટી ગયાનું સાંભરે રે...), રવિશંકર, રવીન્દ્રનાથ, શેક્સપિયર, અરવિન્દ, આઇન્સ્ટાઇન, રમણ, રામકૃષ્ણના વ્યાપક ઉલ્લેખો ગદ્યરચનાને વૈશ્વિક આયામ અર્પે છે. તંત્રીલેખના સ્થાને શોભે એવી સં-કૃતિ લાગી.

જોશી વિનોદનો 'રાસતરંગિણી' પરનો અભ્યાસ-લેખ, અભિજિત વ્યાસના ગિરીશ કર્નાડ વિશેના આસ્વાદલેખ જેટલો જ રસાવહ છે. ચન્દ્ર. ટોપીવાળાની 'વિસ્તરતી સીમાઓ'ને ગાડીના ગાર્ડનો પદઅવકાશ શાથી ફળવાયો હશે?!

સર્વ કવિશ્રી ઉશનસ્-જયંત પાઠકની હારોહાર રમેશ પારેખ-રામચન્દ્ર પટેલની રચનાઓ ગમી, પણ હેમન્ત દેસાઈની ગઝલકૃતિઓ અને છેલ્લા પૂંઠે લાભશંકર ઠાકરની આ પંક્તિઓ ('સમય સાથે અભિન્ન થયેલી ભાષાને ભિન્ન કરવાની કાવ્યપુરુષની ક્રિચૂડ ક્રિચૂડ મથામણ : કવિતા') 'ઉદ્દેશ'ના તંત્રીની ક્ષમતાનો અંદાજ આપે છે.

અમદાવાદ રાધેશ્યામ શર્મા
તા. ૩૧-૮-'૯૯

*

શ્રી યોગેશ પંડ્યાની વાર્તા 'ખીજડો' વાર્તાતત્ત્વની પકડ અને વિષયવસ્તુને વિચારણામાં લેતાં પ્રશંસાપાત્ર છે. 'ઉદ્દેશ' સંપૂર્ણપણે રસથી વાંચતો, છતાં હું ભાગ્યે જ વાર્તા વાંચું છું. આ વાર્તા રસથી વાંચી. તેમને અભિનંદન.

મુંબઈ સુબોધ દેસાઈ

*

'ઉદ્દેશ' માસિક ઉત્તરોઉત્તર પ્રગતિ કરી રહ્યું જાણીને મને ખૂબ જ આનંદ થયો છે. લેખોની પસંદગીમાં તમારી દૃષ્ટિ સુપેરે ઊપસી આવતી દેખાય છે. 'સંસ્કૃતિ'ની સાલતી ખોટ 'ઉદ્દેશે' પૂરી કરી આપી છે. અભિનંદન.

મુંબઈ જયંતિ એમ. દલાલ
નવે. ૧૯૯૯

*

સાહિત્ય અને જીવનવિચારનું માસિક 'ઉદ્દેશ' તેનું આગવું સ્થાન હાંસલ કરી રહ્યું છે. સપ્ટે. '૯૯ના અંકમાં દુષ્યંત પંડ્યા લિખિત 'લક્ષ્મીનું આગમન' ખરેખર ખૂબ જ હૃદયસ્પર્શી રહ્યું. ખૂબ સાહજિક અને જીવંત લેખ રહ્યો. એકેએક પ્રસંગ આંખ સામે દેખાવા લાગ્યો. મનમાં ખૂંપેલી દેશભક્તિ તથા 'સ્ત્રી' –જગતજનની વિશેના ખ્યાલ ખૂબ જ ઊંડા છે. આવા, વાચન માટે અપ્રાપ્ય લેખ જ 'ઉદ્દેશ'નું ભાથું છે.

કવિશ્રી મનોજ ખંડેરિયાને અભિનંદન. 'ઉદ્દેશ'ને ઉજ્જ્વળ ભાવિ માટે ખૂબ ખૂબ શુભેચ્છાઓ.

આણંદ ડૉ. તુષાર મહેતા
તા. ૨૦-૯-'૯૯

*

હમણાં ઘણા વખતથી પ્રત્યક્ષ મળવાનું થતું નથી, પણ 'ઉદ્દેશ' મારફતે નિયમિત સંપર્ક રહે છે. 'ઉદ્દેશ' એના ઉદ્દેશને પૂર્ણતયા સાકાર કરી રહ્યું છે તેનો આનંદ દરેક

અંકે મળ્યા કરે છે.

લુણાવાડા **પ્રવીણ દરજી**
તા. ૭-૯-'૯૯

*

ઑક્ટો. ૧૯૯૯નો અંક અતિ ઉત્તમ લાગ્યો. ફાઇલમાં સંઘરવા જેવો. તેમાંય રંજના હરીશનો લેખ 'ફેમિનિઝમ: નારીવાદની સુસ્પષ્ટ વિભાવના...' તો મનઃપ્રકાશક. નારીવાદની પહેલાં સંકુચિત લાગેલી વિભાવનાનો, તે મર્યાદાનાં કારણોનો આછો ઇતિહાસ, ને તેનાં અવાંતરો ને પછી વિકાસ ને સ્વયંપર્યાપ્તિનું અત્યંત ટૂંકું, સચોટ, સ્પષ્ટ આલેખન (મને) નારીવાદ વિષે ઊંડાણમાં વાંચવા પ્રેરે છે. પહેલી બે ગ્રીક મિથ હૃદયવિદારક છે. આક્રોશનું ઔચિત્ય સમજાવે છે. રંજના હરીશને મારાં હાર્દિક અભિનંદન. આવા વધુ લેખોની અપેક્ષા.

પ્રીતિ સેનગુપ્તા તો વ્યાપક અર્થપૂર્ણ ફલક હંમેશ લઈને આવે જ છે. એમનો 'શ્રીજી' દલાઈ લામાનો 'સંદેશ શક્તિનો, આનંદનો' હૃદયસ્પર્શી રહ્યો.

બોરિયા **માલતી પરીખ**
તા. ૨ નવે. '૯૯

*

આ માસનો 'ઉદ્દેશ'નો અંક મળ્યો. માનનીય શ્રી ભાયાણીસાહેબનું લખાણ આપના મૅગેઝીન દ્વારા વાંચવા મળે છે ત્યારે આનંદ થાય છે. આ અંકની વારતા 'આંખનાં રતન' વાંચી આંખ ભીની થઈ. વર્ષો પહેલાં શ્રી ધનસુખલાલ મહેતાની કૃતિ 'સંધ્યાટાણે'માં વાંચેલ 'બા' નામની વાર્તા યાદ આવી ગઈ.

ભાવનગર **અરુણ જોષી**
તા. ૧૮-૧૧-'૯૯ ❒

## સાભાર સ્વીકાર

સાહિત્ય સૌરભ (૬૨૬, ટંકશાળની પોળ, કાળુપુર, અમદાવાદ-૧)નાં

સંપાદક ડૉ. હસુ યાજ્ઞિક – **સૌરભ પદ ભજનાવલી:** કિં. રૂ. ૬૦. **સૌરભ લગ્નગીત સંચય,** કિં. રૂ. ૫૦. **સૌરભ નવરાત ગરબાવલી:** કિં. રૂ. ૫૦. **સૌરભ વ્રતકથા:** કિં. રૂ. ૬૦. **સૌરભ રાસગરબા:** કિં. રૂ. ૪૦.

**અન્ય**

**વિશ્વસાહિત્યમાં વાર્તા, ટૂંકી વાર્તા:** લે. હસુ યાજ્ઞિક, પ્રાપ્તિસ્થાન: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૮૫. **સંત તુકારામ:** યશવંત પરશુરામ મુસળે, પ્રકાશક: પ્રાચ્યવિદ્યામંદિર, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, પૅલેસ ગેટ સામે, પૅલેસ રોડ, વડોદરા-૩૯૦ ૦૦૧, કિં. રૂ. ૫૦. **વિક્ષિપ્તચિત્ત બાળકો: મૂંઝવણ અને ઉકેલ:** લે. ઇલા રાવલ, પ્ર. ઉપર પ્રમાણે. કિં. રૂ. ૫૦. **પુનશ્ચ:** લે.-પ્રકાશક: નીના ભાવનગરી, ૫, ગ્રીન પાર્ક એપાર્ટમૅન્ટ, જીવનવિકાસ સોસાયટી પાસે, અઠવા લાઇન્સ, સૂરત-૩૯૫ ૦૦૧, કિં. રૂ. ૩૦. **શ્રી જલારામ-ચરિત (મહાકાવ્ય):** રચયિતા: મહાકવિ શ્રી આનંદરાય ભટ્ટ, પ્રાપ્તિસ્થાન: લેખક, બ્રહ્મક્ષત્રિય સમાજ સામે, પાટણવાવ, જિ. રાજકોટ, તા. ધોરાજી, પિન: ૩૬૦ ૪૩૦, કિં. રૂ. ૬૦. **અમારા દાદાજી: ઉમાશંકર:** લે. અમિતાભ મડિયા, પ્ર. ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી, અમદાવાદ-૬, કિં. રૂ. ૪૦. **દેવું તો મર્દ કરે:** લે. શાહબુદ્દીન રાઠોડ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૮૦. **ભાત ભાત કે લોગ:** લે. પુ. લ. દેશપાંડે, અનુ. શકુંતલા મહેતા, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૨૫. **છે મજા તો એ જ:** લે. પલ્લવી મિસ્ત્રી, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૬૦. **મણિલાલ ન. દ્વિવેદીનું આત્મવૃત્તાંત:** સંપા. ધીરુભાઈ ઠાકર, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૩૦. **મંથન:** લે. નાનુભાઈ દલપતભાઈ નાયક, પ્ર. શારદા પ્રકાશન, ૫, સનપૉઇન્ટ કૉમ્પલેક્સ, ગુરુકુળ સામે, ડ્રાઇવ-ઇન રોડ, અમદાવાદ-૩૮૦ ૦૫૨, કિં. રૂ. ૬૦. **અડધો સૂર્ય:** લે. પ્ર. કિસન સોસા, પ્રણામી મંદિર પાસે, સૈયદપરા, સૂરત-૩૯૫૦૦૩, કિં. રૂ. ૮૫. **છબૂ....છબૂ.... પતંગિયું ન્હાય:** લે. પ્ર: ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. **પાશ્ચાત્ય તત્ત્વચિંતકો:** લે. ગણપતિ મહેતા, પ્રકાશક: સરુ ગણપતિ મહેતા, ૧૩, ઉર્વશી, બેસન્ટ સ્ટ્રીટ, સાન્તાક્રૂઝ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૫૪, કિં. રૂ. ૧૫૦. **મેઘાણી શતાબ્દીવન્દના :** સં. કનુભાઈ જાની, પ્રકાશક: 'વિદ્યાભારતી', કવિશ્રી બોટાદકર કૉલેજ, બોટાદ, કિં. રૂ. ૫૦. **પૈસાદાર બુલબુલ:** લે. ભાનુભાઈ પંડ્યા, પ્રકાશક: શ્રીમતી ભાનુમતી ભા. પંડ્યા, એ-૩, પી. ઍન્ડ ટી. કૉલોની, પટેલ કૉલોની શેરી-૬, જામનગર-૩૬૧ ૦૦૮, કિં. રૂ. ૬. **સ્નેહાંજલિ:** જગદીશ ઉ. ઠાકર, પ્રકાશક: જગદીશ ઉ. ઠાકર, ધોરી ફળિયું, નાનુ અડધ, આણંદ-૩૮૮૦૦૧, કિં. નથી. **તત્ત્વમસિ:** લે. ધ્રુવ ભટ્ટ, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૯૦. **યશવંતસ્મૃતિ:** લે. ગુલાબ ભેડા, પ્ર. વીણા ભેડા, એ-૨૦, 'અંકુર', આનંદનગર, સાન્તાક્રૂઝ (ઈસ્ટ), મુંબઈ-૪૦૦ ૦૫૫, કિં. રૂ. ૩૦.

## "ચલો જલાયે દીપ વહાં,
## જહાં અભી હૈ અન્ધેરા"





### મુખ્ય મંત્રીશ્રી કેશુભાઈ પટેલ
### અને રાજ્ય મંત્રીમંડળના સભ્યોના

# નૂતન વર્ષાભિનંદન

**નૂતન વર્ષે આપણો સંકલ્પ :**
**આપણી ક્ષમતાથી શ્રેષ્ઠતાનું નિશાન વીંધવાનો.**

– કેશુભાઈ પટેલ
મુખ્ય મંત્રી, ગુજરાત રાજ્ય







માહિતી '૯૯

## હું ઓઢી ગઈ વનમાળી !

પંખી જેવી ઝળહળ પાંખ પ્રસારી નભની
મારા પર છવરાઈ ગયો માધે મુખ ઢાળી!
એ ગયો ચોરતો ચોળી, ચણિયો, ચૂંદલડીને
તો શરમ થકી હું ઓઢી ગઈ વનમાળી!

આછી ગૂંચવણ, ધૂસર ધુમ્મસમાં મેઘમંડલો કેરી આડશ – જે મેં રાત માનીને કીધું – માધે સંગે
જાણે ચોરી લીધ વૃંદાવન કમખે મારે ધોળે દ્હાડે, ભલે કરે નિંદા સખિયન સૌ હસીહસીને રંગે

લજ્જાને મેં નારીચરિતથી એવી દીધી ઢાંકી
તો પણ એ ઢોળાઈ ગઈ લો ચૂંદડીએથી ચાળી!
એ ગયો ચોરતો ચોળી, ચણિયો, ચૂંદલડીને
તો શરમ થકી હું ઓઢી ગઈ વનમાળી!

વર્ષાજલનાં કમલદલો શાં ટપકે એનાં નેહ નીતરતાં લોચન – ઝીલું ભીતર અંતરતલમાં, સોનલ સ્તનમંડલમાં
હું વર્ષાભીની બીજલેખા શી પીગળતી જઉં ધીરે ધીરે કુંજનિકુંજે, જમુનાજીનાં ભીનાં જલમાં, નીલાનીલા નભમાં

વિરહ-મિલનની એક્કીસાથે પીડ પરોવી
ક્યાં છુપાઈ ગયો હે માધે, કઈ કદંબની ડાળી?
પંખી જેવી ઝળહળ પાંખ પ્રસારી નભની
મારા પર છવરાઈ ગયો માધે મુખ ઢાળી!

યશવંત ત્રિવેદી

## તેં વૃંદાવનની મહેંદીથી શણગાર્યા ?

મને ખબર ના પડી હે માધવ!
ક્યારે મારી પાંપણ પર તેં આંસુનાં તોરણ શણગાર્યાં?
ક્યારે રમાડી રાસ સખી સંગ
ક્યારે મારે નેણ સખા, તેં નક્ષત્રોના દીપ જલાવ્યા?

ટચૂકડી આ તૃણપત્તી પર કેવું આ બ્રહ્માંડ ઊભું રે' રમે અહીં આ આઠે પ્હોરે?!
નનકી અમથી મંજરીઓથી તું ચીતરતો જાય આંબલો કોળી ઊઠતો મ્હોરે!

મને ખબર ના પડી હે માધવ!
ક્યારે મારાં કમલવનોનાં પર્ણ પૂનમથી તેં ચિતરાવ્યાં?
મને ખબર ના પડી હે માધવ!
ક્યારે મારી પાંપણ પર તેં આંસુનાં તોરણ શણગાર્યાં?

યુગોયુગોથી ઊભો રે'ને કેવી ચીતરે અમરવેલ તું મારાં લોચનિયાંની કોરે!
આજ પુષ્પરજ જેવો પરશું તને ભીતરમાં – પ્રેમગીત શો ગુંજન રિદય શું ઓરે!

વૈકુંઠ અને આ વસુંધરાથી અદકા,
ક્યારે મારા હાથ સખા, તેં વૃંદાવનની મહેંદીથી શણગાર્યા?
ક્યારે રમાડી રાસ સખી સંગ
ક્યારે મારે નેણ સખા, તેં નક્ષત્રોના દીપ જલાવ્યા?

યશવંત ત્રિવેદી

Uddesh (A literary, cultural monthly) December 1999 ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No 188 R. No GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**સર્વભાષા સરસ્વતી**

વર્ષ દસમું : અંક છઠ્ઠો

જાન્યુઆરી : ૨૦૦૦

તંત્રી
રમણલાલ જોશી

૧૧૪



# ઉદ્દેશ

**વર્ષ : દસમું** **અંક : છઠ્ઠો** **સળંગ અંક : ૧૧૪**

## અનુક્રમ: જાન્યુઆરી ૨૦૦૦




પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન . ૬૬૧ ૦૪૪૧.
મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- ❒ 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- ❒ 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- ❒ આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- ❒ વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦. વિદેશમાં (ઍરમેલ) રૂ. **૭૫૦**. આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- ❒ 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોંટેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- ❒ સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- ❒ છૂટક નકલ રૂ. ૨૫. પોસ્ટેજ સાથે.
- ❒ લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :


**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**


- ❒ લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- ❒ 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કૅલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

જાન્યુઆરી ૨૦૦૦



*सर्वभाषा सरस्वती*

## આ બધાં માણસો ક્યાં જાય છે ?

ગૅલેરીમાં બેઠો છું. રસ્તા ઉપર એક બાળકને તેડેલું અને બીજાં બેને આંગળીએ વળગાડીને ચાલતી માતાને જોઉં છું. કાગળ વીણવાવાળીઓ અહીંતહીં નજર કરતી ઝડપભેર ચાલી જાય છે. પસ્તી લેનારાઓની લારીઓ એક પછી એક પસાર થાય છે. સાઇક્લિસ્ટો અને સ્કૂટરચાલકો દોડાદોડ કરે છે. એટલામાં ગાડીઓવાળા ઝડપભેર ગાડી દોડાવી મૂકતા દેખાય છે. બધાં માણસોને પુષ્કળ ઉતાવળ છે. સૌ દોડ્યાં જ કરે છે. કાકાસાહેબે ચાલવા વિશે નિબંધ લખેલો તે યાદ આવે છે. કોઈ ચાલતું નથી, બધાં દોડ્યાં જ કરે છે. બધાં દોડી દોડીને થાકી જતાં લાગે છે, પણ વળી પાછાં દોડ્યાં કરે છે. બાહ્ય ગતિની જ વાત નથી, જીવનમાં પણ આવું જ બને છે. માણસોને પોતાનું ધ્યેય સિદ્ધ થતું લાગે, પણ એની ફલશ્રુતિ શી? દરેકનો હિસાબ પૂરો થાય છે, અને પૂર્ણવિરામ મુકાઈ જાય છે. વળી પાછો ચોપડો ખૂલે છે અને નવેસરથી ખાતું શરૂ થાય છે...

આ પ્રક્રિયા વિશે વિચાર કરીએ છીએ ત્યારે મનુષ્યનું મન એને કેવા ચક્રવાતમાં નાખે છે એનો ખ્યાલ આવે છે. શું એમાંથી નીકળવાનો કોઈ જ માર્ગ નથી?

શ્રી માતાજીએ 'On Education' પુસ્તકમાં પહેલું વાક્ય લખ્યું છે : "An aimless life is always a miserable life." ધ્યેય વિનાનું જીવન એ હંમેશાં દુઃખદાયક જીવન છે. ધ્યેયનો વિચાર કરવો જોઈએ. આડેધડે માણસોને આનંદ વિનોદ કરતાં જોઈએ છીએ ત્યારે અમુક અંશે ખેદની લાગણી ઉદ્ભવે છે. જીવનનું પરમ ધ્યેય, આપણાં શાસ્ત્રો અને અધ્યાત્મગ્રંથોએ વગાડી વગાડીને કહ્યું છે તેમ, આત્મસાક્ષાત્કાર છે. એ અર્થે જ સઘળી પ્રવૃત્તિ હોવી જોઈએ. પ્રભુના કરણ તરીકે કામ કરીએ તો રાગદ્વેષને અવકાશ રહેતો નથી. બધાં કર્મો એની શક્તિથી કરીએ છીએ અને એના માટે કરીએ છીએ એવી ભાવના મનુષ્યજીવનને હેતુપૂર્ણ બનાવે છે. પછી કોઈ વિષાદને સ્થાન રહેતું નથી. એટલે આ બધાં માણસો ક્યાં જાય છે ? – એવી સંવેદનામાંથી હું ક્યાં જાઉં છું ? એ વિચાર ઉપર મન ઠરે છે. આપણા સંતકવિઓએ એના ઉપર વખતોવખત ભાર મૂક્યો છે. તો આપણે ગંગા સતીના ભજનની એક પંક્તિમાં કહીએ કે–

*મેરુ રે ડગે ને જેનાં મન નો ડગે,*
*મર ને ભાંગી રે પડે ભરમાંડ રે*

બ્રહ્માંડ ભાંગી પડે, મેરુ પર્વત ડગી જાય, પણ જેનું મન ન ડગે એ જ આ તત્ત્વ પ્રાપ્ત કરી શકે છે. પ્રભુ આપણને સૌને એ શક્તિ અર્પે એ પ્રાર્થના.

**રમણલાલ જોશી**

તંત્રી

**શ્રી નિરંજન ભગતને સાહિત્ય અકાદમી એવૉર્ડ**

કવિ શ્રી નિરંજન ભગતને દિલ્હી સાહિત્ય અકાદમીનો એવૉર્ડ તેમના સ્વાધ્યાયગ્રંથ 'ગુજરાતી સાહિત્ય : પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ'ને માટે આપવાની જાહેરાત હમણાં થઈ. શ્રી નિરંજન ભગતને અભિનંદન.

**ચંદરયા ચૅરિટેબલ ફાઉન્ડેશન તરફથી કવિ શ્રી માધવ રામાનુજને સાહિત્ય પુરસ્કાર**

શ્રી ચંદરયા ફાઉન્ડેશન તરફથી 'ઉદ્દેશ'માં વિકાસોન્મુખ લેખકને ૧૯૯૭થી ૨૦૦૧ સુધી પ્રત્યેક વર્ષે રૂ. પાંચ હજારનાં બૉન્ડ આપવામાં આવે છે. એ પ્રમાણે ૧૯૯૯ના વર્ષ માટે કવિ શ્રી માધવ રામાનુજની પસંદગી કરવામાં આવી છે. પસંદગી 'ઉદ્દેશ'ના તંત્રીએ કરી છે. શ્રી માધવ રામાનુજને ચંદરયા ચૅરિટેબલ ફાઉન્ડેશન તરફથી રૂ. પાંચ હજારનાં બૉન્ડ મોકલી આપવામાં આવ્યાં છે. શ્રી માધવ રામાનુજને હાર્દિક અભિનંદન.

**'આત્મકથા સ્વરૂપ અને સિદ્ધિ' વિશે કાર્યશિબિર**

ગુજરાત સાહિત્ય અકાદમી અને કમળાશંકર પંડ્યા ફાઉન્ડેશનના સંયુક્ત ઉપક્રમે 'આત્મકથા : સ્વરૂપ અને સિદ્ધિ' વિશેનો એક કાર્યશિબિર સ્ટેટસ રેસ્ટોરાં, ઇલોરા પાર્ક સામે, રેસ કોર્સ, વડોદરા ખાતે તા. ૨૩, ૨૪ ઑક્ટોબર '૯૯ના રોજ યોજાયો હતો. કાર્યશિબિરનું ઉદ્‌ઘાટન અને અધ્યક્ષીય પ્રવચન રમણલાલ જોશીએ કર્યું હતું. સ્વાગતપ્રવચન ડૉ. પ્રદીપ પંડ્યાએ કરેલું. કાર્યશિબિરની છ બેઠકોમાં સર્વશ્રી ગુણવંત શાહ, જયંત ગાડીત, લવકુમાર દેસાઈ, ચિનુ મોદી, રતિલાલ બોરીસાગર, બકુલ ત્રિપાઠી વગેરે લેખકોએ વક્તવ્યો આપ્યાં હતાં. સંચાલન શ્રી ભરત મહેતાએ કર્યું હતું.

**દર્શક ફાઉન્ડેશન એવૉર્ડ પ્રદાન સમારંભ**

શિક્ષણ, ગ્રામવિકાસ, રચનાકાર્ય અને સાહિત્ય-ક્ષેત્રની પ્રતિભાઓને અને સંસ્થાઓને પુરસ્કારવા માટે રચાયેલા દર્શક ફાઉન્ડેશનનો એવૉર્ડ પ્રદાનનો સમારંભ તા. ૧૮ ડિસેમ્બર '૯૯ના રોજ સાંજે સાડા પાચ વાગ્યે અમદાવાદના ભાઈકાકા હૉલ ખાતે યોજાયો હતો. આ સમારંભમાં હરિશ્ચન્દ્ર બહેનોને ગ્રામ-પુનરુત્થાન માટે અને નાગજીભાઈ દેસાઈને શિક્ષણ માટે એવૉર્ડ અર્પણ કરાયા હતા. પ્રમુખસ્થાને રચનાત્મક અગ્રણી રાધાબહેન ભટ્ટ હતાં. મનુભાઈ પંચોલી 'દર્શક' પણ ખાસ ઉપસ્થિત રહ્યા હતા. દર્શક ફાઉન્ડેશનના અધ્યક્ષ શ્રી બલવંત પારેખ પણ હાજર રહ્યા હતા. કાર્યક્રમનું સંચાલન શ્રી પ્રકાશ ન. શાહે કર્યું હતું.

**'અમૃતા' તરફથી શ્રી નિરુપમા અને અજિત શેઠનું અભિવાદન**

'અમૃતા' તરફથી સંગીત અને સાહિત્યનાં સંસ્કારસેવકો શ્રી નિરુપમા અને અજિત શેઠનો અભિવાદન સમારોહ મુંબઈમાં તા. ૨૬ નવેમ્બર '૯૯ના રોજ યોજાયો હતો. શ્રી શેઠ દંપતીને અભિનંદન.

**શ્રી ભૂપત વડોદરિયાનો અભિવાદન સમારોહ**

સંવેદનશીલ સાહિત્યકાર અને પત્રકાર શ્રી ભૂપત વડોદરિયાનો અભિવાદન સમારોહ ધ્રાંગધ્રા ખાતે તા. ૨૫ ડિસેમ્બર '૯૯ના રોજ યોજાયો હતો. આયોજકો હતાં ધ્રાંગધ્રાના નાગરિકો વતી 'અથથી ઇતિ' (સાપ્તાહિક) અને 'અનુભાવન' (સામયિક). આ પ્રસંગે 'ભૂપત વડોદરિયા : વ્યક્તિ અને વાઙ્મય' ગ્રંથ પ્રકાશિત થયો હતો. શ્રી ભૂપતભાઈને અભિનંદન.

**ડૉ. નરેશ વેદ વાઇસચાન્સેલર પદે**

તાજેતરમાં ડૉ. નરેશ વેદ ગુજરાત યુનિવર્સિટીના વાઇસચાન્સેલર તરીકે નિયુક્ત થયા છે. ગુજરાતી ભાષા સાહિત્યના અધ્યાપક અને લેખક હોય એવા વાઇસચાન્સેલરોની પરંપરામાં શ્રી ડોલરરાય માંકડ, ઉમાશંકર જોશી, યશવંત શુક્લ, સિતાંશુ યશશ્ચન્દ્ર, દિલાવરસિંહ જાડેજા અને સુરેશ દલાલ પછી ડૉ. નરેશ

વેદ આ સ્થાને આવ્યા છે. આપણે ઇચ્છીએ કે શૈક્ષણિક મૂલ્યો જાળવીને વિદ્યા-સાહિત્ય ક્ષેત્રના સમુત્કર્ષ અને સંવર્ધન માટે કાર્ય કરવાની પ્રભુ તેમને શક્તિ અર્પે અને આ સ્થાન સવિશેષ દીપ્તિમંત બને. ડૉ. નરેશ વેદને હાર્દિક શુભેચ્છાઓ અને અભિનંદન.

**'ગોવર્ધનરામ વિચારયાત્રા'નું આયોજન**

૮મી જાન્યુઆરી ૨૦૦૦ના રોજ ગોવર્ધનરામ ત્રિપાઠી ફાઉન્ડેશન અને એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ. દ્વારા 'ગોવર્ધનરામ વિચારયાત્રા'નું આયોજન મુંબઈ ખાતે કરવામાં આવ્યું છે. એમાં સર્વશ્રી રમણલાલ જોશી, હરિભાઈ કોઠારી અને શ્રી કુલીનચંદ્ર યાજ્ઞિક વક્તવ્યો આપશે. કાર્યક્રમનું સંચાલન શ્રી પ્રબોધ પરીખ અને આભારદર્શન શ્રી હસિત મહેતા કરશે.

**અવસાનનોંધ**

સાહિત્ય અને સમાજસેવાના ક્ષેત્રમાં નોંધપાત્ર કાર્ય કરનાર શ્રી વિજયાબહેન ચન્દ્રશંકર શુક્લનું તા. ૨૬-૧૦-'૯૯ના રોજ દુઃખદ અવસાન થયું છે. તેમનાં 'આહુતિ', 'આપણાં મધુર લગ્નગીતો', 'આપણા રાસગરબાઓ', 'આપણો ભજનવારસો', 'માવતરને ચરણે', 'ઈશ્વરચરણે' વગેરે પુસ્તકો જાણીતાં છે. તેમના 'માવતરને ચરણે' પુસ્તકમાં મેં પણ' 'પિતરૌ વન્દે' નામે લેખ લખેલો. બીજા લેખકોના પણ એમાં સારા લેખો છે. આ સંપાદન સારું થયું છે. તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમનાં કુટુંબીજનોને શક્તિ અર્પે અને સદ્‌ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

❒

**નૂતનવર્ષાભિનંદન**

**પ્રાર્થના**

*નવા વરસની પ્રભુત્વથી ભરી સુવર્ણી ઉષા!*
*રહો કનકવર્ણી વર્ષભર, લક્ષ્ય સીંચી નવાં.*

*વિચારું ભવ વ્યષ્ટિનો વળી સમષ્ટિનો, પ્રેમથી,*
*દીસે ઉભય દૂર દૂર ખસતાં રૂડી નેમથી.*
*વિહંગ, પશુ, તેમ અન્ય જીવ માનવી કર્મથી*
*કશાં દુખિત! માનવીય કંઈ વેગળો નર્મથી.*

*નથી વિમલ આ હવા, વિમલ ના પ્રકાશે પૂરો,*
*કથા જલની તો વિચાર કરતાં જગાડે વ્યથા.*
*અરણ્ય મુરઝાયલાં, શિખર શૈલનાં ધૂંધળાં,*
*નદી, સર અને સમુદ્રઃ સહુને ડચૂરો કશો!*

*લતા, તરુ, તથૈવ છોડ દુખિયાં જનો શાં વીલાં,*
*સશક્ત નથી એ રહ્યાં નવલ ચેતના અર્પવા.*
*નથી જલદમાં રહી જલદતા, અને વાયરા*
*વહે ગરમ-શીત થૈ, ઋતુની કૈં જ મર્યાદ ના.*

*ઉષા નવલ વર્ષની! વસમું કૈંક દર્શાવ્યું મેં,*
*વસી મનુજનાં બધાં કરણમાં તું વ્યાપી જજે.*
*મનોરમ ઉષા! સુવર્ણપણું જાળવી તારું તું*
*સુવર્ણી કરજે બધું; ચહી ગુરુત્વ પ્રાર્થું છું હું.*

**ગોવિન્દભાઈ**

હરિવલ્લભ ભાયાણી

કૃષ્ણના બાળચરિત્રના (ગોકુળ, વૃંદાવન, મથુરાના – વ્રજભૂમિના ચરિત્રના) મુખ્ય પ્રવાહો ગણાવીએ તો (૧) નંદયશોદાના વાત્સલ્યભાવનો, (૨) કૃષ્ણગોપીના માધુર્યભાવનો, (૩) બાળકૃષ્ણનાં પરાક્રમોને લગતો શૌર્યભાવનો અને (૪) વધારેમાં સુદામા સાથેના સખ્યભાવનો. તેમાં બાળક અને તરુણ કૃષ્ણના ગોપીઓ સાથેના અગણિત સંબંધો ને પ્રસંગોને લગતું 'હરિવંશપુરાણ'થી માંડીને મધ્યકાળના અંત સુધીનું કાવ્ય, કથા, ગીત, આ સંગીતનું વિવિધ પ્રશિષ્ટ ભાષાઓ અને મધ્યકાલીન ભાષાઓમાં રચાયેલું સાહિત્ય અઢળક છે. એની એક નાની શી સરવાણીની અહીં વાત કરવા ધાર્યું છે. એ વાત છે ઘરવપરાશનું પાણી ભરી લાવવા નદીએ, તળાવે કે કૂવે જતી ગોપીની અને ત્યારનાં નટખટ કનૈયાનાં મસ્તીતોફાન ને અટકચાળાંની.

પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન ગ્રામીણ સમાજની મધ્યમવર્ગની છોકરીને ઘરની બહાર નીકળવાની અતિશય મર્યાદિત તકોમાં હરહંમેશ પાણી ભરવા જવાનું ઘરકામ ઘણું મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ઘરની ચાર દીવાલોમાંથી નીકળી જળાશયનું વાતાવરણ માણવું, બહેનપણીઓ અને ઓળખીતીઓ સાથે ગપસપનો મોકો, જુવાન છોકરા સાથે બોલચાલ, અટકચાળા કે આંખમેળનો અવસર, માબાપ ને વડીલોને ફિકરચિંતાનું કારણ. આંખ બંધ કરીને હાથ નાખીએ તોયે દોથાના દોથા ભરીને આ વિષયની કવિતા, ગીત ને સંગીતરચના આપણને મળે.

મધ્યકાલીન લોકગીતોમાંથી થોડાંક :

*ચંદા તાહરે ચાંદ્રણે, પાણીડે ગઈઅ તંબાઇ (૫૧૬-૨)*
*રતનકૂવો મુખ સાંકડો હો સાહિબા, કિમ કરી*
*ભરું રે ઝકોલ (૧૯૦૮)*
*કાનુઆ માર મા કાંકરડી, મીઠડી ફૂટશે ગાગરડી (૩૮૫)*
*નંદકુમાર કેડે પડ્યો પાણીડાં કેમ ભરીયે (૯૭૧)*
*ગોવાલણી ગ્યાં'તાં પાણી રે સુંદર શામળિયા (૪૯૯)*
*ગગરી લગન સીર ભારી, ઉતાર રે બનવારી (૪૩૭)*
*ગોકુલની ગોપી રે ચાલી જળ ભરવા (૪૮૨)*
*પદમણી પાણીડાં સંચરી, મારુજી વાવ ખોદાવો (૧૧૩૩)*
*પ્રાહુણડા રે પાણીડે ગઈ રે તલાવ (૧૧૦૬)*
(જૈન ગૂર્જર કવિઓ, દેશીઓની સૂચિમાંથી)

લોકગીતોને સંદર્ભે 'લોકસાહિત્યમાળા'ના મણકા ૧-૧૪ની લોકગીતસૂચિ (કિરીટ શુક્લ) અને હસુ યાજ્ઞિકના એના વિવરણ-વિવેચનમાં ('ગુજરાતી લોકસાહિત્ય', પૃ. ૨૯૨-૨૯૪) નદી, તળાવ કે વાવકૂવે પાણી ભરવા જવાને લગતાં, સમાજના મધ્યમ અને નીચેના વર્ગની તથા વિવિધ આદિવાસીઓની સ્ત્રીઓ સંબંધી ગીતો દોઢ સો-બસોથી પણ વધી જાય. માત્ર આઠદસ બહુ જાણીતાં ગીતોનો નીચે નિર્દેશ કરું છું.

*મારી ગાગરડીમાં ગંગાજમના રે,*
*પનઘટ પાણી મારે જાવાં નથી.*

*

*જમનાજળ જાવા દિયો નંદલાલા.*

*

*જળ ભરવા કેમ જાઉં રે જશોદા મૈયા,*
*છલકાતું આવે બેઢલું, મલકાતી આવે નાર, મારી સાહેલીનું બેઢલું.*

*

*ગામને કૂવે પાણીડાં નહીં ભરું.*

*

*સોના ઇંઢોણી રૂપા બેઢલું, હો નાગર, ઊભા રહો રંગરસિયા.*

*

*પાણી ગ્યાં'તાં બેની તળાવ,*
*પાળેથી પગ લપસ્યો, ને બેઢાં મારાં નંદવાણાં.*

*

*સાહ્યબા સોના ઇંઢોણી રૂપા બેઢલું, હું તો તાંબાહેલે પાણીડાં નહીં ભરું*
*ભમ્મરિયા કૂવાને કાંઠડે.*

*

વિવાહગીતોમાં

*સોનલાની ગેડી ને રૂપલા દડૂલો, રામચંદર રમવા સાંચર્યાં,*
*સોનલા ઇંઢોણી ને રૂપલાનું બેડું, સીતાકુંવર પાણી સાંચર્યાં.*

*

*દૂધે તે ભરી રે તળાવડી, મોતીડે બાંધી પાળ,*
*માધવ ધોએ ધોતિયાં, રુખમાઈ પાણીડાં જાય.*

પાછે પગલે ચાલીએ તો આ વિષયનાં સૂરદાસ વગેરેનાં પદો ચીંધી શકાય. જેમ કે 'શ્રી કૃષ્ણચંદને મથુરા તે ગોકુલ આઈબો છોડ દિયો' એ સૂરદાસના પદમાં ગોપીઓ હવે પનઘટ જતી નથી એવો નિર્દેશ છે. અને સંગીતની ચીજોમાં 'પનિયાં ભરન કૈસે જાઉં, સખીરી મોરી' (જયજયવંતીમાં ગવાતી), 'ગગરી મોરી ભરન નહીં દેત' (અડાણામાં ગવાતી) વગેરે સહેજે યાદ આવે.

દસમી સદીના અલંકારશાસ્ત્રના ગ્રંથમાં ઉદાહરણ તરીકે ટાંકેલ પુરોગામીઓનાં કેટલાંક મુક્તકોનો પણ આ જ વિષય છે. જેમ કે–

રાધાની માતા રાધાને કહે છે :

"રાધા, પાણી ભરવા તું નદીએ જાય છે ત્યારે ઘણી મોડી પાછી આવે છે. 'હું નાહવા જાઉં છું કહીને તું યમુનાકાંઠેની કુંજમાં પેસતી હોય છે. 'આપણી ગાયને પાછી વાળી લાવું' એવું કહીને તું ગોવર્ધનના વનમાં રખડે છે. આ બધું શું તોફાન ચાલે છે ? ક્યાંક તું પેલા નટખટ કનૈયાની નજરે તો નથી ચડી ગઈ ને?"

પદ્યાત્મક ભાવાનુવાદ :

*જળ ભરવા તું નદીએ જતી બહુ વારે પાછી ફરતી,*
*'નાહવા જઉં છું' કહી તું યમુનાતીર-નિકુંજે સરતી,*
*'ગાય વાળી આવું' કહી ગોવર્ધનગિરિ-વનમાં પેસે,*
*રખે ને રાધા! તું પડી હોય જશોદાનંદન-દષ્ટે.*

બીજા એક મુક્તકમાં રાધા કૃષ્ણને કહે છે :

"અરે ગોકુળના રામ ! પાણી ભરવા જવાનું મારે આજે સહેજ મોડું થઈ ગયું. મારી સખીઓ આગળ નીકળી ગઈ ને હું તો એકલી પડી ગઈ. ગોકુળ હજી આઘું છે અને અહીં ક્યાંય કોઈની અવરજવર નથી. હું ગભરાઉં છું, કેમ કરીને ઘરે પહોંચીશ ? અહીં તો બચાવે એવો એક તું છે."

('શૃંગારપ્રકાશ')

□

## સાભાર સ્વીકાર

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.** (૧૯૯/૧, ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, તથા ૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૬)નાં

**નાના મોટા માણસ, ઝીણી ઝીણી વાતઃ** સંપા. પ્રકાશ વેગડ, કિં. રૂ. ૩૦. **મૈત્રીની મિરાતઃ** સંકલન : રમેશ પુરોહિત , કિં. રૂ. ૬૦. **કિમ્બલ રેવન્સવુડઃ** લે. મધુ રાય, કિં. રૂ. ૮૦. **આવારા મસીહાઃ** વિષ્ણુ પ્રભાકર, અનુ. હસમુખ દવે, કિં. રૂ. ૧૦૦. **બાની વાતુંઃ** કથકઃ હાજરાબેન વીજળીવાળા, રજૂઆતઃ શરીફા વીજળીવાળા, કિં. રૂ. ૪૦. **બાળઉછેરની બારાખડીઃ** ડૉ. રઈશ મનીઆર, કિં. રૂ. ૫૦. **કાવ્યવિશેષઃ** લે. હરિશ્ચંદ્ર ભટ્ટ, સંપા. સુરેશ દલાલ, કિં. રૂ. ૩૦. **કાવ્યવિશેષઃ** લે. કરસનદાસ માણેક, સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. **એક હાથે ચપટીઃ** લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૨૦. **બખડજંતરઃ** લે ઉપર મુજબ, કિં. રૂ. ૪૦.

લેખક : ટી.એસ. એલિયટ
ભાવાનુવાદ : અરવિંદ કોરડે

(૧)

શિશિર મધ્યનો મધુમાસ છે સ્વયંમાં જ એક ઋતુ,
અનંત જોકે સૂર્યાસ્તે ભીનો ભીનો ઋજુ,
સમેટાતો સમયમાં જ, ધ્રુવ ને અયનવૃત્તના વક્ષમાં.
જ્યારે લઘુ-દી પ્રકાશિત થાય છે હિમ ને અગ્નિકક્ષમાં.
લઘુ રવિરશ્મિ પ્રજ્વલિત કરે છે હિમકણને, જળાશય ને કોતરો પર,
અનિલરહિત શીતળતા છે હૈયાની ઉષ્ણ લહેર,
પ્રતિબિંબિત થાતી સલિલના અરીસામાં,
ઝગારો ભરબપોરે બક્ષે છે નયનોમાં
ને ચમકે છે સળગતી શાખા કે સગડી કરતાં તીવ્રતમ.
હચમચાવે છે મૂક આત્માને : અનિલ નથી કિંતુ
પાંસળામાં પુરાયેલ અગ્નિ
વર્ષના અંધકારસમયમાં પીગળવા ને થીજવાની વચમાં
કંપાવે છે હૃદયછોડને. નથી મંદ ગંધ માટીની તેમાં
વા માદક મહેક જીવનની. આ છે સમય મધુમાસનો,
કિંતુ નથી સમયના કરારમાં. હવે વાડોની કતાર
છે શ્વેત રંગની, કારણ, આ સમય છે સંક્રમણનો, શ્વેત બર્ફ -
કણોને ફાલવાનો,
તસમસતું પુષ્પ એકાએક ફોરાયેલ
ગ્રીષ્મના ખીલેલા પુષ્પ કરતાં પણ અધિક, ન ખીલતું ન કરમાતું,
પાંગરતી પેઢી જેમ તો નહીં જ.
ક્યાં છે તે ગ્રીષ્મ, અકલ્પનીય
શૂન્ય ગ્રીષ્મ?

જો તમે આ રસ્તે આવત,
લઈ એક વાટ જ્યાંથી તમને આવવું ગમત
એ જ્યાએથી જ્યાંથી તમને આવવું ગમત,
જો તમે મે માસમાં આ રસ્તે આવત તો તમને જોવી ગમત,
વાડો પુનઃ શ્વેત, મે માસમાં, કામુક મધુરતા સમેત.
પ્રવાસને અંતે પણ તે એ જ હોત,
જો તમે ભગ્ન ભૂપની જેમ રાત્રે આવત,
શાને આવ્યા તે ન જાણવા છતાં તમે દિવસે આવત,
તો તે એ જ હોત, જ્યારે તમે ઊબડખાબડ રસ્તા ત્યજત,
ડુક્કરોની કોઢ પાછળથી નિસ્તેજ ગૃહ તરફ
અને કબ્રસ્તાન તરફ વળત. અન જેના કાજે તમે આવવાનું વિચાર્યું
તે કેવળ એક કાછલી છે, અર્થની છાલ,
જેમાંથી અર્થ પ્રસ્ફુટિત થાય છે ત્યારે તે કેવળ પરિપૂર્ણ થાય છે
જો લવ-લેશ થાય તો. કાં તો ન હતો તમારી પાસે હેતુ
વા તમારી દર્શિત મર્યાદાના અંતને પેલે પાર છે હેતુ
અને પરિતૃપ્તિમાં તેને તમે સુધાર્યો છે. બીજાં પણ સ્થળ છે
જે પણ વિશ્વના અંત છે, કેટલાક સાગરના મુખ પર છે
અથવા ઘેરા સરોવર પર, મરુસ્થળમાં અથવા મહાનગરમાં છે–
કિંતુ આ છે અતિ નિકટતમ, સ્થળમાં અને સમયમાં,
અત્યારે અને ઇંગ્લેન્ડમાં.

જો તમે આ રસ્તે આવત,
લઈને કોઈ પણ વાટ, નીકળીને ગમે ત્યાંથી,
કોઈ પણ સમયે અથવા કોઈ પણ ઋતુમાં,
તે એમ જ હોત : તમારે છોડી દેવાં પડ્યાં હોત
સમજ અને ખ્યાલ, તમે નથી આંહીં ચકાસવાને,
તમારી જાતને માહિતી આપવાને, વા જિજ્ઞાસા જણાવવાને
વા હેવાલ લઈ જવાને. તમે આંહીં છો પ્રાર્થવાને
જ્યાં ગ્રાહ્ય છે પ્રાર્થના. અને કંઈક વિશેષ છે પ્રાર્થના
શબ્દોના ક્રમ કરતાં, પ્રાર્થના કરતાં, મનની
સચેત વ્યાવસાયિકતા, અથવા પ્રાર્થનાના સૂરના અવાજ કરતાં.
ને પ્રેતોને વાચા ન હતી, કારણ, જ્યારે જીવિત હતાં ત્યારે
તે તમને કહી શકત, મૃત હોવાથી : પ્રેતોનું કથન
થાય છે જ્વાળાની જબાનમાં છે જે જીવિતની
ભાષાને પેલે પાર.
અહીં, સમયવિહીન ક્ષણનું છેદન
છે ઇંગ્લેન્ડ ને બીજે કશે નહીં, ક્યારેય નહીં અને હંમેશાં.

(૨)

એક વૃદ્ધ વ્યક્તિની બાંય પરની રાખ
છે બળેલાં ગુલાબપર્ણ તમામની ખાખ.
પવનમાં સમાયેલી રજ
મૂકે છે સીમાચિહ્ન જ્યાં કથા સમેટે છે રૂખ.
શ્વાસમાં લીધેલ રજ એ હતું એક ગૃહ–
દીવાલ જર્જરિત, ભીંત ને ઉંદર.
આશાનિરાશાનું મૃત્યુ.
છે એ આ હવાનું જ મૃત્યુ.

છે લીલો ને સૂકો દુકાળ
નયનોમાં અને મુખમાં.
નિર્જીવ છે જળ ને નિર્જીવ વાયુ,
પ્રયત્નશીલ છે પરસ્પર માત આપવામાં.
ભૂંજાયેલ ખોદેલ માટીની આ ધરણી
મોં વકાસી જોઈ રહી આ મિથ્યા કરણી,
રમૂજ વિના કરી રહી હાસ્યકૃત્ય,
બસ, આ એ જ છે સૃષ્ટિનું મૃત્યુ.

જળ અને અગ્નિ સ્થાન લે છે
જ્યાં નગર હરિતમાં અને તૃણ છે.
જળ અને અગ્નિ હસી કાઢે છે
બલિદાનને કે જે આપણે નકારેલ છે.
જળ અને અગ્નિ કરશે નાશ,
આપણાથી ભુલાયેલ પૂજાગૃહ
ને પ્રાર્થનાસભાના અવશેષો જે પામ્યા હતા વિનાશ.

પ્રભા ફાટતા પૂર્વે કો અનિશ્ચિત ઘડી
પડખું ફેરવતી રાત્રિના અંત નજીક અડી
અનંતતાને અંતે પુનઃ પુનઃ વળી
શ્યામ પારેવાની ફફડતી જિહ્વા સહ
સ્વ-નીડે ક્ષિતિજ તળે જઈ ઊડ્યા પછી
જ્યારે સૂકાં પર્ણો ધાતુ સમ હજી રણકતાં
રસ્તા પરે જ્યાં ન કો અન્ય ધ્વનિ હતા.
ત્રણ-ત્રણ પ્રદેશોમાં જ્યાંથી ધૂમ્ર નીકળતા.
હું મળ્યો કો એકને ઉતાવળે ચાલતા ભટકતા.
ફૂંકાયો છે જાણે મુજ સમક્ષ ધાતુના પર્ણ સમ
ન પ્રતિકારાતા પુરના પ્રભાતી પવન પૂર્વ.
અને ઝૂકેલા વદને હું જેમ થયો સ્થિર ત્યાં
સ્પષ્ટ ચકાસણી તે જેના વડે શે આપીએ છીએ, અમે
વિલય થતી દુર્બોધતામાં પ્રથમ મળેલ વટેમાર્ગુ તે
કોઈક મૃત્યુ પામેલ અગ્રણી જેવો એકાએક લાગ્યો મને.
જેમને હું જાણતી હતો, ભૂલ્યો હતો, ઝાંખી ઝાંખી થતી હતી,
ઉભય એક અને અનેક, તપ્ત તામ્રવર્ણ અંગો-કૃતિમાં
પરિચિત મિશ્રિત પિશાચી આંખોમાં
ઉભય અતિ નિકટ અને ન ઓળખી શકાય તેવા.
તેથી મેં બન્ને ધારણા બાંધી અને બૂમ પાડી
અને સાંભળ્યો અવાજ અન્યની બૂમનો : શું અહીં છે તું ?
જોકે અમે હતા નહીં, હું હજુ પણ એ જ હતો,
જાણવા છતાં મારી જાતને હું કોઈક અન્ય જ હતો
અને તે મુખાકૃતિ હજુ આકૃતિ લઈ રહી હતી; છતાં

શબ્દો પૂરતા હતા
ઓળખની ફરજ પાડવાને, જેમને તેઓ અનુસરતા હતા.
અને તેથી, સામાન્ય પવનને પણ નમતા,
પરસ્પર ગેરસમજ થાય એટલા તેઓ અજાણ્યા હતા,
સમજમાં, આ સમયનું છેદન
ક્યાંય ન મળવાને, ન પહેલાં અને પછી,
અમે ચાલ્યા પગથી પર સ્થૂળ રોન મારવાને.
મેં કહ્યું : 'મને લાગતી તાજુબી સરળ છે,
છતાં સરળતા તાજુબી માટે કારણભૂત છે, તેથી બોલો :
મને ન સમજાય અને મને ન યાદ રહે.'
અને તે હું તેને આજમાયેશ કરવા પણ આતુર નથી.
મારા વિચારો અને સિદ્ધાંત તમે ગયા છો ભૂલી.
આ બાબતોએ કર્યો છે તેમનો હેતુ પૂર્ણ થવા દો તેમને
તેથી તમારા પોતાના જ વડે, ને પ્રાર્થના કરો કે તેઓ માફ થાય
બીજા વડે, જેમ હું તમને વીનવું છું માફ કરવાને
ઉભય સારા અને ખરાબને. ગત મોસમનું ફળ ખવાયું છે.
અને તૃપ્ત પશુ હડસેલશે પગથી રિક્ત પાત્રને.
કારણ ગત વર્ષના શબ્દો ગત વર્ષની ભાષાના છે.
આવતા વર્ષના શબ્દો અન્ય અવાજની રાહમાં છે.
પરંતુ, જેમ અત્યારે રસ્તો અવરોધ દર્શાવતો નથી
તેમ વણ સ્તુત્ય અને ભટકતો આત્મા પણ
બે શબ્દો વચ્ચે એકમેક જેવો જ બની રહે છે.
તેથી હું શબ્દો શોધું છું જે મેં કદી બોલવાને વિચાર્યા નથી.
ગલીઓમાં જેની પુનઃ મુલાકાત લેવી જોઈએ તેમ મેં વિચાર્યું નથી,
જ્યારે મેં મારો દેહ દૂર-સુદૂરના કોઈ કિનારા પડ છોડ્યો હતો.
આપણને ભાષાની હોવાથી ફિકર અને ભાષા કરાવતી જિકર
જાતોની ભાષાશૈલી શુદ્ધ કરવાને
અને દબાણ કરે છે મનને આગળ અને પાછળનું જોવાને,
મને છતી કરવા દો એ સોગાદોને જે આરક્ષિત છે ઉમરને કાજ
તમારા આયુષ્યભરના પ્રયત્નના શિર પર મૂકવાને તાજ.
પ્રથમ મરતી સંવેદનાનાં શીત ઘર્ષણ
મોહરહિત, નથી કરતાં વચન અર્પણ,
કિંતુ છાયામાં ઊછરેલ ફળોની સ્વાદહીનતાની કટુતા
જેમ દેહ અને આત્મા શરૂ કરે છે ત્યજવાની નિકટતા.
બીજું, સચેત ગુસ્સાની અસરહીનતા
માનવમૂર્ખતા પ્રત્યે, અને ચીરફાડ
હાસ્યની જે હસાવવા છે અસમર્થ.
અને છેલ્લે તમે જે કાંઈ છો, અને જે કાંઈ કર્યું છે;
તેને સ્થપાતા નિયમના વિશ્લેષણના દર્દ
પાછળ સમાયેલા હેતુની શરમ,

અને બીજા પ્રત્યે આચરેલા કુકૃત્ય અને હાનિ
પ્રત્યેની સભાનતા, જેને તમે કોઈક સમય
માનતા હતા સદ્‌ગુણોની લહાણી.
પછી મૂર્ખાઓની સંમતિના ડંખ, અને સન્માનના ડાઘ.
મિથ્યામાંથી મિથ્યા તરફ પ્રક્ષુબ્ધ થયેલ આત્મા
પ્રયાણ કરે છે, સિવાય કે શુદ્ધ કરતા અગ્નિથી શુદ્ધ થાય
જ્યાં તમારે પગલાં ભરવાં જ જોઈએ, નૃત્યકાર જેમ.
દિવસ ઉદિત થઈ રહ્યો હતો. ઝાંખી ગલીમાં
તેણે મને ત્યજ્યો કંઈક વિદાય આપવાની રીતે
અને અદૃશ્ય થયો રણશીંગું ફૂંકાતાં.

(૩)

ત્રણ શરતો હોય છે જે હંમેશા દેખાય છે સરખી
છતાં પૂર્ણપણે ભિન્ન, વિકસે છે એક જ વાડમાં એકસરખી.
આસક્તિ 'સ્વ' માટે, ને વસ્તુ માટે ને વ્યક્તિ માટે, વિરક્તિ
'સ્વ'થી ને વસ્તુથી ને વ્યક્તિથી; અને વિકસતી
તેઓની વચમાં, ઉદાસીનતા
જે ધરાવે છે સામ્ય અન્યથી
જેમ મૃત્યુ ધરાવે છે સામ્ય જીવનથી,
બે જીવન વચમાં હોવાથી પણ પુષ્પપિત,
જીવંત અને મૃત : છોડ વચમાં. આ છે ઉપયોગ સ્મૃતિનો :
મુક્તિ કાજ, અલ્પાંશે સ્નેહ માટે નહીં, કિંતુ વિસ્તાર તો
સ્નેહ ને આકાંક્ષાથી પરે, અને તેથી મુક્તિ
અનાગત ને અતીતથી. આમ દેશની ભક્તિ
શરૂ થાય છે આપણા પોતાના કાર્યક્ષેત્રની આસક્તિ
જેમ, અને આવે છે શોધવા તે અકિંચન કાર્યને
જોકે ઉદાસીનતાથી નહીં જ. ઇતિહાસ પરવશતા હશે.
ઇતિહાસ મુક્તતા હશે. જુઓ, હવે તેઓ અદૃશ્ય થાય છે.
ચહેરા અને સ્થળો, સ્વ સાથે જે, જેમ તે હોઈ શકત, ચાહતા હતા,
પુનઃ નવીન થવાને, રૂપાંતરિત થવાને, બીજી એક ભાતમાં.
પાપ આવશ્યક છે કિંતુ.
અંતે સઘળું સરખું થશે,
અને બધી બાબતોની રીતરસ્મ સરખી હશે.
જો હું વિચારું પુનરપિ આ સ્થળ વિષે,
અને લોકો વિષે, નથી સંપૂર્ણ સ્તુત્ય,
નથી નિકટના સ્નેહી કે સગા વિષે,
કિંતુ કેટલીક વિશેષ પ્રતિભા વિષે,
બધા સ્પર્શાય છે સામાન્ય પ્રતિભાથી,
જોડાય છે કજિયામાં જેનાથી થાય છે વિભાજિત તેઓ;
જો હું વિચારું ઢળતી રાતે એક નૃપ વિષે,
વધસ્તંભ પર ચઢેલ ત્રણ, અથવા વધુ, વ્યક્તિ વિષે,
અને થોડાક જેમનાં મૃત્યુ ગયાં છે વીસરાઈ
બીજાં સ્થળોમાં અહીં અને પરદેશમાં,
અને તેના વિષે જે મૃત્યુ પામ્યો છે શાંતિ ને અંધાપામાં
શા માટે આપણે ઊજવવા જોઈએ
મૃત જનોને મરતાં જનો કરતાં વધારે?
એ ઘંટારવ પાછા પાડવા કરવાનો નથી,
તે તંત્ર-મંત્ર પણ
ગુલાબના ભૂતને બોલાવવા માટે નથી.
આપણે જૂના ઝઘડા પુનઃ જાગૃત કરી શકતા નથી.
આપણે જૂની નીતિઓ પુનઃ સ્થાપી શકતા નથી.
અથવા પ્રાચીન ઢોલના નાદને પુનઃ અનુસરી શકતા નથી.
આ વ્યક્તિઓ, અને તેઓ જે તેમનો પ્રતિકાર કરે છે
અને તેઓ જેમનો પ્રતિકાર થઈ રહ્યો છે,
સ્વીકારે છે શાંતિના બંધારણને
અને એકત્રિત થાય છે એક જ સંઘમાં.
જે કાંઈ વારસામાં મળ્યું છે આપણને નસીબવંતા પાસેથી
આપણે લીધું છે તે હારેલા પાસેથી,
તેઓએ આપણા માટે શું મૂકી જવાનું હતું : એક પ્રતીક,
એક પ્રતીક પૂર્ણ થાય છે મૃત્યુમાં.
અને બધું જ સારું થશે
અને બધી બાબતની રીતરસ્મ સારી હશે
હેતુઓના શુદ્ધીકરણથી
આપણી આજીજીની ભૂમિકામાં.

(૪)

નભથી પારેવું નીચે ઊતરે છે.
અનિલથી પ્રજ્વલિત જ્યોતનો ભય ભાંગે છે
જેને જિહ્‌વા જાહેર કરે છે
કે તે પાપ અને દોષમાંથી મુક્ત કરે છે.
કેવળ એક આશા અથવા બીજી નિરાશા
ચિતા કે ચિતાની પસંદગીમાં રહેલી છે–
અગ્નિમાંથી અગ્નિ વડે મુક્ત થાય છે.
તો પછી આ વેદનાની વેતરણ કોણે કરી? પ્રેમે.
પ્રેમ એક અજાણ્યું નામ છે
ભુજાઓની પાછળ જેણે ગૂંથ્યું
આ અસહ્ય જ્વાળાનું પહેરણ
જેને માનવશક્તિ દૂર નથી કરી શકતી.
આપણે કેવળ જીવીએ છીએ, કેવળ નિસાસા નાંખીએ છીએ,
આ અગ્નિ અથવા પેલા અગ્નિથી નાશ પામીએ છીએ.

(૫)

જેને આપણે શરૂઆત કહીએ છીએ તે હરદમ અંત છે
અને અંત લાવવો એ શરૂઆત થાય છે.
અંત છે જ્યાંથી આપણે શરૂઆત કરીએ છીએ. ને પ્રત્યેક શબ્દસમૂહ
અને વાક્ય જે સાચાં છે (જ્યાં પ્રત્યેક શબ્દ ઘેર જ છે,
અન્યને મદદ કરવા પોતાની જ્ગ્યાએ જ રહે છે,
શબ્દ ન આત્મશ્રદ્ધાવિહીન હોય છે ન ભપકામય હોય છે,
જૂના ને નવા શબ્દોનો સહજ વેપાર હોય છે,
અશ્લીલતા સિવાય સામાન્ય શબ્દ સચોટ હોય છે,
ઔપચારિક શબ્દ ચોક્કસ પણ દંભવિહીન હોય છે,
સંપૂર્ણ સમૂહ સહ નૃત્ય કરે છે).
પ્રત્યેક શબ્દસમૂહ અને પ્રત્યેક વાક્ય અંત અને શરૂઆત છે.
પ્રત્યેક કાવ્ય એક મૃત્યુલેખ. અને કોઈ પણ કરમ
એક પગલું છે અડચણ તરફ, અગ્નિ તરફ, સાગર નીચેના કંઠ તરફ
અથવા અસ્પષ્ટ પહાણા તરફ, અને ત્યાંથી જ આપણે શરૂ કરીએ છીએ
અપણે મરતા સાથે મરીએ છીએ :
જુઓ, તેઓ વિદાય થાય છે, અને આપણે તેમની સાથે.
આપણે જન્મ લઈએ છીએ મરતા સાથે :
જુઓ તેઓ પાછા ફરે છે, અને આપણને લાવે છે તેમની સાથે.
ગુલાબ પુષ્પની ક્ષણ અને સદાપર્ણ વૃક્ષની ક્ષણ
સમાન સમયની હોય છે. ઇતિહાસ વગરના લોક
સમયમાંથી પુનઃ પાછા આવતા નથી, કારણ ઇતિહાસ ભાત છે
સમય વગરની ક્ષણોની. તેથી, જ્યારે પ્રકાશ નિષ્ફળ જાય છે
શિશિરની ભરબપોરે, અટૂલા દેવળમાં
ઇતિહાસ છે હવે અને ઇંગ્લૅન્ડ.
પ્રેમના આ ખેંચાણ સહ અને સાદના આ સ્વર સહ
આપણે સંશોધન બંધ કરીશું નહીં
અને સર્વે સંશોધનના આપણા અંત
જ્યાંથી શરૂ કર્યું હતું ત્યાં હશે પહોંચવાને.
ને તે સ્થળ પ્રથમ વખત જ જાણવાને.
અજ્ઞાતમાંથી યાદ આવેલ દ્વાર
જ્યારે છેલ્લી સૃષ્ટિ રહી જાય શોધવાને
તે છે જે હતી શરૂઆત,
સૌથી દીર્ઘ સરિતાના સ્રોતમાં
સંતાયેલ જળપ્રપાતનો ધ્વનિ
અને સફરજન વૃક્ષ મહીં શિશુ
જ્ઞાત નથી, કારણ તેમના માટે તપાસ આદરેલ નથી,
કિંતુ સાંભળવામાં આવેલ, અર્ધ સાંભળવામાં આવેલ,
સન્નાટામાં,
સમુંદરનાં બે મોજાંના વચમાં.
હવે કરો જલદી, અહીં, અત્યારે, અહર્નિશ–
પૂર્ણ સાદગીની એક સ્થિતિ
(મૂલ્ય તેનું બધા કરતાં ઓછું નહીં)
અને બધા સારા હશે
અને તમામ બાબતોની રીત-રસ્મ સારી હશે
જ્યારે જ્વાળાની જિહ્વા વળેલી છે
અગ્નિશિખાના સર્વોચ્ચ બંધનમાં
અને અગ્નિશિખા અને ગુલાબ પુષ્પ બન્ને એક જ છે.



## સાભાર સ્વીકાર

ગુજરાત સાહિત્ય અકાદમી (જૂનું વિધાનસભા ભવન, ત્રીજો માળ, ટાઉનહૉલ પાસે, સેક્ટર ૧૭, ગાંધીનગર-૩૮૨ ૦૧૭)નાં

**ધર્મ વિચાર-૨:** આનંદશંકર ધ્રુવ, સંપા. યશવંત શુક્લ, ધીરુ પરીખ, વિનોદ અધ્વર્યુ, કિં. રૂ. ૧૮૦. **વિદ્યાપ્રસાદ:** વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, સંપા. જયન્ત પાઠક, કિં. રૂ. ૧૧૫. **લોકગુર્જરી (૧૪) :** સંપા. ડૉ. બળવંત જાની, કિં. રૂ. ૬૫. **રેવતી:** અનુ. ડૉ. રેણુકા શ્રીરામ સોની, કિં. રૂ. ૫૦. **સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી નવલિકા ભાગ ૧ અને ૨ :** સંપા. રઘુવીર ચૌધરી, કિં. રૂ. ૨૦૦ દરેક ભાગના. **ચૂંટેલી કવિતા:** લે. ઉમાશંકર જોશી, સંપા. ભોળાભાઈ પટેલ, કિં. રૂ. ૫૦. **દલપત ગ્રંથાવલિ-૧ (દલપત કાવ્ય-ભાગ ૧) :** સંપાદનઃ ચિમનલાલ ત્રિવેદી, કિં. રૂ. ૨૦૦. **દલપત ગ્રંથાવલિ-૪ (દલપત-ગદ્ય-ભાગ ૧) :** સંપાદનઃ મધુસૂદન પારેખ, કિં. રૂ. ૨૦૦. **મ. ન. દ્વિવેદી સાહિત્યશ્રેણી-૧ કાન્તા અને નૃસિંહાવતાર :** સંપાદકઃ ધીરુભાઈ ઠાકર, કિં. રૂ. ૧૩૦. **મ.ન. દ્વિવેદી સાહિત્યશ્રેણી-૨ સિદ્ધાન્તસાર અને પ્રાણવિનિમય :** સંપાદકઃ ઉપર મુજબ, કિં. રૂ. ૧૬૫. **ગઝલશતક :** સંપાદક હર્ષદ ત્રિવેદી, કિં. રૂ. ૮૫. **તપસીલ:** સંપાદકઃ ઉપર મુજબ, કિં. રૂ. ૧૩૦.

# 'ફલશ્રુતિ'ની ફલશ્રુતિ

દુષ્યન્ત પંડ્યા

ગુજરાતીના અધ્યાપકો તરફથી વિવેચનાના લેખોનો સંગ્રહ મળે એમાં કશી નવાઈ નથી. સામાન્ય રીતે એવી અપેક્ષા પણ રહે. નવી નવી સાહિત્યકૃતિઓ અભ્યાસક્રમમાં આવે એટલે એ નવી કૃતિને મૂલવવાનું કાર્ય એ અધ્યાપકવર્ગને સહજ થઈ પડે – કેટલીક વાર અનિચ્છાએ પણ કરવું પડે. કટારલેખક અધ્યાપકો પોતાની કટારોમાં કોઈ નવપ્રકાશિત પુસ્તકને મૂલવે એવું બને. કોઈ સંગોષ્ઠિમાં કે સંવિવાદમાં કોઈ સાહિત્યકૃતિ કે સાહિત્યપ્રકાર વિશે પ્રવચન આપવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં એ અધ્યાપક એ વિષય વિશે પોતાના અધ્યયનનો નિચોડ રજૂ કરે.

શ્રી લાભશંકર પુરોહિત ગુજરાતીના નિવૃત્ત પ્રાધ્યાપક છે. એમના વિવેચનસંગ્રહ 'ફલશ્રુતિ'માં એકત્રીસ લેખોમાંથી એક્કેય, કદાચ, એમના અધ્યાપનકાર્ય સાથે સીધી રીતે સંકળાયેલો નથી. એમના લેખો, એ અર્થમાં, સ્વાધ્યાય છે. માણસ સ્વાધ્યાય કરવા બેસે ત્યારે છબછબિયાં કરીનેય નીકળી જાય, કે ઊંડે ઊતરે, અને મરજીવાની માફક રત્ન પ્રાપ્ત કરે. શ્રી લાભુભાઈ છબછબિયાંના માણસ નથી. વિવેચનવિષયમાં – પછી એ એક જ કૃતિ હોય, સંગ્રહ હોય કે સાહિત્યપ્રકાર હોય તેમાં – એ પલોંઠિયો મારીને ઊતરે છે. અને વાવમાં કે કૂવામાં પલોંઠિયો ધૂબકો મારનાર કાંઠે ઊભનાર અનેકને છાલકોથી ભરી દે તેમ, શ્રી લાભુભાઈની છાલકો અનેકને ભીંજવે છે. ખાસ કરીને 'નકરી વિદ્યાપ્રીતિથી પ્રેરાઈને નિર્હેતુક મુદ્રામાં લખાયાં' હોય એવાં વિવેચનલખાણો પાછળનો હેતુ આ 'ધૂબકો' જ કહી શકાય.

'ફલશ્રુતિ'માં કૃતિલક્ષી વિવેચના છે, વ્યક્તિ (કર્તા)લક્ષી વિવેચના છે, કાવ્યપ્રકાર વિશે કંઈક છે, *વિવેચનકાર્યની તલસ્પર્શી બાબતોની ચર્ચા કરતા લેખો છે* અને ગીત વિશે 'લેખમાળા' કહી શકાય એટલા લેખો છે તથા સંગીતકાર વિશેનો એક લેખ છે. અને ભાંગરો વાટનાર વિદ્વાનોની દયા ખાતો પણ એક લેખ છે. ૩૬૧ પૃષ્ઠોમાં પથરાયેલા ૩૧ વૈવિધ્યસભર લેખો વિશે એક લેખમાં લખવું દુષ્કર છે.

ઘણા મોટા ભાગનું સાહિત્ય કાલગ્રસ્ત થઈ જાય છે ત્યાં વિવેચનની ચિરંજીવિતાની શી આશા-અપેક્ષા રાખવી? સમસામયિક સર્જનો, સર્જકો અને સર્જનભૂમિકાની મુખ્યત્વે ચર્ચા કરતું વિવેચન તરત કાળનો કોળિયો બની જાય છે. આમ છતાં, વિવેચકે પોતાની પ્રવૃત્તિ માંડી હોય છે ખૂબ હોંશથી અને, તત્કાલ, એ પ્રભાવક પણ લાગે છે. બ. ક. ઠાકોર અગેયતાની અહાલેક પોકારવા મેદાન પડ્યા હતા તે રીતે લાભશંકર કોઈ ગૃહીતને ખલતે બાંધીને નથી નીકળી પડ્યા. પણ એમના ખલતામાં મેથ્યુ આર્નલ્ડ, એલિયટ અને આનન્દવર્ધન સાથે બેસી શકે છે, ઉમાશંકરની અને કાન્તની કાવ્યકૃતિઓ એમાંથી નીકળે છે અને ગીતનું ગુંજન તો એમાંથી સતત સંભળાતું જ રહે છે. બ.ક.ઠા. સામે ભલે ને મોરચો નથી માંડતા, પણ એમની પ્રીતિ ગેયતા તરફ ઢળતી લાગે છે. લાભુભાઈ પોતે સારા વાગ્ગેયકાર છે.

'વિવેચન : સંજ્ઞા, સંકેતો અને સીમાઓ' નામક પોતાના સુદીર્ઘ, પૂરા શાસ્ત્રીય અને એટલા જ રસાળ લેખમાં શ્રી લાભશંકરે વિવેચનના પ્રકારો દર્શાવ્યા છે. તેમને અનુલક્ષીને કહી શકાય કે એમનું વિવેચન બહુધા વર્ણનથી આરંભાઈ ક્યારે આસ્વાદમાં અને તેમાંથી અર્થઘટનમાં સરી પડે છે તે ખબર નથી પડતી એટલો સહજ એમનો વિવેચનવ્યાપાર છે. આનું ઉત્તમ ઉદાહરણ 'ઉમાશંકરની પ્રથમ : અંતિમ કવિતા / કેટલાંક રસપ્રદ નિરીક્ષણો' છે. " 'પોસ્ટ ઑફિસ'માંથી પુનઃ પુનઃ પસાર થતાં" – ધૂમકેતુની સુપ્રસિદ્ધ વાર્તા 'પોસ્ટ ઑફિસ' પરનો લેખ આ વિવેચનાક્રમ બદલી, આસ્વાદ → વર્ણન → અર્થઘટન એ ક્રમ લે છે. ધૂમકેતુની એ વાર્તાની વાસ્તવિકતાની પકડ કિશોર લાભશંકરને કેવી તો નાગચૂડમાં લે છે! એ આખો લેખ કાવ્યમય છે.

એક યા અન્ય રીતે ગીત વિશે પ્રત્યક્ષ કે પરોક્ષ નિરૂપણ કરતા સાત લેખો આ પુસ્તકમાં નોખા તરી આવે છે. શ્રી રામનારાયણ વિ. પાઠકે 'બૃહત્ પિંગળ'માં દેશી ઢાળોના પદબંધની ચર્ચા કરી છે. ગીત વિશેની આટલી લંબાણભરી અને આટલી ઊંડાણભરી છણાવટ, કદાચ, શ્રી લાભુભાઈ જ પ્રથમ કરે છે. એનું એક મુખ્ય કારણ એ છે – ગીત એમને વારસામાં સાંપડ્યું છે, એમના લોહી સાથે એકરૂપ થઈ ગયું છે, એમના કંઠમાં બેઠું છે અને હૃદયમાં મહાલી રહ્યું છે. ભારતમાં સંગીતની એક વિશિષ્ટ પરંપરા ઊભી કરનાર અને પોષનાર પુષ્ટિમાર્ગીય સંપ્રદાયનું સંગીત એમને ગળથૂથીમાં મળ્યું છે. સુધારાના વેગમાં તણાઈ એમણે એ સંપ્રદાય સાથેનો સંપર્ક તજી નથી દીધો, બલકે, એમનો એ સંપર્ક પૂરેપૂરો જીવંત, ચેતનાસભર છે. કૃષ્ણશંકર શાસ્ત્રી, મોરારી બાપુ, રમેશભાઈ ઓઝા જેવા ખ્યાતનામ કથાકારો સાથે લાભુભાઈને નિકટનો સંબંધ છે, અને કથા ગીત વગર થતી નથી. પરંતુ, એમની ગાનપ્રિયતા સંપ્રદાયને સીમાડે અટકી ઊભી નથી રહી જતી. એ સીમાડાને ભેદી, દુહાઓમાં, સોરઠી ગીતકથાઓમાં, સૌરાષ્ટ્રના સુગમ સંગીતમાં, 'પ્રભાવક સંગીતાચાર્ય આદિત્યરામજી'ની સંગીતસાધનામાં, અને આજના અનેક કવિઓની વિપુલ ગીતસૃષ્ટિમાં મુક્ત પંખીની સાહજિકતાથી વિહાર કરે છે, અનેકાનેક ગીતફલોને ચૂગે છે, અને વાચકને ગળે તે ગીતની તરજ, તેનું લયવિધાન, તેનું શબ્દમાધુર્ય, તેનો લહેકો ઉતારી, તેમાં આવતા 'રે', 'કે', 'લોલ' જેવા શબ્દપૂરકોનું અર્થવૈવિધ્ય, તેના સ્વરવ્યંજનની વિશેષતા ઇત્યાદિ અનેક બાબતો પર આપણું લક્ષ દોરી, વાચકને માટે એ ગીતની શબ્દશક્તિ અને સ્વરશક્તિને પ્રત્યક્ષ, ના, પ્રતિકર્ણ, બનાવી આપે છે.

પરંતુ એક પ્રશ્ન ઉઠે છે : કોઈ નવી છટા દાખવતું, નવી લયકારીવાળું, બોલીના, સ્લૅંગના કે અંગ્રેજી શબ્દો પ્રયોજતું ગીત નાવીન્યસભર હોઈ શકે, પણ કેવળ એ નાવીન્યને કારણે એ સાહિત્યકૃતિ બની શકે ખરું? આ પ્રશ્ન સમગ્ર ગીતસૃષ્ટિને લાગુ પડે છે : લગ્નગીતોની, મરસિયાની, ફટાણાંની, ભક્તિગીતોની, કથાગીતોની વગેરે. ગીતોની મુલવણી ગીત તરીકે થાય એ એક બાબત છે, અને સાહિત્ય તરીકે થાય તે અલગ બાબત છે. કવિ ન્હાનાલાલનાં 'વિરાટનો હિંડોળો', 'એક જ્વાલા જલે', 'અમરતને અંજલિમાં નહીં ઝીલું રે...', 'મારાં નયણાંની આળસ રે' વગેરે ગીતોમાંનું સાહિત્યિક તત્ત્વ ઉચ્ચ પ્રકારનું છે ત્યારે, 'મારા નામમાં છે બે બેકાનામાં છોકરમત છે. મીરાં, નરસિંહ, સૂરદાસ આદિનાં ગીતો કેવળ એમાંના ભક્તિભાવને આધારે નથી ટકી રહ્યાં; ઉચ્ચાવચ કાવ્યતત્ત્વને આધારે ટકી રહ્યાં છે. અર્વાચીન ગીતોની માંડણી કરતાં, એમાંના કાવ્યતત્ત્વનો નિર્દેશ લાભશંકરભાઈએ કર્યો હોત તો, એ ગીતોનું સાહિત્યિક મૂલ્ય દષ્ટિગોચર થાત. બધાં ગીતો એ કસોટીએ પાર ઉતારવાનું કામ સરળ નથી તેમ જરૂરી પણ નથી, પરંતુ નમૂના લેખે એકાદબે ગીતોનું મૂલ્યાંકન એમાંના કાવ્યતત્ત્વને અનુલક્ષીને થયું હોત તો, ગીત વિશેના લાભશંકરી લેખોનું મૂલ્ય વધી જાત. વળી, ગીતતત્ત્વનો આવો જાણકાર ગીતોમાંના કાવ્યતત્ત્વને, કે એના અભાવને, ચીંધે ત્યારે, એ ગીતકારને પણ ફરિયાદનું કારણ ન રહે.

ગીતો વિશેના લેખો પરથી જે સ્વાભાવિક લાગે છે અને જેને કેટલીક સાહિત્યકૃતિઓનાં વિવેચનો પુષ્ટ કરે છે તે એક નોંધપાત્ર બાબત એ છે કે શ્રી લાભુભાઈ શબ્દના અર્થને એના ધ્વનિ મારફત પકડે છે. '૧૩-૭ની લોકલના કાવ્યવિશેષો' અને 'મારી અનુભવકથાની ગદ્યઘટના' એ બે લેખો લાભશંકર વિશેના આ વિધાનનું સમર્થન કરે છે. સુન્દરમ્‌ના આ અદ્ભુત કાવ્યનું મર્મગામી પૃથક્કરણ આ લેખમાં છે; આવતીજતી ગાડીનાં, ભાતીગળ, અને ભાતીગળ રીતે પ્રવેશતાં, મુસાફરોનાં, પ્લૅટફૉર્મનાં, સાંધાવાળાનાં એમ અનેક ચિત્રોથી અંકિત આ કાવ્યની વિશેષતા દર્શાવતાં લાભુભાઈએ લખ્યું છે : "વિચાર કે ઊર્મિના ભારણ વગર પરિસ્થિતિને ચિત્રાત્મક રીતે શબ્દાયિત કરવાના આ ઉપક્રમમાં..." આ વાક્યમાં પણ ઝોક 'શબ્દાયિત' પર છે.

'મારી અનુભવકથા' વિશેના લેખમાં પણ 'આરોહ-અવરોહના લયતરંગોથી પ્રભાવિત થતી, તો ક્યાંક નાકની દાંડીએ સીધો મારગ પકડતી કથનરીતિ' તરફ લાભશંકરનું ધ્યાન બરાબર જાય છે. ક્રિયાપદ

વગરનાં વાક્યો, ટૂંકાં ને સરળ વાક્યોના કાકુની વેધકતા, કથનોમાં ઝિલાતો વાગ્લય, 'ગત્યાત્મક' અને 'સાક્ષાત્કારક' ચિત્રાંકન પ્રત્યે પોતાનો તર્જનીનિર્દેશ કરતાં શ્રી લાભુભાઈ આ સર્વ વાગ્વૈભવ માણવાની મુખ્ય શરત આંકી કહે છે – 'જો આખાયે ફકરાને વાંચતી વખતે, કથ્યવાર્તાની ઉચ્ચારભંગિ સમેત સાં.....ભ...ળી... શકીએ તો.' શબ્દના નાદ ઉપર કેટલો ભાર લાભશંકર મૂકે છે? ધ્વનિનિષ્પત્તિમાં આ ધ્વનિ- આંદોલનો અને એના સંકેતાર્થો તથા સૂચકાર્થો (connotations અને denotations) કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે? શબ્દના અવયવરૂપ સ્વરોની હ્રસ્વતાદીર્ઘતા, વ્યંજનોનું કઠોરપણું, માર્દવ કે સંગીતમયતા, શબ્દસમૂહોની લંબાઈટૂંકાઈની આગવી વિલક્ષણતા, શબ્દચોસલાં સામસામે મંડાવાથી ગઠાતું સંતુલન, વાક્છટા, કાકુઓ, વર્ણસગાઈ, પ્રાસ, ગીતમાંના સંધિની લંબાઈ, પુનરુક્તિઓ, 'રે' 'કે' જેવા સ્થાનપૂરકોની વિશેષતા : કશું જ લાભુભાઈની ચકોર નજરથી, વા, સરવા કાનથી, છટકી જતું નથી.

જે સરળતાથી એ વાચકને – કે શ્રોતાને – ધૂમકેતુની 'પોસ્ટ ઑફિસ'ના વાતાવરણમાં લઈ જાય છે એ જ સરળતાથી એ વાચકને 'વિવેચન : સંજ્ઞા, સંકેતો અને સીમાઓ'ના નિબિડ અરણ્યમાંથી દોરે છે; અને એ જ સાહજિકતાથી મેથ્યુ આર્નલ્ડ અને એલિયટના કવિતાવિચારમાં નિમજ્જન કરાવે છે.

પુસ્તકના પૂંઠા પરના પચ્ચીસ ચોરસમાં ક્યાંય સ્ત્રીઓ માથામાં ખોસે છે તે ચીપિયા જેવું, અંગ્રેજી અક્ષર યુના આકારનું, વૈષ્ણવી તિલક નથી, પરંતુ લાભુભાઈના આ એકત્રીસ લેખોમાં અભિમાનનો અભાવ, નિંદાનો ત્યાગ અને ક્રોધરહિતતા એ વૈષ્ણવ ગુણો પૂરા વ્યાપ્ત છે. સિતાંશુ યશશ્ચન્દ્રની કૃતિ 'જટાયુ' અને રિચર્ડ બાકની જગપ્રસિદ્ધ કૃતિ 'જોનાથન લિવિંગસ્ટન સીગલ' વચ્ચેના સામ્યનાં અનેક દૃષ્ટાન્તો આપતા લાભશંકર પુરોહિત પુણ્યપ્રકોપ નથી પ્રગટ કરતા, નથી પોતે કોઈ ચોરીની શોધ કરી હોય તેવો મનોભાવ દાખવતા કે નથી સિતાંશુ પર સાહિત્યચોરીનું આળ ઓઢાડતા. એ જ રીતે પુસ્તકનો અંતિમ લેખ 'ભૃંગરાજવટી યાને ગ્રંથ ગરબડ'માં વિવિધ પંડિતોએ અનુવાદોમાં, સંપાદનોમાં, અર્થઘટનોમાં જે ભાંગરા વાટ્યા છે તેના ઉલ્લેખો પર નુક્તેચીની કરીને જ એ અટકી ગયા છે. તે જ રીતે કાન્તના એક કાવ્ય 'આપણી રાત'ના અર્થઘટનમાં કાન્તના મિત્ર બ. ક. ઠાકોરના અને કાન્તભક્ત સમા ભૃગુરાય અંજારિયાના અર્થઘટનથી પોતે શા માટે જુદા પડે છે તેની પૂરી તપસીલ આપતાં છતાં ક્યાંય એ બે વિવેચકોની કે એમનાં એ કાવ્યનાં અર્થઘટનોની ભર્ત્સના નથી.

પ્રા. લાભશંકરના ભાષાકર્મનો અભ્યાસ લાભદાયી નીવડે એવો છે. 'આત્મપ્રત્યયપરક', 'રુચિ-સંસ્કારથી સ્પૃષ્ટ', 'ઉચ્ચીકૃત નીતિશાસ્ત્ર', " 'સાધના', કર્મના પ્રક્રિયાવિભાવો અને 'શ્રદ્ધા'નો અવસ્થાવિભાવ' 'કવિ'ના વ્યક્તિવિભાવને સંલગ્ન છે એ ધ્યાનાર્હ રહે", અલંકારવિચ્છિત્તિ 'અસંલક્ષ્યક્રમ ચૈતસિક પ્રક્રિયા' જેવા ભારેખમ શબ્દો કે શબ્દપ્રયોગોની સાથે, 'ઠામૂકું', 'ભારઝલી', 'કેડી', 'દેખા દેતા', 'અબખે પડી', 'ઊંચી બેસણી' જેવા તળપદા પ્રયોગો પણ છે.

આ બધા લેખોમાંનું સામાન્ય લક્ષણ છે લાભુભાઈની ઊંડી અધ્યયનનિષ્ઠા. એમનું અવગાહન સંસ્કૃત ગ્રંથોમાં છે તેટલું જ પાશ્ચાત્ય – અંગ્રેજી – ગ્રંથોમાં છે. લેખના આરંભમાં જણાવ્યા મુજબ એ ક્યાંય છબછબિયાં નથી કરતા, ઊંડું અવગાહન કરે છે. 'આપણી રાત'નું વિશ્લેષણ હોય, '૧૩-૭ની લોકલ'ના સૌન્દર્યનું પ્રકટીકરણ હોય, 'જટાયુ' અને 'જોનાથન સીગલ'માંનું સામ્યશોધન હોય, મધ્યકાલીન-અર્વાચીન ગીતની ભાવછટાઓનું દર્શન હોય, સાહિત્ય-તત્ત્વની મીમાંસા હોય, પાંડિત્યનો ભાર વહેવાનો દેખાડો કર્યા વિના – કેટલુંક સંસ્કૃતપ્રાચુર્ય અપવાદ ગણીએ તો – પોતાની વિચારસૃષ્ટિ સાથે વાચકના ચિત્તનું લગ્ન કરી આપવાના કાર્યના શ્રી લાભશંકર સફળ પુરોહિત રહ્યા છે.

['ફલશ્રુતિ' : લાભશંકર પુરોહિત, સંવાદ પ્રકાશન, વડોદરા, માર્ચ ૧૯૯૮, મૂલ્ય રૂ. ૨૦૦]

❑

પ્રીતિ સેનગુપ્તા

## એક બગડો ત્રણ મીંડાં

શું વિચારો છો? હજી નક્કી નથી કર્યું? તમારી જિંદગીની જે 'મોટામાં મોટી' રાત હશે, એ ક્યાં ગાળવી, તે વિષે નિર્ણય નથી કર્યો કશો? અને કેટલો ઓછો સમય બાકી રહ્યો છે, એ તો જુઓ.

૧૯૯૯ના ડિસેમ્બરની એકત્રીસમી માટે આવા પ્રશ્નો બાર મહિના પહેલાંથી જાહેરાતોમાં પૂછાવા માંડેલા. વર્ષની છેલ્લી રાત આમેય વિશેષ આયોજન માગી લેતી હોય, ને ત્યાં આ તો વળી આખા એક સૈકાની છેલ્લામાં છેલ્લી રાત. અનન્ય અને અદ્વિતીય. એક સદીનો અંત, અને નવી જ સદીનો આરંભ જીવતે જીવત 'જોવા' મળે, એ ઘટના જ અસાધારણ ગણાય. કાળનું અતિ-વિશિષ્ટ આવર્તન. એના સાક્ષી થવાનો અસાધારણ વારો આપણને મળ્યો છે, એ બાબત પશ્ચિમના દેશોમાં મહિનાઓથી ગાજી ગાજીને કહેવાઈ રહી છે.

પશ્ચિમમાં છે જ એવું. થોડાં વર્ષ પહેલાં, કોલમ્બસના 'નવા વિશ્વ'માં પહોંચ્યાના પાંચસોમા વર્ષની ઉજવણી અંગે કેટલાંયે આગળથી ઢોલ-નગારાં વાગવા લાગેલાં. ત્યારે વિચારકો ને આયોજકોના ઉત્સાહનો પાર ન હતો, પણ જેમ જેમ ૧૯૯૨નું વર્ષ પાસે આવવા માંડ્યું તેમ તેમ કોલમ્બસ દ્વારા 'શોધાયા' પછી એ વિશ્વને થયેલી વિવિધ પ્રકારની હાનિની ચર્ચાઓ તરફ ઝોક વધતો ગયો; ને છેવટે, 'હીરો' – સાહસી વીર-પુરુષ – ગણાવાને બદલે એ ક્રૂર વ્યક્તિ સાબિત થયા.

અત્યારે તો બે હજારની સાલને વધાવવાની અનેક રીતો જાહેર થઈ રહી છે, પણ એ દિવસ–કે રાત – પાસે આવતાં શું થશે? આટલા મહિનાઓ, આટલો બધો ઉત્સાહ વહન કર્યાનો થાક લાગી જવાનો કે? અત્યારે તો એટલા મોટા પાયા પર આયોજનો તથા સૂચનો જાહેર થઈ રહ્યાં છે કે દંગ થઈ જવાય. "આપણે બધાં હજાર વર્ષથી જેની રાહ જોતાં આવ્યાં છીએ તે ઘડી આખરે આવી પહોંચી છે." અને "જિંદગીની મોટામાં મોટી મહેફિલ માટે તત્કાળ આરક્ષણ કરો. હવે દસ જ લાખ ટિકિટો બાકી છે!"

સમયની શરૂઆત ક્યાંથી થઈ, એ વિષે અત્યાર સુધી એકમત રહ્યો છે. એ જ કૅલેન્ડર દુનિયા આખી પાળતી આવી છે. પણ આ નવી-નક્કોર શતાબ્દીનું આગમન થવાનું છે પ્રશાંત મહાસાગરમાંના કિરિબાતી નામના નાનકડા દ્વીપ-દેશમાંથી. આંતરરાષ્ટ્રીય તારીખ રેખાથી પૂર્વમાં સૌથી પહેલો એ આવે છે. આ સ્થાન માટેની સ્પર્ધા આમ તો બીજી ઘણી જગ્યાઓમાં થતી આવેલી છે: "દુનિયાનું પ્રભાત આ ટાપુમાં થાય છે", કે "નવો દિવસ ફિજી દેશમાંથી નીકળે છે" વગેરે, પણ લાગે છે કે 'મિલેનિયમ મેડનેસ' – સહસ્રવર્ષીય ઉત્તેજના–ના જુવાળમાં કિરિબાતી મોખરે ધસી આવ્યો છે. તો ફિજી માટે તમે મોડાં પડ્યાં છો. ત્યાં હવે એક પણ હોટેલમાં એક પણ રૂમ ખાલી નથી રહ્યો!

એમ તો પ્રશાંતમાંનો ટોન્ગા ટાપુ પણ આખો 'વેચાઈ' ગયો છે – આરક્ષિત થઈ ચૂક્યો છે; અને ઑસ્ટ્રેલિયાનું સિડની શહેર ૮૫થી ૯૦ ટકા 'વેચાઈ' ચૂક્યું છે. ત્યાંના બંદરને કિનારે તેમ જ અખાતમાંની હોડીઓમાં થઈને કુલ અગિયારેક લાખ લોકો ત્યાં હાજર રહેવાના. ચોવીસ કલાક જાતજાતનું સંગીત વાગતું રહેવાનું. સાથે સાથે લોકો નાચતા ને ઝૂમતા રહેવાના. રાતના બાર વાગ્યાની ઘડીઓ ગણાવાની, અને છેલ્લી ઘડી થાય ના થાય ત્યાં અખાત પરના ઊંચા સરસ પુલ પરથી, અપૂર્વ-ભવ્ય આતશબાજી શરૂ થવાની. કહેવાય છે કે એ ચોવીસ કલાક ચાલુ રહેવાની.

દુનિયાની કઈ મુખ્ય જગ્યાઓએ યોજનાપૂર્વકના

મહોત્સવો થવાના એ વિષે અનુમાનોની કેટલીયે યાદી થઈ હશે. દા.ત. પ્રશાંત મહાસાગરમાંના અમુક દ્વીપ-દેશો તારીખ-રેખને અડીને રહેલા છે એ વાત ખરી, પણ બે-હજારના વર્ષનો સૌથી પ્રથમ સૂર્યોદય જોવા પામવાનું ન્યૂઝીલૅન્ડનું ગિસ્બૉર્ન ગામ, જ્યાં પાંત્રીસ હજારથી વધુ લોકો ભેગા થવાની વકી છે. ઇઝરાયલની અદ્વિતીય ધાર્મિક તથા ઐતિહાસિક અગત્યથી આકર્ષાઈને અઢી લાખ જેટલાં પ્રવાસીઓ ત્યાં જઈ ચડવાનાં છે. યુરોપનાં શહેરોમાંનાં અમુકમાં તો આનાથી ઘણા મોટા આંકડામાં લોકો ઊમટવાના – જેમ કે, સુંદર વિયેનામાં છ લાખ, બર્લિનમાં દસ લાખ; ને નામદાર પોપના સ્થાનક એવા રોમમાં, બે-હજારના આખા વર્ષ દરમ્યાન બે કરોડ યાત્રાળુ જઈ ચડવાનાં.

પૅરિસનો વિશ્વ-વિખ્યાત એફેલ ટાવર વીસ હજાર બત્તીઓનો શણગાર ધારણ કરવાનો; એડિનબરો શહેરમાં આખું અઠવાડિયું ગીત-સંગીત, ખાણી-પીણી અને બીજી પ્રથાગત સ્કૉટિશ પ્રવૃત્તિઓ ચાલતી રહેવાની, અને લંડનનાં પેય-ગૃહોને સળંગ છત્રીસ કલાક ખુલ્લાં રહેવાની છૂટ આપવામાં આવી છે. ઇંગ્લંડનું ગ્રીનિચ ગામ, કે પહેલાં જ્યાંથી સમય મપાતો, ત્યાં એક અબજ ડૉલરના ખર્ચે ખાસ એક સહસ્રવર્ષીય પ્રદર્શન – 'ડોમ' બાંધવામાં આવ્યો છે. 'એ રાતે' તો એની અંદર દસ હજાર આમંત્રિતો માટેની એક 'પ્રાઇવેટ' મિજબાની થવાની, પણ નવી સદીના પહેલા દિવસથી જાહેર જનતા માટે એ 'ડોમ' ખુલ્લો મુકાવાનો.

બ્રાઝિલના રિઓ દ જનેરો શહેરના કોપાકબાના સાગરકિનારા પર તો દરરોજ મેદની ભરાતી હોય છે. ગયા વર્ષે, એ છેલ્લી રાતે, પચીસેક લાખ જણ ત્યાં ભેગાં થયેલાં. આ વર્ષે તો એથીયે વધારે જણ જવાનાં, ને 'સામ્બા' સંગીતના તાલમાં આખી રાત નાચવાનાં, એની ખાતરી છે. આટલું ગાંડપણ તો દુનિયાનું બીજું કોઈ શહેર નહીં જોવાનું – એ પણ એટલું જ નક્કી.

ન્યૂયૉર્ક શહેર, કે જ્યાં પ્રત્યેક દિવસ આગવો, અને પ્રત્યેક રાત્રી ઉત્તેજક હોય છે, ત્યાં સતત ચોવીસ કલાક ઉત્સવ ચાલુ રહેવાનો, અને ઓછામાં ઓછા દસેક લાખ આગંતુકો તો એમાં ભાગ લેવા ઊમટવાના જ.

આ સિવાય શું બીજાં સ્થાન નથી? કેમ નહીં? મધરાતે પિરામિડની સન્નિધિમાં મિજબાની થવાની. અરે, તાજમહાલની શુભ્ર ઉપસ્થિતિમાં પણ એક બહુરંગી આનંદોત્સવ યોજાયો છે. કદાચ એનો લાભ પશ્ચિમી પ્રવાસીઓ લેવાના, કારણ કે પ્રવેશમૂલ્ય એ પ્રમાણેનું જ હશે. કોઈ બોલિવિયાનાં ગાઢ જંગલોમાં જવાનાં, તો કોઈ કિલિમાન્જારો પર્વત ચઢવાનાં. હજાર વર્ષનું પત્તું ફરતું જોવા માટે જ્યાં પણ જશે ત્યાં લોકોએ ખૂબ પૈસા ખરચવા પડશે, કારણ કે એ મધરાતના નામ પર ભાવ ૭૫ %થી ૩૦૦ % જેટલા વધારી દેવામાં આવ્યા છે – સફરોના, હોટેલોના રૂમોના, ઘણી રેસ્ટોરાંમાં જમવાના.

જોકે કેવળ પૈસાનો આ સવાલ નથી. અનેક ધનાઢ્ય, તેમ જ પ્રખ્યાત, વ્યક્તિઓ આમાંની – કે આવી કોઈ જગ્યાએ જવા નથી ઇચ્છતી. એ બધાં ભીડથી, અને ઉત્સાહિત થવા માટેના કશા પણ દબાણથી, દૂર રહેવા ઇચ્છે છે. તેથી જ, જેમનામાં થોડું ગાંડપણ, ને થોડી મૂર્ખામી, હશે તે બધાં જ આવા સામૂહિક ઉત્સવોમાં જોડાવાનાં. જેમના જીવનમાં કશું ખૂટતું હશે તે બધાં એ મેળવવા મથશે, જેમની પાસે પૂરતું હશે તે બધાં કશી નવીનતા ઉમેરવા પ્રયત્ન કરશે.

બે-હજારની સાલ માટે ભારતની પ્રજામાં આવું ચાંચલ્ય કદાચ ના પણ પ્રસરે, કારણ કે 'નવું વર્ષ શરૂ થાય એ પહેલાંની સાંજ' અંગેનો અભિગમ આપણે માટે હંમેશાં પારકો રહેલો છે. વળી, આપણા સમય-પત્રક, એટલે કે કેલેન્ડર, પ્રમાણે આવતું વર્ષ બે હજારનું છે જ ક્યાં? હિન્દુઓ અને જૈનો માટે એ ૨૦૫૬ની સાલ થશે, યહૂદીઓ માટે ૫૭૬૦નું વર્ષ થશે, મુસ્લિમો માટે રમઝાનની વચમાં એ ૧૪૨૦ની તવારીખ હશે. આ ઉપરાંત, બીજાં ધર્મો અમે જાતિઓનાં પોતપોતાનાં જુદાં કેલેન્ડર હશે જ જેમ કે કેરળમાં એ વર્ષ ૧૧૭૫મું ગણાશે, અને તમિળ પ્રજા માટે એ ૧૯૨૧મું હશે.

આ સિવાય, શું એ વાત સાચી કે ભારતીય

સરકારે પહેલી જાન્યુઆરીની જાહેર રજા નાબૂદ કરાવેલી? "એ આપણો તહેવાર નથી" એમ દલીલ કરીને? શું બાવીસ વર્ષ થયાં એ વાતને? કે પછી વાંચવામાં આવેલો હેવાલ ખોટો છે?

અલબત્ત, ભારતમાં વર્ષાંતનો ઉત્સવ ઊજવનારાં લાખો લોકો છે, પણ કરોડો જણ માટે એ કોઈ ખાસ પ્રસંગ નથી, એ વાસ્તવિક હકીકત છે. પણ એ શક્ય છે કે આપણે ત્યાંના પંડિતો બે-હજારમા વર્ષમાંના પ્રવેશ અંગે ભય-જનક આગાહીઓ કરી રહ્યા હોય – "અમુક ગ્રહો અમુક સંસ્થિતિમાં આવશે, ને અમુક સંસ્થાનોમાં ધ્વંસ થશે," ઇત્યાદિ.

મારી પોતાની પરિસ્થિતિ જરા કફોડી બની હતી – જોકે તે થોડા સમય માટે જ. હું પશ્ચિમમાં વસું છું, અને અનવરત પ્રવાસ-રત હોઉં છું. મેં પણ વિચારેલું કે શું કરું? ગમતી ઘણી જગ્યાઓ છે – ત્યાં ક્યાંક ફરીથી જાઉં? કે કોઈ સાવ નવી જ જગ્યાએ જાઉં? કારણ કે જેવું વિચાર્યું કે હૃદયને ઊંડે સુધી આનંદ થાય તે જગ્યાએ જવું જોઈએ – તેવો જ ખ્યાલ આવી ગયો કે એ કઈ જગ્યા. હા, ત્યાં જ જઈશ હું. ત્યાં જ સંપૂર્ણ તૃપ્તિ થશે મને.

એ જગ્યા તે ઘર. અને ઘર એટલે એક જ જગ્યા – ભારત.

હવે આવવા દો ને નવા વર્ષને. અરે, હું તો બે-હજાર ને એક માટે પણ ચતુર-તત્પર છું.

❑

### આંખનાં તૂટ્યાં ઘેન

*આંખનાં તૂટ્યાં ઘેન રે સૈયર,*
*હોઠનાં તૂટ્યાં વેણ !*
*નીંદર જેવો દરિયો,*
*એમાં શમણાં જેવાં નીર !*
*પાંપણ ઉપર કોઈએ*
*મારી મૂઠ કે નાખ્યા વીર !*
*દરિયો ડો'ળી કેમ રે ગોતું*
*નદીઓ કેરાં વ્હેણ ?*
*સાવ રે લીલી ઓકળીઓ, ને*
*પગલી પાડે કોણ ?*
*કોણ તે પૂછે કોણ ને કહેશે*
*કોણની વાતો કોણ ?*
*કોણ આ તોરણ બાંધતું*
*માની ટોડલા મારાં નેણ ?*
*એકલાં હોવું, જીવતાં હોવું,*
*કોણ કોનો પર્યાય ?*
*છાંયમાં છૂપ્યું ઝાડ કે છૂપી*
*ઝાડની ઓથે છાંય ?*
*કોઈ કશું ક્યાં કહેતું,*
*ક્યારે તૂટશે, મિતવા, મેણ ?*

**રમેશ જોષી**

### ગઝલ

*નદીને ઝાંઝવાં સમજી તડપવામાં મજા આવી*
*જગતને વ્હેમ સમજી નિજને છળવામાં મજા આવી*

*તમે અમૃત પીધું એનો નથી અફસોસ થોડોયે*
*અમોને ઝેર ચાખીને પરખવામાં મજા આવી*

*તમે દોડીને સીધા સ્થાન પર દોડી ગયાં, કિન્તુ*
*અમોને ડગલે ને પગલે અટકવામાં મજા આવી*

*તમે મઝધારે ડૂબીને રતન અણમોલ લઈ આવ્યાં*
*અમોને છીછરા પાણીથી રમવામાં મજા આવી*

*પરમ આનંદના ગ્રંથો ઉકેલ્યા છે જમાનાએ*
*અમોને વેદનાના ગ્રંથ ભણવામાં મજા આવી*

*ઘણાંએ નિજનું ધન બીજાંઓને અર્પણ કરી દીધું*
*ઘણાંને ધન બીજાઓનું હડપવામાં મજા આવી*

*ફક્ત પુષ્પોએ કોમળતા અને સુરભિ કર્યાં અર્પણ*
*પરન્તુ કંટકોને તો ખટકવામાં મજા આવી*

*હતા જે સન્ત, માનવની કરી સેવા હરખ પામ્યા*
*હતા જે દુષ્ટ, બીજાને કનડવામાં મજા આવી*

*'ગઝાલા', આગને શીતળ, બરફને ઉષ્ણ હું કહું છું*
*સમજની આવી નાદાની સમજવામાં મજા આવી*

**મરિયમ ગઝાલા**

# સર્જકતાની સાખ : 'છાતીમાં બારસાખ'

નીતિન વડગામા

"શબ સરખા શબ્દને જીવતો કરી, સર્વકાલીનતા બક્ષે તે સર્જક..." એવી સમજ ધરાવતા ને સાચા સર્જક પાસેની અપેક્ષા વ્યક્ત કરતા કવિ શ્રી રમેશ પારેખ, સર્જકતાની સંજીવનીથી શબ્દને સજીવ કરતા ને એ શબ્દને સર્વકાલીનતા બક્ષતા આપણી ભાષાના સમર્થ કવિ છે. 'ક્યાં'થી આરંભીને અદ્ય પર્યન્ત સર્જાતી રહેતી કવિની કવિતામાંથી એ વાતની સબળ સાહેદી સાંપડે છે. તાજેતરમાં પ્રકાશિત 'છાતીમાં બારસાખ' સંગ્રહનાં કાવ્યો પણ આ વાતને સહજ સમર્થન પૂરું પાડે છે. પ્રસ્તુત સંગ્રહ અંતર્ગત કવિની કલમ ગીત, ગઝલ અને અછાંદસ કાવ્યપ્રકારમાં સમાંતરે ગતિ કરે છે, અભિવ્યક્તિના નિરાળા ઉન્મેષો પ્રકટાવે છે ને સહૃદયને સંતર્પક અનુભવ કરાવે છે.

સંગ્રહના આરંભમાં વીસેક જેટલી અછાંદસ તેમ જ કટાવ, વનવેલી કે મનહરની ચાલમાં ગતિ કરતી રચનાઓ છે. 'રૂપ કેટલાં!' કાવ્યમાં કવિ મનની વિવિધ વિશિષ્ટ ગતિવિધિનું ચિત્ર આંકે છે ને મનની લીલા કેવી અપરંપાર છે એનો આછો આલેખ આપે છે. સરરરતી ખિસકોલી કે લપલપતી લોમડી; પથ્થરિયું મૌન કે પંખીનો ટહુકો; ભીતરથી દડદડતી નદીઓ કે દુર્વાસાનો શાપ; ચૈતરની ચાંદની કે રૂંવે રૂંવે ફૂટતા નહોર; ડુબાડતો દરિયો કે તારતી હોડી જેવાં પરસ્પર- વિરોધી રૂપોમાં રમમાણ મનનાં રહસ્યોને ઉદ્‌ઘાટિત કરીને કવિ, મનની અકળ એવી રૂપલીલાના વિસ્તારને પણ ચીંધે છે.

*એવી તે કેવી તું દુનિયા કે*
*તારામાં ક્ષણેક્ષણે નવ્ય ઋતુ આવે?*
*રૂપ તારાં, ગણતાં ગણાય નહીં એટલાં,*
*ઓ મન! તારું એક રૂપ ધરે રૂપ કેટલાં...* (પૃ. ૩)

હયાતીનો દાટ વાળતા ને 'ખૂબીદાર', ખંધા ને ખૂંખાર' એવા ઉંદરોની ચેષ્ટાને કવિ, પ્રતીકાત્મક સ્તરે નિરૂપે છે 'ઉંદરો...' શીર્ષકના કાવ્યમાં, તો 'જનેતાની જેમ લોહીને બચીઓ ભરતી' સિતારનાં તાર, તૂંબું, ખૂંટીઓ કે નખલી જેવાં અંગોની તેમ જ એમાંથી નીપજતા હૃદયસ્પર્શી સ્વરોની સર્જનાત્મક ઓળખ કવિ 'સિતાર'માં આપે છે. કેટલાંક 'અનાજકાવ્યો'ને મિષે કવિ રમેશ પારેખ, કવિની સમાંતરે કૃષિકારનું 'મહિમાગાન' કરે છે. 'આપણે ઉભય છીએ સર્જકો વિશ્વની બે મહાસત્તા : કૃષિકાર અને કવિ : આપણે તો ભગવાનની અવેજીમાં ધરાને /ધારનાર શક્તિ છીએ' એમ કહીને, કૃષિકારને પણ કવિના સમાનધર્માનો દરજ્જો આપતા કવિ, અનાજ ઉપરાંત ઘઉં, બાજરી ને મકાઈને નિમિત્તે કવિ અને કૃષિકારની મૂલ્યવત્તા સ્વીકારે છે, તો અંતે જતાં કણનું મણમાં રૂપાંતર કરીને સારીયે સૃષ્ટિને સંતૃપ્ત કરતા ધરતીપુત્રનું જે રીતે શોષણ થઈ રહ્યું છે એને પણ ઉઘાડું પાડે છે–

*અનાજ ઉગાડતો ઉગાડતો ખેડૂત*
*આજ અન્ય માટે ખાવાની જણસ બની ગયો છે!*
(પૃ. ૧૫)

તો વળી, જે નથી છાપામાં છપાતું કે નથી તો રેડિયોમાં સંભળાતું એવા વિષમ સત્યની, મુખર બનીને પણ, કવિ ઉદ્‌ઘોષણ કરે છે : 'પેલા હાટવાળાઓ ને પેલા ખાટવાળાઓ / કાવતરું કરી કરી / ખેડૂતના ઉપજાઉ હાથને / વાઢી વાઢીને પોતાના જ પટારાઓ ભરે છે.' (પૃ. ૧૫).

'ઝવેરચંદ મેઘાણીને ઉદ્‌બોધન' અને 'સત્યજિત્ રાયને...' જેવાં વ્યક્તિવિશેષને લક્ષતાં કાવ્યો પણ સર્જનાત્મક ઉન્મેષો પ્રગટાવે છે. ઘનીભૂત અંધકારથી ભર્યાભર્યા વાતાવરણમાં 'ઘીના દીવા જેમ' પ્રગટેલા મેઘાણીની મહત્તાને પૂરેપૂરી પિછાણતા આ કવિ, ઘરના અંધકારને ઉલેચતા ને આંગણાને પણ ઉજાળતા 'દેહલીદીપ'ના રૂપક દ્વારા, મેઘાણીનો સમુચિત મહિમા કરી જાણે છે.

*તિમિરકાળમાં તમે દેહલીદીપ બનીને*
*ઘર અંદર ને બહાર મલકમાં*
*કાંઈ તેજનાં નમણાં નમણાં ગીત રેલાવ્યાં..*
(પૃ. ૩૦)

'કેટલાક મિત્રોનાં ચિત્રો – દૂસરા સપ્તક' અંતર્ગત કવિએ ચિનુ મોદી, મનોહર ત્રિવેદી, છેલભાઈ વ્યાસ, અનિલ ખંભાયતા, હરિશ્ચંદ્ર જોશી, લાભશંકર ઠાકર તથા રઘુવીર ચૌધરી જેવા સાતેક સર્જક-સહૃદય મિત્રોનાં શબ્દચિત્રો દોર્યાં છે, જે પ્રત્યેક મિત્રની વિલક્ષણતાને સુપેરે પ્રગટ કરી આપે છે. અછાંદસ વિભાગના અંતે કેટલાંક લઘુકાવ્યો મુકાયાં છે, જેમાં ક્યાંક ચમત્કૃતિ છે, ને ક્યાંક માર્મિક પ્રહારો પણ. અલબત્ત, 'હે ખાદીધારી/ તું / મહાત્મા ગાંધીની / હરતી ફરતી કબર છે' કે 'માતાના દૂધ પર / ISIનો માર્કો હોતો નથી' જેવાં સૂત્રાત્મક લઘુકાવ્યો, જેટલાં અવતરણક્ષમ બને છે, તેટલાં કાવ્યક્ષમ ભાગ્યે જ પુરવાર થઈ શકે છે.

સંગ્રહના મધ્ય ભાગમાં મુકાયેલી-ચૌદેક ગઝલો, રમેશના ગઝલકર્મનો પર્યાપ્ત પરિચય આપી રહે છે. ગીતની સમાંતરે ગઝલમાં પણ સાતત્યપૂર્ણ અને સાફલ્યપૂર્ણ રીતે આ કવિની કલમની ગતિ થતી રહી છે, એ પ્રતીતિને અહીં પણ સહજ સમર્થન મળે છે. કવિની અગાઉની ગઝલોની માફક પ્રસ્તુત સંગ્રહની ગઝલો અંતર્ગત પણ ગઝલિયત અને શે'રિયતનો તેમ જ તગઝ્ઝુલ અને તસવ્વુફનો સુંદર સમન્વય થયેલો માલૂમ પડે છે. ગઝલમાં અપેક્ષિત એવી પ્રણયમુગ્ધતા અને રંગદર્શિતાને આ કવિની કેટલીક ગઝલો મૂર્ત રૂપ બક્ષે છે.

*પ્રેમની ઊઘડે કળી તે બે જણાની હોય છે,*
*તેની જે ખુશ્બૂ વહે છે તે બધાની હોય છે.*

પ્રેમ વિશેની કવિની આવી આગવી સમજ અહીં કેવું સહજ-સરળ શબ્દરૂપ ધરે છે! બે વ્યક્તિને મિષે થતું પ્રેમનું પ્રાગટ્ય, પછીથી સમસ્ત માનવજાતને તરબતર કરી દે છે ને એમ, વ્યક્તિથી સમષ્ટિ સુધી પ્રેમની ગતિ થતી રહે છે એનું અહીં, કેવું તો સરળ બાનીમાં પણ માર્મિક ઉદ્‌ઘાટન થયું છે

પ્રેમની પ્રસન્નકર અનુભૂતિની સાથે કેટલીક વાર આ ગઝલોમાં વિષાદમય પરિસ્થિતિનું અને મનઃસ્થિતિનું આલેખન પણ થતું રહ્યું છે. પ્રણયભંગની પીડા કે વિયોગજન્ય વ્યથાને પણ અહીં વાચા મળી છે. પ્રિયજનથી છૂટા-વિખૂટા પડેલા પ્રિયપાત્રની વિરહદશા કેવી તો વ્યથાવિદારક હોય, હૃદયસ્થ પાત્રનાં સ્મરણ અને એના પ્રેમપત્રોના શબ્દોથી કેવી દુરસ્સહ સ્થિતિ સર્જાય એને કવિ આ રીતે આલેખે છે–

*તારી યાદો સૂરજ પુષ્કળ*
*મારાં અશ્રુ ઊનાં મૃગજળ*
*વાંચું તારો જૂનો કાગળ*
*ત્યાં તો ઘરમાં ઝરણાં ખળખળ* (પૃ. ૪૯)

પ્રસ્તુત સંગ્રહનું શીર્ષક જ પ્રચ્છન્ન પીડાનો સંકેત આપે છે, ને શીર્ષકમાં પ્રયુક્ત એ પીડાજન્ય શબ્દોને પ્રયોજીને કવિ, આ મતલબનો શે'ર કહે છે તેમાંથી પણ એ કારમી પીડાના સગડ સાંપડે છે.

*છાતીમાં બારસાખ મૂકી તાકીએ છીએ,*
*સૂની સડક, ને કોઈનું ઘરમાં ન આવવું.*
(પૃ. ૫૦)

ગઝલની તાસીરને અનુરૂપ એવી બોલચાલની ભાષા અખત્યાર કરીને કવિ, મોટા ભાગની ગઝલોમાં સદ્ય પ્રત્યાયન સાધે છે. કવિની આવી પ્રત્યાયનક્ષમતાનો પરિચય સહૃદયને ઠેરઠેર થયા કરે છે. જોકે ગઝલની નાડના પારખુ આ સિદ્ધહસ્ત કવિ પણ ક્યારેક–

*'હાથ ફેલાવીને તું બોલાવજે*
*હોઠ મલકાવીને તું બોલાવજે'* (પૃ. ૪૮)

જેવો સભારંજનમાં સફળ નીવડતો શે'ર સંભળાવે છે ત્યારે સરેરાશ ભાવકની બેસુમાર દાદ મળે છે. પરંતુ ઊંચા કવિ પાસે કવિત્વની ઊંચી અપેક્ષાઓ લઈને ગયેલા સહૃદયને રાવ કરવાનું બહાનું પણ જડે છે. અલબત્ત, આવાં ઠામ-ઠેકાણાં બહુ જ ઓછાં એ પણ એટલું જ સાચું.

આ ગઝલોમાં તગઝ્ઝુલના રંગની સાથે અનેક સ્થળે તસવ્વુફનો ચિંતનઘેરો રંગ પણ ઉમેરાય છે ને એમ, વૈયક્તિક સંવેદનાની સાથોસાથ વ્યક્ત થયેલી વૈશ્વિક સંવેદના, રમેશ પારેખની ચિંતનલક્ષી કવિમુદ્રા ઉપસાવે છે. જીવન અન જગત વિશેનું કે માનવનિયતિ અને માનવપ્રકૃતિ વિશેનું કવિનું ચિંતન-દર્શન, કવિના કથયિતવ્યનો વ્યાપક સ્તરે વિસ્તાર સાધે છે. આપણને સૌને રૂડી રૂપાળી તસવીરની ચર્ચા કરવાનું ને એને

આવકારવા-સત્કારવાનું ગમે છે, પરંતુ આપણાથી મનુષ્યની જીવંત ચેતનાનો ધબકાર સાંભળવાની તસદી લેવાનું ભાગ્યે જ બને છે. આ વિષમતાને કવિ, વક્રવાણીમાં અને બોલચાલના લયલહેકા સાથે સહજ રીતે વ્યક્ત કરે છે–

*લોક તસવીરની કરે ચર્ચા*
*કોણ કરતું મનુષ્યની દરકાર?* (પૃ. ૪૬)

અહીં, અસ્તિત્વવિષયક અનુભૂતિઓ પણ પ્રસંગોપાત્ત ગઝલના શિલ્પમાં ઢળે છે. એક બાજુ યાંત્રિકતા અને કૃત્રિમતાથી ભર્યુંભર્યું માનવજીવન અને સમાજજીવન છે, તો બીજી બાજુ, એનો સામનો કરતો અને અસ્તિત્વપરક પ્રશ્નોનો મુકાબલો કરતો માણસ છે. આવા ક્ષીણકાય અને ભીતરથી ભાંગતા જતા માણસની મનોવેદના પણ કવિની ગઝલનો વિષય બને છે. બેએક શે'ર જુઓ :

*ખૂટી જવાનો છું હું નક્કી*
*સમય મને પીવે છે પળપળ* (પૃ. ૪૯)

*

*મલોખાંની જેવું જ જીવતર, રમેશ*
*અમે પગલે પગલે બટકીએ છીએ* (પૃ. ૫૩)

અલબત્ત, કવિને અભિમત એવી અસ્તિત્વને ટકાવી રાખતી પ્રતીતિપૂર્વકની શ્રદ્ધા આશાવાદી સૂર પણ પ્રગટાવે છે. માનવ્યમાંની કવિની અક્ષુણ્ણ આસ્થા જ તો એમની પાસેથી આવો મર્મસ્પર્શી મત્લા અપાવે છે–

*એકલો છે યાને સોએ સો ટકા એ શુદ્ધ છે*
*આ પરિસ્થિતિમાં અહીં હરએક માણસ બુદ્ધ છે*
(પૃ. ૫૪)

સરળ ભાષામાં પણ નિગૂઢ અને વ્યાપક ચિંતન-દર્શનની અભિવ્યક્તિ સાધતા અનેક શે'ર રમેશ પારેખની ગઝલોમાંથી સહજસુલભ બને છે. ભૂખ્યા પેટે ભજન ન થઈ શકે એ મતલબની માન્યતા, વાણીના કશા જ આડંબર વિના રમેશની કલમે કેવું સ્પર્શક્ષમ રૂપ ધરે છે!

*હો ખાલી પેટ એટલે નાસ્તિક લોક હોય*
*જે તૃપ્ત હોય તેમને માટે નમાજ હોય*
(પૃ. ૫૧)

રમેશનાં ગીતોમાં તો ઝાડ-પાન સમેતનો સારોયે પ્રાકૃતિક પરિવેશ અનેકશઃ અભિવ્યક્ત થાય છે જ, પરંતુ "ઝાડ તો મારો જ બીજો જન્મ છે" એમ કહીને, ઝાડ સાથેનો મજ્જાગત સંબંધ સ્વીકારતા આ કવિ, 'વૃક્ષસંવનન' શીર્ષકની ગઝલ પણ લખે છે. રોમેરોમમાં વ્યાપ્ત એવું વૃક્ષ સાથેનું તાદાત્મ્ય, કવિ પાસે લખાવે છે–

*નેત્રથી સજ્જડ હું આલિંગન કરું*
*ઝાડને હું શ્વાસપૂર્વક ભોગવું*

*

*ઝાડના ફણગાઓ ફૂટે છે મને*
*અસ્થિમાં જંગલ પ્રસરતું સાંભળું* (પૃ. ૪૫)

ગીતકવિ તરીકે સિદ્ધહસ્ત રમેશ પારેખે ગીત-ગઝલનાં અનેક પ્રયોગો અગાઉ કર્યા છે. આ પ્રકારનું કવિનું પ્રયોગાત્મક વલણ અહીં પણ મોજૂદ છે. પ્રલંબ લયમાં વહેતી ગીત-ગઝલસદૃશ એવી 'તો શ્રીલંકાના સૂબાને શું?' રદીફની રચના કે પછી 'પ્રતીક્ષા' શીર્ષકની ગીતગંધી ગઝલમાંથી આ વાતને સહજ સમર્થન મળી શકશે. 'તો શ્રીલંકાના સૂબાને શું?'માંનો પ્રશ્નાર્થક લહેકો, વ્યવહારભાષાનો કે બોલચાલનો પ્રયોગ તેમ આકર્ષક લયનિયોજન પ્રસ્તુત રચનાને વિશેષ આકર્ષક અને પ્રભાવક બનાવે છે.

*ન તારી પ્રતીક્ષાનો સૂરજ ઢળે,*
*ઢળે તો શ્રીલંકાના સૂબાને શું?*
*તને ઘેર આવી ન કોઈ મળે,*
*મળે તો શ્રીલંકાના સૂબાને શું?*
(પૃ. ૪૪)

તો 'હિલ્લોળાય' જેવો ગીતમાં વિશેષ સુભગ બનતો શબ્દ, ગઝલના રદીફ તરીકે સ્વીકારીને લખાયેલી 'પ્રતીક્ષા' રચના પણ, સાદ્યંત ગીતના લયહિલ્લોળને અને ગઝલના દૃઢબંધને એક સાથે જાળવે છે.

*આંખ ખોલું ત્યાં ઝાડ હિલ્લોળાય, સપનાંઓમાં પ્હાડ હિલ્લોળાય*
*તેં કહ્યું'તું સાંજરે આવીશ, ત્યારથી હાડેહાડ હિલ્લોળાય* (પૃ. ૫૨)

ગુજરાતી પ્રયોગશીલ ગઝલ, ભાવ-વિચારને વિરોધાવીને કે શે'રિયત પ્રગટાવીને સુંદર પરિણામ નિપજાવે છે એ સર્વવિદિત છે. રમેશની ગઝલોમાં પણ આવું વિલક્ષણ કાવ્યસૌન્દર્ય પ્રસન્નકર અનુભવ કરાવે

છે. જાણ્યેઅજાણ્યે પણ ગઝલ પ્રત્યે સૂગ દાખવનારાઓએ ગઝલમાં પણ કાવ્યપદાર્થ સિદ્ધ થઈ શકે છે એની પ્રતીતિ કરાવતા શે'ર સાંભળવા જેવા છે–

*આ પગથિયાં ક્યાં જશે એ જાણતો નહોતો છતાં*
*બસ, એ માણસ શ્વાસની સીડી ચડ્યો છે ઉમ્રભર* (પૃ. ૪૭)

*

*પુષ્પ એ સૃષ્ટિની ભાવકતાનો દસ્તાવેજ છે*
*એની ઉપર ખુશ્બૂ રૂપે સહી ખુદાની હોય છે*
(પૃ. ૫૫)

આધુનિક સંવિત્તિને અભિવ્યક્ત કરતી વખતે અહીં, 'શ્વાસની સીડી' જેવા દશ્યકલ્પન દ્વારા થયેલું અમૂર્તનું મૂર્તીકરણ તેમ જ 'પુષ્પ એટલે સૃષ્ટિની ભાવકતાનો દસ્તાવેજ' કે 'ખુશ્બૂ એટલે ખુદાની સહી' જેવાં સર્જનાત્મક સમીકરણ કયા સાચા સહૃદયને ન સ્પર્શી શકે?

સંગ્રહના અંતભાગમાં કવિને પ્રિય અને સિદ્ધ એવા ગીતસ્વરૂપની પાંત્રીસેક રચનાઓ ગ્રંથસ્થ થયેલી છે. અછાંદસ અને ગઝલની તુલનાએ, અહીં પણ, સંખ્યા અને સર્જકતા ઉભય દૃષ્ટિએ ગીતો વધુ ઊંચા સ્થાને બિરાજે છે ને ગીતકવિ રમેશ પારેખની સર્જક ચેતનાનો હિસાબ આપે છે. પ્રકૃતિ, પ્રણય કે અધ્યાત્મચિંતનને આ કવિ વારંવાર ગીતનો વર્ણ્ય વિષય બનાવે છે. એમાંયે પ્રકૃતિનાં તત્ત્વો પ્રતિ કવિની કલમ વારેવારે વળે છે. પ્રભાત, પંખી કે ટહુકો, ઝાડ, ઝરણું, જળ, મેઘ, વરસાદ – પૂનમ કે ચાંદો એ બધાંને નિમિત્તે અનેક ગીતો પ્રકૃતિની સમૃદ્ધ સૃષ્ટિને ઝીલે છે. કહીએ કે મનોરમ્ય કલ્પનાથી મંડિત અને ઇન્દ્રિયસંવેદ્ય કલ્પનોથી સમૃદ્ધ એવાં પ્રકૃતિગીતો, પ્રસ્તુત સંગ્રહનું ધ્યાનાર્હ જમા પાસું બની રહે છે.

કવિની સૂક્ષ્મ દૃષ્ટિ નેવેથી દદડતી તડકાની ધાર નિહાળી શકે છે; કવિસંવિદ્ જળની અણી અડતાવેંત રૂંવાડાં બેઠાં થતાં અનુભવે છે; વહેતું ને ગણગણતું ઝરણું જળના સકળ વેદ ભણે છે એને કવિના સાબદા કાન સાંભળી શકે છે; તો ચાંદા થકી તળાવમાં ખખડાવાતી જળની સાંકળનો અવાજ પણ કવિના સરવા કાને પડે છે. કવિની સંવેદનશીલતા પંખીના ટહુકાનો વાદળી સ્વભાવ પારખી શકે છે ને પંખીરૂપી મંદિરમાં ટહુકારૂપે બિરાજતા દેવતાનો સાક્ષાત્કાર પણ કરી શકે છે; તો વળી, કવિચેતના પૂનમના ચાંદાનો ચોમેર વરસતો અનર્ગળ વૈભવ પણ લૂંટી જાણે છે. પ્રકૃતિનાં નાનાવિધ તત્ત્વોમાં પણ આ કવિને, સવાર કે પ્રભાત પ્રત્યે વિશેષ પક્ષપાત કળાય છે. તેથી જ તો અહીં, 'પ્રભાત' અને 'સવાર' શીર્ષકનાં બબ્બે ગીતો એક સાથે માણી શકાય છે. રાત્રિના ઘનીભૂત અંધકારની હળવેથી હકાલપટ્ટી કરીને, આછો ઉજાસ પાથરતા પ્રભાતનો મહિમા વર્ણવતા કવિ, પ્રભાતને મિષે કેવું ઇન્દ્રિયસંવેદ્ય રૂપ રચે છે એ આસ્વાદો–

*કૂણો કૂણો તડકો ભભરાવી પ્રભાત મારી આંખોને જળપણ ચખાડતું*

*

*કેડીએથી, શેરીએથી, ફળિયેથી, ઓરડેથી હળુહળુ*
*રાત હોલવાતી*
*સોનેરી ગંધનું તળાવ બની ગઈ સહેજ સૂરજ*
*અડક્યો કે મારી છાતી*
*જુઓ પ્રભાત તો મનેય ફૂંક મારીને વાંસળીની પેઠે*
*વગાડતું* (પૃ. ૬૪)

કલ્પનનિયોજનને કારણે અને ઇન્દ્રિયવ્યત્યયની લીલાને પરિણામે રમેશની કલમે કેવું મનોહારી પ્રભાત ઊઘડે છે! પ્રકૃતિને લક્ષતાં ગીતોમાં 'જળ જાજરમાન બની જાય', 'પંખી અને ટહુકો', 'આવું હરહંમેશાં થાય' વગેરે ગીતો પણ એટલાં જ આસ્વાદક્ષમ બની શક્યાં છે. 'મેઘ' અને 'આવ્યા!' શીર્ષકનાં ગીતો, કવિની પ્રિય ઋતુ વર્ષાના આહ્લાદનો ઉદ્રેક નિરૂપે છે. એમાંયે 'આવ્યા!' ગીતમાં, રમતિયાળ લાગે એવા લયની લીલાનો કેફ પણ કેવો છે!

*આવ્યા, વરસાદભાઈ આવ્યા...*
*વીજળીના ઝબકારે લખલખતા છાંટાઓ સૂપડે ને*
*સૂંડેસૂંડે લાવ્યા...*
*ડમરી પર બેસી આવેલા વરસાદભાઈ ધૂળમાંથી*
*વીણે છે લૂ*
*પાંદડાંની કરતાલો ખખડાવી ખખડાવી ઝાડવાં*
*ધુણાવે માથું* (પૃ. ૮૫)

ગીતોમાં પ્રકૃતિતત્ત્વની માફક પ્રેમતત્ત્વનું

સૌન્દર્યાન્વિત નિરૂપણ પણ કવિ આબાદ રીતે કરી જાણે છે. 'મીંડાં વીણ્યાં', 'તારું નામ લેવાનું', 'પ્રોષિત-ભર્તૃકાની ઉક્તિ', 'વરસાદોથી બચવાનો...' 'ચમત્કાર', 'ગીત', 'વિરહાગ્નિ' વગેરે રચનાઓમાં પ્રણયભાવનું સુરેખ ચિત્રણ થયું છે. કવિનાં આ કૌતુકરંગી પ્રણયગીતો અંતર્ગત ક્યારેક પ્રણયની મુગ્ધ મૂંઝવણ આલેખાય છે; ક્વચિત્ પ્રણયજીવનની કૃતકૃત્યતા અભિવ્યક્ત થાય છે; તો કેટલીક વાર પ્રણયતલસાટનાં ચિત્તહારી ચિત્રો પણ અંકાય છે. અલબત્ત, એમાં પણ મિલનને પરિણામે અનુભવાતા કૃતાર્થતાના મધુર આનંદની અપેક્ષાએ વિયોગને લીધે જન્મતી પિપાસાયુક્ત ઝંખના વિશેષ ઝિલાય છે. 'પ્રોષિતભર્તૃકાની ઉક્તિ'માં પ્રેમની ઊંડી કરુણાનુભૂતિનું ચિત્રાંકન થાય છે. એકલી અટૂલી એવી વિરહિણી નાયિકા, રાતની વેળાએ કાં તો તારા ગણે ('તારા ગણવાથી રાત પૂરી ન થાય... ર.પા.') અથવા તો વિરહના દહાડા ગણે! પિયુવિરહને કારણે કરુણગર્ભ સ્થિતિનો ભોગ બનતી ને દહાડા ગણવાની ચેષ્ટા કરતી નાયિકાની વ્યથાવિદારક ચિત્તસ્થિતિ કેવું બળૂકું રૂપ ધરે છે એ નિહાળો–

*ગણું છું હવે ૧,૨,૩,૪,૫,૬,૭!*
*ને બાવળને બાથ ભીડી હોય એવી રાત...*

*

*ઘરના અરીસા અવાવરુ થયા એનો કરું હવે કેટલો ઉચાટ?*
*પિયુજી ગયા તે પછી દહાડા ગણતાં આ મારાં*
*અંગોને લાગ્યો છે કાટ!*
*ગણું છું હવે ૧,૨,૩,૪,૫,૬,૭!*
*ને આંખમાંથી ટીપે ટીપે પાડું પરભાત....*(પૃ. ૭૫)

પ્રિયજનના અડાબીડ અભાવની તીવ્રતાનું આવું અનવદ્ય શબ્દશિલ્પ, આપણી કવિતામાં બહુ ઓછું આસ્વાદવા મળે છે. ક્યારેક આ કવિ, પ્રણયભાવને રોમૅન્ટિક રીતિએ પણ આલેખે છે. 'ચુંબન'માં, માછલી અને દરિયાના પ્રતીક દ્વારા, કવિ પ્રણયના કૌતુકમય ભાવોને રમતિયાળ કલ્પનાની સહાયથી શબ્દસ્થ કરે છે. કવિની આવી કૌતુકરાગિતા અને રંગદર્શિતા અન્યત્ર પણ પ્રતીત થતી રહે છે.

પ્રકૃતિ અને પ્રણય ઉપરાંત પ્રસ્તુત સંગ્રહનાં ગીતોમાં અધ્યાત્મભાવનું ઐશ્વર્ય અને ચિંતન-દર્શનનું પ્રાગટ્ય પણ અનુભવાય છે. 'મીરાં સામે પાર'નાં અધ્યાત્મરંગી કાવ્યોનો તંતુ અહીં પણ જળવાય છે. 'હરિનું નામ દઉં શું?', 'અમથું અમથું હેત', 'હરિને જડી', 'લ્યો, જરાક...' જેવાં ગીતો આધ્યાત્મિક ચિંતનના સંસ્પર્શથી રસાયેલાં માલૂમ પડે છે. હરિ મળતાં જ – પરમતત્ત્વની પ્રાપ્તિ થતાં જ – ભારોભાર ધન્યતા અનુભવતી નાયિકાની, રોમેરોમ વ્યાપ્ત કૃતકૃત્યતા કેવી છે?–

*ચૂમું મારા ભાયગને કે ચૂમું હરિને, સૈ*
*ખરી પડેલી ડાળ હું પાછી ઝાડે વળગી ગૈ*

*

*મુંને આંબવા મુજ સોંસરવી હરિ કાઢતા હડી...*
(પૃ. ૯૨)

કેટલાંક કાવ્યોમાં કવિ, સહજ રીતે જ બોધાત્મક સત્ય પણ સારવી દે છે. જીવને, સખણો રહીને જીવવાની સુફિયાણી સલાહ ગીતના માધ્યમ દ્વારા તો રમેશ પારેખ જ આપી શકે! તો વળી, સમાજમાં વ્યાપ્ત સ્થૂળ એવા વૈભવને વખોડીને, ફળિયામાં ચકલીના બેસવામાં કે પછી ઘરમાં કીડીના પેસવામાં, કવિનું રજવાડું પણ આ ભર્યોભાદર્યો કવિ જ રચી શકે!

ગીત, ગઝલ કે અછાંદસમાં વ્યક્ત થયેલી કવિ રમેશ પારેખની અનુભૂતિ આકર્ષક છે, તો કવિની અભિવ્યક્તિ પણ એટલી જ પ્રભાવક છે. ભાવાનુભૂતિનું કાવ્યરૂપ સિદ્ધ કરવા માટે કવિ કલ્પન- પ્રતીક જેવાં અભિવ્યક્તિનાં નવ્ય ઉપકરણો યોજે છે ને એ બધાંને લીધે કવિનું કથયિતવ્ય વિશેષ હૃદ્ય અને ઇન્દ્રિયગમ્ય બની રહે છે. કલ્પનલીલાથી વિભૂષિત પદાવલીને આશ્રયે અનેક અભિનવ ભાવચિત્રો અહીં ઊપસે છે. તો કાવ્યભાષાગત ઉન્મેષોના સંદર્ભમાં પણ પ્રસ્તુત સંગ્રહનાં કાવ્યો સહૃદયના ચિત્તનો કબજો જમાવે છે. કાવ્યભાવને ઉપકારક બનતી અને અસરકારક બનાવતી દ્વિરુક્તિઓ તેમ જ રવાનુકારી શબ્દોની યોજના એ આ કવિની કાવ્યબાનીનો આગવો વિશેષ છે. ખળખળતો, ઝળહળતો, લહલહતો, તગતગતો,

બળબળતો, ગણગણતી, સમસમતી, દડદડતું, સબસબ, ચપચપ, પળપળ, ખરખર, ડબડબ, ટપટપ, ખણખણ, ગજગજ, કટકટ, ખડબચ ખડબચ, ખરડકરડ, ખખડાવી ખખડાવી, અમથું અમથું, હાંફળ ફાંફળ, ખડિંગ ખડિંગ – જેવા સંખ્યાબંધ શબ્દોમાંની દ્વિરુક્તિઓ અને એનું રવાનુકારીપણું કવિના ભાષાકર્મની ખાસિયત બનીને પ્રગટે છે ને સાથોસાથ બોલચાલની સહજતા પણ સિદ્ધ કરે છે. વળી, રમેશની કલમને ટેરવે સોરઠી બોલીનો રણકો ન સંભળાય તો જ નવાઈ ! અહીં પણ ગળચે, ઠોબારું, પ્રાહવો, દોથોએક, સંચોડી, ઢાંઢા, ઢેફાં, માલીપા, ફાંટ, સૂંડલી, દેકારા આદર્યા, ઝીંથરિયું, બુડથલ જેવા સોરઠની તળપ્રદેશની બોલીના કેટલાય શબ્દો હાજરાહજૂર છે !

'છાતીમાં બારસાખ'નાં કાવ્યો આમ કાવ્યક્ષમ સંવેદનાનું વિલક્ષણ વાગ્રૂપ સિદ્ધ કરે છે, ને ભાવસૌન્દર્યને સબળ રીતે વ્યંજિત કરતાં એ કાવ્યોમાંથી સહૃદયને, રમેશની સર્જકતાની બોલકી સાખ પણ સાંપડી રહે છે.

(છાતીમાં બારસાખ : રમેશ પારેખ; ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., મુંબઈ-અમદાવાદ; પ્રથમ આવૃત્તિ : ૧૯૯૮; મૂલ્ય રૂ. ૫૦)



**એક કાવ્ય**

*આપણા ભાગ્યને શું કહેવું રે ભૈ?*
*સમજીએ કે ન સમજીએ જાણે મારો દૈ'*
*હરાયું ઢોર થઈ હડિયો કાઢ્યા કરીએ અહીંતહીં*

*ઘડીમાં ઝાડનો તો ઘડીમાં પાનનો*
*ઘડીમાં પંખીનો તો ઘડીમાં પાંખનો*
*ઘડીમાં નદીનો તો ઘડીમાં નાળાનો*
*કર્યા કરીએ છીએ ઊંધું ઘાલીને અભ્યાસ*
*પણ રહી જાય છે ખુદનો કાઢવો ક્યાસ!*

*પગથિયાં ચઢીએ ને ઊતરીએ*
*ઘંટાનાદ કરીએ ને આશકા-અર્ચન લઈએ*
*ઈશ્વરના કાનમાં જઈ અષ્ટમપષ્ટમ કરીએ*
*પણ છેવટે તો એના ઉત્તર વિના જ રહીએ!*

*ઉઘાડા કાન બંધ...*
*પાછા ગૂંથાઈએ ઝાડ ને પાનમાં*
*પાંખ ને પંખીમાં*
*દરિયા ને દાનમાં*
*આંખોમાં ને ઑફિસમાં*
*ઘરમાં ને ગોરમાં*
*દુકાનમાં ને સુકાનમાં*
*પાકા કોષ્ટકમાં પાછી થઈ રહે છે હરફર*
*છતાંય ઇચ્છીએ તે તો નથી મળતું તલભર*

*બોલો વ્હાલા ઈશ્વરજી!*
*આમ જ અમારે આટાપાટા નિત નિત રમવાજી?*

**પ્રવીણ દરજી**

## એટલે...તું

સ્વપ્નો અને સ્મૃતિઓ વચ્ચે
એક નદી
એ નદી એટલે તું.

પક્ષી અને શિકારીની આંખો વચ્ચે
એક થડકાર
એ થડકાર એટલે તું.

તડકાની કોર અને ઝાકળ વચ્ચે
એક જન્મપત્રી
એ જન્મપત્રી એટલે તું.

નહીં વરસેલા મેઘ અને રણ વચ્ચે
એક ડૂમો
એ ડૂમો એટલે તું.

વિશ્વશાંતિની લાશ અને બૉમ્બ વચ્ચે
એક શિશુ
એ શિશુ એટલે તું.

ડુંગરની એકલતા અને કેડી વચ્ચે
એક પગલું
એ પગલું એટલે તું.

ચોખ્ખુંચણાક ફળિયું અને સળી વચ્ચે
એક ડમરી
એ ડમરી એટલે તું.

થીજેલા શબ્દો અને ભડભડ બળતા
મૌન વચ્ચે
એક અતીત
એ અતીત એટલે તું.
હા, એ...ટ...લે તું...જ.

**ધૂની માંડલિયા**

## વિરતિ

'નીરખ ને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,'
કોણ 'લટકાં કરે બ્રહ્મ પાસે?'
પ્રશ્ન આજે રહ્યા એમના એમ એ,
કોણ લઈ જાય નરસિંહ પાસે?

હાથ કરતાલ બાજે કયા લોકમાં?–
ભક્તિની ભાવધારા ફૂટે ક્યાં?
કોઈ મીરાં મળે તો જરા પૂછજો,
ક્યાં મળે કૃષ્ણ ને મોરપીંછાં?

સાફ ચદરી લઈ આવતા કબીરને
પૂછીએ શ્વેત એ કેમ રહેશે?
શુભ્ર જ્યોત્સ્ના તણા મૂળમાં ડાઘ ત્યાં
ઊજળું શોધવું ક્યાં કબીરા?

ચિત્ત ચૈતન્યની રાસલીલા ઢૂંઢે,
મન મીરાંમાં વસ્યું નૃત્યઠેકે,
હાથ બળતા રહ્યા, દેવ! વૈકુંઠમાં
ભાઈ સાધો સુનો હાલ મારા!

એટલે શબ્દની બારીઓ ખોલવી,
મૂકવા અર્થના બંધ છૂટા;
છંદના સ્પંદનાં ધામને ઢૂંઢવા
ઝૂલણાના રહ્યા સાથ લેવા!

મોકળો શબ્દ છો ને ઝૂલે ઝૂલણે,
શબ્દ લટકાં કરે બ્રહ્મ પાસે;
નિરવધિ શબ્દની ભાવલીલા મહીં
જો મળે જ્ઞાન તો એ સમાધિ.

જ્ઞાન એ કૃષ્ણ છે, એટલું ભાન હો,
જીવ તણો એ જ છે શિવ સદાયે;
એ જ સોહમ્ દીસે, એ જ અંતિમ ગતિ,
સર્વ સંબંધની એ જ વિરતિ.

**જયન્ત પંડ્યા**

## માય ડિયર જયુ

એક આ મોટી બા શિક્ષિકા ન રહ્યાં હોત તો સારું. બીજું તો કંઈ નહિ, વાતવાતમાં એવી ચીકાશ કરે કે માથું ભમી જાય. નાની નાની વાતમાં આજ્ઞા ફેંક્યા કરે : આમ જ કરાય. આમ ન જ કરાય. આ યોગ્ય કહેવાય. આને સંસ્કાર ન કહેવાય. એમાં એ તો અડધા બાયલા જેવા થઈ ગયા છે. ઘરની ઝીણી ઝીણી બાબતે મોટી બાને પૂછીને જ ચાલવાનું. મોટી બા કહે તેમ જ કરવાનું. પછી એવા જ થઈ જાય ને! અમારાં લગ્ન થયાં, પછી શરૂઆતમાં તો મને આવી કચકચ મુદ્દલ ફાવતી નહિ. આવા ગીચ મહોલ્લામાં અને આ બે રૂમના ફ્લૅટમાં આખો દિવસ ગોંધાયેલાં રહીએ; રાત્રે વાળુપાણી કરીને ગાંધી સર્કલ સુધી લટાર મારીએ તો કેવું સારું લાગે! એવી વાતેય એ રોજ મોટી બાની આજ્ઞા માંગે એ મને ગમતું નહિ. પણ હવે તો હુંય અડધીપડધી ટેવાઈ ગઈ છું. પ્રશ્ન ભોટુનો છે.

ભોટુનો પ્રશ્ન નહિ, ભોટુના પ્રશ્નો. પ્રશ્નો જ પ્રશ્નો. પ્રશ્ન ઉપર પ્રશ્ન. પ્રશ્નમાંથી પ્રશ્ન. એ મોટો થતો ગયો તેમ તેમ પ્રશ્નોય મોટા થતા ગયા. મોટા થતા ગયા તેમ લાંબાય થતા ગયા. મને મજા પડતી. આમ મોટી બા, ને પાછાં શિક્ષિકાનો જીવ, તે ભોટુના ઉછેરની, લાલનપાલનની જવાબદારી એમની જ. પાછાં રિટાયર્ડ. ચોવીસે કલાક ભોટુની કાળજી લે. મોટી બાને સંસ્કારનું બહુ અને ભોટુને પ્રશ્નોનું બહુ. મને ક્યારેક ક્યારેક મોટી બાની ચીકાશ બહુ ન ગમે. અને ક્યારેક ક્યારેક ભોટુના પ્રશ્નો નૉનસેન્સ લાગે. હું તો મોટે ભાગે એ બંનેની લમણાઝીંકમાં ધ્યાન જ ન આપું.

પરંતુ આજે તો જાગતાવેંત મને થયેલું : અત્યારે મોટી બા શું કરશે? કેવાં પગલાં ભરશે? એમને તો 'ના' કહેશે કે એ તો મીંદડી જેમ સંકોચાઈને બેસી જવાના. પણ ભોટુ કાંઈ બેસી જાય એવો છે? મોટી બા તો ગઈ કાલથી ધૂંવાપૂંવા છે જ. કારણ કે ગઈ કાલે સ્કૂલેથી આવતાવેંત ભોટુએ પ્રશ્ન કરેલો, "મોટી બા, રાક્ષસ એટલે શું?" અને મોટી બા એકદમ અકળાઈ ઊઠેલાં, "કેમ? રાક્ષસનું તારે શું કામ છે? રાક્ષસ ક્યાંથી ફૂટી નીકળ્યા?"

ભોટુ : "કેમ, વિશ્વામિત્ર ઋષિના યજ્ઞમાં રાક્ષસો ભંગાણ નહોતા કરતા?"

"ઓ...હો!" મોટી બાને રામાયણનો એ પ્રસંગ યાદ આવેલો, "હા. પછી વિશ્વામિત્ર રાજા દશરથ પાસે આવ્યા હતા. યજ્ઞના રક્ષણ માટે અને રાક્ષસોનો સંહાર કરવા માટે રામલક્ષ્મણની માંગણી કરી હતી. રામલક્ષ્મણે બધા રાક્ષસોને મારી નાખ્યા હતા."

ભોટુ : "બધાને નહિ, મોટી બા, અમારાં મંદાબેન તો કહેતાં'તાં કે હજીય રાક્ષસો તો છે જ."

બસ. મોટી બાને આટલો જ વાંધો. આજની શિક્ષિકાને એટલું ભાન નથી કે આમ કહેવાથી બાળકના માનસ પર ખરાબ સંસ્કાર પડે. "હજીય રાક્ષસો છે" એમ કહો એટલે રસ્તે ચાલતાં ચાલતાં બાળક લોકોમાં રાક્ષસને શોધ્યા કરે. એકલું બેઠું બેઠું લેસન કરતું હોય અને કંઈક ખખડાટ થાય તો રાક્ષસ હોવાની બીક લાગે. પછી એના માનસમાં બીકનો છોડ ફૂલીફાલીને ઝાડ થઈ જાય. એના કરતાં, હવે રાક્ષસો નથી એમ કહેવાથી બાળક કેવું નિર્ભય રહે!

હું મોટી બાનું માનસ સમજું. મોટી બા ભોટુના મનની નાનીમોટી શંકાકુશંકા નિર્મૂળ કર્યે જ છૂટકો કરે.

મોટી બા : "મંદા ખોટ્ટાડી છે. હવે રાક્ષસ કેવા? હોય તો દેખાય નહિ?"

ભોટુ : "નહિ નહિ, મોટી બા! મંદાબેન તો કહેતાં'તાં કે રાક્ષસો કાંઈ આપણી જેમ ના રહેતા હોય. એ તો હવામાં રહેતા હોય. હવામાંથી ક્યારે આવી પડે તે કહેવાય નહીં. મંદાબેને એનો અભિનય કરી દેખાડેલો. રાક્ષસની વાત કરતાં કરતાં એ ક્લાસમાંથી બહાર ગયાં. અમે બધાં વિચારમાં પડી ગયાં. ચૂપ થઈ ગયાં. અમારી નજર બારણે ચોંટી રહેલી. ત્યાં તો પાછલું બારણું ધડામ કરતું ખૂલ્યું ને રાડ સંભળાઈ : હાઆઆઉ... અમે જોયું તો મંદાબેનને માથે મોટાં મોટાં શીંગડાં. મોં ફાડેલું. લાંબા લાંબા દાંત બહાર નીકળી ગયેલા. મોટા મોટા ડોળા ફાડેલા. આખો ક્લાસ બી ગયો. બધાં થરથર ધ્રૂજવાં લાગ્યાં. રિન્કી તો ચીસ પાડી ગઈ ને મોટે મોટેથી રડવા માંડી. અને કહ્યું, મોટી બા!... વિશાલ છે ને? વિશાલ....એ મારી બાજુમાં બેઠેલો.... એની ચડ્ડી....!"

કહેતાં કહેતાં ભોટુ હસી પડ્યો. પણ મોટી બાનો ચહેરો પથ્થર જેવો જડ કડક રહ્યો. એમની પહોળી આંખો ભોટુ પર ચોંટી રહી. એમાં નહોતી કોઈ મજાક, નહોતી કોઈ બીક. મને તો એ વખતે મોટી બા ધરતીકંપ પહેલાંના પર્વત જેવાં લાગેલાં, ને આંખો જ્વાળામુખીના મોં જેવી, એમાંથી ક્રોધનો લાવા ક્યારે ભભૂકી ઊઠે એ કહેવાય નહિ.

મને મંદાબેન કે ભોટુ કરતાં મોટી બાની દયા આવી.

મોટી બા આમ ને આમ નાની નાની વાતે ક્રોધે ભરાતાં રહેશે તો બી.પી. કે એવું કંઈક થઈ જતાં વાર નહિ લાગે.

પણ મોટી બા જેનું નામ. ભોટુના માનસ પર ખરાબ સંસ્કાર પડે એ મોટી બા જરાય સાંખી ન લે. એ તો તરત ઊભાં થયાં. ભોટુને કહે, "તું કપડાં બદલ. હું આવું છું." મને કહે, "હું જરા સ્કૂલે જતી આવું" ને ઝટપટ દાદર ઊતરી ગયેલાં. મને થયું, સ્કૂલમાં રજા પડી ગઈ છે પછી કોણ હશે? પણ પછી થયું, આ સ્કૂલમાં મોટી બાએ આખી જિંદગી નોકરી કરી છે એટલે એ એની એબીસી જાણતાં જ હોય ને ? છોકરાં જાય પછી શિક્ષકશિક્ષિકાઓ કદાચ બેસતાં હોય, વાતો કરતાં હોય, કે નાસ્તાનો બીજો રાઉન્ડ લેતાં હોય એની મોટી બાને ખબર હોય ને ? અને સ્કૂલ ક્યાં છેટે છે, મહોલ્લાના નાકે તો છે!

મોટી બા ગયાં. ભોટુ કપડાં બદલીને બેઝમેન્ટમાં રમવા દોડી ગયો. થોડી વાર થઈ કે એ આવ્યા. થોડી વાર થઈ કે મોટી બા આવ્યાં. આમ તો દસપંદર દિવસે સ્કૂલે ચક્કર લગાવે જ. ભોટુની ફી ભરવાની હોય, કે કંઈ ભલામણ કરવાની હોય – એ બધું પતાવતાં આવે. અને એમની પોતાની સ્કૂલે આંટો લગાવ્યાનો સંતોષ લેતાં આવે, પણ ત્યારે એમનો ચહેરો વધુ તંગ થયેલો લાગ્યો. આવીને એમની સામે બેસતાંક ને બોલી ઊઠેલાં.'

"આપણે ભોટુની સ્કૂલ બદલી નાખવી છે."

મોટી બાનું આ વાક્ય સાંભળીને મને ધ્રાસકો પડેલો. હું સમજી ગયેલી કે રાક્ષસની વાતે મોટી બાને કાંઈ સમાધાન થયું લાગતું નથી. એમને તો વાતનું બૅકગ્રાઉન્ડ હતું નહિ. અને મોટી બા સામે પ્રશ્ન કરવાની ટેવ નહિ. એ તો કબૂતરની આંખે મોટી બા સામું જોઈ રહેલા. મેં કહ્યું, "કેમ, મોટી બા, મંદાકિનીબેનને તમારી વાત ગળે ન ઊતરી?"

મોટી બા : "મંદાએ તો ઊલટું મારું ગળું પકડ્યું. એ તો કહેવા માંડી, બધે રાક્ષસો જ છે ને ?.... છોકરાંવને બધી સમજણ આપવી જોઈએ. કહેતી'તી કે 'હવે જમાનો બદલાઈ ગયો છે. છોકરાંવને સારીનરસી બધી બાબતે તૈયાર કરવાં જોઈએ." મોટી બા માથું ધુણાવીને આગળ બોલ્યાં, "એવી એ એની વાતોથી જ મારું તો માથું ભમી ગયું. ત્યાં વળી એણે નવી વાત કરી; કાલે સવારે સ્કૂલમાં સભા રાખવાની છે. આપણા મહોલ્લાના કૉર્પોરેટરોને બોલાવ્યા છે. સૌ ભેગા થઈને મહોલ્લાના પ્રશ્નોના ખુલાસા માંગવાના છે... અલ્યા, સ્કૂલમાં આવાં તરકટ! શું જમાનો આવ્યો છે!"

હવે એ બોલ્યા, "સભા નહિ, મોટી બા, ઘેરાવ કરવાના છે અને સાથોસાથ ધરણાં. હું આવ્યો ત્યારે નવનીતભાઈએ વાત કરી. આખા મહોલ્લાએ – બાળકોબુઢ્ઢાં સૌએ સવારમાં સરઘસ આકારે નીકળીને નારા લગાવતાં સ્કૂલે પહોંચવાનું છે. ફરજિયાત હાજરી આપવાની છે. ભોટુએ કહ્યું નથી કે એને કાલે સવારની સ્કૂલ છે?"

હું : "એ તોઆવ્યો કે તરત રાક્ષસની વાત કરી, એમાં આ કહેતાં ભૂલી ગયો હશે!"

મોટી બા : "પણ સ્કૂલમાં? સ્કૂલમાં આવું રખાય? બાળકો પર કેવા સંસ્કાર પડે! ઘેરાવ ને ધરણાં ને નારાબાજી ને ગાળાગાળી એ કાંઈ સંસ્કાર છે?"

એ : "તો લોકો શું કરે? કૉર્પોરેટરો તો ચૂંટણી વખતે આપણે ત્યાં આવે છે, પછી દેખાતાય નથી. મહોલ્લાની ગંદકી, ગંદું પાણી, લાઇટના ધાંધિયા, રસ્તા બધું જેમનું તેમ પડ્યું હોય છે. કોઈ એકલદોકલ જઈને ફરિયાદ કરે તો એક કાને સાંભળીને બીજે કાને કાઢી નાખતા હોય છે. પછી લોકો બીજો કયો રસ્તો લે?"

મોટી બા થોડી વાર ચૂપ રહ્યાં. પછી અમારી બંને સામે વારાફરતી નજર ફેરવીને બોલ્યાં, "એ જે હોય તે. સ્કૂલમાં આમ ન થવું જોઈએ. કાલે ભોટુને મોકલવો નથી. અને તારેય જવાનું નથી. ભોટુને તો સવારમાં જવાની આદત નથી એટલે યાદ નહિ આવે. અને તમે યાદ કરાવશોય નહિ."

મોટી બાની આજ્ઞા થઈ કે અમારી વચ્ચે સ્મશાનશાંતિ થઈ ગયેલી. વળી કંઈક ચર્ચા થાય અને મોટી બા કોઈક બીજાં નિયમનો લાદે એવા વિચારે હું કાંઈ બોલેલી નહિ. બહુ થાય તો, મોટી બા તો અહીં રહેવું નથી એમ કહી દે એવાં છે! ભોટુને પણ ઘણી વાર સુધી નીચે જ રમવા દીધેલો. જમ્યાં, લટાર મારવા ગયાં, સૂતાં, ત્યાં સુધી લગભગ બધું ચૂપચાપ જ ચાલ્યું. દરમિયાન હું વારંવાર મોટી બાના ચહેરા સામું જોયા કરતી. જીવનમાં પહેલી વાર હાર ખાધી હોય એમ એ નંખાઈ ગયેલાં લાગતાં હતાં.

અત્યારે, સવારમાં ઊઠતાવેંત મને થયું કે આખી રાતના વિચારો પછી મોટી બાના નિર્ણયમાં કાંઈ ફેરફાર થયો હશે? પણ, મોટી બા તો શાંતિથી પૂજામાં બેઠાં હતાં. ભોટુ જાગ્યો અને જાગતાવેંત બોલ્યો, "અત્યારે આપણે બધાંએ અમારી સ્કૂલે જવાનું છે એ ખબર છે ને? મંદાબેને અમને ખાસ કહ્યું છે – વાલીઓને લઈને હાજર થવાનું, ફરજિયાત."

અને મોટી બા પૂજા પડતી મેલીને ઊભાં થયાં. "આપણે જવાનું નથી." ભોટુને કહે, "તારેય જવાનું નથી. જેને જવું હોય એ જાય."

ભોટુ : "કેમ, મોટી બા? મંદાબેને તો ફરજિયાત આવવાનું કહ્યું છે તેનું શું?"

મોટી બા : "ભલે કહ્યું હોય. આપણે એવી પ્રવૃત્તિઓમાં ભાગ નથી લેવાનો."

ભોટુ : "કેવી પ્રવૃત્તિ ? મહોલ્લાના સૌએ એકઠા થવાનું છે ને ?"

મોટી બા : "ભલે થાય."

ત્યાં ડૉરબેલ વાગ્યો. એ તો છાપામાં મોં નાખીને બેઠા હતા. એમણે ઊઠીને બારણું ખોલ્યું. બારણામાં નવનીતભાઈ અને એમનાં મિસિસ, વરઘોડામાં જવાનાં હોય એમ, હસતા ચહેરે ઊભાં હતાં.

"નીકળો છો ને ?" નવનીતભાઈ બોલ્યા, "પેલી પાથી બધાં નીકળ્યાં છે એટલે સરઘસ ચાલ્યું છે. અહીં આવે કે જોડાઈ જઈએ."

"હાં, હાં, બે મિનિટમાં જ આવીએ." જવાબ આપીને એમણે બારણું બંધ કર્યું, અને મોટી બા સામું જોયું. ભોટુ એ બંનેને વારાફરતી જોઈ રહ્યો..

ફ્લૅટનાં પગથિયાં પર ધડબડાટી થઈ રહી. બહાર રોડ પરથી શોરબકોર સંભળાવા માંડ્યો. થોડે દૂરથી નારાઓ લગાવતા હોય એવા અવાજો આવવા લાગ્યા. અમે ચારે મૂંગાં હતાં. મોટી બાએ ઊભાં થઈને રોડ તરફની બારી બંધ કરી દીધી. એમણે ફરી છાપામાં મોં ઘાલી દીધું. હું કિચનમાં આવી. ભોટુ એમ જ બેસી રહ્યો. બારી બંધ હોવા છતાં નીચેથી ટોળું પસાર થયું ત્યારે જોરજોરથી નારાઓ સંભળાયા. ભોટુ કુતૂહલથી એ સાંભળી રહ્યો. મોટી બાએ એ જોયું કે તરત બોલ્યાં, "ભોટુ, ચાલ, લેસન કરીએ."

ભોટુ : "કેમ ? પપ્પાએ તો નવનીત અંકલને કહ્યું ને, બે મિનિટમાં આવીએ છીએ ?"

મોટી બા : "ભલે કહ્યું. આપણે જવાનું નથી. આપણે આપણું કામ કરવાનું. રોજે અત્યારે તું લેસન કરે છે ને ? આપણે આપણા ધરમ સંભાળવા..."

ભોટુ : "પણ, મોટી બા, બધાં તો..."

મોટી બા : "એ તો રાક્ષસો છે બધાં. આપણે કાંઈ એમના જેવાં થવાય ?"

હવે ભોટુને બીજો પ્રશ્ન ઉદ્‌ભવ્યો, "તમે કાલે તો કહેતાં'તાં ને, કે હવે રાક્ષસો નથી ?"

મોટી બા : "એ રાક્ષસોની વાત નથી. તને એ નહિ સમજાય. તારે એ સમજવાનું પણ નથી. તું તારું લેસન કર."

ત્યાં, ભોટુ ઊભો થાય તે પહેલાં ધડામ કરતો એક ધડાકો થયો, રસ્તા તરફની બારીમાંથી કાચ તોડીને એક પથરો મોટી બા અને ભોટુની ઉપરથી સીધો બંધ બારણાને અથડાયો. બધાં હેબતાઈ ગયાં. એક તરફ કાચના ટુકડા વેરણછેરણ તગતગતા હતા અને બીજી તરફ પથરો લાદી પર દદડતો હતો. એ દોડ્યા, બારી ખોલીને નીચે જોયું, મોં અંદર ફેરવીને બોલ્યા, 'નીચે તો કોઈ નથી !"

ભોટુ એ સાંભળી રહ્યો.

એક મિનિટ પછી ભોટુએ મોટી બા સામું જોઈને પ્રશ્ન કર્યો, "મોટી બા ! રાક્ષસે તો ઘા નહિ કર્યો હોય ને ? મંદાબેન નહોતાં કહેતાં, રાક્ષસો હવામાંથી આવે ?!"

મોટી બા એકટસ ભોટુ સામે જોઈ રહ્યાં. મને ચિંતા થઈ, મોટી બાનું બી.પી...*

---

* તાજેતરમાં પ્રકાશિત થનાર વાર્તાસંગ્રહ 'જીવ'માંની એક વાર્તા.

❑

## સાભાર સ્વીકાર

પુનિત પ્રકાશક પ્રતિષ્ઠાન (સંત 'પુનિત' માર્ગ, મણિનગર, અમદાવાદ-૩૮૦ ૦૦૮)નાં

**સંસ્કારની સરવાણી** : સંપાઃ સંત 'પુનિત', 'પુનિતપદરેણુ', કિં. રૂ. ૪૦. **નરસૈંયો ભક્ત હરિનો** : સંપા. 'પુનિતપદરેણુ' કિં. નથી. **મનોવૈજ્ઞાનિક માર્ગદર્શન**: લેખક સતીશચંદ્ર પ્ર. દેસાઈ, કિં. રૂ. ૨૫. **રચયિતા 'તુલસી' રામાયણના**: સંપા. 'પુનિતપદરેણુ'. કિં. નથી. **ગીતામૃતઃ** સંપા, 'પુનિતપદરેણુ', કિં. રૂ. ૪૦. **કલ્યાણકુંજઃ** લે. 'શિવ', અનુવાદન – 'પુનિતપદરેણુ', કિં. રૂ. ૧૭. **દક્ષિણનાં તીર્થો**: લે. તારાચન્દ્ર પો. અડાલજા, કિં. રૂ. ૨૦. **વડલાનો વિસામો**: લે. સંત 'પુનિત', કિં. રૂ. ૧૫. **સંત તુકારામ**: સંપાદકઃ 'પુનિતપદરેણુ' કિં. નથી **હરિના લાડીલા (ભાગ ૭)** : સંપાદકઃ 'પુનિતપદરેણુ', કિં. રૂ. ૪૦. **સંસ્કારની સરવાણી ભાગ ૨** : સંપાદકોઃ 'પુનિતપદરેણુ', સંત 'પુનિત', કિં. રૂ. ૪૦. **અમૃતકુંભ**: સંપા. પુનિતપદરેણુ, કિં. રૂ. ૪૦. **અત્તરનાં પૂમડાં**: સંપા., કિં. ઉપર મુજબ. **કથાની સરવાણી**: સંપા, કિંમત ઉપર મુજબ. **આયખાની અસ્કયામત**: સંપા; કિંમત ઉપર મુજબ. **અંતરનાં અજવાળાં**: સંપાઃ કિંમત; ઉપર મુજબ. **કામધેનુ** : સંપા; કિંમત ઉપર મુજબ. **મનડાની મિલકત**: લે. સુરેશ દલાલ, સંપા. 'પુનિતપદરેણુ, કિં. ઉપર મુજબ.

# પ્રેરણા અને શુભેચ્છાના તીર્થ – સ્વ. અમૃતલાલ યાજ્ઞિક*

**નીલમ પરીખ**

"નીલમ, તમે જવાબદારી પાર પાડી શકશો? તમારે માટે અભ્યાસ વધુ મહત્ત્વનો છે. આ બધી બાહ્ય પ્રવૃત્તિઓ પછી–"

રૂઇયા કૉલેજમાં સાહિત્યમંડળનાં સેક્રેટરી તરીકે ચૂંટાયા પછી યાજ્ઞિકભાઈને લાયબ્રેરીમાં મળવા ગઈ ત્યારે એમના સૌપ્રથમ ઉપર્યુક્ત ઉદ્ગારો હતા. યાજ્ઞિકભાઈ અમારા પડોશી (અમારે માટે યાજ્ઞિક-સાહેબ કરતાં યાજ્ઞિકભાઈ વિશેષ હતા) તેથીય વિશેષ હિતચિંતક. અમારા પરિવારની પરિસ્થિતિ અને મુશ્કેલીથી પૂરા વાકેફ. અવારનવાર અમારી મૂંઝવણોમાં માર્ગદર્શક બનતા. એટલે એમણે સહજ ચિંતાથી અને વિશેષ તો મારી જવાબદારી પાર પાડવામાં જો ઊણી ઊતરું તો કૉલેજની પ્રતિભા ખંડિત થાય એ એમને મંજૂર નહોતું.

પછી તો અવારનવાર સાહિત્યમંડળના કામ અંગે એમને મળવાનું થતું ત્યારે સમજાતું ગયું કે સેક્રેટરી તરીકે ચૂંટાવું સહેલું છે, પણ પછીથી એની જવાબદારી પાર પાડવામાં કેટલી વીસે સો થાય છે!

મંડળનાં કેટલાં બધાં કામો – તેનો વિચાર કરવાનો – પ્રશ્નોનો સામનો કરવાનો, ઉકેલ માટે સારી એવી મથામણ અને મૂંઝવણ થતી. મારા સહસેક્રેટરી શ્રી પ્રવીણ જોષીનો ત્યારે તરવરાટ ભારે એમનું ધ્યાન-રસ નાટક – અભિનય તરફ વિશેષ. વર્ગોમાંથી ગુટલી મારવી એમને સહજ. પણ હું તો એમ કરતાં ગભરાઉં. યાજ્ઞિકભાઈની ચકોર નજર આ બધું પકડી પાડે અને પછી ઘરમાં જાણ કરી દે તો મારું આવી જ બને! યાજ્ઞિકભાઈના વર્ગો સામાન્ય રીતે પાડવાનું કોઈને ન ગમે.

યાજ્ઞિકભાઈનો સ્વભાવ સરળ, હસમુખો, ચહેરો પારદર્શક, ગમો-અણગમો સહજ ચહેરા પર આવી જાય. પોતાની નારાજગી છુપાવવાનો દંભ પણ ના કરે. જેવું લાગે એવું – દેખાય તેવું મોઢામોઢ કહી દે. ન કોઈ ભપકો, ન રુઆબ પાડવાની વૃત્તિ, ન દેખાડો કરવાનું વલણ. ન મોટા ઠાઠમાઠ કે ન પ્રભાવ પાડવાની ઇચ્છા. અંદરનું સત્ત્વ કંઈક એવું પ્રભાવશાળી અને પારદર્શક કે એમને મળતાં મનને પ્રસન્નતા થાય જ. મિતભાષી અને મિષ્ટભાષી. લાગણીથી તરબતર કરી મૂકે એવું છલોછલ વ્યક્તિત્વ. કાઠિયાવાડની ધિંગી ધરતીમાંથી પાણીનો જેમ ધોધ વછૂટે તેવી તેમની વાક્ધારા! એ બોલતા હોય ત્યારે ત્યાં ભલે ને ગમે તેવા મોટા વક્તા કેમ ન હોય, પરતુ યાજ્ઞિકભાઈ પાસે સહેજે તેમણે શ્રોતા બની જવું પડે. કુદરતી રીતે જ હૃદયમાંથી નીકળેલી વાત, હંમેશાં સીધા અને સચોટ શબ્દોમાં હોઠ પર આવી જાય. શબ્દોના રૂપિયાનો એવો તો રણકો કે એમની વાત સાંભળવી પડે અને સ્વીકારવી પડે. આમે એમની શીખવવાની ઢબ, હાવભાવ, અભિનય સહ કરેલા ઉચ્ચારો-ઉદ્ગારો વિદ્યાર્થીઓને, શ્રોતાઓને બરાબર જકડી રાખે. ક્યારેક જો એમનો વર્ગ ન ભરી શકતાં તો મનથી દુઃખ થતું અને કંઈક ગુમાવ્યાની લાગણી થતી.

સાહિત્યમંડળમાં મંત્રી હતી ત્યારની વાત. દર વરસે 'કૉલેજદિન' ઊજવાય. એમાં *fishpond* તો આવે જ. વ્યક્તિની લાક્ષણિકતાને નજરમાં રાખીને એના પર વિનોદયુક્ત લખાણ આવે અને તે જાહેરમાં વંચાય, સૌ પોતાની નબળાઈ કે વિશેષતા પર ખેલદિલીથી હસે, અને પ્રતીકરૂપે આપેલી ભેટ સ્વીકારે. આ કાર્યક્રમ પહેલાં યાજ્ઞિકભાઈ પાસે મંજૂર થાય પછી જ આગળ ચાલે. સુરુચિભંગ ન થાય તેની તેઓ ખૂબ કાળજી લે

હું મંત્રી હતી અને સૌની નજરે ચડી હતી. હું પણ fishpondના અડપલાની હડફટે ચડી ભરચક હૉલમાં સૌ વચ્ચે મારું નામ બોલાયું. હું સંકોચાતી ગભરાતી સ્ટેજ પર આવી. fishpondનું વાચન કરનાર ભાઈએ મને જાહેરમાં સંબોધીને કહ્યું,

"નીલમબેન! તમે નાજુક છો, સુંદર છો, પણ

---

* સ્વ અમૃતલાલ યાજ્ઞિકની પુણ્યતિથિ ૩ જાન્યુઆરી ૨૦૦૦ પ્રસંગે

શરમાવ છો ત્યારે ખૂબ સુંદર લાગો છો! એક વાર શરમાઓ ને!"

હું શરમાતી પાછી ફરતી હતી અને હૉલમાં સૌ આનંદોલ્લાસમાં ઊછળતા હતા. મને થયું કે શરમાઈને હમણાં ઢગલો થઈ જઈશ. એકએક ક્ષણ મને ભારે પડતી હતી. મારાથી યાજ્ઞિકભાઈ સામે જોવાઈ ગયું તો તેઓ પણ ખડખડાટ હસી રહ્યા હતા. હું સ્ટેજ પરથી દોડીને નીચે ઊતરી ત્યારે ફરીથી શબ્દો સંભળાયા–

"નીલમબેન! ખરેખર તમે ખૂબ સરસ શરમાયાં! તમારા કાનની બૂટ, નાકની અણી, ગાલ બધું જ લાલમલાલ!" છેલ્લા શબ્દોએ તો ખુરશીમાં બેસી પડ્યા બાદ મારામાં જાણે શુદ્ધિ ન રહી. હૉલમાં તાળીઓનો ગડગડાટ ચાલુ હતો. તે વખતની યાજ્ઞિકભાઈની વાત્સલ્યપૂર્ણ પ્રસન્ન છબી આજેય મારા સ્મૃતિપર પર અંકાયેલી છે.

પોતાના ઘરમાં ધીરગંભીર દેખાતા યાજ્ઞિકભાઈની નિકટ, સાહિત્યમંડળની જવાબદારી લીધા પછી વધુ આવી. ત્યારે એમનાં વાત્સલ્ય – ઋજુતા માણ્યાં અને કોઈ પણ પ્રકારની જવાબદારી લીધા પછી એ દિશામાં ઊંડાણ ન ખેડ્યું હોય તો તેને ન્યાય આપી શકાતો નથી એ ત્યારે સમજાયું. પરિણામે વિશેષ વાચનની અભિરુચિ સાથે, નવા નવા વિચારોનું ચિંતન અને ઘડતર થવા લાગ્યું. મંડળનાં કામો વિનમ્ર ભાવે કરવા અને કરાવવાની કળાનું દર્શન થયું, જે મને વિદ્યાલય, વ્યારા'માં યાજ્ઞિકભાઈ મુ. શ્રી. લલ્લુભાઈ પટેલ (અસ્પી ફાઉન્ડેશનવાળા)ની સાથે આવ્યા. બધું જોયાજાણ્યા પછી એમને ખૂબ આનંદ અને સંતોષ થયેલા તે મને સીધી રીતે તો ન કહ્યું, પણ મારા ઘરના ઓટલે ઊભા ઊભા લલ્લુકાકા સાથે વાત કરતા હતા તે મેં સાંભળી–

તેઓ કહે, "લલ્લુભાઈ, આ નીલમ માટુંગામાં હતી ત્યારે તો મોં પરથી માખ ઉડાડવા જેટલીય શક્તિ નહોતી. એના ઘરમાં એને ચકલી કહેતાં. ત્યારે તો સાવ સામાન્ય દેખાતી આવડી નાની અમથી છોકરીનું આજનું બધું જોઈને – સાંભળીને અમને ખૂબ આનંદ થાય છે, ગૌરવ થાય છે. ઘરમાં બોલતાંય શરમાતી એ નીલુ આવું સરસ કામ જમાવી રહી છે એ જોઈને અનહદ આનંદ અને સંતોષ થાય છે. મેં આજ સુધી એની માત્ર વાતો જ સાંભળી હતી, પણ આજે પ્રત્યક્ષ જોઈને ખરે જ ખુશી થાય છે."

લલ્લુકાકા કહે, "એ તો દેખાય છે મુઠ્ઠી જેવડું નાનું, નાજુક શરીર, પણ કામ ઘણું કરે છે. ખૂબ દોડાદોડી કરે છે. ઊલટાની મને એની દયા આવે છે ને ચિંતા થાય છે. યોગેન્દ્રભાઈ તો રખડુ ને આ સ્થિર.'

પણ ત્યારે હું ક્યાં કહેવા જાઉં કે આ બધું જોર, તાકાત – શક્તિ યાજ્ઞિકભાઈના શિક્ષણને આભારી છે! એમના એક અંગુલિનિર્દેશે જ તો મારા જીવનમાં આટલી શ્રદ્ધા, હિંમત અને બળ પૂર્યાં છે. દૂર રહ્યે રહ્યે તેમના આશીર્વાદ મને તો ફળ્યા જ!

સતત આદર કરવાનું કામ બધી મહિલાઓ માટે સહેલું નથી હોતું. વિજયાબેને એમને પૂરો સહકાર ઉત્સાહભેર આપ્યો છે. વિજયાબેનની મહેમાનગતિ માણ્યા વિના કોઈ પાછું ન જાય. વળી યાજ્ઞિકભાઈના લેખનપ્રવૃત્તિના કાગળો, પુસ્તકો, ફાઇલો વ.ની 'પસ્તી'ને ખૂબ સંભાળપૂર્વક વ્યવસ્થિત પણ કરતાં. 'બાપુનાં થોથાં, નકામાં છાપાં, કાપીકૂપીને કરીએ હોડી' એમ વિચારતાં બાળકોને ધબ્બા પણ પડતા!

મમતા ને માનવતા, પ્રેમ અને પવિત્રતા એમના શિક્ષણમંદિરના ચાર મુખ્ય સ્તંભો હતા. મારા બનેવીના હૃદયના વાલ્વના ઑપરેશન વખતે એમની કૉલેજમાંથી રક્તદાનની અપીલ કરવાની વાત મૂકી તો તુરત જ એ માટેનો પ્રબંધ કર્યો અને અર્ધા કલાકમાં તો દસ-બાર વિદ્યાર્થીઓને લઈને નાણાવટી હૉસ્પિટલમાં આવી પહોંચ્યા. બીજાંની પીડામાં ગાંઠનું ગોપીચંદન ઘસનાર તેઓ સાચા અર્થમાં 'દ્વિજ' હતા.

જીવનમાં ગમે તેવા ઝંઝાવાતો આવે અને સંસારસાગરનાં વમળોમાં અટવાયા હોય તોય યાજ્ઞિક-'સાહેબ'ની સલાહ લેવા સૌ કોઈ દોડી જાય. તેમણે વાત્સલ્યનું ઝરણું વહાવી, સંસ્કારરૂપી અમીનું સિંચન કરી, જતનપૂર્વક પોતાનાં તેમજ અન્યનાં સંતાનોનાં – વિદ્યાર્થીઓનાં જીવનવૃક્ષોને પલ્લવિત કર્યાં. આ બધું કર્યા છતાં કોઈ જાતનો અહમ્ કે આડંબર ન દેખાય. યાજ્ઞિકસાહેબ જાણે અહમ્‌રહિતતાનું ઐશ્વર્ય!

યાજ્ઞિકભાઈ સ્નેહભીનાં પરિજનોની લાગણીનું કેન્દ્ર હતા. આખું જીવન વિદ્યાર્થીઓની શિક્ષણની સમસ્યાઓના ઉકેલમાં સમર્પીને પોતે તો ધન્ય બન્યા જ, પણ બીજાંનાં જીવનનેય મૂઠીઊંચેરાં બનાવ્યાં!

છેલ્લે, આ જે કંઈ લખ્યું છે તે અધૂરું જ છે. લાગણીનું મૂલ્ય અમૂલ્ય છે. તેને સ્થૂળ શબ્દો દ્વારા કઈ રીતે વ્યક્ત કરાય? પ્રેરણા અને શુભેચ્છાના તીર્થને આ ભાવાંજલિ સાથે લાખો સલામ-વંદના...!

'શું શું સંભારું ને શી શી પૂજું પુણ્ય વિભૂતિઓ ?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે!'

અસ્તુ.

□

**અહો ઝીણાં ઝીણાં દરદ !**

(શિખરિણી : સૉનેટ)

*અહો ઝીણાં ઝીણાં દરદ દુનિયાનાં! દરદની*
*અહો ઝીણી ઝીણી કસક, વસતિ એક દુનિયા*
*અખિલાં દર્દોની! નસીબ ગમી તે ઊજવ હિયા!*
*ઘણા ઓછા પામે, બડનસીબ તું તો; શરદની*
*ઋતુ તારી પાકી ગઈ; પુલક જ્યાં જેટલી હતી*
*રૂંવે રૂંવે તારે કસક ખટકે ત્યાં ખટમીઠી;*
*પ્રતિચ્છિદ્રેછિદ્રે શ્વસનફૂંક શી બાજી ઊઠતી!*
*મને કોઈ ફૂંકે, બસ જરૂર તો એટલી હતી.*

*હવે હું વાલ્મીકિ! રૂં રૂં મહીં મને રંધ્ર! ગરબા*
*સમાણો વીંધાયો ઘટ મુજ! મહીં શુભ્રવરણી*
*ઝગે ઝીણી જ્યોતિ ટગુ મગુ અજાણ્યાં દરદની;*
*હું શોભું શય્યામાં શતશરની શું ભીષ્મ ગરવા !*

*ધરાપે સૂતો છું સજગ, ઋતુ માણું દરદની,*
*શિરે રંધ્રેરંધ્રે ઉડુખચિત રાત્રિ શરદની!*

**ઉશનસ્**

# સંરચનાનું કૌશલ દાખવતાં સૉનેટ

ભાનુપ્રસાદ પંડ્યા

સૉનેટ એક ત્રેવડભર્યું ઘાટીલું ઊર્મિકાવ્યસ્વરૂપ છે. સંવેદન અને વિચારના વળાંક-મરોડથી ભાવક-ચિત્તને અમળાટ આપી જીવનરહસ્યને સ્ફુરાવવાની અનેકવિધ શક્યતાઓ એ ધરાવે છે. ભાવસ્પન્દને ચિત્રાત્મક રૂપ આપીને ચૌદ પંક્તિની રમણીય ચુસ્તતામાં એ વિચારસ્પન્દની વેધકતા સિદ્ધ કરે છે. છન્દોલયમાં એ શબ્દની ભારેલી શક્તિને પણ તાગી રહે છે.

ઈ.સ. ૧૮૮૮માં બળવંતરાય ઠાકોરે 'ભણકારા' શીર્ષકવાળું પ્રથમ કલાપૂર્ણ ગુજરાતી સૉનેટ આપ્યું. ત્યારથી ગુણવત્તાની દષ્ટિએ ગુજરાતી સૉનેટનો પ્રારંભ થયો ગણાય. ત્યારથી આજ પર્યંત એ એની પલટાતી મુદ્રાઓ સાથે વિકસતું રહ્યું છે. ગુજરાતી કવિતા-સાહિત્યમાં સૉનેટ સુપ્રતિષ્ઠિત થઈ ચૂક્યું છે. કાવ્યમાં ઊર્મિવિચારને પાસાદાર ઘાટ આપવાનો પડકાર એ ઝીલે છે.

આપણા સહિત્યમાં સૉનેટસર્જકોની કવિબેલડીઓ તારવી શકાય તેમ છે. સુન્દરમ્-ઉમાશંકર, રાજેન્દ્ર-નિરંજન અને ઉશનસ્-જયન્ત પાઠક એવો ક્રમ સહેલાઈથી માંડી શકાય તેમ છે. આમાં જયન્ત પાઠકનું પ્રદાન પણ રૂપ, રંગ અને રસની દષ્ટિએ અત્યંત મહત્ત્વનું રહ્યું છે. 'મર્મર' જેવા સંગ્રહથી પ્રારંભ કરનાર કવિએ પછીથી 'સંકેત,' 'વિસ્મય', 'સર્ગ', 'અંતરીક્ષ', 'અનુનય' આદિ કાવ્યસંગ્રહોમાં ઉત્તરોત્તર સૉનેટસ્વરૂપને સતત પોતીકી વિશિષ્ટતા સાથે નિયોજ્યું છે. ઉશનસ્-જયન્તભાઈ ઉભય જાણે સૉનેટલેખનની સ્પર્ધામાં ઊતર્યા હોય એવું કોઈને લાગે! આપણે શ્રી જયન્ત પાઠકનાં સૉનેટોનું અહીં આસ્વાદમૂલક અવલોકન કરીએ. એ નિમિત્તે સૉનેટની ત્રેવડ પામીએ.

શ્રી પાઠકનાં સૉનેટોમાં ભાવસ્પન્દોનું વૈવિધ્ય, વિચારની દીપ્તિ, સંરચનાનું કૌશલ, છન્દોવિધાનની ઉપાદેયતા અને ભાષિક અભિવ્યક્તિનું ઔચિત્ય અનેક વાર પ્રતીત થાય છે. પ્રકૃતિદર્શનથી સ્ફુરેલું સંવદેન માનવીય સંદર્ભ સાથે સંયોજાઈને વેધક રીતે આલેખન પામે છે. 'અંધાર', 'વસંતે', 'વસંતસ્ફોટ', 'વર્ષારંભ' 'ઉનાળાનો દિવસ' જેવી રચનાઓ પ્રસન્નકર છે. એમનું 'વસંતે' સૉનેટ પ્રકૃતિની એક તરલ મનોહર છબિરૂપે માણવું ગમે. અંગ્રેજી રીતિની આ સૉનેટકૃતિમાં ત્રણ ચતુષ્કોમાં વસંતાગમનથી થતા પરિવર્તનને આલેખીને કવિ અંતિમ બે પંક્તિઓમાં પ્રીતિસ્પન્દનું રમ્ય સૂચન કરી દે છે. કવિ આ રીતે પ્રારંભ કરે છે :

*આ બારીબાર ઊઘડ્યાં અવ ઓતરાદાં*
*બે માસથી શિશિર શીત કરે બિડાયાં!*
*શીશીનું તેલ નિત બર્ફ શું જામતું તે*
*જે વાળમાંય ઠરતું, પીગળ્યું હવે તે.*

વસંતને પગલે પગલે ઘરમાં ચીજવસ્તુઓમાં જે દેખીતો ફેરફાર થયો તે વિસ્મયભાવને આલેખતો વ્યક્ત થયો. કવિની કોપરેલ તેલની શીશી હવે ઓગળી ગઈ છે! પછી જે ફેરફારો થયા તેને પણ દષ્ટિ, સ્પર્શની નૂતન અનુભૂતિ સાથે નોંધી લે છે.

*પચાંગનાં શિશિરઆહત પત્ર સ્થિર*
*ઝૂલે હવે સુખદ દક્ષિણને સમીર.*
*રહેતું ચપોચપ શરીરથી ઓઢ્યું વસ્ત્ર,*
*શય્યાખૂણે સરી હવે પડ્યું અસ્તવ્યસ્ત!*

કવિએ ભીંત પરના સ્થિર કેલેન્ડરનાં પાનાંને એકાએક ફરફરતાં જોયાં એમાંનું આશ્ચર્ય આપણને પણ આના ફેરફારને વિસ્મયથી ભરી દે છે. વસ્ત્રોનો ભાર હળવો થવામાં ઋતુની ફેરબદલી સરસ રીતે સૂચવાય છે. અહીં વર્ણનચિત્રરૂપે ભાવવિકાસ થતો જોઈ શકાશે. પછી કવિ ઘરમાંથી બહાર-બારી બહાર

છલાંગ મારે છે!

*જાગી જવાય જરી વ્હેલું પરોઢિયામાં*
*કલશોરથી વિહગના તરુની ઘટામાં.*
*રે કેટલાંય ફૂલના મૃદુ ગંધસ્પર્શે*
*આનંદનું વન મહોરતું રોમહર્ષે!*

હવે બહાર ખીલી ઊઠેલી પ્રકૃતિનો છાક સ્પર્શી જતાં ભીતરમાં – અંગાંગમાં રોમહર્ષથી વન મહોરી ઊઠતું અનુભવાય છે.

ત્રણ ચતુષ્કોમાં વર્ણનચિત્રો અને ભાવરોમાંચને પ્રસ્તુત કરી કવિ હવે વસન્તે થતા પ્રણયરોમાંચનો નિર્દેશ કરીને પ્રિયજનને ઉદ્‌બોધતાં યૌવનના કંપન સાથે સૉનેટના ભાવસ્પન્દને પરાકાષ્ઠાએ લઈ જાય છે :

*નાનું અમસ્તું તવ આ વપુવેલવૃન્તે*
*ખીલેલ પુષ્પ સ્મિતનું પ્રિય કેવું કંપે*
*વયમાં વસંતે!*

પ્રકૃતિસ્પન્દ ઘૂંટાઈને પ્રણયસ્પંદનો ઉછાળ બની રહે છે! કવિએ વસન્તતિલકા જેવો છન્દોલય પણ યૌવન અને વસંતના ચિત્રગુણને અલ્લડ રીતે આલેખી શકે એ રીતે યોજેલો છે. શેક્‌સ્પીરિયન જાતિનું આ સૉનેટ ભાવોર્મિનું મનોહર શિલ્પ બની રહે છે. કોઈ જીવનરહસ્ય કે કોઈ વિચારસ્પન્દનો બોજ અહીં અપેક્ષિત પણ નથી. શ્રી. જયન્ત પાઠકને આ પ્રકારનાં સૉનેટ સારી રીતે સિદ્ધ થયાં છે.

શ્રી જયન્તભાઈનાં સૉનેટોમાં વતનપ્રેમ-નિજભૂમિની પ્રીતિનું સંવેદન એક નિરાળી અભિવ્યક્તિ સાધે છે. 'વતનથી વિદાય લેતાં,' 'વર્ષો પછી વતનમાં' જેવી કૃતિઓમાં વ્યતીતનો અનુરાગ ઉત્કટ રીતે વ્યક્ત થાય છે. વિદાય લેતી વખતે કવિને પોતાના વનાંચલનું ગામ, ત્યાંનાં સીમ-ખેતરો, ડુંગર વગેરે છોડવાં પડે છે, આંખો ભીની થાય છે, હૈયું ઉઝરડાય છે. સમયના વહેણમાં હવે વતનથી ક્યાંય દૂર ફંગાળાઈ જવાનું છે. ભૂતકાળનો ભારો બાંધીને હવે તો નગરમાં વેઠિયા થઈને રહેવું પડશે? એ વખતે પાછળ દૃષ્ટિ કરતાં પોતાની વતનભોમકા જાણે માતાની જેમ સાદ કરતી તેમને સંભળાય છે.

*આઘે ખેતર જોઉં બે કર કરી ઊંચા મને વારતી–*
*આ મારી ભમણા? રિસાળ શિશુને બોલાવતી બા હતી?*

એમણે પ્રીતિ વિશેનાં પણ અનેક સૉનેટો રચ્યાં છે. તેમાં પ્રણય, પરિણય, દામ્પત્યફલનના ઉપહારરૂપ શિશુ પ્રત્યેનો વત્સલભાવ પ્રભાવક રીતે નિરૂપાય છે. વાત્સલ્ય કેવું સ્થૂલ રૂપને અતિક્રમીને પ્રીતિની વિશુદ્ધિનો અનુભવ કરાવે તેવા સંવેદનવિશેષનું એક સૉનેટ નોંધપાત્ર છે. કાવ્યવિષય એવો છે કે કોઈ પતિની પત્ની દેખાવમાં આકર્ષક નથી. તેનામાં કોઈ રૂપ-વળોટ નથી, છટા નથી. અન્ય નારીઓનાં રૂપ જોતાં એ પતિ પોતાની પત્નીની વિરૂપતા બદલ ખિન્ન છે. એવામાં એ સ્ત્રી પતિના શિશુની માતા બને છે. એનું બાળક ઊછળતુંકૂદતું એની સોડમાં પણ મોટું થતાં ભરાય છે. તે કાંઈ માનાં રૂપ-કુરૂપને જોતું નથી! આ પ્રકારના સંવેદનવિશેષનો વિકાસ સાધી કવિ સૉનેટના અંતે ઉચિત ભાવમરોડ લાવીને પંક્તિ યોજે છે : 'તને અગર ચાહવા બની શકાય જો બાળક!' વાત્સલ્યપ્રેરિત દામ્પત્યપ્રેમનું આ એક વિશિષ્ટ સૉનેટ બને છે.

કવિ જયન્ત પાઠક મનુષ્યમાં રહેલી સભ્યતા અને વન્યતા બંનેને સ્વીકારે છે. આથી એક કાવ્યમાં ઉદ્‌ગારે છે :

*આનંદ છે સંસ્કારથી હું ધન્ય,*
*આનંદ છે : થોડો રહ્યો છું વન્ય!*

આથી કવિ પાસેથી વગડાનો શ્વાસ વ્યક્ત કરતું આદિમતાની અનુભૂતિનું પણ અનોખું સૉનેટ પ્રાપ્ત થાય છે. વર્ષો પછી વતન આવતાં હવે સભ્યતાનાં બધાં વસ્ત્રો તજી દઈ આદિવાસી જેવા અસલી વાતાવરણમાં ઘૂમવાની એક આદિમ વૃત્તિનું કવિએ ફૅન્ટસી દ્વારા નિરૂપણ કર્યું છે. એમાં ટેકરી, નદી, તૃણ આદિના આદિમ ઉત્તેજક અધ્યાસોનું આલેખન કરેલું છે. વિસ્તારભયે એનો અહીં માત્ર નિર્દેશ જ શક્ય છે.

શ્રી પાઠક પાસેથી પેટ્રાર્કન રીતિ કરતાં શેક્‌સ્પીરિયન રીતિનાં સૉનેટો વધુ મળે છે. 'વળાવીને આવું' આ પેટ્રાર્કશૈલીની સરસ રચના છે. આ કવિનું સંસ્કૃત વૃત્તો પર સારું એવું પ્રભુત્વ છે. વસંતતિલકા, શિખરિણી, શાર્દૂલ, હરિણી, અનુષ્ટુપ એમ વિવિધ છન્દોનો એમણે સૉનેટને અનુકૂલ એવો પ્રયોગ કર્યો

છે. 'મર્મર'થી 'મૃગયા' સુધીમાં અને પછીથી લખાયેલાં સૉનેટોની વાત કરીએ તો સૉનેટશતકથી પણ વધુ સૉનેટો એમની પાસેથી મળે છે. તત્સમ પદાવલીયુક્ત અને સામાસિક પદાવલીનો પણ તેમણે ઉશનસ્‌ની જેમ પ્રયોગ કરેલો છે. જોકે જયન્તભાઈએ કવિ ઉશનસ્‌ની માફક સૉનેટમાળાઓ રચી નથી. સૉનેટયુગ્મો લખ્યાં છે. એક સૉનેટયુગ્મમાં મરણપથારીએ પડેલા પતિનું પત્નીને સંબોધન છે. યુગ્મના બીજા સૉનેટને અંતે ભાવવિકાસ ચરમ કોટિએ પહોંચે છે. યમનાં ડગલાં આંગણામાં સંભળાય છે. અરે, એ યમદેવ તો મરણાસન્ન પતિના પલંગ ઉપર બેઠો જણાય છે! એક તરફથી તેનું મુખ, બીજી બાજુ સમીપમાં જ પત્નીનું મુખ હતું! આ તે કેવો વિચિત્ર અનુભવ! કવિએ અંતિમ પંક્તિ આ રીતે રચી છે :

*'અરે, આ શું? ચહેરો તમ – યમચહેરે ભળી જતો!'*

જાણે કે પ્રિય પત્ની અને યમ ઉભયના ચહેરા એકરૂપ થઈ ગયા! હવે યમનો શો ભય? એ પણ પ્રિયજન જ બની ગયો! શિખરિણીનો કરુણ-મન્દ્ર પ્રવાહી લય સમગ્ર કેન્દ્રવર્તી સંવેદનને તીવ્ર અમળાટ આપે છે.

ગુજરાતી કવિતાસાહિત્યમાં સૉનેટસંચય તૈયાર કરનાર સંપાદકને શ્રી જયન્ત પાઠકનાં થોડાં ઉત્તમ સૉનેટો તેમાં લેવાં પડે એવું સમૃદ્ધ એમનું પ્રદાન છે.

(તા. ૧૩-૧-'૯૯; આકાશવાણી, રાજકોટના સૌજન્યથી)

□

## સાભાર સ્વીકાર

**નેપથ્યે:** શ્રી બળવંત પારેખ અભિવાદન ગ્રંથ, પ્રકાશક: રંગદ્વાર પ્રકાશન, આઈ ૫૧૧, જી.આઈ.ડી.સી. એસ્ટેટ, માણસા-૩૮૨૮૪૫; એ-૬, પૂર્ણેશ્વર, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. નથી. **મનગંગોત્રી:** લે. પુષ્કર ગોકાણી, પ્ર. આર.આર. શેઠની કંપની, ગાંધી રોડ, ફુવારા, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૮૦. **ઇતિહાસ સંસ્કૃતિ – દર્શન:** લેખક મહામહિમોપાધ્યાય, બ્રહ્મર્ષિ અધ્યા. (ડૉ.) કેશવરામ કાશીરામ શાસ્ત્રી (બાંભણિયા), પ્રકાશક: દર્શન ટ્રસ્ટ, એ/૯, બંકિમ સોસાયટી, આઝાદ સોસાયટી પાસે, અમદાવાદ-૫, કિં. રૂ. ૬૫. **સંસ્કૃત-સંસ્કૃતિ-દર્શન:** લેખક મહામહિમોપાધ્યાય, બ્રહ્મર્ષિ, અધ્યા. (ડૉ.) કેશવરામ કાશીરામ શાસ્ત્રી, પ્રકાશક: દર્શન ટ્રસ્ટ, એ/૯, બંકિમ સોસાયટી, આઝાદ સોસાયટી પાસે, અમદાવાદ-૧૫, કિં. રૂ. ૭૫. **મનોયાત્રા:** લે. મણિભાઈ શાહ (અલગારી), પ્રાપ્તિસ્થાન: ૩, સમર્પણ ફ્લૅટ્સ, પ્લૉટ નં. ૫૦, દેવબાગ, ભાવનગર, કિં. રૂ. ૨૦. **વરદા (ગ્રંથચતુષ્ટય) :** સુન્દરમ્: પ્ર. માંગલ્ય પ્રકાશન, શ્રી અરવિન્દ કૃપા ટ્રસ્ટ, 'માતૃભવન', ૮૭, સ્વસ્તિક સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૯, કિં. રૂ. ૨૫૦. **ચૂંટણી-કરોળિયાનું જાળું:** પં. પ્રભુદાસ બેચરદાસ પારેખ, પ્ર. બી-૨/૧૦૪, વૈભવ, જાંબલી ગલી, બોરીવલી (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૯૨, કિં. રૂ. ૧૨. **સ્પર્શની નદી:** રામપ્રસાદ દવે, પ્રકાશક: રામપ્રસાદ દવે, 'રાજહંસ', ૧, છોટુનગર, રાજકોટ-૧, મૂલ્ય: ૫૦. **મહર્ષિ વ્યાસ:** ગોવિન્દભાઈ, પ્ર. મિહિર મહેતા, બી/૩૩, પ્રિયદર્શિની એપાર્ટમેન્ટ-૨, બોડકદેવ, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૭૫. **ધર્મક્ષેત્રે કર્મક્ષેત્રે:** લે. પ્ર. જયાનંદ દવે, 'ભવભૂતિ', ૩૧/ડી, શારદાનગર સોસાયટી, કેન્દ્રીય વિદ્યાલયની પાછળ, કાલાવડ રોડ, રાજકોટ-૫, કિં. રૂ. ૭૫. **સંસ્કૃતિનું અક્ષયપાત્ર:** લે. જયાનંદ દવે, પ્ર. પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, ઢેબર રોડ, મ્યુનિ. કૉર્પો. સામે, રાજકોટ, કિં. રૂ. ૭૦. **ઘુવડ બોલ્યું:** લે. નીરુભાઈ દેસાઈ, પ્રાપ્તિસ્થાન ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૫૦. **નવલકથા સંદર્ભકોશ:** સંપા. પ્રકાશ વેગડ, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા, ગાંધી માર્ગ, અમદાવાદ-૧. કિં. રૂ. ૨૦૦. **નવું ઘર:** પ્રવીણસિંહ ચાવડા, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૮૫. **એક લાલની રાણી:** હરીશ નાગ્રેચા, પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૬૫. **ચહેરા અને રસ્તો:** સંપા. રમણ સોની, પ્ર. કલ્પન મુદ્રાંકન, ઇ/૨, તારાબાગ, પૉલિટેકનિક, વડોદરા-૨, કિં. રૂ. ૪૦.

**રાધેશ્યામ શર્મા, માવજી કે. સાવલા**

### ૧. કેન્દ્રબિન્દુ અને વિવિધ દષ્ટિબિન્દુઓ...

'વાર્તાપદારથનો જીવનધબકાર' શીર્ષક નીચે સુ.દ.ની સહીથી સુરેશ દલાલ, મહેશ દવેના પ્રથમ વાર્તાસંગ્રહના ચોથા પૂંઠે, 'કેન્દ્રબિન્દુ' વિશે લખતા પૂર્વે વાર્તાકાર અંગે લખે છે: "મહેશ દવે પાસે અભિવ્યક્તિની વિવિધ છટાઓ છે એ નવલકથા લખે, સરદાર પટેલનું જીવનચરિત્ર આલેખે, વિષ્ણુ-સહસ્રનામ કે સત્ય સાંઈબાબાના ચમત્કારો પર મૉનોગ્રાફ્સ કરે, કવિતા અને કાવ્યાનુવાદની નજીક રહે, ક્યારેક કૃતિનિષ્ઠ વિવેચન પણ કરે." વગેરે વગેરે... પછી મૂળ મુદ્દો મૂકે છે, "મારી વાતનું કેન્દ્રબિન્દુ માત્ર આટલું છે: ભીતર પડેલી અનેક શક્યતાઓ તલાશતાં તલાશતાં (અને 'તરાશતાં' કેમ નહિ વારુ?) મહેશ પ્રતિભાબીજનું સતત સંવર્ધન, સંમાર્જન કરતો રહ્યો છે." હવે વાર્તા અંગે સુ.દ.નું મંતવ્ય:

"આ વાર્તાસંગ્રહ મહેશની પ્રતિભાનો નવો ઉન્મેષ દર્શાવે છે. એ પરંપરાનો આંધળો અનુયાયી નથી, કે નથી આધુનિકતાનો અંધ આશક. આ સંગ્રહનું વિષયવૈવિધ્ય ધ્યાન ખેંચે એવું છે. એની વાર્તામાં મને ધૂમકેતુ અને દ્વિરેફની વાર્તાકલાનો વિરલ સમન્વય દેખાયો છે, પણ કોઈ રખે માને કે અહીં પરંપરાનું પુનરાવર્તન છે. એની અભિવ્યક્તિમાં એકવિધતા નથી. એની વાર્તાઓમાં 'વાર્તાપદારથ'ના જીવનધબકારનો રણકાર મહેશ-મુદ્રા સાથે સાંભળવા મળે છે એ આનંદની વાત છે."

સુરેશના દષ્ટિબિન્દુનું અનુસન્ધાન પ્રસ્તાવનામાં દ્વિરેફની 'જમનાનાં પૂર'ના ઉલ્લેખ પછી ધૂમકેતુ સંદર્ભે મહેશ આવું કરે છે: "મોઢું ભરાઈ જાય એવા પશ્ચિમના લેખકોનાં નામ દેવામાં ઘણાને સાહિત્યિક મોટપ લાગે, પણ ધૂમકેતુનું નામ દઈએ ત્યારે આપણાં હોઠ કે કલમ અભડાઈ જાય એવું માનવાને કારણ નથી."

પ્રસ્તુત સંદર્ભે સુરેશ (દલાલ નહિ, સુરેશ હ. જોષી)નું અને ઉમાશંકર જોશીનું પ્રસંગોપાત્ત દષ્ટિબિન્દુ જાણવું રસપ્રદ છે. ઝાંખું પણ સ્મરણ છે કે એક (મોટે ભાગે ધીરુબહેન પટેલની) વાર્તા 'સંસ્કૃતિ'માં વાંચીને સુ. જોષીએ ઉ. જોશીને લખેલું કે આવી ધૂમકેતુશાઈ વારતા તમે છાપી? ત્યારે એક પોસ્ટકાર્ડ પર ઉમાશંકરે ઉત્તર વાળેલો – શું આજે ધૂમકેતુ શૈલીની વાર્તાઓ લખી ના શકાય?

કલ્યાણજી-આણંદજીની જોડી જેમ સુરેશ-મહેશનાં દષ્ટિબિન્દુ સાચાં છે કે દ્વિરેફ-ધૂમકેતુની રગમાં વાર્તારચના થઈ શકે. આ સંગ્રહની 'ગોમતીબાના ગૃહમંદિરે' નામની વાર્તા દ્વિરેફ શૈલીની અને 'તિરાડ' ધૂમકેતુ છાપની નિકટ પહોંચેલી રસાવહ કૃતિઓ છે.

'આધુનિકતાના અંધ આશક' મહેશ હોત તો સુરેશ જોષી બૅન્ડમાં પિપૂડી ફૂંકતા હોત. એને બદલે 'કેટલીક કલાત્મક કૃતિઓની નોંધ લઈ લખે છે, "ટૂંકી વાર્તાની એમની (સુ.જો.ની) ચોક્કસ વિભાવના અને એમની વાર્તાઓનો મેળ હંમેશાં મળ્યો છે એવું મને લાગ્યું નથી." આ એક એવું સ્ટેટમેન્ટ છે જેને સાર્વજનિક ધર્મશાળાની ઉપમા આપી વાર્તાકારને ખુદને પૂછી શકાય કે તમારી કે ધૂમકેતુ-દ્વિરેફ કે સુરેશની કૃતિઓ પણ પોતપોતાની વિભાવના અનુસાર–ગોટાના ઘાણ જેવી! – ઊતરી છે ખરી? વિભાવના મુજબનો વાર્તાપદારથ ઊતરી આવે તો તો નં...દ ઘેર આનન્દ... ઓચ્છવ...તો તો સર્જકકળા હાથવગી, સહેલીસટ્ટ અને યાંત્રિકતાની શિકાર બની રહે! 'વાર્તાપદારથનો જીવનધબકાર' પ્રયોગ કેટલો 'કૉન્ટ્રા-ઇન્ડિકેશન' સંકેતે છે. 'કળાપદાર્થ' જેવો જ આ વિષમ પ્રયોગ છે. જો વાર્તાની વિભાવના 'પદારથ' પ્રધાન હોય તો ત્યાં જીવનધબકાર કેવો? કળાનો તો

ચૈતન્ય સંપ્રદાય હોય, પદાર્થ પથ ના હોય!

વાર્તાકાર "દૃષ્ટિબિન્દુ અને કેન્દ્રબિન્દુની આ લીલા રોમાંચકારી છે" કહે છે તે સાચું છે, પણ એથી વધુ યથાર્થ પેલું મેઘાણીકથન છે. વિષય કે ઘટના એક જ હોય છતાં જુદાંજુદાં માથાં એના પરથી જુદી જુદી અનેક વાર્તા આલેખી શકે. વિલ્ફ્રેડ સ્ટોન સૂચિત 'સિંગલ પૉઇન્ટ'નો સિતારો સદૈવ બુલંદ હોય તોયે 'મલ્ટિપૉઇન્ટ એક્સ્ટેન્શન' – સંગતિની સંભાવનાઓ માટે પણ મોટો અવકાશ છે.

દિગીશ મહેતાએ, આવકારો આપતાં, સામાન્ય વાચક, જે એક ખોવાયેલું પાત્ર રહ્યું છે એ કેન્દ્રબિન્દુ સાથે કેન્દ્રમાં પ્રવેશે છે એવું પહોળું વિધાન નિજી દૃષ્ટિબિન્દુ સાથે રજૂ ભલે કર્યું, પણ અ-સામાન્ય વાચકને પરિઘ પર જ – ક્ષુરસ્ય ધાર પર – છોડવાની પરોક્ષ દાનત યોગ્ય છે? શું મહેશ-મુદ્રાની વાર્તાઓ સામાન્ય વાચકના બરની, ધૂમકેતુ-દ્વિરેફ ધારાની પરંપરાની જ છે? બીજું, સામાન્ય વાચક માત્ર જોનારો જ છે? 'નજર ઠરે' એવાની એટલે કળા-આકૃતિ સિદ્ધ થઈ ગઈ માનવાની? 'અનુભવવિસ્તાર બહોળો' હોય એથી શું? અભિવ્યક્તિની વિવિધ રીતિઓની અહીં પ્રચ્છન્ન અવગણના છે, જ્યાં અહીંનાં પાત્રો, 'ચોક્કસ ચહેરાનાં માણસો'ની મર્યાદાનું તિલક ચોડી છેક બ્રિટન-યુગાન્ડાના સેટિંગમાં હરીફરી આવતાં હોય! દિગીશભાઈ પ્રાધ્યાપક પંડિત રહ્યા એટલે આવી બધી વસને 'પોસ્ટ-મૉડર્ન વાર્તાવિશ્વનું લક્ષણ'ની ટૅગ લગાવી મુક્ત રહી શકે. પણ એમને સામાન્ય વાચક કેવી રીતે માની શકાય? છતાં એવી હઠ હોય તો એમને અસામાન્ય વાચક પણ માનવા પડે!

કેન્દ્રબિન્દુના અંજવાસમાં વાર્તાનો સમગ્ર અસબાબ ચમકી ઊઠે એવી વાર્તાઓમાં 'બાણશય્યા', 'ઉંબરા પરનો દીવો', 'ગોમતીબાના ગૃહમંદિરે' મુખ્ય છે. 'બાણશય્યા'માં પંદર વર્ષથી વાગ્રસ્ત બની એકલી વિધવા સ્ત્રી શય્યાનો શિકાર થઈ પડી છે, એનાં સાથી-સાક્ષી છે "પેલાં વાદળ, પીપળ-પાન, આ બારી, આ ગાદી, આ ચાદર, આ પાટ ને હું". પણ અમેરિકાવાસી રમેશ કરતાં, સાથે જ વસતો નરેશ જલદી પાછો નથી આવતો એના વરીસમ વેઇટિંગનું ચિત્રણ, મંગલમૂના દૃષ્ટિબિન્દુ સાથે સુમેળભર્યું રહ્યું છે. 'ઉંબરા પરનો દીવો'માં ત્રણ 'પૉઇન્ટ ઑફ વ્યૂઝ' પ્રસ્તુત થયા છે. પદ્મિનીનજરે, નિમાઈનજરે ને અનુનજરે. પતિ-પત્ની અને વોહ તો નહીં, પણ નાયકના હૃદયનિકટની અનુ વિમાસે છે, કે 'મેઇડ ફૉર ઈચ અધર' જેવાં પતિપત્ની કાંદા ઓથે કેવો કકળાટ કરે છે અને અંતે ઉંબરાનો દીવો બહાર અજવાળાં પાથરે એટલી ઉદારતા કેમ સ્વીકારાતી નહીં હોય? 'ગોમતીબા' અંગેની વાર્તામાં દીકરો સુશીલ પત્ની સુશીલાની કૂખેથી છોકરી પડાવવા નીકળે તો છે, પણ માતાની અનિચ્છાનો મંગલ વિજય દેખાડ્યો છે – મોટરગાડીને 'મંદિરની એકદમ નજીકમાં લીધી'ના સૂચક વર્ણન સાથે.

'વિસ્મરણ'માં આલ્કોહૉલિઝમ કરતાં 'વર્કાહૉલિઝમ'ને અનિષ્ટ રૂપે દર્શાવવાનો અભિગમ, નીનાના કાગળને ચિંતનના હાથમાં અણીને ક્ષણે મુકાવીને સરસ પ્રસ્તુત થયો છે. 'સંદેશો'માં છાપાંના બંધાણી નાયકને તારીખવાર પ્રતિભાવો નીચે આરેખવાનો પ્રયોગ વસ્તુ-ઉપકારક છે.

'લીલી પત્તી કાળી ભઈ'ના નાયક કૃષ્ણ મલ્હોત્રાના દૃષ્ટિબિંદુથી વાર્તાનું નિરૂપણ થયું છે તે કયું છે? ઈશ્વરને સીધાસોંસરા સવાલોનું. (સર્વેશ્વર સકસેનાની કવિતાનો વિનિયોગ સુપેરે થયો. 'સંદેશો'માં પણ ઈશ્વરના વિપમ સંદેશા સામે કર્તાનો ઊંચો અવાજ સંભળાય છે. 'ત્રીજા માર્ગનો યાત્રી' – એનું એક પાત્ર કહે છે તેમ લેખકને પ્રસ્તાર વગર કહેતાં ફાવ્યું નથી, અને 'ભરદોરે કપાયેલો પતંગ'માં વિશાખાનું પાત્ર વેમ્પ જેવું આલેખાયું છે અને કૃતિ પણ 'કટી પતંગ' ફિલમની પટકથા જેવી વધુ બની ગઈ છે. 'હવેલી અને હોટલની વચ્ચે'નું અંતિમ વાક્ય "એકની આંખમાં હવેલી હતી અને બીજીની આંખમાં હૉટેલ", મહેશે નહિ પણ સુરેશ દલાલે લખ્યું હોય એવું ઓપે છે! (હવેલીનો માહોલ અને ભાટિયા કોમની લાક્ષણિકતાઓ આ સંગ્રહમાં પહેલી વાર ઝળકી રહી.)

'બીલીપત્ર'માં ત્રણ પત્રોથી ડ્રામૅટિક ઍક્શન ગતિ કરે છે, પણ અંતે 'ત્રણ દર્પણ જેવાં છે આ ત્રણ

પાત્રો'વાળો પૅ'રો લેખકને પ્રાધ્યાપકીય' ગાઇડ' દેખાડી દે! બીલીપત્રની 'દાંડી'ની સમજૂતી અભિધાસ્તરે વાર્તાને લાવે છે, જે કદાચ દિગીશકથિત 'સામાન્ય વાચક'ના લાભાર્થે ડોકિયું કરી ગઈ હશે ! નાયકો મોટે ભાગે તરુણીઓને જોતા જોતા રહી જાય છે. નાયિકાઓ પરણી જાય છે. 'પ્રતિબિંબનો પડઘો' લીલમલીલી ચાના ઢળતા બગીચાના પરિવેશમાં ખિન્નતાને રસ પડે એમ ઘૂંટે છે.

અને છેલ્લે 'આત્મસમાગમ'ને યાદ કરવી જ પડે એવી 'લેસ્બિયન ફાયર'નો શબ્દાનુભવ કરાવતી પ્રથમ વાર્તાકૃતિ આપવા માટે મહેશભાઈની હિંમતને વાંચીને દાદ દેવી જ પડે. 'ક્ષણે ક્ષણે' એમની સર્જકતા વધતી રહેવાના અણસાર અહીં છે.

['કેન્દ્રબિન્દુ' : લેખક: મહેશ દવે; પ્ર. ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ., મુંબઈ-૨, અમદાવાદ-૧; ૧૯૯૮; કિંમત રૂ. ૭૫]

**રાધેશ્યામ શર્મા**

### ૨. ઉ. ન. ઢેબર : એક અપરિગ્રહી સાધુચરિત રાજપુરુષની જીવનકથા

સાહિત્યનાં વિધવિધ સ્વરૂપોમાં જીવનચરિત્ર અને આત્મકથા એક સ્વરૂપ તરીકે મહત્ત્વનું સ્થાન ધરાવે છે. નવલકથા, વાર્તા, કવિતા કે નાટકની સરખામણીમાં અહીં સર્જકતા કે મૌલિકતાને દેખીતી રીતે નહિવત્ અવકાશ હોવા. છતાં પણ એક સાહિત્યકૃતિ તરીકે આવા સ્વરૂપનું વિશિષ્ટ એવું મૂલ્ય છે, કારણ કે અહીં ચરિત્રનાયકની આસપાસના જગતનું પણ એક વાસ્તવિક દર્શન સાંપડે છે. એક અંગ્રેજ વિદ્વાને (ઘણું કરી એમર્સને) એવો માર્મિક કટાક્ષ કર્યો છે કે "ઇતિહાસમાં માત્ર પાત્રો અને સ્થળ-નામો સાચાં અને બાકીનું મોટે ભાગે કલ્પિત કે આરોપિત હોય છે, જ્યારે નવલકથાઓમાં પાત્રનામો કાલ્પનિક, પરંતુ ઘટનાઓ જાણે કે વાસ્તવિક." જીવનચરિત્રો કે આત્મકથાઓમાં આ બંને અંતિમોનો એક પ્રકારે વાસ્તવદર્શી સમન્વય જોવા મળી શકે. અલબત્ત, ચરિત્રકાર કે આત્મકથાલેખકના પોતાના અંગત પૂર્વગ્રહો કે લાગણીઓને કારણે ક્યાંક ક્યાંક અતિશયોક્તિ, અલ્પોક્તિ કે ઉપેક્ષાની બાબતો ક્ષમ્ય ન જ ગણાય.

જીવનચરિત્રો અને આત્મકથાઓનું સૌથી વિશેષ મહત્ત્વ એ વાતમાં છે કે એ દ્વારા આપણને જે તે સમયગાળાનો સાંપ્રત દસ્તાવેજી ઇતિહાસ પણ સાંપડે છે. ત્રણચાર ભાગોમાં વિસ્તરેલી મોરારજી દેસાઈની આત્મકથા, પાંચેક ખંડનો વ્યાપ ધરાવતી ઇન્દુલાલ યાજ્ઞિકની આત્મકથા આ રીતે આપણને ૨૦મી સદીના આપણા ભારતનું એક રીતે ઇતિહાસદર્શન કરાવે છે. મનુ રાવળ લિખિત ઢેબરનું જીવનચરિત્ર ગુજરાતી સાહિત્યક્ષેત્રે આવું જ એક ગણનાપાત્ર મૂલ્યવાન પ્રદાન છે.

૧૯૦૫માં જન્મેલા ઉછરંગરાય નવલશંકર ઢેબરે પોતાની કારકિર્દીનો આરંભ રાજકોટમાં વકીલાતના વ્યવસાયથી કર્યો. ચરિત્રકાર નોંધે છે કે શ્રી ઢેબર "વકીલાતનો સ્વતંત્ર વ્યવસાય કરવા ૧૯૨૯ના એપ્રિલની ૧૭મી તારીખે ૨૩ વર્ષની વયે ખિસ્સામાં ૫૭ રૂપિયાની મૂડી સાથે રાજકોટ સ્ટેશને ઊતર્યા." (પા. ૨૧).એ સમયે ભારતભરમાં આઝાદીની લડતનો પવન જોરથી ફૂંકાતો હતો અને ગાંધીજીનું વ્યક્તિત્વ દેશભરના શિક્ષિત અને બુદ્ધિશાળી યુવાનો ઉપર છવાઈ ગયું હતું. ઢેબરનું દિલ પણ એક પ્રકારે આ આઝાદીના સંગ્રામમાં કૂદી પડવા કંઈક દ્વિધામાં હતું એમ જણાય છે. એમની એ સમયે માનસિક, આર્થિક અને સામાજિક તૈયારી નહોતી. એ વખતની મનઃસ્થિતિ વર્ણવતી એક નોંધ લેખકે ઉદ્ધૃત કરી છે: "અસહકારની લડતમાં યોજાતાં ષડ્યંત્રો, સત્યાગ્રહને નામે કરાતાં અર્ધસત્ય વિધાનો અને સત્યાગ્રહની સંહિતાની વિરુદ્ધ અંગ્રેજો સામે થતો અસૈદ્ધાંતિક પ્રચાર મારું મન દુભાવતા હતાં." આ વિધાન પરથી ઢેબરના વ્યક્તિત્વમાં મૂલ્યનિષ્ઠા, સિદ્ધાંતનિષ્ઠા અને વ્યવહારુ પાકટતાનાં દર્શન થાય છે. એમના વ્યક્તિત્વની આવી કેટલીક લાક્ષણિકતાઓ આગળ જતાં વધુ ને વધુ દૃઢ થતી જોવા મળે છે. ક્યાંય આવેશમાં કે જુસ્સામાં 'યા હોમ' કરીને કૂદી પડવાનું એમના સ્વભાવમાં જ નહોતું. વળી આને કારણે જ બને ત્યાં સુધી સીધેસીધા સંઘર્ષનો માર્ગ ટાળીને

સમાધાનમૂલક અભિગમ એમણે સ્વીકારેલો.

વ્યવસાયની સાથોસાથ દેશસેવામાં ઝુકાવવાનું અધકચરું પગલું એમને અસ્વીકાર્ય હતું, અને આખરે બાબુ પન્નાલાલની પેઢીના કર્તા જીવણલાલ શેઠે ઢેબરની દ્વિધાની એવી વ્યવહારુ સલાહ આપી કે એક ભાઈએ કુટુંબની સંભાળ લેવાની અને બીજાએ જાહેર જીવનમાં પડવાની (પા. ૩૩). આમ ૧૯૩૬ના સપ્ટેમ્બરની ૨૧મી તારીખે ૩૧ વર્ષની ઉંમરે એટલે કે લગભગ આઠેક વર્ષ વકીલાત કર્યા પછી પૂર્ણ સમય માટે જાહેર જીવનમાં દાખલ થવાનો ઉછરંગરાયે નિર્ણય કર્યો.

એમ જણાય છે કે શ્રી ઢેબરનું જાહેર જીવન માટેનું ઘડતર કાઠિયાવાડ રાજકીય પરિષદ થકી થયું અને એ નિમિત્તે તેઓ તે સમયના અનેક પીઢ અને રાષ્ટ્રીય કક્ષાના મહાનુભાવોના સંપર્કમાં આવ્યા અને એ મહાનુભાવોનું માર્ગદર્શન પણ મેળવતા રહ્યા. અને ટૂંકસમયમાં જ ઢેબરે પોતાની શક્તિઓ પુરવાર કરી આપી. કાઠિયાવાડ રાજકીય પરિષદનું છઠ્ઠું અધિવેશન ૧૯૩૭માં રાજકોટમાં મળ્યું, એના સ્વાગતપ્રમુખ તરીકે ઢેબરની વરણી થઈ. પરિષદનાં આ અધિવેશનમાં સૌરાષ્ટ્રભરના આગેવાનો અને આસપાસની ગ્રામપ્રજા સહિત સાત હજાર માણસોની હાજરી હતી. અત્યાર સુધી પરિષદનાં અધિવેશનોમાં માત્ર દેશદાઝ અંગેનાં અને પ્રજાની હાલાકીઓ વિષેનાં જોરદાર ભાષણો થતાં રહેતાં, પરંતુ ઢેબરે આખી પરિસ્થિતિનો તલસ્પર્શી અભ્યાસ કર્યો અને કાઠિયાવાડની ૨૨૨ રિયાસતોની વાસ્તવિક પરિસ્થિતિનો આંકડાબદ્ધ ચિતાર આપ્યો.

આઝાદી બાદ ૧૯૪૮માં કાઠિયાવાડના સંયુક્ત રાજ્યની રચના થઈ અને એ પ્રસંગે સરદાર પટેલના શબ્દો લેખકે નોંધ્યા છે: "રાજાશાહી આપણે ખતમ કરી છે. રાજા અને ઝૂંપડીનો ગરીબ ખેડૂત બરાબર છે. હવે જામસાહેબ ઝૂંપડીના ખેડૂતને સરખો માનશે (તાળીઓ); પરંતુ સત્તા તો ઢેબરભાઈ પાસે ગઈ છે, જામસાહેબ પાસે રહી નથી. ઢેબરભાઈનું ઘર ખુલ્લું છે. એમને દરવાજે પહેરો નથી. ગમે ત્યારે જઈને તમે મળી શકો... કાઠિયાવાડમાં એમના જેવો પવિત્ર માણસ મેં દીઠો નથી." (પા. ૧૨૦).

ઢેબરનું પ્રથમ મંત્રીમંડળ ચુનંદા દેશસેવકોથી સર્જાયું હતું. કોંગ્રેસ કાર્યકરો તરીકે વર્ષો સુધી તેમણે પ્રજાનાં સુખદુઃખમાં સાથે રહી ગાંધીજીની વિચાર-સરણીને અંગીકાર કરી હતી. જેલોમાં યાતનાઓ સહી હતી અને જીવનના ઉચ્ચ આદર્શો અને મૂલ્યોનું પરિપાલન કર્યું હતું,. ઢેબરે ૧૯૩૬માં વકીલાત છોડી ત્યારથી સાધુ જેવું સાદું અને વિરક્ત જીવન જીવી રહ્યા હતા. ગાંધીજીના અનન્ય અનુયાયી અને સરદારના સિપાહી તરીકે 'સૌરાષ્ટ્રના સંત' એ તેમની ઓળખ હતી.

સૌરાષ્ટ્રના પ્રથમ મુખ્યમંત્રી તરીકે ઢેબરની રહેણીકરણીનું જે તાદૃશ ચિત્ર ચરિત્રકારે પ્રસ્તુત કર્યું છે, તે આજના નેતાઓની જીવનશૈલીના સંદર્ભમાં તો જાણે માનવામાં પણ ન આવે અને છતાં આ એક સચ્ચાઈપૂર્ણ વાસ્તવિક ચિત્ર છે : "જેના સ્નાનાગારમાં પાણીના નળ નથી, જેના ઓરડામાં પાટીના ખાટલા અને લાકડાની ખુરશીઓ સિવાય બીજું કોઈ રાચરચીલું નથી, જેના મહેમાનો અને મુલાકાતીઓને બેસવા માટે સાદી શેતરંજી અને ભારતીય બેઠકના એક તકિયા સિવાય પશ્ચિમાત્ય મુલાયમ બેઠક નથી અને જેના નિવાસના દીદાર ભારતના નિમ્નવર્ગના સામાન્ય જનસમુદાયના રહેઠાણથી વધારે રૂપાળા નથી એવા ઢેબર સ્વરાજ્ય આવ્યા પછી ગાંધીજીએ સૂચવેલા સાદાઈ અને સાધુતાના દૃષ્ટાંતરૂપ રાજકારણી હતા." (પા. ૧૨૬).

ઢેબર મંત્રીમંડળે અત્યંત ટૂંકા ગાળામાં હાંસલ કરેલી મહત્ત્વની સિદ્ધિ એ હતી કે "હજારો વર્ષોથી દારિદ્ર્યનાં પડ વચ્ચે પિસાતા ખેડૂતોને જમીનદારોની ગુલામીમાંથી મુક્તિ અને જમીનની માલિકી મેળવી તે ભાંખડિયાભેર લોકશાહીની અનેરી સિદ્ધિ ગણાય."

સૌરાષ્ટ્ર જેવા નાનકડા પ્રદેશમાંથી જમીનદારી નાબૂદ કરવી એ બહારના જગતને કદાચ મોટી વાત ન લાગે, પરંતુ સ્વરાજ્ય આવ્યે ૫૩ વર્ષ થવા આવ્યાં છતાં હિંદુસ્તાનમાં ઉત્તરપ્રદેશ, બિહાર, બંગાળ,

આંધ્રપ્રદેશ કેરળ અને મહારાષ્ટ્ર જેવાં પ્રભાવશાળી રાજ્યોમાં જમીનદારીનાબૂદીનું કામ અઘરું છે તે હકીકત નોંધવા જેવી છે.

ઢેબરે વહીવટી અધિકારીઓને વિશ્વાસમાં લીધા અને એમણે નિયુક્ત તંત્રવાહકોને એક સૂત્ર આપ્યું હતું કે: "નિયમો પ્રજાને માટે છે, પ્રજા નિયમો માટે નથી. નીતિપૂર્વક પ્રમાણિકપણે પ્રજાની સેવા કરવા કપરા સમયમાં સરકારના નિયમોને નમાવવા પડે તો તે *કર્તવ્ય* થઈ પડે છે." (પા. ૨૦૦).

અખિલ ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસના અધ્યક્ષ તરીકેની એમની વરણી એ ભારતનાં અખબારો માટે એક આશ્ચર્યજનક ઘટના હતી; કારણ કે રાષ્ટ્રીય નેતાઓના નિકટના સંપર્કમાં હોવા છતાં ગુજરાતની બહાર ઢેબરનું નામ આમ પ્રજામાં તો લગભગ અજાણ્યું હતું. ૧૯૫૫ના જાન્યુઆરીની ૧૯મીએ બપોરે ૪ વાગ્યે રાષ્ટ્રીય કૉંગ્રેસનું સાઠમું અધિવેશન મળ્યું ત્યારે પાંચ લાખ માણસોની હાજરીમાં નહેરુએ વિધિપૂર્વક એમને કૉંગ્રેસનું અધ્યક્ષપદ સુપરત કર્યું; એ પ્રસંગે નહેરુના શબ્દો હતા: "નવા અધ્યક્ષ ગુણ-સંપન્ન, સંનિષ્ઠ કાર્યકર છે અને કૉંગ્રેસનું સુકાન તેમના સબળ હાથોમાં સંરક્ષિત છે." (પા. ૨૨૭). નહેરુના આ શબ્દોને ઢેબરે બરાબર ચરિતાર્થ કરી બતાવ્યા. એવી જ રીતે ૧૯૬૪માં ખાદી ગ્રામોદ્યોગના અધ્યક્ષ તરીકે એમની નિમણૂક થઈ એ દરમ્યાન બિહારના ભીષણ દુષ્કાળમાં પણ એમણે રાહતકાર્યોમાં પૂરી લગનપૂર્વક ભોગ આપ્યો.

રાજકારણનું ક્ષેત્ર સદાય ખટપટો, સ્વાર્થ અને હૂંસાતૂંસીનું ક્ષેત્ર રહ્યું છે. આઝાદી પછી તરતમાં જ આ બધાં અનિષ્ટ તત્ત્વો અને પરિબળો દાખલ થઈ ચૂક્યાં હતાં અને સૌરાષ્ટ્રના મુખ્યમંત્રી થયા ત્યારથી જ શામળદાસ ગાંધી સાથે ઉગ્ર મતભેદોનો આરંભ થયો હતો. મોરારજી દેસાઈ જેવા રાષ્ટ્રીય નેતા પ્રત્યે એમને ખૂબ આદરભાવ છતાં પણ એમની સાથે મતભેદો તો સદાય તીવ્ર રહ્યા જ. ભારતના રાજકીય તખ્તા પર તો પછીના ઝડપથી બનતા બનાવોએ ઢેબર જેવા સાધુપુરુષ માટે જાણે કે જાહેર જીવનમાં કશું સ્થાન જ રહેતા ન દીધું. કૉંગ્રેસનું વિભાજન અને ઇંદિરાનું એકચક્રી શાસન અને ત્યારપછી દેશમાં લદાયેલી કટોકટી કે જેને વિશ્વભરના વિચારશીલ અગ્રણીઓએ ભારતના ઇતિહાસમાં કલંક સમાન ગણાવી છે; જો-કે કૉંગ્રેસનું વિભાજન અટકાવવા અને પડેલી તિરાડો સાંધવા ઢેબરે છેવટ સુધી પ્રયાસો કર્યા, પરંતુ વિભાજન પછી ઢેબર શ્રીમતી ઇંદિરા ગાંધીના પડખે જ રહ્યા. આ અંગે પોતાની લાગણી, ચરિત્રકાર મનુભાઈ રાવળ ઉપરના એક પત્રમાં એમણે આ શબ્દોમાં વર્ણવી છે: "ઇંદિરાબહેનને સમર્થન આપવા પાછળ રાજકારણમાં પુનઃ પ્રવૃત્ત થવાનો મારો ઇરાદો નથી. હું જરૂર જાણું છું કે પ્રકૃતિએ હું રચનાત્મક કાર્યકર કરતાં રાજકારણી વધારે છું. પરંતુ હું સાથ આપી રહ્યો છું તેનું કારણ મારો યુવા પેઢીમાં અનુરાગ બતાવે છે અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તેવી વૃત્તિ દર્શાવવા કરતાં વધારે પરિણામજનક કોઈ હેતુ નથી." (પા. ૩૬૩).

૪૧૭ પૃષ્ઠોમાં આ જીવનચરિત્ર આલેખવા માટે લેખકે ૧૯૧ જેટલા સંદર્ભોના હવાલા આપીને અવતરણો ટાંક્યાં છે, જેમાં સૌરાષ્ટ્ર ધારાસભાનાં સત્રો દરમ્યાનની કાર્યવાહીના અહેવાલોનું પ્રમાણ સારું એવું છે. આ સંદર્ભમાં સૂચિ ઉપરાંત ગ્રંથસૂચિમાં લેખકે ૧૫૮ જેટલા ગ્રંથોની યાદી આપી છે. લેખકની સજ્જતા, વિદ્યાપ્રીતિ અને વાચનપ્રીતિથી આ લેખક પણ વાકેફ છે એટલે આ બધા ગ્રંથો લેખકે વાંચ્યા જ હશે એ વિશે શંકા કરવાનું કારણ નથી; પરંતુ ગ્રંથોની એ યાદીમાં મોરારજી દેસાઈની આત્મકથા અને ઇંદુલાલ યાજ્ઞિકની આત્મકથાનો સમાવેશ નથી એથી જરૂર આશ્ચર્ય થાય. વળી એવી અનેક ઘટનાઓ કે જેનો ઢેબર સાથે અપ્રત્યક્ષ સંબંધ પણ નહિવત્ હોય એને પણ વધુપડતી વિગતે અને વિસ્તારથી પ્રસ્તુત કરવામાં આવી છે. જ્યારે ૧૯૭૫ના જૂનમાં દેશમાં કટોકટી જાહેર થઈ એ ઘટનાનો ઉલ્લેખ માત્ર આઠ લીટીમાં જ થયો છે :

"૧૯૭૫ના જૂનમાં ઇંદિરા ગાંધીએ આંતરરાષ્ટ્રીય પરિબળોનો રાષ્ટ્રના આંતરિક પ્રશ્નોમાં

અઘટિત હસ્તક્ષેપ અને આંતરિક અવ્યવસ્થા અને અંધાધૂંધી ફેલાવવાની દહેશતથી દેશમાં કટોકટી જાહેર કરી હતી અને મોરારજી દેસાઈ, જયપ્રકાશ નારાયણ વગેરે અનેક રાષ્ટ્રીય અને પ્રદેશ કક્ષાના રાજકારણીઓને કારાવાસમાં નાખ્યા હતા. બેઅઢી વર્ષના ગાળામાં લોકો અને લોકનાયકોએ પોલીસદમનની અને ગુંડાશાહીની યાતના સહી હતી. જવાહરલાલ નહેરુ જેવા લોકશાહીના અડીખમ સ્થાપક અને રક્ષણહારનાં પુત્રી લોકશાહીનો ધ્વંસ કરે તે દેશપરદેશમાં આશ્ચર્ય અને આઘાતનો વિષય હતો." (પા. ૪૦૧).

ઢેબરના રહસ્યમંત્રી તરીકે થોડો સમય રહી ચૂકેલા અને એમના આપ્તજન જેવા વિદ્વાન, ઢેબરના જીવનચરિત્ર નિમિત્તે જ્યારે આપણને સજ્જતાપૂર્વક અને ચોકસાઈપૂર્વક ભારતના જાહેર જીવનનો એક દસ્તાવેજી અને કડીબદ્ધ એવો ઇતિહાસ પણ સુંદર અને પ્રમાણભૂત રીતે આપે છે, ત્યારે કટોકટીકાળનો આમ માત્ર અછડતો અને સંક્ષેપમાં જ ઉલ્લેખ કરવો અને એમાં પણ અલ્હાબાદ હાઇકૉર્ટના ચુકાદાની ઘટનાની નોંધ સુધ્ધાં ન લેવી એ એક સૂચક બાબત બની રહે છે.

૧૯૭૭ની ૮મી માર્ચે ઢેબરનું અવસાન થયું. આ છેલ્લા દિવસોમાં રાવળ દંપતીએ એમની આપ્તજનની જેમ શુશ્રૂષા કરી એમના મૃતદેહને રાજકોટ લાવવામાં આવ્યો અને દોઢબે લાખની માનવમેદની વચ્ચે રાજકોટની આજી નદીને કિનારે આવેલ સ્મશાનમાં એમનો અગ્નિસંસ્કાર થયો.

"જેને પહેરવાનાં વસ્ત્ર સિવાય બીજી કોઈ માલિકીની વસ્તુ નથી, કોઈ બૅંકમાં ખાતું નથી, પૃથ્વીના પટ પર રહેવાનું મકાન કે ફરવાને વાહન નથી એવા અપરિગ્રહી અને અકિંચન અદના કાર્યકરનું સિંહાસન લોકોના હૃદયમાં સ્થપાયું છે." એવા સાધુચરિત રાજપુરુષ ઉછરંગરાય નવલશંકર ઢેબરનું પ્રેરક જીવનચરિત્ર ગુજરાતી સાહિત્યજગતને આપી લેખકે આવા સાહિત્યસ્વરૂપ ક્ષેત્રે એક મૂલ્યવાન પ્રદાન કર્યું છે. લેખકની શૈલી અત્યંત રસાળ, ક્યાંક અલંકારી અને સંસ્કૃતપ્રચુર છે. ભાષા ઉપર અને કલમ ઉપર લેખકની પૂરી પકડ છે. ગુજરાતી સાહિત્યમાં આત્મકથાઓ તો લખાય છે, પરંતુ જીવનચરિત્રો અતિ અલ્પ સંખ્યામાં જ લખાયાં છે. આવા લેખક પાસેથી વધુ અપેક્ષાઓ છે જ.

[ઉ. ન. ઢેબર : લોકાભિમુખ રાજપુરુષ : લેખક : મનુ રાવળ; પ્રકાશક : સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ સેવા ટ્રસ્ટ, રાજકોટ સરદાર વલ્લભભાઈ પટેલ સ્મારક ટ્રસ્ટ, રાજકોટ, લોકસેવક શ્રી ઢેબરભાઈ સ્મારક ટ્રસ્ટ, રાજકોટ; નવેમ્બર ૧૯૯૪; મૂલ્ય રૂ. ૧૦૦; પૃષ્ઠસંખ્યા : ૪૩૨+૩૨]

**માવજી કે. સાવલા**

## સાભાર સ્વીકાર

**ધૂપ-છાંવ** (હિંદી) : ડૉ. કનૈયાલાલ બલવંતરાય ચૌહાણ 'ચિરાગ', પ્ર. ડૉ. પ્રાગજીભાઈ પાનાચંદ અને શ્રીહરકોરબહેન પ્રાગજીભાઈ મહેતા ચૅરિટેબલ ટ્રસ્ટ વતી શ્રી મનોરમાબહેન અરવિંદભાઈ મહેતા, ૩૬, અરુણોદય પાર્ક, સેન્ટ ઝેવિયર્સ. કૉલેજ પાસે, અમદાવાદ-૯. કિં. રૂ. ૫૦. **બકવાસ: ટહુકો-૧** – પોએટ એન્જલ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૭૦. **વગર એપ્રિલે ફૂલ:** લે. રાજેન્દ્ર જે. જોશી. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૬૫. **પારસી રંગભૂમિનાં ગીતો:** સંપા. ડૉ. ધર્મેન્દ્ર મ. માસ્તર 'મધુરમ', પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦૦. **કોલંબસને કેડે:** લે. દુષ્યન્ત પંડ્યા., પ્ર. ઉપર મુજબ. કિં. રૂ. ૧૦૦. **રાજા-રાનીકી કહાની:** લે. યશવન્ત મહેતા. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦૦. **સ્નેહરશ્મિ:** લે ધીરેન્દ્ર મહેતા, પ્ર. સાહિત્ય અકાદમી, રવીન્દ્રભવન, ૩૫, ફીરોજશાહ રોડ, ન્યૂ દિલ્હી-૧૧૦ ૦૦૧, કિં. રૂ. ૨૫. **હંસ સરીખા મન** (હિન્દી) : લે. ડૉ. શાન્તિ શેઠ, પ્ર. હિન્દી સાહિત્ય પરિષદ, ૨, અમર આલોક ઍપાર્ટમેન્ટ્સ, બાલવાટિકા, મણિનગર, અમદાવાદ-૩૮૦ ૦૦૮, કિં. રૂ. ૮૦. **રાષ્ટ્રના સળગતા પ્રશ્નો:** સ્વામી સચ્ચિદાનન્દ, પ્ર. ગૂર્જર પ્રકાશન, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦.

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

ઇલેક્ટ્રૉનિક ત્વરિત સંચારમાધ્યમો એકવિધતાના કવચમાં વિશ્વને જકડી લેવા મથતાં હોય અને સંસ્કૃતિઓની ઓળખ ભૂંસાવા તરફ જતી હોય ત્યારે સંસ્કૃતિની મીમાંસા જેવું નવું શાસ્ત્ર ઢાલ તરીકે ઊપસે એ સ્વાભાવિક છે. કદાચ સમાજવિજ્ઞાન પણ એટલે જ જુદી પદ્ધતિઓ અને જુદાં વિશ્લેષણો તરફ જઈ રહ્યું છે. સાહિત્ય પણ એટલે જ સ્વાયત્તતાની જક છોડીને પોતાના આંતરિક સ્વકીય સંકેતો સાથે બહારના સર્વક્ષેત્રીય સંકેતોને માર્ગ આપવા તત્પર થયું છે. સંસ્કૃતિઓ પર ઊભી થયેલી કટોકટીએ સ્થાનિક પરિબળોને સક્રિય કર્યાં છે. અખિલાઈને આવરતી સર્વદેશીયતા કે સાર્વત્રિકતાનો વિરોધ થઈ રહ્યો છે. સંસ્કૃતિમાં વર્ચસ્ (hegemony) ભોગવતા ક્ષેત્રની સામે હાંસિયામાં રહેલા ઉપેક્ષિતો કે ઉન્મૂલિતો યા વિચલતોનાં નાનાં નાનાં ક્ષેત્રો તરફ ધ્યાન વધારે કેન્દ્રિત થઈ રહ્યું છે. આ સંજોગોમાં ફ્રેન્ચ સમાજવિજ્ઞાની એમીલ દ્યુરકેમ (Emile Durkheim)ની વિચલિતો (anomie) અંગેની વિભાવના સમજવી જરૂરી છે.

anomie (વિચલિતો) સંજ્ઞાનો અર્થ થાય છે : 'નિયમો નહીં'. આ સંજ્ઞા ગ્રીક શબ્દ nomos પરથી ઊતરી આવી છે. વિચલિત વ્યક્તિઓ અને જૂથો સામાન્ય રીતે સમાજના નિયમો, કાયદાકાનૂનો કે એની રૂઢિઓને ગાંઠતા નથી. જેમ કે ચોરોનું જૂથ વ્યક્તિઓનું બનેલું છે, પણ આ વ્યક્તિઓ બહારની નથી, વિચલિત છે. આ જ વાત સજાતીય પુરુષજૂથ જેવી વિચલિત ઉપસંસ્કૃતિઓને પણ લાગુ પડે છે. ઉપસંસ્કૃતિઓના સભ્યો વ્યવહારના અમુક નિયમોનું પાલન નથી કરતા. પણ મોટા સમાજોમાં પ્રવર્તતા નિયમોની સામે ઘણી વાર આ નિયમો અસંગત હોય છે. કેટલાક સમાજવિજ્ઞાનીઓએ સૂચવ્યું છે કે આ વિચલિતી દ્વારા જ વિચલન સંબંધિત છે અને કદાચ એમના દ્વારા જ જન્મે છે.

દ્યુરકેમે પારસ્પરિક નિર્ભરતાને બે પ્રકારની ગણાવી છે : એક છે સહજ નિર્ભરતા (mechanical solidarity) અને બીજી છે સંઘટનાત્મક નિર્ભરતા (organic solidariy). આદિમ સમાજોમાં અને આજે પણ પરિવારોમાં જે જોઈએ છીએ તે સહજ નિર્ભરતા છે, જેમાં સંબંધિત હોવાની, પરિવારના એક અંગભૂત સભ્ય હોવાની, પોતાપણાની ભાવના રહેલી છે. જ્યારે બીજી બાજુ જે આધુનિક સમાજોમાં જોઈએ છીએ તે સંઘટનાત્મક નિર્ભરતા છે, જેમાં પોતાપણાની ભાવના નથી, પણ જેમાં કાયદાકીય સંબંધોની કે કરારબદ્ધ સંબંધોની સંકુલ વ્યવસ્થા છે. દ્યુરકેમનું માનવું છે કે સહજ નિર્ભરતાયુક્ત સામાજિક વ્યવસ્થાપનથી હટીને આપણે સંઘટનાત્મક વ્યવસ્થાપન તરફ વળ્યા છીએ. આમાં આપણે પ્રગતિ કરી છે, પણ એને માટે ખાસ્સી એવી કિંમત પણ ચૂકવી છે.

આ માટે ચૂકવેલી કિંમત તે 'વિચલિતો'. સહજ નિર્ભરતાયુક્ત સમાજોમાં સામાજિક સંબંધો વિખંડિત થયા. લોકોએ સામૂહિક સભાનતા ગુમાવી. આ સામૂહિક સભાનતાને કારણે તો શું ખરું છે અને શું ખોટું છે, શું સારું છે ને શું ખરાબ છે એ અંગે સર્વસામાન્ય સ્વીકૃતિ હતી. પરંતુ લોકોની સામૂહિક સભાનતા ઘટી જવાની પરિસ્થિતિએ વ્યક્તિઓ અને ઉપસંસ્કૃતિઓને પોતાના નિયમો ઘડી કાઢવાનો માર્ગ મોકળો કરી આપ્યો અને વિચલિત વ્યવહાર માટેના દરવાજા ખુલ્લા કરી આપ્યા. અમેરિકા જેવા દેશમાં અને ઘણા પશ્ચિમી દેશોમાં કિશોરોમાં વિચલિત વ્યવહાર ખાસ નજરે પડે છે. આ કિશોરો જાતજાતનાં કારણોસર બંડખોર છે. બીજી બાજુ વૃદ્ધો પણ સામાજિક વ્યવસ્થાને કારણે પોતાને તરછોડાયેલા માને છે. એમને એકલતા સાલેછે.

'વિચલિતો' એ સામાજિક ઘટના છે. પોતાના સમાજમાં સમાઈ ન શકી એવી કોઈ ચોક્કસ વ્યક્તિઓનું પરિણામ નથી. પરંતુ આ સમાજોના સ્વરૂપનું અને આ સમાજો કિશોરો, વૃદ્ધો, ઉપસંસ્કૃતિઓના સભ્યો માટે જે ગોઠવણ કરે છે એના સ્વરૂપનું પરિણામ છે.

આજે નારીવાદ, અનુસંસ્થાનવાદ, નિમ્નવર્ગીય અભ્યાસ (subaltern studies) કે નવ્ય-ઇતિહાસવાદ જેવાં સમાજવિજ્ઞાનપ્રેરિત પરિમાણોને કારણે સાહિત્યવિવેચનનું પરિદૃશ્ય બદલાયું છે. સાહિત્યકૃતિની અંદરબહારથી એક સાથે થતી તપાસે એને ત્રિપરિમાણી અભ્યાસની તક પૂરી પાડી છે. આ બધાને લક્ષમાં રાખીએ તો 'વિચલિતો' કે અન્ય સમાજવિજ્ઞાની અભિગમો સાહિત્યવિવેચનને નવું બળ પૂરું પાડશે એવું જોવાય છે. ☐

# સાભાર સ્વીકાર

**ઝાકળભીનાં મોતી:** લે. કુમારપાળ દેસાઈ, પ્ર. કુસુમ પ્રકાશન, ૬૧/એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ-૭, કિં. રૂ. ૭૫. **દેશ રે જોયા પરદેશ જોયા:** લે. કિશોરસિંહ સોલંકી, પ્રકાશક: બાબુભાઈ હાલચંદ શાહ, પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળના નાકે, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૨૦૦. **અંતરના ઝરૂખેથી:** લે. કૃપાશંકર જાની, પ્રકાશક: વિજયભાઈ મહેતા, સસ્તું પુસ્તક ભંડાર, ભદ્રીની બારીમાં, ગાંધી રોડ પુલ નીચે, અમદાવાદ-૧, કિં. રૂ. ૧૫. **લહેરોનાં પગલાં:** લે. ધનજીભાઈ પટેલ 'આનંદ', પ્ર. પૂનમચંદ ધનરાજભાઈ કોઠારી, શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ૬૪/૧, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૫૦. **દરિયો ડોલ્યો સૈ !:** લે. દીપક ત્રિવેદી. પ્ર. કંકાવટી સાંસ્કૃતિક મંડળ, C/o સતીશ વ્યાસ, 'બીજેશ', ૪, મોમાઈનગર, ગાંધીનગર, મુ. જામનગર-૩૬૧૦૦૫, કિં. રૂ. ૭૫. **વસમી વેળા:** સમરેશ મજુમદાર, અનુ. ચન્દ્રકાન્ત મહેતા, પ્ર. સાહિત્ય અકાદમી, રવીન્દ્રભવન, ૫, ફીરોજશાહ રોડ, નવી દિલ્હી-૧૧૦ ૦૦૧, કિં. રૂ. ૨૭૫. **પસ્તીનાં પાનાં:** પ્ર. ચુ. વૈદ્ય, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૮૫.

**મહાવીર સાહિત્ય પ્રકાશનમંદિર** (હઠીભાઈની વાડી, દિલ્હી દરવાજા બહાર, અમદાવાદ-૩૮૦ ૦૦૪)નાં

**શ્રી અરવિંદનો પૂર્ણયોગ:** લે. સંતબાલ, કિં. રૂ. ૧૦. **સંપૂર્ણ ક્રાંતિ–લોકશાહી અને ભાલ નળકાંઠા પ્રયોગ :** લે. અંબુભાઈ શાહ, કિં. રૂ. ૧૫. **અનુભવની આંખે:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦. **ન્યાયનું નાટક:** લે. સંતબાલ, કિં. રૂ. ૧૦. **રાજકીય ઘડતર:** લે. અંબુભાઈ શાહ, કિં. રૂ. ૧૫. **મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર (એક પરિચય) :** લે. મનુ પંડિત, કિં. રૂ. ૧૫. **મારી જીવનસાધના:** લે. સંતબાલ, કિં. રૂ. ૧૫. **અનુભવની આંખે** (ભાગ ત્રીજો): લે. અંબુભાઈ શાહ, કિં. રૂ. ૧૫. **मुनि श्री संतबालजी :** સંપા. મનુ પંડિત, કિં. રૂ. ૧૦.

**પરિચય ટ્રસ્ટ** (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૨)નાં

**ગોદરેજનાં સો વર્ષ :** દુષ્યન્ત પંડ્યા (૯૬૧) કિં. રૂ. ૬. **આયર્લૅન્ડનું સમાધાન** (૯૬૨). કિં. રૂ. ૬. **માર્ક ટ્વેનની કથાસૃષ્ટિ :** બી.એસ. નિમાવત (૯૬૩) કિં. રૂ. ૬. **ક્ષયરોગ:** લે. ડૉ. કિરણ શિંગ્લોત (૯૬૪), કિં. રૂ. ૬. **આપણું રાષ્ટ્રીય પ્રાણી વાઘ:** લે. કનૈયાલાલ રામાનુજ (૯૬૫), કિં. રૂ. ૬. **પાકિસ્તાન:** લે. રાજેન્દ્ર દવે (૯૬૬), કિં. રૂ. ૬. **સચીન તેંદુલકર:** લે. પ્રદીપ તન્ના (૯૬૭), કિં. રૂ. ૬. **અભિનયકલા:** લે. ચન્દ્રકાન્ત ઠક્કર (૯૬૮), કિં. રૂ. ૬. **આપણો મોટર ઉદ્યોગ:** લે. સુધાકર શાહ (૯૬૯), કિં. રૂ. ૬.

અન્ય

**હરિ નામની હોડી જે મીરાં સંગ છે જોડી:** રતુભાઈ દેસાઈ, પ્રકાશક: પરિમલ પ્રકાશન પ્રતિષ્ઠાન વતી મૃણાલ દેસાઈ, પાર્વતી, હનુમાન રોડ, વિલે પારલે (પૂર્વ), મુંબઈ ૪૦૦ ૦૫૭, કિં. રૂ. ૫૦. **વિવૃત:** વસંત પુરાણી, પ્રકાશક: સુમન પ્રકાશન, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મન્સૂર બિલ્ડિંગ, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૩૦. **એકતાનો પંથ** (દેશભક્તિ-બાળગીતો) : લે. મગનલાલ ગંધા, પ્રકાશક: પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર, ઢેબર રોડ, મ્યુ. કૉર્પો. સામે, રાજકોટ, કિં. રૂ. ૨૦. **રખડપટ્ટી** (બાલગીતો) : મગનલાલ

ગંધા પ્રકાશક: ચંપાગૌરી મગનલાલ ગંધા, વાણિયાવાડી, ૧/૯, રાજકોટ (સૌરાષ્ટ્ર), કિં. રૂ. ૧૫. **માટી મારા દેશની:** મગનલાલ ગંધા, પ્રકાશક: ચંપાગૌરી મગનલાલ ગંધા, 'કુળદેવીકૃપા', ૧/૯, વાણિયાવાડી, રાજકોટ-૨, કિં. રૂ. ૨૫. **વિષ્ણુદેવજીની વેદકથાઓ:** લે. આચાર્ય વિષ્ણુદેવ પંડિત, પ્ર. વેદપ્રકાશન સમિતિ, ૨૯, ડાહ્યાભાઈ પાર્ક, ગીતામંદિર રોડ, અમદાવાદ-૨૨, કિં. રૂ. ૧૫. **રંગમંચનો રોમાંચ:** લેખક-પ્રકાશક દેવેન શાહ, 'સુહેલ', ૬૭, રંગ – ઉપવન સોસાયટી, હનુમાન મઢી, રૈયા રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૫, કિં. રૂ. ૫૦. **આખું આકાશ મારી પીડા:** દેવેન શાહ, પ્રકાશક: રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. કિં. રૂ. ૫૦. **ઝાકળની ખેતી:** લે. થોભણ પરમાર, પ્રકાશક: ૭૭, પટેલ નગર, ડિંડોલી જકાતનાકા પાસે, ઊધના, સૂરત-૩૯૯૨૧૦, કિં. રૂ. ૨૫. **આધુનિક ભાવબોધની સંસ્કૃત કવિતા:** મૃગયા, પ્રા. રીતા ત્રિવેદી, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦. **શિવમ્:** 'અનામી', પ્ર. પોતે, ૨૨/૨, અરુણોદય સોસાયટી, વડોદરા-૩૯૦ ૦૦૭, કિં. રૂ. ૧૧૦. **પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ ૯૭૯:** વાઇનો રોગ, ડૉ. પ્રવીણા શાહ, કિં. રૂ. ૬. **પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ ૯૮૦:** ભવભૂતિ, યોગેશ પટેલ, કિં. રૂ. ૬. **પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ ૯૮૧:** પ્રદૂષણની સમસ્યા, નગીન મોદી, કિં. રૂ. ૬. પ્રકાશક : પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૨. **સ્વાદ-આસ્વાદ:** લે. દેવેન્દ્ર બારોટ, પ્ર. રામલાલ પરદેશીના મકાનમાં, સદર બજારના બસસ્ટૅન્ડ પાસે ફતેહગંજ, વડોદરા-૩૯૦ ૦૦૨, કિં. રૂ. ૪૦. **તત્ત્વસંદર્ભ:** લે. પ્રમોદકુમાર પટેલ, પ્રકાશક: ૨૬-બી, અક્ષરધામ સોસાયટી, પ્રોડક્ટિવિટી રોડ, અકોટા ગાર્ડન સામે, વડોદરા-૩૯૦ ૦૨૦, કિં. રૂ. ૧૬૦. **એક ટહુકાનું આભ:** લે. બકુલ રાવલ, પ્ર. રેવતી પ્રકાશન, ૧૧, ઉમેદ વિલા, વિશ્વભારતી સોસાયટી, સી.ડી. બરફીવાલા માર્ગ (જુહુ ગલી), અંધેરી (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૫૮, કિં. રૂ. ૮૦.

**પતીલ-ઇકલેસરી પ્રકાશન "રાધા-રમણ"** (૯, અંબિકાકુંજ સોસાયટી, વાઘોડિયા રોડ, પાણી ગેટ, વડોદરા-૧૯)નાં

**નવભારતનિર્માણ:** લે. નટવર મ. અકલેસરી "રાધા-રમણ", કિં. રૂ. ૬૫. **સૂર્યમુખી:** લે. નટવર મ. અકલેસરી "રાધા-રમણ", કિં. રૂ. ૩૨. **મહર્ષિ વિશ્વામિત્રનો યજ્ઞ :** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૩૫. **વૈકુંઠદર્શન :** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૪૫. **Three in one :** લે. કવિશ્રી પતીલ, કિં. રૂ. ૨૬. **ચં. ચી. મારા ગુરુ:** લે. ડૉ. ગોપાલ શાસ્ત્રી, પ્ર. સાધના શાસ્ત્રી, નરસિંહજીની પોળ, ભાની શેરી, વડોદરા-૫, કિં. રૂ. ૧૦૦. **બાપાની પીંપર:** કિરીટ દૂધાત, પ્રકાશક: નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨, તથા જૈન દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૪૫. **સગધરા:** રક્ષા દવે, પ્રકાશક: જીવન કૉટેજ, ૪૩૯-A, "અજવાસ", પ્રભુદાસ તળાવ ચોક, ભાવનગર-૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૫૦. **મયૂરાક્ષી:** પીયૂષ પંડ્યા 'જ્યોતિ', પ્રકાશક: પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો સામે, ઢેબર રોડ. રાજકોટ-૧, કિં. રૂ. ૪૦.

**સમયસપ્તક**

॥ ૧ ॥

સમયનાં
મૂળિયાં
છે
મગજમાં
તેની શાખાઓ છે
હાથ-પગમાં
તેનું અદૃશ્ય થડ છે
ઇચ્છા.
સંવેદનગુચ્છમાં
મંજરી
મહેંકે.
પ્રતીક્ષાના લયબદ્ધ
ધબકે
સળ પછી સળ.
આવશે
આવશે
ફળ
પછી
ફળ.

॥ ૨ ॥

ઘટનાના કેન્દ્રમાં સળવળતા
સમયને
આંખ કાન નાક જીભ ત્વચા
આજીવન
વળગે.
તેલ પુરાતાં તનમાં
મનનો
દીવો
સળગે.

॥ ૩ ॥

સમયની નૌકા
અથડાય
સ્થળના કાંઠાને.
કાંઠા
સફાળા
જાગી જાય
બેસી જાય
ત્વરાથી
સમયની નૌકામાં.
સમયની નૌકા
સ્થળને ઊંચકી
ભાષાના દરિયામાં
બુડબુડ
બૂડે.

॥ ૪ ॥

સમય કોઈની માલિકીનો
નથી.
સમયને
પકડવા જનાર
પકડાઈ જાય
સમયના
ગાળિયામાં;
અને
સમયની
પાછળ
પાછળ
ઢસડાય.

॥ ૫ ॥

સમયના
પાંજરામાં
આશાપંખી
ડોલે.
મનગમતું
બોલે.

॥ ૬ ॥

નગ્ન આશ્ચર્યને
ઓળખનું વસ્ત્ર
લપેટી
સુખની મજૂસમાં
સાચવીને રાખે છે
તે સમય છે.
મજૂસ ઉઘાડી
આશ્ચર્યને
સુખપૂર્વક
તાકે છે
તે સમય છે.

॥ ૭ ॥

વેદના વારાથી
અર્થ ઝંખે છે
અર્થનો અંત.
મન ઝંખે છે
મનનો અંત.
શબ્દ ઝંખે છે
શબ્દનો અંત.
સમય ઝંખે છે
સમયનો અંત.
ઇચ્છા ઝંખે છે
ઇચ્છાનો અંત.
વેદના વારાથી
વેદ ઝંખે છે
વેદનો અંત

**લાભશંકર ઠાકર**

*

**Uddesh** (A literary, cultural monthly) January 2000 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No 188 R No GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ દસમું : અંક સાતમો

ફેબ્રુઆરી : ૨૦૦૦

તંત્રી
રમણલાલ જોશી

**૧૧૫**



# ઉદ્દેશ

વર્ષ : દસમું અંક : સાતમો સળંગ અંક : ૧૧૫

## અનુક્રમ: ફેબ્રુઆરી ૨૦૦૦



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક · રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન . ૬૬૧ ૦૪૪૧.
મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ


- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'નાં ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોંટેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**

- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

ફેબ્રુઆરી ૨૦૦૦



*સર્વભાષા સરસ્વતી*

## યોગક્ષેમ વહું છું હું

ભગવદ્ગીતામાં કૃષ્ણ નિષ્કામ કર્મનો ઉપદેશ આપતાં કહે છે કે કર્મ એવી રીતે કરવું કે જેમાં કરનારને કર્તૃત્વનું અભિમાન ન હોય, અને એ કર્મના ફળની આશા, કામના ન રાખે. કર્તવ્ય કર્મ ધર્મભાવનાથી જ કરે.

પણ ભક્તિયોગનો મહિમા કરતાં કૃષ્ણ અર્જુનને કહે છે કે જેની એકમાત્ર પરમેશ્વરમાં અનન્ય ભક્તિ, અવિચળ ભક્તિ-સૂધ હોય એના યોગક્ષેમનો ભાર ભગવાન કૃષ્ણે પોતે ઉપાડે. જે જોઈએ તે એને મેળવી આપે, એ જે પામે તેનું રક્ષણ કરે.

*अनन्यांश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।*
*तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥*
*'ચિંતવે ના બીજા કોને, ઉપાસે માત્ર જે મને,*
*યોગક્ષેમ વહું એનું, સદા જે યુક્ત મુજ શું.'*

આમાં એક ભારે મોટી ગૂંચ રહેલી જણાય છે.

જો ભક્તના યોગક્ષેમની સંભાળ કૃષ્ણ રાખે, તો એ નિષ્કામ કર્મયોગીના પણ યોગક્ષેમની ચિંતા રાખે કે નહીં? આને એક પ્રલોભન ગણવું? કર્મયોગી ભલે ફળની આશા રાખ્યા વિના કર્મ કરે, ભક્ત ભલે ભગવાનની એકનિષ્ઠ ઉપાસનામાં રત રહે, પણ એમને જ્યારે ભગવાન વિશ્વાસ બંધાવે કે તમારું યોગક્ષેમ એ મારી નિસબત છે, ત્યારે પ્રશ્ન એવો થાય છે કે ભક્તને, કર્મયોગીને એવી ખાતરી આપવાની જરૂર કેમ પડી? શું એમને પોતાના યોગક્ષેમ બાબત કશી ચિંતા કે શંકા હતી?

આપણે એ રીતે સમાધાન કરી શકીએ કે ધર્મભાવે કર્મ અને ભક્તિ કરનારને સ્વર્ગ કે મોક્ષ આપોઆપ મળે એમ કૃષ્ણ ફળશ્રુતિરૂપે કહે છે. પણ હકીકત એવી લાગે છે કે ભગવદ્ગીતાનો ઘણો ભાગ પૌરાણિક પરંપરા અને શૈલી અનુસાર રચાયેલો છે. 'મહાભારત'ના ઘણા ભાગને પણ આ લાગુ પડે છે. પૌરાણિક નિરૂપણમાં વર્ણ્ય વિષયનો કોઈ શુકદેવ, વ્યાસ જેવા મહર્ષિને મુખે મહિમા ગવાય છે, અતિશય ગૌરવ કરાય છે, અને તેની ફળશ્રુતિ કહેવાય છે. આવું એનું માળખું હોય છે. ભગવદ્ગીતાને આ જ વારસો મળ્યો છે અને એટલે કૃષ્ણ કહે છે, મારી ભક્તિ કરશે એનું યોગક્ષેમ મારે માથે.

દાર્શનિક અને ધાર્મિક વિચારણા પાછળની ભાવના અને નિરૂપણરીતિ વચ્ચે ઘણો ભેદ રહેલો છે.

**હરિવલ્લભ ભાયાણી**

તંત્રી

### શ્રી ઈશ્વરભાઈ પ્ર. પટેલ 'પરમાર્થી'નું દુ:ખદ અવસાન

કપૂરા (તા. વ્યારા)ના વતની શ્રી ઈશ્વરભાઈ પ્ર. પટેલ સાથે મૈત્રીસબંધ બંધાયા પછી પ્રસંગોપાત્ત પત્રો દ્વારા અને પ્રત્યક્ષ મળવાનું થતું. છેલ્લે તા. ૧૦-૩-'૯૮ના રોજ કપૂરાથી તેમણે પત્ર લખી જણાવ્યું કે "આપણી બંનેની ઇચ્છા એકમેકને મળવાની છે, છતાં સંજોગો આપણને ભેગા થવા દેશે નહિ એવું લાગે છે" એ જ પત્રમાં પછી તેમણે પોતાના કૌટુમ્બિક સંજોગો વર્ણવેલા. એ પછી તા. ૩૦-૩-'૯૮ના પત્રમાં "અમો તા. ૪-૪-'૯૮ને દિને U.S.A. જવા માટે કપૂરથી નીકળાશું એ વાત નક્કી' એમ લખ્યું એ પ્રમાણે, તે યુ.એસ.એ. ગયા પણ કોઈ કોઈ વાર અમેરિકા ફોન કરતો. ત્રણચાર મહિના પહેલાં મેં એમને ફોન કરી ભારત આવવા વિનંતી કરી. તે હસ્યા. એ પછી તેમના કોઈ સમાચાર ન હતા. હમણાં ૨૬મી જાન્યુ. '૨૦૦૦ના રોજ કપૂરા ફોન કર્યો તો તેમનાં પત્ની મણિબહેને ઈશ્વરભાઈના દુ:ખદ અવસાનના સમાચાર આપ્યા. આઘાત લાગ્યો. તા. ૨૧ નવે. '૯૯ના રોજ તેમનું અવસાન થયું. કપૂરાથી દમણ લઈ ગયેલા. નવસારીમાં હૉસ્પિટલમાં તેમનું અવસાન થયું. ૨૨મીએ સવારે તેમની સ્મશાનયાત્રા કાઢી. તે જયંતભાઈ અને પંકજભાઈ નામે બે પુત્રો, અને નિવેદિતા, કલ્પના અને ભાવના એ ત્રણ પુત્રીઓ અને ગં. સ્વ. મણિબહેનને પોતાની પાછળ મૂકી ગયા છે. તેમનો જન્મ ૨૨-૬-૧૯૩૦ના રોજ થયેલો. ૭૦ વર્ષે તેમનું અવસાન થયું.

શ્રી ઈશ્વરભાઈનું ઉપનામ 'પરમાર્થી' સાર્થક હતું. તેઓ પૂ. શ્રી યોગેશ્વરજીના અને મા સર્વેશ્વરીના ભક્ત હતા. તેમને કબીરની કૃતિઓનો પણ ઊંડો અભ્યાસ હતો. 'કબીર-સાખી-સુધા', 'કબીર પદસુધા', 'કબીર બાવની' વ. પુસ્તકો પ્રગટ કર્યાં છે. છેલ્લે તેમણે 'જ્ઞાન-ગુદડી' પુસ્તક મને ભેટ મોકલાવેલું. કબીરનાં પદો અને સાખીઓના અર્થ તે આપતા. ૧૯૯૨માં પ્રગટ થયેલ 'કબીર શબ્દસુધા'ની પ્રસ્તાવના મેં તેમના આગ્રહથી લખેલી. આ પ્રસ્તાવનામાં મેં લખેલું, "અહીં શ્રી ઈશ્વરભાઈએ કબીરના કુલ ૧૧૫ શબ્દ સંપાદિત કરીને આપ્યા છે. પ્રત્યેક શબ્દની સમજૂતી આપી છે, અને અંતે પ્રત્યેકની 'ટિપ્પણી' આપી એના મર્મને સ્ફુટ કરી આપ્યો છે. મધ્યકાલીન કવિઓની કૃતિઓના પાઠ અંગે ભારે મતભેદો પ્રવર્તે છે. અહીં સંપાદકે એની બહુ કડાકૂટમાં પડ્યા સિવાય પ્રચલિત જાણીતો પાઠ લીધો છે, તેમણે મુખ્ય આધાર 'કબીર બીજક' ગ્રંથનો લીધો છે. પરંતુ કબીરની વાણી જે પરંપરાથી કબીરાનુયાયીઓ અને ભાવિકોમાં પ્રચલિત છે એનો ખ્યાલ પણ તેમણે રાખ્યો છે. કબીરના 'શબ્દ'ના અર્થઘટનમાં સંપાદકની બહુશ્રુતતા અને કબીરના સાહિત્યનો ઊંડો અભ્યાસ પદે પદે જણાય છે. કબીરન આ સંપાદનગ્રંથોમાં શ્રી ઈશ્વરભાઈ એક વિદ્વાન તરીકે પ્રવૃત્ત થયા નથી, પણ એક સત્યશોધક શ્રેયાર્થી તરીકે પ્રવૃત્ત થયા છે. પરિણામે એક આત્માર્થી-પરમાર્થીની જિજ્ઞાસા અને તાત્પર્યદર્શનમાં હૃદયનો રસ ભળ્યો છે. સૌ અધ્યાત્મરસિકોને આ પુસ્તકમાં વિશેષ રસ પડશે તે આ કારણે."

તે સ્વતંત્ર કાવ્યકૃતિઓ પણ રચતા. તેમણે મને મોકલેલી રચનાઓમાંથી આગળ ઉપર પ્રગટ કરીશું.

'ઉદ્દેશ'ના પહેલાં પાંચ વર્ષના તંત્રીલેખોનો સંગ્રહ 'આદિવચન' નામે મે ૧૯૯૫માં પ્રગટ કરેલો 'ઉદ્દેશ'ના હિતસ્વી એવા જે મહાનુભાવોને અર્પણ કર્યો એમાં શ્રી ઈશ્વરભાઈ પ્ર. પટેલનું નામ પણ છે. તેમના અવસાનથી ગુજરાતના સંસ્કારજીવનને ખોટ પડી છે. પ્રભુ શ્રી ઈશ્વરભાઈના આત્માને ચિરશાંતિ અર્પે અને તેમના અવસાનનું દુ:ખ સહન કરવાની તેમનાં કુટુંબીજનોને અને સ્નેહીમિત્રોને શક્તિ અર્પે એ પ્રાર્થના.

**શ્રી દિલીપ રાણપુરાની નવલકથા દૂરદર્શન ઉપર**

સુપ્રસિદ્ધ નવલકથાકાર શ્રી દિલીપ રાણપુરાની જાણીતી નવલકથા 'આ કાંઠે તરસ' ઉપરથી શ્રી પરેશ મહેતાએ તૈયાર કરેલ હિન્દી શ્રેણી 'સ્વાતિ' દર રવિવારે સવારે ૧૦-૩૦ વાગ્યે ડીડી-૧ નેશનલ ચૅનલ પર પ્રસારિત થાય છે. સાહિત્યરસિકોને એ જોવા ભલામણ છે.

**શ્રી ભગવતીકુમાર શર્માને 'નચિકેતા' પુરસ્કાર**

પ્રાદેશિક ભાષાના સર્વોત્તમ પત્રકારને અપાતો રૂ. ૧ લાખનો પાંચજન્ય-નચિકેતા પુરસ્કાર આ વર્ષે અગ્રણી પત્રકાર– સાહિત્યકાર શ્રી ભગવતીકુમાર શર્માને આપવાની જાહેરાત થઈ છે. શ્રી ભગવતીકુમારને હાર્દિક અભિનંદન.

**મુંબઈમાં યોજાયેલ સાહિત્યિક–સાંસ્કૃતિક સમારોહ અને શ્રી જશવંત મહેતાનાં પુસ્તકોનો લોકાર્પણવિધિ**

જયંતિ એમ. દલાલ ષષ્ટિપૂર્તિ ફાઉન્ડેશન અને વિલેપાર્લે ગુજરાતી મંડળ દ્વારા વિશિષ્ટ ધાર્મિક, સાહિત્યિક, સાંસ્કૃતિક સમારોહ તા. ૧૫ જાન્યુઆરી ૨૦૦૦ના રોજ મુંબઈ ખાતે યોજાયો હતો. જાણીતા સાહિત્યકાર શ્રી જશવંત મહેતાનાં ત્રણ પુસ્તકો 'વેદની પ્રેરક કથાઓ,' 'પુષ્ટિપદારથ સબ કૌ જાનો,' અને 'પુષ્ટિનિકુંજકથા'નું વિમોચન થયું હતું. પહેલા પુસ્તકનું વિમોચન સંસ્કૃત સાહિત્ય અકાદમીના પ્રમુખ ડૉ. ગૌતમ પટેલે કર્યું હતું, અને બીજાં બે પુસ્તકોનું વિમોચન પ્રસિદ્ધ ચિંતક શ્રી હરિભાઈ કોઠારીએ કર્યું હતું. આ પ્રસંગે શ્રી જશવંત મહેતાને અભિનંદન અને શુભેચ્છાઓ.

**લેખકે કરેલું પ્રકાશકનું સન્માન**

સામાન્ય રીતે લેખકોનું સન્માન પ્રકાશકો વ. કરતા હોય છે, પણ તાજેતરમાં વડોદરામાં લંડન-સ્થિત કવિ શ્રી ડાહ્યાભાઈ પટેલ, બૅરિસ્ટરે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના શ્રી મનુભાઈ શાહને સુવર્ણચન્દ્રક આપી એમનું સન્માન કર્યું એ આનંદદાયક ઘટના છે. શ્રી મનુભાઈને હાર્દિક અભિનંદન.

□

## આભાર

મારાં પત્ની અ.સૌ. ભગવતીના તા. ૧ ફેબ્રુ. '૨૦૦૦ના રોજ થયેલા દુઃખદ અવસાન અંગે અનેક સ્નેહીઓએ અને 'ઉદ્દેશ' પરિવારનાં સૌએ પ્રત્યક્ષ મળીને, પત્રો અને ટેલિફોન દ્વારા જે સમસંવેદના વ્યક્ત કરી એથી આ આઘાત સહન કરવામાં બળ મળ્યું છે. સૌનો હૃદયપૂર્વક આભારી છું.

રમણલાલ જોશી

# વૉટરફિલ્ટર

પન્ના નાયક

"ક્યાં જાય છે, અલ્પા?"

જ્યારથી અમારા મિત્ર ભાનુભાઈએ મારા જન્માક્ષર જોઈને કહ્યું કે મારે પ્રવાસયોગ છે ત્યારથી હું જેવી તૈયાર થાઉં કે નિમિષ અચૂક પૂછે :

"ક્યાં જાય છે, અલ્પા?"

"ક્યાંય નહીં."

"તું છુપાવે છે." નિમિષ છાપામાંથી જ્યોતિષનું પાનું જોતાં બોલ્યો.

અમારાં લગ્નને પાંચ વરસ થયાં છે. નિમિષે પાંચ નોકરીઓ બદલી છે. અમારું ઘર હજી અનફર્નિશ્ડ છે. ઓરડાઓમાં રંગ કરાવવાનો બાકી છે. રસોડાની ફર્શની ટાઇલ્સ ઊખડવા માંડી છે. નવાં ટોસ્ટર, બ્લેન્ડર લાવવાનાં થયાં છે. ભાનુભાઈએ કહ્યું ત્યારથી નિમિષ માત્ર જ્યોતિષ પર ધ્યાન આપે છે.

નિમિષનો દેખાવ મોટે ભાગે ગુજરાતી પુરુષોનો હોય એવો. સાધારણ રંગ, ઘઉંવર્ણો. આંખો ચબરાક, પણ કાળી ફ્રેમનાં ચશ્માંમાંથી એનો બહુ ખ્યાલ ન આવે. ઓછાબોલો. કેટલાક એને મીંઢો કહે એટલો ઓછાબોલો. ઉંમર પિસ્તાળીસ, મારા કરતાં પંદર વધારે. હવે ટાલ પડવા માંડી છે, પણ મને દેખાતી નથી. કદાચ મારે જોવી નથી.

મને ટાલનો વાંધો નથી. વાંધો એના સ્વભાવનો છે. એનો સ્વભાવ બૉરિંગ છે. મને બૉરિંગ લાગે છે. કદાચ મારી અપેક્ષાઓને કારણે હશે. નિમિષ છેલ્લા એક વરસથી ટેક્સેકો ગૅસ કંપનીમાં ઍડ્વર્ટાઇઝિંગ ડિપાર્ટમેન્ટમાં કામ કરે છે. ત્યાં એણે ગૅસ માટેનાં સ્લોગન તૈયાર કરવાનાં હોય છે. "ફિલ અપ ઍન્ડ ફીલ ધ ડિફરન્સ." "વન્સ યુ વૉક ઇન, યુ વિલ નેવર વૉક આઉટ વિધાઉટ ફિલિંગ ધ ટેન્ક."

અમે મળ્યાં લાઇબ્રેરીમાં. એ માર્કેટિંગની ચોપડીઓ વાંચે ને હું કવિતાની. ધીમે ધીમે લાઇબ્રેરી જવાનું ને ચોપડીઓ વાંચવાનું ઓછું થતું ગયું. અમારી સેક્સ-લાઇફની જેમ. એક જ શબ્દમાં કહેવું હોય તો લગ્નના પહેલા વરસ પછી બધું 'ડાઉનહિલ' છે. ભાનુભાઈએ મારા જન્માક્ષર જોયા ત્યારથી એક નવો વળાંક આવ્યો છે.

"ક્યાં જાય છે, અલ્પા?" નિમિષ ધ્રુવવાક્ય બોલ્યો.

નિમિષ નાહવા ગયો ત્યારે આજના છાપામાં આવેલો મારા વિશેનો જ્યોતિષનો વર્તારો મેં વાંચ્યો હતો. લખ્યું હતું : પૈસાનું ધ્યાન રાખવું, નવા રોમાન્સની વકી. આ વર્તારો વાંચીને નિમિષ શંકાશીલ બને એ સ્વાભાવિક હતું.

"તું કોઈ બીજા પુરુષથી આકર્ષાઈ છે."

મેં વિચાર્યું, આકર્ષણ કેવું ! નસીબ ફૂટ્યાં છે ? પતંગ દીવા પાસે દાઝી મરે છે એ ખબર છે. સામે ચડીને દાઝવાનું. ના રે ના.

"હું તો નથી આકર્ષાઈ. તું?"

"બીજા પુરુષોથી?"

"ના, ના. બીજી સ્ત્રીઓથી?"

"અરે અલ્પા, એટલું તો સમજ કે તને મળ્યા પછી બીજી સ્ત્રીઓ મારે માબહેન સમાન છે."

મને ખબર છે. નિમિષ બીજી સ્ત્રી પાસે ન જાય. એને મૈત્રી કે સેક્સ, કશામાં રસ નથી.

મહિના પહેલાં ટ્રેનમાં મારી સામે એક પુરુષ બેઠો હતો. દેખાવડો હતો. એણે દાઢી રાખી હતી. મને દાઢી નથી ગમતી. ચુંબન કરવા જાવ ને ખૂંચે. ચુંબનની બધી મઝા બગડી જાય. મનમાં નિમિષને કહું છું કે મને બીજા પુરુષનું આકર્ષણ નથી. હા, ક્યારેક ફૅન્ટસી કરું છું. એ કોઈ મોટી કંપનીનો સીઈઓ હોય. સાંજે એની મર્સિડીઝમાં ઘેર આવે. હીંચકે બેસીને અમે ચા પીએ. એ મને વહાલથી નવડાવી દે. એના ચુસ્ત બાહુપાશમાં ભીંસી દઈ મારી કાયાને એની કાયામાં ઓગાળી દે. મારા પુરુષ ચહેરાહીન હોય છે. એમને કોઈ ઉંમર હોતી નથી. એમને ટાલ હોતી નથી. રાતના એ મારી ઊંધી બાજુ સૂઈ ભીંત સામે જોતા નથી. એ વૉટરપ્યુરિફાયરનાં ફિલ્ટર બદલવાની તારીખ નોંધી રાખતા નથી. એમને જ્યોતિષમાં રસ નથી. એમને મારા પ્રવાસયોગની ખબર હોય તોય પૂછપૂછ કરતા નથી.

"ક્યાં જાય છે, અલ્પા?"

ગુલાબની વાડીમાં તો નહીં જ. મને ગુલાબ બહુ ગમે છે એટલે ગયે વરસે નિમિષે દસપંદર છોડ વાવી દીધા. પછી સમ ખાવાય એક દિવસ જઈને જોયું હોય કે છોડ જીવે છે મરે છે! મારે જ ક્યારી સાફ કરવાની ને મારે જ પાણી પાવાનું. વળી, જૅપનીઝ બીટલ કળીઓ ખાઈ જાય એટલે સ્પ્રે છાંટ્યા કરવાનું. એના કરતાં તો ગુલાબ ખરીદવાં સારાં!

મેં પાછું લાઇબ્રેરી જવાનું શરૂ કર્યું છે. ત્યાંના સ્ટાફરૂમમાં બે સ્ત્રીઓને વાત કરતાં સાંભળી હતી. એક સ્ત્રી બીજી સ્ત્રીને કહેતી હતી કે લગ્નમાં જ્યારે ગૂંગળામણ થાય છે ત્યારે નજીક હોવા છતાં પતિપત્ની એકબીજાને જોતાં બંધ થઈ જાય છે. બીજી સ્ત્રીએ સંમતિમાં માથું હલાવ્યું હતી. નિમિષને એવું થતું હશે? "ક્યાં જાય છે, અલ્પા?" એમ પૂછે છે ત્યારે હું એને છોડી દઉં એમ સૂચવતો તો નહીં હોય? કે પછી એને બીક હશે કે હું એને છોડી દઈશ?

"ક્યાં જાય છે, અલ્પા?" સવાલ પૂછતી વખતે નિમિષના કપાળમાં બેત્રણ રેખાઓ ઊપસીને ભેળસેળ થયેલી હતી.

મારા પપ્પા મને સવાલ પૂછતા ત્યારે હું જવાબ ન આપું તો એ ભવાં ચડાવી મારી તરફ આવતા. એક ડગલું... બીજું... ત્રીજું ભરે એ પહેલાં હું દોડી જતી.

મને લાગે છે કે નિમિષ પણ ભવાં ચડાવી મારી તરફ આવે છે. એક ડગલું.... બીજું... પણ હું દોડીને જાઉં ક્યાં?

કદાચ ટ્રેનમાં મળેલા થેલા દાઢીવાળા પુરુષ પાસે. મેં એની સાથે વાત કરી છે. અમે સાથે કૉફી પીધી છે. એ યુનિવર્સિટીમાં વર્ષોથી પ્રોફેસર છે. અંગ્રેજી સાહિત્ય ભણાવે છે. મારે એની ખૂંચતી દાઢી પસવારતાં પસવારતાં શેક્સપિયર, શેલી અને એલિયટની કવિતા સાંભળવી છે. ક્યારે જાય છે, અલ્પા?"

"ક્યારે?"

"ના, 'ક્યાં?' "

"મેં સાંભળ્યું, 'ક્યારે'?"

"તારી ગેરસમજ થાય છે. મેં તો પૂછ્યું કે ક્યાં જાય છે, અલ્પા?"

નિમિષ જેમ જેમ પૂછે છે તેમ તેમ વધારે ને વધારે ચાલી જવાના વિચાર આવે છે. ચાલી પણ જાઉં. ચાલી જવું ગમે પણ ખરું.

ચાલી જવાના કશા પ્લાન તો નથી. છતાં દર રવિવારના ટ્રાવેલ સેક્શનમાં બહામા, બર્મ્યુડા, અલાસ્કા, યુરોપની જાહેરખબર આવે છે એ જોઉં છું. વન એઇટ હન્ડ્રેડ પર ફોન કરીને રિઝર્વેશન કરાવવાનું. પૅકેજ-ડીલમાં પ્લેન ફેર અને હોટેલ બન્ને. બહામા, બર્મ્યુડામાં હોટેલની સામે જ નાળિયેરીનાં ડોલતાં વૃક્ષો અને ઊછળતો દરિયો. ના, ના. મને તો ગમે વૃક્ષોથી આચ્છાદિત ટેકરી, જ્યાં સેંથા જેવી પગથી પર ચાલીને ઝરણા પાસે જવાનું ને એનું સંગીત સાંભળવાનું. ખળ... ખળ... ખળ... પગ ડુબાડીને કલાકો સુધી બેસવાનું. એવીય જગ્યા ગમે જ્યાં ઊંચી છતવાળો મોટો સફેદ ઓરડો હોય. વૉલ-ટુ-વૉલ બુકશેલ્ઝ હોય. મ્યુઝિક સિસ્ટમ હોય. આજુબાજુ મ્યુઝિયમ હોય. રેસ્ટોરંટ હોય. ઓરડામાંથી નદી દેખાતી હોય. બાળકો રમતાં હોય. એમની કાલી ભાષાના ગુંજતા સ્વર કાનને ભરી દેતા હોય. મને પણ બાળક થવાનું હતું. ઉચ્ચારની ભૂલ ન થાય એવાં નામ પણ મેં શોધી રાખેલાં. મારું નામ જુઓ ને. અલ્પા. કેવું નામ છે, અલ્પા? અમેરિકામાં બધાં મને ખીજવે છે 'આલ્પો', 'આલ્પો' કહીને. 'આલ્પો ડૉગફૂડ.'

નિમિષને મારું નામ ખૂબ ગમે છે. વહાલમાં અલ્પુ, અલ્પી, અલ્પ કહે છે. 'અલ્પા' કહે ત્યારે સમજવાનું કે મામલો ગંભીર છે.

મને બાળક હોત તો નિમિષને છોડવાનો વિચાર કર્યો હોત? મારી સાથેની રૂથ અને લીસા સિંગલ પૅરન્ટ છે.

"ક્યારે જાય છે, અલ્પા?"

મેં બરાબર સાંભળ્યું. "ક્યારે?" હું હજી અવઢવમાં છું? હજી સમય પાક્યો નથી? સમય પાક્યો છે એ કેમ કહી શકાય? હજી વધારે કંટાળીશ ત્યારે? બીજી સ્ત્રીઓએ નિર્ણય ક્યારે ને કેવી રીતે લીધો હશે? એક પણ દિવસ વધારે ખેંચી શકી નહીં હોય ત્યારે? ઇબ્સનની નૉરાએ એવું જ કર્યું હશે? બારણાને ધક્કો મારીને છેલ્લી સલામ?

હું ક્યારે જાઉં છું? થોડા જ સમયમાં... થોડા જ... મને લાગે છે, વૉટરફિલ્ટર બદલવાનો સમય થઈ ગયો છે.

□

# વૈદ્યશાસ્ત્રી મણિશંકર જોશી : વીસરાયેલા વિદ્યાધર

**લાભશંકર પુરોહિત**

આપણે ત્યાં સામાન્ય ખ્યાલ એવો પ્રવર્તે છે કે સાહિત્યવિદ્યાના સઘન ખેડાણ અને સર્જનાત્મક પરિમાણોની કલાપરાયણ ઉપલબ્ધિઓની બાબતમાં આ સદીના બીજાત્રીજા દશકથી – ખાસ તો ગાંધી-પ્રવેશના કાળથી – સતત કામો થતાં રહ્યાં છે. ઓગણીસમી સદીમાં અભ્યાસનાં ટાંચાં સાધનો, વાહનવ્યવહારની અગવડો અને વૈજ્ઞાનિક ઉપકરણોના અભાવની પરિસ્થિતિ હતી, વળી, એકંદર પ્રજાસમુદાયમાં શિક્ષણનો અભાવ એટલે વિદ્યાપ્રીતિ ને પ્રવૃત્તિને માટે ઝાઝી સાનુકૂળતા નહીં. અંગ્રેજી કેળવણીથી પરિચિત પ્રથમ પેઢીમાં ઉત્સાહ અને ઉદ્રેક ખૂબ, પણ ઉદ્યમની દિશા ધૂંધળી. એટલે વિદ્યાનાં નવાં કામો ત્યારે ઊપડ્યાં, છતાંયે એનું રળતર પ્રમાણમાં ઓછું રહ્યું. હકીકતે, ગઈ સદીના છેલ્લા, અને આ સદીના પહેલા બન્ને દશકામાં બિનવ્યવસાયી લેખકોએ પણ કલમકર્મ દ્વારા સાહિત્ય અને વિદ્યાના અલગઅલગ પ્રદેશોમાં, માતબર પ્રમાણમાં લેખનપ્રદાન કર્યું છે. પ્રચાર, પ્રસાર અને પ્રકાશનની સુવિધાઓ–ને પ્રયુક્તિઓ પણ – છેલ્લાં પચ્ચાસેક વર્ષમાં ઘણી ઝડપથી વધતી રહી છે. પરિણામે આગળની પેઢીઓના અલ્પખ્યાત કે અખ્યાત લેખકોનાં રઢિયાળાં કામ પણ ખૂણામાં ધકેલાઈ જવા લાગ્યાં છે. એવા લેખકોની હયાતી, સાહિત્યકોશની ટૂંકી સંદર્ભનોંધરૂપે કેવળ, બચી રહી! વીસરાતા જતા એવા લેખકોમાંના એક છે મણિશંકર જોશી. 'વૈદ્યશાસ્ત્રી' એમનું વિશેષણ જ નહીં, એ કાળે એમની પર્યાયવાચી ઓળખ હતી.

*

દેશી વૈદું, સંસ્કૃત શાસ્ત્રવિદ્યા, સંગીત અને ક્રિકેટ : આ ચાર બાબતો માટે જામનગર પાસે ગૌરવભર્યો ભૂતકાળ છે. સૌરાષ્ટ્ર–ગુજરાતની સીમાઓ બહાર પણ જેમની ખ્યાતિ હતી એવા ઝંડુ ભટ્ટજી, બાવાભાઈ અચળજી અને વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી જોશીની જન્મભૂમિ ને કર્મભૂમિ જામનગર. એમણે વૈદક વિશેના ગ્રંથો આપ્યા છે; તો સર્વપ્રથમ 'રસશાળા' (ફાર્મસી) પણ ઊભી કરી હતી. નિદાન, ઉપચાર અને ઔષધનિર્માણ આ ત્રણેય ક્ષેત્રમાં વૈદકના ધુરંધરોનો પોતપોતાનો આગવો પ્રભાવ હતો.

મણિશંકર જોશી 'વૈદ્યશાસ્ત્રી' તરીકે પ્રસિદ્ધ હતા. ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિમાં એમનો જન્મ ઈ.સ. ૧૮૬૧માં. એમના પિતા સંસ્કૃતના સારા વિદ્વાન અને વક્તા તરીકેની ખ્યાતિ ધરાવતા હતા. એમનો પારિવારિક વ્યવસાય હતો વૈદકનો, એટલે મણિશંકર શાસ્ત્રીએ સંસ્કૃત શાસ્ત્રવિદ્યા અને આયુર્વેદનો વારસો તો કૌટુંબિક પરંપરામાંથી જ મેળવ્યો હતો, તો નવીસવી અંગ્રેજી કેળવણીનું થોડુંક આચમન એમણે લીધું હતું. એટલે એમનાં સાહિત્યિક લખાણોમાં તથા વૈદક વિશેના ગ્રંથોમાં આ નવી વિદ્યાનો પ્રભાવ પણ ઊતરતો રહ્યો.

મણિશંકર બહુમુખી પ્રતિભાસંપન્ન પુરુષ હતા. વૈદ્યશાસ્ત્રી તરીકે તો એમની બહોળી પ્રસિદ્ધિ હતી. એમના 'આતંકનિગ્રહ ઔષધાલય' (ચોંકશો મા! સાંપ્રત રાજકારણે સંપડાવેલા અને અખબારોએ અતિપરિચિત કરાવેલા 'આતંકવાદ' શબ્દપ્રયોગ સાથે એને લેવાદેવા નથી!)નું મુખ્ય મથક, તો જોકે, જામનગરમાં હતું, પરંતુ એ જમાનામાં – એટલે કે આજથી એક સદી પહેલાં – મુંબઈ, પૂના, મદ્રાસ અને કલકત્તામાં એની શાખાઓ હતી! એટલું જ નહીં, રંગૂન અને કરાંચી જેવાં, હવે તો વિદેશી ગણાતાં, શહેરોમાં પણ એમણે ઔષધાલયની શાખાઓ સ્થાપી હતી. એમની પોતાની રસશાળા–ફાર્મસી–માં બનાવેલી દેશી ઔષધિઓ, 'આતંકનિગ્રહ'ની બનાવટછાપ (brand name)થી દેશભરમાં જાણીતી હતી. એટલેસ્તો એમના ઔષધાલયની પાસે ઊભી થયેલી, અંગ્રેજી સરકારના વહીવટ તળેની ટપાલઑફિસ પણ 'આતંક-નિગ્રહ પોસ્ટઑફિસ'ની સરકારી છાપ ધરાવતી હતી.

લેખક તરીકે, મણિશંકર શાસ્ત્રીની સેવાઓ અનેકવિધ છે. સોળ જેટલા એમના ગ્રંથોમાં આયુર્વેદને લગતા મૌલિક ગ્રંથો છે, તો સંસ્કૃત શાસ્ત્રગ્રંથોનાં

ભાષાંતરો પણ છે. પુરાણોમાંથી કથાનક ઉઠાવી સંવાદ અને વાર્તાત્મક સ્તરે નિરૂપણ ધરાવતી કથાત્મક કૃતિઓ છે, તો સંસારવ્યવહારમાં ઉપયોગી સૂચનો કરતાં બોધક લખાણો પણ છે. સંસ્કૃત પરંપરાનું શાસ્ત્ર-સેવન અને વૈદકનો વ્યવસાય એમને કુળપરંપરાપ્રાપ્ત હતાં, તો નવી કેળવણીએ વિચારની દૃષ્ટિ પણ આપી હતી. એટલે શિક્ષિત નાગરિક તરીકે શાસ્ત્રીજી સામાજિક અને રાજકીય બાબતોમાં પણ પોતાના પ્રગતિશીલ વિચારો ધરાવતા હતા. વૈચારિક પ્રવૃત્તિઓનું સુયોગ્ય વ્યવસ્થાપન અને સંકલન થાય એ હેતુથી પોતે 'માનવધર્મ ઑફિસ' ચલાવતા. માનવતાની વ્યાપકતા સમાજ પર્યન્ત વિસ્તરે એ હેતુથી 'માનવધર્મ' નામનું દ્વૈમાસિક વિચારપત્ર પણ તેઓ કાઢતા. આ વિચારપ્રવૃત્તિને પરનિર્ભર ન રહેવું પડે એની ગણતરીથી, પ્રકાશનમુદ્રણ માટે પોતાની જ ફાર્મસીમાં એમણે છાપખાનું પણ રાખ્યું હતું.

*

વૈદક વિશેના શાસ્ત્રીજીના ત્રણ ગ્રંથો છે. 'ચિકિત્સાબ્ધિ' શીર્ષકનો ગ્રંથ આયુર્વેદનાં જુદાં જુદાં પાસાંઓને સરળ ભાષામાં નિરૂપે છે. લગભગ ચાર સો પાનાંનું આ પુસ્તક નિદાન, ઉપચાર અને ઔષધની વિગતો આપે છે. એ જમાનામાં વૈદું શીખવા માટે આ ગ્રંથની ખૂબ ઉપકારકતા હતી. એટલે જ એ વેળા, એની ચાર આવૃત્તિ થવા પામી! 'આયુર્વેદમાર્ગોપદેશિકા' પ્રમાણમાં નાનો ગ્રંથ છે. એમાં અકારાદિ ક્રમે સામાન્ય રોગોનાં સ્વરૂપ-લક્ષણ ચીંધી, એ અંગેના ઇલાજોની ટીપ આપવામાં આવી છે. 'આર્યાનાર્ય ઔષધ' નામનો ત્રણ સોક પાનાંનો ગ્રંથ નોખો તરી આવે છે; કેમ કે એમાં દેશી તથા વિલાયતી બન્ને પદ્ધતિઓનું નિરૂપણ કર્યું છે. આયુર્વેદ તથા એલોપથીના સમન્વયને લગતું, કદાચ, આ પ્રથમ પુસ્તક હશે.

*

શાસ્ત્રીજી સંસ્કૃતના સારા વિદ્વાન હતા. એ કારણે કેટલાક સંસ્કૃત ગ્રંથોના અધિકૃત અનુવાદો પણ એમની પાસેથી સાંપડ્યા છે. 'શ્રીમદ્ભગવદ્ગીતા'નું એમનું ભાષાંતર કેવળ અનુવાદ જ નથી. મૂળ સંસ્કૃત પાઠ સાથે એનો સરળ ગુજરાતી અનુવાદ તો એમણે મૂક્યો જ છે; પરંતુ એ ગ્રંથ પરની જુદી જુદી સંસ્કૃત ટીકા-વ્યાખ્યાઓમાંથી સારરૂપ દોહન પણ એમાં એમણે સંકલિત કરીને મૂકી આપ્યું છે. એટલે જિજ્ઞાસુને ગીતાનું તત્ત્વજ્ઞાન એક સ્થળેથી જ મળી રહે તેવી અવબોધદૃષ્ટિનો એમાં અનુબંધ વરતાઈ આવે છે. આ જ રીતે 'મનુસ્મૃતિ'ને પણ મૌલિક અર્થઘટનનો સ્પર્શ આપીને 'મણિ-મનુસ્મૃતિ' શીર્ષકથી ગુજરાતીમાં ઉતારી આપી છે. તો બાણભટ્ટની 'કાદંબરી'નો સંક્ષેપરૂપે ને સરળ પ્રવાહી ભાષામાંનો એમનો અનુવાદ, બાણના કવિતાવૈભવનો આછો અણસાર સામાન્ય વાચકને આપવામાં ઉપયોગી નીવડે એવો ગ્રંથ છે.

મણિશંકર શાસ્ત્રીનો રસપ્રદેશ કેવળ વૈદક પૂરતો સીમિત નહોતો એની પ્રતીતિ આ અનુવાદગ્રંથો કરાવે છે; એ જ રીતે સંસ્કૃતિનાં વિલક્ષણ ક્ષેત્રોમાંના એમના વિહારની સાહેદી આપે છે 'કામશાસ્ત્ર' અને 'વ્રતોત્સવ' જેવાં, લગભગ અક્ષુણ્ણ લેખાતા પ્રદેશને લગતાં પુસ્તકો. જાતીયતા (sex)ને લગતા અતિ નાજુક વિષયને નિરૂપતા 'કામશાસ્ત્ર'માં એમણે સ્વાસ્થ્યપોષકતા અને સામાજિક નૈતિકતાની અદબ જાળવીને વિષયનું નિરૂપણ કર્યું છે. વિષયની ગરિમા જળવાઈ રહે એ દૃષ્ટિની કેટલીક બોધક કવિતાઓ પણ એ પુસ્તિકામાં એમણે આમેજ કરી છે. તો આપણી સંસ્કારપરંપરામાં વણાઈ ચૂકેલાં વર્ષભરનાં વ્રતોની વિસ્તૃત યાદી, એ વ્રતોનો મહિમા, વ્રતચર્યાનું સ્વરૂપ, એને લગતાં વિધિવિધાનો વ.ની પ્રચુર માહિતી આપતો ગ્રંથ છે 'વ્રતોત્સવ'. જાતીયતા (sex) અને વ્રતપરંપરા જેવા સાવ નવતર વિષયપ્રદેશોને આપણી ભાષામાં શાસ્ત્રીજી દ્વારા સૌપ્રથમ વાર પ્રવેશ મળે છે.

*

રામાયણ અને મહાભારત જેવાં પ્રાચીન મહાકાવ્યો પર આધારિત ચારેક ગ્રંથો એમના મળે છે. જોકે, શાસ્ત્રીજીએ પોતે તો, એ પુસ્તકોને, 'ઇતિહાસગ્રંથ' તરીકે ઓળખાવ્યાં છે, પરંતુ એમાંનાં લખાણોનું આંતરસ્વરૂપ પરિચાયક ઢબનું છે. 'પાંડવ અને કૌરવ' શીર્ષકનું છસ્સો પાનાંનું દળદાર પુસ્તક, મહાભારતની અતિપ્રસિદ્ધ કથાને રોચક રૂપે વર્ણવે છે, તો 'રામ અને રાવણ' શીર્ષકનો ચાર સો પાનાંનો ગ્રંથ રામકથાને સરળ બોધાત્મક ઘાટમાં ઉતારે છે. 'પાંડવાશ્વમેધ'માં

મહાભારતમાંથી નોખનોખા કથાનક- એકમોને લઈને આખ્યાનના કાચા ઢાળામાં ઉતાર્યા છે. તો 'શ્રીકૃષ્ણચરિત્ર'માં મહાભારત, ભાગવત અને લોકપરંપરામાં કૃષ્ણનું ચરિત્ર જે રીતે વિસ્તર્યું છે, એનું સવિસ્તર વૃત્તાંત, જીવનચરિત્રની ઢબે, લખ્યું છે. પ્રાચીન ગ્રંથો અને પુરાણો પર નિર્ભર આ ચારેય પુસ્તકોની, એ જમાનામાં, બબ્બે અને ત્રણત્રણ આવૃત્તિઓ થઈ હતી એ બીના, આ પુસ્તકો, અલ્પશિક્ષણના સદી પહેલાંના સમયમાં પણ, કેવી અદ્ભુત વાચકપ્રીતિ ધરાવતાં હશે એનો ખ્યાલ આપે છે.

*

નિર્ભેળ વાર્તાત્મક કોટિમાં મૂકી શકાય એવી એમની રચના છે 'મુક્તા'. આશરે સાડા ચાર સો પાનાંમાં વિસ્તરેલી આ ચોપડીમાં ધર્મ, નીતિ અને વ્યવહારજ્ઞાનની સરત રાખી છે; તો સંસારસુધારો, રાજ્યપ્રકરણ અને ચતુર્વિધ પુરુષાર્થની વાત પણ એમાં ગૂંથી લીધી છે. લેખકની નજર સામે સંસ્કૃત કથારૂપોનો ઢાંચો છે. એટલે સંસ્કૃત કથા-આખ્યાયિકાઓમાં આવતાં ઉદ્યાન, જલાશય, આશ્રમ, નગર, યુદ્ધ વ.નાં વર્ણનોને અનુસરીને એ ઢબના વર્ણનખંડકો એમણે આ વાર્તામાં પણ ગોઠવ્યા છે. નવલકથાની સુઘડતા કે ચુસ્ત બંધની અપેક્ષા અહીં રાખી શકાય એમ નથી. કથાસર્જનની જે રસગ્રાહી સર્જકતા વાર્તાલેખકમાં હોવી જોઈએ એ કલાગુણથી વંચિત લેખકની આ રચના સંસ્કૃત કથારીતિ અને પશ્ચિમી નવલકથાલેખનના મિશ્રણરૂપ શબ્દપુરુષાર્થ છે.

*

વૈદક વિશેના સ્વતંત્ર ગ્રંથો, શાસ્ત્રના યથાનુકૂળ અનુવાદો, સંસ્કૃતિપરંપરાના સંકેતગ્રંથો, પુરાણનિર્ભર વાર્તાત્મક લખાણો અને નવલકથાના અધકચરા પ્રયાસરૂપ 'મુક્તા' પુસ્તક: જોઈ શકાશે કે મણિશંકર શાસ્ત્રીનું સાહિત્યલેખન ભાતીગળ વૈવિધ્ય ધરાવે છે, એટલું જ નહીં, કેટલાક નવા લેખનવિષયોને ગુજરાતીમાં પરિચિત કરાવવાનો ઉદ્યમ પણ દાખવે છે. 'ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો'માં સિત્તેર જેટલા ગ્રંથકારોનાં ટૂંકાં ચરિત્રો તથા એમનાં બસ્સો જેટલાં પુસ્તકોનો હેવાલ આપ્યો છે. સાહિત્યિક ઇતિહાસલેખનનો, એમની પોતાની સીમિત ઢબનો એ પુરુષાર્થ છે. તો વળી, નિત્યજીવનમાં ઉપયોગી આચાર-વિષયક ફુટકળ સૂચનાઓને લગતી, 'સત્ય વચનો'ની સૂક્તાવલી એમના ઔષધાલયની 'ભેટ'પુસ્તિકા છે.

*

પચાસેક વરસની ટૂંકી આવરદામાં શાસ્ત્રીજી ઘણો જશ અને જર પણ કમાયા હતા. એમનું 'આતંકનિગ્રહ ઔષધાલય' સદાયે પ્રવૃત્તિથી ધમધમતું. દેશદેશાવરના દરદીઓ તથા ઘરાકોની ટપાલ, દવાનાં પારસલોની રવાનગી વ. ભીડને કારણે 'આતંકનિગ્રહ' ટપાલકચેરી સરકારી તંત્રે ઊભી કરી એ શાસ્ત્રીજીની વગને કારણે નહિ, પણ ટપાલખાતાને સારી આમદાની એ થકી થતી હોવાને કારણેસ્તો. ધમધોકાર અને અઢળક પૈસો રળી આપતા એમના વૈદકના વ્યવસાયને કારણે, શાસ્ત્રીજીની ગણના નગરના અતિસંપન્ન મહાનુભાવોમાં થતી. કહે છે કે એ જમાનામાં માન-પ્રતિષ્ઠાનું પ્રતીક (status symbol) ગણાય તેવી નકશીદાર ઘોડાગાડી – અવનવાં દેશી/વિદેશી મૉડેલોની મોટરગાડીઓ એ વખતે અવતરી જ નહોતી – આખા નગરમાં માત્ર ત્રણ જ હતી. એક જામનગરના રાજવી પાસે, બીજી કોઈ દીવાન કે નગરશ્રેષ્ઠી પાસે અને ત્રીજી વૈદ્યશાસ્ત્રી મણિશંકર જોશી પાસે. એકલી શ્રીમંતાઈ જ નહિ, શાસ્ત્રીજીની સંસ્કારિતા, વિદ્યાસંપત્તિને કારણે પોતાના પ્રદેશનાં પ્રજાજીવન અને સંસ્કારક્ષેત્રોમાં પણ એમની આવી પ્રતિષ્ઠા અને સુવાસ હતી. વૈદક, શાસ્ત્રસેવન, સામાજિક જાગરુકતા, સંસ્કૃતિચિંતન અને ઊંડી સાહિત્યપ્રીતિ : આ નોખનોખાં પરિમાણોની પોતીકી છાપ એમનાં પુસ્તકોમાં ઝિલાઈ છે. સોળ જેટલા મૌલિક/ રૂપાંતરિત ગ્રંથો એમની કલમે ઊતર્યા એ શાસ્ત્રીજીની રિદ્ધિ અને સિદ્ધિ છે. સાહિત્યના ઇતિહાસોમાં તો એને ભલે જગ્યા ન મળી હોય, પરંતુ એમનો શબ્દઉદ્યમ ખંત, ધગશ અને વિદ્યાપ્રીતિની પ્રતીતિ તો અવશ્ય કરાવે છે.*

❐

* આકાશવાણી, રાજકોટ પરથી પ્રસારિત વાર્તાલાપ

# ભમી ભમી શોધ કરીશ તારી !

**રમેશ પારેખ**

**મધુ**

*શોધું તને? ક્યાં ? તુજ દર્શ દુર્લભ!*
*રે'તી સીમા ના મુજ હર્ષ કેરી*
*જ્યારે તને સ્વપ્ન મહીં નિહાળું,*
*તો તું સદા દર્શન કેમ આપી*
*પ્રસારતી ના મધુ-તા જગે આ?*

*તારા વિનાની જગ-જિંદગાની*
*થૈ જાય લૂખી મધુતાવિહોણી!*
*ઘેરી વળે શોક-ઘનો ગભીરાં,*
*વર્ષી રહે અંતરથી કરુણા!*

*ખડી કરી કલ્પિત મૂર્તિ તારી*
*જરી લઉં સાંત્વન હું અમોલ!*
*સ્મરી બનાવું તુજ યાદ ગાઢી*
*મીઠી નવી કલ્પિત સ્મૃતિઓ કૈં!*

*તું આપ પ્રોત્સાહન, આશ મીઠી,*
*ફેલાવવાને મધુ–તા જગે આ*
*(વિચાર મારો પણ એમ છે કે–)*
*ભમી ભમી શોધ કરીશ તારી*
*તો તું રહેશે, મધુ! ક્યાં લપાઈ?*

**રમણભાઈ બી. પટેલ**

શ્રી રમણભાઈ બી. પટેલનાં આશરે પચાસ-પંચાવન વર્ષ પહેલાં લખાયેલાં કાવ્યોનો સંગ્રહ 'પ્રતીતિ' હમણાં પ્રકટ થયો. તેનું વિમોચન કવિ શ્રી સુરેશ દલાલે કર્યું હતું. કાર્યક્રમના અધ્યક્ષસ્થાને જાણીતા સાહિત્યકાર શ્રી રમણલાલ જોશી હતા ને અતિથિવિશેષ હતા શ્રી રઘુવીર ચૌધરી.

શ્રી રમણલાલ પટેલ ઝાયડસ – કેડિલા હેલ્થકેર કંપનીના ચેરમૅન અને મૅનેજિંગ ડિરેક્ટર છે. આવી વિરાટ ફાર્માસ્યુટિકલ કંપની ચલાવતા રમણભાઈ અતિ-વ્યસ્તતા વચ્ચે પણ કવિતા માટે સમય કાઢી શકે છે તે વાતનો મહિમા છે. તેમના કાવ્યસંગ્રહને પચાસ વરસ પહેલાંના સાહિત્ય સાથે મૂકીને મૂલવવો જોઈએ. 'પ્રતીતિ' વિશે શ્રી રમણલાલ જોશી લખે છે કે, "'પ્રતીતિ'માંથી પસાર થતાં, પ્રણય, પ્રકૃતિપ્રેમ, મનુષ્યપ્રેમ અને પ્રભુભક્તિનાં અનેક કાવ્યોમાં જાણે ભાવનાઓની આતશબાજીનો અનુભવ થાય છે. પ્રશિષ્ટ પરંપરાગત છંદોવિધાન અને અનાયાસ ભાષાશૈલી ભાવકહૃદયને ઊંડાણથી સ્પર્શે છે."

પ્રસ્તાવનામાં કવિ શ્રી મકરંદ દવે લખે છે: "આ કાવ્યોના બાહ્ય કલેવર પર ઉમાશંકર-સુન્દરમ્‌નો પ્રભાવ પડ્યો હશે, પણ મને તો આ કાવ્યોની આંતરિક ભૂમિમાં તપસ્વિની તાપીનાં શાંત જળ વહેતાં દેખાય છે. પ્રણય, પ્રકૃતિ અને રાષ્ટ્રભાવનાના વિવિધ રંગો ઝીલતી આ કવિતા એક શુભ્ર ધ્રુવતારક ભણી વહી રહી છે."

'પ્રતીતિ'માં રમણભાઈ પટેલનું એક જ પંક્તિનું એક મુક્તક છે:

*પૈગામ છે અમ તણો અમ જિંદગાની.*

વ્યવસાય અને શિક્ષણક્ષેત્રે સતત વ્યસ્ત રહી કર્મયોગ સાધતાં રમણભાઈને કવિતાયોગ પણ થયો છે તે સુભગ ઘટના છે. તેમણે રવીન્દ્રનાથીય શૈલીએ પોતાની જિંદગીનો પયગામ પણ આપ્યો અને કર્મયોગનું ગૌરવ કર્યું છે તે સરાહનીય છે. તેમનો જીવનમંત્ર કહી શકાય તેવું એક મુક્તક 'પ્રતીતિ'માં તેમણે આપ્યું છે:

*ભલે જીવનપંથમાં તિમિર ઘોર આવી રહે,*
*પ્રભાત નકી આવતું રજની ઘોર આવ્યા પછી,*
*સ્મિતો સતત વેરતાં સ્થિર પથે નિહાળી, અહો!*
*ભરાય બસ એક જો કદમ એય અંધારમાં,*
*થશે વિકટ પંથ પે વિજયકૂચ ઉત્ક્રાંતિની!*

પ્રસ્તુત કાવ્યસંગ્રહની એક વિશેષતા એ છે કે મોટા ભાગની કૃતિઓ સૉનેટસ્વરૂપે અથવા છંદોબદ્ધ છે. છાંદસ રચનાના ભાવકોને રૂપકડા સ્વરૂપે છપાયેલ આ સંગ્રહ જરૂર ગમી જશે.

કવિ 'વિશ્વચુંબન' નામે એક સરલ છતાં સરસ કૃતિમાં ચુંબનનો અને તે નિમિત્તે પ્રેમનો મહિમા ગાય છે:

*પ્રફુલ્લ કમળો સજી નવલ રંગની પાંખડી*
*નિરંતર નવી ભરી સુરભિ, દિવ્ય આકર્ષણે*

*અગાધ પ્રણયે સદા ભ્રમરને પૂરે બંધને*
*છતાં નહીં જ કોરતાં મૃદુ ઉરે કરે ચુંબનો.*

ભ્રમર કમળરસ પીતાંપીતાં રાત્રિએ પાંખડી બીડી દેતા કમળમાં પુરાઈ જાય છતાં તે કમળની પાંખડીને કોરીને બહાર નીકળવાની ક્રૂરતા આચરતો નથી, પણ કમળપાંખડીને મૃદુ ચુંબન કરે છે તેવું નિરીક્ષણ કવિએ કર્યું છે તે ગમી જાય તેવું છે. આ સૉનેટના અંતે ચુંબનનો મહિમા કરતાં કવિ પૂછે છે :

*અહો! જગત-માનવી કદમ-કૂચ સાથે કરી*
*શકે ન ભરી વિશ્વચુંબન તુફાનને દૈ ચૂમી?*

'તૃપ્તિ' કાવ્યમાં કવિ અતૃપ્તિનું મહિમાગાન કરે છે તે ધ્યાનાર્હ છે:

*પેલા ગુલાબફૂલને નીરખી મને કૈં*
*ઊંડે ઉરે થતું અરે! ગુલ ચૂંટવાનું.*
*ચૂંટી હું માલિક બનું, બસ ભોગવીને*
*તૃપ્તિ કરી, દિલ પછી નવ ચૂંટવાને*
*એને ફરી થતું હવે તવ હું વિચારું.*

*સૌન્દર્ય હા, વધુ ગમે સહુનાં દિલોને*
*ને જ્યાં સુધી હૃદયથી નવ ભોગવાયે*
*લાગી રહે હૃદય એ પર ત્યાં સુધી આ,*
*ને ભોગવી વિકૃત રૂપ ધરે પછી એ.*

*માટે મનોહર બધું નયને નિહાળી*
*તૃપ્તિ ધરું રસિક દિલ અતૃપ્ત રાખી.*

ફૂલને છોડ પરથી તોડીને સૌન્દર્યને ખંડિત કરી મેળવાયેલી તૃપ્તિ કરતાં, ફૂલને ચક્ષુ વડે નિહાળીને એના સૌન્દર્યનો રસ પીઉં તે વધુ ઉચિત અને શ્રેષ્ઠ માર્ગ છે એમ કહી કવિએ મનુષ્યની માલિકીની ભાવનાની બહુ ઓછા શબ્દોમાં આલોચના કરી છે. ફૂલને એના મૂળ સ્થાને રાખવાથી ફૂલનું સૌન્દર્ય તો જળવાય જ છે, પણ સાથોસાથ દિલની ઉદારતાનું ને ઉદાત્તતાનું સૌદર્ય પણ નીખરી ઊઠતાં જે તૃપ્તિ અનુભવાય એ પુષ્પને ડાળ પરથી તોડવામાં નથી એવો આડકતરો બોધ કવિ આપે છે.

કવિએ ગીતો લખ્યાં છે તેમાં પચાસેક વરસ પહેલાં, ગીતને બીજા સ્થાને મૂકીને, જે ગીતો લખાતાં તેનો વળોટ છે:

*આ થથરે શીદ ઉર રાંકડું, પ્રિય, આવો ને!*
*મારું મન ઝાલ્યું નવ જાય, પ્રિય, દોડી આવો ને!*

*પ્રેમ-છોળે સરિતા ઊછળે, પ્રિય, આવો ને!*
*એમાં ઉર ડૂબું, ડૂબું થાય, પ્રિય, દોડી આવો ને!*

*ક્યારે છંટાશે સુધા-છાંટણું, પ્રિય, આવો ને!*
*કે સંગ ઉર એમાં ન્હાય, પ્રિય, દોડી આવો ને!*

કવિ શ્રી રમણભાઈ પટેલે એક જગાએ પોતાની સર્જનપ્રક્રિયા વિશે નિખાલસપણે લખ્યું છે: "મારાં કાવ્યો મધુરતાનું ઝરણું છે. મને મારી નાનામાં નાની કૃતિ જીવન જીવવામાં આનંદપ્રદ છે, કારણ કે એમાં રહેલો ભાવ, પ્રેરણા, લાગણી કે કંઈ ન સમજાય એવું બધું મારા દિલમાં ફરી ફરી રમી રહે છે. એ તો મારું જીવન-તરણું છે. મારા જીવનના ઉદ્દેશરૂપ આનંદ માટે કવિતાપ્રવૃત્તિ હંમેશાં પૂરક બની રહી છે. મેં જીવનમાં આવતી સારીનરસી પળોને જીવીને મધુર કરી છે. કવિતાએ મને હંમેશાં પ્રેરણા આપી છે. એ મધુર જીવન-ઝરણું છે અને તે હંમેશાં મને પ્રિય છે."

કવિતા, મધુરતા અને જિંદગીને એક જ આસને સ્થાપતાં કવિ મધુરતા સાથે સંવાદ કરે છે કે–

*શોધું તને? ક્યાં તુજ દર્શ દુર્લભ!*
*રે'તી સીમા ના મુજ હર્ષ કેરી*
*જ્યારે તને સ્વપ્ન મહીં નિહાળું,*
*તો તું સદા દર્શન કેમ આપી*
*પ્રસારતી ના મધુતા જગે આ?*

કવિને વાસ્તવની જડ અને કઠોર સ્થિતિમાં જીવનની મધુરતાની શોધ છે. તે માટે તે પોતાનો સંકલ્પ કાવ્યાંતે વ્યક્ત કરે છે:

*ભમી ભમી શોધ કરીશ તારી,*
*તો તું રહેશે, મધુ! ક્યાં લપાઈ?*

આ બૃહદ્ કાવ્યસંગ્રહની વિગતે વાત કરવા માટે મોટું ફલક જોઈએ. સ્થળસંકોચવશ અહીં તેનું વિહંગાવલોકન જ શક્ય બન્યું છે. આ કાવ્યસંગ્રહનાં અંતિમ પૃષ્ઠો પર મુક્તકો આપવામાં આવ્યાં છે. ક્યાંક તે ચોટદાર પણ બન્યાં છે. આવો, એ મુક્તકો પૈકી થોડાંનો આસ્વાદ કરીએ:

*મને ગમે ચીજ અનેક તે છતાં*
*એમાં મને છે વધુ બે જ વ્હાલી:*
*પ્રિયા મીઠી ને મધુરી કવિતા.*
*કઈ થાશે વ્હાલી વધુ બેઉમાંથી,*

નવ જાણતો હું.
છે એકબીજા થકી બે, રહેશે
બન્ને મને તો સરખી જ વ્હાલી!

*

અસત્યમાંથી લઈ સત્યમાં જા!
તમિસ્રમાંથી લઈ તેજમાં જા!
આ પારથી તું ઓ પાર લઈ જા,
તું મૃત્યુમાંથી લઈ મોક્ષમાં જા!

*

વાંછો યદિ ઉત્તમ જિંદગીનું,
સ્હેવું રહ્યું જીવન જોખમોનું.

*

છે પ્રાર્થના ધીરજ સૌથી મોટી.

*

આ મોંઘેરી જિંદગી ભોગ માટે,
ના બીજાની મોજને હાણ થાય;
અંધારામાં દીપ પેટાવવાનો,
ના કોઈના દીપનો નાશ થાય.

*

પ્રિયા મારી! ભૂતની વીસરી જા હવે દિલગીરી!
ને પી પ્યાલી અમરતભરી ભાવિની બીક ભૂલી!
પ્રેમીઓને ભય જગતમાં આવતી કાલનો શો?
કાલે દેશું અભય પ્રણયે વિશ્વને ચુંબનો કૈં!

*

કોઈ નથી એકલ વિશ્વમાં આ,
તથાપિ જીવી લડવાનું એકલા!

*

વિયોગ, દુખ ને વિનાશ શુભચિહ્ન ઉત્ક્રાંતિનાં!

*

['પ્રતીતિ' : રમણભાઈ બી. પટેલ; પ્રાપ્તિસ્થાન : રમણભાઈ ફાઉન્ડેશન, ૧૬, આઝાદ સોસાયટી, અમદાવાદ-૩૮૦ ૦૧૫; કિંમત : રૂ. ૧૦૦]

❐

## 'ઉદ્દેશ'ના નવા આજીવન પ્રોત્સાહક સભ્યો

| ક્રમ | નામ | સ્થળ |
|---|---|---|
| ૧. | શ્રી જવાહર બક્ષી | મુંબઈ |
| ૨. | ડૉ. મુકુલ બક્ષી | મુંબઈ |
| ૩. | ડૉ. સતીન એન. દેસાઈ | દાહોદ |
| ૪. | શ્રી ધ્રુવ ભટ્ટ | કરમસદ |
| ૫. | ડૉ. હરિવલ્લભ ભાયાણી | અમદાવાદ |
| ૬. | કુ. અર્ચિ જયેશ માધાણી | અમદાવાદ |
| ૭. | શ્રી રમેશ ઓઝા | અમદાવાદ |
| ૮. | શ્રી દશરથસિંહ એસ. ઝાલા | અમદાવાદ |
| ૯. | શ્રી કોકિલાબહેન ઝવેરી | મુંબઈ |
| ૧૦. | શ્રી પીયૂષ પાઠક | મુંબઈ |
| ૧૧. | શ્રી રતિલાલ બોરીસાગર | અમદાવાદ |
| ૧૨. | શ્રી અરુણાબહેન પ્રદીપ દોશી | મુંબઈ |
| ૧૩. | શ્રી અંકિત ત્રિવેદી | અમદાવાદ |

**આ કાંઠેથી માધવ વ્હે છે....**

*ઢોળાતી આ જાય વસંતી છલછલ મારી ચોળ ભીતરથી*
*કૂહૂ કૂહૂ કૂજવી કાનનને માધવને બોલાવ કોકિલા, હું ઊભી છું ગોપનઘટમાં*
*આ કાંઠેથી માધવ વ્હે છે, ઓ કાંઠેથી વ્હે છે રાધા ગોરી*
*બકુલ-અર્જુન, કદંબ-કેસૂ ફૂલનદી ઊભરે ગૈ છલછલ છોળછોળ કરતી આ તટમાં*

*રાધાજીની મેંદીરંગી પાનીની લો છાપ ઊઠી છે માધવ કેરા વક્ષઃસ્થલ પે, જાણે લખી છે ગુલમોરોની લિપિ*
*આડીઅવળી ચંદનની ડાળીની જેવી છાપ ઊઠી છે શ્રીરાધાના ઓષ્ઠ અને સ્તનમંડલ ઉપર માધવરસથી લીંપી*

*કુંજનિકુંજે કેલિ રમતાં માધવને ધરતી ગઈ રાધા ફૂલને બદલે*
*મેંદીરંગી આંગળીઓને, ફૂલને બદલે સ્તનમંડલને, ધરી દીધું સૌ અનામ કેરી અટમાં*
*આ કાંઠેથી માધવ વ્હે છે, ઓ કાંઠેથી વ્હે છે રાધા ગોરી*
*બકુલ-અર્જુન, કદંબ-કેસૂ ફૂલનદી ઊભરે ગૈ છલછલ છોળછોળ કરતી આ તટમાં*

**યશવંત ત્રિવેદી**

**માધે ! તરસ્યા ખેતર જેમ ઊભી છું !**

*ઊતરે હળુક હૂંફથી ભીની આભની ભૂરી શ્યામબિલોરી છાયા!*
*ફરતીફરતી સોનલસોનલ કોર ને ભીતર જલ ભરેલી કાયા!*

*આ રૂપલ રૂના પોલ શાં ધોળાં વાદળાં ઉપર કોણ મેલે છે સોનલાવરણી આગ?*
*પારેવું ઘેર આવે એમ ઊડતું આવે આભ ને ડૂબે ડબાક્ મારી આંખ મહીં અણતાગ!*

*માધે! તરસ્યા ખેતર જેમ ઊભી છું – સાવ ઉઘાડી કાયા!*
*વરસ હેલી – ભીંજવતો જા જલ શી ભીની સોનલવરણી માયા!*

*રાત આખી આ કોણ ભરે છે ફૂલ-પિયાલી ઝરતા આ ઉજાસ અને અંધારને ટીપે?*
*કોણ ભરે છે જલ અને સૂરજને ટીપે અસીમ કેરા હળુક ડોલતા નીપે?*

*ઊતરે હળુક હૂંફથી ભીની આભની ભૂરી શ્યામબિલોરી છાયા!*
*ફરતીફરતી સોનલસોનલ કોર ને ભીતર જલ ભરેલી કાયા!*

**યશવંત ત્રિવેદી**

### માધે, તારું રૂપ લુભાવન

*એક સદીથી બેઠી છું અહીં ઉંબર ઉપર મેઘમંડલો કેરી આંજી મેશ!*
*વિરહની અહરહ વ્યાકુળતામાં કેવડિયાની સુગંધ કેરી કવડી મારીશ ઠેશ?*

*એક સદી તો પૂરી થઈ અભિશાપ સમી આ – ક્યાં છે પંખી, કદંબ કેરાં ફૂલ અને તૃણપત્તી?*
*હરિ, મને દેખાડ કમલનાં પત્ર જેહ પર શરદવસંતી નેહ સમી તું અદીઠ કરથી લખતો રહેતો પત્તી!*

*હે માધવ, લો મારે જાણે હોય નહીં કંઈ સંબંધસૂત્ર કે અતીત નહીં અવશેષ!?*
*એક સદીથી બેઠી છું અહીં ઉંબર ઉપર મેઘમંડલો કેરી આંજી મેશ!*

*ફરીફરીને હજી ફરી હું હજી ફરીને એક વાર હું ઝંખું માધે, તારું રૂપ લુભાવન જોવા આ અંધારે,*
*ટશરટશર શી ફૂટી રહી છે ફરીફરીને પ્રાતઃવેળે અંતરતલમાં ટીપેટીપે ટપકેલી જમુનાને આરે.*

*નિગૂઢ વેદના વચ્ચે રહીરહી ન્યાળું છું – દૂર તને આવતો મારે સોનલવરણે દેશ!*
*વિરહની અહરદ વ્યાકુળતામાં કેવડિયાની સુગંધ કેરી કવડી મારીશ ઠેશ?!*

યશવંત ત્રિવેદી

### પ્રેમ-પુષ્પ

*મને તમોએ ફૂલ દીધું ને*
*મેં તમોને પ્રેમ;*
*સંધ્યા-કાળે ફૂલ ખરી ગયું!*
*પ્રેમ તો હેમનો ખેમ... મને તમોએ૰*

*ફૂલ ખર્યું, પણ ફોરમ દૈને*
*જીવતર સાર્થક કીધું;*
*જેની જેવી અંકિત નિયતિ!*
*કાળે દીધું, લીધું!... મને તમોએ૰*

*પ્રેમ-વિવર્ત – વિપર્યય એના*
*સ્થૈર્યની શી બલિહારી!*
*કાળે કાળે કળા પલટતી*
*ભરતી-ઓટની વારી!... મને તમોએ૰*

*પ્રેમ-પુષ્પ ને પુષ્પ-પ્રેમની*
*વાતો, પ્રિયે! નિરાળી!*
*નારદ-શારદ શાં એ સમજે*
*આ-જીવન બ્રહ્મચારી... મને તમોએ૰*

*પ્રેમ પરસ્પર લેણ-દેણ ને*
*વિનિમય ફૂલના જેવો!*
*પ્રેમ પરાત્પર ચ્હાવું સ્હાવું,*
*યોગ ન જેવો તેવો!... મને તમોએ૰*

'અનામી'

### સુંદરવરને વરવું છે

*સુંદરવરને વરવું મારે*
*સુંદરવરને વરવું છે;*
*અવર ભાઈ ને બાપ–*
*એક એનું ઘરઘરણું કરવું છે.*
*મોરપીંછનું છોગું માથે,*
*પીતામ્બર – ઠેપાડું,*
*મોરલીથીયે મોંઘો પાવાં*
*ગીત ભરેલો ગાડું;*
*એનું દળણું દળવું મારે, એનું પાણી ભરવું છે.*
*અવળસવળ ને અણઘડ દુનિયા,*
*ઠામ નહીં ઠેકાણું છે;*
*જે કાચલીએ ચડીએ તેમાં*
*તળિયે ઝીણું કાણું છે;*
*એની પીઠે વળગી મારે*
*અંજાણી નદીયુંની ધારે*
*સામા પૂરે તરવું છે.*

જયન્ત પાઠક

### આ હાથમાં

એવી અહીં ઘટના બને,
રણમાં મને હરણાં મળે.

છે ઝાંઝવાં આ હાથમાં,
તળમાં ભલે ઝરણાં મળે.

હો આરઝૂ બસ એટલી,
કે સ્નેહનાં શરણાં મળે.

હોઠે સદા રમતું રહે,
એ નામની રટણા મળે.

**દેવેન શાહ**

### ગઝલ

કહો તો ક્યાં હવે જઈએ,
કહો અહીંયાં રહી જઈએ.

તમારા વિણ સાહિબ ક્યાં,
સુખડ ચંદન થઈ જઈએ.

તમે ઢાંકો તો છાંયો છે,
ઉઘાડા ક્યાં અમે જઈએ.

અમે તો ઢોલ ઢાલાં લ્યો,
બજાવો તો બજી જઈએ.

પવન થંભાવજો બે પળ,
પછી સાહિબ ઊડી જઈએ.

**શૈલેશ ટેવાણી**

### મારા કાગળ ઉપર

રાત્રિની અસીમ શાંતિમાં
બેઠી છું હું રાઇટિંગ ટેબલની સામે,
કવિતા લખવા.
ઘસઘસાટ ઊંઘી ગયાં છે બધાં.
દેડકા જેવો કૂદતો કૂદતો એક વિચાર આવ્યો
ને ઊભો રહ્યો મારી સામે રાઇટિંગ ટેબલ ઉપર
ડ્રાઉં ડ્રાઉં કરતો.
પછી તો સાથે લઈ આવ્યો તેના દોસ્તોને
ને ઊહાપોહ કરી મૂક્યો
મારા કાગળ ઉપર.

**સંસ્કૃતિરાણી દેસાઈ**

### આ શહેરમાં

હરદમ પ્રિયે, મરવું પડે એવી અહીંની રીત છે,
કારણ વગર હસવું પડે, એવી અહીંની રીત છે.

શું કામ સાચવવી કબાડી જિંદગી હળવાશથી?
છું કાચનો, બચવું પડે, એવી અહીંની રીત છે.

સ્નેહલ ક્ષણો ઉપકારથી લ્યો એમણે ચીતરી ઘણી,
એ ભાર લઈ ફરવું પડે, એવી અહીંની રીત છે.

ભૂલ્યો નથી ઘટના બધી, કેવી હતી પળ કારમી,
આ હાથથી લખવું પડે, એવી અહીંની રીત છે.

આ કાંગરા કહેતા રહે ચિરકાળની કથની તને,
લાચાર થઈ જીવવું પડે, એવી અહીંની રીત છે.

**દેવેન શાહ**

### ગઝલ

નાભિ લગી ખુલ્લું હો સઘળું, બિન બાજે પણ બાજે છે,
આમ ગઝલનું હોવું સંતો, સજ્જ થયેલા સાજે છે.

આંખોની અવઢવમાં ના પડ, ઊંઘે છે કે જાગે છે,
આ સઘળું પરગટ ને છૂપું જાણી ભૂલવા કાજે છે.

ઝાલર, ઘંટો શમતાં આખર મૌન ધરે છે પરસાદી,
સૌ મૂરત ઓગાળી અંતે અંદર ક્યાંક બિરાજે છે.

સૌને સૌના ખપનું મળતું, ખપ વિનાનું કૈં ના રળતું,
ફિકર ધરો ના ફોગટ એની, કાલે છે કે આજે છે.

હોય લખેશ્રી યુગનો તોયે કાળ અદબનો ડોળ કરે,
હોય ખરેખર શરમવિહોણો, અમથો અમથો લાજે છે.

રંગબિરંગી મોસમને પણ ઓગાળે છે સ્યાહીમાં,
ને શબ્દોના કૂચા લઈને સ્તર સઘળાંને માંજે છે.

મોઘમથીયે મોઘમ એવા અણસારોને જે આંજે,
એનું અંજન થાવું 'પરવેઝ', તમને કેવું છાજે છે.

**સતીન દેસાઈ 'પરવેઝ'**

પ્રીતિ સેનગુપ્તા

**હૃદયસ્પર્શી અનુષ્ઠાન વિષે**

દુનિયામાં શું એવાં ઘણાં જણ નહીં હોય કે જે નાટક ને સિનેમા જેવાં કળા-અનુષ્ઠાન જોવા જતા પહેલાં વિચાર કરે? કેવળ સમય અથવા ટિકિટના દર વિષે નહીં, પરન્તુ જોઈને દુઃખ થશે, કે ડર લાગશે એવા વિચાર. સિનેમાની બાબતે હું મિત્રોને કહેતાં સાંભળતી હોઉં છું કે અમુક અથવા તમુક પ્રકારની સિનેમા જોવી નથી ગમતી. દા.ત. 'વૈજ્ઞાનિક' કહેવાય તેવી, કે બહુ હિંસક ને ક્રૂર હોય તેવી, કે ભૂત ને ભેદ-ભરમ વગેરેથી ડરામણી બનતી હોય તેવી. હું પણ આવા પ્રકારોથી દૂર રહું છું, અને ફક્ત અમેરિકી સિનેમાઓ વિષે જ નહીં, પણ ભારતીય સિનેમાઓ વિષે પણ નિરાકરણના વિચારો કરતી હોઉં છું.

નાની હતી ત્યારે ડ્રેક્યુલા પરની એક ફિલ્મ ભારતમાં પડી હતી. બધાં ફેશન સમજીને એ જોવા જતાં હતાં. મારી બહેન પણ ગયેલી. હજી સુધી એ પ્રકારની ફિલ્મ હું જોતી નથી – સિવાય કે એ કટાક્ષરૂપે બની હોય. એ જ રીતે, 'ગૂંજ ઉઠી શહનાઈ' મેં કદી જોઈ નથી. જેમ કુત્સિત ભાવ પસંદ નથી, એમ કરુણને પણ નાપસંદ કરવા પ્રેરાઉં છું. જીવ બીજી ઘણી રીતે દુઃખ પામતો રહેતો હોય છે; મનોરંજનના માધ્યમ દ્વારા શા માટે વધારે દુઃખ આપું એને? જાણીને હસવું આવે, કે નવાઈ લાગે, એવું બયાન કરું છું કે '૧૯૪૨' અને 'અ લવસ્ટોરી' જેવી તાજેતરમાં બહાર પડેલી હિન્દી ફિલ્મો જોવા પણ હું ગઈ નથી. વિચ્છેદનો ભાવ પણ સહન નથી જ કરી શકાતો.

સિનેમા તો, ચાલો, જાણે કે એક અત્યંત સુસ્પષ્ટ ને સજીવ માધ્યમ છે. એમાં અનેક યાંત્રિક યુક્તિ-પ્રયુક્તિ વાપરી શકાય છે, ને રજૂઆતને એકદમ તાદૃશ બનાવી શકાય છે. પણ નાટક? એ તો આંખોની સામે, હાજરાહજૂર, ભજવાતું હોય. એના દ્વારા કેટલાં તીવ્ર સંવેદનો ઉત્પન્ન થઈ શકે?

આ પ્રશ્ન પર પહેલાં જો કોઈ વાચકે વિચાર ના કર્યો હોય તો જરૂર કરે, કારણ કે રંગભૂમિનું આ માધ્યમ પણ ઘણું જ અસરકારક છે. વળી, નાટકની કથા જો જાણતાં હોઈએ, તો એ નાટક જોવું, કે ના જોવું એ નક્કી કરી શકીએ છીએ. સિનેમામાં લાગે તેવો આઘાત તો કદાચ નાટક જોતાં નથી જ લાગવાનો, છતાં ઉત્તમ રીતે લખાયેલાં, તથા ભજવાતાં, હૃદયદ્રાવક નાટક અવશ્ય વ્યગ્ર કરતાં હોય છે. આ અનુભવ આપણને દરેકને જરૂર થયો જ હશે,

અમેરિકામાં રહેતાં રહેતાં ઘણાં વિખ્યાત નાટકો જોવા મળ્યાં છે, તેમ જ જોઈને જીવ બળશે, કે મન કાંપી જશે, એવા વિચારે કેટલાંક અગત્યનાં (સાહિત્યિક દૃષ્ટિએ) નાટકો નથી પણ જોયાં. એવું એક નાટક તે 'નૉટ ફૉર નાઇટિન્ગેલ્સ'. સુવિદિત અમેરિકી નાટ્યકાર ટેનેસી વિલિયમ્સે ૧૯૩૮માં એ લખેલું, ને અહીંની એક જેલમાં બનેલા બનાવો પર એના કથાનકનો પાયો નંખાયેલો. એ ક્યારેય ભજવાયું તો ન હતું જ, પણ એ સાવ ભુલાઈને લગભગ ખોવાઈ-જ ગયેલું. સાઠ વર્ષ પછી અચાનક – તથા સદ્ભાગ્યે –એની ટાઈપ કરેલી પ્રત મળી આવી. માંડ સત્યાવીસ વર્ષની ઉંમરે એમણે એ લખેલું, ને પાછળથી એમણે આ નાટકનો પોતે લખેલા 'સૌથી ઉત્કટ અને ઉગ્ર-હિંસક' નાટક તરીકે સંદર્ભ આપ્યો હતો.

ટેનેસી વિલિયમ્સનું નાટક ભજવાતું હોય તો મારે એ જોવું જ હોય. ટિકિટ ખરીદવા ગઈ પણ ખરી, પણ ત્યાં મૂકેલી સમાલોચના વાંચી અને વિચાર બદલી નાખ્યો. જેલમાંની ખૂબ ખરાબ હાલતની સામે ભૂખહડતાળ પર ઊતરેલા ચાર કેદીઓને હવા વગરની એવી કોટડીમાં પૂરવામાં આવે છે કે જ્યાં બસો ડિગ્રી જેટલું ઉષ્ણતામાન કરી શકાતું હોય છે. કેદીઓ એમાં ભૂંજાઈને મરી જાય છે. (એમનાં હૃદય મૂળ હતાં કે હોય એનાથી અડધાં થઈને રહેલાં.) એમની એ

સ્થિતિ, એ પીડા, શેકાવાની, ગૂંગળાવાની એ પ્રક્રિયા વગેરે મંચ પર બતાવાઈ હતી. સાહિત્યને નામે કે કળાના અનુભાવન ખાતર આવું અનુષ્ઠાન જોવાની મારી તૈયારી ન હતી.

બીજા એક અમેરિકી નાટ્યકારનું એક નાટક જોવાનું વર્ષોથી ટાળતી આવેલી. પણ આ વર્ષે એને લખાયાને પચાસ વર્ષ પૂરાં થતાં હતાં. ફરી એક વાર ન્યૂયૉર્ક શહેરના એક રંગમંચ પર એ ભજવાઈ રહ્યું હતું. હવે કઈ રીતે ના જોવું? મનમાં ઘણી બીક હતી કે જોતાં દુઃખ થશે જ, આંખમાં આંસુ આવશે જ, પણ એ સુવર્ણ ભજવણીને નવાજ્યા વગર રહેવાય એવું પણ ન હતું જ. એ નાટ્યકાર તે આર્થર મિલર, ને એ નાટક તે 'ડેથ ઑફ એ સેલ્સમૅન.' એનું કથાવસ્તુ કોણ ના જાણતું હોય? એના કરુણ, કમભાગી નાયક વિલી લોમૅનનું નામ ભાષાઓના સમગ્ર અવરોધોને અતિક્રમીને દુનિયાભરમાં કમનસીબીનું પ્રતીક બની ચૂક્યું છે; અને એમાં નિરૂપાયેલી વાસ્તવિકતા એવી છે કે જે કાળ દ્વારા ઘસાઈ ના જાય.

સાહિત્યની એક કૃતિના જન્મને પચાસ વર્ષ થયાં હતાં, પણ એના પોત પર કોઈ ક્લાંતિ વર્તાતી ન હતી. કૃતિના હાર્દના ધબકારા સહેજે ઘટ્યા ન હતા. વળી એના રચયિતા હયાત છે, સન્માનિત છે, સર્જનકાર્યમાં હજી રત છે. એક જીવંત ઇતિહાસને પ્રમાણવાનો આ મોકો હતો, ને તેથી હિંમત કરી! નવેસરથી રજૂ થયેલી ભજવણી વિષે 'ન્યૂયૉર્ક ટાઇમ્સ'માં લખાણ અને વખાણ છપાઈ રહ્યાં હતાં, આર્થર મિલરની મુલાકાતો ટેલિવિઝન પરના કેટલાક મુખ્ય કાર્યક્રમોમાં જોવા મળતી હતી. બસ, વાત મહત્ત્વની એક સાહિત્યિક ઘટનાના કિંચિત્ અંશ બનવા અંગેની હતી. પણ કાંઈ ન્યૂયૉર્કીય અભિગમ ધરાવતું મન ઝાલ્યું રહે?

૧૯૧૫માં ન્યૂયૉર્ક શહેરમાં જન્મ પામેલા આર્થર મિલર નાની ઉંમરથી નાટકો લખવા માંડેલા. હજી તો એ વીસ વર્ષના પણ ન હતા, ને કૉલેજમાં એમનાં બે નાટકો ભજવાયેલાં. એમની પહેલી નોકરી રેડિયો-નાટકો લખવાની હતી. એમનું પહેલું જે નાટક ન્યૂયૉર્કના વિખ્યાત બ્રૉડ-વે નાટ્યમંચ પર રજૂ થયું તે હતું 'ધ મૅન હુ હૅડ ઑલ ધ લક', ને ત્યારે એ પોતે હતા માંડ ઓગણત્રીસ વર્ષના. ઉજ્જ્વળ જીવનની કારકિર્દીની એ ઉજ્જ્વળ શરૂઆત હતી. ૧૯૪૪નું એ વર્ષ. દ્વિતીય વિશ્વ-યુદ્ધનો જમાનો. ત્યાર સુધી રાજા-રાણીઓ ને ધનિકોની સંમોહક જિંદગીની આસપાસ કથાવાર્તાઓ રચાતી આવી હતી. આર્થર મિલરે જાણે સાહિત્યસર્જનને પહેલવહેલો આગવો એક વળાંક આપ્યો. એમની મેધાવી કલમના આધારે સામાન્ય માણસ આગલી હરોળમાં આવ્યો, મુખ્ય પાત્રનું સ્થાન પામ્યો, તથા એના સાધારણ જીવનનાં નાનાં-મોટાં દુઃખો અને અભાવો કળા-પ્રક્રિયાનું સર્વોપરી કેન્દ્ર બન્યાં.

મિલરનાં સૌથી જાણીતાં નાટકોમાં છે 'ઑલ માય સન્સ' (૧૯૪૯), 'ધ ક્રૂસિબલ' (૧૯૫૩), 'એ વ્યૂ ફ્રૉમ ધ બ્રિજ' (૧૯૫૫), 'આફ્ટર ધ ફૉલ' (૧૯૬૪), ને 'ધ પ્રાઇસ' (૧૯૬૮). એ પછીનાં ત્રીસ વર્ષો દરમ્યાન ઘણાં બીજાં નાટકો એમણે લખ્યાં છે, જેવાં કે, 'ધી અમેરિકન ક્લૉક' (૧૯૮૦), 'બ્રોકન ગ્લાસ' (૧૯૯૪), 'મિ. પીટર્સ કનેક્શન્સ' (૧૯૯૭) વગેરે, તથા બીજું પણ ઘણું લેખનકાર્ય એ કરતા રહ્યા છે. હાર્વર્ડ (અમેરિકા) તેમ જ ઑક્સફર્ડ (ઇંગ્લંડ) મહાવિદ્યાલયો તરફથી એમને માનદ ડૉક્ટરેટની પદવી અપાઈ છે, અને પ્રત્યેક ઉત્તમોત્તમ અમેરિકી પારિતોષિક એ પામી ચૂક્યા છે, એક એક વાર જ નહીં, પણ બે ને ત્રણ વાર પણ.

'ડેથ ઑફ એ સેલ્સમૅન'ની કથા એટલે એક ફેરિયાની વાત. નાયક વિલી લોમૅન ખખડધજ મોટરમાં દૂર દૂરનાં શહેરોમાં ફરે છે, મોટા મોટા ઑર્ડર (કઈ વસ્તુઓના તે નાટ્યકાર કહેતા નથી) મેળવે છે, પત્ની અને બે દીકરાઓ સાથે સાધારણ સુખમાં જીવે છે. પછી તો સમય બદલાય છે. એ ચીજોની જરૂરિયાત ઘટે છે, આવક સાવ ઓછી થઈ જાય છે, દીકરાઓ અવળે રસ્તે ચડે છે, વિલીની નિરાશા લગભગ ગાંડપણની અવસ્થાએ પહોંચતી જાય છે; પ્રેમાળ પત્ની ઘણી કાકલૂદીઓ કરે છે, એને સમજાવવા પ્રયત્ન કરે છે, પણ ક્યાં કશું ચાલે છે એનું?

નાટકમાં બીજાં ઘણાં પાત્રો છે, પણ કોઈ આવું કમનસીબ નથી. આ ચાર મુખ્ય પાત્રોનાં જીવન સાવ નિષ્ફળ ગયાં છે, ને એ જોવું લગભગ અસહ્ય બને છે. થોડો પૈસો ને સાધારણ સુવિધાઓ તો જોઈએ જ છે, પણ બાપડા વિલીને એથીય વધારે ઝંખના છે, મૈત્રી અને આદર માટેની. આનાથી પણ એ વંચિત છે, ને એ હકીકત કથાની કરુણતાની પરાકાષ્ઠા બને છે.

વળી, દરેક કરુણ નાયકમાં એક એવી ક્ષતિ હોય છે, જેને કારણે એનો અંતિમ વિનિપાત સર્જાય છે. વિલી લોમૅનની બાબતમાં એ ક્ષતિ એના મિથ્યા આત્મ-ગૌરવ દ્વારા આકાર પામે છે. આ ખ્યાલ લોમૅને બંને પુત્રોમાં પણ સીંચ્યો છે, ને જોઈ શકાય છે કે એમની પડતીનું કારણ પણ બનવાનો. પેઢીદરપેઢી એ કુટુંબની કમનસીબી ચાલુ રહેવાની એવું સૂચિત કરીને નાટ્યકારે કથાનું ફલક સર્વજન સુધી વિસ્તારિત બનાવી દીધું છે.

અંગત અનુભવના સ્તર પર એવું બન્યું કે બીજી જ લાઈનમાં બેઠક મળી. મારાં આંસુ પાત્રોની નજરે ચડે એટલી નજીક. ખરેખર તો એમના મુખભાવોની દરેક છાયા જોઈ શકાય તેટલી હું એમની નજીક બેસવા પામી હતી. અભિનય તો ઉત્કૃષ્ટ હતો જ, પણ અનુષ્ઠાનમાં પણ જરાકેય ક્ષતિ નહીં. રંગમંચની વિરચનામાં એવું તો કલ્પનાચાતુર્ય વપરાયેલું કે આટલાં વર્ષોમાં અનેક નાટકો જોયા પછી પણ એ નાવીન્ય તથા નૈપુણ્ય પર વારી જવાયું. શું ફર્શ સરકે, ને દીવાલો ખસે! ક્ષણોમાં દૃશ્ય ને સ્થાન બદલાઈ જાય. આરંભે લોમૅનના ઘરની અંદરના પ્રવેશને, મંચ-વ્યવસ્થા દ્વારા, યથોચિત સંકડાશ મહીં દર્શાવ્યો છે, તો છેલ્લા દૃશ્યમાંના શારીરિક તેમજ, ગર્ભિત રીતે, માનસિક વિસ્ફોટને મૂર્તિમંત કરવા મંચ તદ્દન ખાલી કરી નાખી, અપાર વિસ્તાર દર્શાવતા પ્રકાશનો આશરો લેવાયો છે.

આખા નાટકમાં ક્યાંયે કશા અઘરા કે ક્લિષ્ટ સંદર્ભ નથી. એક નાના, સામાન્ય કુટુંબનું રોજિંદું, સામાન્ય જીવન સાવ સાદી-સીધી ભાષામાં આલેખાયું છે. કેવળ આરંભે અને અંતે જ અતિ-સૂક્ષ્મ પ્રતીકાત્મકતાનો વિનિયોગ કરવામાં આવ્યો છે. એમાં મંચ-સંકલ્પકનું કૌશલ્ય દેખાય છે, તથા દિગ્દર્શકની મેધાની ઘનતા જોઈ શકાય છે.

શાશ્વત બની ચૂકેલી ઉચ્ચ કક્ષાની સાહિત્ય-કૃતિની રજૂઆત ત્યારે જ સફળ બને જ્યારે એમાં સંકળાયેલી દરેક વ્યક્તિ આવશ્યક વિશિષ્ટ ગુણવત્તા ધરાવતી હોય. પ્રસ્તુતિ જ્યારે ઉત્કૃષ્ટ અને ક્ષતિહીન હોય ત્યારે એ કળા-અનુષ્ઠાનને જોવાનો અનુભવ માત્ર અંગત કે વ્યક્તિગત નહીં રહેતાં એક સામૂહિક તથા સર્વજનીન પરિમાણ પ્રાપ્ત કરે છે. વ્યક્તિ માત્ર દર્શક નહીં બની રહેતાં સર્જન – તેમ જ અનુષ્ઠાન–ની પરમ સફળતાની સાક્ષી બને છે.

મનને દુઃખ થશે, આંખમાંથી આંસુ વહેશે વગેરેની ખબર હોવા છતાં હિંમત તો કરવી જ રહી, કારણ કે, એ સાથે, એક પ્રકારની ભાવશાંતિ, તથા કશાક શુદ્ધીકરણની સંભાવના પણ હોય છે જ.

□

## સાભાર-સ્વીકાર

ગુજરાત સાહિત્ય અકાદમી (જૂનું વિધાનસભા ભવન, સેક્ટર ૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭)નાં

બૃહત્ કાવ્યદોહન, કથામૂલક: ભાગ ૩, ખંડ ૧, પુનઃસંપાદન: ડૉ. બળવંત જાની, કિં. રૂ. ૪૫૫. બૃહત્ કાવ્યદોહન, કથામૂલક: ભાગ ૩ ખંડ-૨, પુનઃસંપાદન : ડૉ. બળવંત જાની, કિં. રૂ. ૩૮૦. બૃહત્ કાવ્યદોહન, પદમૂલક : ભાગ ૨, પુનઃસંપાદન: મનસુખ સલ્લા, કિં. રૂ. ૩૪૦. કુદરતની કેડીએ: પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ, કિં. રૂ. ૮૦.

# 'સ્વ'થી 'સર્વ' સુધીની કવિતાયાત્રા

**ભગવતીકુમાર શર્મા**

નિર્મિશ ઠાકર બહુમુખી પ્રતિભા ધરાવતા યુવા સર્જક છે. મૂલતઃ હું તેમને વ્યંગચિત્રકાર-વ્યંગકાર તરીકે ઓળખું. તેમણે ઘણા ગુજરાતી સાહિત્યકારોનાં કૅરિકેચર્સ કર્યાં છે, પત્ર-પત્રિકાઓમાં વારંવાર છપાઈને જાણીતાં થયાં છે. તેમણે હિન્દી ફિલ્મક્ષેત્રનાં કેટલાંક કલાકારોનાં કૅરિકેચર્સ પણ કર્યાં છે, જે રાષ્ટ્રીય દૈનિકોમાં છપાયાં છે. તેમણે અખબારોમાં હાસ્યવ્યંગની સચિત્ર કટારો ચલાવી છે. તેમણે હાસ્યનવલકથા અને હાસ્યલેખો લખ્યાં છે. તેમણે હઝલો લખી છે અને વ્યંગ-તઝમીન નામના નવા વ્યંગકાવ્યપ્રકારને વિકસાવ્યો છે. તેમણે ગંભીર ગઝલો, ગીતો અને અછાંદસ કાવ્યોનું સર્જન કર્યું છે. વ્યવસાયે મિકૅનિકલ ઍન્જિનિયર એવા નિર્મિશભાઈનો સર્જનવ્યાપ આમ પીંછીથી કલમ, વ્યંગથી ગાંભીર્ય અને ગદ્યથી પદ્ય સુધી વિસ્તરેલો છે અને એ પ્રત્યેકમાં તેમને વધતીઓછી સિદ્ધિ પ્રાપ્ત થઈ છે, તે તેમની વશેકાઈ છે. તેમના સહૃદય મિત્ર તરીકે હું એટલું ઇચ્છું કે તેઓ બે'ક વિદ્યાઓમાં હજી વધુ સઘન કામ કરી બતાવે.

'શબ્દકોશોમાં નથી હું એટલે!' નિર્મિશભાઈનો ગઝલ-મુક્તક-ગીત-અછાંદસ કાવ્યસંગ્રહ છે. તેમને મુખ્યત્વે વ્યંગકાર-વ્યંગચિત્રકાર તરીકે ઓળખનાર ભાવકોને આ સંગ્રહ તેના સર્જકનો જુદો જ પરિચય આપે છે. અહીં નિર્મિશ ઠાકર એક ગંભીર ગઝલકાર અને સંવેદનશીલ ગદ્યકાવ્યકાર તરીકે ઊઘડી આવ્યા છે. નિર્મિશભાઈ ગઝલના આંતરબાહ્ય સ્વરૂપસંવિધાન તથા ગુજરાતી ગઝલની સામ્પ્રત ગતિવિધિથી પૂરા પરિચિત છે, જેનો લાભ આ સંગ્રહમાંની ગઝલોને મળ્યો છે. સંગ્રહમાંથી કેટલાયે એવા શે'રો ટાંકી શકાય જે નિર્મિશભાઈના ગઝલપ્રભુત્વની સાખ પૂરે છે. તે સાથે ગઝલોની છન્દશુદ્ધિ પરત્વે તેઓ વધારે સજાગ રહે તેવી મારી તેમને વિનંતી છે, કેમ કે આ સંગ્રહની કેટલીક ગઝલોમાં છન્દશૈથિલ્ય અનુભવાય છે, જેને કારણે સમગ્રતયા ગઝલ-સિદ્ધિમાં કંઈક ન્યૂનતા વર્તાય છે. 'પ્રયત્નોથી બનેલો એક શાયર લાવ, તો જાણું!' જેવી પંક્તિ લખનાર નિર્મિશભાઈ અનાયાસ કાવ્યસર્જનનો મહિમા કરે તે તો સર્વથા ઉચિત જ છે. છતાં સર્જન સઘન સાધના પણ માગે જ છે.

નિર્મિશભાઈની ગઝલોના કેટલાયે શે'રો એવા છે જે તેમને અપેક્ષિત છે એવા નિષ્પ્રયત્ન લાવણ્યનો ભાવકને અનુભવ કરાવે છે. એવા કેટલાક શે'રો જોઈએ :

*જિંદગીથી જે બળ્યો, એની ચિતા?*
*આગ તું ચાંપે ન ચાંપે તોય શું?*

*

*મૌનઃ જાણે હોઠ લજ્જાળુ તમારા*
*શબ્દ : એ પ્હેલાં કરાતું એક ચુંબન*

*

*સાવ એકાકી નજરના દ્વાર પર*
*ચિત્રવત્ સાંજે ઉદાસી હોય છે*

*

*વાદળોની વારતાના પાત્ર શું*
*એક ટીપું બારીએ આવી હસે*

*

*ફરી ફૂટવું ફૂજવું ડાળીએ જઈ*
*વસંતો કરે ક્યાંય લયના હિસાબો?*

*

*કોઈ ડૂબેલું રહે મારા મહીં*
*એટલો ચકચૂર ક્યારે હું હતો?*

*

*ફૂલ સમાં ખ્વાબોને મળવા*
*હુંય વળ્યો ઝાકળને રસ્તે*

*

*પાંપણ, આંખો, નજરો વીંધી*
*છેક મળ્યો કાજળને રસ્તે*

*

*તારા અતીતનો હું ભલે એક અંશ છું*
*બાકાત ના કરી શકે, હું હોઉં કે ન હોઉં*

*

*તને ઝાકળોમાં મળી એ ઉદાસી?*
*અમે અશ્રુ સાટે રળેલી છે રાતો*

*

*ધૂળ બની એ ગામ ઊડે છે*
*સાંજ પડચે ગોધણની વચ્ચે*

*

આ દૃષ્ટાંતરૂપ શે'રો પરથી જોઈ શકાશે કે કવિને સીમિત અને ટૂંકા માપના છન્દોની ગઝલોમાં નોંધપાત્ર સફળતા પ્રાપ્ત થઈ છે.

નિર્મિશભાઈની ગઝલોના અન્ય એક પ્રમુખ અને ભાવાર્પક લક્ષણનો મારે ઉલ્લેખ કરવો જોઈએ. એમની ઘણી ગઝલોની રદીફો ખૂબ ધ્યાન ખેંચનારી છે. થોડાંક ઉદાહરણો જોઈએ. અંધારું કરો, મારી સલામ, તૈયાર થા, ચણી દો, બેચેન તું છે હુંય છું, ચીતરું છું, પર લખ્યું મેં નામ તારું, તો કાફી નથી? ઔર ક્યા?, કદી પૂછ્યું નહીં, સરવાળો કરો, આગળ હું નથી વગેરે. આવી ધ્યાન ખેંચતી, જુદી પડતી રદીફોના ચયનમાં ગઝલરચના પરત્વેનું કવિનું પ્રયોગલક્ષી વલણ પણ પ્રગટ થાય છે. જ્યાં આ રદીફો શે'રના, ગઝલના નિબંધનમાં ચપોચપ નિભાવી શકાઈ છે ત્યાં તે સાર્થક થઈ છે. નિર્મિશભાઈ સાંપ્રત ગુજરાતી ગઝલકાર છે તેથી તેમની કેટલીક ગઝલોમાં પ્રયોગશીલતાના અણસાર પણ જોઈ શકાય છે. એને લીધે તેમની ગઝલો બોલકી, ઉપદેશપ્રધાન, ડોળઘાલુ ચિંતનાત્મકતા વગેરેમાંથી ઊગરી ગઈ છે. કલમ પાસે તેમણે એકંદરે સૂક્ષ્મતા અન માર્મિકતાથી કામ લીધું છે. દ્વાર, ઝાકળ, સૂર્ય જેવાં પોતાને પ્રિય લાગેલાં કલ્પનો કવિએ વારંવાર પ્રયોજ્યાં છે, તેથી તેની તાજપ જોખમાઈ છે, પરંતુ સમગ્રપણે એક માર્મિક, ઊઘડતા આવતા ગઝલકારની છબિ આ સંગ્રહની ગઝલોમાંથી નિષ્પન્ન થાય છે.

'શબ્દકોશોમાં નથી હું એટલે!'માં ભાવકને જે ગઝલકાર નિર્મિશ ઠાકરનો પરિચય થાય છે તેનાથી સાવ જુદા જ નિર્મિશ ઠાકર આ સંગ્રહનાં અછાંદસ કાવ્યોમાંથી ઊભરે છે. પ્રકારાન્તરે કવિની અભિવ્યક્તિ પણ કેવું પડખું બદલે છે, એનું આ એક રસપ્રદ ઉદાહરણ છે. ઊર્મિકાવ્યપ્રકાર ગઝલમાં આ કવિ નિતાંતપણે અંગત ઊર્મિઓ સાથે કામ પાડે છે, પણ એ જ કવિ અછાંદસ કાવ્યસર્જનમાં સમાજાભિમુખ બની પોતાની આસપાસની દુનિયાને પણ પોતાના કવિતાવ્યાપમાં લે છે. અહીં કવિની નિસબત ભૂખમરો વેઠતા બાળકથી તે રામજન્મભૂમિ સુધી વિસ્તરે છે. ગઝલોમાં પ્રબળતાપૂર્વક પ્રગટતો 'સ્વ' ગદ્યકાવ્યોમાં 'સર્વ'નું સ્વરૂપાન્તર સાધે છે. તે સાથે બાનીનો ઠાઠ પણ સમુચિત રીતે બદલાય છે. ગદ્યકાવ્યોમાં કવિએ માત્ર સમકાલીનતાને જ તાકી અને તાગી છે એવુંયે નથી. 'અસ્ત' શીર્ષકનું આ કાવ્ય જુદું પડી નીખર્યું છે.

*'સૂર્ય ડૂબ્યા પછી પણ*
*જળમાં થોડીક ક્ષણ*
*એક લિસોટો ઝિલાયેલો રહે છે તેજનો,*
*હું ક્યારેક*
*એ રીતે હોઈશ*
*તારાં અશ્રુમાં,*
*તું જોજે!'*

આ કાવ્યની ભાવગત સૂક્ષ્મતા અને તદનરૂપ લાઘવ પ્રશસ્ય છે. તો આનાથી બીજા છેડાનું, પણ હૃદ્ય ગદ્યકાવ્ય જોઈએ, જેનું શીર્ષક છે 'રામજન્મભૂમિ'.

*ફૂટપાથ, રડતો રામુડો અને*
*પાણીથી ભરેલી થાળીમાં*
*ચાંદો બતાવતી મા...*
*'જો રામલા, આ શું?'*
*પણ રામુડે જીદ ના છોડી.*
*'ચાંદો નૈં મા,*
*થાળીમાં રોટલો લાઈ દે,*
*બૌ' ભૂખ લાગી....'*

'સ્વ'થી 'સર્વ' સુધીની નિર્મિશભાઈની આ કવિતાયાત્રાનું હું સ્વાગત કરું છું.

(તા. ૨૦-૧૧-'૯૯)

*

(પ્રસ્તાવના: કાવ્યસંગ્રહ 'શબ્દકોશોમાં નથી હું એટલે!' – નિર્મિશ ઠાકર, નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ-અમદાવાદ, પ્રથમ આવૃત્તિ)

□

# સંજીવની ઔષધિનો પ્રતાપ

ડૉ. ભારતી હરીન્દ્ર

રાજા નાગાર્જુન બીમાર પડ્યા છે. રાણી પૌલોમીદેવી ઊભે પગે રાત-દિવસ સેવા કરે છે. પણ રાજા સારા થવાને બદલે વધુ ને વધુ બીમાર થતા જાય છે. રાજવૈદ પણ સતત ઔષધિઓ ખરલમાં પીસે છે, જાતજાતના અર્કો અને ભસ્મો પણ આપ્યા કરે છે, પણ રોગ કાબૂમાં આવતો નથી. રોગનું નિદાન પણ ક્યાં રાજવૈદ કરી શક્યા છે? પેટનો દુખાવો ઔષધિ આપ્યા પછી થોડી વાર માટે સહ્ય થાય છે, પણ એનો ગુણ ઊતરતાં ફરી અસહ્ય થઈ જાય છે!

આવી સ્થિતિમાં એક વાર રાજાને જરા સારું લાગે છે અને તેઓ પૌલોમીદેવીને કહે છે : "પટરાણી, તમે મારા મનનાં રાણી છો અને છતાં મેં તમને આટલાં વર્ષોમાં બહુ દુઃખ આપ્યું છે. ઘણી બધી સ્ત્રીઓ સાથે શારીરિક અને માનસિક વ્યભિચાર કર્યો છે. પણ હજુ મારું મન ધરાયું નથી. તમારા આવાસમાં નવી અનુચર આવી છે – એનામાં મારું મન મોહ્યું છે. મારી પાસે એને મોકલશો?"

પૌલોમીદેવીનો રાજા નાગાર્જુન સાથે ચોવીસ વર્ષનો સહવાસ છે. રાણી રાજાને ખૂબ પ્રેમ કરે છે અને એટલે જ વર્ષોથી એમની આ ટેવ નભાવે છે. એટલું જ નહિ, હસતે મોઢે રાજાને મદદ કરતાં આવ્યાં છે. રાજાની હરેક ઇચ્છા રાણીએ શિરોમાન્ય ગણી છે. આ ઇચ્છા પણ પૂરી કરવાની એ હા પાડે છે અને સામે બેઠેલા રાજવૈદ તરફ જુએ છે.

રાજવૈદ ઇશારાથી રાણીને એ ખંડમાંથી જવાની આજ્ઞા કરે છે. ધીમે પગલે અને ભારે હૈયે રાણીમા જતાં રહે છે. એમને રાજાનું મન કળાતું નથી. આટલાં વર્ષો ભોગ ભોગવ્યા છતાં આટલો બધો અસંતોષ? આટલા દુઃખમાં પણ વાસનાનું આધિપત્ય ? કંઈ નહિ ને એમની સેવકીમાં જીવ ગયો? તનુજા સુંદર હતી. – અતિસુંદર હતી, જુવાન હતી – થોડા જ સમયમાં એણે રાણીનું મન જીતી લીધું હતું અને એમની પટ્ટસેવિકા થઈ ગઈ હતી. રાજાએ ક્યારે એને જોઈ હશે? રાણીવાસમાં તો સૌને રાજાના સ્વભાવની જાણ હતી અને કોઈ પણ સેવિકા રાજા આવવાના હોય ત્યારે માર્ગમાં આડી ઊતરતી નહિ... ખૂબ ખબરદારી રખાતી હતી. અને છતાં...

રાણીમાએ તનુજાને તેડાવી. એનું કુમળું નિર્દોષ મોં જોઈને રાણીનું હૃદય હચમચી ગયું. પણ પોતાના રાજાની ઇચ્છા આગળ તેઓ લાચાર હતાં. એમણે તનુજાને રાજાની ઇચ્છાની વાત કરી. મા-બાપ વગરની અસહાય સુંદર દીકરી બીજું કરી પણ શું શકે? રાજમહેલમાંથી જતી રહે તો બહાર તો અનેક વરુઓનો સામનો કરવો પડે, જ્યારે આ તો ફક્ત એક રાજાનો જ સામનો કરવાનો હતો! એણે રાણીમાને નચિંત થવાનું કહ્યું. તનુજાને પોતાની પવિત્રતા અને નિર્દોષતા ઉપર શ્રદ્ધા હતી એ કરતાં પણ એને એના કૃષ્ણમાં અપાર શ્રદ્ધા હતી. એનો નાથ એને કોઈ દુઃખ નહિ પહોંચાડે એની એને ખાતરી હતી.

આ બાજુ રાણીમાના ગયા પછી, રાજવૈદ રાજાને સમજાવે છે – આ સંભોગ જીવલેણ પુરવાર થઈ શકે છે એમ રાજાને કહે છે.

નાગાર્જુન રાજા વૈદરાજને વિનંતી કરે છે અને કહે છે, "મારે જીવવું છે, મારે જીવવું છે, મને મૃત્યુ નથી જોઈતું. મારે હજુ ઘણા ભોગ ભોગવવા છે, મને સંજીવની આપો, અમૃત આપો, મારે મરી નથી જવું... મને મૃત્યુનો બહુ ભય લાગે છે..."

વૃદ્ધ રાજવૈદ જ્ઞાની છે. રાજા માને એમ નથી એ તેઓ જાણે છે. પણ છતાં તેઓ રાજાને ઉપદેશ આપવાના ઈરાદાથી એક કથા સંભળાવે છે અને કહે છે : "આ મારી કથા તમે શાંતિથી, મનમાં ઉતારતાં સાંભળશો તો જ હું તમને સંજીવની આપીશ... બોલો, કબૂલ?"

રાજા સંમતિ આપે છે.

"બહુ જૂના જમાનામાં એક રાજા લક્ષ્મીનંદન હતો. ખૂબ હોંશીલો અને કામગરો રાજા. પ્રજા માટે ખૂબ લાગણી અને પ્રજા માટે ખૂબ સવલતો પૂરી પાડે. એને થયું, મૃત્યુ આવશે તો મારું બધું કામ અટકી પડશે. હજુ તો મારે કેટલું કામ કરવાનું છે, કેટલા બધા ભોગ ભોગવવાના છે... આટલા ટૂંકા જીવનમાં હું કેટલું કરી શકીશ? એણે મનોમન નક્કી કર્યું, મારે મરવું જ નથી.

એવામાં એક વાર એક દવાવાળો એમના દરબારમાં આવ્યો. એની પાસે એવી ઔષધિ હતી, જે લેવાથી મનુષ્યને મૃત્યુ આવે જ નહિ. એ કાયમ માટે જીવતો રહે. એટલું જ નહિ, એને ઘડપણ પણ ન આવે. કાયમ યુવાન જ રહે, અમર રહે.

રાજાએ એને કહ્યું : 'જો એવી જ દવા છે તો તું જ કેમ નથી લેતો?'

દવાવાળો કહે : 'મહારાજ, આ ઔષધિ એક જ વ્યક્તિને આપી શકાય એટલી જ છે. ઉપરાંત તમારા જેવા મહારાજાને આપું તો મને અઢળક ધન મળે, મારું દારિદ્રય ફીટે, મારાં બાલબચ્ચાં સુખી થાય. હું જ જો એ દવા લઉં તો હું આવો કંગાળ, એવું જીવન શા કામનું? અને અંત વગરનું જીવન જીવવાનો વિચાર જ મને અસ્વસ્થ કરી મૂકે છે.'

રાજા તો રાજીના રેડ થઈ ગયા. દવાવાળાને ખૂબ ધન આપ્યું અને એના કહેવા મુજબ દવા લીધી.

પછી તો રાજાએ નચિંતપણે જીવવાનું શરૂ કર્યું. બે સદી સુધી એણે રાજ્ય કર્યું... લોકો માટે હૉસ્પિટલ, શાળા-કૉલેજો (એ જમાના પ્રમાણે) – બધી સગવડો કરી. સાથે સાથે અનેક રાણીઓ કરી... એમનાથી ઘણાં બધાં બાળકો પણ થયાં.. વખત જતાં એમનો પરિવાર પણ વધ્યો, ફૂલ્યો.. ફાલ્યો, એટલો બધો કે પૌત્રોના પૌત્રો થયા. પણ કોઈને રાજા માટે માન કે લાગણી ન રહ્યાં. સહુ પોતપોતાની રીતે જુદાં રહેતાં હતાં અને પોતપોતાનું જીવન જીવતાં હતાં. આટલો મોટો પરિવાર હોવા છતાં પણ રાજા તો એકલા એકલા. એમની માનીતી રાણીઓ ગુજરી ગઈ હતી અને હવે એમને આ શહેરમાં રહેવાનો કંટાળો આવવા લાગ્યો. એમણે બીજે વસવાનું નક્કી કર્યું.

એમણે બીજું શહેર વસાવ્યું. એ જ ઘટમાળ. ઘણી બધી રાણીઓ, ઘણો મોટો પરિવાર! ફરી એ જ દાસ્તાન. રાજા તો ખૂબ કંટાળ્યો. પોતે જુવાનનો જુવાન હતો, જ્યારે એની રાણીઓ, દીકરાઓ બધાં ઘરડાં થતાં હતાં. કેટલાંક તો મૃત્યુ પણ પામ્યાં હતાં.. પરિવારનાં બીજાં સભ્યોને પણ રાજા સાથે સંબંધ રાખવો ગમતો નહિ... અને ફરી રાજા એકલો એકલો મૂંઝાવા લાગ્યો.

એણે દેશ બહાર જવાનું નક્કી કર્યું. દરિયાપાર દેશમાં પોતાના ખાસ બે નોકરોને લઈને એ ગયો. અજાણ્યો દેશ–અજાણ્યા માણસો. એના બે નોકરો તો ગૂંગળાઈ ગયા અને માંદા પડી ગયા અને પોતાને દેશ પાછા ફરી ગયા. રાજા પાછો એકલો થઈ ગયો. પોતાનું ગુજરાન ચલાવવા એને નોકરી તો કરવી જ પડે એમ હતી – એ અહીં રાજા થોડો હતો? પારકા દેશમાં કોણ એને ઓળખે? ત્યાંના રાજા જ્યૉર્જને ત્યાં એને ઘોડારમાં ઘોડાઓને સાચવવાની નોકરી મળી. ધીરે ધીરે એ પોતાના બુદ્ધિબળથી રાજાનો માનીતો સેવક થઈ ગયો. ઘણાં વર્ષો આરામમાં ગયાં પણ એક દિવસ એ રાજા જ્યૉર્જ ગુજરી ગયા.. ફરી આ રાજા એકલો પડી ગયો.. કંટાળીને એ પોતાને દેશ આવતો રહ્યો. એનાં બેઉ શહેરોમાં એનો બહોળો પરિવાર હતો, પણ નવમી-દસમી પેઢીનાં એનાં સંતાનો એને ક્યાંથી ઓળખે? હવે એને જ્ઞાન થયું કે લાંબું જીવન જીવવા કરતાં ટૂંકું પણ સારું જીવન જીવવું મહત્ત્વનું છે. પણ હવે શું થાય? આટલે વર્ષે એને રસ્તા ઉપર રખડવાનો વારો આવ્યો.. એણે આત્મહત્યા કરવાનો વિચાર કર્યો. એક ઊંચા મકાન ઉપરથી નીચે પડતું મૂક્યું, પણ નીચે ઘાસની મોટી ટ્રક ઉપર એ પડ્યો અને બચી ગયો. બીજી વાર દરિયામાં ડૂબી મરવાનો પ્રયત્ન કર્યો તો કોઈ માછીમારે એને બચાવી લીધો. ઝેર ખાઈ મરવાનો પ્રયત્ન કર્યો તો લોકોએ, એણે પોતે જ બંધાવેલી હૉસ્પિટલમાં દાખલ કર્યો અને ડૉક્ટરોએ બચાવી લીધો! અમરત્વની દવા જો લીધી હતી તો એને મૃત્યુ કેવી રીતે આવી શકે?

એક દિવસ, ખૂબ હારેલોથાકેલો એ એક ઝાડ

નીચે બેઠો હતો. થોડી વારે એની બાજુમાં એક માણસ આવીને બેઠો. એણે પેલા લક્ષ્મીનંદન રાજાને કહ્યું : 'તમે કેમ આટલા પરેશાન લાગો છો? માંદા છો? તમને શું થાય છે? હું ઔષધિઓ તૈયાર કરીને વેચું છું. મારી પાસે હરેક રોગની દવા છે. હું તમારી કોઈ રીતે મદદ કરી શકું?'

દવાવાળાનું નામ સાંભળીને રાજા સડાક કરતોક ને ટટાર થઈ ગયો. એણે પેલા દવાવાળાને પૂછ્યું : 'તારી પાસે અમર થઈ જવાય એવી કોઈ દવા – ઔષધિ છે?'

હવે ચોંકવાનો વારો પેલા દવાવાળાનો હતો. એણે કહ્યું, 'ભાઈ, એવી દવા તે મળતી હશે?'

રાજાએ પોતાની વાત કરી. આશરે ૪૦૦ વર્ષ પહેલાં એણે જે દવા લીધી હતી એની વાત કરી.

દવાવાળો કહેવા લાગ્યો : 'રાજાજી, સાચે જ તમે એ લક્ષ્મીનંદન રાજા છો, જેને મારા દાદાના દાદાના દાદાએ દવા આપેલી? અમારા કુટુંબમાં પેઢીદરપેઢી આ વાત ચાલતી આવી છે, પણ અમે કોઈ એ વાત માનતા નહોતા. શું ખરેખર તમે એ જ રાજા છો? તો હવે પરેશાન થવાની શી જરૂર છે? હવે તો મૃત્યુનો પણ તમને ડર નથી!'

રાજા કહે, 'હવે હું જીવીને ખૂબ થાકી ગયો છું. મારાં બધાં સગાં-સ્નેહીઓ ગુજરી ગયાં છે, અત્યારની પેઢીનાં મને કોઈ ઓળખવા માંગતાં નથી. હું સાવ એકલો અટૂલો થઈ ગયો છું. ભાઈ, તારી પાસે તારા પરદાદાએ આપેલા અમૃતનું કોઈ મારણ છે? મારે હવે વધુ જીવવું નથી. મને એવી કોઈ દવા આપ કે મને મૃત્યુ આવે.'

એ દવાવાળો રાજાને પોતાને ઘરે લઈ ગયો, અને એના દાદા સાથે ઓળખ કરાવી. દાદાને બધી વાત કરી. દાદાએ કહ્યું : 'જુઓ નામદાર, તમને જે અમૃત આપવામાં આવ્યું હતું, એ ખાસ હિમાલયમાંથી અમારા પરદાદા લાવ્યા હતા એમ તેઓ લખી ગયા છે. હવે આ અમૃતનું મારણ તો ફક્ત તમને હિમાલયમાં જ મળે. માટે તમે ત્યાં જાઓ. શિવજી ભગવાનને પ્રસન્ન કરો તો એ તમને એમના ગળામાં રહેલા હળાહળ વિષમાંથી એકાદ ટીપું આપશે, જે આ અમૃતનું મારણ કરી શકશે...' ''

જે રાજવૈદ નાગાર્જુન રાજાને આ વાત કહેતા હતા, તેઓ કહે. ''પેલા લક્ષ્મીનંદન રાજાનું શું થયું એ તો ખબર નથી, પણ તમે આ વાસનામાં ગરક થઈ જશો તો જન્મોજન્મ સુધી આ રાજાની જેમ સબડવું પડશે... આત્મા અમર છે એટલે તમારો કામી આત્મા જેટલાં જેટલાં શરીરમાં જશે... ત્યાં એને કામરૂપી કીચડમાં ખૂંપતા જવું પડશે... સબડતા રહેવું પડશે. માટે બરાબર વિચાર કરી જોજો. તમે બુદ્ધિશાળી છો માટે સમજદારી કેળવવામાં કોઈ વાર નહિ લાગે.''

નાગાર્જુન રાજા ખરેખર વિચારમાં પડી ગયા. એમને એમનાં પટરાણી યાદ આવ્યાં. આટલી સમજુ, પ્રેમાળ અને પતિવ્રતા રાણી મેળવવા બદલ રાજાએ પ્રભુનો પાડ માન્યો. રાણી પાસે કરેલી બેહૂદી માગણી કરવા બદલ તેઓ શરમ અનુભવવા લાગ્યા. એટલામાં સોળે શણગાર સજીને તનુજા ધીમે પગલે રાજાના રૂમમાં દાખલ થઈ. એને જોઈને રાજાનું મન આનંદિત થઈ ગયું. એના ઉપર રાજાને ખૂબ વહાલ ઊભરાયું. આટલી સુંદર, નાજુક, અર્ધખીલેલા ફૂલને શું પોતે ચૂંથી નાખશે? નહિ નહિ, કદી નહિ. એમણે તનુજાને પાસે બોલાવી માથે હાથ મૂક્યો અને સાથે આવેલાં પટરાણીને કહ્યું : ''રાણી, તનુજા મારે દીકરી સમાન છે. તમે એને આપણા યુવરાજ વેરે વરાવો અને મારી રાજગાદી એ લોકો સંભાળશે. માટે લગ્નની અને યુવરાજના રાજ્યાભિષેકની તૈયારીઓ કરો. આપણે બેઉ હિમાલય જઈએ છીએ – તપશ્ચર્યા કરવા.''

રાણીમા તો અવાક્ થઈ ગયાં અને રાજાજી સામે જોતાં જ રહ્યાં! એમના માન્યામાં કોઈ વાત આવતી નહોતી! રાણીમાના મોઢા ઉપરના ભાવ જોઈને રાજાજી હસી પડ્યા. એમણે હસતાં હસતાં કહ્યું : ''મારી વહાલી રાણી, આપણે હિમાલય તપશ્ચર્યા કરવા જવાનું છે. મેં આટલાં બધાં પાપ કર્યાં એ માટે અને તમે મને એ પાપો કરવા દીધાં – મારાં ભાગીદાર થયાં, એટલા માટે...સમજ્યાં?''

❐

# સર્જકની આંતરચેતના

અભિજિત વ્યાસ

પ્રત્યેક સર્જન તે સર્જકના અનુભવની છબી છે; તેમાં સર્જકની અનુભૂતિનો કોઈક ને કોઈક અંશ વણાઈ ગયો હોય છે. સર્જકનો આદર્શ તો સમગ્ર અનુભૂતિને બાંધવાનો કે કંડારવાનો હોય છે; પણ એ પ્રયત્ન દરમ્યાન પણ અનુભૂતિ ઘડાતી-બદલાતી આવતી હોય છે. અનુભૂતિનું સો ટકા આકલન તો દૂરનો આદર્શ જ રહેવાનો. આ આકલનની પ્રક્રિયામાં મુખ્ય પ્રેરક બળ બને છે કલ્પના. કલ્પના અનુભૂતિને સૌંદર્ય બક્ષતું તત્ત્વ છે. આ 'સૌન્દર્ય' એ શું? અનુભૂતિની અનન્યતા તે સૌન્દર્ય છે. એટલે જ કહ્યું છે કે બધા રસોમાં 'અદ્ભુત' તો અનુસ્યૂત છે જ. આ 'અદ્ભુત' તે સર્જકની આંતરચેતના છે. એને કારણે જ પ્રથમ પંક્તિનો દરેક સર્જક પોતાની આંતરચેતનાની વિરુદ્ધ જઈને સર્જન ન જ કરી શકે. એટલે જ સર્જકને અભિવ્યક્તિનો દૂત ગણવામાં આવે છે.

દરેક સર્જક તેના સર્જનમાં પોતીકા અનુભવનું ભાથું ખોલે છે. અને એમાંથી મળતા અનુભવને આવશ્યકતા મુજબ તેના સર્જનમાં વણતો જાય છે. – જ્યારે ક્યારેય પણ સર્જક સાથે થતી વાતચીતમાં એ એવું કહ્યા વગર નહીં રહે કે આ કાવ્ય કે પેલી વાર્તા, આ શબ્દચિત્ર કે પેલી નવલકથા આ કે તે પ્રસંગ ઉપરથી મેં આલેખ્યા છે. આ જે કાંઈ પણ બને છે તે પ્રસંગ કે ક્ષણ સર્જકની ચેતનાને સ્પર્શે છે, જે તેના દ્વારા સર્જન થઈ બહાર આવે છે. પછી માધ્યમ અનુસાર તે કોઈ પણ કલાનો રચયિતા હોય. તે તેની આંતરચેતનામાંથી મુક્ત થઈ શકતો જ નથી. મોટે ભાગે સૌન્દર્યની જ અભિવ્યક્તિ પ્રગટ કરતા સર્જકો ચિત્રકાર હોય, શિલ્પકાર હોય, સાહિત્યકાર હોય, સંગીતજ્ઞ હોય કે પછી કોઈ પણ માધ્યમ સાથે તે કાર્યાન્વિત હોય, તેનું કાર્ય તો સૌંદર્યની પ્રત્યેક ક્ષણને પોતાના માધ્યમમાં સમાવવાનું હોય છે.

સર્જકની આ આંતરચેતના વિધવિધ અનુભવો સાથે સંયોજાયેલી હોય છે. એમાં ભાતભાતનાં અગણિત સંવેદનો હોય છે. એ અનુભવોમાં સુખદ અનુભવો પણ હોય અને દુઃખદ અનુભવો પણ હોય. બન્નેનું રૂપાંતર રસમાં થાય છે તે આપણે જાણીએ છીએ. વિષાદની અનુભૂતિ પણ કલામાં રસરૂપ બને છે. જેવું સર્જકનું આરોપણ તેવો તેનો અનુભવ અને એ અનુસંધાને તેના સર્જનમાં આ અનુભૂતિ વણાય છે. માધ્યમ અનુસાર એનું texture બદલાય છે. છતાં અનુભવ કે આરોપણ એ જ રહે છે અને એટલે જ આંતરચેતનાની અભિવ્યક્તિને મહત્ત્વની ગણવામાં આવે છે.

ચિત્રકલાક્ષેત્રે પાબ્લો પિકાસોએ બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન 'ગર્નિકા' શહેર ઉપર થયેલ બૉમ્બમારામાં જે અનુભવ્યું તે જ તેણે તેના ચિત્ર 'ગર્નિકા'માં અભિવ્યક્ત કર્યું. વીસમી સદીનું મહાન ચિત્ર ગણાતું આ સર્જન તેના સર્જક પિકાસોની આંતરચેતનાનું પરિણામ માત્ર જ છે. આવો જ લડાઈ વખતે થતા બૉમ્બમારાનો અનુભવ અમેરિકન કવિ એલન ગિન્સબર્ગ પણ અનુભવે છે. અને પરિણામે તે જે કાવ્ય સર્જે છે તેથી અમેરિકન સરકાર પણ ચોંકી ઊઠે છે. કવિને કેદમાં પણ જવું પડે છે. પણ કવિએ જે અનુભવ્યું છે તે શું ખોટું છે? કવિની આંતરચેતના જે અનુભવે છે તે તો નિર્વ્યાજ સત્યનો અને દુઃખનો અનુભવ છે. જેને લાખ પ્રયત્ન કરવા છતાં પણ રોકી શકતો નથી તે પ્રગટ થઈને જ રહે છે.

ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોર આપણા એક બહુમુખી સર્જક થઈ ગયા. સાહિત્ય ઉપરાંત સંગીત, ચિત્રકલા તથા નાટક-નૃત્યો જેવી પરફૉર્મિંગ આર્ટ્સમાં પણ એમનું પ્રદાન અનન્ય છે. રવીન્દ્રનાથ ટાગોરના પ્રત્યેક સર્જનમાં તેમની આંતરચેતના ભળેલી છે, જે કદાચ સમકાલીન પ્રવાહોને કે પછી પ્રસંગોને યાદ કર્યા વગર પણ અનુભવી શકાય છે. અને એટલે જ રવીન્દ્રનાથ ટાગોર બહુમુખી સર્જક થઈ શક્યા. એમનું આંતરમુખ જે અનુભવે છે, એ જ એમનું સર્જન. આ રવીન્દ્રનાથની

અનુભવોની એક વાત ખૂબ જ જાણીતી છે.

રવીન્દ્રનાથ ટાગોરને 'ગીતાંજલિ'ને માટે નોબેલ પ્રાઇઝ મળ્યું. નોબેલ પ્રાઇઝને પરિણામે આખી દુનિયામાં ચર્ચાઓ થઈ. પણ રવીન્દ્રનાથના ઘરની પાસે એક વૃદ્ધ રહેતો હતો તે રવીન્દ્રનાથ જ્યાં જતા ત્યાં તેમને હેરાન કરતો. અને અવાર નવાર એક જ પ્રશ્ન પૂછતો કે સાચું બતાવો, જે લખ્યું છે તેનો અનુભવ છે ? અને આમ પૂછીને તે રવીન્દ્રનાથને મૂંઝવણમાં મૂકી દેતો. રવીન્દ્રનાથ જવાબ ન આપી શકતા તેમ તેમ તે વૃદ્ધનું આવવું વધી ગયું – તે એટલે સુધી કે રવીન્દ્રનાથ મનોમન તે વૃદ્ધથી ગભરાતા. બહાર નીકળતાં કે અન્ય પ્રસંગે તેઓ વૃદ્ધની આ વાતથી ગભરાતા કે ક્યાંક પેલો વૃદ્ધ મળી જશે તો ફરી ફરીને આ પ્રશ્ન પૂછીને મને હેરાન કરશે. અને આ વાતથી રવીન્દ્રનાથ ખૂબ જ ત્રાસી ગયા.

વર્ષાના દિવસો હતા. અષાઢ મહિનો ચાલતો હતો અને એક દિવસ ખૂબ જ વરસાદ પડ્યો. ચારેકોર પાણી ભરાઈ ગયાં. તળાવ, નદીનાળાં, જમીન ઉપર પડેલાં ખાડાખબડાંમાં પણ પાણી આવીને બેસી ગયું. રસ્તાની કિનારો પણ પાણીથી ઢંકાયેલી. દેડકાઓ બોલવા લાગ્યા. વરસાદને કારણે પ્રસરેલી માટીની સુગંધ. આવા ધન્ય પ્રસંગે રવીન્દ્રનાથ બહાર ફરવા ગયા. સૂર્ય ઊગ્યો ને સમુદ્રનાં મોજાંઓમાં તેનું પ્રતિબિમ્બ પડ્યું. સૂર્યના સૌંદર્યથી રવીન્દ્રનાથ ખૂબ જ પ્રભાવિત થયા. અને ઘર તરફ પરત થયા. તો એમણે જોયું કે દરેક જગ્યાએ ભરાયેલા પાણીમાં સૂર્યનું પ્રતિબિમ્બ ઝિલાયેલું હતું. આ સમગ્ર દૃશ્યોથી રવીન્દ્રનાથ અત્યંત પ્રભાવિત થયા. અને એ સૌંદર્યની એમના ઉપર એટલી પ્રગાઢ અસર થઈ કે આ અદ્‌ભુત અનુભવને લઈને રવીન્દ્રનાથ આનંદિત થઈ ઊઠ્યા. તેઓ એટલા બધા ભાવવિભોર થઈ ગયા કે નાચવા લાગ્યા. આવી અદ્‌ભુત આનંદની અનુભૂતિની પળોમાં મગ્ન હતા ત્યાં જ પેલો વૃદ્ધ દેખાયો. એને જોતાં જ રવીન્દ્રનાથના મનમાં થયું કે આવી સરસ પળોએ આ વૃદ્ધ ક્યાં આવી ચડ્યો ? પણ કવિવર રવીન્દ્રનાથની આ ભાવવિભોરતાને જોઈને જ પેલો વૃદ્ધ માણસ પાછો વળી ગયો. તે મનમાં ને મનમાં સમજી ગયો હતો કે રવીન્દ્રનાથને સૌંદર્યનો અનુભવ જરૂર થયો છે.

આ અનુભવ જ સર્જકની આંતરચેતના થઈ. અને એટલે જ રવીન્દ્રનાથની કૃતિઓ સૌંદર્યમંડિત મળી છે. એટલે જ એઓ સૌંદર્યના બહુ મોટા ઉપાસક તરીકે આગળ આવ્યા. પણ જીવનમાં એકલું સૌંદર્ય જ મહત્ત્વનું નથી. માણસની અનુભૂતિઓ વિવિધ ભાવોમાં વહેંચાયેલી હોય છે. એટલે અનુભવાનુસાર સર્જક પોતાની આંતરચેતનાની લાગણીને પોતીકી અનુભૂતિમાં રજૂ કરે છે.

મૈત્રેયીદેવીએ તેમના જીવનમાં બનેલા પ્રથમ પ્રેમની અનુભૂતિને જ કેન્દ્રમાં રાખીને જે અભિવ્યક્ત કર્યું તે 'ન હન્યતે'માં પરિણમ્યું. એટલે 'ન હન્યતે' પટાંતરે એમના આંતરજીવનની કથા છે અને એટલે જ એમના હૃદયભાવની ઉભયમુખતાનો પ્રભાવ એમના સમગ્ર આલેખન ઉપર પ્રબળપણે વર્તાય છે.

પ્રસ્તાવના તરીકે આટલાં ઉદાહરણો નોંધીને આપણે હવે એક સર્જકના સર્જનને વિશેષ રૂપમાં તપાસીએ.

યાસુશી ઇનોઉ (Yasushi Inoue) જાપાનીઝ ભાષાના ખૂબ જ પ્રસિદ્ધ સાહિત્યકાર છે. તેમની પ્રથમ નવલકથા 'ધ હન્ટિંગ ગન ઍન્ડ ધ બુલફાઇટ' ૧૯૪૮માં પ્રગટ થયેલી અને પહેલી જ કૃતિને આકુટોગાવા પ્રાઇઝ તેની સાહિત્યિક ગુણવત્તાને માટે મળેલું. એમની કેટલીક ઐતિહાસિક નવલકથાઓ ખૂબ જ પ્રસિદ્ધ છે, જેમાંની 'વિન્ડ ઍન્ડ વેઇવ્ઝ', 'ધી એમ્પરર ગો-શીરાકાવા', 'ધ રૂફટાઇલ સ્ટૉરિઝ' વાચકોમાં ખૂબ જ પ્રિય છે. ૧૯૭૬માં જાપાનની સરકારે તેમને સાંસ્કૃતિક ઇનામ આપીને બહુ મોટું બહુમાન કરેલું. એમની એક નવલકથા 'ફૉસિલ્સ' જાપાનીઝ ભાષામાં 'Kaseki') એમણે જીવન અને મૃત્યુને વિષય બનાવીને લખી છે, જેમાંના એક પાત્ર ટેજીહેઇ ઈકીની મૃત્યુની વેદના અને આઘાતને એમણે વાચકો સમક્ષ રજૂ કરી છે. નવલકથાની વાર્તા કંઈક આવી છે.

પૅરિસમાં આવતાં જ ઈકીને અચાનક ખ્યાલ આવે છે કે પોતે માંદો છે, અને જેનું ઑપરેશન ન થઈ શકે તેવા અલસરને કારણે તે એકાદ વર્ષ જ જીવી શકશે. તે

આ બાબત કોઈને જણાવતો નથી, પણ તે પોતાની જાતને સતત તેના વફાદાર સાથી મૃત્યુની સાથે સંવાદમાં રોકી રાખે છે. એ પછીનાં પૃષ્ઠોમાં આપણે જોઈએ છીએ કે મૃત્યુનો ખ્યાલ ઈકીના મગજમાં કેવી જડો રોપી ગયો છે.

ઈકી એક ક્ષણ માટે પણ મૃત્યુના ખ્યાલથી દૂર ન હતો. મૃત્યુ તેની સાથે ચાલતું. ભૂતકાળમાં એ એનો મોટા ભાગનો સમય એની સેક્રેટરી ફુનામુ સાથે ગાળતો, પણ હવે તે તેનો બધો જ સમય મૃત્યુની સાથે પસાર કરે છે. જ્યારે તે અટક્યો, તે વિચાર પણ અટક્યો. ને જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે જ તે અટક્યો.

તે મૃત્યુના સહવાસે જ ચાલતો. એક દિવસ જ્યારે તેણે ડોક્ટર સીરોસ્કીનો ફોન ઉઠાવ્યો કે તરત જ આ અનિચ્છનીય મુસાફર તેની નજદીક સરી આવ્યો. તેના અવશેષ સાથે તે ક્ષણથી તેઓ ક્ષણ પૂરતા પણ જુદા પડ્યા નથી.

એક વખત તેની હોટલની બારીમાંથી નજીકના બગીચામાં એક વૃદ્ધને નિહાળતાં ઈકી મનોમન બોલે છે, "આ વૃદ્ધ માનવ, એકલો, એટલું જાણે છે કે તેની પાસે બહુ થોડો સમય છે, પણ તેણે નિશ્ચય કર્યો છે કે તે મૃત્યુના ખ્યાલથી બહાર રહેશે. એ જાણતો નથી કે તેની પાસે કેટલો સમય છે છતાં તે તેને શ્રેષ્ઠ બનાવવા ઇચ્છે છે. મારે પણ તેમ કરવું જોઈએ."

માનસિક ત્રાસની પરાકાષ્ઠાએ ઈકી તેના જીવલેણ સાથીથી ટેવાઈને સ્વીકારે છે. તે પછી ચમત્કારિકપણે તેનું ઑપરેશન સફળતાપૂર્વક કરવામાં આવ્યું કે જે અશક્ય ગણાયું હતું. અને મૃત્યુ ક્ષિતિજ જેટલું દૂર ગયું. જે મહિનાઓમાં ઈકી મૃત્યુને નજર સામે રાખીને જીવ્યો હતો એ બધા જ તેની સામે અવશેષોરૂપે ડોકાય છે. એ વખતનું વર્ણન પણ અત્યંત સુંદર છે :

"Everything was fossilized. Madame Marcellin and the whole, slow current of time swirling around her. Everything, fossils. Ikki told himself, 'You can never go into that strange, ringingly tout, dark, transparent time again. You are disqualified. The lofty cherry trees, the Seine, the Roman temple, Madame Marcellin – all fossils now."

એ પછી તે તેની મુશ્કેલીઓને દૂર કરીને જ્યારે મૃત્યુશય્યા ઉપર હોય ત્યારે વધારે આનંદિત રીતે કેમ સમય પસાર કરવો તે અંગેના તેના મિત્રના શબ્દો યાદ કરે છે.

"હું જીવન જીવવાનો આસ્વાદ લેવા ઇચ્છું છું કે જેથી મારી આજુબાજુમાં રહેતા અનેક માણસો વિષે હું વિચારી શકું. અર્થોપાર્જનથી બીજાઓની ઉપરવટ થઈને બીજાના ભોગે સ્વાર્થ માટે પ્રતિષ્ઠા અને સત્તા હાંસલ કરવી તે યોગ્ય નથી. પક્ષીઓનો કલરવ સાંભળવો, પુષ્પોને ખીલતાં જોવાં એ જીવનનો આનંદ છે."

("I want to live so that everything around me remains clean. I want to think about other people more. Pushing people out of the way and trying to climb over their heads are no good. Chasing nothing but money – that's no good either like knocking your brains out trying to be a little more famous, a little more powerful. To hear the birds' song and to say, 'Ah, they're singing!' To see the flowers and to say, 'Ah, they're blooming!' That's the way to live.")

'ફોસિલ્સ' લખાયાના કેટલાક વખત પહેલાં એક પ્રકાશનસંસ્થાની વિનંતીને માન આપીને લેખક યાસુશી ઇનોઉ અને યોસીમી ઉસુઈએ સાથે મળીને ફિલૉસોફીના નિબંધોનું સંપાદન લગભગ દસ ગ્રંથોમાં કરેલું, જેમાંનો એક આખો ગ્રંથ જીવન અને મૃત્યુ વિષય ઉપર હતો. તે દરમ્યાન યાસુશી ઇનોઉને જીવન અને મૃત્યુના સંદર્ભે પુષ્કળ વાંચવા મળ્યું, સાથે સાથે વિચારવાનું પણ મળ્યું. તેને પરિણામે જીવન અને મૃત્યુના વિષયને સાથે લઈને એક નવલકથા લખવાનું બીજ તેમનામાં રોપાયું.

'ફોસિલ્સ' સૌપ્રથમ વખત 'આસાહી

સિમબુન'માં ધારાવાહી રૂપે પ્રગટ થઈ. તેના સર્જન પહેલાં જ કેટલાક અનુભવો લેખકને થયા. આપણે જોયું કે નવલકથામાં મૃત્યુના વિષયને લઈને જ લેખક પ્રથમ પૃષ્ઠથી અંતિમ પૃષ્ઠ સુધી ચાલ્યા છે. નવલકથાના સર્જન દરમ્યાન લેખક એકદમ દૂબળા પડવા લાગ્યા અને એમને એમ લાગવા માંડ્યું કે મને કેન્સર થયું છે. ઘરનાં સભ્યો તથા મિત્રોને પણ એમ લાગવા લાગ્યું કે યાસુશીની તબિયત બરાબર નથી. એમનામાં નબળાઈ આવવા લાગી. તેઓ દિવસે દિવસે અશક્ત થવા લાગ્યા. ઘણા વખતે મળતાં એક મિત્રે મિજબાનીનું આયોજન કરેલું, જેમાં લેખક જતાં મિત્ર તેમને ઓળખી પણ ન શક્યો એટલી નાદુરસ્ત તબિયત થવા લાગી. લેખકની સમગ્ર આકૃતિ જ બદલાઈ ગઈ હતી. મિત્રે અત્યંત ગંભીર માંદગી ગણીને તાત્કાલિક ડૉક્ટરને ત્યાં જવા સલાહ આપી. લેખક પોતે પણ કેન્સર અંગેની સંપૂર્ણ તપાસ કરાવવા ઇચ્છતા હતા અને તે પછી તેઓ તુરત જ એ અંગે કેન્સર સેન્ટરમાં જઈને સંપૂર્ણ તપાસ પણ કરાવી. પણ તપાસને અંતે રિપૉર્ટ આવ્યો: "તમને કંઈ જ નથી." છતાં પણ લેખકનું વજન દિનપ્રતિદિન ઘટતું જતું હતું. શક્તિ હણાતી જતી હતી. મૃત્યુનો ભાસ થતો હતો.

'ફૉસિલ્સ'નું સર્જન શરૂ કર્યા પહેલાં લેખક શારીરિક રીતે ખૂબ જ ક્ષમતા ધરાવે છે તેવું માનીને કેટલાક પ્રદેશોની યાત્રાએ જાય છે. ત્યાંથી પાછા વળતાં ટોકિયોના આંતરરાષ્ટ્રીય એરપૉર્ટ ઉપર લેખકના ઘરનાં સભ્યો તેમ જ સ્નહીઓ તેમને તેડવા માટે આવે છે. પણ બધાંના ચહેરા ઉપર લેખકને જોઈને ચિંતા તરી આવે છે, "આમને થયું છે શું?" અત્યંત કૃશકાય પરિસ્થિતિમાં લેખકને જોતાં બધાં એમ જ માનવા લાગે છે કે તેઓ કંઈક ગંભીર માંદગીથી પીડાઈ રહ્યા છે. એના બીજા જ દિવસથી સ્નેહીઓ તેમને કેન્સર સેન્ટરમાં પૂરતી તપાસણી માટે દાખલ કરે છે. ત્યાં બધા જ ટેસ્ટ કરવામાં આવ્યા અને રિપૉર્ટમાં બધું જ નૉર્મલ આવ્યું.

એ પછીના લગભગ છએક મહિનાઓ સુધી લેખકે ખુદે અસાધારણ અશક્તિ અનુભવી, અને મૃત્યુનો સમુદ્ર તેમની સામે ઘૂઘવતો દૃષ્ટિગોચર થતો. લેખકને પોતાને પણ હવે એમ લાગવા માંડ્યું હતું કે કંઈક અનન્ય બની રહ્યું છે. તેઓ મન મનાવતા કે જો મને કેન્સર જ થયું હશે તો મને મારા રસ્તામાં જ મૃત્યુ મળશે. એથી વિશેષ કશું જ થવાનું નથી. અને એ પછી તેઓ ચમત્કારિકપણે એકદમ સાજા થવા લાગ્યા. દરમ્યાનમાં જ તેમને 'આસાહી સિમબુન'માં ધારાવાહી નવલકથા લખવાનું આમંત્રણ મળ્યું, જે તેમણે સહર્ષ સ્વીકાર્યું. એ અંગે એમના એક મિત્ર, સુપ્રસિદ્ધ જાપાનીઝ લેખક ડાઇઝાકુ ઇકેડાને એક પત્રમાં યાસુશી ઇનોઉ લખે છે :

"જ્યારે મારા કેન્સર ન્યૂરોસિસની શંકામાંથી હું મુક્ત થયો ત્યારે મને લાગ્યું કે મારી ધારાવાહી નવલકથાનું કામ મારે સંપૂર્ણ કરવું જોઈએ, ત્વરિતપણે અને કોઈ પણ જાતના સંકોચ વગર. મેં મારી નવલકથાના વિષયવસ્તુ તરીકે મારો અનુભવ પસંદ કર્યો જે મારી નવલકથામાંથી આપોઆપ ઊપસી આવે છે. મને એવું લાગ્યું કે મૃત્યુ સાથેના મારા સંઘર્ષને મિત્રભાવે જોતાં તેમાંથી સાહિત્યિક ઉત્કૃષ્ટતાનું સર્જન થયું." ("When the time arrived for me to carry out a promise for me a serialized novel, I was coming to the end of what could be called my phase of cancer neurosis. Almost without hesitation, I selected as the motif of the book the theme that you have seen worked out in the novel itself. I felf that if I simply expreesed my encounters with death as a companion, it would produce a work of literary merit.") એ જ પત્રમાં આગળ તેઓ લખે છે, "ઈકીની માફક એવા લોકો હોય છે જે મૃત્યુનો સામનો કરી શકે અને આવી પરિસ્થતિમાં હું પણ સંભવતઃ આવી જ રીતે સામનો કરી શકું." ("There are people who def death the way Ikki does, and perhaps, I would too in a similar situation.")

અહીં જોઈ શકાશે કે એક સર્જકની આંતરચેતના કેટલી પ્રબળપણે કાર્યરત હોય છે કે તે તેનાથી મુક્ત થઈ જ નથી શકતો.

# પુરાકલ્પન અને ઇતિહાસનું મધુરું મિશ્રણ 'ગ્રીસ'

ભારતી રાણે

ઇટલીના મિલાનો શહેરથી ગ્રીસની એથેન્સ નગરી સુધીનું ઉડ્ડયન પૂરું થવા આવ્યું. એડ્રિયાટિક સમુદ્રનો સામો કિનારો દેખાવા લાગ્યો. ગ્રીસ તો અસંખ્ય ટાપુઓમાં વહેંચાયેલો દેશ. એનો કિનારો પણ એની સંસ્કૃતિની જેમ જ પાસાદાર અને લાક્ષણિક છે. ટાપુઓની આસપાસ દરિયામાં ડૂબેલું ઉચ્ચ ભૂતળ આકાશ પરથી પણ ચોખ્ખું જોઈ શકાતું હતું. ટાપુઓની સમગ્ર જમીન પર ઊપસેલા પડઘીદાર પહાડો, અને સ્પષ્ટ ધારદાર કિનારો. નજીક-નજીક ગોઠવાયેલા ટાપુઓ વચ્ચે સરોવરો જેવો લાગતો ભૂરું ચમકતો દરિયો. જરાક વાદળાં છવાયાં ને દરિયામાં વાદળોનાં પ્રતિબિંબ દેખાવા લાગ્યાં. જાણે સમુદ્રમાં ડૂબેલાં વાદળ! ધીમેધીમે વાદળો વધતાં ગયાં ને પછી વાદળોમાં ડૂબેલો સમુદ્ર!

હું આકાશમાં દિશાઓને ગોઠવતી નીચે અસ્પષ્ટ દેખાતા ટાપુઓને ઓળખવા પ્રયત્ન કરું છું. અહીં જ ક્યાંક ઉત્તરે ક્રેટ આયલૅન્ડ હશે. અને ક્યાં ગયો પેલો અચાનક સમયમાં લુપ્ત થઈ ગયેલો એટલાન્ટિસ? પ્લેટોએ વર્ણવ્યો છે, તે કલાકારો ને બુદ્ધિમાનોનો દેશ, રાજમહાલયો ને સામાજિક ન્યાયનો સુસંસ્કૃત પૌરાણિક પ્રદેશ; અહીં જ ક્યાંક સહસ્રાબ્દીઓ પૂર્વે ખોવાઈ ગયેલો એટલાન્ટિસ? મન અફાટ આકાશ વીંધીને ડૂબકી મારતું સમુદ્રતળના લાવાના ખડકોની પણ નીચે સેંકડો ફૂટ ઊંડે ને ઊંડે ચાલ્યું જાય છે. સમયના ખડકોને છએક હજાર વર્ષ ઊંડે ખોતરી કાઢું છું ને શું દેખાય છે?

ઈ.સ. પૂર્વે ૪૦૦૦ થી ૩૦૦૦નો સમયખંડ ત્યાં મળી આવે છે. ક્રિટીસ નામના વિશાળકાય ટાપુ ઉપર આવી આવીને લોકો વસી રહ્યા છે. એક શ્રેષ્ઠતમ, સુસંસ્કૃત, બુદ્ધિમાન, સમયથી આગળ જોઈ શકતા વૈભવી લોકોની વસાહત સ્થપાઈ રહી છે. યુરોપખંડનો પહેલો સુસંસ્કૃત સમાજ! આકાર લઈ રહ્યું છે એથેનિયન દેવતાઓના પણ દેવતા રાજાધિરાજ ઝૂસના મહાન પુત્ર મિનિયોસનું રાજ્ય. દુનિયાનું પહેલું જળસેના ધરાવતું સામ્રાજ્ય... એટલાન્ટિસ મારા મનના તળિયે ઊપસવા લાગે છે.

અને પછી થીરા નામના જ્વાળામુખીનો ભયંકર વિસ્ફોટ સર્જાય છે. ઈ.સ. પૂર્વે ૧૬૨૦ની વાત: જ્વાળાઓ, લાવા અને પથ્થરોનો ફુવારો હવામાં ઊંચે છેક ૪૫ કિ.મી. ઊંચો ઊડવા લાગે છે, અને ગણતરીની પળોમાં ક્રિટીસની ભૂમિ પર વચ્ચોવચ વિશાળકાય ખાડો સર્જાય છે. ત્રીસત્રીસ મીટર જેટલાં ઊંચાંઊંચાં મોજાં ઉછાળતો દરિયો પોતાની ભરતીમાં એ ભૂખંડોને તાણી જાય છે. લાવાની નદી દરિયામાં વહેતાંવહેતાં, આખા કિનારાને ઘસડી લઈ જઈને દરિયાના તળિયે ધરબી દે છે. તપ્ત-વિદગ્ધ પવનની શ્યામલ આંધી સેંકડો માઈલ દૂર તુર્કસ્તાન સુધી રાખનો આતંક વેરે છે. રાજા મિનિયોસનું સામ્રાજ્ય, આખેઆખો એટલાન્ટિસ આમ જોતજોતામાં લુપ્ત થઈ જાય છે.

આજે આ પારદર્શક દરિયાને જોતાં આવી વિકરાળ ને ભયાનક હોનારત અહીં જ સર્જાઈ હશે, એ માનવું મુશ્કેલ લાગે. કોઈએ પણ ક્યાં માનેલું? ગ્રીસની વાતો એટલે જ પુરાકલ્પન અને ઇતિહાસનું મધુરું મિશ્રણ. એટલે શતાબ્દીઓ સુધી લોકો એમ જ માનતા રહ્યા કે એટલાન્ટિસ તો પરીકથાઓનો દેશ. એક પુરાકલ્પન માત્ર! અને પછી છેક હમણાં મે ૧૯૬૭માં અહીં લાવાના ખડકોનો અભ્યાસ કરનારાઓને ૧૬૦ ફૂટ ઊંડેથી એક શહેર મળી આવ્યું, ત્યારે ઇતિહાસકારો અને ભૂસ્તરશાસ્ત્રીઓએ કહ્યું, આ તો પેલો ખોવાઈ ગયેલો એટલાન્ટિસ–રાજા મિનિયોસ અને રાજકુમારી યુરોપાનો દેશ!

એથેન્સ શહેરની પૂર્વે ૪૫ કિ.મી. દૂર, મૅરેથોન વિલેજ નજીકના 'ગોલ્ડન કોસ્ટ હૉલિડે ક્લબ' નામના રિસૉર્ટ પર હવે પછીના પાંચ દિવસ અમારો મુકામ હતો. રિસૉર્ટની ત્રણ તરફ નીચી પહાડી હતી, ને ચોથી તરફ સમુદ્ર. પહાડો ઘણુંખરું વેરાન, ક્વચિત જ ક્યાંક વૃક્ષાચ્છાદિત હતા. પથ્થરોને અહીં માર્મરા કહે છે. આગલા પ્રવાસમાં પ્લેઇનમાંથી જોયેલો, કાળા સમુદ્રને અને ભૂમધ્ય સમુદ્રને જોડતો માર્મરાનો અખાત યાદ આવી ગયો. પથરીલો અખાત – કેવું સરસ નામ!

મૅરેથોન વિલેજની આસપાસ ખેતરાઉ જમીન છે. ઠેરઠેર સંતરાંની વાડીઓ ફળોથી લચી પડી છે. રસ્તા સાંકડા અને સામાન્ય. આપણાં જેવાં જ ખાડા-ખાબોચિયાં ક્યાંક ક્યાંક દેખાય ખરાં. પણ એ તો ગામડાની બહાર. મૅરેથોન ટૂમ્બ તરફ જતો રસ્તો સરસ હતો. રસ્તા ઉપર એક વાદળી રંગની લીટી દોરેલી હતી. મૅરેથોન સ્ટેડિયમથી શરૂ થઈને મૅરેથોનની કબર ફરતે વીંટળાતી એ લીટીને ઍથેન્સ શહેર તરફ જતી અમે જોઈ. લીટીએ લીટીએ ટૅક્સી હાંકતા અમારા ગાઇડ-કમ-ડ્રાઇવર ટોનીએ કહ્યું, "વિશ્વવિખ્યાત મૅરેથોન દોડ અહીંથી શરૂ થાય છે. આ લીટી દોડનો પથ દર્શાવે છે. મૅરેથોન વિલેજના સ્ટેડિયમથી શરૂ કરી, મૅરેથોનની કબર ફરતે ચક્કર લગાવી, દોડવીરો ઍથેન્સ નગરના ઓલિમ્પિક સ્ટેડિયમ સુધી દોડે છે."

સદીઓપુરાણી પરંપરા! ઈ.સ. પૂર્વે ૪૯૦માં ઈરાનીઓ અને ગ્રીક લોકો વચ્ચે અહીં લડાઈ થયેલી. ઈરાન ત્યારે પર્શિયન સામ્રાજ્ય તરીકે ઓળખાતું અને તેનો મધ્યાહ્ન તપતો હતો. ૯,૦૦૦ ઍથેન્સવાસીઓ પર ૨૫,૦૦૦ પર્શિયનો ધસી આવ્યા, ત્યારે તેમને મિત્રરાજ્યોની મદદથી ઍથેનિયનોએ મારી હઠાવ્યા. આશરે ૬,૪૦૦ આક્રમણકારો અહીં હણાયા, અને વિજયી ઍથેનિયનોએ પોતાની ઉચ્ચતર મહત્તા સ્થાપિત કરી. લડાઈમાં શહીદ થયેલા ગ્રીક સૈનિકોને અહીં દફનાવવામાં આવ્યા, જ્યાં આજે પણ 'મૅરેથોન ટૂમ્બ' નામનો ટેકરો છે, અને ગ્રીક પ્રજાએ શ્રદ્ધાપૂર્વક તેનું જતન કર્યું છે. અહીંથી વિજયના શુભ સમાચાર લઈને એક સૈનિક છેક ઍથેન્સ સુધી વણથંભ્યો દોડી ગયેલો. ૪૨ કિ.મી.નું અંતર કાપતાં લોથપોથ થઈ ગયેલા આ સૈનિકે સમાચાર આપતાં જ પ્રાણ તજી દીધા. આ બનાવની, અને આ વિજયની યાદમાં અહીં દર વરસે મૅરેથોન દોડનું આયોજન થાય છે. ઓલિમ્પિક રમતોમાં લાંબા અંતરની દોડનું નામ 'મૅરેથોન રેસ' પણ આ ઘટનાની યાદમાં અપાયું છે. ગ્રીસના ઇતિહાસનો આ એક સીમાચિહ્નરૂપ વિજય હતો; કારણ કે પૂર્વઇતિહાસકાળથી મનુષ્યોનું આકર્ષણ બની રહેલી આ ભૂમિ પર ત્યારથી ઍથેન્સવાસીઓનું આધિપત્ય સ્થપાયું. આ વિજયથી ઍથેનિયનોના મનમાં પ્રગટેલું આત્મગૌરવ તેમની વીરતા, વિશિષ્ટતા અને સંસ્કારિતાનો પર્યાય બન્યું, જેની ઝલક આજ પર્યંત ઍથેનિયનોમાં જોવા મળે છે. અને એટલે જ મૅરેથોનના વિજયને દર વરસે આવી વિશિષ્ટ રીતે સ્મરવામાં આવે છે.

મૅરેથોનની કબરનો ટેકરો તથા મૅરેથોન દોડનો રસ્તો બંને દેખાવમાં સાવ સામાન્ય છે. પણ ઇતિહાસનાં પાનાંઓમાં વાંચેલી વારતા સદેહે નજર સામે આવી મળે, ત્યારે રોમાંચ કેમ ન થાય?

આ દેશની જાહોજલાલીનો કિસ્સો પાંચ હજાર વર્ષ પુરાણો છે. મિનોઅન કાળની એટલાન્ટિસની જાહોજલાલી પછી ઈ.સ. પૂર્વે ૧૬૫૦ થી ૧૬૦૦ દરમ્યાનનાં પ્રાપ્ત પ્રથમ લેખિત પ્રમાણોમાં ઊપસતી અહીંની છબી અત્યંત રોચક છે.

ત્યારપછીના 'ડાર્ક એઇજ' – અંધારિયા યુગ – તરીકે ઓળખાતા એક સમયખંડનો અજ્ઞાત કારણોસર કોઈ ઇતિહાસ પ્રાપ્ત થઈ શક્યો નથી. અને ત્યારબાદ ઈ.સ. પૂર્વે ૧૧૦૦ થી ૫૦૦ સુધીનો સમય ગ્રીસનો સુવર્ણકાળ ગણાયો. ફિલસૂફી, રાજ્યવ્યવસ્થા, સાહિત્ય, કલાની જાહોજલાલીનો સુવર્ણકાળ. આમ આજથી અઢી હજાર વર્ષ પૂર્વે ગ્રીસ પશ્ચિમી સમુદાયના દેશોનું કેન્દ્રીય મધ્યબિંદુ હતું. યુરોપિયન સંસ્કૃતિ અને લોકશાહી રાજ્યપદ્ધતિનું પણ આ જન્મસ્થાન. પ્રાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિનું પારણું જાણે!

એ પછી આ દેશે ઘણી તડકી-છાંયડી જોઈ. વીસમી સદીમાં તો એક સમયનું સર્વોપરી રાષ્ટ્ર કારમી

ગરીબીમાં સપડાયું, ને માત્ર ખંડેરોમાં એના સુવર્ણકાળની સ્મૃતિ સચવાઈ. બે વિશ્વયુદ્ધના અંત પછી પણ એણે સામ્યવાદી ગેરિલાઓ સામે લાંબો આંતર-વિગ્રહ વેઠ્યો, જેમાં આશરે સવા લાખ લોકો હણાયા! હજુ હમણાં જ છેક ૧૯૭૩માં અહીં સ્વાયત્ત ગણતંત્રની સ્થાપના થઈ. ૧૯૮૦-૮૧માં ગ્રીસ ફરી એક વાર યુરોપિયન સમુદાય અને યુરોપિયન અર્થતંત્ર સાથે જોડાયું, પણ ટર્કી સાથે તેલ અને ગ્રીક મૂળના લોકોની બહુમતી ધરાવતા સાયપ્રસની માલિકીના વિવાદાસ્પદ મુદ્દાઓને કારણે કડવાશ હળવી થઈ નથી. આજે પણ પૂર્વનાં રાષ્ટ્રો સાથેના જૂના ગાઢ સંબંધોને કારણે, તથા દુશ્મન રાષ્ટ્ર ટર્કીના અમેરિકા સાથેના સારા સંબંધો પ્રત્યે સૂગ હોવાને કારણે, 'નાટો'નું સભ્ય હોવા છતાં, ગ્રીસ તેને સંપૂર્ણ સમર્થન દેતું નથી. સંબંધો હજી કાચા સૂતરને તાંતણે બંધાયેલા ગણાય. અન્ય યુરોપિયન રાષ્ટ્રો કરતાં પછાત અને ગરીબ ગ્રીસને હજી પણ હાડકાં-પાંસળાં દેખાતાં હોય તેવા ગરીબ રાષ્ટ્ર તરીકે ઓળખવામાં આવે છે. આ પાંસળી દેખાવાની વાત આમ તો એની પાસાદાર ભૌગોલિક રચના તરફ ઇશારો કરે છે. અહીં ગરીબી હશે, પણ અન્ય યુરોપિયન રાષ્ટ્રો જેવી જ સુઘડતા અને ચોખ્ખાઈ અવશ્ય છે. લોકોમાં વિકાસ પ્રત્યેની ધગશ છે. અને વિકાસ થઈ પણ રહ્યો છે, એની સ્પષ્ટ પ્રતીતિ થાય છે. આપણાથી તો, અલબત્ત, એ જોજનો આગળ છે. આ ગરીબ રાષ્ટ્રના નાગરિકોની સરેરાશ માથાદીઠ આવક શી હશે? આંકડા કહે છે, દર મહિને માત્ર ૩૦૦ ડૉલર, એટલે કે આશરે સાડા તેર હજાર રૂપિયા !

મૅરેથોન વિલેજથી પાછાં ફર્યાં ત્યારે સાંજ ઢળી ચૂકી હતી. રિસોર્ટના પાછલા દરવાજેથી દરિયાકિનારે ગયાં. ત્યાંથી એક સાંકડી, પણ પાકા પથ્થરની બાંધેલી કેડીને દરિયે-દરિયે નિયામાકરી નામના ગામડા તરફ લંબાતી જોઈ. બે કિલોમીટર લાંબી એ કેડી, અને કેડીએ કેડીએ દરિયો; તેમાં વળી શરદપૂર્ણિમાની એ રાત! પછી મન ઝાલ્યું રહે કે? અમે કેડીએ કેડીએ ચાલતાં નિયામાકરી પહોંચી જ ગયાં.

ગ્રીસના નિયામાકરી નામના નાનકડા ગામડાના દરિયાકિનારે, આયોનિયન સમુદ્રના સાયરોનિક અખાતની ક્ષિતિજ પરથી બાળકના ફૂટેલા પહેલા દાંત જેવું ચંદ્રનું ઊગવું, એનો સોનેરી રંગ ધીરેધીરે ઊડી જવો, ને પછી આકાશી-રૂપેરી ચાંદનીનું દરિયા ઉપર છલકાવું. દરિયો અહીં શાન્ત કહી શકાય તેવો હતો. નાનકડાં-નાનકડાં મોજાંની કોરે ફીણની ઝીણી કિનારી ચમક્યા કરે, બાકી ન ઊંચો અવાજ, ન તોફાની મિજાજ; ચાંદનીને પરાણે વહાલો લાગે તેવો ડાહ્યોડમરો દરિયો.

દરિયાકિનારે દૂરદૂર સુધી દેખાતા ડુંગરો પર ધીમેધીમે ઝીણી ઝીણી જરી છાંટી હોય તેવું ચમક ચમક ચળકવું શરૂ થયું. અને ઘડીભરમાં તો જાણે આખા પર્વત પર બાદલો ટંકાઈ ગયો! પથ્થરના એક બાંકડા પર બેસીને ક્યાંય સુધી શરદપૂર્ણિમાના ચંદ્રને હું જોતી રહી. ન શોરબકોર, ન ઉતાવળ. અહીં માણસો તો છે, પણ મનનું એકાન્ત અકબંધ છે. બસ, સમુદ્ર છે, ચંદ્ર છે, ને શરદપૂનમની રાત છે . આકાશી ચાંદનીની ને સમુદ્રના નીરની ભરતી ક્ષિતિજ પર એકાકાર થઈ જાય છે. ભૂરીભૂરી ચાંદની ને રૂપેરી ચંદ્ર પરથી નજર હટતી નથી. લહેરો પર ઝિલમિલ ઝિલમિલ આ ક્ષણોને પકડવા જાઉં છું, ને હું જ ચાંદનીમાં પકડાઈ ડૂબી જાઉં છું. ચાંદની આખા સમુદ્ર પર ફેલાઈ જાય છે, ને ઘેરી રાતમાં ઝળકી ઊઠે છે આ અનંત જળરાશિ. જીવનમાં પ્રેમનું હોવું ને આ દરિયા પર શરદપૂર્ણિમાના ચંદ્રનું હોવું, એકસરખી જ વાત નથી?

□

# જીકાકા

(એક ચરિત્રાત્મક સત્યકથા)

ચન્દા રાવળ

જીકાકા.

એટલે કે મારા પિતાના સૌથી નાના ભાઈ – અમે સૌ ભાઈબહેન એમને 'જીકાકા' કહીને સંબોધતાં.

ત્રણ અક્ષરનો આ શબ્દ, હું તો જાણે એક જ અક્ષર હોય તેમ બોલતી. અક્ષરોમાં જુદાઈ ન રહી. તેવી જ રીતે અમારો કાકા – ભત્રીજીનો સંબંધ લીંબુ-પાણી જેવો એકરસ હતો.

જીકાકાથી હું દસબાર વર્ષ નાની હોઈશ. જન્મી ત્યારથી જ તેમનાં લાડપાન ને પરિચય પામેલી. સગપણ જાણવું જરૂરી ન હતું.

આમ જુઓ તો સાવ સાદા, સીધા, ઊંચા, તદ્દન સામાન્ય મુખાકૃતિવાળા અમારા આ જીકાકાને જોતાની સાથે જ સમજ પડી જાય, આ એક નરમ નરમ, કેસરી ટીલાવાળો વાણિયો છે. વીલું વીલું હસતું મોઢું ને ચકોર નજર. કંઈ વાત કરતા હોય તો પણ અર્ધચંદ્રાકારે હોઠ હસતા હોય. સાંભળનાર કે સાથે હસનાર વ્યક્તિ પર, પ્રભાવ કે પ્રતિભાવ, શું થયું તેની ચકાસણી કરે. બહુ મોજીલો સ્વભાવ. મજાક કરવાના રસિયા. ઘણા આનંદી અને નફિકરા.

ખાદીનો લેંઘો-ઝભ્ભો એ એમનો અપ-ટુ-ડેટ પહેરવેશ. રંગ, કાપડની પરવા નહીં. બેચાર ટુચકાઓ મોઢામાં રમતા હોય. બોલી નાખવાની ને હસવા-હસાવવાની તક શોધતા હોય. બેચાર-છ કપ ચાની પણ એવી જ આતુરતા. ચા મળી જાય એટલે બસ. ગમે એ વાત – કામ – કરતાં કરતાં અચાનક બોલી ઊઠે, "અલ્યા, મારી ચા ક્યાં?" અને પછી કહેશે કે આ "ઈશ્વરમાં ઝાઝી અક્કલ નથી." કોઈ પૂછે, "કેમ?" તો કહેશે, "લે, જો ને. આટલા બધા નળ છે, પણ એકેયમાં ચા છે? અહીં તો નળ ખોલો ને પાણી. જ પાણી. માટલું ખોલો ને પાણી જ પાણી નદીએ જાઓ તો ત્યાં પણ પાણી. અરે, આ બધું ચાથી ભરી રાખવામાં શું વાંધો હતો! તારે આ વારેવારે ચા બનાવવાની માથાકૂટ... લે, જા જલદી કર ચા ગરમ ગરમ હોં કે!" ને પછી ચાનાં ગાન શરૂ કરે. હું સાંભળી રહું એટલે કોણી મારીને કહેશે, "જા, જા, ઝટ કર."

જીકાકા વાર્તા કહેવામાં એક્કા. સાંજ-સવારના સમયની કંઈ દરકાર નહીં. ચોપડી-ચપતરીની જરૂર નહીં. અમે ત્રણે ભાઈબહેન એકઠાં થઈ જઈએ (બીજાં ત્રણ નાનાં હતાં). જીદ કરીએ કે "બસ, વાર્તા કહો", તો ન જાણે ક્યાંથી, પેલા અરબી સમુદ્રના તળિયામાંથી મોતીની જેમ વાર્તા શોધી કાઢે. શબ્દો વહેવા લાગે. અમે રસબસ સાંભળ્યા કરીએ. પાત્રો આપોઆપ સર્જાઈ જાય, કથામાં ગોઠવાઈ જાય. નાની બહેન પણ ઓછું, વધતું સમજે. કુતૂહલથી સાંભળ્યા કરે. જીકાકાનાં પાત્રો બધાં જીવંત, ઘરનાં જ! ભાઈનું નામ 'ગુલાબરાય' તો વાર્તાનું મુખ્ય પાત્ર પણ ગુલાબરાય. ભાઈશ્રી ભોળી ઇચ્છાઓને રૂપ આપે! એક જ ટીકડી મોંમાં મૂકે. આંખો ચકળવકળ...ચકળ... વકળ થવા લાગે ને ગુલાબરાય તો પરીઓના દેશમાં પહોંચી જાય. નાટકી ઢબે જીકાકા આ બધું વર્ણવે. સાવ ગપ્પાં ને બનાવટોનો ત્યારે ખરો રંગ જામતો. એક એમની ખાસ પ્રિય વાર્તા – અમારી – પાત્રો તો બધાં અમે જ. એમને તો બસ બધાંને આડાંઅવળાં ગોઠવવાનાં, રમાડવાનાં. વાર્તા હતી 'સતો, પથો ને બાવો...' અમે બે મોટાં સ્પષ્ટપણે પાત્રોને ઓળખી જઈએ. નાની બહેન પણ સાંભળવા બેઠી હોય ને પોતે આમાં નથી એમ જાણી જાય. બસ, એટલે આવું બન્યું! જીકાકા સામે જોઈ રહે રડમસ ચહેરે. કશું બોલે નહીં. પણ જૂઈથી પણ કોમળ એવા એના સમગ્ર ઉપર દુઃખની છાયા પથરાઈ જાય. જીકાકા તરત બોલી ઊઠે, "રડીશ નહીં, બેબી. આ તો સતો, પથો ને બાવો ને બેબીની વાર્તા છે. પેલા ત્રણ એટલા જબરા છે ને તું નરમ છે. તે તને હેરાન

કરી નાખવાના. માટે જ તને છેલ્લી રાખી. જોજે ને, કેટલા કેરીના ગોટલા ને જાંબુના ઠળિયાનો માર પડશે.''

નાની બહેનને અમે ઘરનાં સૌ 'બેબી' કહેતાં. મારાં દાદીમાં તો વળી 'બબી' કહેતાં ને એમની વાદે ક્યારેક જીકાકા પણ 'બબી' કહેતા. બબીભાઈનાં રૂપ, નાજુકાઈ, નમણાશ ઈર્ષ્યા થાય તેવાં. રીસ, રોષ ને ગો' = ગર્વ પણ ઓછાં ન હતાં. જરાક વાંકું, પડ્યું કે ગોરું ગોરું મોં લાલ લાલ! ડૂસકાં, આંસુનાં ઝરણાં! બધાંય ગભરાઈ જાય. જીકાકાની સ્વયંરચિત, શીઘ્ર ગૂંથાતી જતી વાર્તામાં 'બેબી'નો સમાવેશ થઈ જાય. વાર્તા હવે હતી 'સતો, પથો, બાવો ને બેબી'ની! કોણ જાણે આ બીજા ત્રણ કોણ હતા! જીકાકા, ગુલાબરાય અને હું?

જીકાકાને મળવા અમે બન્ને બહેનો સાથે જતી. ને એક તો અવશ્ય બોલી ઊઠવાની, ''જીકાકા, પેલી વાર્તા કહો ને! સતા-પથાની' '' વાર્તાનું સૌપ્રથમ નિર્માણ થયું તેની અર્ધી સદી બાદ પણ એ વાર્તા સાંભળવાની એટલી જ ઉત્સુકતા! બીજી તરત સૂર પુરાવે, ''હા, જીકાકા, વાર્તા!''

કાકી હસી પડે, ને આનંદ અને અભિમાનમિશ્રિત લાગણીઓમાં ડૂબી જઈને કહેશે, ''ગાંડી છોકરીઓ.''

કમનસીબે, કાકી બીમાર થઈ પડ્યાં. હિસ્ટીરિયા–વા', માનસિક અસ્થિરતા ને વિચારવાયુ.

વહેમના વમળમાં ઘૂમરાતાં થઈ ગયાં. હવે એમની આસપાસ કોઈએ હાજર રહેવું પડે. ને કાળજી કરવી પડે. ને આમ, આપણા રમતારામ જીકાકા, ફસાઈ પડ્યા! દરેક પ્રકારના પરિશ્રમ માટે તૈયાર થઈ ગયા. કાકીની દરેક મર્યાદામાં સાથે ઊભા રહે ને સાથીદારની અદાથી સારવાર કરે. આ એમના વ્યક્તિત્વનો એક ઉમદા ગુણ હતો. સામા પક્ષને ઉપકારવશ ન કરે. પોતે કરતા હોય તેમ કર્યા કરે. નિરપેક્ષ.

મારા પિતાનો એટલે કે જીકાકાના મોટા ભાઈનો એક પણ શબ્દ ઉથાપે નહીં કે ઉત્તર વાળે નહીં. યાદ આવે છે એ દિવસો, જ્યારે જીકાકા માટે કહેણ આવવા લાગ્યાં. પોતાને કઈ પસંદ પડે છે, તેનું ધ્યાન નહીં. હું ઘણી ચાગલી. નામ સાંભળું ને જીકાકાને ચીડવવા લાગું. કોઈની અટક, કોઈનું નામ, કોઈનું કંઈ ને કોઈનું કંઈ – શોધી કાઢીને જીકાકાને પરેશાન કરી મૂકું. પણ જીકાકા કંઈ બોલે નહીં. ભાઈ-ભાભી પસંદ કરે તે ''વાહ, વાહ''. લગ્નપ્રસંગે પણ કોઈ માગ નહીં, રીસ નહીં, અધિકાર નહીં. બકરીનું બેં નહીં.

જીકાકાને અને મારે કાયમ એક વાતનો ઝઘડો. અમારા ઘરમાં એક ઝૂલતી ખુરશી. એના પર બેસવા માટે પડાપડી. એક જરાક ઊઠ્યું કે બીજુ બેસી પડ્યું! ત્યારે જીકાકા પોતાનો રોફ જમાવે ને સત્તાથી મને ઊઠી જવાનો આદેશ આપે. ખુરશી ખાલી પડે ને પચાવી પાડવાની મારી દાનત... ખોરી...! જીકાકા-કાકીએ જ્યારે સંયુક્ત કુટુંબથી અલગ થઈને પોતાનું ઘર માંડ્યું ઘણાં વર્ષ બાદ, ત્યારે પેલી ઝૂલાખુરશી પણ લઈ ગયાં. ને હું જોઈ રહેલી – મારે પોતાને ઘર – વર હોવા છતાં!

ત્યારે તો નહીં, પણ આજે વિચાર આવી જાય કે જીકાકાને કંઈ ભણવા, નોકરીધંધો કરવા જતા જોયા ન હતા. મોટાભાઈની ખ્યાતનામ પેઢી ને ધીકતો ધંધો! મારો મોટો ભાઈ ત્યાં જાય, ન જાય, પણ મારા પિતાના ભાઈ વારે – અવસરે અથવા ચીંધ્યા કામે જ જવાના! પોતાની જરૂરિયાત માટે કંઈક દલાલીનો ધંધો કોઈ મિત્ર સાથે ગોઠવી લીધેલો. વાણિયાગત ગણતરી, લુચ્ચાઈ ને ખંતથી સફળ થતા રહ્યા. બહાર બહુ ગમે નહીં. કામ માટે ગયા તેવા જ પાછા આવી જાય. સ્વભાવની સરળતા એવી કે જે કરવા જાય તે પાર પડી જાય.

ને મોટા ભાઈ ને ભાભી પણ એમનો એટલો જ ખ્યાલ રાખે. પોતે કેવી રીતે મોટા થયા, કેવી રીતે પરણ્યા, કેવી રીતે સંસાર ચલાવ્યો, કેવી રીતે પોતાના પુત્રને ઉછેર્યો... કોઈ પ્રશ્નની ક્યાંય 'નોંધ' રાખવાની જરૂર ન પડી. શાંતિથી પોતાની ફરજો (?) બજાવે. સિદ્ધાંતો વાગોળે નહીં, પણ સ્પષ્ટ રીતે પાલન કરે. આ એમની 'સાહ્યબી' મહાસુખકારી હતી.

એમના મિત્રો મુખ્યત્વે કુટુંબી. ઘરમાં બધાંની સાથે ભળી ગયેલા. ચંપકભાઈ તો એમના જેવા જ વાર્તાકાર ! આજનો આપણો જેમ્સ બૉન્ડ ૦૦૭ પણ મોં સંતાડી દે. એક ચાંપ દાબો ને ભોંય ખસી જાય અને બીજી ચાંપ દાબો તો નક્કર દીવાલ ઊભી થઈ જાય ! વગેરે વગેરે. શ્રોતા આભાં થઈ રહેતાં. જાસૂસી કથાઓ મને ત્યારથી જ દિલચસ્પ લાગેલી. જીકાકાના તરેહતરેહના મિત્રો – સહુ સજ્જનો, કોઈ ગાંધીવાદી, કોઈ સેવાવાદી, કોઈ શેક્સપિયરવાદી ને કોઈ બોલકાવાદી !

અને હું આ બધાંની એકમાત્ર ધૈર્યવાદી રસવાદી શ્રોતા ! જીકાકાની રમૂજો વિષે દાખલા તો ઘણા છે, પણ એક રમૂજ ટાંકું તો....

મારા ફુવા એટલે કે જીકાકાના બનેવી ઘણું ભણેલા, પણ શૂન્યમનસ્ક, ઍબસન્ટમાઇન્ડેડ પણ એટલા જ. બધાં માનમર્યાદા રાખીને પણ જીકાકા બનેવીને બનાવવાની ઇચ્છા રોકી ન શકે. તક ઝડપી લે.

જીકાકાનું ઘર દરિયાથી થોડું દૂર, પણ નજીક કહી શકાય. ગૅલેરીમાથી દરિયાના ઉછાળા ને સવારસાંજનાં આસમાનના રંગો આકર્ષક લાગતા.

એક વાર ફુવા અને સૌ ત્યાં ઊભાં હતાં. ફુવાએ સહજ ભાવે દૃશ્યનાં વખાણ કર્યાં. સાંજ નમતી હતી ને સૂરજ મોટો બધો લાલઘૂમ ! – પાણીમાં પડવા તૈયાર ઊભો હતો. ખૂબ સૌમ્ય ને આકર્ષક આવો સૂરજ ઘડીમાં જળમાં ડૂબી જશે, ગુમ થઈ જશે એવું કંઈક કહેવા માગતા હતા ફુવા.

જીકાકા તરત બોલી ઊઠ્યાં. "કેટલો તપેલો લાગે છે, નહીં ?"

ફુવાએ 'હા'કારો ભણ્યો.

જીકાકા આગળ વધ્યા, "હમણાં જોજો ને! પાણીમાં પડશે એટલે છમ્મ કરતો છમકારો થશે.".

"એમ ? અહીં સુધી સંભળાય છે ?"

"જોજો ને ? હવે ઘડી બે ઘડીની વાર છે."

ને ફુવાના કાન અવાજ સાંભળવા તત્પર થઈ ગયા.

ને અમે બધાં હોઠ દાબીને હસવા લાગ્યાં.

ફુવાને સહેજ પણ ખ્યાલ ન આવ્યો.

જીકાકાએ પોતાની આગવી રીતે હસવાનું હોઠના એક ખૂણામાં સંતાડી દીધું. સમારી સૌની સામે મરક મરક થવા લાગ્યા.

જીકાકાની વાત કરું એટલી ઓછી પડે. વડીલ કરતાં વડીલ મિત્રનો મોભો જાળવ્યો છે. લુચ્ચો છતાં નિખાલસ સ્વભાવ, ગણતરીબાજ છતાં નિરપેક્ષ, સંતોષી, સુખી જીવ એટલે અમારા જીકાકા. ભક્તિ અને ભજનો વિના જ ભક્તહૃદયી, ઇશ્વરને સાક્ષીમાં રાખવા સદા અનુભવ-ઉત્સુક.

બેત્રણ વર્ષ પહેલાં અમે બન્ને બહેનો જીકાકાને મળવા ગઈ હતી. ઉંમરને લીધે પથારીવશ જીકાકા ખૂબ રાજી થયા – હંમેશની જેમ.

જરા વાર પછી મેં કહ્યું, "જીકાકા, પેલી વાર્તા કહો ને ! પથાની !"

બહેન બોલી, "હા જીકાકા, વાર્તા !"

ને ઍંસી વરસના જીકાકા અમ બન્ને સિત્તેર-બોંતેરની ડોસીઓ સામે બોખા મોંએ હસી પડેલા.

છ ફૂટના જીકાકા આજે તો માટીમાં મળી ગયા છે. પણ એમની આકૃતિ, અને સત્કૃતિ, સ્વીકૃતિ અને સંસ્કૃતિ મારા મનશ્ચક્ષુ સામે સદા પ્રત્યક્ષ રહેવાની !

સીધા, સરળ, સ્નેહયુક્ત !

એમની વાત કરવામાં આનંદ મળે છે.

એક સામાન્ય નિરુપદ્રવી માણસની સામાન્ય વાત !



# નિરાંત

યોસેફ મેકવાન

નિરાંત....!

કંઈ કેટલીયે વાર સંભળાયેલો, બોલાયેલો, વંચાયેલો, લખાયેલો આ શબ્દ, જેમ માછલી અચાનક પાણીની સપાટી પર કૂદે એમ ચિત્તમાં ફૂટી આવ્યો! મન વલૂરતું વલૂરતું પૂછી બેઠું – આ નિરાતંની સુગંધ જેવી મીઠાશને કદી માણી છે ખરી? એને કદી જાણી છે ખરી? શ્વાસોચ્છ્વાસ વચ્ચેની ખાલી જગા જેવી એની ફૂલસરખી હળવી સુખછાયાનો ક્યારેય અહેસાસ થયો છે ખરો? એનાથી ક્યારેય અસ્તિત્વની ભીનાશ અનુભવી છે ખરી?

અને મારામાં કોઈ પછડાટ અનુભવે છે, પછી મૂંગું થઈ જાય છે અને પર્ણોની જેમ ખરતી ક્ષણો વચ્ચે એ પુકારી ઊઠે છે...

આ યુગ ગતિનો છે. ઝડપનો યુગ છે. ત્વરા બધું જ તળેઉપર કરી નાખે છે. જિંદગીની કોઈ આકૃતિ દોરાય ન દોરાય ત્યાં એની રેખાઓ, એનાં પરિમાણો, રંગ બદલતા કાચિંડાની જેમ કેવાં બદલાઈ જાય છે! અરે... ભૌતિક સમૃદ્ધિની ઝાકમઝોળના પ્રકાશ તળે જાણે સઘળું દબાઈ જાય છે. મારું કશુંક... ના, મારું જ નહિ, આપણા સહુનું કશુંક ઢંકાઈ જાય છે. અને આ પ્રલોભનનાં મૃગલાંઓ તો જુઓ, આપણાં ચરણોમાં કેવી છલાંગ ભરી રહ્યાં છે. બસ, લગીરેય રોકાયા વિના, જરા પણ અટક્યા વિના, સુખ નામની નદીમાં ઝબોળો લેવા, બસ દોડ્યા જ કરે છે... દોડ્યા જ કરે છે! અને જાણ્યે અજાણ્યે, આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, આપણે ચાહીએ કે ન ચાહીએ, તો પણ અત્ર-તત્ર-સર્વત્ર એમાંની કડીરૂપ બની જઈએ છીએ! અને અકળાઈને, હારીને, થાકીને થોભીએ છીએ. આમ, થોભવાની આ પ્રયુક્તિને આપણે 'નિરાંત' માની લઈએ છીએ. એ નિરાંતનો આભાસ છે. અને આપણે તો હાશકારાનો બુરખો ઓઢી ફરીએ છીએ. પછી કહીએ છીએ – અરે! કેવળ દોડધામ કરવી એ જ જીવનનું સત્ય નથી!

હા, નિરાંત એટલે ફરજમાંથી રજા નહિ. નિરાંત એટલે સતતના સુખદુ:ખમાંથી પલાયનવૃત્તિ નહિ, પણ હૃદયની સભરતાનો શીતલ અનુભવ. માણસ છે એટલે એને 'હૃદય' છે એમ. નહિ... પણ જેને 'હૃદય' છે એ માણસ, મનુષ્ય. એમ એવા માણસની ઇચ્છાવૃત્તિની ડાળ પર જ્યારે કશી પણ પ્રાપ્તિનું ફૂલ બેસે ને ફળ બને ત્યારે જે સુખનો અનુભવ થાય, જે પરમ શાંતિનો અહેસાસ થાય તે ક્ષણોનું ઝૂમખું એટલે જ નિરાંત. "હાશ... નિરાંત વળી હવે જીવને, આ કામ તો ઊકલી ગયું!" આવો ઉદ્ગાર એ નિરાંતનો પડછાયો છે. એને સંતોષ કહીએ છીએ ને! એ પડછાયા તળે દટાઈ જાય છે તનાવ – ટેન્શન.

જિંદગીની જબ્બર દોડમજલમાં, થોડો જંપ, સહેજ સહજ ફુરસદ. જાત સાથે સંવાદ કરવાનો સમય. પોતાની સાથે ઘડીક વાતે વળવાની ઘડી.

આવી નિરાંત અનુભવતા હૃદયને સુખનાં ફૂલોની મહેક આવે છે. એની આંખોમાં શાંતિનો સુરમો લાગી જાય છે.

આવી નિરાંત જીવનલહાવો આપી જાય છે. પ્રાપ્તિનો આનંદ-આસ્વાદ જીવનને ભરી દે છે. એવી નિરાંતને ઓળખી એની મિત્રાચારી કેળવવી પડે. બધું એકઠું કરવું, બધું લભ્ય કરવું, અને છતાંય અતૃપ્તિની ભ્રમણામાં ભ્રમણ કરવું એનો શો અર્થ? જિંદગીના ભ્રમણ વચ્ચે આવતા આવી 'નિરાંત'ના 'સ્ટેપિંગ સ્ટેપ' પર જે થોભી થોભીને જાય છે એને જિંદગી બોજારૂપ નહિ, હળવીફૂલ લાગે છે!

(આકાશવાણી 'અમૃતધારા'માં પ્રસારિત થયેલું.)



# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

પશ્ચિમના જગતમાં સામ્યવાદ એક રાજનીતિક સત્તા રૂપે પડી ભાંગ્યો, ત્યારપછી વીસમી સદીના છેલ્લા દાયકામાં અનુમાર્ક્સવાદ મહત્ત્વના સૈદ્ધાન્તિક આંદોલન રૂપે ઊપસી આવ્યો છે. આ આંદોલન માર્ક્સવાદી ભૂતકાળને નકારતા ફ્રાન્સવા લ્યોતાર, ઝાં બોદ્રિલાર, મિશેલ ફૂકો જેવાઓને તેમ જ નવા સાંસ્કૃતિક અને સૈદ્ધાન્તિક પ્રવાહોના સંદર્ભમાં માર્ક્સવાદને પુનઃપ્રાણિત કરવા ઇચ્છનારાઓને – એમ બંનેને સમાવે છે. આવા અનુમાર્ક્સવાદી આંદોલનમાં અર્નિસ્તો લૅકલૉ (Ernesto Laclau) અને શાન્તાલ મૂફ (Chanta Mouffe) જેવા ચિંતકો અગ્રણી રહ્યા છે. આ બંને રાજનીતિક ચિંતકોએ સાથે મળીને લખેલો ગ્રંથ 'આધિપત્ય અને સમાજવાદી વ્યૂહ: ઉદ્દામવાદી લોકશાહી રાજકારણ તરફ' (Hegemony and Socialist Strategy: Towards a Radical Democratic Politics, ૧૯૮૫) સૌથી વધુ નોંધપાત્ર છે. એ નિમિત્તે ખાસ તો 'આધિપત્ય' (hegemony)નો વિચાર પારંપરિક રાજનીતિના ક્ષેત્રમાંથી મૂડીવાદી સમાજક્ષેત્રમાં થઈને કઈ રીતે અનુમાર્ક્સવાદી વિચારણામાં પ્રવેશ્યો છે એનો આલેખ અનુઆધુનિકતાવાદી સાહિત્યવિવેચનને સમજવામાં ઉપયોગી નીવડે તેવો છે.

સામ્રાજ્યવાદી દેશોના અનુસંધાનમાં આધિપત્યનો રૂઢ અર્થ તો રાજનીતિક પ્રભુત્વ, નિયંત્રણ અને અમલના ક્ષેત્ર સાથે સંડોવાયેલો છે. પણ ઇટાલિયન માર્ક્સવાદી સિદ્ધાન્તકાર એન્તોનિયો ગ્રામસીએ આધિપત્યના ખ્યાલને જુદી રીતે પ્રયોજ્યો છે. મૂડીવાદી સમાજમાં બલપ્રયોગ વિના શાસકવર્ગ કઈ રીતે પ્રજાના મોટા ભાગ પર પોતાની વિચારધારા આરોપિત કરે છે એ સમજાવવાનો એમાં પ્રયત્ન છે. બુર્ઝ્વા મૂડીવાદીઓની માન્યતાઓ કલા અને અન્ય માધ્યમો દ્વારા ફેલાય છે, ગ્રામસીના આ વિચાર પર માર્ક્સવાદી સિદ્ધાન્તકાર લૂઈ આલ્થુઝરે આગળ વધીને પશ્ચિમના સમાજો વિવિધ 'વિચારધારામૂલક રાજ્યઉપકરણો ('ideological state apparatuses) અને 'દમનમૂલક રાજ્યઉપકરણો' ('repressive state apparatuses)નો શી રીતે ઉપયોગ કરે છે તે સમજાવ્યું છે. શિક્ષણવ્યવસ્થા, કલાઓ અને અન્ય માધ્યમો જેવાં વિચારધારામૂલક રાજ્યઉપકરણો શાસકવર્ગની વિચારસરણીને રોજબરોજના જીવનનો જાણે કે એક ભાગ હોય એમ પ્રસરાવે છે અને પ્રજાને ખબર પણ પડતી નથી કે જાણ્યેઅજાણ્યે એમનું અનુશાસન થઈ રહ્યું છે. જ્યારે વિચારધારામૂલક રાજ્યઉપકરણો એના હેતુમાં નિષ્ફળ જાય ત્યારે સરકાર, પોલીસ કે લશ્કર જેવાં દમનમૂલક રાજ્ય-ઉપકરણો હિંસક ઉપાયો દ્વારા વ્યવસ્થાને લાદે છે.

રેમન્ડ વિલ્યમ્સે આધિપત્યનું કરેલું અર્થઘટન મહત્ત્વનું છે. રેમન્ડ કહે છે કે આધિપત્યનો સંપ્રત્યય પૂર્વેના બે સમર્થ સંપ્રત્યયોને પોતામાં સમાવે છે અને એને અતિક્રમે પણ છે. આ બે સંપ્રત્યયોમાંનો એક સંપ્રત્યય સંસ્કૃતિનો છે. સંસ્કૃતિ એક સમગ્ર સામાજિક પ્રક્રિયા છે, જેમાં મનુષ્યોની ઓળખ બને છે અને મનુષ્યોનું જીવનઘડતર થાય છે. બીજો સંપ્રત્યય છે તે 'વિચારધારા'નો છે. માર્ક્સવાદી કોઈ પણ અર્થમાં વિચારધારા-અંતર્ગત અર્થો અને મૂલ્યોની વ્યવસ્થા કોઈ ચોક્કસ સામાજિક વર્ગના હિતની અભિવ્યક્તિ બને છે, યા એનો પ્રક્ષેપ બને છે. સમસ્ત સામાજિક પ્રક્રિયાને સત્તા અને પ્રભાવના વિશિષ્ટ વિતરણ સાથે જોડવામાં આધિપત્ય સંસ્કૃતિને અતિક્રમી જાય છે, અને સમસ્તતાના ખ્યાલને લક્ષમાં લેતાં આધિપત્ય વિચારધારાને પણ અતિક્રમી જાય છે. એટલે કે

વિચારધારા અને આધિપત્ય બંને ભિન્ન છે. આધિપત્ય વધુ વ્યાપક છે અને રોજિંદા જીવન પર વર્ચસ્ ભોગવે છે. બીજી રીતે કહીએ તો વિચારધારામૂલક વર્ચસ્ માત્ર રાજકીય ક્ષેત્રને આવરે છે, જ્યારે પ્રધાન આધિપત્ય (hegemonic dominiation) સામાજિક અને સાંસ્કૃતિક ક્ષેત્રોને આવરે છે. પ્રધાન આધિપત્ય વધુ વ્યાપક છે, વધુ પ્રચ્છન્ન અને છદ્મ છે, તેમ જ વિચારધારામૂલક વર્ચસ્ કરતાં વધુ પૂર્ણ છે. માર્ક્સવાદી વિવેચકો ઘણી વાર બંનેને એકઠાં કરીને 'વિચારધારામૂલક પ્રધાન આધિપત્ય' (ideological hegemonic domination) એવી સંજ્ઞા હેઠળ બધા આધારોને આવરી લે છે.

સામ્યવાદની નિષ્ફળતા પછી, ઝડપથી બદલાતી સાંસ્કૃતિક પરિસ્થિતિઓને લક્ષમાં લઈને માર્ક્સવાદને પુનઃપ્રાણિત કરવા લૅકલૉ અને મૂફ કમર કસે છે; અને વિરચનાવાદ, નારીવાદ, અનુઆધુનિકતાવાદ જેવા સાંસ્કૃતિક અને તત્ત્વવિચારવિષયક સિદ્ધાન્તોની સાથે એનું અનુસંધાન કરવા માગે છે. પ્રશિષ્ટ માર્ક્સવાદના કેન્દ્રમાં ઐતિહાસિક અનિવાર્યતાની કસોટી રહેલી છે, જે દર્શાવે છે કે કામદારવર્ગે અંતતઃ એના શોષકો સામે માથું ઊંચું કરવાની જરૂર હતી. આધિપત્ય ખુલાસો આપે છે કે કામદારવર્ગે શાસકો સામે માથું કેમ ઊંચું ન કર્યું, પણ એનો ખુલાસો આપતો અધિપત્ય-ખ્યાલ પ્રશિષ્ટ માર્ક્સવાદના કેન્દ્રમાં રહેલા ઐતિહાસિક અનિવાર્યતાના વિચારને જ શંકાસ્પદ ઠેરવે છે.

આથી લૅકલૉ અને મૂફ પ્રશિષ્ટ માર્ક્સવાદ કામદારવર્ગને જે સમરૂપ (homogeneous) અખિલાઈ તરીકે જુએ છે એનો સ્વીકાર કરતા નથી. એને બદલે વિખંડિતતાને સ્વીકારે છે. બહુવાદી માર્ક્સવાદની જિકર કરે છે, જેમાં વીસમી સદીના અંતિમ દાયકાઓમાં ઊભી થયેલી નારીવાદી, જાતિવાદી, પર્યાવરણવાદી ઝુંબેશોનો સમાવેશ થઈ શકે. માર્ક્સવાદે પુનઃપ્રાણિત થવું પડશે યા તો હંમેશ માટે નષ્ટ થઈ જવું પડશે. કેટલાકને મતે આ રીતે માર્ક્સવાદને અતિક્રમી જવાની વાત માર્ક્સવાદના વારસાની વંચના કરવા બરાબર છે. અને તેથી તેઓ લૅકલૉ – મૂફની આધિપત્યની વિભાવનાની ટીકા કરે છે; પણ અનુઆધુનિક સંજોગોમાં અનુમાર્ક્સવાદે આ રીતે અનુનેયતા બતાવી છે તે ધ્યાન ખેંચે તેવી છે. □

## સાભાર સ્વીકાર

Vidyopasanaa: Studies in Honour of Harivallabh C. Bhayani Edited by P. J. Mistry and Bharati Modi, Pub. Image Publications Pvt. Ltd., ૧-૨, Upper Level, Century Bazar, Ambawadi Circle, Ahmedabad-380 006, Price: Rs. ૧૫૦. **મૌનનો ધ્વનિ:** લે. પ્ર. કંદર્પ ર. ત્રિવેદી, ૪, પ્રજ્ઞા સોસાયટી, તીથલ રોડ, વલસાડ-૩૯૬૦૦૧, કિં. રૂ. ૪૫. **કથાવિચાર:** લે. પ્રમોદકુમાર પટેલ, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૧૩૦. **ઉચ્ચ શિક્ષણ, ચિંતા અને ચિંતન:** લે. નિરંજન દવે, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦૦. **માટીનાં મનેખ:** લે. મણિલાલ હ. પટેલ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૭૦. **મનોજ દાસની વાર્તાઓ:** અનુ. રેણુકા શ્રીરામ સોની, પ્રકાશક: નિયામક, નૅશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા, એ-૫, ગ્રીન પાર્ક, નવી દિલ્હી-૧૧૦૦૧૬, કિં. રૂ. ૫૫. **મારી પુસ્તિકા:** લે. શ્રી દશરથસિંહજી એસ. ઝાલા, પ્ર. પોતે, ઠે. શ્રી રાજેશ કૉર્પોરેશન, ૪૦૩, રૉયલ મેનૉર, રંગવાલા ટાવરની બાજુમાં, લૉ ગાર્ડન, એલિસબ્રિજ, અમદાવાદ... **અને રેતકણ:** લે. પ્ર. ધર્મેશ ભટ્ટ, ૧૪ એ, બિલ્ડિંગ નં ૧૬૨ (પો.ઑફિસ પાસે), સમતાનગર, વેસ્ટર્ન એક્સપ્રેસ હાઇવે, કાંદીવલી (પૂર્વ), મુંબઈ-૪૦૦૧૦૧, કિં. રૂ. ૩૦.

**જયંત કોરડિયા**

### ઝબૂક ઝબૂક થતી સર્જકતા...

ગુજરાતી ભાષામાં પંડિતયુગથી આજ પર્યંત સતત ખેડાતું આવતું ગઝલસ્વરૂપ અનેકવિધ કલમે નવાં રૂપે પાંગરતું – પોષાતું રહ્યું છે. ગઝલનો ઘડતરકાળ અને વિકાસકાળ સર્જનની દૃષ્ટિએ સમૃદ્ધ રહ્યો છે. તો પ્રયોગકાળની ગઝલો પરંપરાનિષ્ઠ ગઝલથી જુદી જ તાસીરમાં નવોન્મેષ ધારણ કરે છે. એમાંય છેલ્લા બે દાયકાથી ગુજરાતી ગઝલનો નવીનતમ મિજાજ તેના પ્રયોગશીલ અભિગમને કારણે નૂતન અભિનિવેશ પ્રગટાવી આપે છે. આવો જ નવીનતમ તાજગીપૂર્ણ અવાજ વેરાવળના નવયુવાન કવિ યોગેશ વૈદ્યની કલમથી પ્રગટ્યો છે.

'હું જ દરિયો, હું જ ભેખડ' એ એમની કવિતાઓનો સંગ્રહ છે. ઝબૂક ઝબૂક થતી સર્જકતાની તાજગીપૂર્ણ અભિવ્યક્તિ તેમના આ શે'રમાં પ્રગટી છે :

*"ફૂટપાથ પર સૂતેલ અભીપ્સાનું શું થશે?*
*હું નહીં કરું સવાલ, મને ચૉકલેટ દે."* (પૃ. ૧૮)

કવિ દરિયાના સાન્નિધ્યને પોતાની કાવ્યકલામાં આ રીતે શબ્દસ્થ કરે છે, જુઓ:

*"હું જ છાતીફાટ દરિયો, હું જ ભેખડ,*
*હું જ પ્રત્યાઘાતની વચ્ચે ઊભો છું."* (પૃ. ૨)

આધુનિક સમયની સંવેદનાનું પ્રકટીકરણ કરતા કવિ પોતાની જાતને કેવી અવઢવની સ્થિતિમાં મુકાયાની વ્યથા અનુભવે છે ! આજના યંત્રયુગમાં માનવી ખુદ પોતાની જાત સાથેનું અંતર ખાસ્સું વધારી બેઠો છે, તેની કડવી વાસ્તવિકતા ઉપર્યુક્ત શે'રમાં પામી શકાય છે. તો પણ હોવાપણાની ગૂંચવણ ઉકેલવાની મૂંઝવણ મૌનનો મહિમા કરી આપે છે – "અકળનો એકડો" ગઝલનો આ મત્લા:

*"ઉકેલું કેમ હોવામાં પડેલી ગૂંચવણ સંતો,*
*અરીસો દાખવે છે મૌન રહેવાનું વલણ સંતો."* (પૃ. ૩)

અહીં 'સંતો' રદીફ સાથે સહજ રીતે આવતા 'ગૂંચવણ', 'વલણ', 'અભણ', 'વાતાવરણ' એ કાફિયા ગઝલમાં અનિવાર્ય એવા અંદાજે બયાંને સિદ્ધ કરી આપે છે. પણ જ્યાં અણુથીય અતિસૂક્ષ્મ સંશયો છે ત્યાં શ્રદ્ધાની તાકાત ડગી જાય તો કવિ 'જબરદસ્ત' થઈ ગયાની વાત પર પૂર્ણવિરામ મૂકી દે છે. અર્થાત્ જ્યાં શ્રદ્ધાની હદ પૂરી થાય છે ત્યાં બુઠ્ઠા તર્કના નિરર્થક આયાસથી પણ મુક્ત થવું મુશ્કેલ છે. જુઓ:

*"ભૂલા પડશું મથીશું થાકશું હારી પડી જઈશું,*
*પકડશું એ પળે પણ કોઈ બુઠ્ઠા તર્કની બાંઈ."*

આ કાવ્યસંગ્રહમાં સંખ્યાની દૃષ્ટિએ ગીત-અછાંદસ રચનાઓની તુલનામાં ગઝલોનું પ્રમાણ અધઝાઝેરું છે. અછાંદસ રચનાઓમાંથી પસાર થતાં કેટલીક પંક્તિઓ સ્પર્શક્ષમ બની છે :

*"માછણની જાંઘ પર*
*સળવળતી બધી જ માછલીઓને*
*ભૂંજી નાખી*
*નિશ્ચેષ્ટ પડ્યો છે માછી."* (પૃ. ૩૪)

અહીં તીવ્રતમ સંવેદનાની હૃદયવેધક અભિવ્યક્તિ ભાવકચિત્તને હચમચાવી મૂકે તેટલી સક્ષમ પુરવાર થઈ છે. 'સળવળતી માછલીઓ'ને ભૂંજી નાખવાની પ્રક્રિયા – ગતિશીલ સબળ કલ્પનનિયોજન પ્રશંસનીય કવિકર્મનું દૃષ્ટાંત છે.

*"બેબાકળો પવન*
*ફૂલોના હોઠ પર અંગુલિ ફેરવે છે."* (પૃ. ૩૭)

"હું મુઠ્ઠીમાં
ભરી જ લઉં છું ચાંદરણાં." (પૃ. ૩૭)

'પવનની અંગુલિ' અને 'મુઠ્ઠીમાં ચાંદરમાં' અનુક્રમે ફેરવી લેવાના અને ભરી લેવાના ક્રિયાત્મક કલ્પનો કાવ્યત્ત્વને પુષ્ટિ આપે છે.

ગીત રચનાઓમાં 'જીવજી' એવાં સંબોધનાત્મક બે મૃત્યુ ગીતો, એક પ્રલયગીત, 'હરખ' 'ઘૂઘરીવાગે' જેવી ઇત્યાદિ કૃતિઓ મળે છે. 'મુંબઈનું ગીત' રચનામાં 'ટ્રેન' 'લિફ્ટ' 'સિફ્ટ' 'ટ્રાફિક' જેવા શબ્દપ્રયોગો ગીતગોત્રને માફક આવ્યા નથી. આથી આખું ગીત કૃતક બની જાય છે. તો કોઈ વાર લય પણ જોખમાય છે. છતાં ભાવ, શબ્દમાધુર્ય સંદર્ભે કવિનો ગીતસ્વરૂપ પ્રત્યેનો પ્રશંસનીય પ્રયાસ 'હરખ' ગીતમાં જોઈ શકાય છે. પંચકલ – ચતુષ્કલ લયમાં સહજતાથી પ્રગટતું

માધુર્ય જોઈએ.

*''પાંદડું તોડું એક તો સૈયર, ઝાડવું આખું કોળે.*
*કોઈ વગાડી મીઠડો પાવો કાળજે કેસર ઘોળે.''* (પૃ. ૪૨)

યોગેશભાઈની કલમ ગઝલસર્જન પરત્વે માફક રહી છે, તે બાબતની સાહેદી પૂરતા અનેકવિધ શે'ર અને રદીફ-કાફિયાના નૂતન પ્રયોગો મળે છે. 'ખમ્મા', 'મિયાં', 'સંતો' ઉપરાંત (વિચાર આવે) – જેવો કૌંસમાં પ્રસ્તુત થયેલો રદીફ કવિનો નૂતન પ્રયોગ છે:

*ન કોઈ તારો ખરી પડે કે ન રાત ખૂટે,*
*ન રક્તરંગી સવાર આવે. (વિચાર આવે.)* (પૃ. ૧૭)

myth – વિનિયોગ દ્વારા સંવેદનાને કવિ આ રીતે શબ્દસ્થ કરે છે:

*''ઓ ઉદાસીના નૃસિંહ, પાડો ઉઝરડા,*
*હું દિવસ ને રાતની વચ્ચે ઊભો છું.''*

નૃસિંહ દ્વારા હિરણ્યકશ્યપનો વધ – નહીં દિવસ, નહીં રાત-વચ્ચેનો સંદર્ભ, પ્રહ્લાદનો અગ્નિસ્તંભ પર બાથ ભીડવાનો પ્રસંગ અને વધસ્તંભ પર ઈસુને ખીલાથી જડી દેવાની ઘટના ઇત્યાદિ સંદર્ભોને ખપમાં લઈને કવિ પોતાના સંવેદનને નવાં અર્થઘટનો પ્રતિ આધુનિક જીવનનો સંસ્પર્શ કરાવવા મથ્યા છે, પરંતુ ઉલા મિસરા પછીના સાની મિસરામાં એ બયાન મુખરિત બનીને આવે છે અને શે'રની શે'રિયત શિથિલતામાં સરી જાય છે. એથી શે'ર સામાન્ય કોટિથી આગળ ગતિ કરી શકતો નથી. ઉદાહરણ તરીકે:

*''એ જ પરવશતા વિસર્જનતા સમયની*
*ખુદ મને ભીડી શકું એ બાથ ક્યાં છે ?''* (પૃ. ૧૬)

અહીં વ્યાકરણદોષ પણ રહી જવા પામ્યો છે. ક્યારેક ટૂંકી બહેરમાં ગઝલસર્જન કવિની કસોટીરૂપ બને છે. અહીં એક શે'ર જે અભિધામૂલક બને છે તેથી શે'ર બનતો અટકી જાય છે. જુઓ:

*''જિંદગી આળોટ લે*
*શ્વાસનાં મેદાનમાં.''* (પૃ. ૨૫)

કેટલીક મર્યાદાઓ રહી જવા પામી હોવા છતાં ગઝલમાં કાવ્યાત્મક estheticsનું સાંગોપાંગ નિરૂપણ થયું હોય એવા શે'ર પણ મળે છે તેનું એક ઉદાહરણ–

*''પડ્યા પળવાર માટે એકલા જો ઘરના ફળિયામાં,*
*તો ખોળામાં સુકાયેલ જૂઈનાં પર્ણો ખરી આવ્યાં.''* (પૃ. ૮)

આમ ગુણવિશેષ પણ સહજતાથી પ્રગટ થતો અનુભવી શકાય છે. 'હું જ દરિયો, હું જ ભેખડ' – કવિના આ પ્રથમ પ્રયાસને હૃદયપૂર્વક આવકારીએ, તેમનો વધુ એક પ્રયાસ પ્રકાશમય બનીને આવે તેવી શુભેચ્છા અંતે એમના જ એક શે'ર દ્વારા:

*''વધી શેષમાં ફક્ત પીડા અને*
*ગઝલનું અંતિમ ચરણ છે મિયાં.''*

['હું જ દરિયો, હું જ ભેખડ' – કવિ : યોગેશ વૈદ્ય, રાવળ]

## સાભાર સ્વીકાર

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.** (૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૦૬ અને મુંબઈ)નાં

**જળનાં પગથિયાં:** સુરેશ દલાલ, કિં. રૂ. ૭૫. **કારગિલ: કથા-વ્યથા:** કુન્દન વ્યાસ, કિં. રૂ. ૧૦૦. **ઉદ્‌ગ્રીવ:** કનૈયાલાલ મ. પંડ્યા, કિં. રૂ. ૫૦. **કાગળને પ્રથમ તિલક:** મુકેશ જોશી, કિં. રૂ. ૭૦. **અમે બધાં (કથાસાર):** વિજય શાસ્ત્રી, કિં. રૂ. ૩૦. **સૂર્યનું પ્રથમ કિરણ:** હિતેન આનંદપરા, કિં. રૂ. ૭૦.

### અન્ય

**નિયતિનાં આશ્ચર્યોથી:** જ્યોત્સ્ના ત્રિવેદી, પ્ર. એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૪૫. **કવન-વાટે:** ઉમેશ કવિ, પ્રકાશક: કલાવતી કવિ, ૯૮૬, વિધાન, કૃષ્ણનગર, ભાવનગર-૩૬૪૦૦૧, કિં. રૂ. ૫૦. **આયખાના આયનામાં** (રુસ્વા મઝલૂમી મિત્રોની નજરે) : સંપાદક: એસ.એસ. રાહી, પ્ર. અયાઝખાન બાબી, રાજકુમાર કૉલેજ, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૫૦. **અક્ષરનું એકાંત:** માધવ રામાનુજ, પ્ર. સ્વર પ્રકાશન, જે-૧૧, વિક્રમ એપાર્ટમેન્ટ, શ્રેયસ્ ક્રૉસિંગ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૫૦. **તમે:** માધવ રામાનુજ, પ્ર. સ્વર પ્રકાશન, જે-૧૧, વિક્રમ એપાર્ટમેન્ટ, શ્રેયસ્ ક્રૉસિંગ, આંબાવાડી, અમદાવાદ-૧૫ કિં. રૂ. ૭૫.

ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખની ચૂંટણી: 'ઉદ્દેશ', સપ્ટે. ૧૯૯૯, પૃ. ૪૨.

'પરબ', ઑગસ્ટ ૧૯૯૯, પૃ. ૮૨ : "...અને રમણલાલ જોશી તરફથી આ અંગેના સમયપત્રકની મર્યાદામાં પોતાનાં નામ મૂકવા માટેની લેખિત સંમતિ કાર્યાલયને મળી ન હતી."

આપ શાને નિઃસ્પૃહ? (ગીતા ૨-૭૧, અમારો જીવનમંત્ર).

'ઉદ્દેશ' દસમા વર્ષમાં પ્રવેશે છે. ધન્યવાદ!

'ઉદ્દેશે' પોતાની ઉમદા પરંપરા જાળવેલ છે.

વાચનસામગ્રી, કાગળ, છપાઈ, બંધાઈ, ઉઠાવ પ્રશસ્ય. ગુજરાતી સામયિકોમાં 'ઉદ્દેશ' ફાઉન્ડેશન સુપેરે સમૃદ્ધ છે. શતં જીવ શરદઃ યશાધિકારી આપ.
'અવનિનું અમૃત' – હરિવલ્લભ ભાયાણી લાજવાબ.

ન્યૂયૉર્ક (યુ.એસ.એ.) — વી. બી. ગણાત્રા
તા. ૨૫ નવે. '૯૯

*

નવેમ્બર '૯૯નો અંક સાદ્યન્ત ઉત્તમ છે. અભિનંદન. સંસ્કૃતની માહિતી માટે ખાસ ખાસ આભાર.

મુંબઈ — ઈશ્વર પુરોહિત
તા. ૨૬-૧૧-'૯૯

*

'ઉદ્દેશ' નિયમિત રીતે વાંચું છું. ઉમાશંકરભાઈના 'સંસ્કૃતિ'ની ખોટ આપે પૂરી દીધી છે. ખૂબ જ અભ્યાસપૂર્ણ વાચનસામગ્રી દરેક અંકને સમૃદ્ધ અને સાચવી રાખવા જેવો બનાવે છે.

નડિયાદ — પ્રીતમલાલ કવિ
તા. ૧૪-૧૨-'૯૯

*

ડિસેમ્બરના 'ઉદ્દેશ'માં અંતભાગના પ્રતિભાવ 'સંસ્કૃતિ'ની હરોળમાં સુસ્થાપિત માસિકને સુપેરે બિરદાવે છે. પણ ભક્તકવિ અનામીના કાવ્યસંગ્રહ 'શિવમ્'ની પ્રસ્તાવના યથાતથ પુનર્મુદ્રિત કરવાથી શું ઔચિત્ય સધાયું? તંત્રીનો કે કોઈ કલમવગા લેખકનો, 'શિવમ્'નો રસાસ્વાદ કરાવતો અવલોકનલેખ છપાયો હોત તો વાચકને નવી સામગ્રી પ્રાપ્ત થાત. આ શે વીસરાયું?

અમદાવાદ — જિતેન્દ્ર પંડ્યા
તા. ૧૭-૧૨-'૯૯

*

'ઉદ્દેશ' સુંદર સામયિક છે. સર્જનાત્મક અને વિવેચનાત્મક એમ બંને દૃષ્ટિએ શ્રેષ્ઠ. ઑક્ટોબર '૯૯ના અંકમાં ડૉ. રંજના હરીશનો નારીવાદની વિભાવના વિશેનો લેખ સારો હતો. ડિસેમ્બર '૯૯ના અંકમાં હરીશ નાગ્રેચા – લિખિત એકાંકી 'ખોડિયા સૂરજ' વાંચવાની મજા આવી. ચંદ્રકાન્ત ટોપીવાળા અને પ્રીતિ સેનગુપ્તાના લેખો ગમ્યા. ગુજરાતી સાહિત્યના સાંપ્રત પ્રવાહોની માહિતી 'ઉદ્દેશ' પાસેથી મળી રહે છે. આ સ્તરીય સાહિત્યિક યાત્રા ઉત્તરોત્તર આગળ વધે તેવી શુભેચ્છા.

મુંબઈ — મનીષા જોષી
તા. ૮-૧-૨૦૦૦

❑





# ભારતના ગણતંત્રની સુવર્ણ જયંતી : ૧૯૫૦-૨૦૦૦

**સમૃદ્ધ, સંસ્કારી, સમરસ ગુજરાતનું નિર્માણ કરીએ વૈશ્વિક ગુજરાત માટે સંકલ્પબદ્ધ રહીએ.**

- કેશુભાઇ પટેલ
મુખ્ય મંત્રી, ગુજરાત

દીપાવીએ રાષ્ટ્રપ્રેમીઓનાં બલિદાન
મહામૂલું છે સ્વતંત્ર-ગણતંત્રનું વરદાન

રાષ્ટ્રના ખમીરને કરીએ ઉજાગર
સ્વદેશાભિમાન એ જ સ્વતંત્રતાની ધરોહર

રાષ્ટ્ર વિકાસ અર્થે એક જ અભિગમ
સતત અને સાર્થક પરિશ્રમ

આધુનિક યુગમાં કરીએ પ્રગતિ
પામીએ સુનિશ્ચિત ભાવિની પ્રતીતિ

કરીએ શહીદોનું સાચું તર્પણ
લઇએ સમાજસેવા-રાષ્ટ્રસેવાનું પ્રણ

સમર્થ રાષ્ટ્રનો સક્ષમ પાયો
પ્રામાણિક અને નિષ્ઠાવાન નાગરિક

સ્વચ્છતા ત્યાં સ્વસ્થતા
પર્યાવરણનું જતન ત્યાં સમૃદ્ધિનું વચન

સબળ રાષ્ટ્રનું કરીએ ઘડતર
ત્યાગીએ કુરિવાજોનાં નડતર

નવા યુગનું લક્ષ્ય વ્યસનમુક્તિ
જગાવીએ પ્રચંડ યુવાશક્તિ

જે રાષ્ટ્રની પ્રજા સજાગ
વિશ્વમાં ગૂંજે એનો અવાજ





માહિતી-૨૦૦૦

### ગઝલ (૧)

આખો દરિયો આંખમાં રાખું, બસ દરિયો જોતો રહું
જીવનભર જોતાં ન થાકું, બસ દરિયો જોતો રહું

જીવતર આખું દરિયો જોઈ જોઈ વિતાવ્યું છે
હવે ભલે દીસે ઝાંખું ઝાંખું, બસ દરિયો જોતો રહું

મને અગ્નિ બાળી કે ધરતી ગાળી નહીં શકે કદી
દરિયાને ખોળે અંત ભાખું, બસ દરિયો જોતો રહું

મને દરિયાનું પાણી ખારું અકારું કદીયે નથી લાગ્યું
મીઠું લાગે જ્યારે જ્યારે ચાખું, બસ દરિયો જોતો રહું

'ચિરાગ' એમ થાય કે દરિયો ઓઢું ને દરિયો પાથરું
કે દરિયો નૈનમાં ભરી નાખું, બસ દરિયો જોતો રહું

**હીરાલાલ 'ચિરાગ'**

### ગઝલ (૨)

વાદળાં વરસી થાકી જાય, તોય ન ભરાય દરિયો
કેટલી નદીઓ એમાં સમાય, તોય ન છલકાય દરિયો

એની છાતી પર હંકારો તમે રાતદી હોડી ને હોડકાં
એને ખેડો ને જેટલું ખેડાય, તોય ન રિસાય દરિયો

કદી કેવળ વેંતઊંચા મોજાં, કદી ડુંગરા જેટલો ઊછળે
ભલભલા વિચારતા થાય, તોય ન સમજાય દરિયો

ચાહે તો એક છાલકે આખી પૃથ્વી પેટમાં ઉતારી દે
એની શક્તિનાં પારખાં લેવાય, તોય ન ખિજાય દરિયો

દરિયાનો ખેડનાર છેવટે દરિયે જ સમાય, 'ચિરાગ'
એની અરથી કદી ન બંધાય, તોય ન વગોવાય દરિયો

**હીરાલાલ 'ચિરાગ'**

### સંભારજે મને

અંગત ક્ષણોની મ્હેકમાં સંભારજે મને;
કોઈ અજાણ્યા પુષ્પરૂપે ધારજે મને.

હોઈશ કઈ દશામાં – મને પણ ખબર નથી,
આવું જો તારે દ્વાર તો સત્કારજે મને.

ઝળહળતો થઈ જઈશ પછી હું ક્ષણાર્ધમાં;
તારી નજરના સ્પર્શથી શણગારજે મને.

ભીની ભીની વિદાયનો કંઈ વસવસો નથી;
આંસુ બનાવી આંખથી તું સારજે મને.

સુનકાર ચારેકોરથી ભીંસી વળે તને,
ટહુકો બનીને ત્યારે તું પોકારજે મને.

તારી જ લાગણી છું, મને ભક્ત કર હવે;
શબ્દો મળે કુંવારા તો ઉચ્ચારજે મને.

તારે ઝરૂખે વ્યોમ થઈ ફેલાઉં છું સતત;
વરસાદી કોક સાંજે તું મલ્હારજે મને.

પથ્થર મટીને શિલ્પ થવાની છે શક્યતા;
તારા હૃદયને ટાંકણે કંડારજે મને.

**ભગવતીકુમાર શર્મા**

### જાણે

રહ્યો છે હમેશાં એ તૈયાર જાણે;
મરણ આવવાને નથી વાર જાણે !

છતાં કેવો હળવો અને ફૂલ જેવો !
ઉપાડે છે ખુદનો જ એ ભાર જાણે.

નવું રોજ આંજે છે સ્વપ્નું નયનમાં;
થયાં હોય સૌ સ્વપ્ન સાકાર જાણે !

જુઓ કેવી ઠસ્સાથી વર્તે છે આંખો !
ભર્યો હોય આંસુનો દરબાર જાણે !

ગલી, આંગણું, ઘર, હૃદય – સર્વ ખાલી;
છતાં ક્યાંક વાગે છે ભણકાર જાણે !

પુરાવા બધી વાતના હોય ક્યાંથી?
કથાઓ ટકોરાઓની દ્વાર જાણે.

ગગનમાં અહીં-ત્યાં પડ્યા તારલાઓ;
વિખેરી ગયું કોઈ શણગાર જાણે !

**ભગવતીકુમાર શર્મા**

Uddesh (A literary, cultural monthly) February 2000 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ દસમું : અંક આઠમો

માર્ચ : ૨૦૦૦

તંત્રી

રમણલાલ જોશી

૧૧૬



# ઉદ્દેશ

વર્ષ : દસમું     અંક : આઠમો     સળંગ અંક : ૧૧૬

## અનુક્રમ: માર્ચ ૨૦૦૦



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.
મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ


❐ 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.

❐ 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.

❐ આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.

❐ વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.

❐ 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.

❐ સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.

❐ છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.

❐ લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**

❐ લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.

❐ 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.
**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

માર્ચ ૨૦૦૦



*सर्वभाषा सरस्वती*

**શકટ જ્યમ શ્વાન તાણે**

નરસિંહ મહેતાને નામે મળતું નીચેનું પદ ઘણું જાણીતું છે.

*જેહ ગમે જગતગુરુ દેવ જગદીશને,*
*તેહ તણો ખરખરો ફોક કરવો;*
*આપણો ચિંતવ્યો અરથ કાંઈ નવ સરે,*
*ઊગરે એક ઉદ્વેગ ધરવો.*
*હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા,*
*શકટનો ભાર જ્યમ શ્વાન તાણે;*
*સૃષ્ટિમંડાણ છે સર્વ એની પેરે,*
*જોગે જોગેશ્વરા કોક જાણે.*

આમાં કાર્ય કરનાર ખરેખર પોતે કર્તા નથી, પોતે કર્તા છે એમ માનવું એ અજ્ઞાન છે, આપણું ધાર્યું કાંઈ થતું નથી, ધાર્યું ધણીનું જ થાય છે, એવો ભાવ વ્યક્ત થયો છે તે માટે એક ઉપમા આપી છે : કોઈ ગાડું હાંકીને જતું હોય, ત્યારે કેટલીક વાર ગાડાની આગળ આગળ તેનો કૂતરો પણ ચાલે. કૂતરો એમ માને કે ગાડું હું ખેંચું છું, હકીકતે તો એ બળદ ખેંચે છે, અને કૂતરો તો માત્ર ગાડાની સાથોસાથ ચાલે છે. આમ ગાડું ખેંચે છે કોઈક બીજું, પણ કૂતરાને એવો ભ્રમ છે કે હું ગાડું ખેંચું છું. એવું જ જગતમાં રહેતા માણસની બાબતમાં છે. પોતે કાર્યોનો કર્તા છે એવો એને ભ્રમ છે, જ્યારે ખરેખર કર્તા તો કોઈ બીજો જ છે. વળી આગળ જતાં પદમાં કહ્યું છે કે જો પોતાનું ધાર્યું થતું હોય તો સૌ રાજા બની જાય, જગતમાં રાય અને રંકનો ભેદ જ ન રહે.

વાત તો તદ્દન સ્પષ્ટ છે. પરંતુ કર્તૃત્વને સમજવા માટે 'શકટનો ભાર જ્યમ શ્વાન તાણે' એ ઉપમાનું તાત્પર્ય ધ્યાનમાં રહેવું જોઈએ. કૂતરો એમ માને છે કે ગાડું હું ખેંચું છું, હું ચલાવું છું – એટલે કે એવી કૂતરાના મન વિશેની આપણી કલ્પના છે.

આમ માનવું એ કૂતરાનો ભ્રમ છે. હકીકત જુદી જ છે એ જોનાર ત્રીજી ચેતના છે. કૂતરો તો પોતાના ભ્રમમાં જ હોય છે. સંસારી મનુષ્ય પોતાનાં કાર્યોનો પોતે જ કર્તા હોવાનું માને છે. ખરેખર એ-કર્તા નથી એ તો તત્ત્વદૃષ્ટિ થઈ. કર્તૃત્વ પોતાનું જ હોવાનું માનવું અનિવાર્ય છે, નહી તો એ કાર્યો કરે જ નહીં. કાર્યની સફળતા-નિષ્ફળતાનો, સિદ્ધિ-અસિદ્ધિનો તો જ એ જશ-અપજશ લઈ શકે. અને તત્ત્વદૃષ્ટિએ કૃતપ્રણાશ, અકૃતાગમના દોષો આવી પડે એ તો વધારામાં.

તત્ત્વદૃષ્ટિએ કર્તા ભલે ઈશ્વરને ગણવાના હોય. (બ્રહ્મસૂત્રકારે ખરેખર કર્તા કોણ એ પ્રશ્ન ચર્ચ્યો છે : ભગવદ્‌ગીતા કહે છે : न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः). વસ્તુતઃ મનુષ્ય પોતાનું કર્તૃત્વ માનીને જ કાર્યો કરે છે – કરી શકે.

**હરિવલ્લભ ભાયાણી**

તંત્રી

### પ્રસિદ્ધ ભારતીય વિદ્યાવિદ્ દલસુખભાઈ માલવણિયાનું નિધન

પ્રસિદ્ધ ભારતીય વિદ્યાવિદ્ (Indologist) અને જૈન વિદ્યા (Jainology)ના નિષ્ણાત શ્રી દલસુખભાઈ માલવણિયા (જન્મ : ૨૨ જુલાઈ, ૧૯૧૦)નું ૨૮ ફેબ્રુઆરી, ૨૦૦૦ના રોજ સવારે ૫.૦૦ વાગ્યે અવસાન થતાં ગુજરાતના વિદ્યાજગતને ન પુરાય એવી ખોટ પડી છે. જાણે એક પેઢીનો અસ્ત થયો. લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરની સ્થાપના અને વિકાસમાં તેમણે મહત્ત્વનો ફાળો આપ્યો છે. આ વિષયને લગતાં તેમનાં અનેક પ્રમાણભૂત પુસ્તકો પ્રગટ થયાં છે. પ્રાકૃત સાહિત્ય સંશોધનની ગ્રંથમાળાના તે સામાન્ય સંપાદક હતા. કેનેડાની ટોરેન્ટો યુનિવર્સિટીમાં બૌદ્ધદર્શનના અધ્યાપક તરીકે તેમણે સેવાઓ આપી હતી. પેરિસમાં ભરાયેલી આંતરરાષ્ટ્રીય સંસ્કૃત પરિષદમાં તેમણે ખાસ નિમંત્રણથી ભાગ લીધો હતો. ૧૯૯૨માં ભારત સરકારે તેમને પદ્મભૂષણનો ખિતાબ આપ્યો હતો. તેઓ પંડિત સુખલાલજીના અંતેવાસી હતા. મારા સંપાદન હેઠળ પ્રગટ થતી 'ગુજરાતી ગ્રંથકાર શ્રેણી'માં તેમણે 'પ્રજ્ઞાચક્ષુ પં. સુખલાલજી' ઉપરનો લઘુગ્રંથ ૧૯૭૭માં લખી આપ્યો હતો. પ્રાચીન ભારતીય સાહિત્ય ભાષા અને સંસ્કૃતિના સંશોધન ત્રૈમાસિક 'સંબોધિ'નું સંપાદન તેમણે ડૉ. હરિવલ્લભ ભાયાણીના સહયોગમાં કરેલું.

આવા સંમાન્ય સાક્ષર દલસુખભાઈ માલવણિયાના અવસાનનું દુઃખ સહન કરવાની તેમનાં કુટુંબીજનોને પ્રભુ શક્તિ અર્પે અને સદ્‌ગતના આત્માને ચિર શાંતિ અર્પે એ પ્રાર્થના.

### શ્રી મોહમ્મદ માંકડનું સન્માન

જીવનપ્રેરક સાહિત્યના સર્જક શ્રી મોહમ્મદ માંકડનું રૂ. ૧ લાખનો પુરસ્કાર આપી ગુજરાત સરકારે બહુમાન કર્યું છે. શ્રી મોહમ્મદ માંકડે નિબંધ, નવલકથા અને ટૂંકી વાર્તાના ક્ષેત્રે મહત્ત્વનું પ્રદાન કર્યું છે. શ્રી મોહમ્મદ માંકડને હાર્દિક અભિનંદન.

### ડૉ. જયન્ત પાઠક કવિતા પુરસ્કાર

શ્રી જયન્ત પાઠક કવિતા પુરસ્કાર બે વર્ષના સમયગાળામાં પ્રગટ થયેલા ઉત્તમ કાવ્યસંગ્રહને આપવાનો છે. અમે કવિઓ, પ્રકાશકો અને કાવ્યરસિકોને વિનંતી કરીએ છીએ કે ૧૯૯૮ અને ૧૯૯૯માં પ્રગટ થયેલા કાવ્યસંગ્રહોની બે નકલો નીચેના સરનામે સત્વર મોકલી આપશો, જેથી નિર્ણય કરવા અનુકૂળતા રહે.

મંત્રી,<br>શ્રી જયન્ત પાઠક પુરસ્કાર સમિતિ<br>એમ.ટી.બી. આર્ટ્સ કૉલેજ<br>અઠવા લાઇન્સ, સૂરત-૩૯૫૦૦૧

### દક્ષિણ ગુજરાતના નવલિકા સ્પર્ધકોને આમંત્રણ

બીલીમોરાઃ અત્રેની ૧૧૮ વર્ષ જૂની જે. બી. પીટિટ લાયબ્રેરી, બીલીમોરાના ઉપક્રમે અનુભવી નવલિકાકારો માટે મૌલિક નવલિકા સ્પર્ધા યોજવામાં આવી છે. વિજેતા સ્પર્ધકોને રૂ. ૧,૦૦૦ – અંકે રૂ. એક હજાર, રૂ. ૫૦૦ – અંકે રૂપિયા પાંચ સો, રૂ. ૩૦૦ – અંકે રૂપિયા ત્રણ સો અનુક્રમે પ્રથમ, બીજું અને ત્રીજું ઇનામ રોકડા રૂપિયા આપવામાં આવશે.

દક્ષિણ ગુજરાતના વતની (બહાર વસેલા સહિત) હોય એવા અનુભવી નવલિકાકારોએ સ્પર્ધા માટેનું પ્રવેશપત્ર માર્ચ ૨૦૦૦ આખર સુધીમાં રૂ. ૧૦ – અંકે રૂપિયા દસનો મનીઑર્ડર યા પોસ્ટલ ઑર્ડર અથવા રોકડા ચૂકવી મેળવવાનું રહેશે. ગ્રંથપાલ, જે.બી. પીટિટ લાયબ્રેરી, બંદર રોડ, બીલીમોરા-૩૯૬૩૨૧, પ્રો. વસંત ડી. શાહ, ફોન ૮૬૨૨૮ અને ૮૫૦૮૪ અથવા કન્વીનર શ્રી નાથુભાઈ મિસ્ત્રી, ફોન, ૮૫૨૦૩ અને ૮૬૫૩૦નો સંપર્ક સાધવા વિનંતી છે, એમ જણાવાયું છે.

### અસાઇત સાહિત્ય સભાનું મુખપત્ર : 'વેશ'

અસાઇત સાહિત્ય સભાનું મુખપત્ર 'વેશ' શ્રી ઇન્દુ પુવારના તંત્રીપદે પ્રગટ થયું છે. 'વેશ' દ્વારા નૃત્ય, નાટ્ય, સંગીત, સાહિત્ય, ચિત્ર, સ્થાપત્ય જેવી લલિત કલાઓ અને એની પ્રવૃત્તિઓ વિશે લેખો આપવાનો તેમનો આશય છે. એના આજીવન સભ્યપદનું લવાજમ રૂ. ૧,૦૦૦/-, સંસ્થા આજીવન સભ્ય ફી રૂ. ૨,૫૦૦ રાખવામાં આવેલ છે. આ અંગે વિશેષ માહિતી માટે લખો:

વિનાયક રાવલ<br>મેનેજિંગ ટ્રસ્ટી<br>અસાઇત સાહિત્ય સભા<br>બી-૩, મહાવીર એપાર્ટમેન્ટ્સ<br>ટી.બી. રોડ<br>મહેસાણા-૩૮૪૦૦૨

# શ્રદ્ધાંજલિ

*[મારાં પત્ની અ.સૌ. ભગવતીના તા. ૧ ફેબ્રુ. ૨૦૦૦ના રોજ થયેલા દુઃખદ અવસાન અંગે અનેક સ્નેહીજનોએ ઉષ્માભર્યા પત્રો લખ્યા છે એમાંથી શ્રી મકરન્દભાઈનો પત્ર નીચે આપ્યો છે. એ પછી શ્રી હિમાંશુ ભટ્ટની કાવ્યપંક્તિઓ આપી છે અને છેલ્લે ભગવતીની ખૂબ લાડીલી પૌત્રી સુચિરાએ પોતાની પ્રિય 'બાલી'ના અવસાનને દિવસે પોતાની સંવેદના વ્યક્ત કરતી પંક્તિઓ લખી તે મૂકી છે.*

રમણલાલ જોશી]

૨૨-૨-૨૦૦૦
નંદિગ્રામ

પ્રિય રમણભાઈ,

તમને પત્ર લખતો ત્યારે અંતે ભગવતીને પ્રણામ પાઠવતો. આજે પ્રણામ સાથે પ્રાર્થના. જ્યારે આ જગત અને જીવનના તમામ દેખીતા સેતુ તૂટી પડે ત્યારે પ્રાર્થના તાર સાંધી આપે છે. આપણે માટે સ્વજનની ચિરવિદાય હંમેશાં કારમી છે. મૃત્યુલોકમાં સહુકોઈ માટે એ ન ભૂંસાય એવો ભાગ્યલેખ છે. એને આ પાર્થિવ આંખો નથી વાંચી શકતી. પણ ભાવનેત્રોને કદી અભાવ નથી સાલતો અને ભાવ જ્યારે ભગવદ્ભાવને અનુસરે ત્યારે મૃત્યુની અંધારી ખીણમાંયે અજવાળાં થાય છે.

આજે મારાં પૂ. બાનો અવસાનદિન છે. આ દિવસે જ મૃત્યુપારના અસ્તિત્વની ઝાંખી થઈ હતી. એને માત્ર અંતરથી અનુભવી શકાય. વ્યાખ્યામાં અને વિવેચનામાં બાંધી ન શકાય. જીવનની નદી તો સદાય વહેતી ને વહેતી જ રહે છે. એને ઘડામાં બાંધી પાણિયારે મૂકી શકાતી નથી. જે આપણી મર્યાદિત દૃષ્ટિથી દૂર થયાં તેમને કહીએ: આ મર્ત્ય ક્ષિતિજની પાર વધુ વિશાળ, વધુ તેજોમય, વધુ આનંદમય લોકે વિહરો. અમારો સ્નેહ, અમારી પ્રાર્થના તમારી સાથે જ છે. કશી આસક્તિ અને મમતાનું બંધન તમને ન નડો. તમારી શાંતિ અને મુક્ત પ્રીતિનો પ્રવાહ અમ ભણી વહેવા દો!

ભાઈ, તમે તો કૃષ્ણના રંગે રંગાઈ રહ્યા છો. ફોન પરની વાતમાં ફોરમ હતી. અસ્તિત્વને ક્યાંય અંત નથી. કાળી રાત પણ ઊજળા પ્રભાતની પૂર્વતૈયારી જ હોય છે. એક બંગાળી પદ યાદ આવે છે. કાલીકીર્તન

*– જે દેશે રજની નાઈ મા,*
*સે દેશેર લોક પેયેછિ.*

–જ્યાં રાત ઢળતી નથી એવી નિત્યપ્રકાશિત ભૂમિમાં રમણ-ક્રમણ-ઉત્ક્રમણ કરતા રહો.

ઈશા સ્નેહ પાઠવે છે.

મકરન્દ

*

**પૂજ્ય બહેનજીને**

*અનંતોની યાત્રા નવનિધિ સમી*
*સૌમ્ય વિતરીઃ કવિકુલ સમું જીવન તરી*
*આત્મગરવી*
*ભગવત-કલા વ્યોમ વિતરી*
*ગિરા ભક્તિપ્રેમે*
*રસબસ વહી*
*ધન્ય વિરલા!*

રાજકોટ
તા. ૧૪-૨-૨૦૦૦ હિમાંશુ ભટ્ટ

*

*જિંદગી પણ કેવી કમાલ છે!*
*પહેલાં*
*આંસુ આવતાં ત્યારે*
*બા યાદ આવતી*
*ને આજે*
*બા યાદ આવે છે ને*
*આંસુ આવી જાય છે!*

તા. ૧-૨-૨૦૦૦ સુચિરા

□

## આસ્વાદ :

### ચૂર ચૂર મકરન્દા...

રાધેશ્યામ શર્મા

**ઘટમાં**

*સાંયાજી, કોઈ ઘટમાં ગહેકે ઘેરું*
*બાવાજી, મુંને ચડે સમુંદર લ્હેરું*
*ચકર ચકર વંટોળ ચગ્યો જી*
*ઈ તો ચગ્યો ગગનગઢ ઘેરી*
*નવલખ તારા ડૂબ્યા ડમરિયે ને*
*તરી રહી એક ડેરી*
*ઓ હો સાંયાજી, મારું હેત વધે ને માંહી*
*સુંદર મૂરતિ હેરું*
*ખોબો ધૂળનો કૂબો બણાયો ને*
*બૌત હુઆ ખુશ બંદા*
*એક ધણીએ લગાયા ધક્કા*
*ચૂર ચૂર મકરન્દા*
*ઓહો સાંયાજી, મારા કણ કણ કારી*
*દમ દમ વરસી મ્હેરું*
*અકલ કલા મારા હિરદે ઊગી*
*અચરત રોજ અપારા*
*મુઠ્ઠીભર રજકણમાં રમતા*
*અલખ અલક લખતારા*
*ઓહો સાંયાજી, મારે પગલે પગલે*
*પિયનું હવે પગેરું.*
*('અમલપિયાલી', પૃ. ૧૨૧)*

**મકરન્દ દવે**

'ઘટમાં' શીર્ષક વાંચતાં જ પિંડ-બ્રહ્માંડ અને ઘટાકાશ-મહાકાશના સાહચર્ય-સંસ્કારો, ઉદ્ભાસી ઊઠે. વળી ઘટ સાથે પ્રાસનાતે 'ઘૂંઘટ કા પટ ખોલ રે તોહે પિયા મિલેંગે' – જ્યૂથિકા રેની જૂની ગીતરેકર્ડ પણ ચિદ્‌ઘનગર્ભમાં ઝીણી ઝીણી બજી રહે...

પ્રથમ પંક્તિમાંનું સંબોધન સ્વામી ઉર્ફે સાંયાજીને અને પછીની પંક્તિમાં બાવાજીને ઉદ્દેશીને આવે છે એ ભાવકને પ્રાચીન ભજનપરમ્પરા સાથે તરત જોતરી આપે.

પણ ઓલ્યા ઘટમાં કાં'ક બન્યું છે અને પરભુજી સમા સૈંયાજીને કથવા ઊર્મિ ઉછાળા મારે છે. ઘટમાં પરથમ કો'ક ઘેરું ઘેરું ગહેકી રહ્યું છે, ગર્જી રહ્યું છે, મહેકી રહ્યું છે અને પછી ફટાક દઈને કહેવાઈ જાય છે, બાવાજી, મુંને ચડે સમુંદર લ્હેરું.

વ્યષ્ટિપિંડમાં ના સમાય અને બૃહત્ બ્રહ્માંડ પર્યંત ઝોલે ચઢાવે એવા oceanic experienceની અહીં જિકર છે. કોઈને સાપ ચડે, કોઈને વીંછીડંખ ચડે જ્યારે અહીં મુમુક્ષુ ચેલાજીને સમુંદરની લ્હેરું ચઢી છે ! આવો માંહ્યલો ડંખ મોક્ષગામી બનાવે. ઘેઘૂર ઘેનમાં ઘોંટાડી પાછો ચેતનાની જાગૃતિયે ઝણઝણાવે... 'અમલ-પિયાલી'નો પરચો નહીં તો બીજું શું?

પ્રથમ અંતરામાં ચગીને ઊડતો 'ચકર ચકર વંટોળ' બહારનો સ્થૂળ વંટોળ જ નથી, આંતરિક સૂક્ષ્મ ચક્રોની સંકુલ ચહેલપહેલ પણ સંકેતે છે... વંટોળની ફાળ પિંડથી જાણે બ્રહ્માંડ સુધીની ના હોય! એની ચિત્રાત્મક ગતિ 'ઈ તો ચગ્યો ગગનગઢ ઘેરી'માં તાદૃશ બની આવી.

ગગનગઢ ઘેરાયા બાદ આભલાના નવલખ તારા પણ ડમરીમાં ડૂલી-ડૂબી ગયા ને શેષમાં, 'તરી રહી એક ડેરી' (અહીં 'દેરી' લખવું યોગ્ય હતું કેમ

કે 'ડેરી' સાથે દૂધની ડેરીનો અધ્યાસ પ્રબળ હોય).

હવે ગીતમાં 'ઓહો સાંયાજી'નું સંબોધન પ્રવેશે છે જે સાદ્યન્ત સમુચિત સ્થાને ઝળકતું આવે છે. 'ઓહો' તો પૂર્વોક્ત દરિયાઈ દિવ્યાનુભૂતિનો સંપૃક્ત વિસ્મયપર્યાય છે. હેતના વધવા સાથે માંહી સુંદર મૂરતિ હેરવાની ઘટ-ઘટના શું સૂચવે છે? નિરાકાર નિરંજન તત્ત્વ ચારુ આકૃતિમાં સાકાર!

સાધક ગમે તેટલો ગગનગઢ ઊંચેરો ઊડે તોયે ધરતીની ધૂળપ્રીતિથી વછૂટતો નથી. પણ અહીં દિવ્ય દરિયાઈ સ્વાનુભવની પૂર્વરંગદશા અથવા સમાધિદિશાની પ્રક્રિયા લેખે બીજા અંતરાને પામીએ. માત્ર ખોબો ધૂળનો કૂબો બણાયો ('બનાયો' લખી શકત, પણ 'બણાયો'ના પ્રયોગથી કૂબાનો ધૂળિયો બણબણાટ ધ્વનિબદ્ધ થઈ શક્યો છે). તો બંદા બન્યુ બૌત ખુશ હુઆ – જૈસે મુગમ્બો ખુશ હુઆ ! પણ સાંયાજી ઉર્ફે ધણીએ લગાયા ધક્કા તો ક્યા હુઆ?

**'ચૂર ચૂર મકરન્દા'.**

વાહ! આ પંક્તિ મમળાવવી ગમે, 'ચૂર ચૂર મકરન્દા.' ધક્કો લાગ્યો, શૉકથેરાપી સૈંયાજીની એવી કારગત નીવડી કે 'મારા કણ કણ કારી, દમ દમ વરસી મ્હેરું'. અહમ્‌રૂપના કણકણ દ્વારુણ કચરપચ્ચર થયા વના શ્વાસ શ્વાસ પર મહેરની વર્ષા નથી થતી.

અહીં તો સાંયાજીની, સદ્‌ગુરુની, પરભુજીની મ્હેરુંની મહોર વાગી હોય એમ અંતિમ અંતરો કે'છે જી રે...

ભાષાકર્મની દષ્ટિએ પણ આંતરો લક્ષ્યકર્પક છે. (ગો. મા. ત્રિપાઠીનું લક્ષ્યાલક્ષ્ય પ્રકરણ જાણે આળસ ખંખેરી ખડું થઈ રહ્યું.)

અકલ કલા-અલખ-અલક લખતારા જેવા શબ્દના અધ્યાસો અતીન્દ્રિય આલમની આહલેક પોકારે. 'અચરજ'ને બદલે 'અચરત રોજ અપારા' વર્ણન પણ સાહેદી પૂરે છે કે અકલ કલા સાધકના હિરદે તત્ક્ષણે તો ઊગી જ છે, નકર આવું બીજમાં, બ્રહ્માંડદર્શન નોં થાય. આવી પંક્તિઓને અર્થઘટનની તોડફોડથી ના અભડાવાય. પરખન્દા મકરન્દાની પઠ્યમ મર્મમાં મમળાવાય.

*મુઠ્ઠીભર રજકણમાં રમતા*
*અલખ અલક લખતારા*
*ઓહો સાંયાજી, મારે પગલે પગલે*
*પિયનું હવે પગેરું*

તોયે પ્રતીપગતિક ચિત્ત ચીંધ્યા વગર જંપતું નથી કે પોતાના પગલે પગલે પિયનું પગેરું પામનારા એ અલખના લખતારાની અલકલટ પણ માણી પ્રમાણી લાગે છે! ઘૂંઘટ કા ઘટપટ ખુલ ગયા તો મળ્યું અશુંકશું પિયનું પગેરું....

અમદાવાદ, ૧૯-૨-૨૦૦૦

# મહાકવિ માઘનું ગિરનારવર્ણન

મનસુખલાલ સાવલિયા

સંસ્કૃત સાહિત્યમાં સુંદરતાની વ્યાખ્યા આપતી એક અત્યંત પ્રસિદ્ધ પંક્તિ છે : क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः। જે વસ્તુ ક્ષણે ક્ષણે નૂતનતા ધારણ કરે છે, તે જ રમણીયતાનું ખરું સ્વરૂપ છે. કેવી સુંદર, યોગ્ય અને વાસ્તવિક છે આ વ્યાખ્યા ! સુંદરતામાં નિત્યનવીનતા ભરેલી હોય છે, જેને જોતાં મનને કે નયનને કદી તૃપ્તિ ન થાય અને જ્યારે જ્યારે તેને નિહાળીએ ત્યારે ત્યારે તેમાં નવું જ આકર્ષક અને મોહક લાલિત્ય ઊભરાતું દેખાય તે જ સાચું સૌંદર્ય છે. આ વ્યાખ્યા આપી સંસ્કૃત ભાષાના કવિ માઘે તેના शिशुपालवध નામના લોકપ્રિય મહાકાવ્યમાં, જેને માટે माघे सन्ति त्रयो गुणाः એવું સ્તુતિવાક્ય સર્વવિદિત છે. આ પંક્તિમાં જેની સુંદરતાનું વર્ણન કરવામાં આવ્યું છે તે છે સૌરાષ્ટ્રની ધરતીનો શિરમોર ગિરનાર પર્વત! માઘના સમયમાં તેને રેવતક કહેવામાં આવતો. માઘે તેની ભવ્યતા, દિવ્યતા અને સુંદરતાને તેટલી જ ભવ્ય અને સુંદર વાણીમાં ગાઈ છે. શિશુપાલવધના ચોથા સર્ગમાં આ ગિરનાર પર્વતનું જ વર્ણન છે. શ્રીકૃષ્ણનું સૈન્ય શિશુપાલને હરાવવા અને મારવા માટે દ્વારકાથી નીકળી હસ્તિનાપુર તરફ પ્રયાણ કરે છે. તેના માર્ગમાં માઈલોના વિસ્તારમાં પથરાઈને પડેલો આ ગિરનાર આવે છે, અને મહાકવિને તેની મોહકતાને વાણીમાં મઢી લેવાની તક મળે છે.

પર્વતનાં વર્ણનોનો તો સંસ્કૃત સાહિત્યમાં તોટો નથી. પોતાની પ્રતિભા પ્રમાણે કવિઓએ પાષાણમાં સુંદરતા પૂરી છે. પરંતુ ગિરનારનું વર્ણન માઘ સિવાય કોઈએ કરેલું નથી એ દૃષ્ટિએ પણ તેનું મહત્ત્વ ઘણું જ વધી જાય છે. સામાન્ય રીતે કહેવાય છે કે "ડુંગર દૂરથી રળિયામણા" લાગે છે, નજીકથી જોતાં તે વરવા, ભયાનક અને વિષમ જણાય છે. પણ ગિરનારની બાબતમાં આ કહેવત ખોટી પડે છે. તે જેટલો દૂરથી સુંદર અને ચિત્તાકર્ષક લાગે છે તેનાથી વધારે મોહક તે પાસેથી જોતાં જણાય છે. માઘનું આ વર્ણન વાંચતાં એમ થાય છે કે કવિએ ગિરનારની અનેક વાર યાત્રા કરી હશે. તેણે તો ગિરનારનું મન ભરીને પાન કર્યું હશે તેની તળેટીમાં બેસીને, દુર્ગમ વનોમાં વિહાર કરીને, તેની ઉપત્યકાઓ ઉપર ઊભા રહીને, તેનાં શિખરો ઉપર ચઢીને, કલકલ નાદે વહેતા ઝરણાના રસની મધુરતા માણીને, પર્વતની ભૂમિને રજતમય બનાવી દેતા ચંદ્રની ધવલ ચાંદનીમાં પ્રિયતમાની સાથે અનેક રાત્રિઓ ગાળીને કવિ માઘે તો ગિરનારની સુંદરતાનું ધ્યાન ધર્યું લાગે છે!

તેનાં સંખ્યાબંધ શિખરો, અને તેનો પ્રલંબ વિસ્તાર જોઈ, કવિ તેની સાક્ષાત્ બ્રહ્માની સાથે સરખામણી કરતાં કહે છે :

*सहस्रसंख्यैर्गगनं शिरोभिः*
*पादैर्भुवं व्याप्य वितिष्ठमानम् ।*
*विलोचनस्थानगतोष्णरश्मिं*
*निशाकरं साधु हिरण्यगर्भम् ॥*

હજારો મસ્તકોથી આકાશને અને હજારો પગથી પૃથ્વીને ઘેરીને ઊભેલો, સૂર્ય અને ચંદ્ર જેનાં નેત્રો બન્યાં છે તેવો અને જેના ગર્ભમાં હિરણ્ય (સોનું) છે એ ગિરનાર ખરેખર હિરણ્યગર્ભ બ્રહ્માના જેવો લાગે છે.

તેની ઊંચાઈનું વર્ણન કરવામાં કવિની કલ્પના અત્યંત રોચક બની છે. એક ઉપર બીજી એમ અનેક વિશાળ શિલાઓ તેમાં ખડકાયેલી છે અને તેના ઉપર

વાદળાંઓના ચંદરવાઓ બાંધ્યા છે, તેથી ગિરનાર જાણે કે સૂર્યના માર્ગને રોકવા માટે વિંધ્યાચળ જેવો દેખાય છે. ઊંચાઈમાં અને વિપુલ સમૃદ્ધિમાં તે પુરાણપ્રસિદ્ધ સોનાના પર્વત મેરુની હરીફાઈ કરે છે.

*मुदे मुरारेरमरैः सुमेरोरानीय*
*यस्योपचितस्य शृंगै :।*

મુરારિ શ્રીકૃષ્ણના આનંદને માટે દેવોએ મેરુ પર્વત ઉપરથી સમૃદ્ધિ અને વૈભવ લઈ આવીને ગિરનારનાં શૃંગોને બરાબર સજાવ્યાં છે. ગિરનાર જેવો ગગનગામી છે એવી જ ગગનગામી કલ્પના છે માઘની! ચંદ્ર અત્યંત સુંદર છે એટલે રમણીના સુંદર-અત્યંત રૂપાળા મુખને ચંદ્રની સાથે સરખાવવામાં આવે છે. પણ તેમાં દોષ એ આવે છે કે ચંદ્રની અંદર કલંક છે. પરંતુ ગિરનારનાં ઉન્નત શિખર ઉપર ચડીને જેઓ ચંદ્રને જુએ છે તેમને આ દોષ દેખાતો નથી, કારણ કે ગિરનારનું શિખર ચંદ્રથી પણ ઊંચું છે. એટલે તેની બીજી કલંકરહિત બાજુ જ ત્યાંથી દેખાય છે.

*पाश्चात्यभागमिह सानुषु सन्निषण्णाः*
*पश्यन्ति शान्तमलसान्द्रतरांशुजालम् ।*
*संपूर्णलब्धललनालपनोपमान-*
*मुत्सङ्गसङ्गिमहरिणस्य मृगाङ्कमूर्तेः ॥*

આ ગિરનારનાં શિખરો ઉપર બેઠેલાં લોકો, જેના ખોળામાં હરણ છે, તેવા ચંદ્રના કલંક વિનાના અને નિર્મળ કિરણોવાળા પાછળના ભાગને જ જુએ છે ત્યારે પોતાની પ્રિયતમાના મુખની સાથે કરવામાં આવતી સરખામણી સંપૂર્ણ થયેલી લાગે છે. કેવો મજાનો છે આ કલ્પનાવૈભવ?

ગિરનારની રત્નસમૃદ્ધિ અને સુવર્ણનું પણ કવિ માઘ મનભાવન ભાષામાં વર્ણન કરે છે. જાણે કોઈ મોટો ધનાઢ્ય વેપારી હોય તેવાં ગિરનારનાં શિખરોમાં રત્નોના ભંડાર ભર્યા છે. તેનું તેજ આકાશમાં વિસ્તરે છે અને લોકો આ વેપારી પાસેથી અસંખ્ય મનગમતાં રત્નો ખરીદે છે. તેમાં વાંસડાના અંકુર જેવા નીલ રંગનાં રત્નો થાય છે. તેની ઝળહળતી વાદળી રંગની પ્રભાથી ગિરનારની ઉપરનું આકાશ એવું વ્યાપ્ત થઈ જાય છે કે ત્યાંથી પસાર થતી દરેક વસ્તુ તેના રંગે રંગાઈ જાય છે. સૂર્યના રથનું આ વર્ણન જોઈએ.

*विभिन्नवर्णा गुरुडाग्रजेन*
*सूर्यस्य रथ्या परितः स्फुरन्त्याः ।*
*रत्नैर्पुनर्यत्र रुचा रुचं स्वा*
*मानिन्यिरे वंशकरीरनीलैः ॥*

સૂર્યોદય વખતે, સૂર્યના ઘોડાઓ જે સફેદ છે, તે અરુણના તેજને લીધે લાલ રંગના બની જાય છે. પરંતુ આ રથ ગિરનાર ઉપર આવે છે ત્યારે ત્યાં થતા વાંસડાના અંકુરના જેવા નીલ રંગનાં રત્નોના ઉપર ફેલાતા પ્રકાશને લીધે પાછા પોતાના મૂળ રંગને પામે છે.

ઘનશ્યામ શિલાઓ, અને સુવર્ણથી ચમકતી ભૂમિ ઉપર અહીં તહીં પીળું ઘાસ ઊગી નીકળેલું હોવાથી આ ગિરનાર પીતાંબર પહેરેલા શ્રીકૃષ્ણના જેવો શોભે છે.

*वहति यः परितः कनकस्थलीः*
*सहरिता लसमाननवांशुकः ।*
*अचल एष भवानिव राजते*
*सहरि तालसमाननवांशुकः ॥*

જેની ચારે બાજુ સોનાની ભૂમિ છે, અને જેના ઉપર પીળું ઘાસ ઊગેલ છે, તે નવીન તેજનાં કિરણો રેલાવતો ગિરનાર પર્વત, હરિતાલ દ્રવ્યના જેવાં પીતામ્બર ધારણ કરેલા શ્રીકૃષ્ણના જેવો શોભી રહે છે.

આ ગિરનાર ઉપર રાત્રિમાં પણ એક અજબ ઘટના બને છે અને તેમ બનવાનું કારણ પણ તેની સોના-રૂપાની શિલાઓ અને અનેક પ્રકારનાં તેજસ્વી રત્નોનો સમૂહ જ છે. કમળ, સૂર્યના પ્રકાશમાં જ ખીલે છે, પણ અહીં તો અસંખ્ય કમળ ચંદ્રના તેજમાં પણ

પૂરેપૂરાં ખીલે છે – પ્રફુલ્લે છે. શી રીતે?

*भिन्नेषु रत्नकिरणै किरणेष्विहेन्दो*
*रुच्चावचैरुपगतेषु सहस्रसंख्याम् ।*
*दोषापि नूनमहिमांशुरसौ किलेति*
*व्याकोशकोकनदतां दधते नलिन्यः ॥*

આ પર્વતમાં ચંદ્રનાં કિરણો, અહીં રત્નોનાં કિરણો સાથે મળી જઈ, તેમ જ નાનાંમોટાં શિખરો ઉપર પડી, હજારોની સંખ્યામાં વધી જાય છે, તેથી રાત્રિમાં પણ ચંદ્રને "ખરેખર આ સૂર્ય જ છે" એમ માની, નલિનીઓ, પોતાના કમળરૂપી મુખને વિકસાવીને જોઈ રહે છે.

સંસ્કૃત સાહિત્યની પરંપરામાં, ચંદ્રને જોઈને દ્રવતા ચંદ્રકાન્તમણિઓ અને સૂર્યને જોઈને સળગી ઊઠતા સૂર્યકાન્તમણિઓની વાતો અને વર્ણનો ઘણાં મળે છે, પણ આવા એકવિધ નીરસ વર્ણનથી દૂર જઈ, હૃદયસોંસરવી ઊતરી જાય તેવી રીતની રજૂઆત માઘ જેવા કોઈ પ્રતિભાસંપન્ન કવિ જ કરી શકે છે. જૂનાગઢના કોઈ ઊંચા મિનાર ઉપર ચડીને ગિરનારનાં શિખરોની હારમાળા નિહાળતા હોઈએ ત્યારે કવિ માઘની આ શ્લોકની યથાર્થતા અને સરસતા આપણને મુગ્ધ કરી દે તેવી છે.

*सायं शशाङ्ककिरणांहतचन्द्रकान्त*
*निस्यन्दि नीरनीकरेण कृताभिषेकाः ।*
*अर्कोपलोल्लसितवह्निभिरह्नितप्ताः*
*स्तीव्रं महाव्रतमिवात्र चरन्ति वप्राः ॥*

સાંજે ચંદ્રનાં કિરણોથી ચંદ્રકાન્તમણિઓ દ્રવે છે અને તેમાંથી નીતરતા જળનો ગિરનારનાં શિખરો ઉપર અભિષેક થાય છે, જ્યારે સૂર્યના તાપમાં સળગી ઊઠેલા સૂર્યકાન્તમણિઓની અગ્નિજ્વાળાઓ પ્રગટાવી જાણે કે આ બધાં શિખરો કોઈ કઠિન મહાવ્રત કર્મ હોય તેવું લાગે છે.

પ્રભાતના ગિરનારનું એક બીજું ચિરસ્મરણીય રોચક વર્ણન કવિ માઘ કરે છે તેને એક મદોન્મત્ત હાથી સાથે સરખાવીને!

*उदयति विततोर्ध्वरश्मिरज्जा वहिमरुचौ हिमधाम्नि*
*याति चास्तम् ।*
*वणति गिरिस्यं विलम्बिधण्डाद्वयपरिवारित-*
*वारणेन्द्रलीलाम् ॥*

સવારમાં જ્યારે કિરણોરૂપી દોરડાને ઊંચે ફેંકતો સૂર્ય ઊગે છે, અને તે જ વખતે કિરણોની દોર લંબાવતો ચંદ્ર આથમવાની તૈયારી કરે છે, ત્યારે આ પર્વત જેની બન્ને બાજુ ઘંટ બાંધ્યા હોય તેવા મોટા હાથીની શોભા ધારણ કરે છે.

ગિરનારની વનશ્રી પણ એટલી જ સમૃદ્ધ છે. તેમાં અનેક પ્રકારનાં વૃક્ષો થાય છે. ભાતભાતનાં ફૂલ ખીલી ઊઠે છે. વિવિધ વેલીઓ મંદ પવનમાં ઝૂલે છે. પક્ષીઓનો કલરવ અને ભમરાઓનો ગુંજારવ વાતાવરણને ભર્યું ભર્યું બનાવે છે. તો ઘણે ઠેકાણે એવાં ઘાટાં જંગલો છે કે સૂર્યનાં કિરણોને પણ પ્રવેશવાની મનાઈ ! ગિરનારના આ વનવૈભવમાંના યૌવનને ઝૂલે ઝૂલતી અને પ્રસન્ન દામ્પત્યજીવન માણતી આ વેલીઓનું દશ્ય કવિ કુશળતાથી ઝડપી લે છે.

*वनस्पतिरुकन्धनिषण्णबालप्रवालहस्ता प्रमदा इवात्र ।*
*पुष्पेक्षणैर्लम्भितलोचकैर्वा मधुव्रतव्रातवृतैर्व्रतत्यः ॥*

પ્રિયતમ વૃક્ષના ખભે થડ ઉપર પોતાના કોમળ પાંદડારૂપી હાથ મૂકીને, અને ભમરાઓના સમૂહરૂપી અંજન પોતાની પુષ્પરૂપી આંખોમાં આંજીને, નમણી વેલીઓ શૃંગાર સજેલી રમણીના જેવી શોભે છે. તેમ જ–

*यदेतदस्यानुतटं विभाति वनं ततानेकतमालतालम् ।*
*न पुष्पितात्र स्थगितार्करश्मावनन्तताने*
*कतमालताउलम् ॥*

આ પર્વતના વચ્ચેના પ્રદેશના ઉપર તમાલ અને તાલવૃક્ષોનું ચોમેર વિસ્તરેલું ગાઢ વન સોહામણું લાગે

છે, જેમાં સૂર્યનાં કિરણો પણ અટવાઈ જાય છે. એવા આ વનમાં એવી કઈ વેલ હશે જે પૂરી ખીલેલી નહિ હોય ? અર્થાત્ બધી જ વેલીઓ ફૂલોથી નમી પડી છે.

આ ગિરનાર ઉપરથી ઊતરતી નદીઓ, શિલાઓમાંથી ઝરતી પાણીની ધારાઓ અને પાષાણની કુદરતી દીવાલોમાં પુરાયેલ સરોવરજળ, આ બધાની આગવી શોભા અને વિવિધ સૌંદર્ય તો હોય છે જ. તેમાં વળી કવિ માઘની કલમની મોહિની એમાં મળે છે, એટલે દૃશ્યોની ચારુતા વધારે આકર્ષક બને છે. ઊંચી શિલાઓ ઉપરથી ચારેબાજુ સ્ફટિક જેવું નિર્મળ પાણી પડે છે, તે એવું લાગે છે કે ગિરનારે આકાશને ચંદ્રકિરણોરૂપી હાથથી ઝાલી રાખી, શિખરો રૂપી મસ્તકથી ઊંચે ધારણ કરી રાખ્યું છે, પણ જાણે કે આ આકાશ જ પાણીના રૂપમાં પર્વતના તટ ઉપર પડી રહ્યું છે.

તો વળી, કોઈ સ્થળે પડતું પાણી રંગબેરંગી દેખાય છે.

*प्राग्भागतः पतदि ह्येदमुपत्यकासु*
*शृंगारितायतमहेम्भकराभमम्भः ।*
*संलक्ष्यते विविधरत्नकरानुविद्धं*
*मूर्ध्वप्रसारितसुराधिपचापचारु ॥*

ખૂબ ઊંચેથી પર્વતના ઉચ્ચ પ્રદેશ ઉપર પડતું,શણગારેલ મોટા હાથીની સૂંઢ જેવું નીલરંગી પાણી, ગિરનારમાં થતાં વિવિધ રત્નોની સાથે એકરૂપ થવાથી મેઘધનુષ્યના જેવું સુંદર લાગે છે.

પરંતુ ગિરનારનું હૃદયંગમ વર્ણન ત્યારે બને છે, જ્યારે કવિ માઘ, તેનું નદીઓના વત્સલ પિતા તરીકેની સ્થિતિનું આલેખન કરે છે.

*अपशङ्कमङ्कपरिवर्तनोचिंताश्चलितां पुरः पंतिमुपेतुमात्मताः ।*
*अनुरोदितीव करुणेन पत्रिणां विरुतेन वत्सलतयैप निम्नगः ॥*

અત્યાર સુધી પોતાની ગોદમાં ખેલેલી, પોતાની પુત્રી નદીઓ આજે ખરેખર ઉંમરલાયક થવાથી પોતાના પતિ સાગરને મળવા માટે આગળ જાય છે, અને પિતા ગિરનારની રજા માગે છે. પુત્રીના વિયોગમાં આ કઠોર પાષાણહૃદયનો અડીખમ પિતા પણ આજ પીગળી જાય છે, અને પક્ષીઓના કલરવરૂપી કરુણ સ્વરથી રડવા લાગે છે ! પોતાની પુત્રીને થોડા સમય પહેલાં જ સાસરે વળાવી હોય એવો કોઈ પિતા ગિરનારની તળેટીમાં આવીને તેને નિહાળે અને જો તે કવિહૃદય હોય તો આ વર્ણનમાં તેને કેવી આત્મીયતા લાગે !

આધુનિક કિંમતી કૅમેરા જુદા જુદા દૃષ્ટિકોણથી એક વસ્તુનાં અનેક દૃશ્યો ઝડપે છે. પરંતુ તેની યંત્રકલાને મર્યાદા છે. તે હોય અથવા દેખાય તેવું જ દૃશ્ય કચકડામાં મઢી શકે અથવા તેમાં અમુક કક્ષાએ જ ફેરફાર કરી શકે. પરંતુ મહાકવિ માઘના મનરૂપી મૂવી કૅમેરામાં દૃશ્યો ઝડપવામાં નથી પડતી તેને કોઈ મુશ્કેલી કે નથી તેને કોઈ મર્યાદા ! કલ્પનાની ચાંપ દબાવી કે સુંદર અવનવાં દૃશ્યોની હારમાળા સરજાતી જ જાય. વિવિધ ઢંગમાં, નવા રૂપરંગમાં, ગિરનાર પર્વતનાં આંખને ગમી જાય અને મનમાં વસી જાય તેવાં કલાત્મક રંગીન ચિત્રોનું કવિ માઘનું આ દર્શનીય 'આલ્બમ' આપણા સંસ્કૃત સાહિત્યનો મૂલ્યવાન વારસો છે.

□

પ્રીતિ સેનગુપ્તા

### કાગળ-સઘળું કે કૈં નહીં

વર્ષો પહેલાં યંત્રયુગ કહી વખોડ્યો હતો તે કાળ, જુઓ તો ખરાં, હવે તો કેવો આકરો બની ગયો છે. હવે તો ડગલે પગલે મશીન, શ્વાસે શ્વાસે મશીન; અરે, શબ્દે શબ્દે પણ મશીન જ છે ને. શું નથી થતું બધું લખવાનું કામ હવે કમ્પ્યુટર પર ? અનેક ભાષાઓના 'ફૉન્ટ-ટાઇપ' પાછલાં કેટલાંક વર્ષોથી શોધાઈ ચૂક્યા છે, અને હવે તો એ સમય આવ્યો છે કે જ્યારે લખવા માટે આંગળાં નહીં, પણ કેવળ ટેરવાં વપરાય છે.

મારે માટે તો આ પરમ કષ્ટનો કાળ છે. આધુનિકતાના માર્ગ પર, પ્રગતિ પ્રતિ પહેલેથી પાછળ રહેલી હું હવે તો રીતસર પછાત કહેવાય એ અવસ્થા પર અટકેલી છું. એકવીસમી સદીમાં જે જુનવાણી કહેવાશે, તેમાંની હું એક છું; તથા મશીન ઉપર – એટલે કે કમ્પ્યુટર ઉપર – ગુજરાતી નહીં લખવાનો જે અભિગમ દુરાગ્રહ તરીકે ઓળખાશે, તે હું ધરાવું છું !

હું આ અણી પર અડગ છું, ને રહીશ, કારણ કે કાગળના સામીપ્ય અને સ્પર્શ માટેનું મારું આકર્ષણ આ જિંદગીમાં ઘટવાનું નથી.

'કાગળ' વિષે વિચાર કરતાં પછી એને વિષે થોડું સંશોધન કરવામાં પણ રસ પડ્યો. જ્યારે કાગળના ઇતિહાસ વિષે વાંચ્યું ત્યારે ખ્યાલ આવ્યો કે વિશ્વના વિભિન્ન સમાજોમાં જ્ઞાન, ધર્મ વગેરે ફેલાવવામાં, તેમ જ અમુક દેશોની પ્રગતિમાં, કાગળ અંગેની જાણકારી કેટલી કારણભૂત થઈ હતી.

સૌપ્રથમ, બે હજારથી વધારે વર્ષ પહેલાં ચીનમાં કાગળ શોધાયો હતો. એ પછી હજાર વર્ષ વીતી ગયાં ત્યારે કાગળ યુરોપમાં પહોંચ્યો. એ દરમ્યાન કાગળની ગતિ ચીનની બહાર તરફ ઘણી ધીમી હતી. જેમ જેમ ચીની વેપાર-વણજારો બહાર જતી ગઈ, ને જેમ જેમ બીજા દેશો ચીન પર ચડી આવતા ગયા, તેમ તેમ કાગળ અંગેની માહિતી અન્યત્ર પહોંચવા લાગી. આ રીતે જાપાન, કોરિયા, ને મધ્ય-એશિયા કાગળથી પરિચિત બન્યાં. આઠમી સદીમાં ઇસ્લામના પ્રસરણ સાથે, આ પરિચિતતા ઇરાક, સિરિયા, ઇજિપ્ત ને ઉત્તર આફ્રિકા થતી થતી સ્પેઇન એટલે કે દક્ષિણ યુરોપમાં પ્રવેશી. આ ભૌગોલિક પ્રયાણમાં કાગળની જાણકારી સાથે શબ્દો અને પર્યાયો પણ હતા. જેમ કે આજનો 'રીમ' શબ્દ મૂળ અરબી 'રિઝ્મા' પરથી, ને પછી સ્પૅનિશમાં 'રેસ્મા' થઈને આવ્યાનું મનાય છે.

આઠમીથી ચૌદમી સદીના ગાળામાં કાગળ અંગેની માહિતી અને કાગળ બનાવવાની આવડત આખી દુનિયામાં પ્રસરી ગયાં, તથા વિભિન્ન ક્ષેત્રો-કળા, સાહિત્ય, ગણિત, વિજ્ઞાન, વેપાર ઇત્યાદિ-માં પ્રચંડ પરિવર્તનો દાખલ કર્યાં. બગદાદના ખલીફ હારુન-અલ – રશીદની સલ્તનતથી બધાં સત્તાવાહી રુક્કા અને ફરમાનો કાગળ પર લખાવાં શરૂ થયાં; પુસ્તકાલયો અને પુસ્તકોની દુકાનો ખૂલવા માંડ્યાં. પયંગબરનાં કથનો કલમ દ્વારા કાગળ પર ઊતર્યાં, તેમ જ 'એક હજાર ને એક અરબી રાતો' જેવી રોમાંચક વાર્તાઓ પુસ્તકાકાર પામી અનેક લોકો સુધી પહોંચતી થઈ. નવમી સદીમાં તૈયાર થયેલી આ હસ્તપ્રતના જર્જરિત અંશ આજે શિકાગોના ઑરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટમાં પ્રદર્શિત થયેલા છે.

આ પાનાં શેતૂર જેવાં ઝાડની છાલની લાંબી પ્રક્રિયા પછી બનાવેલા કાગળનાં છે. ચીનમાંથી આ પ્રથા દુનિયાને મળેલી. એને માટે ચીનમાં 'ગુ-શિ' જેવો શબ્દ હતો. એ પરથી અરબીમાં 'કાઘદ' જેવો શબ્દ આવ્યો, ને એમાંથી ઘસાઈને આપણને 'કાગળ' મળ્યો છે. ચૌદમી સદીથી અંગ્રેજીમાં 'પેપર' શબ્દ વપરાઈ રહ્યો છે, જેની મૂળ ધાતુ લૅટિનમાં 'પેપાઇરસ'માં છે. વળી 'પેપાઇરસ' નામનું પાતળું ઘાસ નાઇલ નદીનાં કાદવિયાં ભાઠાંમાં સદીઓથી ઊગતું આવ્યું છે. જો સરખાં હવા-પાણી મળે તો એ પાંચ મીટર ઊંચું ઊગે છે, ને એના સાંઠાનો ઘેરાવો બે ઇંચ જેટલો પુષ્ટ થઈ શકે છે. આની પાતળી પટ્ટીઓ બાજુ બાજુમાં અને એકમેકની ઉપર મૂકી, પછી એને ઠોકી ઠોકીને સપાટ કરી 'પેપાઇરસ'ના લંબચોરસ 'કાગળ' બનાવવામાં આવતા. પણ આ પ્રથા શેતૂરની છાલના કાગળ જેટલી લોકપ્રિય, કે કાર્યદક્ષ, ક્યારેય ના બની.

ઘેટાં-બકરાંની ત્વચા સાફ કરી, ભીની કરી, ખેંચી એમાંથી બનાવાયેલા ચર્મપત્ર પર આરંભ-કાળનું 'કુર્આન' ઉતારવામાં આવતું. એને આ નવી જાતના 'કાગળ' પર લખવા પ્રત્યે પહેલાં થોડો વિરોધ પણ થયેલો. સાવ અજાણી એવી વાત હતી ને. પણ પછી તો એ લખાવા માંડ્યું, એટલું જ નહીં, પણ કળાત્મક અને ખૂબ સુંદર એવી 'કુફિક', 'નકશી' વગેરે લેખન-લિપિ પણ વિકસી.

અગિયારમી સદીમાં જથ્થાબંધ કાગળ બનાવવા માટે ઝપાટાબંધ કારખાનાં ખૂલવા લાગ્યાં. આજના મોરૉક્કોના ફૈઝ શહેરમાં જ બારમી સદીના અંત સુધીમાં કુલ ચાર સો કારખાનાં થઈ ગયેલાં હતાં. સ્પેઇન પણ એની પાછળ જ હતું. રંગ-રંગના કાગળ બનવા માંડ્યા, અને સુતરાઉ દોરા, રેસા વગેરેમાંથી ફૅન્સી પત્રાવલી પણ શરૂ થઈ. ઇટલીએ એક વાર કાગળ બનાવવાનું હાથમાં લીધું, ને જોતજોતામાં એ બીજા દેશોથી આગળ નીકળી ગયું. ચૌદમી સદી પછી તો બધે ઇટાલિયન અને ફ્રેન્ચ કાગળ જ પ્રધાન રહ્યા. આજ સુધી આ બે દેશો કળા-ક્ષેત્રે વિશ્વમાં મોખરે જ છે ને.

આ ચળવળની સમાંતરે યુરોપી કાગળ પૂર્વ તરફ પણ લઈ જવામાં આવતા હતા. આદ્ય-પ્રવાસી માર્કો પોલોને કઈ રીતે ભુલાય? એની પોઠોમાં બીજી ઇટાલિયન ચીજોની સાથે કાગળ પણ હતા, જેના બદલામાં એણે ઇરાક, ઈરાન વગેરે સ્થાનોએથી જાજમો, રેશમ, તેજાના વગેરે મેળવ્યું. એ સ્થાનોમાં પોતાના કાગળ હતા જ – સરસ સફેદ, તથા ખૂબ મોટા પરિમાણના, છતાં યુરોપી કાગળનું આકર્ષણ એમને રહ્યું.

એ જમાનો કુર્આન-લેખનનો સુવર્ણ-કાળ હતો. વીસ ઇંચ બાય ત્રીસ ઇંચ જેવી સાઈઝના પત્ર પર કુશળ લહિયા શાહી તેમ જ પ્રવાહી સોનાથી, ચિત્રાંકન જેવી અરબી લિપિમાં એના મૂળપાઠ લખી ઉતારતા. આવી હસ્તપ્રતો અત્યારે ઘણી વાર જોવા મળી જાય છે – ક્યારેક કોઈ ખાસ પ્રદર્શનમાં, ને લંડનની બ્રિટિશ લાયબ્રેરીમાં તો હંમેશ માટે એ ગોઠવી મુકાયેલી છે જ. આવું કશું જોઉં એટલે મને ઇતિહાસ, ભૂગોળ, ધર્મ, કળા, પ્રવાસ, સાહસ ઇત્યાદિ અનેક બાબતો અદ્ભુત રીતે સંમિલિત થયેલી લાગે; પાંચ સોથી સાત સો વર્ષ, પહેલાંના જીવન-કાળનો ચિતાર મારા મનને અઢેલીને ખડો થતો જાય.

આ મોટાં પાનાંના રિવાજને કારણે બીજી એક શૈલી પણ પ્રચલિત થઈ – કથાનકની સાથે, એની આસપાસ, ઉપયુક્ત રેખાંકન દોરવાની. પાઠ અઘરો હોય તો એની સમજૂતી માટે નાનાં ચિત્રો દોરાતાં; ખગોળશાસ્ત્ર પરના પુસ્તકમાં તારા ને નક્ષત્રો રજૂ થતાં; કે વનસ્પતિશાસ્ત્રની વાત હોય ત્યાં ફૂલ-છોડના નમૂના દર્શાવાતા. પર્શિયન 'લઘુ-ચિત્રો' તરીકે આજે ઓળખાતી શૈલી પણ આ કારણે જ સર્જાઈ.

'શાહનામા' જેવા ચૌદમી સદીના ગ્રંથમાં દરેક પાના પર વિવિધ દશ્યો કેટલી ઝીણવટથી ચિત્રિત થયેલાં જોવા મળે છે. કથા અને કળાના સમન્વયથી યુક્ત આવાં પુસ્તકો 'સુસજ્જિત ગ્રંથો' તરીકે ઓળખાય છે. એ સચિત્ર શૈલી પછીની સદીઓમાં ટકી નહીં, પણ એ ગ્રંથો આજ સુધી અભ્યાસીઓને સમ્મોહિત કરતા રહે છે.

માટીકળા, ધાતુકળા, સ્થાપત્ય વગેરે અન્ય ક્ષેત્રે પણ આ જ સમય-કાળમાં કાગળ વપરાતો થયો. કામ શરૂ કરતા પહેલાં ડિઝાઇન ને પ્લાનનાં આલેખન કરી એમને સુધારવાનો, એમાં ફેરફાર કરવાનો, અને એમને સાચવી રાખવાનો લાભ કળાકારો તથા વિશેષજ્ઞોને મળવા લાગ્યો. છાપખાનાં પણ આ જ અરસામાં ખૂલવા માંડ્યાં હતાં – જોકે, અરબી ભાષાની જટિલતાને કારણે એમાં એ બહુ વિકસી ના શક્યાં. છ સો જેટલા અરબી 'ટાઇપ'ને લાકડાના બ્લૉક પર ઊંધા કોતરવા કાંઈ સહેલા કહેવાય? ને તેથી જ કુર્આનની પહેલવહેલી યંત્ર દ્વારા છપાયેલી – નકલ સોળમી સદીમાં ઇટાલીમાં બની. યાંત્રિક છાપખાનાં અને પુસ્તકોની છપાઈ માટે યુરોપ જ મોખરે રહ્યું.

અઢારમી સદી એ જ યુરોપ–ખાસ કરીને ઇંગ્લંડ–માં થયેલી 'ઔદ્યોગિક ક્રાંતિ' માટે નામના પામેલી છે. એમાં આપણો કાગળ તો ક્યાંયે બાજુ પર રહી ગયેલો. પુસ્તક છાપવાનાં યંત્રોથી કેટલાંયે મોટાં, ને ઝડપી, ને વિનાશક યંત્રો શોધાઈ ચૂક્યાં હતાં. એ સદીથી દુનિયા યંત્ર-યુગમાં પ્રવેશી, એમ કહેવાતું આવ્યું છે. ને ત્યારથી એ યંત્ર-યુગમાં વધારે ને વધારે ખૂંપતી ગઈ છે, એમ આપણે કહી શકીએ તેમ છીએ.

યાંત્રિક સાધનો વગરનું રોજનું જીવન કેવું હતું, તે હવે કોઈને યાદ પણ નહીં હોય. બલકે આ સાધનોની એવી ટેવ પડી ગઈ છે કે એમના વગરના જીવનની સંભાવના પ્રજાને ગૂંગળાવી દે છે. સાથે જ, આ ટેવ નસોમાં વહેતા રક્તમાં એ હદે ભળી ગઈ લાગે છે કે નવાં નવાં, સતત બહાર આવતાં રહેતાં યંત્રો, મશીનો માટેની જરૂર અભાનપણે ચિત્તમાં ઊભી થતી રહે છે. હવે તો વળી 'કમ્પ્યુટર-કાળ' ચાલી રહ્યો છે, ને એની ભીંસ દિને દિને વધતી જાય છે.

કમ્પ્યુટર દ્વારા પ્રાપ્ત થતી શીઘ્રતા અને સુવિધાને કારણે લેખિત લિપિ નિષ્પ્રભાવી બનતી ગઈ છે, અને લેખન-સામાજિક, સાહિત્યિક-માટે કાગળનો ઉપયોગ ઘણો ઘટી ગયો છે. અલબત્ત, એનો ઉપયોગ કે એનું પ્રયોજન નષ્ટ તો નથી જ થયું. કમ્પ્યુટરનું આરંભકાળનું વાક્-વચન 'કાગળ વગરના કાર્યાલય' માટેનું હતું, અને આશા તો કાગળનો બગાડ ઓછો કરવા માટેની આપી હતી. એવું તો નથી જ થયું. હજી જંગલો તો કપાતાં જ જાય છે, અને કમ્પ્યુટરમાંથી 'ઉતારેલી' કૉપીઓના કાગળ કચરો થઈને રખડી પડે છે.

મારા મનમાં કાગળનો બીજો એક સંદર્ભ ધ્યાન-પાત્ર બનેલો છે. એ સામાજિક છે, એથીયે વધારે ભાવાત્મક છે. એ મૈત્રીના સંકલ્પન પર આધારિત છે. બે વ્યક્તિઓ જેના દ્વારા મૈત્રી-સમાચારોની આપ-લે કરે તેને આપણે 'કાગળ' કહીએ છીએ. એનું ભવિષ્ય કેવું લાગે છે ?

હું પોતે વર્ષના સો-સવા સો કાગળપત્ર લખતી આવી છું. પ્રત્યુત્તરની આશા – ધીરે ધીરે કરતાં – સાવ જેવી જ છોડી દીધેલી છે. વ્યક્તિગત રીતે 'કાગળ'નું ભવિષ્ય બહુ સારું નથી જોતી. કવિ હર્ષદ ચંદારાણાની આ બે પંક્તિઓ મારી હાલતને યથાવત્ વર્ણવે છે :

*રાહ તારા પત્રની જોયા પછી*
*થાય કે મારા ઉપર કાગળ લખું.*

□

# એક ચિત્ર – સુપરમાર્કેટમાં

પન્ના નાયક

અઠવાડિયાની ગ્રોસરી
શૉપિંગ કાર્ટમાં ભરી
પૈસા ચૂકવવા
કૅશ રજિસ્ટર પાસે
લાઈનમાં ઊભી છું
ત્યારે
અનેક વિચારો
ડોકિયું કરે છે.
મુંબઈ અને ફિલાડેલ્ફિયાની
વચ્ચેના સમયમાં
લાગણીઓની ઊથલપાથલ થઈ ગઈ.
જમાઉધાર પાસાં ડામાડોળ થઈ ગયાં.

રજિસ્ટરની એક બાજુ
આકર્ષક કાગળમાં પૅક કરી
ગોઠવેલી ચૉકલેટ
ને
બીજી તરફ
જાતીય વૃત્તિને ગલપચી કરતાં
સામયિકો–
ચૉકલેટ કે સામયિકોની
મને
અસર થતી નથી
એનું શું કારણ હશે?

પાછળથી એક શૉપિંગ કાર્ટ
મને અથડાય છે.
હું
ફરીને જોઉં છું.
વર્ષોના અનુભવ
જેના ગાલમાં
કરચલીઓ પાડીને બેઠા છે એવી
એક વૃદ્ધા.
એની આંખોમાં
આંખ મેળવવાનો
પ્રયત્ન કરું છું,
પણ
એની કીકીઓ
શૂન્ય આકાશ સામે જોતી હોય
એમ
મને જોતી નથી.

મારી આગળ
એક હબસી દંપતી
પ્લાસ્ટિકમાં વીંટેલું માંસ
ખરીદવું કે નહીં
એની ચર્ચા કરે છે.
(મારા શરીરનું માંસ
કે
મારા શરીરનો અવયવ
આમ
મારા શરીરથી છૂટાં પડી
રક્તહીન દશામાં
કોઈના હાથમાં આવે તો?)

"હા, હા,
આજે તો ચાલ,
ખરીદીએ જ" કહી
પ્લાસ્ટિકમાં વીંટાળેલા માંસને
દંપતી
કન્વેયર બેલ્ટ પર મૂકે છે.
(કંપી ઊઠેલી
મારી આંખો
માંસ પરથી

નજર ફેરવી લે છે.)

એ દંપતી
અને
મારી વચ્ચે
એકાદ પેઢીનો ફેર હશે.
એક વાર
મારી શિરામાંય
યુવાનીનું લોહી
આમ જ
ધસમસતું હતું.
યુવતીએ
બાંય વિનાનું
બ્લાઉઝ પહેર્યું છે.
હાથ ઉપર
ભૂરા છૂંદણામાં
કેની લખેલું છે.
કેનીના નામ નીચે
ત્રણ ટપકાં છે.
યુવતીની-સાથેનો પુરુષ જ
કેની હશે?
એના પૂર્વજો
આફ્રિકાના ગુલામ હશે?

કેની શું કરતો હશે?
એને શેના શોખ હશે?
એની પાસે નોકરી હશે?
એણે કોઈ ગુનો કર્યો હશે?
એનું દામ્પત્યજીવન સુખી હશે?
સ્વેટર પહેરેલા
ન જોઈ શકાતા
એના હાથ પર,
એની છાતી પર
છૂંદણાં હશે?
કોઈનું નામ કોતરેલું હશે?

અણધાર્યો
એ
મારી તરફ ફર્યો.
દૂધિયા દાંતે હસ્યો.
મને
"હાઉ આર યુ" કહ્યું
અને
હળવેથી પૂછ્યું :
"મારી પત્નીને
તમારી ભાષામાં
'આઈ લવ યુ'
કેવી રીતે કહેવાય?"

□

**આત્મવંચના**

આત્મવંચના શબ્દથી
અભિભૂત થવું કે સૂગ કેળવવી
વૃથા.

હું બહારથી આવી
ગૃહમાં પ્રવેશતા પહેલાં
દરવાજાની ઘંટડીનું બટન દબાવી
ગૃહપ્રવેશ કરું છું.

મેં
સામે એક આદમકદ અરીસો
રાખ્યો છે.

**આનંદથી વંચિત**

જંતુથી ઘર સુરક્ષિત
માખીજાળીથી કીધું
રક્ષિત,
પણ હવે નયનરમ્ય પતંગિયાં
ભીતર પ્રવેશી શકતાં નથી
એ
વેદનાથી પીડિત ને
નયનરમ્ય આનંદથી વંચિત.

**સુશીલા ઝવેરી**

## સૂર

અરધી રાતે દૂરદૂરેથી સૂર તારો સંભળાય,
જાગી ઊઠું ભરનીંદરથી, ગાન ગળે અકળાય.
ઊંડે ઊંડે હૃદયકુંડે વિહ્‌વળ જળનો ભાર,
સહસા ઊગે શ્વેત પરાગી કોમળ કુમુદ ચાર:
વ્યોમ ભરીને ચંદ્ર સુહાગી
દિશદિશે ઊભરાય,
ગાન ગળે અકળાય.
સૂરવિતાને ઉત્સુક જાગી અરવ દ્રવિત વેળા,
શ્વસન કેરા પાશમાં બાંધે દૂરને નિકટ ભેળા :
લયમાં રમે ગદ્‌ગદ રવે,
રાગિણી ગુન્‌ગુની જાય,
ગાન ગળે અકળાય.

ચન્દા રાવળ

## ❐

જ્યોતિર્મય, પગ ધારો, અંતરતમિસતીરે,
નિદ્રિત મન હે! જાગો સ્વપિત ઉરગાઢતિમિરે.

હિમશિખરથી અરુદ્ધ દ્રવતા
અવશ ઝરણની ગાથા,
સુપ્ત ચિત્ત નિજ અલસ મહીં, ને
સ્પંદ તરંગિત ગાતા:
રંજિતને ઉદ્‌ગાઓ વિમોચિત ચેતન ધીરે,
નિદ્રિત મન હે! જાગો સ્વપિત ઉરગાઢતિમિરે.

અરવ શ્રવણ, ધ્વનિ આવૃત્ત સંશય,
તીવ્ર વિકલ અનુભૂતિ,
બંધ લોચને વિબોધ સંજ્ઞા
સ્પર્શ વિભાસિત દ્યુતિ :
પ્રચ્છન્નને અજવાળો પૂરવતેજલકીરે,
નિદ્રિત મન હે! જાગો સ્વપિત ઉરગાઢતિમિરે.

ચન્દા રાવળ

## તું અને હું – અનંત ભ્રમણા

હું ગીત રચું છું તારું
- ને તું અજાણ જાણે! લપાય મારી પાસે.
હું સૂરોને ઢંઢોળું
ને તુજ કંઠ કલરવે! જાણે હમણાં ગાશે!

હું સ્મરણપોથી ફંફોળું
ને તું હંસહંસીની પાંખોમાં અટવાશે.
હું વાદળનાં દળ ખોળું
ને તું આર્દ્ર ટપક થઈ કંઈક કહી વહી જાશે.

હું ચૂપ ચૂપ કંઈ બોલું
તો તું બધી હવાનો હાસહિલોળો થાશે.
હું નજરોથી જો કંઈ તોલું
તો તું સ્પર્શતત્પરા, પ્રેમપરિણત થાશે.

હું ચિત્ર બનાવું તારું
ને તુજ રૂપ રમ્યમાં સકલ રેખ ભરમાશે.
હું ઉર રંગોમાં બોળું
ને તુજ ભાલકુંકુમે સકલ લેખ પથરાશે.

તું વિત્ત અમર કવિતાનું
મારાં દૈન્ય, દર્દ નહિ જાણે!
રહું લોલ, વિલોલિત છાનું
તું અજાણ સકલ સંજ્ઞાને!

તું આવે પાસે પાસે,
હું મુક્ત રહું આભાસે.
છો હૃદય રહે નિઃશ્વાસે
પણ તું રહે શ્વાસમાં શ્વાસે!
કહે, હવે હું ક્યાં ક્યાં તુજને ખોળું?
અને તને હું કયા બિંબમાં ઢોળું?

ચન્દા રાવળ

# ભાન

અનુ. ધનવન્તી

અંધારમાં, ઉજાસમાં હું જાઉં.
મગજમાં સ્વપ્ન નહીં–
કામ કરતું હોય છે કોઈ એક ભાન.
સ્વપ્ન નહીં, શાંતિ નહીં, નહીં પ્રેમભાવ,
હૃદયમાં જન્મે છે કોઈ એક ભાન.
હું એનાથી છટકી નથી શકતો;
એ રાખે છે મારો હાથ એના હાથમાં.
બધાં કાર્યો તુચ્છ બને–
મિથ્યા ભાસે અને અસાર.
સઘળું ચિન્તન, પ્રાર્થનાની પ્રત્યેક ક્ષણ
શૂન્ય ભાસે,
શૂન્ય ભાસે.

સહજ લોકોની જેમ કોણ ચાલી શકે છે?
કોણ થોભી શકે છે, અંધારમાં – ઉજાસમાં
સહજ લોકોની જેમ?
એમના જેવી વાતચીત કોણ કરી શકે છે હવે?
છે હવે કોઈને કોઈ ખાતરીનો ખ્યાલ?
શરીરનો સ્વાદ સમજવા કોણ ઇચ્છે છે હવે?
બધાયના જેવો પ્રાણનો આનંદ-સ્પંદ કોણ
પાછો મેળવી શકશે?
બધાયના જેવો બીજ વાવવાનો સહજ ઉમંગ ક્યાં છે હવે?
પાકની આશા-અપેક્ષામાં રહી,
શરીરે માટીની મેલી વાસ સહી,
પાણીની દુર્ગંધ ચોપડી,
પ્રકાશ ભણી ઉત્સાહભરી નજર રાખી,
ખેડૂતનો પ્રાણ પામી,

કોણ હવે જાગતો રહેશે પૃથ્વી પર?
સ્વપ્ન નહીં, શાંતિ નહીં, કામ કરી રહ્યું છે કોઈ એક ભાન,
મગજની ભીતર.

ચાલે છે એ પથે પથે, આ પારે, પેલી પારે.
ઉપેક્ષા કરવા ચાહું છું એની;
ભોંયે પછાડવા ચાહું છું એને, પકડી
જાણે મડદાની તુંબડી.
જીવન્ત માથાની જેમ ઘૂમ્યા કરે છે
છતાંય તે માથાની ચારેપાસ,
આંખોની આસપાસ,
છતાંય તે હૃદયની ચારેપાસ.
હું ચાલું, પાસે પાસે એ પણ ચાલ્યું આવે.

હું થોભું.–
એ પણ થોભી જાય.
બધા લોકોની વચ્ચે બેઠો,
મારા જ પોતાના વૈચિત્ર્યદોષે
હું જ એકલો વિખૂટો પડી જાઉં છું?
મારી જ આંખમાં નર્યાં ઝાંઝવાં?
મારા જ પથે નરી બાધા?
જનમ્યા છે જે આ પૃથ્વી પર સન્તાન જેવા બની,
સન્તાનને જન્મ દેતાં દેતાં જેમનો વીતી ગયો છે
ઘણો સમય,
કિંવા જેમને આજે દેવો પડે છે જન્મ સન્તાનને,
કિંવા જેઓ ચાલી આવ્યા છે પૃથ્વીના બીજક્ષેત્રમાં
જન્મ લઈ જન્મ દેવા કારણ,
એમના હૃદય-મગજ જેવું શું મારું હૃદય નથી?

એમનું મન શું મારા મન જેવું નથી?
–તે છતાં હું આવો કેમ અકેલો?
તે છતાં હું આવો જ અકેલો !

ખેડૂતનું હળ શું મેં હાથમાં નથી લીધું?
બાલદીથી શું મેં પાણી નથી ખેંચ્યું?
દાતરડું હાથમાં લઈ, કેટલીયે વાર, શું હું
નથી ગયો ખેતરે?
માછીમારની જેમ, કેટલોયે રખડ્યો છું હું
નદી નદીને ઘાટ.
તળાવની લીલ-શેવાળ, ભીંગડાંઓની ગંધનો
શરીરે જાણે જામી ગયો છે થર.
–આ બધા સ્વાદ
–આ બધું માણ્યું છે મેં. પવનની જેમ અબાધ
વહ્યું છે મારું જીવન.
નક્ષત્રોની નીચે સૂતાંસૂતાં નિદ્રાધીન થયું છે મારું મન
–એક દિન.
આ બધો તલસાટ
જાણ્યો છે મેં એક દિન, અગાધ-અબાધ;
છોડી, તરછોડી આ બધું, ચાલ્યો ગયો હું.
પ્રીત કરી જોઈ છે મેં છોકરીઓને.
અવગણના કરી જોઈ છે મેં છોકરીઓની.
ઘૃણા કરી જોઈ છે મેં છોકરીઓની.

ચાહતી હતી એ મને,
આવી હતી પાસ;
ઉપેક્ષા કરી મારી.
ઘૃણા કરી ચાલી ગઈ–
બોલાવતો રહ્યો હું જ્યારે
હેતથી વારંવાર.
છતાં એક દી, આ પ્રેમપ્રવૃત્તિ હતી સાધના–
એની વાણીની ઉપેક્ષા – અવગણી મેં.
એની ઘૃણાનો આક્રોશ – દુર્લક્ષ્યો મેં.

ભૂલી ગયો હું તો
એ નક્ષત્રો, એ નક્ષત્રદોષો, જે ફરી ફરી
મારા પ્રેમપંથમાં બન્યા'તા બાધા.
છતાં આ પ્રેમપ્રવૃત્તિ, છે માત્ર ધૂળ-માટી–

મગજની ભીતર
સ્વપ્ન નહીં, પ્રેમ નહીં, કામ કરી રહ્યું છે કોઈ એક ભાન.
ત્યજી બધા દેવદેવતા,
પહોંચી મારા પ્રાણ પાસે,
કહું છું એ હૈયાને;
કેમ એ પાણીની જેમ ઘુમરડી લેતો એકલો લવ્યા કરે છે?
થાકતો નથી એ? નથી એને માટે એક શાંતિની ક્ષણ?
ઊંઘી નહીં શકે એ કો દી?
નિશ્ચિંતપણે સૂઈ રહેવાનો સ્વાદ શું એ નહીં જ માણે?
હર્ષ નહીં પામે એ કો દી–
નીરખીને પુરુષનું મુખડું,
નીરખીને નારીનું મુખ;
નીરખીને શિશુઓનાં મુખડાં? કો દી?
આ ભાન, બસ આ જ એક સ્વાદ
શું મળે છે એને એક ઊંડે ઊંડે !
ધરતીની કેડીઓ છોડી, નક્ષત્રોના આકાશી પંથ
શું એને ખપતા નથી?
સમ ખાધા છે એણે – નિહાળશે એ પુરુષનું મુખડું?
નિહાળશે એ નારીનું મુખડું?
નિહાળશે એ શિશુઓનાં મુખડાં?
આંખની આસપાસ એ કાળાં કૂંડાળાં,
કાનની બધિરતા, – એ ખૂંધ,
ગળાના માંસમાં ફાલેલી કંઠમાળ–
જાણે સડેલી કાકડી – કોહવાયેલા કોળાની નકલ,
જે બધું ફાલ્યું છે હૃદયમાં
–તે બધું.

જીવનાનંદ દાસ ('ધૂસર પાંડુલિપિ'માંથી)

□

# શ્યામ ગુલાબનો છોડ

**રાજેશ અંતાણી**

**એકાંકી**

પાત્રો:
જયંતભાઈ
શીલાબહેન
શર્વરી
પરંતપ

[મધ્યમવર્ગના કુટુંબનો દીવાનખંડ. સામાન્ય ફર્નિચર-રંગ ઊખડી ગયેલી દીવાલો-બારણું-બારી એવી ગોઠવણ-જૂની ખુરશી પર બેસીને પુસ્તક વાંચતા જયંતભાઈ દેખાય છે, પણ ચહેરા પર અકળામણ, ચિંતા અને કોઈકની આવવાની રાહ જોતા હોય એવો ભાવ. પુસ્તકમાં રસ પડતો નથી એટલે છાપું ઉપાડે છે. પછી છાપું પણ ફેંકી દે છે. ત્યાં અચાનક વીજળી ચાલી જાય છે. અંધકાર ફેલાઈ જાય છે. જયંતભાઈ ઊભા થઈ જાય છે.]

**શીલાબહેન:** અરે! તમે ઊભા કેમ થઈ ગયા!?

**જયંતભાઈ:** (ઉશ્કેરાઈને) તને દેખાતું નથી? વીજળીનો પ્રવાહ ચાલ્યો ગયો છે તે? મનમાં આટલી ચિંતા આપણી દીકરીની – અને આ લાઇટ...

**શીલાબહેન:** શાંત થાવ... શાંત થાવ. તમે જે જગ્યાએથી ઊભા થયા ત્યાં જ ફરી પાછા બેસી જાવ. હું રસોડામાંથી મીણબત્તી શોધી લાવું છું.

[જયંતભાઈ ધીમેથી બેસી જાય છે. અંધકારમાં સરકતો જતો શીલાબહેનનો પડછાયો. સરકતા પડછાયાને જયંતભાઈ તાકી રહે છે. શીલાબહેન મીણબત્તી પેટાવીને લાવે છે ત્યાં વીજળી આવી જાય છે.]

**શીલાબહેન:** (મીણબત્તીને ફૂંકથી હોલવીને): લ્યો, લાઇટ આવી ગઈ!!

(શીલાબહેનને એવું લાગે છે કે વીજળીનો પ્રવાહ ફરી આવી જવાથી જયંતભાઈના ચહેરા પર આનંદ પથરાઈ જશે, પણ એવું બનતું નથી. એટલે જયંતભાઈ સાંભળે અને સાંભળીને ખુશ થાય એટલે મોટેથી બોલે છે.)

**શીલાબહેન:** લ્યો, વીજળી આવી ગઈ. થોડી વાર તો જાણે સાવ સૂનાં થઈ જવાયું.

(જયંતભાઈ ઝીણી આંખો કરીને શીલાબહેનને તાકી રહે છે. થોડી વાર ચુપકીદી અને ભારે પરિસ્થિતિમાંથી બહાર આવીને અચાનક બોલી પડે છે.)

**જયંતભાઈ:** જતી વખતે શું કહ્યું હતું શર્વરીએ તને?

**શીલાબહેન:** ઓહો! આ પ્રશ્ન તમે મને કેટલી વાર પૂછી ચૂક્યા છો. હવે શર્વરી જ્યાં સુધી પાછી નહીં ફરે ત્યાં સુધી આ પ્રશ્ન પૂછ્યા કરવાના છો કે શું?

**જયંતભાઈ:** પૂછીશ. પૂછ્યા જ કરીશ. ચિંતા થાય છે મને શર્વરીની. જરા વિચાર કર. રાત પડી ગઈ છે. યુવાન છોકરી – (રોકાઈને) શું કહેતી હતી તને જતી વખતે?

**શીલાબહેન:** (કંટાળીને): મેં તમને કેટલી વાર કહ્યું- શર્વરીએ સાંજના જતી વખતે કહેલું કે મારે આજે ધારાને ત્યાં જવાનું છે. બધી સખીઓ ધારાને ત્યાં ભેગી થ'શું એટલે વાતોમાં સમય વીતી જવાનો. મારે જમવાનું પણ ધારાને ત્યાં જ છે. મોડું થશે જ. તમે લોકો જમવામાં મારી રાહ ન જોતાં. એવું એ કહેતી હતી–

**જયંતભાઈ:** એ સિવાય પણ કંઈ કહેતી હતી?

**શીલાબહેન:** જો – જો-તમે પણ ફરી પાછા, તમને ધરપત નહીં થાય. સાંભળો. જતાં જતાં કહેતી હતી કે પપ્પાને પણ કહી દેજે, કે મારી નાહકની ચિંતા ન કરે. હું સમયસર ઘેર આવી જઈશ. બસ-આથી વધુ કંઈ

બોલીને ગઈ નથી માટે તમે વધારે કંઈ મહેરબાની કરીને ન પૂછતા.

**જયંતભાઈ:** નાહકની ચિંતા – હું મારી દીકરીને શું કહું? દીકરી... તું તો મારા માટે ચિંતાનો જ વિષય બની ગઈ છે. દીકરી... તેં તો મને ચિંતાની અંધારી ખીણમાં ધકેલી દીધો છે. મારે શું કરવું એ સમજાતું નથી.

**શીલાબહેન:** એવું તે એમાં-શી ચિંતા કરવી? થઈ રહેશે. બધું જ થઈ રહેશે. એય! તમને હું એક વાત પૂછું?

**જયંતભાઈ:** તારી પાસે પૂછવા જેવી વાત પણ હોય છે!!

**શીલાબહેન:** ઓહો – તમે પણ – તમે હમણાં શર્વરીને ધારી ધારીને જોઈ છે?

**જયંતભાઈ:** તું શું કહેવા માગે છે? મને તો કંઈ સમજણ પડતી નથી. ચિંતાને કારણે મને શર્વરી જોવી પણ ગમતી નથી.

**શીલાબહેન:** આ તમે શું બોલો છો? શર્વરી આપણું સંતાન છે અને તમે –

**જયંતભાઈ:** સૉરી સૉરી. ગુસ્સામાં બોલાઈ જવાય છે. પણ હાં, તું શું કહેતી હતી?

**શીલાબહેન:** શર્વરીને તમે હમણાં ધ્યાનથી જોઈ છે? શર્વરીમાં ગજબનું પરિવર્તન – એના વ્યક્તિત્વમાં ગજબનું પરિવર્તન આવી ગયું છે. એ હમણાં હમણાં નવી નવી સાડી પહેરીને, સ્વચ્છ સુઘડ બનીને બહાર જાય છે. મને લાગે છે, એના જીવનમાં કોઈ પુરુષ આવ્યો છે. નહીંતર–

**જયંતભાઈ:** નહીંતર?

**શીલાબહેન:** કોઈ છોકરી આ રીતે–

**જયંતભાઈ:** તુ કેવી નાખી દેવા જેવી વાત કરે છે. શર્વરી સામે કોઈ જુએ પણ ખરું! આપણી જ દીકરી છે, છતાં કેટલી વિરૂપ છે – કાળી દેખાવમાં પણ. મને તો આપણી દીકરી વિશે આવો અભિપ્રાય આપતાં જીવ બળી જાય છે.

**શીલાબહેન:** પણ એમાં એ બિચારીનો શો દોષ? જન્મી ત્યારે કેવી સરસ હતી!! તમને યાદ છે ને પાંચ વર્ષની થઈ ત્યાં સુધી સફેદ પૂણી જેવી, ગોળમટોળ કોઈ દુશ્મનની નજર લાગી હોય એમ, ઝેરી તાવ આવ્યો, બસ, પછી એ વાન પાછો ન આવ્યો – ધોળી પૂણી જેવો.

**જયંતભાઈ:** હા, શીલા... યાદ આવે છે મને. બધું જ યાદ આવે છે. કોણ જાણે આજે સાંજ પછી – શર્વરી ગઈ પછી મને શર્વરીની સ્મૃતિઓ ઘેરી વળી છે. આપણા લગ્ન પછી વરસો સુધી આપણને સંતાનસુખ પ્રાપ્ત થતું ન હતું. છેવટે સંતાન પ્રાપ્ત થયું – પુત્રી!! જીવનમાં વ્યાપેલા શૂન્યાવકાશમાં બેબીનો જન્મ થતાં આધાર મળી ગયો. ઝેરી તાવ પછી વધતી જતી શર્વરીની ઉંમર – ત્વચાનો વર્ણ કાળાશમાં પરિવર્તન પામતો ગયો. આપણી ચિંતા વધવા લાગી. શર્વરીએ એમ.એ. કરી લીધું. પાંચેક વર્ષ તો પીએચ.ડી. માટેનો મહાનિબંધ તૈયાર કરવામાં ખોવાઈ ગઈ. આપણે-આપણે શર્વરીનાં લગ્ન તાત્કાલિક થાય એવા પ્રયત્નો કરવા લાગ્યાં.

**શીલાબહેન:** હા. આપણે એટલું ઇચ્છતાં હતાં. આપણે શર્વરીનાં લગ્ન સારી જગાએ ગોઠવાય એ દિશામાં પ્રયત્નો શરૂ કરી દીધા હતા, પણ આપણા કમનસીબે બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. શર્વરીનો અભ્યાસ, સ્વભાવ, સદ્‌ગુણની આગળ સૌંદર્યનો પ્રશ્ન આગળ આવતો. એને લીધે, દરેક જગાએથી ના આવેલી.

**જયંતભાઈ:** તને યાદ છે શીલા, આપણે છેલ્લો પ્રયત્ન કરેલો તે?

**શીલાબહેન:** ઋષિભાઈવાળો?

**જયંતભાઈ:** હા-હા, એ જ. આપણે ઋષિભાઈને મુંબઈ જાણ કરેલી. આપણી આશાનું કિરણ ડૂબે એ પહેલાં ઋષિભાઈનો પત્ર આવેલો. તેમણે લખેલું, શર્વરી માટે સારું ઘર જોઈ રાખ્યું છે. આ વખતે તો સાવ નક્કી થઈ

જશે એમ જ માનો. તમે શર્વરીને તાત્કાલિક મુંબઈ મોકલો.

શીલાબહેન: પણ આપણી સમસ્યા હતી-શર્વરીને કેમ સમજાવીને મુંબઈ મોકલવી? એ તો મક્કમ બનીને બેસી ગયેલી. તમને યાદ છે – ત્યારે શર્વરી કેવી છંછેડાયેલી?

જયંતભાઈ: હા, મને યાદ છે, શીલા.... શર્વરી...શર્વરી.... અહીં આ જગાએ ઊભી હતી. ગુસ્સામાં હતી – અને ઉગ્ર સ્વરે બોલતી હતી–

(ફ્લૅશબૅક. મંચ પર અંધકાર. જયંતભાઈએ જે જગા બતાવી છે તે જગાએ સ્પૉટલાઇટ વચ્ચે શર્વરી આવીને ઊભી રહી જાય છે.)

શર્વરી: આ બધું શું છે? મારાં લગ્ન કરવાં જ એવું તમારા માટે ઘણું જરૂરી છે? સાંભળી લો મારી વાત, તમે લોકો લાખ જગાએ પ્રયત્ન કરશો તો પણ – નિષ્ફળ જવાનાં છો નિષ્ફળ. કારણ તો તમે લોકો જાણો જ છો. બધી કુંવારી છોકરીઓ પરણે એ જરૂરી છે? હું તમને ઘરમાં આડી આવું છું?

શીલાબહેન: અરે! દીકરી... આ તું શું બોલે છે? તું આમ ઉશ્કેરાઈ ન જા. તું અમારી પરિસ્થિતિનો તો વિચાર કર. તું તો સમજુ અને ડાહી છે. દરેક મા-બાપ પોતાનાં સંતાનોના સુખની ચિંતા તો કરે જ. તું પરણીને સારા ઘરમાં જાય એમ અમે પણ ઇચ્છીએ ને? સ્ત્રી હોવાની નિયતિ પણ એ જ છે ને, દીકરી... સારું ઘર મળે – સારો વર મળે અને–

શર્વરી: મમ્મી, મારે આવું કંઈ સાંભળવું નથી. આ બધું સાંભળીને થાકી ગઈ છું. મને આ પણ સમજાતું નથી.. ઋષિકાકાએ જે કુટુંબ – છોકરો શોધી રાખ્યો છે એ લોકો અહીં – આપણી પાસે કેમ ન આવે? એથી ઊલટું જાણે આપણને ગરજ હોય તેમ આપણે ત્યાં જવાનું?

શીલાબહેન: આ સામાજિક વ્યવહાર છે, દીકરી. તારે ક્યાં કોઈ અજાણ્યા ઘરમાં જવાનું છે? તારા કાકા–

શર્વરી: હું માનવા તૈયાર નથી, મમ્મી. મને આ બધું વિચિત્ર લાગે છે. તમે આ બધું છોડી દો–

જયંતભાઈ: (શર્વરીની નજીક આવીને): ચાલ, શર્વરી, અમે તારી વાતનો સ્વીકાર કરી લઈએ. અમે તારાં લગ્ન અંગેના તમામ પ્રયત્નો છોડી દઈએ. તને ન પરણાવીએ. પણ દીકરી, અમે તો તારા ભવિષ્યનો વિચાર કરીએ છીએ. અમે તો, અ...મે તો... ખરતાં પાન કહેવાઈએ. અમે આ જગતમાં નહીં હોઈએ ત્યારે તું સાવ એકલી– દીકરી... તું તારા ભવિષ્યનો તો વિચાર કર...

શીલાબહેન: સમજ–દીકરી, સ્ત્રીને જીવવા માટે આધાર જોઈએ, પુરુષનો પડછાયો પકડવા જોઈએ. સમયે સમયે, ડગલે ને પગલે ઓથ અને આધાર જોઈએ. સ્ત્રીનું જીવન પુરુષ વિના દુષ્કર હોય છે, બેટા–

જયંતભાઈ: માની જા, બેટા. ઈશ્વરની ઇચ્છા હશે તો આ વખતે બધું સાંગોપાંગ પાર પડી જશે. અમારા પરથી એક ચિંતાનો પહાડ ઊતરશે – બેટા, માની જા.

શર્વરી: ઠીક છે, પપ્પા... તમને શ્રદ્ધા છે અને તમારી લાગણીને ઠેસ ન પહોંચે એ માટે હું છેલ્લી વાર તમારી વાત સ્વીકારી લઉં છું. એ પછી પણ જો નિરાશા સાંપડશે તો હું...

જયંતભાઈ: હા, દીકરી, હું પણ એ જ કહું છું. આ વખતે જ એક આશાનું કિરણ સાંપડ્યું છે. બાકી તારા લગ્નના સંદર્ભમાં તો મને કોઈ જ આશાનું કિરણ દેખાયું નથી. દેખાય છે ફક્ત ભવિષ્યનો અંધકાર-જ્યાંથી બે દિશાઓ ફૂટીને અલગ અલગ માર્ગો પર ફંટાઈ જતી...

(ફ્લૅશબૅક પૂરો)

(પ્રકાશ થતાં શીલાબહેન અને જયંતભાઈ છૂટાં છૂટાં ઊભેલાં દેખાય છે.)

શીલાબહેન: શર્વરી મહાપ્રયત્ને મુંબઈ ગયેલી.

જયંતભાઈ: આપણે તો શર્વરી મુંબઈ ગઈ એ ક્ષણથી સારા સમાચારની રાહ જોતાં હતાં.

ઋષિભાઈ તરફથી સારા સમાચાર મળે એ પહેલાં જ શર્વરી મુંબઈથી તરત જ પાછી ફરી. ઋષિભાઈએ ફોન ઉપર કંઈ ચોખવટ ન કરી. એમણે તો ટૂંકમાં કહી દીધું – શર્વરીનું ન ગોઠવાયું એનું કારણ શર્વરી જ તમને કહેશે.

શીલાબહેન: હા, જુઓ ને, મુંબઈથી આવી ગયે શર્વરીને દોઢ મહિનો થયો છે. મેં શર્વરીને ફેરવી ફેરવીને કેટલીય વાર પૂછી જોયું, પણ કંઈ વાત જ કરતી નથી. પણ તમે-તમે મારી એક વાત કેમ માનતા નથી?

જયંતભાઈ (અકળાઈને) : શી વાત?

શીલાબહેન: તમે માનો કે ન માનો, સ્ત્રીની નજર સ્ત્રીને ઓળખી લે છે. ચોક્કસ, શર્વરીના જીવનમાં કોઈ પુરુષે પ્રવેશ કરી લીધો છે.

જયંતભાઈ: શર્વરીના જીવનમાં કોઈ પુરુષ? ઇમ્પૉસિબલ. તને શીલા, શું લાગે છે? જરા વિચારી જો. તારી રીતે – શું એ શક્ય છે? ચાલ, જો તેમ હોય તો તે છુપાવવાનું – એ પણ આપણાથી છુપાવવાનું કારણ શું હોઈ શકે?

શીલા બહેન: (હસીને) : નહીં સમજાય, તમને નહીં સમજાય – કારણ કે તમે પુરુષ છો ને! સ્ત્રીના જીવનમાં પુરુષ પ્રવેશે એટલે આખીય સ્ત્રી જ બદલાઈ જાય. આ તો શર્વરીની શરૂઆત છે – શરૂઆત. એના જીવનમાં પુરુષ આવી ગયા – પછી પગલાં પાડે છે – ધીમે ધીમે.. મને તો સ્પષ્ટ દેખાય છે. તમે નજીક આવો. તમને પણ દેખાશે... ત્યાં.. જુઓ, શર્વરી પુરુષની રાહ જોઈ રહી છે...

(સંગીત)

(અંધકાર. રંગમંચના વચ્ચેના ભાગમાં સ્ત્રી અને પુરુષ પર સ્પૉટલાઈટ સ્થિર થાય છે.)

પરંતપ: ગુડ ઈવનિંગ, મૅડમ.

શર્વરી: આ સમય છે આવવાનો?

પરંતપ: કેમ, શું થયું?

શર્વરી: કંઈ નથી થયું. ફક્ત તમને અહીં આવવાનું મોડું થયું છે.

પરંતર: સૉરી-વેરી સૉરી. હું એક ફોન કરવા રોકાયેલો- જસ્ટ. પણ વાત લાંબી ચાલી. સામેવાળો ફોન મૂકતો ન હતો. હું શું કરું?

શર્વરી: ઠીક છે. આ વખતે જવા દઉં છું. હવે પછી તમે મને મળવા આવો ત્યારે કોઈને ફોન કરવાનું ટાળજો!! કોઈનો ફોન આવે તો રિસીવર પણ ન ઊંચકતા–

પરંતપ: (હસીને) ધૅટ્સ ગુડ આઇડિયા. હવે પછી હું એમ જ કરીશ. પણ શર્વરી, તું શા વિચારમાં ખોવાઈ ગઈ?

શર્વરી: કંઈ નહીં. હું વિચારતી હતી, જે ક્ષણે મેં મારા ભવિષ્ય વિશે વિચારવું છોડી દીધેલું એ ક્ષણથી મને મારું ભવિષ્ય મળી ગયેલું. હું અસહાય અને હતાશ સ્થિતિમાં હતી ત્યારે – પરંતપ, તમે મારા જીવનમાં અચાનક પ્રવેશ કર્યો. મને – મને – યાદ છે એ સુખદ ક્ષણ. હું યુનિવર્સિટીથી છૂટીને બસસ્ટૉપ પર આવી ત્યારે ઝરમર ઝરમર વરસાદ શરુ થઈ ગયેલો. ત્યારે તમે-

પરંતપ: મેં તને સમય પૂછેલો – મારી બંધ પડી ગયેલી ઘડિયાળને કારણે – મેં કહેલું, હું પરંતપ શુક્લ, સામે દેખાય છે તે બૅંકમાં સર્વિસ કરું છું–

શર્વરી : હું તમને મારું નામ કહું ત્યાં બસ આવી હતી. ખાલી બસમાં આપણે છૂટાં છૂટાં બેઠાં હતાં – વચ્ચે અંતર હતું.

પરંતપ : એ અંતર આપણી વચ્ચે ક્ષણિક રહ્યું. એ પછી આપણી વચ્ચે કોઈ અંતર ન રહ્યું. આપણે મળતાં રહ્યાં. વરસાદની આછી હેલીમાં ભીંજાતાં રહ્યાં. સમયે આપણને નજીક લાવી દીધાં.

શર્વરી : નજીક – આપણે નજીક આવી ગયાં છીએ પરંતપ, એ સંદર્ભમાં જ હું કંઈક જુદું વિચારી રહી છું.

પરંતપ : તું વિચારે બહુ છે – (હસીને) તું જે કાંઈ પણ વિચારે છે એ કહી દે – ફટાફટ –

પછી હું તને એક વાત – ખાસ વાત કહી દઉં, બસ.

**શર્વરી :** આપણે આ રીતે મળીએ છીએ. મળતાં રહીશું, પરંતપ, પણ તમે કંઈ વિચારેલું છે કે આપણા આ સંબંધનું પરિણામ શું હોઈ શકે ?

**પરંતપ :** લે, એ તો મેં નક્કી કરી લીધેલું જ છે. એ વિશે તો આજે હું તને વાત કરવા માગું છું.

**શર્વરી :** એ જ ને કે ? તમે મારી સાથે લ...ગ્ન...

**પરંતપ :** હા એમ જ શર્વરી, મેં મારાં મમ્મી – પપ્પાને વાત કરી દીધી છે.

**શર્વરી :** એમ ? તો પછી – તમે તમારાં મમ્મી – પપ્પાને મારા રૂપ વિશે પણ વાત કરી જ હશે.

**પરંતપ :** સમજાતું નથી. શર્વરી, તું શું કહેવા માગે છે ?

**શર્વરી :** તમે જાણો છો – મારું નામ શર્વરી છે. શર્વરીનો અર્થ જાણો છો ?

**પરંતપ :** લે, કેમ નહિ ? શર્વરી એટલે રાત્રિ.

**શર્વરી :** એટલે જ – (મોટેથી હસીને) – એટલે જ તમે તમારાં મમ્મી-પપ્પાને કહેલું છે ને કે તમે રાત્રિ સાથે–

**પરંતપ :** (ગંભીર બનીને) વૉટ અ નૉનસેન્સ, શર્વરી. તું મને અને મારા તારા પ્રત્યેના પ્રેમને સમજવામાં ભૂલ કરી રહી છે. જ્યારે હું તારી નજીક આવ્યો – એ ક્ષણથી જ મને ખ્યાલ જ હતો કે તું તારા શ્યામ રંગને લીધે લઘુતાગ્રંથિથી પીડાઈ રહી છે. તું મને – તારા બાહ્ય સૌંદર્યને આગળ મૂકીને આવી કોઈક ક્ષુલ્લક વાત કરશે જ – આજે હું એક સ્પષ્ટતા કરવા ઇચ્છું છું.

**શર્વરી :** જરૂર. તમે જે કંઈ પણ કહેવા ઇચ્છતા હો તે કહી શકો છો. આપણી આજની ખાસ મુલાકાત એટલે જ છે.

**પરંતપ:** (શર્વરીની એકદમ નજીક આવીને) શર્વરી, મેં તારા બાહ્ય સૌંદર્યથી અંજાઈને કોઈ પણ પ્રકારનું આકર્ષણ અનુભવેલું નથી. સૌપહેલાં તો મેં તારી આંખોમાંથી ટપકતા ભીતરના સૌંદર્યને અનુભવેલું છે. બાહ્ય સૌંદર્ય કોઈને આકર્ષે એવું થોડું જ છે!! મેં જે કંઈ પણ જોયેલું છે તે તારી આંખોમાં – જ્યાં મને દેખાયું છે ભીતરનું સૌંદર્ય. હું એનો સ્વીકાર કરીશ. તને શર્વરીને બદલે શ્યામ ગુલાબ કહું તો...

**શર્વરી:** બસ, પરંતપ, બસ. હું ભૂલ કરી રહી હતી. હું તમને – તમારા મારા પ્રત્યના પ્રેમને સમજી ન શકી.

**પરંતપ:** (હસીને) શ્યામ ગુલાબ, હું તમારી સાથે લગ્ન કરવા માગું છું – જો આપને કબૂલમંજૂર હોય તો– .

**શર્વરી:** (શરમાય છે) કબૂલમંજૂર છે, પણ એક શરત તમારે પાળવાની રહેશે.

**પરંતપ:** બોલો. એક નહીં, એક સો કહો.

**શર્વરી:** ના-ના, એટલી બધી નહીં. ફક્ત હું તમારાં માતા-પિતાને મળીશ. એમના, મારા સ્વીકાર-અસ્વીકારના નિર્ણયને આપણે, આપણા સંબંધનું પૂર્ણવિરામ ગણીશું.

**પરંતપ:** કબૂલ છે. કહે, ક્યારે મળવા ઇચ્છે છે મારાં મમ્મી-પપ્પાને ?

**શર્વરી:** અ...હં. આવતી કાલે – રાઇટ? સાંજે–

**પરંતપ:** નક્કી. એ સિવાય–?

**શર્વરી:** હા. મારાં મમ્મી-પપ્પાને આ વાતની જાણ ન થવી જોઈએ. યુ.સી. મારે એમને સરપ્રાઇઝ આપવાની છે – અને કંઈ અણધારેલું બને તો એ લોકો–

**પરંતપ:** શર્વરી, આ તું શું કહે છે? મને શ્રદ્ધા છે, અતૂટ શ્રદ્ધા છે, હું ઓળખું છું ને મારાં મમ્મી-પપ્પાને, તને સ્નેહપૂર્વક સ્વીકારશે જ.

**શર્વરી:** ઘણાય આવા આશાવાદના શબ્દો હું સાંભળી ચૂકી છું, પરંતપ. એ બધી વાતો આજે મારે નથી કરવી, એનીવે, આપણે આવતી કાલે સાંજે મળીએ છીએ.

**પરંતપ:** શર્વરી, તારી અંદરની વેદના તારી આંખોમાં ધસી આવી. કેટકેટલું અંદર ઘૂઘવે છે – તારી અંદર–

શર્વરી: રહેવા દો, પરંતપ. આ ક્ષણે આપણે છૂટાં પડીએ.

પરંતપ: છૂટાં નથી પડતાં આપણે, પણ આપણે છૂટાં પડીએ છીએ ફરી મળવા માટે.

(અંધકાર. ધીમે ધીમે અજવાળું પથરાતાં જયંતભાઈ આંટાફેરા કરતા દેખાય છે.)

જયંતભાઈ: (અકળાઈને) શીલા...શીઇ...લાઆ...

શીલાબહેન: ઓહો! હું અહીં જ ઊભી છું. દૂર નથી – આટલી બૂમો શાની પાડો છો?

જયંતભાઈ: હવે તો હદ થઈ ગઈ શીલા, ઘડિયાળમાં જો- નવ વાગી રહ્યા છે – એ પણ રાતના નવ – આ શર્વરી હજુ પણ ઘેર પાછી નથી ફરી.

શીલાબહેન: તમે નકામી ચિંતા કર્યા કરો છો ક્યારના. આવી જશે. આ રીતે એ પહેલી જ વાર થોડી જ બહાર ગઈ છે? આપણી શર્વરી હવે નાની કીકલી થોડી છે?

જયંતભાઈ: છોકરી છે – સમજણ પડે છે કંઈ? અં...હા – શું વાત કરી રહી હતી તું? સ્ત્રીના જીવનમાં પુરુષનો પ્રવેશ... એવું કંઈક–

શીલાબહેન: હા – તેનું શું છે?

જયંતભાઈ: તેનું જ છે બધું. તારી વાત પ્રમાણે એના જીવનમાં કોઈ પુરુષ-એ પુરુષ આપણી ભોળી પારેવા જેવી છોકરીને–

શીલાબહેન: ઓહો! તમે પણ શું ખોટા ખોટા વિચારો કરીને–નકામી વાતો કર્યા કરો છો. જુઓ, બારીમાંથી બહાર જુઓ. એ આવી આપણી શર્વરી-કંપાઉન્ડ વૉલનો દરવાજો ખોલી રહી છે – અને–

જયંતભાઈ: (બારીમાંથી બહાર જોઈને): હા-હા શીલા, શર્વરી આવી રહી છે. પણ તેની સાથે કોઈ છોકરો?

શીલાબહેન: હા-હા. જોયું? મેં કહ્યું હતું ને કે–

જયંતભાઈ: રહેવા દે, રહેવા દે. પહેલાં એ લોકોને અંદર તો આવવા દે.

(શર્વરી અને પરંતપ પ્રવેશે છે).

શર્વરી: આ મારાં મમ્મી-પપ્પા. આ પરંતપ. પરંતપ શુક્લ.

(શર્વરી શરમાઈને શીલાબહેનની બાજુમાં ઊભી જાય છે.)

પરંતપ: નમસ્તે!!

જયંતભાઈ: આવો, આવો, પરંતપ. બેસો.

(પરંતપ બેસે છે. સામે જયંતભાઈ પણ ગોઠવાય છે.)

પરંતપ: હું અને શર્વરી... ઘણા સમયથી પરિચયમાં છીએ. અને અમે... મારાં માતા-પિતાને શર્વરી આજે જ મળી છે. અને એ લોકો બધું નક્કી કરવા...

જયંતભાઈ: શીલા...શીલા, આ આપણે શું સાંભળીએ છીએ? શર્વરી – પરંતપ, આ બધું ક્યારે બની ગયું? શર્વરી, તેં અમને કદી વાત પણ ન કરી અને અમને અણસાર પણ ન આવવા દીધો?

શર્વરી: ઓહો! તમે પણ પપ્પા – બધું અચાનક જ બની ગયું. કંઈક વાત આગળ વધે અને ગોઠવાય પછી જ મારે તમને જાણ કરીને સરપ્રાઇઝ આપવાની હતી.

શીલાબહેન: હાં હાં, હવે બધી કડી મળતી આવે છે. ઘેર મોડાં આવવું, ધારાને ત્યાં જવાનું, પાર્ટી વગેરે વગેરે.

શર્વરી: ઓહો – મમ્મી, તું પણ...

(શર્વરી શરમાઈને શીલાબહેનના ખભા પર માથું ઢાળી દે છે.)

જયંતભાઈ: અરે! પરંતપ, પ્લીઝ, તમે જરા ઊભા થાવ –અહીં આવો, તમને હું કંઈક બતાવું-

(પરંતપ નવાઈ પામીને ઊભો થાય છે, જયંતભાઈ તરફ ખસે છે.)

જયંતભાઈ: જુઓ, જુઓ, પરંતપ. આ મારી દીકરી... શર્વરી. એની મમ્મીના ખભા પર એવી રીતે માથું ઢાળીને ઊભી છે કે જાણે શ્યામ ગુલાબનો છોડ, શરમથી ઝૂકી ગયો છે.

(શર્વરી અને પરંતપની નજર મળે છે. બન્ને જણ હસી પડે છે. સાથે સાથે જયંતભાઈ અને શીલાબહેન પણ ખડખડાટ હસી પડે છે, અને પડદો પડે છે.)

□

એ....ક થપ્પડ એ...વી. કચકચાવીને મારી દઉં ને! ફરીથી આવું કરવા દે એને! એ વખતે જ મારી દેવાની જરૂર હતી! પણ મને શી ખબર કે ૪૯ વર્ષનો... ઠરેલ... સભ્ય માણસ આમ સા...વ આદિમ–

પોલીસકેસ કર્યો હોય તો? પણ એમાં તો સાક્ષીઓ જોઈએ! ને એ ક્યાં મારે ઘેર આવ્યો'તો? હું એને ઘેર ગઈ'તી!... તોય થઈ શક્યો હોત. પણ સાલાએ મારા મેડિકલ રિપૉર્ટનો ચાન્સ જ ઊભો ન કર્યો!... આખી રાત બગાડી મારેલી મારી – ના ઊંઘાયું, ના જગાયું... હજીય ક્યાં પૂરું ઊંઘાય છે?

મારા ભોગ લાગ્યા, તે મેં વળી એને એ પ્રશ્નાવલિ-પત્રક ભરવા આપ્યું! 'નારીચેતના અને ભારતીય પુરુષનાં વલણો' અંગેના મારા ડિસર્ટેશન માટે! મને એમ કે જો એ સાચા ઉત્તરો આપશે તો કન્સર્વેટિવ તરીકે ઉઘાડો પડી જશે, ને ખોટા ઉત્તરો આપશે તો ડરપોક તરીકે!... ભર્યું નહિ, ટાઇમ બગાડ્યો, રૂબરૂ ગઈ તો ચર્ચાએ ચડાવી દીધી – પ્રશ્નાવલિથી જ ઉશ્કેરાયેલો હતો! જોકે ઉશ્કેરાટમાંય બોલે છે હીરાના પહેલ જેવું! "સ્ત્રી ત્યાં સુધી જ સન્નારી રહી શકે છે, જ્યાં સુધી પુરુષ બર્બર ન બને! અને સન્નારી એ છે જે પોતાનું ગૌરવ જાળવે છે. ગૌરવ એનું જ જળવાય જેને શીલ હોય. પરંતુ તમે આધુનિક અને નારીવાદી સ્ત્રીઓ શીલને તો પુરુષના આધિપત્યવાદે પ્રેરેલી અવાસ્તવિક ભાવના તરીકે ને આઉટડેટેડ આઇડિયાલિઝમ તરીકે રિડિક્યૂલ કરો છો! જો સ્ત્રીએ પોતાનું આત્મસંમાન અકબંધ રાખવું હોય તો એણે પોતાના શીલનું રક્ષણ કરવું પડશે. ને પુરુષને બર્બર થતો રોકવાનું કર્તવ્ય બજાવવું પડશે. પણ આજની સ્ત્રી તો નિષ્ઠાની હાંસી ઉડાવવામાં, પુરુષની સ્પર્ધા કરવામાં ને અંગપ્રદર્શન કરી પુરુષને ઉત્તેજિત કરવામાં જ સ્ત્રીસ્વાતંત્ર્ય ને આધુનિકતા સમજે છે!"

"વૉટ ડુ યૂ મીન?" શક્ય તેટલા તીખા સ્વરે મેં પૂછ્યું. એટલે સાલો કહે: "સાયકૉલોજીની અધ્યાપિકા આવાં સીધાં વાક્યો જો સમજી શકે તો સાયકૉલોજી લાજે!" "એટલે?" "એટલે એમ કે સાયકૉલોજી એ રુગ્ણ માણસોનું શાસ્ત્ર છે. વાસ્તવમાં એ વિજ્ઞાન જ નથી! સાઇકૉલોજી ભણનારાં અને (મારી સામે ત્રાંસું સ્મિતભર્યું જોઈ) ભણાવનારાં પોતે જ પછી સાઇકિક પ્રૉબ્લેમ બની જતાં હોય છે! કૉમન સેન્સને અને એમને ઓછામાં ઓછું એક જન્મનું છેટું પડી જતું હોય છે!" ક્વેશ્ચરનેર ભરાવવાની લાલચે ગમ ખાઈ જઈને મેં માત્ર આટલું જ પૂછ્યું: "તમે શું એમ કહેવા માગતા હતા કે વેલ-એજ્યુકેટેડ, સેલ્ફમેઇડ મૉડર્ન વુમનનું ગૌરવ પણ પુરુષ પર નિર્ભર છે?..." એણે શબ્દેશબ્દ છૂટો પાડતાં કહ્યું, "સ્વ-નિર્ભર આધુનિક સ્ત્રીનું જ નહિ, નારીમાત્રનું ગૌરવ! — 'પુરુષ' પર નહિ, પુરુષના, આભિજાત્ય પર નિર્ભર છે."

"આઇ ડોન્ટ બિલીવ."

"સત્ય એટલું અસંકુલ અને સુગ્રાહ્ય હોય છે કે તે બૌદ્ધિક ઘમંડને ગળે ઊતરવું દુષ્કર થઈ પડે છે."

"સત્યનો ઇજારો તમે પુરુષોએ રાખ્યો છે?"

"આવું અપ્રસ્તુત બોલ્યા કરી તમે મને પ્રૅક્ટિકલ લેસન આપવા બાધ્ય ન કરશો."

"પ્રૅક્ટિકલ લેસન? તમે મને આપશો? તમારી હેસિયત શી છે?"

"એક પુરુષ તરીકેની. ધારો કે હું તમને ચૂમી લઉં – આમ!" કહેતાં એણે મને ભીડીને ચુંબન કરી દીધું!.... "એ!" કહેતાં હું પાછી હઠી ગઈ. "અને ધારો કે હું તમને આલિંગી લઉં – આમ!" બોલતાં એણે મને બાહુપાશમાં ભીંસી દીધી – પુરુષની છાતીનો દઢ સ્પર્શ અનુભવતા સ્તન સજ્જડ દબાયા... પ્રતિકાર અને આક્રમણનું કુરુક્ષેત્ર મચી ગયું. એણે રીતસર મને

ગાયો! હવે તો પુરુષસમોવડી નહિ, પુરુષથી સવાઈ નારી એક વાસ્તવિકતા બની ચૂકી છે! એનો સ્વીકાર નહિ કરનારા કન્સર્વેટિવ સમાજને તમે બરાબરની થપ્પડ મારી છે!...''

પરાશર આનાથી ઊંધું જ બોલે! ''તમે તમારી જાતને જ થપ્પડ મારી છે!... તમે ભારતીય ઘરરખ્ખુ ગૃહિણીને નોકરડી સમજો છો? કચડાયેલો, દબાયેલો શોષિત 'વર્ગ' ગણાવો છો? બંધિયાર, નિર્જીવ અસ્તિત્વ માની બેઠાં છો? એ તમારા કરતાં વધુ સજીવ છે! વધુ મોકળી છે! નોકરડી નથી, કર્મરત ગૃહસમ્રાજ્ઞી છે. ગૃહલક્ષ્મી છે. કુલવધૂ છે. વિભિન્ન ભૂમિકાઓ નિભાવતી એ આર્ય સન્નારીનું જીવન છલોછલ ભર્યું ભર્યું છે, તમારી કહેવાતી સ્વતંત્ર આધુનિક સ્ત્રી જેવું ખાલી નથી! એ સ્વજનોની સાથે ચાલે છે ને સાથે લઈને ચાલે છે. એ જીવનને ભરપૂર ભોગવે છે – જેમાં સુખ અને દુઃખ બંનેનો આનંદ છે... પર્સનલ લાઇફ? એવી કેવી પર્સનલ લાઇફ હોય છે તમારે પરિવારથી અલગ અને પતિથીય છાની? આ સંસારમાં જન્મ્યા પછી કોઈનું કશુંય પર્સનલ રહેતું નથી! તમે કુંવારું જીવન ગાળો તોય નહિ! એમાં તો ઊલટી પર્સનલ લાઇફ જ નષ્ટ થઈ જાય છે! એકલવાયા માણસને બાંધછોડો વધારે કરવી પડે છે. એણે પોતાની ગરજે જગતને પોતાના જીવન પર ટ્રેસપાસ કરવા દેવું પડે છે. પરિણામે અંગતતા જોખમાઈ જાય છે... 'અંગત' સમય? પરિવારને માટે ગાળેલો સમય શું એનો પોતાનો નથી, પારકો છે? નિઃશેષપણે પોતાનો હોય તેવો સમય પુરુષને પણ ક્યાં સુલભ હોય છે? આગવું વ્યક્તિત્વ 'અકબંધ' રાખવાની વાત? વ્યક્તિત્વ કોઈનુંય 'અકબંધ' રહી શકે છે? કોઈ પણ પદાર્થ-પદાર્થને હું ઘટના તરીકે ઓળખાવું છું – એક ઘટના બીજી ઘટના યા ઘટનાઓના સંબંધમાં આવે છે ત્યારે આદાન-પ્રદાન અનિવાર્ય બની જાય છે. બે જલપ્રવાહો ભેગા મળે ત્યારે કોનું વ્યક્તિત્વ અકબંધ રહે છે? લગ્ન કરવા-માત્રથી જ નહિ, જગત વચ્ચે મુકાવાથી વ્યક્તિત્વને પ્રભાવિત થયા કરવાનું જ હોય છે – પછી એ સ્ત્રીનું હોય કે પુરુષનું!... પુરુષના ચાળા પાડવા એ નારી-મુક્તિ નથી! અને તમારે મુક્તિ જોઈએ છે શેમાંથી? ભર્યા ભર્યા કુટુંબમાંથી? સાસુ-સસરામાંથી? પતિનિષ્ઠામાંથી? ગૃહિણીપણામાંથી? મર્યાદામાંથી? ચારિત્ર્યમાંથી? કઈ સ્વતંત્રતા જોઈએ છે તમારે? પારકી તાબેદારીઓ કરી અણઘડ પાર્ટ-ટાઇમ હાઉસ-હોલ્ડર બનવાની? પરપુરુષોને ધણી બનાવવાની? ક્લબોમાં જુગાર રમવાની? સેક્સ પાર્ટીઓમાં નાચવાની? માફિયાઓ – રાજકારણીઓ – ધનિકોનું રમકડું બનવાની? યૌન-વિક્રય કરવાની?... તમારો આ સ્વાતંત્ર્યજ્વર તમને તો સ્વચ્છંદી બનાવી ચૂક્યો જ છે, પણ સમાજનેય મૂલ્યહીન, અરાજક સમૂહોમાં છિન્નભિન્ન કરી રહ્યો છે. આનું પરિણામ એ આવવાનું છે કે સ્ત્રીસ્વાતંત્ર્ય જ્યારે એની ચરમ સીમાએ પહોંચ્યું હશે ત્યારે સૌથી વધારે ગુલામ પણ સ્ત્રી જ હશે! ક્યાં શોધવા નીકળ્યાં છો તમે તમારી આઇડેન્ટિટી? તમારી આગવી ઓળખ, તમારી અંગતતા ને તમારું આત્મગૌરવ તો સંયુક્ત પરિવારમાં સુરક્ષિત છે!''

''તમે સ્ત્રીને પાછી ઘૂમટામાં ધકેલી દેવા માગનાર પ્રતિક્રિયાવાદી છો!''

''ઘૂમટામાં જે રોમાંચ, જે જીવંતતા ને જે મોકળાશ હતાં તે આજની તમારી નગ્નતામાં નથી!''

તો પછી તેં મને કેમ નગ્ન કરી, સાલા? ભલે પૃષ્ઠભાગે પણ એની સેન્સ્યુઆલિટી – પંદર દિવસ મેં ખોટ્ટા બગાડ્યા! બહિષ્કાર કરવાને બદલે એને ત્યાં ફરી એક વાર ગઈ હોત... ને એ પેલું રિપીટ કરવા માંડ્યો હોત, ને હું એના પર તૂટી પડી હોત, તો આ બળતરા શમત! એણે ફોન પણ કર્યા – દસેક દિવસ પછી! પસ્તાયો હશે! પણ હું મૂકી દેતી! છેલ્લે તો એણે કહી જ દીધું: ''આય ઍમ સૉરી! તમારે મને બીજી જે સજા કરવી હોય એ કરો, પણ આવી અબોલાની નહિ!''

વાયડો! ના, વાયડો તો કેમ કહેવાય? અમે આખું ભાપણ ઠપકારીએ, પછી એ એકડાં થોડાંક વાક્યો પરખાવી દે! આમ જોઈએ તો સનત્ વધુ વોકલ છે. પણ એનું બોલેલું બધું યાદ રહેતું નથી. છાપાંમાં-

અનુમાસીને જવું પડે. સાથે હું પણ હોઉં... સાલો જડથો! છોકરાએ ગાડી લઈ આપી છે તોય ચાલતો આવજા કરે છે! દસ-બાર કિલોમીટર થતા હશે જવાઆવવાના! ને જમવા માટે ગાડી લઈને જાય! આમ તો અમારે પ્રેસ પર જવાની ખાસ જરૂર નહિ – પ્રૂફ તો ઘેર આવી જાય, પણ માસીએ પ્રેસને બદલે એના બંગલે જવાની વ્યવસ્થા ગોઠવાવડાવી! એમ આત્મીયતા વધતી ગઈ...

ગૌરવ! આત્મસંમાન! એ જાળવવાની જવાબદારી અમારી! તમારે તો એના પર હુમલા જ કરવાના! હંહ્! આ સનત્ જેવા પુરુષોય દુનિયામાં છે એની એને ખબર જ નથી! સાલો જંગલી!... તે દિવસે સનત્ સાથે એકાન્તમાં કેટલું બધું બેસવાનું થયેલું! ફોન આવ્યો એટલે માસી તો, "તમે બેસજો, હું આવું છું અર્ધા કલાકમાં." કહીને ગયાં તે છેક દોઢ કલાકે આવ્યાં! પ...ણ... એ દરમ્યાન એકબીજાના ગમા-અણગમા, અપેક્ષાઓ, મહત્ત્વાકાંક્ષાઓ, ધ્યેયો, વિચારસરણી – એકબીજાને નિકટથી ઓળખવા-સમજવા સિવાય કોઈ ઘટના ઘટેલી નહિ! અરે, પેલું પુસ્તક લેતાં એની આંગળીઓ મારી આંગળીઓને જરાક અડી ગઈ તોય "સૉરી" કહી દીધેલું ને! નહિ તો વિધુર તો એય છે! અને છેય એના કરતાં નાનો – ૪૩ વર્ષનો! મારો જન્મ જાન્યુઆરી '૫૬માં, ને એનો '૪૭માં. આજે ડિસેમ્બર '૯૦ ચાલે છે એ હિસાબે... બાકી છે પૂરો મર્યાદાપુરુષોત્તમ! વાણીમાં પણ લક્ષ્મણરેખા કદી ન ઓળંગે! પેલો તો કડછો છે! સ્ત્રી આગળ શું બોલાય, શું ન બોલાય એનું ભાન જ નથી! તે દા'ડે અમારા ચર્ચાયુદ્ધ દરમ્યાન કેવું બોલી ગયેલો! "પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે બલાત્કાર કરે છે ! સ્ત્રીના યૌન તંત્રની ને પુરુષના જાતીય અવયવની સક્રિયા-ત્મકતા ભિન્ન હોવાથી સ્ત્રીનો બલાત્કાર દેખાતો નથી. પણ પુરુષને ઉત્તેજિત કરી નાખે તેવાં જાતજાતનાં નખરાં તો સ્ત્રી જ કરતી આવી છે પ્રાચીન કાળથી ને આજની સ્ત્રીએ તો સીમા જ વટાવી દીધી છે! ચુસ્ત ચણિયા-સાડીઓ, ટાઇટ જીન્સ, શૃંગો જેવી બ્રેસિયર્સ, સ્લીવલેસ અને પુરુષ માટેની બાંડિયા ગંજીઓ, વેંતિયાં સ્કર્ટ, સાથળોનાં મૂળ સુધી દૃષ્ટિ લંબાવવાની સગવડ કરી આપતી ચડ્ડીઓ એ પહેરે છે કઈ વિવશતાથી? કોને દેખાડવા પહેરે છે? શું દેખાડવું છે એને? પોતાનાં ગોપનીય અંગો સ્પષ્ટ ઉપસાવી, પુરુષને વિહ્વળ કરવા માટે જ કે બીજું કંઈ?"... અનુમાસીએ જડબાતોડ જવાબ આપેલો, "સૌન્દર્યનું દર્શન કરાવવું એ ગુનો છે? સ્ત્રીનું શારીરિક રૂપ એ શું તમારા જેવા મધ્યયુગી પુરુષની માલિકીની વસ્તુ છે? ફિગર સારું હોય તો તે ઉઘાડું કરવાનો પણ સ્ત્રીને અધિકાર છે."... "ઉઘાડું એટલે નિર્વસ્ત્ર?".... "બાય ઑલ મીન્સ! ન્યૂડ!"...."તમારાં માતુશ્રી કે દાદીમાનું નિર્વસ્ત્ર પ્રદર્શન તમે આ જ રીતે સ્વીકારશો?"... "વૉ...ટ? યૂ ડર્ટી સ્વાઇન!"... "કેમ? તમે વાર્ધક્યમાં સૌન્દર્ય જોતાં નથી?" ..."આઈ એમ ટૉકિંગ ઑફ ફિલ્મ્સ, ઍડ્ ફિલ્મ્સ, પૉર્નોગ્રાફિક મૅગેઝીન્સ; નૉટ ઑફ રિયલ લાઇફ!"... "આઇ નો! સ્ત્રીની કોમૉડિટી વૅલ્યુનો તમે મહિમા કરી રહ્યા છો!" "સ્ત્રીને કોમૉડિટી બનાવનાર તમે પુરુષો જ ને?' ..."સ્ત્રીને કોમૉડિટી બનાવનાર પુરુષ નથી, સ્ત્રી પોતે જ છે! આજે જો અમે સ્ત્રીને કૉમોડિટી બનવા પર પ્રતિબંધ લાદી દઈએ તો એના વિરોધમાં મોરચો કાઢનારી સ્ત્રીઓ જ હશે!" "નારી-વાદી ઍક્ટિવિઝમનો તમને ભય છે કે તિરસ્કાર?" "બંને! કારણ કે જ્યાં વાદ ઊભો થાય છે ત્યાં સત્યની, સ્વાભાવિકતાની અને શ્રેયની હત્યા થાય છે."

સ્ત્રી પરત્વે આવું નકારાત્મક વલણ, આવો હીન ભાવ સનત્‌માં કલ્પી પણ શકાય? સ્ત્રીસ્વાતંત્ર્યનો કેટલો વેહિમન્ટ સમર્થક! અનુમાસીએ લગ્ન, પરિવાર જેવાં જુનવાણી બંધનો ફગાવી દઈ, કુંવારી માતા બનવાનું ક્રાન્તિકારી સાહસ કર્યું છે એ જાણતાં એણે કેવાં અભિનંદનો આપેલાં! "પતિપરાયણ, પોતાનું આગવું વ્યક્તિત્વ – આઇડેન્ટિટી ગુમાવી બેઠેલી, સંયુક્ત કુટુંબમાં જાત ઘસી નાખતી છતાં અન્યાય પામતી, ચોવીસે કલાક બીજાઓ માટે ખર્ચી નાખવામાં પોતાને માટે એક સેકંડ પણ બચાવી ન શકતી, ગોદડીઓ સાંધતી સમર્પિત આર્ય નારીનો મહિમા બહુ

ગાડી મોકલવાનો છે – લગ્નનોંધણી કાર્યાલયે પહોંચવા. સનત્ વરમાળાને 'વધૂમાળા' કહે છે! એ મને 'વધૂમાળા' પહેરાવશે! મમ્મી-પપ્પા – નિરુ આવી શક્યાં નથી – રિઝર્વેશનના ધાંધિયા! પરમ દિવસે તો આવવાનાં, પણ સનત્ તારીખ ફેરવી શકે તેમ નથી! ચેરપર્સન છે – મીટિંગો... ને ટૂરો... ને શિડ્યૂલ ટાઈટ છે! મમ્મી-પપ્પાની અવેજીમાં – અનુમાસી તો બરાબર છે – મમ્મીનો રોલ ભજવે એ! પણ પપ્પાનું સ્થાન લેવા એમણે પરાશરને બોલાવ્યો છે! ભમી જ ગયું છે એમનું તો! જોકે એમને ક્યાં ખબર છે કે પરાશરે શું કર્યું'તું? પ...ણ અનુમાસીનો પરાશર વિષે ઉત્સાહ આટલો હાઇપર-ઍક્ટિવ કેમ છે?

ફાંસીની આગલી રાત કેવી જતી હશે?....ચત્ ચત્ ચત્, આવી અપ્રસ્તુત ઉપમા ક્યાંથી આવી ચડી?... માસીએ વરમાળાને ફાંસીની ઉપમા આપેલી – એમના એક લેખમાં! પરાશરે કહેલું: "અપ્રસ્તુત ઉપમા છે." અનુમાસીએ ગળચટા અવાજે કહેલું: "તમે તો એમ જ કહો ને! ભોગવનારી ભોગવે! આઝાદી પહેલાં તમારા જેવી મેન્ટાલિટીવાળાઓ ૮૦ વર્ષે ઘોડે ચડતા! તમને તો હજી ૪૯ જ થયાં છે! તમે શું કામ ના ચડો?".. "ચડું ને! મળે એટલી જ વાર!" સ્સા... લો નફ્ફટ!..." "હેં! સાચું કહો છો?" અનુમાસી ઊછળી પડેલાં!... "હા. પત્ની મારી અનિવાર્યતા છે! પ્રશ્ન યોગ્ય પાત્રનો જ છે." "પાત્ર ઓળખવા માટે આંખ જોઈએ! ભગવાને તમને આંખ આપી છે?" "આંખ શા કામની? જ્યાં પાત્રો જ કાણાં હોય ત્યાં!" શું? શું બોલ્યો એ? કોના ઉપર બોલ્યો? સાલો કેટલો અસહિષ્ણુ છે! તે દિવસે પ્રેસ પર ગયેલી – સનત્ તો આકસ્મિક જ સાથે થઈ ગયેલો. એની ચેમ્બરમાં પેસતાં સનત્ એનું ચાલુ વાક્ય પૂરું કરી રહ્યો હતો: "લગ્નજીવનમાં સમજણ ન પ્રવર્તતી હોય તો સ્વતંત્રતાનો નાશ થવાનો જ છે!" અમારી સામે ચકિત થઈને જોઈ રહેલો પરાશર જાણે ભાનમાં આવ્યો. "તમારા નવા સહયોગી છે?" "ના, ના! આ તો સરકારી નિગમના મેમ્બર – સેક્રેટરી છે!" "એ...મ!" પછી મારી સામે તાકીને કહે, "પ્રેસના કામે આવ્યાં હો તો બહાર ધનજીકાકાને જ મળી લો ને!" હું ઘા ખાઈ ગઈ! એણે ઉમેર્યું, "ઇફ યૂ ડોન્ટ માઇન્ડ!" હું ચેમ્બરની બહાર નીકળી ગઈ. સાથે સનત્ પણ. ત્યાં એની બૂમ સંભળાણી: "એક મિનિટ! મુક્તિ, જરા અહીં આવજો!" નહોતું જ જવું – મારેય એને લમણાની આપવી હતી! છતાં ગઈ!... "સમજણ નહિ, પ્રેમ જોઈએ! પણ બૌદ્ધિકોએ 'પ્રેમ'ને તો શબ્દકોશવટો દઈ દીધો છે! કારણ, વટાવી શકાતો નથી ને? ઍન્ડ માઇન્ડ વેલ, પ્રેમમાં સ્વાતંત્ર્યને સ્થાન નથી! કારણ કે પ્રેમ એ જ સ્વાતંત્ર્ય છે! નાઉ યૂ કૅન ગો!" બહાર નીકળતાં વળી એણે બોલાવી. ભાલા જેવી નજર ફેંકતાં બોલ્યો, "બાય ધ વે, તમે 'માસી' ક્યારે બદલ્યાં?" ઇટ્સ ટૂ મચ! આ માણસ તો મારી પર્સનલ લાઇફ પર એન્ક્રોચમેન્ટ કરે છે! શો અધિકાર છે એને? હેં? શો અધિકાર?... બસ, એ જ દિવસથી મેં એને ત્યાં જવાનું બંધ કરી દીધું. ખાસ્સો મહિનો થઈ ગયો! મહિનો શું, વરસ થઈ જાય તોય શું? પ...ણ ડિસર્ટેશન માટે ડેટા-કલેક્શન ચાલતું હતું. થયું કે પેલી પ્રશ્નાવલિ માટે સૌથી પ્રૉપર પુરુષ તો એ છે! એટલે એ આપવા માસી સાથે ગઈ. એણે વિલંબ કર્યો એટલે–

ઓહ! એ લોકોની વાતો ક્યાંથી ક્યાં પહોંચી ગઈ હતી! અનુમાસી કહેતાં હતાં: 'કોઈ હાઈ ક્વૉલિટીની – દાખલા તરીકે લેખિકા મળી જાય તો?" "લેખિકાને પત્ની તરીકે હું કદી પસંદ ન કરું!" અનુમાસીનો ચહેરો ફિક્કો પડી ગયો.. નિરુની પત્નીના કાણ્ડ વિશે વાત નીકળતાં કહે, "નહેરુ સરકારે હિંદુ સમાજની ઘોર ખોદવા આવા કાયદા કર્યા છે! ઑફ-કોર્સ, પત્નીને વશમાં રાખવી એ પતિનું કર્તવ્ય છે." શશીમામી પિયરથી ખાલી હાથે આવ્યાં છે, નથી ડિગ્રી કે નથી નોકરી, તોય મહેન્દ્રમામાને થથરાવે છે! ને મહેન્દ્રમામા પાછા આરતી ઉતારે છે! આ વાત ચાલતી હતી ત્યારે મને થતું હતું: હમણાં પરાશર આગ આગ થઈ ઊઠશે! પણ એ તો હળવે રહીને આટલું જ બોલ્યો: "મહેન્દ્રમામાનો ચૂડી-ચાંદલો અમર રહો!" પહેલાં તો અમે ચમક્યાં. પછી ખડખડ હસી પડતાં. અનુમાસી કહે, "તમે આવા મશ્કરા હશો એની તો

મૅગેઝીનોમાં નારીવાદી પ્રવચનોમાં આવેલું કે એ બોલેલો એનો ગોટાળો થઈ જાય છે!... "તમારા પુરુષાર્થનો – ખરેખર તો સ્ત્રીઅર્થનો આજીવન સાક્ષી બની રહેવાનું મને ગમશે!" મારી આંખોમાં આંખો મેળવીને એણે કહેલું. અને સાવ અકારણ, શકુબાના પેલા શબ્દો કાનમાં ભમવા લાગેલા. "અત્યારે તો તિતકૂલારિયાં કરો સો, પણ ઘૈડપણમાં ચારે દિશાના વાયરા વ્હૈ જશી! અંતના માંણહ વના ચ્યમ કરીન જિવાય સ ઈનું ભૉન થૈ જશે! અન અંતનું માંણહ કાંય હાટડીમાં મળતું નથી! પેન્શન ઉપર કૂદો સો, પણ પેન્શન કૉંય મોંણહની ખોટ્ય નૈં પૂરે! તારા જ ઘરમાં, તારા જ રૂપિયે લોક લ્હેર કરશે, ને જાણે તી ઈમને નૈં, ઈમણે તને આશરો આલ્યો હોય ઈમ તને કૂત્યરાની પેઠ્યમ હાંકશે! હગા ભૈની તો આશા જ નથી! બેદાનો ફૂટેલો સ નીરિયો તો! મારો રોયો રોંડ્યો! બાયડીને ફટાડી, તે રાંડ વંઠેલ નાહી જૈ, ધણી કર્યા ને કૉરટે ઈનો પક્ષ લીધો! હવે નીરિયાના પૈશે ઈના રાખેલાઓ જોડે એ...ય ડિસકારા ઉડાડ સ રાંડ વસૂટેલ! તારા મનથી કુની ગરજ સ? એકલાં રૂહૈશું! પણ – નથી વાંચતી સાપાંમાં? ઘરના નોકરો જ લૂંટી જોય સં! એકલદોકલ ડોશીઓને તો મારી જ નાંખં સં! અને નથી ને લકવા-બકવા પડી જ્યો, તો શું કરશો? કશું ના થાય તોય બળ્યા હાથ-પગ તે કાંય ચાંબડી લબડી પડે ત્યાં હુધી ચાલતા હશી? કુણ હોમું જોશે?" એમની બોલી પર રમૂજ કરવાની આશાએ મેં અનુમાસી સામે જોયું. પણ એ તો ગંભીર બની ગયાં હતાં!... પછી એક દિવસ પરાશરના ઘરેથી પાછાં આવતાં રસ્તામાં કહે: "સનત્ જેવો પ્રગતિશીલ બૌદ્ધિક સામે ચાલીને પ્રપોઝ કરતો હોય, તો ના પાડવી એ બ્લંડર છે!" "અરે માસી! તમે આ બોલો છો? આટલા માટે તમે મારું નામ 'મુક્તિ' પાડેલું? મમ્મીને તમે કહેલું ને, કે પતિની બહેન જ શા માટે નામ પાડે? પત્નીની બહેન કેમ નહિ? તમારું પાડેલું નામ સાર્થક કરવા મેં અપરિણીત રહેવાનો નિર્ણય જાહેર કર્યો ત્યારે તમે મને શું કહેલું? 'માસીને ગુરુ માને છે તો, માસી આગળ લીધેલી આ પ્રતિજ્ઞા તોડતી નહિ?' હવે તમે જ મને બંધનમાં પડવાની સલાહ આપો છો?"

માસી હસ્યાં: "કુદરતી સંકેત લાગે છે. નહિ તો આ સનત્, નિભાડા નિગમનો મેમ્બર-સેક્રેટરી ક્યાંથી થવા, સરકારી ગાડીમાં મહાલવા નીકળેલી એની બૈરીએ – ડ્રાઇવરની ના છતાં સ્ટિયરિંગ હાથમાં ક્યાંથી લઈ લેવા, ગાડી રોડસાઈડ ચોકડીમાં પડી ક્યાંથી જવા, ઑન ધ સ્પૉટ એ મરી ક્યાંથી જવા, એના નિઃસંતાન મોટા ભાઈએ એની દીકરી દત્તક ક્યાંથી લેવા..." વાત તો સાચી છે! મૅરેજ-માર્કેટમાં પ્રીમિયમ બોલે એવો મૂરતિયો છે! અને... ૪૩ મા વર્ષે આવી પોસ્ટ ઉપર છે તો અઠ્ઠાવન વર્ષે કેટલે પહોંચ્યો હશે! મેં સ્મિત કરતાં માસીને કહ્યું, "ગુરુ જ માટીપગાં નીકળ્યાં, ત્યાં ચેલાનું શું ગજું?" માસી કેમ ચમક્યાં હશે?... હસીને કહે: "ગુરુ નહિ, સખી કહે સખી! તારાથી ૧૧ જ વર્ષ મોટી છું – મારી કંઈ ઉંમર થઈ ગઈ નથી!" મેં કહ્યું: "હાસ્તો! ૪૫ વર્ષ એ તે કાંઈ ઉંમર થઈ કહેવાય? હજી તો તમે પાનેતર પહેરીને માંયરામાં બેસો એવડાં છો!" માસી ગુલાબી ગુલાબી હસી પડ્યાં. પછી બારી બહાર દૂર તાકી રહ્યાં. મને યાદ આવ્યું કે હમણાં કેટલાક દિવસથી માસીનો સૂકા ટોસ્ટ જેવો ચહેરો પેંડા જેવો બની ગયો છે! બે-ત્રણ દિવસ પછી એ કહે: "શકુબા ખરું કહેતાં'તાં હાં, મુક્તિ! આ બધી વાંઢીઓ છે ને, ઈમાંની અડધી તો આ લાડવો લઉં કે, પેલો લાડવો લઉં – ઈમ વચ્યાર કર્યામાં જ રૂહૈ જેલીઓ છે!" હસવાનું પૂરું થતાં ગંભીર થઈને કહે: "આપણે ક્યાં મૂરત જોવાનું છે? ને એને તો રિસેપ્શનેય ખાનગીમાં રાખવાનું છે! ખણખોદિયાઓ ચાંલ્લા-પ્રેઝંટના આંકડાય છાપે ચડાવી મારે એવા હોય છે! એ કહે છે એમ પહોંચી જા રજિસ્ટ્રાર ઑફિસમાં – આ ચૌદમીએ! સાથે હું તો છું જ! તું કહેતી હોય તો અનુજાને તેડાવી લઉં હૉસ્ટેલમાંથી!... અલી, પરાશરને બોલાવી લઉશું? ને મોટી બહેનને તો હું જ કૉલ કરી દઉં છું! જીજાજી અને નિરુને લઈને આવી પહોંચે! બોલ, કરી દઉં ને કૉલ?" "મને શું પૂછો છો?" "લુચ્ચી! કરવું છે પોતે, ને ટોપલો મારે માથે નાખવો છે!" કહેતાં એ મને વળગી પડ્યાં.

ગોળી લઉં? ના, નથી જ લેવી! ભલે આખી રાત ઊંઘ ના આવે!... સવારે દસ વાગ્યે તો સનત્

ગાડી મોકલવાનો છે – લગ્નનોંધણી કાર્યાલયે પહોંચવા. સનત્ વરમાળાને 'વધૂમાળા' કહે છે! એ મને 'વધૂમાળા' પહેરાવશે! મમ્મી-પપ્પા – નિરુ આવી શક્યાં નથી – રિઝર્વેશનના ધાંધિયા! પરમ દિવસે તો આવવાનાં, પણ સનત્ તારીખ ફેરવી શકે તેમ નથી! ચેરપર્સન છે – મીટિંગો... ને ટૂરો... ને શિડ્યૂલ ટાઈટ છે! મમ્મી-પપ્પાની અવેજીમાં – અનુમાસી તો બરાબર છે – મમ્મીનો રોલ ભજવે એ! પણ પપ્પાનું સ્થાન લેવા એમણે પરાશરને બોલાવ્યો છે! ભમી જ ગયું છે એમનું તો! જોકે એમને ક્યાં ખબર છે કે પરાશરે શું કર્યું'તું? પ...ણ અનુમાસીનો પરાશર વિષે ઉત્સાહ આટલો હાઇપર-ઍક્ટિવ કેમ છે?

ફાંસીની આગલી રાત કેવી જતી હશે?....ચત્ ચત્ ચત્, આવી અપ્રસ્તુત ઉપમા ક્યાંથી આવી ચડી?... માસીએ વરમાળાને ફાંસીની ઉપમા આપેલી – એમના એક લેખમાં! પરાશરે કહેલું: "અપ્રસ્તુત ઉપમા છે." અનુમાસીએ ગળચટા અવાજે કહેલું: "તમે તો એમ જ કહો ને! ભોગવનારી ભોગવે! આઝાદી પહેલાં તમારા જેવી મેન્ટાલિટીવાળાઓ ૮૦ વર્ષે ઘોડે ચડતા! તમને તો હજી ૪૯ જ થયાં છે! તમે શું કામ ના ચડો?".. "ચડું ને! મળે એટલી જ વાર!" સ્સા... લો નફ્ફટ!..." "હેં! સાચું કહો છો?" અનુમાસી ઊછળી પડેલાં!... "હા. પત્ની મારી અનિવાર્યતા છે! પ્રશ્ન યોગ્ય પાત્રનો જ છે." "પાત્ર ઓળખવા માટે આંખ જોઈએ! ભગવાને તમને આંખ આપી છે?" "આંખ શા કામની? જ્યાં પાત્રો જ કાણાં હોય ત્યાં!" શું? શું બોલ્યો એ? કોના ઉપર બોલ્યો? સાલો કેટલો અસહિષ્ણુ છે! તે દિવસે પ્રેસ પર ગયેલી – સનત્ તો આકસ્મિક જ સાથે થઈ ગયેલો. એની ચેમ્બરમાં પેસતાં સનત્ એનું ચાલુ વાક્ય પૂરું કરી રહ્યો હતો: "લગ્નજીવનમાં સમજણ ન પ્રવર્તતી હોય તો સ્વતંત્રતાનો નાશ થવાનો જ છે!" અમારી સામે ચકિત થઈને જોઈ રહેલો પરાશર જાણે ભાનમાં આવ્યો. "તમારા નવા સહયોગી છે?" "ના, ના! આ તો સરકારી નિગમના મેમ્બર – સેક્રેટરી છે!" "એ...મ!" પછી મારી સામે તાકીને કહે, "પ્રેસના કામે આવ્યાં હો તો બહાર ધનજીકાકાને જ મળી લો ને!" હું ઘા ખાઈ ગઈ! એણે ઉમેર્યું, "ઇફ યૂ ડોન્ટ માઇન્ડ!" હું ચેમ્બરની બહાર નીકળી ગઈ. સાથે સનત્ પણ. ત્યાં એની બૂમ સંભળાણી: "એક મિનિટ! મુક્તિ, જરા અહીં આવજો!" નહોતું જ જવું – મારેય એને લમણાની આપવી હતી! છતાં ગઈ!... "સમજણ નહિ, પ્રેમ જોઈએ! પણ બૌદ્ધિકોએ 'પ્રેમ'ને તો શબ્દકોશવટો દઈ દીધો છે! કારણ, વટાવી શકાતો નથી ને? ઍન્ડ માઇન્ડ વેલ, પ્રેમમાં સ્વાતંત્ર્યને સ્થાન નથી! કારણ કે પ્રેમ એ જ સ્વાતંત્ર્ય છે! નાઉ યૂ કૅન ગો!" બહાર નીકળતાં વળી એણે બોલાવી. ભાલા જેવી નજર ફેંકતાં બોલ્યો, "બાય ધ વે, તમે 'માસી' ક્યારે બદલ્યાં?" ઇટ્સ ટૂ મચ! આ માણસ તો મારી પર્સનલ લાઇફ પર એન્ક્રોચમેન્ટ કરે છે! શો અધિકાર છે એને? હેં? શો અધિકાર?... બસ, એ જ દિવસથી મેં એને ત્યાં જવાનું બંધ કરી દીધું. ખાસ્સો મહિનો થઈ ગયો! મહિનો શું, વરસ થઈ જાય તોય શું? પ...ણ ડિસર્ટેશન માટે ડેટા-કલેક્શન ચાલતું હતું. થયું કે પેલી પ્રશ્નાવલિ માટે સૌથી પ્રૉપર પુરુષ તો એ છે! એટલે એ આપવા માસી સાથે ગઈ. એણે વિલંબ કર્યો એટલે–

ઓહ! એ લોકોની વાતો ક્યાંથી ક્યાં પહોંચી ગઈ હતી! અનુમાસી કહેતાં હતાં: 'કોઈ હાઈ ક્વૉલિટીની – દાખલા તરીકે લેખિકા મળી જાય તો?" "લેખિકાને પત્ની તરીકે હું કદી પસંદ ન કરું!" અનુમાસીનો ચહેરો ફિક્કો પડી ગયો.. નિરુની પત્નીના કાણ્ડ વિશે વાત નીકળતાં કહે, "નહેરુ સરકારે હિંદુ સમાજની ઘોર ખોદવા આવા કાયદા કર્યા છે! ઓફ્-કોર્સ, પત્નીને વશમાં રાખવી એ પતિનું કર્તવ્ય છે." શશીમામી પિયરથી ખાલી હાથે આવ્યાં છે, નથી ડિગ્રી કે નથી નોકરી, તોય મહેન્દ્રમામાને થથરાવે છે! ને મહેન્દ્રમામા પાછા આરતી ઉતારે છે! આ વાત ચાલતી હતી ત્યારે મને થતું હતું: હમણાં પરાશર આગ આગ થઈ ઊઠશે! પણ એ તો હળવે રહીને આટલું જ બોલ્યો: "મહેન્દ્રમામાનો ચૂડી-ચાંદલો અમર રહો!" પહેલાં તો અમે ચમક્યાં. પછી ખડખડ હસી પડતાં અનુમાસી કહે, "તમે આવા મશ્કરા હશો એની

ખબર જ નહોતી!" પછી જરા ગંભીરતા સાથે પૂછ્યું, "તમે મહેન્દ્રમામાની જગાએ હો, તો શું થાય?" "શશીમામી વશીમામી થઈ જાય!" "ઓહો! કેટલો ફાંકો છે! મારા જેવી મળે ને, તો સીધા દોર થઈ જાઓ!" હું વિસ્મિત થઈ અનુમાસીના ખિલખિલાટ ચહેરાને નિહાળી રહી હતી ત્યાં એ બોલ્યો, "દામ્પત્ય એ કોઈ સ્પર્ધા નથી! નવી નારી ગૃહસંસારને આધિપત્ય માટેની લડાઈની રણભૂમિ બનાવી દેવા કેમ તાકે છે?"

થોડી વાર તો માસી મૂંગાં થઈ ગયાં. પછી કહે: "એમાં પુરુષોનો વાંક છે. આ દેશના પુરુષો પત્નીના ચારિત્ર્ય પરત્વે અત્યંત સેન્સિટિવ હોય છે. લગ્ન પછી સ્ત્રી વફાદાર હોય છતાં જો એનો અતીત કલંકિત જાણવા મળે તો ક્ષમા કરવા તો તૈયાર ન જ થાય, ઉપરથી સજા કરવા શૂરા થઈ જાય!..."

"હું તો તમારા અતીત વિશે પૂછવા શું, જાણવા પણ માગતો નથી. સ્ટિલ ટુડે તમારા કોઈ દોસ્તો હોય – અમુક ક્લોઝ પણ હોય – તો એ અંગે હું એક શબ્દ પણ બોલવાનો નથી! ઇટ્સ યૉર પર્સનલ લાઇફ! હું શા માટે માથું મારું?" સનતે ૧૪મીનું સૂચન કર્યા પછી કહેલું...

"હું વિધવાને સ્વીકારવા તૈયાર છું, પણ ખરડાયેલા અતીતવાળીને નહિ!" પરાશર આક્રોશ-પૂર્વક બોલતો હતો. શબ્દે શબ્દે એનો પારો ચડતો જતો હતો. "છોકરીને વળી બૉયફ્રેન્ડ શેના? એ ફ્રેન્ડશિપ કહેવાય કે વ્યભિચાર? યાદ રહે: વ્યભિચારી સમાજનો નાશ નિશ્ચિત છે! અને પત્નીઓને વળી અલગ પુરુષ મિત્રો કેવા? આ કાયદા કેવા છે તે પત્નીના વ્યભિચારને રક્ષણ આપે છે? શું હિંદુ પરંપરામાં વ્યભિચારને છૂટ છે! મુસ્લિમ સ્ત્રીને તો આવું કોઈ પણ રક્ષણ નથી! શા માટે માત્ર હિંદુ સમાજને જ સડાવી મારવાનું ષડ્યંત્ર રચાયું છે?"

આવા જ વિચારો હતા તો તેં કેમ છૂટ લીધી મારી સાથે? હું તારા બોલ્યાનો મર્મ સમજી ના શકી તેથી સા...વ આવું કરવાનું? કોઈ કરે આવું? વેરી ઍબ્નૉર્મલ! કયા અધિકારે તેં કર્યું આવું?... હવે સાલા પર વૈર ક્યાંથી લેવાશે? સવારે સાડા દસે તો ખેલ ખલાસ! સાડા દસે શું, નવ વાગ્યે તો માસી હાજર થઈ જવાનાં છે – ફોન આવી ગયો!... મમ્મી-પપ્પા આવી પહોંચ્યાં હોત તો પૂછવાય થાત! માસી? અનુમાસી તો પ્રશ્ન છે, ઉત્તર નથી! ના, મારી લડાઈ મારે જ લડવી પડશે!... કેટલા વાગ્યા? ઓહો! અત્યારે અર્ધી રાતે ફોન કરાય?

*

અનુમાસી હાંફળાં-ફાંફળાં પ્રવેશે છે. હું અંદર જતી રહું છું. ફફડતા હૃદયે તિરાડમાંથી જોઈ રહું છું.

"આવો, માસી!" એ ઊભા થઈ વરન્ડામાં પહોંચી જાય છે.

"તમારીય માસી?" અનુમાસી મોં મરડી છણકો કરે છે.

"હું તમને ફોન કરવાનો જ હતો, પણ થયું: અર્ધી રાત્રે માસીની ઊંઘ શા માટે બગાડવી?"

"માસી-માસી શેના કરો છો?" માસીના ગાલ રતૂમડા થઈ જવાની તૈયારીમાં છે. 'સાંભળો, મુક્તિ બ્યૂટી-પાર્લરમાં ગઈ લાગે છે – એના ઘરે તાળું હતું. પણ આપણે દસ વાગ્યે એના ઘરે પહોંચી જઈએ. ગાડી તો સનત્ મોકલવાનો છે."

"મુક્તિ અહીં છે. રાત્રે ત્રણ વાગ્યે એનો પહેલો ફોન આવ્યો – ચાર વખત એણે કર્યા, બે વાર મેં કર્યા – ખાસ્સું દોઢ કલાકનું બિલ ચઢ્યું હશે! બંનેનું થઈ! છતાં પેલા મિસ્ટરને ફોન કરવાનું સાહસ તો મુક્તિથી થઈ શક્યું નહિ જ! એ જવાબદારી હવે તમારી! આવો, મુક્તિના ઘરમાં તમારું સ્વાગત છે!"

"શું-શું-શું? મુક્તિનું ઘર? આ તમે શા ગોટાળા વાળો છો?"

"મુક્તિ, બહાર આવ, આપણે માસીના આશીર્વાદ લઈએ!"

અનુમાસી મૂઢની જેમ તાકી રહે છે, બહાર આવી રહેલી મને, સ્વસ્થપ્રસન્ન પરાશરને.

એકાએક એમનો હાથ એમના ગાલ પર જતો રહે છે – રાડ પાડે છે: "શું ઉ ઉ ઉ ઉ?"

❐



મારી આંખો પાછળ મેં કંઈક છુપાવી લીધું છે.
ડૉક્ટર બિચારો ઑપરેશન પર ઑપરેશન કર્યે જાય છે.
આંખો પરથી સફેદ પટ્ટી હળવેકથી ઉતારીને
સામે ઊભો રહે છે,
આશાસ્પદ ચહેરે પૂછે છે,
હવે દેખાય છે? હવે દેખાય છે?
હું કહું છું, ના.
એને ક્યાં ખબર છે, કે સંધ્યાટાણે
સાવરણીથી ઘરમાં ઝાડુ વાળવાનો
અપરાધ કરતી વખતે, મને સ્પષ્ટ દેખાય છે,
કોપાયમાન થયેલા ત્રિદેવ સુધ્ધાં.
અરે, અંધ નાગણો આવે છે મારી પાસે
અને માથું નમાવીને પૂછે છે,
એમના નાગના હત્યારાઓ વિશે.
જન્મજન્માંતરોની આરપાર જુએ છે મારી દૃષ્ટિ.
પણ નથી ઓળખી શકતી
એક ધૂંધળા ચહેરાને.
બકરીના તાજા, હૂંફાળા દૂધની સેડ
કોઈ મારી આંખોમાં નાંખે છે.
આંખોમાં એવી ગલીપચી થાય છે કે ન પૂછો વાત.
નહીં, આનાથી વધુ
હવે કંઈ જ નથી યાદ.

**મનીષા જોષી**

**અનુનય**

ડુંગરાઓએ
લીલીછમ ચાદર
ઓઢી લીધી છે.
ઘાસની તળેટીમાં
વરસાદી ખાબોચિયાંનાં
ઝાંખાં દર્પણ
ધૂંધળી પવનલહેરખીએ
શેરડાઈ રહ્યાં છે....
આવી
સુખદ સવારે
પસાર થતી ટ્રેઇનની
બારી પાસે બેઠો છું હું,
મારું હૃદય
અનુભવી રહ્યું છે અકથ્ય
આનંદની અનુભૂતિનો
શાંત આહ્લાદ.
કૃપયા,
હમણાં કરશો નહિ
ઘરનાં ઝંખવાતાં જતાં
દર્પણોને
યાદ.

**કિસન સોસા**

**ગઝલ**

હાંફી રહ્યા છે શ્વાસ, કશું બોલતા નહીં,
કરવાને કંઈ તપાસ, કશું બોલતા નહીં.

કેવી વ્યથા ને કેવો અનુભવ છે જિંદગી,
ભૂલી જવો છે ત્રાસ, કશું બોલતા નહીં.

મંઝિલ નિકટ ગયાની કરે અટકળો બધાં,
કેવો રહ્યો પ્રવાસ, કશું બોલતા નહીં.

ગુંજી ઊઠેલી ચીસ ઇશારો કરી ગઈ,
પડઘાની આસપાસ, કશું બોલતા નહીં.

ખાલીપણાનો બોજ હશે અંતરે કદાચ;
ધરપતનો લઈ પ્રયાસ, કશું બોલતા નહીં.

દરિયાદિલી રહીને ન દુશ્મની સાંભરે,
મિત્રો બનીને ખાસ, કશું બોલતા નહીં.

પગમાં કપાસી માત્ર રહી હોત ચાલતે,
આંખોએ વાગી ફાંસ, કશું બોલતા નહીં.

'નાશાદ' આરઝૂની સુરાહીને દાટી દો,
ખાલી છે કે ખલાસ, કશું બોલતા નહીં.

**ગુલામ અબ્બાસ 'નાશાદ'**

વાલ્મીક મહેતા

મધ્યપ્રદેશનું એક નાનું – નર્મદાકિનારાનું ગામ 'મમલેશ્વર': નદીને એક કિનારે... ઓમ્કારેશ્વરનું મંદિર..., ઐતિહાસિક બાર જ્યોતિર્લિંગોમાંનું એક – મહાન યાત્રાધામ; અને આદિ શંકરાચાર્યે જ્યાં તપ કર્યું હતું, એ ગુફા! નર્મદાના આ કિનારે હવામાં જાણે... યજ્ઞ-યાગની એ વેદીના અગ્નિમાં બળતાં સમિધ ઉપર હોમાતા ઘૃતની સુગંધ હજુ ટકી રહી હોય...એવું ગાંભીર્ય, એવી પવિત્રતા, દિવ્યતા! અને સામે કિનારે... ખનિજ કોલસે બળતા 'બૉઇલર'ની, કાપડઉદ્યોગની મિલની ધુમાડા ઓકતી મંદિરના શિખરથી પણ ઊંચી ચીમની! યંત્રોની યંત્રણા... આધુનિકતા! વચ્ચે વહેતાં નર્મદાનાં પાણીને બેઉ કિનારાની એકેય સંસ્કૃતિનો જાણે કોઈ ક્ષોભ નડતો ના હોય એમ નિરંકુશ ધસમસતાં રહેતાં! બે કિનારા, જાણે બે 'વામન' સિવિલ એન્જિનિયરો એકબીજાના હાથ લંબાવી હસ્તધૂનન કરી રહ્યા હોય, એમ એક સિમેન્ટ – કૉન્ક્રીટના 'બ્રિજ'થી જોડાયેલા હતા... હું એ પુલ ઉપરથી સવાર-સાંજ ગાડી 'ડ્રાઇવ' કરીને જતો-આવતો..., જેમ કોઈ કીડી તૃણના આધારે, રેલો ઓળંગતી હોય! ચોમાસે પુલ ધ્રૂજે! ઓળંગવાની મનાઈ... બે કિનારા વિખૂટા પડી જાય...!

આ કિનારે પેલી સહકારી મિલ, જેનો હું સર્વેસર્વા, 'જનરલ મૅનેજર એટલે કે 'મહાપ્રબંધક,' પણ પેલે કિનારે... 'ઓમ્કારેશ્વર'નો નિયમિત દર્શનાર્થી.' નદીના ભાઠામાં મારો 'જનરલ મૅનેજર્સ બંગલો' 'કલેક્ટર્સ', કે. 'કમિશનર્સ હાઉસ' જેવો દમામદાર... લોખંડનો મોટો ઝાંપો. મોટો બગીચો. ઊછરેલાં ઊંચાં ઝાડ-પાન! દિવસના અજવાળે. પક્ષીઓથી ડરી સર્પ સંતાય; પણ રાતવરત બગીચાની લૉનમાં સર્પ-યુગલો, એકબીજાને આમળો લઈ વિહરતાં હોય... અમારાથી ના ડરે! સાચું કહું તો આ સ્વર્ગીય વાતાવરણમાં કોઈ કવિતા કે વાર્તા સૂઝે એટલી તે વખતે હામ નહોતી રહેતી... જીવ પડીકે બંધાયેલો રહેતો!

રોજ સાંજે નોકરીએથી પરવારી, બંગલે આવું, ત્યારે દરવાજાનો ઝાંપો 'કિટ્ટુ' ખોલે.

"મહેતા સર, મહેતા સર..." એની કાલી કાલી જુબાનમાં, "આપ આ ગયે? મૈં ને આપ કી ગાડી કા હૉર્ન સુન લિયા થા... દૂર સે, હૈ ના, મમ્મી, હૈ ના આન્ટી?"

કેટલું બધું જોર કરી, લોખંડનો દરવાજો ખોલે! બંગલાની લૉનમાં, ખુરશી નાંખી મારાં પત્ની બેઠાં હોય... એમની સામું જોતો જાય... મારી સામું જોતો જાય...!

"હૈ ના આન્ટી? હમ ને બોલા થા ન, બોલા થા ન કિ, મહેતા સર કી ગાડી આતી હૈ?!"

અને ઘડી પહેલાં જ ત્યાં ઊભેલી, કિટ્ટુની મમ્મી વિમલા, મારાં માન-મરતબો રાખવા ત્યાંથી નાસી જાય! ભલાભોળા ચાર-પાંચ વરસના બાળકને શી ખબર કે હું 'જનરલ મૅનેજર'! અને મારા બંગલાના 'આઉટ-હાઉસ'ની 'સિક્યુરિટી ક્વાર્ટર્સ'ની ખોલીમાં રહેતો એનો બાપ દૂબે જમાદાર... એટલે આંખો નીચી રાખી, મારી સામે ઊભો રહેતો પહેરેગીર! અને વળી એની મમ્મી વિમલાથી તો... મારી ગાડી આવે, એટલે ઊભાં જ ના રહેવાય! માથે ઓઢેલું નીચું તાણી... નાસી જ જવું પડે! પણ પૂર્વજન્મની લેણાદેણી કહો કે જે ગણો તે. અમને – મને અને મારાં પત્નીને, આ પહેરાવાળાનું છોકરું બહુ વહાલું લાગે. એ ઝાંપો ખોલે પછી હું ગાડી અંદર લઉં, પછી એ ગૅરેજ પણ ખોલે ને હું ગાડી ગૅરેજમાં નાખું. ત્યાં તો, એ ગાડીનો 'ડ્રાઇવિંગ સાઇડ'નો દરવાજો પણ ખોલી નાંખે, મારા ખોળામાં ચઢી બેસે. 'હૉર્ન' વગાડવા મચી પડે!

"બૅટરી ડાઉન હો જાયેગી... બસ અબ છોડ" કહું, પણ એ મૂકે નહિ. છેવટે મારે એને ઊંચકીને જ ખોળામાંથી ઉતારવો પડે.

મિલેથી ઘેર આવું, એટલે વરંડામાં ચા-નાસ્તો કર્યા પછી જ, કપડાં બદલવાનો મારો રિવાજ. કિટ્ટુ ત્યાં પણ

મારા ખોળામાં ચડી બેસે. ચામાં બોળી બે બિસ્કિટ હું એને ખવડાવું... તોયે સ્વેચ્છાએ તો મારા ખોળામાંથી ઊતરે જ નહિ. હું ને મારાં પત્ની, કિટ્ટુની ઉંમરની પૌત્રીને અમદાવાદમાં મૂકી, મધ્યપ્રદેશના ગામડામાં રહેતાં હોઈએ, એટલે કિટ્ટુને લાડ લડાવવામાં અમને ઘર સાંભરી આવે, પત્નીની તો આંખો ભીની થઈ જાય... હું કિટ્ટુમાં જ મારી પૌત્રીને જોઈ સાંત્વન મેળવું.

કિટ્ટુનો બાપ દૂબે, મારી મિલમાં પહેરાવાળો પાણીદાર યુવાન, ખંતીલો, 'ડિસિપ્લીન્ડ' અને ચબરાક. બધા પહેરેગીર કરતાં એની સલામ જ જુદી; મારી ગાડી મિલના દરવાજામાં પેસે તે પહેલાં, 'ઇલેક્ટ્રોનિક સરકિટના સેન્સર'ની ત્વરાથી ઝાંપો ખૂલી જાય...! દૂબેએ મારી ગાડી દૂરથી જ આવતી જોઈ લીધી હોય. બીજા પહેરાવાળા હજુ પાટલૂન ઊંચું ખેંચતા હોય... ત્યારે દૂબેના પગ, 'એટેન્શન'માં બૂટના મિલિટન્ટ અવાજથી ભેગા થાય! કૅમેરાના વીજળીક ફ્લૅશની ગતિએ સલામવાળો હાથ, એની તણાયેલી ભમરને અડક્યો હોય... અને ત્યારે હજુ મારી ગાડીનાં તો આગળનાં જ બે પૈડાં ઝાંપામાં હોય!

દૂબે..., સમજો ને કે, 'હેડ જમાદાર'... કે 'સિક્યુરિટી ઑફિસર' મારા 'જનરલ-મૅનેજર'ના ઊંચા હોદ્દાના હિસાબે તો બહુ નાનો માણસ કહેવાય, પણ જ્યારથી મેં મારા બંગલાનું 'આઉટહાઉસ' એને રહેવા આપ્યું એટલે એ મારો પાડોશી થઈ ગયો. હું તો દિવસ દરમ્યાન મિલમાં હોઉં. વૈભવી મોટા બંગલામાં મારાં પત્ની સાવ એકલાં પડે. દૂબેની યુવાન વહુ વિમલા, બે-ત્રણ કલાક મારાં પત્ની સાથે વિતાવે, બધી જ ખાતર-બરદાસ કરે, ખુશ રાખે, 'મસકો' પણ મારે. અને હું સાંજે ઘેર આવું, ત્યારે શ્રીમતીજી એ બધું અથથી ઇતિ મને કહે: "આજે તો વિમલાએ મને ચટણી લસોટી આપી...", "આજે તો વિમલાએ મને ઘઉં ઝાટકી આપ્યા...", "અરે.. આજે તો વિમલાએ મને કેડો ચોળી આપી...!" મને થાય કે "ચાલો, મારાં પત્નીને વખત પસાર કરવા ગપ્પાં મારવા, અને પાછી સાહ્યબી ભોગવવા એક પરિચારિકા મદદનીશ મળી ગઈ!" અમારી 'પૉઝિશન, ડિગ્નિટી' પ્રમાણેનું અંતર જળવાતું હોય, તો ઘરોબો રાખવાનો શો વાંધો!... નહિતર, આ જંગલમાં બંગલાની ભીંતો સામે તાકી તાકી 'જનરલ મૅનેજર'ની વહુ ચિત્તભ્રમ થઈ જાય!

વરંડામાં ચા-નાસ્તો કરતાં કરતાં કિટ્ટુને થોડાં લાડ લડાવી હું કપડાં બદલવા અંદર જાઉં, ત્યારે મારાં પત્ની વરંડેથી ઊતરી, રબરની પાઇપે દાડમડી, બોગમ અને પારિજાતકનાં યુવાન વૃક્ષોને પાણીની બોછારોથી નવડાવે. કિટ્ટુને ભીના થવામાં બહુ મઝા પડે. એની મા-વિમલા દૂરથી, કેટલીયે બૂમો મારે, પણ કિટ્ટુ ઘેર ના જાય. પાયજામો – પહેરણ પહેરી, હું બહાર આવું. ખૂરપી લઈ ક્યારીઓમાં, ઇધર-ઉધર ખોતરું, અને થાકું ત્યારે સમી સાંજના ઓળા આકાશેથી ઊતરી, નર્મદાનાં કોતરોમાં સંતાતા હોય... અને કિટ્ટુ, મારા વાદે-વાદે. કામના અને ના કામના, ઘણા છોડ ક્યારામાંથી ખેંચી કાઢે!

"કિટ્ટુ, જાઓ બેટે, અબ ઘર જાઓ. અબ અંધેરા હોને કો હૈ, ઇધરઉધર હાથ નહીં ડાલતે. કભી કભી સાંપ નિકલ આતા હૈ.....!"

"સર... આપ કો સાંપ કા ડર નહીં લગતા?"

"મૈં... જો બડા હૂં ન... મુઝે ડર નહીં લગતા."

અને એ તરત જ કહે, "મુઝે ભી નંઈ લગના.."

હાથ-બાથ ધોઈ પછી અમે વરંડામાં આવી બેસીએ ત્યારે એક નૈસર્ગિક માયાવી દૃશ્ય જોવા મળે!

બગીચામાં, ઠેર ઠેર બેસવા સારુ, મેં થોડી ઈંટોના આધારે લાદી મૂકી બેઠકો કરાવી હતી. એક 'દેવચકલો' અને 'દેવચકલી'નું પંખી યુગલ પહેલાં, ઊડી આવી, પથ્થરની બેઠક ઉપર બેસે... પછી અમને વરંડામાં બેઠેલાં જોઈ અંદરોઅંદર કંઈક મસલત કરે... પછી વરંડાના 'વેધર-શેડ' પર આવીને બેસે, અને છેલ્લે 'સબ સલામત' લાગે – અમને રોજનાં પરિચિતોને જોઈ અમારા માથેથી નિર્ભયપણે ઊડી વરંડાના ઇલેક્ટ્રિક મીટરબૉર્ડના કબાટની બખોલમાં આવીને ભરાઈ જાય... રેનવાસો કરે... એ એમનું આશ્રયસ્થાન, માળો નહિ. દેવચકલાં... કદાચ માળો નહિ બાંધતાં હોય! વરંડામાં અમારી હાજરી ક્યારેય એમને ભય ન પમાડે! અને અમે પણ આ ગભરુ પક્ષીયુગલના 'બૉક્સ'માં આવી ગયાની સાથે સાંજનો સાત વાગ્યાનો કાંટો મેળવી, સાંજનું વાળુ પતાવવા માંડ્ય જતાં રહીએ.

'એ દિવસ' મને બરાબર યાદ છે... આગ-અકસ્માતમાં ગૂંગળાઈને મૃત્યુ પામેલ એક શ્રમિકનાં કુટુમ્બીઓને આપવાના થતા વળતરનાં કેસપેપર્સ ઉપર મત્તું મારી હું ગ્લાનિથી ક્ષુબ્ધ મારી ઑફિસમાં બેઠો હતો. બીજાં કામોમાં જીવ ના ચોંટ્યો. 'ઑફિસપિયૂન'ને બોલાવી 'બ્રીફ-કેસ' ઊંચકાવી ડગલાની બાંયમાં એક હાથ નાંખી-પરોવી હું ઊઠી ગયો... બંગલે આવ્યો.

ઝાંપે કિટ્ટુ નહોતો!

મારાં પત્નીએ જ ઝાંપો ખોલ્યો...!

હું ગાડી 'ગૅરેજ'માં મૂકી ઝાંપલી બંધ કરતો હતો, ત્યાં પત્નીએ આઘાતજનક સમાચાર આપ્યા. મરણોત્તર કાણ-મોકાણ જેવા પ્રસંગે જેમ સ્ત્રીઓ, એમનો ધોળો 'સોગિયો' સાલ્લો બેઉ ખભે વીંટાળી નીચું જોઈ ચાલે છે... એમ પત્ની ખિન્નવદન હતાં. ગળું ભરાયેલા અવાજે એમણે કહેવાની શરૂઆત કરી...

"આજે તો ખરું થયું... ખાવાનુંયે ના ભાવે, એવું બની ગયું...." બગીચાનાં ઝાડ-પાન અને લીલોતરી પણ જાણે વાત જાણતાં હોય, એમ સ્તબ્ધ હતાં!

"આજે થોડી જ વાર પહેલાં કિટ્ટુએ..."

"કિટ્ટુએ...?" કિટ્ટુનું નામ આવતાં જ મારી આંખો કિટ્ટુને ખોળવા લાગી!

"કિટ્ટુએ 'દેવચકલી' મારી નાંખી...'"

મને અરેરાટી થઈ ગઈ!

"અરરરર! કેમ કરતાં! શાથી! કેવી રીતે, શું થયું?"

પત્નીએ સમજાવવા માંડ્યું.

"તમારે આજે ઘેર આવતાં મોડું થયું. રોજની જેમ, દેવચકલો અને દેવચકલી સાંજ પડી, એટલે આવીને, અહીં મીટર-બૉર્ડમાં ભરાઈ ગયાં કિટ્ટુએ જોયું હશે! એને ઘેરેથી, કંતાનનો થેલો... ક્યારે લઈ આવ્યો... શી ખબર!, હું અંદર હતી... મીટર-બૉર્ડ ઉપર કંતાનનો થેલો પહેરાવી પક્ષીઓને પકડી લેવા ગયો... અને એ ઝપાઝપીમાં દેવચકલો તો છટકીને ક્યાંક ઊડી ગયો..., પણ 'ચકલી' દબાઈને ગૂંગળાઈ મરી..."

"પછી...!... પણ... પણ કશો વાંધો નહિ..., નિર્દોષ બાળરમત હશે... શું થાય! થાય... થઈ જાય. ક્યાં ગયો કિટ્ટુ? બહુ છોભો પડ્યો હશે! ક્યાં છે કિટ્ટુ!"

"એટલે પછી... કિટ્ટુની મા વિમલાએ કિટ્ટુને બહુ ફટકાર્યો..., દૂબે પણ ઘેર આવી ચઢ્યો... એ પણ કિટ્ટુને વઢ્યો... માર્યો..., એ તો ઠીક, પણ ભઈસા'બ, આ દૂબે ભૈયા લોકની જાત. એણે એની વહુ વિમલાને ખૂબ મારી... બસ, એમ કે કિટ્ટુ કંતાનનો થેલો લઈ ગયો એ વિમલાએ કેમ જોયું નહિ? કેમ રોક્યો નહિ?! બહુ ગડદાપાટુ દૂબેએ વિમલાને કર્યાં. મેં દૂબેને શાંત પાડ્યો. ખાવાનુંયે ના ભાવે... જીવ બળ્યા કરે, એવું થઈ ગયું..."

આમ તો કહેવાય છે, કે કામધંધામાં રચ્યોપચ્યો માણસ એની 'જીવન-ઘરેડ'માં દુઃખ જલદી ભૂલી જાય છે. અમુક ઉંમરે કહે છે કે માણસ 'ખરવણ' થઈ જાય છે... 'જાડી ચામડી'નો થઈ જાય છે. આઘાતો જીરવી શકે... અને.... અને... આ કયો મોટો 'માણસના મૃત્યુનો' આઘાત હતો! આવાં ચકલાં-કબૂતર આમેય કૂતરાં-બિલાડાંના ક્યાં શિકાર નથી થતાં...! આ બધું સમજવા છતાં, મને અને મારાં પત્નીને એક 'દેવચકલી' જેવા નાના પક્ષીનું 'ગૂંગળાઈને મરવું' જરા થડકાવી ગયું! બાળકની નિર્દોષ રમતમાં.... એક અબોલ પંખી બિચારું રહેંસાઈ ગયું...!

પણ પછી કિટ્ટુના વિચારે, અમે મનમાંથી એ વાત ઝાટકી નાંખી.. જાણે કંઈ બન્યું જ નથી, એમ રોજના ક્રમ પ્રમાણે, મેં કિટ્ટુને બોલાવી મંગાવ્યો. ખોળામાં બેસાડી કાયમ કરતો હતો, તેનાથીયે વધારે લાડ કર્યાં!

દેવચકલી દેવ થઈ ગઈ! દેવચકલો ઊડી ગયો! શું થાય? ભૂલી જવાનું... એ કંઈ 'સ્વજન' ના કહેવાય! અને 'સ્વજન' હોય તોયે આપણે કેટલા દહાડા શોક પાળીએ છીએ! આ તો દુનિયાદારીનું ડહાપણ છે. ભૂલી જ જવાનું, અને ભૂલી પણ 'જવાત'...!

• પણ... ઓહ...!

...જ્યારે વીજળીનો કડાકો થાય છે, ત્યારે વીજળી ક્યાં પડી હશે... કોને, શેને..., ઝાડને, ઢોરને... મકાનને કે માણસને, કોને, ભસ્મીભૂત કરી ગઈ હશે... એની તરત ક્યાં જાણ થાય છે! એવાં જ અમે અજાણ હતાં!

વિમલાને એના પતિ દૂબેએ મારઝૂડ કરી ત્યારે એ પાણિયારામાં લપસી પડી..., પાણિયારાના પથ્થરનો

ખૂણો, ગર્ભાધાનવાળા પેટમાં વાગ્યો... દુખાવો ઊપડ્યો... આંચકીઓ આવવા માંડી... બેત્રણ દિવસે હૉસ્પિટલમાં ખસેડવી પડી... પેટનું બાળક જન્મતા પહેલાં મરી ગયું... 'ઑપરેશન' કરી કાઢવું પડ્યું.. 'સેપ્ટિક' થયું અને પાટાપિંડી દરમ્યાન જ વિમલા 'ઑપરેશન, – થિયેટર'માં ખેંચાઈને મરી ગઈ!

'દેવચકલી' દૂબેના બાબા કિટ્ટુના હાથે મરી ગઈ.

અને એના બોંતેર કલાકમાં, દૂબેની વહુ એવા જ 'કમોતે' મરી ગઈ!

...આ, જેણે જેણે જાણ્યું, એણે બે ગમખ્વાર બનાવોને, વહેમની સાંકળે સાંકળી લીધા!

કોઈએ જાણે... પેલી મરી ગયેલી દેવચકલીનું પેટ ચીરીને જોઈ લીધું હોય, એમ વાત વહેતી મૂકી : "હાં...હાં..., વો પંછી કે ઉદર મેં ભી બચ્ચા હોગા.."!

મારાં પત્ની તો રડી રડીને અવાક જ થઈ ગયાં. શોક... વહેમ... અને એ વહેમનો હજુ વાતાવરણમાં... એક ભય દૂઝતો અકારો ઘા... વજ્રાઘાત! કિટ્ટુ માટેના વહાલ... ગુસ્સો... અને હવે એના 'નમાયા' થવાના વિચારોથી... મિશ્રલાગણીઓને લીધે... મગજની નસો કુંઠિત થઈ જતી હતી...! જોકે મને સહુથી વધારે મૂર્ખામી દૂબેની લાગતી હતી! પણ શી ખબર.... અમુક વર્ગના પુરુષોનું ગૌરવ બૈરીને મારવા-પીટવામાં વધતું હોય છે. બિરાદરીમાં એમનો વટ પડે છે! ખેર, હું કોઈ સોશ્યલ વર્કર નહોતો કે એનો કોઈ વડીલ નહોતો. અને મારું વ્યવસાયી ઉપરીપણું... એના એની પત્ની સાથેના અંગત વ્યવહાર સુધી... શું? માત્ર જો કોઈ વાત, અમને અડતી હોય... તો એટલી જ કે 'દેવચકલી' 'મારી' હતી, મારા વરંડાની રહેવાસી હતી! પણ...પણ... કોણ, શું અમારું નહોતું? અમારો બંગલો, અમારો વરંડા... અમારું 'આઉટહાઉસ', અમારો પહેરેગીર અને અમારું લાડ લડાવેલું પંખી તો 'દેવચકલી' નહોતું... 'કિટ્ટુ' હતો! અમને 'કલબલ', તો એની ગમતી હતી!

મારાં પત્નીને વિમલા રોજ 'મસાજ' કરી આપતી હતી... એટલે રાત્રે તેઓ ઊંઘી નહોતાં શકતાં. શરીર ઉપર હજુ વિમળાની આંગળીઓ ફરતી હોય એવો ભ્રમ થયા કરતો હતો!

પછીના દિવસોમાં, બંગલાની પાછળના 'આઉટહાઉસ'માં, દૂબેનાં સગાંસંબંધીઓની ભીડ રહેતી. મરણોત્તર ક્રિયાઓ ચાલતી હતી. એ બધામાં અગ્રેસર દૂબે જમાદારનો મોટો ભાઈ 'બડા દૂબે' હતો, અને મુખ્ય કારભારમાં દોડતી, મોટા અવાજે 'ઘરડાપા' કરતી સ્ત્રી... એ બડા દૂબેની વહુ... સદ્‌ગત (?) વિમલાની જેઠાણી હતી.

બાકીનાં સગાંવહાલાં બાર-પંદર દિવસે વીખરાયાં. પછી બડા દૂબેની વહુએ. એક બપોરે ઓર દુઃખદ સમાચાર, મારાં પત્નીને આપ્યા... કે કિટ્ટુને ઉછેરવા એને 'મોસાળ' મોકલી દેવાનો છે! પત્નીએ નિસાસો નાંખ્યો, "કુટુમ્બનો માળો પીંખાઈ ગયો!"

અમારા ઉપર, ઉપરાઉપરી આ ત્રીજો આઘાત હતો! પહેલાં પેલું પંખી... એ તો ઠીક..., પછી વિમલા અને હવે કિટ્ટુ દૂર થતો હતો...! પણ અમે શું બોલી શકીએ, શું કરી શકીએ! દુનિયાદારીમાં જે ચાલ પડેલો છે... એ મુજબ જ થઈ રહ્યું હતું! મધ્યપ્રદેશના ગામડામાં રહી, અમે એકાકી થઈ ગયાં હતાં..., અમારાં પોતાનાં જે હતાં... તે અમદાવાદ હતાં! એમને છાતીએ વળગાડી શકતાં નહોતાં... એની અવેજીમાં સાંજે વહાલસોયા કિટ્ટુને ખોળામાં બેસાડી, બે બિસ્કિટ મોંમાં મૂકી સંતોષ લેતાં હતાં... કિટ્ટુએ અમારા નીરસ જીવનમાં કંઈક રસ પૂર્યો... ત્યારે હવે એને મોસાળમાં મોકલી દેવાની વાત આવી!

આવી એક નીરસ સાંજે, હું અને મારાં પત્ની વરંડામાં બેસી ચા-નાસતો પતાવી ઊઠવાનો વિચાર કરતાં હતાં, એવામાં અચાનક જ મારી નજર બગીચાની પેલી પથ્થરની બેઠક ઉપર પડી. બેઠકના ટેકા ઉપર એક 'દેવચકલો' મેં બેઠેલો જોયો. પૂંછડી ઉછાળતો. એ જ પેલો સમી સાંજે મીટર-બૉર્ડના આશ્રયસ્થાને પાછા ફરવાનો સિસોટીનો મારો પરિચિત સ્વર! પણ પછી અમારા આશ્ચર્ય વચ્ચે, એક 'દેવચકલી' પણ એની બાજુમાં આવી બેસી ગઈ! એણે પૂંછડી ઉલાળી, સંવાદાત્મક સિસોટી વગાડી...! દેવચકલો ઊડીને આવી, જૂની ટેવ પ્રમાણે અમારા 'વેધર-શેડ' ઉપર બેઠો! પેલી માદા થોડી વાર સુધી 'નવી વહુ'ની જેમ, વરંડામાં અમારી હાજરીથી સંકોચ પામતી હોય, શરમાતી હોય, એમ એના સોપારી જેવડા માથાને 'જર્ક' આપતી રહી...

પણ પછી એણે પણ દેવચકલાની પાછળ પાછળ 'વેધર-શેડ' ઉપર આવીને બેસી જવાની હિંમત કરી નાંખી...! હું અને મારાં પત્ની હોઠ પણ ફફડાવ્યા વગર નિઃશબ્દ માત્ર નીરખી રહ્યાં... અને એ પંખી યુગલ એ જ મીટર-બૉર્ડના પોલાણમાં આવીને જંપી ગયું, લપાઈ ગયું!

મેં હવે ડોકું ફેરવી પત્ની સામે જોયું. એમને બધું સાંભરી આવ્યું. કશું બોલ્યાં નહિ... છેડા વતી.. આંખો દબાવી રડવા માંડ્યાં!

ત્યારે... એમને હળવાં કરવાના પ્રયાસમાં મારાથી બોલી જવાયું,

"તો શું તમે... આ દેવચકલાને સાચે જ 'દેવ' માની બેઠાં હતાં? સાધુ સમજતાં હતાં...? હવે તો એ ચોખાનો દાણો લાવશે..., ચકીરાણી દાળનો લાવશે... પછી 'ખીચડી' રાંધશે...! આ તો કુદરતનો શાશ્વત ક્રમ છે. ચકલી મરી જાય, એટલે ચકલો કંઈ સંન્યાસી ના થઈ જાય! આ સંસાર જ એક ખીચડી છે."

હું હળવાશથી બોલતો હતો, પણ પત્ની ઊલટાનાં વધુ ગંભીર થતાં ગયાં...! મને પછી ભાન થયું, અરે... હું એમના સ્ત્રીહૃદયને ઠેસ પહોંચાડું છું! ભલે... આ દુનિયાદારીનો શાશ્વત ક્રમ હોય. પણ પુરુષપ્રધાન સમાજે... માત્ર એની પોતાની તરફેણમાં, એને રૂઢિના ચીલામાં ચાતરેલો છે... પશુપક્ષીમાં કદાચ નહિ... પણ મનુષ્યસમાજે તો ખાસ! અહીં... ઓફકોર્સ, આપણે ત્યાં... 'મનુસંસ્કૃતિ'માં જ...! મેં એમને હૃદયપૂર્વક... પછી કહ્યું... ખુરશી પાસે ખેંચીને...,

"આપણી વાત જુદી છે હોં...! હું અને તમે તો સાચ્ચે-સાચ્ચાં દેવદેવી છીએ... ...'વિષ્ણુ' અને 'લક્ષ્મી' જેવાં...! આત્મભાવે અમર્ત્ય, અભિન્ન, જન્મોજન્મનાં સાથી...!"

એમની રડેલી આંખોમાં એકદમ હાસ્ય તરી આવ્યું..., એ બોલ્યાં...,

"અચ્છા... અચ્છા...., જનરલ મૅનેજરસાહેબ! આ આપણો કેટલામો અવતાર છે?"

મેં એમની ચિબુક નીચે સોગંદ ખાતો હોઉં, એમ હાથ મૂકી કહ્યું,

"અગિયારમો... એકવીસમો... એક હજાર એકમો!!!"

અમે બેઉ, પેલાં દેવચકલાંની જેમ ચહેકી ઊઠ્યાં...!

આ દિવસોમાં અમે પણ અમારી દિનચર્યા ફેરવી નાંખી. આમેય હવે 'સીઝન' બાગબાની થાય એવી રહી નહોતી. બગીચો માળીને ભરોસે છોડી, મિલ આસિસ્ટંટ મૅનેજરને ભરોસે છોડી, આઠ-દસ દિવસ જબલપુર, ભેડાઘાટ, ગ્વાલિયર, ઝાંસી ફરી આવ્યાં! અમદાવાદથી અમારી પુત્રી, પુત્રવધૂ અને પૌત્રીને બોલાવી, આખા મધ્યપ્રદેશની 'ટૂર' કરી આવ્યાં!

...અને પાછાં આવ્યાં, એ જ મુકામે. નર્મદા નદીના કિનારાની એ 'હાઇ-વે' ઉપરની મિલે! પંદર દહાડાની 'ટૂર' પછી ફક્ત ગાડીના જ નહિ... અમારા દેદાર પણ ધૂળધૂળવાળા હતા... બંગલાના ઝાંપે ગાડી ઊભી રાખી... ઊતર્યો... ઝાંપા નજીક જાઉં.. ઉલાળો ઊંચકું ત્યાં સામેથી એક છોકરડાનો હક્કપૂર્વકનો અવાજ – 'હુકમ' – છૂટ્યો...:

"ઠહરિયે મહેતા સર, ઠહરિયે મહેતા સર! આપ મત ખોલિયે દરવાજા..., દરવાજા એક બાર બંદ કીજિયે. ફિર હૉર્ન દીજિયે. બાદ મેં હમ ખોલેંગે..."

એ કિટ્ટુ જ... કિટ્ટુ જ હતો! મેં ઊંચકી લઈ ગળે વળગાડ્યો. પાછળ જ પત્ની હતાં... મારા હાથમાંથી કિટ્ટુને એમણે ખૂંચવી એના ગાલે, એમનાં આંસુથી ખરડાયેલા ગાલ ચાંપી દીધા!

સામે... 'આઉટહાઉસ'માંથી એક યુવાન સ્ત્રી ઘૂમટો તાણીને આવી..., હાથનાં બેઉ કાંડાં ઉપર 'લગ્નના ચૂડા' હતા...!

એણે નજીક આવી... અમારા ચરણસ્પર્શ કર્યા...!

"મહેતા સર...મૈં મામા કે ઘર સે વાપિસ આ ગયા 'મૌસી'કો લે કર.... મેરી અમ્મા થી ના.. વિમલા? ઉસી કી છોટી બહન હૈ યે મેરી મૌસી! મૌસી અબ વો... ઇધર હી રહેગી. હમારે સાથ! હૈ ના મૌસી? બોલો ના...!"

કિટ્ટુની માશી, દૂબેની નવી વહુએ ગાડીમાંથી, અમારા બેગ-બિસ્ત્રા બંગલાના વરંડામાં મૂકવા માંડ્યા...!

ઘાસ ઉપર ખરેલી. બોગમની લાલ પંખડીઓમાં જાણે જીવ આવ્યો હોય એમ ઊડી!

❒

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

ગયા દાયકામાં ઉમાશંકર જોશીએ 'સમગ્ર કવિતા' (૧૯૮૧), રાજેન્દ્ર શાહે 'સંકલિત કવિતા' (૧૯૮૩), સ્નેહરશ્મિએ 'સકલ કવિતા' (૧૯૮૪) અને સુરેશ દલાલે 'કાવ્યસૃષ્ટિ (૧૯૮૬) જેવા પોતાના પૂર્વ કાવ્યસંગ્રહોને સંચિત કરતા સંકલનગ્રંથો આપ્યા છે; તો આ દાયકામાં, એટલે કે વીસમી સદીના દશમા દાયકામાં રમેશ પારેખે 'છ અક્ષરનું નામ' (૧૯૯૧), ઉશનસે 'સમસ્ત કવિતા' (૧૯૯૬), જયન્ત પાઠકે 'ક્ષણોમાં જીવું છું' (૧૯૯૭) જેવા સંકલનગ્રંથો આપ્યા છે. 'ચાલ વરસાદની મોસમ છે' (૧૯૯૯) હરીન્દ્ર દવેનો મરણોત્તર સંકલનગ્રંથ છે. આ પ્રકારે સંગ્રહોને આવરી લઈને પ્રકાશિત થતા સંકલનગ્રંથો સિંહાવલોકન (retrospection)નો અવસર ઊભો કરે છે. કવિના આ પ્રકારના સમગ્ર કાર્યને કઈ રીતે જોવું, એમાં રહેલાં ચોક્કસ મુખ્ય વિષયવસ્તુઓને અને મુખ્ય શૈલીગત પાસાંઓને કઈ રીતે તારવવાં એની મથામણ હજી આપણે ત્યાં ઝાઝી થઈ નથી. પણ આ રીતે રચનાકારનું સમગ્ર કાર્ય જ્યારે પ્રકાશિત થાય ત્યારે એની સાથે કેમ કામ પાડવું એનો ઉલ્લેખ કંઈક અંશે ચલચિત્રવિવેચન-ક્ષેત્રે પ્રખ્યાત 'રચનાકાર સિદ્ધાન્ત' – Auteur Theory (ઑત્તર થિયરી)માં મળી આવે ખરો.

રચનાકાર (auteur) ફ્રેન્ચ સંજ્ઞા છે અને તે ચલચિત્રનિર્માતા કે ચલચિત્રનિર્દેશક માટે વપરાય છે. અલબત્ત, એ સંજ્ઞા પાછળ authorનો જ સંકેત પહેલો છે. અને સંજ્ઞા સૂચવે છે તેમ રચનાની નિર્મિતિમાં રચનાકારની સૌન્દર્યસિદ્ધિ અને રચનાકારનો પ્રભાવ મહત્ત્વનાં છે. સાહિત્યક્ષેત્રે સાહિત્યગ્રંથોની બાબતમાં રચનાકારના રચનાકાર્યને જુદું તારવવું એ સમસ્યા નથી, પરંતુ ચલચિત્ર જેવી સહયોગી કલાઓ (collaborative artforms)ના કર્તૃત્વનો નિર્ણય કરવો અઘરી બાબત છે. સામાન્ય રીતે ચલચિત્રસિદ્ધાન્તકારોએ તારણ કાઢ્યું છે કે ચલચિત્રનો નિર્દેશક એ જ એનો રચનાકાર છે અને એ જ મહત્ત્વની વ્યક્તિ છે.

પણ રચનાકાર સિદ્ધાન્તની નિસબત એક કરતાં વધુ ચલચિત્રો સાથે રહી છે. એક જ નિર્દેશકનાં ઘણાં બધાં ચલચિત્રો સાથે રહી છે. રચનાકાર વિવેચન એક ચલચિત્રનું નહીં, પણ નિર્દેશકનાં ઘણાં બધાં ચલચિત્રોનું વિવેચન છે. પીટર વૉલને (Peter Wollen) એના પુસ્તક 'ચલચિત્રમાં સંકેતો અને અર્થ' ('Signs and Meaning in Cinema', Bloomington, Indiana University Press, ૧૯૭૩)માં રચનાકાર સિદ્ધાન્ત સમજાવતાં કહ્યું છે: મહાન ચલચિત્રનિર્દેશકોને એમની વૈયક્તિકતા તેમ જ એકરૂપતા સાથેના એમના બદલાતા જતા સંબંધોને આધારે ઓળખવા જોઈએ. રેન્વાએ એક વાર ઉચ્ચારેલું કે નિર્દેશક એક ચલચિત્ર રચવામાં એનું આખું આયખું ખર્ચી નાખે છે. આ ચલચિત્રને તારવવું એ ચલચિત્રવિવેચકનું કાર્ય છે; અને આ ચલચિત્રમાં અનાવશ્યક પરિવતોનોનાં વિશિષ્ટ લક્ષણો જ માત્ર નથી હોતાં, પણ એમાં પરિવર્તનનો સિદ્ધાન્ત કે નિયમ હોય છે, જે રચનાઓને નિયંત્રિત કરે છે. એ, રચનાનું અંતરંગ માળખું છે, જે લેવિ સ્ટ્રાઉસના શબ્દોમાં કહીએ તો 'પુનરાવર્તિત પ્રક્રિયા દ્વારા' પોતાને પ્રગટ કરે છે. અથવા સપાટી પર તરી આવે છે.

પીટર વૉલન નિર્દેશે છે તેમ રચનાકારવિવેચનના સિદ્ધાન્તકારો સર્વસામાન્ય વિષયવસ્તુને ખોજતા નથી, પણ આ વિષયવસ્તુઓને અને સંખ્યાબંધ શૈલીગત તેમજ અન્ય વિચલનોને જન્માવતા નિયમોને ખોજે છે. એટલે કે રચનાકાર-વિવેચક એક નિર્દેશકનાં ચલચિત્રોના સમગ્ર સમૂહ-અંતર્ગત રહેલા માળખાને ખોળવા મથે છે. એક રીતે જોઈએ તો આ સંદર્ભમાં રચનાકાર-વિવેચન પરવર્તી (posteriori) પ્રકારનું વિવેચન છે. વિવેચક એક વાર આ માળખું શોધી કાઢે પછી ચોક્કસ ચલચિત્રો આ માળખા સાથે કેવી રીતે સંલગ્ન છે એના અનુસંધાનમાં એ એનું વિશ્લેષણ કરી શકે. ટૂંકમાં, સૌન્દર્યનિષ્ઠ અને શૈલીનિષ્ઠ નિયમો અને સંકેતો તારવવાનું કામ મહત્ત્વનું છે. ચલચિત્રક્ષેત્રે રચનાકાર-વિવેચક દશ્યશૈલી, દશ્યવેગ, પુનરાવૃત્ત મુખ્ય સંકેતો તેમ જ વિષયવસ્તુલક્ષી સર્વોપરી વ્યાપારો જેવી ચલચિત્રસામગ્રી સાથે નિસબત ધરાવે છે. ક્યારેક ક્રમવર્તી દશ્યવિન્યાસોમાં કે ગણવર્તી દશ્યવિરોધો, વાણી-વિરોધો કે પાત્રવિરોધોમાં એ પોતાનો માર્ગ શોધતો હોય છે.

સાહિત્યક્ષેત્રે એક જ કવિ કે લેખકના સંકલનગ્રંથનું એની અંતરંગ રહેલા માળખાને ગ્રહણ કરવા, ચલચિત્રક્ષેત્રે કોઈ એક નિર્દેશકનાં ચલચિત્રોનું થાય છે એવું સિંહાવલોકન (retrospection) થવું આવશ્યક છે, પણ આવા પ્રયત્નો હજી આપણે માટે રાહ જોઈને ઊભા છે. □

# સાભાર સ્વીકાર

ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. (૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦૦૦૬ અને મુંબઈ-૪૦૦૦૦૨)નાં

**ઢિશુમ્ ઢિશુમ્:** લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૨૫. **ભિલ્લુ:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૩૫. **બિન્દાસ:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૩૦. **અલકચલાણું:** લે. ઉપર મુજબ, કિં.રૂ. ૩૦. **ટગર ટગર:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૩૦. **આલિંગનને કાટ લાગે છે:** લે. વિપિન પરીખ, કિં. રૂ. ૮૫. **ફૂલની નૌકા:** લે. જ્યોત્સ્ના તન્ના, કિં. રૂ. ૧૨૦

આર.આર. શેઠની કંપની (ગાંધી રોડ, ફુવારા, અમદાવાદ-૧ અને કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨)નાં

**મહંત મુલ્લા પાદરી:** લે. ગુણવંત શાહ, કિં. રૂ. ૬૦. **અખેપાતર:** લે. બિન્દુ ભટ્ટ:કિં. રૂ. ૧૧૦. **નટ કેદાર:** લે. વિભૂત શાહ: કિં. રૂ. ૬૫. **૧૯૯૮ની શ્રેષ્ઠ વાર્તાઓ:** સંપા. હર્ષદ ત્રિવેદી, કિં. રૂ. ૧૧૦. **વા વાયા ને વાદળ ઊમટ્યાં:** લે. ધૈર્યબાળા વોરા, કિં. રૂ. ૭૫. **અવસર ચૂક્યા મેહુલા:** લે. ધૈર્યબાળા વોરા, કિં. રૂ. ૮૦. **તોખાર:** લે. સિતાંશુ યશશ્ચંદ્ર, કિં. રૂ. ૮૫. **ખગ્રાસ:** લે. સિતાંશુ યશશ્ચંદ્ર, કિં. રૂ. ૭૦. **છબીલી રમતી છાનું-માનું:** લે. સિતાંશુ યશશ્ચંદ્ર, કિં. રૂ. ૬૦. **લેડી લાલકુંવર:** લે. સીતાંશુ યશશ્ચંદ્ર, કિં. રૂ. ૪૫. **કેમ, મકનજી ક્યાં ચાલ્યા?** લે. સિતાંશુ યશશ્ચંદ્ર, કિં. રૂ. ૬૦. **આ માણસ મદ્રાસી લાગે છે:** લે. સિતાંશુ યશશ્ચંદ્ર, કિં. રૂ. ૩૫. **શગે એક ઝળહળીએ:** લે. ચન્દ્રકાન્ત શેઠ, કિં. રૂ. ૩૦. **સાહિત્ય – પ્રાણ અને પ્રવર્તન:** લે. ચન્દ્રકાન્ત શેઠ, કિં. રૂ. ૧૦૦. **ઘરથી કબર સુધી:** લે. આબિદ સુરતી, કિં. રૂ. ૯૦. **હાજરાહજૂર:** લે. આબિદ સુરતી, કિં. રૂ. ૮૦. **ડાઘ:** લે. આબિદ સુરતી, કિં. રૂ. ૧૭૦. **ચમત્કારી છોકરી:** લે. આબિદ સુરતી, કિં. રૂ. ૭૦. **ફોકટલાલનો વરઘોડો:** લે. આબિદ સુરતી, કિં. રૂ. ૧૫૦. **શ્રીમદ્ લોકભાગવત:** લે. નાનાભાઈ ભટ્ટ, કિં. રૂ. ૧૨૫.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૧)નાં

**મા એ મા:** સંપા. રતિલાલ બોરીસાગર, કિં. રૂ. ૧૦૦. **સમગ્ર કવિતા:** લે. ઉમાશંકર જોશી, કિં. રૂ. ૧૮૦. **મહાપ્રસ્થાન:** લે. ઉમાશંકર જોશી, કિં. રૂ. ૪૫. **ગોષ્ઠી:** લે. ઉમાશંકર જોશી, કિં. રૂ. ૭૦. **નિરીક્ષા:** લે. ઉમાશંકર જોશી, કિં. રૂ. ૯૦. **અભિરુચિ:** લે. ઉમાશંકર જોશી, કિં. રૂ. ૧૨૦. **શૈલી અને સ્વરૂપ:** લે. ઉમાશંકર જોશી, કિં. રૂ. ૭૪. **કવિતાવિવેક:** લે. ઉમાશંકર જોશી, કિં. રૂ. ૧૭૫. **વિક્ટર:** લે. હિમાંશી શેલત, કિં. રૂ. ૫૦. **પ્લૅટફૉર્મ નંબર ચાર:** લે. હિમાંશી શેલત, કિં. રૂ. ૫૦. **ઇંગ્લિશ! ઇંગ્લિશ!:** લે. દિગીશ મહેતા, કિં. રૂ. ૬૫.

પરિચય ટ્રસ્ટ (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦૦૦૨)નાં

**નવજાત શિશુની સંભાળ:** ડૉ. પ્રજ્ઞા પૈ (૯૮૨), કિં. રૂ. ૬ **ઇન્ફર્મેશન ટેક્નૉલોજી:** જિતેન્દ્ર સંઘવી (૯૮૩), કિં. રૂ. ૬. **અર્થશાસ્ત્રના ઘડવૈયાઓ:** સુકુમાર એમ. ત્રિવેદી (૯૮૪), કિં. રૂ. ૬.

'આયુ ટ્રસ્ટ' વતી (વૈદ્ય શોભન વસાણી, ૩૦૩, હરેકૃષ્ણ કૉમ્પ્લેક્સ, વી.એસ.થી પાલડી વચ્ચે, અમદાવાદ-૬)નાં

**ફૂલ-કાંટાળા રાહ:** શોભન, કિં. નથી. **આયુર્વેદના અનુરાગી:** શોભન, કિં. નથી. **મસાલા-મુખવાસ આહાર-રૂપે, ઔષધરૂપે:** શોભન, કિં. રૂ. ૩૦. **આયુર્વેદની પુનઃપ્રતિષ્ઠા:** શોભન, કિં. રૂ. ૨૫. **આયુર્વેદ-નિનાદ:** શોભન, કિં.રૂ. ૨૦. **આરોગ્ય અને ઔષધ (૧૪):** શોભન, કિં. રૂ. ૪૫. **આરોગ્ય અને ઔષધ, (૧૫):** શોભન, કિં. રૂ. ૪૦.

**આરોગ્ય અને ઔષધ (૧૬):** શોભન, કિં. રૂ. ૪૫. **તમારો રોગ, તમારું આરોગ્ય (૧):** શોભન, કિં. રૂ. ૨૫. **તમારો રોગ, તમારું આરોગ્ય (૨):** શોભન, કિં. રૂ. ૨૫. **તમારો રોગ, તમારું આરોગ્ય (૩):** શોભન, કિં. રૂ. ૨૫. **આયુર્વેદ હવે ઘરઘરમાં:** શોભન; કિં. રૂ. ૨૫. **આરોગ્ય-સૂત્ર:** શોભન, કિં. રૂ. ૧૦. **આયુતીર્થ:** શોભન , કિં. નથી. **પગલાં પાડ્યાં છે પાંચ પંથમાં:** શોભન, કિં. નથી. **સાત પગલાં સંગાથમાં:** શોભન, કિંમત નથી. **આયુર્વેદનાં અનુરાગી (ભાગ ત્રીજો):** વૈદ્ય હારિદ્ર દવે, કિં. નથી.

**રન્નાદે પ્રકાશન** (૫૮/૨, બીજે માળ, દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧)માં

**સાક્ષરનો સાક્ષાત્કાર-ભાગ–૧થી ૫ :** લે. રાધેશ્યામ શર્મા, કિં. રૂ. ૧,૦૦૦. (આ પાંચેય ભાગનો રૂ. ૧,૦૦૦/-નો સેટ તા. ૩૧-૩-૨૦૦૦ સુધી રૂ. ૭૫૦/-માં મળશે.) **નિત નવા વંટોળ:** પ્રીતિ સેનગુપ્તા, કિં. રૂ. ૧૦૦.

**પ્રણવ પ્રકાશન** (બી/૩૩, પ્રિયદર્શિની એપાર્ટમેન્ટ-૨, બોડકદેવ, અમદાવાદ-૩૮૦૦૧૫)માં

**વિપાશા:** ગોવિન્દભાઈ, કિં. રૂ. ૫૦. **સંપ્રસાદ:** ગોવિન્દભાઈ, કિં. રૂ. ૫૬.

**સુમન પ્રકાશન** (૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨)માં

**વિ. સ. ખાંડેકર-સર્જક અને સર્જન:** સં. ચંદુલાલ સેલારકા, કિં. રૂ. ૮૫. **જીવનસૌરભ:** લે. ચંદુલાલ સેલારકા, કિં. રૂ. ૯૫. **સ્મૃતિસૌરભ:** લે. ચંદુલાલ સેલારકા, કિં. રૂ. ૬૫. **ચિંતનસૌરભ:** લે. ચંદુલાલ સેલારકા, કિં. રૂ. ૯૫. **ચરિત્રસૌરભ:** લે. ચંદુલાલ સેલારકા, કિં. રૂ. ૮૫. **પ્રિય, હોઠ પરે ચૈતરવા દો તો...! –** લે. ડૉ. યશવંત ત્રિવેદી, કિં. રૂ. ૪૫. **એનું કોઈ નામ હોત...! –** લે. ડૉ. યશવંત ત્રિવેદી, કિં. રૂ. ૪૫.

**મહાત્મા ટૉલ્સ્ટૉય:** લે. કૈલાસબેન જાની, પ્ર. સુમન પ્રકાશન, ૧૭૮૮/૧, ગાંધી રોડ, મામુ નાયકની પોળ પાસે, અમદાવાદ-૩૮૦૦૦૧ અને મુંબઈ-૪૦૦૦૭૭, કિં. રૂ. ૪૦.

**એડૉલ્ફ હિટલર:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૪૦. **અમેરિકાનું અણમોલ નારીરત્ન માનવતાવાદી હેલન કેલર:** લે. ભગેશ ચં. કડકિયા, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૬૫.

### અન્ય

**અનંત સાથે એકતાર:** લે. રાલ્ફ વાલ્ડો ટ્રાઇન, ભાવાનુવાદિકા: મીરા ભટ્ટ, પ્ર. શ્રી એમ.પી. પટેલ ફાઉન્ડેશન વતી મુકેશ એમ. પટેલ, ૩-૪ 'વિઠ્ઠલભાઈ ભવન', સરદાર પટેલ કૉલોની રેલવે કૉસિંગ પાસે, અમદાવાદ, કિં. નથી **હલક હુલાસે ચઢી:** લે. સુમન અજમેરી, પ્ર. સાગર પબ્લિકેશન્સ, સાગર બિલ્ડિંગ, સરિતા હોટેલની બાજુમાં, ગુજરાત સમાચાર ચોક પાસે, ખાનપુર, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂ. ૮૦. **હાથે લોઢું, હૈયે મીણ:** લેખિકા: મીરા ભટ્ટ, પ્ર. શિશુવિહાર, ભાવનગર-૩૬૪૦૦૧, કિં. રૂ. ૧૦૦. **સ્વામી આનંદ:** લે. ચંદ્રકાન્ત શેઠ, પ્ર. સાહિત્ય અકાદમી, ૩૫, ફીરોજશાહ રોડ, નવી દિલ્હી-૧૧૦૦૦૧, કિં. રૂ. ૨૫. **સામર્થ્ય:** લે. જિતેન્દ્ર દવે, પ્ર. અરુણોદય પ્રકાશન, ૨૦૨, હર્ષ કૉમ્પ્લેક્સ, ખત્રી પોળ, પાડા પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂ. ૧૧૦. **પગદંડી:** લે. બહાદુરશાહ પંડિત, પ્ર. અરુણોદય પ્રકાશન, ૨૦૨, હર્ષ કૉમ્પ્લેક્સ, ખત્રી પોળ, પાડા પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂ. ૩૦. **શ્રી ભૂપત વડોદરિયા-વ્યક્તિત્વ અને વાઙ્મય:** સંપાદક, પ્ર. શ્રી સૂર્યકાંત દવે, દવે ઘર, ઝાલા રોડ, ધ્રાંગધ્રા-૩૬૩૩૧૦, કિં. રૂ. ૧૦૦.**હું જાઉં છું:** લે. રસિક બારભાયા, પ્ર. નિપુણ પ્રકાશન, પાળિયાદ, વાયા બોટાદ (ગુજરાત)-૩૬૪૭૨૦, કિં. રૂ. ૭૫. **સંકીર્તન : સંવત ૨૦૫૬:** લે. પુરુષોત્તમ ગણેશ માવળંકર,

પ્ર. સંનિષ્ઠ પ્રકાશન વતી શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકર, 'ગોપિકા', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬, કિં. રૂ. ૪૦. **प्रेमशतकम् :** ले. प्रा. अरुण महेता, प्र. धर्मेन्द्र ए. महेता, 'गुलमहोर', गोकुलनगर, हिंमतनगर-३८३०१ की.रु. ९०. **શબ્દની મોસમ:** આહમદ મકરાણી, પ્ર. આહમદ મકરાણી, બગસરાવાલા પ્લૉટ, સબસ્ટેશન પાસે, ઉપલેટા-૩૭૦૪૯૦, કિં. રૂ. ૬૦. **સપ્તર્ષિ (યુગસંધાન ગઝલસંચય):** પ્ર. કવિશ્રી ગુણવંત ઉપાધ્યાય, બી ૫/૬, ઋષભ એપાર્ટમેન્ટ્સ, એરપૉર્ટ રોડ, મુનિ ડેરી, ભાવનગર-૩૬૪૦૦૧, કિં. રૂ. ૫. **એકલ પ્રવાસી:** લે. ભરતભાઈ ઝવેરી, પ્ર. કોકિલાબહેન ઝવેરી, ૩૦૧, માનસરોવર, વોરા કૉલોનીની સામે, મહાત્મા ગાંધી રોડ, કાંદીવલી (વેસ્ટ), મુંબઈ-૪૦૦૦૬૭, કિં. રૂ. ૧૫૦. **લોકકથાઓ (બાલકથા):** લે. રતિલાલ સથવારા, પ્ર. રતિલાલ સથવારા, સેક્ટર ૨૮, 'પંચરત્ન' એપાર્ટમેન્ટ, પ્લૉટ નં. ૧૬૧/૬, ઘ-૬ પાસે, ગાંધીનગર, કિં. રૂ. ૨૫. **પુરસ્કાર:** લે. રજનીકાન્ત સોની, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, હિંગળોક જોશીની પોળ, બાલા હનુમાન, ગાંધી રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૫૦. **શેફાલી** લે.ડૉ. રજનીકાન્ત જોશી, પ્ર. અમૃતા પ્રકાશન, 'ઓજસ્', નહેરુનગર ચાર રસ્તા, અમદાવાદ-૧૫, કિં. રૂ. ૭૫. **પ્રજાવાણી:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫. **ધુમાન કથામૃત:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૨૦. **માતૃમહિમા (હિન્દી):** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦. **બ્રહ્મર્ષિ પં. કે. કા. શાસ્ત્રી:** લે. શ્યામ વિદ્યાર્થી, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦. **ગુજરાત કી સન્ત વિભૂતિ: પૂજ્ય શ્રીમોટા:** લે. ઉપર મુજબ, પ્ર. હરિઓમ્ આશ્રમ, જહાંગીરપુરા, રાંદેર, સૂરત, કિં. રૂ. ૧૦. **શત્રુઘ્નની પહેલી સફર:** લે. દિગીશ મહેતા, પ્ર. રંગદ્વાર પ્રકાશન, જી-૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં, અમદાવાદ-૩૮૦૦૦૯, કિં. રૂ. ૭૫. **સાભિપ્રાય:** લે. પ્ર. રમણ સોની, ઈ-૨, તારાબાગ, પૉલિટેકનિક, વડોદરા-૩૯૦ ૦૦૨, અને વિક્રેતા: આર.આર. શેઠની કું., અમદાવાદ-૧, કિં. રૂ. ૧૦૦.

## 'ઉદ્દેશ' માસિક અંગેનું માહિતીપત્રક

[ફૉર્મ ૪ (નિયમ આઠ મુજબ)]

૧. પ્રકાશનસ્થળ : અમદાવાદ

૨. પ્રકાશનની સામયિકતા : માસિક

૩. મુદ્રક : રમણલાલ જોશી
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

૪. પ્રકાશકનું નામ : રમણલાલ જોશી
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

૫. તંત્રી : રમણલાલ જોશી
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

૬. માલિકનું નામ/સરનામું : ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસા. નવરંગપુરા, અમદાવાદ-૯.

હું, રમણલાલ જોશી, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

તા. ૧-૩-૨૦૦૦ રમણલાલ જોશી

## એક પ્રાર્થના

*(ગીતિ)*

*હિયનું લઈ લો હર્યુંભર્યું સૌ,*
*ના લઈ લો મુજ હેજ,*
*ભાવનો બીજે અઢળક ભરપૂર*
*ભર્યો ભર્યો ના ભેજ.*
*એ જ, બીજું શું? એ જ આખરી એ જ એક તો માગું.*

*આંખમાં આપને નામે અઁસવનની*
*કો નિત્ય ભીનાશ,*
*ટૂમા જેવો તારા ભણી હો*
*તૂટતો મુજ બોલાશ;*
*અપાહનેવાં શાં લંબાયાં. અઁસવન માળમાં ભાંગું. હિયનું૦*

*જીવન ઘણુંયે રણકણ જેવું*
*સૂકુંભઠ મુજ ના હો,*
*આરઝૂભર્યું મુજ વેણ કદીયે*
*ટૂંકું ને ટચ ના હો,*
*બોલમાં ડોલંડોલ છંદની છોળ સમો હું લાગું. હિયનું૦*

*વિરહ આપજે રહરહ રોવા,*
*ધકધક દેવા ધડકન,*
*મરણ આપજે: પણ દેજે તું*
*છેલ્લું એક સુમિરન;*
*આંખમાં આંસુ હોય તો કોરું*
*કોણ? ઓરું કે આઘું? હિયનું૦*

**ઉશનસ્**

## સદી બદલતાં...

*સદી બદલતાં-*
*કહો, પ્રદૂષિત હવા બદલશે?*
*ચીમળાયેલાં જળ, આકાશ, ભૂમિ ને અગ્નિ*
*તાજાંમાજાં થાશે?*

*સદી બદલતાં-*
*માળસાઈને*
*આ સૃષ્ટિની કઢાઈમાં*
*શેકી શેકીને ભડથું કરતો*
*સૂર્ય બદલશે?*

*કુદરત*
*માનવનાં કદરૂપાં જીવતરમાં*
*રંગોળી પૂરશે?*

*શસ્ત્રોના વિરાટ ખડકલાઓથી*
*વાંકી વળી ગયેલી*
*આ પૃથ્વીની કમ્મર ક્યારે થાશે સીધી?*

*અહીંયાં*
*આ નરમેધ યજ્ઞની ચાલે છે તૈયારી*
*તે શું અટકી જાશે નવી સદીમાં?*

*હૉસ્પિટલમાં કણકણતા*
*પીળા રુગ્ણોનાં જીવતરને*
*શું પાછી મળશે*
*વસંતના દિવસોની સુરખી?*

*અહીં મનુષ્યે*
*મનુષ્ય સામે ઉગામેલા હિંસક નખને બદલે*
*ઊગશે શું કરુણાનો સ્પર્શ?*

*નવીનવી 'ક્લોનિંગ'ની સિદ્ધિ*
*પામેલો મારી દુનિયાનો માનવ*
*પોતાની વૃત્તિનું 'ક્લોનિંગ' કોની સાથે કરશે-*
*દૈત્યત્વોની સાથે કે દેવત્વો સાથે?*

*નવી સદી ને મૂંગી માનવતાની વચ્ચે*
*શું સંવાદી સામગાન રેલાશે*
*અહીંયાં સદી બદલતાં?*

૧૮-૧-૨૦૦૦ **રમેશ પારેખ**

Uddesh (A literary, cultural monthly) March 2000 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ દસમું : અંક નવમો

એપ્રિલ : ૨૦૦૦

તંત્રી
રમણલાલ જોશી

૧૧૦



# ઉદ્દેશ

વર્ષ : દસમું અંક : નવમો સળંગ અંક : ૧૧૭


અનુક્રમ: એપ્રિલ ૨૦૦૦




પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.
મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન : ૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.
'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

એપ્રિલ ૨૦૦૦



सर्वभाषा सरस्वती

## સહિષ્ણુતા કર્તવ્ય, સમભાવ અસંભવ

પહેલાં ગાંધીજીએ, અને હમણાં પૉલ પોપે કહ્યું: બધા ધર્મોને સહી લેવા. એટલી વાત તો સાવ સાચી.

મારાથી કોઈનો ધર્મ જુદો હોય, એ ખાતર હું એને ઊતરતો ન ગણું. મને જેમ મારો ધર્મ પાળવાનો અધિકાર છે, છૂટ છે, એમ એને પોતાને ગમતો ધર્મ પાળવાની. હું મારો ધર્મ સાચો માનું, તેમ એ પોતાનો ધર્મ સાચો માને.

એનો ધર્મ મારા ધર્મથી જુદો હોય માટે તે ઊતરતો, ખોટો, એ ધર્મ પાળનાર અનાર્ય, મ્લેચ્છ, મિથ્યાદષ્ટિ, કાફર, ઇન્ફિડલ, નાસ્તિક : એવું એવું મારાથી ન કહે - વાય કે ન મનાય.

અહીં સુધીની વાત તો બરાબર. પણ એનાથી આગળ વધીને જો એમ કહેવામાં આવે કે બધાય ધરમ સરખા, બધા તરફ માત્ર સહિષ્ણુતા જ નહીં, સમભાવ પણ સેવવો, તો તો ઘણા ઊંડા પાણીમાં ઊતરવું પડે. આવો સદુપદેશ માથે ચડાવવા જનારે 'સમભાવ'નું તાત્પર્ય શું એ બરાબર સમજી લેવું જોઈએ.

તમે કોઈ પણ ધરમ લો : હિંદુ, ઇસ્લામ, ખ્રિસ્તી, યહૂદી, જરથોસ્તી, જૈન, બૌદ્ધ (પેટાવિભાગ: વૈષ્ણવ, શૈવ, શાક્ત, યજ્ઞમાર્ગી, જ્ઞાનમાર્ગી, ભક્તિમાર્ગી, શ્વેતાંબર, દિગંબર, સ્થાનકવાસી), તાઓ, શિન્ટો, આદિવાસી જાતિકુળોના ધર્મો.

એ ધર્મોની જીવ, જગત અને ઈશ્વરને લગતી માન્યતાઓ, આચારનીતિ, ઉપાસના કે પૂજનનો વિધિ, કર્મકાંડ, દેવાલય, તીર્થ, ઉત્સવ, પુરાણશાસ્ત્ર, ધર્મકથા, ધર્માચાર્યોનાં ચરિત, તપ વ્રત, નિયમ, પહેરવેશ, ખાનપાન, રહેણીકરણી વગેરેનો વિચાર કરો. બધા ધર્મો વચ્ચે આમાંનું બહુ થોડું સમાન છે. પ્રત્યેક ધર્મમાં એ બધું સારા પ્રમાણમાં અલગ અલગ છે. એટલે 'સમભાવ'ને 'સમાન મૂલ્ય ધરાવતા' એવા અર્થમાં નહીં લઈ શકાય. ધર્મના સ્વરૂપના ઉપર દર્શાવેલા ઘટકોની સાથે તે તે ધર્મ પાળનારની વધતીઓછી ભાવના જોડાયેલી હોય છે. આથી 'સર્વધર્મસમભાવ'માં સહિષ્ણુતાનું ઇંગિત હોવાનું સમજવાનું છે. અને એથી આગળ, 'સર્વધર્મસમભાવ' તો કોઈક વિરલો જ સેવી શકે.

**હરિવલ્લભ ભાયાણી**

તંત્રી

## આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિતનું દુઃખદ અવસાન

આપણા વેદોને સરળ પ્રશિષ્ટ ગુજરાતી ભાષામાં સુલભ બનાવવા ભગીરથ પુરુષાર્થ કરનાર આચાર્ય વિષ્ણુદેવ પંડિતનું તા. ૩૧ માર્ચ ૨૦૦૦ના રોજ ૮૫ વર્ષની વયે દુઃખદ અવસાન થતાં ગુજરાતના વિદ્યાજગતને ન પુરાય એવી ખોટ પડી છે. સ્વ. વિષ્ણુદેવભાઈનો પરિચય ઉમાશંકર જોશીએ કરાવેલો. પછી તો તે મુરબ્બી મિત્ર બની ગયેલા. એમણે આરંભમાં વેદ-પરિચય-શ્રેણીની પુસ્તિકાઓ લખેલી અને એ પછી વેદશ્રેણીના બાળગ્રંથોની યોજના કરેલી. આ માટે તેમણે 'મધુર જ્યોત ટ્રસ્ટ' સ્થાપેલું. હું ગુજરાત સાહિત્ય અકાદમીમાં અધ્યક્ષ હતો ત્યારે વેદોના પ્રસાર અને અનુવાદ માટે ટ્રસ્ટને આર્થિક સહાય આપવાની યોજના અમે સ્વીકારેલી. એ પછી 'યજુર્વેદ શતપથ ભાષાભાષ્ય-દ્વિતીય વિભાગ'ની પ્રસ્તાવના પણ એમના આગ્રહથી મેં લખેલી.

અમદાવાદમાં, ગીતામંદિર રોડ પર ડાહ્યાભાઈ પાર્કમાં આવેલા તેમના મકાનનું નામ છે 'ઈશાવાસ્ય'. જૂના જમાનાની એક પાટ પર વેદવિષયક ગ્રંથો અને હસ્તપ્રતોની વચ્ચે પંચિયું અને અંગરખું પહેરેલા પંડિતજીને તમે જુઓ, સ્વાધ્યાય–તપની મૂર્તિ સાક્ષાત્ થાય. આયુષ્યના અંતકાળ સુધી એમણે વેદ અંગેનો સ્વાધ્યાય કર્યો અને એનાં સુફલ આપણને આપ્યાં.

તા ૨ એપ્રિલ ૨૦૦૦ના રોજ વેદમંદિરમાં યોજાયેલી તેમની શ્રદ્ધાંજલિ-સભામાં મેં કહેલું, વેદો માટે મિશનરીના ઉત્સાહથી કાર્ય કરનાર બીજો કોઈ ગુજરાતી લેખક થયો જાણ્યો નથી. કરસનદાસ માણેકે કહેલું કે 'પંડિતજીને સ્વપ્નો પણ વેદના ઋષિઓનાં આવતાં હોય તો નવાઈ નહિ." પંડિત તો તે હતા જ, પણ સાહિત્ય- વિદ્યાના રસજ્ઞ પણ હતા. વેદોને તેમણે સાહિત્યવિદોને પણ સ્વીકાર્ય નીવડે એ રીતે રજૂ કર્યા. બીજા અનેક વિષયો ઉપર તેમણે લખ્યું છે. વેદ ઉપરાંત તેમનાં પુસ્તકોમાં 'કૃષ્ણકથામૃત' અને 'સુભાષિતમંજરી' મને ગમે છે.

તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ વિષ્ણુદેવભાઈનાં પત્ની શ્રી રમાબેનને, પુત્રો હરીશ, ધનરાજ, વરદરાજ, અભય અને પુત્રીઓ મનીષા અને નારાયણીને તેમ જ સમગ્ર પરિવારને શક્તિ અર્પે, અને આ પરમ સારસ્વતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

## નવલકથાકાર વજુભાઈ મહેતાનું દુઃખદ અવસાન

તા. ૧૮ માર્ચ ૨૦૦૦ – મુંબઈથી ચિ.સોનલનો ફોન આવ્યો. તેના પિતાશ્રી અને ગુજરાતી ભાષાના લોકપ્રિય નવલકથાકાર વજુભાઈ મહેતાના આજે સવારે ૮-૦૦ વાગ્યે અવસાન પામ્યાના સમાચાર તેણે આપ્યા. વજુભાઈ છેલ્લા ઘણા સમયથી બીમાર હતા. તેમનાં પત્ની રસિકાબહેનના અવસાન પછી વજુભાઈની તબિયત કથળેલી. થોડો સમય પુત્રો પરિમલ અને નીલકંઠને ત્યાં અમેરિકા ગયેલા. છેલ્લા થોડા સમયથી મુંબઈમાં તેમના નિવાસસ્થાન 'લિલી કોર્ટ'માં રહેતા. આ સ્થળે મુંબઈ જાઉં ત્યારે હું કવિ સુન્દરમ્ પણ ત્યાં ઊતરતા. સાહિત્યકારોના તે મિત્ર હતા.

ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે તેમનું પ્રદાન મહત્ત્વનું છે. તેમની નવલકથાઓની સર્વશ્રી સુન્દરમ્, પન્નાલાલ પટેલ, જ્યોતીન્દ્ર દવે અને ઉમેદભાઈ મણિયાર જેવા સાહિત્યકારો-એ પ્રશંસા કરી છે.

૧૯૬૬માં પ્રગટ થયેલી 'નંદિતા'ને પન્નાલાલે "નિર્મલ નવલકથા' તરીકે ઓળખાવેલી. એ પછી ૧૯૭૦માં તેમની નવલકથા 'એક દીપ જલે અંતરમાં' સુન્દરમ્‌ની પ્રસ્તાવના સાથે પ્રગટ થયેલી. આ નવલકથા ગોવર્ધનરામની શૈલીએ લખાયેલી છે. બે ભાગમાં પ્રગટ થયેલી 'પ્રવાસી એક પંથનાં'માં આજનાં યુવક-યુવતીને મૂંઝવતા લગ્નના પ્રશ્નોની આલોચના કરી છે. 'અબ તો જીવન હારી' એ ગ્રામજીવનનું નિરૂપણ કરતી નવલકથા છે. 'ત્રિમુખ' પણ એમની જાણીતી કૃતિ છે. 'મોના'ની પ્રસ્તાવના જ્યોતીન્દ્ર દવેએ લખેલી. 'સૌંદર્ય શું ?' એ નવલકથામાં સાચું સૌંદર્ય એ હૃદયમાં રહેલું છે તે બતાવ્યું છે. 'મધસાગરનાં મોજાંમાં' ગ્રામજીવનનું આદર્શ ચિત્ર આપી એક સેવાભાવી સંસ્કારી નારીના સંસ્પર્શથી સદીઓથી ખદબદતું ગામડું કેવું નંદનવન બની શકે છે એ તેમણે દર્શાવ્યું છે. 'શ્વેતપદ્મા' એ વિક્રમાદિત્યના સમયની ઐતિહાસિક નવલકથા છે. આ ઉપરાંત 'પ્રતિરોગ' એ કર્મના સિદ્ધાંતનું નિરૂપણ કરે છે. એમાં આંતર-મનોવ્યાપારોનું નિરૂપણ નવલકથાને કલા તરીકે જોનારને ખાસ ગમશે. 'સમન્વિતા' એ વજુભાઈની છેલ્લી પ્રગટ નવલકથા છે. આ નવલકથા સંસ્કૃતિ-સમન્વયની નવલકથા છે. જાણવા પ્રમાણે કેટલીક નવલકથાઓ તે પૂરી કરી શક્યા નથી.

વજુભાઈ મહેતા પ્રેરણાદાયી સાહિત્યના આલેખક હતા. તેમના અવસાનથી ગુજરાતી સાહિત્યને એક સંનિષ્ઠ સાહિત્યકારની ખોટ પડી છે. તેમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ પ્રભુ ચિ. સોનલને અને ચિ. પરિમલ અને ચિ. નીલકંઠનાં કુટુંબીજનોને આપે અને સદ્ગતના આત્માને ચિર- શાંતિ અર્પે એ પ્રાર્થના.

## પ્રા. રણધીર ઉપાધ્યાય અને શ્રી ધૈર્યચંદ્ર બુદ્ધનું દુઃખદ અવસાન

ગયા મહિને આપણે બીજા બે સારસ્વતો પણ ગુમાવ્યા છે. હિન્દી ભાષા-સાહિત્યના પીઢ અધ્યાપક, આધ્યાત્મિક પુસ્તકોના લેખક અને સાધક શ્રી રણધીર ઉપાધ્યાય (જ. ૧૯૧૯)નું તા. ૧૬ માર્ચ ૨૦૦૦ના રોજ ૮૧ વર્ષે અવસાન થયું. 'દ્યુમાનની દ્યુતિ' જેવાં અધ્યાત્મલક્ષી ચરિત્રપુસ્તકો તેમણે આપેલાં. ડૉ. રજનીકાન્ત જોશીએ મને કહ્યું કે આકાશવાણી પરથી પ્રસારિત થયેલા તેમના હિંદી પાઠો અને સંનિષ્ઠ અધ્યાપનકાર્ય દ્વારા હિંદી ભાષા-સાહિત્યનો સમ્યક્ પ્રસાર કરવામાં તેમનો ફાળો મૂલ્યવાન છે. તે અમદાવાદની એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં હિંદીના અધ્યાપક અને વિભાગના અધ્યક્ષ હતા ત્યારથી તેમનો પરિચય હતો. અધ્યાપક તરીકે નિવૃત્ત થયા બાદ બધો વખત તે વાચન મનન અને શ્રી અરવિંદના યોગની સાધનામાં વિતાવતા.

બીજા પીઢ લેખક શ્રી ધૈર્યચન્દ્ર ર. બુદ્ધનું તા. ૨૩ માર્ચ ૨૦૦૦ના રોજ ૯૧ વર્ષની ઉંમરે અવસાન થયું. આગલા દિવસે તેમનાં પત્ની રશ્મિબેનનું અવસાન થયેલું. શ્રી ધૈર્યચન્દ્ર બુદ્ધે આધ્યાત્મિક કાવ્યો, ભજનો, પ્રસંગકથાઓ વગેરે લખ્યાં છે. તેઓ બહુસંખ્ય પુસ્તકોના લેખક હતા. અને લોકપ્રિય પણ હતા. 'ફૂલછાબ'ની મારી કૉલમ 'શબ્દલોકના યાત્રીઓ'માં મેં એમના વિશે લખેલું. ('અક્ષરના આરાધકો ભાગ ૧'માં એ સંગૃહીત થયું છે.) એમની સાથે પત્રવ્યવહાર હતો. તેમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ એમના પુત્ર અશોકભાઈને અને સમગ્ર પરિવારને પ્રભુ અર્પે અને સદ્ગતના આત્માને ચિર-શાંતિ અર્પે એ પ્રાર્થના.

## અમદાવાદમાં શરૂ થનાર થિયેટર અને મીડિયા સેન્ટર

ગુજરાતમાં થિયેટર અને મીડિયા સેન્ટરનો આરંભ એપ્રિલ ૨૦૦૦થી શરૂ થનાર છે. આ અંગે શ્રી હસમુખ બારાડીનો નીચેના સરનામે સંપર્ક સાધવા જણાવાયું છે: ૪૨/૨૫૧, પ્રગતિનગર, દેના બૅંક સામે, નારણપુરા, અમદાવાદ-૩૮૦ ૦૧૩.

## લોકમિલાપ ટ્રસ્ટની અર્ધશતાબ્દી પ્રસંગે પુસ્તકો ખાસ વળતરથી

૨૦૦૦ની સાલમાં લોકમિલાપ ટ્રસ્ટની સ્થાપનાને પચાસ વર્ષ પૂરાં થયાં એ પ્રસંગે લોકમિલાપનાં ત્રીસ ચૂંટેલાં પ્રકાશનો પાંત્રીસ ટકાથી વધુ વળતરથી આપવાની યોજના છે. ઉમાશંકર જોશી, કાકા કાલેલકર, ગિજુભાઈ, બોટાદકર, ઝવેરચંદ મેઘાણી જેવા અનેક લેખકોનાં ૨,૫૦૦ પાનાં ધરાવતાં ત્રીસ પુસ્તકોની કિંમત રૂ. ૩૯૬ છે તેને બદલે રૂ. ૨૫૦માં આખો સેટ આપવામાં આવશે. રકમ મોકલવાનું સરનામું: લોકમિલાપ ટ્રસ્ટ, પો. બૉ. ૨૩, સરદારનગર, ભાવનગર-૩૬૪૦૦૧.

## છઠ્ઠી ભાષા-સાહિત્ય પરિષદ

લંડનમાં છેલ્લાં પચીસેક વર્ષથી ચાલતી ગુજરાતી સાહિત્ય અકાદમીએ ગુણવંતરાય આચાર્યના જન્મશતાબ્દી – વર્ષે ઇંગ્લૅન્ડના બેડફર્ડ શહેરમાં શનિવાર – તા. ૨૯ એપ્રિલ, ૩૦ એપ્રિલ અને ૧ મે ૨૦૦૦ના રોજ છઠ્ઠી ભાષા-સાહિત્ય પરિષદનું આયોજન કર્યું છે. આ પ્રસંગે સ્વ. ગુણવંતરાય આચાર્યની પુત્રીઓ, ડૉ. ભોળાભાઈ પટેલ, પ્રા. જયંત પંડ્યા, શ્રી પ્રદ્યુમ્ન તન્ના અતિથિવિશેષ તરીકે ઉપસ્થિત રહેશે. હાજર રહેવા ઇચ્છનારે નીચેના સરનામે સંપર્ક કરવો: વિપુલ કલ્યાણી, ૨, બીચ કૉફ્ટ ગાર્ડન્સ, વેમ્બલી, મિડલસેક્સ HAG 8EP.

## લૉસ ઍન્જલસમાં યોજાયેલ સાહિત્યિક કાર્યક્રમ

તા. ૪ જાન્યુ. ૨૦૦૦ના રોજ રાત્રે લૉસ ઍન્જલસમાં શ્રી જ્યોતિબહેન ઠક્કરના નિવાસસ્થાને સાહિત્યિક કાર્યક્રમ યોજાયો હતો, જેમાં કાવ્યપઠન, કાવ્યાસ્વાદ અને કાવ્યસર્જનપ્રક્રિયા વિશેના વાર્તાલાપ રજૂ થયા હતા. આ કાર્યક્રમમાં અનેક ગુજરાતી સાહિત્યરસિકોએ ભાગ લીધો હતો અને કાર્યક્રમ અત્યંત રસપ્રદ બન્યો હતો એમ શ્રી જ્યોતિબહેન જોબનપુત્રાએ લખી જણાવ્યું છે.

તા. ૩-૪-૨૦૦૦

☐

## એક ગુલાબનો છોડ

*એક દીવાલની છાયામાં, એક વાર એક ગુલાબનો છોડ ઊગ્યો.*
*ઈશ્વરના મુક્ત પ્રકાશમાં તેના પર કળીઓ ખીલી, તે ફૂલ્યોફાલ્યો;*
*પ્રભાતના ઝાકળમાંથી પાણી પી, સત્ત્વ પ્રાપ્ત કરી,*
*તે છોડ પોતાનું માધુર્ય રાતદિન ચોપાસ વરસાવતો હતો.*

*આમ તે છોડ ખાસ્સી ઊંચાઈ અને સુંદરતા પ્રાપ્ત કરી ઊગતો હતો.*
*ઊગતાં ઊગતાં, તે દીવાલની એક તિરાડની નજીક આવી ગયો,*
*કે જ્યાંથી ઝળહળતા પ્રકાશનાં કિરણો આવતાં હતાં.*

*બમણા જુસ્સાથી એ પ્રકાશને અનુસરી, નિર્ભયતાથી અને ગૌરવથી*
*તેણે તિરાડમાં પ્રવેશ કર્યો;*
*અને દીવાલની બીજી બાજુએ ડોકિયું કરી તે વિસ્તર્યો.*

*પ્રકાશ, ઝાકળ અને વિશાળ દૃશ્ય,*
*પ્રથમની જેમ તેનાં તે જ હતાં,*
*પણ હવે તે નવાં સૌંદર્યોમાં,*
*તેની સુરભિની મોજ માણતો માણતો ખોવાઈ ગયો.*

*આપણે જેને 'મૃત્યુ' કહીએ છીએ,*
*તે શું ફક્ત શોક જ જન્માવી શકશે?*
*અને આપણી હિંમતને નબળી કે નાબૂદ કરી શકશે?*
*હરગિજ નહીં.*
*ચાલો, આપણે અડગ શ્રદ્ધા અને આશાભર્યું જીવન જીવીએ;*
*ગુલાબનો છોડ તો હજુ દીવાલની બીજી બાજુ ઊંચે વધી રહ્યો છે.*
*પહેલાં દીવાલની આ બાજુ,*
*દૂર-સુદૂરના પ્રદેશ સુધી તે છોડ સુરભિની લહાણી કરતો હતો;*
*તે હવે દીવાલની બીજી બાજુ,*
*પોતાની સુરભિની લહાણી બમણા જોમથી વહાવતો રહેશે.*
*તો પછી શોક શાને?**

* સ્વ. અ. સૌ. ભગવતીબહેનની પુણ્યસ્મૃતિમાં એક અજ્ઞાત અમેરિકન કવિના કાવ્યનો ભાવાનુવાદ

ચન્દ્રકાન્ત દેસાઈ
(ફ્રેન્કલિન પાર્ક, યુ.એસ.એ.)

# સ્વ. વજુભાઈ મહેતાનો એક પત્ર

મુંબઈ

તા. ૭-૨-'૯૧

પ્રિય રમણભાઈ,

તમારી ફોન પર તો વાત થઈ જ ગઈ હતી. તમારો તા. ૨/૨નો પત્ર પણ મળ્યો.

તો તા. ૧૩/૨ની રાતે ૯. ૪૫ પહેલાં એરપોર્ટ પર હાજર થઈ જઈશ. હવે મળવાના જ છીએ એટલે મારો આનંદ શબ્દોમાં વ્યક્ત નથી કરતો. જુઓ, તમને મેં લિલી કોર્ટમાં ઊતરવાનું આમંત્રણ એક જ પ્રવાસ માટે નથી આપ્યું, જ્યારે મુંબઈ આવવાનું મન થાય ત્યારે જરા પણ ક્ષોભ વગર આવવા માટેનું standing invitation મેં આપ્યું છે. હવે આપણો એવો સંબંધ નથી રહ્યો કે મારે ઘેર આવવા માટે તમને આગ્રહ કરવો પડે, એમ તમને પણ લાગવું જોઈએ. વધારે લખીને તમને મૂંઝવવા નથી.

તમારી આમંત્રણપત્રિકાઓ પણ આજ મળી ગઈ છે. જે જે સાહિત્યરસિકોનો મેળાપ થશે તેમને એક એક પત્રિકા આપતો રહીશ.

'ઉદ્દેશ'નો જાન્યુ. અંક મળી ગયો છે. લેખો ઉપર નજર ફેરવી ગયો છું. નિરાંતે વાંચવાનું હજી બાકી છે. રસિકાબેન કહેતાં હતાં કે સુન્દરમ્‌ભાઈ વિષે રમણભાઈએ બહુ સારું લખ્યું છે. 'સુન્દરમ્' પ્રત્યેનો તમારો હૃદયભાવ કેવો ગાઢ છે એ હું જાણું છું. જે લખ્યું હશે એ હૃદયમાંથી જ નીકળ્યું હશે. 'જન્મભૂમિ'માં હરીન્દ્રભાઈએ પણ ઘણું હૃદ્ય લખ્યું હતું. 'સમકાલીન'માં કવિ અનિલ જોશીએ પણ લખ્યું હતું, એમ એ મને કહેતા હતા, મેં હજી વાંચ્યું નથી. એમના જેવા એક વિરલ કવિ વિષે લખવાનું કોને મન ન થાય! હવે તો એમની કવિતાઓ વાંચીને જ રાચવાનું રહ્યું.

એ જીવતા હતા ત્યારે ક્યારેક ક્યારેક એમના વ્યક્તિત્વના અમુક તત્ત્વ વિષે ટીકા પણ કરી હશે, પણ હવે તો એ યાદ આવે છે ને આંખો ભરાઈ જાય છે.

બસ, તો ૧૩મીની રાતે એરપોર્ટ પર મળીએ છીએ. ભગવતીબહેનને અમારાં સ્નેહવંદન. રસિકાબેન તમને સ્નેહવંદન પાઠવે છે.

લિ.

વજુભાઈનાં સ્નેહવંદન

# સ્વ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના પત્રો

**સંપાદક : રમણલાલ જોશી**



મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૨-૩-'૬૪

મુ. રમણભાઈ,

પત્ર મળ્યો હતો. 'વિશ્વમાનવ'ના આગામી અંકે તો નહિ, પણ તે પછીના અંકે 'ગો. – એક અધ્યયન'નો રિવ્યુ આવશે. ઉતાવળે કામ સારું ન થાય. શર્માનો પત્ર હતો. એમને 'સંસ્કૃતિ' માટે સોંપ્યું તે સારું જ કર્યું.

માર્ચ હવે બેસી ગયો છે. મારા માટે ત્યાંની કોઈ કૉલેજમાં ગોઠવાવાનું શું કર્યું? મુ. ઉમાશંકરભાઈને કહેવા જેવું ખરું? આ કામ જલદી પતાવશો તો જ અહીંથી છૂટા થઈ શકાય. પત્ર લખશો. તમે બીલીમોરા આવવાનું એપ્રિલના અંતમાં રાખી શકો તો કેરીની મોસમ હોય – જોકે કૉલેજ બંધ હોય. નક્કી કરી જણાવશો.

કુશળ?

લિ.
**અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના વં. મા.**

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૭-૪-'૬૪

મુ. રમણભાઈ,

'સંસ્કૃતિ'માં અંબુભાઈના પત્રો વાંચી આનંદ થયો. રાધેશ્યામનો પત્ર હતો કે મારે હવે ઉતાવળ કરવી જોઈએ. પણ ત્યાંથી આવતાં, બીલીમોરા સ્ટેશનેથી ઘરે આવતાં રિક્ષાને અકસ્માત થયો. માથામાં વાગ્યું હતું. પરિણામે પત્ર લખવામાં મોડો પડ્યો છું. હવે પરીક્ષાઓની કામગીરી શરૂ થઈ ગઈ છે. ૧૫ કે ૨૦ના અરસામાં મુક્ત થઈશ. એ પછી પહેલું કામ 'ગો. – એક અધ્યયન' અંગેનું.

ચીમન-પ્રકરણનું કેમ કંઈ લખતા નથી? કંઈ જાણવા મળ્યું ? એમના વિદ્યાર્થીની અટકળ સાચી લાગે છે. મુ. ઉમાશંકરભાઈએ ધડાકો કર્યો. પછી તો લાગે છે કે જે થયું તે સારું જ થયું. પણ હવે પાછું બીજી દિશામાં વિચારતા રહેવું પડશે.

લેખનપ્રવૃત્તિ કેમ ચાલે છે? બિરાદર, તમે તો પરીક્ષાકાર્ય-મુક્ત છો. તો, 'વિશ્વમાનવ' માટે કંઈક લખો ને! વિ.મા.ના. આવતા અંકે થોડાક નોંધપાત્ર ફેરફારો જોશો. reaction જણાવજો. મુ. ઉમાશંકર-ભાઈને મારાં વંદન કરશો. કુશળ?

**અ. બ્ર.ના. વં. મા.**

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૧૭-૪-'૬૪

મુ. રમણભાઈ,

પત્ર મળ્યો. શર્માનો પણ પત્ર છે. વિશેષ માહિતી કંઈ જણાવી નથી. એટલે હમણાં કશી ઉતાવળ કરવી નથી. 'ગો. – એક અધ્યયન' અંગે 'નવચેતન'માં અને આજના 'સંદેશ'માં જોયું. રિવ્યુ હવે શરૂ થયા છે. આશા છે કે હું મોડો નહિ પડું. એપ્રિલની ૩૦મી પછી તમે ક્યાં જવા ધારો છો? વલસાડનું નક્કી નથી? ૨૦મી પછી રિવ્યુનું કામ પૂરું કરીને જ વડોદરા થોડા દિવસ માટે જવા ધારું છું. આપણે ક્યાં અને ક્યારે મળી શકીએ, તેવું કંઈક વિચારો. 'વિશ્વમાનવ' માટે કશુંક તૈયાર કરી નાખો ને!

તમારું બીલીમોરા આવવાનું ક્યારે ગોઠવાશે? તમારા હવે પછીના કાર્યક્રમની વિગતો, નક્કી થયે, મને જણાવશો. 'ગો. – અધ્યયન'નો રિવ્યુ 'સંસ્કૃતિ' માટે મારે લખવાનો છે એવી વાત મારે શર્મા સાથે થઈ છે. બીજી શી પ્રવૃત્તિ?

મુ. ઉમાશંકરભાઈને મારાં વંદન કહેશો. એમની તબિયત સારી હશે.

અનિરુદ્ધ

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૨૨-૭-'૬૪

પ્રભુ,

લાંબા ગાળે પત્ર લખું છું. તમે રિવ્યુ મોકલવાના હતા, એકાદ અઠવાડિયામાં, તેની યાદ આપું છું. અવશ્ય મોકલશો. હમણાં John Wainનું Essays on Literature and Ideas વાંચ્યું. ખૂબ મજા પડી. 'ગો. – એક અધ્યયન'ને ભૂલ્યો નથી. ખૂબ લંબાયું છે. એટલે હવે પૂરું કરીને જ બીજો પત્ર તમને લખીશ. રાધેશ્યામજીના શા સમાચાર? એમને એક લાંબો પત્ર લખવો છે. થોડા દિવસમાં લખીશ. આ વખતનું 'સંસ્કૃતિ', સાચ્ચે જ, ગમ્યું. 'મહાપ્રસ્થાન' આપણી કવિતાને નવું પ્રસ્થાન કરાવશે, એમ લાગે છે.

મુ. ઉમાશંકરભાઈને મારાં વંદન કહેશો.

તબિયત સારી જ હશે. લેખ અને પત્ર મોકલો.

લિ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના વં. મા.

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૬-૧૧-'૬૪

મુ. ભાઈશ્રી,

સાલ-મુબારક.

અમદાવાદ બે વખત આવવાનું થયું, પણ ઊડતી મુલાકાતે. મળી ન શકાયું એનો વસવસો છે. તલોદ અને વાડાશિનોરમાં તમે મળશો જ, એવી આશા સેવી હતી. કેમ ન આવ્યા?

'વિશ્વમાનવ'નો અંક એકાદબે દિવસમાં મળી જશે. 'ગો. – અધ્યયન'નો રિવ્યુ આ વખતે જાણી કરીને સમાવ્યો નથી. તમારો રિવ્યુ છે. અંકને સમૃદ્ધ કરવામાં તમારા ફાળાની સાભાર નોંધ લઉં છું.

એક વાત. P.E.N.માં જઈ આવ્યા તેનો ટૂંકો અહેવાલ ('વિશ્વમાનવ'માં 'વૃત્તવિમર્શ') આવે છે તેને માટે લખી મોકલો.

બીલીમોરા આવવાની તારીખ નક્કી કરી જણાવો. ઘરે સૌ કુશળ હશો. 'સંસ્કૃતિ' માટે ચંદરવાકર – સંપાદિત Ballads સંગ્રહનો રિવ્યુ મોકલાવ્યો છે.

નવું વર્ષ આપને સમૃદ્ધિવંતું અને વિદ્યાલયમાં વૃદ્ધિ કરાવનારું નીવડો એવી શુભેચ્છા વ્યક્ત કરું છું.

અનિરુદ્ધ

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૧૪-૧૨-'૬૪

મુ. રમણભાઈ,

પત્ર મળ્યો. રાધેશ્યામજી સાથે હમણાં પત્રવાતો ચાલે છે. એ તમને પહોંચતી જ હશે એમ ધારીને પત્ર લખવામાં મોડું કરી બેઠો છું. 'ગો. – એક અધ્યયન' ઉપરના આજ સુધી લખાયેલા બધા જ રિવ્યુ મેં જોયા છે. હવે મારે જે કહેવાનું છે તે સંક્ષેપમાં કહીશ. ઉપેન્દ્ર પંડ્યાનો લેખ મેં વાંચ્યો હતો. ગમ્યો પણ હતો.

મારે તમને બીલીમોરા આવવાની તારીખ જણાવવાની હતી, નહિ? ડિસેમ્બરમાં ઘણા મહેમાનો આવી ગયા અને હવે વાર્ષિકોત્સવની તૈયારીઓ. તમે જાન્યુ. માં આવો. ૮થી ૧૫ વચ્ચેની કોઈ તારીખ નક્કી કરશો. બે વ્યાખ્યાન. એક કૉલેજમાં, બીજું નગરમાં. તમને આવવાજવાનું અને રહેવાનું ખર્ચ સંસ્થા આપશે. તીથલના દરિયે ફરીશું. સાથે કોને કોને લાવશો?

ડિસેમ્બરના વેકેશનમાં અમદાવાદ થોડા દિવસ રહેવા ધારું છું. એટલે નિરાંતે મળી શકાશે. વાતોચીતો પણ કરી શકાશે. હમણાં કવિતાના રવાડે ચડ્યો છું!

તમારો અનિરુદ્ધ

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૨૫-૧૨-'૬૪

મુ. રમણભાઈ,

'વિશ્વમાનવ'ના 'વૃત્તવિમર્શ' વિભાગ માટે P.E.N.ના સંમેલનનો ક્રિ-ટિ-ક-લ હેવાલ, છાપેલાં એકાદ-દોઢ-બે પાન જેટલો, તૈયાર કરી આપો. જાન્યુ.-ના અંકમાં લઈ શકાશે. ડિસે.ના અંકમાં આવી શક્યો હોત તો સારું, પણ એ મારા ધ્યાન બહાર જ ગયું.

'ગો. – એક અધ્યયન'ના રિવ્યુ માટે હવે વધારે રાહ નહિ જોવડાવું. 'દૃષ્ટિ' નામનું એક ત્રૈમાસિક શરૂ કરવાનો વિચાર છે. તેમાં તમારો કેટલો સહકાર મળી રહે તે વિગતે જણાવો. વિશેષ વાત રૂબરૂમાં. પત્ર લખો. મુ. ઉ. જોશીને મારાં વંદન પહોંચાડશો.

તમારો
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

*

રતિનિવાસ,
દેસરા રોડ,
બીલીમોરા.
૨૦-૧૨-'૬૬

મુ. રમણભાઈ

જનતા બીલીમોરા રાતના ત્રણ વાગ્યે આવે અને ઊભો ન રહે! એટલે બીલીમોરા સ્ટેશને મળવાનું શક્ય નથી. ૨૬મી સવારે સૌરાષ્ટ્ર એક્સ્પ્રેસમાં નીકળો તો સાથે થઈ જવાય. દાદર સ્ટેશને રાધેશ્યામ સામા આવવાના છે.

'ગો. – એક અધ્યયન' સુરતમાં ચૂ. ગાંધી વિદ્યાભવનમાં જોયું. વાંચવાનું બાકી છે. ગેટઅપ વગેરે સરસ થયું છે. વિગતે વાત રૂ-બ-રૂમાં. સૌ કુશળ?

અનિરુદ્ધના વં. મા.

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૩૧-૧-'૬૮

પ્રભુ,

વિવેચનલેખોના સંગ્રહ વિશે વાત કરી છે. એકાદ વખત રૂબરૂ મળવું જોઈએ. તમારી terms મને જણાવો. અને સામગ્રીનો કંઈક ખયાલ આપો. વાત આગળ ચલાવું. વૉલ્યુમ 'અભિગમ' જેવડું ન થાય તે જોશો! તમારું best એમાં આવે એવી મારી અપેક્ષા સહેજે હોય.

કેમ ટચૂકડા પત્રો? હમણાં શું હાથ ઉપર છે? ગો. મા. ત્રિ. ઉપરનું વૉલ્યુમ 'વિવેચનશ્રેણી'માં કરવું છે. કયો વિષય પસંદ કરશો? 'મેઘાણી' તૈયાર થઈ ગયું છે. આવતા સપ્તાહમાં બહાર આવશે. આપણે સાથે કોઈક પુસ્તક edit કરીએ – 'અખેગીતા' જેવું. 'વસંતવિલાસ'ની વધુ હસ્તપ્રતો મળી શકે? જણાવશો. અમદાવાદ આવીશ ત્યારે અવશ્ય મળીશ. રાધેશ્યામજીના હમણાં હમણાં પત્રો બંધ થયા છે – અકારણ. એમનું નવું સરનામું મને જણાવશો?

તબિયત ઉત્તમ હશે. મુ. ઉમાશંકરભાઈને અને ભાયાણીસાહેબને મારા નમસ્કાર પહોંચાડશો. ભાયાણીસાહેબને કહેજો કે મને પત્ર લખે.

અનિરુદ્ધનાં વંદન

*

મિસ્ત્રી ભવન,
બંદર રોડ,
બીલીમોરા.
૧૩-૩-'૬૮

પ્રભુ,

પત્ર મળ્યો, આજે આંગડિયા મગનભાઈ શંકરદાસની કંપની મારફતે 'ઝવેરચંદ મેઘાણી'ની આઠ નકલ મોકલું છું. આંગડિયો ઘરે આપી જશે. પાર્સલ paid છે. જો એકાદ દિવસમાં ન મળે તો એની ઑફિસ રતનપોળમાં છે. કોઈને મોકલીને તપાસ કરાવશો. આઠે વ્યક્તિઓ તમારી આજુબાજુ છે.

એટલે, પ્રભુ, સત્વરે પહોંચાડશો – ગરુડસવારી કરીને.

અ'વાદ આવવું છે. પણ ક્યારે તે નક્કી નથી થતું. એપ્રિલ મુંબઈમાં, મે પૂનામાં. મેના અંતમાં આવી પડું. મુંબઈ આવવાનું થશે? મને જણાવશો. વિવેચન- ગ્રંથનું રૂબરૂમાં જ પતે. હું શક્ય હશે તો એકાદબે દિવસ માટે અમદાવાદ આવવાનો એપ્રિલમાં પ્રયત્ન કરી જોઈશ.

ક્યા હાલ હૈ? રાધેશ્યામજી મૌન પાળીને બેઠા છે. એમની નકલ આ પાર્સલમાં છે. વિવેચનશ્રેણી વિશે સલાહસૂચનની અપેક્ષા છે. લ-ખ-શો.

તબિયત ધમધમાટ હશે.

અનિરુદ્ધનાં વંદન

*

૧૮-૩-'૬૮

પ્રભુ,

પુસ્તકોનું પાર્સલ મળ્યું કે નહિ, તે આજે લખો. પુસ્તકો પહોંચાડવામાં તસદી પડશે, પણ ક્ષમસ્વ મે. બીજી શી પ્રવૃત્તિ?

પરીક્ષણકાર્યમાં ગૂંથાયા-ચૂંથાયા હશો, નહિ? અમદાવાદ આવવું છે. પણ ક્યારે તે નક્કી થતું નથી.

'કાન્ત'ની પુસ્તિકા હાથ પર છે. પાકું બાઇન્ડિંગ હવે બધાં પુસ્તકોનું કરાવવું છે. *paperback*ને હોય તેવાં જાડાં-પૂઠાં ગુજરાતમાં કેમ શક્ય નહિ હોય? હવે સંપાદકનું નામ પૂઠા પર નહિ આવે.

તમે કાન્તના 'શિક્ષણનો ઇતિહાસ' પર લેખ તૈયારી કરી આપો. 'હા'ની પ્રતીક્ષા કરું છું. લખો.

લિ.

મિત્ર અનિરુદ્ધ

*

૨૦-૩-'૬૮

પ્રભુ,

પત્ર મળ્યો.

આનંદ.

રૉયલ્ટી માટે કેમ સચિંત? આગળ અનિરુદ્ધ છે! લેખના સર્વ હક્ક લેખકના, સંપાદનના સંપાદકના. પ્રત્યેક આવૃત્તિએ લેખકને પુરસ્કાર મળે અને તે રકમનો હપતો રૂ. ૫૧થી ઓછો નહિ હોય. વધુ હોવાનો સંભવ વધારે. પ્રત્યેક પુસ્તિકાએ રૉયલ્ટીનું ધોરણ જુદું-જુદું હોવાથી ચોક્કસ આંકડો કહેવો મુશ્કેલ છે. પણ નચિંત રહેશો.

હવે પછીની બધી જ પુસ્તિકાઓ પાકા પૂઠામાં, અને પૂઠા પર સંપાદકનું નામ ન હોય તે રીતે પ્રગટ થશે જ? 'શિક્ષણનો ઇતિહાસ' (કાન્ત) પરનો લેખ જૂનના પ્રથમ સપ્તાહમાં મળી જાય તે રીતે મોકલો. લેખની મર્યાદા છાપેલાં ડેમી સાઈઝનાં ૧૦થી ૧૨ પાનાં. તમારું best જોઈએ,

'પ્રભુ'ઇચ્છા પ્રબળ હશે તો અનિરુદ્ધ – 'ભક્ત' અમદાવાદમાં આવશે જ. અમદાવાદમાં જ ક્યાંક ગોઠવી આપો ને?

તબિયત મઘઈના પાન જેવી હશે જ.

અનિરુદ્ધ

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૧૫-૧૦-'૬૯

પ્રભુ!

પત્રવર્ષા થતી રહેશે તો ગમશે. મેં અરજી ફટકારી અને ભાયાણીસાહેબે તેમ જ તમે ધક્કો મારી આપ્યો! રૂપિયાને દક્ષિણા ગણવાની સહી નથી. પ્રભુ એવો ગણતરીબાજ નીકળ્યો કે અહીંની પોસ્ટમાં પોસ્ટલ ઑર્ડર જ ન મળે – પછી ભક્તને ગરમ થવાનું કારણ ખરું કે નહિ? પત્રમાં તમે આ વાંચ્યું ને તે વાંચ્યું વગેરે લખ્યું છે, પણ અભિપ્રાયની બાબતમાં મૂંગા-મંતર કેમ? કો'ક વાર તો, ભલા, પ્રતિશબ્દ પાડો!

તે તમે પત્રો સંઘરી રાખો છો? રતિની વાસ યાદ આવે છે? અમદાવાદમાં એક આખું અઠવાડિયું હતો એ વાત હાચી, પણ કરફ્યુમાં ફરકાય જ શી રીતે?

'અભીપ્સાં'નો રિવ્યુ કરવા પૂરતો જ રસ? અલ્યા ભૈ, અમદાવાદના ભેજા વિના આવું કોના

ભેજામાં ઊગે, હેં? તો 'પરિમાણ' વિશે લખીએ.

ઘરે મારાં પૂ. મામી અને ચિરંજીવીઓ મજામાં હશે. કુશળ?

લિ. અ. બ્ર.નાં વંદન

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર માર્ગ,
બીલીમોરા.
તા. ૧૯-૧૧-'૬૯

પ્રભુ!

પત્ર મળ્યો. ખૂબ આનંદ થયો. તમે ડિસે. ૧૦થી ૧૫ વચ્ચે અહીં આવવાનું ગોઠવી શકો? મને તરત જણાવશો. વ્યાખ્યાનવિષય 'વિવેચનની સાર્થકતા' અથવા 'બળવંતરાય કવિ.' ફાવે તે. આવવાજવાના પ્રથમ વર્ગના ભાડાનો પ્રબંધ સંસ્થા કરશે. (જોકે આ લખવું ન જોઈએ. એ હોય જ.)

એક કામ. અમદાવાદથી ભાવનગર જતી luxury busમાં તા. ૨૮-૧૧-'૬૯ ને શુક્રવારનું એક રિઝર્વેશન, કોઈને મોકલીને, આજે જ કરાવી લેશો. બસ ડેપો પરથી સાંજે ૫-૦૦ કલાકે ઊપડે છે તેમાં. એક પરિસંવાદમાં ભાગ લેવા ભાવનગર જાઉં છું. આખી ટિકિટ ન લેશો – માત્ર રિઝર્વેશન. જો ટિકિટ લેવાનું ફરજિયાત હોય તો લઈ લેશો. રકમ હું તમને રૂબરૂમાં આપીશ. ૨૮મી ને શુક્રવારે મળીશું. ત્યાં સુધીમાં બીલીમોરા આવવાની તારીખ final કરી લેશો.

પત્રનો જવાબ તરત લખશો. અમુક દિવસ પહેલાં રિઝર્વેશન કરાવવાનું હોય છે. એટલે આજે કરાવી લેશો. ઘરે સૌ કુશળ હશો. તમારો photograph મને આપવા તૈયાર રાખશો.

લિ.
અ. બ્ર.નાં વંદન

Lect.ની જગા માટે શી position છે તે જણાવી શકો? ૧૯ અરજી છે, વાત સાચી? કોણ હરીફ? ક્વાર્ટર્સ મળે?

*

૨૪-૧૧-'૬૯

પ્રભુ!

પત્ર મળ્યો. આનંદ થયો. હવે એક કામ કરો. ટિકિટ-રિઝર્વેશન ટિકિટ સાથે – મને પોસ્ટમાં તરત મોકલી આપો. ભાવનગર જતાં તમને કદાચ ન મળી શકું તો વળતાં તો મળીશ.

વિશેષ રૂબરૂમાં. તમને એમ લાગે કે ટિકિટ મને ૨૭મી સુધીમાં પહોંચે તેમ નથી તો શ્રી સ્નેહરશ્મિને ત્યાં પહોંચાડશો. જરૂર.

આજે સુરત આવ્યો છું અને હમણાં બીલીમોરા જાઉં છું. પત્રવ્યવહાર બીલીમોરાના સરનામે જ કરશો. કુશળ?

લિ.
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટનાં વંદન

*

મિસ્ત્રી ભવન,
બંદર માર્ગ,
બીલીમોરા.
તા. ૨-૧૨-'૬૯

પ્રભુ!

કેવા સંજોગ! શુક્રવારે તમે બહાર હતા અને સોમવારે મારા બધા પ્રયત્નો છતાં સમય ન કાઢી શક્યો. મેં તમને ભારતીનિવાસ સોસાયટીમાંથી ફોન કર્યો હતો. પછી તરત વાહન ન મળ્યું. પાંચેક મિનિટ તમારી સાથે વાત કરવાની મળે એમ હતું. કેમ પાલવે? હવે થોડા દિવસમાં આવવાનું થશે. રાતનો સમય મળે તેમ ગોઠવીશું. તમને અહીં આવવામાં કઈ તારીખો અનુકૂળ પડે તેમ છે તે મને જણાવશો.

શુક્રવારે ભારે થઈ! ગુજરાત Exp. પોણો કલાક મોડો અને પાંચ વાગ્યે તો લક્ઝરી ઊપડે! મુ. શ્રી સ્નેહરશ્મિને, પછી તો, ટ્રંકકૉલ પર વાત કરી – બીલીમોરાથી અને ટ્રેનમાં બેઠો! મણિનગર ઊતરીને સીધો બસસ્ટૅન્ડે. સિદ્ધાર્થભાઈ ટિકિટ લઈને ઊભા હતા. પાંચ મિનિટ ગઈ હોત તો લક્ઝરી ઊપડી જાત!

અ. બ્ર.નાં વંદન

*

૧૪-૩-'૭૦

પૂ. મામા,

નિમણૂકપત્રનો સ્વીકાર કર્યો છે. મને અમદાવાદમાં જોવાની વર્ષોજૂની તમારી અને શ્રી શર્માની વાસના હવે સંતોષાશે...! તમારી શુભેચ્છા માટે આભારી છું. હવે તો સાંનિધ્યમાં કામ કરવાની મજા આવશે.

ક્વાર્ટર્સ મળે છે? એને માટે શો વિધિ કરવાનો હોય છે તે મને જણાવશો. તમારે જ એ પતાવી આપવાનું. વેકેશનમાં એ કામ ઊકલી જાય તો જૂનમાં શરૂઆતમાં જ ત્યાં આવવું છે.

કુશળ હશો. ઘરે સૌ મજામાં હશો.

લિ. અનિરુદ્ધનાં વંદન

*

બીલીમોરા.
૪-૪-'૭૦

પૂ. મામા,

પત્ર મળ્યો. આનંદ. યુનિ. તરફથી કોઈ લખાણ મળ્યું નથી. પણ તમે લખ્યું છે તેને final સમજું છું અને ગુરુવારે તમને મળું છું. બુધવારે સાંજે મળવાનું શક્ય હશે તો તેમ પણ પ્રયત્ન કરીશ. ૫-૦૦ પછી. ઘરે જ હશો ને?

વિશેષ રૂબરૂમાં.
કુશળ હશો.

લિ.
અ. બ્ર.નાં વંદન

*

મિસ્ત્રી ભવન,
બંદર માર્ગ,
બીલીમોરા.
૨૧-૪-'૭૦

પૂ. મામા,

પત્ર મળ્યો હતો. તમને અગાઉથી અભિનંદન આપી રાખું છું. સમજી ગયા ને? એસ્ટેટ ઑફિસરનો પત્ર મળી ગયો છે. ૩/૧૭ બ્લૉકનું નક્કી કર્યું છે. પછી-થી ફેરફાર કરવો હોય તો થઈ શકશે? હવે એક અગત્યનું કામ બાકી. whitewashનું. તા. ૧૦મી મે પહેલાં એ થઈ જ જવું જોઈએ. તમે પાછળ પડજો. કબૂતરોએ એમાં અનાજ પાકે એટલું ખાતર ભર્યું છે એ મેં અને તમે નજરે જોયું છે! એસ્ટેટ ઑફિસર સાહેબને વાત કરજો; અને મને જણાવશો. શ્રી ઉમાશંકરભાઈનો પ્રેમભર્યો પત્ર છે. હવે તમે work distributionનું પણ જલદી પતાવો. બીજા શા નવીન? શબ્દસેતુ ક્યારે બાંધો છો? મારાં પૂ. મામીને વંદન. ચિરંજીવીઓ મજામાં હશે. અમે સૌ કુશળ. લખશો. તે દિવસે શ્રી સ્નેહરશ્મિને જણાવવું સારું ન લાગ્યું એટલે શ્રી મિસ્ત્રીને મળીને ૩/૧૭નું કહી આવ્યો હતો...!

લિ.
અનિરુદ્ધનાં વંદન

*

રતિનિવાસ,
દેસરા રોડ,
બીલીમોરા.
૧૨-૧૧

મુ. રમણભાઈ,

તમે પત્ર બંધ કરતાં પૂછ્યું; અને હું પત્ર ખોલતાં જ જણાવું કે 'રતિનિવાસ'માં રતિની વાસ પણ નથી! આગમન અણધાર્યું થશે એમ માનું છું – એનીય એક મજા તો ખરી જ ને? શ્રી ઉશનસ્ અહીં આવે ત્યારે અમે મજાક કરીએ છીએ. એ 'મદનવાડ'માં રહે છે! – મદનને વાડામાં પૂર્યો છે! કોણે તેનો સવાલ જ ને? ખેર, આ કામદેવનાં પાંચે બાણ તીક્ષ્ણ છે, ચાંપાની જેમ બીજાં ભાંગી નાખવાનો પ્રસંગ ક્યારે પડે તેની રાહ જોવાની...

તમે એક દિવસની રાહત આપી તે સારું કર્યું. ૧૧મીએ મારો જન્મદિન હતો અને તે જ દિવસે અણજાણપણે તમે આરામ આપ્યો! ૨૭ પૂરાં થયાં. હજી તો થોડી ગઈ ઓર બહોત રહી!

બીલીમોરા આવવાનું નિમંત્રણ આપી રાખું છું. ક્યારે અને કઈ તારીખે ફાવે તે જણાવશો. અમદાવાદ

તરફ નીકળવાનું મારે તો હમણાં થાય એમ જણાતું નથી. હમણાં જ ઉપરાઉપરી બે વખત આવી ગયો. examiners' meeting જેવું કંઈ હોત તો આવવાનું થાત. બાકી હમણાં તો કંઈ નીકળાય તેવું નથી.

'ગોવર્ધનરામ – અધ્યયન' જલદી જોવા મળે એ માટે ઉત્સુક છું. શ્રી શર્માના મોંએ એનાં વખાણ તો સાંભળ્યાં જ હતાં. મારે પણ Ph.D.નું પતાવવાનું છે. આપણે મળીને વાતચીત કરીએ તો મને આનંદ થાય. એક વાત કહું ? જ્યારે ત્યારે અમદાવાદમાં સ્થિર થવાનો વિચાર મનમાં છે. આ નવા વર્ષે ત્યાંની કોઈ સારી કૉલેજમાં ગોઠવાઈ શકાય એવી શક્યતા હોત તો તે કામ તમને સોંપી રાખું છું. તમે નજીકના એટલે આવું બધું લખી – કહી શકાય. વડીલોને તો નથી કહી શકાતું. તમને સંબોધનમાં મુ. લખું છું, પણ 'પ્રિય' અધ્યાહારમાં સમજી લેજો !

આ તરફ સારા પુસ્તકાલયની ઊણપ નડે છે; અને Ph.D. જેવું કે બીજું સારું કામ કરવાનું તો ખોરંભે જ પડે. મુ. ઉમાશંકરભાઈ, જે એકાદબે લેખો લખી આપવાનું વચન આપ્યે એક વર્ષ નીકળી ગયું અને 'સંસ્કૃતિ'નો વિવેચનાંક પણ એ વિના જ નીકળ્યો ! મારી મૂંઝવણ સમજી શકશો. ઘણાં વર્ષો આવી રીતે નીકળે તો મને ભય છે કે કાટ ચડી જાય. એટલે જ તો થોડોથોડા સમયને અંતરે અ'વાદ-વડોદરા-મુંબઈ કરું છું ! એટલે આ વાત મનમાં રાખશો, અને ક્યાંય શક્ય હોય તો જણાવશો. વિવેચનમાં આપણે સાથે થોડુંક કામ કરીએ એવી પણ ઇચ્છા ખરી.

પરીક્ષક કાર્ય નિમિત્તે આપણી વચ્ચે આટલો પત્ર-વ્યવહાર થયો, કહો કે પત્રવ્યવહારની શરૂઆત થઈ, તે માટે ગુજ. યુનિ.નો આભાર માનું ?

કુશળ ? હમણાં કઈ સાહિત્યિક પ્રવૃત્તિ ચાલે છે ? મેં Stephen Spenderનું The Struggle of the Modern હમણાં વાચ્યું. ગમ્યું. એને વિશે લખવા વિચારું છું. 'વિશ્વમાનવ' આપને નથી મળતું તે શર્માએ કહ્યું હતું. જાન્યુ.થી નિયમિત રીતે મળે એવી ગોઠવણ કરું છું. એને માટે કશુંક તૈયાર ન કરો ? એકાદ પુસ્તકની સમીક્ષા તો આપો જ. અને બીલીમોરા આવવાનું બને તો સકુટુમ્બ ગોઠવો. લખશો.

અ. બ્ર.નાં વંદન

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૨૪-૬

મુ. (પ્રિય) રમણભાઈ,

તમારા પત્રો – વેકેશનમાં લખાયેલા – આવ્યા હશે ત્યારે હું રાજસ્થાનની ધરતી પર રખડતો હોઈશ. શરૂઆતમાં તીથલ દરિયાકાંઠે દસેક દિવસ રહ્યો. પછી ગુજરાત બહાર. તા. ૧૪મી જૂને બીલીમોરા આવ્યો, સાથે તાવ, શરદી, ઉધરસ, ઉજાગરા લઈને !

ગઈ કાલે કૉલેજ ગયો હતો. તબિયત હજી કાંટે આવી નથી. આખા શરીરમાં-લોહીમાં-શરદીનાં જંતુઓ વ્યાપી ગયાં છે, એમ ડૉક્ટરની લોહીની તપાસમાંથી જણાયું. ઇંજેક્શનો ચાલે છે. કાનમાં ધાક પડી છે. (અમદાવાદ અને વડનગરથી તમારી બૂમો કેમ કરીને સાંભળું ?) ખેર, હવે બધું થાળે પડતું જાય છે એટલે વાંધો નહિ આવે. તીથલ રહ્યો ત્યારે વજન વધ્યું હતું. રાજસ્થાને ચક્રવૃદ્ધિ વ્યાજ વસૂલ કર્યું !

'ગો. – એક અધ્યયન'નું લખાણ અધૂરું મૂકીને જ નીકળ્યો હતો. હવે એ જ હાથ પર લેવાશે. આકાશ-વાણી પરથી 'ગ્રંથનો પંથ'માં એનો રિવ્યુ આવી ગયો ? મને જણાવો. ન આવ્યો હોય તો આકાશવાણી કરું ! P.E.N.માં આવેલો રિવ્યુ મેં જોયો નથી. મોકલી શકો ? 'ગ્રંથ'માં આવેલો રિવ્યુ નકામો છે.

આ વર્ષે તમારે બીલીમોરા આવવાનું છે. 'વિશ્વમાનવ'નો તમારો પ્રતિભાવ કેમ લખતા નથી ? કુશળ ?

અ.

'વિશ્વમાનવ' માટે હવે કંઈક લખી મોકલો. જવાબ લખશો. હમણાં શી પ્રવૃત્તિ ચાલે છે ?

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૨૮-૪

મુ. પ્રિય રમણભાઈ,

'સાહિત્યનો સ્વાધ્યાય' મળ્યું. 'ગો. – અધ્યયન'નું કામ પૂરું થયે એને હાથમાં લઈશ અને ત્યારે થોડાક મુદ્દાઓની ચોખવટ તમારી સાથે કરવી પડશે. 'ગો. – એક અધ્યયન'નો ૩/૪ ભાગ પૂરો કર્યો છે. હમણાં એ સિવાય કોઈ જ બીજી પ્રવૃત્તિ નથી.

આંબાવાડીમાં flat કેટલામાં રાખ્યો? તમે વેળાસર ચેત્યા. મારા માટે કોઈ સારો plot ધ્યાનમાં આવે તો જણાવશો.

આજે L. D. Artsની ગુજરાતીના professor માટેની જાહેરાત 'સંદેશ'માં છે. દસ વર્ષનો અનુભવ માગે છે! એમ બને કે અમદાવાદમાંથી જ કોઈ ત્યાં ખસે. પણ તોય મારા માટે એકાદ જગા સર્જાય...! આ વખતે છેલ્લો પ્રયત્ન કરી જોશો? શ્રી વશી અહીં નથી એટલે apply કરવાનું શક્ય નથી. જયંત કોઠારી કે ચંદ્રવદન શુક્લ ત્યાં ખસે, એમ ધારો છો? – જોશો.

શર્માની સાથે પત્રવ્યવહાર ચાલે છે જ. મુ. ઉમાશંકરભાઈની તબિયત સારી હશે. લખશો.

કુશળ તો હશો જ.

વલસાડનું જરૂર વિચારો અને અમલમાં મૂકો.

લિ.
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટનાં વંદન

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૭-૯-

હે પ્રભુ!

પત્રો અને અવલોકન મળ્યાં. અવલોકન ભોગીભાઈને મોકલાવ્યું છે એટલે પ્રેસમાં પહોંચી ગયું હશે. 'વિશ્વમાનવ'નો ૫૭મો અંક તમને ન મળે એ આશ્ચર્ય છે. તમે એના સનાતન ગ્રાહકના લિસ્ટમાં છો. ક્યાંક ગેરવલ્લે થયો હોવો જોઈએ. પત્ર લખું છું. મળી જશે. ૫૮મો અંક હવે આવવાની તૈયારીમાં છે.

'ગો. – અધ્યયન'નો રિવ્યુ હું આકાશવાણી પર લેવાનો હતો, પણ મેં પુછાવ્યું ત્યારે ઉત્તર મળેલો કે "અત્યાર સુધી એ ગ્રંથનું અવલોકન ન થયું હોય એમ બને નહિ" એટલે મેં માંડી વાળેલું. અવલોકન કર્યું તો કોણે કર્યું, ક્યારે કર્યું, કે જોયું જ નથી – એ વિશે હું આકાશવાણીને વડોદરા પુછાવીશ. અમદાવાદ તમે તપાસ કરશો. એ ખાતું વિચિત્ર છે. મેં ધીરુભાઈનું 'રસ અને રુચિ' અને ઉશનસ્‌કૃત 'તૃણનો ગ્રહ' અવલોક્યાં હતાં.

'ગો. – અધ્યયન'નું અવલોકન લખાઈ ગયું છે. શર્માનો પત્ર હતો કે એ વિશે મને લખો. મેં કશું લખ્યું નથી. અવલોકન પ્રેસમાં જાય તે પહેલાં થોડો પત્રવ્યવહાર કરી જોઈશ. વિશ્વનાથનું 'સાહિત્યનો સ્વાધ્યાય' હજી પડ્યું છે. હવે હાથ પર લઈશ.

હમણાં જંગલવિસ્તારમાં ફરી આવ્યો. વનશ્રીની મજા છે. પણ મચ્છર ધોળે દા'ડે કોરી ખાય.

તમને અહીં આવવાનું ક્યારે અનુકૂળ આવે તે જણાવશો. તમે તીથલનું લખ્યું હતું તે વરસાદમાં શક્ય નહોતું. હવે વાંધો નથી. અહીં શહેરમાં મેં 'અનુશીલની' નામની એક અભ્યાસસંસ્થા શરૂ કરી છે. તમે આવશો એટલે મજા પડશે. શ્રી બ્રોકર સપ્ટેમ્બરમાં જ આવવાના છે. ઉમાશંકરભાઈની તબિયત સારી હશે. મારાં મામીની તબિયત સારી નથી જાણી ચિંતા થાય છે.

સંભાળશો.

અ.

*

મિસ્ત્રી ભવન,
બંદર માર્ગ
બીલીમોરા
૧૮-૩

પ્રભુ!

પત્ર પહોંચ્યો. ફૉર્મ આ સાથે ભરી મોકલું છું. બધું ધડાધડ પતાવશો. બ્લૉક મેડા ઉપર હોય તો સારું.

અનિરુદ્ધ

aesthetic sense ઉત્તેજીને તમે પસંદગી કરશો. મકાન ૧લી જૂન પહેલાં ૧૫ મેથી મળે તોય ચાલશે; પણ ૧લી જૂનથી તો મોડામાં મોડું મળવું જ જોઈએ. હવે થોડીક પાછલી બાકી ખેંચું. photographની originalનો જ હવે હું કબજો લેવાનો છું એનો મને આનંદ છે! તમેય જબરા છો હાં! મંગાવ્યો ત્યારે તરત મોકલી દેતાં શું થયું? તમને એવો અંદેશો હતો કે ભક્ત ક્યાંક 'શોધી આપનારને યોગ્ય ઇનામ' એવું લખીને આ ફોટો ક્યાંક છાપી મારશે? પ્રભુએ ભક્તાધીન રહેવું જોઈએ, એ વિના ભક્તોનાં આખ્યાનો કવિઓ લખે જ નહિ ને! 'કાન્ત'ના 'શિક્ષણનો ઇતિહાસ' પર 'લખીશ' કરીને તમે મૌન સેવ્યું. લખ્યો હોત તો વટ પડી જાત. પછી એ લેખ પ્રિ. અમૃતલાલ યાજ્ઞિકે લખ્યો અને હવે એ 'શિક્ષણનો ઇતિહાસ'ની નવી આવૃત્તિના પ્રવેશકરૂપે આવે છે. 'એનું શું?'ના પ્રશ્નો પૂછી તમે લંબાવ્યે ગયા અને 'પરિમાણ' માટે મોડું થતું ગયું. હવે તમને ઢંઢોળ્યા વિના જ ક્યાંક લખવું પડશે. 'ગ્રંથ'માં રિવ્યુ જોયા પછી રાધેશ્યામજીએ પત્ર ફટકાર્યાના સમાચાર કહ્યા હતા. એ આવે પછી આગળ જોઈએ. 'શબ્દસેતુ' ક્યારે? મારાં તો બેય ખોરંભે પડ્યાં છે – મારાથી પહોંચી જ વળાતું નથી! ત્યાં આવ્યા પછી કંઈક ધરપત રહેશે. અને હા, 'અખેગીતા'નું કર્યું એવું કશુંક આપણે ભેગા થઈ કરીએ એ માટે યોગ્ય ગ્રંથ શોધી રાખશો. તમારે અહીં આવવાનું બંધ રહ્યું નથી. બીલીમોરા હું છોડીશ. પણ એ મને કેમ છોડશે? સંસ્થા સાથેનો ભૂગર્ભ સંબંધ ચાલુ રહેશે જ. એટલે આપણે બંને આવીશું. વેકેશનમાં ક્યાં છો? હું થોડા દી મુંબઈ-પૂના કરી આવું એવું મનમાં છે.

કુશળ હશો.

લિ.
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટનાં વંદન

*

મિસ્ત્રી બિલ્ડિંગ,
બંદર રોડ,
બીલીમોરા.
૭-૨

મુ. રમણભાઈ,

મારા પિતાજીની ગંભીર માંદગીને કારણે મારે મુંબઈથી એકાએક આવી રહેવું પડ્યું અને પછી તો એ સંજોગોમાં કંઈક ઉદ્વિગ્ન પણ રહ્યો. મકાન (રતિનિવાસ) બદલી નાખ્યું. હવે પિતાજીની તબિયત સુધારા પર છે એટલે રાહત.

'ગો. – એક અધ્યયન' વાંચવા માંડ્યું છે. એ અંગે હવે પછી વિગતે લખીશ. જ્યોત્સ્નાબેનના અવસાનના સમાચાર જાણી આઘાત લાગ્યો. ઉમાશંકરભાઈની મનોવ્યથા સમજી શકાય છે. મને તો ચિ. સ્વાતિનો વિચાર વિશેષ આવે છે.

આ તરફ આવવાનું, આવા સંજોગોમાં, ન જ બની શકે તે હું સમજી શકું છું. વડોદરા પણ નહિ ગયા હો. નવાજૂની લખશો. શર્મા મળતા રહેતા હશે.

લિ.
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના વંદેમાતરમ્

# નિત નવા વંટોળ

**પ્રીતિ સેનગુપ્તા**

**સાહસ, સહિષ્ણુતા, સહસ્રાબ્દી**

ઘણી વાર લોકો કહી બેસતા હોય છે કે "ઓહો, દુનિયા કેટલી નાની છે."

શું ખરેખર નાની છે દુનિયા? કઈ રીતે? એમ કહેનારા લોકોએ ક્યારેય એ બાબતે કશો વિચાર કર્યો હશે ખરો? નહીં જ કર્યો હોય. નહીં તો એવી ઉક્તિ કરે નહીં; કારણ કે જેવો નિરવધિ કાળ છે, તેવી જ વિપુલા પૃથ્વી છે. એને પૂરેપૂરી નિહાળવી તો કદાચ અશક્ય છે જ, પણ એને સંપૂર્ણ રીતે જાણવી પણ કઠિન છે. એનાં સમગ્ર રૂપ, એના સમસ્ત અંશ, એની ઉપરનાં સર્વ જીવન ઇત્યાદિની ભિન્નતા અને વિવિધતાનો તાગ કદાચ ક્યારેય પામી ના શકાય. કોઈ પણ એક જણથી તો નહીં જ.

મનને ગમે તેટલું તૈયાર રાખો, હૃદયને ગમે તેટલું ખુલ્લું રાખો, પણ દુનિયા નવાઈ પમાડતી જ રહેવાની. ગમે તેટલું વાંચો કે વિચારો, પણ માહિતી ખૂટવાની જ નહીં.

આ જ છે દુનિયાનું સૌથી મોટું આકર્ષણ – એની અખૂટતા. ખાસ કરીને આ સમયે, કે જ્યારે આખી સહસ્રાબ્દી બદલાઈ છે ત્યારે વિચારકો આજ-કાલ કે સદીઓના નહીં, પરન્તુ હજાર વર્ષના પરિપ્રેક્ષ્યમાં દુનિયા વિષેના ઉલ્લેખ કરી રહ્યા છે. માણસની સમજણની પણ મર્યાદા હોય છે. એમ તો ઈ.સ. પૂર્વેના સંદર્ભો પણ આપણે ઉખેળીએ છીએ, પણ સામાન્ય માણસ માટે દુનિયા અંગેની સ્મૃતિઓની શરૂઆત વીસમી સદીથી ને તે પણ કદાચ પ્રથમ વિશ્વયુદ્ધના અરસાથી થતી હશે, એમ ધારણા કરી શકાય.

પંચ્યાશી-નેવું વર્ષની પણ કેટલી વિગતો યાદ રાખી શકાય? આ પ્રશ્નનું વજૂદ એવું છે કે એને આધારે ઇતિહાસ પણ ફરીથી, નવેસરથી, લખી શકાય છે. સામ્યવાદી અને સરમુખત્યારશાહી દેશોમાં એમ કરવામાં આવ્યું પણ છે. તો પછી સાચું શું? ને ખોટું શું? વળી, અગત્યનું શું? ને નકામું શું?

સમયના સીમા-ચિહ્ન જેવા એક સહસ્રાબ્દીના અંત ને બીજી સહસ્રાબ્દીના આરંભની આ નવી મજલમાં અનેક નવા પ્રશ્નો ઊભા થવાના, તથા વિચારકો આગલાં હજાર વર્ષો માટે, ને આવનારાં હજાર વર્ષો માટે, અનેકવિધ રીતે પરામર્શ કરતા રહેવાના.

એક પ્રશ્ન એવો પણ છે કે પૂર્વના વિશ્વ પર પશ્ચિમના વિશ્વે વિજય કઈ રીતે, શાને લીધે મેળવ્યો? પૂર્વના બે મોટા દેશ ચીન અને ભારત બંને ચાર-પાંચ હજાર વર્ષો પહેલાં સુવિકસિત સંસ્કૃતિ ધરાવતા હતા. દુનિયા પર, ખરેખર તો, એમનું જ આધિપત્ય હોવું જોઈતું હતું. યુરોપના દેશો ત્યારે હજી પછાત હતા. અમેરિકા ને ઑસ્ટ્રેલિયા તો માંડ હમણાં જ વસ્યા.

પૂર્વ પાછળ કેમ પડી ગયું હશે, એનાં ઘણાં કારણો ને અનુમાનો હોઈ શકે છે. અમુક જગજાહેર હોય, અમુકનો ખ્યાલ પણ ના હોય. જેનો સ્પષ્ટ ખ્યાલ ન હતો, એમાંના એક અનુમાનમાં મને ખાસ રસ પડ્યો. એનો સંબંધ સાહસ સાથે છે, હિંમત અને કુતૂહલ સાથે છે, વિશ્વનાં નવાં નવાં સ્થાનોની શોધ સાથે છે. પંદરમી સદી આ પ્રકારનાં તત્ત્વોથી યુક્ત એવો 'શોધ-ખોળનો યુગ' કહેવાય છે. એ જ સદીમાં કોલમ્બસ જેવો સાહસવીર પાક્યો. વાસ્કો દ ગામા થોડો પાછળથી થયો. તો માર્કો પોલોનું મહાપ્રયાણ આગલી સદીમાં થયેલું.

આ બધાથી આગળ, કોલમ્બસથી પણ પંચ્યાશી – નેવું વર્ષ પહેલાં ચીનના એક સાહસવીર થઈ ગયા. એમનું નામ છે જન્ગ હ (Zheng He) એ એક બળવાખોર ચીની મુસ્લિમ કુટુંબમાં જન્મેલા – ચૌદમી સદીના અંતનાં વર્ષો દરમ્યાન. ચીની સૈન્ય

દ્વારા કેદખાનામાં એ ધકેલાયેલા, અને ઘણી હેરાનગતિ પામેલા. પછી સદ્ભાગ્યે એક બાહોશ રાજપુત્રના ઘરમાં ચાકર તરીકે એમની નિમણૂક થઈ. ધીરે ધીરે બંને વચ્ચે મૈત્રી પાંગરી. રાજપુત્રે એમને સેનાપતિ બનાવ્યા, અને એમની સહાયથી ચીનનું રાજ્ય ઉથલાવીને એ રાજપુત્ર પોતે ચીનના યૉન્ગલ – મહાધિપતિ બન્યા. જન્ગ હના આ કાર્યને નવાજવા માટે નવ-સ્થાપિત મહારાજાએ એમને મોટું નૌકાદળ આપ્યું, એના અધિનાયક નીમ્યા, અને બહારના વિશ્વમાં ચીનનું ગૌરવ સ્થાપવા દરિયાઈ માર્ગે મોકલી આપ્યા.

૧૪૦૫થી ૧૪૩૩ દરમ્યાન જન્ગ હએ સાત લાંબી સફર ખેડી, ને નૌકાદળ તો એવું વિપુલ કે પછીનાં પાંચ સો વર્ષમાં દુનિયામાં બીજું એટલું મોટું જોવા ન હતું મળ્યું. છેક પ્રથમ વિશ્વયુદ્ધ વખતે પશ્ચિમે દેશદેશમાંથી સરખામણી કરાય એવું નૌકાદળ ભેગું કર્યું. પણ એ જમાનામાં જન્ગ હ પાસે ૨૮,૦૦૦ ખલાસીઓથી યુક્ત ત્રણ સો વહાણ હતાં, જેમાં લાંબામાં લાંબાં વહાણ ચાર સો ફીટનાં હતાં. આની સાથે કોલમ્બસ તો સાવ ગરીબ લાગે – નેવું જેટલા જ ખલાસીઓ ને કેવળ ત્રણ જ વહાણ, જેમાંનું મોટામાં મોટું ફક્ત પંચ્યાશી ફીટ લાંબું હતું.

ચીન સંસ્કૃતિ, સંપત્તિ તેમ જ વિદ્યાભ્યાસમાં બહુસંખ્ય સદીઓથી અગ્રગામી હતું. વળી છેક સાતમી સદીથી એ પૂર્વીય દેશો સાથે સંપર્કમાં હતું. ગ્વાન્ઝો (કેન્ટૉન) જેવા શહેરમાં તો બબ્બે લાખ પરદેશીઓ- અરબી, ફારસી, મલે, ઇન્ડિયન, આફ્રિકન, તુર્કી વગેરે – વસવાટ કરતા. જન્ગ હ પણ યુરોપ વિષે અરબી વેપારીઓ પાસેથી જાણવા પામેલા. એ પોતે એટલે કે ચીની સત્તાધારીઓ ઇચ્છત તો યુરોપ સાથે સીધો વેપાર સ્થાપી શકત; પણ એમના મતે યુરોપ સાવ પછાત પ્રદેશ હતો. વળી, ઊન, કાચના મણકા, મદિરા વગેરે યુરોપી ચીજોમાં ચીનને રસ ન હતો. એમને જોઈતું હતું તે બધું – હાથીદાંત, ઔષધીય વનસ્પતિ, તેજાના, વિશિષ્ટ કાષ્ઠ, અવનવાં પ્રાણીઓ સુધ્ધાં – આફ્રિકામાં હતું, ને તેથી ત્યાં જ ચીની જહાજો પહોંચતાં રહ્યાં.

જન્ગ હના જમાનામાં ચીન અને ભારતના હાથમાં દુનિયાની આર્થિક સમૃદ્ધિનો દોર હતો, તથા પરસ્પર સાથે વેપાર – વણજની ઘનિષ્ઠતા હતી. કાળક્રમે આ પરિસ્થિતિ બદલાતી ગઈ. પંદરમી સદીના ચીની સત્તાધારીઓએ હાથમાં આવેલી તક જતી કરી, નહીં તો પશ્ચિમની દુનિયામાં પણ ચીનનું સામ્રાજ્ય વસ્યું હોત. જન્ગ હની આગેવાની હેઠળ આખા વિશ્વમાં વિસ્તરવાને બદલે ચીને દ્વાર બંધ કરીને, વિયુક્ત રહેવાનું પસંદ કર્યું.

ઇન્ડોનેશિયામાં આજે પણ જન્ગ હનાં સ્થાનક જોવા મળે છે. માંદે-સાજે લોકો એમના આશીર્વાદ માગવા જાય છે. પણ એમના પોતાના દેશમાં એ લગભગ ભુલાયેલા છે. એમના પહેલાં પણ ચીની જહાજો દૂર દૂર પહોંચેલાં – છેક મેક્સિકો અને મધ્ય અમેરિકા સુધી. આ જ કારણે એ પ્રદેશોમાં, આજે પણ, પ્રાચીન શિલ્પોમાં ચીની મુખાકૃતિનાં ચિહ્ન જોવા મળે છે. છતાં, જન્ગ હ પાસેનું નૌકાદળ અનોખું હતું, તથા એમણે કરેલી સફરો અસામાન્ય હતી. કદાચ તેથી જ, એમના સમકાલીન ચીનના શ્રીમંતો અને વિદ્વાનો એમને સંદેહની નજરથી જોતા, અને એ બધાએ જ જન્ગ હની સફરોના લેખિત પુરાવાનો નાશ પણ કરી નાખ્યો.

એક કુશળ અને કુશાગ્ર સાહસી પોતાના જ દેશમાં ભુલાઈ ગયા. શક્ય છે કે, અંતે તો એક અન્વેષક ઇતિહાસ સર્જી શકે છે, પણ કદાચ ઇતિહાસને બદલી શકતો (કે શકતી) નથી. એ કામ તો સ્વાર્થપરાયણ રાજનીતિજ્ઞોનું છે. અન્વેષક તો – બીજાં અનુસરે કે નહીં – ઉત્કટતાથી વિશ્વને શોધતાં, જાણતાં, ચાહતાં જાય છે. શું એ કરુણતા નથી કે અદ્વિતીય અભિયાનોની ખ્યાતિ, તથા શાશ્વત સ્મૃતિ, જે પાછળ રહ્યાં – જે ના ગયાં – એ બધાંની ઇચ્છા- અનિચ્છા પર આધાર રાખે છે?

પંદરમી સદીમાં જન્ગ હનાં જહાજ કાલિકટ બંદરે પણ વારંવાર નાંગરતાં હતાં. ત્યારની દુનિયાની બે સૌથી શક્તિમાન સત્તાની સમૃદ્ધિનું એ સ્પષ્ટ પ્રતીક હતું. કાળક્રમે એ ઘસાતું ગયું. દેશ-દેશાવરનાં

વહાણોની અવરજવર ઓછી, ને પછી બંધ, થતી ગઈ. હવે કાલિકટ કોઈ ખોવાયેલી તકનું પ્રતીક બને છે.

પછીની સદીઓમાં ચીનમાંનો, વિભિન્ન રાજાઓ અને રાજવંશો વચ્ચેનો, અંદરઅંદરનાં ઘાતકી યુદ્ધોનો કાળ ચાલ્યો, નૌકાદળનો વિનાશ કરવામાં આવ્યો અને ચીન પડતીને રસ્તે પડ્યું. પૂર્વના આવા આગેવાન દેશોના દુનિયા પરના પ્રભાવનું વિસર્જન શાથી થયું હશે, એ માટે ઇતિહાસવિદો અમુક કારણો આપે છે. એમાંનાં ત્રણ–કે અઢી–આ પ્રમાણે છે :

એક, પૂર્વના દેશો પૂરતા લોભી ન હતા. પ્રાચીન ચીન અને ભારતમાં સ્વમાન, સંસ્કાર, કળા, જ્ઞાન, ધર્મ, નીતિ, પૂર્વજો, કુટુંબ ઇત્યાદિ પર ઘણો વધારે ભાર મુકાતો. જરૂરથી વધારે ધન, કે નફા પાછળ ખાસ ધ્યાન અપાતું નહીં. રાજા-મહારાજાઓ મૂલ્યવાન ભેટ –સોગાદો આપવામાં ઘણો આનંદ પામતા, પણ આવકની વૃદ્ધિની ચિંતા કરતા નહીં. આની સામે, ત્યારના યુરોપનો અભિગમ જોવા જેવો છે.

બીજું, ચીન અને ભારતની સંસ્કૃતિ આત્મતુષ્ટ હતી. બંનેની દૃષ્ટિ પોતાની અંદર તરફ રહેતી; ભૂતકાળના ગૌરવ પ્રતિ આદર અને નવા તર્ક-વિતર્કો પ્રતિ સંદેહ રહેતો. એને એક પ્રકારનું 'બૌદ્ધિક એકાકીપણું' અને 'સ્થગિત પ્રકૃતિ' કહેવાય છે. બંને દેશોને માટે બીજા દેશો પછાત હતા, અને બીજી પ્રજાઓ અશિષ્ટ હતી. બહારથી કશું શીખવાનું હતું નહીં, એવી બંનેની માન્યતા હતી.

છેલ્લું કારણ એ કે ચીન અને ભારત – બંને ખૂબ મોટા એક એક દેશ હતા, જ્યારે યુરોપ ઘણા દેશોનો બનેલો ખંડ હતો. પૂર્વની સરકારોના નિયમનની અસર સમગ્ર દેશ પર પડતી, જ્યારે યુરોપના દેશો પોતપોતાની રીતે વિચારવા ને વિકસવા મુક્ત હતા.

જો વલણ જુદાં હોત તો શું ખરેખર પૂર્વનું આધિપત્ય આજે પણ આખી દુનિયા પર હોત? પણ આખી એટલે કેટલી? શું પૃથ્વીની વિપુલતાને સર્વાંગે આવરી શકાય?

હા, કદાચ – પણ તે સામર્થ્યની વાસનાથી નહીં, પણ સહિષ્ણુતાના યત્નોથી જ શક્ય બને. આ નવી સહસ્રાબ્દીમાં જો આવી ઇચ્છા વહેતી થાય તો?

દુનિયા નાની તો ક્યારેય નથી થવાની, પણ એ નિકટ અને નિજી અવશ્ય બની શકે.

□

## સાભાર સ્વીકાર

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧)નાં **અશોકના શિલાલેખો**: લે. અશોક દવે, કિં. રૂ. ૮૦. **મળવા જેવો માણસ**: અશોક દવે, કિં. રૂ. ૭૫. **મેરા મુંબઈ મહાન**: અશોક દવે, કિં. રૂ. ૬૫. **રંગબિરંગી**: લે. અશોક દવે, કિં. રૂ. ૮૦. **પોતાનો ઓરડો**: અનુવાદક: રંજના હરીશ, કિં. રૂ. ૬૦. **શ્રી અરવિંદ અને માતાજી**: લે. કિરીટ જોષી, અનુ. પ્રા. હરસિદ્ધ જોષી, કિં. રૂ. ૧૫૦. **થોડુંક અંગત**: લે. ઉમાશંકર જોશી, સંપા. સ્વાતિ જોશી, કિં. રૂ. ૯૬. **વિક્ટર**: લે. હિમાંશી શેલત, કિં. રૂ. ૫૦. **પરસ્પર**: લે. પ્રવીણ દરજી, કિં. રૂ. ૬૦. **પારકી ભૂમિ પર ઘર**: લે. ચંદ્રહાસ ત્રિવેદી, કિં. રૂ. ૮૫. **યજ્ઞશેષ**: લે. કાલિન્દી પરીખ, કિં. રૂ. ૭૨. **કૃષ્ણચરિત**: લે. હસુ યાજ્ઞિક, કિં. રૂ. ૨૪. **સાંબ-પ્રદ્યુમ્ન**: લે. કિં. ઉપર મુજબ. **માયાવીર ઘટોત્કચ**: લે. કિં. ઉપર મુજબ. **ઉદયન-વાસવદત્તા**: લે. કિં. ઉપર મુજબ. **ચારુદત્ત**: લે. કિં. ઉપર મુજબ, **યુગસન્ધિ**: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫૦.

# મનમાં ગોબર અને આંગણામાં ગુલાબ....

રમેશ પારેખ

**બાજુના બ્લૉકમાં**

*બાજુના બ્લૉકમાં કશુંક ચાલી રહ્યું છે.*
*ત્યાં ભૂતપ્રેત નાચે છે કે પછી બાળકની બર્થડે છે,*
*એ ચોક્કસપણે કહી શકાય એમ નથી.*
*કદાચ બાજુના બ્લૉકમાં ઠાકુર હીરોઈન પર રેપ કરે છે, જસ્ટ.*
*આવતી કાલે સવારે લોકલ છાપું આવે ત્યારે વાત.*
*સ્ટાર ન્યૂઝ કે ઝી ન્યૂઝમાં આવે, એવી બીના બની હોય*
*એવું તો ક્યાંથી બને, આ બાજુના બ્લૉકમાં?*
*જોકે ચોક્કસપણે એ પણ કહી શકાય એમ નથી.*
*બની શકે.*
*હિંગની વાસ આવે છે.*
*વઘારનો અવાજ તો નહોતો આવ્યો, જોકે.*
*બિલ્ડિંગમાં ઘોઘાટ એટલો છે કે નયે આવે, થયો હોય*
*તોયે*
*પેટ પર ચોળતા હશે, સ્હેજ ગરમ કરીને?*
*ગેરકાયદે ગર્ભપાત કરાવતા લાગે છે, બાજુના બ્લૉકમાં,*
*વડોદરા જેવી સંસ્કારનગરીમાં, ફતેહગંજ જેવા સુંદર વિસ્તારમાં.*

**સિતાંશુ યશશ્ચંદ્ર**

શહેરના લોકો પેટિયું રળવા માટે વહેલી સવારથી લઈ અર્ધી રાત સુધી અહીંથી તહીં ભાગંભાગ કરતા હોય છે. તેમની હરેક ક્ષણ બેવડી ઉતાવળથી ભાગતી હોય ત્યાં ઘરનાં સ્વજનો સાથે વહાલની આપલેની શક્યતા કેવી? ચીડ, વડચકાં, હૂંસાતૂંસી અને ઔપચારિક શબ્દોની ફેંકાફેંક જે થોડોક ફાજલ સમય હોય તેમાં થાય. બસ, આ જ રોજિંદા જીવનની ઘટમાળ. અધાધૂંધ ઝડપથી ભાગતા જમાનાએ એક જ છત નીચે સાથે જીવનારાં માણસોના સંબંધો વચ્ચે એવા સળગતા અંતરાલો ઊભા કરી દીધા છે કે લાગણીની વાત લવરી બની જાય. રાત્રે થાકેલું શરીર લઈ ઘેર આવતા શખ્સના મનમાં અતૃપ્ત લાગણીઓનું રણ હોય છે, જે દિવસોદિવસ વિકસતું જાય છે ને તે ભીતરથી ઉજ્જડ બનતો જાય છે. એનું જીવન નર્યો રઝળાટ બની જાય છે. આ શખ્સની કાગડોળે રાહ જોતું તેનું કુટુંબ પણ ખાલીપાભર્યો બારપંદર કલાકોનો બોજ વેંઢારીવેંઢારીને આવતી કાલનો એવો જ નવો દિવસ જીવી લેવાનો અજંપો અને આતંક મનમાં લઈને પથારીમાં જંપી ગયું હોય... દરેક જણ માથે જાણે કે મરતાં મરતાં જીવવાનો હડહડતો શાપ છે. આ દરેક જણ જીવવાનો જાણે અપરાધ કરે છે. દુષ્યંતકુમાર નામે કવિ કહે છે :

*અબ કિસી કો ભી નજર આતી નહીં કોઈ દરાર,*
*ઘર કી હર દીવાર પર ચિપકે હૈં ઇતને ઇશ્તિહાર;*
*ઈસ સિરે સે ઉસ સિરે તક સબ શરીકે જુર્મ હૈં,*
*આદમી યા તો જમાનત પર રિહા હૈ યા ફરાર.*

પોતાના ઘરને (અને ઘરમાં રહેતાં સ્વજનોના સંબંધો વચ્ચે) પડેલી તિરાડો જોવાની પણ જેને સૂધસાન રહી નથી તેવા શખ્સને આડોશપાડોશવાળા સાથે ઓળખાણ કરવાનો તો અવકાશ જ ક્યાંથી હોય? છતાં પણ માનવમનની નઘરોળ વક્રતા એ છે કે તેને આસપાસના લોકોના ખાનગી જીવનમાં ડોકિયું કરવું મીઠું લાગે છે. નથી થાકતું એનું મન. એ સતત તપાસમાં હોય છે કે બાજુવાળો મારા કરતાં સુખી તો નથી થઈ ગયો ને! મનની આ ગોબરી ચેષ્ટા જણે છે આવી આવી અટકળો–

*બાજુના બ્લૉકમાં કશુંક ચાલી રહ્યું છે.*
*ત્યાં ભૂતપ્રેત નાચે છે કે પછી*
*બાળકની બર્થડે છે,*
*એ ચોક્કસપણે કહી શકાય એમ નથી.*
*કદાચ બાજુના બ્લૉકમાં*
*ઠાકુર હીરોઈન પર રેપ કરે છે, જસ્ટ.*

માણસ બાજુના રહેઠાણ સુધી પોતાની અટકળને લંબાવે છે કે ત્યાં કશુંક ચાલી રહ્યું છે. ત્યાં

જીવતાંજાગતાં માણસો વસે છે એનો અહેસાસ થવાને બદલે તેને ભૂતપ્રેતનો નાચ થતો અનુભવાય છે. બાળકની બર્થ-ડે ઊજવાતી હોય કે ઠાકુર હીરોઈન પર બળાત્કાર કરતો હોય તે બેઉમાંથી એક્કેય ઘટના સાથે તેને સ્નાનસૂતકનો સંબંધ નથી. શહેરી મનુષ્યનું મન ખૂનામરકી, વિશ્વાસઘાત, આત્મહત્યા, ચોરી, બળાત્કારનાં ખાનાંઓમાં વહેંચાઈ ગયું હોય છે. આવી ઘટનામાં તે મનને સ્ટ્રૉ પેઠે ખોસી રોમાંચ અને સુખની (!) ચુસ્કીઓ લઈ લે છે. એનું મન આજુબાજુ જીવતાં માણસોનાં નકારાત્મક ચિત્રો ચીતર્યા કરે છે. સૌન્દર્યનો સ્પર્શ કરવા ઝાવાં નાખતી તેની ચેતના હીરોઈન પર બળાત્કાર કરતા ઠાકુરના અનુભવની બીભત્સતાથી ખરડાઈ જાય છે એ એની કરુણતા છે. શહેરીઓની બેમુખી જીવનપદ્ધતિની કરુણતા વિષે જાવેદ અખ્તર લખે છે કે–

*ઇસ શહર મેં જીને કે અંદાઝ નિરાલે હૈં,*
*હોઠોં પે લતીફે હૈં, આવાઝ મેં છાલે હૈં.*

શહેરી મનુષ્યના મનની પાંખો સમયે જાણે કાપી નાખી છે. ટીવીનો પરદો બાગબગીચે ફર્યાનું સુખ બતાવે તેને અડકવા જતો એ શખ્સનો હાથ ભોંઠો પડી જાય છે. એથી સુખની અવેજીમાં એ 'થ્રિલ' ઝંખતો થઈ જાય છે. એની પહોંચ માત્ર વર્તમાનપત્ર અને ટીવી સુધીની જ. એ સાધનોને 'નાગર' સુખના કૂવા માને છે. એને માણસ પર ભરોસો રહ્યો નથી. ટીવી અને છાપાંને તે સુખની ગૌમુખી ગણી રોજરોજ એની જાત્રાએ નીકળી પડે છે. 'ન્યૂઝ' એ એનો આરાધ્ય દેવ છે; પછી ભલે એ 'ન્યૂઝ' યુદ્ધના હોય, કત્લેઆમના હોય, આગજની અને બળાત્કારો અને આપઘાતોના હોય. જેટલા મોટા 'ન્યૂઝ' એટલી મોટી 'થ્રિલ'. 'થ્રિલ'નો તરજુમો સુખમાં કરવાનાં હવાતિયાં મારતા તેના મનને આવતી કાલની સવારે ઉંબરામાં ફેંકાતા છાપાની પ્રતીક્ષા છે.

*આવતી કાલે સવારે*
*લોકલ છાપું આવે ત્યારે વાત.*
*સ્ટાર ન્યૂઝ કે ઝી ન્યૂઝમાં આવે,*
*એવી બીના બની હોય,*
*એવું તો ક્યાંથી બને,*
*આ બાજુના બ્લૉકમાં?*
*જોકે ચોક્કસપણે એ પણ*
*કહી શકાય એમ નથી.*
*બની શકે.*

આ શહેરનો એ માણસ છે જેને પ્રતીક્ષા છે કે આવતી કાલની સવારે કોઈ એવો ચમત્કાર બને કે બાજુના બ્લૉકમાં બનેલી ઘટનાની ગરમાગરમ વાતો સ્ટાર ન્યૂઝ કે ઝી ન્યૂઝમાં ચગે. બાજુના બ્લૉકની વાતો લોકલ છાપામાં ચમકે તેની 'વેલ્યૂ' શું? કેવી કરુણતા છે કે બાજુના બ્લૉકમાં 'જીવતા' માણસ વિશે જાણવા, શહેરી નાગરિકને છાપાં અને ટીવીનું અવલંબન છે. એને મનુષ્ય અને તેના વ્યવહારોમાંથી સમૂચો વિશ્વાસ જ ઊઠી ગયો છે. એના વાદ્યમાંથી બેસૂરી વિસંવાદિતા જ વગડ્યા કરે છે. એની અટકળો અનિષ્ટની આજુબાજુ જ આંટા માર્યા કરે છે. નાનું શહેર મોટા શહેરની કદરૂપી નકલ બનવા જઈ રહ્યું છે. શહેરના સંદર્ભે દરિયાના પાણીનું એક ટીપું ચાખતાં જ આખા દરિયાનો ખારો સ્વાદ ઓળખાઈ જાય એવું એક શાયર કહે છે.

*નક્શા ઉઠાકે કોઈ નયા શહર ઢૂંઢિયે,*
*ઇસ શહર મેં તો સબ સે મુલાકાત હો ગઈ!*

કાવ્યમાં વારંવાર ઉલ્લેખાયેલ 'બાજુનો બ્લૉક' એ બીજું કંઈ નહીં, પણ માણસના પોતાના વ્યક્તિત્વની જ અંધારી, અણઉકેલી અને આંધળી બાજુ! એ અંધારામાં ખડકાયેલું જગત સતત ખખડ્યા કરે છે ને માણસને ભેદભર્યા ભણકારાઓ વાગ્યા કરે છે. એ પોતાના અસ્તિત્વનો જ એક હિસ્સો હોવા છતાં એ અંધારાની બારાખડી ઉકેલી શકતો નથી. ફાંફાં મારી હાંફી જાય છે ને નિષ્ફળ બની વર્તમાન ક્ષણમાં પછડાય છે ત્યારે એને–

*હિંગની વાસ આવે છે.*
*વઘારનો અવાજ તો નહોતો આવ્યો, જોકે.*
*બિલ્ડિંગમાં ઘોંઘાટ એટલો છે કે*
*નયે આવે, થયો હોય તોયે.*

જુઓ તો ખરા! કર્ણેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય વચ્ચે પણ ઘોર અરાજકતા પ્રવર્તવા માંડે એટલી હદે માણસનું

સંવેદનતંત્ર વણસી ગયું છે, વિભાજિત થઈ ગયું છે. બિલ્ડિંગમાં ઘોંઘાટ છે એ માણસની દુખતી રગ છે ને એટલે જ રઘવાટ છે. હિંગની વાસ સૂંઘતું માણસનું મન કેવીકેવી ગંધારી અટકળમાં જઈને ફસાય છે–

*પેટ પર ચોળતા હશે,*
*સ્હેજ ગરમ કરીને?*
*ગેરકાયદે ગર્ભપાત કરાવતા લાગે છે,*
*બાજુના બ્લૉકમાં*
*વડોદરા જેવી સંસ્કારનગરીમાં*
*ફતેહગંજ જેવા સુંદર વિસ્તારમાં....*

માણસને બળાત્કારની અટકળ પછી ગર્ભપાતના અનુમાન સુધી પહોંચતાં વાર લાગતી નથી. હિંગની વાસ આવતાં તે અંગૂઠા પરથી આખા રાવણનું ચિત્ર નિપજાવે છે. પોતે વડોદરા જેવી સંસ્કારનગરીમાં ને ફતેહગંજ જેવા સુંદર વિસ્તારમાં રહે છે એનો એને દર્પ છે. એ સંસ્કારની અને સુંદરતાની વાત ઉચ્ચારે છે, પણ એ નથી જોઈ શકતો કે તે પોતે જ અસંસ્કારના ને કદરૂપ કલ્પનાઓના ગંધ મારતા ઉકરડા ઠાલવ્યા કરે છે! શહેરનો આદમી તો નિમિત્ત છે, હકીકતમાં માણસજાતના વણસી ગયેલા જીવનના ગાલીચાની અવળી બાજુ કવિએ સંકેતિત કરી પોતાના વિષાદયોગને શબ્દબદ્ધ કર્યો છે. આપરખી બની ગયેલી માણસજાત વિષે રૉબર્ટ ફ્રૉસ્ટ પણ પોતાના એક કાવ્યમાં લખે છે :

*કોઈ કહે:*
*દુનિયાનો થાશે પ્રલય આગ થકી,*
*કોઈ કહે – હિમથી.*
*મને કાંઈ જે સ્વાદ કામના તણો મળ્યો*
*–તે પરથી સાચા લાગે આગપક્ષના નકી.*
*પણ બે વાર પ્રલય દુનિયાનો થાવો હોય કદી,*
*તો મુજને થતું:*
*પરિચય દ્વેષનો મને એટલો છે*
*કે કહી શકું:*
*લાવવા અંત*
*હિમ પણ છે પ્રતાપવંત*
*ને પૂરતું નીવડશે!*

**(અનુવાદ : ઉમાશંકર જોશી)**

❐

## સાભાર સ્વીકાર

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.** (૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫ અને મુંબઈ-૪૦૦ ૦૦૨)**નાં**

**વિદેશિની:** લે. પન્ના નાયક, કિં. રૂ. ૨૫૦. **ધબકારાનો વારસ:** લે. અશરફ ડબાવાલા, કિં. રૂ. ૧૦૦. **સફળ ઇલાજો:** લાભશંકર ઠાકર, કિં. રૂ. ૮૦. **બખડજંતર:** લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૪૦. **પિપરમીટના પ્હાડ પર:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦. **છાકમછલ્લો:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૬૦. **થુઈ થપ્પા:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૦. **ટિંગાટોળી:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫. **બ્લૂ જીન્સ:** લે. ચંદ્રકાન્ત શાહ, કિં. રૂ. ૧૨૫. **કથાસાંપ્રત:** લે. બાબુ દાવલપુરા, કિં. રૂ. ૧૦૦. **ચલો કોઈ આતે...:** લે. મહેશ દવે, કિં. રૂ. ૧૦૦. **શ્રી રમણ મહર્ષિકૃત ઉપદેશસાર:** લે. કાર્તિકેય ભટ્ટ, કિં. રૂ. ૬૦.

**નવભારત સાહિત્ય મંદિર,** ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨ (દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧)**નાં**

**સોહામણી રૂપેણ:** સંપાદક: પ્રવીણ ગઢવી, પ્ર. કિં. રૂ. ૭૦. **પંચામૃત:** લે. ભૂપત વડોદરિયા, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂ. ૧૭૫. **એકાવન :** લે. ઉદયન ઠક્કર, કિં. રૂ. ૨૫. **જુગલબંધી:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૬૦.

**રંગદ્વાર પ્રકાશન** (એ-૬, પૂર્ણેશ્વર ફ્લેટ્સ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-૧૫)**નાં**

**પુનર્વિચાર:** લે. રઘુવીર ચૌધરી, કિં. રૂ. ૧૨૦. **आंचलिक और आधुनिक :** ले. रघुवीर चौधरी, रु. २००. **भारतीय उपन्यास की अवधारणा और रघुवीर चौधरी का सृजन :** संपादक : आलोक गुप्ता, रु. २३५.

# તલપ

હરીશ મંગલમ્

બીડીના પૈસા નહોતા એટલે ભલિયો ઠૂંઠાની શોધમાં નીકળ્યો. ગામના ચોરા તરફ ગયો. હોટલના ઓટલા પર જમાવ્યું. નવરાશની પળોમાં અહીં બેસતા. ગામની તમામ ચર્ચાઓ થતી. ઓટલાની આજુબાજુ વિવિધ જાતની બીડીઓનાં ઠૂંઠાં પડતાં. કાળી-ધોળી-પીળી-વાદળી દોરીવાળાં ઠૂંઠાં. એક વાર તમામે ઠૂંઠાં પર એની નજર ફરી વળી. કેટલાંક મોટાં તો વળી કેટલાંક નાનાં બચુકલાં હતાં. છેલ્લે, એક એંડી જેવા ઠૂંઠા પર એની નજર ઠરી. ઠૂંઠું મોટું હતું. સ્પેશ્યલનું હોય એવું લાગ્યું. એને થયું: ખેંચવા છતાંય બરાબર સળગ્યું નહિ હોય એટલે કંટાળીને કોઈએ ફેંકી દીધું હશે. વાંકા વળીને ધીમેથી એણે ઉઠાવ્યું. મુઠ્ઠી વાળી દીધી. પછી, કો'ક બીડી સળગાવે એની રાહ જોઈ રહ્યો. ધીમેથી અંગૂઠો ફેરવી ઠૂંઠાનો છેડો સાફ કરી દીધો. ખાસ્સી વાર રાહ જોઈ, પણ લાઈટર કે દીવાસળીવાળું કોઈ મળ્યું નહિ. એને બીડી પીવાની તીવ્ર તલપ ઊપડી. તલપાપડ થઈ રહ્યો. સામે હોટલ આગળ એના વાસના બે-ત્રણ ડોસા બેઠેલા હતા. એમને જોઈને તે અવળું ફરી ગયો. બાજુમાં ભીમો રાવળ આવીને બેઠો. ભીમા રાવળે ખિસ્સામાંથી લાઈટર કાઢીને બીડી સળગાવી, ગબ્બ કરી તરત જ લાઈટરને ખિસ્સામાં મૂકી દીધું. આ ઓટલા પરથી જ એક વખત એનું લાઈટર ગુમ થયેલું. ત્યારથી તે સમજી ગયેલો. બીડી સળગાવીને તરત જ ખિસ્સામાં મૂકી દેતો. ઠૂંઠાને બે આંગળીઓ વચ્ચે દબાવી રાખી ભલિયો તે સળગાવવાની રાહ જોઈને બેઠો હતો. ભીમો રાવળ ફફ્ફફ્ બીડી ફૂંકી રહ્યો. ભલિયો એની સામે જોઈ રહ્યો. ધુમાડાની સેર એના નાકનાં ટેરવાંને અડીને ઊંચે ચડી ગઈ. હવે ભલિયાથી રહેવાય તેમ નહોતું. પેલા ડોસા ત્યાંથી ગયા કે છે એની ખાતરી કરવા વારેઘડીએ જોઈ લેતો. તેવામાં ભીમા રાવળનો છોકરો ઊંટલારી લઈને આવી પહોંચ્યો. જવાની ઉતાવળ હતી એટલે ભીમો રાવળ બીડીના કસ ઉપર કસ ખેંચવા લાગ્યો. બીડી પૂરી કરવાની ધૂન ઊપડી એને. ધુમાડો હવામાં પ્રસર્યો. ભલિયાને અણસાર આવી ગયો કે ભીમો હવે જવાની ઉતાવળમાં છે, એટલે એણે લાઈટર માગ્યું. ભીમાએ ખિસ્સામાં જેવો હાથ નાખ્યો કે સામેથી આવતા આંબા લેંબાને ભલિયાએ જોયો. લાઈટર પાછું મૂકી દેવાનો ઇશારો કર્યો. ભીમો રાવળ સહેજ હસીને રવાના થયો. આંબા લેંબાને ભલિયો મનોમન ચોપડાવી રહ્યો: "નવરીનો...!"

ઠૂંઠું મોટું હતું એટલે મુઠ્ઠીમાં સાચવી રાખ્યું. આંબા લેંબા જાય પછી સળગાવવાનું વિચારી લીધું. હોઠ પર બેઠેલી તલપ આઘીપાછી થવા લાગી. ઘણી રાહ જોઈ, પણ આંબા લેંબા નવરોધૂપ હતો એટલે વાતોમાં તલ્લીન હતો કે ના પૂછો વાત! મુઠ્ઠી વાળીને ભલિયો ત્યાંથી છટક્યો. ગ્રામપંચાયતની હવેલી આગળ થોભ્યો. હવેલીમાં ઉપરના માળે હંમેશાં જુગાર રમાતો. જુગારિયા સિગારેટનાં ઠૂંઠાં નીચે ફેંકતા. ભલિયાને એમ કે ધોળીનું ઠૂંઠું મળી જાય તો ભયો ભયો! ડોક ઊંચી કરી ઉપર જોઈ લીધું. બારીબારણાં બંધ હતાં. પાનાં રમાતાં હોય એવું લાગ્યું નહિ: "આમ બંધ સઅ્, હારું?" એવું વિચારી એ આમથી તેમ આંટા મારવા લાગ્યો. થાક્યો એટલે ઓટલે બેઠો. ત્યાં ડાબી બાજુએથી સરપંચને આવતા જોયા. સરપંચ સિગારેટ પીતાં પીતાં કોઈકની સાથે વાતો કરી રહ્યા હતા: "ગઈ કાલે પોલીસવાળાએ પૂછપરછ કરેલી. કે'છે કે નવા ડી.એસ.પી. ખૂબ જ કડક છે. કોઈનુંય ચાલે તેમ નથી." ભલિયાએ સરવા કાન કરી સાંભળવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એનું ધ્યાન તો સિગારેટ પર જ હતું. સિગારેટ જોઈને મુઠ્ઠીમાં સાચવી રાખેલા પેલા એંડી જેવા ઠૂંઠાને વટથી મસળી નાખ્યું! તે ભૂકો થઈ જમીન

પર વેરાઈ ગયું. પછી, સિગારેટને કાગડોળે તાકી રહ્યો. થોડોક હરખાયો. ઘડીકમાં ધુમાડા પર, ઘડીકમાં સરપંચના હોઠ પર, તો ઘડીકમાં સિગારેટના કદ પર એ નજર ફેરવી રહ્યો. ક્યારે ફેંકે તો સળગતી જ ઉઠાવી લઉં! સળગાવવાની તો માથાકૂટ નહિ! ઉત્કટ તલપ હવે એનાથી રોકી રોકાય તેમ નહોતી. તલપ તલબ-તલબ થઈ તડપી રહી. એક બાજુ સરપંચ ઠૂંઠું ફેંકતા નહોતા એટલે એને ચિંતા થવા લાગી: "પેલું ઠૂંઠું ગયું, હવે? ક્યારનોય તાકીને બેઠો છું, પણ ફેંકે તો ને!" જોતજોતામાં સિગારેટ પતી જવાની અણી પર આવી ગઈ...ને, અચાનક સરપંચથી હાથનો ઝાટકો નંખાઈ ગયો. સિગારેટ બળતી બળતી છેક આંગળીઓને દઝાડતી ગઈ. સરપંચની આંગળીઓ પર ચચરી રહ્યું. થૂંક લગાવી ફૂંકી રહ્યા! તાપ હતો એટલે બળતરા ઊપડી. ભલિયાને હસવું ચડ્યું, પણ ઠૂંઠાની ચિંતામાં એ હસી શક્યો નહિ. હાથના ઝાટકાને લીધે ઠૂંઠું ઊડીને દૂર પડ્યું હતું. ઠૂંઠું બળતું બળતું છેક પહોંચી ગયું હતું. એકેય ફૂંક મારી શકાય તેવી શક્યતા નહોતી. પછી તો ધીમે ધીમે બળીને રાખ થઈ ગયું. ભલિયાને તો બાવાનાં બેય બગડે તેવું થયું! મનમાં ને મનમાં સરપંચને ચોપડાવી દીધી: "મૅર, દિયોર મેશી!"

નિરાશ થઈને ભલિયો ઘર તરફ વળ્યો. રસ્તામાં ભીમો રાવળ દેખાયો. ઊંટલારીમાં માલસામાન ભરીને ક્યાંક જતો હતો. એને બીડી ફૂંકતો જોઈને ભલિયો થોભ્યો. હજી તો બીડી હમણાં જ સળગાવી હશે એવું લાગ્યું એટલે ઠૂંઠું અહીં પડે તેવી કોઈ શક્યતા નહોતી. જો હોટલ આગળ ચા પીવા ઊભો રહે તો કદાચ શક્યતા ખરી, પણ ત્યાં તો પેલા ડોસા ટળ્યા હશે ને! એટલી વારમાં તો ભીમો આવી પહોંચ્યો. લીમડા નીચે ઊંટલારી ઊભી રાખી અને સીધો હોટલમાં ઘૂસ્યો. ભલિયાને હોટલમાં પ્રવેશ નહોતો. તક ટૂંપાઈ ગઈ... તે બબડવા લાગ્યો: "હેંડ, ભલિયા! આજ તો લમણે ઠૂંઠુંય લશેલું નથી." અને રામાપીરના મંદિરે આવીને બેઠો. બાજુમાં કૂવામાંથી શવલી પાણી ખેંચી રહી હતી. બેડામાં પાણીનો દદૂડો કરતાં એની નજર ભલિયા પર પડી.

"ચ્યમ, ભલિયા! લાકડોં વેંણવા નથી જ્યો?"

"દરરોજ હું હેંડહેંડ કરઅ? હેંડી હેડીનં તો પગોંના નખય ઘહઈ જ્યા! અનં વૉઘોંય ખાલીખમ્મમ્ થઈ જ્યોં સઅ."

"તું એક કોંમ ના કરઅ્?" ઊભો થઈને ધીમેથી કૂવાની નજીક ગયો.

"કોંમ હું સઅ્ એ તો કે' પ્હેલો!"

શવલી એની સામે જોઈ રહી. મલકીને આંખો પટપટાવી: "હું કરવું સઅ્?"

"બીડીઓ લેંવી સઅ.... મારી મા લાકડોં વેંણવા જઈસઅ્ નં મારા બાપા તો કોંણિયો જૈંય આલઅ્ એવા નથી!" ભલિયાએ યુક્તિ વાપરી દશિયું લેવા નરમાશથી કહ્યું. હવે, શવલી સમજી ગઈ હતી, આ વખતે તે પૈસા આપે તેમ નહોતી. આ પહેલાં ભલિયો ચારપાંચ વખત પાંચિયાં-દશિયાં લઈ ગયો હતો, પણ વળીને પાછાં આપે તો ભલિયો નૈં! કશુંય બોલ્યા વગર શવલી પાણી ખેંચી રહી. પછી, બેડામાં પાણી રેડતાં બોલી,

"ભલિયા, મારા પૉહણ નથી!"

"શવલી, ઑમ હું કરઅ્ સઅ?"

"નથી...."

"ચ્યમ, તું આ કબજામોં તો રાખઅ્ સઅ્!" એણે જમણા ભાગ પર જોઈ લીધું. જમણો ભાગ થોડો વધુ ઊપસેલો જણાયો. આંખનો ઉલાળો કરી શવલીને પૈસાનો નાનો બટવો મૂકવાની જગા યાદ કરાવી. શવલીએ આનાકાની કરી. રકઝક ચાલી. માથે બેડું મૂકી શવલી ઊપડી ગઈ. ભલિયો ઉદાસ થઈ ગયો. ઓટલે આવીને પાછો બેઠો. રાશ ને ડોલ કૂવા પર જ હતાં. તેથી ભલિયાને મનમાં હતું જ કે એ ફરીથી આવશે. થોડીક વાર પછી શવલી આવી. આજુબાજુ ડાફેરો મારી તે એની પાસે ગયો, "લાય કઅ્ હેંડ!"

"ભલિયા, નથી... હાચું કઉં સું, નૈતર તનઅ્ ના પાડું?"

આ સાંભળીને ભલિયો ઠપ્પ થઈ ગયો. શવલી એકની બે ના થઈ તે ના જ થઈ. દશિયું હવે મળવાનું નથી એટલે ભલિયાએ જટિયાંમાં ખંજવાળી લીધું.

કબજામાં જે જગાએ બટવો મૂકતી હતી તે જગાએ એની નજર ભોંકાઈ. બપોરનો સમય હતો એટલે બધું સૂમસામ હતું. હિંમત એકઠી કરી અને ઊપસેલા ભાગ પર એણે અડપલું કરી લીધું! થોડું કઠણ લાગ્યું. પોચુંપોચું નહોતું એટલે એને શંકા પાકી થઈ કે પૈસા મૂકવાનો બટવો હશે જ. ખાતરી કરવા ફંફોસવા જતો હતો ત્યાં તો શવલી બે ડગલાં પાછી હટી ગઈ. શવલીને પોતાના શરીરની રગેરગમાં ઝણઝણાટી પ્રસરતી અનુભવાઈ. એને અનન્ય અનુભૂતિ થઈ રહી. થોડી મલકી. ચૂપ રહી. આંખો તીરછી કરી ભલિયાના સોનેરી વાળમાં જોઈ રહી... ભલિયાને તો બીડી પીવા ફક્ત દશિયું જ જોઈતું હતું. શવલીને રોકતાં તે બોલ્યો: "શવલી, બટવો હોય એવું લાગઅ્ સઅ્! ખા, જોગણીમાના?" પણ, શવલીને કશું સંભળાયું નહિ. ભલિયાના ચળકતા સોનેરી સુંવાળા વાળ, નિર્દોષ માંજરી આંખો ને લાલઘૂમ હોઠમાં એની નજર ખૂંપતી ગઈ. વધુ સમય આમ ઊભેલાનું યાદ થતાં, ઘેરી આંખો સાથે તે રવાના થઈ ગઈ. થાકીને ભલિયો સીધો ઘર તરફ ઊપડ્યો. ભલિયાના બાપા બહાર સૂતા હતા. એ સીધો ઘરમાં ગયો. ઝભ્ભાના ખિસ્સામાં ખણખોતર કરી જોયું. કંઈ મળ્યું નહિ. ધીમે પગલે બહાર આવ્યો. પૈસા મેળવવાના પેંતરા નિષ્ફળ નીવડ્યા તેથી એ વિચારે ચડી ગયો...

"લ્યા, ભલિયા!" બેઠા થતાં એના બાપાએ કહ્યું.

"હું સઅ્?"

"તેં તો ઓકોય ભર્યો નૈં!"

"દેતવા વગર?"

"હારું, તો લે આ દશિયું ન પેશ્યલ લઈ આવ... ઓકો તારી મા આવીનં ચૂલો હળગાવઅ્ તાણં વાત!"

ભલિયો પાછો ઘેલમાં આવી ગયો. બાપા પાસેથી ઝટ દશિયું લઈને બીડીઓ લેવા જવાનું કરતો હતો ત્યાં જ લાકડાંનો ભારો નાખતાં એની મા તાડૂકી,

"ચ્યોં હેંડ્યો, ભલિયા? આખો દંન બશ રવડ રવડ..."

"બીડીઓ લેવા...."

"ર'વા દે તું! હું ચૂલો હરગાઉં સું. આ તારા બાપનં તો બીડીઓય ફૂંકવી સઅ નં ઓકોય ગડગડાડવો સઅ્... ઑમ બહરું પીહો તો પૂરું હેનું થશે?"

એની માના ડોળા જોઈને ભલિયો પાછો વળ્યો ને ટપ્પ દઈને પૈસા પાછા આપી દીધા. મહાપ્રયત્ને એણે તલપને ધરબાવી દીધી.

ભલિયાનું ઘર વાસમાં વચ્ચોવચ્ચ રસ્તા પર હતું. શવલી જ્યારે જ્યારે ત્યાં થઈને જતીઆવતી ત્યારે ત્યારે ભલિયા સામું અચૂક જોઈ લેતી. દશિયું નહોતું આપ્યું એટલે ભલિયો આડું જોતો. બીડી વગર એણે દિવસ કેવી રીતે પસાર કર્યો હતો તે તો એનું મન જ જાણતું હતું. થોડા દિવસથી તો શવલી આરપાર તાકી રહેતી. ભલિયાથી એ અછાનું નહોતું. આમ, આરપાર વીંધવાનું હવે શવલીને ખૂબ ખૂબ ગમવા લાગ્યું. પેલો સ્પર્શ ચટકા ભરી ભરીને સતત સતાવતો. સાત ધોરણ સુધી તો સાથે હર્યાંફર્યાં. કેવો ભોળોભટ્ટાક! દશિયું આપ્યું હોત તો અત્યારે બોલતો તો હોત. ઘણી વાર એને સાંભરી આવતું ત્યારે હળવી હળવી ગલીપચી જેવું થતું. મોટા ભાગનાં બૈરાં ને પુરુષો આજે લોકાચારે ગયાં હતાં. રડ્યાંખડ્યાં ઘરડાં માણસો અંગ સંકોરીને આડાં પડ્યાં હતાં. એ સમયે લીમડા નીચે લખોટીઓ ટીચતા ભલિયાને ઈશારો કરી શવલીએ બોલાવ્યો. ભલિયાએ ટાળ્યું. ત્રાંસી ઝીણી નજરે લાલ લાલ લખોટીને તાકી રહેતાં એણે ધારી ધારીને નિશાન લીધું. પછી, વચલી આંગળી પર મજબૂત પકડીને ખેંચી રાખેલો લખોટો સટ્ટાક્ કરતોક છોડ્યો! ટચાક્ દઈને તાક્યું. લખોટી ચક્કર ચક્કર ફેરફૂદડી ફરતી રસ્તા બાજુ રગડી ગઈ ને નાહવાના પથરા પાસે ઠરી. એ લખોટીની પાછળ પાછળ ગયો. લખોટી કાદવવાળી થઈ હતી. ચડ્ડી પર ઘસી સાફ કરી દીધી. ગોળ ગોળ ફેરવી લખોટીને જોઈ રહ્યો. એવું જોરથી નિશાન તાક્યું હતું, જેથી નાના નાના અસંખ્ય ટીચા પડી ગયા હતા એની ઉપર. ટીચા જોતાંજોતાં કેમ જાણે એનાથી શવલી તરફ જોવાઈ ગયું. શવલીએ

હાથ ઊંચો કરી બીડી બતાવી. બીડી જોઈને ખુશ થયો. જરા થોભ્યો. ડાફરિયાં મારી લીધા પછી શવલીના ઘર તરફ સરક્યો. શવલીથી થોડુંક જોરથી હસી જવાયું. એના હસવાનો અવાજ કંઈક જુદો જ લાગ્યો. કાચની બંગડીઓ ખખડે એવો તીણો રણકાર હતો એના હાસ્યમાં. તીણો તીણો હાસ્યનો આ રણકતો રણકાર ભલિયાના હૈયાને સ્પર્શી ગયો. લીમડા પર બેઠેલાં પંખીઓનો કલરવ હાસ્યમાં ભળી રહ્યો. આછેરા પવનથી ભલિયાના વાળ વીખરાયા. એનો ચહેરો દીપી ઊઠ્યો. શવલી પ્રદીપ્ત થઈ ઊઠી અને ક્યાંય સુધી છાનાંછપનાં કશુંક પી રહી. એની ઘેરી દૃષ્ટિ રૂપવલયો રચી રહી. ભલિયો એની નજીક, ખૂબ નજીક, સરકતો ગયો. પેલું હાસ્ય, શવલીની આંખો, ગાલ ને નયનરમ્ય હોઠના ખૂણામાં સ્થિર થતું ગયું. ભલિયો કેદ થતો રહ્યો...

"ભલિયા!" બીડી ધરતાં શવલી બોલી.

"હં!" ભલિયો ઝબક્યો. એની નજર બીડી પર નહોતી. શવલીને સહેજે આશ્ચર્ય થયું નહિ.

"ભલિયા, તે દા'ડે ખરેખર પૈસા નહોતા. પણ આજ તો તને બીડી પિવડાવું, લે...!" કહીને શવલી લળી પડી, બીડી ધરી.

શવલીની આંખોમાં એ ઊંડે ઊંડે સુધી જોઈ રહ્યો. પછી બીડી લઈ લીધી, આવેશમાં જોરથી મસળી. ખૂબ મસળી. એ ભુક્કો થઈ જમીન પર વેરાઈ ગઈ.

શવલી તો અચંબો પામી ગઈ, "ચ્યમ્, ભલિયા! તેં હાચુકલી છોરી દીધી?"

પવનથી લીમડો હિલ્લોળાયો.

"હા, હાચુકલી છોરી દીધી!"

"જુઠ્ઠા! ઑમ તો લોકોનાં એંઠાં ઠૂંઠાં ફૂંકઅ્ સઅ્!!"

"શવલી, તારા હમ્મ્!"

સોગંધ લીધા એટલે શવલી ઢીલી થઈ ગઈ. એને અંતરથી એવું થયું કે ખેંચ ના કરી હોત તો સારું. પછી વાતાવરણ હળવું કરવા ધીમેથી કહ્યું:

"ચ્યમ છોરી દીધી?"

ભલિયાએ જવાબ આપ્યો નહિ. એનું મન અગોચર ભોમકા પર વિહરી રહ્યું. થોડી વાર પછી કહ્યું, "શવલી, આજ હુદી મનઅ્ ખબર જ ન'તી કઅ્ બીડીમોં કશોય હવાદ નથી....!"

શવલી ખડખડાટ હસી પડી. હસતાં હસતાં એણે બીજી બીડી ધરી. એના હસવામાં સૌંદર્ય ઓર નીખરી રહ્યું. ભલિયો ખોવાતો ગયો. પછી બોલ્યો :

"શવલી, ઉં બીડી નથી પીતો!"

"ચ્યારથી શઉકાર થઈ જ્યો?"

"તેં દશિયું ના આલ્યું ત્યારથી!"

અને બન્ને જણ મશગૂલ થઈ ગયાં.

ભલિયો ખૂબ નિકટ ગયો હતો. બન્ને વચ્ચે બહુ અન્તર નહોતું. એટલે હવા પિસાતી રહી. શવલીનું ફાટફાટ યૌવન અંદરથી ઉછાળાબંધ ધસી રહ્યું હતું. છાતીમાં મોજાંનો થરકાટ મચી રહ્યો હતો. ગાલ પર તેજલિસોટા ને હોઠમાં હાસ્ય પ્રકટ્યાં. ભલિયાની તીક્ષ્ણ નજર બટવો મૂકતી હતી તે જગા પર ચોંટી. ધીરેથી એણે હાથ લંબાવ્યો. શવલી બીડી ધરવા જતી હતી ત્યાં જ રેવા સેનામાનું જોટું ઑંય... ઑંય... ઑં...ય... કરતું ઊભા વાસમાં દોડતું દોડતું આવી ચડ્યું. શવલી હાંફળીફાંફળી થઈ ગઈ ને ઘરમાં જતી રહી. ભલિયો ગભરાયો. રેવો જોઈ જશે તો? તે ધીમેથી ખસ્યો. કટલાની આડશે આડશે ઝડપથી બહાર નીકળી ગયો... પેલી ક્ષણ સોરાઈ રહી...

જોટાએ વાસમાં તરખાટ મચાવી દીધો. રેવો જ્યારથી વેચાતું લાવ્યો ત્યારથી દરરોજ રૂંગલાતું. રેવો પણ હવે તો કંટાળ્યો હતો. એની પાછળ પાછળ એ પણ દોડી રહ્યો. ઘર તરફ જતાં જતાં ભલિયો, રેવલા ને એના જોટા પર મનોમન ખિજાયો... "મેલી આય કઅ્ જા કહઈવાડઅ્!"

બીજા દિવસે શવલીની સગાઈની વાતો થવા માંડી. એનાં મા-બાપ જે ગામે લોકાચાર ગયાં હતાં તે જ ગામમાં સગપણ ગોઠવી દીધું હતું. છોકરો દેખાવે રૂપાળો નહોતો, પણ ભણવામાં, કે' છે, હોશિયાર હતો, અને શવલી પણ મોટું બૈરું જ લાગતી હતી ને! હવે તેમની ચિંતા ઓછી થઈ.

બન્ને પક્ષની ઉતાવળને લીધે લગન લેવાનું મુહૂર્ત

પણ જોવડાવી લીધું. લગ્નની એક અઠવાડિયું જ વાર હતી. બધાં તૈયારીમાં લાગી ગયાં હતાં.

શવલીની આજુબાજુ એની બહેનપણીઓ ટોળે વળી જતી, ગપસપ કરતી, ટિટિયારે ચડતી. લગ્નની આવી બધી ધમાલમાં પણ એ ભલિયાને યાદ કર્યા કરતી અને મનોમન રેવાના જોટા પ્રત્યે નફરત કરતી.

શવલીના લગ્નનું જાણીને ભલિયો હરખાયો. પણ આટલાં બધાં જલદીથી લગ્ન લેવાશે ને શવલી પોતાનાથી દૂર ચાલી જશે એ વિચારમાત્રથી એનું હૈયું દ્રવી ઊઠ્યું. એકાદ વાર શવલીને એકાંતમાં મળી લેવાની તીવ્ર ઇચ્છા થઈ આવી. પરન્તુ લગ્ન ઢૂકડાં હતાં એટલે શવલીને ઘરની બહાર આવવાજવા પર અંકુશ મૂકાયો: "શવલી, તારોં લગન લેવાનોં નં એટલઅ્ એકલાં બહાર ના જવાય, ભૂત-પલીત ઑહણ થાય! પોહણ ચાકુ રાખ એટલઅ્ ભો ને!"

ભલિયો આ બધું જાણતો હતો. શવલીની સાથે કો'ક ને કો'ક ફેરી તો હોય જ! હવે તો, ભલિયો લીમડા નીચે બેસી શવલીના ઘર તરફ સૂનમૂન તાકી રહેતો...

અને જોતજોતામાં અઠવાડિયું પસાર થઈ ગયું એની ખબર પણ ના પડી. સારું મુહૂર્ત હશે એટલે આખા ગામમાં દરેક કોમમાં લગન હતાં. ઢોલ અને શરણાઈના સૂરે વાતાવરણ રસતરબોળ બની ગયું ને શવલીને પણ જાન સાથે વળાવી દીધી.

એકની એક દીકરી હતી એટલે એનાં મા-બાપ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડેલાં. એની બહેનપણીઓય ખૂબ રડેલી. વળાવતી વખતે તો ભલિયોય હતો, પણ શવલીએ મોટો ઘૂમટો તાણેલો હતો. નાનાંમોટાંથી એવી તો એ ઘેરાઈ ગઈ હતી કે આંખમેળાપ પણ શક્ય નહોતો. ભલિયાની આંખોમાં પાણી બાઝી ગયું હતું. એને ધૂંધળું ધૂંધળું દેખાયું હતું. છેલ્લે છેલ્લે, ના મળી શકાયું તેથી ભલિયો ગમગીન બની ગયો હતો. એને અવસાદ ઘેરી વળ્યો.

મોડી રાત સુધી ભલિયાને ઊંઘ આવી નહિ. પૈસા મૂકતી હતી તે જગા પરનું અડપલું – શવલીની બીડી–ગાલ, હોઠ, આંખો–છેલ્લો મેળાપ – રેવાના જોટાનું રૂંગલાવું – તલપનું તરફડવું – બધામાં ખોવાતો ગયો. પગણે આંખો મીંચીને પડી રહ્યો. ખોયા જેવી ઢોયણીના વા'ણની ગાંઠો ખૂંચી. આમથી તેમ પડખાં ફર્યો. આમ એ ક્યાંય સુધી પડખાં ઘસતો રહ્યો. અંધારું પ્રગાઢ થતું ગયું. એ ક્ષણભાર તળે કચડાઈ ગયો... પ્રસરતો અંધકાર ને તલપ ગૂંછળાં બની એને વીંટળાઈ રહી...

□

## આભાર સ્વીકાર

પરિચય ટ્રસ્ટ (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૨)નાં

**ભારતીય સિનેમામાં નવી જુવાળ** (૯૮૫) : લે. અમૃત ગંગર, કિં. રૂ. ૬. **પશ્ચિમનું તત્ત્વજ્ઞાન** (૯૮૬) : લે. પૂર્ણિમા દવે, કિં. રૂ. ૬. **અર્વાચીન અર્થશાસ્ત્રીઓ** (૯૮૭) : લે. સુકુમાર એમ. ત્રિવેદી, કિં. રૂ. ૬. **પત્રકારત્વનું શિક્ષણ** (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૯૮૮) : સંપા. યાસીન દલાલ, કિં. રૂ. ૬. **આવકવેરાની સાદી સમજણ** (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૯૮૯) : સંપા. નટવરલાલ એસ. શાહ, કિં. રૂ. ૬. **પ્રમુખશાહી શાસનપદ્ધતિ** (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૯૯૦) : સંપા. જશવંત વી. મહેતા, કિં. રૂ. ૬.

પ્રવીણ પ્રકાશન પ્રા.લિ., (લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ,)ના **શ્રીરામચરિતમાનસ**: સંતકવિ ગોસ્વામી તુલસીદાસ, કિં. રૂ. ૧૦૦. **સંબંધ નામનું એક ફૂલ** : વિભાવરી જાની, કિં. રૂ. ૫૦

# અનુભવ

## સ્ટૅચ્યુ-૧

તે દિવસે
જિનેશ્વરની પ્રતિમા સામે
ઊભી રહી ગઈ.
નતમસ્તક નહીં,
આમને-સામને.
જોકે આજકાલ કોઈ મૂર્તિને નમન
કરું કે નાય કરું.
કરું તો વ્યવહારુ હોય
કે પછી મહાનુભાવ તો છે,
એમ કહીને.
પણ તે દિવસે
આમ જ.
શુભ્ર. નિશ્ચલ. નિશ્છલ. શ્વેત.
કોઈક ભાવુકોએ કેસરનાં ટપકાં કર્યાં હતાં તેની સ્નિગ્ધ સુગંધ.
ચાંદીના ફાનસમાં નીતર્યો અખંડ દીવો.
ચરાસની ધૂપસળીઓના ગુચ્છમાંથી ફેલાતી સુરભિત ધૂમ્રસેર.
પ્રફુલ્લ કમલ જેવો આરસપહાણમાંથી ઊગી નીકળેલો ગુમ્બજ.
ઝાંખી પડી ગયેલી સાંકળે લીલી હાંડી.
રંગરંગીન ભૂરાપીળાહરિત ખાસ રંગે રંગાયેલાં
શત્રુંજયનાં ચઢાણો, મંદિરો, કળશો, ધ્વજાઓનાં ભિત્તિચિત્રો.
ક્યાંક જૈનાચાર્યો – કથિત કાર્મિક કથાઓના ગર્ભિતાર્થો.
બેય ગોખલામાં દેવી ને વરાહમૂર્તિ કે એવું કંઈક.
ઢળી પડેલી ચામરો, ચાંદીનો અક્ષત-વીખરાયેલો ભંડાર.
ત્રણેય બારણાંમાંથી ઝૂકી રહેલા આકાશની ભૂરાશ, મંદ પવન.
ગભારામાં આછો દીપપ્રકાશ.
પણ પછી તો આંખો ત્યાં જ – જડાઈ ગઈ જાણે.
કોઈ લોહચુંબકીય સત્ત્વ વિલસતું હોય તેમ.
ચક્ષુ – એમનાં ને મારાં
બધું આમને-સામને.

## સ્ટૅચ્યુ-૨

પછી સાંજ પડી. આશ્રમનું આકાશ.
પણે 'મોક્ષગામી' રાયણનું વૃક્ષ.
ઘેર પાછાં ફરતાં પંખીઓનો ચોમેર કલબલાટ.
સુદૂર હરિતપર્ણી સીમમાં સૂરજનું ઢળવું, ભભૂકવું
મંદિરના સુવર્ણકળશ ને રાતાં નળિયાંની
ભૂરી ચમકનું આંખોથી પિવાઈ જવું.
દેવવંદનના સામૂહિક ઘેઘૂર રવથી ઘેરાયેલી
લચીલી હવાનું મુક્ત થવું.
ચાલો, આજે તો તમારે આરતી ઉતારવાની–
મંદિરમાં પ્રવેશ.
સ્તબ્ધ. ત્યાં જ ખોડાઈ જવું.
એ જ. આ એ જ?
સવારે નિહાળી'તી તે આ જ કે?
પણ આમણે તો પહેરી લીધાં છે
ચાંદીનો ભવ્ય મુગટ, ચાંદીનાં પ્રલંબ કર્ણફૂલ,
બાજુબંધ, બેરખા. આખોય દેહ લીંપાયેલો
સોના-ચાંદીના વરખે. જાણે અનૂ-અંગ.
બધું ઝગમગ ઝગમગ. આંખને આંજી દે તેવું નહીં,
સ્નિગ્ધ મનોરમ.
આ જ તે એ જ કે?
એક, અને પછી સપ્ત દિવેટો. મૂળ અખંડ દીવેથી
ધૂપસળી વડે પ્રગટાવેલી જર્મન થાળીમાં ભભૂકતી જ્વલંત.
ભાવિકોનાં મુખ પર હાસ, આશ.
"અમને મોક્ષસુખ આપો ને મહારાજ, શિવસુખ આપો."
'શરણામું' મળ્યું હોય તેવાં, તક મળે તો ચામર લઈ નાચી ઊઠે
એવાં ઉત્સુક.
પણ હું તો છેક છેવાડે. મંત્રમુગ્ધ. સંમૂર્છિત.
એ જ કે આ? હેં? હા. એ જ.
સકાળે તો આમ નિષ્પલક નિર્વસ્ત્ર નિઃસ્પૃહ.
પણ આમ પરપોટા જેવું સ્મિત ઊભરાય કાં? આમને-સામને.

## સ્ટેચ્યુ–૩

પછી તે રાત્રે-રાત્રે નહીં,
બ્રાહ્મ મુહૂર્તે જાગી જવું. રાત તો ખરી જ.
આશ્રમ ખરો. પણ બીજો. યાત્રામાં રાત રોકાયાં તે.
મંદિર પણ ખરું. ગુલાબી પથ્થરિયું. દૂર વેરાનમાં.
આખુંય આકાશ તારાજડિત. શાંત નિદ્રિત હવામાં ફેલાયેલું.
મુમુક્ષુઓ થોડાંક ત્યાં દૂરના ખંડમાં ધ્યાનસ્થ હશે. બધું શાંત.

...ગઈ કાલે મંદિરમાં જવાયું નહોતું. દ્વાર બંધ.
દ્વાર ખૂલ્યાં હતાં હવે. થયું, લાવ જરા જોઉં તો ખરી.
સહેજ કુતૂહલ. અત્યારે -- પ્રતિમા કેવી લાગતી હશે?
વીસેક પગલાં જ દૂર હોવું.
ઊભી રહી ગઈ. તદ્દન સ્તબ્ધ.
ઘુમ્મટ પરના કળશની ટોચની બરાબર અડોઅડ
એકદમ અડોઅડ ધ્રુવતારક. અદ્‌ભુત. અભૂતપૂર્વ.
જાણે મને પડકારતો હોય, જાણે સંમુગ્ધ આમંત્રણ.
આ સંમિલન કળશની ટોચ ને ધ્રુવ-તારકનું.

મંદિરના ગભારામાંથી સ્ફુટ આછો પ્રકાશ (-ટ્યૂબલાઈટનો!).
દૂરથી હવે મૂર્તિ પર નજર સ્થિર.
જડાઈ ગઈ ત્યાં જ.
કાળી ભમ્મરો જરા ફ્રાઉન કરતી હોય ને?
સહેજ લાગી ગઈ બીક.
પે-લી પ્રતિમાથી સહેજ જુદી. ભાવેય જુદા.
બે પગલાં માંડ્યાં.
આંખુય વાતાવરણ કાળું તારાજડિત-ભર્યું, આકાશભર્યું.
(નિઃ)સ્તબ્ધ. વૃક્ષો પણવેળુ પણ.
આંખનું મટકું મારી સહેજ–વળી, ઉપર નજર.
જાણે ધ્રુવતારક ફરી આમંત્રણપત્રિકા મોકલતો હોય.
ફરી પેલી ફ્રાઉનિંગ ભમ્મર.
એકાંત. ભય. સ્તબ્ધ. અંદર કંઈ થઈ જાય તો?
ભીતિ લાગી. આમને-સામને તોય.
પાછું ફરી જવું.

**માલતી પરીખ**

દિગીશ મહેતા, રાધેશ્યામ શર્મા, ડંકેશ ઓઝા

### પશ્ચિમના તત્ત્વચિંતકોનો એક સુરેખ પરિચય

શ્રી ગણપતિ મહેતાના 'પાશ્ચાત્ય તત્ત્વચિંતકો' એ ત્રણ સો ઉપરાંત પાનાંના સ્વચ્છ અને સુવાચ્ય રીતે છપાયેલા ગ્રંથમાં સૉક્રેટીસ, પ્લેટો, ઍરિસ્ટૉટલ, ફ્રાન્સિસ બેકન, સ્પિનોઝા, કાન્ટ, હેગેલ, અને શોપેનહાઉર એટલા ચિંતકો પર માહિતીસભર અને મુખ્ય મુદ્દાઓ તારવીને સમતોલ રજૂઆત કરતા અધ્યયનલેખોનો સમાવેશ થયો છે. સમયાનુક્રમે આગળ વધતો ફિલસૂફીનો આ વૃત્તાંત, પાશ્ચાત્ય ફિલસૂફીના ઇતિહાસ સમો આ ગ્રંથ લખવા લેખકે વિલ ડ્યુરાન્ટના 'ધ સ્ટૉરી ઑફ ફિલૉસોફી' અને બર્ટ્રાન્ડ રસેલના 'ધ હિસ્ટરી ઑફ ફિલૉસોફી' એ બે આધારભૂત પુસ્તકોનું અવલંબન લીધું છે એમ એ 'આમુખ'માં સ્પષ્ટ કરે છે. તેમ છતાં ગણપતિભાઈનો આ અભ્યાસગ્રંથ જો એક રીતે તેમની મૌલિક અને અત્યારના શિક્ષણવાચનના સંદર્ભમાં વિશિષ્ટ પ્રતિભાનો સાક્ષી બની રહેતો હોય તો તે લેખકના ગુજરાતી ભાષા પરના પ્રેમભર્યા પ્રભુત્વને લીધે.

પશ્ચિમના આવા અગ્રિમ તત્ત્વચિંતકોના વિચારોના વિવરણમાં સ્વાભાવિક રીતે જ પરિભાષા અને તાત્ત્વિક સિદ્ધાંતોનું વિશદ નિરૂપણ, એ જાળવવું આમેય અઘરું નીવડે; અને તે પણ ગુજરાતી ભાષામાં તેને અક્ષુણ્ણ રાખી, નિતાન્ત આકર્ષક અને રોચક રીતે વિષયનો ઉઘાડ કરતા રહેવુંય – એ તેમને સતત સિદ્ધ કરતા રહી ગણપતિભાઈએ ગુજરાતી વાચનસામગ્રીને, ખાસ કરીને જરા ગંભીર પ્રકારના વાચકની જરૂરતને આગવી રીતે પોષી છે. યાદ રહે કે શ્રી યશવન્તભાઈ શુક્લે 'આવકારવચન'માં કહ્યું છે તેમ લેખકે 'અત્યંત જૈફ વયે અસાધારણ વિષયપ્રીતિ અને અસાધારણ પરિશ્રમ લઈને' આ ગ્રંથ લખ્યો છે. સ્વ. શ્રી યશવંતભાઈએ વ્યક્ત કરેલા આ અભિપ્રાય સાથે આ અભ્યાસગ્રંથના વાચકો પણ સહજ સંમત થશે.

સૉક્રેટીસ, પ્લેટો, ઍરિસ્ટૉટલ એ પુરાતન ધારાના ત્રણ મુખ્ય ચિંતકોની રજૂઆતમાંથી એક-બે દાખલા લઈએ. આ ત્રણ પર આવતા પહેલાં ગણપતિભાઈએ ગ્રીક સંસ્કૃતિના ઉદ્‌ગમ અને ગ્રીક લોકોની ધાર્મિક શ્રદ્ધાઓનો ખ્યાલ આપ્યો છે. તેમણે ઑર્ફિયસના અનુયાયીઓ અને ઑર્ફિક સાંપ્રદાયિક સમાજો વિશે વાત કરી છે. મૂળ પ્રથમ પદાર્થ કયો? એ પ્રશ્ન સૉક્રેટીસના પુરોગામી ચિંતકો માટે કેન્દ્રમાં રહ્યો. થેઇલ્સે "જલ સર્વોપરિ છે" એમ કહ્યું તો હેરાક્લિટસે 'અગ્નિ'ની મૂળ પદાર્થ તરીકે ગણના કરી. એમ્પેડોક્લીઝે મૃત્તિકા, વાયુ, અગ્નિ અને જલ એ ચાર પદાર્થો અવિનાશી છે એમ કહ્યું. આ સંદર્ભમાં પાયથાગોરસે ગણિતશાસ્ત્રમાં ખાસ કરીને વૈજ્ઞાનિક પદ્ધતિમાં ભૂમિતિના મહત્ત્વને ઉપસાવ્યું. "સર્વ વસ્તુઓ સંખ્યાઓ છે", એમ પ્રતિપાદન કરતા પાયથાગોરસની વિચારણામાં અગમ્યવાદનાં એ બીજ સમાયાં હતાં જે આગળ જતાં ખ્રિસ્તી ધર્મમાં વિકાસ પામ્યાં.

સૉક્રેટીસે ફિલસૂફીના વહેણને નવો જ વળાંક આપતાં "તમારી જાતને ઓળખો" અને "કશું જાણી શકાય એવું નથી" એ પ્રકારના વિચારોને કેન્દ્રમાં રાખી પ્રશ્નોત્તરીમાંથી જ્ઞાન ઉપલબ્ધ કરવાની વિશિષ્ટ ન્યાય-પદ્ધતિને વિકસાવી, જેનાં મૂળ વળી સૉક્રેટીસના પુરોગામી પાર્મેનાઇડિસના શિષ્ય ઝેનોમાં મળે છે. સૉક્રેટીસ પર મુકાયેલા આરોપો અને તેના પ્રત્યુત્તર અને પરિણામે સૉક્રેટીસને થયેલી મૃત્યુદંડની શિક્ષાનું નિરૂપણ ગણપતિભાઈના પુસ્તકમાં તેજસ્વી રીતે થયું છે. "વિદાયની ઘડી આવી ગઈ છે અને આપણે પોતપોતાને માર્ગે જઈએ છીએ. હું મૃત્યુને માર્ગે અને તમે જીવનને માર્ગે. વિશેષ ઇષ્ટ કયો માર્ગ છે તે માત્ર ઈશ્વર જાણે." સૉક્રેટીસે કરેલા આ છેવટના

ઉદ્‌બોધનનું આકર્ષણ આજે સદીઓ પછી જેમનું તેમ સચવાઈ રહ્યું છે, કેમ કે સૉક્રેટીસમાં સદ્‌ગુણ અને જ્ઞાનનું એ વિરલ અનુસંધાન દેખાય છે, જે બર્ટ્રાન્ડ રસેલના મતે ગ્રીક આચારસંહિતાની વિશેષતા રહી છે, એમ ગણપતિભાઈ ટાંકે છે.

પ્લેટોની પ્રસ્થાપનાઓ, તેના ચિંતનમાં જ્ઞાન અને કલા બન્નેની, સત્ય અને સૌંદર્યની સહોપસ્થિતિ, 'ધ રિપબ્લિક'માં ઉત્તમ રાજવ્યવસ્થાની રચના નીવિશેની ચર્ચા, તેણે તત્ત્વચિંતકો રાજકર્તાઓ બને તે માટેની આવશ્યકતા પર મૂકેલો ભાર, તેના 'યુટોપિયા'માં સમાયેલા શિક્ષણ પરના વિચારો અને એ સાથે તેના ચિંતનમાં રહેલો સ્વપ્નશીલ આદર્શવાદ – એ બધાં પાસાંની આસ્વાદ્ય ચર્ચા શ્રી ગણપતિભાઈ મહેતાના પુસ્તકમાં મળે છે.

ઍરિસ્ટૉટલની બુદ્ધિ વસ્તુલક્ષી, હકીકતલક્ષી હતી, એની અને પ્લેટોની વિચારસરણીમાં કેટલાક મૂળભૂત ભેદો હતા, એ વાતને શ્રી મહેતા યોગ્ય રીતે ઉપસાવે છે, પણ શ્રી મહેતાની ચર્ચાની ખરી કસોટી એ ઍરિસ્ટૉટલની કેટલીક પાયાની શ્રદ્ધાઓને રજૂ કરવામાં રહેલી છે. કલા અને નીતિ વિશેના વિચારો કરતાંય ઍરિસ્ટૉટલના ઈશ્વરના સ્વરૂપ વિશેના ચિંતન પર આવતાં ગણપતિભાઈનું લખાણ વિશિષ્ટ રીતે તેજસ્વી બને છે. 'પદાર્થ' અને 'ગતિ' વચ્ચે ભેદ પાડી, શ્રી મહેતા લખે છે :

'ગતિ'ની ભવ્ય ક્રિયા-પદ્ધતિ અને રચનાત્મકતાનો આરંભ કેવી રીતે થયો કે જેને પરિણામે આખું બ્રહ્માંડ અગણિત રૂપ-વસ્તુઓથી ભરાઈ ગયું? ત્યારે 'ગતિ'નું કોઈ આરંભબિંદુ તો હોવું જોઈએ ને? એમ ઍરિસ્ટૉટલ પૂછે છે. અને પ્રશ્નનાં અગમ્ય ઊંડાણોમાં એક પછી એક પાછાં પગલાં ભરવાને બદલે આપણે એક મૂળ અવલંબનસ્થાન સ્વીકારી લેવું જોઈએ. એક મૂળ પ્રાથમિક ગતિકાર છે, ચાલક છે, જે પોતે નિશ્ચલ છે, જે દેહ વિનાનો છે, અવિભાજ્ય છે, નિરવકાશ છે, નિર્લિંગ છે, ઉત્તેજના વિનાનો છે, અવિકારી છે, જે સંપૂર્ણ છે અને સનાતન છે. ઈશ્વર ઉત્પત્તિ કરતો નથી, પરંતુ એ જગતને ગતિમાન કરે છે... ઍરિસ્ટૉટલે એવી રીતે પણ કહ્યું છે કે 'જે પ્રકારે પોતાનો પ્રિયતમ વિષય પ્રણયીને ગતિમાન કરે છે તે જ પ્રકારે ઈશ્વર જગતને ગતિમાન કરે છે." (પાનું ૧૦૪).

પાશ્ચાત્ય તત્ત્વચિંતનની પુરાતન ધારાઓમાં પ્લેટો – ઍરિસ્ટૉટલના ચિંતનની જેમ જ નૂતન ધારાઓમાં કાન્ટ, હેગેલના વિચારને પણ શ્રી મહેતા વિશદ રીતે રજૂ કરી ન્યાય આપે છે. અહીં સુધી આવતાં પાશ્ચાત્ય ફિલસૂફી સંકુલ પરિમાણો ધારણ કરે છે.

આમ કાન્ટના અનુભવાતીત 'પરાતત્ત્વવિચાર', 'ટ્રાન્સેન્ડેન્ટલ ફિલૉસૉફી'ને ચર્ચતાં લેખક કાન્ટની સ્થળ અને કાળની વિભાવના, અને તે સાથે મન કેવી રીતે પોતાનાં વિશિષ્ટ સાધનોની મદદથી 'અનુભવ'ને ઘડે છે તે મુદ્દાને ઝીણવટથી ઉપસાવી આપે છે. તે જ રીતે હેગેલના વિચારને ચર્ચતાં તે વિચારમાત્રમાં એક પ્રકારની દ્વન્દ્વાત્મકતા નિહિત હોય છે તે પાયાની માન્યતાને દોહરાવે છે. હેગેલને મતે "વિકાસની ઉત્ક્રાન્તિની પ્રક્રિયા એ વિરોધી તત્ત્વોનો અવિરત વિકાસ, તેમનું સંમિશ્રણ અને તેમનો સમન્વય છે." હેગેલનું આ દર્શન તેની 'ઇતિહાસ' વિશેની વિભાવનાને સ્પર્શે છે. શ્રી મહેતાના પુસ્તકમાં માત્ર પશ્ચિમના ચિંતનના વર્ણનથી આગળ કેટલાંક મહત્ત્વનાં અનુસંધાનો પણ થતાં જોવા મળે છે, જેમ કે રસેલનો આધાર લઈ લેખકે એમ પ્રસ્તાવ કર્યો છે કે 'હેગેલના ન્યાયવિચાર'માં "પરમની વિભાવના ઍરિસ્ટૉટલની ઈશ્વરની વિભાવના જેવી જ છે" – જે કથનમાંનાં ગૃહીતો વાચકને આ જ સરખામણી અહીંથી આગળ લઈ જવા, તેની વધુ ચર્ચા કરવા પ્રેરે છે.

'પાશ્ચાત્ય તત્ત્વચિંતકો' એ આમ ફિલસૂફીના ક્ષેત્રમાં મળી રહેતી ગુજરાતીમાં લખાયેલી સામગ્રીમાં એક માહિતીસભર તેમ જ અર્થસભર ઉમેરણ છે, અને એ રીતે ખૂબ જ આવકાર્ય છે.

**દિગીશ મહેતા**

[પાશ્ચાત્ય તત્ત્વચિંતકો : લે. ગણપતિ મહેતા, પ્ર. સરુ ગણપતિ મહેતા, ૧૩, ઉર્વશી, બેસન્ટ સ્ટ્રીટ, સાન્તાક્રૂઝ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦૦૫૪, કિં. રૂ. ૧૫૦.]

*

## કળાકાર અને વાચક વચ્ચે સેતુ*

વિવેચક હમેશાં બે વ્યક્તિઓ સાથે વાત કરી રહ્યો હોય છે: કળાકારની સાથે, વાચકની સાથે. પણ એ પહેલાં તે પોતાની સાથે વાત કરતો હોય છે. ભલા જીવ, આ તું શું કરી રહ્યો છે? આ કાર્ય તને કોણે સોંપ્યું? પોતાની મેળે આ સ્વીકાર્યું છે તો તારી જ વાત કર ને, કે આ કૃતિએ તારા સંવિદતંત્ર ઉપર શું કર્યું? સર્જકકૃતિના પરિચય પહેલાં તું જે હતો તે જ રહ્યો છે કે અધિક સમૃદ્ધ થયો છે? તારી ચેતના પર આ કૃતિના અનુભવ સાથે શું અંકિત થયું? જો આવું આવું કંઈક તને થયું હશે તો જ બીજાને તારી વાતમાં ઇતબાર પડશે, તો જ એ વાત હોવા જેવી પણ બનશે.

ઉપર મૂકેલો આ પરિચ્છેદ કોનો છે તે કહું તે પહેલાં એક 'ટીપ' યા 'હિન્ટ' આપું. એ જાણીતી વાત ના હોય તોયે સાચી હકીકત છે કે એક વિચાર-તંત્રની દૃઢ આસ્થા પાછળ વિવેચકનું વ્યક્તિત્વ સમર્પિત રહ્યું હોય છે. જેમણે ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના સમગ્ર અધ્યયન પાછળ ઉમાશંકર જોશી જેવા મૂર્ધન્ય સાક્ષરની નિશ્રામાં જીવનનાં કીમતી વરસો દીધાં હોય અને છતાં ઊ-ઋણ થવાની સહેજે ઉતાવળ ના હોય એવા વિવેચક કોણ હોઈ શકે?

વિવેચક ગોવર્ધનરામની આલોચનાનો આદર્શ કયો હતો? ગ્રન્થના ગુણગ્રહણની પ્રધાનતાનો. દોષ-દર્શનનો અલ્પ અને ગૌણ. ઉમાશંકર વારેવારે કહેતા કે કૃતિનો રસાસ્વાદ જો સમીક્ષક સ્વયં જ લૂંટી ના શક્યો તો 'જાલિમ, તૂ ને પી હી નહીં'! અત્યારે કડક ચાબખામાર, દોષ-અધિકદર્શક, ક્યારેક તો વ્યક્તિલક્ષી આલોચનાનો જયજયકાર સંભળાય છે એવા દિવસોમાં કળારસ ચાખી પોતાની 'પરબ'નું પાણી પીવા નોતરનાર કેટલાક વિવેચકોમાં ડૉ. રમણલાલ જોશી મુખ્ય છે. પ્રસ્તુત કરેલો પરિચ્છેદ એમના ૧૯૯૯માં પ્રસિદ્ધ થયેલા વિવેચનસંચય 'ગ્રંથનો પંથ'ના ચોથા પૂંઠે ચમકી રહ્યો છે. એમનો આદર્શ એમનાં અવલોકનોનો પણ હોય એમ બહુધા અનુભવાય છે.

વિવેચકનો વાર્તા-આલાપનો ક્રમ આવો છે – પ્રથમ પોતાની જાત સાથે, કળાકાર યા એની કૃતિ સાથે અને વાચક કહેતાં ભાવક સાથે. જાત સાથે પરિષ્કૃત રુચિશીલ વિવેચક વાત કરી કળાકૃતિ પાસે જતો હોય છે, પછી કૃતિ-કળાકાર સાથે ગોષ્ઠીમાં નિમગ્ન બને છે અને ગુણસમૃદ્ધિ–શ્રી પામી રસવિતરણ અર્થે વાચક પાસે વાર્તા આલાપવા પહોંચી જાય છે. આવો સમીક્ષક ગુણમુગ્ધ કે મૂઢ હોય એવી ભ્રાન્તિ ઘણાબધાને હોવાની પાકી શંકા છે, પણ પ્રક્રિયાનું સૂક્ષ્મ ભાન હોય તે આવી ભૂલ ભાગ્યે જ કરે. ગુણચયનમાં જ અવલોકનકારનો ઝીણો વિવેક, ઘઉંમાંથી કાંકરા કાઢી ફેંકીને સંવર્તતો રહે છે. આ ઘણી વાર ભુલાઈ જતું જોવાયું છે.

'ગ્રંથનો પંથ' શીર્ષક આડકતરી રીતિએ 'ગ્રન્થ'ના સક્ષમ સદ્ગત તંત્રી શ્રી યશવંત દોશી અને આપણા બહુમાનમાત્ર કવિ શ્રી રાજેન્દ્ર શાહને હૃદયાંજલિ હોય. એમ દીસે છે. કેવી રીતે? 'ગ્રંથ' માસિક અવલોકનના, વિવેચનના પ્રમુખ માસિકપત્ર લેખે ગુજરાતભરમાં મશહૂર હતું એ સમજાય એવું છે, હવે 'ગ્રંથ' પછીનો શબ્દ 'પંથ' છે. અહીં તો 'પંથ'નો મારો સંજ્ઞાગત અધ્યાસ 'ધ્વનિ'ની પ્રથમ રચના 'નિરુદ્દેશ' તરફ દોરી જાય છે. રાજેન્દ્ર શાહે નિજી પંથ ત્યાં કંડાર્યો છે: "પન્થ નહિ કોઈ લીધ, ભરું ડગ, ત્યાં જ રચું મુજ કેડી." અહીં ક્રમિક પંથની નહિ, અક્રમ-પથની વાત છે. વિવેચક રમણલાલ પણ જાત સાથે વાત કરી, કૃતિ વિશે બહુવિધ સંરચનાત્મક પ્રવેશ આદરી નિજની કેડી વાચકવર્ગ સમક્ષ ખુલ્લી મૂકી રહ્યા છે... પ્રચ્છદપટ પર વિવિધ વિષયોના ગ્રન્થોનાં મુખપૃષ્ઠો રમતાં મેલ્યાં છે એ પરથી વ્યાપનો થોડો ખ્યાલ આવી શકે. પિતૃતર્પણ, વરદા, ગુજરાતની અસ્મિતા,... ઝરે ગુલમહોર, એક પાનની કહાણી, ઝેર તો પીધાં છે જાણી જાણી, સીતા અશોકવનમાં, શ્યામકર્ણી સફેદ બીમ ('ધ વ્હાઇટ ગૉર્ડન વિથ વન બ્લૅક ઇઅર'), દાખલા તરીકે તું, ચારણી સુદામાચરિત્ર, અને મુક્તકમાધુરી...' ૧૫૮ પૃષ્ઠોમાં એંશીથી અધિક ગ્રન્થોની નાનાવિધ લાંબીટૂંકી સમીક્ષાઓ સમાવાઈ છે તે ઇયત્તાની દૃષ્ટિએ પણ નોંધપાત્ર કાર્ય ગણાય.

---

* ગ્રંથનો પંથ : લે. રમણલાલ જોશી, પ્રકાશક : ઇમેજ પબ્લિકેશન્સ, મુંબઈ-અમદાવાદ, પૃ. ૧૫૮, કિંમત રૂ. ૮૦.

લેખકની 'જનસત્તા'માં એક કોલમ જાણીતી છે – 'અક્ષરની આબોહવામાં', તે જોઈ મેન્ટર સમા ઉમાશંકરે એક વાર સૂચવેલું કે 'આ પુસ્તક તમે જોયું?' એ મથાળાથી એક નાનું કોલમ આપો, જે પછી તંત્રી નરેન્દ્ર ત્રિવેદીની સ્વીકૃતિથી 'રંગતરગ'માં નિયમિત પ્રકટ્યું. ઉ. જો. આજે હયાત નથી, પણ પ્રસ્તુત ગ્રંથમાં 'નિશ્રેના મહેલમાં', ગિરા નદીને તીર (સં. રમેશ પારેખ), ઉમાશંકર જોશી: સર્જક પ્રતિભા (સં. મફત ઓઝા), હિન્દીમાં સંસ્કૃતિસેતુ ઉમાશંકર (સં. ડૉ. રજનીકાન્ત જોશી) જેવાં પ્રકાશનોની સમીક્ષા ગુરુવરિષ્ઠને શ્રદ્ધાંજલિ સમાન છે. ગ્રંથમાં સર્જકકૃતિઓ જ છે એવું નથી, સંશોધન-સંપાદન-અનુવાદ-વિવેચનના ગ્રંથોનું વિવેચન પણ છે : ગોકુળમાં ટહુક્યા મોર, ધર્મસિંધુ, કિશોર જાદવની શ્રેષ્ઠ વાર્તાઓ, પિતૃતર્પણ, ચં. ચી. મહેતા- સમગ્ર નાટ્યકૃતિઓ, રા. વિ. પાઠક ગ્રંથાવલી, લોકગીતોમાં કૃષ્ણચરિત, અંજલિ, આલોકના, ઈક્ષિત ઇત્યાદિ. કેટલીક સમીક્ષાઓ અર્ધા પેજમાં જ 'પૂરી' બનાવાઈ હોઈ, કંઈક 'શિખંડ' સાથે આરોગવાની અહીં સુવિધા છે! તો જ અધૂરું લાગેલું મધુરું બને.

સંસ્કૃત-પ્રાકૃતના સર્વમાન્ય પંડિત ડૉ. હરિવલ્લભ ભાયાણીના ગ્રંથ 'મુક્તકમંજરી'ના દીર્ઘ અવલોકનમાં 'દીર્ઘસૂત્રી વિનશ્યતિ' જેવો ઘાટ શાથી નથી થયો? ડૉ. ભાયાણી – ડૉ. જોશીની રસિક જુગલબન્ધી. લેખમાંનું એક ઉદાહરણ પૂરતી ચાડી ખાશે :

*શિર લળ્યું*
*મ્લાન મૃદુ કપોલતલ*
*હથેળી પર ઢળ્યું*
*વહી પળો*
*ઊની*
*ભીની...*

'પ્રેમ એ જ પૂજા' નવલકથા વિશે પ્રવર્તતાં ભૂપત વડોદરિયા સંબંધે રમણીય રિમાર્ક વાંચો : સાચો સર્જક સ્વભાવગત પ્રેમી છે. પ્રેમનાં વિવિધ રૂપોનું આલેખન કરતાં ભૂપતભાઈ થાકતા નથી. જગતના સાહિત્યમાં પણ કયો સર્જક થાક્યો છે? 'ઝેર તો પીધાં'ની સાથે દર્શકના 'સદ્‌ભિઃ સંગઃ'નું મૂલ્યાંકન લેખકની મૂલ્યપ્રીતિ પ્રકટ કરી રહે છે. 'ગોકુળમાં ટહુક્યા મોર'નું સંપાદન બે પ્રૌઢ-યુવા સંગીત સંપાદકોનું છે, ડૉ. ભાયાણી તેમ જ ડૉ. હસુ યાજ્ઞિક. ડૉ. યાજ્ઞિકે સ્વરાંકન કર્યું એ રચનાઓ કોઈ સંસ્થા સંભળાવે એની આશ્ચર્યચિહ્ન સમી ટકોર માર્મિક છે. રાજેન્દ્ર શાહનો 'ગીતગોવિંદ'નો કાવ્યાનુવાદ, મનસુખલાલ સાવલિયાના ભર્તૃહરિકૃત નીતિ-શૃંગાર-વૈરાગ્યશતકના અનુવાદો, ઝકરિયાના અંગ્રેજી પ્રકાશન 'રઝિયા બેગમ'નો સ્વ. મેઘનાદ ભટ્ટનો અનુવાદ અને ખાસ તો 'સુંદરકાંડ' (વાલ્મીકિના)નો સ્વ. પ્રજારામ રાવળનો અનુવાદ ગ્રન્થના પન્થને અજવાળે છે. (દલપત પઢિયારના ગ્રંથ 'ગાંધીયુગનું ગદ્ય-૧' એ મહાનિબંધ પરનું અવલોકન પણ એમાં આવે.)

પત્રકારત્વના સિદ્ધાંતો, અસરકારક જનસંપર્ક, વિચારવિહાર એવા યાસીન દલાલના ત્રણત્રણ ગ્રંથોનાં અવલોકનો યથાર્થ છે, પણ એને સ્થાને એકની જ વરણી કરી બીજા નવોદિતોનાં પ્રકાશનોને સ્થાન આપવાનું ઔચિત્ય શાથી ના સચવાયું?

રજનીકુમાર પંડ્યાના 'ચન્દ્રદાહ', લાભશંકર ઠાકરના 'મારી બા', બહાદુર વાંકની 'પીછો' ધીરેન્દ્ર મહેતાના 'કાવેરી અને દર્પણલોક', સુન્દરમ્‌ના 'વરદા', પ્રવીણ દરજીના 'ઘાસનાં ફૂલ', રજની વ્યાસના 'ગુજરાતની અસ્મિતા', દિલીપ રાણપુરાના 'લાગણીનાં ફૂલ', ડૉ. પ્રીતિ શાહના 'સમૂહમાધ્યમો અને સાહિત્ય' અને ડૉ. ઉષા ઉપાધ્યાયના 'ઈક્ષિત'નાં અવલોકનોમાં સમીક્ષકની પૉઝિટિવ દૃષ્ટિ મહત્ત્વના મુદ્દાને સાંકળી શકી છે.

ગુણવંત શાહે 'ઈશોપનિષદ' વિશેના ગ્રંથમાં 'લય'ની 'ઇમેજ'નો વિનિયોગ કર્યો તે વિવેચકે સ-રસ ઘૂંટી આપ્યું છે, એ જ દૃષ્ટિએ ધીરેન અવાશિયાના 'વાઇડ ઍંગલ'ની વારતાઓના 'વાઇડ'પણાની સરાહના કરી છે. એ જ રીતિએ આપણે પણ સમુદાર ચિત્તવાળા ડૉ. રમણલાલ જોશીની 'વાઇલ્ડ' નથી એવી વૈવિધ્યભરી 'વાઇડ' દૃષ્ટિને અભિનંદી શકીએ.

**રાધેશ્યામ શર્મા**

*

**ઇંગ્લિશ ! ઇંગ્લિશ !**

ક્યાંક વાંચ્યું હતું કે મહાત્મા ગાંધી એક વાર એક રેલવેસ્ટેશને બેઠા હતા. તેમના અંગત મંત્રી મહાદેવભાઈ દેસાઈને આગળના પ્રવાસ માટેની ટિકિટ લેવા મોકલ્યા. ટિકિટબારી ઉપર લાંબી કતાર હોવા છતાં મહાદેવભાઈ તરત ટિકિટ લઈને પાછા વળ્યા. બાપુએ પૂછ્યું: "મહાદેવભાઈ, તમે ટિકિટબારી ઉપર જઈને અંગ્રેજીમાં બોલેલા કે?"

આપણા રૅશનલિસ્ટ લેખક રમણ પાઠક પોતે જ કહે છે તેમ તેઓ જ્યારે ટ્રેનમાં કે બસમાં પ્રવાસ કરતા હોય છે ત્યારે અચૂક કોટ-પૅન્ટ-ટાઈ પહેરીને નીકળે છે. આથી તેમને પ્રવાસમાં ઘણી સગવડ મળી જાય છે.

ગુજરાતમાં ગુજરાતી રાજભાષા હોવા છતાં રાજ્યને ફાળવવામાં આવેલા ઉચ્ચ બિનગુજરાતી સનદી અધિકારીઓ ફાઇલો પર મોટે ભાગે અંગ્રેજીમાં લખે છે. ગુજરાતીમાં ન લખવા બદલ વહીવટી તંત્ર દ્વારા ઠરાવવામાં આવેલી કોઈ શિક્ષા આ અધિકારીઓમાંથી કોઈને ક્યારેય થઈ હોય તેવું જાણમાં નથી.

ઉપરના ત્રણેય દાખલા દ્વારા જે કહેવું છે તે એટલું જ કે અંગ્રેજી ભાષા અને અંગ્રેજી કલ્ચરનો પ્રભાવ ભારતમાં અને ખાસ કરીને ગુજરાતમાં 'સૉલિડ' છે. આ કલ્ચરનો કે ભાષાનો કોઈ વાળ વાંકો કરી શકે તેવું જણાતું નથી. પરિણામે અંગ્રેજીથી આપણે અત્યંત પ્રભાવિત થઈ જઈએ છીએ. જેમને આ ભાષા આવડતી નથી અથવા ઓછી આવડે છે તેઓ તેનાથી અદકા પ્રભાવિત થાય છે. વાસ્તવિકતા કે અનિવાર્યતા જે હોય તે, પરંતુ આ પ્રભાવીપણું આપણી ગુલામ માનસિકતાનું દ્યોતક તો છે જ. અમેરિકન ઇંગ્લિશ જેવા જુદા પ્રકારથી જાણકાર હોવા છતાં આપણે હજી 'ક્વીન્સ ઇંગ્લિશ'ની આરતી ઉતારીએ છીએ. ભારતીય લેખકો અંગ્રેજીમાં લખીને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરવા લાગ્યા હોવા છતાં, હજુ આપણે આત્મવિશ્વાસપૂર્વક ભારતીય અંગ્રેજી ઇન્ડિશ કે ગુજરેજી જન્માવી શક્યા નથી અને એક પ્રકારના અપરાધભાવથી સતત પીડાતા રહીએ છીએ.

આવા વાતાવરણમાં આપણા ઓછું લખતા અને વધુ કીર્તિપ્રાપ્ત લેખક દિગીશ મહેતા 'ઇંગ્લિશ! ઇંગ્લિશ!' નામનું ગૂર્જર પ્રકાશિત ૧૬૪ પાનાંનું અત્યંત રસાળ અને રસપ્રદ પુસ્તક લઈને આવે છે તે આનંદની વાત છે.

ઉપર જે અપરાધભાવની વાત કરવામાં આવી છે તે દૂર થાય અને ગુજરાતીઓ અંગ્રેજી વધુ સારી રીતે સમજતા, શીખતા અને બોલતા થાય તે દિશામાં આ પુસ્તક કોઈ પણ વાચકનો આત્મવિશ્વાસ ઘડવામાં અત્યંત ઉપયોગી નીવડે તેવું છે. લેખક માને છે કે અંગ્રેજી એક ભાષા ઉપરાંત એક કલ્ચર છે. અને ભાષાની સાથોસાથ અંગ્રેજી સંસ્કાર, સાહિત્ય વગેરેનો પરિચય વાચકને થાય તે દૃષ્ટિથી તેમણે નાનકડા નિબંધો જેવા ચાલીસેક લેખો અહીં સમાવ્યા છે. આ લેખો અગાઉ 'સમભાવ' દૈનિકની રવિવારની પૂર્તિમાં પ્રગટ થયા હતા. લેખકે એવી પણ અપેક્ષા સેવી છે કે આ પુસ્તકને બહોળો વાચકવર્ગ મળે અને ઇંગ્લિશ નામની સમસ્યાની ચર્ચા વળી નવી તાજગીથી ચાલુ રહે.

મજાની વાત એ છે કે દિગીશભાઈ એમની જાણીતી શૈલી મુજબ સહેજ પણ ભારેખમ થયા વિના વિનોદી રીતે આ અઘરા વિષયને અહીં પણ જુદાં જુદાં પ્રકરણોમાં હળવેકથી ખોલતા જાય છે. તેમનો નાગરી વિનોદ અંગ્રેજી હ્યૂમર સાથે રસાઈને અદ્‌ભુત રેસિપી રજૂ કરે છે.

ક્યાંય પણ ઉપદેશક બન્યા વિના તેઓ કેટલીક પાયાની વાતો રજૂ કરતા જાય છે. પરંતુ તેમનો અંગ્રેજ સંસ્કૃતિ પ્રત્યેનો પ્રેમ અકબંધ છે તે વરતાયા વિના રહેતું નથી. ગુજરાતીઓની વિશિષ્ટતા અને વિચિત્રતાઓ હળવેકથી મુકાઈ હોવા છતાં ક્યાંય તેને ઉતારી પાડવાની ધૃષ્ટતા દિગીશભાઈ કરે જ નહીં તે બધા જાણે છે. પ્રત્યેક નિબંધનો ઉઘાડ અને સમાપન આ દૃષ્ટિથી ખાસ જોવા જેવાં છે. વાચકને પોતાની સાથે લેવો અને કશે પહોંચ્યા વિના વાતચીતના અંતે છૂટા પડતા હોય તે રીતે નિબંધને પૂરો કરવો એ લેખકને જાણીતી શૈલી અહીં પણ પૂરી રીતે કારગત

નીવડે છે.

અંગ્રેજી ભણવાથી શો ફાયદો, અંગ્રેજી છાપું વાંચવાની શી જરૂર, અંગ્રેજી ક્લાસિક્સની કેવી મર્યાદાઓ, ઉચ્ચારોમાં કરવામાં આવતા ગોટાળા વગેરે અનેક બાબતો વિશેનું જ્ઞાન ગમ્મતભરી રીતે લેખક આપતા જાય છે.

પૉપ-સૉંગ્ઝની વાત કરતાં 'ધ બીટલ્સ' ગ્રૂપ વિશેની સાઠીના દશકાની તંતોતંત વિગતો એવી રસપ્રદ રીતે લેખક આપે છે કે વાચક આફરીન પોકારી ઊઠે ! અપડાઉનની વાત કરતાં કરતાં જોકે તેઓ થોડા સાહિત્યના રવાડે ચડી જાય છે અને આપણે ગુજરાતીઓએ 'મેકિંગ અપ ઍન્ડ ડાઉન' એવો ગુજરેજી પ્રયોગ વ્યાપક બનાવી દીધો છે તેની જિકર તેઓ કરતા નથી અને કમ્યૂટ (commute) જેવા યોગ્ય શબ્દપ્રયોગથી વાચકને વાકેફ કરવાનું ચૂકી જાય છે. એ જ રીતે sanctions એટલે કે પ્રતિબંધોની સરસ વાત તેઓ કરે છે. પરંતુ આપણે કચેરીઓમાં લીવ સૅંકશન (મંજૂર) કરાવીએ છીએ તેની સમાન્તર વાત કરવાનું તેઓ ચૂકી ગયા છે.

ભાષાભૂલો એટલે કે છાપભૂલો ઘણી બધી છે. કઠે એવી અથવા તો ગેરસમજ પ્રસરાવે એવી એક છાપભૂલ ઇશરવુડને બદલે છપાયેલા ઈશરવડુની છે. વિનેશ અંતાણી આપણા જાણીતા લેખક છે. તેમની જોડણી ખોટી કરવામાં આવી છે. બોલચાલની ભાષા અને લેખનની ભાષા અલગ હોવાનો મુદ્દો લેખકે કર્યો જ છે. છતાં તેમનું એક વાક્ય છે કે "જો તમે મારી આ વાત સાથે સહમત થતા હો તો હું તમને શક્ય કારણ આપું. તમે તમારું આપજો. પણ હું શું કહું છું કે આજના આપણા ભારતીય ઇંગ્લિશ..." એ જ રીતે પાન ૧૪૭ ઉપર લેખકે આજના નવલેખકો જાણીતાં ગુજરાતી ક્રિયાપદોને સ્થાને જે નવાં અસુખદ ક્રિયાપદો રચે છે, તેવો એક પ્રયોગ કર્યો છે: "આટલે સુધી આવતાં એમ અટકળી શકાય કે...."

આ પુસ્તકમાં પ્રકરણ ૩૫ શા માટે મૂકવામાં આવ્યું છે તેનો કોઈ ખુલાસો મળતો નથી. અમેરિકન હ્યૂમરના દાખલારૂપે તે રજૂ થયું હોવાનું ફૂટનોટમાં જણાવ્યું છે, પરંતુ તે અસ્પષ્ટ અને આગંતુક જ બની રહે છે. ભાષાંતર વિશે સુંદર લાઉડ થિંકિંગ અહીં રજૂ થયું છે, જેમાં એક સુંદર અને quotable quote જેવો વિચાર રજૂ થયો છે : "ભાષાંતરનો એક નિયમ છે કે પહેલવહેલું સૂઝે એ તો કદીય ન લઈ લેવું. કવિતા લખવાથી આ ઊંધું જ છે. કવિતા લખતાં, કહેવાય છે, પહેલી પંક્તિ ભગવાન આપે છે. ભાષાંતર કરતી વખતે પહેલવહેલી વાર સૂઝે તેને શયતાને આપ્યું જાણી તે તો ન જ લેવું."

ગુજરાતી દૈનિકો અને અ'વાદના 'ટાઇમ્સે' પણ ગુજરાતી ભાષા અને અંગ્રેજીથી સદાય ડરતા રહેતા ગુજરાતી વાચકો માટે અંગ્રેજી ભાષા-શિક્ષણના વિધવિધ પ્રયોગો કરેલા છે. એવો એક વધુ પ્રયોગ કરવાને બદલે, 'સમભાવ' દૈનિકે દિગીશ મહેતા જેવા પાસે જે પ્રકારનું કૉલમ લખાવ્યું અને પરિણામે આપણને આ પુસ્તક સાંપડ્યું તે બદલ તે દૈનિકનો પણ આભાર માનવો ઘટે.

હજુ આ દિશામાં વધુ ગંભીર, વધુ વિશદ અને વધુ સંશોધનાત્મક પ્રયોગોની આવશ્યકતા ઊભી જ રહે છે એવું જો હું કહું તો દિગીશભાઈ પણ મારી સાથે સંમત થશે જ.

**ડંકેશ ઓઝા**

["ઇંગ્લિશ ! ઇંગ્લિશ" : લે. દિગીશ મહેતા, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળના નાકે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૬૫.]

### ઉછેરી છે

શી એક તરસ ઉછેરી છે!
જોઉં : શી સરસ ઉછેરી છે!
એ દૂર છે ને રહે પડદામાં,
ને આંખ તો દરસ-ઉછેરી છે!
ક્ષણ બે ક્ષણથી નહિ, લખચોર્યાશી
ભવનાં વરસ ઉછેરી છે.
એમને ક્યાંથી ખબર પડે ત્યાં?
ક્યાં અરસ-પરસ ઉછેરી છે?
એ પ્યાસથી જીવન રસરસ છે,
શી ચશચશી ચરસ ઉછેરી છે!
એ વેલને ફળ કે? મૃગજળ ખારે
દગજળકળશ ઉછેરી છે.

**ઉશનસ્**

### ભીના થૈ ભીંજાઈ

ભીના થૈ ભીંજાઈ જઈએ, આ વરસાદી મૌસમ છે,
આંખોમાં અંકાઈ જઈએ, આ વરસાદી મૌસમ છે.
સાવ અડાબીડ જંગલનાં આ ફૂલ અહીં તો એવાં ઊગ્યાં,
હૈયામાં ગોફાઈ જઈએ, આ વરસાદી મૌસમ છે.
આદિ-અનાદિ નાદ મળે તો ગિરનારે જઈ રહેશું ભૈલા,
જોગી થૈ પંકાઈ જઈએ, આ વરસાદી મૌસમ છે.
મારુંતારું છોડ ને યા રબ, શું દીધું, શું રહેશે અહીંયાં?
પ્રેમી થૈ લૂંટાઈ જઈએ, આ વરસાદી મૌસમ છે.
દેશી મળે તો મંન મછંદર દિલ દરવાજા ખોલે ગોરખ,
'ચેતી' ને ચર્ચાઈ જઈએ, આ વરસાદી મૌસમ છે.
લખ્યા ભાખ્યા રે'શે અહીંયાં છોડકે સબકો જાના હૈ,
ચુંગીમાં ચંપાઈ જઈએ, આ વરસાદી મૌસમ છે.
અનરાધારે વર્ષા વરસે, મન માલીપા મેરુ મલપે,
મોતી થૈ વીંધાઈ જઈએ, આ વરસાદી મૌસમ છે.

**દેવેન શાહ**

### શી નિયતિ !

મળમાં કમળો, કમળે સુરભિ,
સુરભિ મહીં વાસ શું વિશ્વપતિ!

નિરગુણ-સગુણ-સુવાસ-ફૂલે
અખિલે નિવસે અકળિત મતિ!

મળમાં વિમલે, મૂળ નિર્મૂળ શું?
સલિલે લીલયા ધરી ઊર્ધ્વગતિ!

નિરલેપ મળે ચ જલે કમલે
કમલાપતિની અહ શી નિયતિ!

**'અનામી'**

### ગઝલ

જિંદગીના દાવને જીતી ગયાનો ભાસ છે,
બંદગીના રાહમાં મારો હજુ વિશ્વાસ છે.

બે ઘડીની વાત બહુ મોંઘી પડી છે ત્યારથી,
એક તારી યાદનો સગપણ વિના સહવાસ છે.

મતલબી દુનિયાની સામે મૌન મારું શોભતું,
આ શહેરમાં ચહેરાઓનો ખૂબ સરસ આભાસ છે.

થાકી જવાના ભયમાં બેસી રહ્યો છું ક્યારનો,
જગતમાં આ અમારો અંતિમ પ્રવાસ છે.

ચહેરા પરના ભાવને બદલવા કઈ રીતે?
અહીંયાં સંબંધોની વધુપડતી કચાસ છે.

દુનિયામાં દોસ્તીની કિંમત ઘણી છે મોંઘી,
'સંજોગ', ખરી દોસ્તી તો શબ્દોના પ્રાસ છે.

**અંકિત ત્રિવેદી 'સંજોગ'**

# આપણું અધિવેશનસ્થળ 'લીંબડી'

નરોત્તમ પલાણ

[હમણાંના સમયની કંઈક ગૌરવ લેવા જેવી ઘટનામાં 'ગુજરાતીનો અધ્યાપક સંઘ' પોતાની અર્ધશતાબ્દી પૂર્ણ કરે તે છે ! ઉચ્ચ શિક્ષણને વરેલો આ સંઘ ક્રમશઃ પોતાનું પચાસમું અધિવેશન લીંબડી મુકામે યોજી શક્યો તે ઉચ્ચ શિક્ષણ સાથે સંકળાયેલા સૌ કોઈ માટે એક સંતોષની ઘટના છે. આ પચાસમા અધિવેશનના પ્રમુખ હતા કવિ-શિક્ષણસાસ્ત્રી ડૉ. સિતાંશુ યશશ્ચંદ્ર, અને લીંબડી કૉલેજે આતિથ્ય સ્વીકારી પોતાની વિદ્યાપ્રીતિનો સુપેરે પરિચય આપ્યો છે. વીસમી સદીની અનેક સાહિત્યિક–સાસ્કૃતિક ઘટનાઓ લીંબડી સાથે જોડાયેલી છે. ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોર બે બે વાર લીંબડીના મહેમાન બને તેની પાછળ પણ લીંબડીની સાંસ્કૃતિક ચેતનાનું તેજ આપણે અનુભવી શકીએ છીએ. આવી લીંબડીનો સાહિત્યિક અને સાંસ્કૃતિક પરિચય અહીં પ્રસ્તુત છે. –લેખક.]

સૌરાષ્ટ્રમાં પ્રવેશવાના માર્ગને ભરી દેતી રાતરાણી સમી લીંબડી, પોતાની તીવ્રમીઠી ગંધથી આપણા સાંસ્કૃતિક વારસામાં એક આગવું સ્થાન ધરાવે છે. ઈ.સ.ની બારમી સદીના આરંભે સિન્ધના મકરાન (મકવાણ)થી આવેલો મકવાણા રાજવંશ, આપણે મળી રહ્યા છીએ તે પ્રદેશના 'ભાલ' અને 'નળકાંઠા'ના સરોવરવાળા વિસ્તારમાં સ્થાયી થયો. પ્રથમ પુરુષ હરપાળદેવની કથા, લોકસાહિત્ય અને ચારણી સાહિત્યના પ્રથમ સંપાદન 'રાસમાળા' (૧૮૬૯)માં મળે છે. હરપાળદેવનાં સંતાનોનો હાથ, પ્રતાપસિંહ સોલંકીની પુત્રી શક્તિદેવીએ ઝાલ્યો તે ઉપરથી આ સંતાનો 'ઝાલા' તરીકે ઓળખાયા. રાજવંશ તરીકે 'ઝાલા' એવું પ્રથમ નામ, ઈ.સ.ની તેરમી સદીના અંતભાગમાં, કવિશ્રી લાભશંકર ઠાકરના ગામ પાટડીમાં લખાયેલી 'યોગશાસ્ત્ર વિવૃતિ' નામના ગ્રંથની પુષ્પિકામાં મળે છે, જ્યારે આ સમગ્ર વિસ્તારને મળેલું 'ઝાલાવાડ' એવું નામ, આપણી સુપ્રસિદ્ધ મધ્યકાલીન કૃતિ 'કાન્હડદે પ્રબંધ' (૧૪૫૬)માં પ્રથમવાર ઉલ્લેખાય છે. આ ઉપરથી આપણે કહી શકીએ કે છેલ્લાં સાત સો વર્ષથી 'ઝાલા' અને સાડા પાંચ સો વર્ષથી 'ઝાલાવાડ' છે.

હરપાળદેવ મકવાણાના બીજા પુત્ર માંગુજી ઝાલાને આ વિસ્તાર ગરાસમાં મળેલો અને તેઓ ઈ.સ. ૧૧૭૦ સુધી બાજુના જાંબુ ગામમાં રહેતા હતા. માંગુજીનો પૌત્ર ધમળ શક્તિશાળી છે અને મુસ્લિમ આક્રમણથી અસ્થિર થયેલા રાજકારણમાં પડી, બારમી સદીના અંતભાગમાં પોતાની સ્વતંત્ર રાજગાદી સ્થાપે છે. ચૌદમીના પૂર્વાર્ધમાં ઉદેભાણજી જાંબુ ગામમાં નવેસરથી કિલ્લો બંધાવે છે. અને પછી જાંબુ રાજધાની બને છે. અહીં આપણી ઐતિહાસિક પ્રેમકથાઓમાંની એક 'સરવૈયાણી અને ખેતશી' ખેલાય છે. માથું પડે છતાંય પ્રેમ ખાતર ધડ લડે તેનું ઉદાહરણ અહીં છે. પ્રેમ અને તેથી આવી પડેલા યુદ્ધમાં પિતાની પરમ ગતિ થતાં પુત્ર બહારવટે ચડે તે પણ આ કથાની વિશિષ્ટતા છે. ચારણકવિ રીણા મોતીસર કૃત 'લીંબડીની ઝમાળ'નો નાયક હરભમજી ઈ.સ. ૧૭૫૨માં લીંબડીને રાજધાની બનાવે છે અને મૂળનું નાનકડું ગામ 'લીંબડી' ઉત્તરોત્તર આજના શહેરી સ્વરૂપને પામ્યું છે.

આપણાં ગામનામોનો ભાષાકીય અને સાંસ્કૃતિક અભ્યાસ હજુ આપણી નજરમાં આવ્યો નથી, પણ ભાષાવિકાસની ખૂટતી કડીઓની પ્રાપ્તિ આવા અભ્યાસ દ્વારા થઈ શકે તેમ છે, વળી સાંસ્કૃતિક દૃષ્ટિએ આપણા જીવનવિકાસમાં વૃક્ષોનો ફાળો કેટલો મોટો છે તેનો ખ્યાલ પણ ગામનામો પરથી આવી શકે તેમ છે. જુઓ, મોટા ભાગનાં ગામનામો વૃક્ષો ઉપરથી આવેલાં છે. વડલો, પીપર, પીપળો, લીંબડો વગેરે લોકજીવનનાં અતિ પ્રિય વૃક્ષો છે. એની આજુબાજુ વસેલાં ગામોમાં આ વૃક્ષનામનો સીધો જ ઉપયોગ થયેલો જોવા મળે છે. જેમ કે વડ ઉપરથી વડલી, વડાળા, વડોદ, વડોદરા વગેરે. પીપર અને પીપળા ઉપરથી પીપરડી અને પીપળિયા તેમ લીંબડા ઉપરથી લીંબડી છે.

લીંબડી પ્રમાણમાં જૂનું ગામ છે. સંભવત: લીંબડીનો પ્રથમ ઉલ્લેખ ઈ.સ. ૧૫૬૦માં પુષ્ટિમાર્ગીય વૈષ્ણવાચાર્ય શ્રી વિઠ્ઠલનાથજીની 'દ્વારકાયાત્રા'ના સંદર્ભમાં મળે છે. આ પછી બસો વર્ષે ઈ.સ. ૧૭૫૨માં લીંબડી રાજધાની બને છે, ત્યારે એકથી વિશેષ વૈષ્ણવ કવિઓ લીંબડીમાં છે, જેમાંથી મીઠો ઢાઢી સૌથી વધુ લોકપ્રિય અને સુપ્રસિદ્ધ કવિ છે. મુસલમાન હોવા છતાંય એણે જે રીતે શ્રીકૃષ્ણની ભક્તિ કરી તેમાં લીંબડીની ખુમારી અને ખરાઈનો પરિચય આપણે પામીએ છીએ. 'ઢાઢી ધ્યાન ધરી, મોહન ગાયો મીઠીએ.' આ સમયના ચારણકવિ રીણા મોતીસરે 'લીંબડીની ઝમાળ' લખી છે અને વૈષ્ણવ કવિ માધોદાસે 'શ્રીકૃષ્ણચરિત્ર'ની રચના કરી છે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના બે સર્જકો અત્યારે ખાસ યાદ આવે છે. સોમનાથવિષયક નવલકથાઓ લખનારમાં જેમનું નામ ભુલાઈ જાય છે તે કવિ ભવાનીશંકર ત્રિવેદી (૧૮૪૮-૧૯૨૧) લીંબડીના હતા, તેમણે 'સોરઠી સોમનાથ' નામની નવલકથા લખી છે અને આપણા સમાજસુધારક કરસનદાસ મૂળજી, લીંબડીમાં સરકારી અધિકારી હતા ત્યારે તેમના પરિચયમાં આવી સુધારાવાદી સામયિક 'ત્રિમાસિક ટીકાકાર' શરૂ કરેલું હતું. કરસનદાસ મૂળજીના નિધન પછી 'કૃષ્ણવિરહ' નામથી કરુણપ્રશસ્તિ પણ તેમણે લખી છે. આવા જ બીજા સર્જક ભૂધરજી દુબળ છે, તેમણે લીંબડીમાં રહીને ઉમર ખય્યામની રુબાઈઓને ગુજરાતીમાં ઉતારી છે.

વીસમી સદીનો પૂર્વાર્ધ લીંબડીનો સુવર્ણકાળ છે. આ સમય દરમિયાન લીંબડીની ગાદીએ રહેલા દોલતસિંહજી, સાહિત્ય અને કલા ઉપરાંત અધ્યાત્મ-માર્ગના યાત્રી હતા. તેમની સાથે રાજકવિ તરીકે છંદ અને સંગીતના પરમમર્મી ચારણકવિ શંકરદાન દેથા, કથાકાર અને ચરિત્રલેખક ભીમજી પરીખ 'સુશીલ' તથા વિજ્ઞાનવિષયક પુસ્તકોના લેખક ન. મૂ. શાહ, લીંબડીની સાંસ્કૃતિક ક્ષિતિજોને અજવાળતા હતા. 'સુબોધપ્રકાશ' નામનું એક સાહિત્યિક સામયિક પણ લીંબડીથી પ્રસિદ્ધ થતું હતું. આ સમયની સૌથી મહાન ઘટના કવિવર રવીન્દ્રનાથ ટાગોર લીંબડી પધાર્યાની છે. રવીન્દ્રનાથ એકથી વધારે વાર અમદાવાદ આવ્યા છે, જ્યારે સૌરાષ્ટ્રની મુલાકાત તેમણે કુલ ત્રણ વાર લીધી છે. ઈ.સ. ૧૯૨૦માં ભાવનગર અને લીંબડી આવે છે, ત્યારે અહીંના રાજવી દોલતસિંહજીની આધ્યાત્મિક સાધનાથી પ્રભાવિત થાય છે. અહીં એક વિશિષ્ટ ઘટનાની નોંધ આપણે લેવી ઘટે. આ દોલતસિંહજી, લીંબડીના ચાલુ વંશના રાજકુમાર નો'તા, પણ અગાઉની પ્રેમકથાવાળા ખેતાજીના એક પુત્ર, જેમણે રાજગાદીનો ત્યાગ કરી, અધ્યાત્મજીવન સ્વીકાર્યું હતું તે ભાણજીના વંશજ સાધુપુરુષ હતા. લીંબડીગાદીપતિ જશવંતસિંહજી અપુત્ર હતા એટલે દત્તક તરીકે આવ્યા હતા.

દોલતસિંહજીના શ્વાસ, પેલા સંત પુરુષોની સુવાસથી ચાલતા હતા એટલે તેઓ સીધા જ લીંબડીને શાંતિનિકેતનના સંપર્કમાં મૂકી શક્યા. ૧૯૨૩માં ફાળા માટે રવીન્દ્રનાથ ફરીવાર સૌરાષ્ટ્રમાં આવે છે ત્યારે લીંબડી હોંશે હોંશે પોતાનો ફાળો આપે છે. આ કેવી ગૌરવપ્રદ ઘટના છે કે લીંબડીની દોલતથી શાંતિનિકેતનના કલાભવનના પાયા બંધાયા છે! ૧૯૩૫માં ઇલિઝાબેથ શાર્પ નામનાં અંગ્રેજ લેખિકા દોલતસિંહજીનું જીવનચરિત્ર લખે છે, ત્યારે રવીન્દ્રનાથ 'શેષ સપ્તક' અને 'વીથિકા'નાં ગદ્યપદ્યકાવ્યોમાં ગળાડૂબ હોવા છતાંય લીંબડીના આ પુસ્તકનો આમુખ લખી આપે છે! કોઈ ગુજરાતી વ્યક્તિના જીવનચરિત્રને ગુરુદેવનો આમુખ મળ્યાનું આ એક-માત્ર ઉદાહરણ છે.

લીંબડીમાં કવિઓ અને કલાકારોને કેવાં માનપાન મળતાં તેની કહેવતો મળે છે. એક કથા એવી છે કે વઢવાણનાં ચારણ કવિકુટુમ્બોને અમુક નિષેધ-ગીતો ગાવા બદલ હદપારી મળે છે. લીંબડી રાજ્યે આ કુટુમ્બોને આશ્રય આપી બાજુના ઝાંબડી ગામમાં વસાવ્યાં. આ ઉપરથી કહેવત આવી કે 'ઝાંબડી કવિની માવડી.' ઝાંબડીમાં કવિતાના અને સંગીતના ડાયરા અવારનવાર મળે એટલે દેશપરદેશના કવિઓ આવે અને અમુક તો સ્થાયી થઈને રહે. રાજકુટુમ્બ પણ

વારેવારે ઝાંબડીમાં હોય એટલે બીજી કહેવત આવી: 'લીંબડી અને ઝાંબડી, ઈ બેય બરાબરી.' કવિ રીણા મોતીસર સાથે ખેડા જિલ્લાના ચારણકવિ ફૂલ વરસડા પણ લીંબડીના 'વિઝિટર પોએટ' હતા!

અમારા પોરબંદરના છેલ્લા રાજવી નટવરસિંહજી લીંબડી પરણેલા અને પોતે સાહિત્ય-સંગીતના શોખીન એટલે લીંબડીમાં રહેવાનું વધુ બને. આ ઉપરથી પોરબંદરમાં વારેવારે સાંભળવા મળે છે, 'બાપુ તો લીંબડી.' આ કારણે આજે પણ પોરબંદરમાં 'લીંબડી' શબ્દ, 'સસરું' (પુરુષના સસરાનું ઘર)ના પર્યાય તરીકે વપરાય છે.

રવીન્દ્રનાથ અને ચારણકવિ સંદર્ભે તેમ ગાંધીજી અને ચળવળ સંદર્ભે પણ લીંબડીએ પોતાનો મિજાજ બતાવ્યો છે. વયના કારણે દોલતસિંહજી નિવૃત્ત થતા જતા હતા ત્યારે વહીવટ યુવરાજના હાથમાં આવ્યો અને પ્રજાજનોને અસંતોષ થતાં સંઘર્ષ ઊભો થયો હતો, પરિણામે હજારોની સંખ્યામાં લોકોએ હિજરત કરી હતી અને રાજસત્તાને આર્થિક મુશ્કેલીમાં મૂકી દીધી હતી! આપણા સ્વાતંત્ર્યસંગ્રામના ઇતિહાસમાં લીંબડીએ પોતાનું પ્રકરણ આવી રીતે લખાવ્યું છે.

લીંબડીનું પ્રદાન આપણા દેશના પ્રાચીન ઇતિહાસ અને પુરાતત્ત્વના ક્ષેત્રે પણ છે. ૧૯૩૪માં લીંબડીથી રંગપુરની પાકી સડકનું કામ ચાલતું હતું ત્યારે રંગપુર નજીક ખોદકામ કરતાં ગુજરાતમાં સૌ – પ્રથમ હડપ્પાકાલીન અવશેષો મળી આવ્યા હતા. દોલતસિંહજીએ સમયસૂચકતા વાપરી કામ બંધ કરાવ્યું હતું અને ભારત સરકારને જાણ કરી રીતસરનું ખોદકામ કરાવ્યું હતું. આ ખોદકામમાંથી પ્રાપ્ત પુરાવશેષોએ, આખા દેશમાં ખળભળાટ મચાવી દીધો હતો. અત્યાર સુધી ઇતિહાસ વિનાનું ગણાતું ગુજરાત હવે સિન્ધુ સભ્યતાના નકશામાં મુકાયું હતું અને દૂરની હડપ્પા-મોહેંજોદડોની સંસ્કૃતિ છેક લીંબડીના પાદરમાં મળે તેનાથી દુનિયાભરના વિદ્વાનોએ રોમાંચ અનુભવ્યો હતો! રંગપુરની શોધના અનુસંધાને જ ૧૯૫૪માં લોથલની શોધ થઈ તે સૌને જ્ઞાત છે.

લીંબડી વિસ્તાર એના રાજકર્તાઓ, સાહિત્યકારો, ધર્મપુરુષો અને કાંડાબળિયા માણસોથી પ્રખ્યાત છે. આ પ્રદેશના નિર્ભય અને નેકદિલ વાણિયા વેપારીઓના એકથી વિશેષ પ્રસંગો મળે છે, જેમાંથી એક વિશિષ્ટ ઉદાહરણ આપને આપું છું. કાળુ મેતાને લગ્ન બહાર પ્રેમસંબંધ થયો. ઘરમાં એક શેઠાણી તો હતાં, આ બીજી પ્રેમિકાને પણ ઘરમાં બેસાડી! આ 'ઘરમાં બેસાડવા'ના ગુના બદલ કાળુને જેલની સજા થઈ! આશ્ચર્ય તો એ છે કે લોકમત આ સજાની વિરુદ્ધમાં હતો એટલે ગામેગામ કાળુના રાસડા ગવાવા માંડ્યા! "હાટે રુએ છે હાટવાણિયા, ચોરે રુએ છે ચારણ-ભાટ, કે કાળુને કોટડીમાં પૂરવો ન'તો!" લોકો કહે છે, કાળુએ સાચો પ્રેમ કર્યો છે, એને સજા નો'તી થવી જો'તી! આવા બીજા એક ભડવીર વાણિયા જે લીંબડીના કામદાર હતા તે 'ઘેલાશા'ની કથા મેઘાણીએ 'રસધાર'માં આપી છે. આ પ્રદેશ સમુદ્રની સપાટીથી બહુ ઊંચો નથી, પણ એના માણસો આભે પૂગે એવા ઉન્નત છે. 'લીમડી ગામે ગાડી મલી' એ વાક્યને આમથી વાંચો કે તેમથી વાંચો, વાક્ય એનું એ રહે છે તેનું આશ્ચર્ય કિશોરાવસ્થામાં અનુભવ્યું હતું. આજે લીંબડી વર્તુલનું ચિત્ર કલ્પનામાં ઊભું કરતાં એવું જ આશ્ચર્ય થાય છે! ધરતીમાં દબાઈને પડેલી સિન્ધુ સભ્યતા, ભાલ અને નળકાંઠાનાં લોકગીતો તથા વાર્તાઓ, મેઘાણી આદિએ અર્વાચીન રૂપ આપીને રજૂ કરેલી ચારણી કથાઓ, બાજુના પાણશિલા ગામનો સંતકવિ અરજણ, ચૂડામાં કવિ પ્રીતમ અને મીનપિયાસી, વસ્તડીના કવિ શંકરદાન દેથા તથા હરદાન દેથા, શિયાણીમાં સ્વામી આનંદ, મોજીદડમાં અર્વાચીન સાહિત્યનો એક જ્યોતિર્ધર શ્રીમન્ નથુરામ શર્મા અને આપણાં સમકાલીનોમાંથી જે તુરત યાદ આવે છે તેમાં દૂર અમેરિકામાં જઈને વસેલી અને હવે તો લગભગ અદશ્ય એવી "બારણું ખોલતાં વાર થઈ ને સાજન રાતાપીળા" જેવાં રમૂજભર્યાં પ્રેમગીતો આપનાર લીંબડીની કવયિત્રી ચંદા રાવળ, 'સાત પગલાં આકાશમાં' અને હવે તો કંઈ કેટલા પગલાં ચડી ગયેલાં કુન્દનિકા કાપડિયા જન્મે લીંબડીનાં છે. લીંબડી વર્તુલના અને લીંબડીમાં જ જેમનું શિક્ષણ થયું

છે તથા આ વિસ્તારના લોકસાહિત્યસંપાદનની મૂલ્યવાન પ્રવૃત્તિ જેમણે કરી છે તે મનુભાઈ જોધાણી અને પુષ્કર ચંદરવાકર, નવલકથાકાર વિષ્ણુ મહેતા અને અબ્બાસઅલી સૈયદ, ઇતિહાસલેખક મુગટલાલ બાવીસી, કવિ રમેશ આચાર્ય, કવિ માધવ રામાનુજ (પચ્છમ), વાર્તાકાર રમેશ ર. દવે (ખંભલાવ), નવલકથાકાર બિન્દુ ભટ્ટ (કંથારિયા) તથા હમણાં જે બરાબર ચમકી રહ્યા છે તે બે યુવામિત્રો ઊજમશી પરમાર અને ભરત મહેતા, ઊજમશીએ તો આ વિસ્તારના જાનપદી વાતાવરણને પોતાની રચનાઓમાં જીવંત કર્યું છે અને ભરત, ખાસ તો એનાં વિવેચનથી ધ્યાનાકર્ષક બન્યો છે. આ બધા, લીંબડીના રૂમઝૂમતા વ્યક્તિત્વના અંશો છે, આપ સૌની સાથે એનું સ્મરણ કરીને વિરમું છું.*

* લીંબડી મુકામે યોજાયેલા ગુજરાતીના અધ્યાપક સંઘના પચાસમા અધિવેશન નિમિત્તે

❑

## સાભાર સ્વીકાર

**પાર્શ્વ પબ્લિકેશન** (નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧)નાં

**તાંબૂલ:** લે. હરીશ મીનાશ્રુ, કિં. રૂ. ૬૦. **તાંદુલ:** લે: ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. **પર્જન્યસૂક્ત:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૪૦. **સુનો ભાઈ સાધો:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૯૦. **થોડાં ઓઠાં:** લે. માય ડિયર જયુ, કિં. રૂ. ૮૦. **જીવ:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૮૫. **મોરપિચ્છ:** લે. વિનોદ જોશી, કિં. રૂ. ૨૦૦. **રતિરાગની વાર્તાઓ:** સંપાદક: મણિલાલ હ. પટેલ, દક્ષેશ ઠાકર, કિં. રૂ. ૧૨૫. **આદિકવિની આર્ષવાણી:** સંપાદક: ડૉ. ઈશ્વરલાલ ર. દવે, કિં. રૂ. ૬૫. **કોશરચના અને જોડણી:** લે. ડૉ. યોગેન્દ્ર વ્યાસ, પ્રો. પિંકી શાહ, કિં. રૂ. ૩૫. **કિશોરસિંહ સોલંકી: શબ્દ અને સર્જક:** સંપા. નરેશ શુક્લ, નિસર્ગ આહીર, કિં. રૂ. ૧૫૦. **અન્વય:** સંસ્કૃત ભાષાસાહિત્યનું ત્રૈમાસિક,

### અન્ય

**વ્યાપન:** લે. જયંત કોઠારી, પ્ર. મંગળા કોઠારી, શબ્દમંગલ, ૨૪, નેમિનાથનગર (સત્યકામ) સોસાયટી, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૮૫. **આદિકવિ વાલ્મીકિ-આધારિત રામાયણ:** લે. રતિલાલ ગો. પંચાલ 'મધુર', પ્રાપ્તિસ્થાન: શ્રી પુસ્તક મંદિર, ઘીકાંટા ચાર વાટ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. કિં. રૂ. ૨૫૦. **કોરો કેનવાસ:** નટવર આહલપરા, પ્ર. હેતલ પ્રકાશન, 'શ્રી પવનતનય', ૩, સુનીતા ફ્લૅટ્સ, પહેલે માળે, રેવન્યુ સોસાયટી સામે, ટાગોર રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૨, કિં. રૂ. ૫૦. **'સંદર્શન':** લે. જાદવજી પ્રાગજી સવાણી, પ્ર. રમેશભાઈ જાદવજી સવાણી, ૫૭૫/૧, સેક્ટર ૮, ગાંધીનગર, કિં. નથી. **અને જાતકકાવ્યો:** લે. ઈન્દુ પુવાર, પ્ર. લજ્જા કોમ્યુનિકેશન, રજો માળ, સુપર માર્કેટ, રાજેન્દ્ર પાર્ક, વલ્લભવિદ્યાનગર (જિ. ખેડા), કિં. રૂ. ૫૦. **લોહીલુહાણ વર્તમાનની રૂબરૂ:** સંપાદન– અનુવાદ : હીરેન ગાંધી, પ્ર. સંવેદન સાંસ્કૃતિક મંચ, ૯, રૂપેશ સોસાયટી, વસ્ત્રાપુર સ્ટેશન રોડ, જીવરાજ પાર્ક, અમદાવાદ-૩૮૦ ૦૫૧, કિં. રૂ. ૧૫૦. **પોયણાં:** લે. પ્ર. રતિલાલ સથવારા, સેક્ટર ૨૮, 'પંચરત્ન' એપાર્ટમેન્ટ, પ્લૉટ નં. ૧૬૧-૬, ઘ-૬ પાસે, ગાંધીનગર, કિં. રૂ. ૩૬. **સારી સરકાર કેવી હોય?** લે. નાનુભાઈ નાયક, પ્ર. જનકભાઈ નાનુભાઈ નાયક, સાહિત્ય સંકુલ, ચૌટા બજાર, સુરત-૩૯૫ ૦૦૩, કિં. રૂ. ૨૫. **ગાંધીજીની ફૂલવાડી** (ગાંધીજી ઉપરનાં લખાણો): ચંદુલાલ ભગુભાઈ દલાલ, સંપાદક: મનુ પંડિત, પ્ર. જીવનસ્મૃતિ સ્વાધ્યાય મંદિર, ૧૭, વસંતનગર, ભૈરવનાથ માર્ગ, મણિનગર, અમદાવાદ-૩૮૦ ૦૦૮, કિં. નથી. **અમરદીપ:** કૃપાશંકર જાની, પ્ર. જયશ્રી પ્રકાશન, એમ/૨૫, માધવપુરા માર્કેટ, શાહીબાગ, અમદાવાદ-૪, કિં. રૂ. ૧૦૦. **યજ્ઞશેષ:** લે. પ્ર. વિનોદ અધ્વર્યુ, ૫૩, કામેશ્વર ટ્વિન્સ, અમદાવાદ-૧૫, કિં. રૂ. ૬૦. **આઝાદીના અણનમ યોદ્ધા સુભાષચંદ્ર બોઝ:** સંપાદન: પરિમલ દેસાઈ, પ્ર. માહિતીખાતું, ગુજરાત રાજ્ય, ડૉ. જીવરાજ મહેતા ભવન, ગાંધીનગર, કિં. નથી. **શ્રી રણછોડ ભગતનાં ધોળ:** સંપા. ડૉ. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, પ્ર. સહાયક નિયામક, ગુજરાત રિસર્ચ સોસાયટી, પાલડી, અમદાવાદ-૭, કિં. રૂ. ૩૦. **ભાણદાસના ગરબા:** સંપા. અને પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૭૦. **તેજસ્વિની:** લે. સ્મિતા ભાગવત, કિં. રૂ. ૬૦. **મહામૃત્યુ:** લે. ડૉ. બહેચરભાઈ પટેલ, કિં. રૂ. ૮૦. હર્ષ પ્રકાશન ફુવારા, ગાંધી રોડ, અમદાવાદ-૧

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રેની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

હમણાં મધુ રાયને રણજિતરામ સુવર્ણચન્દ્રક એનાયત થયો એમાં નાટ્યકાર અને ગદ્યકાર તરીકેની સિદ્ધિમાં એમના ગદ્યની બહુપાર્શ્વિકતાનો ખાસ ઉલ્લેખ થયો; અને એમને 'ખેલન્દો' સર્જક તરીકે ઓળખવામાં પણ નાટ્યકાર અને કથાસાહિત્યકાર તરીકે તેઓ પાત્રગત અર્થચ્છાયાઓવાળા સંવાદોને કુશળતાથી પ્રયોજી શકે છે એનો અણસાર છે. ગુજરાતી સાહિત્યમાં ગદ્યનું સાહિત્યસ્વરૂપ પદ્યને મુકાબલે એકદમ નવું છે અને ઝાઝે ભાગે પશ્ચિમના પ્રતિમાન પર ઊછરેલું છે. આમ છતાં લલિત અને લલિતેતર ગદ્યનો સ્વરૂપગત ભેદ હવે પૂરો ઊપસી આવ્યો છે. તો પણ લલિત ગદ્યનાં વિવિધ સ્વરૂપોમાં થતા એના વિવિધ વિનિયોગો પરત્વે હજી આપણે પૂરતા સભાન નથી. સુરેશ જોષી સુધી આવેલું લલિત ગદ્ય લલિતેતરથી ખાસ્સું જુદું તો પડ્યું, પરંતુ લલિતના ભિન્ન ભિન્ન અવતારોમાં એની એકવિધતાએ લલિતને ઓર ગૂંચવ્યું છે. કથા, નાટક, ટૂંકી વાર્તા, નિબંધ અને કાવ્ય સુધી એક લાકડીએ હંકાયેલું ગદ્ય પ્રકારગત ચિકિત્સા માગે છે. નાટકમાં કે કથામાં પાત્રગત ભૂમિકાએ ગદ્યનાં પરિમાણો બદલવામાં કદાચ આધુનિકોમાં મધુ રાયની સૌથી વિશેષ સિદ્ધિ છે.

કથાથી જુદા પડતા નાટકના ગદ્યને તપાસવાના આપણે ત્યાં વિનોદ અધ્વર્યુ જેવાના એકલદોકલ પ્રયત્નો સામે ગુજરાતી નાટ્યસાહિત્યના ગદ્યને મૂલવવાનો પડકાર હજી એમનો એમ છે. પશ્ચિમમાં વિમલ હરમને (Vimal Herman) એના 'ડ્રામૅટિક ડિસ્કૉર્સિઝ : ડાયલૉગ ઍઝ ઇનટરઍક્શન ઇન પ્લેયૂઝ' (રુટલેજ, ૧૯૯૮) પુસ્તકમાં કથન-ભાષાબંધ (narrative discoure)થી જુદા પડતા નાટ્ય ભાષાબંધ (dramatic discoure) અંગે જે કેટલોક વિશિષ્ટ અભિગમ દર્શાવ્યો છે, તે આપણને નાટ્યગદ્ય સમજવામાં સહાયક બને તેવો છે.

વિમલ સ્પષ્ટ કરે છે કે રોજિંદા સંદર્ભો વચ્ચે ઉક્તિપ્રત્યુક્તિઓમાં આવતી હેરફેર એક સામાન્ય સ્થિતિ છે. ન્યાયાલયના ન્યાયખંડમાં બોલાતા સંવાદો વર્ગખંડમાં થતા સંવાદો કરતાં 'જુદા હોય છે અને સંસદની ચર્ચાઓ કરતાં સામાજિક ગપસપ પણ જુદી પડે છે. વાણીને જ્યારે વાણીવર્તન (speech behavior) તરીકે સ્વીકારીએ ત્યારે એ વ્યાકરણની સીમાઓની બહાર જાય છે. વ્યાકરણની સમજ રૂપે ભાષાસામર્થ્ય જરૂરી છે, પરંતુ કેટલીક ઉક્તિઓ એવી હોય છે જે વ્યાકરણની રીતે બરાબર હોય, પણ સંદર્ભમાં સાવ અનુચિત હોય. સંદર્ભમાં રહેલી ભાષા પર અનેકવિધ દબાવો હોય છે.

સંક્રમણ કે પ્રત્યાયન વખતે ભાષાએ પૂરેપૂરું સંવેદનશીલ બનવાનું રહે છે. અનેકવિધ સંદર્ભોના દબાવો, બોલનારની ભૂમિકા અને એની હેસિયત, વાગ્વ્યવહારના ઔચિત્યની સમજ, ભાષાનો સ્થલકાલગત પરિવેશ, ઔપચારિકતા કે અનૌપચારિકતાની માત્રાઓ, જરૂર પડે તો સંકેતોનાં પરિવર્તનો – આ બધું તો લેખામાં લેવું પડે. ઉપરાંત ક્યાં કેટલી નમ્રતા દાખવવી, ક્યાં કેટલું વ્યક્ત થવું, ક્યાં કેટલો કટાક્ષ કરવો, ક્યાં કેટલું અંગત બનવું, ક્યાં કેટલો આવેગ દર્શાવવો – આ બધાંને પણ નિયંત્રિત કરવાં પડે છે. ટૂંકમાં, પ્રત્યાયન વખતે ભાષાના સિક્કાઓ જે વપરાય છે તે કામગીરી બજાવતા હોય છે અને તેથી આ પ્રકારના સંદર્ભગત દબાવો પરત્વે સંવેદનશીલ રહેતા હોય છે.

આનો અર્થ એ નથી કે નાટકના સંવાદોને રોજિંદી ઉક્તિપ્રત્યુક્તિનો વિસ્તાર ગણવાની આપણે ભૂલ કરી બેસીએ. નાટકના સંવાદો રોજિંદી ઉક્તિપ્રત્યુક્તિ પર અવલંબિત છે, પણ એની સાથે એકરૂપ નથી. રોજિંદા વાગ્વ્યવહારમાં ઉક્તિપ્રત્યુક્તિઓને નિયંત્રિત અને અર્થપૂર્ણ કરતા નિયમો નાટકકાર માટે નાટકના સંવાદો રચવા માટેનો આધારસ્રોત બનતા હોય છે. જેમ નાટક જગતના વ્યવહારોનો કેવળ અરીસો નથી, તેમ સંવાદો પણ એમાં રોજિંદી ભાષાનો અરીસો બનીને નથી આવતા.

નાટક એક રચના (construct) છે અને નાટકમાં સંવાદો રચાયેલા હોય છે. પાત્રો વચ્ચે એ અન્યોન્યના વિનિમયની રીતિ છે. નાટકમાં સંવાદ એ માત્ર કોઈ એક પાત્રની ભાષા-અભિવ્યક્તિ નથી, પણ અન્ય પાત્રના વાગ્વ્યવહારની સામે થયેલો એ વાગ્વ્યવહાર છે. નાટકમાં વાગ્વ્યવહારની વિનિમયરીતિની સંવેદનશીલતા એના ગદ્યનું પાસું બનીને ઊભરે છે. નાટકના ગદ્યવિશ્લેષણમાં સંવાદોની વિનિમયરીતિની ચિકિત્સા અનિવાર્ય છે.

□

## પાંચ ગઝલ

# દરિયો

**સુભાષ શાહ**

(૧)

મોજાં પછાડી ફીણને કાઢ્યા કરે છે એ
કરવટ બદલવા ક્યારનો ઊછળ્યા કરે છે એ

અંદર સળગતી આગને યુગોથી ઠારવા
ચારે દિશાથી પાણીને રેડ્યા કરે છે એ

તારો અનંત વ્યાપ તો મારું અતલ ઊંડાણ
આકાશ સામું જોઈને ઘૂઘવ્યા કરે છે એ

હદમાં રહીને ક્યાં સુધી ગૂંગળાય એ હજી
બેહદ બનીને વહી જવા તડપ્યા કરે છે એ

વ્હેલી સવારે ગોદમાં કેવો લપાઈને
તડકામાં રોજ ટેસથી નાહ્યા કરે છે એ

(૨)

મન મઝામાં હોય તો લ્હેરાય છે
બંધ આંખે પણ બધું દેખાય છે

કેટલાંયે વૃક્ષ એવાં હોય છે
ચાલવા જેવું જ જાણે ગાય છે

કેટલો લાગે મઝાનો આ પવન
રોજ કેવો સાવ અમથો વાય છે

કોઈ કારણ હોય ના, એ કારણે
મન મૂકીને ફૂલથી મ્હેકાય છે

એક ક્ષણ પંખી બનીને જોઈ લે
છું સ્વયં આકાશ એવું થાય છે

છોડ આ ખોટી ઉદાસી જ્ઞાનની
આ બધું તો રોજ આવે જાય છે

(૩)

એ જ અસલમાં મા'લે છે
અચલ છતાં જે ચાલે છે

આશાનું તો એવું છે
જે કંઈ છે એ કાલે છે

પાણીની જો ધાર પડે
બાળક એને ઝાલે છે

અમથી પણ જો આવે તું
અમથો ફાગણ ફાલે છે

અડધી લાલી ગુલાબમાં
અડધી તારા ગાલે છે

ભારે હો કે હલકાં હો
સૌનાં ગાડાં હાલે છે

(૪)

પાસું ઘસતાં રાત વીતી ગઈ
વિચારની પણ વેલ ઊગી ગઈ

મંઝિલ છે, પણ કેવી મંઝિલ
ડગલે ડગલે વ્હેંત ઊંચી ગઈ

તકની પણ તકદીર છે કેવી?
સ્હેજમાં આવી, સ્હેજ સરી ગઈ

ચણતાં પંખી ઊડે અચાનક
મહેફિલ જાણે એમ ઊઠી ગઈ

અંધારામાં કોક સરી ગયું
અડધી રાતે ઊંઘ ઊડી ગઈ

પાલવમાં સંતાડી લાવી
ગોખમાં નાનો દીપ મૂકી ગઈ

અમથું તોડ્યું ફૂલ તમે ને
આખેઆખી ડાળ ધ્રૂજી ગઈ

બોલ. રમાડું વત્તાઓછા?
એક છોકરી એમ પૂછી ગઈ

કીડી ઉપર જેમ કટક પડે
કાળની ભેખડ એમ ધસી ગઈ

(૫)

ચાલ જઈએ સ્હેજ આગળ
ક્યારનું છે કોક પાછળ

કોક આવી રોજ આપે
સાવ કોરો એક કાગળ

એ કહે તો પી જવાનું
હોય અમૃત કે હળાહળ

બે જ રૂપ છે પ્રેમનાં
એક આંબો, એક બાવળ

બે જ પીણાં ભાગ્યમાં છે
એક આંસુ, એક ઝાકળ

Uddesh (A literary, cultural monthly) April 2000 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No 188 R. No GUJ.156/2000

શરીરને કંકણની ઉપમાં આપી છે, તે સાચી જ છે. જેટલીવાર કંકણને ફૂટતાં લાગે છે તેટલી પણ શરીરને નથી લાગતી. જતનથી રાખીએ તો કાચનું કંકણ દિર્ઘાયુ નભી શકે.

- મહાત્મા ગાંધી (ગંગાબેનને પત્રો-તા ૮-૫-૩૧)



# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ દસમું : અંક દસમો

મે : ૨૦૦૦

તંત્રી

રમણલાલ જોશી

૧૧૮



# ઉદ્દેશ

વર્ષ : દસમું　　અંક : દસમો　　સળંગ અંક : ૧૧૮

અનુક્રમ: મે ૨૦૦૦



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯
'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.
મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪ ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦. વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦. આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫. પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

મે ૨૦૦૦

सर्वभाषा सरस्वती



## ઘર બાળીને તીરથ કરવું

જે સાવ ઘેલો હોય તે ઘર બાળીને તીરથ કરે. પોતાનું ઘર ફૂંકી મારીને જાત્રાએ નીકળવાની ઉડાઉગીરી બીજો તો કોણ કરે?

પણ જુઓ, સંત કબીર ઊભા છે વ્યવહારડાહ્યાઓના આવા ડહાપણને સાવ સામે છેડે. એ તો હાથમાં સળગતી મશાલ લઈને પોકાર પાડે છે,

> કબીરા ખડા બાઝારમેં, લૂકાટી લે હાથ,
> જો ઘર જારે આપના, ચલે હમારે સાથ.
>
> (અથવા
> 'હમ ઘર જારા આપના, લિયે મુરાડા હાથ,
> અબ ઘર જારૌં તાસુકા, જો ચલે હમારે સાથ.')

ઘરસંસારને ફૂંકી મારો : અલખની એંધાણીએ નીકળી પડો.

અહીં 'બળતાં પાણી'ના ઉમાશંકરને સંભારીએ :

> 'નદી દોડે, સોડે ભડભડ બળે ડુંગર, વનો,
>
> ..............................................................................
>
> અરે એ તો ક્યારે, ભસમ બધું થૈ જાય, પછીથી?'

અને યાદ આવે છે કવિવર રવીંદ્રનાથનું પ્રખ્યાત ઉદ્‌બોધન :

'જદિ તોર ડાક શુને કેઉ ના આસે તબે એકલા ચોલો રે.'

('તારી જો હાક સુણી કોઈ ના આવે તો એકલો જાને રે'

—મહાદેવ દેસાઈ)

અપ્રતિમ વીરતા ને સ્વાર્પણનું એનું અનન્ય દૃષ્ટાંત તે ગાંધીનું નોઆખલીપ્રયાણ.

જોકે આપણા કવિએ કરેલું ઉદ્‌બોધન કે 'ઘેરે ઘેરે વીર ગાંધી જગાવો, બારણે બારણે બુદ્ધ' એ અત્યારે તો, ભાવનાની જે ઘોર વિડંબના નિર્લજ્જપણે થઈ રહી છે ત્યારે, માત્ર અરણ્યપ્રલાપ લાગે.

**હરિવલ્લભ ભાયાણી**

**તંત્રી**

## ઇતિહાસકાર અને વિદ્યાપુરુષ શંભુપ્રસાદ દેસાઈનું દુઃખદ અવસાન

સૌરાષ્ટ્રના ઇતિહાસકાર, ફારસીના વિદ્વાન અને વિદ્યાપુરુષ શંભુપ્રસાદ દેસાઈનું તા. ૩ એપ્રિલ, ૨૦૦૦ના રોજ જૂનાગઢ ખાતે અવસાન થયું. અવસાન સમયે તેમની ઉંમર ૯૨ વર્ષની હતી. છેલ્લાં થોડાં વર્ષોથી તેમનો પરિચય હતો. રૂબરૂ પણ મળવાનું બનેલું. તેમણે સૌરાષ્ટ્રના ઇતિહાસનાં પુસ્તકો લખેલાં. પ્રસંગોપાત્ત એનું અવલોકન લખવાનું પણ બન્યું હતું. તેમની તબિયત વિશે જૂનાગઢ ફોન કરી પુત્રવધૂ નિવેદિતાબહેનને સમાચાર પૂછતો. તેમના અવસાનથી જૂની પેઢીના એક વિદ્યાપુરુષ ગુજરાતે ગુમાવ્યા છે.

થોડા દિવસ ઉપર શ્રી પુરુષોત્તમ માવળંકરને મળ્યો હતો ત્યારે ૧૯૯૩માં અમે જૂનાગઢ સાથે ગયેલા એનું સ્મરણ થયું. તા. ૧૫ ડિસેમ્બર '૯૩ના રોજ જૂનાગઢના શામળદાસ ગાંધી ટાઉનહોલમાં સંત કવિ ભોજાભગતના તૈલચિત્રનું મેં અનાવરણ કરેલું અને પુરુષોતમ માવળંકરે સરદાર વલ્લભભાઈ પટેલની પુણ્યતિથિ પ્રસંગે સ્મૃતિ-વ્યાખ્યાન આપેલું. પ્રમુખ સ્થાને સ્વ. શંભુપ્રસાદભાઈ હતા. આ મારું તેમની સાથેનું પ્રથમ પ્રત્યક્ષ મિલન. તેમણે 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ' અને 'જૂનાગઢ અને ગિરનાર' પુસ્તકો લખેલાં. તેઓ સતત પોતાના રસના વિષયોમાં કામ કરતા હતા. તેમણે ૫૦ જેટલાં પુસ્તકો લખ્યાં છે. તે ટૂંકીવાર્તા, નવલકથા, નાટક વ. પણ લખતા. તેઓ ફારસીભાષાના પણ વિદ્વાન હતા.

શંભુભાઈ દેસાઈ જેવા વિદ્યાપુરુષ અને સારસ્વતના આત્માને પ્રભુ ચિર શાંતિ અર્પે અને તેમનાં પત્ની સરલાબહેનને, પુત્ર હરીશભાઈને, પુત્રીઓ ભારતીબહેન અને ડૉ. ગિરાબહેનને તેમજ પુત્રવધૂ નિવેદિતાબહેનને અને સમગ્ર પરિવારને તેમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

## કવિ 'મીનપિયાસી'નું દુઃખદ અવસાન

કવિ 'મીનપિયાસી' (જન્મઃ તા ૨૧-૯-૧૯૧૦)નું ગઈ ૩જી માર્ચ ૨૦૦૦ના રોજ ૯૦ વર્ષની વયે અવસાન થયું છે. તેમનું મૂળ નામ દિનકરરાય કેશવલાલ ભટ્ટ. તેમણે 'વર્ષાજલ' (૧૯૬૬) અને 'ગુલછડી અને જૂઈ' (૧૯૮૬) સંગ્રહો આપ્યા હતા. તેમણે 'નળસરોવરનાં પંખી' અને 'પંખીમેળો' જેવાં પુસ્તકો પણ લખ્યાં છે. તેમનું 'કબૂતરોનું ઘૂ...ઘૂ...ઘૂ....' એ કાવ્ય જાણીતું છે. એની નીચેની પંક્તિઓ યાદ આવે છે :

*પરમેશ્વર તો પહેલું પૂછશે,*
*દર્દભરી દુનિયામાં જઈને*
*કોઈનું સુખદુઃખ પૂછ્યું'તું ?*
*ગેં ગેં ફૂં ફૂં હેં હેં શું શું ?*

પ્રભુ કવિ 'મીનપિયાસી'ના આત્માને ચિર- શાંતિ અર્પો.

## મોડાસામાં ધોળ-પદ-ભજન-ગોષ્ઠિ

મોડાસાથી પ્રા. મધૂસુદન વ્યાસ લખી જણાવે છે કે ત્યાની વૈષ્ણવ સંસ્થા 'ભારતીય તત્ત્વજ્ઞાન મંદિર'ના આયોજનથી તા. ૨૬ માર્ચ ૨૦૦૦ના રોજ એક સાહિત્યિક અને ધાર્મિક વ્યાખ્યાન પ્રા. લાભશંકર પુરોહિતે 'વૈષ્ણવ સંપ્રદાયમાં ધોળ-પદ- ભજન વિષય પર આપ્યું હતું. સ્વકીય જીવનના અનુભવોથી રસાયેલ એમનું વ્યાખ્યાન રસપ્રદ બન્યું હતું. અવનવા ઢાળો, રાગોમાં સંખ્યાબંધ કંઠસ્થ પંક્તિઓ તેમણે રજૂ કરી હતી. આ સંગીતપ્રધાન ગોષ્ઠિનું આયોજન પ્રા. વિનોદ પુરાણીએ કર્યું હતું.

## ભૂલસુધાર

એપ્રિલ ૨૦૦૦ના અંકમાં પ્રથમ લેખ 'સહિષ્ણુતા કર્તવ્ય, સમભાવ અસંભવ' (લે. શ્રી હરિવલ્લભ ભાયાણી)માં છેલ્લેથી પહેલી લીટીમાં 'સર્વધર્મસમભાવ'ને બદલે 'સર્વધર્મમમભાવ' વાંચવા વિનંતી છે.

આ જ અંકમાં પૃષ્ઠ નં. ૩૩૮થી ૩૪૦ સુધી ભૂલમાં માર્ચ ૨૦૦૦ છપાયું છે. એને બદલે એપ્રિલ ૨૦૦૦ વાંચવું. માર્ચ ૨૦૦૦ના અંકમાં પ્રગટ થયેલ સુશીલા ઝવેરીના કાવ્ય 'આત્મવંચના'માં બીજી કડી આ પ્રમાણે જોઈએ:

*હું બહારથી આવી*
*દરવાજાની ઘંટડીનું બટન દબાવી*
*ચાવીથી દરવાજો ખોલી*
*ગૃહમાં પ્રવેશું છું.*

ક્ષતિ માટે ક્ષમાયાચના.

# તુલનાત્મક સાહિત્યાભ્યાસની અનિવાર્યતા વિશે હેન્રી ગિફર્ડ

**પ્રા. ડૉ. અશ્વિન દેસાઈ**

સાહિત્યનો અભ્યાસ સામાન્ય રીતે કોઈ એક સાહિત્યકૃતિ, સર્જક અથવા કોઈ એક ઐતિહાસિક યુગને કેન્દ્રમાં રાખી કરવામાં આવે છે. પરંતુ ધીમે ધીમે જિજ્ઞાસુ અભ્યાસીઓએ વધુ ને વધુ સ્પષ્ટતા માટે વધુ ને વધુ પૃથક્કરણની અપેક્ષા સેવી. વિવેચનમાં પ્રયોજાતા કેટલાક સંપ્રત્યયોની સમજ વધારે સ્પષ્ટ કરવાનો ઉપક્રમ સેવાવા લાગ્યો. એવા સંપ્રત્યયો આમ સામાન્ય રીતે અગત્યના હોઈ કૃતિવિશેષના અભ્યાસમાં વિશેષ ઉપયોગી નીવડતા હોય છે. ૧૯૬૯ના ગાળામાં વિલિયમ ગર્હટર જેવા બહુ જાણીતા નહિ એવા સંપાદકે પોતાના અધ્યયન અને સંપાદનના ક્ષેત્રને વિસ્તારતાં સાહિત્ય અને નૃવંશશાસ્ત્ર, તત્ત્વચિંતન, મનોવિજ્ઞાન અને અન્ય બૌદ્ધિક વિદ્યાશાખાઓના સંબંધોના અન્વેષણને પણ સમાવ્યું. આ દિશામાં હેન્રી ગિફર્ડે તુલનાત્મક સાહિત્યનાં લક્ષણો અને હેતુઓની તપાસ એના શક્ય તેટલા વિશાળ સંદર્ભોમાં આદરી.

હેન્રી ગિફર્ડના આ પ્રયત્નમાં આધુનિક કવિતા અને સમકાલીન સાહિત્યિક આંદોલનોને સમજવાનો હેતુ પણ હતો. જોકે એ હેતુ ગર્ભિત રૂપમાં સમાયેલો હતો. મુખ્યત્વે એઝરા પાઉન્ડ, ટી.એસ. એલિયટ અને ડી.એચ. લૉરેન્સની, અનેક ભાષાઓની અને સદીઓની કવિતાના અનુશીલનથી આકાર પામતી આવેલી સંવેદનાને સમજવા-સમજાવવાનો પ્રયત્ન ગિફર્ડ કરે છે. આ ત્રણે સર્જકોની સંવેદનાની લિપિ ઉકેલવા માટે યુરોપના (અને કેટલીક વાર એશિયાના) બીજા દેશોની ભાષાઓનાં સાહિત્યોની પૃષ્ઠભૂમિ અનિવાર્ય બની રહે છે. અને એમ કરવા જતાં, અનેક સાહિત્યોની પૃષ્ઠભૂમિ રચવા જતાં જિજ્ઞાસુ અભ્યાસીઓએ, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, સભાનપણે કે સહજ રીતે, તુલનાત્મક સાહિત્યાભ્યાસના ક્ષેત્રમાં પ્રવેશ કરવો પડે છે. ગિફર્ડ તુલનાત્મક સાહિત્યને અભ્યાસના એક વિશિષ્ટ ક્ષેત્ર તરીકે ઓળખાવવાનું પસંદ કરે છે. ગ્યૂઠેએ વિશ્વસાહિત્યની જે વાત કરી છે તેમાં ગિફર્ડ તુલનાત્મક સાહિત્યનાં મૂળ રહેલાં જુએ છે. Fritz Strichનું 'Goethe and World Literature' જોતાં સમજાશે કે ગ્યૂઠેના વાચનમાં કેવું તો અપાર વૈવિધ્ય હતું. બ્રિટનમાં મેથ્યુ આર્નલ્ડ ગ્યૂઠેના ગંભીર અભ્યાસી હતા. આર્નલ્ડની જિજ્ઞાસા અને તેમનાં મંતવ્યોની ગિફર્ડ તરફેણ કરે છે. તુલનાત્મક સાહિત્ય વિશેની પોતાની વિચારણાનો આરંભ કરતાં, ગિફર્ડ વીસમી સદીના કેટલાક સર્જકોએ પોતાની માતૃભાષા સિવાયની અન્ય ભાષાઓનાં સાહિત્યોમાં દાખવેલાં રસ અને જિજ્ઞાસાની વાત નોંધે છે.

વીસમી સદીના અગ્રણી ગણાયેલા સર્જકોની સંવેદનાનું વર્તુળ પોતાના દેશની અને પોતાની ભાષાના સાહિત્યની સીમારેખા વળોટી જઈને વિશ્વની ક્ષિતિજો સુધી વિસ્તરતું જણાશે. આ સર્જકોમાંના કેટલાક અગ્રણીઓને પોતાના being – સત્ – હોવાપણાના-ચૈતસિક અસ્તિત્વના – પોષણ – સંવર્ધન માટે, પોતાનાથી ઠીક ઠીક દૂરનાં એવાં વિદેશી સાહિત્યનું અનુશીલન, અનિવાર્ય લાગ્યું. મેથ્યુ આર્નલ્ડે ૧૮૫૯માં કહ્યું હતું : દરેક વિવેચકે પોતાની ભાષાના પોતાના સાહિત્ય સિવાયના કોઈ એક મહાન સાહિત્યનો પરિચય કેળવવો ઘટે. એ મહાન સાહિત્ય પોતાના સાહિત્યથી જેટલું વધારે દૂરનું અને ભિન્ન હોય તેટલું વધારે સારું. આર્નલ્ડને મન તો, વિવેચનના ક્ષેત્રે પ્રવર્તતો આ એક, વણલખાયેલો, કાયદો હતો.

આર્નલ્ડના આ એક વિચારબિંદુને નોંધી ગિફર્ડ ઉમેરે છે કે વીસમી સદીના સર્જકોની સર્જનાત્મક કલ્પનાના સંવર્ધન માટે પણ, આ એક અનિવાર્ય

આવશ્યકતા છે. ગિફર્ડ એઝરા પાઉન્ડ, ટી.એસ. એલિયટ, ડી.એચ. લૉરેન્સ જેવા કવિ-સર્જકો અને વિવેચકોની કાવ્યસૃષ્ટિ અને વિવેચનાની લાક્ષણિકતાઓ વિસ્તારથી નોંધે છે. આ કવિ-વિવેચકોની કાવ્યસૃષ્ટિ અને વિવેચનાનું સ્વરૂપ જ એવું છે કે જેમાં જિજ્ઞાસા રાખનારે એક કરતાં વધારે દેશો, એક કરતાં વધારે ભાષાઓ અને એક કરતાં વધારે સાહિત્યનો પરિચય કેળવવો જ પડે. સ્વાભાવિક રીતે જ, આ આવો અભ્યાસ એક ભાષા- સાહિત્યનો – single literatureનો – ન રહેતાં એ તુલનાત્મક સાહિત્યાભ્યાસ – comparative literature –નો બની રહે છે.

હેન્રી ગિફર્ડના મંતવ્ય પ્રમાણે એઝરા પાઉન્ડ એવા એક બહુશ્રુત કવિઓમાંના એક છે. એમની બહુશ્રુતતાને કેટલાક વિવેચકોએ ખોટી દિશાની અને છીછરી ગણાવી છે, તેમ છતાં એનું મહત્ત્વ જરીકે ઓછું આંકી શકાય તેમ નથી. એમની સંવેદનાનો આ વિસ્તાર એમની સર્જકતાને એક વિશેષ રૂપ આપનારો નીવડ્યો છે. અમેરિકન પ્રાચ્યવિદ્યાવિશારદ ફેનોલોસા વિશેની પાઉન્ડની સમજ કંઈક ક્ષતિભરેલી જણાશે. શોકગીતરચયિતા રોમન કવિ પ્રોપર્શિયાનો એમનો અભ્યાસ કંઈક સ્વૈર રૂપનો લાગવાનો સંભવ છે. ચીનના સાહિત્યના મૂળ તત્ત્વને સમજવામાં એ ઊણા ઊતરતા લાગે. 'The Seafarer'ના જૂના અંગ્રેજી વિશેની તેમની સમજ પણ કંઈક શિથિલ લાગવાનો સંભવ છે. તેમ છતાં, આ ભૂલો લાગે તોય, એમનું વાચન એમની સંવેદનાને ફળદ્રુપ બનાવનારું નીવડ્યું છે. આથી જ, એઝરા પાઉન્ડની સંવેદનાના વ્યાપને કારણે જ, તુલનાત્મક સાહિત્ય વિશે જિજ્ઞાસા સેવી પ્રવૃત્ત થનાર કોઈએ પણ એઝરા પાઉન્ડનો અભ્યાસ કરવો જ રહ્યો. અને એમની નોંધ લેવી પડે. બીજા એક દૃષ્ટિકોણથી એમ કહેનારા પણ છે કે એમની સંવેદનાનો જ નહિ, સિદ્ધિનો વ્યાપ પણ ઘણો મોટો છે. એમનો એક સર્જક તરીકેનો પ્રભાવ પણ વ્યાપક અને ઊંડો છે. વળી, એ અમેરિકન છે. સ્પેઇન, ફ્રાંસ અને ઇટલીના પ્રવાસી રહ્યા છે. લંડન અને પૅરિસમાં એઓ રહ્યા છે. આથી હેન્રી ગિફર્ડ એઝરા પાઉન્ડની નોંધ લેવાનું જરૂરી અને ઉચિત લેખે છે.

એક અમેરિકન સર્જક તરીકે એમનો એક પગ અમેરિકામાં અને બીજો પગ યુરોપના સાંસ્કૃતિક જગતમાં મંડાયેલો રહ્યો છે. એ રીતે, એઓ જન્મજાત તુલનાવાદી છે. વિશ્વનું ઉત્તમ સાહિત્ય, જે અંગ્રેજી ભાષામાં સંચિત થવા પામ્યું છે તે અંગ્રેજી ભાષા સાથે એમનો ઘરોબો રહ્યો છે, તેમ છતાં અંગ્રેજી ભાષાની પરંપરાનાં તત્ત્વો એમને બાંધી રાખી શકતાં નથી. નૌકાયાન કે હવાઈ યાન હંકારનારને ઉત્તર દિશા ચીંધતો હોકાયંત્રનો કાંટો નિયંત્રિત કરે તેવી રીતનું કોઈ પણ નિયંત્રણ એઝરા પાઉન્ડની સંવેદનાને અનુકૂળ લાગ્યું નથી. પાઉન્ડે ૧૯૧૪માં ઉદ્દંડ લાગે તેવા ઉત્સાહથી લખ્યું હતું કે લિયોનાર્દો કરતાં આપણી સમક્ષ મહાન તકો પડેલી છે. માનસિક સંવર્ધન કે ચૈતસિક પુષ્ટિ માટે આપણી પાસે માત્ર એક જ પ્રશિષ્ટ પરંપરા નથી. આપણી પાસે ચીન અને ઇજિપ્તની પરંપરાઓ પણ છે. સંવેદનાના ક્ષેત્રે વિક્ષુબ્ધ કરી મૂકે તેવું વૈવિધ્ય દાખવનારા અને અભિવ્યક્તિરીતિનાં ક્ષેત્રે શિસ્ત ઝંખનારાઓમાં, સર્જનક્ષેત્રે મથામણ કરનારાઓમાં પાઉન્ડ અગ્રણી રહ્યા છે. પાઉન્ડરચિત 'The Cantos' આધુનિક અમેરિકન કવિતાનું એક સીમાચિહ્ન છે. જેમાં અનેક પ્રવાહો એક સાથે મળે છે તેવી આ કવિતા વિશ્વસાહિત્યક્ષેત્રે પણ પાઉન્ડનું એક આગવું અર્પણ છે.

પાઉન્ડે પ્રિ-રાફેલાઇટ્સ અને વિક્ટોરિયન કવિઓમાં પણ રસ લીધો હતો. ઇટાલિયન મધ્યકાલીન કવિતા પર એમની નજર મંડાયેલી રહી. ભૂતકાળના કવિઓમાં ઑવિડ, હોમર અને સાફો સુધી એ નજર દોડાવી આવે છે. અમેરિકન પ્રાચ્યવિદ્યાવિશારદ ફેનોલોસાની સહાયથી, એમનાં સાધનોની મદદ વડે, એઓ જાપાનનાં હાઇકૂ અને Noh-play સુધી પહોંચ્યા હતા. કોન્ફ્યુશિયસની વિચારણાથીય એઓ અપરિચિત નહોતા. આ એમની સંવેદનાને આકર્ષતાં કેન્દ્રબિંદુઓ હતાં. એમને તો કોઈ કેન્દ્ર જ નથી, એવું કહી એમની સંવેદનાના વર્તુળને વિસ્તારવાની

પ્રવૃત્તિનો છેદ ઉડાડવો ન જોઈએ. નકારાત્મક દૃષ્ટિથી પાઉન્ડને કાંઈ કોઈ વાર અનુવાદિયા કવિ તરીકે પણ ઓળખાવવામાં આવ્યા છે. એનો અર્થ એવો તો નથી જ કે એમનામાં સ્વયંપ્રકાશિત એવું કોઈ તત્ત્વ નથી, બધું જ પરપ્રકાશિત છે. શોધવું, વિસ્તરવું એ પાઉન્ડનું જીવનકાર્ય બની રહ્યું. વિશ્વકવિતાના સંદર્ભે કવિતામાત્રનું મૂલ્યાંકન થવું ઘટે એવો એમનો આગ્રહ રહ્યો છે. અનુવાદોનો આશ્રય લઈને પણ તેમ કરવું પડે તો કરવું જોઈએ. વિવેચકે ઉત્તમ ગુણવત્તાવાળું સાહિત્ય ભાવકવર્ગને ઉપલબ્ધ કરી આપવું ઘટે. આવું યુગો પૂર્વે થતું આવ્યું છે ને થતું રહેવું ઘટે. હોમરકૃત 'ઑડિસી'નો રોમન લોકો માટે પ્રથમ પ્યૂનિક વૉરના ગાળામાં પાઠ તૈયાર કરવામાં આવ્યો હતો, તે સમયથી અનુવાદની પ્રવૃત્તિ ચાલી આવે છે.

વ્યાપક સંદર્ભો અને અનેક ભાષાઓની સમર્થ કૃતિઓનું વાચન અને તેનો રસાનુભવ, સર્જકની સંવેદનાનો અવિચ્છેદ્ય અંશ બની રહે તે જરૂરી છે. એ પ્રશિષ્ટ કૃતિઓનો રસાનુભવ એના પોતાના અનુભવમાં ઓગળી, મળી એકરસ થઈ ગયેલો હોવો ઘટે. એક છેડે બારમી સદીનો મહાન પ્રેમકવિતાસર્જક ડૅનિયલ આર્નત છે, તો બીજી તરફ બીજા છેડે દાન્તે પૂર્વેનો તેરમી સદીનો ઇટલીનો ફ્લૉરેન્ટાઇન કવિ-ફિલસૂફ ગીદો કાવાલકાંતિ એક સાથે અકારણ આવી બેઠેલા જણાતા નથી. એઝરા પાઉન્ડ અને એલિયટે દાન્તેનું જે મહત્ત્વ કર્યું, તેના કારણે જ દાન્તે આધુનિક યુરોપીય ચેતનાનો અંશ બની રહ્યા.

ચાઇનીઝ અને જાપાનીઝ કવિતાનો પ્રશ્ન વધારે સંકુલ બની રહે છે. 'ધ જાપાનીઝ ટ્રેડિશન ઇન બ્રિટિશ ઍન્ડ અમેરિકન લિટરેચર' (ન્યૂ જર્સી, પ્રિન્સ્ટન યુનિવર્સિટી પ્રેસ)માં અર્લ માઇનર યથાર્થ રીતે બતાવી આપે છે કે ઇતિહાસ અને નીતિશાસ્ત્ર વિશેની ચીનની વિચારણા અને કવિતા અને નાટકનાં સ્વરૂપના ક્ષેત્રે જાપાની કાવ્ય અને નાટકોનો પાઉન્ડના વિકાસમાં ઠીક ઠીક ફાળો છે. જાપાનનો સત્તર અક્ષરવાળો હાઇકુ કાવ્યપ્રકાર અને પાઉન્ડની કલ્પનાપ્રધાન કવિતા વચ્ચે ઊંડી અને સૂક્ષ્મ રૂપની સગાઈ છે. 'Pisan Cantos'માં એ જોઈ શકાશે. જેને આપણે 'કલ્પનાની એકતા' કહીએ છીએ તે પાઉન્ડે 'Noh-plays'માંથી અપનાવી છે. આ ઉપરાંત 'Cantos'માં પુનઃજાગૃતિકાળનું ઇટલી, ઍડમ્સ અને જેફરસનનું અમેરિકા તથા ચીનની ઇતિહાસધારાને પણ પાઉન્ડે સાંકળ્યાં છે. ત્રણેનું સાંકેતિક અને ક્યારેક વિગતપૂર્ણ વર્ણન સાંપડે છે. પાશ્ચાત્ય કવિતાના પ્રવાહમાં ચીનની વિચારધારાને લઈ આવવાનું કામ પાઉન્ડે કર્યું છે. આ કવિતાનું ભાવન આપણી સંવેદનાની ક્ષિતિજોને વિસ્તારે છે. બે છેડાની લાગતી સંવેદનાની સહોપસ્થિતિથી જે તે વિચાર વિશેની સમજ પણ વધારે વિશદ બની રહે છે.

ટી.એસ. એલિયટની અપેક્ષા તો ૧૯૫૧ના ગાળામાં એવી રહી કે કવિએ માત્ર પોતાની પેઢીના જ નહિ, પણ સમગ્ર પરંપરાના વારસદાર તરીકે સર્જન કરવું ઘટે. હોમરથી શરૂ થયેલી પરંપરાને પોતાની ચેતનામાં સમરસ કરી લખવાનું રહે છે. પાઉન્ડે યુરોપની પરંપરાની બહાર નજર દોડાવવાનો આગ્રહ રાખ્યો. બંનેની દિશા જુદી લાગે છે તોય, હેતુ તો એક જ છે અને તે હેતુ છે સંવેદનાના ક્ષેત્રને વિસ્તારવાનો, વિવિધ પરંપરાઓના અપાર વૈવિધ્યને પોતાનામાં ઉતારી આત્મસાત્ કરી નવસર્જન કરતા રહેવાનો. અમેરિકા અને ઇંગ્લૅંડ – બંને પરંપરાઓના કવિઓ જાપાનીઝ કવિતાની રચનારીતિ પાસેથી કંઈક પ્રાપ્ત કરે છે. ઇંગ્લૅંડનો ઇમેજિસ્ટ કવિ રચનારીતિ આગળ અટકી જાય છે. જ્યારે અમેરિકન કવિ એનું સ્વકીય અર્થઘટન કરવા પ્રેરાય છે. ઈ. માઇનરના મત પ્રમાણે પૂર્વપશ્ચિમની એકતા સિદ્ધ કરવી કે એમને સાંકળવાં એ અમેરિકનોની નેમ રહી છે. પોતાની ભૂમિ ઉપર દુનિયાની વિભિન્ન જાતિઓને એકસૂત્રે ગૂંથાતી જોઈ હોઈ અમેરિકનોને માટે વિશ્વસાહિત્યનો ખ્યાલ કંઈક વધારે પોતીકો લાગે છે. પાઉન્ડના 'કૅન્ટોઝ'માં વિશ્વસાહિત્ય જેવું જ કંઈક સિદ્ધ થયું છે. 'ઑડિસી'ના સ્મરણથી એનો આરંભ થાય છે, પછી એમાં દૂરદૂરની લાગતી સ્મૃતિઓ અને સંદર્ભો ગૂંથાતાં આવે છે. ક્યારેક તો ભાવક આ સંદર્ભોની જાળમાં જાણે ખોવાઈ

જતો લાગે છે. ભાવકના ચિત્તમાંથી ઝીણી ઝીણી વિગતો કદાચ છટકી જવા પામે છે, પણ તેમ છતાં સમગ્ર ચિત્ર ઊપસી આવી શકે છે. મહત્ત્વની વાત એ છે કે માનવજાતિના સાંસ્કૃતિક ઇતિહાસની કેટલીક મહાન ક્ષણોને પોતાની ઊંડળમાં લઈને પાઉન્ડ એને પોતાની ચેતનાના એકસૂત્રે સાંકળવાનો ભગીરથ પ્રયત્ન કરે છે. જેમ, જેમ્સ જૉય્સની 'Finnegans Wake'માં, તેમ પાઉન્ડના 'કૅન્ટોઝ'માં માનવજાતના ઇતિહાસના સંચિત થયેલા અનુભવોનો સંસ્પર્શ સાંપડે છે. કોઈ એક સામાન્ય કોટિનો ભાવક જે કંઈ પામે-પચાવે તેના કરતાં વિપુલ વૈવિધ્ય આ સર્જકોની કૃતિઓમાં સાંપડે છે. બંને કૃતિઓ અત્યંત વૈવિધ્યભર્યા અભ્યાસ પર આધારિત છે, જે અસામાન્ય એટલે કે માત્ર મુગ્ધ નહિ, પણ કિંચિત્ વિદગ્ધ કોટિના ભાવકને જ આકલિત થઈ શકે એવી છે. તેમ છતાં, એક વાર એમાં રહેલી શક્યતાઓનો પરિચય થાય પછી એનાં આસ્વાદ-આકલનમાં પીછેહઠ કરવાનું ભાગ્યે જ બને. એક પેઢીને જે સાવ અપરિચિત કે વિચિત્ર લાગે તે બીજી પેઢીને સાર્થક પણ લાગે. તો વળી, એના અનુગામીઓને એ સાવ સહજ પણ લાગે.

રશિયન કવિ પુશ્કિનમાં પણ આ પ્રકારની જિજ્ઞાસા અને ગ્રહિષ્ણુતા હતી. ગિફર્ડ પુશ્કિનના નામનો નિર્દેશ કરીને આગળ ચાલે છે. પાઉન્ડનું જેટલું વિસ્તૃત વર્ણન કરે છે તેટલું પુશ્કિનનું કરતા નથી. એ જ રીતે, ગ્યૂઇથેનો પણ નિર્દેશ કરીને જ ગિફર્ડ આગળ ચાલે છે.

ગિફર્ડ કહે છે કે વિશ્વની મહત્ત્વની ભાષાઓનાં સાહિત્યોના પ્રવાહોને સ્વીકારવા, તેનું એક રસાયણ સિદ્ધ કરવું, ભાવકની સંવેદનામાં તેને સંક્રમિત કરવાની ઝંખના સેવનારાઓમાં ગ્યૂઇથેનો દાખલો સર્વોત્તમ છે. ગ્યૂઈથેના જીવનકાળ દરમિયાન જર્મનીની સ્થિતિ પણ વિશિષ્ટ હતી. રાષ્ટ્રીય એકતા માટેની મથામણ ચાલુ હતી. જર્મનીમાં એ એક પ્રકારનો પુનઃજાગૃતિનો યુગ હતો. એ સમયમાં એક પ્રકારની જિજ્ઞાસા અને ગ્રહિષ્ણુતા પ્રવર્તતાં હતાં. એ જ પ્રકારની જિજ્ઞાસા અને ગ્રહિષ્ણુતા આજે આપણા યુગમાં પ્રવર્તી રહ્યાં છે.

ગિફર્ડ અમેરિકન કવિ એઝરા પાઉન્ડની કાવ્યસૃષ્ટિની સંકુલતાનો નિર્દેશ કહે છે, એમાં રહેલી સર્વગ્રાહિતા અને અનેકસ્તરીય સૂક્ષ્મતા પર આંગળી મૂકે છે, એમાં સંચિત થતી ઐતિહાસિકતા તરફ અંગુલિનિર્દેશ કરે છે અને સૂચવે છે કે આવા કવિની કાવ્યસૃષ્ટિનો આસ્વાદ કર્યા બાદ કે આસ્વાદ કરતાં કરતાં ભાવક માત્ર રસાનુભવ કરતાં કંઈક વિશેષ પ્રાપ્ત કરે છે. આ રસાનુભવથી ઉચ્છિષ્ટ – ઉત્+શિષ્ટ – એવું પામવા માટે ભાવકે પોતાની સંવેદનાને પણ વધારે ગ્રહિષ્ણુ, વધારે તીવ્ર બનાવવાની રહે છે. તુલનાત્મક દૃષ્ટિ વિના, સર્વગ્રાહી સમન્વયલક્ષિતા વિના એ સંભવિત નથી એવું ગિફર્ડ સૂચવે છે. પાઉન્ડની કાવ્યસૃષ્ટિમાં રહેલી સંકુલતા જ તુલનાત્મક પદ્ધતિનો વિનિયોગ કરવાની ફરજ ઊભી કરે છે. ગ્યૂઇથે દૂરના લાગ્યા હશે કે કેમ – ગિફર્ડ ગ્યૂઇથેની વાત વિસ્તારથી કહેતા નથી, પાઉન્ડની વાત પૂરી કર્યા બાદ મેથ્યુ આર્નલ્ડને અને ડી. એચ. લૉરેન્સને એમણે યાદ કર્યા છે.

ગિફર્ડ અમેરિકન સાહિત્ય પર નજર નાંખ્યા પછી અંગ્રેજી સાહિત્ય તરફ વળે છે. એ કહે છે – આપણે એક નજર અંગ્રેજી સાહિત્ય તરફ નાંખીશું તો જણાશે કે આ એઝરા પાઉન્ડ અને ગ્યૂઇથેમાં જે પ્રકારની ગ્રહિષ્ણુતા અને જિજ્ઞાસા હતી તે પ્રકારની ગ્રહિષ્ણુતા અને જિજ્ઞાસા મેથ્યુ આર્નલ્ડમાં હતી. ઇંગ્લૅંડના આધુનિકોમાંના એક ડી. એચ. લૉરેન્સમાં પણ એ જિજ્ઞાસા અને ગ્રહિષ્ણુતા જોવા મળશે. એક કવિ તરીકે તો કવિ આર્નલ્ડે સાવચેતી દાખવી જ હતી. (આપણે યાદ કરીએ કે ઈ.સ. ૧૮૫૩માં પ્રગટ થયેલા પોતાના પ્રથમ કાવ્યસંગ્રહની બીજી આવૃત્તિમાંથી 'Empedocles on Aetna' એ નામની કૃતિને બાદ કરી હતી. એ બાદ કરવાનું કારણ કાવ્યોચિત વિષય પરત્વેનું હતું. એ વિષય કાવ્યક્ષમ ન લાગ્યો, કારણ કે એમાં મહાન કાર્યનું નિરૂપણ નથી. અને ઉદાત્ત શૈલીને પણ અવકાશ મળતો નથી.) આર્નલ્ડ એક વિવેચક તરીકે પણ માર્ગદર્શક બન્યા હતા. આર્નલ્ડનું ક્ષેત્ર જ વાસ્તવમાં સમગ્ર યુરોપ હતું. અમેરિકન સાહિત્ય તો એમને મન એક ભાગ હતું. અંગ્રેજી

સાહિત્યનો તો સ્વાભાવિક રીતે જ એમને ઊંડાણપૂર્વકનો પરિચય હતો. આર્નલ્ડનો ગ્રીક અને રોમન પ્રશિષ્ટ કૃતિઓનો અભ્યાસ પણ ઊંડો હતો. ફ્રાંસ, ઇટલી અને આધુનિક જર્મનીના અગ્રણી લેખકોની કૃતિઓ ઉપર પણ એઓ અવારનવાર નજર નાંખી લેતા હતા. પોતાના જીવનના ઉત્તરાર્ધમાં એમણે રશિયન સાહિત્ય પર પણ દૃષ્ટિપાત કર્યો હતો. ટૉલ્સ્ટૉયની 'અના કારેનીના' એમણે ધીરજથી જોઈ-વાંચી હતી. આર્નલ્ડે તુલનાત્મક દૃષ્ટિકોણ તો દાખવ્યો જ હતો; જોકે એની મર્યાદાઓ હતી, તે જુદી વાત છે. પણ લૉરેન્સ આજે આપણને ઠીક ઠીક સ્પર્શે છે, વધારે અપીલ કરે છે. લૉરેન્સ કંઈક વધારે પ્રબળપણે વિધાયક છે.

લૉરેન્સને માટે સર્વકંઈ જીવંતપણે પરસ્પર-સંલગ્ન છે. એમની વિવેચનામાં કશુંય ઉડાઉ કે છીછરું નહિ લાગે. ટી. એસ. એલિયટ 'પ્રશિષ્ટ' કૃતિ એટલે શું? 'માઇનોર' ને 'મેજોર' કવિતા એટલે શું? એવા પ્રશ્નોની ચર્ચા કરે છે. પણ લૉરેન્સ, એલિયટની જેમ એવા પ્રશ્નોમાં ઊતરતા નથી. લૉરેન્સને માટે તો પ્રથમ કક્ષાના નહિ એવા ઓછા જાણીતા સર્જકો પણ મહત્ત્વના બની રહેતા. ગ્રાઝિયા દેલેદા જેવી નવલકથાલેખિકા પ્રથમ કક્ષાની ન હોવા છતાં પણ એણે જે સમાજનું વર્ણન કર્યું છે, તેમાં રહેલી સચ્ચાઈને કારણે જ એ એમનું ધ્યાન ખેંચે છે. પોતાના સમયમાં જે કંઈ ઉત્તમ સાહિત્ય હતું તેની સાથે લૉરેન્સ કામ પાડે છે. હાર્ડી, બેનેટ, ગાલ્સવર્ધી, વેલ્સ ઉપરાંત તોલ્સતોય, દોસ્તોએવ્સ્કી, રાઝાનોવ અને શેસ્તોવ, ટૉમસ માન અને વેર્ગા વિશે એ લખે છે. જેમ્સ જૉયસ, હેમિંગ્વે અને ફૉસ્ટર જેવા નવોદિતો વિશે પણ એમને કંઈક કહેવાનું છે. એક અદમ્ય જિજ્ઞાસા સાથે એ યુરોપના સાહિત્યને જોતા રહે છે. લાગણીની સચ્ચાઈ અને પ્રમાણભૂતતા આલેખાયેલાં નજરે પડે ત્યાં ત્યાં એ ઠીક ઠીક રોકાય છે. એમની જિજ્ઞાસાને કોઈ સીમા જ નથી. લૉરેન્સ યુરોપને બરાબર ઓળખતા લાગે છે એટલે જ એઓ યોગ્ય તુલનાઓ કરી શકે છે. એઓ એક પ્રકારનું હિંમતભર્યું વર્ગીકરણ કરે છે. ફોટો પાડવા માટે કાગળને એના પર અસર પડે તેવો બનાવવામાં આવે છે તેમ, એઓ આપણા ચિત્તને ગ્રહિષ્ણુ બનાવી મૂકે છે.

એલિયટ પોતે કંઈક એવું માનતા હતા કે ઇંગ્લૅંડમાં યોગ્ય સ્વરૂપની વિવેચના થતી નહોતી એટલે સર્જનાત્મક કવિએ પોતે વિવેચન લખવું પડતું હતું- વાસ્તવમાં કોઈ વિવેચકે વિવેચન કર્યું હોત તો પોતે પોતાનો સમય સર્જન પાછળ ફાળવી શક્યા હોત. એલિયટે જમણા હાથે કવિતા લખી ને ડાબા હાથે વિવેચન કર્યું. કેટલીક વાર અનિચ્છાપૂર્વક વિવેચન કર્યું. છતાં એમની વિવેચનાએ એ ગાળાના ત્રીસ વર્ષના વિવેચનવિચારને પ્રભાવિત કર્યો. એલિયટે ચાઇનીઝ ઇતિહાસ અને જાપાનીઝ કવિતા કરતાં પ્રાચીન ભારતની વિચારણા તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. લૉરેન્સની જેમ એમની મીટ યુરોપ ઉપર પણ મંડાયેલી રહી હતી. હાર્વર્ડના સુવર્ણકાળ ગણાતા સમયમાં સૅન્ટિયૅના, રૉયૂસ, બૅબિટ વગેરે પાસે એમને ભણવાનું મળ્યું, એય એમનું સદ્ભાગ્ય હતું. અહીંથી જ દાન્તેની પાકી ઓળખ થઈ. એલિયટના ચિત્તમાં એક પ્રકારની અખિલાઈની કામના હતી. લાગણી અને બુદ્ધિની એકતા, કવિતા અને પરાતત્ત્વવિદ્યા, સામાજિક વિચારણા અને ધર્મશાસ્ત્રો એ બધું એમણે દાન્તેમાં જોયું. એલિયટ પોતે દાન્તેના વારસદાર બની એ બધાનું એક રસાયણ પોતાની કવિતામાં સિદ્ધ કરવા માગતા હતા. ૧૯૨૨થી ૧૯૩૯ના સત્તર વર્ષના ગાળામાં એલિયટે 'ધ ક્રાઇટેરિયન'નું સંપાદન કર્યું. એના દ્વારા યુરોપમાં એક પ્રકારની આત્મસભાનતા જગાડવાની એમણે કોશિશ કરી હતી. એલિયટ પોતે ફ્રાંસનાં સાહિત્ય અને ચિંતન તરફ આકર્ષાયા હતા. એમાં કૉરબિયેરે તથા લા ફૉર્જ, બોદલેર અને પાસ્કલનો સમાવેશ થતો હતો. એલિયટ તત્ત્વતઃ અમેરિકન હતા. ઇંગ્લૅંડમાં રહ્યા અને ફ્રાંસ પ્રત્યે આકર્ષાયા. વિવેચનના ક્ષેત્રે રેસી દ. ગારમેત, રાજકારણના ક્ષેત્રે ચાર્લ્સ મૉરિસ, તત્ત્વચિંતનના ક્ષેત્રે પાસ્કલ લગભગ એમના ગુરુ હતા.

વીસમી સદીના પાઉન્ડ, એલિયટ અને લૉરેન્સની કલ્પના સંશ્લેષણાત્મક-સમન્વયાત્મક છે. એઝરા પાઉન્ડ, ટી. એસ. એલિયટ સ્ટીવન્સન, રૉબર્ટ લૉવેલ વિદેશી ગણાતા પ્રવાહોને પોતાનામાં સમાવી ચૂક્યા હતા. બધાં અંતરને એઓ અતિક્રમી ગયા હતા. એમની કવિતા આ વિદેશી પ્રવાહોનું આતિથ્ય કરનારી અને પોતાની આબોહવામાં અનુકૂળ કરી લેનારી હતી. આ જ રીતે, વિદેશી ગણાતા પ્રવાહોને પોતાનામાં સ્વીકારી, આત્મસાત્ કરી, એક નવું રસાયણ સિદ્ધ કરવામાં અન્ય કેટલાક યુરોપીય કવિઓ પણ કંઈ પાછા પડે કે ઊણા ઊતરે તેવા નહોતા. રિલ્કે પોતાના રશિયન અનુભવોથી અભિભૂત હતા. ફ્રાંસમાંથી એક કડક અને આરોગ્યપ્રદ એવી શિસ્ત એમને સાંપડી હતી, જેણે આકારનાં રહસ્યો અવગત કરતાં શીખવ્યું. રશિયન નવલકથાકાર કવિ પાસ્તરનાક રિલ્કે સાથે એક ગાઢ અનુબંધ અનુભવતા હતા. પ્રુસ્ત, રસ્કિન અને જ્યૉર્જ એલિયટ પરત્વે ગાઢ આકર્ષણ અનુભવતા હતા. યેટ્સ, કાતુલુસ, વર્લેન અને માલાર્મે કંઈક ઋણ અનુભવતા હતા. આ યુરોપિયન લેખકો/સર્જકોમાંથી કોઈ એકનો પણ અભ્યાસ કરવો હોય તો, એમની માત્ર એક જ ભાષાના એમના સાહિત્યનો જ અભ્યાસ કરીને તેનો યથાર્થ મર્મ પામી શકો નહિ. એ સર્જકોનું સંવેદનાદ્રવ્ય અને શૈલી-મિશ્રણ એવા પ્રકારનું છે કે જે એને સંલગ્ન એવા અન્ય દેશની અન્ય ભાષાઓનાં સાહિત્યોનું સેવન કરવાની ફરજ પાડે. એક સાંસ્કૃતિક સંદર્ભમાંથી બીજા તત્-સંલગ્ન એવા સાંસ્કૃતિક સંદર્ભમાં સરવું જ પડે. અહીં, આ તબક્કે, ગિફર્ડ આ યુરોપીય સર્જકોની સર્જનસૃષ્ટિનાં સંવેદનાદ્રવ્ય અને શૈલીમિશ્રણની ભૂમિકાએ, અભ્યાસીએ એનો યથાર્થ મર્મ પામવા તુલનાત્મક અભિગમ દાખવવો જ પડે, એવું તાર્કિક રીતે સૂચવે છે. ૧૯૬૯માં, ત્રણ દાયકા પહેલાં, ગિફર્ડ કહે છે – આ યુરોપીય નવલકથાકારો અને કવિઓના મર્મને પામવા માટે વિવેચનાએ વધુ સંકુલ, અનેકપાર્શ્વી અને બહુમુખી [illegible] પડશે. એવા વિવેચકોનાં ઉદાહરણ તરીકે એડમંડ વિલ્સન આપણી વચ્ચે છે જ. એઓ અમેરિકન છે. પોતે એવા બહુસાહિત્યિક અને બહુસાંસ્કૃતિક સંદર્ભમાં મુકાયેલા છે. એમની એ વિશેની જિજ્ઞાસા અનંત સ્વરૂપની બની રહે છે.

હેન્રી ગિફર્ડ આધુનિક કવિની કૃતિને પામવા માટે તુલનાત્મક દૃષ્ટિકોણની અનિવાર્યતા દર્શાવ્યા બાદ તુલનાવાદીને માટે અનિવાર્ય એવી સાવચેતીની બે વાતો કરે છે. એ ઉમેરે છે કે આધુનિક વિવેચકની સમસ્યા એ છે કે એની સમક્ષ અનેક અભ્યાસપાત્ર કૃતિઓ ધ્યાન ખેંચતી રાહ જોઈ બેઠી છે. વિવેચકે, ખાસ કરીને તુલનાવાદી વિવેચકે, એ જોવું રહ્યું કે બે કૃતિઓનો તુલનાત્મક પદ્ધતિએ થતો અભ્યાસ તે માત્ર એક ચોકઠું જ બની ન રહે. ઉચિત એવા કલ્પનોદ્ગયનથી એ કૈંક સર્જનાત્મક બની રહેવો ઘટે. એને માટે એક તરફ ચપળતા અને બીજી તરફ સમતુલા જરૂરી છે.

તુલનાત્મક સાહિત્યના આદર્શ વિદ્યાર્થીએ ખૂબ સમય આપવો પડશે. ધીરજ દાખવવી પડશે. પોતે કઈ દિશામાં જઈ રહ્યો છે તેનું એને આત્મભાન હોવું જરૂરી છે. એની પાસે તીક્ષ્ણ દૃષ્ટિ હોવી ઘટે. અભ્યાસપાત્ર એવી બે કે તેથી વધારે ભાષાઓની લીધેલી કૃતિઓના સાંસ્કૃતિક અને ઐતિહાસિક સંદર્ભો સ્ફુરતા હોવા ઘટે. સાહિત્યસમગ્ર એક અને અવિભાજ્ય છે એવી પ્રતીતિ એની પાસે હોવી ઘટે.

અહીં આપણે એક વાત નોંધવી જોઈએ. યુરોપ-ખંડમાં, જુદા જુદા દેશોનાં સાહિત્યો વચ્ચે જે આંતરસંબંધો, પરસ્પરપ્રભાવકતા ને પોષકતા પ્રવર્તે છે, તેનો વિગતવાર ઉલ્લેખ ટી.એસ એલિયટ 'ધ યુનિટી ઑફ યુરોપિયન કલ્ચર' વિષય પરના જર્મનીમાં ૧૯૪૬માં આપેલા રેડિયો વાર્તાલાપમાં પણ કરે છે. જિજ્ઞાસુએ તુલનાત્મક પદ્ધતિ અપનાવવી પડે એવો નિર્દેશ ત્યાં પણ છે જ.

□

# છેલ્લી પચ્ચીસીની વાર્તા : ૧૯૭૫થી ૨૦૦૦

શરીફા વીજળીવાળા

માત્ર ૮૦ વર્ષની ઉંમરમાં ટૂંકી વાર્તાના સ્વરૂપે જેટલાં સ્થિત્યંતરો જોયાં છે તેટલાં કદાચ અન્ય સાહિત્યસ્વરૂપોએ નથી જોયાં. આપણા સર્જકની અવનવાં સાહસો કરવાની વૃત્તિ અને આ સ્વરૂપની શક્યતાઓને તાગવાની મથામણમાં સર્જકતા, સ્થગિતતા, પ્રયોગશીલતા, કૃતકતા, નવીનતા જેવા ઘણા મુકામો આવ્યા ને ગયા. પડતીઆખડતી, ધૂળ ખંખેરીને ઊભી થતી વાર્તાને દરેક મુકામે કંઈક નવો પાઠ શીખવા મળ્યો છે. દરેક તબક્કે સર્જકતાના પ્રબળ ઉન્મેષ ધરાવતી, વાર્તાસ્વરૂપની શક્યતાઓની સીમાઓને વિસ્તારતી વાર્તાઓ મળી છે. તો ગતાનુગતિક, કૃતક, રેઢિયાળ ગદ્યના નમૂના સમી, વાર્તારસના ઘૂંટડા નહીં, પણ કૂંડાં પાતી વાર્તાઓના પણ ઢગ ખડકાયા છે.

છેલ્લી પચ્ચીસીમાં શ્રેષ્ઠ વાર્તાઓનાં સંપાદનો + વાર્ષિક સંપાદનો મળીને લગભગ ૫૭૫ જેટલા વાર્તાસંગ્રહો પ્રગટ થાય છે. છેલ્લાં પંદર વર્ષમાં ટૂંકી વાર્તાને વધુ સ્થળ ફાળવતાં સામયિકો શરૂ થયાં ને ચાલ્યાં પણ ખરાં. વાર્તાસંગ્રહો છપાતા થયા, વંચાતા થયા ને પુરસ્કૃત પણ થયા. ટૂંકી વાર્તા ક્ષેત્રે હાલમાં જેટલી કલમો પ્રવૃત્ત છે તેટલી પહેલાં કદી નહોતી. સામયિકો, દીપોત્સવી અંકો, વર્તમાનપત્રોમાં છપાતી વાર્તાઓની સંખ્યા જોઈને કોઈ કહી શકે કે આજે ટૂંકી વાર્તા વંચાતો સાહિત્યપ્રકાર છે. વાર્તાસંગ્રહોની સંખ્યા જોતાં વ્યક્તિગત સ્તરે વાત કરવી શક્ય નથી. એટલે હું માત્ર પ્રવાહદર્શનથી સંતોષ મનાવીશ. મારી વાતમાં સર્જન-વિવેચન બેઉ ક્ષેત્રના ચિંત્ય મુદ્દાઓ તરફ આંગળી ચીંધવાની પ્રામાણિક કોશિશ પણ રહેશે.

'૭૫ પછીની વાર્તાની વાત કરનારે આધુનિક વાર્તાની વાત કર્યા વગર નહીં ચાલે એનાં મુખ્ય બે કારણ :

૧. છઠ્ઠા, સાતમા દાયકામાં પ્રવૃત્ત ઘણા સર્જકોના વાર્તાસંગ્રહો '૭૫ પછી પ્રગટ થાય છે.

૨. આધુનિક વાર્તા અને વિભાવના સામેની પ્રતિક્રિયારૂપે '૮૪-૮૫ પછીની વાર્તા નવો વળાંક લે છે એટલે પણ એ બંનેને પાસે રાખીને જોવી જરૂરી બની જાય.

છેલ્લી પચ્ચીસીની વાર્તાને હું મુખ્ય ચાર પ્રવાહમાં વર્ગીકૃત કરીને વાત કરીશ.

૧. સુરેશ જોષીની વાર્તાવિભાવનાથી શરૂ થયેલ શુદ્ધ અર્થમાં પ્રયોગશીલ વાર્તાઓનો પ્રવાહ. ટૂંકી વાર્તાએ જીવનનો ચહેરો સાવ નજીકથી દેખાડવાનો હોય એ વાત અહીં સદંતર વિસારે પાડવામાં આવી. આ પ્રવાહના મુખ્ય વાર્તાકારોમાં સુરેશ જોષી, કિશોર જાદવ, પ્રબોધ પરીખ, રાધેશ્યામ શર્મા, જ્યોતિષ જાની, સત્યજિત્ શર્મા, ભૂપેશ અધ્વર્યુ, પ્રાણજીવન મહેતા અને કંઈક અંશે મધુ રાયનો સમાવેશ કરી શકાય.

૨. બીજો પ્રવાહ એવા વાર્તાકારોનો છે જ્યાં પરંપરા સાથેનો નાતો જાળવી રાખી પ્રયોગો કરવામાં આવ્યા છે. આ પ્રયોગશીલ વાર્તાઓએ પ્રત્યાયનને અવગણ્યું નથી. દા.ત. ઘનશ્યામ દેસાઈ, મધુ રાય (-ની હરિયા જૂથની કે 'સરલ અને શમ્પા' જેવી વાર્તાઓ), ચિનુ મોદી, સુમન શાહ, સુવર્ણા (સુ. શાહ અને સુવર્ણાની બીજા તબક્કાની વાર્તાઓ), પરેશ નાયક, હરિકૃષ્ણ પાઠક, લક્ષ્મીકાંત ભટ્ટ, બાબુ છાડવા, રવીન્દ્ર પારેખ, કમલ વોરા જેવા વાર્તાકારો. અહીં રમેશ પારેખ, તારિણી દેસાઈના કૃતક પ્રયોગો પણ મળે છે.

૩. રૂપરચનાનો, રચનારીતિનો અતિરેક વિસારે પાડી, દુર્બોધતા કલાત્મકતાનો પર્યાય નથી એવું સમજનારા વાર્તાકારોની વાર્તાઓએ સ્વકીય મુદ્રા ધારણ કરી. અહીં આયાસી તત્ત્વો કે નર્યા પુરુષાર્થને બદલે સર્જકતાનો હિસાબ મળ્યો. વાર્તાના ચુસ્ત માળખાને વફાદાર રહી લખતા આ વાર્તાકારો

માનવતાના સંકુલ પ્રવાહોને આલેખવા પર વધુ ભાર મૂકતા લાગશે. એમાં :

(i) અનુકરણ કે અનુરણન નહીં, પણ પૂરેપૂરી આત્મપ્રતીતિથી પોતાનો આગવો અવાજ શોધીને કોઈ આગ્રહ કે પૂર્વગ્રહ વગર વાર્તા સાથેની નિસબતમાત્રથી મથામણ કરતા વાર્તાકારો આગળના બેઉ પ્રવાહથી ચીલો ચાતરે છે. આધુનિકતાના આંદોલન દરમ્યાન પણ આ પ્રવાહના વાર્તાકારો કોઈની શેહમાં આવ્યા વગર જુદા પડવાનું જોખમ લઈ દૃઢતાપૂર્વક પોતીકી કેડીએ ચાલતા રહેલા, જેમાં સરોજ પાઠક, ઈવા ડેવ, રઘુવીર ચૌધરી, કંઈક અંશે ચંદ્રકાંત બક્ષી, ભગવતીકુમાર શર્મા, ધીરુબેન પટેલ, ધીરેન્દ્ર મહેતા, વીનેશ અંતાણી, અંજલિ ખાંડવાળા, હિમાંશી શેલત, વર્ષા અડાલજા, કુંદનિકા કાપડિયા, ઇલા મહેતા, ઉત્પલ ભાયાણી, વિજય શાસ્ત્રી, શિરીષ પંચાલ, જયંત ગાડીત, વિભૂત શાહ, બહાદુરભાઈ વાંક, પ્રવીણસિંહ ચાવડા, અતિલ વ્યાસ, બિપિન પટેલ, હરીશ નાગ્રેચા, સુરેશ ઓઝા, સુમંત રાવલ વગેરેનો સમાવેશ કરી શકાય.

(ii) અજિત ઠાકોર જેને પરિષ્કૃત વાર્તાપ્રવાહ કહે છે તે '૮૫ની આસપાસ પ્રબળપણે દેખાતો વાર્તાપ્રવાહ. હું એને દલિત અને ગ્રામચેતનાની વાર્તાઓનો પ્રવાહ કહેવાનું વધુ પસંદ કરું.

સાહિત્યના ઇતિહાસમાં કદી ન મળ્યા હોય એટલી મોટી સંખ્યામાં આશાસ્પદ વાર્તાકારો અહીં સર્જનક્ષેત્રે પ્રવૃત્ત છે. જોકે આ બેચાર સરસ વાર્તા આપનારાઓએ હજી સર્જકતાનો હિસાબ આપવાનો બાકી છે. દા.ત.. મણિલાલ પટેલ, મોહન પરમાર, રમેશ દવે, હર્ષદ ત્રિવેદી, અજિત ઠાકોર, કિરીટ દૂધાત, મનોહર ત્રિવેદી, માય ડિયર જયુ, ઊજમશી પરમાર, જનક ત્રિવેદી, ધરમભાઈ શ્રીમાળી, દશરથ પરમાર, દલપત ચૌહાણ, હરીશ મંગલમ્, નાઝિર મનસૂરી, મોના પાત્રાવાલા, દીપક રાવલ, જિતેન્દ્ર પટેલ, કંદર્પ દેસાઈ, માવજી મહેશ્વરી, બિંદુ ભટ્ટ... નોંધવા બેસીએ તો બે-ચાર નામ ચુકાઈ જવાની પૂરી શક્યતા છે.

(૪) સૌથી મોટી સંખ્યામાં વાર્તાઓ લખનારો લોકપ્રિય વાર્તાકારોનો પ્રવાહ, જ્યાં સંખ્યા સિવાય કશું નોંધપાત્ર નહીં મળે. જોકે આમાંથી રજનીકુમાર પંડ્યા, મોહમ્મદ માંકડ કે દિલીપ રાણપુરા જેવા પાસેથી બે-ચાર કલાત્મક વાર્તાઓ સાંપડે છે તે નોંધવું પડે.

પ્રથમ પ્રવાહના વાર્તાકારોએ વ્યક્ત કરતાં અવ્યક્તને, ટેકનિકને સર્વેસર્વા માની, પ્રત્યાયનની પરવા ન કરી; પરિણામે ભાવક અવગણાયો. સુરેશ જોષીએ 'કિંચિત્'માં કહેલું, "આપણે જે કહેવા ઇચ્છીએ છીએ તેને એનાથી જેટલી દૂર જઈને કહીએ તેમ વધારે મજા" ('૮૫). આ પ્રવાહના વાર્તાકારોએ જાણે સુરેશભાઈનો પડકાર સ્વીકારી લીધો હોય તેમ ભાવકને હંફાવવાની હરીફાઈએ ચડ્યા. પોતાના આગવા સંવેદનાજગતને આગવી રીતિએ નિરૂપવા મથતો સર્જક સંક્રમણની શરતને બાજુએ હડસેલી બેઠો. (સુરેશ જોષીની વાર્તાઓને સંક્રમણનો પ્રશ્ન સૌથી ઓછો નડે છે, કિશોર જાદવને સૌથી વધુ નડે છે. બાકીના વાર્તાકારો આ બે અંતિમોની વચ્ચે છે.) ભાવકની સંડોવણી કરી, આધુનિકોએ એનું સૌથી વધારે ગૌરવ કર્યું એવું સાંભળવું બહુ રૂપાળું લાગે છે. પણ પાયાનો પ્રશ્ન એ છે: ભાવક સંડોવાયો હતો ખરો?

કપોળકલ્પનની પ્રયુક્તિથી આ વાર્તાકારોએ એક આગવી સૃષ્ટિ ઊભી કરી, જ્યાં આપણને પરિચિત ચૈતસિક, બાહ્ય વાસ્તવ અદશ્ય થયું. આ પ્રયુક્તિ મધુ રાયની હરિયા જૂથની વાર્તાઓ, 'સરલ અને શમ્પા' જેવી વાર્તામાં એકદમ કાર્યસાધક નીવડી. કપોળકલ્પનની મદદથી ભય અને અદ્ભુતનું વિશ્વ ઊભું કરતા સુરેશ જોષીમાં પછીથી આ પ્રયુક્તિની એકવિધતા કળાઈ આવે છે. કિશોર જાદવની વાર્તાઓમાં આ પ્રયુક્તિથી કશું સિદ્ધ થતું હોય તો હું ઉકેલી શકતી નથી. રૂપની આરાધનામાં વાર્તાનો બિનજરૂરી મેદ ઘટ્યો, વ્યક્ત કરતાં અવ્યક્તનું મહત્ત્વ વધ્યું એ વાત સાચી, પણ આ બધા પાછળ વાર્તાનું પરિચિત માળખું ખોવાઈ ગયું. કેન્દ્રવર્તી પાત્ર, ઘટના, કથનકેન્દ્ર, ચાવીરૂપ ક્ષણ જેવાં ટૂંકી વાર્તાનાં પરિચિત ઘટકતત્ત્વો મોટાભાગની વાર્તાઓમાં શોધ્યાં નથી જડતાં. સામાજિક-માનવીય સંદર્ભ ભૂંસાતો ચાલ્યો. પરિણામે વાર્તા જિવાતા જીવનથી દૂર સરી. માધ્યમની શક્યતા તાગવાની વાતો કાં તો ચબરાકીમાં સરી ગઈ, કાં તો કલ્પનો-પ્રતીકોનો મેદ ખડકતી ગઈ. વાચક તો

ભાગ્યે જ પગ દીધો છે, ને જ્યારે દીધો છે ત્યારે મોંભરિયાં પડ્યા છે.

આ તબક્કાના વાર્તાકારોની ટૂંકમાં વાત કરતા પહેલાં સર્જન-વિવેચનને સ્પર્શતા થોડાક ચિંત્ય મુદ્દાઓની વાત કરી લઉં.

⁕ આપણે નિખાલસપણે, પ્રામાણિકતાથી કબૂલવું રહ્યું કે આપણા વાર્તાકારનું અનુભવવિશ્વ સાંકડું છે. સ્ત્રીપુરુષસંબંધની આસપાસ સર્જક અટવાઈ ગયો છે. આ સંબંધને સંકુલતા સમેત આલેખતી વાર્તાઓની સંખ્યા ઓછી છે, સપાટી પરનાં છબછબિયાં કરતી સંખ્યા મોટી છે. જોકે હિમાંશી શેલતનો 'એ લોકો', મોહન પરમારનો 'કુંભી', માય ડિયર જયુનો 'જીવ', અનિલ વ્યાસનો 'સવ્ય અપસવ્ય' વગેરે વાર્તાસંગ્રહો આ મર્યાદાને અતિક્રમી શક્યા છે.

⁕ બદલાયેલાં જીવનસંદર્ભો, જીવનમૂલ્યો વચ્ચે માણસ બાહ્ય સ્તરે પલટાઈ રહ્યો છે. પણ ધર્મ બાબતે, સ્ત્રી કે દલિતો પ્રત્યેના વ્યવહાર બાબતે અંદરથી તો હજીયે તે એવો ને એવો જ છે. એની આ દ્વિધા, એનું આવું બેવડું વલણ કોઈક રીતે નિરૂપાવું જોઈએ. હરીશ નાગ્રેચાની 'કેટવૉક'માં સ્ત્રી પ્રત્યેનું બેવડું વલણ દર્શાવાયું છે. માય ડિયર જયુની 'પ્રવેશ'માં દલિતો પ્રત્યેનું અસલ વલણ નિરૂપાયું છે.

⁕ દરેક સર્જકે તેના સમય અને તેના સમયના માનવીને કલાત્મક રીતે આલેખવાના હોય. માહિતી-સ્ફોટના આ યુગમાં કેટકેટલા પ્રશ્નો વચ્ચે માણસ જીવી રહ્યો છે! અવનવા વાસ્તવ સાથે પનારો પાડતો આજનો માણસ વ્યક્તિગત અને સામાજિક બેવડી સંકુલતા સામે ઝઝૂમી રહ્યો છે. એની આસપાસ સંવેદનશૂન્યતા, મૂલ્યહ્રાસ, જીવન પરત્વેની નિસબતનો સદંતર અભાવ હોવા છતાંય જીવનરસથી છલછલતો હોય એવો સમાજનો બહુ મોટો હિસ્સો નઘરોળની જેમ મસ્તીથી જીવે છે. આ પોલો માણસ એનો વિષય બનવો જોઈએ. છેલ્લી પચ્ચીસીએ રાજકીય-સામાજિક ક્ષેત્રે બહુ મોટી ઊથલપાથલો જોઈ છે. જીવનમૂલ્યોને ખતમ કરી દેતી, જીવનની ક્ષણભંગુરતાનો પળમાં અનુભવ કરાવતી ઘટનાઓનો આ સર્જક સાક્ષી બન્યો છે. '૭૫ની રાજકીય કટોકટી, '૮૧ અને '૮૫નાં અનામત આંદોલનોની વરવી બાજુ, '૯૨ની ધાર્મિક-સામાજિક કટોકટી, ટોચના નેતાઓની હત્યા, માઝા મૂકતો આતંકવાદ, '૯૪નો પ્લેગ, રાજકીય અસ્થિરતા, અતિ ઝડપે બદલાતો જીવનસંદર્ભ, વિજ્ઞાનની અકલ્પ્ય કમાલો જેવી ક્ષુબ્ધ કરી દેનારી ઘટનાઓને વિષય બનાવતી વાર્તાઓ આંગળીના વેઢે ગણાય એટલી ઓછી છે. દા.ત. હિમાંશી શેલતની 'લાલ પાણી', 'ફુગ્ગા', 'કોઈ બીજો માણસ', રવીન્દ્ર પારેખની 'સુભદ્રા', અનિલ વ્યાસની 'ભૂખ', રમેશ દવેની 'પ્લીઝ સર, મને સમજો', હરીશ નાગ્રેચાની 'હોનારત', પરેશ નાયકની 'આદિ રોબૉટ', બિપિન પટેલની 'વૉશિંગ મશીન'.

ભ્રૂણ-પરીક્ષણ અને ભ્રૂણ-હત્યા દ્વારા જીવનના સાતત્ય આડે હાથ દેવાની જઘન્ય કોશિશ સામે સર્જનાત્મક આક્રોશ કલાત્મક ધોરણે પ્રગટવાનો બાકી છે.

⁕ આ જ ગાળામાં ઉત્તમ વાર્તાકારો આવ્યા અને આ જ દાયકામાં વાર્તાએ ભોંય બદલી એવાં રંગરાગી વિધાનોનું ઝાઝું મહત્ત્વ નથી. હજી ઉમાશંકર જોશી, પન્નાલાલ પટેલ, જયંતિ દલાલ કે જયંત ખત્રીની વાર્તાઓને અતિક્રમી જતી વાર્તાઓ આવવાની બાકી છે. આ તો વિકાસનીપ્રક્રિયા છે. એ મંદપ્રાણ લાગે ત્યારેય બે-ત્રણ સર્જકો તો પૂરી નિસબતથી, સાતત્યપૂર્ણ વાર્તાઓ આપવાના જ. આ દાયકામાં આવા વાર્તાકારોની સંખ્યા વધી છે એની ના નહીં પડાય.

⁕ '૮૫ પછીની વાર્તા માત્ર ગુજરાતી ચેતનાની વાત કરે છે એવા તારણ પર પહોંચવામાં જોખમ છે. વાર્તા જ્યારે કોઈ પ્રદેશવિશેષને તાકતી હોય ત્યારે પણ વાત તો આમ માણસની સંકુલ મનઃસ્થિતિ, એના જાત અને જગત સાથેના સંઘર્ષની જ કેન્દ્રમાં રહેવાની એવું ઉમાશંકર, મડિયા-મેઘાણી, પન્નાલાલ કે ખત્રીની વાર્તાઓ પરથી સમજી શકાય છે. આપણી '૮૫ પછીની વાર્તાઓ જો માત્ર જ્ઞાતિવિશેષ કે પેટાજ્ઞાતિના રીતરિવાજોની બોલીના લહેકાઓના જટાજૂટમાં

કૅમેરાની કરામતનો ઉપયોગ કરતી 'ચોસઠથી આઠ પર' જેવી અભિનવ પ્રયોગશીલ વાર્તા આપે છે.

'જણસ' ('૮૮)ના સર્જક બાબુ છાડવા ટેકનિકના કૃતક પ્રયોગ વગર આધુનિક સંવેદનાની વાત થઈ શકે એના પુરાવારૂપ વાર્તાઓ આપે છે. અભિધામાં સર્યા વગર તેઓ 'જણસ'માં જે કહેવું છે તે કહી શક્યા છે. સંપાદકોએ આ પુસ્તકને વાર્તાસંગ્રહની જગ્યાએ ગદ્યસંગ્રહ બનાવી દીધું છે.

'મોરબંગલો' ('૮૮)ના સર્જક હરિકૃષ્ણ પાઠક 'સમળો', 'પ્રતિઘોષ' જેવી વાર્તાઓમાં આગવી નિરૂપણરીતિએ આધુનિક સંવેદન આલેખે છે. નર્મમર્મભરી શૈલીથી લખતા આ વાર્તાકારની વાર્તાઓ શરગતિએ ધારેલ નિશાને પહોંચે છે.

'સ્વપ્નવટો' ('૮૭), 'સંધિકાળ' ('૯૪)ના લેખક રવીન્દ્ર પારેખ બેઉ સંગ્રહમાં સંવિધાનના સફળનિષ્ફળ અખતરાઓ કરતા રહ્યા છે. 'સ્વપ્નવટો'ની ઉત્તમ વાર્તા તો 'જન્મ'ને જ ગણી શકાય. 'ટોચ'માં તરંગને ખપમાં લેતા સર્જક 'કબંધ'માં કપોળકલ્પનાનો વિનિયોગ કરે છે. કથનરીતિના અવનવા પ્રયોગો કરતા રહેતા આ સર્જક ભ્રાન્તિનું વિશ્વ વેરવિખેર કરી મોટા ભાગે વાર્તાઓને હાનિ જ પહોંચાડે છે. એમની પ્રયોગવૃત્તિએ એમની પાસે આયાસી, વેરવિખરે કૃતિઓ લખાવી છે.

ચિનુ મોદીનો બીજો સંગ્રહ 'છલાંગ' આગળના સંગ્રહની વાર્તાઓને સમાવી લે છે. અહીં બધા પ્રયોગ વાર્તા સુધી નથી પહોંચતા. કથાકથનની રીત, કથકનો ટોન આસ્વાદ્ય બને છે, પણ પદ્યના વિનિયોગ સામે પ્રશ્નો છે. પદ્ય બધી જગ્યાએ સર્જકતાના ઉન્મેષરૂપે નથી પ્રગટ્યું... આયાસી જોડકણાં પણ છે. આ રીતિને અત્યારે તો માત્ર એક શક્યતા ગણવી જ હિતાવહ છે.

દુર્બોધતા જ જ્યારે કલાત્મકતાનો પર્યાય મનાતો ત્યારે એવું લખતા સુમન શાહ, સુવર્ણા, પરેશ નાયકની હમણાંની વાર્તાઓ આ વાર્તાકારોમાં આવેલ બદલાવને સૂચવે છે. સુમન શાહની 'ફટફટિયું', 'વર્ચ્યુઅલી રિયલ સૂટકેઇસ' સુવર્ણાની 'કોઈ બીજો ગ્રહ', પરેશ નાયકની 'પરપોટો', 'પાંચ સારા જણ', 'દોસ્ત ભાઈ, દોસ્ત દુશ્મન', મધુ રાયની 'જુદાઈ' વગેરે વાર્તાઓ નમૂનાદાખલ જોઈ શકાય. પરેશ નાયકની વધારે વાર્તાઓ આધુનિક ટૂંકી વાર્તાપ્રવાહની છે... પણ એમની વાર્તાઓમાં આવેલા પલટાને કારણે મેં એમને બીજા પ્રવાહના વાર્તાકાર કહ્યા છે. ભાષાના લય, કથનરીતિની વિવિધતા અને કથકના ટોન વડે આ સર્જક હજી સારાં પરિણામ લાવી શકે એમ છે.

આધુનિક ટૂંકી વાર્તાની પ્રતિક્રિયારૂપે અને સર્જકની નિજી જરૂરિયાત તથા પ્રતિભાના બળે જે વાર્તાઓ આવી તેણે વચ્ચેનાં વર્ષોના અભિનિવેશને બાજુ પર રાખી પરંપરા સાથે તંતુ જોડ્યો. આધુનિક આંદોલને આ વાર્તાકારોને સામગ્રીના તિરસ્કાર-પુરસ્કાર બાબતે, રૂપાંતરણ બાબતે, ઘટકોની અન્વિતિ અને સંવાદિતાના સત્ય પરત્વે સભાન બનાવ્યા છે. આ વાર્તાકારે પરંપરાગત અને આધુનિક બેઉ વાર્તાનાં બિનજરૂરી, આયાસી તત્ત્વોને ગાળી, પરંપરાનો વિસ્તાર સાધવા પ્રામાણિક મથામણ આદરી છે. કસબ વિશે સભાન બની એણે એના માધ્યમની શક્યતાઓને તાગવાની કોશિશ કરી છે. માત્ર વાર્તાતત્ત્વ, માત્ર રચનારીતિ, માત્ર ભાષા વાર્તાને બચાવી ન શકે એ વાત વાર્તાકાર સમજી ચૂક્યો છે. છેલ્લા બે દાયકાની ઉત્તમ વાર્તાઓએ સિદ્ધ કર્યું છે કે ટૂંકી વાર્તા જે નવા સ્થિત્યંતર તરફ વળી તે કૃતક પ્રયોગશીલતાનું નથી, પણ સંવેદનશીલ સર્જકતાનું છે. આજની વાર્તા કૂટપ્રશ્ન નથી, ચબરાકી પણ નથી. વચ્ચેનાં વર્ષોમાં વાર્તા જે રીતે વાચક સામે હોઠ ભીડી, પડકાર ફેંકતી ઊભી રહી ગઈ હતી એવું આજે નથી રહ્યું. સસ્તી, લપટી પડી ગયેલી સરળતા પણ નહીં, જાણી જોઈને ઊભી કરેલી દુર્બોધતા પણ નહીં. ના તો તમારે ભાવકને લપસવાની સગવડ આપવાની છે, ના એને ઠોઠ જાહેર કરવાનો છે. આ વાર્તાએ નક્કર, નઠોર વાસ્તવ સાથેનો તૂટી ગયેલ નાતો ફરીથી જોડ્યો. પરિચિત પરિવેશ અને પોતીકા સંવેદનાજગતને એની સર્વે સંકુલતાઓ સંમેત નિરૂપવા આ વાર્તાકારે મથામણ આદરી. માનવમનનાં ઊંડાં અંધારાં વીંધી ચિત્તનાં નરવાં-વરવાં રૂપો પ્રગલ્ભપણે આલેખ્યાં. દુર્બોધતાથી દૂર રહેલા આ વાર્તાકારોએ અતિવાસ્તવ, કપોળકલ્પનના પ્રદેશમાં

ભાગ્યે જ પગ દીધો છે, ને જ્યારે દીધો છે ત્યારે મોંભરિયાં પડ્યા છે.

આ તબક્કાના વાર્તાકારોની ટૂંકમાં વાત કરતા પહેલાં સર્જન-વિવેચનને સ્પર્શતા થોડાક ચિંત્ય મુદ્દાઓની વાત કરી લઉં.

❋ આપણે નિખાલસપણે, પ્રામાણિકતાથી કબૂલવું રહ્યું કે આપણા વાર્તાકારનું અનુભવવિશ્વ સાંકડું છે. સ્ત્રીપુરુષસંબંધની આસપાસ સર્જક અટવાઈ ગયો છે. આ સંબંધને સંકુલતા સંમેત આલેખતી વાર્તાઓની સંખ્યા ઓછી છે, સપાટી પરનાં છબછબિયાં કરતી સંખ્યા મોટી છે. જોકે હિમાંશી શેલતનો 'એ લોકો', મોહન પરમારનો 'કુંભી', માય ડિયર જયુનો 'જીવ', અનિલ વ્યાસનો 'સવ્ય અપસવ્ય' વગેરે વાર્તાસંગ્રહો આ મર્યાદાને અતિક્રમી શક્યા છે.

❋ બદલાયેલાં જીવનસંદર્ભો, જીવનમૂલ્યો વચ્ચે માણસ બાહ્ય સ્તરે પલટાઈ રહ્યો છે. પણ ધર્મ બાબતે, સ્ત્રી કે દલિતો પ્રત્યેના વ્યવહાર બાબતે અંદરથી તો હજીયે તે એવો ને એવો જ છે. એની આ દ્વિધા, એનું આવું બેવડું વલણ કોઈક રીતે નિરૂપાવું જોઈએ. હરીશ નાગ્રેચાની 'કેટવૉક'માં સ્ત્રી પ્રત્યેનું બેવડું વલણ દર્શાવાયું છે. માય ડિયર જયુની 'પ્રવેશ'માં દલિતો પ્રત્યેનું અસલ વલણ નિરૂપાયું છે.

❋ દરેક સર્જકે તેના સમય અને તેના સમયના માનવીને કલાત્મક રીતે આલેખવાના હોય. માહિતી-સ્ફોટના આ યુગમાં કેટકેટલા પ્રશ્નો વચ્ચે માણસ જીવી રહ્યો છે ! અવનવા વાસ્તવ સાથે પનારો પાડતો આજનો માણસ વ્યક્તિગત અને સામાજિક બેવડી સંકુલતા સામે ઝઝૂમી રહ્યો છે. એની આસપાસ સંવેદનશૂન્યતા, મૂલ્યહ્રાસ, જીવન પરત્વેની નિસબતનો સદંતર અભાવ હોવા છતાંય જીવનરસથી છલછલતો હોય એવો સમાજનો બહુ મોટો હિસ્સો નઘરોળની જેમ મસ્તીથી જીવે છે. આ પોલો માણસ એનો વિષય બનવો જોઈએ. છેલ્લી પચ્ચીસીએ રાજકીય-સામાજિક ક્ષેત્રે બહુ મોટી ઊથલપાથલો જોઈ છે. જીવનમૂલ્યોને ખતમ કરી દેતી, જીવનની ક્ષણભંગુરતાનો પળમાં અનુભવ કરાવતી ઘટનાઓનો આ સર્જક સાક્ષી બન્યો છે. '૭૫ની રાજકીય કટોકટી, '૮૧ અને '૮૫નાં અનામત આંદોલનોની વરવી બાજુ, '૯૨ની ધાર્મિક-સામાજિક કટોકટી, ટોચના નેતાઓની હત્યા, માઝા મૂકતો આતંકવાદ, '૯૪નો પ્લેગ, રાજકીય અસ્થિરતા, અતિ ઝડપે બદલાતો જીવનસંદર્ભ, વિજ્ઞાનની અકલ્પ્ય કમાલો જેવી ક્ષુબ્ધ કરી દેનારી ઘટનાઓને વિષય બનાવતી વાર્તાઓ આંગળીના વેઢે ગણાય એટલી ઓછી છે. દા.ત. હિમાંશી શેલતની 'લાલ પાણી', 'ફુગ્ગા', 'કોઈ બીજો માણસ', રવીન્દ્ર પારેખની 'સુભદ્રા', અનિલ વ્યાસની 'ભૂખ', રમેશ દવેની 'પ્લીઝ સર, મને સમજો', હરીશ નાગ્રેચાની 'હોનારત', પરેશ નાયકની 'આદિ રોબૉટ', બિપિન પટેલની 'વૉશિંગ મશીન'.

ભ્રૂણ-પરીક્ષણ અને ભ્રૂણ-હત્યા દ્વારા જીવનના સાતત્ય આડે હાથ દેવાની જઘન્ય કોશિશ સામે સર્જનાત્મક આક્રોશ કલાત્મક ધોરણે પ્રગટવાનો બાકી છે.

❋ આ જ ગાળામાં ઉત્તમ વાર્તાકારો આવ્યા અને આ જ દાયકામાં વાર્તાએ ભોંય બદલી એવાં રંગરાગી વિધાનોનું ઝાઝું મહત્ત્વ નથી. હજી ઉમાશંકર જોશી, પન્નાલાલ પટેલ, જયંતિ દલાલ કે જયંત ખત્રીની વાર્તાઓને અતિક્રમી જતી વાર્તાઓ આવવાની બાકી છે. આ તો વિકાસનીપ્રક્રિયા છે. એ મંદપ્રાણ લાગે ત્યારેય બે-ત્રણ સર્જકો તો પૂરી નિસબતથી, સાતત્યપૂર્ણ વાર્તાઓ આપવાના જ. આ દાયકામાં આવા વાર્તાકારોની સંખ્યા વધી છે એની ના નહીં પડાય.

❋ '૮૫ પછીની વાર્તા માત્ર ગુજરાતી ચેતનાની વાત કરે છે એવા તારણ પર પહોંચવામાં જોખમ છે. વાર્તા જ્યારે કોઈ પ્રદેશવિશેષને તાકતી હોય ત્યારે પણ વાત તો આમ માણસની સંકુલ મનઃસ્થિતિ, એના જાત અને જગત સાથેના સંઘર્ષની જ કેન્દ્રમાં રહેવાની એવું ઉમાશંકર, મડિયા-મેઘાણી, પન્નાલાલ કે ખત્રીની વાર્તાઓ પરથી સમજી શકાય છે. આપણી '૮૫ પછીની વાર્તાઓ જો માત્ર જ્ઞાતિવિશેષ કે પેટાજ્ઞાતિના રીતરિવાજોની બોલીના લહેકાઓના જટાજૂટમાં

અટવાઈ પડી તો ખોટ તો વાર્તાને જ જવાની. પોતીકાં પરિવેશ, સંવેદન અને સમસ્યાને આલેખતી આ વાર્તાઓમાંથી પ્રગટતો મૂલ્યબોધ સર્વદેશીય ન બની રહેતો હોત તો વાર્તા આજે ઊભી છે એમ ટટ્ટાર ન ઊભી હોત. ગુજરાતી ચેતનાનો આગ્રહ કુંઠા બની રહેવાનું પૂરું જોખમ છે. વાર્તાકારે એને અતિક્રમવું જ રહ્યું.

※ સુરેશ જોષી કે કિશોર જાદવને પણ પ્રસ્તાવના લખાવ્યા વગર નહોતું ચાલ્યું. વિરોધ અભ્યાસપૂર્ણ પ્રસ્તાવનાનો કદી ન હોય. પણ આપણે ત્યાં તો એકાદ-બે વાર્તા વિશે, થોડુંક વાર્તાકાર વિશે લસરતી કલમે લખી સરસ, ઉત્તમનાં પ્રમાણપત્રો ફાડી આપવાનો શિરસ્તો છે.. આમાં ટૂંકી વાર્તાના ઉત્તમ અભ્યાસી પણ અપવાદરૂપ નથી ઠરતા એનું દુઃખ છે. દા.ત. 'બાવળ વાવનાર અને બીજી વાતો', 'પગ બોલતા લાગે છે'ની પ્રસ્તાવના, 'રાતવાસો'ની પ્રસ્તાવના.

※ બે-ચાર સારી વાર્તાઓ લખનારને સમય સાથે જાતને પુરવાર કરવા દો. પછી 'ઉત્તમ', 'સમર્થ વાર્તાકાર' જેવાં પ્રમાણપત્રો ફાડો. એમની વાર્તાઓ બોલશે. વારંવાર જાહેરમાં થાબડવાથી સરવાળે નુકસાન વાર્તાકારને થવાનું છે.

※ આધુનિક વાર્તાઓમાં જે પ્રશ્ન કલ્પન-પ્રતીક-પ્રચુર કાવ્યસદૃશ ભાષાએ કર્યો હતો એવો જ પ્રશ્ન બોલીનો અતિરેક કરી શકે એ વાત આપણા વાર્તાકારે યાદ રાખવાની છે. ટૂંકી વાર્તાનું સ્વરૂપ કથાનો પણ અતિરેક ખમી નહીં શકે એ વાત અનુભવે સમજાઈ જવી જોઈએ. ભાષાનાં પડ ભેદવામાં જ જો ભાવકે પોતાની સઘળી તાકાત કામે લગાડવાની હોય તો એ ઝાઝી મથામણ નહીં કરે.વિશિષ્ટ પ્રદેશ, પરિવેશને વાચા આપવા માગતા વાર્તાકારે જરા ભૂતકાળ તરફ નજર કરી લેવી. જયંત ખત્રીની વાર્તાઓમાં વિશિષ્ટ પરિવેશનાં, આગવા મિજાજનાં લોકો છે. પણ એ વાર્તાઓને માણવામાં ભાષા ક્યાંય અંતરાય નથી બનતી. નાઝિર મનસૂરીની જેમ ખત્રીએ પણ એ જ વિસ્તારની ભાષાનો આગ્રહ રાખ્યો હોત તો? અમુક દલિત વાર્તાઓ માટે પણ આ જ ફરિયાદ કરવાની થાય છે. બોલીની શક્યતાને તાગી, એને સર્જનાત્મક સ્તરે પ્રયોજતા વાર્તાકાર સામે આવી ફરિયાદ નહીં થાય. દા.ત. ઉમાશંકર જોશી, પન્નાલાલ પટેલ, જયંતિ દલાલ કે મણિલાલ હ. પટેલ, મનોહર ત્રિવેદી, માય ડિયર જયુ વગેરે... બાકી તો બોલીનો બચાવ કરનારાઓએ પણ એક વાત સમજી લેવી રહી કે વાર્તાપ્રવેશ માટે બોલી જો અંતરાય બનશે તો વેઠવાનું વાર્તાએ જ આવશે. ભાવક તો હાથ ખંખેરીને ચાલતો થશે.

※ પાત્ર-ભાષા અને કથનરીતિની સંવાદિતા વગર વાર્તા જીવંત એકતા પ્રાપ્ત ન કરી શકે. આપણા કેટલા બધા સર્જકો આ બાબતે હજી પણ સભાન નથી. પરિણામે એમની વાર્તાઓમાં ભાષાના બેવડા પ્રશ્નો ઊભા થાય છે. દા.ત. અજિત ઠાકોર, જોસેફ મેકવાન, રમેશ દવે, જનક ત્રિવેદી, રાઘવજી માધડ વગેરે.

※ દેશીવાદને નામે નરી સરળતામાં રાચનારા કે આધુનિકતાના નામે કલ્પનાપ્રતીક-જટાજૂટમાં અટવાઈ રહેનારાઓમાંથી કાળના પ્રવાહમાં કોઈ નહીં ટકે. આ બેઉ પરંપરાને આત્મસાત્ કરી વાર્તાકલાને આરાધનાર જ જળ જંપી ગયા પછી ટકવાના છે.

※ ટૂંકી વાર્તાની બધી જ મુદ્રાઓ–તેની વિશેષતા અને નબળાઈ સાથે – આલેખવા માટે યોગ્ય સંપાદનોની જરૂર પડવાની. છેલ્લા દાયકામાં વાર્તામર્મજ્ઞ સંપાદકો દ્વારા વાર્ષિક સંપાદનો શરૂ થયાં છે તે આનંદની વાત છે. પરંતુ ગૂર્જરનું 'નારીચેતનાની નવલિકાઓ' તથા ગુજરાત સાહિત્ય અકાદમીએ બે ભાગમાં પ્રકાશિત કરેલ સંપાદનો ચિંતા કરાવે છે. સંપાદનમાં સ્થાન પામતી વાર્તા ઉત્તમ ન હોય તો ચાલે, પણ વાર્તા તો હોવી જોઈએ ને? અકાદમીનું સંપાદન બીજી ભાષાના લોકો આદર્શ તરીકે સ્વીકારતા હોય છે એ આપણે જાણીએ છીએ. એટલે આવાં શંભુમેળા જેવાં સંપાદનો વધુ ચિંતા કરાવે.

※ છેલ્લાં પંદર વર્ષોમાં ટૂંકી વાર્તાના વિકાસમાં 'ગદ્યપર્વ' અને ।વિાનો ફાળો નોંધવો જ પડે. ।વિાના 'પરિષ્કૃતિ' તથા દલિત વાર્તા વિશેષાંકે જંપી ગયેલાં જળ ડહોળવાનું કામ કર્યું છે. (આની સામે 'ઉદ્દેશ'ના વાર્તાવિશેષાંકો કોઈ પ્રભાવ છોડી શક્યા નથી.) અજિત

ઠાકોરની વાર્તાવિભાવના, એમની પરિભાષાની ક્લિષ્ટતા સામે વાંધા હોઈ શકે, મને પણ છે, પણ વાર્તા વિશે નિષ્ઠાપૂર્વક સતત વિચારતા રહી, વિધાનો કરતા રહી, બીજાને વળતો વિચાર કરવાની ચાનક ચડાવનાર અભ્યાસી તરીકે એમની નોંધ લેવી જ રહી.

❋ વિવેચને નિર્મમ બનવું જ રહ્યું. નવી ભાત પાડે છે, તૃપ્ત કરે છે, આશાસ્પદ છે, સંતર્પક અનુભવ કરાવે છે, આસ્વાદ્ય છે.... જેવાં પોપટિયાં વિધાનો રટવાનાં બંધ કરી દૂધનું દૂધ ને પાણીનું પાણી કરવું જ રહ્યું. આપણા વિવેચકની આંખ સામે પ્રાંતીય ભાષાઓ ઉપરાંત જગતસાહિત્યની ઉત્તમ વાર્તાઓના નમૂના રહેવા જોઈએ. તો જ તે આપણા વાર્તાકારના મર્યાદિત વિષયો, સાંકડા અનુભવજગતની ઝાટકણી કાઢી શકશે.

આ બધા જ મુદ્દા આપણી સહિયારી ચિંતાના બનવા જોઈએ એ વાત પર ધ્યાન દોરી હું ત્રીજા પ્રવાહના મુખ્ય વાર્તાકારો વિશે સાવ ટૂંકમાં વાત કરીશ.

આધુનિકતાના વ્યામોહમાં તણાયા વગર આંતરપ્રતીતિથી લખતાં રહેનાર સરોજ પાઠકની 'હુકમનો એક્કો'ની વાર્તાઓ ચૈતસિક સંકુલતાઓને નિરૂપે છે. સરોજબેનની શૈલીની જાણીતી વિશિષ્ટતાઓ તથા મર્યાદાઓનું આ વાર્તાઓ પ્રતિનિધાન કરે છે. ૧૯૯૯માં 'કાળરાક્ષસ' સંગ્રહ આપતાં ઈવા ડેવની બિનજરૂરી પથરાટવાળી શૈલીએ વાર્તાઓને શિથિલ બનાવી દીધી છે. વાર્તાગૂંથણીની ફાવટ, વૈવિધ્યસભર અનુભવજગત અને છતી માવજતે ' રાજિયો' અને 'ભવાનીનો ભોગ' સિવાયની વાર્તાઓ કલાત્મક સ્તરે નથી પહોંચતી.

જિવાતા જીવનને જરાય છેહ આપ્યા વગર, સભાનપણે સર્જકકર્મ કરતા રઘુવીર ચૌધરીએ અનિવાર્ય લાગ્યા ત્યાં સામાજિક સંદર્ભને અલોપ કર્યા વગર રચનારીતિના પ્રયોગો કર્યા છે. જોકે 'અતિથિગૃહ' ('૮૮)માં આ વાર્તામર્મજ્ઞ સર્જક પાસેથી રાખેલી અપેક્ષાઓ સંતોષાતી નથી.

પરંપરાગત રીતિએ લખતા ધીરેન્દ્ર મહેતા 'સમ્મુખ' ('૮૫)માં પાંચ-છ સારી વાર્તાઓ આપે છે. સર્જકના સંયત વલણે વાર્તાને બોલવા દીધી છે તે સંગ્રહનું જમાપાસું છે.

ભગવતીકુમાર શર્મા 'અડાબીડ' ('૮૫) અને 'અકથ્ય' ('૯૪)માં માનવસંવેદનની વિવિધ ભાત ઝીલતી પરંપરાગત શૈલીની વાર્તાઓ આપે છે. 'અડાબીડ'માં 'તરબોળ' અને 'અણગમતું'ને બાદ કરતાં સરેરાશ વાર્તાઓ છે. 'અકથ્ય'માં સારી વાર્તાઓની સંખ્યા વધી છે. 'કૂતરા'માં બોલકા બન્યા વગર માણસનું કૂતરાપણું વ્યક્ત થઈ શક્યું છે. 'નરક', 'દાતરડું', 'સૂનકાર' જેવી વાર્તાઓમાં સ્ત્રીનાં વ્યથા-વિષાદને આલેખતા સર્જકે સ્ત્રીના સંકુલ માનસને પણ નિરૂપ્યું છે. આ લેખક જ્યાં હળવી રગમાં લખવા ગયા છે, ત્યાં વાર્તા કોઈ પ્રભાવ નથી પાડી શકી.

'આંખની ઇમારતો ('૮૪)માં વાર્તાકાર અંજલિ ખાંડવાળા અરૂઢ, તાજગીસભર શૈલીએ પરંપરાગત ઢાંચાની શક્યતા ચકાસે છે. સ્ત્રીની સમસ્યાને ગાઈ-વગાડીને નહીં, પણ સ્પર્શીને વ્યક્ત કરી શકાય તે 'શક્તિપાત' વાર્તા પુરવાર કરે છે. 'ઇંદુલાલ ગાયબ' કે 'બાટલીનો ઉંદર' જેવી પ્રભાવક વાર્તાઓ સામે 'ચાંદલાનો વ્યાપ' જેવી ચીલાચાલુ વાર્તા કઠે.

ભારતી દલાલના 'એક નામે સુજાતા' ('૮૫)ના વાર્તાવિશ્વમાં શૈલીની એકવિધતા તરત નજરે ચડવાની. મોટી ઉંમરે પોતાની જાતને વધુ ને વધુ એકાકી અનુભવતી, પુરુષનો સાથ ઝંખતી નારી અહીં નિરૂપાઈ છે. 'આંખો' અને 'શત્રુ' નોંધપાત્ર વાર્તાઓ છે. વારંવાર આવતા રિલ્કે-બોદલેરના ઉલ્લેખો આડંબર સમા લાગે છે. 'ટાઢ' ('૮૭)માં ધીરુબહેન પટેલ 'દૃષ્ટોદૃષ્ટ', 'શૂળ', 'ટાઢ' જેવી વાર્તાઓમાં માનવહૃદયની સંકુલતા નિરૂપી શક્યાં છે. તરુલતા મહેતા 'વિયોગે' ('૮૭) કે તરુલતા દવે 'કોઈ ને કોઈ રીતે ('૮૩)માં બે-ત્રણ સારી વાર્તાઓ આપે છે, પણ વસુબહેન ભટ્ટના 'બે આંખની શરમ'માં સમ ખાવા પૂરતી એકાદ વાર્તા પણ નથી સાંપડતી. ઇલા આરબ મહેતા 'વિયેના વુડ્ઝ' ('૯૯) અને 'બળવો, બળવી, બળવું' ('૯૮)મા નારીવાદની મૂળભૂત ભાવનાના સામા છેડાની વાર્તાઓ આપે છે. એમની મુખરતા

વાર્તાઓને સપાટી પર લાવી મૂકે છે.

'હોલારવ' ('૮૩), 'રણઝણવું' ('૮૯)ના સર્જક વીનેશ અંતાણીએ સાતમા-આઠમા દાયકાની અસર તળે લખેલી વાર્તાઓ કોઈ પરિણામ સુધી નથી પહોંચતી. જ્યાં એવું નથી થયું ત્યાં વાર્તાતત્ત્વની બાદબાકી કર્યા વગર એકલતાનો વિષાદ, જીવનની એકવિધતા, કંટાળો વગેરે પ્રગટાવી શક્યા છે. 'સ્ત્રી નામે વિશાખા'માં પતિગૃહે દોડી જતી આર્યનારીની જગ્યાએ 'તમે આવી શકો છો મારા ઘરે' એવું પતિ-પુત્રને કહેવડાવતી નાયિકામાં નારીની બદલાયેલી. છબિ જોઈ શકાય છે. આ લેખકને નવલકથા ખલાસ કરી દેશે એવી દહેશત 'સત્તાવીસ વરસની છોકરી' વાર્તાએ ખોટી પાડી છે.

ઉત્પલ ભાયાણી 'હલો' ('૮૪), 'ખતવણી' ('૯૫)માં પરંપરાગત શૈલીએ કોઈ પણ પ્રકારના અભિનિવેશથી મુક્ત રહીને વાર્તા લખે છે. 'પ્રેમીઓ' પુરોગામી વાર્તાકારથી ડગલું આગળ માંડી શકી છે. 'ફિલ્મો' અંતે એક સંદિગ્ધતા છોડી જાય છે. 'કિસનલાલનો છબરડો'ની નિરુપણરીતિ તથા 'ખતવણી'નું સહજ નિર્વહણ ગમી જાય એવાં છે. સર્જકની વાચાળતા એમની ઘણી વાર્તાઓને સપાટી પર લાવી મૂકે છે. તો રૂપાંતરણના અભાવે કેટલીક વાર્તાઓ કિસ્સાસ્તરે જ રહી જાય છે.

નગરજીવનની યાંત્રિકતા, સંબંધોની શુષ્કતા, સપાટી પર જીવતા મોટા ભાગના માણસોનાં નાનાંમોટાં સંઘર્ષો અને સમસ્યાઓને ઝીણી નજરે અવલોકતા વિજય શાસ્ત્રી 'ઇત્યાદિ' ('૮૮) અને 'અસારે ખલુ સંસારે' ('૯૩) મોટા ભાગે વિડંબનાનો સૂર પ્રગટાવી હળવી રગે આલેખવાનું વધુ પસંદ કરે છે. મોટા ભાગની વાર્તાઓમાં લેખકનો આગ્રહ તથા વાચકને વિશ્વાસમાં લઈને વાત કરવાની રીતિથી ભ્રાન્તિનું વિશ્વ પડી ભાંગે છે. મોટા ભાગની વાર્તાઓમાં લેખક અતિ મુખર બન્યા છે. 'ફાલ્ગુની, જો પતંગિયાં', 'ચાર સોમવારની વારતા', 'બટુક શેઠ' વગેરે નોંધપાત્ર વાર્તાઓ છે.

'વાંચવાનો રસ સાવ સુકાઈ જાય એટલી હદે પહોંચતી ક્લિષ્ટતા, ટેકનિકની વધુપડતી ચિંતા અને આળપંપાળ કે ભાષાના આંજી દે એવા ઝગમગાટ કે ચબરાકીની તરફેણમાં હું નથી' એવું પ્રથમ સંગ્રહ 'અંતરાલ' ('૮૨)માં કહેનાર હિમાંશી શેલતે ત્રીજા વાર્તાસંગ્રહ 'એ લોકો ('૯૭) સુધી આંતરબાહ્ય વાસ્તવને, સંકુલ સંવેદનોને સરળ ને સાફ અભિવ્યક્તિથી નિરૂપ્યાં છે. જીવનની વિષમતા, વેદના, એકલતાને આલેખતાં આ સર્જક સૂક્ષ્મ સંવેદનો અને ઋજુ લાગણીઓને સંયતતાથી આલેખે છે. મર્યાદિત ફલક પર ચુસ્ત માળખું રજૂ કરવાનો પડકાર ઝીલતાં લેખિકાની 'ઇતરા', 'અકબંધ', 'અવલંબન', 'પાછળ રહી ગયેલું ઘર', 'સુવર્ણફળ', 'બળતરાનાં બીજ' વાર્તાઓ એમની વાર્તાકલાના ઉત્તમ નમૂના છે. એકીસાથે એમની બધી વાર્તા વાંચનારને વિષયવસ્તુ, સંવેદનાજગત અને નિરૂપણરીતિમાં એકવિધતા લાગી શકે. ત્રીજા સંગ્રહથી સાંપ્રત સમસ્યાઓ, એની સામે વાંઝિયો આક્રોશ, લાચારી, નિર્માલ્યતાને આલેખતાં સર્જક એકવિધતામાંથી ચોક્કસ બહાર આવ્યાં છે, પરંતુ સંવેદનને તાટસ્થ્યથી, કલાકીય એતર જાળવીને આલેખવાની એમની શક્તિ જોખમાઈ છે. 'બારણું', 'ચુડેલનો વાંસો', 'કોઈ બીજો માણસ', નિકાલ', લાલ પાણી', 'કિંમત' વગેરે વાર્તાઓનું વિશ્વ ચોક્કસ બદલાયું છે, પણ સાથે સાથે સર્જક વધુ વાચાળ બન્યાં છે. આ નવા જોખમ સામે એમણે સાવચેતી દાખવવી રહી.

આધુનિકતા સાથે નજીકનો સંબંધ ધરાવનાર શિરીષ પંચાલે 'અંચઈ' ('૯૨)માં વાર્તાઓ પરંપરાગત શૈલીએ લખી છે. રજની મહેતાના નામે લખનાર આ વાર્તાકાર પાસેથી જૂનાં મૂલ્યોનું પ્રતીક બનતી 'હવેલી' બદલાતાં જીવનમૂલ્યોનું પ્રતીક બનતી 'મજૂસ' ઉપરાંત 'ઇચ્છામૃત્યુ' જેવી સરસ વાર્તાઓ મળે છે. લેખક જ્યાં તાટસ્થ્ય ગુમાવી પડકાર બની બેઠા છે, ત્યાં વાર્તાને બદલે નર્યો અભિનિવેશ પ્રગટ થાય છે. નિરર્થક લંબાણે પણ એમની વાર્તાઓને વેઠવાનું થયું છે.

લપસણી ભોંય પરથી સરકતા શબ્દોની રેલમછેલમ્ અને ભાષાની વરણાગી હરીશ નાગ્રેચાના

બેઉ સંગ્રહ 'તું બોલ ને!' ('૯૦) તથા 'અને...છતાં પણ' ('૯૮)માં પ્રશ્નો ઊભા કરે છે. પરંપરાગત માળખામાં એક પગ રાખી પ્રયોગશીલતા સિદ્ધ કરવા મથતા આ લેખકની વાર્તાઓમાં પ્રયોગની ચબરાકી અને સંવેદનાનું ધૂંધળું મિશ્રણ જોવા મળે છે. 'તું બોલ ને!'ની વાર્તાઓનો પ્રધાન સૂર એકલતાનો છે. ક્ષણનું સુખ પણ કોની સાથે વહેંચવું? એનો જવાબ ન મળતાં મૂંઝાતાં, સંવાદના અભાવથી ત્રસ્ત, અકળાતાં પાત્રો છે અહીં. 'ખીલેલ'ના કહરખચંદ, 'સુમન મળી હતી'નો ચેતન કે 'કાગ, દર્પણ ને ફેરિયો'નો નાયક, દરેકની એકલતા પોતીકી છે એટલે પીડા પણ આગવી જ હોવાની. બીજા સંગ્રહમાં બદલાતા જીવનસંદર્ભે બદલાતાં મૂલ્યો, સમસ્યાઓને વિષય બનાવતી 'કેટવૉક' અને 'કુલડી' જેવી સરસ વાર્તાઓને સમાંતરે પ્રસ્તારમાં સરી જઈ કશું સિદ્ધ નહીં કરી શકતી વાર્તાઓની સંખ્યા મોટી છે.

'સવ્ય-અપસવ્ય' ('૯૮)ના સર્જક અનિલ વ્યાસ પાસેથી સામટી સાત-આઠ સારી વાર્તાઓ મળે છે. નિત્યાનંદજીના મનની અકળ લીલાને આલેખતી 'મંકોડો'માં આપણા ઘણા બધા બની બેઠેલા બાબાઓના અંતરમનને જોઈ શકાય. બાપદીકરાના અણબનાવને વ્યક્ત કરતી 'તગપો' અને 'સવ્ય-અપસવ્ય' સૂક્ષ્મ સ્તરે એક-બીજીથી જુદી પડે છે. જેના શીર્ષકમાં જ વક્રતા છુપાયેલ છે એવી 'તગપો'માં જિંદગીભર જેની સાથે બોલવાનું ટાળેલ, જેને નફરત કરેલ એ બાપની મરણપથારી જ જીવનદાતા બને છે દીકરા માટે. વર્તમાન-ભૂતકાળની સહોપસ્થિતિને પ્રભાવક પણે રજૂ કરતી 'સવ્ય-આસવ્ય'માં બાપના સ્વભાવનાં સારાં-નરસાં બેઉ પાસાં પ્રબળપણે વ્યક્ત થયાં છે. સ્ત્રીના સંકુલ મનોજગતને આલેખતી 'ખૂણો', 'ચચરાટ' ઉપરાંત 'દસ્તખતના દરવાજેથી', 'હરામી' પણ સારી વાર્તાઓ. વણસ્પર્શ્યા અનુભવજગતને લઈને આવતી 'નરવણ' સ્ત્રી-પુરુષ બંનેમાં ન હોય એવા પાત્રની આંતરવ્યથાને આલેખે છે. સમગ્ર દેશકાળને હચમચાવી મૂકતી, અસ્તિત્વની ભંગુરતા વિશે વિચારતા કરી મૂકતી પ્લેગ જેવી સાંપ્રત ઘટનાને વિષય બનાવી 'ભૂખ' જેવી કલાત્મક વાર્તા આપતા આ સર્જકની કલમ નીવડેલ સર્જક જેટલું કૌવત દાખવે છે.

બહાદુરભાઈ વાંક, પ્રવીણસિંહ ચાવડા જેવા વાર્તાકારો પાસેથી અતિલેખનને કારણે નીવડેલી વાર્તાઓ ઓછી મળે છે. બેઉ વાર્તાકારો મોટા ભાગે આયાસી પ્રપંચોથી દૂર રહ્યા છે.

દલિત અને ગ્રામચેતનાની વાર્તાઓના સર્જક સામે આક્રોશને વ્યક્ત કરવા જતાં પ્રચારાત્મક બની બેસવાનું જોખમ રહેવાનું જ. પ્રતિબદ્ધ વાર્તાએ પણ કલાત્મકતાના ધોરણે પાર ઊતરવું જ પડે એવું માનતા વાર્તાકારો પાસેથી સંતોષ લઈ શકાય તેવી અને તેટલી વાર્તાઓ મળી છે.

'કોલાહલ' ('૮૦), 'નકલંક' ('૯૧) અને 'કુંભી' ('૯૬) – આ ત્રણે સંગ્રહોને સાથે જોનાર અભ્યાસી, મોહન પરમારનો વાર્તાકાર તરીકેનો વિકાસ જોઈ શકે છે. વિવેચક તરીકે હજુ પણ ઘણાં વલણોથી ગ્રસ્ત મોહન પરમાર સર્જક તરીકે વાર્તાકળા પરત્વેની નિસબત સિવાયના આગ્રહો-પૂર્વગ્રહોથી મુક્ત થઈ ગયા છે, જેનું સારું પરિણામ ત્રીજા વાર્તાસંગ્રહમાં જોઈ શકાય છે. સામાજિક વાસ્તવ સાથે ઝીણવટપૂર્વક કામ પાડતા આ લેખક પાત્રોનાં સંકુલ મનઃસંચલનોને પણ એટલા જ જતનથી આલેખે છે. પરિવેશનો સર્જનાત્મક વિનિયોગ સાધી શકતા વાર્તાકાર, જ્યાં વ્યંજનાને વિસ્તરવાનો અવકાશ આપે છે ત્યાં વાર્તા નીવડી આવી છે. 'નકલંક', 'હિરવણ', 'ચૂવો', 'વાયક' 'મંડપ', 'સંકટ', 'ઝીંડું', 'ચળી', 'કળણ' જેવી સર્જનાત્મકતાનો ઉન્મેષ પ્રગટ કરતી વાર્તાઓ આપનારે જ્યારે કપોળકલ્પન કે અતિવાસ્તવ જેવી પ્રયુક્તિઓને સહારે વાર્તા લખવાની હામ ભીડી છે ત્યારે સરવાળે કશું સિદ્ધ નથી થયું.

મણિલાલ હ. પટેલના 'રાતવાસો' ('૯૪) અને 'હેલી' ('૯૫)માં આગળના સંગ્રહની બધી વાર્તાઓ પ્રાદેશિક જીવનનો ગાઢ સંસ્પર્શ ધરાવે છે. 'નાગપાંચમ'માં દીકરી પર બળાત્કાર કરનાર સસરાનાં બાપ અજાણપણે વખાણ કરે છે ત્યારે ઊભી થતી વક્રતા વાર્તાને આસ્વાદ્ય બનાવે છે. સ્ત્રીપુરુષ-

સંબંધને વિષય બનાવતી વાર્તાઓમાં ઉદ્દીપન-વિભાવોની એકવિધતા, પુનરાવર્તનો કઠે છે. 'ચીડો', 'રાતવાસો', 'કાંચળી'ને સાથે વાંચનાર આ જોઈ શકશે. 'ડમરી' સઘન રીતે ગૂંથી શકાઈ હોત તો પ્રતીકાત્મક બની હોત. 'બાંધી મુઠ્ઠી' વાર્તા ઓછી ને નિબંધ વધુ લાગે છે. 'હેલી'નું વાર્તાવિશ્વ થોડું બદલાયું છે. 'માવઠું' 'રાતવાસો'ના જગતની છે. 'સફેદ પીંછાંવાળો કાગડો' અમુક અંશે પ્રતીકાત્મક મૂલ્ય ધારણ કરી શકે છે, પરંતુ પતંગિયું થઈ ગયેલા રતિભાઈની વાર્તા તો પાછા પગલે ચાલવાની દિશા બતાવે છે. જોકે અખતરાઓની વચ્ચે 'છેલ્લું સ્ટેશન' જેવી અનેક અર્થઘટનોને ખમી શકે એવી વાર્તા મળે છે એનો આનંદ. રિબામણ સ્ટેશને ઊતર્યા પછી ઈશ્વર બચાવે તો જ બચાય... બાકી તો ઈશ્વરની યોજનાના એક હાથા બની એ કહે તેમ, કરાવે તેમ, ધારે તેમ કર્યે રાખવાનું.... મણિલાલ પટેલ જાનપદી જીવન અને તળબોલીમાં જેટલા ખીલે છે એટલું સારું પરિણામ નગરજીવન અને શિષ્ટ ભાષામાં નથી આવતું.

'જાળિયું' ('૯૪)ના લેખક હર્ષદ ત્રિવેદી 'સોનું', 'પરુ', 'જળો' જેવી વાર્તાઓમાં પાત્રની લાચારી, લઘુતાગ્રંથિ, નપુંસકતા, સ્વામિત્વ–જળો જેવી વૃત્તિને પ્રતીકાત્મક રીતે આલેખી શક્યા છે. 'જાળિયું'માં ભાવક વિચ્છેદની વ્યથા અનુભવી શકે છે. સર્જકસંયમે વાર્તાને રોતલ નથી બનવા દીધી, પણ પ્રસ્તારી બનતાં નથી અટકાવી. 'સોનું', 'જળો', 'આઢ'માં જાતીય સંબંધની સંકુલતાનાં વિવિધ પરિમાણો ભલે આલેખાયાં હોય, પણ ઉત્તમ વાર્તા તો 'આઢ' જ.

ગ્રામપરિવેશ, ગોહિલવાડી બોલી પરની પકડ, બોલીને સર્જનાત્મક સ્તરે પ્રયોજવાની હથોટી, વાર્તાગૂંથણી માટે ઝીણા નકશીકામ જેવા પ્રસંગો ઊભા કરવાની આવડત, નિરૂપણની વિવિધ રીતિઓને કારણે મનોહર ત્રિવેદીનો 'ગજવામાં ગામ' ('૯૮) તથા માય ડિયર જયુનો' 'જીવ' ('૯૯) વાર્તાસંગ્રહો નોંધપાત્ર બન્યા છે. મનોહર ત્રિવેદી પાસેથી સાવ નોખી ભાત પાડતી 'નાગચૂડ' જેવી વાર્તા સાથે નીતિવાદીઓને ભડકાવે તેવી 'પાઠડી' નામની વાર્તા મળે છે. 'તમે કેમ ચૂપ છો?' 'ઓળખ', 'ફરક' માનવમનની અકળ લીલાઓને નિરૂપે છે. માય ડિયર જયુની 'જીવ' તથા 'પ્રવેશ' વાર્તાઓ દલિત વાર્તાકારોએ આદર્શ તરીકે સ્વીકારવા જેવી છે. 'જીવ'માં જોકે પાડા ને દીકરાના જીવની સરખામણી કરતાં લેખક જરાક વાગાળ થઈ ગયા છે. અભિવ્યક્તિનું વિશિષ્ટ કૌશલ ધરાવતી 'છકડો' વાર્તાની દશ્યાત્મકતા, કથનનો લય વાર્તાને નવું પરિમાણ આપે છે. કથનની એકવિધતા છકડાની એકવિધ ગતિની સાથે માણસની એકવિધ ગતિને પણ પ્રગટ કરે છે. બદલાતા સમાજ, બદલાતાં જીવનમૂલ્યોનું છકડો પ્રતીક બની રહે છે. એટલે જ છકડો રહ્યો, માણસ ગયો. આરંભથી અંત સુધી તનાવનું સુપેરે નિર્વહણ કરતી 'પ્રવેશ' વાર્તામાં ગાંધીના વારસદારોનું બેવડું વલણ ઉઘાડું પડી જાય છે. 'વેકેશન'માં એક ૧૪-૧૫ વર્ષની કિશોરીનો પ્રથમ દૃષ્ટિનો પરપોટા જેવો મુગ્ધ પ્રેમ અદ્‌ભુત રીતે એના જ મુખે આલેખાયો છે. પાત્રમાનસની સરળ કે સંકુલ લાગણીઓને નિરૂપવામાં આ બેઉ લેખકોને ભાષાનો પનો ક્યાંય ટૂંકો નથી પડ્યો.

રમેશ દવેના 'શબવત્' ('૯૫)માં છ-સાત વાર્તાઓ લેખકની પરિપક્વ અભિવ્યક્તિની સાહેદી પૂરે છે. સ્ત્રી-પુરુષના સંકુલ સંબંધ તથા મનની અકળ લીલાને વિષય બનાવતી 'શબવત્' વાર્તા નીતિ-અનીતિનાં સ્વીકૃત ધોરણોથી પર થઈને આલેખાઈ છે. પ્રસ્તાર, બધું કહી દેવાની ઉતાવળે આ લેખકની ઘણી વાર્તાઓને શિથિલ/સપાટ બનાવી દીધી છે.

'બાવળ વાવનાર અને બીજી વાર્તાઓ' ('૯૫)ના લેખક જનક ત્રિવેદી રેલવેના નવતર પરિવેશને લાવવા બદલ વધુ વખણાયા. બે-ત્રણ સરસ વાર્તા આપતા આ સંગ્રહમાં મોટા ભાગની સરેરાશ વાર્તાઓ છે. સૌરાષ્ટ્રની બળૂકી બોલીએ પાત્રોને ઉઘાડવામાં અને કથાનકને તીવ્રતા બક્ષવામાં મોટો ફાળો આવ્યો છે.

ધૂમકેતુને પણ શરમાવે એવી રંગરાગી વાર્તાઓના સર્જક પુરુરાજ જોષી 'માયાવિની' ('૯૪)ની વાર્તાઓ લઈને આવે ત્યોર વાર્તાકાર તરીકેનો એમનો

વિકાસ આનંદ આપે. બે અંતિમે રહીને સર્જન કરતા 'માયાવિની'ના લેખકે ચવાઈ ગયેલા વિષયવસ્તુવાળી, સાવ નબળી વાર્તાઓ આપી છે, તો એની સામે માનવનિયતિની સંકુલતા, માણસના 'હોવા'ની અનર્થકતા, તેનો ખાલીપો, અનંત પ્રતીક્ષાને આલેખતી, આધુનિકતાનો સંસ્પર્શ પામેલી સક્ષમ વાર્તાઓ પણ આપી છે. સ્ત્રી-પુરુષના સંબંધને વિષય બનાવતી વાર્તાઓએ એકાદ અપવાદને બાદ કરતાં આ તર્કને હાથતાળી આપી છે.

ધરમાભાઈ શ્રીમાળી 'સાંકળ' ('૯૭)માં 'સાંકળ', 'નવી' 'વીંછુડો', 'ભવાઈ' જેવી સરસ વાર્તાઓ આપે છે. તળજીવન, તળભાષાને નજીકથી જાણનાર આ સર્જકને ઝીણું નીરખવાની આદત છે.

ઊજમશી પરમાર 'ટ્રાયપોડ' ('૮૫) અને 'પટારો' ('૯૮)માં 'તિખારા', 'છેલ્લે છેલ્લે', 'રાતે ઊગ્યા દિવસ', 'ભેલાણ'ને બાદ કરતાં સરેરાશ વાર્તારસ જાળવતી વાર્તાઓ આપે છે.

'બાપાની પીપર' ('૯૮)ના સર્જક કિરીટ દૂધાત પાસેથી 'ભાય', 'બાપુ', 'લીલ' જેવી કાઠિયાવાડી પરિવેશમાં ઊઘડતી વાર્તાઓ મળે છે. 'ભાય'માં વ્યંજનાગર્ભ ક્ષણ સુધી વાર્તાને આપમેળે વિકસવા દેતો સર્જક સસરા-વહુના આડા સંબંધ વિશે ફોડ પાડીને કહેવા નથી બેઠો એટલે જ ભોળાના 'જો ટીકુ, ભાય !' વિધાનની વક્રતા વાર્તાને કલાત્મક બનાવે છે. 'લીલ' નાયિકાના મુખે કહેવાઈ છે. વર્તમાન અને ભૂતકાળની પ્રભાવક સહોપસ્થિતિ વાર્તાનું જમાપાસું છે. લીલ પહોંચ્યાં કે નહીં-ના પ્રશ્ન સાથે નાયિકાના પેટમાં કાળુના બીજનો ફરકાટ નાટ્યાત્મક ક્ષણ રચે છે. 'બાપુ'માં ચંચળમાના રુદનમાં વાંઝિયો આક્રોશ અને ભારોભાર લાચારી છે, વિરોધ છે, પણ જડબેસલાક પુરુષસત્તા સામે વાંઝિયો પુરવાર થાય છે. જરાય બોલકા બન્યા વગર, સ્ત્રીની આવી અવમાનના, એની સામેનો એનો આક્રોશ ને લાચારી આટલી વેધક રીતે વ્યક્ત કરતા સર્જક વાર્તાકથક તરીકે ભાપાની પસંદગીમાં થાપ ખાઈ ગયા છે. એકનાં એક પાત્રો – પરિવેશને વિષય બનાવતા વાર્તાકારે એમનું આ મર્યાદિત વિશ્વ મર્યાદા ન બની રહે તે બાબતે સાવચેત રહેવું પડશે.

મોટા ભાગે કિસ્સામાંથી કલાકૃતિ બનાવવાની મથામણમાં રાચતા રજનીકુમાર પંડ્યાની વધુ વાર્તાઓ કિસ્સાસ્તરે જ રહી જાય છે. પરંતુ સુખદ અપવાદરૂપે એમની પાસેથી 'ખલેલ', 'જુગાર', 'નક્કી ?', 'મરદ' જેવી કલાત્મક વાર્તાઓ મળે છે. 'ચંદ્રદાહ'માં પારલૌકિક જગત ખડું કરતા સર્જક જરાક અંશે ધૂમકેતુના રવાડે ચડી ગયેલા લાગે.

આ દાયકામાં સામયિકોમાં પ્રકાશિત થયેલી ઘણી વાર્તાઓએ આ સ્વરૂપની નરવાઈ-ગરવાઈ વિશે આશ્વાસન આપી છે. વાર્તાસ્વરૂપની પૂરી સમજ, સ્વરૂપ સાથેની નિસબત ધરાવતા કેટલાક સંગ્રહોમાં સર્જનાત્મકતાનો ખાસ ઉન્મેષ નથી કળાતો. દા.ત. વિભૂત સાહ 'ફૂલાવરવાઝ' ('૮૮), મફત ઓઝા 'આસમાની રંગનો એક ટુકડો', યોગેશ પટેલ 'પગલાંની લિપિ', જોસેફ મેકવાન 'સાધનાની આરાધના' ('૮૬), યોગેશ જોષી 'હજીયે કેટલું દૂર' ('૯૩), મહેશ દવે 'કેન્દ્રબિંદુ' ('૯૮), વસુબહેન ભટ્ટ 'ઘડીક અષાઢ, ઘડીક શ્રાવણ' ('૯૦)... વગેરે. પ્રગટ થતા બધા સંગ્રહો વાર્તાસમૃદ્ધિમાં ઉમેરો જ કરતા હોય એવું તો કદી ન બને. છેલ્લી પચ્ચીસીમાં પણ વાર્તાનામી લખાણોનો ગંજ ખડકાયો છે.

ટૂંકી વાર્તાના સ્વરૂપે નવલકથા કરતાં ઝાઝું ગજું દેખાડ્યું છે ને તોય સારી ટૂંકી વાર્તા લખનારાઓને નવલકથાએ નુકસાન પહોંચાડ્યું છે. જોકે અત્યારે ટૂંકી વાર્તા જ્યાં આવીને ઊભી છે ત્યાં એણે પ્રાપ્ત કરેલી સ્વકીય મુદ્રા ખોવાઈ જવાની બીક ન લાગે એટલી કલમો આ ક્ષેત્રે પ્રવૃત્ત છે. ચવાઈ ચવાઈને ચીંથરા જેવા થઈ ગયેલા થીમ વાર્તાકારો જેટલા જલદી છોડે એ તેમના અને ગુજરાતી વાર્તાના ફાયદામાં છે. બાળકો, માનસિક સમતોલન ગુમાવેલાં પાત્રોનાં મનોજગત, ઘર ને નોકરી બેઉ મોરચે એકલી લડતી, થાકતી, હારતી સ્ત્રીનું મનોજગત, પોતે ધરીના સ્થાનેથી ધીરે ધીરે ખસી રહ્યો છે એવું સમજી ચૂકેલ પુરુષનું મનોજગત આલેખવાનું હજીયે બાકી જ છે. આપણો વાર્તાકાર મર્યાદિત અનુભવજગતને સમસ્યા તરીકે જોતો થાય,

નવા થીમ, નવી શક્યતાઓ તાગવાનું જોખમ લેતો થાય એ અતિ આવશ્યક છે. બોલીને સર્જનાત્મક સ્તરે પ્રયોજનો વાર્તાકાર કથનરીતિની વિવિધ તરાહોને સભાનપણે પ્રયોજતો થયો છે. પરંતુ ભાષા-પાત્ર અને કથનપ્રયુક્તિની સંવાદિતા બાબતે હજી પણ તે થાપ ખાય છે. આ વાર્તાકારે પોતીકા પરિવેશમાંથી ઊભી થતી એકલતા, હતાશા, પીડા, રુગ્ણતા, ગૂંગળામણને વિષય બનાવી માનવીના મૂળભૂત આવેગો, ઉદ્વેગો, ઈર્ષાઓ, અકળતા ને અકળામણ નિરૂપ્યાં છે એમી ના નથી. એણે ભાવકની પુનઃસ્થાપના કરી એનું ગૌરવ કર્યું છે એ પણ સાચું છે. વણસ્પર્શ્યા વિષયો તરફ એની નજર દોડી રહી છે એ પણ જોઈ શકાય છે. પરંતુ હજુ આ બધું શરૂઆતના તબક્કે છે. આનાં કેવાં પરિણામો આવશે, વાર્તા કેટલી તો ટકોરાબંધ બનશે એ તો આવનારો સમય જ કહેશે. અત્યારે આપણે આટલું કહી શકીએ:

❊ વાર્તાકારે પોતાની વાર્તા પરત્વે સૌથી વધારે નિર્મમ થવાનું છે. લખાય તે બધું સોનું ન હોય. તેણે ફ્રેન્ક ઑકોનરનું આ વિધાન ગાંઠે બાંધવાનું છે; "જો લેખક પોતાની વાર્તાને ડઝન વાર ન વાંચી શકે તો વાચક એક વાર વાંચે એવી અપેક્ષા વધુપડતી કહેવાય."

❊ સામયિકોએ પસંદગીનાં ધોરણો કડક કરવાની જરૂર છે.

❊ વિવેચને નબળી વાર્તાને અઘરી પરિભાષામાં વીંટાળી સબળી પુરવાર કરવાની કોશિશ છોડવાની છે.

❊ આ સમયગાળાની વાર્તાઓનું મૂલ્યાંકન જરૂર કરીએ, પણ સમગ્ર સમયગાળા વિશે વિધાન કરવા માટે રાહ જોઈએ.

□

## સાભાર સ્વીકાર

**નારી પ્રતિભાઓ:** બેલા ઠાકર, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૨૦૦. **આવું કે દક્ષિણના પવનમાં ?** : લે. ડૉ. યશવંત ત્રિવેદી પ્ર. એન.એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૧૩૫. **કમળમાં કેદ લોહપુરુષ:** લે. જમનાદાસ કોટેચા, પ્ર. જમનાદાસ કોટેચા, માનસપ્રદૂષણ નિવારણ કેન્દ્ર, જોરાવરનગર-૩૬૩૦૨૦, કિં. રૂ. ૫૦. **કેફ:** લે. દિનેશ દેસાઈ. પ્ર. નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂ. ૫૦. **નાટ્યાયન:** લે. શૈલેશ ટેવાણી, પ્ર. ડૉ. શૈલેશ પી. ટેવાણી, 'ભાગવતભવન', ૭, પટેલ કૉલોની, જામનગર, કિં. રૂ. ૫૦. **માયાનાં બંધન:** લે. એમ.ડી. નાયક, પ્ર. શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ૬૪-૧, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂ. ૯૦. **અરસપરસના મેળમાં:** લે. યાકૂબ પરમાર, પ્ર. ગુજરાત કૅથલિક પ્રેસ એસોસિયેશન, ૩, અમિબેલા, ગુજ. હાઇકોર્ટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૧૪, કિં. રૂ. ૨૦. **ચક્રદૂત:** લે. સુન્દરમ્, પ્ર. માંગલ્ય પ્રકાશન, શ્રી અરવિંદ કૃપા ટ્રસ્ટ, 'માતૃભવન', ૮૭, સ્વસ્તિક સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૧૨૫. **લાગ્યું તે લખ્યું:** લે. પ્ર. ડૉ. બી.ટી. ત્રિવેદી, ૧, રાજુલ એપાર્ટમેન્ટ, દીપકુંજ સોસાયટી, મહાલક્ષ્મી ચાર રસ્તા પાસે, પાલડી, અમદાવાદ-૭, કિં. નથી. **Winds on The Sea:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. અમૂલ્ય. **અમીરાત:** લે. પ્ર. બકુલેશ દેસાઈ,સોપારી ગલી, આસ્તિક- નગર પાસે, મહર્ષિ ફ્લૅટ્સ, નવયુગ કૉલેજ પાછળ, સુરત-૩૯૫૦૦૯, કિં. રૂ. ૫૫. **ભજન – ભાવ-ભાષા:** લે. પ્ર. પ્રતાપસિંહ રાઠોડ, નારાયણ પ્રકાશન, એ.૫, મંગલાયતન, નૈમેષ પાર્કની પાછળ, એલિસબ્રિજ, અમદાવાદ-૬, કિં. રૂ. અમૂલ્ય. **અખબારી ચર્ચાપત્રો-ચર્ચાપત્રીઓ : પ્રતિબદ્ધ પ્રહરીઓ:** સંપાદક: ડૉ. રજનીકાન્ત જોશી, પ્ર. અમૃતા પ્રકાશન, અમદાવાદ-૫. કિં. રૂ. ૧૦૦. **શું ઈશ્વરને નિરાકાર માનનાર મહાપાપી છે ?** લે. પ્ર. આર્યસમાજ, નવા ડેરા, ભરૂચ-૩૯૨૦૦૧. કિં. રૂ. ૧૫૦. **ભારતીય સાહિત્યના નિર્માતા વિશાખદત્ત:** લે. માતૃદત્ત ત્રિવેદી, અનુ. રૂપા ચાવડા, પ્ર. સાહિત્ય અકાદમી, રવીન્દ્રભવન, ૩૫, ફીરોજશાહ રોડ, નવી દિલ્હી-૧૧૦ ૦૦૧, કિં. રૂ. ૨૫. **ઓઉંમ્-ઓંકારદર્શન:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. –. **હિન્દુઓનું ભવિષ્ય:** લે. ડૉ. હરિશ્ચન્દ્ર, અનુ. ભાવેશ મેરજા, પ્ર. ગુરુદાસમલ છાંગારામ, આર્ય પ્રિન્ટર્સ, મહર્ષિ દયાનંદ માર્ગ, સૈજપુર બોઘા, અમદાવાદ-૩૮૨૩૪૫, કિં. રૂ. ૨.

# નિત નવા વંટોળ

પ્રીતિ સેનગુપ્તા

## આજના અમેરિકાનો સમાજ

અમેરિકા એવો દેશ છે, જેના વગર દુનિયાને ચાલતું નથી, પણ સાથે જ, એ કબૂલ કરવું દુનિયાને ગમતું નથી. એ એવો દેશ છે, જેને દુનિયા ચાહે છે, વાંછે છે, અને સાથે જ, એની સાથે વાંધા કાઢ્યા કરે છે. અમેરિકાને ધિક્કારવું દુનિયાને ઘણું ગમતું હોય છે. એ એવો દેશ છે, જેને વિષે ફાવે તેવા મત તથા ખોટા ખ્યાલ લોકો સહેજમાં બાંધી દેતા હોય છે, પણ એને વિષે સમજણ કેળવવાનો પ્રયત્ન કરતા નથી.

જે સમાજ બહારથી સદંતર ઉચ્છૃંખલ અને ચાર્વાકવાદી લાગે છે તે ખરેખર એવો નથી પણ હોતો. એનાં સદસ્યો પણ રિવાજો, રૂઢિચુસ્તતા, વહેમો, માન્યતાઓ વગેરેથી અત્યંત સભાન તેમજ દબાયેલાં હોય છે. દુનિયા માનતી હોય છે તેટલાં ઉન્મુક્ત એ બધાં નથી હોતાં, બલકે સામાજિક ટીકાનો ડર એમને જરૂર નડતો હોય છે. "અમેરિકન એટલે મજબૂત, બિન્ધાસ્ત અને લાપરવાહ એવી વ્યક્તિ", એમ સાધારણ રીતે માનવામાં આવતું હોય છે, પરન્તુ અમેરિકન વિચારકો એનાથી જુદું જ માને છે, અને અમેરિકનોમાંની વૈયક્તિકતાની ઓછપ અંગે ચિંતા વ્યક્ત કરે છે, વધારેપડતી અનુરૂપતા અને અનુસારકતાનાં ભય-સ્થાનોની વાત કરે છે.

થોડાં વર્ષો પહેલાં વિચારકોએ નોંધ્યું હતું કે અમેરિકનો સ્વ-નિર્ભર થતાં ગભરાય છે, અને એકમેકનાં જેવાં થઈને ગોઠવાવાની ચિંતા કર્યા કરે છે. શાળાવયીથી માંડીને પુખ્ત-વયનાં સદસ્યો 'સરખે-સરખાનું સંપીડન' કહેવાતી, દૃષ્ટ-અદૃષ્ટ, બળજોરી અનુભવતાં હોય છે, તે થોડું ધ્યાન આપતાં જોઈ શકાય છે.

જોકે એ શક્ય છે કે આ જમાનામાં અમેરિકી સમાજની સામૂહિક ચેતના એક વર્તુળ ફરતી ગઈ હોય, ને વૈયક્તિકતા જ નહીં, પણ સ્વાર્થ-પરાયણતા સુધી પહોંચી હોય. આ ભાવ એવો છે કે જલદી સમજી અથવા સમજાવી ના શકાય. દા.ત. કોઈ પણ માણસને પૂછશો તો એ નક્કી કહેશે કે "સ્વાર્થીપણું ખરાબ છે. આજ-કાલ બધા લોકો સાવ સ્વાર્થી હોય છે." પણ એ માણસ પોતાને આ સામાન્યીકરણમાંથી બાકાત રાખવાનો. લોકો હંમેશાં એમ કહેતા હોય છે કે "આજકાલ કોઈના ઉપર વિશ્વાસ રખાય એવું નથી રહ્યું" ત્યારે એ લોકો એ વર્ગીકરણમાં પોતાને ક્યાં મૂકતા હોય છે?

જોવામાં એમ આવે છે કે બુનિયાદી મૂલ્યો વિષે પૂછવામાં આવે ત્યારે મોટા ભાગના લોકો-સાગ્રહ જવાબદારી, સ્વનિર્ભરતા, વિચારોની અભિવ્યક્તિ જેવા ગુણો પોતાની જાતમાં દર્શાવે છે; અને સાથે જ, આ ગુણો બીજાઓમાં રહ્યા નથી, કે દેખાતા નથી, એવો મત વ્યક્ત કરે છે. આ એક એવું 'વિરુદ્ધ-કથન' છે કે મત પ્રદર્શિત કરનારાંનું ધ્યાન પણ તરત એ તરફ ના જાય.

જો દરેક જણ પોતપોતાના હિતનો જ વિચાર કરશે, ને અન્ય જનને નીચા ગણશે, તો સામાજિક તથા કૌટુંબિક સંબંધો વધારે ને વધારે નબળા પડતા જવાના. હવે વિચારકો આ ચિંતા કરે છે.

હજાર વર્ષ પહેલાં જગતમાં વ્યક્તિવાદ હયાતીમાં ન હતો, આપણે આજે જાણીએ છીએ તે રીતે તો નહીં જ. પુરુષો પિતાના નામથી, ને સ્ત્રીઓ પિતા અથવા પતિના નામથી ઓળખાતાં. ચૌદમી સદી પહેલાં સ્વતંત્ર અટકોનો રિવાજ ન હતો. અમેરિકામાંના સીદી-હબસી-ગુલામોને તો ઓગણીસમી સદી સુધી અટકો રાખવાની છૂટ ન હતી. વળી, રોજિંદું જીવન જાહેરમાં ને સમૂહમાં જિવાતું. પોતાની જુદી. નિજી જગ્યાનું કલ્પન છેક અઢારમી સદીમાં યુરોપના શ્રીમંત વર્ગમાં જન્મ પામ્યું. એક સો વર્ષ પહેલાં કેટલાં જણ સાવ એકલાં રહી શકતાં! આજના અમેરિકામાં પ્રજાનો ચોથો ભાગ એકએક જણવાળાં ઘરોથી બનેલો છે. મધ્ય-વર્ગીય આર્થિક સધ્ધરતાને કારણે આ શક્ય બન્યું છે.

એક સમયે વૈયક્તિકતાનું સ્વરૂપ 'ઉપયોગિતાવાદી'

હતું. જ્યારે હવે એ 'અભિવ્યક્તિવાદી' બન્યું છે, એમ કહેવાય છે. હવે લોકો પોતાની જાતની સહાયમાં, તથા શોધમાં, પ્રવૃત્ત રહે છે. અમેરિકાની સંપન્નતા પ્રજાને આ માટે સમય, તેમજ શ્રી, આપી શકી છે. છેલ્લાં ચાલીસ-પચાસ વર્ષથી જ આ શક્ય બન્યું છે. એ પહેલાં વ્યક્તિગત સંવેદનો કે આવશ્યકતાઓની અભિવ્યક્તિની અગત્ય ભાગ્યે જ થોડાં જણને જણાતી રહી હશે.

એક પ્રશ્નોત્તરી પ્રમાણે અમેરિકાની જનતા કઈ કઈ બાબતોને અગત્યની ગણે છે તેની યાદી રસ પડે તેવી છે. પંદર મૂલ્યોમાંનું કયું કયા ક્રમાંક પર છે તે જોતાં અમેરિકાના આજના, ભિન્ન-જાતીય સમાજની ખાસ્સી અર્થપૂર્ણ એવી ઝાંખી મળી આવે છે. દા.ત. પંચાણું ટકાથી વધારે લોકો 'પોતાનાં કાર્યો માટે 'જવાબદાર હોવું'ને પ્રથમ સ્થાને મૂકે છે, અને પંચોતેર ટકા લોકો 'ઈશ્વરમાં શ્રદ્ધા હોવી'ને અગત્યનું ગણે છે.

લોકોના પ્રત્યુત્તરોને આધારે 'હું બરાબર છું, તમે સ્વાર્થી છો' જેવું એક વિરચન ઊપસતું જણાયું છે. જેમ કે કેવળ સત્તર ટકાએ પોતાની જાતને સ્વકેન્દ્રીય ગણાવી છે, જ્યારે સાઠ ટકા બીજાંને સ્વ-કેન્દ્રીય ગણાવે છે. આ જ રીતે, "નજીકનાં તો ગેરફાયદો ના જ ઉઠાવે," એમ કહેનારાં ઘણાં ઓછાં હોય છે, જ્યારે "મોટા ભાગના લોકો ગેરફાયદો ચોક્કસ ઉઠાવવાના" એમ કહેનારાંની સંખ્યા ઘણી વધારે છે. તો શું આનો અર્થ એ હશે કે અમેરિકામાં ઘણા સ્વ-કેન્દ્રિત લોકો છે ખરા, પણ જાણે કોઈને એ બાબતની ખબર નથી? કે પછી અમેરિકનો સમાજને એ છે તે કરતાં ખરાબ કલ્પે છે?

ધર્મને લગતી બાબતને અમેરિકનો આગવી રીતે જુએ છે. ઈશ્વરમાં શ્રદ્ધા હોવી જરૂરી છે એમ માનનારાં પંચોતેર ટકા છે, પણ એનાથી ઘણા ઓછા ટકા ધાર્મિકતાને અગત્યની ગણે છે. 'ધાર્મિકતા'નું સૂચન જો સામૂહિક પ્રાર્થના ને ભક્તિમાં જોઈએ, તો એમ લાગે છે કે મોટા ભાગનાં અમેરિકનો જાહેર અને સામૂહિક ધર્મ-પ્રવૃત્તિઓને બદલે નિજી શ્રદ્ધા અને નૈતિક નિયમનનું મહત્ત્વ વધારે ગણે છે.

સામાજિક સ્તરે પણ અમેરિકનો એકલાં રહેવું વધારે પસંદ કરતાં લાગે છે, તો દાન પર ટકતી સંસ્થાઓમાં સ્વેચ્છાથી વિવિધ સેવા આપનારાંની સંખ્યા ઘણી વધી છે. આવાં સંધાન સામાજિક સંપર્કનું સ્થાન લે છે. વળી, સ્ત્રીઓ પણ હવે નોકરી કરતી થઈ ગઈ છે, ને તેથી કામ, ઘર, છોકરાંનો ઉછેર વગેરેમાંથી સામાજિક ઘનિષ્ઠતા માટે સમય કાઢવો કઠિન પડે છે.

એક તરફ આ સમાજ વ્યક્તિવાદી છે, તો બીજી તરફ એ સુસ્થિર સંબંધોની હિમાયત કરતો રહે છે. આ બે તત્ત્વોની વચમાં અમેરિકાનો પોતાની જાત વિષેનો ખ્યાલ ઝોલા ખાતો રહે છે. સફળ મૂડીવાદને કારણે પ્રાપ્ત થયેલા ઉચ્ચ કક્ષાના જીવનમાં લાંબા કાળના સંબંધો અને અન્યના આધારની બહુ જરૂર દેખાતી નથી, પણ શક્ય છે કે સમાજની સામૂહિક ચેતના પુનઃ એક વર્તુળ ફરે, ને ત્યારે એનાં સદસ્યોને પણ ખબર પડવાની કે વૈયક્તિકતાની કિંમત શું ચૂકવવાની આવે છે.

છેલ્લે, અમેરિકનોને જે પંદર અંગત મૂલ્યો અગત્યનાં લાગે છે તેની, ટકાવારી સાથેની, યાદી જોઈએ. એ દ્વારા એ પ્રજાનું નિરાળું ને યથાર્થ ચિત્રણ જરૂર મળવાનું.

| | |
|---|---|
| ૧. પોતાનાં કાર્યોની જવાબદારી હોવી. | ૯૭% |
| ૨. આરોગ્યની સંભાળ રાખવી. | ૯૧% |
| ૩. સ્વાભિમાનથી પગભર રહેવું. | ૮૯% |
| ૪. પોતાની લાગણીઓને વ્યક્ત કરી શકવી. | ૭૮% |
| ૫. ઈશ્વરમાં શ્રદ્ધા હોવી. | ૭૫% |
| ૬. બાળકો હોવાં. | ૭૧% |
| ૭. સંતોષકારક નોકરી હોવી. | ૭૦% |
| ૮. સારા પાડોશી થઈને રહેવું. | ૬૮% |
| ૯. આર્થિક રીતે સધ્ધર હોવું. | ૬૫% |
| ૧૦. લગ્ન કરવાં. | ૬૨% |
| ૧૧. ધર્મપરાયણ હોવું. | ૫૬% |
| ૧૨. પોતાને માટે પૂરતો સમય હોવો. | ૫૨% |
| ૧૩. સામાજિક પ્રવૃત્તિઓમાં ભાગ લેવો | ૩૫% |
| ૧૪. અનેક મિત્રો હોવા. | ૨૮% |
| ૧૫. આકર્ષક દેખાવ હોવો. | ૧૮% |

□

# ચૂઇંગમ

મહેશ દવે

મુંબઈમાં મારું ઇમ્પૉર્ટ-એક્સપૉર્ટનું નાનકડું કામકાજ છે. મુંબઈમાં વેપાર કરવો અને બિઝનેસનું નાનકડું કદ જાળવી રાખવું એ જરા મુશ્કેલ છે. અહીં બધાં કામકાજ વધારવામાં માને છે – Everbody wants to grow big. હિતેચ્છુઓ પણ સલાહ આપવાના: "બિઝનેસ એક્સપાન્ડ કરો, યાર", "થોડું ડાઇવર્સિફિકેશન કરો, મારા શેઠ!" પણ મને ઝાઝી જફા ગમતી નથી. નાનકડું યુનિટ ગમે છે. દોડાદોડ ન જોઈએ. માફકસરનું કામ, પ્રમાણસરનો નાનો અમથો સ્ટાફ અને દાળ-રોટલો મળી રહે તો એટલાથી આપણને સંતોષ છે.

હૉલ જેવા મોટા વિશાળ ખંડમાં પથરાયેલી મારી ઑફિસમાં તમને ખુલ્લાપણું લાગે. આગળ ટેબલ-ખુરશી ને કાઉન્ટર સાથે રિસેપ્શનિસ્ટ-કમ-ટાઇપિસ્ટની જગા છે, પાછળ દસેક ટેબલ-ખુરશી વ્યવસ્થિત ગોઠવેલાં છે અને ખંડને છેડે ખૂણામાં પ્લાયવુડનાં પાટિયાંઓથી મારી ચેમ્બર બનાવી છે. ચેમ્બરની પાછલી સાઇડે દીવાલ છે, જમણી બાજુ રસ્તા પર પડતી બારીઓ છે, ડાબી બાજુ અમારી ઑફિસ છે, ત્યાં ઉપરની બાજુએ મેં પારદર્શક કાચ નખાવ્યા છે, જેથી બધાંઓની વચ્ચે હું કામ કરું છું એવું મને લાગે. સામેની બાજુ ચેમ્બરનો દરવાજો છે.

મારો સ્ટાફ માંડ પંદરેક જણનો છે. બધાં સાથે મારે અંગત ઘરોબો. તેમના કુટુંબનાં માણસોને પણ ઓળખું. અવારનવાર તેમના ખબરઅંતર પૂછું. સારા-માઠા પ્રસંગે સ્ટાફનાં ઘણાંખરાં માણસોના ઘરે હું એકાદબે વાર જઈ આવ્યો છું. વરસે દહાડે અમારા સ્ટાફની એકાદ નાની ટ્રિપ પણ ગોઠવાય. હું પણ જોડાઉં. સ્ટાફ સાથે કુટુંબની જેમ કામ કરવાની એક મજા છે.

અમારા સ્ટાફમાં ભારતી જરા જુદી પડી જાય. એ જરા અતડી છે, ભાગ્યે જ કોઈ સાથે વાતચીત કરે. જોકે તેના કામમાં એ ચોક્કસ છે. આમ તો એ સ્ટેનો છે, પણ મારા સિવાય કોઈ તેને ડિક્ટેશન આપતું નથી. મારે પણ એકાદ-બે કાગળોથી વધારે ભાગ્યે જ લખાવવાનું હોય. ઑફિસનું થોડું ટાઇપિંગ વર્ક ખરું, પણ મોટે ભાગે ભારતીનું કામ રિસેપ્શનિસ્ટ, ઇનવર્ડ-આઉટવર્ડ-ડિસ્પૅચ અને ફોન રિસીવ કરી સ્ટાફના સભ્યો સાથે ફોન કનેક્ટ કરવાનું.

ભારતી બહુ રૂપાળી તો ન કહેવાય, પણ એ આંખે-નાકે નમણી છે. શરીર સપ્રમાણ અને વાન ગોરો. દેખાવડી જરૂર કહી શકાય. એ અપરિણીત છે ને એકલી રહે છે, તેનું મને આશ્ચર્ય છે. તેનાં બીજાં કોઈ સગાં છે કે કેમ, તેઓ ક્યાં રહે છે વગેરે વિષે અમારામાંથી કોઈને ખબર નહોતી. એ કંઈ કહેતી નહીં, કોઈ પૂછવાની હિંમત કરતું નહીં. એ કોઈને ઘેર જતી નહીં ને કોઈને પોતાને ત્યાં બોલાવતી નહીં. ખેર, જેવી જેની પ્રકૃતિ.

હું અગિયાર-સવા અગિયારે ઑફિસે આવું. નાનાં-મોટાં કામ પતાવી દોઢથી બેની રિસેસ પછી હું હંમેશાં ભારતીને ડિક્ટેશન માટે બોલાવું. એક-બે કાગળો લખાવું. એટલો જ એની સાથે સંપર્ક, પણ આજે એક અરજન્ટ લેટર મોકલવાનો હતો. તેથી સવા અગિયારે ઑફિસમાં આવી તરત જ મેં ભારતીને ડિક્ટેશન માટે બોલાવી. ભારતીનો ચહેરો જોઈ મને આંચકો લાગ્યો. હંમેશાં સ્વસ્થ અને નિર્લેપ રહેતી ભારતી આજે જાણે ભારે મૂંઝવણમાં લાગી. જોકે એની શૉર્ટહૅન્ડ બુક અને પેન્સિલ લઈ તે ગોઠવાઈ ગઈ. મેં પણ લખાવવાનું શરૂ કર્યું.

મેં પાંચેક મિનિટ ડિક્ટેશન આપ્યું ત્યાં ફોનની ઘંટડી રણકી. મારે ત્યાં રિસેપ્શન ડેસ્ક અને મારા ટેબલ પર ઘંટડી સાથે વાગે છે. સામાન્ય રીતે ભારતી રિસેપ્શન ડેસ્ક પરથી ફોન લઈ જેનો ફોન હોય તેને

કનેક્ટ કરે કે બોલાવે, પણ ભારતી મારી ચેમ્બરમાં હતી એટલે મેં જ રિસીવર ઉપાડ્યું. હું 'હેલો' કહું એ પહેલાં જ સામેથી કોઈ બંગાળી બાબુ તેમની ભાષામાં બોલવા માંડ્યા. ભવનમાં વર્ગો ભરી હું બંગાળી શીખ્યો છું. મહાવરો રહ્યો નહોતો, પણ ભાગ્યું-તૂટ્યું બંગાળી હું બોલી લઉં છું અને બીજાનું બોલાયેલું તો મને બરાબર સમજાય. મને સમજાઈ ગયું કે સામેની વ્યક્તિ પ્રિયતમાને સંબોધી પ્રેમથી પ્રેમની વાતો કરે છે... બંગાળીમાં પ્રેમની વાતો બહુ મીઠી લાગે છે, પણ 'ઇનફ ઇઝ ઇનફ'. બહુ થયું. મેં રુક્ષ થઈ પૂછ્યું, 'કિસકા કામ હૈ?'

સામેનો માણસ એક ક્ષણ ચૂપ થઈ ગયો. થોડી વાર પછી તેણે ક્ષુબ્ધ અવાજે બંગાળી લઢણની હિંદીમાં પૂછ્યું, 'ભારોથી સૉરબોઇયા નૉય હય?'

હું જરા થડકી ગયો. સામે બેઠેલી ભારતીને મેં રિસીવર આપ્યું, "યૉર ફોન." ભારતીના મોં પરનો મૂંઝવણનો ભાવ ચરમસીમાએ પહોંચ્યો ને જાણે એમાં શરમની લાગણી ભળી. ફોનમાં તે કંઈક ધીમેથી ગણગણી – બંગાળીમાં. પછી મને કહ્યું, "હું બહારથી – મારા ટેબલ પરથી ફોન લઉં છું." ભારતી ચેમ્બરમાંથી બહાર ગઈ. ચેમ્બરના કાચમાંથી હું તેને જતી જોઈ રહ્યો. તેને ખબર નહોતી કે હું બંગાળી સમજું છું, પણ હું જાણી ગયો હતો કે કોઈ બંગાળી બાબુ સાથે તેનો પ્રેમાલાપ ચાલે છે.

તેનો ફોન ઝડપથી પતાવી ભારતી ઉતાવળી ઉતાવળી આવી, બોલી, "સૉરી...સર!" ને ડિક્ટેશન માટે ગોઠવાઈ ગઈ. જેમ તેમ કરી મેં કાગળ પૂરો કર્યો, ભારતીને રવાના કરી. હું વિચારે ચડી ગયો. આરસની મૂર્તિ જેવી નિર્લેપ ભારતીમાં પ્રેમના મોતીની ચમક નિહાળી હું ચમકી ગયો હતો. પ્રેમના અંકુર ગમે તેવી ઊષર ભૂમિમાં પણ ફૂટી નીકળતા હશે કે?

બીજે દિવસે ઑફિસમાં દાખલ થતાં મેં ભારતીને જરા ધારીને જોવાનો પ્રયત્ન કર્યો. ભારતી નિર્લેપ ભાવે તેના આઉટવર્ડ ડિસ્પૅચના કામમાં મશગૂલ હતી. મારી ચેમ્બરમાં પહોંચ્યો ત્યારે ૧૧-૨૦ થઈ હતી, ભારતીના જ વિચાર ચાલુ હતા ત્યાં ફોન રણક્યો. બરાબર એ જ સમય. મારાથી અનાયાસ અચાનક ફોનનું રિસીવર લેવાઈ ગયું.. એ જ અવાજ, એ જ બંગાળી ભાષા. એ જ પ્રેમાલાપ. આજે વધારામાં સામેથી ભારતીના ટહુકા પણ સંભળાતા હતા. ભારતીનું બંગાળી સરસ હતું. ગઈ કાલનો મૂંઝવણભર્યો ફોન-અકસ્માત આજે બંને માટે મજાક – રમૂજનો વિષય બન્યો હતો. એકાએક મને ભાન થયું, મારો વ્યવહાર અનૈતિક હતો. મેં રિસીવર મૂકી દીધું.

મને એક ટેવ પડી ગઈ. રોજ સવારે ૧૧-૨૦ના સમયે હું રાહ જોવા માંડ્યો. એકાદ મિનિટ આઘુંપાછું થાય, પણ ફોન અચૂક આવતો. ચેમ્બરના કાચમાંથી હું ભારતીને વાત કરતી જોઈ રહેતો. તેની પીઠ મારા તરફ રહેતી એટલે ભારતીના મોં પરના ભાવ મને દેખાય તેમ નહોતા, પણ હું કલ્પના કરતો, ભારતી અત્યારે મરક મરક હશે. ભારતીનું મરકતું મોં જોવાનું મને બહુ મન થતું.

થોડા વખત પછી મારાથી રહેવાયું નહીં. મારા ચહેરા પાસે ઘોડા-ફાઇલની આડશ રાખી મેં પણ ભારતી સાથે જ ફોન ઉપાડ્યો. ભારતી અને બંગાળી બાબુનું સંવનન થોડો સમય સાંભળી ફોન મૂકી દીધો. હવે હું અવારનવાર આ રીતે ફોન સાંભળવા માંડ્યો. એ સાંભળવામાં અપરસ હતો, રહસ્ય શોધવાનું ડિટેક્ટિવ-કુતૂહલ હતું કે બીજું કંઈક હતું, તેની ખબર નથી, પણ ફોન ઉપાડ્યા વગર મારાથી રહેવાતું નહોતું.

મને થોડી થોડી સમજ પડી. બંગાળી બાબુનું નામ સૌરિન હતું. એ પરણેલો હતો. તેને બે બાળકો હતાં. એ જ્યારે પત્ની અને બાળકોને લઈ ફિલ્મ જોવા જતો, હરવાફરવા જતો કે નાની-મોટી સફરે જતો ત્યારે ભારતીને બહુ ઓછું આવતું. થોડી ખબર પડતી ગઈ તેમ તેમ મને વધારે ને વધારે જાણવાની તાલાવેલી લાગતી ગઈ, પણ હું પ્રગટ થઈ શકતો નહોતો, પ્રગટપણે કંઈ તપાસ કરી શકતો નહોતો.

રોજની જેમ ઑફિસે આવ્યો ને મેં ભારતીને તેના ટેબલ પર ન જોઈ. મારી ચેમ્બરમાં ગયો ત્યાં ટેબલ પર ભારતીની બે દિવસની લીવ-નોટ જોઈ.

ભારતીની જગાએ ઑફિસના રામભાઈ શાહ બેઠા. મને બહુ ઇન્તેજારી હતી, આજે ૧૧-૨૦નો ફોન આવશે કે નહીં? મેં નક્કી કર્યું, ફોન આવશે તો હું ઉપાડીશ. રામભાઈને કહીશ, મને વાત કરવા દો. બંગાળી બાબુ સાથે બંગાળીમાં વાત કરી જમાવી દઈશ... પણ ૧૧-૩૦ થઈ તોયે ફોન ન આવ્યો. મેં આશા મૂકી દીધી.

બીજે દિવસે પણ ફોન ન આવ્યો. ત્રીજે દિવસે ભારતી આવી... પણ કેવી એ ભારતી! તેની ઉંમરમાં જાણે દસ વર્ષ વધી ગયાં હોય તેવો કૃશ નિસ્તેજ ચહેરો, સંપૂર્ણ સફેદ વસ્ત્રો, કપાળમાં ચાંદલો નહીં, હાથમાં રંગરંગની બંગડીઓની જગાએ માત્ર સોનાની બે બંગડીઓ. એનો દેખાવ જોઈ મનમાં એક જ શબ્દ પ્રગટ્યો: 'વિધવા!' હું છળી ગયો. મેં એ દિવસે ને પછી બે-ચાર દિવસ ૧૧-૨૦ના ફોનની રાહ જોઈ, પણ એ ફોન ન આવ્યો. એ ફોન આવવાના બંધ થઈ ગયા.

સમય ક્યાં ઊભો રહે છે? તે તો ચાલ્યો જ જાય છે. હું જોઈ શકતો હતો કે ભારતી ધીમે ધીમે 'નૉર્મલ' થતી જતી હતી. પણ પહેલાં તેનો ચહેરો હંમેશ નિર્લેપ લાગતો, હવે તે કરુણ લાગે છે કે પછી આ મારી નરી કલ્પના છે? જે હોય તે, પણ મને ડિટેક્ટિવની જેમ રહસ્ય ઉકેલવામાં બહુ રસ છે – સૌરિન કોણ હતો, એનો ને ભારતીનો પ્રેમ કેવી રીતે થયો, એ બે કેમ ન પરણ્યાં, સૌરિનનું શું થયું... પણ આ બધાં રહસ્યો કેમ ઉકેલવાં તે મને સમજાતું નથી. બસ, રોજ ૧૧-૨૦ પછી થોડો સમય ભારતી-સૌરિનના રહસ્યની ચૂઇંગમ ચગળ્યા કરું છું ને પછી કામે વળગું છું.

❒

**દુકાળ**

*અમે બાંધી સરોવરની પાળ*
*ને તોય કેમ પાણીનો પડતો દુકાળ?*

*ઓણસાલ વાદળાંઓ ઠાલાં ગરજ્યાં*
*અને મોરલાય ટહુક્યા છે ઠાલા,*
*મનના મલકમાંય પગલું ભરતાં*
*હવે ભોંયમાંથી ઊગે છે ભાલા!*

*ફૂલોના વાયદાઓ જૂઠા નીકળ્યા,*
*હવે ભીતરમાં લાગે છે ઝાળ! અમે૰*

*આઘે આઘે રે એક ડૉલરિયો દેશ*
*એનાં શમણાંઓ આંખમાં આળોટે,*
*આછી નીંદરમાંથી જાગીને જોઉં તો–*
*ડૂબી જાય દરિયો પરપોટે!*
*લોચનને આરપાર વીંધતોક વાયરો*
*ખેરવે છે આંસુની ડાળ! અમે૰*

**લાલજી કાનપરિયા**

**જીજીબા....પ્રસાદ!**

*ત્યાં*
*પૂજાની નાનકડી ઓરડીમાં*
*ઘટ્ટ કથ્થાઈ સાળુમાં તામ્ર ઊજળો દેહ ફરે*
*આરતીની જેમ.*
*ગુલાબ મોગરો ગલગોટો બારમાસી*
*તુલસી દૂર્વા બીલી*
*અક્ષત તલ દુગ્ધાભિષેક*
*ૐ નમઃ શિવાય...*
*ઓરસિયે ઘસાતા સુખડની અદ્‌ભુત સુવાસ*
*અગરબત્તીમાંથી સરી પડતાં ધૂમ્રમોતી*
*ઘીના દીવામાંથી વહેતી ધીમા અજવાળાની નદી*
*અષ્ટગંધથી મહેકતી હવાનો મિષ્ટ ભૈરવી*
*રુદ્રાક્ષની માળા ફેરવતી વત્સલ આંગળીઓ*
*ઋચાઓ જેવી આંખોમાંથી વરસતી અઢળક મલ્હાર*
*ચાંદીની ઘંટડીમાંથી ખળખળ રણકતો દરિયો*
*અને ટચૂકડા હાથોનું રોજ યાચવું*
*જીજીબા...પ્રસાદ!*

**યોગિની શુક્લ**

# ઘોડો

**મુરાદખાન ચાવડા**

*(દોહરો)*

*કોઈ ઘોડો, કોઈ પરખડો, કોઈ શીલવંતી નાર,*
*ત્રણ રતન સરજિયાં, સંસારમાં સરજનહાર.*

જાતવાન ઘોડો, પુરુષ (અહીં પુરુષનો અર્થ ભક્ત, દાતા અને શૂરા માટે જ થાય છે) અને શીલવંતી નાર. આત્રણેય ધરતીનાં રત્નો સર્જનહારે સરજ્યાં છે.

ઘોડો શબ્દ ક્યાંથી ઉત્પન્ન થયો? મૂળ શબ્દી ઘોરો છે. ઘોર: ધ્વનિ પરથી ઉત્પન્ન થયેલ છે. ઘોરો : ધ્વનિ કરનાર. અપભ્રંશ ભાષામાં 'ર' ગણને કનિષ્ઠ ગણેલ હોઈ 'ર'ના પર્યાય માટે 'ડ' ગણ પ્રયોજાય છે. ઘોર: ઘોડ: ધ્વનિ પરથી ઘોડો શબ્દ બન્યો. ઘોડાની ચેષ્ટાઓમાં હણહણાટ અને પગથી ધરતી પર ટાપ મારી ધ્વનિ ઉત્પન્ન કરે છે. દોડે છે. ત્યારે ડાબલાઓની પડઘી બોલાવે છે.

ધોડો ધોડાનું અપભ્રંશ છે. ધોર = ધૂંવાડો. ધૂમ તે પરથી ધોરા થયું. 'ધ'ના સ્થાને 'ઘ'એ સ્થાન લેતાં ઘોડો થયું. ધોડા = ધૂંવાડિયો, યા ધૂંવાડામાંથી ઉત્પન્ન થનાર.

ઘોડાની ઉત્પત્તિની એક પૌરાણિક કથા છે. અને ધોર (ધૂંવાડા) સાથે તેનો સંબંધ છે.

વાત સતયુગના જમાનાની છે.

બ્રહ્માના પુત્ર સત્યવચન મહાન ઋષિ હતા. અઘોર વનમાં આશ્રમ બાંધી અઘોર તપ કરતા હતા. તેમણે યજ્ઞ આદર્યો. યજ્ઞકુંડમાં અગ્નિ પ્રગટ થયો. તે સમયે અગ્નિનો ધૂંવાડો સત્યવચન ઋષિની બેઉ આંખોમાં ઘૂસી ગયો. તેથી બેઉ આંખોમાંથી આંસુ સરી પડ્યાં. જમણી તરફની આંખના આસુમાંથી અદ્‌ભુત પાંખોળો ઘોડો અને ડાબી આંખના આંસુમાંથી અદ્‌ભુત પાંખાળી ઘોડી ઉત્પન્ન થયાં.

આ અદભૂત જાનવરોએ ઉત્પન્ન થતાની સાથે હણહણાટ કર્યો અને પગની ટાપ મારી ચેષ્ટાઓ કરી. ઉત્પન્ન થતાની સાથે ઘોર ધ્વનિ કરતાં ઘોરા = ઘોડાથી ઓળખાણાં. ધોર ધૂંવાડો = ધોરો = ધૂંવાડિયો, ધૂંવામાંથી ઉત્પન્ન થનાર ઘોડો.

આ સત્યવચન ઋષિ વેદકાળમાં અશ્વાયન ઋષિને નામે ખ્યાતિ પામ્યા. અને સ્વર્ગે વિહાર કર્યો.

આ અશ્વાયન ઋષિના પુત્ર શાલિહોત્ર ઋષિએ તેમના આશ્રમમાં સ્થાન લીધું.

પાંખાળાં ઘોડાઘોડી નિત આશ્રમથી પાંખો ફફડાવી આકાશમાં ગમન કરવા લાગ્યાં. આખા બ્રહ્માંડની પ્રદક્ષિણા કરી સાંજે શાલિહોત્રના આશ્રમે આવી જતાં હતાં.

એક દિવસની વાત છે કે શાલિહોત્ર ઋષિના આશ્રમથી ઘોડોઘોડી આકાશગામી થયાં. અંતરીક્ષમાં ઊડતાં ઊડતાં છેક સુરલોક ઇન્દ્રપુરીમાં પહોંચ્યાં. ઇન્દ્રપુરીની અંતરીક્ષમાં પ્રદક્ષિણા કરી ઇન્દ્રપુરીને નિહાળી. ત્યાં અચાનક તેમની નજર ઇન્દ્રપુરીના લીલા હરિયાળા બાગ પર પડી. અને લીલોતરી ભાળી. ચરવાની લાલચ થઈ અને બાગમાં ઉતરાણ કર્યું. લીલું હરિયું ઘાસ પેટ ભરીને ચર્યું અને ઝરણા, સરિતાનું નિર્મળ નીર પી પાંખો પ્રસારી. પાંખો ફફડાવતાં તેમાંથી ભારે પવન ઉત્પન્ન થયો, જેથી બાગનાં ઝાડવાંની ડાળીઓ અને પાંદડાં તૂટી પડ્યાં. બાગ વેરણછેરણ થયો.

ઘોડાઘોડીને તો ઇન્દ્રના બાગનું લીલું ઘાસ દાઢે વળગ્યું. એટલે નિત સવાર પડતાં આ બાગમાં આવી ચરી સીધાં આકાશમાં ઊડી જતાં. આમ રોજરોજ પાંખોના પવનથી બાગ વેરાન થતો ગયો.

બાગના માળીએ વેરાન બાગ થતો ભાળ્યો. બાગના ચોકિયાતને બોલાવી ભણ્યો કે "બાગમાં કોઈ જાનવરો પેધી ગયાં છે. ભારે ભંજવાડ કરે છે. તો બાગની વાડની સારસંભાળ લે. નહીંતર ઇન્દર –

મહારાજ ભાળશે તો આપણને ઠપકો દેશે.''

ચોકિયાતે બાગની ફરતે વાડકાંટાને સમાર્યા અને પગના સગડ મેળવવા પ્રયત્ન કર્યા. પણ કોઈ સગડ ન મળ્યા. માળીને ભણ્યો કે વાડ ઠેકીને તો કોઈ જાનવર દાખલ થતું નથી ? માળી નવાઈ પામ્યો. પણ સાથે સાથે રોજ રોજ ભંજવાડ વધતો ગયો. માળી ને ચોકિયાત એકસંપ થઈ આ ચોરીછૂપીથી ઘૂસી જતા જાનવરની ભાળ મેળવવા બાગમાં છુપાઈને બેઠા.

નિત નીમ પ્રમાણે ઘોડોઘોડી અંતરીક્ષમાંથી ઊતર્યાં. માળીએ અને ચોકિયાતે ભાળ્યાં. આ વિચિત્ર અને અદ્ભુત જાનવરોને ભાળી, માળી ને ચોકિયાત ગભરાઈ ગયા. ડરી ગયા. એટલે તેમને ન રોક્યા કે ટોક્યા. આમ રોજ ઘોડોઘોડી ભંજવાડ કરતાં રહ્યાં.

માળી અને ચોકિયાતે સંપ કરી નક્કી કર્યું કે જેમ ચાલે તેમ ચાલવા દ્યો. ઇન્દરમહારાજને ખબર પડશે ત્યારે જોયું જશે. પોતપોતાના કામે લાગ્યા.

આખા બાગનાં ઝાડવાંની તૂટી પડેલી ડાળીઓ ઝાડવાં ઉપર ટિંગાઈ રહેલી અને સુકાઈ ગયેલી, જેથી આખો હર્યોભર્યો બાગ ઉનાળામાં દીસતા ડુંગરા જેવો ભૂખરો થઈ ગયો.

આ બાજુ ઇન્દ્રમહારાજને પોતાનો બાગ સાંભર્યો અને અચાનક બાગમાં આવી ચડ્યા.

બાગને વેરવિખેર અને ઉજ્જડ ભાળતાં ઇન્દ્ર-મહારાજ ક્રોધે ભરાણા. ચોકિયાત અને માળીને ધમકાવ્યા.

માળી અને ચોકિયાત હાથ જોડી કરગરતાં વીનવવા લાગ્યા :

''દેવાધિદેવ, ઇન્દરમહારાજ, અમારો ગુનો માફ કરો. પણ બે અદ્ભુત પાંખાળાં ને ચોપાયાં જાનવરો આ બાગમાં ભંજવાડ કરી જાય છે. આકાશમાંથી ઊડતાં ઊડતાં બાગમાં ઊતરે છે. પેટ ભરી લીલું ઘાસ ચરી આકાશમારગે ઊડી જાય છે. અમે તો આવાં જાનવરો જીવનમાં ભાળ્યાંય ન હતાં કે સાંભળ્યાંય નથી, જેથી અમે ભય પામ્યા અને ભંજવાડની વાત આપના કાને ન ધરી. તો ગુનો માફ કરો, મહારાજ !''

માળી ને ચોકિયાતની વાત સાંભળી ઇન્દ્ર-મહારાજ પણ નવાઈ પામ્યા. અને આવાં ચોરીછૂપીથી આવતાં અદ્ભુત જાનવરોનો પત્તો લગાડવા ઇન્દ્ર-મહારાજ પણ બાગમાં સંતાઈ ગયા. અને આ વિચિત્ર જાનવરોની રાહ દેખવા લાગ્યા.

આ બાજુ ઘોડોઘોડી પોતાના નિતનિયમ પ્રમાણે આકાશમાં ઊડતાં ઊડતાં બાગમાં ઊતર્યાં

ઇન્દ્રમહારાજ આ અદ્ભુત અજાણ્યાં જાનવરોને ભાળી નવાઈ પામી દિગ્મૂઢ થયા. પોતાના આયખામાં આવાં જાનવરો કદી જોયાં ન હતાં કે સાંભળ્યાં પણ નહોતાં.

ઘોડાઘોડીએ પેટ ભરી હરિયો ચારો ચરી લીધો અને સરિતાનું નિર્મળ જળ પી અંતરીક્ષમાં ઊડ્યાં. પૂંઠે આ અદ્ભુત ચોર જનાવરોની ભાળ લેવા ઇન્દર-મહારાજ લાગી ગયા. આગળ ઘોડોઘોડી, પૂંઠે ઇન્દર-મહારાજ.

અંતરીક્ષમાં ઘોડોઘોડી ઊડતાં રહ્યાં અને ઊડતાં ઊડતાં શાલિહોત્ર ઋષિના આશ્રમે ઊતર્યાં. અને પોતાના ઠાણે ગયાં.

ઇન્દરમહારાજ પણ પૂંઠે ઊતર્યા, અને શાલિ-હોત્ર ઋષિની ઝૂંપડીએ પહોંચ્યા.

અચાનક ઇન્દ્રમહારાજને આવતા જોઈ શાલિહોત્ર ઋષિ દોડી ઇન્દ્રમહારાજની સામે સ્વાગત કરવા આવ્યા.

''દેવાધિદેવ, આ ઋષિનું ખોરડું પાવન કર્યું. પણ મને જાણ કર્યા વિના આપ આમ અચાનક ઇન્દ્રપુરી છોડી અહીં પધાર્યા તે માટે મને નવાઈ લાગી. તેનું પ્રયોજન શું છે? આપ જણાવો !''

ઋષિમહારાજ, મારા બાગમાં બે વિચિત્ર પાંખાળાં જાનવરો ચોરીછૂપીથી પેસી જાય છે. અને ભારે ભંજવાડ કરે છે. તેની તલાશમાં આ ચોરોને પકડવા નીકળ્યો છું અને આ બેઉ ચોર આપના આશ્રમમાં રહે છે.''

''મારા આશ્રમમાં આપનાં ચોર?''

''હા, મહારાજ. ચાલો, બતાવું.'' આમ કહેતાં ઇન્દરમહારાજે શાલિ હોત્ર ઋષિને લઈ ઘોડાઘોડી–ઠાણે આવી ઘોડાઘોડીને બતાવ્યાં. ''મહારાજ, આ

રહ્યાં મારાં ચોર!"

શાલિહોત્ર ઋષિ ઘોડાઘોડી પર ક્રોધે ભરાણા અને ઇન્દ્રને આદેશ દીધો કે "ઇન્દ્રમહારાજ, આપના વજ્રથી આ બેઉની પાંખો કાપી નાખો. નહીંતર ત્રણેય લોકમાં આ જાનવરો હાહાકાર મચાવશે ને નિત મારે ઠપકા સાંભળવા પડશે."

ઇન્દ્રે ઋષિના આદેશનું પાલન કર્યું. અને વજ્રથી ઘોડાઘોડીની પાંખો છેદી નાખી.

પાંખો કપાતાં બળતરા અને વ્યથાને લીધે ઘોડા-ઘોડી ભયંકર રોકકળ અને વિલાપ કરવા લાગ્યાં :

"હવે અમે લાચાર થઈ ગયાં, પંગુ બની ગયાં. અમે પેટ કેવી રીતે ભરશું?" અને શાલિહોત્ર ઋષિને કરગરવા લાગ્યાં.

ઋષિના હૈયે દયા-કરુણા ઊપજી. ને આશીર્વાદ ભણ્યા, "તમારો વંશવેલો વધો. રાજદરબારે સ્થાન પામશો અને યુદ્ધોમાં મોટા યશ મળશે."

ત્યારે ઘોડાઘોડીનો વંશવેલો વધતો રહ્યો. અને મૃત્યુલોકમાં સૌના દિલમાં ઘોડો સ્થાન પામ્યો.

આ શાલિહોત્ર ઋષિએ અશ્વવિદ્યાનું એક શાસ્ત્ર રચ્યું, જેનું નામ શાલિહોત્રના નામે જગપ્રસિદ્ધ થયું.

## શાલિહોત્ર શાસ્ત્ર પ્રમાણેની ઘોડાની ૩૬ જાતોનાં નામ

| | | | |
|---|---|---|---|
| ૧. અશ્વમેધ | ૧૦. કાળઅંજની | ૧૯. દિવઅંગી | ૨૮. બોરિયો |
| ૨. અષ્ટમંગળ | ૧૧. કાળનાળ | ૨૦. દુગ્ગમ | ૨૯. ભમરો |
| ૩. અહિમુખો | ૧૨. કાળમુખો | ૨૧. દોરાયત | ૩૦. ભસ્મઅંગી |
| ૪. અધિકદંતો | ૧૩. કેરી | ૨૨. નીલઅંજની | ૩૧. ભેંસપૂંઠો |
| ૫. અખડ | ૧૪. કોડાળ | ૨૩. પદમઅંજની | ૩૨. વર્ણગમો |
| ૬. અશ્વિનીકુમાર | ૧૫. ચકવાક | ૨૪. પાસપંખ | ૩૩.વિજયરૂપ (વિજયમંગળ) |
| ૭. આસોટિયો | ૧૬. ચંદ્રકીરત | ૨૫. પીળઅંજની | ૩૪. પાસપાતળો |
| ૮. કલિકંઠ | ૧૭. જમદૂત | ૨૬. પુષ્પક | ૩૫, વીછુ |
| ૯. કરાળ | ૧૮. ટાલી | ૨૭. પંચકલ્યાણ | ૩૬. શૃંગી |

## ઘોડાના દેહ પરની ભમરીઓ (નિશાનીઓ)વાળા ૧૮ જાતના ઘોડા

| | |
|---|---|
| ૧. ચંદ્રકીરત | ૧૦. ખૂંટાઉપાડ |
| ૨. સૂરજ | ૧૧. શૃંગી |
| ૩. ત્રિદેવ | ૧૨. પૂંછવરતી |
| ૪. ચક્વર | ૧૩. જશમંગળ |
| ૫. અશ્વિનીકુમાર | ૧૪. બેડાચડ |
| ૬. શિવ | ૧૫. બેડાફોડ |
| ૭. આસોટિયો | ૧૬. ભમરાળો |
| ૮. ગોસ | ૧૭. માથસૂનો |
| ૯. તંગતોડ. | ૧૮. ખોટો ઉપાડ |

### ડિંગળશાસ્ત્રના ૩૬ જાતના ઘોડા

| | | | |
|---|---|---|---|
| ૧. અબલખ | ૧૦. ગંગાજળિયો | ૧૯. પયલો | ૨૮. રોહલો |
| ૨. આરબી | ૧૧. ગુલાલિયો | ૨૦. બોરિયો | ૨૯. લાલ મોલો |
| ૩. ઇરાકી | ૧૨. ચીતળો | ૨૧ ભૂરડો | ૩૦. લાખીક યા લખી |
| ૪. કવિલો | ૧૩. ચંપલો | ૨૨. ભમર | ૩૧. વાળાઈ |
| ૫. કરડો | ૧૪. ચકવો | ૨૩. મહુડો | ૩૨. સોનડો |
| ૬. કબૂતર | ૧૫. તાપણો | ૨૪. મોર | ૩૩. શિવરાજી |
| ૭. કુમેત | ૧૬. તાજણો | ૨૫. માણકી | ૩૪. હરડ |
| ૮. કુલિથ્થો | ૧૭. નીલો (લીલો) | ૨૬. મૃગલો | ૩૫. હાબુબ |
| ૯. કોડિક | ૧૮. પંચકલ્યાણ | ૨૭. રોઝી | ૩૬. હંસલો. |

### ૩૬ શબ્દો ઘોડાના અર્થના

| | | | |
|---|---|---|---|
| ૧. અશ્વ | ૧૦. અલ્લળ | ૧૯. તાજી | ૨૮. ભુરંગ |
| ૨. અશ્પદ (અશ્ફ) | ૧૧. ગય, ગે | ૨૦. તુરંગ | ૨૯. લીલો |
| ૩. અલલ | ૧૨. ગયંદ | ૨૧. તુખાર | ૩૦. મેબુબ |
| ૪. અવ્વલ | ૧૩. ગેંદ | ૨૨. તોખાર | ૩૧. બાજ |
| ૫. અવળ | ૧૪. ચંચળ | ૨૩. તોરણ | ૩૨. બાજંદ (બાજી) |
| ૬. અપ્પલ | ૧૫. ચંપલો | ૨૪. નીલો (લીલો) | ૩૩. હય, હે |
| ૭. આરબી | ૧૬. ચકવો | ૨૫. પયાળ | ૩૪. હાબૂબ |
| ૮. ઐરાકી | ૧૭. ચંદ્રાસ | ૨૬. પયલો | ૩૫. વાજ (વાજી, વાજંદ) |
| ૯. કથળો | ૧૮. તેજી | ૨૭. પાખરિયો | ૩૬. હૂરડ (ઊરડ) |

*

## સાભાર સ્વીકાર

ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. (૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૬)નાં

**કાવ્યવિશેષ (રાજેન્દ્ર શાહ)**: સંપા. સુરેશ દલાલ, કિં. રૂ. ૬૦. **પ્રેમ એટલે પ્રેમ એટલે પ્રેમ**: સંકલન. – રમેશ પુરોહિત, કિં. રૂ. ૧૦૦. **ખતરગલીથી અત્તરગલી, મારી બારીએથી – ૧૯** : લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૭૦. **પગની હોડી, હાથ હલેસાં** : લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૨૦.

અન્ય

Folkfore and Its Motifs in Modern Literature: Dr. Kishore Jadav, Pub. Manas Publications, 4819/x1, Varun House, Mathur lane, 24, Ansari Road, Dariya Ganj, New Delhi-110002, Price Rs. 700.

Contemporary Gujarati Short Stories: An Anthology: Edited by Dr. Kishore Jadav, Price Rs. 295.

# વેદનામાં વિહરતા વેદવિદ

**હરીશ વિ. પંડિત**

"यं यं कामये तं तमुग्रं कृणोमि ।"
(હું જેને ચાહું છું તેને ઉગ્ર બનાવું છું.) – ઋગ્વેદ

ફોન રણક્યો અને ધનરાજજીનો એવા સમાચાર આપતો અવાજ આવ્યો કે પૂ. બાપુજીને હાર્ટએટેક આવ્યો છે અને વાડીલાલ સારાભાઈમાં ઇન્ટેન્સિવ યુનિટમાં લઈ ગયા છે. જઈને જોયું તો હૉસ્પિટલની ફરસબંધી પર તેજસ્વી યુવા વિદ્વાન-વિદુષીઓ બેસી પડ્યાં હતાં. વહેલી સવારે ડૉ. ગુપ્તાસાહેબે એમને ભયમુક્ત જાહેર કર્યા ત્યારે પહેલું એમનું દર્શન કૈંક આવું હતું : પગે મેડિકલ ઝાંઝરિયું, નાકે ઑક્સિજન ટ્યૂબ અને માથે હાથ ફેરવ્યા કરે: "આવ્યા, આ આવ્યા યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય.... ચાલો,, ચાલો આશ્રમે જઈને ઇષ્ટિ આદરીએ... સંકલ્પ તો મુકાવો પહેલાં...." ત્રૂટક ત્રૂટક નહિ, સ્પષ્ટ રણકાદાર ધ્વન્યાલોક ઇન્ટેન્સિવ મધ્યે રચાઈ રહ્યો!

ભયમુક્ત ઠર્યા, એના અઠવાડિયામાં જ પૂ. ગુરુજીને મહેદીનવાઝ હૉલ ઉપર જનાબ અબ્દુલ્લા તારિક (રાયપુર, વાયા દિલ્હી) સાથે ગંભીર અવાજે કુરાનની બિલકુલ સમાંતરે વૈદિક ઋચાઓ અવારનવાર લલકારી રહેલા સાંભળ્યા. ડૉ. ભગવતીજીનો સંદેશો હતો જ, "સાચવજો, હવે આ કાચનું વાસણ સમજો..." પરંતુ આ તો ગરુડને સાંકળ બાંધવાનું સાહસ, ડૉ. શરીફજી કે જનાબ શેખજીનું ગજું નહીં. સ્વ. કરપાત્રીજી આ રીતે ઊભી પલાંઠી વાળીને ગર્જતા એવું સ્મરણ ચકરી પાઘડીવાળા એક અનામી વિદ્વદ્જને કર્યું, પણ ઉમેર્યું, "પણ આવો દિવ્ય આવેશ એમનામાં નહિ જ, આ તો મરણિયા થયા છે...."

ફળફળાદિના રસ, મગનો સૂપ, લીંબુનું શરબત, દૂધદહીંનાં મિશ્રણો અને પ્રવાહી દાળભાત (કમ ભાત, જ્યાદા દાલ)નું અવારનવાર આસ્વાદન પૂ. પંડિતજીને મળવાનું શરૂ થયું ત્યારે ડૉ. પ્રવીણ ઓઝાની મીઠી દરમ્યાનગીરીથી આયુર્વેદિક ગુટિકાઓ અપાવા લાગી. થોડું ફરો, ટટ્ટાર રીતે લખાવો અને સંગીત સાંભળોઃ અર્થાત્ તનમન સાથે મધુરા સૂરે જુગલબંધી આદરો. ડૉ. કિરીટ જોશી (દિલ્હી)ની ઑફર વેદવાણીને હિન્દીમાં રૂપાંતરિત કરવાની આવી ત્યારે ડૉ. નાગરજીના પરામર્શથી હોંશીલા આલેખકો આગળ તો આવ્યા, શ્રી ભાસ્કરભાઈ પંડિત અને ઉજ્જૈનના અનામી લેખકજી; પરંતુ પૂ. બાપુજીના પ્રચંડ વાક્ધોધ આગળ એ સૌ અટકી જતા, વળી રિમાર્ક આવી કે આ સંસ્કૃતમય હિન્દી નહિ ચાલે, સરળ બનાવો, રસિક પણ... એટલે સહેજ ચિડાયેલા ગુરુવર્ય કૌઠેકરજીનું સરનામું પકડી રિક્ષા કરી ગોવિંદ-સરોજને લઈ રીતસર ડૉ. જૈન પર ત્રાટક્યા, "વાંધો ક્યાં છે?" અને હૃષ્ટપુષ્ટ ચેક લઈને જ જંપ્યા! "ડગલું ભર્યું કે..."વાળો નર્મદ વૃદ્ધાવસ્થાએ સહેજ નમી ગયેલો, જ્યારે આ પૂજ્યશ્રી જોરમાં આવ્યા કે હિન્દી રાષ્ટ્રભાષા નહિ? ભલે ખીચડિયા....

પૂ. મોટાનું સૂત્ર "વેદ ઘેરઘેર ગવાય" પકડી વાયા વરદરાજ ગૂર્જર ગ્રંથરત્નવાળા દરખાસ્ત લાવ્યા કે વેદકથાઓ પ્રકાશિત કરીએ. એનું સરલીકરણ (સંસ્કૃતનું ભારણ, પરિશિષ્ટની ટિપ્પણીઓ, સુદીર્ઘ ક્લિષ્ટ વિચારખંડો ગાળી ગાળીને) કરવાની જવાબદારી ગુજરાતીના જાણકાર તરીકે મારી ઉપર આવી – મુ. કે. કા. શાસ્ત્રીજી સ્મિત કરતા હશે જ. "હરિનો મારગ છે શૂરાનો...!" અમથું લખાયું નથી! હવે હું ગભરાયો, રસ તો પડવો જ જોઈએ, વાણીનું ઓજ જળવાવું જોઈએ, વૈદિક લય અનુભવાય એ અનિવાર્ય. 'સરસ્વતીચંદ્ર'નો ઉત્તરાર્ધ પૂ. રમણભાઈ જોશી (હાલ જરાય રિટાયર્ડ નહિ એવા) ભણાવતા ત્યારે અજાણ્યે સંપાદનકૃત્ય કરતા અને સભાનપણે રસસ્થાનો તારવી તારવીને હસ્તામલકવત્ કરતા –

શ્રીમતી સરોજ જોશી "હા" કહો! મધુરછંદા ઋષિનું કથાનક સ્વયં સરસ. કારણ, સ્વાનુભૂતિનો રણકો હોવાનું પૂ. પંડિતવર્ય સુખલાલજીએ મને કહેલું. પરંતુ એવાં પ્રકરણો કેટલાં? એટલે પેન્સિલ ફેરવવા માંડી, સાંધણો મૂકવા માંડ્યાં, ગાયત્રીઉપાસક શર્માજીને થોકડીઓ પહોંચાડી ત્યારે એય જરી મલક્યા તો હશે જ: ફકરાઓના જંગલમાંથી આ અધ્યાપક જીવ પગદંડીની કેડીએ કેટલું અને ક્યાં પહોંચાડશે? પણ મારા ભઈ, પાર ઊતર્યો અને હસ્તપ્રત (પડદા પાછળ સંકલન કરેલું ડૉ. ચિમનભાઈ ત્રિવેદીએ) પ્રેસમાં ગઈ – અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા! એ ખરું કે પૂ. બાપુજીનો પ્રતિભાવ પ્રોત્સાહક ન હતો, "અલ્યા છોકરાઓ, તમે તો મને સાવ સસ્તો કરી નાખ્યો." ભલે" પરંતુ વેદવાણી તો ઘરેઘરે વહેતી પહોંચી કે નહિ? (હાલ આ પુસ્તકોની નકલો ખપી ગઈ છે.)

સ્વસ્તિકવાળા પાઠકસાહેબને શાળાની પ્રાર્થના સમયે અ.સૌ. જાનકી દ્વારા વેદકથાઓ વંચાવવાનું સૂઝ્યું એટલે એકબે કથાઓ રચાઈ. 'સાધના'ફેઈમ ભગીરથ દેસાઈએ બાલબોધરૂપે વેદકથાઓ પ્રકાશિત કરાવી ત્યારે પૂ.બાપુજી લગભગ અંધારામાં હતા! એમાં ઉમેરણરૂપે બટુકોને આશીર્વાદરૂપે થોડીક પ્રેરક પંક્તિઓ મૂકી ત્યારે ડૉ. ભગવતીજી જનોઈ પ્રસંગે એ ગાવા લાગ્યા, ગાતાં ગાતાં કહે, "આવું પદ્યમય રૂપ સોએક પંક્તિઓ સુધી લંબાવો તો..." પણ મને મારી મર્યાદા ના પાડતી હતી અને પૂ. બાપુજી એવી ચેષ્ટા થવા પણ ન દે! સાંજે બધાં ટોળે વળ્યાં ત્યારે ખડખડાટ હસતાં કહે, "હજી ગૂર્જર ગિરાએ એવું વેદ માટે ગજું જ ક્યાં કાઢ્યું છે, માધિયા? (વહાલમાં આવું કહે) બધાને ગજવાં ભરવાં છે, પ્રોફેસરોને તો ખાસ!" બોલો યુનિ.ની જય!

હવે કાચનું વાસણ સડસડાટ તિરાડો પ્રગટ કરી રહેલું હતું. કાને સંભળાય નહિ, મેં કહેલું, પન્નાલાલ ઢબે ભૂંગળી પકડાવવી છે? ડૉ. રજનીકાન્ત સંમત થયા, "પછી એ બેવડી ગર્જના કરશે!" ખાવાનું તો બંધ જ, પીવાનું પ્રવાહી રૂપે લગભગ, પેટ લગભગ બાળક જેવું થઈ ગયેલું, પરંતુ પ્રસન્નતા અકબંધ. મનહરલાલ (બ્રહ્મસમાજવાળા) દત્તબાવની શરૂ કરવા ગયા કે તરત કહે, "સ્વસ્તિ નો ઇન્દ્ર" સંભળાવો. પછી વિશ્વવેદા: કે વિશ્વદેવા: એમ પાઠાંતર ભણી વળે અને ઋચા અભયદેવ પંડિતને હાથ પકડી બોલાવે, જુઓ પંડ્યાજી, અમારું પૂમડું મઘમઘે છે કે નહિ? એનો ઇન્ટરવ્યુ ટાઇમ્સવાળાએ કરેલો ત્યારે લીના મંગળદાસનો ફોન રણક્યો, "આ છોકરીનો પરિચય કરાવો, ધનરાજ!"

મને શંકા ગઈ કે ખાવાપીવામાં અરુચિ કેમ થવા લાગી? મને તદ્‌વિદ પ્રવીણભાઈએ જૈન મુનિનો હવાલો આપ્યો, કહે, "આ સાધુઓ સંથારો કરતા પહેલાં અન-શન (ભોજનાદિ ક્રમે ક્રમે બંધ) કરે, પછી વાતાવરણમાંથી પોષણ મેળવે (મહાવીર આદિ પરંપરા) અને એમ કરતાં પર્યાવરણને સ્વીકારે!" આ બધું મેડિકલવાળા (નામ ન અપાય) સમજે નહિ, ઇંજેક્શનો, ટેબ્લેટ-ગોળીઓ ઠોક્યે જાય, પૂ. રમાબા બૂમો (રીતસરની બૂમો) પાડે, "ધનિયા, તારા બાપાને આ લોકો મારી નાખશે, આમ ને આમ" — પરંતુ રાજભવનની ઠઠરાવીપી ફાઇલો સંતોષ ના પામે: રિપૉર્ટ્સ, ફોટોસ્ટેટ ઇત્યાદિના અન્નકૂટ આગળ છેલ્લે, હા, છેલ્લે, બાપુજી લાચાર પડી ગયા, કહે, " 'અગ્નિ નય સુપથા રાયે...' વાળો મંત્ર બોલો, પ્રોફેસર!" મને ખબર કે મારી ભૂલ કાઢશે જ), હું કરગર્યો, "મને ના આવડે, બાપુજી" ને રીતસર ગળગળો થઈ ગયો ત્યારે છોડ્યો, "દયા કરો, દયા કરો..." માણસા અમસ્તો નથી ટક્યો, ભટ્ટસાહેબ!

શિવરાત્રિએ એક વાગ્યે કોમામાં સરવા, સરકવા લાગ્યા. મનીષાબેનને ઝોકું આવ્યું હશે કે કેમ, ધર્મેન્દ્ર સફાળો જાગ્યો, "બાપુજી બડબડે છે, 'મા, ઉમા, મા, ઉમા....'' આ સંકેત આપી એ નિદ્રામાં સરી પડ્યા તે ઠેઠ અગિયારસ સુધી! યુનિવર્સિટી ગ્રંથ- નિર્માણ યોજના-બોર્ડમાંથી પુનઃપ્રકાશિત ઋગ્વેદનો ગ્રંથટહુકો પૂ. બાપુજીના કાને નાખ્યો હોય તો? – એ ટુચકો કરવા જેવો? — કર્યો અને ડૉ. ભણસાળીજીની હાજરીમાં પગનો અંગૂઠો એકદમ સળવળ્યો (કારણ, ત્યાં ઋગ્વેદપરિચયના ફર્મા અડ્યા હશે, એટલે?), આંખનાં

પોપચાં આંદોલિત થઈ ઊઠ્યાં અને અસ્પષ્ટ અવાજે, "અઅઓઓ....મ્" — અર્થાત્ વાત પહોંચી ગઈ અને ફરી યથાવત્ કોમાની નિદ્રા સમાધિસ્થિતિ. હવે લૌકિક દૃષ્ટિએ એમનો ક્ષરદેહ શાંત થયો, અક્ષરદેહ જળવાઈ રહ્યો (અમે દીકરાઓએ જે પાટ પર પંચિયાભેર તેઓશ્રી લખતાવાંચતા તેને સાદર ગુરુગાદી જાહેર કરી છે અને તમામ પુસ્તકો – ઋતાયન સહિત, કારણ કે બારસેં જન્મ અને અગિયારસેં પ્રયાણ, એક જન્મચક્ર પૂર્ણ – ગોઠવ્યાં છે. ગૌરવપૂર્વક ઉમેરું કે ગરવા રાજ્યપાલશ્રી ભંડારીજીએ પૂ. બાને આશ્વાસન આપતાં જણાવ્યું કે આ સ્મારક ગણાશે અને સમાજ તેને એ પ્રમાણે સ્વીકારશે ત્યારે આપોઆપ સરકાર પણ અપનાવશે – પેન્શન ઇત્યાદિ બાબતો ગાયવાછડા ન્યાયે સહજપણે પાછળ ને પાછળ આવશે. વેદનાઓ વચ્ચે વિહાર કરતા (હૉસ્પિટલના કર્મચારીઓ હવે લેખક મહાદેવજી ખાલી ખાલી જાય ને તોય પૂછવાના, "ગોરબાપા આવી રહ્યા છે?") વેદવિદ કઈ અપેક્ષાએ આટલું ટકી રહ્યા, સ્ટેડી બૅટ્સમૅનની અદાથી, એનો જવાબ મને તો અંગૂઠે પુસ્તક અડાડ્યું તેમાં જ મળી ગયો — અલબત્ત, વેદના / વેદ વચ્ચેનો આ અનુબંધ ઘણા ભાવુકોને સમજાયો નહિ હોય: ઉર્દૂ ગઝલોનો મને મોહ નથી, છતાં તલત મહમૂદના કંઠે ગવાયેલ આ શે'રથી વાત વીતકતી પૂરી કરું.

*"જો સાઝ સે નિકલી હૈ વો ધુન, સબ ને સુની હૈ,*
*જો તાર પે ગુઝરી હૈ વો કિસ કિસ કો પતા હૈ? ॥*

*સાહિર લુધિયાનવી*

અ....લ....વિ....દા.

❐

**સ્વ. અ.સૌ. ભગવતીબહેનના નિધન પ્રસંગે**
**શ્રદ્ધાંજલિ**

*ઈશ્વરે જ દિલાસો લઈ લીધો ત્યાં–*
*વીતકની વાત કહેવી ક્યાં?*
*નથી પતઝડ, નથી આ વેળ વાસંતી,*
*છતાં ખર્યું આ પાન કેવી વ્યથા?*

*સતત સહયોગનાં ઊગતાં હજારો ફૂલ મઘમઘતાં,*
*અને આવી અચાનક વેળ ખરવાની–*
*આ તે કહો કેવી કથા?*

*પુષ્પો ખર્યાં સ્મરણો રહ્યાં, ના વૃક્ષ લીલાં છે,*
*વીતેલા આયખાની ક્ષણ*
*છતાં સહેવી સદા!*

*નવી ઘડીઓ, વિપળ ને પળ બધુંયે આવશે એમ જ*
*નિરંતર બાળવા સંતાપવા–*
*અગનના બોજની કેવી અદા?*

*'નિધન'નો તંતુ કાચો છે, વ્યથાઓ ને ખતાઓનો–*
*ભલે 'જાતસ્ય મૃત્યુ'નું પ્રબોધી જ્ઞાન–*
*ગીતા પણ ખરેખર તો સજા!*

**વિજયશંકર દવે**

**મુરલીધર**

*બંસી અધર પર ધરી મુરલીધર*
*ઐસી ધૂમ મચાઈ!*
*રાસ-લીલા સચરાચર ખેલત*
*ઝૂમ ઉઠી અખિલાઈ...બંસી અધર૦*
*યહ સૂર સુની લઈ મીરા બ્હાવરી!*
*નરસિંહ તાલ બજાઈ!*
*સૂરદાસકી ખુલ ગઈ અખિયાં*
*ચાદર કબીરા ભીંજાઈ... બંસી અધર૦*
*યહ સૂર-કામણ, નારદ-શારદ*
*ગતિ ઓધવ ગહરાઈ!*
*ગોપ-ગોપિકા-મતિ-રતિ રંજિત*
*ભક્તિ-ગંગ ઉભરાઈ! બંસી અધર૦*
*રાસ-લીલા સચરાચર ખેલત*
*ઐસી ધૂમ મચાઈ,*
*બંસી અધર પરે ધરી મુરલીધર,*
*ઝૂમ ઉઠી અખિલાઈ... બંસી અધર૦*

**અનામી**

# રસસિદ્ધ કવિ ન્હાનાલાલ

પલ્લવી દીક્ષિત

*"શું શું સંભારું? ને શી શી પૂજું પુણ્ય વિભૂતિયે?"*

કવિ ન્હાનાલાનો ક્ષરદેહ આજ જગતના મહાસાગરમાં લુપ્ત થઈ ગયો છે, પણ જ્યાં સુધી ગુજરાતી ભાષા જીવશે ત્યાં સુધી તેમનો અક્ષરદેહ અમર છે. 'વસંતોત્સવ'ના સર્જનથી કવિની કલમ શરૂ થઈ. પિતાની સાહિત્યસેવાને પુત્રે અપનાવી, રસ અને સૌંદર્યના સાગરમાં વહેતી મૂકી, કલ્પના અને ભાવનાના પૂરમાં વહેતી મૂકી. આ સર્વથી મુગ્ધ બનેલા કવિ કાન્તે

*"ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ"*

કહી તેને ઉમળકાભેર વધાવી... વસંતના કવિ ગાયક છે. દાંપત્યસ્નેહની ભાવનાનું કવિએ ગાન કર્યું છે. લગ્નસ્નેહ અને સ્નેહલગ્નની રજૂઆત પણ તેમણે જ કરી છે. ગોવર્ધનરામે સ્નેહલગ્નનો પ્રશ્ન આગળ કરી, તેની મહત્તા સિદ્ધ કરી, છતાં સ્નેહલગ્ન થતું બતાવ્યું નથી. જ્યારે આ કવિએ આ ભાવનાને આગળ કરી 'જયા-જયન્ત'મા તેની પરાકાષ્ઠા બતાવી છે. આત્માના લગ્નમાં દેહના લગ્નને તુચ્છ ઠેરવ્યું છે. *"પ્રેમ ત્યાં ન હોય કામવાસના. પ્રેમમાં નથી દેહવાસના"* એ સંદેશ જગત સમક્ષ મૂક્યો છે.

*"એક જ્વાલ જલે તુજ નૈનનમાં...*
*રસજ્યોત નિહાળી નમું હું નમું..."*

કવિશ્રીના આ વિશાળ સાહિત્યસર્જનમાં ઊર્મિકાવ્યના ગાયક તરીકે જ તેઓ ચિરંજીવ રહેશે. નરસિંહ, મીરાં અને દયારામનો વારસો કવિને મળ્યો છે. રાસની તો જાણે કવિએ પરબો માંડી છે. તેમનાં ગીતોમાં રહેલી મીઠાશ, ગેયતા અને સૌરભ સૌનાં હૃદયને ભીંજવે છે. 'વીરની વિદાય', 'સોનાવાટકડી', 'કસૂંબલા કીધા નાહોલિયા' વગેરે ગીતો શૌર્યથી ભરપૂર છે.

મેઘાણીની જેમ જ કાઠિયાવાડમાં રહી કવિએ ખૂબ જ સૌંદર્યપાન કર્યું છે. પ્રો. દાવરે કહ્યું છે તેમ "કવિનાં કાવ્યો પવિત્રતાનો પુંજ છે. તેઓ અમૃત પી ગયા છે અને પિવડાવી ગયા છે." તેમનાં 'ફૂલડાં કટોરી', 'આભનાં કુમકુમ' તથા 'માછીડા હોડી હંકાર' વગેરે રાસગીતો માધુર્યસભર છે.

કવિનાં ભજનોમાં પણ આધ્યાત્મિક ભાવ નીતરે છે. 'મારાં નયણાંની આળસ રે' આ કાવ્યમાં ભક્ત-હૃદયની આરઝૂ, ઉત્કંઠા વ્યક્ત થાય છે. કવિનાં ઊર્મિગીતોમાં રસઓઘ ઊછળે છે, છાંટણાં નથી. ગૃહ-જીવનના સુંદર ભાવોને એમણે રાસોમાં ઉતાર્યા છે. 'વીરાને વારણે'માં બહેન મોંઘામૂલા વીરનાં ઓવારણાં લે છે.

*"ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ.*
*મોંઘામૂલો છે મારો વીર જો..."*

તો વિરહિણીના દિલની, ભડકે બળતા દિલની ભાવના પણ કેટલી ઉત્કટ રીતે વર્ણવી છે!

*"સ્નેહીનાં સોણલાં આવે સાહેલડી,*
*ઉરનાં એકાંત મારાં ભડકે બળે,*

તથા *"સૂનાં મંદિર સૂનાં માળિયાં"*, ને *"પાનાં પ્રારબ્ધનાં ફેરવું, માંહી આવે વિજોગની વાત રે... સ્નેહધામ સૂનાં સૂનાં રે..."*

લગ્નમીમાંસાના ઉપદેશનો દીવડો કવિએ ઉપાડી લઈ એમાં સહસ્રગણો પ્રકાશ ઉમેરી આખાયે ગુજરાતમાં એનો પૂર્ણજ્યોતિ ઝળહળાવ્યો છે. લગ્નસ્નેહ, સ્નેહલગ્ન તથા આત્મલગ્ન એ કવિની કવિતાનો મુખ્ય આશય છે.

*"સૌંદર્ય શોભે છે શીલથી ને યૌવન- શોભે છે સંયમથી"* તથા *"સંભ્યું તમારું સહુ ભદ્ર જ સ્નેહલગ્ને"* ને *સ્નેહલગ્ન મહીં છે દિવ્ય વિલાસશોભા..."* મનઃસુખલાલ ઝવેરીએ એમને શ્રદ્ધાંજલિ અર્પતાં સાચું જ કહ્યું છે કે

*"રસસિદ્ધ તમે સર્જી સૃષ્ટિ શોભન કાવ્યની*
*જ્યાં સદા સ્નેહમાંગલ્યે વાગીશ્વરી વિરાજતી.*
*હિંડોળો ઝૂલતો ઝાકમઝોળ જેમાં વિરાટનો,*
*ને જ્યહીં પુણ્યની પાળે રસસાગર લ્હેરતો*
*જશે, બુદ્‌બુદ રંગાયે જશે, સાગર લ્હેરશે*
*એકલો, અવધિહીણો, અણસીમ, અનંત એ,*
*ત્યારેયે ગૂર્જરી વાણી સ્મરશે આપને, કવિ...."*

ગુજરાતની ગૃહકુંજોને સર્વાંગસુંદર સર્જન આપી કવિજીવન ખરે જ ધન્ય બન્યું.

*"સ્વસ્તિ તને ઉન્નત કંઠ હે કવિ,*
*પ્રસન્ન એ શારદ તારી પૂર્ણિમા...*
*અક્ષીણ રહેજો અહીંયા પ્રકાશી..."*

એમના કંઠમાં વાંસળીની મીઠાશ ન હતી, પણ પાંચજન્યની ભવ્યતા હતી. એમનાં ભાષણો પણ પાંચજન્યના નાદની જેમ જ જનતાના કાનમાં ઘૂમતા. એમની દાંપત્યધર્મની ભાવના પણ કાલિદાસ જેવી જ મહાન છે. 'મારું ને તારું' નહીં, પણ 'અમારું' એવી દ્વૈતાદ્વૈતની ભાવના એમણે તારવી છે. □

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

સાહિત્યમાં લેખક, વાચક અને પાત્રના માનસને સમજવામાં મનોવિજ્ઞાનની નવી નવી ઉપલબ્ધિઓએ કીમતી સહાય પહોંચાડી છે. ફ્રૉઇડવાદીઓ, નવ્ય ફ્રૉઇડવાદીઓ કે પ્રતિફ્રૉઇડવાદીઓએ આપેલી ઉપપત્તિઓને કારણે ઉત્પત્તિમૂલક વિવેચન (genetic criticism), અભિગ્રહણશીલ વિવેચન (reader-response criticism) કે આશયલક્ષી વિવેચનનો વિકાસ જોઈ શકાય છે. અનુસંરચનાવાદી તબક્કામાં છેલ્લે છેલ્લે ઝાં લકાં જેવાનું પ્રદાન કે નારીવાદી તબક્કામાં ચોદોરોવનું પ્રદાન ધ્યાન ખેંચનારું બન્યું છે. એ જ રીતે જ્યારે આજે અનુઆધુનિક વળાંક પર આત્મચરિત્ર, જીવનચરિત્ર કે નિબંધ-પ્રવાસ જેવું સાહિત્ય હાંસિયામાંથી ખાસ્સું કેન્દ્ર તરફ હટી રહ્યું છે ત્યારે એરિક એરિકસન (Erik Erikson) જેવા મનોવિજ્ઞાનીના પ્રદાનની નોંધ લીધા વગર ચાલે તેમ નથી. એરિકસને 'યંગમૅન લ્યૂથર'માં માર્ટિન લ્યૂથર કિંગના ચરિત્રનું અને 'ગાંધીઝ ટ્રુથ'માં મહાત્મા ગાંધીના ચરિત્રનું જે રીતે વિશ્લેપણ કર્યું છે અને જે રીતે પોતાની 'ઓળખ અંગેની કટોકટી' (ientity crisis)ની વિભાવનાને કામે લગાડી છે તે રસપ્રદ છે.

એરિકસન 'ઓળખના રચયિતા' (architect of identity) ગણાય છે. શરૂમાં એરિકસન ફ્રૉઇડ સાથે રહ્યા છે પરંતુ પછી એ ફ્રૉઇડથી જુદા પડ્યા છે. વ્યક્તિના વિકાસને વ્યક્તિના ઉદ્ભવપ્રારંભ (originology) સાથે સાંકળવાનું ફ્રૉઇડનું દૃઢ વલણ છે. એરિકસન પણ શરૂના શિશુસંસ્કારોનું મૂલ્ય ઓછું નથી આંકતા, પણ એ સંસ્કારો પછી બધું જ નિર્ણીત કરે છે એ વાતનો એમને સ્વીકાર નથી. એરિકસન ભાર મૂકે છે કે વ્યક્તિના જીવનના દરેક તબક્કે એની પોતાની કટોકટી હોય છે, એની પોતાની તકો હોય છે. દરેક કટોકટીને જે તે તબક્કા સાથે રાખીને સમજવી પડે અને છતાં દરેક તબક્કે લીધેલા નિર્ણયનો પ્રભાવ જીવનના ઉત્તરોત્તર તબક્કાઓ પર પડતો જ આવે છે. ચુસ્ત ફ્રૉઇડવાદીઓ વ્યક્તિની પાંચ વર્ષની વયે એનું વ્યક્તિત્વ બંધાઈ જાય છે એવું માનીને ચાલે છે, જ્યારે એરિકસન જીવનના ફલક પર વિવિધ તબક્કાઓમાં ઉત્તરોત્તર ચાલતી સતત વિકાસની પ્રક્રિયાને નિહાળે છે.

એરિકસન જીવનના આઠ તબક્કાઓ દર્શાવે છે: નવજાત શિશુવય, શરૂની બાલ્યવય, ખેલકૂદની વય, શાળા જવાની વય, કિશોરવય, યુવાવય, પુખ્તવય અને પક્વવય. આ દરેક તબક્કાના કેન્દ્રમાં એમણે જુદા જુદા પ્રકારની કટોકટીને જોઈ છે. નવજાત શિશુવયમાં વિશ્વાસ અને અવિશ્વાસની કટોકટી, શરૂની બાલ્યવયમાં સ્વાયત્તતા અને શરમશંકાની કટોકટી, ખેલકૂદની વયમાં પહેલ અને અપરાધની કટોકટી, શાળા જવાની વયે પરિશ્રમ અને લઘુતાગ્રંથિની કટોકટી, કિશોરવયે ઓળખ અને વિસ્તારની કટોકટી, યુવાવયે સંબંધની ઘનિષ્ઠતા અને સંબંધવિચ્છેદની કટોકટી, પુખ્તવયે પ્રજનકતા અને આત્મલીનતાની કટોકટી અને પક્વવયે સમાકલન અને ઘૃણા-હતોત્સાહની કટોકટી. આમ નવજાત શિશુવયની મૂળભૂત વિશ્વાસ અને અવિશ્વાસ વચ્ચેની લાગણીથી માંડી વૃદ્ધ વયની જિંદગી સમજદારીપૂર્વક જીવ્યાના સમાકલન અને અવસરો ચૂકી જવાવાની હતાશા વચ્ચેની લાગણી સુધીના તબક્કાઓ કોઈ પણ ચરિત્રને જુદી રીતે જોતા કરે એવી રીતે વર્ગીકૃત થયા છે.

જીવનચક્રમાંથી જન્મની એરિકસનની બીજી નિસબત વ્યક્તિના જીવનના કેન્દ્રમાં રહેલી પોતાની ઓળખ અંગેની સભાનતાં છે. પોતાની જાત માટેનું ઘડતર વ્યક્તિ માટે તો એક અર્થ ઊભો કરે છે, પણ સાથે સાથે એ વ્યક્તિ જે સમાજમાં જીવે છે એને માટે પણ એક અર્થ ઊભો કરે છે. તપાસ એરિકસનને

*પ્રિય રાધેશ્યામ,

પત્ર લખવા બેઠો ને સરી પડ્યું ગીત. લો, સુણો!

*સચમુચ બાત સુનો, પ્રિય સાજન!*
*પ્રતિભાવન નહીં હમરો કારજ,*
*હમરો પ્રીતિનિભાવન;*
*હમરે તો ઇક નેહા જૈસે*
*મેહા બરસે સાવન.*
*અરથ નહીં હૈ 'ગરથ' હમારે,*
*લાલચ વ્યરથ લુભાવન;*
*રા-ધે-શ્યા-મ કહત મન નાચત*
*જુગલ સરૂપ સુહાવન.*
*હિરદય મેં તૂ દેખ સજનવા!*
*તેરો નિત બ્રિન્દાબન.*

અરુણોદય જાનીનો 'પ્રતિભાવ' વાંચ્યો. એમને એક વાર મળ્યો છું. આપણા વિદ્યાગુરુ અને સંસ્કૃતજ્ઞ છે. તેમ જ એમનું લખાણ 'ઉદ્દેશ'ને મોકલી આપો. કવિનું કાર્ય તો કાવ્ય રચાઈ ગયા પછી પૂરું થઈ જાય છે. સઘળું વહેતા સમયને સમર્પણ. કુશળતા ચાહું છું.

મકરન્દ

*

'ઉદ્દેશ'ના માર્ચ અંકમાં પૂ. મુ. મકરન્દ દવેના 'ચૂરચૂર મકરન્દા' કાવ્યનો આસ્વાદ માણ્યો. કવિની જ ભાષામાં કાવ્યનો આસ્વાદ કરવાની શૈલી હૃદયંગમ છે. ભાષાપ્રભુત્વ અને વિષયનું જ્ઞાન પણ પ્રશંસનીય છે.

હું મારી દૃષ્ટિએ એને જુદી રીતે જોઉં છું. પ્રથમ કડીમાં અનાહત નાદની સાધક વાત કરે છે. (પૂ. શ્રી રંગઅવધૂત મહારાજે પણ "ગાજે અતિશય ઘેરો, આંતરનાદ અનેરો" એમ કહ્યું છે.) એ નાદમાં મનનો લય થતાં કુડલિનીની ઊર્ધ્વગતિ (સમુદ્રની લહેર) થાય છે. અને તે પ્રચંડ શક્તિ વંટોળિયાની જેમ ગગનગઢ (ભ્રમરંધ્ર)માં પ્રવેશે છે. તે સાથે પ્રથમ અનુભવાયેલ તાર્કિક ચિદાકાશનું દૃશ્ય વિલીન થાય છે, અને એક ડેરી (આ શબ્દ જ યોગ્ય છે. દૂધની ડેરી આજકાલની પેદાશ છે) પ્રગટ થાય છે. તેમાં કુંડલિનીની શિવ-શક્તિ સાકાર બની દર્શન આપે છે. શરીરને ખોબા ધૂળનો કૂબો કહ્યું છે. ગુરુ (ધણી)એ ધક્કો માર્યો એટલે દેહાધ્યાસ, દેહભાવ વિલીન થઈ ગયો અને સાધકના કણેકણમાં ગુરુકૃપાની મહેર વરસી રહી. વળી પાછું હૃદયાકાશમાં અલખ અલક તારાનું દર્શન થયું. સાધકે આશ્ચર્ય અનુભવ્યુ અને કુંડલિનીના ચક્રભેદના પગલે પગલે પ્રિય (પરમાત્માની)ની અનુભૂતિ થવા લાગી. કુંડલિનીનું ઉત્થાન, ઊર્ધ્વગતિ, બ્રહ્મરંધ્રમાં શિવ સાથે મિલન ઇત્યાદિ અનુભૂતિ દ્વારા બ્રહ્માનંદની અનુભૂતિનું સ્વાનુભૂત વર્ણન અદ્‌ભુત છે... એક મર્મી અનુભવની વાણીમાં એમની શૈલીથી આસ્વાદ કરાવવા માટે અનેક ધન્યવાદ.

તા. ૨૫-૩-૨૦૦૦ ડૉ. અરુણોદય જાની
(વડોદરા)

*

આપણી વચ્ચે આવો શિષ્ટાચાર અસ્થાને છે, છતાં તમને ધન્યવાદ દેવાનું મન થઈ જાય છે – 'ઉદ્દેશ'માં શ્રી મકરન્દભાઈના કાવ્ય 'કોઈ ઘટમાં ગહેકે ઘેરું'નો આસ્વાદ છાપ્યો તે માટે. 'ઉદ્દેશ'માં અવારનવાર તમે આવી વાનગીઓ પીરસતા જ રહ્યા છો.

મારી આંખોની નબળાઈ ખૂબ વધી છે, પણ તકલીફે થોડું વંચાય છે, પણ 'ઉદ્દેશ'માં મકરન્દભાઈનાં લખાણો (પત્રો સુધ્ધાં) વાંચવાનું હું ચૂકતો નથી. એ સાધારણ કવિ નથી, ભક્ત છે, યોગીજન છે, અને આત્માનુભવ પામેલા છે તેવું મારું માનવું છે. હું એમને પૂજ્ય ગણું છું ને રોજ સૂતાં-જાગતાં, સંતોની સાથે તેમને યાદ કરી પ્રણામ કરું છું. તેમનું આ કાવ્ય મને એટલું ગમે છે કે રોજ હું તેનું રટણ કરતો હોઉં છું. શ્રી રાધેશ્યામભાઈએ તેનો આસ્વાદ કરાવી મારા જેવા પર ઉપકાર કર્યો છે. રાધેશ્યામભાઈ એક વિરલ પ્રતિભાવાળા લેખક છે. કાવ્ય, વાર્તા, નવલકથા, વિવેચન, બધામાં તેઓ અધિકારપૂર્વક લખે છે. મારે માટે સુખની વાત એ કે તેઓ આધ્યાત્મિક અનુભવોમાં પણ આગળ છે. ચાલુ ચીલો

* શ્રી મકરન્દ દવેએ રાધેશ્યામ શર્માને લખેલો પત્ર

છોડી નવે ચીલે ચાલવાની પણ તેમનામાં હિંમત છે, શક્તિ છે ને કૌશલ્ય છે. મારી તેમને વિનંતી છે કે કવિ ન્હાનાલાલકૃત કાવ્ય 'ધણ'નો પણ આ રીતે આસ્વાદ કરાવે તો સારું.

તા. ૫-૪-૨૦૦૦ રમણલાલ સોની
(અમદાવાદ)

*

'ચૂર ચૂર મકરન્દ!' એ માર્મિક રસાસ્વાદ માટે ધન્યવાદ.

તા. ૨૯-૩-૨૦૦૦ હરિવલ્લભ ભાયાણી
(અમદાવાદ)

*

'ઉદ્દેશ'ના માર્ચ અંકમાં નાની પૌત્રી સુચિરાએ એની નાની કવિતાપંક્તિમાં કદાચ બધું જ કહી દીધું છે.

તા. ૨૨ માર્ચ, ૨૦૦૦ ચંદ્રકાન્ત બક્ષી
(મુંબઈ)

*

ચિ. સુચિરાના અશ્રુ-મુક્તક માટે એને ખાસ અભિનંદન.

તા. ૨૧ માર્ચ, ૨૦૦૦ અનામી
(વડોદરા)

*

'ઉદ્દેશ', માર્ચ ૨૦૦૦, 'શ્રદ્ધાંજલિ'માં સુચિરાની અંજલિ આ પ્રમાણે છે :

*જિંદગી પણ કેવી કમાલ છે!*
*પહેલાં*
*આંસુ આવતાં ત્યારે*
*બા યાદ આવતી*
*ને આજે*
*બા યાદ આવે છે ને*
*આંસુ આવી જાય છે!*

આ કાવ્યમાં પ્રથમ પંક્તિ ('જિંદગી...') તથા પાંચમી પંક્તિનો 'ને' રદ કરીને વાંચીએ તો – જ્યાં સુધી સમાજ, પરિવાર જીવન અને કિશોરવયની પૌત્રીઓ બચ્યાં હશે ત્યાં સુધી — આ કાવ્ય જગતભરના જનસાહિત્યમાં અમર થવા સર્જાયું છે.

તા. ૧૧-૪-૨૦૦૦ ભાનુપ્રસાદ ત્રિવેદી
(ગાંધીનગર)

*

અ.સૌ.નો અર્થ સ્વાનુભવથી સમજાવ્યો. અવિનાશી હોઈ ભગવતી નામ જન્મથી ધારણ કરેલું. તેમના સ્વધામગમનના સમાચાર જાણ્યા. મૃત્યુલોકમાં ભવિતવ્ય હોય છે છેલ્લું મૃત્યુ. પરંતુ આ સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનની ભાષા છે. ખરા અનુભવમાં આવનાર લાંબા સમયના સહયોગીનો જીવન બાદ, સદાનો વિયોગ જરૂર લાચારીનો વિષય છે. આપને વાર્ધક્યની વેળાએ પત્નીની ચિરવિદાય અસહ્ય બની છે. પ્રભુ સહેવાની શક્તિ આપે, તેવી પ્રાર્થના સર્વશક્તિમાનને.

જાન્યુઆરી, ૨૦૦૦ના 'ઉદ્દેશ'નો આપનો લેખ 'આ બધાં માનવી ક્યાં જતાં હશે' ૧-૨-૨૦૦૦ની તારીખે સાચો પડ્યો છે. અંતરમનનું પારદર્શન જોઈ શકાય છે. "સર્વભાષા સરસ્વતી"ના ભાવિના ઊંડાણને ખોલવાની અકળ ચાવી – master key. ખરે વાંચતાં આશ્ચર્યમાં પડી જવાય છે.

માનનીય શ્રી મકરન્દભાઈના પારદર્શનમાં આપ કૃષ્ણના રંગે રંગાઈ ગયા છો – આપમાં મને પણ આવો જ અનુભવ થઈ રહ્યો છે.

૧૨-૪-૨૦૦૦ ઋષિકાન્ત વૈદ્ય
૧૮-૪-૨૦૦૦
(અમદાવાદ)

*

'ઉદ્દેશ'ના માર્ચ ૨૦૦૦ના અંકમાં પ્રિ. મનસુખભાઈ સાવલિયાનો લેખ 'મહાકવિ માઘનું ગિરનારવર્ણન' વાંચ્યો. ખૂબ જ આનંદ વર્ણ્ય વિષયની રજૂઆતનો થયો. આવો સુંદર લેખ આપવા બદલ હાર્દિક અભિનંદન.

મહાકવિ માઘને વિવેચકોએ 'ઘંટામાઘ'ના ઉપનામથી પ્રશંસેલ છે. જે રીતે કાલિદાસને 'દીપશિખા' ઉપનામથી અને મહાકવિ ભારવિને 'આતપત્ર ભારવિ' ઉપનામથી સંસ્કૃતના અભ્યાસુઓ ઓળખે છે, તે જ રીતે માઘને 'ઘંટામાઘ'થી ઓળખે છે.

પરંતુ પ્રસ્તુત લેખમાં દર્શાવેલ શ્લોકો – કયા કયા સર્ગમાંથી કયા કયા ક્રમાંકના શ્લોકો લેવાયા છે તે સૂચવાયું નથી. તેથી વધુ જિજ્ઞાસુને મુશ્કેલી ઊભી થાય છે. વળી, સંશોધનના પ્રાથમિક નિયમ મુજબ પણ શ્લોકો ક્યાં ક્યાંથી લેવાયા છે તેનો નિર્દેશ આવશ્યક

*પ્રિય રાધેશ્યામ,

પત્ર લખવા બેઠો ને સરી પડ્યું ગીત. લો, સુણો!

*સચમુચ બાત સુનો, પ્રિય સાજન!*
*પ્રતિભાવન નહીં હમરો કારજ,*
*હમરો પ્રીતિનિભાવન;*
*હમરો તો ઇક નેહા જૈસે*
*મેહા બરસે સાવન.*
*અરથ નહીં હૈ 'ગરથ' હમારે,*
*લાલચ વ્યરથ લુભાવન;*
*રા-ધે-શ્યા-મ કહત મન નાચત*
*જુગલ સરૂપ સુહાવન.*
*હિરદય મેં તૂ દેખ સજનવા!*
*તેરો નિત બ્રિન્દાબન.*

અરુણોદય જાનીનો 'પ્રતિભાવ' વાંચ્યો. એમને એક વાર મળ્યો છું. આપણા વિદ્યાગુરુ અને સંસ્કૃતજ્ઞ છે. તેમ જ એમનું લખાણ 'ઉદ્દેશ'ને મોકલી આપો. કવિનું કાર્ય તો કાવ્ય રચાઈ ગયા પછી પૂરું થઈ જાય છે. સઘળું વહેતા સમયને સમર્પણ. કુશળતા ચાહું છું.

મકરન્દ

*

'ઉદ્દેશ'ના માર્ચ અંકમાં પૂ. મુ. મકરન્દ દવેના 'ચૂરચૂર મકરન્દા' કાવ્યનો આસ્વાદ માણ્યો. કવિની જ ભાષામાં કાવ્યનો આસ્વાદ કરવાની શૈલી હૃદયંગમ છે. ભાષાપ્રભુત્વ અને વિષયનું જ્ઞાન પણ પ્રશંસનીય છે.

હું મારી દૃષ્ટિએ એને જુદી રીતે જોઉં છું. પ્રથમ કડીમાં અનાહત નાદની સાધક વાત કરે છે. (પૂ. શ્રી રંગઅવધૂત મહારાજે પણ "ગાજે અતિશય ઘેરો, આંતરનાદ અનેરો" એમ કહ્યું છે.) એ નાદમાં મનનો લય થતાં કુંડલિનીની ઊર્ધ્વગતિ (સમુદ્રની લહેર) થાય છે. અને તે પ્રચંડ શક્તિ વંટોળિયાની જેમ ગગનગઢ (ભ્રમરંધ્ર)માં પ્રવેશે છે. તે સાથે પ્રથમ અનુભવાયેલ તાર્કિક ચિદાકાશનું દૃશ્ય વિલીન થાય છે, અને એક ડેરી (આ શબ્દ જ યોગ્ય છે. દૂધની ડેરી આજકાલની પેદાશ છે) પ્રગટ થાય છે. તેમાં કુંડલિનીની શિવ-શક્તિ સાકાર બની દર્શન આપે છે. શરીરને ખોબા ધૂળનો કૂબો કહ્યું છે. ગુરુ (ધણી)એ ધક્કો માર્યો એટલે દેહાધ્યાસ, દેહભાવ વિલીન થઈ ગયો અને સાધકના કણેકણમાં ગુરુકૃપાની મહેર વરસી રહી. વળી પાછું હૃદયાકાશમાં અલખ અલક તારાનું દર્શન થયું. સાધકે આશ્ચર્ય અનુભવ્યુ અને કુંડલિનીના ચક્રભેદના પગલે પગલે પ્રિય (પરમાત્માની)ની અનુભૂતિ થવા લાગી. કુંડલિનીનું ઉત્થાન, ઊર્ધ્વગતિ, બ્રહ્મરંધ્રમાં શિવ સાથે મિલન ઇત્યાદિ અનુભૂતિ દ્વારા બ્રહ્માનંદની અનુભૂતિનું સ્વાનુભૂત વર્ણન અદ્ભુત છે... એક મર્મી અનુભવની વાણીમાં એમની શૈલીથી આસ્વાદ કરાવવા માટે અનેક ધન્યવાદ.

તા. ૨૫-૩-૨૦૦૦ ડૉ. અરુણોદય જાની
(વડોદરા)

*

આપણી વચ્ચે આવો શિષ્ટાચાર અસ્થાને છે, છતાં તમને ધન્યવાદ દેવાનું મન થઈ જાય છે – 'ઉદ્દેશ'માં શ્રી મકરન્દભાઈના કાવ્ય 'કોઈ ઘટમાં ગહેકે ઘેરું'નો આસ્વાદ છાપ્યો તે માટે. 'ઉદ્દેશ'માં અવારનવાર તમે આવી વાનગીઓ પીરસતા જ રહ્યા છો.

મારી આંખોની નબળાઈ ખૂબ વધી છે, પણ તકલીફે થોડું વંચાય છે, પણ 'ઉદ્દેશ'માં મકરન્દભાઈનાં લખાણો (પત્રો સુધ્ધાં) વાંચવાનું હું ચૂકતો નથી. એ સાધારણ કવિ નથી, ભક્ત છે, યોગીજન છે, અને આત્માનુભવ પામેલા છે તેવું મારું માનવું છે. હું એમને પૂજ્ય ગણું છું ને રોજ સૂતાં-જાગતાં, સંતોની સાથે તેમને યાદ કરી પ્રણામ કરું છું. તેમનું આ કાવ્ય મને એટલું ગમે છે કે રોજ હું તેનું રટણ કરતો હોઉં છું. શ્રી રાધેશ્યામભાઈએ તેનો આસ્વાદ કરાવી મારા જેવા પર ઉપકાર કર્યો છે. રાધેશ્યામભાઈ એક વિરલ પ્રતિભાવાળા લેખક છે. કાવ્ય, વાર્તા, નવલકથા, વિવેચન, બધામાં તેઓ અધિકારપૂર્વક લખે છે. મારે માટે સુખની વાત એ કે તેઓ આધ્યાત્મિક અનુભવોમાં પણ આગળ છે. ચાલુ ચીલો

* શ્રી મકરન્દ દવેએ રાધેશ્યામ શર્માને લખેલો પત્ર

છોડી નવે ચીલે ચાલવાની પણ તેમનામાં હિંમત છે, શક્તિ છે ને કૌશલ્ય છે. મારી તેમને વિનંતી છે કે કવિ ન્હાનાલાલકૃત કાવ્ય 'ધણ'નો પણ આ રીતે આસ્વાદ કરાવે તો સારું.

તા. ૫-૪-૨૦૦૦ રમણલાલ સોની
(અમદાવાદ)

*

'ચૂર ચૂર મકરન્દ!' એ માર્મિક રસાસ્વાદ માટે ધન્યવાદ.

તા. ૨૯-૩-૨૦૦૦ હરિવલ્લભ ભાયાણી
(અમદાવાદ)

*

'ઉદ્દેશ'ના માર્ચ અંકમાં નાની પૌત્રી સુચિરાએ એની નાની કવિતાપંક્તિમાં કદાચ બધું જ કહી દીધું છે.

તા. ૨૨ માર્ચ, ૨૦૦૦ ચંદ્રકાન્ત બક્ષી
(મુંબઈ)

*

ચિ. સુચિરાના અશ્રુ-મુક્તક માટે એને ખાસ અભિનંદન.

તા. ૨૧ માર્ચ, ૨૦૦૦ અનામી
(વડોદરા)

*

'ઉદ્દેશ', માર્ચ ૨૦૦૦, 'શ્રદ્ધાંજલિ'માં સુચિરાની અંજલિ આ પ્રમાણે છે :

*જિંદગી પણ કેવી કમાલ છે!*
*પહેલાં*
*આંસુ આવતાં ત્યારે*
*બા યાદ આવતી*
*ને આજે*
*બા યાદ આવે છે ને.*
*આંસુ આવી જાય છે!*

આ કાવ્યમાં પ્રથમ પંક્તિ ('જિંદગી...') તથા પાંચમી પંક્તિનો 'ને' રદ કરીને વાંચીએ તો – જ્યાં સુધી સમાજ, પરિવાર જીવન અને કિશોરવયની પૌત્રીઓ બચ્યાં હશે ત્યાં સુધી — આ કાવ્ય જગતભરના જનસાહિત્યમાં અમર થવા સર્જાયું છે.

તા. ૧૧-૪-૨૦૦૦ ભાનુપ્રસાદ ત્રિવેદી
(ગાંધીનગર)

*

અ.સૌ.નો અર્થ સ્વાનુભવથી સમજાવ્યો. અવિનાશી હોઈ ભગવતી નામ જન્મથી ધારણ કરેલું. તેમના સ્વધામગમનના સમાચાર જાણ્યા. મૃત્યુલોકમાં ભવિતવ્ય હોય છે છેલ્લું મૃત્યુ. પરંતુ આ સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનની ભાષા છે. ખરા અનુભવમાં આવનાર લાંબા સમયના સહયોગીનો જીવન બાદ, સદાનો વિયોગ જરૂર લાચારીનો વિષય છે. આપને વાર્ધક્યની વેળાએ પત્નીની ચિરવિદાય અસહ્ય બની છે. પ્રભુ સહેવાની શક્તિ આપે, તેવી પ્રાર્થના સર્વશક્તિમાનને.

જાન્યુઆરી, ૨૦૦૦ના 'ઉદ્દેશ'નો આપનો લેખ 'આ બધાં માનવી ક્યાં જતાં હશે' ૧-૨-૨૦૦૦ની તારીખે સાચો પડ્યો છે. અંતરમનનું પારદર્શન જોઈ શકાય છે. "સર્વભાષા સરસ્વતી"ના ભાવિના ઊંડાણને ખોલવાની અકળ ચાવી – master key. ખરે વાંચતાં આશ્ચર્યમાં પડી જવાય છે.

માનનીય શ્રી મકરન્દભાઈના પારદર્શનમાં આપ કૃષ્ણના રંગે રંગાઈ ગયા છો – આપમાં મને પણ આવો જ અનુભવ થઈ રહ્યો છે.

૧૨-૪-૨૦૦૦ ઋષિકાન્ત વૈદ્ય
૧૮-૪-૨૦૦૦
(અમદાવાદ)

*

'ઉદ્દેશ'ના માર્ચ ૨૦૦૦ના અંકમાં પ્રિ. મનસુખભાઈ સાવલિયાનો લેખ 'મહાકવિ માઘનું ગિરનારવર્ણન' વાંચ્યો. ખૂબ જ આનંદ વર્ણ્ય વિષયની રજૂઆતનો થયો. આવો સુંદર લેખ આપવા બદલ હાર્દિક અભિનંદન.

મહાકવિ માઘને વિવેચકોએ 'ઘંટામાઘ'ના ઉપનામથી પ્રશંસેલ છે. જે રીતે કાલિદાસને 'દીપશિખા' ઉપનામથી અને મહાકવિ ભારવિને 'આતપત્ર ભારવિ' ઉપનામથી સંસ્કૃતના અભ્યાસુઓ ઓળખે છે, તે જ રીતે માઘને 'ઘંટામાઘ'થી ઓળખે છે.

પરંતુ પ્રસ્તુત લેખમાં દર્શાવેલ શ્લોકો – કયા કયા સર્ગમાથી કયા કયા ક્રમાંકના શ્લોકો લેવાયા છે તે સૂચવાયું નથી. તેથી વધુ જિજ્ઞાસુને મુશ્કેલી ઊભી થાય છે. વળી, સંશોધનના પ્રાથમિક નિયમ મુજબ પણ શ્લોકો ક્યાં ક્યાંથી લેવાયા છે તેનો નિર્દેશ આવશ્યક

અનિવાર્યતા બની રહે છે. તેથી લેખમાં આવી રજૂઆત થઈ હોત તો મણિકાંચનસંયોગ રચાયો હોત.

આશા છે કે સંસ્કૃતના અભ્યાસુઓને માટે રસપ્રદ કે તોપકર બનેલ પ્રસ્તુત લેખ વિશેનું આ રચનાત્મક સૂચન-દૃષ્ટિબિંદુ 'ઉદ્દેશ'ના આગામી અંકમાં પત્રરૂપે મુદ્રિત થશે.

'ઉદ્દેશ'ના પ્રત્યેક અંકમાં અવનવા વિષયોનું ખેડાણ જોવા મળતું હોઈ નવા વિવેચકો માટે ઘડતરરૂપ બની રહે છે.

તા. ૧-૪-૨૦૦૦ પ્રા. મધુસૂદન એમ. વ્યાસ
(મોડાસા)

*

'ઉદ્દેશ'માં જે સ્તરીય સામગ્રી પ્રસિદ્ધ કરવામાં આવે છે તે સરાહનીય છે.

ફેબ્રુઆરી ૨૦૦૦ના અંકની વાચનસામગ્રી મનને આનંદથી તરબતર કરી ગઈ. 'પુરાકલ્પન અને ઇતિહાસનું મધુરું મિશ્રણ – બ્લિસ' (લે. ભારતી રાણે) એ લેખ મને ખૂબ જ ગમ્યો. વાંચવાની મજા આવી. એમાંય ત્યાંનાં અન્ય વર્ણનો સાથે મૅરેથોન દોડ વિશેની વિગત વાંચી અદકેરો આનંદ થયો. આવો સારો-સુંદર લેખ પ્રસ્તુત કરવા માટે ભારતીબેન રાણેને તથા આવી સુંદર સામગ્રીથી 'ઉદ્દેશ'ને શોભાયમાન કરવા માટે આપને ધન્યવાદ. અભિનંદન.

(ભુજ, કચ્છ) બાબુલાલ ગોર
તંત્રી, 'શબ્દસર્જન'

*

'ઉદ્દેશ'ના એપ્રિલના અંકમાં અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના પત્રો વાંચી ગયો. આપે આટલાં વર્ષ આ પત્રો સાચવી રાખ્યા તેમાં આપની વિદ્વત્પ્રિયતા તો છે જ. દરેક પત્રમાં સ્વ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટની સ્વાધ્યાય- પ્રવૃત્તિની સાથે સાથે આપના પ્રત્યેનો આદર પણ પ્રગટ થાય છે. એ ભલે શબ્દાડંબરમાં ન રાચતા હોય, પણ હૃદયમાંથી નીકળતા સાચા શબ્દો હૃદય સુધી પહોંચતા હોય છે. આ પત્રો પ્રગટ કરીને આપે મારા જેવા લાગણીના માણસને સ્પર્શ કર્યો છે.

કલાવાદીઓને એ કદાચ ન સ્પર્શે. પ્રીતિ સેનગુપ્તાને નિયમિત વાંચું છું. ગમે છે. હરીશ મંગલમ્‌ની વાર્તા 'તલપ' પણ ગમી. નરોત્તમ પલાણ મારા ગમતા લેખક છે. એક સરતચૂક તરફ લક્ષ ખેંચું છું. પચ્છમ, માધવ રામાનુજનું ગામ ધંધુકા તાલુકાનું છે. હું ધંધુકાનો, પણ કેટલાંક વર્ષો લીંબડીમાં રહ્યો છું. બાપાવારીનાં મકાનો હજુ ત્યાં છે ને મારા ભાગમાં આવેલાં છે. સ્વામી વિવેકાનંદ પણ લીંબડીમાં આવેલા, પણ તેમને વામમાર્ગીઓએ પરેશાન કરેલા. એટલે તેનો ઉલ્લેખ નહિ કર્યો હોય.

તા. ૨૦-૪-૨૦૦૦ દિલીપ રાણપુરા
(ગાંધીનગર)

*

એપ્રિલ ૨૦૦૦ના 'ઉદ્દેશ'ના અંકમાં શ્રી નરોત્તમભાઈ પલાણનો 'આપણું અધિવેશનસ્થળ લીંબડી' લેખ વાંચીને આપને આ પત્ર લખી રહ્યો છું. આ લેખમાં લીંબડીના સર્જકોમાં નવલકથાકાર તરીકે મારા નામનો ઉલ્લેખ તેમણે 'વિષ્ણુ મહેતા' શબ્દોથી કર્યો છે, જે મને તોછડો અને અધૂરો લાગ્યો છે. મારું સાહિત્યિક પૂરું નામ 'વિષ્ણુકુમાર મહેતા' છે, જે પચાસના દાયકાથી-મારી સાહિત્યિક કારકિર્દીની શરૂઆતની વાર્તા-નવલકથાથી માંડીને આજ સુધી છપાતું આવ્યું છે. શ્રી નરોત્તમભાઈ જો ગુજરાતી સાહિત્યના નિયમિત પરિચયમાં હોય તો મારા પુરા નામથી તેઓ અજાણ ન હોઈ શકે, છતાં તેમના જેવા વિદ્વાન વિવેચક-સંશોધનકારે મારા નામનો આવો અસભ્ય, તોછડાઈભર્યો ઉલ્લેખ કેમ કર્યો તે સમજાતું નથી... શ્રી મનુભાઈ જોધાણી બરવાળાના, શ્રી પુષ્કર ચંદરવાકર ચંદરવાના, અને શ્રી માધવ રામાનુજ પચ્છમના, આ ત્રણેય ગામો ધંધુકા તાલુકાનાં છે, જેમનો ઉલ્લેખ લીંબડીના સંદર્ભે અસ્થાને છે.

તા. ૨૩-૪-૨૦૦૦ વિષ્ણુકુમાર મહેતા
(લીંબડી)

*

'ઉદ્દેશ'નો એપ્રિલનો અંક મળ્યો. મારા ભૂતપૂર્વ વિદ્યાર્થી શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના પત્રોના પ્રકાશને ભૂતકાળને જાગ્રત કર્યો. એક તેજસ્વી વિદ્વાનનો જીવનદીપ અકાળે બુઝાઈ ગયો. વિધિની કેવી કરુણતા! દિગીશ મહેતાનો 'પશ્ચિમના તત્ત્વચિંતકોનો એક સુરેખ

પરિચય' અભિનંદનીય છે. તે જ રીતે ગુજરાતના અગ્રગણ્ય ઇતિહાસવિદ અને મર્મજ્ઞ વિદ્વાન શ્રી નરોત્તમ પલાણનો લીંબડી ઉપરનો લેખ ખરેખર અદ્‌ભુત છે. સ્વામી વિવેકાનંદનું લીંબડીમાં આગમન અને શ્રી જગન્નાથ શંકરતીર્થ સ્વામીની મુલાકાતનો પ્રસંગ એમની બાજનજરમાંથી કેવી રીતે છટકી ગયો એ જ આશ્ચર્ય. વાચકોની વિશેષ જાણકારી માટે લીંબડીના એક અવિસ્મરણીય સાંસ્કૃતિક પ્રસંગને રજૂ કરવા ધૃષ્ટતા કરું છું.*

તા. ૨૪-૪-૨૦૦૦ અરુણોદય ન. જાની

(વડોદરા)

---

* આ નોંધ નીચે આપી છે.

–તંત્રી

❑

# 'લીંબડી' – નોંધ

**અરુણોદય ન. જાની**

'ઉદ્દેશ'ના એપ્રિલના અંકમાં 'આપણું અધિવેશન- સ્થળ – લીંબડી' એ શીર્ષક નીચે આજના અગ્રગણ્ય ઇતિહાસવિદ અને મર્મજ્ઞ વિદ્વાને લીંબડી અંગે ઐતિહાસિક, સાહિત્યિક અને સાંસ્કૃતિક માહિતી જે રીતે આપી છે, તે ખરેખર પ્રશંસનીય અને આવકાર્ય છે. અન્યને માર્ગદર્શક પણ છે. લેખ વાંચતી વખતે પ્રો. ભોગીલાલ સાંડેસરાએ સ્થાપેલી વડોદરાની સ્થળનામસંસદની પ્રવૃત્તિ યાદ આવી. લીંબડીનું એક બીજું પણ સાંસ્કૃતિક મહત્ત્વ છે, તે અત્રે પૂર્તિરૂપે પ્રસ્તુત કરું છું.

લીંબડીના જગદીશ આશ્રમના સ્થાપક અને ૧૯મી સદીના પ્રકાંડ શાસ્ત્રપંડિત ઉપરાંત અનેક સિદ્ધિ પ્રાપ્ત કરનાર શ્રી જગન્નાથ શંકર તીર્થસ્વામી અદ્‌ભુત યોગી પણ હતા. બીલખાના મહાત્મા શ્રી નથુરામ એમના જ શિષ્ય.

તેમની વિદ્વત્તા તથા સિદ્ધિઓને કારણે ઈ.સ. ૧૮૫૮માં ગોવર્ધનપીઠ (જગન્નાથપુરી)ના શંકરાચાર્ય તરીકે તેમની નિયુક્તિ કરાઈ હતી. આ પીઠના તેઓ ૧૪૪મા આચાર્ય હતા. પરંતુ આ સ્વમાની વિદ્યાવ્યાસંગી યોગીને ખટપટિયું રાજકારણ પસંદ ન પડવાથી તેમણે તે પદનો સ્વેચ્છાએ ત્યાગ કર્યો, અને લીંબડીના નરેશના રાજ્યાશ્રયે લીંબડીમાં જ નિવાસ કરવાનું પસંદ કર્યું,

તેમની યોગસિદ્ધિઓની ખ્યાતિ છેક સ્વામી વિવેકાનન્દ સુધી પહોંચી હતી. અને સ્વામીજી આ સિદ્ધ મહાત્માનાં દર્શન કરવા લીંબડી પધાર્યા હતા.

કવિવર ટાગોરે જેમ લીંબડીની મુલાકાત લઈ તેનું ગૌરવ વધાર્યું હતું, તેવો જ સ્વામી વિવેકાનન્દની મુલાકાતનો પ્રસંગ પણ લીંબડી માટે ગૌરવવંતો છે.

લીંબડીનરેશ સાથેની વાતચીત દરમ્યાન જ્યારે સ્વામીજીનું શ્રી જગન્નાથ શંકરતીર્થ સ્વામીને મળવાના હેતુથી અત્રે આગમન છે, એ વાત જ્યારે નરેશે જાણી ત્યારે તેમણે કહ્યું, "સ્વામીજી, હું યોગીરાજ અહીં પધારે એવી વ્યવસ્થા કરું છું."

તરત જ સ્વામીજીએ કહ્યું, "નહિ, મહારાજ- સાહેબ, એમ નહિ. હું એમનાં દર્શન માટે અહીં આવ્યો છું, એટલે મારે જ એમને મળવા જવું જોઈએ."

વિવેકાનન્દ સ્વામીનો આ વિવેક એમની પોતાની મહત્તાની સાથે સાથે જગન્નાથતીર્થની યોગ્યતાનો પણ સૂચક છે.

નિશ્ચિત કરેલા દિવસે અને સમયે શ્રી જગન્નાથ તીર્થસ્વામીજી જે શિવમંદિરમાં રહેતા હતા તે જ મંદિરમાં આ બંને મહાપુરુષોની મુલાકાત યોજાઈ હતી.

આજે પણ એ શિવમંદિરની મેડીએ જ્યાં આ બે મહાપુરુષો બેઠેલા તે સ્થાન અને તે બંનેનાં આસનો તે પ્રસંગને અમર બનાવી તીર્થસ્થાનરૂપે વિદ્યમાન છે.

લીંબડીનું આ બીજું અભૂતપૂર્વ માહાત્મ્ય છે. ❑




# ગુજરાત સાહિત્ય અકાદમી




જૂનું વિધાનસભા ભવન, સે. ૧૭, ગાંધીનગર.

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો / હસ્તપ્રતો આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

**(૧) શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :**

તા. ૧-૧-૯૯ થી તા. ૩૧-૧૨-૯૯ સુધીમાં પ્રગટ થયેલાં, ગુજરાતી ભાષાનાં જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં બાળવિભાગમાં (૧) કાવ્ય (૨) વાર્તા (૩) ચરિત્રાદિ (૪) નાટકો અને પ્રૌઢ વિભાગમાં (૧) નવલકથા (૨) ટૂંકી વાર્તા (૩) નાટક-એકાંકી નાટક (૪) હાસ્ય-વ્યંગ્ય-કટાક્ષ (૫) નિબંધ અને પ્રવાસ (૬) કવિતા (૭) વિવેચન (૮) સંશોધન-ભાષાવ્યાકરણ (૯) આત્મકથા-રેખાચિત્ર-પત્ર-જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) (૧૦) લોકસાહિત્ય (૧૧) અનુવાદ-વિભાગનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો / પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા. ૩૧-૭-૨૦૦૦ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકોએ/પ્રકાશકોએ કોઈ આવેદનપત્ર ભરવાનું નથી.

**(૨) શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :**

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય, તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ. ૧૦,૦૦૦ – સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

**(૩) નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :**

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી, તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

**(૪) મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :**

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ. ૫૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક ૨ થી ૪ નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા. ૩૧-૭-૨૦૦૦ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાના કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.



| દલપત પઢિયાર | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
|---|---|---|
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |



## મહામાયા

જ્યારે મારાં નયન નમશે ઘેનઘેરી દશામાં
જે જે જોયું સકલ શમશે કોઈ અદૃષ્ટ આરે
ત્યારે કોઈ વચન મળશે સ્વાગતમ્‌ના સહારે?
કે આ મારી ભસમઢગલી માત્ર પાત્રે નકામા?
મારી કોઈ બચત નહીં? ના કોઈ દાવો કશામાં?
લાગે કોઈ સ્મરણ-કણિકા છે હંબૂરી, ઝગારે
એ જાગે તો કંઈ નહીં રહે શોધવાનુંય મારે
ક્યારે? ક્યારે? અહીં રહી રહી ઊઠતા આ ઉધામા.

હા, આ મિત્રો દર અસલના, રંગભૂમિ તજીને
બેઠા, પીતા અમૃત, મુજ ભાગીરથી પ્રેરણાની
બેઠી સામે હસું હસું થતી. વેષ મેં તો ભજેલા
કેવા કેવા. જુગ જુગ થકી નામરૂપે સજીને
સર્વે વસ્તુ મુજ થકી પ્રિયે, તેં જ રાખેલ છાની
ને પાછી તું કહી રહી મને : હાય રે હાય ઘેલા!

**મકરન્દ દવે**

## સ્પર્શ કેવો!

આંખ પર કરનું કરીને નેજવું
કોણ જાણે કેમ મારું ત્યાં જવું!

પરોઢ ચડતે મંજુ-વ્રજ-વનરાઈમાં.
કુંજ-પર્ણગુહા – વિહંગમ – કૂજવું.

નીલ નભ. તરુ નીલ, છાયા નીલ શી,
એક નીલનું રૂપ ન્યારું જૂજવું!

સ્પર્શ કેવો! – કમ્પ રોમેરોમમાં.
આમ આ અણુઅણુનુંયે ભીંજવું!

કામપૂરકની કને હોવું થયું.
ક્ષીરધારા-તૃપ્તિ (એનું કૂજવું).

**રાજેન્દ્ર શાહ**

## અવતરણ!

રણઝણતી ઘૂઘરીના કલરવ પહેરીને
એક પાલખી પ્રવેશે છે આંખમાં!

સ્હેજ પરદો હટાવી પલાશવન ઊમટ્યું
ખિસકોલી લઈને સંગાથમાં,
એ પાછળ મૃગમદનું ધસી ગયું પૂર
સ્તંભ કદલીના જકડીને બાથમાં,

પછી ટહુકાતી મેનાનું પિંજર ઊતરે છે
મીઠું ઘેન ભરી પીંછાં ને પાંખમાં!
રણઝણતી ઘૂઘરીના કલરવ પહેરીને
એક પાલખી પ્રવેશે છે આંખમાં!

હશે વમળાતા જળનું શું આવું ખેંચાણ!
બે'ક ટેકરીઓ આવી ખેંચાઈને.
એની ઉપર ઝળહળતો સુધાકર હતો
તે એની સાથે છે જાણે ભરમાઈને!

અહો કમલાક્ષી! આવો મોંઘેરો અસબાબ
તું જ્યાં નીકળે ત્યાં સંગાથે રાખ મા!
રણઝણતી ઘૂઘરીના કલરવ પહેરીને
એક પાલખી પ્રવેશે છે આંખમાં!

**વીરુ પુરોહિત**

## દૂરને સાદ

દૂર દૂરનો સાદ આવતો સરવા કર્ણ-કુહરમાં,
ઘરે વાછરુ મેલી રેઢું જાય દોડતી વનમાં.
બાલા કોઈ નહીં અવઢવમાં.

રહ્યું ઝીલવું ગોરસ ઝરણું.
અહીં પડ્યું ખાલી બોઘરણું.
અધર ઉપર મોરલી, શિર પર પિચ્છ – પ્રાણ નિજ ભવમાં.
બાલા કોઈ નહીં અવઢવમાં.

ત્યહીં શ્યામ નિકુંજે ઘેલી
જઈને બેઠી કાય અઠેલી.
એક સૂર-મૂર્છના તણે લય તન્મય મુદિત નયનમાં.
બાલા કોઈ નહીં અવઢવમાં.

**રાજેન્દ્ર શાહ**

Uddesh (A literary, cultural monthly) May 2000 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GUJ.156/2000

# નિરીક્ષક

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ દસમું : અંક અગિયારમો

જૂન : ૨૦૦૦

તંત્રી
રમણલાલ જોશી

૧૧૯



# ઉદ્દેશ

વર્ષ : દસમું અંક : અગિયારમો સળંગ અંક : ૧૧૯

## અનુક્રમ: જૂન ૨૦૦૦




પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪ ફોન : ૨૧૬ ૭૬૦૩.


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. **૭૫૦**, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કૅલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

જૂન ૨૦૦૦



सर्वभाषा सरस्वती

## નામજપનો મહિમા

બચપણમાં અમે તાળીઓ પાડીને ગાતા :

'રામધૂન લાગી, ગોપાળધૂન લાગી. સીતારામધૂન લાગી.' અથવા 'રાધે ગોવિંદા, રાધે ગોવિંદા.' અથવા 'રામનામ લાડવા, ગોપાળનામ ઘી, કૃષ્ણનામ ખાંડખીર, ઘોળઘોળી પી.'

પ્રાર્થનાસભામાં ગાંધીજીએ સમૂહમાં 'રઘુપતિ રાઘવ રાજા રામ' ગાવાની પ્રથા સ્થાપી. આજ સુધી કોઈના મૃત્યુસમયે, બેસણામાં, મરણતિથિ ઊજવતાં કે પ્રાર્થનાસભામાં તે ભક્તિભાવે ગવાય છે.

મારાં દાદીમા રોજ નહાતાં નહાતાં બોલતાં : 'રામ કહો લાખ વાર, કૃષ્ણ કહો કરોડ વાર, હરિ ભજે તે હારે નહીં, પ્રભુ વિના કોઈ તારે નહીં.' એક જૂનું ધોળ છે : 'હાથ આલ્યા હલામણ કરવા, પગ ચાલે છે, નેત્ર તને નીરખવા આલ્યાં, જીભલડી નવરી છે, તારા પંડમાં પ્રાણ છે, તું રામકૃષ્ણ કહે.' એક જૂનું ગીત છે : 'પરભાતે પરશોતમજી, વહાણું વાયે વીઠલજી, દોઢ પહોરે દયાળજી, સાંજ પડ્યે શામળિયોજી, રાત પડ્યે રણછોડજી, એટલાં નામ લેજે, અમ્રત પાણી પીજે.'

ભજનોમાં 'નામજપન ક્યોં છોડ દિયા' વગેરે જાણીતાં છે. કોઈ સામે મળે ત્યારે 'રામરામ', 'જય શ્રીકૃષ્ણ', 'જય જિનેન્દ્ર' બોલવાની પ્રથા છે. સંન્યાસીના સંપર્કે 'જય અલખ નિરંજન.' શબને શ્મશાને લઈ જતાં 'રામ બોલો, ભાઈ, રામ', 'રામનામ સત હૈ' બોલવાનો ચાલ.

ચૈતન્ય મહાપ્રભુના ભક્તોમાં અને એ પરંપરાને અનુસરતા આજના હરે કૃષ્ણ સંપ્રદાયમાં ગાયકમંડળીમાં હરિનામની, હરે કૃષ્ણની ધૂન મચાવાય છે. દેવીભક્તોમાં 'જય અંબે', 'જય માતાજી'ની ધૂન બોલાય છે. 'રાધેશ્યામ, સીતારામ' એવી ધૂન પણ સુપ્રચલિત છે. વિષ્ણુસહસ્રનામનું સત્યનારાયણની પૂજામાં પઠન કરાય છે. એ જ રીતે શિવસહસ્રનામ, દેવીસહસ્રનામ પણ મળે છે.

નરસિંહ મહેતાનાં પદોમાં 'રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સૂઈ ન રહેવું, નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરિ, એક તું એક તું એમ કહેવું,' 'વૈષ્ણવજન તો તેને કહીએ' એ પદમાં પણ 'રામનામ શું તાળી રે લાગી એવી પંક્તિ છે.

વેદાંતના શ્રદ્ધાળુ ઓંકારનો જપ કરે, 'સોહં સોહં' એવું અવિરત રટણ કરે. શ્વાસોચ્છ્વાસનો અજપાજપ અને જપયજ્ઞ પણ જાણીતા છે. એક લાખ વાર રામનામ લખવું, ગાયત્રીમંત્ર લખવો એ ઘણા લોકો શ્રદ્ધાભાવે કરે છે.

આ તો નામજપને લગતા સેંકડો કર્મકાંડોમાંથી બહુ થોડાકનો નિર્દેશ છે.

વ્યક્તિગત કે સમૂહમાં જપ કે ગાન કરતાં, અથવા તો માત્ર નામોચ્ચાર, નામસ્મરણ, નામસંકીર્તન કે નામલેખન કરતાં એ કરનારને શું મળે છે? એ તાત્કાલિક શું પામે છે? એ કયા હેતુથી કરે છે?

એક તો આ કર્મકાંડ, રિવાજ કે પ્રથામાં જે ભાગ લે છે, તે પ્રભુના નામોચ્ચાર કે નામસ્મરણથી પોતે પુણ્ય કમાય છે એવી પરંપરાગત ભોળી શ્રદ્ધા ધરાવે છે. એ કરવાથી આવેલું સંકટ ટળી જાય, ખોટ પુરાય કે બીજા કોઈ દુન્યવી લાભ થાય એવી માન્યતા પણ ખરી જ. જોકે અમુક નિયત દિવસે કે સમયે નિત્યકર્મ લેખે, યાંત્રિક રીતે કરાય ત્યારે પણ તે ક્વચિત્ કરનારનો ભક્તિભાવ પ્રગટ કરે છે. વળી કીર્તન, ભજન વગેરેની જેમ નામજપ સમુદાયમાં થાય ત્યારે તેથી સહભાગી થવાનો આનંદ મળે છે. અને જપ કે ધૂન વડે એટલો સમય, ઘડીભર, નિત્યના વ્યવહારની જંજાળમાંથી મુક્તિ મળે છે. ઉચ્ચ સ્વરે ગવાતાં પ્રગટતી અવાજની દીવાલની આડશ રોજિંદી દુનિયાથી બચાવે છે. એ એક 'હિપ્નૉટિક' પ્રભાવ પેશ કરે છે.

સાધનસંપત્તિ વગરના, વહીતરામાં આખું જીવન વિતાવતા, સમાજના ઘણા મોટા વર્ગને કર્મની ઘરેડમાંથી ઘડીક નિરાંતનો શ્વાસ લેવા સંતભક્તોએ નામજપનો મહિમા સતત કર્યો છે. કશી જ સાધનસામગ્રી વિના ધર્મ કર્યાની ભાવના એથી પોષાય છે. પણ કશો અંતરનો, ઊંડો આધ્યાત્મિક અનુભવ?

**હરિવલ્લભ ભાયાણી**

તંત્રી

### તસવીર-કલાકાર શ્રી જગન મહેતાનો દસમા દાયકામાં પ્રવેશ

તસવીર-કલાકાર શ્રી જગન મહેતાનો જન્મ ૧૧ મે ૧૯૦૯ના રોજ થયો હતો. તેમણે જીવનભર ફોટોગ્રાફીની કલામાં અત્યંત ગુણવત્તાવાળું કાર્ય કર્યું છે. ગાંધીજીના અનેક પ્રસંગોના ફોટાઓ તેમણે લીધેલા. વિનોબા ભાવેના અને સુન્દરમ્ આદિ અનેક સાહિત્યકારોના ફોટાઓ આપણો કલાત્મક વારસો બની ગયેલ છે. ખાસ કરીને કવિ ન્હાનાલાલનો તેમનાં પત્ની સાથેનો દરિયાકિનારાનો ફોટો અત્યંત યાદગાર છે. શ્રી જગનભાઈનાં અનેક પ્રદર્શનો યોજાયેલાં. તેમના પ્રકાશિત ચિત્રસંપુટોમાં ગાંધીજીની બિહાર શાંતિયાત્રાના આઠ ફોટાઓનો ચિત્રસંપુટ સરસ છે. ગુજરાતના સાહિત્યકારો, દેશનાં વિવિધ મંદિરો, ગુફાઓ, શિલ્પ-સ્થાપત્ય વ.નાં ચિત્રો પણ મૂલ્યવાન છે. શ્રી જગનભાઈ ૧૯૪૨ની સ્વાતંત્ર્ય-લડતમાં ભૂગર્ભ પોસ્ટર પ્રચાર પ્રવૃત્તિમાં સક્રિય હતા. અને તેમણે જેલવાસ પણ ભોગવેલો. ગુજરાત રાજ્યનો ૧૯૫૫ની સાલનો શ્રી રવિશંકર રાવળ એવૉર્ડ પણ તેમને એનાયત થયો છે. ગુજરાતના માહિતીખાતાએ 'ગુજરાતની અસ્મિતાના જ્યોતિર્ધરો' શ્રેણીમાં તેમના વિશેની પુસ્તિકા પ્રગટ કરી છે. હમણાં તારીખ ૧૭ મે ૨૦૦૦ના રોજ તેમને મળવા ગયો હતો. ઉપર્યુક્ત પુસ્તિકા મને ભેટ આપતાં તેમણે નીચે પ્રમાણે લખ્યું : "૯૨મા વર્ષમાં પ્રવેશ નિમિત્તે મળવા અને ભાવ પ્રદર્શિત કરવા માટે આંગણે આવ્યા તે માટે મારો આભારભાવ વ્યક્ત કરું છું.

"ફોટોગ્રાફીના માધ્યમ દ્વારા જે કાંઈ કામ થઈ શક્યું તેની આછી ઝાંખી કરાવતી પુસ્તિકા 'સ્મરણિકા' એક સંભારણા તરીકે સ્વીકારશો. આપના સ્ને. ગુણાનુરાગી જગનભાઈ મહેતાના જયસચ્ચિદાનંદ. તા. ૧૭-૫-૨૦૦૦."

તેમના સ્નેહભાવ અને સૌજન્યનો સતત અનુભવ થતો રહ્યો છે. તેમનાં કુટુંબીજનોને મળીને પણ આનંદ થયો. પ્રભુ આ વયોવૃદ્ધ તસવીર-કલાકાર અને દેશભક્તને સ્વસ્થ રાખે એ પ્રાર્થના સહ તેમને અભિવંદન.

### સંપૂર્ણ શેક્સ્પિયર મલયાલમ ભાષામાં

પ્રસિદ્ધ સાહિત્યકાર ડૉ. કે. અયપ્પા પણિક્કરના મુખ્ય સંપાદનપદે શેક્સ્પિયરનાં ૩૭ નાટકો અને તેમનાં બધાં જ કાવ્યો મલયાલમ ભાષામાં ત્રણ ગ્રંથરૂપે પ્રકાશિત થયાં છે. અનુવાદકો છે કેવલમ્ નારાયણ પણિક્કર, સચ્ચિદાનંદન્, પી. નારાયણ કુરૂપ, સુધા ગોપાલકૃષ્ણન્, એન. રામન્દ્રન્ નૈયર, સી.પી. શિવદશન, શ્રીદેવી કે. નૈયર, ઉષા નામ્બુદ્રીપાદ, વી. કે. ઉન્નીકૃષ્ણન્, અયપ્પા પણિક્કર, કે. પી. શશિધરન્ અને કે. નારાયણચન્દ્રન્. એક અત્યંત ગૌરવપ્રદ સાહિત્યિક કાર્ય થયું. આયોજકોને અભિનંદન.

### 'કારગિલને મોરચે' નવલકથાનું વિમોચન

પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી જયંતી એમ. દલાલ-લિખિત 'કારગિલને મોરચે' અને 'અંધકારનો પડછાયો'નું વિમોચન શ્રી ઉષાબહેન મહેતાના શુભ હસ્તે તાજેતરમાં મુંબઈ ખાતે થયું હતું. મૂર્ધન્ય સાહિત્યકાર શ્રી ગુલાબદાસ બ્રોકરે પણ ઉપસ્થિત રહી શુભેચ્છાઓ પાઠવી હતી. શ્રી જયંતી દલાલને અભિનંદન.

### મહેન્દ્ર મેઘાણીની એક વેદના

લોકમિલાપ ટ્રસ્ટના શ્રી મહેન્દ્ર મેઘાણીએ તાજેતરમાં એક પત્ર લખી જણાવ્યું છે કે 'ગુજરાતી સાહિત્યનો અમર વારસો' શ્રેણીનાં દસ પુસ્તકો હમણાં બહાર પડ્યાં છે, તે જોતાં મને એવી લાગણી થઈ કે આ જાતનાં સંપાદનોનો હવે જરા અતિરેક તો નથી

થતો ને? થોડા મહિના પહેલાં બીજા એક પ્રકાશકે આ જાતના ૨૦-૨૫ જેટલા સંચયો પ્રગટ કરેલા, તે બધા તો જોવાની પણ મારી હિંમત ન ચાલી. મને થાય છે કે જે લોકો સારું સર્જનાત્મક સાહિત્ય આપવાની શક્તિ ધરાવે છે, તે આવા 'કાતર-ગુંદરકામ' પાછળ પોતાનો સમય બગાડે તેને બદલે કશુંક નવું લખે અથવા સ્વાધ્યાય કરે, તો તેમને અને ગુજરાતને પણ લાભ થાય.'' પત્ર વિસ્તૃત છે. છેલ્લે તેમણે આ પ્રકારના સંપાદકો પોતાને સંપાદનકાર્ય સોંપવા બદલ પ્રકાશકનો આભાર માને છે એ બેહૂદાપણા પ્રત્યે પણ ધ્યાન ખેંચ્યું છે. મહેન્દ્ર મેઘાણીની 'વેદના' કોઈ સાંભળશે?

**સુધારો**

મે ૨૦૦૦ના અંકમાં ડૉ. અરુણોદય જાનીના પ્રતિભાવમાં અગિયારમી લીટીના પહેલા શબ્દ '(ભ્રમરંધ્ર)માં'ને બદલે '(બ્રહ્મરંધ્ર)માં' વાંચવા વિનંતી છે. મુદ્રણદોષ માટે ક્ષમાયાચના.

□

**મે માસથી તે 'મેહ'ના નવા**
**ઘાસ સુધીના તડકા વિશે**

*મે માસ :*
*તડકાનું હજી થોડું આલાલીલું*
*પૃથ્વીના પૃથુ પટ પટ ઉપર પ્હોળું ને ઘટ્ટ પાથરીને*
*સુકવવા નાખ્યું છે છેલ્લુ વસંતનું ઘાસ;*
*અને પછી જૂન :*
*તડકો હવે સાવ સૂકું ખડ,*
*ઘેટ ઉપરનું બરછટ જાણે ઊન,*
*અડકવુંય ન ગમે એવું*
*સોડાતું કોઈ પ્રાણીજ ગંધે;*
*હવે પેલો કણબી સુકુટુમ્બ*
*સૂકા ખડ-તડકાની નાની નાની કલ્લી કરી*
*પૂળા બાંધી બાંધી ખડકે છે ઉપરાછાપરી*
*ઉઠાવી ફંગોળીને ખળા જેવી ગંજીમાં; અને*
*પાછળ વાડે ઢોરની ગમાણમાં,*
*છાપરે છાજ ભરવા*
*તડકો અને ખડ સેળભેળ કરીને;*
*અને પછી આવે છે જૂનનો અંત*
*છેક દિગ્દિગંત પર્યંતે;*
*ભૂખ્યા ડાંસ બળદો*
*ગાડાની ધૂંસરીને ઉલાળી મૂકે છે,*
*ઊંચી ડોકે ચરવા કરે છે ખડનો ચારો*
*દાંતરાં ઊંટની જેમ;*
*લટકતા ખડ-તડકાના પરાળના વેલામાં*
*અધીર થઈ મોં નાખે છે;*
*પણ હવે એ ક્યાંથી થઈ શકે તૃપ્ત,*
*જ્યાં તડકાનું ખડ જ હવે એકાએક લુપ્ત?*
*હવે તો પૃથ્વીને પાદર પ્હાડે, શૃંગે ઉત્તુંગે*
*અષાઢનો હૃષ્ટપુષ્ટ પહો સાંઢ તોળાઈને ત્રાડે*
*ત્રાટકશે; ને વર્ષી જશે વપ્રક્રીડામાં ખીણભરી*
*કૂણા કૂણા તૃણાંકુર લીલાલીલા;*
*જે ભળી જશે તડકામાં અભિનવ*
*પ્રભાતમાં ખીલ્યા ખીલ્યા!*
*(અહો, ખડ-તડકાની ઋતુચક્રલીલા!)*
*અલગ તાણાવાણા ઓળખાય નહીં એમ;*
*પેલા ભૂખ્યા ડાંસ બળદો હવે*
*ખીલે બાંધ્યા બંધાય નહીં,*
*ગાંઠે નહીં ગળે નાખ્યા ગાળિયાને,*
*દુર્દમ, અધીરા અને એટલા જ હઠીલા.*

**ઉશનસ્**

# અસ્તિત્વની નીરવ પ્રસન્નતાને વિક્ષિપ્ત ન કરીએ

ચન્દ્રહાસ ત્રિવેદી

કૌસાનીમાં અનાસક્ત આશ્રમથી જરા દૂર અને ઊંચે આવેલી ટેકરી ઉપર વહેલી સવારે એક માણસ ઊભો હતો. સવારે સૂર્યોદય જોવા માટે આશ્રમમાં ભેગા થયેલા ત્રણ મિત્રોની નજર આ ટેકરી ઉપર પડી અને તેની ટોચે દેખાતી આ પુરુષાકૃતિને જોતાં એક મિત્ર બોલ્યો :

"જુઓ ત્યાં ટેકરીની ટોચે. અહીંનો કોઈ ગિરિજન લાગે છે. રાત્રે તેનું ઢોરઢાંખર પાછું નહિં ફર્યું હોય એટલે તે માણસ તેના ઢોરને શોધતો શોધતો ટેકરીની ટોચે જઈ પહોંચ્યો લાગે છે અને ખીણમાં નજર નાખીને તેના ઢોરને શોધતો હશે. રખે ને કોઈ રાની પશુ તેના ઢોરને મારીને ખીણમાં ઊતરી ગયું હોય!"

તે મિત્રની વાત કાપી નાખતાં બીજા મિત્રે કહ્યું, "અરે, તું જરા ધારીને જો તો ખરો. તે માણસ દેહાતી લાગતો નથી. હાથમાં લાકડી કે કંઈ હથિયારેય નથી. આપણી જેમ સૂર્યોદય જોવા બેચાર પર્યટકો તે બાજુ ગયા હશે અને આ ભાઈ જરા આગળ નીકળી ગયા લાગે છે એટલે હવે પાછળ રહી ગયેલા સાથીઓની રાહ જોતો ઊભો રહ્યો હોય એમ લાગે છે. સાથી સહેલાણીઓ આવી પહોંચશે એટલે પાછો ફરશે."

ત્રીજો મિત્ર મક્કમતાપૂર્વક બોલ્યો, "તમે ખોટી ખોટી કલ્પનાઓ કરો છો. તેનાં કપડાંના રંગઢંગ જે અહીંથી દેખાય છે તેના ઉપરથી મને લાગે છે કે તે કોઈ વિરક્ત સંન્યાસી હશે અને વસતીથી દૂર ટેકરીની ટોચે ઊભાં ઊભાં તે ધ્યાન કરતો હશે."

ત્રણેય જણની વાતમાં ક્યાંય મેળ હતો નહિ. સવારનો પહોર હતો અને અહીં કંઈ ખાસ કરવાનું હતું નહિ, એટલે એક જણે સૂચન કર્યું :

"ચાલો ને, આપણે ત્યાં જ પહોંચી જઈએ અને ખાતરી કરી લઈએ કે આ માણસ કોણ છે અને ત્યાં ઊભો ઊભો શું કરે છે.

અને ત્રણેય મિત્રો દડમજલ કરતા કૌસાનીના અનાસક્ત આશ્રમથી આગળ જરા દૂર આવેલી આ ટેકરી ઉપર જતી પગદંડી પકડીને આડાઅવળા થતા ટેકરીની ટોચે પહોંચી ગયા.

માણસોનો ગણસાર થતાં પેલા માણસે સહેજ પાછળ જોયું, પણ પછી પાછો તે ખીણો અને દૂરદૂરનાં શિખરો જોવામાં તલ્લીન બની ગયો. હવે આ મિત્રો ચૂપ રહી શકે તેમ હતા નહિ. આ માણસ અહીં શું કરે છે તે જાણવા માટે તો તેમણે સવારના પહોરમાં આટલી દડમજલ કરી હતી એટલે કંઈ સમાધાન મેળવ્યા વિના તેઓ પાછા જવા તૈયાર હતા નહિ. તેથી ત્રણેય જણ પેલા અજાણ્યા માણસની નજીક આવ્યા અને તેમાંથી એક જણે વિનયપૂર્વક વાતનો આરંભ કરતાં કહ્યું :

"અમે તમને દૂરથી જોયા. મને થયું કે તમે અહીંના જ રહેવાસી જેવા લાગો છો અને રાત્રે તમારું કોઈ ઢોરઢાંખર પાછું નહિ ફર્યું હોય એટલે તમે તેની ભાળ કાઢવા આ વહેલી સવારે ટેકરીની ટોચ ઉપર ચઢ્યા હશો. ખરી વાત ને!"

"ના, મારું કંઈ ખોવાયું નથી અને હું કોઈની ભાળ કાઢવા આટલે ઊંચે ચઢ્યો નથી."

ત્યાં તો તુરત જ બીજા મિત્રે ઝંપલાવ્યું, "હું ન'તો કહેતો કે તેમનો સાથ પાછળ રહી ગયો હશે એટલે તેમના સાથીઓની રાહ જોતા તેઓ અહીં ઊભા હશે ?"

પેલા માણસે શાંતિથી વાતનું સમાધાન કરાવતાં કહ્યું, "એવું કંઈ જ નથી. હું તો એકલો જ આવ્યો છું. મારો કોઈ સાથીસંગી છે જ નહિ. હું કોઈની પ્રતીક્ષા પણ કરતો નથી."

પછી તો ત્રીજા મિત્રે ઉત્સાહમાં આવી જતાં કહ્યું,

"શું તમે ધ્યાન કરતા હતા ને! મેં તો તુરત જ પારખી લીધેલું. આટલી વહેલી સવારે આવા નિર્જન સ્થાન ટેકરીની ટોચ ઉપર સ્થિરતા કરીને ઊભેલો માણસ ધ્યાન જ કરતો હોય."

"ના, હું ધ્યાન કરતો ન હતો." પેલા માણસે નિર્લેપ ભાવે આ ત્રીજા ભાઈના કથનનો પણ અસ્વીકાર કર્યો.

"તો પછી તમે અહીં –" ત્રણેય મિત્રો અચંબો પામતા એક સાથે બોલી ઊઠ્યા અને એકબીજાની સામે જોવા લાગ્યા.

"બસ ખાલી ઊભો છું. કંઈ કરતો નથી. કંઈ જ શોધતો નથી. કોઈની પ્રતીક્ષા કરતો નથી. કેવળ ખાલી થઈને ઊભો રહ્યો છું." અને તે માણસે આ ત્રણેય જણ ઉપરથી નજર ખસેડી લીધી અને વળી પાછો તે સામેનાં શિખરો, આકાશમાં ફૂટતા રંગો, ઊંચાં વૃક્ષોમાંથી ચળાઈને વાતો પવન, ખીણમાં વિસ્તરેલી હરિયાળી અને પક્ષીઓના કલરવ સાથે એકાકાર થતાં પળવારમાં જાણે ક્યાંક ખોવાઈ ગયો.

હવે આપણે પણ આ માણસને નિરાંતે ત્યાં એકલો રહેવા દઈને તેનો પીછો કરવાનું છોડી દઈશું? આટલી વાતથી નહિ ચાલે? પરમ પ્રતિ તો ઇશારો જ થઈ શકે. ન તેનું વિશ્લેષણ કરી શકાય કે ન વિવરણ. અસ્તિત્વની આ નીરવ પ્રસન્નતા સાથે આપણે એકાકાર ન થઈ શકીએ તો ભલે, પણ તેને વિક્ષિપ્ત ન કરીએ તો પણ ક્યાં?

ગઝલ

**પ્હેરી લે ઝાંઝર**

*દીવાનો છું, મારો પથ્થર,*
*દુનિયા તારી મારો ઈશ્વર.*

*રસ્તામાં અટવાઈ ન જાશો,*
*રસ્તે ઊભા લાખો રેહબર.*

*જપમાળાનાં નાકાં તૂટ્યાં,*
*તોય થયો ના હિસાબ સરભર.*

*બચવાનો છે એક જ આરો,*
*અંદરથી થા પૂરો ખળભળ.*

*એક જ વેશ રહ્યો લે બાકી,*
*મીરાં થૈ પ્હેરી લે ઝાંઝર.*

*દિલ બોલે છે દુનિયા મોટી,*
*હોઠો પર છે અલ્લાહુ અકબર.**

*એના દીવાના જ અમર છે,*
*બાકી સઘળું નશ્વર નશ્વર.*

**અઝીઝ ટંકારવી**

* ઈશ્વર-અલ્લાહ જ સૌથી મહાન છે.

**વાલમનાં વેણ**

*એવું તે તમને શું ઓછું આવે કે*
*આજ વાતનું વતેસર થઈ વાગે!*
*રાતભર શમણાની ડાળે બેસીને ફૂલ*
*કારણ વગરનું કાં જાગે?*

*કોના રે શાપ એવા લાગ્યા વાલમજી,*
*કે રેખાઓ હાથને જ ડંખે!*
*વગડાના થોર કાંઈ ફળિયે ઊભીને*
*કોઈ લીલ્લેરી લાગણીને ઝંખે:*
*હોંકારો ટોડલાને દઈને આ ગીત*
*હવે શબ્દોનો સથવારો માંગે...*

*વાલમનાં વેણ થઈને ઢબક્યા રે ઢોલ,*
*ઊડ્યાં આંગણિયાં સપનાંની પાંખે!*
*આંખડીયું વીંધીને ચાલ્યા રે અવસરિયા*
*સૂની રે સાંજ ભીની સાખે!*
*સોનેરી સૂરોનું સપનું ભરીને મન*
*ઉંબર ઓળંગીને ભાગે...*

**દેવેન શાહ**

# 'હૃદયમાં પડેલી છબીઓ' વિશે

**ભરત મહેતા**

ઉમાશંકર જોશીએ આત્મકથા સિવાયનાં તમામ સાહિત્યસ્વરૂપો ખેડી બતાવ્યાં છે, જેમાં કવિતા, વાર્તાઓ કે એકાંકીઓમાં તેઓ અત્યંત સફળ સર્જક તરીકે ઊપસ્યા છે. એમણે લાંબો સમય 'સંસ્કૃતિ' નામનું સામયિક ચલાવ્યું છે, જે સામયિક ગુજરાતી સાહિત્યસૃષ્ટિનું પ્રમુખ સામયિક ગણાતું હતું. આ 'સંસ્કૃતિ'માં તંત્રી-સંપાદકની તેમની હેસિયતના કારણે તેમણે તત્કાલીન પ્રસંગોને ન્યાય આપવો પડ્યો હતો. પ્રદેશની, અન્ય પ્રદેશની કે વિદેશની ભાવકોને એ માહિતી રસપ્રદ રીતે પહોંચાડવાની હતી. તેથી કોઈને જ્ઞાનપીઠ પુરસ્કાર મળે, તો નોબેલ પ્રાઇઝ મળે, કોઈનાં સાઠ, સિત્તેર કે એંશી વર્ષ થતાં હોય, કોઈકનું મૃત્યુ થયું હોય કે કોઈકની જન્મશતાબ્દી કે મૃત્યુશતાબ્દી હોય, તો તે વ્યક્તિ વિશે તેઓ 'સંસ્કૃતિ'નાં પાનાં ઉપર લખતા. એ લખાણોનો સંચય એટલે 'હૃદયમાં પડેલી છબીઓ.' આવાં અન્ય લખાણો એમણે બીજા પુસ્તક 'ઈસામુશિદા અને અન્ય'માં સંગ્રહેલાં છે. આ રેખાચિત્રોમાં ઉમાશંકરની સર્જકતા મોટે ભાગે પ્રભાવક રહી છે. મોટા ભાગનાં રેખાચિત્રો હૃદયમાં પડેલી છબી જેવાં ઊપસ્યાં છે.

ઉમાશંકરનાં આ રેખાચિત્રો ઘણાં બધાં ક્ષેત્રોને આવરી લે છે. એક વ્યક્તિ લેખે ઉમાશંકર સાહિત્ય અને શિક્ષણના ક્ષેત્ર સાથે જોડાયેલા હોવા છતાં એમનાં વ્યાપક સંપર્ક અને રુચિનો પણ આ રેખાચિત્રો પરિચય આપે છે. અહીંયાં લેખકો, ચિત્રકાર, અભિનેતા, સંપાદક, સંગીતકાર, સાધક, કાર્ટૂનિસ્ટ, રાજકારણીઓ, ઇતિહાસકાર, વ્યાયામવીર વગેરેનાં રેખાચિત્રો સાંપડે છે. આ રેખાચિત્રોનું વ્યાકરણ પકડી શકાય તેવું છે. આ રેખાચિત્રોને સમજવાની ચાવી પુસ્તકના નિવેદનમાં જ તેમણે મૂકી છે. "શબ્દોથી વ્યક્તિચિત્રની રેખાઓ ઉપસાવવી એ કેટલું વસમું અને આહ્લાદજનક હોય છે તેનો અનુભવ મને આ દરમ્યાન સતત થયો. આમાંનાં ઘણાં શબ્દાંકનો હું તંત્રી ન હોત તો કદાચ ન થયાં હોત."

દરેક મહત્ત્વના સંબંધોને અંજલિ આપવાનું સંજોગોને લીધે બન્યું નથી. પણ દિવંગતો કે જીવતાઓ અંગે અહીં જે કાંઈ લખાયું તેમાં કેવળ માહિતી આપવાનો આશય નથી. વ્યક્તિની અને તેની આસપાસની આભા ઝીલવાનો, હૃદયમાં પડેલી છબી રજૂ કરવાનો આશય મુખ્યત્વે રહ્યો છે. લેખકનો આશય કેટલો ફળીભૂત થયો તે જોઈએ.

રેખાચિત્રો (sketches) આપણે ત્યાં ઉમાશંકર પૂર્વે અને પછી પણ લખાયાં છે. તેથી રેખાચિત્રનાં, જીવનચરિત્રના એક પેટાપ્રકારનાં લક્ષણો ઠીકઠીક અંશે નક્કી કરી શકાયાં છે. તાજેતરમાં (ડિસેમ્બર ૧૯૯૬) આવેલો 'શબ્દસસૃષ્ટિ'નો વિશેષાંક આવાં રેખાચિત્રો લઈને આવેલો, જેનું પુસ્તકરૂપે 'સ્મરણરેખ' શીર્ષક છે. આ વિશેષાંક આ સ્વરૂપની લોકપ્રિયતાનો નમૂનો છે. 'હૃદયમાં પડેલી છબીઓ' વડે આવી પરંપરા ઊભી થઈ એમ કહી શકાય.

રેખાચિત્રને આકર્ષક બનાવવા માટે ઉમાશંકર એક ડિઝાઈન બનાવે છે. આકર્ષક આરંભ અને સચોટ અંતથી રેખાચિત્રની બાંધણી તેઓ કરે છે, જેમાં વ્યક્તિના શારીરિક દેખાવનું માર્મિક વર્ણન, લાઘવપૂર્ણ શૈલીથી એના કાર્યની મુલવણી, ખપ પડે ત્યારે દસ્તાવેજી માહિતીનો આશ્રય પણ લઈ લે છે. કાવ્યપંક્તિ, અવતરણો, પત્રો કે પત્રાંશો ખપમાં લે છે. જરૂર પડે તો એ વ્યક્તિએ લખેલા ગ્રંથનો સાર પણ આપે છે. રેખાચિત્રમાં વિચાર કે બુદ્ધિનો ભાર લદાઈ ન જાય તે માટે અંગત પ્રસંગો અને હાસ્યરમૂજથી રેખાચિત્રને હૃદયમાં પડેલી છબી તરીકે ઉપસાવવાનો પ્રયાસ કરે છે. જો એ જાણીતી વ્યક્તિ ન હોય તો એનાં જાણવાલાયક કાર્યો પર ભાર મૂકે છે. અલબત્ત, આ ડિઝાઈનની જાળવણી અહીં સમાવેલાં બ્યાશીએ બ્યાશી

રેખાચિત્રોમાં થઈ નથી એ નોંધવું જોઈએ.

રેખાચિત્ર લાંબું કે ટૂંકું હોવું અનિવાર્ય નથી. કદથી રેખાચિત્રને માપી શકાય નહીં. રેખાચિત્રનું પાયાનું લક્ષણ એ છે કે એ હૃદયસ્પર્શી હોવું જોઈએ. અહીં ટૉયન્બીના સુદીર્ઘ રેખાચિત્રની સામે ચાર્લી ચૅપ્લિનનું ટૂંકું રેખાચિત્ર વધારે વજનદાર બન્યું છે. સુદીર્ઘ રેખાચિત્રમાં લેખક લેખ તરફ વળી જાય તેનો સંભવ મોટો છે. મોટે ભાગે સભાન રહીને એને વિવેચનલેખમાં ફસડાઈ જતાં અટકાવ્યાં છે. ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી, પન્નાલાલ પટેલ, મડિયા અને મેઘાણીનાં રેખાચિત્રોમાં સુદીર્ઘ પટનું જોખમ લેખકે ઉપાડ્યું અને પાર પાડ્યું છે.

આ રેખાચિત્રોમાં વ્યક્તિપરિચયની પહેલી નિશાની જેવા વ્યક્તિના શારીરિક દેખાવનું નિરૂપણ કરવાનું તેઓ ચૂકતા નથી. કવિ લલિત વિશે તેઓ લખે છે – "મોટું માથું અને નાની મોંફાડ, ઝીણી આંખો અને ગળામાં ઘૂંટાતો મીઠો ઘુઘવાટ. ત્યાં તો અંદરના ગજવામાંથી (ડગલામાં) મંજીરા નીકળ્યા જ સમજો. 'મઢૂલી મજાની પેલે તીર', મંજીરા રણકાવતા તમારી નજર આગળ ખડા થઈ જાય." અંબાલાલ જાનીના આંતર વ્યક્તિત્વની છાંટ આપણને તેઓ બાહ્ય વ્યક્તિત્વમાંથી જ સંપડાવી દે છે. "કોટપાટલૂનની અતડાઈ કે ઝભ્ભાટોપીની વેવલાઈ બંનેથી મુક્ત એ મૂર્તિ." ડૉ. હરિપ્રસાદ દેસાઈ વિશે લખે છે. – "સિત્તેરે પહોંચવા આવેલા ડૉક્ટરનો એલિસબ્રીજ ઓળંગતાં કે બીજે ક્યાંક ને ક્યાંક સાયકલ પર તમને અચૂક ભેટો થઈ જાય. એક જાતની તાજગી એમને રહેતી." અંબાલાલ જાની 'શામળ'નો ઉચ્ચાર 'સામળ' કરતા એ નોંધવાનું પણ ચૂકતા નથી. જયશંકર 'સુંદરી' વિશે લખે છે – "ગૌર દીપ્તિમંત ચહેરો, મોટી સફેદ મૂછો, ટટ્ટાર દેહ, એક વિશિષ્ટ વ્યક્તિત્વના સાંનિધ્યમાં છો એમ તમને તરત ભાન થાય. એમના વ્યક્તિત્વની લાક્ષણિક વસ્તુઓ બે હતી, આંખમાં એક માપી ન શકાય એવી ચમક અને દૃષ્ટિમાં તેમ જ મુખરેખામાં અવારનવાર રમ્યા કરતી સ્મિતછાયા." ધૂમકેતુ વિશે લખે છે – "સફેદ ઝભ્ભો પણ કાળી ટોપી, અને હંમેશની તેમની શાલ, સુઘડ અને સ્વતંત્ર વ્યક્તિની છાપ તરત પડે." ભાનુશંકર વ્યાસ વિશે લખે છે – "કવિ બાદરાયણને અવાજની બક્ષિશ હતી. ખરજનો અવાજ અને ધીરેથી ભાવાનુસારી થતું પઠન એમની કૃતિને ગજબનો ઉઠાવ આપતાં. માઈક માટે મારા ખ્યાલ પ્રમાણે એમનો અવાજ સૌથી સારો હતો." જયંતિ દલાલ માટે કહે છે – "ઊંચી, સીધી, પાતળી આકૃતિ, ખભા પરથી, સહેજ તમારા તરફ નમતું માથું, ખાસ પાતળા ન કહી શકાય તેવા ચશ્માંના કાચ, એની પાછળથી તમારા તરફ ધસતી વહાલસોઈ પાંપણ, ઘણું બધું જોઈ લેતી આંખો." કિશોર પન્નાલાલની દેહાકૃતિ એમણે આ રીતે આલેખી છે – "શરીર નાનકડું હૃષ્ટપુષ્ટ, ગોળમટોળ કહી શકાય તેવું, લગભગ યુરોપીય લાગે એવો ગોરો બલકે લાલ લાલ ચહેરો, ચૂંટી ખણો તો લોહી નીકળે, અવાજ ઊંડો ઘેરો મીઠાશભર્યો, કહો કે ગળ્યો ગળ્યો, આંખમાં વરતાતી 'હું સમજું છું બધું',. એવી ચમક." કવિ 'સ્વપ્નસ્થ' માટે લખે છે "સાગના સોટા જેવી પાતળી ઊંચી દેહયષ્ટિ, કંડારેલી હોય એવી મુખરેખા, આછું, જરીક પાછું વાળી લીધું હોય તેવું સ્મિત, બોલું બોલું થતું શરમાળ મોં." સ. જ. ભાગવત માટે લખે છે – "ટૂંકું ધોતિયું, શરીરે કાબરચીતરી, ટૂંકી દાઢી, ઉષ્માભરી વત્સલ દૃષ્ટિ, ઘેરો અવાજ અને વશ કરી લેતું ઉજ્જ્વળ હાસ્ય." કવિશ્રી 'દિનકર' માટે લખે છે– "ઊંચી ગૌર આકૃતિ, દાંતની વચ્ચે સ્વભાવનું ભોળપણ સૂચવતી જગ્યા."

કુશળ કૅમેરામૅન વ્યક્તિને જોતો હોય તેમ ઉમાશંકરે વ્યક્તિઓને જોઈ છે. અહીં લેવાયેલ વિદેશી લેખકોને ઉમાશંકરે સહેજે જોયા નથી. તેથી એ રેખાચિત્રોમાં શારીરિક વર્ણનો આવતાં નથી. રેખાચિત્રકાર તરીકે ઉમાશંકરને કેવળ ફોટો પાડવામાં જ રસ નથી, પરંતુ એ વ્યક્તિનાં અજાણ્યાં પાસાંને પણ ઉપસાવે છે. જેમ કે ભગવાનલાલ ઇન્દ્રજીને દુનિયા સંશોધક તરીકે ઓળખે છે, પરંતુ ઉમાશંકર જોશી એમનો પરિચય એ રીતે પણ આપે છે કે આ વ્યક્તિએ પોતાનું મહામહેનતે બનાવેલું મકાન જાહેર દવાખાના માટે ભેટ આપેલું છે. વિરલ પુસ્તકો જાહેર ગ્રંથાલયોને વિનામૂલ્યે ભેટ આપ્યાં છે. હિમતલાલ અંજારિયા 'કાવ્યમાધુરી'ને લીધે જાણીતા છે. એમણે કરેલાં

નગરપાલિકાના શિક્ષણ અધિકારી તરીકેનાં મહામૂલાં કાર્યોનો પરિચય ઉમાશંકર રેખાચિત્રમાં કરાવે છે. એ જ રીતે ડૉ. હરિપ્રસાદ દેસાઈ સમાજસુધારક તરીકે જાણીતા, પણ ઉમાશંકરના રેખાચિત્ર દ્વારા જાણવા મળે છે કે તેઓ સારા અનુવાદક પણ હતા. યશવંત પંડ્યાને એકાંકીકાર તરીકે સહુ ઓળખે, પણ 'હૃદયમાં પડેલી છબીઓ' દ્વારા જાણવા મળે છે કે દિલ્હીનું ગુજરાતી સમાજ ભવન યશવંતભાઈની કૃતિ છે! સાહિત્યકાર કનૈયાલાલ મુનશીની બહુમુખી પ્રતિભા, બંધારણના ઘડવૈયા, અન્નમંત્રી, નાયબ ગૃહપ્રધાન, મુંબઈના શેરિફ, ભારતીય વિદ્યા ભવનના સ્થાપક તરીકેનો પરિચય ઉમાશંકરના રેખાચિત્રમાંથી મળે છે. મુનિ જિનવિજયજી રાજપૂત હતા, અને સંશોધક હતા, પણ સાથે સાથે તેઓ રાજસ્થાનના ચિતોડ પાસે ચંદેલિયામાં લોકસેવાની સંસ્થા ચલાવતા હતા તે રેખાચિત્રમાંથી જાણવા મળે છે. નવલકથાકાર રમણલાલ દેસાઈએ માતાપિતાની કેવી સેવા કરેલી તે બતાવવાનું ઉમાશંકર ચૂકતા નથી. વ્યાપામવીર અંબુભાઈને જગત આખું જાણે અખાડા પ્રવૃત્તિના સ્થાપક તરીકે, પરંતુ એમનો શિલ્પકાર, લેખક, અનુવાદક તરીકેનો પરિચય ઉમાશંકર જોશીએ વિગતે આપ્યો છે. ડોલરરાય માંકડ માત્ર સંસ્કૃત કાવ્યશાસ્ત્રના પંડિત ન હતા, પણ અલિયાબાડા જેવા તદ્દન દૂરના ગામમાં વિદ્યાની સંસ્થા ખોલીને કામ કરનારા લોકસેવક હતા એ વાત ઉપર ઉમાશંકર ભાર મૂકે છે. જયંતિ દલાલને સાહિત્યકાર તરીકે સૌ ઓળખે છે, પણ એ ધારાસભ્ય હતા કે પચાસ હજારની મેદનીને સંબોધી શકતા એ વિશિષ્ટ વિગતો ઉમાશંકરના રેખાચિત્રમાંથી પ્રાપ્ત થાય છે. સર્જક શ્રીધરાણી અસંખ્ય અંગ્રેજી પુસ્તકોના લેખક છે અને તેઓ બ્રિટનમાં બાર વર્ષ લગી ભારતીય રાજદૂત રહ્યા હતા તે વાત ઉમાશંકરનું રેખાચિત્ર ઉપસાવે છે. કવિશ્રી મૈથિલીશરણ ગુપ્ત વિશે લખતાં કવિ સંસદસભ્ય હતા તે ઉમાશંકર બતાવવાનું ચૂકતા નથી. કાવ્યશાસ્ત્રી ક્રોચે વિશે લખતાં એ કાવ્યશાસ્ત્રી ઇટાલીનો કેળવણીપ્રધાન હતો તેનો નિર્દેશ કરે છે. આન્દ્રે માલરોએં માત્ર તેની નવલકથામાં નહીં, પણ બાંગ્લાદેશના યુદ્ધ વખતે – એ લેખકે સ્વયંસેવકની ટુકડી ઊભી કરવાની તૈયારી બતાવી હતી અને પ્રતિબદ્ધતા વ્યક્ત કરી હતી.

રેખાચિત્ર એ જીવનકથા નથી. ઊર્મિકાવ્ય કે ટૂંકી વાર્તાની માફક રેખાચિત્ર પણ કરકસરની કલા છે. થોડામાં ઘણું કહેવાની રેખાચિત્રકારમાં શક્તિ હોવી જોઈએ. આ કામ ગદ્યશૈલી સચોટ હોય તો જ સંભવી શકે. આ ગ્રંથમાં ઉમાશંકરનું ગદ્ય પણ નોંધપાત્ર છે. ચાર્લી ચૅપ્લિનના એક ફકરાના નાનકડાં રેખાચિત્રમાં ઉમાશંકરે કેટકેટલું કહી દીધું. "કહો કે ચાર્લી ચૅપ્લિન શીર્ષાસન કરેલા બર્ટ્રાન્ડ રસેલ છે. એમના હાસ્યની ઘૂમરીઓમાં પયગામ શબ્દ ક્યાંય સ્થિર ન થઈ શકે. પણ આ જાતની વ્યક્તિ પોતાની રીતે પયંગબર હોય છે. અત્યારના જમાનાની ઢાંચાબંધ યાંત્રિક એકરૂપતા, સરમુખત્યારશાહીની જીવનદ્વેષી છાપ, ગરીબીનાં પંકમાં ખીલેલું કમળ (પ્રીતિ)... જીવનના પાયાના પ્રશ્નોની ભીંસ વચ્ચે હસતાં રમતાં જાણે ડાબા હાથે વેરેલી પયગામ-ભૂરકી એ ચાર્લી ચૅપ્લિન જેવી વિભૂતિની અમૂલ્ય દેણ છે." મેઘાણીવાળા રેખાચિત્રમાં 'સારું થયું કે....' ઉદ્‌ગારને પુનઃ પુનઃ વાપરીને લખાયેલો ફકરો ગદ્યનો ઉત્તમ નમૂનો છે. આ રેખાચિત્રનો આરંભ – " 'લિ. હું આવું છું.' આ તે કંઈ સહી કરવાની રીત કહેવાય?" જેવો પ્રશ્નમમરો વાચકના જિજ્ઞાસારસને ઉત્તેજિત કરે છે. આવા ઉત્તેજક પ્રારંભનાં નિદર્શનો બીજાં પણ મળશે. ક્યારેક વ્યક્તિને ઓળખાવવા માટે પર્યાય આપે છે. તેમાં તેમની વ્યક્તિને પામવાની ત્રેવડનો અનુભવ થાય છે. "અંબુભાઈ એટલે ઉત્સાહની મૂર્તિ", "અંબુભાઈ એટલે વંટોળિયો", રવિશંકર રાવળના 'કુમાર' માટે લખે છે – "૮૨ મહિને એક તાજા પુષ્પ જેવો કુમારનો અંક પ્રગટતો." જયંતિ દલાલ વિશે – "જયંતિભાઈ એટલે સનશાઈન."

રેખાચિત્રને અસરકારક બનાવવા માટે ઉમાશંકર બને ત્યાં સુધી અંગત પ્રસંગને ટાંકે છે. તેથી રેખાચિત્રમાં એક જાતની આત્મીયતાનો અનુભવ થાય છે. એ રીતે અંગત પ્રસંગો રેખાચિત્રો માટે લગભગ અનિવાર્ય ગણાય. અંબાલાલ જાની, ધૂમકેતુ, મેઘાણી, મડિયા, સાકરલાલ દવે, મુનશી, પન્નાલાલ વગેરેનાં રેખાચિત્રોને

તેમણે અંગત પ્રસંગોથી સચોટતા આપી છે. જેમ કે મુનશીના રેખાચિત્રમાં, એક વ્યાખ્યાન પ્રસંગે મુનશીએ ઉમાશંકરને કેવા શરમાવી દીધા હતા તેનો ઉલ્લેખ છે. આમ તો લગભગ રેખાચિત્રમાં અંગત પ્રસંગોનો સ્પર્શ છે, પરંતુ ઉપર નિર્દેશ્યાં તે રેખાચિત્રોમાં અંગત પ્રસંગોમાં ખિલવણી વધુ સારી થઈ છે. જેમ કે મુનશીના જ રેખાચિત્રમાં જોઈએ તો ઉમાશંકર યશવંત પંડ્યાને ત્યાં દિલ્હીમાં ઊતરેલા ત્યારે મુનશીએ યશવંતભાઈને ત્યાં ફોન કરેલો – "ઉમાશંકરને લઈને આવો. એ ઇડરિયા બ્રાહ્મણને ખવડાવવા પૂરતું અન્નમંત્રી પાસે અનાજ છે." શયદાનો જ્યારે ફોન આવે ત્યારે તેઓ અચૂક ફોન પર જ ગઝલ સંભળાવી દેતા તે વિગતમાં રસ પડે છે. પન્નાલાલના રેખાચિત્રમાં તેમની વિદ્યાર્થી-અવસ્થાની મિત્રતાનું મલાવીને વર્ણન થયું છે. આગામી સત્રથી છાત્રાલયમાં નહીં આવી શકનાર દોસ્ત પન્નાલાલને ડિપૉઝિટનો રૂપિયો કઈ રીતે મોકલેલો તેનું ઉદાહરણ એ સંદર્ભે જોઈ શકાય. મડિયાનું રેખાચિત્ર આ સંદર્ભે આરંભથી જ જોઈ શકાય. પોતે જ્યારે સ્થાપિત લેખક હતા ત્યારે ઉમાશંકરને બીજા વાર્તાસંગ્રહની કડક ટીકા કરતો પત્ર જે જુવાન તરફથી મળેલો તે મડિયા હતા. તેનો ટુકડો આરંભે જ મુકાયેલો છે. કટાક્ષવિનોદયુક્ત આ પત્રાંશ માણવા જેવો છે. પછીથી તો મડિયા ઉમાશંકરના સાઢુભાઈ બન્યા. સાઢુ બન્યા પૂર્વે મડિયા એમને ત્યાં અવારનવાર જતા ત્યારે ઉમાશંકરની નાની દીકરી મડિયાના કેવા ચાળા પાડતી તે પણ ઉમાશંકરે નોંધ્યું છે. મડિયાના લગ્નમાં પોતે ઓછી આવડતથી વધુ સારા ફોટા પાડેલા એ કહેવાનું ઉમાશંકર ચૂકતા નથી. વિદેશી કે અન્ય ભારતીય લેખકોનાં રેખાચિત્રોમાં અંગત પ્રસંગો ન હોવાથી કશુંક ખૂટે છે તેવું ભાવકને લાગે. એ લેખકોમાં જ્યાં આવા પ્રસંગો છે ત્યાં પણ ગુજરાતી લેખકોની તુલનાએ ઉષ્મા ઓછી છે.

ઉમાશંકર અનેક કવિ, નવલકથાકારોના પરિચયમાં આવ્યા છે તેથી તેમનું રેખાચિત્ર આલેખતાં આલેખતાં ક્યારેક એ રેખાચિત્રમાં વિવેચનનો એકાદ તાંતણો પરોવી દે છે. પરંતુ એ વિવેચન શાસ્ત્રીય કે પરિભાષાબદ્ધ હાતું નથી. પરિભાષાથી દૂર હાર્દિક ઉષ્માવાળા વિવેચનની એકાદ પંક્તિ ફરકી જાય છે. જેમ કે બળવંતરાય ઠાકોરના રેખાચિત્રમાં એમના ગદ્યને અખા કે સરદાર વલ્લભભાઈના ગદ્ય સાથે સરખાવ્યું છે. મુનશીના રેખાચિત્રમાં લખે છે – "ગોવર્ધનરામનું ગદ્ય હાથીની ગતિએ ચાલે છે. પ્રભાતના પહોરમાં લશ્કર કૂચ કરતું ચાલતું હોય એવું મુનશીનું ગદ્ય છે. રોમે રોમે સ્પર્શે એવી સ્ફૂર્તિ અને તાજગી ગુજરાતે તેમાં અનુભવી. મુનશીએ ગુજરાતની ઊછરતી પેઢીને ડ્રીમગર્લ (સ્વપ્નકન્યા) ભેટ આપી." ર. વ. દેસાઈ વિશે તેઓ લખે છે. – "રમણલાલ એટલે આધુનિક ગુજરાતના એક શિક્ષક." એ જ રેખાચિત્રમાં તેઓ લખે છે. – "સરસ્વતીચંદ્ર મોટો મહાત્મા લેખાતો, પણ સંસારમાં કેટલે શેરે મણ થાય એની એ ભોટ મામાને ખબર ન હતી." ચેખૉવનું રેખાચિત્ર હળવાશયુક્ત વિવેચનનો રસપ્રદ નમૂનો છે. મોપાસાં અને ચેખૉવની એમણે તુલના કરી છે. તેવી જ રીતે ચેખૉવના 'થ્રી સિસ્ટર્સ' જેવા નાટક પ્રત્યે હજી ઘણા બધાનું ધ્યાન નથી ગયું એવી ફરિયાદ કરી છે. ચેખૉવ અને મોપાસાંની તુલના તો દાદ માગી લે તેવી થઈ છે. "એક, બે અને ત્રીજા વાક્યે તો મોપાસાં કથાના મધ્યપ્રવાહમાં લાવી મૂકે છે. આડોઅવળો એક શબ્દ નહિ. સોંસરી લક્ષ્ય પ્રતિ શરગતિ. આખી કૃતિ કેવી સંઘેડાઉતાર, સુરેખ અને સુપ્રમાણ હોય છે! ચેખૉવ શાની વાત કરે છે એ જ પહેલાં થોડી વાર તો વિચારમાં પડી જાઓ. એ શબ્દના અર્થ કરતાં પણ ધીમે ધીમે એ શબ્દનું ઉચ્ચારણ, એ અવાજમાં ધબકતી હૂંફ, આ બધાની આત્મીયતાનું એવું સઘન વાતાવરણ જામી જાય કે તે પાત્રના જીવનના અમુક અંશનું જ નહિ, પણ એમની સમગ્ર ચેતનાના પ્રવાહનું દર્શન અનાયાસે થઈ જાય." જયંતિ દલાલ વિશે લખે છે – "શહેરની પોળોમાં વસતા મધ્યમ વર્ગની ભાષાનું દલાલને ઊંડું જ્ઞાન હતું." એ જ રીતે પન્નાલાલના રેખાચિત્રમાં લસરકામાં એવું માર્મિક વિવેચન પૂરું પાડ્યું કે – "જો લેખક ન થયા હોત તો તે ગાયક થયા હોત. એમના કથાલેખનમાં સંગીત જીવાતુભૂત તત્ત્વ જણાશે. કથ્ય લાગણીઓના

આરોહ, અવરોહ, મિલાવટ, મીંડ આદિમાં અને આખી કથાના સંઘટનમાં સંગીતકલાનો પ્રભાવ વરતાય છે. ખાસ કરીને 'વળામણાં', 'મળેલા જીવ' અને 'માનવીની ભવાઈ'માં.'' શરદબાબુના રેખાચિત્રમાં આવું રસાળ વિવેચન માણવા મળે છે – ''શરદબાબુએ પોતાની વાર્તાઓમાં આભના તારા તોડી બતાવ્યા નથી. તલવારો ખખડાવી નથી કે નથી ખોલ્યાં ગેબી ભોંયરાં. આદ્ય ઋષિઓની વાચા પાછળ પાછળ અર્થ તો દોડ્યો આવતો એમ મહાકવિ ભવભૂતિ કહે છે. શ્રી શરદબાબુ વિશે એમ કહી શકાય કે એમના લખાણની પાછળ પાછળ કળા તો એની મેળે દોડી આવતી.'' ક્યાંક રેખાચિત્ર માત્ર વિવેચનલેખમાં સરી પડ્યું છે. પણ એવા રેખાચિત્રની ચર્ચા આગળ કરીશું.

રેખાચિત્રમાં શક્ય હોય તો એવી દસ્તાવેજી માહિતી અચૂક આવરી લેવી જોઈએ કે જે માહિતી વિરલ, દુર્લભ હોય. ઉમાશંકર જોશીની રેખાચિત્રકાર તરીકેની એવી સભાનતા અહીં જોવા મળે છે. ડૉ. ભાઉ દાજીની સેવા, જયંતિ દલાલનું 'મીઠડી' નાટક, અંબાલાલ જાનીએ તૈયાર કરી હતી તે હસ્તપ્રતોની સૂચિ આ પ્રકારની માહિતી છે. શયદા આપણા માટે તો ગઝલકાર જ છે, પણ ઉમાશંકરના રેખાચિત્ર દ્વારા આપણને ખબર પડે છે કે એમની 'મા તે મા' નવલકથા એક જમાનામાં ખૂબ જ લોકપ્રિય બનેલી. એ જ રીતે રવિશંકર રાવળની સચિત્ર આત્મકથા બહાર પડેલી તે જાણવા મળે છે. ધૂમકેતુ વૉટરમૅન પેન વાપરતા તે નોંધવાનું ચૂકતા નથી. એવી જ રીતે મેઘાણીની જન્મતારીખ અંગેના દસ્તાવેજી પુરાવાઓ પાદટીપમાં મૂક્યા છે. રા. વિ. પાઠકના 'પ્રસ્થાન' સામયિકમાં જેમને સ્થાન મળતું તે ગણનાપાત્ર ગણાતા. આમ, તે સમયની સાહિત્યિક ગતિવિધિને પણ તેઓ ટાંકે છે. અવનીન્દ્રનાથ જે ચિત્રકાર હતા તેમની આત્મકથા પણ છે એ એમણે નોંધ્યું છે. વિદેશી વ્યક્તિઓનાં રેખાચિત્રોમાંય આ બાબતનું તેમણે ધ્યાન રાખ્યું છે. નવલકથાકાર રોમાં રોલાં દ્વારા લખાયેલી જીવનકથાઓની વિગત આનું ઉદાહરણ છે. ફ્રેંચ ભાષામાં 'ગીતાજંલિ'નો અનુવાદ આન્દ્રે જિદે કર્યો છે તેવી કે યૂજીન ઓ'નીલને ત્રણ વાર નોબેલ પારિતોષિક મળ્યું છે તેવી ભાગ્યે જ મળી શકે એવી માહિતી ઉમાશંકર જોશીના રેખાચિત્રમાંથી સાંપડે છે.

કવિઓના રેખાચિત્રમાં તેઓ તે વ્યક્તિની કાવ્યપંક્તિઓ ટાંકે છે. ક્યારેક જરૂર પડે તો જે તે સર્જક વિશે અન્ય કોઈ વ્યક્તિએ કાવ્ય લખ્યું હોય તેની પંક્તિઓ પણ ટાંકે છે. જેમ કે બૉરિસ પાસ્તરનાક નવલકથાકાર છે. પણ એમના રેખાચિત્રમાં ઉમાશંકર ઇલ્યા એહરનબર્ગની પંક્તિ ટાંકે છે. તેવી જ રીતે મેઘાણીના એક સુપ્રસિદ્ધ કાવ્યને ટાંકીને જે અર્થઘટન કર્યું છે તે વિલક્ષણ છે. બીજી તરફ એમના ખૂબ જ જાણીતા 'કસુંબીનો રંગ' કાવ્યને જ માત્ર નથી ટાંક્યું, પણ મેઘાણી પર રા. વિ. પાઠકે લખેલું કાવ્ય પણ મૂકવામાં આવ્યું છે. ન્હાનાલાલની વિખ્યાત પંક્તિ 'ચંદનીએ ચીતર્યા સમીર...' એમના રેખાચિત્રમાં ટાંકવામાં આવી છે.

*''મને એ જોઈને હસવું હજારો વાર આવે છે,*
*પ્રભુ તારા બનાવેલા તને આજે બનાવે છે.''*

જેવી પંક્તિ ખૂબ જ જાણીતી છે, પરંતુ તેના કવિ કોણ છે તે તો 'હૃદયમાં પડેલી છબીઓ'માં જ જાણવા મળે. ફાર્બસનું રેખાચિત્ર દલપતરામના 'ફાર્બસવિરહ'ની પંક્તિથી શરૂ કર્યું છે. બળવંતરાય ઠાકોરનું રેખાચિત્ર પૂરું થાય છે, ત્યારે એમની પ્રખ્યાત પંક્તિ 'પુષ્પે પાને વિમલ હિમ મોતી સરે...' ટાંકવામાં આવી છે. ફિરાક ગોરખપુરીના રેખાચિત્રમાં જરૂર હોવાથી ઘણી શાયરીઓ મૂકી છે. 'મા' વિશે લખાયેલું એમનું 'જુગ્નૂ' કાવ્ય આખેઆખું મૂકવામાં આવ્યું છે. ક્યારેક ઉમાશંકર અનુવાદ કરીને પણ પંક્તિ મૂકે છે. જેમ કે કન્નડ કવિ વલ્લતોળની ગાંધીજીવિષયક કાવ્યપંક્તિ અનુવાદ કરીને મુકાયેલી છે. મરાઠી કવિ કેળકરના રેખાચિત્રમાં પણ કેળકરની કાવ્યપંક્તિનો અનુવાદ મુકાયો છે. મૈથિલીશરણ ગુપ્તના રેખાચિત્રમાં એમની પ્રખ્યાત પંક્તિ :

*''અબલાજીવન, હાય તુમ્હારી યહી કહાની,*
*આંચલ મેં હૈ દૂધ ઔર આંખોં મેં પાની...''*

આ સિવાય બાદરાયણ, કૃષ્ણલાલ શ્રીધરાણી, સ્વપ્નસ્થ વગેરેનાં રેખાચિત્રોમાં કાવ્યપંક્તિઓ

ટાંકવામાં આવી છે. તો ક્યારેક ઉમાશંકર ખુદ જ કાવ્યપંક્તિ રચીને અભિનંદન આપે છે. જેમ કે ક્ષમા રાવ વિશેના રેખાચિત્રમાં ઉમાશંકરની સ્વરચિત સંસ્કૃત કાવ્યપંક્તિ ટાંકવામાં આવી છે.

રેખાચિત્રને રસપ્રદ બનાવવા ઉમાશંકર જાતભાતની યુક્તિઓ અખત્યાર કરે છે. એમની એક યુક્તિ છે, રેખાચિત્રમાં પત્રો કે પત્રાંશો મૂકવા તે. જે વ્યક્તિનું રેખાચિત્ર આલેખાતું હોય તેના અથવા તેના ઉપર લખાયેલા કોઈના પત્રો ઉમાશંકર મૂકે છે. જેમ કે ભગવાલાલ ઇન્દ્રજી પર ૩૦મી નવેમ્બર ૧૮૮૩નો મૅક્સમૂલરનો લખાયેલો પત્ર મુકાયો છે. એ પત્રાંશ કાઢી નાંખવામાં આવે તો રેખાચિત્રની મહત્ત્વની કડી નીકળી જાય તેવો અનુભવ થાય. મેઘાણીના રેખાચિત્રમાં મેઘાણીએ લખેલો પત્ર તેમ જ મેઘાણી વિશે ગાંધીજીએ લખેલો પત્ર મૂકવામાં આવ્યો છે. જેવી રીતે મૅક્સમૂલરનો પત્ર ભગવાનલાલ ઇન્દ્રજીના રેખાચિત્રનું મૂલ્ય વધારી આપે છે તેમ ગાંધીજીનો મેઘાણી વિશેનો પત્ર, પત્રમાંના ઉદ્દ્ગારો મેઘાણીની છબી સચોટ ઉપસાવી દે છે. મેઘાણીના રેખાચિત્રનો આરંભ જ મેઘાણીના ખૂબ પ્રખ્યાત 'લિ. હું આવું છું' પત્રથી કરવામાં ઉમાશંકરની સૂઝ પ્રશંસનીય છે. મડિયાના રેખાચિત્રનો આરંભ પણ પત્ર દ્વારા થયો છે. આ પત્ર કટાક્ષવિનોદથી ભરપૂર છે. તેથી ઉમાશંકર રમૂજમાં તેને 'પ્રેમપત્ર' કહે છે. મુનશીએ લખ્યું, "જેવા સાહિત્યમાં છો તેવા કેળવણીમાં થજો." આ પત્રાંશથી મુનશીનો નવી પેઢીને પ્રોત્સાહિત કરવાનો ગુણ ઊપસે છે.

રેખાચિત્રને જો હળવાશથી રજૂ કરવામાં ન આવે તો એ લખાણ રેખાચિત્રને બદલે લેખ થઈ જાય તે સંભવ મોટો છે. તાજેતરમાં 'શબ્દસૃષ્ટિ'નો 'સ્મરણરેખ' નામે થયેલો વિશેષાંક રેખાચિત્રોનો સંચય છે, જેમાં રઘુવીર ચૌધરીએ આલેખેલું કાકાસાહેબનું રેખાચિત્ર અંગત પ્રસંગોની ગેરહાજરીને કારણે લેખ બની જાય છે. 'હૃદયમાં પડેલી છબીઓ'માં હાસ્યરમૂજનો તંતુ પણ સતત સાથે વણાયેલ રહેતો હોવાથી રેખાચિત્રો ભારેખમ બનતાં નથી. જેમ કે ફાર્બસ – દલપતની પગાર અંગેની રકઝક હાસ્યપ્રેરક છે. મુનશીનો યશવંત પંડ્યા પરનો ફોન કે ઉમાશંકર જોશીને શરમાવી દેતો પ્રસંગ, અંબાલાલ જાની 'શામળ'નો ઉચ્ચાર 'સામળ' કરે તેમાં, હાસ્યની લહેરખીઓ પ્રગટે છે. હરિપ્રસાદ દેસાઈ વિશે તેઓ લખે છે. "આ ડૉક્ટરે એક સામયિક કાઢેલું તેનું નામ હતું 'ભસેગા ઔર કાટેગા'." – જેવી વિગત કે એ રેખાચિત્રની પૂર્ણાહુતિમાં મુકાયેલી હરિપ્રસાદ દેસાઈની ગઝલપંક્તિ "જનેતાએ જણ્યો ત્યારે વણ્યો ના કેમ વેલણથી?" હળવાશ રચી જાય છે. મુનશીનું રેખાચિત્ર તો હાસ્યસભર છે, જેમાંથી એકબે પ્રસંગો જોઈએ. જેમ કે મુનશી મંત્રી બન્યા એ ઘટના વિશે ઉમાશંકર લખે છે:

"સ્વતંત્રતા આવી તે પહેલાં તેમણે કેટલા મંત્રીઓ આપણને આપ્યા? સજ્જન મહેતા, ઉદા મહેતા, મુંજાલ મહેતા. એમાંથી કયા મંત્રી આપણે તેમને કહીશું?" એવી જ રીતે ગાંધીજીના બ્રહ્મચર્યની ટીકા કરતું મુનશીનું નાટક વાંચી ગાંધીજી તો ખુશ થયા, ત્યારે ઉમાશંકર લખે છે – 'ગાંધીજી કોઈ ગાંધીવાદી નેતા ન હતા." મૈથિલીશરણ ગુપ્તના રેખાચિત્રમાં આવતું ઉમાશંકરનું આ વિધાન એની વક્રતાને કારણે આસ્વાદ્ય છે: "અત્યારે અજાતમિત્ર થવાની સ્પર્ધા ચાલે છે ત્યારે ગુપ્તજી અજાતશત્રુ હતા.' યશોધર મહેતા કે શયદાના રેખાચિત્રમાં એમની 'ટેલિફોન ટૉક'ની વિશિષ્ટતા હાસ્યપ્રેરક છે. તેવી જ રત્નમણિરાવ જોટેના ચાનાં કપરકાબીના સંગીતને ઉત્તમ માનવાના ખ્યાલમાં રમૂજ છે. મેઘાણીના રેખાચિત્રમાં મેઘાણી વિશેના. રા. વિ. પાઠકના કાવ્યમાં સૂક્ષ્મ રમૂજ છે. મડિયાને ઉમાશંકર "પોતાની પાકશાળાના પ્રથમ સાક્ષી" ગણાવે તેમાં હાસ્ય છે.

ઉમાશંકરે રેખાચિત્રોમાં ભેદભાવ નથી રાખ્યો. પ્રસંગોપાત્ત પોતાની કડક ટીકા કરનારને પણ હૃદયપૂર્વક શબ્દાંજલિથી સન્માનિત કર્યા છે. જેમ કે ઉમાશંકરના 'ઉત્તરરામચરિત' અનુવાદ વિશે સંજાનાએ કડક ટીકા કરી હતી તેમ છતાં ઉમાશંકરે સંજાના વિશે, એમના પ્રદાન વિશે સન્માનજનક પરિચય રેખાચિત્રમાં આપ્યો છે. તેવી જ રીતે મુનશી સાથેનો એમનો પરિષદ અંગેનો વિવાદ જગજાહેર હોવા છતાં એ વિવાદને બાજુએ મૂકીને તેમણે મુનશીના બહુમુખી વ્યક્તિત્વને

સચોટ રીતે ઉપસાવ્યું છે. એવી જ રીતે આપણે સહુ જાણીએ છીએ કે ઉમાશંકરના વિવાદને લીધે ડૉ. પ્રબોધ પંડિત ગુજરાત યુનિવર્સિટી છોડીને ચાલ્યા ગયા હતા. તેમ છતાં એમને અપાયેલી શબ્દાંજલિમાં રાગદ્વેષ ભૂલી જઈને ઉમાશંકરે એમને 'મેધાવી પંડિત' તરીકે જ ઓળખાવ્યા છે. ઉમાશંકરની આકરી ટીકા કરતો મડિયાનો પત્ર ઉમાશંકરે છુપાવવાને બદલે મડિયાના રેખાચિત્રમાં આરંભે જ ટાંક્યો છે, સહર્ષ.

રેખાચિત્રને પ્રભાવક બનાવવા ઉમાશંકર જરૂર પડે તો મહાનુભાવની સૂક્તિઓનો સહારો લે છે. ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીના રેખાચિત્રમાં કાર્લાઈલ, ડૉ. ભાંડારકર અને નર્મદનાં અવતરણો ટાંક્યાં છે. ફાર્બસના રેખાચિત્રમાં નર્મદનું વિધાન ટાંકીને રેખાચિત્રની પ્રભાવક સંપૂર્તિ થઈ છે. "ભાંગના ક્યારામાં કોઈ વખતે તુલસીના છોડ ઉગી નીકળે છે તેમ હાલ બે-ત્રણ વર્ષ થયાં ઘણી ચવાયેલી અન સઉની ડાઢે ચહડેલી સીવિલ સર્વિસમાં પણ જુના ટોપીવાલાઓમાંના કોઈ બડા અચ્છા સાહેબો નીવડેલા છે... તેવા મરનાર એલેકઝાન્ડર કી. ફોર્બસ સાહેબ થયા. ફક્ત એમણે સાહેબી ભોગવી જાણી નથી. એમણે તો ગુજરાત જ પોતાનું વતન જાણ્યું છે." બળવંતરાય ઠાકોરના રેખાચિત્રનો પ્રારંભ બળવંતરાયના જ એક વિધાનથી કરવામાં આવ્યો છે. પોતાના લગભગ સમકાલીનો અને સ્વજનો ગુમાવી બેસનાર બ. ક. ઠા. ૮૨મા વર્ષે કહે છે, "ચિત્રગુપ્તના ચોપડામાંથી મારું પાનું જ ખોવાઈ ગયું છે." ચેખૉવના રેખાચિત્રનું શીર્ષક જ ચેખૉવ વિશે કરાયેલા ટૉલ્સટૉયના વિધાનથી કર્યું છે. મેઘાણીના રેખાચિત્રમાં કાર્લાઇલનું વિધાન "Blessed is he, who has found his work". શરદબાબુના રેખાચિત્રમાં ભવભૂતિનું વિધાન ટાંકવામાં આવ્યું છે. તેવી જ રીતે ઈ. એમ. ફૉર્સ્ટરના રેખાચિત્રમાં એમની બી. બી. સી. – વાળી મુલાકાતમાંથી અવતરણો મૂકવામાં આવ્યાં છે. ઉપનિષદ, મહાભારતનાં વિધાનો પણ રેખાચિત્રોમાં મુકાયેલાં છે.

આ વિશેષતાઓ સિવાય બીજી કેટલીક બાબતો 'હૃદયમાં પડેલી છબીઓ'નાં રેખાચિત્રોને રસપ્રદ બનાવે છે. જેમ કે પોતાની નબળાઈ સ્વીકારીને પણ ઉમાશંકર સામાવાળાને અંજલિ આપે છે. અંબાલાલ જાનીના રેખાચિત્રમાં પોતે જરૂર હતી ત્યારે મધ્યકાળ પરનાં પુસ્તકો માટે અંબાલાલ જાની પાસે બેસવા જતા, પછી ઉમાશંકર સ્વીકારે છે કે " 'ગરજ મટી ને વૈદ્ય વેરી' એમ પરીક્ષા પતી એટલે મારા વિદ્યાવ્યાસંગમાં કુદરતી રીતે ભારે ઓટ આવી. પુસ્તકો પાછાં આપવાનું તો શાનું સૂઝે? ત્યારે અંબાલાલ જાનીનો પત્ર આવ્યો કે 'બારણાં ઠોકતો આવીશ.' " તેવી જ રીતે મડિયાએ ઉમાશંકરની વાર્તાકળાની નબળાઈઓ બતાવી ત્યારે તેનો તેમણે સ્વીકાર કર્યો છે. ધૂમકેતુના રેખાચિત્રમાં એમણે એ સ્વીકાર્યું છે કે પોતે જ્યાં લગી ધૂમકેતુને મેઘાણીની નજરે જોયા ન હતા ત્યાં સુધી ધૂમકેતુને એટલું સન્માન નહોતા આપતા, જેટલું પાછળથી અપાયું. ધૂમકેતુ ઓછાબોલા હતા તેથી ઉમાશંકર શરૂઆતની મુલાકાતોમાં એમની મહાનતાને પિછાની શક્યા ન હતા તે સ્વીકાર્યું છે.

આ સંગ્રહમાં ઉમાશંકરે પોતાની કોઈ પણ વિશેષતા રંગરોગાન વિના રજૂ કરી છે. કોઈ પણ રેખાચિત્રમાં ઉમાશંકરનો 'હું' આપણને નખોરિયાં ભરતો નથી, દઝાડતો નથી, બલકે પોતાના 'હું'ને લગભગ ઓગાળીને તેમણે રજૂ કર્યો છે. ક્યારેક તેઓ તુલના પણ કરે છે. જેમ કે અંબાલાલ જાનીના રેખાચિત્રમાં તેમના કામને કે. કા. શાસ્ત્રી અને હીરાલાલ પારેખના કામ સાથે સરખાવી ત્રણેયના કામને "કાચા સોનાની ખાણ" જેવું ગણાવ્યું. આમ, એક રેખાચિત્રમાં અન્યનાં કામો પણ આવરી અભિનંદી લેવાની ઉમાશંકરની આવડતનાં અહીં દર્શન થાય છે.

રેખાચિત્રકાર તરીકે ઉમાશંકર જે વ્યક્તિનું રેખાચિત્ર આલેખે છે તે વ્યક્તિના જીવનકાર્યને અત્યંત સંક્ષેપમાં અને સચોટ રીતે રજૂ કરે છે. ઉદાહરણરૂપે ચાર્લી ચૅપ્લિનનું રેખાચિત્ર જુઓ. જે વ્યક્તિનું રેખાચિત્ર ઉમાશંકર આલેખે છે તે વ્યક્તિ અગર લેખક હોય તો તેનાં મહત્ત્વનાં પુસ્તકોનો તેઓ અચૂક નિર્દેશ કરે છે. ક્યારેક રેખાચિત્રમાં તે વ્યક્તિના મહત્ત્વના ગ્રંથોનો સાર પણ આલેખે છે. જેમ કે આર્નોલ્ડ ટૉયન્બીના

રેખાચિત્રમાં 'ઇતિહાસનું અધ્યયન' એ ગ્રંથનો સાર પણ આપ્યો છે. કેટલાંક રેખાચિત્રમાં ક્યારેક ક્યારેક ઉમાશંકર ઉપદેશક પણ બન્યા છે. જેમ કે ''મુનિ જિનવિજયજી કે અંબાલાલ જાની જેવું કામ નવી પેઢીએ કરવું જોઈએ'' તેવો નિર્દેશ કરે છે. તેવી જ રીતે ચાંપશીભાઈના રેખાચિત્રમાં એમના 'નવચેતન'નો ભાર શ્રી મુકુન્દભાઈ શાહે ઉપાડી લીધો તે બદલ ધન્યવાદ આપે છે.

આ ગ્રંથનું શીર્ષક તેમ જ રેખાચિત્રોનાં શીર્ષક તેમણે સચોટ રીતે આપ્યાં છે. જેમ કે આ ગ્રંથનું શીર્ષક 'હૃદયમાં પડેલી છબીઓ' રેખાચિત્રના સાહિત્યસ્વરૂપનાં લગભગ લક્ષણ સ્ફુટ કરી આપે છે. રેખાચિત્ર એ હૃદયમાં પડેલી છબી છે, ચિત્તમાં પડેલી છબી નથી. મોટે ભાગે રેખાચિત્રોને એમણે શીર્ષકો આપ્યાં નથી, પણ જ્યાં આપ્યાં છે ત્યાં ત્યાં એ શીર્ષકો સચોટ છે. જેમ કે ડોલરરાય માંકડ માટે 'લોકસેવક તપસ્વી વિદ્વાન', મડિયા માટે 'મડિયા રાજા', ભગવાનલાલ ઇન્દ્રજી માટે 'એક સંશોધક મહાનર', બ. ક. ઠા. માટે 'વિરલ વ્યક્તિત્વ', ન્હાનાલાલ માટે 'વસંતવૈતાલિક', હિંમતલાલ અંજારિયા માટે 'માધુર્યમૂર્તિ', અંબાલાલ જાની માટે 'સહૃદયી સંશોધક', રા. વિ. પાઠક માટે 'ગાંધીયુગના ગુરુ,' મુનશી માટે 'આધુનિક ભારતના મહાન સ્વપ્નશિલ્પી', ચાંપશીભાઈ માટે 'નવચેતનકાર', ર. વ. દેસાઈ માટે 'સજ્જન', રવિશંકર રાવળ માટે 'કલાગુરુ', 'શયદા માટે 'શયદા એટલે ગઝલ'. ધૂમકેતુ માટે આપેલાં બંને શીર્ષકો સરસ છે. 'ચિર અને સ્થિર જ્યોતિ', બીજું 'નાજુક ફોરમ'. અંબુભાઈ પુરાણી માટે 'દૂર છતાં નજીક', 'ગુરુ ફળ્યા'. આર. બી. જોટે માટે 'હસમુખા ઇતિહાસકાર.' મેઘાણી માટે 'કૃષ્ણની બંસરીની સેવા', ચેખૉવ માટે 'ટોપીમાં સૂર્યકિરણનાં પીછાં', બુદ્ધદેવ બસુ 'ઉદ્‌બુદ્ધ સાહિત્યકાર', સમરસેટ મૉમ માટે 'કલાકારની સમસ્યા', 'યૂજીન ઓ'નીલ' માટે 'જીવનસાહસનો નાટ્યકાર', ટૉયન્બી માટે 'ઇતિહાસાચાર્ય' શીર્ષક આપ્યું છે.

આ શીર્ષકો એ વ્યક્તિની મહત્ત્વની વિશેષતાને નિર્દેશી આપે છે. આ રીતે રેખાચિત્રો રસપ્રદ બન્યાં છે. તેમ છતાં કેટલીક મર્યાદાઓ રહી ગઈ છે. જેમ કે કૃષ્ણલાલ ઝવેરીના રેખાચિત્રને 'કૃષ્ણલાલકાકા' એવું અંગત સંબોધન શીર્ષકરૂપે આપ્યું તેથી આપણે એવું અનુભવ્યું કે આકર્ષક રેખાચિત્ર અંગત પ્રસંગસભર મળશે. પરંતુ માત્ર શબ્દાંજલિ જ મળી. તેવી જ રીતે બળવંતરાય ઠાકોરમાં પણ 'ચિત્રગુપ્તના ચોપડામાંથી મારું પાનું જ ખોવાઈ ગયું છે' એવા વિધાનથી આકર્ષક આરંભ થયો, પણ આખું રેખાચિત્ર સચોટ બન્યું નથી. રા. વિ. પાઠક અને બ.ક.ઠા. પાસે તો ઉમાશંકર ખાસ્સું રહ્યા છે. છતાં સચોટ રેખાચિત્ર નથી મળ્યું તેનો વસવસો રહે છે. કેટલાંક રેખાચિત્રો લેખ બની ગયાં છે. જેમ કે ન્હાનાલાલનું રેખાચિત્ર કે આર્નોલ્ડ ટૉયન્બીના રેખાચિત્રમાં આ અનુભવ થાય છે. કેટલાંક રેખાચિત્રોમાં કેવળ શબ્દાંજલિ જ અગ્રેસર રહી છે. જેમ કે ખબરદાર કે કાંતિલાલ પંડ્યાનું રેખાચિત્ર. કેટલાંક રેખાચિત્રમાં મુખ્ય કામ જ નિર્દેશવું રહી ગયું છે. જેમ કે ચુનીલાલ વર્ધમાન શાહના રેખાચિત્રમાં બીજી નવલકથાઓનો ઉલ્લેખ છે, પણ 'જિગર અને અમી'નો ઉલ્લેખ નથી. કેટલાંક રેખાચિત્રોને 'લઘુરેખાચિત્ર' એવું નામ આપવું પડે તેટલાં નાનાં થયાં છે અને વળી સચોટતા ઊભી થતી નથી. જેમ કે હિંમતલાલ અંજારિયા, દુર્ગાશંકર શાસ્ત્રી, નિરંજન વર્મા વગેરેનાં રેખાચિત્રો. ઉમાશંકરે કેટલીક વ્યક્તિઓ માટે જુદા જુદા સમયે લખેલ એકથી વધુ રેખાચિત્ર એકત્ર કરી મૂક્યાં છે. જેમ કે મુનશીનાં ચાર, મેઘાણીનાં બે, અંબુભાઈ પુરાણીનાં બે, આન્દ્રે જીદનાં બે. આમાં માહિતી બેવડાઈ જાય છે.

આવી થોડી મર્યાદા બાદ કરતાં આ ગ્રંથ લાંબા સમય પર જીવનાર ઉમાશંકરે પિંડથી બ્રહ્માંડ લગી ચાલતી સંસ્કારપ્રવૃત્તિને કેવી રીતે ઝીલી હતી તેનો પુરાવો છે. અહીં ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી કે ફાર્બસ જેવા સુધારકયુગના, બ.ક.ઠા., ન્હાનાલાલ જેવા પંડિતયુગના, પન્નાલાલ, મેઘાણી, ર. વ. દેસાઈ, રા. વિ. પાઠક જેવાં ગાંધીયુગના, જગદીશ જોશી, પ્રિયકાંત મણિયાર જેવા આધુનિક યુગના મહાનુભાવોનો પરિચય મળે છે. ગુજરાત સિવાયના ભારતના અન્ય પ્રદેશોને કે વિદેશી મહાનુભાવોનો પરિચય પણ આ ગ્રંથ આપે છે.

❑

રાધેશ્યામ શર્મા

**ઊંઘભરી ભાષામાં... શબ્દહંસ**

*ભાષાની ઊંઘ હિલોળાય*
*સ્વપ્નહંસ*
*તરતા રહે.*
*કિચુડ કિચુડ ઊંઘવું*
*ને*
*કિચુડ કિચુડ જાગવું*
*ઊંઘભરી ભાષા ઘેરાય*
*શબ્દહંસ*
*સરતા રહે.*
*ઊંઘભરી આંખોના*
*તેજભર્યા હેજમાં*
*જાગેલી ઝાંખોના*
*ભેજભર્યા તેજમાં*
*તત્ સત્-નાં મોતી હેરાય*
*ચિત્તહંસ*
*ચરતા રહે.*

**લાભશંકર ઠાકર**

('કિચુડ કિચુડ', પૃ. ૨૩)

કવિએ 'કિચુડ કિચુડ' કાવ્યસંગ્રહની જોડણી હ્રસ્વ ઉ ('ચુ') કરી જોડણીફેરવાદીઓની કંઠી બાંધી હોય એવો આભાસ આપ્યો ! બાકી 'સાર્થ ગૂજરાતી જોડણીકોશ' દીર્ઘ ઊ ('ચૂ') કરી 'કિચૂડ કિચૂડ' જોડણી આપે છે.

પ્રસ્તુત કાવ્યકૃતિ અને સંચય =.'કિચુડ કિચુડ' એવું સમીકરણ માંડી શકાય. કિચુડ કિચુડનો ધ્વનિ-લય-કેફ કેન્દ્રમાં રહી સાહચર્યમુગ્ધ કલ્પનોનું પરિચાલન કરે છે.

કિચુડ અવાજ, કૂવાના કોસની ગરગડી (ચટકળી)માંથી ફૂટે છે. કવિની શૈશવસ્થિત મુગ્ધતાનું ધ્વનિ-પ્રતિરૂપ અથવા પ્રતિ-ધ્વનિરૂપ. (લા. ઠાકરના અખંડ શબ્દવ્યાપારનું પ્રતિનિધિ રૂપ પણ ખરું.)

'કિચુડ કિચુડ' મોનૉટોનસલી ચાલ્યા કરતું હોય ભલે, પણ એના અવિરત પ્રવાહમાં હાલરડાની હેલા અને હેલો, લા.ઠા. lullaby (લલબાઈ) ખડું કરી દે, સુજ્ઞ ભાવક માટે.

કિચુડ કિચુડનો રવકારી લય ઊંઘ આણે, પણ ભાષા તો સ્વપ્નમાંયે જાગતી ઊંઘ છે, વળી કવિની નિજી સંભાષા હોવાથી ઊંઘ હિલોળાય (નોંધો અહીં શબ્દસ્થિત હિલ્લોલનો લય) જેમાં

*સ્વપ્નહંસ*
*તરતા રહે.*

આ હંસ લાલ ચાંચ અને પગવાળો રાજહંસ નથી, સ્વપ્નહંસ છે એટલે તો તે સર્જકની સંભાષાની સરિતામાં તરતો રહે છે!

સુષુપ્તિ અને જાગૃતિ ઉભયમાં પૂર્વોક્ત પેલું કિચુડ કિચુડ સર્વવ્યાપી બ્રહ્મસદૃશ તો છે જ. It is here – 'from here to eternity' that perennial unavoidable 'Kichud Kichud'...

અહીં છે મનુજની ત્રણે અવસ્થાઓનું સંકલન. ઊંઘવું અને જાગવું ક્રિયારૂપે અને સ્વપ્નસ્થિતિ હંસમાં મૂર્ત થઈ.

પ્રારંભે 'ભાષાની ઊંઘ' હતી તે છઠ્ઠી પંક્તિમાં 'ઊંઘભરી ભાષા' બનીઠનીને આવી છે. ઊંઘભરી ભાષા ઘેરાતાં પૂર્વપદના સ્વપ્નહંસ અહીં – કેલિડોસ્કોપિક પૅટર્ન પલટાતાં – શબ્દહંસ સ્વરૂપે સરતા રહે ! 'તરતા' સાથે 'સરતા'ના પ્રાસની સહજતા પણ સહજ છે.

ભાષાની ઊંઘ હિલોળાય છે અને ઊંઘભરી ભાષા ઘેરાય છે ત્યાં સ્વપ્નહંસ અને શબ્દહંસ તરે છે તેમજ સરે છે. સ્વપ્નહંસમાં ધ્વનિ નથી, તરતા રહેનું ચલત-ચિત્ર છે. શબ્દહંસમાં સરતા રહે-નું ચલત-ચિત્ર છે.

શબ્દહંસમાં સરતા રહેવાના ધ્વનિની સંભાવના છે, કેમ કે શબ્દ (હંસ) ધ્વનિવિરહિત હોવાનું અકલ્પ્ય છે.

ઊંઘભરી આંખોના તેજભર્યા હેજમાં એક પ્રકારની ભેજીલી ભીનાશ છે, આંખો સાથે જાગેલી 'ઝાંખો'નો પ્રયોગ લા.ના લાક્ષણિક સ્પર્શવાળો છે. 'તેજભર્યા હેજ'ને 'ભેજભર્યા તેજ'માં પલટી આપવું કર્તા જેવા કસબી માટે ડાબા હાથનો ખેલ નથી?

પણ થોભો, અહીં મને નિરંજન ભગતની એક રચના વચમાં જ રજૂ કરવાનો દોહદ (!) ઊપડ્યો છે :

**એકસૂરીલું**

*એ જ તેજ*
*એ જ ભેજ*
*એ જ સેજ*
*એ જ એ જ*
*એ જ બેપગા*
*લગા લગા લગા લગા....*

('છંદોલય', પૃ. ૧૫૬)

આને 'પ્યૉર પોએટ્રી' કહેવાય. જ્યારે કવિ તો 'ભેજભર્યા તેજમાં તત્-સત્-નાં મોતી હેરાય ચિત્તહંસ ચરતા રહે...' જેવી તત્ત્વટૂંપણામાં રમણા કરતી ભ્રમણ-પંક્તિ ઘડી બેઠા છે! હરિ ઓમ્ તત્ સત્નાં મોતી ચિત્તહંસ ચરતા જ હોય તો ના કેવી રીતે પડાય? ચરવા દો. તરવા દો. સરવા દો.

ભાષાનું તો એવું છે ને કે મારા ગમતા અમેરિકન કથાસર્જક બર્નાર્ડ માલામુડે શબ્દની પ્રકૃતિ મિષે કથેલું વધુ સાચું છે :

*Words are like water – the assumption being that it moves in any directon.*

સર્જક બંદા લા. ઠાકરના શબ્દનું પણ ઘણું બધું આવું જ છે – નહીં ?

અમદાવાદ, ૨૩-૪-૨૦૦૦ ❐

**પવનનો રંગ શોધવા હું**

*અલ્યા, કોણ જાણે છે કાલને સુદૂર, બેય છેડે અંધારને હું ઢબઢબતી આવું,*
*મોજાંની જાંબળી લહેરે, પાંદડાંની મર્મરમાં, થોડીક બોલાશમાં છબછબતી આવું.*

*કે'છે દેવદૂતો શરત રમે છે ગાલની ઉપર ઢળતા મારા એક આંસુના બુંદની ઉપર!*
*શું એટલે કોયલ ગાય – કે ફૂટે આંબલે ઝીણા મ્હોર ને ઝરે સોનલ ગુંદની ઉપર?*

*એટલો ગમે ફૂલની ઉપર ઝાકળનો નિપાત ને ગમે સરતાં આંસુ આંખમાં – હું છલછલતી આવું,*
*અલ્યા, કોણ જાણે છે કાલને સુદૂર, બેય છેડે અંધારને હું છબછબતી આવું.*

*તું ઉગાડતો જાય છે ક્યારીએ મારી એકલતા ને કોળતી જાય છે વેદના કેરી ડાળ!*
*એટલી ફાટતી જાય છે છાતી, વ્રેહમાં વેરઈ જાય છે તારા આભની ફાટતી જાળ!*

*પાંદડાંની મર્મરની ઉપર સાંજને ટાણે પવનનો રંગ શોધવા હું હલબલતી આવું,*
*મોજાંની જાંબળી લ્હેરે, પાંદડાંની મર્મરમાં, થોડીક બોલાશમાં છબછબતી આવું.*

**યશવંત ત્રિવેદી**

# તું જ કહે, મમ્મી

રમેશ ર. દવે

"દીકરા, તારું દુઃખ હું સમજતી નથી એવું નથી... પણ...."

"પણ શું, મમ્મી?"

"પણ એટલે એ જ કે દુઃખનું ઓસડ દા'ડા! તને, મારી વાત આજે નહીં તો કાલે સમજાશે."

"એટલે કે મારે ચંદ્રહાસને ભૂલી જવાના, એમ?"

"ના, ભૂલી જવાની વાત નથી. જેની સાથે તું... તેં સાત ડગલાં સાથે માંડ્યાં એ માણસને, એની લાગણીને ભૂલવાં હોય તોય ભૂલી શકાતાં નથી. પણ હવે જે નથી તે નથી જ એ વાતને પણ સ્વીકાર્યા વિના છૂટકો નથી. આપણે સૌ માણસ છીએ. ભગવાને પાછું હૈયું આપ્યું છે, લાગણી આપી છે, એટલે દુઃખી તો કોણ નથી થતું? કોઈને આ વાતે તો કોઈને તે વાતે વેદના, પીડા તો છે છે ને છે જ. પણ ડાહ્યું માણસ એ કે જાતે ચાહીને વેદનાનું, દુઃખનું કારણ દૂર કરે અને પોતાનાથી એમ ન થઈ શકતું હોય તો કોઈ લાંબો હાથ કરીને મદદ કરતું હોય તો વિના વિરોધ, કરવા દે."

"તો હું શું કરું તું જ કહે!"

"બીજું શું કરવાનું છે ને કહેવાનું છે? આ દલાલકાકાએ કહી છે એ વાત પર વિચાર કર ને મન માને તો હા પાડ ને એમ તને કોઈ, તું આજ ને આજ હા જ પાડી દે એમ ક્યાં કહે છે? દલાલકાકા તારા પપ્પાને દિવસમાં બે વાર મળે છે, પણ બાપડા ભલા માણસે કશુંય પૂછ્યું નથી. બધાં સમજે છે, હજુ તારા મન પર રોઠી વળ્યો નથી. હું સમજું છું, જાણું છું, કેટલાક ઘા એમ જલદી રુઝાતા નથી. દૂઝ્યા કરે છે. પણ આપણે કંઈ ગાયભેંસ થોડાં છીએ કે રુઝાતા ઘાને ખણ્યા કરીએ? યાદ તો આવે જ. જિંદગીના મહામૂલા દિવસો તેં ચંદ્રહાસ સાથે ગાળ્યા છે ને એય પાછા શી રીતે? લોકો ભલે લોહીનો સંબંધ, લોહીનો સંબંધ કહ્યા કરે, પણ મેં જોયું છે, જોયું છે શું, જાતે જ અનુભવ્યું છે. હું વીસમે વરસે તારા પપ્પાને પરણીને આવી હતી. અને આવી હતી એટલે? બસ સીધી આવી જ ગઈ હતી. અમારા સમયમાં કંઈ છોકરા-છોકરી સાથે હરેફરે એવું બધું ક્યાં હતું? ગઈ કાલ સુધી જેને ઓળખતાં નહોતાં એને માત્ર એકાદ વાર શરમથી ઝૂકી જતી આંખે જોયો ન જોયો ને એને હૈયાનું હીર સોંપી દીધું! વિશ્વાસની વાતે આ સંબંધની તોલે બીજું કયું સગપણ આવે? એટલે તારી વાત સોળ આના ને બે પાઈ, પણ દીકરી, એ યાદ આવે અને તું બસ, રડ્યા જ કરે, રડ્યા જ કરે એ તો કેમ ચાલે?"

"પણ મમ્મી, મેં... એમનો ફોટો તેં" ખસેડી લીધો ટેબલ પરથી તોય કંઈ..."

"ડાહી છું, હું નથી જાણતી? પણ હુંય શું કરું, દીકરા? વીતી વાતને વિસારે નહીં પાડવાની? ને આંસુય ક્યાં સુધી આવશે? પછી તો નર્યું લોહી જ બળવાનુંને? વાસંતીય બિચારી કહેતી હતી: 'મિત્રાબહેનની આંખો બાવરી બાવરી જીજાજીનો ફોટો શોધે છે!' "

"એમ? અંતે તો એ મારી બહેનપણી ને! એને...."

"બહેનપણી ખરી અને ભાભી નહીં, એમ?"

"ના, ના, ભાભી તો ખરી જ ને?"

"એય પૂછું પૂછું કરે છે ને પૂછી શકતી નથી."

"કેમ, શું પૂછવું છે એને?"

"એ જ, બીજું શું? દલાલકાકાવાળી વાતે તું શું વિચારે છે, શું નક્કી કર્યું એ!"

"મમ્મી, શું ઘરમાં મારા માટે આ એક જ વાત છે? બધાં એક જ, રટ લગાવીને બેઠાં છો, દલાલકાકાવાળી વાત... દલાલકાકાવાળી વાત!".

કહેતાં મિત્રાનું ગળું ભરાઈ આવ્યું. પ્રભાબહેને એને ખેંચીને ખોળામાં લઈ લીધી. ડૂસકે ડૂસકે મિત્રા ઓગળતી ગઈ. પ્રભાબહેનની આંખો પણ ચૂઈ પડી.

*

"જો મિત્રા, અનિલ તારે માટે લખનવી ડ્રેસ મટીરિયલ લઈ આવ્યો છે. ભરતકામ બારીક છે અને કાપડ તથા દોરાના રંગ પણ તને ગમતા લાઈટ અને ડાર્ક લવેન્ડર છે...." કહેતાં પ્રભાબહેને ચુન્નીનું કાપડ મિત્રાના ખભે મૂક્યું.

"પણ મમ્મી, મારે આ બધું પહેરીને ક્યાં જવાનું? કોને દેખાડવાનું?"

"કોને એટલે અમને! આ અનિલ-વાસંતી ને તારા મામાને! અને આ બધું તારે નહીં તો શું એ બધું મારે..."

"ના, ના, મમ્મી, એવું નહીં. પણ હું હવે આવો કઢાઈકામવાળો મોંઘોદાટ ડ્રેસ પહેરીને ક્યાં જવાની? ને જાઉં તો પણ કોને ખાતર?"

"હવે એટલે? તું તો જાણે મારી મોટી જેઠાણી હોય એમ..." પ્રભાબહેને જાણતાં છતાં ગાડી આડે પાટે ચડાવી.

"તને બોલવામાં ન પહોંચાય કદી! જેઠાણી ને એય પાછી મોટી! મોટી તો, મમ્મી, હું શું થવાની, પણ આ બધું નથી ગમતું, સાચ્ચું કહું છું, મમ્મી, જરીય નથી ગમતું!"

"જો મિત્રા, તે દિવસે તારો ડૂમો ભરાઈ આવ્યો હતો એટલે મેં વાત કરી જ ન હતી... પણ..."

"ના, આજે નહીં રડું, મમ્મી! મને ખબર છે, કોઈ રડે એ તને બિલકુલ ગમતું નથી. કહે, તારે જે વાત કહેવી હોય તે કહે નિરાંતે."

"બીજી શી વાત કહેવાની હોય ત્રેવીસમે વર્ષે વિધવા થઈને ઘેર આવેલી દીકરીની માએ? હું તને એમ કહું છું, મિત્રા દીકરા, કે દલાલકાકાએ ચીંધ્યું છે, એ લોકોને ક્યાં સુધી રાહ જોવરાવવી?"

"પણ...કેમ, તેં ના નથી કહેવરાવી દીધી?'

'તે દિવસે તો તારી હા – ના ક્યાં થઈ જ શકી હતી?"

"સૉરી મમ્મી, પણ એ લોકોને છુટ્ટા કરી દો મમ્મી, પ્લીઝ! તું કંઈ કહે એ પહેલાં જ કહું છું, દલાલકાકાએ જોયું છે અને બધું જ સારું છે: વર, ઘર ને સગાંવહાલાં પણ. બધું બરાબર છે અને એટલે જ કહું છું મમ્મી, આવા સારા-સાલસ માણસોને, જ્યારે મારું મન જ નથી માનતું ત્યારે, ક્યાં સુધી, શું કામ બાંધી રાખવા?"

"એટલે શું તું જિન્દગીભર..."

"આખી જિન્દગીની વાત તો હું શું જાણું મમ્મી, પણ હાલ તો મારું મન ઘરનાં કામકાજમાંય ક્યાં લાગે છે? હાથમાં લીધું ઠામ હાથમાં જ રહી જાય છે ને મન તો નઠારું...."

"મારે પણ એ જ વાત કહેવી છે. તું લગ્ન કરે તો સારું, ન કરે તોય કંઈ વાંધો નહીં, પણ તું તો જાણે જંગલમાં એકલી પડી ગઈ હોય એમ અમે કોઈ જાણે તારી આસપાસ વસતાં જ ન હોઈએ એમ... આવું તો કેમ ચાલે? શું સંન્યાસ લઈ લેવો છે?" કાનની બૂટ પસવારતાં પસવારતાં પ્રભાબહેને પૂછ્યું.

હસી પડતાં મિત્રાએ કહ્યું: "એમ થઈ શકતું હોત તો તો મમ્મી, જોઈતું જ શું હતું બીજું? પણ એવી વૈરાગી થઈ જવાની હિમ્મત ક્યાંથી કાઢવી? આપણે કંઈ થોડાં મીરાં છીએ? ને તોય મમ્મી, હર પળે, સાચ્ચું કહું છું મમ્મી, હર પળે ચંદ્રહાસ મારી આસપાસ... મારા શ્વાસશ્વાસ... મને વીંટળાઈને ઊભા હોય છે... તું જ કહે... ના, નહીં રડું, મમ્મી. પણ તું જ કહે, હું શું કરું?"

"તારી વાત સાવ સાચી છે ને સાથોસાથ સાવ ખોટી પણ છે. તને મારો જ દાખલો આપીને સમજાવું! તને ખબર છે ને, તારો સૌથી મોટો ભાઈ માત્ર દોઢ વર્ષનો થઈને....'

"હા મમ્મી, પપ્પાય ઘણી વાર કહેતા હોય છે. સુકુમાર હોત તો..."

"...તો આજે અઠ્યાવીસનો હોત, પણ હવે એ જો અને તો-ની વાત શું કામ માંડવી? પણ મારે તને એ કહેવું છે કે એના ગયા પછી હું લગભગ ગાંડી થઈ ગઈ હતી. થતું હતું, જીવીને હવે શું કરવાનું? મારા

હૃદયનો મોંઘા મૂલનો ટુકડો તો કપાઈને, હું જાણતીય નથી એવી જગ્યાએ માટીમાં ઢબૂરાઈને સૂતો છે... એ તો તારા પપ્પા હોય નહીં ને... મારે બસ, આટલું જ કહેવું છે. બીજાને ખાતર પણ આપણે જીવવું પડે છે, દીકરા!"

"પણ મમ્મી, ખોટું ન લગાડીશ, તારે તો પપ્પા હતા, જ્યારે મારે તો..."

'હા, પપ્પા હતા જ ને છતાં...' છતાં... તું તો મિત્રા, મારું પેટ છે, તારાથી શું છુપાવવાનું હોય હવે? પણ આ તારા પપ્પા પણ મારી પાસે આવતા ને હું અકળાઈ ઊઠતી, મૂંઝાઈ મરતી... એ અમસ્તું વાત કરતાં કરતાંય મને અડતા ને હું....હું.... પણ પછી થયું: મારું દુ:ખ એ મારું દુ:ખ છે. એના નામે હું કોઈને, કોઈને શું, તારા પપ્પાને જ તળાવકાંઠે તરસ્યા રાખું એ કેવું? એ તો ન જ ચાલે!"

"બહુ મુશ્કેલ છે, નહીં, મમ્મી, માણસ થઈને જીવવું!"

"ને છતાં, તું જુએ છે, બધાં જીવીએ છીએ, જીવન છે ત્યાં સુધી..."

"અરે ભાઈ, આ શું? જીવીએ છીએ, જીવન છે ત્યાં સુધી, આ બધું શું છે? તુંય પ્રભા, મિત્રાને છોડતી જ નથી! ચલ દીકરા, તૈયાર થઈ જા, સરસ! આજ તો સાડા છના શોમાં 'તુમ્હારે લિયે' ફિલ્મ જોવાની છે આપણે પાંચેય જણાંએ, ને પછી જમીશું પણ 'મિજલસ'માં. બરાબર?"

"પણ પપ્પા...."

"પણ ને બણ કશું નહીં, ઇટ્સ આ પાપાઝ ઑર્ડર!"

*

"મમ્મી, તે દિવસે ઘરે વાત ભલે અધૂરી રહી, પણ ફિલ્મમાંય જાણે મારી – આપણી જ વાત..."

"હા, ફિલ્મ કે ટી.વી. સીરિયલ ગમે તે હોય, અંતે તો વાત બધે જ માણસની જ થવાની ને! એટલે તો હું તને કહ્યા કરું છું, માણસ વિના, પોતાના માણસ વિના ચાલવાનું નથી. અને એટલે જ કાલે જે નિર્ણય લેવો પડવાનો છે એ, આજે વખત વીતી ગયા પહેલાં શા માટે ન લઈએ?

"પણ મમ્મી, તને આ વાતે આવડી બધી ઉતાવળ કેમ છે? હજુ તો વરસેય પૂરું નથી વીત્યું ને તું તો..."

"મને હતું કે તું મારી વાત, કહ્યા વિના સમજશે, પણ હવે તેં પૂછ્યું જ છે તો હું તને, મા ઊઠીને નહીં કહું – સમજાવું તો કોણ કહેશે?"

"એટલે...એટલે... હું કંઈ સમજી નહીં!"

"એ જ તો કહું છું. તે દિવસે રાતે, મોડી રાતે બહુ રિંગ થઈ તો પણ વાસંતી કે અનિલે ફોન ઉપાડ્યો નહીં એટલે મેં ઉપાડ્યો હતો. સામે વાસંતીના પપ્પા હતા એટલે મેં એને કહ્યું, પણ જાણે એણે સાંભળ્યું જ ન હોય એવું લાગ્યું. બીજી વાર મેં બારણું થપથપાવીને કહ્યું ત્યારે અનિલે ઉતાવળા ઉતાવળા કહ્યું કે એ ફોન લે છે. અનિલના અવાજમાંનો ટોન મનેય નહોતો પકડાયો તો તને તો ક્યાંથી સમજાય? પણ પછી તો વાસંતીએ ફોન લીધો ને વાતોય કરી, પણ વળતી સવારથી એ મારાથી નજર ચોરતી રહી. આખો દિવસ એમ ચાલતું રહ્યું, પણ અંતે રાતે પ્લૅટફૉર્મ લૂછતી વખતે મેં પૂછી જ લીધું. મને એમ કે એના પપ્પાએ કંઈ કહ્યું હશે, પણ એ તો મોંએ સાડીનો પાલવ ઠૂંસીને રડી જ પડી. મેં એને બાથમાં લીધી તો રડતાં રડતાં કહે: સોરી મમ્મી, આયૅ'મ વેરી સૉરી... ગઈ કાલે રાતે... પણ એમાં અનિલનો કંઈ વાંક...."

"તને સમજાય છે? સમજાયું? કઈ સ્ત્રી પોતાના પતિનો વાંક... જોકે આમાં કોઈનો વાંક ક્યાં છે? મેં તો એને નિરાંતે હૈયું હળવું કરવા દીધું ને પછી કહ્યું, હું સ્ત્રી થઈને સ્ત્રીની વાત – વિવશતા-વિટંબણા-વેદનાની વાત નહીં સમજું, ગાંડી? ને તનેય કહું છું દીકરી, તું પણ સ્ત્રી છે. સ્ત્રી થઈને સ્ત્રીની આવી મુશ્કેલી-મૂંઝવણ નહીં જાણે?"

"ઓહ નો મમ્મી, નો....નો મમ્મી, પ્લીઝ! આયૅ'મ ઑલ્સો વેરી વેરી સૉરી. આ વાત મારે... મારે આ વાત બહુ પહેલાં સૉરી મમ્મી, આ સિચ્યુએશન... વાસંતીએ...અનિલે... મારે લીધે બધાંએ... પ્લીઝ મમ્મી, ડોન્ટ મિસઅન્ડરસ્ટૅન્ડ મી, પણ મમ્મી, હું જો અહીં

આજુબાજુમાં... મને હાલ આ પળે જ વિચાર આવે છે ને તને પૂછું છું, મમ્મી, હું અહીં જ ક્યાંક ફ્લૅટ ભાડે લઈને રહું ને પછી ફાવી જાય તો... પછી તો...''

''ના, કહેવતમાં ભલે કહેવાયું હોય – નજર સામે નહીં તે મનમાંય નહીં, પણ એ વાત બધે, બધી વાર પૂરેપૂરી સાચી નથી પડતી, દીકરા!''

''તો શું...શું તો મારે બીજું લગ્ન કરવું જ...''

''હા, તારે બીજું લગ્ન કરવું જ જોઈએ. આજે ભલે તને એમ લાગે કે તું તારાં ભાઈ-ભાભી માટે, અરે, હું તો એમ પણ કહેવા તૈયાર છું કે અમારે માટે બીજું લગ્ન કરે છે, પણ હકીકતે એ તારા પણ હિતમાં છે. મનને કરાર વળવાનો જ છે, આજે નહીં તો આવતી કાલે! અને ત્યારે મન મનને ને શરીર શરીરને ખપતું બધું, હા, બધું જ માગવાનું છે...''

''મમ્મી, તારી વાત સાચી હશે, છે, પણ હાલ તો વધારેમાં વધારે મેં હમણાં કહ્યું એમ ક્યાંક બાજુમાં રહેવા ચાલી જાઉં, ઘર ભાડે લઈને અથવા તો પછી હિમ્મત કરીને...''

''એવું કદીયે ન વિચારીશ, બેના! એવું ગાંડપણ તે કરાતું હશે? આ તો તેં પૂછ્યું એટલે મેં તને સમજાય એમ, સાવ પેટછૂટી વાત કરી છે. મારો તો ઠીક, હું તો મા, જનેતા છું, અને આપણે સ્ત્રીઓ અમસ્તી પણ આ બધી વાતે વહેલી પરવારી જઈએ છીએ. પણ અનિલ, વાસંતી અને... અને તારા પપ્પાનોય આપણે વિચાર કરવો જોઈએ.''

''કરવો જ જોઈએ અને કરીશ જ મમ્મી, તેં દીવા જેવી સાફ વાત કરી છે ને હું આંખો મીંચીને બેસી રહું એ તો કેમનું ચાલે? પણ મમ્મી, બીજા તો કોને કહું? તું મમ્મી છે એટલે... મમ્મી, તને થશે કે કેવી ગાંડી છું, પણ... અનિલ, પપ્પા ને દલાલકાકા જ નહીં, કોઈ પણ વાતમાં કોઈ અજાણ્યા પુરુષનીય વાત આવે છે ને એ બધાને એક બાજુ હડસેલીને ચંદ્રહાસ આવી જાય છે આંખો સામે. વાત આમ તો સાવ નજીવી છે. અનિલ આજે શેવિંગ કરતો હતો. હું ઘડીભર જોઈ રહી ને અચાનક આખું દૃશ્ય ચેરાઈ ગયું. અનિલ ઓગળી જતો હોય એમ ધીમે ધીમે ધૂંધળો પડી ગયો ને એની જગ્યાએ, એની જગ્યાએ, ના, મમ્મી નથી ભુલાતું કંઈ કશું... એની દેહગંધ, એણે ડોક પર લગીર અડાડેલા.... કંઈ કરતાં કંઈ વછોડ્યું વછૂટતું નથી, ઊલટું બમણા વેગે ધસી આવે છે ને પછી હું હું નથી રહેતી.... તેં પાંથીએ પાંથીએ પાડેલી સમજ, સૂધ, સાન, બધું ભુલાઈ જાય છે, બસ એક નથી ભૂલાતા ચંદ્રહાસ! હવે તું જ કહે, મમ્મી, હું બીજા કોઈ પુરુષને....''

□

**કથાનક**

*કોરું કથાનક કોને લાગે,*
*કોને લાગે જીવતર?*
*આંખ ઉઘાડું ને મીંચું ત્યાં*
*ઝળકે કેવા અવસર....*
*શૈશવનાં મઘમઘતાં મારાં કોઈ સોણલાં લાવો,*
*વૈભવના ધબકારા પાછા કોઈ મને સંભળાવો,*
*અવરને મન તો ફોગટ વાતો,*
*મારે મન એ મનહર....*
*કાંઠે સૂના સમ દરિયાનાં ભરતીઓટો ભાળું,*
*આવનજાવન નર્તન વચ્ચે રેશમરાતો ગાળું,*
*દિવસો ગણતાં વીત્યાં વરસો,*
*કોળ્યા કાગળ ભીતર....*

**દેવેન શાહ**

## ગઝલ

*ખુદાની દૂરથી કેવી મઝાની ભાળ રાખું છું!*
*ન આવે રૂબરૂમાં એટલો શરમાળ રાખું છું.*

*શિકારી છું છતાં પણ સાવ નોખું કામ છે મારું,*
*શિકારીને પકડવા હાથમાં હું જાળ રાખું છું.*

*પ્રણયની ટોચ પર પ્હોંચી જવું સ્હેલું નથી તો પણ–*
*તમારે દોડવું જો હોય તો હું ઢાળ રાખું છું.*

*નશાનો સાથ છોડીને હવે પસ્તાઉં છું કેવો?*
*લપસવા જાઉં છું ત્યાં ત્યાં બધે-સંભાળ રાખું છું.*

*વમળ છું, ભરસમંદરમાં જ મળવા આવવું પડશે,*
*કિનારે આવવાની ક્યાં કદી જંજાળ રાખું છું?*

*ફસાયો પણ નથી ને છૂટવાનું મન નથી હોતું,*
*તને માફક રહે એવી જ માયાજાળ રાખું છું.*

*કરો છો પાયમાલી તો કરો પૂરી જ આવીને,*
*તમે આવો ઘરે તો 'બેફિકર' પાતાળ રાખું છું.*

**સુરેશ ઝવેરી 'બેફિકર'**

## તમે જાતાં

*તમે જાતાં, મારે જગ સકલ ખાલી થઈ ગયું,*
*સ્મૃતિમાં સંચેલું સમય સરતાં જે રહી ગયું;*
*અમી-કૂપી, અર્પે નવ-જીવન આ નિર્મમ જગે,*
*વીત્યાં વર્ષો, જાણે સ-જીવન થતાં શું રગરગે!*

*તમે એવું કેવું ઉભય જીવને કામણ કર્યું!*
*ન લીધું લેવાનું, વિમલ હૃદયે સૌ દઈ દીધું.*
*કશા આભિજાત્યે વિકટ સમયે તારક થયાં,*
*રસીલા માધુર્યે નવલ-રસ કોષે ભરી ગયાં.*

*ગયાં, તોયે આભે પ્રતિ-દિન ઊગે છે રવિ અહીં,*
*તગે તારા, ખીલે શશી, ભરતીઓટે ઘટ નહીં;*
*સરે છે સંસારે સમય સરતાં સૌ, નિયતિ એ.*
*પડે કાળે થાળે, અસહ જીરવે રે વિરહને!*

*ઉછેરીને ઉરે વિરહ-શિશુને જીવવું રહ્યું,*
*તમે જાતાં, મારે જગ સકલ ખાલી થઈ ગયું.*

**અનામી**

## ઘટના તો પરદેશી પંખી

*ઘટનાને ફ્રેમમાં લ્યો જકડો માણીગર,*
*ઘટના તો પરદેશી પંખી!*
*ઓચિંતાં આવ્યાં કાંઈ ઓચિંતાં જાશે રે,*
*શમણાં તો પચરંગી પંથી...*

*કોઈનાં તેડાવ્યાં ક્યાં આવ્યાં છે બાઈ કે એ*
*તમારે મોલ શું રોકાશે?*
*પિચ્છાંની જેમ સાવ ખેરવી પ્રસંગોને*
*આભમાં રે ક્યાંક એ ખોવાશે,*
*પાંખો ફફડાવીને બોલે છે મૌન એવું*
*આખા રે આયખાને ડંખી....*

*ક્યાંથી એ આવ્યાં મૂઆં જાશે રે ક્યાં ઈ તો*
*વરસાદી મોંઘેરાં ઝાપટાં,*
*નદીયું ને સરવરની પાળે રે બેસવાને*
*પાછાં રે વળશે ઈ સામટાં,*
*ટોળાં કતારબંધ આભે ઊભરાશે*
*અવસરને પીછાંથી રંગી...*

*કેવા રે લોહીઝાણ અવસરના ઝાટકા કે*
*ઓળખ ન રુદિયેથી જાતી,*
*વેરાગી વગડામાં ડૂમો ફૂટે ને પછી*
*રાતનીયે ધબકંતી છાતી,*
*ન્હાનેરી આંખડીની તડપ રે વીંધીને*
*કોણ ભીનું ભીનું રે રહ્યું ઝંખી?*

**દેવેન શાહ**

પ્રીતિ સેનગુપ્તા

**આમરણ આશા**

ચેરમૅન માઓ દ્વારા ચીનમાં સામ્યવાદી નીતિ સ્થપાયાને પચાસ વર્ષ પૂરાં થયાં. એ દરમ્યાન સરકારનો અભિગમ નિશ્ચિતપણે અધાર્મિક રહ્યો છે, અને છતાં પ્રજાનો મોટો ભાગ ધર્મ, ભક્તિ, આસ્થા ને પૂજાથી વિમુખ નથી થયો. કષ્ટ વેઠીને, સજા પામીને, તથા છાનાંમાનાં પણ પ્રજાજનો ધર્મ-પાલન કરતાં રહ્યાં હતાં, અને હવે, આજના આધુનિક ચીનમાં ધર્મ તથા ભક્તિ માટે અમુક પ્રકારની છૂટ આપવી જ પડી છે. ધર્મ-ગુરુઓ તેમ જ પ્રજાજનોને સંપૂર્ણ સ્વતંત્રતા નથી. એ બધાંએ સરકારના નિયમનની અંદર તો રહેવું જ પડે છે; નહીં તો, જેલમાં જતાં વાર નથી લાગવાની – પરન્તુ ખ્રિસ્તી, કન્ફ્યૂશિયસ, તાઓ અને બૌદ્ધ ધર્મોનું પાલન આજે ચીનમાં સર્વત્ર કરાઈ રહ્યું છે. ઉપરાંત, બીજા પંથો જેમ કે, 'ફાલુન ગૉન્ગ', અને દેવ-દેવીઓ – જેમ કે, 'માઝુ' – દરિયાઈ દેવી – વગેરેને અનુસરનારાંની સંખ્યા પણ ઘણી મોટી છે.

વેપારધંધામાં પરોવાયેલા લોકો ધનસંપત્તિના દેવમાં માન્યતા રાખે છે, તો પ્રજાના એંશી ટકા લોકો ભવિષ્ય જોનારાઓ પાસે આંટા મારતા હોય છે. ભૂત-પ્રેત ને રાક્ષસોમાં માનનારાં પણ ખરાં, અને બાધા-આખડી રાખનારાં પણ ખરાં જ. શહેરોમાં તેમ જ ગામડાંઓમાં નવાં મંદિરો બંધાયાં છે, અને ધાર્મિકતા ચીનમાં સાનંદ જીવંત છે.

ધાર્મિકતા અને ભક્તિમાં સમાયેલાં બળ ને શક્તિ પ્રત્યે ચીની સામ્યવાદી સરકાર વર્ષોથી ચિંતિત રહેતી આવી છે, અને પ્રજાને ધર્મથી વંચિત રાખવા પ્રયત્ન કરતી આવી છે. તિબેટનું ઉદાહરણ કદાચ સૌથી વધારે સ્પષ્ટ છે. ત્યાં મૈત્રીના નામે ચીને પગપસારો કર્યો, પછી રક્ષણને બહાને એના પર કબજો જમાવ્યો, ત્યાંના ધર્મ-ગુરુ ચૌદમા દલાઈ લામાને તગેડી મૂક્યા, અને આજ સુધી તિબેટનું ચૂસણ ચાલુ રહેલું છે.

સામ્યવાદી ચીનની પચાસમી જન્મ-સ્મૃતિ નિમિત્તે જે કેટલાક લેખ વાંચવા મળ્યા, એમાંનો એક તિબેટી બૌદ્ધ-ધર્મના જીવંત દેવ-સ્વરૂપ શ્રી દલાઈ લામાએ લખેલો હતો. એમની લાક્ષણિક, સહૃદયી, સરળ ભાષામાં એ લખાયેલો છે. એ ખૂબ ગમ્યો, તથા એમાંથી હજી કશુંક 'નવું' મળે છે એમ લાગ્યું, તેથી એ લેખનો અનુવાદ અહીં રજૂ કરું છું. આ લેખ 'ટાઈમ-એશિયા' સાપ્તાહિકમાં આવેલો, અને એ અંક ચીની સરકાર દ્વારા ચીનમાં પ્રતિબંધિત થયેલો. શ્રીજીએ એને કોઈ શીર્ષક નથી આપ્યું, પણ કડવાશ વગરનો, એમના આશાવાન સ્વભાવને વ્યક્ત કરતો, એ લેખ આખો ને આખો આ પ્રમાણે છે :

"બાળક હતો ત્યારે મેં ઘણો સમય લ્હાસામાંના દલાઈ લામાઓના ગ્રીષ્મ-પ્રાસાદ નોર્બુલિન્ગકામાં ગાળેલો. બહુ સરસ જગ્યા હતી એ, અને હું બહુ સુખી હતો. મને યાદ છે કે બધું સ્વચ્છ, સ્વસ્થ અને શાંતિપૂર્ણ હતું. ત્યાં ખૂબ ફૂલો હતાં. પણ આ બધું યાદ કરું છું ત્યારે ઉદાસ થઈ જાઉં છું, કારણ કે બધું બદલાઈ ગયું છે. હું ત્યાં પાછો જવાનો હોઉં તો પણ એ બધું તો હંમેશ માટે જતું રહ્યું છે. એ બધાંનો નાશ કરવામાં આવ્યો છે. વૃદ્ધ તિબેટીઓ કહેતા કે સામ્યવાદીઓ ધર્મ (દૈવી આદેશ)ના નાશક હતા. કદાચ, અંતે, એ લોકો સાચા હતા.

મેં જ્યારે પહેલવહેલો 'સામ્યવાદી' શબ્દ સાંભળ્યો ત્યારે હું ખૂબ નાનો હતો. તેરમા દલાઈ લામાએ લખેલું એક વિધાન મેં વાંચેલું. વળી, મારા અભ્યાસમાં સહાય કરતા કેટલાક લામા મૉન્ગોલિયનો સાથે મઠમાં રહેલા. સામ્યવાદીઓ મૉન્ગોલિયા આવ્યા પછી ત્યાં થયેલા વિનાશ વિષે એમણે વાત કરેલી. માર્ક્સવાદી સિદ્ધાંતો વિષે અમે કાંઈ જાણતા નહીં, પણ અમને બધાને વિનાશનો ડર હતો, અને સામ્યવાદીઓ માટે અમે ભય

### ગઝલ

ખુદાની દૂરથી કેવી મઝાની ભાળ રાખું છું!
ન આવે રૂબરૂમાં એટલો શરમાળ રાખું છું.

શિકારી છું છતાં પણ સાવ નોખું કામ છે મારું,
શિકારીને પકડવા હાથમાં હું જાળ રાખું છું.

પ્રણયની ટોચ પર પ્હોંચી જવું સ્હેલું નથી તો પણ–
તમારે દોડવું જો હોય તો હું ઢાળ રાખું છું.

નશાનો સાથ છોડીને હવે પસ્તાઉં છું કેવો?
લપસવા જાઉં છું ત્યાં ત્યાં બધે સંભાળ રાખું છું.

વમળ છું, ભરસમંદરમાં જ મળવા આવવું પડશે,
કિનારે આવવાની ક્યાં કદી જંજાળ રાખું છું?

ફસાયો પણ નથી ને છૂટવાનું મન નથી હોતું,
તને માફક રહે એવી જ માયાજાળ રાખું છું.

કરો છો પાયમાલી તો કરો પૂરી જ આવીને,
તમે આવો ઘરે તો 'બેફિકર' પાતાળ રાખું છું.

**સુરેશ ઝવેરી 'બેફિકર'**

### તમે જાતાં

તમે જાતાં, મારે જગ સકલ ખાલી થઈ ગયું,
સ્મૃતિમાં સંચેલું સમય સરતાં જે રહી ગયું;
અમી-કૂપી, અર્પે નવ-જીવન આ નિર્મમ જગે,
વીત્યાં વર્ષો, જાણે સ-જીવન થતાં શું રગરગે!

તમે એવું કેવું ઉભય જીવને કામણ કર્યું!
ન લીધું લેવાનું, વિમલ હૃદયે સૌ દઈ દીધું.
કશા આભિજાત્યે વિકટ સમયે તારક થયાં,
રસીલા માધુર્યે નવલ-રસ કોષે ભરી ગયાં.

ગયાં, તોયે આભે પ્રતિ-દિન ઊગે છે રવિ અહીં,
તગે તારા, ખીલે શશી, ભરતીઓટે ઘટ નહીં;
સરે છે સંસારે સમય સરતાં સૌ, નિયતિ એ.
પડે કાળે થાળે, અસહ જીરવે રે વિરહને!

ઉછેરીને ઉરે વિરહ-શિશુને જીવવું રહ્યું,
તમે જાતાં, મારે જગ સકલ ખાલી થઈ ગયું.

**અનામી**

### ઘટના તો પરદેશી પંખી

ઘટનાને ફ્રેમમાં લ્યો જકડો માણીગર,
ઘટના તો પરદેશી પંખી!
ઓચિંતાં આવ્યાં કાંઈ ઓચિંતાં જાશે રે,
શમણાં તો પચરંગી પંથી...

કોઈનાં તેડાવ્યાં ક્યાં આવ્યાં છે બાઈ કે એ
તમારે મોલ શું રોકાશે?
પિચ્છાંની જેમ સાવ ખેરવી પ્રસંગોને
આભમાં રે ક્યાંક એ ખોવાશે,
પાંખો ફફડાવીને બોલે છે મૌન એવું
આખા રે આયખાને ડંખી....

ક્યાંથી એ આવ્યાં મૂઆં જાશે રે ક્યાં ઈ તો
વરસાદી મોંઘેરાં ઝાપટાં,
નદીયું ને સરવરની પાળે રે બેસવાને
પાછાં રે વળશે ઈ સામટાં,
ટોળાં કતારબંધ આભે ઊભરાશે
અવસરને પીછાંથી રંગી...

કેવા રે લોહીઝાણ અવસરના ઝાટકા કે
ઓળખ ન રુદિયેથી જાતી,
વેરાગી વગડામાં ડૂમો ફૂટે ને પછી
રાતનીયે ધબકંતી છાતી,
ન્હાનેરી આંખડીની તડપ રે વીંધીને
કોણ ભીનું ભીનું રે રહ્યું ઝંખી?

**દેવેન શાહ**

પ્રીતિ સેનગુપ્તા

**આમરણ આશા**

ચેરમૅન માઓ દ્વારા ચીનમાં સામ્યવાદી નીતિ સ્થપાયાને પચાસ વર્ષ પૂરાં થયાં. એ દરમ્યાન સરકારનો અભિગમ નિશ્ચિતપણે અધાર્મિક રહ્યો છે, અને છતાં પ્રજાનો મોટો ભાગ ધર્મ, ભક્તિ, આસ્થા ને પૂજાથી વિમુખ નથી થયો. કષ્ટ વેઠીને, સજા પામીને, તથા છાનાંમાનાં પણ પ્રજાજનો ધર્મ-પાલન કરતાં રહ્યાં હતાં, અને હવે, આજના આધુનિક ચીનમાં ધર્મ તથા ભક્તિ માટે અમુક પ્રકારની છૂટ આપવી જ પડી છે. ધર્મ-ગુરુઓ તેમ જ પ્રજાજનોને સંપૂર્ણ સ્વતંત્રતા નથી. એ બધાંએ સરકારના નિયમનની અંદર તો રહેવું જ પડે છે; નહીં તો, જેલમાં જતાં વાર નથી લાગવાની – પરન્તુ ખ્રિસ્તી, કન્ફ્યૂશિયસ, તાઓ અને બૌદ્ધ ધર્મોનું પાલન આજે ચીનમાં સર્વત્ર કરાઈ રહ્યું છે. ઉપરાંત, બીજા પંથો જેમ કે, 'ફાલુન ગૉન્ગ', અને દેવ-દેવીઓ – જેમ કે, 'માઝુ' – દરિયાઈ દેવી – વગેરેને અનુસરનારાંની સંખ્યા પણ ઘણી મોટી છે.

વેપારધંધામાં પરોવાયેલા લોકો ધનસંપત્તિના દેવમાં માન્યતા રાખે છે, તો પ્રજાના એંશી ટકા લોકો ભવિષ્ય જોનારાઓ પાસે આંટા મારતા હોય છે. ભૂત-પ્રેત ને રાક્ષસોમાં માનનારાં પણ ખરાં, અને બાધા-આખડી રાખનારાં પણ ખરાં જ. શહેરોમાં તેમ જ ગામડાંઓમાં નવાં મંદિરો બંધાયાં છે, અને ધાર્મિકતા ચીનમાં સાનંદ જીવંત છે.

ધાર્મિકતા અને ભક્તિમાં સમાયેલાં બળ ને શક્તિ પ્રત્યે ચીની સામ્યવાદી સરકાર વર્ષોથી ચિંતિત રહેતી આવી છે, અને પ્રજાને ધર્મથી વંચિત રાખવા પ્રયત્ન કરતી આવી છે. તિબેટનું ઉદાહરણ કદાચ સૌથી વધારે સ્પષ્ટ છે. ત્યાં મૈત્રીના નામે ચીને પગપસારો કર્યો, પછી રક્ષણને બહાને એના પર કબજો જમાવ્યો, ત્યાંના ધર્મ-ગુરુ ચૌદમા દલાઈ લામાને તગેડી મૂક્યા, અને આજ સુધી તિબેટનું ચૂસણ ચાલુ રહેલું જ.

સામ્યવાદી ચીનની પચાસમી જન્મ-સ્મૃતિ નિમિત્તે જે કેટલાક લેખ વાંચવા મળ્યા, એમાંનો એક તિબેટી બૌદ્ધ-ધર્મના જીવંત દેવ-સ્વરૂપ શ્રી દલાઈ લામાએ લખેલો હતો. એમની લાક્ષણિક, સહૃદયી, સરળ ભાષામાં એ લખાયેલો છે. એ ખૂબ ગમ્યો, તથા એમાંથી હજી કશુંક 'નવું' મળે છે એમ લાગ્યું, તેથી એ લેખનો અનુવાદ અહીં રજૂ કરું છું. આ લેખ 'ટાઈમ-એશિયા' સાપ્તાહિકમાં આવેલો, અને એ અંક ચીની સરકાર દ્વારા ચીનમાં પ્રતિબંધિત થયેલો. શ્રીજીએ એને કોઈ શીર્ષક નથી આપ્યું, પણ કડવાશ વગરનો, એમના આશાવાન સ્વભાવને વ્યક્ત કરતો, એ લેખ આખો ને આખો આ પ્રમાણે છે :

"બાળક હતો ત્યારે મેં ઘણો સમય લ્હાસામાંના દલાઈ લામાઓના ગ્રીષ્મ-પ્રાસાદ નોર્બુલિન્ગકામાં ગાળેલો. બહુ સરસ જગ્યા હતી એ, અને હું બહુ સુખી હતો. મને યાદ છે કે બધું સ્વચ્છ, સ્વસ્થ અને શાંતિપૂર્ણ હતું. ત્યાં ખૂબ ફૂલો હતાં. પણ આ બધું યાદ કરું છું ત્યારે ઉદાસ થઈ જાઉં છું, કારણ કે બધું બદલાઈ ગયું છે. હું ત્યાં પાછો જવાનો હોઉં તો પણ એ બધું તો હંમેશ માટે જતું રહ્યું છે. એ બધાંનો નાશ કરવામાં આવ્યો છે. વૃદ્ધ તિબેટીઓ કહેતા કે સામ્યવાદીઓ ધર્મ (દૈવી આદેશ)ના નાશક હતા. કદાચ, અંતે, એ લોકો સાચા હતા.

મેં જ્યારે પહેલવહેલો 'સામ્યવાદી' શબ્દ સાંભળ્યો ત્યારે હું ખૂબ નાનો હતો. તેરમા દલાઈ લામાએ લખેલું એક વિધાન મેં વાંચેલું. વળી, મારા અભ્યાસમાં સહાય કરતા કેટલાક લામા મૉન્ગોલિયનો સાથે મઠમાં રહેલા. સામ્યવાદીઓ મૉન્ગોલિયા આવ્યા પછી ત્યાં થયેલા વિનાશ વિષે એમણે વાત કરેલી. માર્ક્સવાદી સિદ્ધાંતો વિષે અમે કાંઈ જાણતા નહીં, પણ અમને બધાને વિનાશનો ડર હતો, અને સામ્યવાદીઓ માટે અમે ભય

અનુભવતા. છેક ૧૯૫૪-૫૫માં હું જ્યારે ચીન ગયો ત્યારે હું ખરેખર માર્ક્સવાદી સિદ્ધાંતો ભણ્યો, અને ચીની ક્રાંતિનો ઇતિહાસ જાણ્યો. હું જેવો માર્ક્સવાદ સમજ્યો કે મારું વલણ તદ્દન બદલાઈ ગયું. માર્ક્સવાદ પ્રત્યે હું એવો આકર્ષાયેલો, કે મેં સામ્યવાદી પક્ષના સદસ્ય થવાની ઇચ્છા પણ પ્રદર્શિત કરેલી.

તિબેટ એ સમયે ખૂબ, ખૂબ પછાત હતું. સત્તાધારી પક્ષને કશી પડી ન હતી, અને ત્યાં ઘણી અસમાનતા હતી. માર્ક્સવાદ ધનસંપત્તિની સમાન તથા ન્યાયપૂર્ણ વહેંચણીની વાત કરતો હતો. હું આની ઘણી તરફેણમાં હતો. પછી બીજો આત્મ-સર્જનનો સંપ્રત્યય હતો. માર્ક્સવાદમાં સૃષ્ટિકર્તા અથવા ઈશ્વરના આધાર સિવાયની સ્વ-નિર્ભરતાની વાત હતી. એ બહુ અર્થપૂર્ણ હતી. મારી પ્રજા માટે કાંઈ કરવાના પ્રયત્ન મેં કરેલા, પણ મારી પાસે બહુ સમય ન હતો. હું હજી માનું છું કે જો અસલી સામ્યવાદી આંદોલન તિબેટમાં આવ્યું હોત, તો પ્રજાને ઘણો લાભ થયો હોત.

એને બદલે, ચીની સામ્યવાદીઓ 'કહેવાતી' સ્વતંત્રતા તિબેટમાં લાવ્યા. આ લોકો સાચી માર્ક્સવાદી નીતિ ન હતા સ્થાપી રહ્યા. જો એમ હોત, તો રાષ્ટ્રીય સરહદો એમને માટે અગત્યની ના હોત. એમણે માનવ-જાતને મદદ કરવા માટે ચિંતા કરી હોત. એને સ્થાને, ચીની સામ્યવાદીઓએ તિબેટમાં ઘર્ષણ અને દમન ચાલુ કર્યાં. જ્યારે પણ વિરોધ કરાયો, કે તરત એને કચડી નાખવામાં આવ્યો. એ લોકોએ મઠોને ભાંગવા-તોડવાનું અને લામાઓને મારી નાખવાનું ને કેદમાં પૂરવાનું શરૂ કર્યું.

શરૂઆતમાં, મેં આશા રાખી હતી કે અમે હજી શાંતિપૂર્ણ સમાધાન મેળવી શકીશું. હું ચેરમૅન માઓને મળવા ચીન પણ ગયો. અમારી વચ્ચે કેટલીક સારી મુલાકાતો થઈ. ૧૯૫૫માં હું ચીનથી પાછો આવતો હતો ત્યારે રસ્તામાં મને એક ચીની સજ્જન મળ્યા. એ તિબેટથી પાછા જતા હતા. મેં એમને સચ્ચાઈપૂર્વક કહેલું, 'જ્યારે હું આ રસ્તા પર ચીન જતો હતો ત્યારે મને ઘણો સંદેહ હતો. હવે હું પાછો આવું છું ઘણી આશા સાથે.' પણ થોડા જ વખતમાં એ આશા અદૃશ્ય થઈ હતી.

૧૯૫૬ના ઉનાળા સુધી ચીનીઓને મારામાં અમુક પ્રમાણમાં વિશ્વાસ હતો. પછી મને બુદ્ધજયંતીની ઉજવણીમાં ભાગ લેવા માટે ઇન્ડિયા જવાની તક મળી. બૌદ્ધ ધર્મની પવિત્ર ભૂમિની મુલાકાત લેવાની મને ઇચ્છા હતી, પણ ચીની સત્તાધિકારીઓ મારા તિબેટની બહાર જવાની વિરુદ્ધ હતા. છતાં મેં જવાનો નિર્ણય કર્યો. ઇન્ડિયામાં, હું ત્યાંના ઘણા આગેવાનો અને સ્વાતંત્ર્ય-સેનાનીઓને મળ્યો. હું ખૂબ ખુશ હતો. પણ એક રીતે, મને લાગે છે કે, એ પ્રવાસે ચીન સાથેનો મારો સારો સંબંધ બગાડી નાખ્યો.

તિબેટની અંદર એટલામાં આપત્તિ શરૂ થઈ ગઈ હતી. ખુલ્લેખુલ્લો બળવો અને હત્યાકાંડ થવા માંડ્યા હતા. એક ગામથી બીજે ગામ એ ફેલાયા. હું હજી ઇન્ડિયામાં હતો, ને મારા કેટલાક અધિકારીઓએ મને ઇન્ડિયામાં રહેવાની, ને ત્યાંથી જ સ્વાતંત્ર્યની ચળવળ ચલાવવાની સલાહ આપી. બીજું એક જૂથ-જેમાં ઇન્ડિયાના વડા પ્રધાન જવાહરલાલલ નહેરુ પણ હતા – એણે મને પાછા જવાની સલાહ આપી. એમણે કહ્યું કે તિબેટની અંદર રહીને એ માટે પ્રયત્ન કરવો વધારે સારો હતો.

ન્યૂ દિલ્હીમાં હું પ્રધાન મંત્રી ચાઉ એન લાઈને મળ્યો. એ ખૂબ શંકાશીલ હતા. એમના રસાલાનો એક જણ દિલ્હીમાં હું જ્યાં રહેતો હતો તે હૈદરાબાદ હાઉસ પર આવ્યો, અને મને કહ્યું, 'એક સિંહ જો પર્વતમાં વસી રહે છે, તો એ સિંહ છે. જો એક સિંહ તળેટીમાં જતો રહે છે, તો એ કૂતરો છે.' એ મને ચેતવી રહ્યો હતો. ચાઉએ વચન આપ્યું કે તિબેટમાંની સુધારણાની ચીનની યોજના છ વર્ષ મુલતવી રાખવામાં આવશે. અને એ પછી પણ, જો લોકો ખુશ ના હોય તો, એને વધારે મુલતવી રખાશે. મેં રાજ-નીતિજ્ઞો સાથે વિચારવિમર્શ કર્યો. અંતે મેં નિર્ણય કર્યો. સંદેહથી ભરેલા, અવિશ્વાસથી ભરેલા વાતાવરણમાં અમે તિબેટ પાછા ફર્યા.

એ દરમ્યાન કટોકટી સ્વાયત્ત પ્રદેશની અંદર સુધી પ્રસરી ગઈ હતી. પરિસ્થિતિ ખૂબ ગંભીર થતી જતી હતી. ચીનીઓ જ્યારે મને મળવા લ્હાસામાં આવ્યા, ત્યારે એમણે કહ્યું કે મારે મારી પ્રજાને બળવાખોરો સાથે ના જોડાવા કહેવું જોઈએ. એ ખૂબ મુશ્કેલ હતું. એક તરફ

એ તિબેટીઓ હતાં કે જે એમની સહનશક્તિ અને ધીરજને છેડે આવેલાં હતાં. બીજી તરફ, ચીની વલણ કઠોર બન્યું હતું – મારી તરફ પણ, અંગત રીતે. દરેક મહિને તિબેટીઓના ચીની સત્તાધારીઓ સાથેના સંઘર્ષની શક્યતા વધતી જતી હતી. ૧૯૫૭-૫૮માં મેં ધ્યાન અભ્યાસમાં પરોવ્યું. ૧૯૫૯માં મેં ધાર્મિક શિક્ષણની અંતિમ પરીક્ષા આપી. ત્યાં સુધીમાં તો સંકટની સ્થિતિ લગભગ લ્હાસા સુધી પહોંચી ગઈ હતી. મારે નીકળી જવું પડે તેમ હતું. કેવળ મારાં નિકટતમ સલાહકારો અને કુટુંબી જનોને સાથે લઈને મેં દેશત્યાગનું મારું પ્રયાણ શરૂ કર્યું. અમારે ઊંચા ઘાટ વળોટવા પડ્યા અને હિમ-વર્ષાનો સામનો કરવો પડ્યો. સરહદ સુધી પહોંચતામાં અમે સાવ થાકી ગયાં હતાં, અને તાવ તથા રક્તાતિસારનો ભોગ બન્યાં હતાં. હું તો ઘોડા પર સવાર પણ ના થઈ શકું એટલો માંદો પડી ગયો હતો. મારા જન્મની ભૂમિની બહાર લઈ જવા માટે મને એક વર્ણસંકર યાકની પહોળી પીઠ પર મૂકવામાં આવ્યો.

છેલ્લાં ચાલીસ વર્ષથી અમે એક નિરાશ્રિત સમુદાય તરીકે જીવીએ છીએ. એ ખૂબ દુઃખજનક છે. હું હંમેશાં નોંધું છું કે જે લોકો તિબેટથી આવે છે, એ બધાંનાં અનેક કષ્ટ હોવા છતાં ગાલ લાલ લાલ હોય છે. પણ અમને ઇન્ડિયામાંનાં તિબેટીઓને પૂરેપૂરી મુક્તિ છે તે છતાં અમારાં મોઢાં પીળાં છે. અમારાં ઋતુમાનથી અમે વંચિત છીએ. પણ આધ્યાત્મિક તથા માનસિક રીતે, અમે અત્યંત સુખી છીએ. તિબેટી હેતુ – ઉદ્દેશ્યનું સત્ય પ્રત્યેક જણને – અનેક ચીની બુદ્ધિજીવીઓ, વિચારકો તથા સર્જકો સુધ્ધાંને બતાવવામાં અમે સફળ થયાં છીએ. તિબેટીઓ આખા વિશ્વમાં વિખેરાયાં છે – ઇન્ડિયામાં, અમેરિકા, ઑસ્ટ્રેલિયા અને યુરોપમાં. અમે નસીબદાર છીએ. અમે જ્યાં જ્યાં જઈએ છીએ, ત્યાં સ્મિત અને શુભેચ્છા અમને આવરી રહે છે.

અમારે બહારની દુનિયા સાથે પણ ઘણો સંપર્ક છે, કારણ કે અમે શરણાર્થીઓ છીએ. તિબેટ અંગેનું સંકલ્પન ઘણું વિશદ થયું છે. પહેલાં, થોડું તો ચીની પ્રચારને કારણે, તથા અમે આટલાં વિયુક્ત હતાં તેથી પણ, લોકો તિબેટનો વિચાર રહસ્યમય 'શાંગ્રિ-લા' તરીકે કરતા. હવે, ચાલીસ વર્ષ પછી, એ 'ગલત-ફહેમી' દૂર થઈ છે. અમે બધાં સાથે કોશિશ કરી રહ્યાં છીએ, તેથી તિબેટીઓમાં ઘણી વધારે એકતા આવી છે. પહેલાં, જુદા જુદા પ્રદેશોમાં રહેતા લોકોમાં રાષ્ટ્રીય એકતાનો ખ્યાલ ન હતો. હવે ઘણું સારું છે, કારણ કે અમે બધાં સાથે છીએ.

આ ઉપરાંત, તિબેટની રૂઢિચુસ્તતા ઘણી ઘટી છે. જૂનું તિબેટ એનાં રીત-રિવાજો અને ટેવોમાં ઘણું પછાત હતું. પણ તિબેટી વિદ્વાનોનાં મગજ બૌદ્ધ ધર્મની સુરક્ષા તથા પ્રસ્તારણની બાબતમાં ઘણાં તીક્ષ્ણ હતાં. ધર્મના અર્કના સ્પષ્ટીકરણ માટે એ લોકો હંમેશાં નવાં સમાલોચન અને પુસ્તકો સર્જતા રહેતા હતા. નિરાશ્રિત સમુદાય તરીકે, અમે તિબેટીતાનો અભ્યાસ ચાલુ રાખી શક્યાં છીએ. તિબેટી સંસ્કૃતિ તથા બૌદ્ધ ઉપદેશ એમના શુદ્ધતમ સ્વરૂપે હવે તિબેટની બહાર જ ઉપલબ્ધ છે.

આથી જ મને હજી આશા છે. ચીની લોકો પાસે પણ સમૃદ્ધ સંસ્કૃતિ અને એક લાંબો ઇતિહાસ છે. હજારો વર્ષ સુધી તિબેટીઓ અને ચીનીઓ સાથે સાથે જીવ્યાં છે. ક્યારેક બહુ સરસ સમય હતો. ક્યારેક ઘણો મુશ્કેલ સમય હતો. પણ એક દિવસ એ બધાં જોશે કે મારો મધ્યમ માર્ગ અમને બધાંને સાચેસાચી સ્થિરતા અને એકતા અપાવશે. મને ખાતરી છે કે એવો દિવસ આવશે જ્યારે બધું સારું હશે – મૈત્રી, પરસ્પર આદર અને એકમેકને માટે સહાયથી સભર.

ત્યારે અમે પાછાં જઈશું, પણ હું પાછો જઈશ તો પણ કદાચ ત્યાં રહીશ નહીં. મારી બાકીની જિંદગી દરમ્યાન મારે એક ભિખ્ખુની જેમ બધે ફરવું છે. મને ઘણાં આમંત્રણ મળ્યાં છે. તિબેટની વિભિન્ન જગ્યાઓના મઠમાંથી લામાઓ અહીં આવે છે, અને મને ત્યાં ત્યાં જઈને એમની સાથે રહેવા આમંત્રે છે. પણ મને થાય છે કે આ બધી જગ્યાઓની મુલાકાતે જ જવું વધારે સારું છે. તેથી હું ભ્રમણ કરતો રહીશ. અને વખતોવખત હું તિબેટની બહાર રહેતાં મારાં મિત્રોને મળવા પણ આવી ચડીશ. આ અત્યંત કઠિન કાળ દરમ્યાન કેટલીક સાચી મૈત્રીઓ વિકસી છે. એ ખરેખર અમૂલ્ય છે. આ મૈત્રીઓ મારે મારા મૃત્યુ સુધી સાચવી રાખવી છે."

ઇતિ, ૨. ૨. શ્રી દલાઈ લામા, દ્વિ-સહસ્ર વર્ષોને અંતે.

□

# વાદળોની કેડી ઉપર ઊભો ચાતર્યો ચીલો સાંજે

ભારતી રાણે

સાંજનાં વાદળો આકાશમાં ઉઘાડી દે છે, એક બીજું આકાશ. મનગમતા આકારોમાં ગોઠવી શકાય તેવું, ને જેની કેડી ઉપર ચાલતાંચાલતાં દૂર-દૂર નીકળી જવાય તેવું; એના મેઘધનુપી ઓવારે બેસીને અનંતમાં ડૂબકી મારી શકાય તેવું; સપનાના કોઈ દેશ જેવું, મનમાં છુપાયેલ કોઈ અજાણી ભૂમિ જેવું સાકાર આકાશ. આ વાદળ આકાશને હળવેથી આપી દે છે એક અર્થ અને સાંજમાં ભરી દે છે અનેરા અનેક રંગ.

વાદળોની કેડીએ-કેડીએ આકાશમાં ટહેલવું માણસને ગમે, પણ આકાશને માણસના પગરવની પ્રતીક્ષા રહેતી હશે ખરી ? દરેક માણસના મનમાં એક એવો રસ્તો હોય છે, જેને પગરવની પ્રતીક્ષા હોય છે. કોનો પગરવ, એ રહસ્ય મનુષ્ય જીવનભર જાણી શકતો નથી. કદાચ એવું કોઈ હોતું જ નથી, જે એ રસ્તો શોધી શકે. કદાચ એ રસ્તો આ વાદળોએ ચીતરેલા આકાશી માર્ગ જેવો હોય છે, જેના પર ચાલ્યા જઈને એક માણસ બીજા માણસને મળી શકતો નથી. એ રસ્તો છે તો ખરો, પણ સૌનો અલગ-અલગ ! અહીં એકલા ટહેલતા જવાનું. ન કોઈ સામું મળે, કે ન કોઈ સાથે ચાલે. પગરવ વિનાનો રસ્તો, મંઝિલ વિનાનો રસ્તો, રસ્તા વિનાનો રસ્તો, અનંત સુધી લઈ જતો, વાદળોએ ચીતરેલો અવકાશી રસ્તો !

સૂર્ય ડૂબ્યા પછી છેલ્લાં કિરણો વાદળોના ઉદ્યાનમાં રમતાં રહે થોડી વાર અને પછી સૂર્યની આંગળી પકડીને ક્ષિતિજનો ઢોળાવ ઊતરી ચાલ્યાં જાય દૂર-દૂરના દેશમાં, અંધારાં ભૂંસવા લાગે આકાશી રસ્તાઓને ત્યારપછી ઘેરાતી રાતમાં પાંપણોની પીંછી બોળીને કોણ ચીતર્યા કરતું હશે નક્ષત્રોને આકાશમાં ?

આ દિવસ-રાત, સૂર્ય-ચંદ્ર, સિતારાઓની પેલે પાર શું હશે ? જીવનનો ગજ તો છે માત્ર મૃત્યુ જેટલો જ લાંબો, એનાથી કેમ કરીને માપું આ અનંત અસીમ વિશ્વના તાકાને ? કેટલુંક ચાલી શકે માણસનાં નિર્બળ ચરણ વાદળોની કેડી ઉપર ? આ સૂર્ય, ચંદ્ર, નક્ષત્રોનું ઇજન આવે, ત્યારે શો જવાબ આપે મનુષ્ય એ પત્રનો ? એ તો એટલું પણ નથી જાણતો કે આવતી કાલના ગર્ભમાં છુપાઈ છે એક નવી સફર ? કે પછી જે ચાલી રહી છે, તે સફરના ગર્ભમાંથી જન્મતા રહે છે દિવસો ? દિવસોના સાથ છૂટે, તેને સફરનો અંત કહીશું, કે પછી દિવસો ખરી પડે, ત્યારથી જ દિવસોના બંધન વિનાની શરૂ થશે એક નવી જ સફર ? અનજાન રાહો ને અકળ મંઝિલ તરફ પગરવ વિનાના આ રસ્તાઓ અને વાદળોથી અર્થસભર આકાશ જાણે બોલાવાતું હોય તેવું લાગે છે. અનંતના ઓવારેથી રોજ ને રોજ આમંત્રણ આવે છે, આ વાદળભરી સાંજના પરબીડિયામાં. હું વાદળોની કેડીએ કેડીએ દૂર સુદૂર સુધી શોધ્યા કરું છું એ મુકામને ને છેવટ રાત ઢળી જાય છે.

આ ઢળી જતી રાત રસ્તાઓ ભૂંસવાનો ક્રમ તોડશે તે દિવસે કદાચ જવાશે એ મુકામ પર. અત્યારે તો આ સૂર્ય, કિરણો, મેઘધનુષ્ય ને આકાશના ઇજનના જવાબમાં માત્ર એટલું જ કહી શકું છું કે, રાત અને દિવસનો આ ક્રમ તૂટશે ને વાદળોની કેડી ઉપર નિર્બંધ શરૂ થશે એક નૂતન સફર ત્યારે આવીશ કદાચ તમારા ઘરે. ત્યાં સુધી તો તમે જ વસી રહો મારા મનમાં.

પાંપણોનાં તૂટી ગયેલાં ઝાંઝરની ઘૂઘરીઓ જેવાં નક્ષત્રો વીખરાઈ જાય છે આકાશમાં ને મારા મનમાં વીખરાય છે ગીતના શબ્દો:

*વાદળોની કેડી ઉપર ઊભો ચાતર્યો ચીલો સાંજે,*
*પવન તણા ગાડામાં જાશું નક્ષત્રોને દેશ નિરાળા.*
*તારલાનો ચરતા ચારો ચાંદનીના હંસ રૂપાળા,*
*રાત રૂડું માનસરોવર, નિર્મળ જળ એનાં રઢિયાળાં.*
*કિરણોની નૈયામાં બેસી, જાશું મેઘધનુષ ઓવારે,*
*સૂરજની ડાળે જ્યાં ઝૂલે પંખી રંગબેરંગી ન્યારાં.*
*મોસમ તણા આ પતંગિયાની પાંખ ઉપર બેસીને જાશું,*
*રંગ-રંગનાં ફૂલ ખીલ્યાં જ્યાં વિરાટને પ્રાંગણ હરિયાળા.*
*અગમ દેશથી આવ્યાં તેડાં, બાંધ ગઠરિયાં એકલતાની,*
*લાંબી વાટે ઊડી જવાનું સૂના-સૂના મૂકી માળા....*

❑

# હાથ

પ્રવીણસિંહ ચાવડા

સૌપહેલાં ઉમાને બે હાથ જ દેખાયા હતા, શરીર સાથે જોડાયા જ ન હોય એમ હવામાં હાલતા, સામસામે આવતા અને સ્થિર થઈ જતા. હાથની આ ગતિમાં મક્કમતા હતી, સ્પષ્ટતા હતી, અખૂટ ધીરજ હતી. ચારેબાજુ બધું ધસમસતું હતું એને જાણે આ હાથ એક હળવા ઇશારાથી ખાળતા હતા. કાળના ટુકડા થતા હોય અને પ્રલય પણ આવતો હોય તો એ કહી શકે – સબૂર!

કોઈની સાથે વાતો કરતો કરતો એ નીકળે ત્યારે ઉમા જોઈ રહેતી. શરૂઆતમાં તો આંખો સિવાયની બીજી ઇન્દ્રિયો નિષ્ક્રિય બની ગઈ હતી અને કંઈ સંભળાતું નહીં. પછી કોઈ વાર છૂટક ગંભીર શબ્દો સંભળાવા લાગ્યા: "આમાં આવેશમાં આવીને વિચારવાની જરૂર નથી. મુદ્દાને આપણે તટસ્થતાથી તપાસવો જોઈએ. બંને પક્ષની મુખ્ય દલીલો લઈએ-" ચીમનકાકાના ઘર આગળ હાથ હવામાં છેલ્લો સપાટો મારી વળાંકમાં અદૃશ્ય થઈ જાય અને એ શબ્દોનું ગુંજન પણ શમી જાય પછી ઉમા બેસી રહેતી. શું કરવું અને કોને કહેવું એ સૂઝતું નહીં એટલે એ ભાભી સામે લાડથી જોયા કરતી અને એમના હાથમાંથી ખેંચી લઈને કામ કરવા લાગતી, "લાવો, શાક સમારી દઉં." એમાં એક દિવસ મનોજભાઈની સાથે આગમન થયું. સાથે નહીં, એક ડગલું પાછળ, કારણ કે પગથિયાં આગળ પૂરી નમ્રતાથી કમરેથી નમીને "પહેલાં આપ" એવો ઇશારો થયો હતો. ઓટલે બેઠેલી એ નાસીને ચોકમાં જતી રહી અને ભાભીએ કહ્યું એટલે બીતાંબીતાં પાણી આપવા ગઈ ત્યારે એની સામે તો જોયું જ નહીં. પ્યાલો જમણા હાથમાં લીધો, પણ નજર મનોજભાઈની સામે સ્થિર હતી અને જે મુદ્દાની ચર્ચા થતી હતી એનો તાંતણો બંધાઈ ગયો હશે એટલે બંને હાથ, પાણીના પ્યાલાવાળો પણ ખરો, સાથે ઊંચા થઈ હવામાં સ્થિર થયા અને પછી એકબીજાની પે[illegible] આવ્યા, "દરેક મુદ્દાને બે પાસાં હોય છે. આપણે સામાન્ય દૃષ્ટિએ પણ વિચારવું જોઈએ. હું આ સિચ્યુએશનમાં હોઉં તો મારી ભૂલ ક્યાં થઈ એ સમજવાનો પ્રયત્ન પહેલો કરું. આપણે કોઈ સંપૂર્ણ નથી એ હકીકતનો સ્વીકાર કરીએ પછી જ જીવનની સાચી શરૂઆત થાય છે. મને ખ્યાલ છે, પાણી નહીં ઢળે, હોં-" આ છેલ્લા શબ્દો ઉમાની સામે જોઈને બોલાયા હતા. અને હાસ્ય.

એક રાત્રે ભાભીને મેડી ઉપર પોતાના ઓરડામાં બોલાવી સામે બેસાડી એમની આંગળીઓ સાથે રમતાં અને સાયકૉલોજીની ચોપડીનાં પાનાં વાળતાં વાળતાં એણે વાત કરી. ભાભી પહેલાં સમજ્યાં નહીં. પછી બોલ્યાં, "કાન્તિલાલ તાવડાવાળાનો સોમચંદ?" એણે કહ્યું, "સોમચંદ નહીં, સોમ." ભાભીએ કહ્યું, "હા, પૂનાથી ભણીને આવ્યો પછી ઘણા સોમેશ્વર પણ કહે છે." ઉમાને બીક બાપુજીની હતી, પણ એમાંયે મીઠા આશ્ચર્ય જેવું થયું. આખા ઘરને ભેદીને તીરની જેમ એના મનની વાત બાપુજી પાસે પહોંચી ગઈ. એમણે કહ્યું, "કુટુંબનું ન વિચારીએ. છોકરો કાઢી નાખવા જેવો નહીં. છોકરો સારો. બારણામાં આવીને ઊભો રહે તો જમાઈ જેવો લાગે. બોલે તો... ડહાપણ ઘણું છે આટલી ઉંમરે!" એકલા મનોજભાઈ કંઈક થોથવાતા હતા, "આમ તો મારો ભાઈબંધ જ છે. પી.ડી.એન. સ્કૂલમાં છેલ્લી પાટલી ઉપર સાથે જ બેસતા. પણ આ ચાર વર્ષ પૂના કરીને આવ્યો છે એ પછી–" એના ઘેર બધાં સંમત થયાં, પણ વાત એટલી સરળ નહોતી. થોડા દિવસ એ ઘરમાં બેઠી બેઠી ફફડી ગઈ. મનોજભાઈ બહારથી આવીને કહેતા, "ના નથી એની. ના નથી પાડતો. કહે છે, કોઈની લાગણી... પણ લગ્ન માટે માનસિક તૈયારી

નથી અને જીવનમાં હજુ ઘણું કરવાનું બાકી છે.'' એક દિવસ વળી કહ્યું, ''આવશે. આપણે ઘેર આવશે. કહે છે – ઓફકોર્સ, મળવામાં શું વાંધો છે?'' બીજા દિવસે સાંજે પહેલાં અવાજ બેઠકરૂમમાં સંભળાયો, પછી સીડી ઉપર – ''અરે, ક્યાં છે, સંતાડી તો નથી દીધી ને?'' ભાભીએ કહ્યું, 'જુઓ સોમકુમાર, અમારી ઉમાબેન થોડીક શરમાળ છે!'' એણે કહ્યું, ''સોમકુમાર, નહીં. સોમચંદ અથવા સોમો નામ જે છે તે છે. મને એની શરમ નથી અને હું કંઈ છુપાવવામાં માનતો નથી.'' એને બેસાડીને ભાભી ગયાં એટલે હાસ્ય ઉમાની ઉપર મંડાયું, ''શું વાંચતાં હતાં?'' ગભરાતાં ગભરાતાં ઉમાએ કહ્યું, ''સાયકો.'' ''બાપ રે'' મને એમાં ખબર ન પડે. હું તો હિસાબનો માણસ. નામાં લખનારા વાણોતર જેવો.'

એ ફડફડ થતી હતી અને બે હાથ ઊંચા થયા, ''આપણે તટસ્થ બનીને વિચારીએ. પ્રેમ શબ્દ સારો છે, પણ મોટે ભાગે એમાં ક્ષણિક આવેગ સિવાય કંઈ હોતું નથી, એટલે એવા કિસ્સામાં તો ખૂબ કડક રીતે એનાલિસિસ કરવું જરૂરી છે.'' બોલતાં બોલતાં એ અટક્યો. અને ઉમાની નોટબુક પોતાની તરફ ખેંચી. ''એક કાગળ ફાડું ને?'' ઉમાએ આવી રીતભાત ક્યાંય જોઈ નહોતી. એક કાગળ વાળી, એની ઉપર નખ ઘસી એક કાપલી જુદી કરી અને એને ચોપડીની ઉપર મૂકી વચ્ચોવચ ઊભો લીટો દોર્યો, ''દરેક વાતને બે પાસાં હોય છે. આપણે એને પ્રોઝ અને કૉન્સ અથવા આપણી દેશી ભાષામાં જમા-ઉધાર કહી શકીએ.'' ડાબી બાજુના ખાનામાં એક પછી એક શબ્દો લખાવા લાગ્યા – રૂપ. લાંબા કેશ. ભોળી આંખો. 'ઇનોસન્સ'' છેકીને લખ્યું, ''પવિત્રતા.'' પછી કાગળ ઉમાની સામે ધર્યો. ''આ ટેબલ મારા વિશે તો હોઈ શકે નહીં. લાંબા કેશ–'' ઉમાએ કહ્યું, ''જાઓ જાઓ.'' ''ના. આમાં શરમાવાની જરૂર નથી. આપણાં બંનેના જીવનનો અત્યંત મહત્ત્વનો નિર્ણય આજે આપણે કરી રહ્યાં છીએ. અને હું અતિશયોક્તિ નથી કરતો. તમને બે-ચાર વાર જોયાં છે, પણ હું માનું છું, મારું તમારા વિશેનું જજમેન્ટ ખોટું ન હોઈ શકે,'' કહી કાગળ પાછો ખેંચી લીધો અને જમણા ખાનામાં ઉપરથી નીચે એક યાદી બનાવી. આઠદસ શબ્દો લખીને કાગળ પાછો ઉમાના હાથમાં મૂક્યો, ''વાંચો.'' ઉમાએ નજર કરી – નિર્ણયશક્તિ. વિચારોની સ્પષ્ટતા. થોડુંક વાચન. મહત્ત્વાકાક્ષા. જુગાર. દારૂ. છેલ્લા બે શબ્દો ઉપર ઉમાની નજર થોડીક લથડી. ''દારૂ અને જુગાર ઉપરાંત ત્રીજી એક વાત પણ છે. પણ તમે હાલ એટલાં ભોળાં અને... પવિત્ર છો કે અત્યારે એની ચર્ચા તમારી સામે કરવી એ મને યોગ્ય જણાતું નથી. જોકે એ વાત પણ એક વાર કરવી તો પડશે જ. હું છુપાવવામાં માનતો નથી. હું તો આવી વાતો બાને પણ કરું છું. અને દારૂ તથા જુગારવાળી વાત થોડાક જુદા ઍન્ગલથી સમજવા જેવી છે.'' અહીં હાથ સામસામે સ્થિર થયા, હથેળીઓ ફેલાઈ, આંગળીઓએ ફેણ ચડાવ્યાં અને દારૂડિયા હોવું અને ડ્રિંક્સ લેવાં, જુગારી હોવું અને ક્લબમાં બેસી કાર્ડ્ઝ રમવાં – એ વચ્ચેના ભેદો સ્પષ્ટ થવા લાગ્યા. વાત પૂરી થઈ ત્યારે ઉમાને આનંદ થઈ ગયો. એને થયું કે ગમે તે કરીને આવે, મારા ખોળામાં માથું મૂકી આમ, આ રીતે વાતો કરે–

હનીમૂન વિશે સોમના વિચારો બહુ સ્પષ્ટ હતા– ''હું એવા બે-ચાર દિવસના હનીમૂનમાં માનતો નથી. આપણું આખું જીવન જ હનીમૂન કેમ ન બની શકે? અને આ પૈસા બચાવવાનું બહાનું નથી, ગેરસમજ ન કરતી. વીસ હજાર રૂપિયા તારે નામે બૅંકમાં જુદા મૂકવા તૈયાર છું. એના વ્યાજમાંથી બે-ચાર વર્ષે સિમલા-મસૂરી જઈ શકાય. પેલી યાદીમાં એક છેલ્લી વાત બાકી રહી ગઈ હતી એની ચર્ચા લગ્નના અઠવાડિયા પછી મોડી રાત્રે ઉમાને સામે બેસાડીને કરી – ''આ હું તારે માટે, તને દુઃખ પહોંચાડવા નથી કહેતો. મારો પોતાનો સ્વાર્થ છે. મારી આંતરિક શુદ્ધિ માટે નિખાલસ ચર્ચા જરૂરી છે. પૂના કૉલેજમાં એક પદ્મિની કાનેકટર હતી. એનો લાંબો ચોટલો મને બહુ ગમતો. તે એક દિવસ લૉબીમાં ઊભી રાખીને કહી દીધું. હા, હા, આમાં ખોટું શું છે? સૌંદર્યની પ્રશંસા કરવી એને હું પાપ નથી માનતો. એ પણ ખોટું લગાડવાને બદલે ખુશ થઈ ગઈ. પછી તો અમારા

સંબંધો... ટૂંકમાં બધું સમજી જા ને. કૉલેજ પૂરી કરીને તરત પરણી. એનો હસબંડ બ્રિટિશ એરવેઝમાં પાઇલોટ છે. બહુ અચ્છો માણસ છે. આપણો ફ્રેન્ડ થઈ ગયો છે. ક્યારેક બંનેને આપણાં મહેમાન બનાવીશું." ઉમાએ આંખના ખૂણેથી એની સામે જોતાં, બીતાં બીતાં પૂછ્યું, "આટલો સારો સંબંધ હતો તો પછી એમને કેમ... પરણ્યા નહીં?" "પરણવું કંઈ જરૂરી નથી. અમુક વસ્તુ અમુક જગ્યાએ આવીને અટકી – બસ, વાત પૂરી થઈ ગઈ. કશું કાયમી નથી તો પછી સંબંધો કાયમી હોય એવી અપેક્ષા શા માટે રાખવી? અને એને યાદ કરીને દુઃખી થવામાં શું ફાયદો? ત્યાં એ મજામાં છે. અહીં હું મજામાં છું તારી સાથે. છું ને?' પછી એણે ઉમાના હાથ ઉપર હાથ ફેરવતાં પૂના-મુંબઈના બીજા પણ કેટલાક અનુભવોની વાત કરી. સાર આટલો હતો – આપણા સમાજના મોટા ભાગના ખ્યાલો ખોટા છે. શરીર ક્યારેય અપવિત્ર થતું નથી. બસ, બધા ખેલ મનના છે.

સ્કૂલ વખતના એક મિત્ર ઉપેન્દ્રની ઑફિસમાં સોમને નોકરી હતી. એ નોકરી અને પગાર વિશે ઉમાને બહુ સમજાતું નહીં. ઉપેન્દ્ર બેત્રણ દિવસે એક વાર આ ઘેર આવી જતો અને "સોમભાઈ, સોમેશ્વર" એમ કરીકરી પોતાની નાનીમોટી સમસ્યાઓના ઉકેલ મેળવતો. બેઠકરૂમમાં સોફાની પાછળ કબાટમાં પંદર-વીસ ચોપડીઓ રહેતી એમાં શિવપુરાણ, બાળમહાભારત, કઠોપનિષદ, આગળ વધો, સફળતાની ચાવી, ગુરુજીની પ્રસાદી, અમૃતાનુભવ, ગોલ્ડન થૉટ્સ, ફિલૉસોફી ઑફ લાઇફ એન્ડ ડેથ, નેપોલિયનની જીવનકથા અને કૌટિલ્યના અર્થશાસ્ત્રનો સમાવેશ થતો હતો. સોમ સવારસાંજ મગ્ન બનીને આમાંથી કંઈક વાંચતો અને એમાંથી કંઈક ડાયરીમાં ટપકાવી લેતો નજરે પડતો. બેડરૂમમાં નાનું ફ્રિજ હતું. કબાટમાં નાનો બાર બનાવવામાં આવ્યો હતો. રોજ સાંજે ઉમા એને પોતાને હાથે બે પેગ બનાવી આપતી. રાત્રે દસ વાગ્યે એ ક્લબમાં જતો અને બે વાગ્યે પાછો આવતો. એક વાર રાત્રે આવીને કહ્યું, "સૂઈ ગઈ?" ઉમા બેઠી થઈ. એ પલાંઠી મારીને સામે બેઠો. ઉમાએ પેગ બનાવી આપ્યો, પછી સોમે કહ્યું, "થોડીક વાત કરવાની છે. અત્યારે તને અનુકૂળ હોય તો જ, નહીં તો સવારે." ઉમાએ ચિંતાથી પૂછ્યું, "કંઈ થયું?" "બીજો એક અડધો પેગ, એક જ આંગળ, વધારે નહીં. હવે સાંભળ. દાગીના લૉકરમાં રહે કે બીજે એનાથી કંઈ ફેર પડતો નથી. બે વિકલ્પ છે. કાં તો દેવામાં રહીએ અથવા દાગીના વેચી દેવું ભરીએ. જોકે નિર્ણય તારે કરવાનો છે. તારી જગ્યાએ હું હોઉં તો દાગીના બાબતે સેન્ટિમેન્ટલ ન બનું. મગજ ઠંડું રાખીને કૂ...લી વિચારું."

ઉમા આખો દિવસ કામ કર્યા કરતી. ક્યારેક એના ઓરડામાં એકલી બેસી રહેતી. સાંજે સાસુ મંદિરે ગયાં હોય એવા સમયે વળી અનુકૂળ હોય તો ધાબા ઉપર જઈને ઊભી રહેતી અને પશ્ચિમનાં ખેતરો સામે જોઈ રહેતી. એક સ્વર ગુનગુન કરતો સતત એના કાનમાં વાગ્યા કરતો. એ સ્વરમાં સત્તા હતી, સ્પષ્ટતા હતી. પૃથ્વી ઉપરના નાના ખાડાટેકરા ટાળીને એ સ્વર એક શિખરથી બીજા શિખર ઉપર ઊડતો હતો.

એ દિવસ એણે કહ્યું, "તમને સમય હોય તો એક વાત કરવી છે."

સોમ એની પાસે બેસી ગયો અને એનો હાથ પોતાના બે હાથની વચ્ચે લઈ લીધો, "અરે! આમ કેમ થઈ ગઈ?"

"કહું?"

"હા, બોલ."

"એમ થાય છે કે તમને ન કહું તો બીજા કોને કહું?"

"કોઈ પ્રશ્ન જ નથી. લગ્નની સાચી ભાવના જ આ છે. મને આવું બોલતાં, લાગણી શબ્દોમાં વ્યક્ત કરતાં ઓછું ફાવે, બાકી હા, તું શું કહેતી હતી?"

"મને થોડીક મૂંઝવણ જેવું થાય છે."

"શાની મૂંઝવણ?"

"ખબર નથી પડતી. ખોટા વિચારો આવે છે. અને રાત્રે ઊંઘમાં બીક લાગે છે."

એ વાત વિસ્તારીને કહી શકી નહીં. કોઈ છાતી ઉપર ચડી બેઠું હોય એવું લાગતું. એને ચારેબાજુથી

ગલગલિયાં કરતાં નોળિયા જેવાં બે પ્રાણી ગળાની આજુબાજુ વીંટળાઈ જતાં.

"આ તો તેં બહુ મહત્ત્વની વાત કરી. તું કહે છે એ અને નથી કહી શકતી એ બધું હું સમજું છું એમ કહું તો તું માને? અત્યારે જોકે થોડોક ઉતાવળમાં છું, પણ આપણે નિરાંતે બેસીને ચર્ચા કરીશું. માનસિક પ્રશ્નોમાં મોટે ભાગે તો નિખાલસતાની જરૂર હોય છે. આમ સાથે બેસીને વાતો કરીએ તો મન હળવું થાય અને અડધો રોગ મટી જાય. તારો અડધો મટી ગયો ને ?"

ઉમાએ જેમતેમ હસીને કહ્યું, "હા–"

"તો બસ. બાકીના અડધાનો ઉપચાર થશે."

સોમ હંમેશાં ઉતાવળમાં રહેતો. નોકરીમાંથી રાજીનામું આપી દીધું હતું અને ગામની બહાર એક જમીન લીધી હતી, એમાં ફૅક્ટરીના પાયા ખોદાતા હતા. ફૅક્ટરી શાની થવાની હતી એની કોઈને ખબર નહોતી. કંઈ કેટલાયે માણસો રોજ મળવા આવતા. એમાંના મોટા ભાગના લેંઘો અને પહેરણ, આઠ-દસ દિવસની દાઢી અને પીળા દાંતવાળા હતા. જાળી બહાર સ્લિપર કાઢીને આવતા, પણ એ બધા પાંત્રીસ લાખ, અડસઠ લાખ, દોઢ કરોડ એવી વાતો કરતા. રોજ સવારે દરબાર જેવું થતું એમાં ધંધાની વાત કરતા પહેલાં સોમ પોતે કંઈક સારું વાંચ્યું હોય એની વાત કરતો – "આપણી સંસ્કૃતિ અમર છે. અત્યારે અંધકાર જેવું લાગે, પણ એનાં બે કારણો છે." બે કારણો બતાવતા હાથ ઊંચા થતા. ક્યારેક પોતાના કોઈ સિદ્ધાંતની ઘોષણા કરતો – "હું બધાંનો સાથે વિકાસ થાય એમાં માનું છું. દાખલા તરીકે હું સો ડગલાં ચાલ્યો. મારી બુદ્ધિ સમજો, પરિશ્રમ સમજો કે કર્મમાં માનતા હો તો એ સમજો. પણ આ રાયચંદભાઈ. તે મારી સાથે પચાસ ડગલાં ચાલવા જોઈએ. આ જોઈતાભાઈ સમજો ને ત્રીસ ડગલાં અને આ ફકીરચંદ–" ફકીરચંદ બારણાની જાળીની અડધો બહાર જૂતાં પાસે નીચે બેઠો હોય તે શરમાય એટલે કહેતો, "ના. એમાં શરમાવાની જરૂર નથી. તારાં પાંચ ડગલાં તો ખરાં જ."

મનોજભાઈ કંઈક અસ્પષ્ટ રીતે ખુશ રહેતા. એ બીતાબીતા આવી બધાની પાછળ દબાઈને બેસી જતા. એમને કંઈક પેટ્રોલપંપમાં બે આની ભાગની વાત હતી. એ ઉમાને કહેતા, "આ પેટ્રોલપંપનું થાય તો આપણે શું કે નોકરીના ઢસરડા ન કરવા પડે એટલું જ. બીજો કોઈ સ્વાર્થ નથી." ઉમાના બાપુજી પણ કહેતા, "આટલી ઉંમરે આવું ડહાપણ! મને તો કંઈ... સમજાતું નથી. અમે એંશીના થયા તોયે કોઈ પૂછતું નથી અને આપણા સોમકુમારને આખી જ્ઞાતિવાળા અને ગામવાળા નેતા માને છે."

સોમને થાક પણ ખૂબ રહેતો હશે. એક દિવસ ઉમા મંદિરેથી આવી ત્યારે આગળના ઓરડામાં એ પાટ ઉપર સૂતો હતો અને કામવાળી છોકરી પાસે બેસીને કપાળે અને છાતીએ બામ ઘસતી હતી. પૂજાની થાળી ટેબલ ઉપર મૂકતાં એણે પૂછ્યું, "બા નથી?" સોમે થાકેલી આંખે એની સામે જોયું, "આવી ગઈ? બા છે ને, રસોડામાં છે." ઉમાએ કહ્યું, "લાછી, તું ઊભી થા. ઉપર કચરા-પોતાં બાકી છે. હું માથું દાબું છું." લાછી બોલી નહીં, ઊંચે જોયું નહીં. પણ એમ ને એમ સોમના ઝભ્ભાની અંદર હાથ રાખીને બેસી રહી. ઉમાનો અવાજ સહેજ ઊંચો થયો, "સાંભળતી નથી?" ત્યારે એનાં સાસુએ રસોડાના બારણામાંથી કહ્યું, "વહુ, એક મિનિટ."

સોમે ધીરજપૂર્વક કહ્યું, "ના, બા. એનો વાંક નથી. દરેક માણસની સમજની અમુક મર્યાદાઓ હોય છે." એ ઝભ્ભો સરખો કરતો બેઠો થયો. "લાછી, તું મેડી ઉપર જા, અમે આવીએ છીએ. થોડીક વાત કરવી જરૂરી છે."

સાસુ હાથ પકડીને એને રસોડામાં લઈ ગયાં. "છોકરો સાવ ભોળિયો છે. મનમાં કોઈ પાપ ન મળે. તારે થોડુંક સમજવું. અને લાછીનું તો એવું છે ને કે આવડી હતી અને આ સ્કૂલમાં હતો ત્યારથી."

"ઉમા–"

"ઉમા રસોડાના પ્લૅટફૉર્મને બે હાથનો ટેકો લઈને ઊભી હતી ને બોલી નહીં એટલે સાસુએ કહ્યું, "બોલ – જી, આવી."

એણે ધીમેથી કહ્યું, "જી, આવી."

ત્યાં બીજા એક મધુર શબ્દના પડઘા પડ્યા, "ઉમિયન!"

શોમે ઉમાના સંબોધનમાં ખૂબ વૈવિધ્ય દાખલ કર્યું હતું. એ કહેતો, "મારે ચાર નામ, સોમો, સોમ, સોમેશ્વર અને સોમચંદ. તો તારે પણ ઓછામાં ઓછાં ચાર હોવાં જોઈએ." એ નામો આ પ્રમાણે હતાં – ઉમા, ઉમુ, ઉમે અને ઉમિયન. 'ઉમુ'નું સ્થાન સાવ અંગત હતું અને ક્યારેક એનો પ્રાસ 'ચુ...મ્મુ' સાથે મેળવવા ઉચ્ચાર 'ઉ....મ્મુ' એવો થતો, 'ઉમિયન'નો ઉપયોગ ખૂબ પ્રસન્નતાની અવસ્થામાં થતો.

મેડી ઉપર જઈ ખાટલામાં બેઠી ત્યારે ઉમાને ગઈ કાલ સુધી જેની સામે નજર પણ નહોતી જતી એ કામવાળીનો ગોરો વાન અને તંગ શરીર દેખાયાં. પછી ઓશીકાને ટેકો લઈ છાતી ઉપર ચોટલો લાવી એની સાથે રમ્યે ગઈ અને સોમે સહાનુભૂતિપૂર્વક કહ્યું, "આમાં તો – મને એમ કે તું સમજતી જ હોઈશ. નહીં તો પદ્મિનીની વાત કરી તો આ વાત છુપાવવાનું શું કારણ હોઈ શકે? ઇમોશનલ થયા વગર આખા ઇસ્યૂને વિચારીએ તો આમાં લાછીને નુકસાન નથી, મને નુકસાન નથી. અને તું પણ શાંતિથી, સ્વસ્થ ચિત્તે વિચારે તો આમાં આડકતરી રીતે તારો પણ સ્વાર્થ સચવાય છે. હું તને સમજાવું." પાછળ હાથ લંબાવી એણે કાગળ અને પેન લીધાં અને કાગળની વચ્ચે ઊભી લીટી દોરી.લીટીની બાજુ બે બે વર્તુળ અને એમની વચ્ચે એક નાનું વર્તુળ દોર્યું જેને પેલી ઊભી લીટી વચ્ચેથી ચીરતી હતી. પછી આડીઅવળી ચાર-પાંચ લીટીઓથી એણે ત્રણે વર્તુળોને જોડ્યાં. એકએક લીટી દોરતો જાય અને સમજાવતો જાય, "આ સમાજ. આ ધર્મ. આ આપણું અંગત જીવન. આ લગ્નના સંબંધો. આ હૃદયના સંબંધો...."

બીજા દિવસે બપોરે ઉમાને મેડી ઉપર બોલાવીને પાસે બેસાડી, "અચ્છા. તું તે દિવસે કંઈક કહેતી હતી એ વાત કર. એમ ન માનતી કે હું ભૂલી ગયો છું. તું ફરીથી બધું બોલી જા. હું સાંભળું છું."

ઉમા એની આંખોનાં ઢળેલાં પોપચાં સામે જોઈ રહી. બોલવાની ઇચ્છા થતી. નહોતી, તાકાત નહોતી, છતાં કહ્યું, "કંઈ નહીં. અત્યારે તો સારું છે, પણ ક્યારેક કારણ વગર ગભરામણ જેવું થાય છે. મૂંઝારો થાય છે. પણ એ તો બધી મનની વાતો."

આટલું કહી એ ઊઠવા ગઈ, પણ સોમે એને હાથ પકડીને પાછી બેસાડી, "અચ્છા! આ તું 'મૂંઝારો' કહે છે એનું એનાલિસિસ કરતાં ફાવે? ટ્રાય કરી જો."

ઉકેલવાની મજા આવે એવો કોયડો હાથમાં આવ્યો હોય એવો આનંદ એના મોં ઉપર હતો. ઉમા એ જોઈ રહી. પછી રડી પડી, "મને નહીં ફાવે."

સોમ એક વાર દાક્તરને બોલાવી લાવ્યો. દાક્તર જાની એના મિત્ર હતા. "આના મનમાં કંઈક ભૂતો ભરાયાં છે, દાક્તર. એ કાઢવાં પડશે. તમે નહીં કાઢો તો ભૂવા બોલાવવા પડશે." દાક્તર જાની હસ્યા, "સૌથી મોટા ભૂવા તમે." ચોપડીઓ વાંચીવાંચીને એ કંઈક ઓસડિયાં પણ લાવ્યો. "રાત્રે સૂતી વખતે બે ચમચી લઈ લેવાની. પણ મુખ્ય વાત છે મનની શાંતિ, અને જ્યાં સુધી મન આજુબાજુ ભટકતું બંધ થઈ પોતાની અંદર, પોતાના સ્વમાં સ્થિર ન થાય ત્યાં સુધી શાંતિ તો મળવાની નથી. તારે શવાસનનો પ્રયોગ કરવા જેવો ખરો. એમાં કંઈ અઘરું નથી. આમ ચત્તાં સૂઈ, પગ સહેજ પહોળા રાખી... ચાલ, કરી બતાવ જોઉં–"

બે-ચાર વાર ઉમાથી ઊંઘમાં ચીસ પડી ગઈ. ક્યારેક કામ કરતાં કરતાં ઠંડી ચડી હોય એમ શરીર ધ્રૂજવા લાગતું. એમાં એક વાર એ સ્ટોર-રૂમમાંથી તપેલીમાં ઘઉં કાઢતી હતી ત્યાં ચક્કર આવ્યાં અને પડી જવાયું. ભાનમાં આવી ત્યારે લાછી એની છાતીએ બામ ઘસતી હતી અને મા-દીકરો ઉમાના હાથ પકડી બે બાજુ બેઠાં હતાં. ત્રણેએ એકબીજાની સામે જોયું. પછી લાછીએ મેડીના દાદર પાસે જઈ ઇશારો કર્યો, "આમ આવજો." અને સોમ એની પાછળ મેડી ઉપર ગયો. લૂગડાં સરખાં કરતાં ઉમા તરત બેઠી થઈને રસોડામાં જતી રહી અને ઝટપટ નાનામોટા ડબ્બા ફેંદવા લાગી. બા ખૂણામાં ઊભાં ઊભાં એની સામે જોઈ રહ્યાં હતાં. એણે કહ્યું, "બા, હું એમ પૂછતી હતી

કે શાક શાનું' – પછી એકદમ જઈને બાની પાસે ઊભી રહી, "થોડીક ગભરામણ થતી હતી ને, એટલે, બા. હવે આવું નહીં કરું. અને દવા – એમણે દવા આપી છે ને, એટલે મટી જશે." પછી માથે હાથ મૂક્યો, "બા, અહીં ધમધમ થાય છે. પણ મટી જશે, નહીં?" બાએ કહ્યું, "જા, ભાઈ બોલાવે." દાદર ચડતાં વચ્ચે લાછી મળી તે એની છાતી સાથે છાતી અને આંખો સાથે આંખો ઘસીને નીચે ઊતરી. ખાટલામાં સોમ બે હાથ ઊંચા રાખી હવામાંથી વિચારો ખેંચતો હોય એમ બંધ આંખે સ્થિર બેઠો હતો. પછી એ હાથ હવામાં આકારો બનાવતા ધીરજપૂર્વક ગતિ કરવા લાગ્યા, "સાંભળ. પરિસ્થિતિ આમ ને આમ લંબાવી શકાય, એ વિકલ્પ પણ છે. હવે એમ કરવામાં આવે તો શું પરિણામ આવે એ આપણે વિચારી લેવું જોઈએ. તારો હેતુ ન હોય, પણ તારું આવું વર્તન ઘરનાં બીજાંને મૂઝવણમાં મૂકનારું બને. મારી વાત જુદી છે. હું તો કોઈ પણ પરિસ્થિતિમાં, કહ્યું છે ને કે આગ અને પૂરની વચ્ચે પણ, તારે પડખે ઊભો રહેવા તૈયાર છું. પણ ફરજ વિશેની, ધર્મ વિશેની આવી ભાવના બધાંમાં હોય એવી અપેક્ષા આપણે રાખી શકીએ નહીં. દાખલા તરીકે બા. નહીં, મને બોલવા દે. મને પૂરું કરવા દે. તું કો-ઑપરેટ કરે, માનસિક રીતે, દવા, શવાસન બધી રીતે, તો આમાં કંઈ અઘરું નથી. રીકવર થઈ શકાય. પણ અત્યારની તારી સ્થિતિ જોતાં એ શક્ય નથી લાગતું એ આપણે સ્વીકારવું જોઈએ. એ સંજોગોમાં મેં તપાસ કરી રાખી છે. આમ તો હોટલ જેવી જગ્યા છે. અને ટેકરી ઉપર છે એટલે જાણે હિલસ્ટેશન ઉપર હોઈએ એવું લાગે. કોઈ વસ્તુને કોઈ નામ આપવાથી એ સારી કે ખરાબ થઈ જતી નથી. બધો આધાર છે આપણા અભિગમ ઉપર. એક પરિસ્થિતિ આવી પડી. ઓ. કે? હવે શું કરવું એ આપણા હાથમાં છે. ટૅક્સી માટે ફોન કરી દઉં છું. મારું તો ઠેકાણું નહીં", આટલું કહી સોમ જોરથી હસવા લાગ્યો, "હુંયે તારી સાથે જ દાખલ થઈ જાઉં. દાક્તરને કહું – ભાઈ, એને દવા આપો તે અડધી મને પણ આપો. એનાં ઇન્જેક્શન મને આપો. હું તો શૉક પણ લઉં. આ, ઉમા, આપણા ધર્મની ઉચ્ચ ભાવના છે. સાત ફેરા ફર્યાં એનો અર્થ આ છે." અહીં હાસ્ય એકદમ સંકેલાઈ ગયું, "તો લાછીને કહું છું, તારી બૅગ ભરે. બરાબર ને?"

ઉમાએ ધીમા અવાજે કહ્યું, "બરાબર."

"એમ નહીં. હસીને, હાકોટાબંધ બોલ."

ઉમાએ હસીને કહ્યું, "બરાબર."

"ગુડ ગર્લ. આ સ્પિરિટની જરૂર છે."

એ ઊભી થઈને ધીમેથી દાદર ઊતરી. રસોડા સામે જોયું. લાછી કે સાસુ કોઈ દેખાતું નહોતું. આછા અંધારામાં સોમની ઊંચી પાટ, સફેદ ગાદી-તકિયા અને લાંબી દાઢીઓ પહેરીને બેઠા હોય એવા ગ્રંથો દેખાયા. હળવેથી જાળી ઉઘાડીને એ બહાર નીકળી. ચંપલ જડ્યાં નહીં. જૂની સ્લિપર પણ ક્યાંય દેખાઈ નહીં. એની લાલ પાનીઓ ઊના પથ્થરો ઉપર છમ્મ થઈ અને શેરીની બહાર નીકળીને એ દોડી.

❑

## સાભાર સ્વીકાર

ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. (૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૦૬)નાં

**રામભક્ત હનુમાન**: સં. જયા મહેતા, કિં. રૂ. ૪૦. **મધર ટેરેસા**: સં. ઉપર મુજબ. કિં. રૂ. ૫૫. **વૈદિક પ્રાર્થના પરિમલ**: લે. શાન્તિકુમાર જ. ભટ્ટ, કિં. રૂ. ૨૦. **સ્ટેફાન ત્સ્વાઇક**: અનુવાદ: શરીફા વીજળીવાળા, કિં. રૂ. ૧૦૦.

# ચકલી, ઘરચકલી નહીં !

રતિલાલ 'અનિલ'

માણસ એકડો નોંધાવે તો જ એકાન્ત કહેવાય! તે ન હોય ત્યારે પણ એકાન્ત તો હોય જ છે. માણસને અભિનિવેશ છે કે હોય તે મારાથી હોય, મારાથી ઓળખાય! ત્રણ ગાળાના મકાનના પાછલા ખૂણે મારા માપનો ઓરડો મળી ગયો. આમ નકામી માથાઝીંક, ચિડ્ ચિડ્ ન ગમે અને ઘરમાં ક્યારેક તો એવું ચાલે એટલે એકાન્ત ઓરડો શોધેલો. પાછળ કઠેડો તો નહીં, પણ વાર ઊંચી ભીંત ખરી. બહાર વાડામાં પારિજાત ને ઊભો આસોપાલવ નજીક, પણ તાપીની રેલે કે પ્લેગે પારિજાતનો ભોગ લીધો અને રહી ગયો ઊભો આસોપાલવ. આવો લીલોછમ, ઊંચો અને એનાં પાન પણ કેવાં વિનમ્ર (ઝૂલતાં)! પણ એને ડાળ નહીં એટલે માળો નહીં. એટલે વાંઝિયો! આસોપાલવને ઓછું ન લાગે એ માટે ચકલીઓ એના પર બેસે અને મારું એકાન્ત નજીક એટલે હડી પણ કાઢે. ઘરચકલી તો હતી જ. આ એકાન્ત અને અવકાશ ન હોત તો હું ચકલીને સમજ્યા વિના મરી જવાનો હતો. ચકલીને કારણે એકાન્તમાં પણ વસ્તી. ઘરમાં માળો બાંધનાર ચકલીને 'ઘરેબો' ખરો, એટલે માથે માથે વીજળીની દૂધિયા સળી પર બેસે અને ચકલીને માથે રાખીને લખું છું એવો અહેસાસ કરાવે. મને ચકલીઓની ક્રીડામાં એટલી જિજ્ઞાસા જાગી કે હું બહાર ઊંચા બોર્ડ પર એમને માટે વિવિધ ચણ મૂક્યા કરતો. તમે જાણો છો? ચકલી કોરા કરકરા મમરા કચડ કચડ જમી જાય છે. ચકલીઓ સામેના ઊંચા આસોપાલવ પર અડ્ડો જમાવે અને ચણ જુએ કે ટોળીબંધ ઊડી આવે. એમાં બચ્ચાંને લઈ આવેલી મમતામયી ચકલી માતા પ્રત્યે મને આદર ઊપજ્યો. બચ્ચું ચાંચ ખોલે એમાં ચાંચ મૂકી ચણ આપે. પેલું બચ્ચું પણ ફરી ચણ ન મળે ત્યાં સુધી આતુરપણે મોઢું ખોલી પાંખ ફફડાવ્યા કરે. ચકલીઓ પછી કાબર પણ આવતી થઈ ત્યાં સુધી તો ઠીક. પણ ફાંગી આંખે ચારેતરફ ક્યાંક ખૂણે બેસી સુરનપાસ કરતો કાગડો ખાબકી પડે! એની મર્દાનગી એ કે જ્યાં જઈને બેસે કે તરત... કાઆ... બોલે અને ચેલેન્જ કરે, "અલ્યા એઈ, મને ઉડાડવા માટે ઊઠ!"

ચકલી અને કીડી હોય ત્યાં એકાન્ત હોય ખરું ?

આ ડોસો શું કરે છે એ જોવા દિવસમાં દસ વાર ઘરચકલી આવી જાય. આ કોણથી જુએ, તે કોણથી જુએ. માથે વીજળીની દૂધિયા સળી પર, પંખા પર બેસીને ચંચળ જિજ્ઞાસુ નજરે જુએ. મારી ફોટોફ્રેમ નહીં એ સારું હતું. નહિતર એના માથે બેસીને નીચે ડોક લંબાવી "અલ્યા, આ તું કે ?" એવો પ્રશ્ન એકથી વધારે વાર કર્યો હોત. ચકલી જેવો બીજો સ્ફૂર્તિમાન જીવ ખિસકોલી. એને જોઈ થાય : અરે, વૃક્ષ પર આટલી ચઢઊતર શું કરે છે? પણ એ તો સડસડાટ ઊંચા વૃક્ષની ટોચે પહોંચે અને એવી જ ત્વરાથી સડસડાટ ઊતરી જાય.

સવાર પડે ને ઘરના માળામાંથી ચકલી સ્ફૂર્તિથી બહાર ઊડી જાય, એવી જ સ્ફૂર્તિથી સાંજે આવી માળામાં પ્રવેશી જાય અને મારું મન ચિંતને ચડે: હુંયે પાછો ફરવા માટે જ રોજ ઘરેથી નીકળતો અને અચૂક પાછો ફરતો, પણ એ અચૂક લંબાય તો જાણીના અર્ક મારી તપાસ થાય. હુંયે ક્યારેક ભયને કારણે દોડતો પાછો ફર્યો હોઈશ, પણ કદી આવી સ્ફૂર્તિથી ઘરે પાછો ફર્યો છું ? ના! ભય દોડાવે એ સ્ફૂર્તિ નથી હોતી, હાડોહાડ સભાનતા હોય છે. ચકલી પાસે પડેલી કોઈ ચીજ ચાંચમાં લેવા નજીક આવે ત્યારે પણ સભાન-પણે. આ જિંદગીએ પણ નબળો પડ્યો છે એવો પરિચય પણ ચકલીમા નૈકટ્યનો વિશ્વાસ જન્માવી શક્યો નથી... ચકલી વિહંગાવલોકન નથી કરતી, પણ ઊંચે બેસીને જુએ છે. જીવનનો કોઈ પ્રશ્ન એને ગંભીર લાગતો નથી. મેડમ ક્યૂરીએ શોધેલું રસાયણ રેડિયમ

એમના અતિ ઉત્સાહે ઢોળાઈ ગયું એમ ચકલીના અતિ ઉત્સાહે ઠંડાં પીણાં ઢોળાઈ ગયાં, એમાં કેટલુંક તો સાચવવા જેવું ખરું, એવું બન્યું ત્યારે પણ એના ઉત્સાહમાં ઓટ નહીં. ચકલી ચીડવતી નથી, માણસને ચિડાવાની ટેવ છે. જિંદગીનાં આટલાં વર્ષો ઢોળાઈ ગયાં, એમાં કેટલુંક તો સાચવવા જેવું હતું તે ઉદારાત્મા થઈને જવા દીધું, ત્યાં પીણાં ઢોળાયાં તેનો અફસોસ? અરે, ઢોળાયેલું બરાબર લૂછી નાખું છું, છતાં મને વિશ્વાસ છે કે અહીં કીડી આવવાની જ છે. ચકલી વેરાયેલું ખાય છે, પણ ઢોળાયેલું પીતી નથી. લાંબા સમયની ચકલી સાથેની ગાઢ મૈત્રી અને સહવાસ પછી તાપીની છેલ્લે આવેલી બાણાસુર રેલે, ના, એના બોધપાઠે મને ઘર બદલવાની ફરજ પડી.

અરે, આ નવા ઘરમાં ચકલી આવતી નથી! વેન્ટિલેશન પર બેસી ઓરડામાં માળો બાંધવા જેવું છે કે નહીં, એનું નિરીક્ષણ પણ કરી ગઈ નથી! ચાર માસથી પ્રતીક્ષા કરું છું, પણ ચકલી નજીકથી ચાંચ બતાવતી નથી! હેં, અહીંની ચકલી આઝાદ છે? આખો દિવસ ઓપન સેક્ટરમાં ઊડી, કોઈ ઘરે માળો બાંધી તેમાં રહેવાનું ઠીક નહીં લાગતું હોય? ચકલી એટલે ચકલી, વળી 'ઘરચકલી' શેની? ઘર પાછળ અને ચકલી પાછળ? અહીંની ચકલી અસ્તિત્વવાદી હશે? ચારેતરફ નજર કરું છું તો અહીં ચકલીઓ જ દેખાતી નથી! પાછળ બાવળ હતો, તેના પર નજર રાખતો તો કોઈ વાર તેના પર બેએક ચકલી દેખાતી. આમ અહીં ચકલીઓ છે ખરી, પણ સાવ ઓછી, અને મારે માટે ઘરચકલી તો નહીં જ!

આસપાસ મકાન બંધાય છે, મજૂરોએ કામચલાઉ અડ્ડે દ્વારિકા કરેલું છે. સામેના મકાનની પાછળ પડતી ભીંત પાસે ત્રણ ત્રણ ઈંટના ત્રિકોણ જોઉં છું. એક સવારે ચોંપ રાખી ઊઠી જોયું તો પરિવ્રાજક કે વણજારા જેવાં મજૂરો ત્રણ ઇંટોના ચૂલે આંધણ ખદબદાવી રાંધતાં હતાં!

દાળ ઊકળે, રોટલો ટિપાય – બસ, ત્યાં સુધી ભડકાનું સોનેરી અજવાળું ચૂલો અજવાળે! અહીં એક-માત્ર વૃક્ષ બાવળ તે આ ત્રણ ઇંટોના ચૂલામાં ઇંધણાં ઉમેરવા વધેરી નાખ્યું. ઘડી ચપકો બેસવા માટે તો નહીં, પણ આસપાસ ઝડપી નિરીક્ષણ કરવા ક્યારેક બાવળે બેસતી તે પણ બેસણું જતાં ઊડી ગઈ. અહીં ચકલી નથી દેખાતી તો કાબર અને કબૂતર ક્યાંથી દેખાય? મારા વગડામાં હવે બાવળ પણ નથી! આમ છતાં અહીં સૌન્દર્યનો સાવ અભાવ છે એવું પણ નથી! ખાલી જગ્યા પર જંગલી છોડો ઊગેલા છે. તેના માથે પ્લાસ્ટિકની કોથળી વિજયપતાકા જેવી ફરફરે! મોટા ભાગે ધોળી એટલે અહીં સુલેહ હોય જ! કાગળ વીણનારી એક બહેન આવી. તેણે છોકરાઓના માથેથી એક પછી એક ટોપી ઉતારી લેવાય તેમ છોડોના માથેથી કોથળી ઉતારી લીધી! ધૂળ વગરની સ્વચ્છ! જમીન પર રખડતી કોથળીઓ પર એણે દયાની નજર પણ ન નાખી. ફળ ઉતારી લીધા પછી છોડ પર નવાં ફળ આવે છે, તેમ છોડ પર નવી કોથળી આવવા માંડી! આપણી આંગણવાડીમાં હવે ભૂલકાં નહીં, પ્લાસ્ટિકની કોથળીઓ રમે છે! માથે કલપ કરી કેશ કાળા રાખતો પેલો હીરો પણ પ્લાસ્ટિકની કોથળીને કહી શકતો નથીઃ "મારા આંગણામાં તારું શું કામ છે?"

અહીંની ચકલીઓને હું અહીં બોલાવી શકતો નથી અને આ માણસ વિશ્વાસ કરવા જેવો છે એવી ભલામણ કરાવી શકતો નથી. આ ઉંમરે નવી નોકરીની તો જરૂર નથી, તે માટે નહીં, પણ ચકલી, ઘરચકલી બને એ માટે ભલામણનો વિચાર આવે છે. ચકલી તો મને મળેલા એવૉર્ડ સામે પણ જુએ એમ નથી. તે માટે નહીં, પણ ચકલી, ઘરચકલી પર મારો 'ઓ' પડતો નથી. એ નજીક આવે તો એને હેળવું, ભેળવું, પણ એ તો દેખાતી જ નથી! ચકલી શું, બધાં પક્ષીઓ બાહ્ય પરિચય સ્વીકારતાં જ નથી. એમનામાં અપરિચય બની રહેતો બોલકો પરિચય પ્રવેશ્યો જ નથી. પોતીકી ખોજ, ઊડતી અને બેઠ્ઠી સરતપાસને જ મહત્ત્વ આપે છે. હળેલી ચકલી પણ અંતર રાખીને નજીક આવે છે.

ઘરઆંગળે લગ્ન હોય છે. ચાર છેડે ઝોળી બંધાય છે. પવનમાં એ ઊડાઊડ઼ અને ઊંચીનીચી થતી ઝોળી પર પણ ચકલી પગ ચાંપીને બેસે છે, ઝોલા

ખાય છે. લગ્નગીત કહે છે: "માંડવે બેઠી ચલ્લી પલકારા કરે!" (સૂરતી ગાડું નહીં, ગાલ્લું અને ચકલી નહીં, પણ ચલ્લી કહે!) એને પલકારા મારતી તો નથી જોઈ, પણ ઝૂલતી ઝોળી પર ઝોલા ખાતી અવશ્ય જોઈ છે. હવે ફાગણવૈશાખ નજીક છે, જોઈએ, આસપાસ ઝોળી ઝૂલે છે ને ચકલી એના પર બેસી ઝોલા ખાય છે કે કેમ? પણ અહીં ખાસ્સી ધૂળ છે, કેટલીક તો પ્રેમથી તો શું મારા ઘરમાં પણ છે, પણ રસ્તા પરની ધૂળમાં સ્નાન કરવાનું ટાણું નથી – એવી એડવાન્સ બુદ્ધિ ભારે પડે, પણ આઠદસ ચકલી ધૂળમાં બેસી લડે એવું પણ જોવા મળ્યું નથી. અહીં વીજળીના તાર છે, પણ એકબીજાથી વિમુખ હારબંધ બેઠેલી ચકલી દેખાતી નથી. ચાર માસથી "ચકલી ઘરમાં કચરો કરે છે" એવી રોજિંદી બની ગયેલી ફરિયાદ સાંભળી નથી. છ મહિના સુધી છોકરાએ કાચનું વાસણ ભાંગી નાખ્યું. એવી ફરિયાદ સાંભળવા ન મળે તો ઘરમાં બાળક છે કે કેમ તે વિશે શંકા જાય. "ચકલી ઘરમાં કચરો કરે છે" એ શબ્દો સાંભળવાની ઇચ્છા રોકાતી નથી. આપણો ઉપસંહાર શો છે? કપડાંનાં ચીંથરાં અને મટકાનાં ઠીકરાં! માણસે પોતાને માટે બહુ ડાહ્યા થવાની જરૂર લાગતી નથી.

લગ્નવાળા ઘરના આંગણે સવારે યજ્ઞ થઈ ગયો છે. અડાયાં રાખરૂપે પણ પોતા પરની ભાત સહિત અખંડ રહેવા પામે તોયે રહી ન શક્યાં, તોયે થોડો આકાર જાળવી રાખ્યો છે. અડાયાં ભાત સહિત આકાર પ્રત્યે વફાદાર છે, છાણાં માત્ર ભાત વગરના આકાર પ્રત્યે વફાદાર છે. ચકલીએ ઉપર બેસી નિરીક્ષણ કરેલું કે પેલો બ્રાહ્મણ ગોર વારંવાર ચૌખા નાખે છે અને નંખાવે છે એટલે એ રાખમાં કંકુઆળા ચોખા શોધતી ચણતી એને જોઈ હતી. આ પક્ષીઓનું એવું કે જમે ત્યાં જ રસોડું! વળી આપણે ત્યાં હવે બૂફે ડિનર-ઊભું જમણ – પ્રચલિત થયું છે, યુવાનો લારી પાસે ઊભા રહીને ઊડતી ધૂળ વચ્ચે પણ ટેસથી જમે છે, પણ ચકલીને તો એ પૃથ્વી પર આવી ત્યારથી બૂફે-ડિનર–ઊભું જમવું છે! કુદરતે એને પગ વાળવા માટે ઘૂંટણ જ નથી આપ્યા! માણસનું ચઢિયાતાપણું એ છે કે એને ઘૂંટણ છે છતાં એ ઊભાં ઊભાં જમે છે!

ઉનાળો તપવા માંડ્યો છે. ઘરમાં બપોરના સૂનકારને તક છે. ઘર સાવ શાંત થઈ ગયું હોય, બધાં વામકુક્ષિ કરતાં હોય ત્યારે ચકલી ઓરડે ઓરડે ફરીને નિરીક્ષણ કરી જતી. સબ સલામત જોઈને ચાલી જતી. કંઈ શંકા રહી ગઈ હોય તો વળી બીજા નિરીક્ષણ માટે પણ આવે! પહેલાં બગાસાં, પછી ઊંઘ ચેપી બને છે, પણ ચકલીને બગાસાં ખાવાનું મોટું મોઢું નથી મળ્યું એટલે ઘરમાં બપોરે સૂતેલા માણસોનો એને ચેપ લાગતો નથી. એ હોજરી ભરાય એવાં બપોરાં કરતી નથી એટલે એને ખાધાનું ઘેન પણ ક્યાંથી ચઢે! આ તો જૂના ઘરની વાત. અહીં તો કોઈ તકિયામાં રહેલા રૂએ મોઢું કાઢ્યું નથી. સ્ટીલના કબાટનો અરીસો ચકલી ચાંચ મારે એની પ્રતીક્ષા કરે છે. માણસ છું એ હેસિયતે જમતી વખતે ભાતના દાણા નીચે પડે છે. એંસી વર્ષ પર જન્મેલામાં આધુનિક સભ્યતા ક્યાંથી હોય? ભાતના વાસણ પર મૂકેલા ભાત કાઢવાના તવેથા પર ભાતનો થર વળગેલો છે, તેનો કશો અર્થ નથી. ઘરમાં ચકલી જ આવતી નથી! ચકલીના અભાવે મારા સહિત કેટકેટલાંયે ઘરમાં પોતાનો અર્થ ગુમાવ્યો હશે. લ્યો, આજે ઘરમાં ઉનાળુ ઘઉંની ગૂણ આવી. ગૂણમાં ચાંચ મારી ઘઉંનો દાણો કોણ કાઢશે? ઘરમાં ઉંદર હોય તો ઘીનો દીવો કરો તો કંઈ અર્થ હોય છે. દીવો બુઝાયા પછી ઘીની ગંધવાળું પૂમડું એ દરમાં ન લઈ જાય ત્યાં સુધી તમે દીવો કરેલો એની શી સાબિતી? ચકલી અને ઉંદરે 'ખણખોદ' શબ્દને જીવંત રાખ્યો છે. માણસનાં આંગળાં કરતાં પક્ષીઓની ચાંચ અને ઉંદરના મોઢા સાથે 'ખણખોદ' શબ્દને ગાઢ સંબંધ છે. એ બંને એટલાં સાધુ સ્વભાવનાં છે કે પોતાની આ વિશિષ્ટતાની તેઓ નોંધ લેતાં હોય એમ લાગતું નથી. ચકલી અને ઉંદર સંસ્કૃતિમાં જ છે, પણ ઘણાંખરાં સાંસ્કૃતિક લક્ષણો વિકસાવવાથી એ પર રહ્યાં છે. બાકી અંગ્રેજી એટલે રાષ્ટ્રીય અખબારના પત્રકાર જેવા સ્કૂપ ખણખોદ કરીને લાવે છે એવું ચકલી અને ઉંદર ઘણું મેળવે છે, પણ પક્ષીઓમાં અને ઉંદરોમાં માનપત્ર અને એવૉર્ડ અપાતાં નથી એટલે

એમનાં સાહસો અવિખ્યાત રહે છે. પણ આ ઘરમાં તપાસ કે ખણખોદ કરવા માટે કોઈ ચકલી આવતી નથી. આ વિસ્તારમાં સમ ખાવા પૂરતી ચકલી છે, પણ ઘરચકલી નથી. ચકલી જીવવા માટે ખાય છે, ખાવા માટે જીવતી નથી. એ એનો ઓપન સેક્ટરમાંનો સમય મોટે ભાગે વિનોદમાં ગાળે છે. એનો વિનોદી સ્વભાવ એવો છે કે સમૂહ-ભોજન કરતી હોય ત્યારે, ખાતી વખતે વિનોદ કરે છે, પણ કાગડો ખાવા માટે જીવે છે, જીવવા માટે ખાતો નથી, એટલે એના સ્વભાવમાં વિનોદ જ નથી! શિકાર કર્યા પછી પણ એની શોધ બીજા શિકારની હોય છે.

અનાજમાં ધનેરાં પડે એમાં દોષ ધનેરાંનો હોય છે. ચકલી આમ પણ માંસાહારી હોતી નથી, પણ ધનેરાં ચણે સાવ સમ સ્વભાવે! ચકલીમાં કર્મસાપેક્ષતા અને કર્મનિરપેક્ષતા બંને હોય છે. આપણે મૂઠિયાં ભેગી વઘારની રાઈ અને મેથી નથી જમી જતા? ચકલી ધાન સાથે માંય પડી મહાસુખ માણતાં ધનેરાં ચણે જ! ટિપૉય પર ક્યારની નાસ્તાની તાસક પડી છે, પણ મારી ઉદાસ નજર સિવાય કોઈએ એની ઊડતી સરવે કરી નથી, વાસ્તવમાં એ અધિકાર ચકલીનો, એને ચાખી જોવાનો પહેલો અધિકાર ચકલીનો. કહે છે કે શહેનશાહનો માણસ પહેલાં રસોઈ ચાખે, રસોઇયા કે બીજાને દુર્બુદ્ધિ સૂઝી છે કે કેમ તેની શોધ માટે, પણ ચકલી કોઈની દુર્બુદ્ધિની શોધ માટે પહેલાં રસોઈ ચાખતી નથી. હા, રસોઈનું, ધારો કે ભાતનું, વાસણ ખુલ્લું હોય તો કોઈની દુર્બુદ્ધિના આશય વિના. પહેલાં ભાત ચાખી જાય છે.

અહીં કાગડો પણ કસમ ખાવા પૂરતો એક જ છે! તે સવારે ધાબા પરના પાણીના પાઈપની ટોચે બેસીને આસપાસના વિસ્તારની ઊડતી નહીં, પણ બેઠ્ઠી તપાસ, સરવે કરી જાય છે. પોતે જ સ્વીકારેલી સંકલ્પબદ્ધ ફરજનો આગ્રહ એનામાં આ લગભગ પક્ષીશૂન્ય વિસ્તારમાં ટકી રહ્યો છે. કાગડો ટેકીલો ખરો! ચકલી મારા પર વિશ્વાસ ન મૂકે ત્યાં કબૂતર ક્યાંથી મૂકે? ચકલી કરતાં આવડો મોટો જીવ તોયે એનામાં ચકલી જેવું સ્વતંત્ર સાહસ નહીં. કબૂતર ન હોય તો આવતી વર્ષાએ મારાથી 'મેઘેર કવિતા' વંચાશે ખરી? અહીં કોણ, શું, કોના સંદર્ભે છે એ કોણ જાણે છે? ☐

## સાભાર સ્વીકાર

**ગુજરાત સાહિત્ય અકાદમી** (ટાઉનહૉલ સંકુલ, સેક્ટર ૧૭, ગાંધીનગર)નાં

**સોરઠ, તારાં વહેતાં પાણી**: લે. ઝવેરચંદ મેઘાણી, કિં. રૂ. ૫૦. **લોકસંસ્કૃતિમાં પંખીઓ**: લે. ખોડીદાસ પરમાર, કિં. રૂ. ૮૦. **કુદરતની કેડીએ**: લે. પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ, કિં. રૂ. ૮૦. **ચૂંટેલી કવિતા: સુન્દરમ્**: સંપા. ચન્દ્રકાન્ત શેઠ, કિં. રૂ. ૫૦. **રૂદાલી અને બીજી બંગાળી વાર્તાઓ**: અનુ. ઉમા રાંદેરિયા, કિં. રૂ. ૧૧૦. **કાશ્મીરનો પ્રવાસ અને સંવાદો**: સંપા. રમેશ મ. શુક્લ, કિં. રૂ. ૭૦. **કલાપીના સ્વીડનબૉર્ગીય ગ્રંથો**: સંપા. રમેશ મ. શુક્લ, કિં. રૂ. ૧૦૦. **શિર સાટે**: સંપા. રઘુવીર ચૌધરી, કિં. રૂ. ૫૦. **Glimpses of Gujarati Literature**: Author – Dr. Dhirubhai Thaker, Price : Rs. 70.

**પ્રસાર** (૧૮૮૮, આતાભાઈ ઍવન્યુ, ભાવનગર-૩૬૪૦૦૨)નાં

**મેઘાણીની સમગ્ર નવલિકા**: ભાગ ૧, ભાગ ૨, કિંમત રૂ. ૩૦૦/- (બન્ને ભાગના). **કિલ્લોલ**: ઝવેરચંદ મેઘાણી, કિં. રૂ. ૩૩. **હાલરડાં**: ઝવેરચંદ મેઘાણી, કિં. રૂ. ૨૦. **છોળ**: લે. પ્રદ્યુમ્ન તન્ના, કિં. રૂ. ૯૫.

વિનોદ ગાંધી

**સાતત્ય અને સિદ્ધિનું સાયુજ્ય : શાખાઓનો સંવાદ**

'પંચમ' અને 'ગાતાં ઝરણાં'નો અનુગામી અને લેખકનો સાતમો લલિતનિબંધસંગ્રહ એટલે 'શાખાઓનો સંવાદ'. ગુજરાતીમાં લલિત નિબંધને ક્ષેત્રે સાતત્યપૂર્ણ કામ કરનારા ગણ્યાગાંઠ્યા લેખકોમાં પ્રવીણ દરજીનું નામ હોઠે ચઢે છે. જોકે એક જ સ્વરૂપમાંનું કોઈ પણ લેખકનું સાતત્ય હંમેશાં એની સિદ્ધિ નથી બની રહેતી એ જુદી વાત છે, પણ અહીં એ સિદ્ધિ બન્યું છે. માર્કેટિંગ વૅલ્યુથી લખાતાં અને એ જ કારણે ભોળા વાચકને ભાષાની અરૂઢ ચબરાકીથી રીઝવી લેતાં લખાણોની એક પરંપરા છાપાના માધ્યમ દ્વારા પણ ચાલે છે, તેથી પહેલી નજરે અસલ લલિત નિબંધ અને આવાં લખાણો વચ્ચેનો ભેદ શોધવો અઘરો પડે છે.

'શાખાઓનો સંવાદ'માં આપણા શાશ્વત પાત્ર એવા કૃષ્ણ વિશેના બે નિબંધો છે, 'આપણી ટેક્સ્ટ' અને 'કૃષ્ણ – સંપૂર્ણ નૃત્ય'. વતનરાગ વિશેના નિબંધોમાં 'બાની વાતોની આરપાર', 'ફાગુન કે દિન ચાર', 'શગડી પાસે', 'લાવો લાવો એ ટાઢ' વિશેષ ધ્યાનપાત્ર છે. જોકે લેખકે પોતે જ 'દુર્નિવાર સાદ'માં કહ્યું છે, ''મારા શબ્દની પાછળ ભૂતની જેમ પીછો કરી રહે છે એ બાળપણ, ગામ, ઘરની તો લીલા જ જુદી છે. માટીના ઘરની માયા સાતેય કે પછી ચોર્યાશી અવતાર રહેવાની. મારા શબ્દની એ નોળવેલ છે.'' એકાન્તની જુદી જુદી અર્થચ્છાયાઓ દર્શાવતો 'હું ચાહું છું આ એકાન્તને' નિબંધ ધ્યાનાર્હ છે. 'આપણું ઘર ?' 'એક વધુ ભેટ', 'નૉનસેન્સ નૉનસેન્સ' જેવા નિબંધો જરા જુદી શૈલીના છે. દરિયા વિશેના બે નિબંધોમાં 'ગોપનાદ કે ગુહ્ય નાદ' અને 'હે સમુદ્ર' છે.

''લલિત નિબંધ પણ છેવટે એક સંવાદ બની રહે છે – જાત સાથેનો.'' લેખકનું આ વિધાન આ સ્વરૂપ માટે તો સ્વીકાર્ય જ બની રહે તેવું છે. અનું એક કારણ એ છે કે છેવટે લેખકના કોઈ એક આત્મસંવેદનની તીવ્રતમ વર્તુળાકાર ગતિમાંથી અવનવી ભાત રચતા તેજલિસોટા ફેંકાતા હોય છે. વળી લલિત નિબંધને 'પર્સનલ એસે' કહેવા પાછળ પણ કંઈક આ જ કારણ હશે. પણ વતનરાગી નિબંધોમાંનો 'હું' અને આ સિવાયના નિબંધોમાંનો 'હું જુદો હોય, જુદો જ હોય. વતનરાગી નિબંધોનો 'હું' આત્મકથાના 'હું'નું જ, પણ એક જુદું સ્વરૂપ હોય છે. એ જદું સ્વરૂપ હોય છે એનું કારણ જ એ કે એ 'હું'નું સ્વરૂપ લલિત નિબંધમાં ગોઠવાયેલું હોય છે. 'નૉનસેન્સ નૉનસન્સ' કે 'આંખોનું ઉપનિષદ'નો 'હું' આત્મકથામાંના 'હું'માનો 'હું' નથી, એ નિર્ભેળ લલિત નિબંધનો 'હું' છે, કારણ કે એની સીધી સંડોવણી સીધા જિવાયેલા જીવન સાથેની નથી ! એ રીતે 'લાવો લાવો એ ટાઢ' કે 'બાની વાતોની આરપાર'નો 'હું' આત્મકથાના 'હું'નો 'હું' હોવા છતાં લલિત નિબંધના પ્રદેશમાં સ્વરૂપાન્તરે ફરવા નીકળેલો 'હું' છે. 'શગડી પાસે'માં માટીના ઘરમાંના બેઠકખંડમાં પેટાવાતી શગડી પાસે એની આસપાસ તારાઓના ઝૂમખાની જેમ ગોઠવાઈ જતા પરિવારનું આહ્‌લાદક સ્મરણ છે. નિબંધાંતે આવતું વિધાન ''કોલસા પર રાખ વળી ગઈ છે'' વર્તમાનની રાખથી ઢંકાઈ ગયેલા અતીતના સ્મરણની વેદનાને ઝંકૃત કરે છે. તો 'લાવો લાવો એ ટાઢ'માં પણ ભૂતકાળમાં અનુભવેલી પેલી ટાઢનો સાંપ્રતમાંનો અભાવ ખૂંચે છે. – કોઠી પાછળના અવકાશમાં, વાડામાંની પાણીની ખુલ્લી ટાંકીમાં, અમારી કકડતી દાઢીમાં, બાની સાડીના પાલવમાં જે ટાઢ હતી તે ક્યાં છે હવે ? 'બાની વાતોની આરપાર' પણ વતનરાગનો જ નિબંધ છે. નિબંધના વસ્તુના કેન્દ્રમાં કૂવો છે. પોતાના ગામકૂવાથી શરૂ થયેલી વાત કૂવાઓ અંગેનું સામાન્યીકરણ સાધે છે, એટલે એ

સ્મરણાંશ ન બનતાં સરસ નિબંધ બની રહે છે.

કૃષ્ણ અંગેના બે નિબંધોમાં નિબંધ તરીકે વધુ સઘન અન સંપૂર્ણ લાગતો નિબંધ છે 'કૃષ્ણ – સંપૂર્ણ નૃત્ય'. કૃષ્ણનાં વિવિધ રૂપો બતાવ્યા પછીથી પણ એમાંથી 'કૃષ્ણનું એકત્વ-એકરૂપ અહીં સિદ્ધ થાય છે. "આજે ફરી એક વાર પેલા કૃષ્ણ પાસે આવીને ઊભો છું. આ પેલા કૃષ્ણ.... હા, બોલો, બોલો, કયા કૃષ્ણ?" અર્જુનનો મિત્ર, દક્ષ રાજવી, બંસીવાદક, ગોપીઓનો ચીરહરણકાર, ગોરસ ઢોળનાર, ધેનુમાં જનાર, સાંદીપનિ ઋષિનો શિષ્ય... કયો કૃષ્ણ! તો 'કૃષ્ણ આપણી ટેક્સ્ટ'માં કેન્દ્રમાં કૃષ્ણ છે, પણ ત્યાં એ લેખકના ભાવસંવેદનની વિવિધ ખૂબીઓને લટકાવવાની ખીંટી બની રહે છે. લેખકે કૃષ્ણના સંદર્ભે અનુભવેલી વિવિધ અનુભૂતિની વિવિધ અભિવ્યક્તિનું કેન્દ્ર બની રહે છે કૃષ્ણ! આ નિબંધમાં રાધા પણ છે. રાધાકૃષ્ણ એક જ ભાવનાં બે ભિન્ન રૂપ હતાં તેથી એને અદ્વૈત કહેવા કરતાં એકમેવ જ કહી શકાય. 'આપણી ટેક્સ્ટ'માંના પ્રેમનિરૂપણમાં ભવભૂતિનો પ્રેમપદાર્થ પમાય છે. "મારી ચાહના કારણ વિનાની છે, માત્ર પ્રેમકારણની."

દરિયા વિશેના બે નિબંધોમાંથી 'હે સમુદ્ર' દરિયાના એક જુદા જ રૂપનું દર્શન કરાવે છે. સર્જન-વિસર્જનનો ક્રમ જ સત્ય છે. અંતે નામશેષ જ થવાનું હોય તો જીવનને શણગાર્યા કરવાનો શો અર્થ? નિબંધાતે પુછાતો વેદનાગર્ભ પ્રશ્ન સમુદ્રને બહાને વિભૂતિવર પરમાત્માને તો નહીં પુછાયો હોય? જીવન અને જહાજના ઝીણાઝીણા નકશીકામનું અંતિમ તો વિસર્જનમાં જ ને! અલંગમાં મહાકાય જહાજોને તૂટતાં જોયા પછી ચિંતને ચઢી ગયેલા લેખકનો આ સરસ નિબંધ છે. તો 'ગોપનાથ કે ગુહ્ય નાદ'માં દરિયો છે, પણ એ દરિયો લેખકમાં વિષાદ નથી જન્માવતો. "દરિયો છેવટે દરિયો રહે છે. એ જ્યાં પહોંચે ત્યાં કશુંક ગહન, કશુંક ભવ્ય ઊભું કરી દે છે." કાન્ત અને ન્હાનાલાલ જેવા કવિઓની દરિયા વિશેની અનુભૂતિની પાર્શ્વભૂમાં લેખકને "બધું અત્યારે એકાકાર લાગે છે." વિરોધ કે વિસંવાદ નહીં, માત્ર સંવાદનો હકારાત્મક ભાવ વ્યક્ત થયો છે અહીં.

'ઘટાટોપ પાર' નિબંધમાં કરોળિયો જેમ પોતે જ રચેલી જાળમાં અટવાઈ જાય એ રીતે મનુષ્ય પણ પોતે જ રચેલા ઘટાટોપમાં અટવાઈ જાય છે ને તેથી અળપાઈ પણ જાય છે એવું કહી નિબંધકાર એમાંથી બચવા – નીકળવાના માર્ગો પણ બતાવે છે. 'પ્રતીક્ષા' નિબંધમાં જેઠ-અષાઢની નિકટતાની પછીતે પ્રતીક્ષાનાં વિવિધ અર્થઘટનો લેખકે દર્શાવ્યાં છે. પ્રતીક્ષા મનુષ્યનો સ્થાયી ભાવ છે. કોઈને ને કોઈને કશાની ને કશાની પ્રતીક્ષા હોય છે જ! આપણાં રાધા-મીરાં જેવાં શાશ્વત પાત્રોનો ઉલ્લેખ પણ અહીં છે. પ્રતીક્ષાના સંવેદનનું વૈચારિક અર્થઘટન કરતો આ હૃદ્ય નિબંધ છે.

સંગ્રહનો જુદો પડતો નિબંધ છે 'એકદમ તાજા સમાચાર'. લાંબામોટા પૅરેગ્રાફમાં 'એક સમાચાર'ની વાત મૂકી લેખક વાચકનું કુતૂહલ જગવે છે : શા સમાચાર હશે? પણ બીજા પૅરેગ્રાફમાં સમાચાર આપે છે; "માણસ હાંફે છે." સામાન્ય રીતે સમાચાર તો વિશેષ ઘટનારૂપે હોય, પણ અહીં તો સાંપ્રત મનુષ્યના જીવનસાધારણનું સામાન્યીકરણ સમાચારરૂપે આવે છે. હાંફવા છતાં માણસ એના જીવનનું પ્રત્યેક કામ– દાંભિક કે સાહજિક–કર્યે જ જાય છે, એ પાછુ મોટું અચરજ! માણસ ક્યાં ક્યાં હાંફે છે એની ખાસ્સી લાંબી યાદી લેખકે આપી છે. પણ એ યાદી સ્થૂળ નથી, લેખક એનું સર્જનાત્મક મૂલ્ય ઊભું કરી શક્યા છે. નિબંધની એ વિશિષ્ટતા છે. સમયને વિવિધરૂપે જોતો નિબંધ એટલે 'દડી જતું સફરજન!' તટસ્થ સમય મનુષ્ય જેને ચાતુરી સમજે છે તેને મનુષ્યની બેવકૂફી સમજે છે! મનુષ્યનાં સઘળાં ગણિતો જ મનુષ્યને વામણો બનાવી દે છે. જીવનની આરપાર વહેતા સમયની નાડ બરાબર પકડાઈ જાય પછીથી એના વિવિધ રૂપરંગોનો આહ્લાદ આઘો અને અછતો ન રહે – કંઈક એવી પ્રતીતિનો આ નિબંધ છે. પ્રિયકાન્ત મણિયારના કાવ્યની "હવે એ હાથ રહે ના હેમ..." જેવી પંક્તિઓનું સત્ય અહીં પ્રત્યક્ષ થઈ રહે છે.

સંગ્રહના નોંધપાત્ર નિબંધોમાંનો એક 'એક વધુ ભેટ'. 'મિત્રો', સંબોધનશૈલીથી શરૂ થયેલા નિબંધમાં

નિબંધકાર એના વાચકને સન્મુખ બેઠેલો કલ્પે છે. "ઈશ્વરે આજે એક વધુ દિવસની મને ભેટ આપી છે. આવી ભેટ આપવા પાછળ જરૂર એ ઈશ્વરની કોઈક યોજના હશે. બાકી આજે ઘણા બધા લોકો મૃત્યુ પામ્યા હશે." વાક્યોમાં દરેકને મળતી પ્રત્યેક ક્ષણના હકારાત્મક હેતુનું સ્તુતિગાન છે, ઈશ્વર તરફનો ઋણભાવ પણ છે. નિબંધમાંનું વ્યક્ત સંવેદન પ્રવાહી રૂપે વહે છે. વચ્ચે કશા આયાસી કે આભાસી ચિંતનના અવરોધકો નથી કે નથી કશુંક ભાષાના આડંબરનું ફીફરાપણું. કોઈ પંખીની ચાંચથી ટોચાયા વગરનું અક્ષત, પક્વ ફળ જાણે કે ડાળ પરથી પડ્યું હોય એવો નિબંધ! નાનાંનાનાં અંગોથી પણ વિરાટની અડખેપડખે ઊભા રહેતા પતંગિયાનો નિબંધ એટલે 'ઈશ્વર! મને પતંગિયું બનાવી દે!' ઈશ્વરને મળવું હોય તો એના જેવા જ કોમળ વેશે મળવું પડે ને! મનુષ્યની સાથે તો એની અહંતાનો ભાર હોય, દંભનો ભાર હોય! પણ પતંગિયું તો એપણાઓથી, કોષ્ટકોથી જોજનો દૂર છે ને તેથી જ તો ઈશ્વરને મળવા માટે જો કોઈ શ્રેષ્ઠતમ રૂપ હોય તો તે છે પતંગિયું! પતંગિયાની રંગછટા, નિર્દોષ ક્રિયાલીલાનું નિબંધકારે સાદ્યંત ભાવપૂર્ણ નિરૂપણ કર્યું છે. 'ઈશ્વરને લાંબા પત્રો' પણ ઈશ્વરસંબંધી નિબંધ છે. મંદિર, મસ્જિદ, જપમાળા, પોથીઓ, સંતો વગેરેથી અનુબંધાતા ઈશ્વર કરતાં નિબંધલેખકનો ઈશ્વર તો એમનું પોતાનું ભીતરી અને બાહ્ય સત્ય છે. તેથી વર્ષાઋતુનાં ભાતીગળ જુદાં જુદાં રૂપો એ ઈશ્વર જ હોવાની અંગત પ્રતીતિ લેખકને છે. જોકે ઈશ્વરને પામવાની બાબતમાં લેખક ઇન્દ્રિયોની બાદબાકી કરવા નથી માંગતા! સાવ હળવાશભર્યો નિબંધ! દેખીતી વિપરીતતાઓના નિરૂપણને પડછે દુનિયા વિશેના ઊંડા ખેદ કે ઊંડા દુઃખને વ્યક્ત કરતો નિબંધ છે 'નૉનસેન્સ નૉનસેન્સ'. જેમાં જે નથી તે બતાવવાનો લેખકે આયરની-આશ્રિત પ્રયત્ન કર્યો છે, જેમ કે – અમેરિકા પાકિસ્તાનને સૌથી શાંતિપૂર્ણ દેશ ઘોષિત કરે. આમ સંગ્રહના બીજા નિબંધોની ભાવાભિવ્યક્તિરીતિથી જુદી જ રીતિ સાધતો આ નિબંધ એ કારણે જ ધ્યાન ખેંચે છે 'અગ્નિઅક્ષર અને–'માં બોદલેર, દાન્તે, એલિયટ, શાસેલ, મિરોસ્લાવ, શેક્સપિયર જેવા વિદેશી સર્જકોને મેની ગરમીના સંદર્ભે જુદી જુદી રીતે નિબંધકારે યાદ કર્યા છે. મેની ત્રાહિમામ્ ગરમીમાં બધું ભૂંસાતું ભૂંસાતું છેવટે શૂન્ય પર આવીને મનુષ્યને મૂકી દે છે –ની અનુભૂતિ અહીં વ્યક્ત થઈ છે. 'દુર્નિવાર સાદ'માં સર્જનની અનિવાર્યતાઓનું, સર્જનનાં પરિબળોનું – સર્જનનાં કારણોનું, સર્જનના મૂળનું લેખકે લાલિત્યપૂર્ણ આલેખન કર્યું છે.

'શાખાઓનો સંવાદ'ની ઊડીને આંખે વળગે એ વાત એ છે કે એની ભાષા કેવળ લલિત ગદ્યના અંશો કે ખંડો જ ઊભા નથી કરતી, પણ નિબંધ પરત્વેની લેખકની ચોખ્ખી સમજને સહારે એ લલિત નિબંધ સર્જી શકે છે. લલિત ગદ્ય તો નિબંધના ભાવતંતુને વહન કરનાર માધ્યમ છે, ભાવગર્ભનું ધારક બળ છે, એ સર્વાંશે નિબંધ નથી. જો લલિત ગદ્ય જ નિબંધનું એકમેવ અનિવાર્ય તત્ત્વ હોય તો આપણી ઘણી લઘુનવલોને કે એના ગદ્યખંડોને આપણે લલિત નિબંધો કહેવા પડે. એ રીતે આ સંગ્રહની લલિત ભાષા વિવિધરૂપિણી ભાતો ઉપસાવે છે. "અદૃષ્ટ મહેલો પર મૌનનાં તાળાં ઝૂલ્યાં કરે" (૧૩૯) જેવું લલિત વાક્ય કેવળ ભાષારમત નથી, પણ એનો તંતુ કેન્દ્રસ્થ ભાવ સાથે ગંઠાયેલો રહે છે. 'આંખોનું ઉપનિષદ' (૩૪-૩૫)ની સમીકરણાત્મક કે શબ્દાનુપ્રાસત્વવાળી કે પ્રાસાનુપ્રાસવાળી ભાષા એ નિબંધના ભાવવિષયને અભિવ્યક્તિ–વિશિષ્ટ અભિવ્યક્તિ અને સાર્થતા બક્ષતી ભાષા છે, કેવળ શબ્દરમત નથી જ નથી. ક્યારેક જિવાતા જીવનની અણગમતી રીત, ક્યારેક સાંપ્રત પરિસ્થિતિમાંથી જન્મતો વિષાદ, તો ક્યારેક વિપરીત સ્થિતિમાંથીયે પ્રગટતો ઉલ્લાસ વ્યક્ત કરવા નિબંધોની ભાષા અવનવું રૂપ ધારણ કરીને આવે છે. પ્રતીકો કરતાં કલ્પનોનો ઉપયોગ ભાષાને લાલિત્ય બક્ષવામાં ઘણો ખપમાં આવે છે. એનાં અનેક ઉદાહરણો આ સંગ્રહમાંથી મળી રહે છે. ચિંતનાત્મક નિબંધમાં ખપ લાગે તેવાં તારણો ("કોઈ પણ વસ્તુનો અભાવ ઊલટાનું, એને વધુ તીવ્રરૂપે આપણી સમક્ષ

"લાવી મૂકે છે." "અગ્નિનું, ઉષ્માનું સાંનિધ્ય માણસને મુખર કરી દેનારું. બની જતું હોય છે." પૃ. ૬૪) પણ લીલયા અહીં વેરાયેલાં મળી રહે છે.

'શાખાઓનો સંવાદ' અગાઉના નિબંધસંગ્રહોની જેમ વિભૂષિત કે પુરસ્કૃત થાય કે ન થાય – કશો ફેર પડતો નથી. એનો પુરસ્કાર તો સાચા ભાવકોના મુખના મલકાટ પર જ દેખાશે. આ સંગ્રહના નિબંધો એવી સમૃદ્ધિ દાખવે છે. સંગ્રહના બધા નિબંધો એકીબેઠકે વાંચવા છતાંયે કશું એકધારાપણું અનુભવાતું નથી એ આનંદજન્ય છે. ક્યાંક સંબોધનમાં બીજો પુરુષ બહુવચનથી શરૂ થતો નિબંધ, ક્યાંક જાતને જ સંબોધતો બની રહે છે, આમ ક્યાંક સંબોધનોની અદલાબદલીમાં પ્રથમ નજરે પ્રશ્ન થાય, પણ નિબંધલેખકની એ વિશિષ્ટ પ્રકારની અભિવ્યક્તિ-ચાતુરી બની રહે છે. તેમાં લેખકની સાથે આપણે સૌ સંડોવાઈએ છીએ. સાચા અર્થમાં તેથી રચના મજિયારી મુદા બને છે. 'શાખાઓનો સંવાદ' આમ શાખાઓનો જ ન રહેતાં, આપણામાંના બે પરસ્પર 'હું'નો વિધેયાત્મક ને આનંદદાયક સંવાદ જ બની રહે છે. અસ્તુ.

---

[શાખાઓનો સંવાદ (લલિતનિબંધસંગ્રહ): લે. પ્રવીણ દરજી; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧; કિં. રૂ. ૬૦.]

❑

## સાભાર સ્વીકાર

**ભીતર ભીનું આકાશ:** લે. પ્ર. વિજય ઠક્કર, 'વંદના', ૨૮, વકીલવાડી, એલ.જી. હૉસ્પિટલ માર્ગ, મણિનગર, અમદાવાદ-૩૮૦૦૦૮, કિં. રૂ. ૮૦. **સારસ્વત પ્રવાસો:** લે. કે. કા. શાસ્ત્રી, પ્ર. ડૉ. કૃષ્ણકાન્ત કડકિયા ટ્રસ્ટ, એમ-૮૨/૩૮૫, 'સ્વરૂપ' સરસ્વતીનગર, આઝાદ સોસાયટી પાસે, આંબાવાડી, અમદાવાદ-૩૮૦૦૧૫, કિં. રૂ. ૯૫. **ઇતિહાસની આરસી:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૬૦. **નભોવાણી:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૯૫. **અંતર્ગત** (ગઝલસંગ્રહ): લે. પ્ર. નરેન્દ્ર આશર 'નિર્મલ', સી-૩/૨, જાનકી પાર્ક, કાલાવડ રોડ, પ્રિન્સેસ સ્કૂલ પાછળ, વીરાણી હૉસ્પિટલ સામે, રાજકોટ-૩૬૦૦૦૫, કિં. રૂ. ૫૦. **સાહિત્યસંનિધિ:** લે. ઉષા ઉપાધ્યાય, પ્ર. ઉષા ઉપાધ્યાય, ૨૬, ભગીરથ સોસાયટી, નારણપુરા, અમદાવાદ, કિં. રૂ. ૭૦. **જળ બિલ્લોરી:** લે. ઉષા ઉપાધ્યાય, પ્ર કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯, કિં. રૂ. ૨૫. **નોકરિયાત આદિવાસી મહિલાઓ:** પ્રજાતીય ઓળખ અને પરિવર્તનના પડકારો : લે. બેલા ઠાકર, પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૩૮૦ ૦૧૪, કિં. રૂ. ૧૦૦. **કોન-ટિકિ:** અનુવાદક: મહેન્દ્ર મેઘાણી, પ્ર. લોકમિલાપ ટ્રસ્ટ (સરદારનગર, ભાવનગર-૩૬૪૦૦૧) વતી ગોપાલ મેઘાણી, કિં. રૂ. ૩૦. **કવિની વેદના:** લે. કવિશ્રી બુદ્ધિધન વિસનગરી, પ્ર. વિજય પ્રકાશન, ગોમતીપુર, અમદાવાદ-૩૮૦ ૦૨૧, કિં. રૂ. ૫.

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

સૂફીવાદમાં ઓઢાતો પુરુષભાવ, પ્રેમલક્ષણા ભક્તિમાં ઓઢાતો સખીભાવ, ગોપીભાવ કે રાધાભાવ, શક્તિભક્તિમાં અસુરસંહારક તરીકે યા તાંત્રિક ઉપકરણ તરીકે સ્ત્રીનો પુરસ્કાર – આ બધાં મધ્યકાલીન સાહિત્યનાં પરિબળો ઉપરાંત અર્વાચીન અને આધુનિક કથાસાહિત્યમાં મુખ્યત્વે પુરુષ દ્વારા નિરૂપાયેલાં નારીચરિત્રો તેમજ હાલમાં ગુજરાતી ગીતના વણસેલા સ્વરૂપમાં લોકગીતના ચાળા પાડતી ચેષ્ટાઓ–નવેસરથી તપાસનો વિષય બને તેમ છે. જુદા જુદા મનોવિજ્ઞાનીઓ દ્વારા જુદી જુદી સિદ્ધાન્તપદ્ધતિ સાથે મનોવિજ્ઞાનની અચેતન ક્ષેત્રની તપાસમાં મનુષ્યના વિકાસ સંદર્ભે એનો માતા કે પિતા સાથેનો સંબંધ કેન્દ્રસ્થ રહ્યો છે. માતાનાં કે પિતાનાં વિધાયક કે નકારાત્મક બળો મનુષ્યના વ્યક્તિત્વ અને એનાં જીવનવલણો પર ઊંડો પ્રભાવ પાડે છે.

આના અનુસંધાનમાં મનોવિજ્ઞાની યુંગની અને એના અનુગામીઓની કેટલીક વિચારણા માર્ગદર્શક બની શકે તેમ છે. મનુષ્યચિતિમાં રહેલા પુરુષઅંશ (animus) અને સ્ત્રીઅંશ (anima) વચ્ચેનો જે સંબંધ છે તે યુંગની વિચારણામાં દ્વન્દ્વરૂપે ઊપસે છે. યુંગને મતે બધા પુરુષોમાં સ્ત્રીઅંશ (anima) છે અને બધી સ્ત્રીઓમાં પુરુષઅંશ (animus) છે. પ્રત્યેક પુરુષ સ્ત્રીને અને પ્રત્યેક સ્ત્રી પુરુષને પોતાનામાં વહે છે. એટલે કે પુરુષમાં સ્ત્રીઅંશની ઉપસ્થિતિનો અને સ્ત્રીમાં પુરુષઅંશની ઉપસ્થિતિનો અનુક્રમે સ્ત્રીસિદ્ધાન્ત અને પુરુષસિદ્ધાન્ત કલ્પવામાં આવ્યો છે.

યુંગ અન યુંગવાદીઓ માને છે કે સામાન્ય રીતે માતા દ્વારા સ્ત્રીઅંશને આકાર મળે, કે ન મળે, પણ માતાથી સ્ત્રીઅંશ પ્રભાવિત હોય છે. જો માતાનો પ્રભાવ નકારાત્મક હોય તો પુરુષના વ્યક્તિત્વના સ્ત્રીઅંશનાં પાસાંઓ પર માઠી, વિનાશકારી અસર પહોંચે છે. અને જો માતાનો પ્રભાવ વિધાયક હોય તો પુરુષનો સ્ત્રીઅંશ પુરુષના પુરુષત્વને દૃઢ કરવામાં મુખ્ય ભાગ ભજવે છે. એ જ રીતે સ્ત્રીમાં રહેલો પુરુષઅંશ પિતાથી આકાર પામ્યો હોય છે. અન એના દ્વારા સારોનરસો પ્રભાવ જન્મે છે. જો પિતાનો સારો પ્રભાવ હોય તો સ્ત્રીને આંતરિક બળ પ્રાપ્ત કરવામાં સહાય મળે છે. પણ પિતાનો નકારાત્મક પ્રભાવ સ્ત્રીને લાગણીજડ, જિદ્દી અને વધુ-પડતી ટીકાખોર બનાવી મૂકે છે. આમ સ્ત્રીઅંશ કે પુરુષઅંશનાં વિધાયક કે નકારાત્મક પરિબળોને આધારે *અનુક્રમે સુવિકસિત-સુગ્રથિત વ્યક્તિત્વ ઘડાય છે અથવા* વિક્ષુબ્ધ વ્યક્તિત્વ બહાર આવે છે.

એમ.એલ. ફૉન ફ્રાન્ત્સે એના પુસ્તક 'ધ પ્રોસેસ ઑવ ઇન્ડિવિડ્યુએશન' (૧૯૬૮)માં સ્ત્રીઅંશ અને પુરુષઅંશની ચર્ચા કરી છે, અને એનો વ્યક્તિત્વ પરનો તેમ જ કલાનાં તથા કલાસંલગ્ન ક્ષેત્રો પરનો પ્રભાવ નોંધ્યો છે. સ્ત્રીઅંશનું સૌથી વધુ પ્રાગટ્ય રતિમૂલક તરંગોમાં છે. આ રતિમૂલક તરંગોને ચલચિત્રો, સ્ટ્રિપટીઝ શો અને કામશાસ્ત્રનાં ભદ્દાં પ્રકાશનો પોષણ આપે છે. કદાચ સ્ત્રીઅંશનું આ પ્રાકૃત અને આદિમ પાસું છે. આ પાસું ત્યારે જ પ્રગટ થાય, જ્યારે પુરુષ એના લાગણીસંબંધને પૂરતો કેળવતો નથી. ફ્રાન્ત્સ સૂચવે છે કે આ જ સ્ત્રીઅંશ જો પુરુષ બરાબર કેળવે તો એને સાચા જીવનસાથીની શોધથી માંડી આંતરિક મૂલ્યોને સાધવામાં સહાયક નીવડી શકે તેમ છે.

આમ, એકંદરે યુંગવાદીઓને મતે 'સ્ત્રીઅંશ' કે 'પુરુષઅંશ' એ આનુવંશિક રીતે વારસામાં મળેલી સ્ત્રીની કે પુરુષની સામૂહિક છાપ (colleclive image) છે. અને એ સ્ત્રી કે પુરુષના અચેતન મનમાં સ્ત્રીપુરુષના સંબંધોના આદિરૂપ (archetype) તરીકે વસે છે.

આ સર્વના પ્રકાશમાં આજના કથાસાહિત્યમાં ડોકાતા વધુપડતા રતિમૂલક તરંગો કે આજનાં ગીતોમાં પ્રગટતી સ્ત્રૈણ ચેષ્ટાઓની કસોટી ફરીને જરૂરી બની છે. ❑

# દર્શક ફાઉન્ડેશન
# દર્શક ઇતિહાસ નિધિ

આપણા સમાજમાં ઇતિહાસ ભાવના કેળવાય અને ઐતિહાસિક અધ્યયન, સંશોધન અને અધ્યાપનનું મહત્ત્વ સમજાય તે હેતુથી દર્શક ઇતિહાસ નિધિની સ્થાપના થઈ છે. ગુજરાતના ઇતિહાસનાં ભિન્ન પાસાંઓ ઉપર મૌલિક શોધ માટે નિધિ ફેલોશીપ એનાયત કરશે. આ વર્ષ માટે નીચેના વિષયોની પસંદગી કરવામાં આવી છે.

(૧) ગુજરાતનો વિદેશ વેપારનો ઇતિહાસ

(૨) સૌરાષ્ટ્રનો ઇતિહાસ (૧૮૦૦ થી ૧૯૪૮)

(૩) સૌરાષ્ટ્રનો જમીન સુધારણાનો ઇતિહાસ

અનુસ્નાતક પદવી / પીએચ.ડી. તેમજ ઇતિહાસ સંશોધન અને લેખનનો અનુભવ ધરાવનાર વ્યક્તિ ફેલોશીપ માટે લાયક ગણાશે. વિશિષ્ટ સંજોગોમાં શૈક્ષણિક લાયકાતમાં છૂટછાટ અપાશે. ફેલોશીપની રકમ માસિક આશરે રૂ. ૧૦,૦૦૦/- રહેશે. વિશિષ્ટ સંજોગોમાં આ રકમમાં વધ-ઘટ થઈ શકશે.

આ ફેલોશીપની ઇચ્છા ધરાવતી વ્યક્તિઓએ આ જાxખ પ્રકાશિત થયાના ૧૫ દિવસમાં નીચેના સરનામે પત્ર લખવો. આ પછી તેઓને ફેલોશીપના વિસ્તૃત નિયમો તથા ફેલોશીપ માટેનું અરજીપત્રક મોકલવામાં આવશે.

ત્રિદીપ સુહૃદ, માનદ મંત્રી, દર્શક ઇતિહાસ નિધિ,
C/O. રાષ્ટ્રીય ડિઝાઇન સંસ્થાન, પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭.

## મધ્યાન્તે

વાસંતી હવાને
આવકારવા
બારીઓ ખોલું છું
ને
વહી આવે છે
મારો શ્યામલ કેશરાશિ.
આમ્રમંજરીઓની
તીવ્ર ગંધ
લઈ જાય છે મને
ખેતરશેઢે રહેલા આંબાની ટોચે.
જોઉં છું તો
મારી નીચે
લીલુંછમ્મ ઘાસ છે.
મારી ઉપર
નિરભ્ર આભ છે.
હવે
હું છું,
મારી લીલાશ છે,
નિરભ્ર આભ છે,
ને ગુંજતો પ્રણવનાદ છે.

**રીતા ત્રિવેદી**

## પણ તમે તો...!

નથી
બાળતા જંગલ કે નથી કાપતા ઝાડ
છતાં,
રાત કોણે ચીતરી દીધી શરીર પર શ્યામ
આમ જુઓ તો,
માથા પર ચાંદ કેવો શોભે છે
અને
નક્ષત્રોનાં ઝૂમખાં ?
તારક તારક જોવાનો હક મળ્યો છે.
છતાં
જલ હોય કે સ્થલ,
રણ હોય કે રાન,
લીલું મેદાન.
ખીણ-કોતર-ખાણ.
તોડતા પહાણ,
જોડતા મસાણ.
અમે મજૂર
પરસેવાનાં ટીપાં રોપી રોપીને આપીએ છીએ ખજૂર...
એના લીધે તો બિલ્ડીંગ બિલ્ડીંગ, ફ્લૅટ ફ્લૅટની લહેરાય છે લીલોતરી.
તોયે
જાત તમારી.
ઇમારતના કોઈપણ પગથિયા પર આવી ચડીએ તો છીંક. પાછી
પગની બનાવો બીક.
અને
દરવાજાનીય બહાર છેક સુધી દોડાવી મૂકો છો પાળેલો શ્વાન...
-પ્રાણીઓ તો વાળ્યાં વળી જાય,
ઘુવડ-કાગડા-બાજ પાળ્યાં સમજી ખાય...
પણ તમે તો...!

**રામચન્દ્ર પટેલ**

Uddesh (A literary, cultural monthly) June 2000 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GUJ.156/2000

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ દસમું : અંક બારમો

જુલાઈ : ૨૦૦૦

તંત્રી
રમણલાલ જોશી

**૧૨૦**



# ઉદ્દેશ

વર્ષ : દસમું અંક : બારમો સળંગ અંક : ૧૨૦

અનુક્રમ : જુલાઈ ૨૦૦૦



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, સ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું:
  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન ૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧, ૨ સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે

ઉદ્દેશ

જુલાઈ, ૨૦૦૦

सर्वभाषा सरस्वती



# માંહે પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે

શ્રીકૃષ્ણ 'ભગવદ્ગીતા'માં અર્જુનને કહે છે : હજારો યોગાભ્યાસીઓમાંથી કોઈ કોઈને જ સિદ્ધિ મળે છે, અને તેમાંથી પણ કોઈક વિરલા જ મને ખરેખર જાણે છે – એટલે કે પામે છે.

કોઈક વિરલ જીવાત્માને પરમાત્મા સાથે એકતાનો, સોઽહમ્‌નો અનુભવ થાય. જેને સ્વરૂપાનુભૂતિ થઈ હોય તેવા આ સંસારમાં કેટલા ?

તરત હોઠે ચડ્યાં તેવાં થોડાંક નામો ટપકાવું તો :

ઋષિઓમાં વસિષ્ઠ, વિશ્વામિત્ર, યાજ્ઞવલ્ક્ય, રૈક્વ; ભગવાનરૂપ મનાતા ગૌતમ બુદ્ધ, વર્ધમાન મહાવીર; આચાર્યોમાં શંકરાચાર્ય, અભિનવગુપ્ત વગેરે; પછીનાં ચૈતન્ય, મીરાં, ગોરખનાથ; વર્તમાનમાં રમણ મહર્ષિ, રામકૃષ્ણ પરમહંસ, શ્રી અરવિંદ; વિદેશમાં ઈસુ ખ્રિસ્ત, સંત એસીસી, જોન ઑફ આર્ક; હિમાલયવાસી કોઈ યોગીઓ, સંતસૂફીઓ વળી સામાન્ય લાગતા, આસપાસમાંથી અજાણ્યા એવા કેટલાક પણ બ્રહ્માનંદમાં રાચતા હોય.

માનો કે બીજાં સેંકડો, હજારો, લાખો નામો આમાં આપણે ઉમેરી શકીએ. તો પણ માત્ર આ વીસમી સદીની વાત કરીએ, તો જગતની ચારપાંચ અબજની વસતિમાં અત્યારે પરબ્રહ્મની અનુભૂતિ પામનારા કેટલા ?

તો પછી આ અબજો મનુષ્યો જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિમાં બસ અટવાતા જ રહે ? સુખદુઃખનો કડવોમીઠો આસ્વાદ લેતા રહે ?

બ્રહ્માનુભવ પામેલા, કહે છે કે, શોક અને મોહથી મુક્ત હોય – तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः, ભયમુક્ત હોય – आनन्दं ब्रह्मणो जानन् न बिभेति कदाचन। આવી મુક્તતાથી, આવા આનંદથી, આવી આધ્યાત્મિક અનુભૂતિથી એમને વંચિત જ રહેવાનું ? આચાર્યો કહે છે તેમ માયા અને અવિદ્યાના આવરણથી એ વીંટાયેલા જ રહે ? વિશ્વની આવી જ વ્યવસ્થા છે એમ માનવા સિવાય કોઈ વિકલ્પ ખરો ?

પરમને પામવાની મથામણ કરે, કરી શકે, કરવાનું ભાન હોય તેવા કેટલા ? અને પામે તેવા કેટલા ? તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણથી રહિત – નૈસ્ત્રૈગુણ્ય બને તેવા કેટલા ?

જે થોડાક માંહે પડ્યા તે મહાસુખ માણે, બાકીના દેખનારા દાઝ્યા કરે.

**હરિવલ્લભ ભાયાણી**

# ઉદ્દેશ

વર્ષ : દસમું  અંક : બારમો  સળંગ અંક : ૧૨૦

અનુક્રમ : જુલાઈ ૨૦૦૦



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦
મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોંટેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું:
  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧, ૨ સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

આવા સ્નેહાળ અને વિદ્યાનિષ્ઠ સારસ્વતના આત્માને પ્રભુ ચિરશાંતિ અર્પે અને એમના સુપુત્રો પ્રિયદર્શન, પતંજલિ, અશોક અને સમસ્ત પરિવારને તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે એ પ્રાર્થના.

**સુધારો**

'ઉદ્દેશ'ના જૂન ૨૦૦૦ના અંકમાં 'તસવીર-કલાકાર શ્રી જગન મહેતાનો દસમા દાયકામાં પ્રવેશ એ વિશેના લખાણમાં રાજ્ય લલિત કલા અકાદમી દ્વારા જાહેર થયેલ શ્રી રવિશંકર રાવળ એવૉર્ડ ૧૯૫૫ નહીં, પણ ૧૯૯૫ની સાલનો એવૉર્ડ છે. જે ૨૬મી જાન્યુઆરી ૨૦૦૦ના રોજ જાહેર કરવામાં આવ્યો છે. '૧૯૯૫'ને બદલે '૧૯૫૫' છપાયું એ છાપભૂલ માટે ક્ષમાયાચના.



## નૂતન બુદ્ધનો અદ્યતન બોધ

(પૃથ્વી)

*તને હું મુજ આયખાની અનુભૂતિના અર્કને*
*સમસ્ત શીખવીશ, સાર સમભાવથી સારવી*
*કહીશ મુજ ભાંડુને : "ધરતીમાટીનાં માનવી*
*સમાન સહુ આપણે, નિયતિ જે મને તે તને;*
*હું બુદ્ધ પછી આવું લૈ અધિક બોધિનો વૈભવ,*
*નવો વિનત જન્મ લૈ, સમજ પક્વ સંસારની*
*સમીચીન હું પામિયો, સુખની, દુઃખની, કાળની:*
*વધુ સમજવું, બધું જીરવતા જવું વાસ્તવ;*
*સખે, સઘળું વેઠવું, પદપદે વ્રણાતા જવું,*
*ચમત્કૃતિ ન ક્યાંય; વેઠ બસ શ્રેષ્ઠ આ લેખ છે*
*મનુષ્યકુલભાલ, જ્યાં કશું ન મીનનું મેખ છે.*
*ઘડાઈ જવું 'માર' ખાઈ, સમયે તણાતા જવું;*
*ફળે ન અમ ઇચ્છવું; કશું ન ઉગ્ર થૈ ઇચ્છવું,*
*જરીક મથી છોડી દેવું સ્થિતપ્રજ્ઞ સાર્થક્યમાં,*
*મળે, નય મળે; બધું સરખું ઈષ્ટ વાર્ધક્યમાં;*
*અહો, વયની વૃદ્ધતા ! સહજ બુદ્ધતામાં જવું :*

*(વસંત-પૃથ્વી)*

*તું શૂન્ય થૈ સભર થા, તું વીખરાઈ વિસ્તીર્ણ થા;*
*તું મર્ત્ય રહે અમર થા; ખુદ ડૂબી ઉત્તીર્ણ થા.*

**ઉશનસ્**

## અલવિદા !

*અનામી ! આખિર તો અલવિદા !*
*માયા-વટનાં વંધ્ય વાવેતર*
*ક્ષર નરદમ પર ફિદા !...અનામી.*

*કેટકેટલા સંયોગોનો*
*કાળક્રમે તો વિયોગ !*
*ગતનાં સ્મરણો તો કટુ બહુધા,*
*જીવતર વિષાદ-યોગ !*
*જનમ-મરણના ભવચક્કરમાં*
*કર્મ-ખેલ પેચીદા...અનામી.*

*મામકાવૃત્તિની મધ-લાળે*
*મધ-વિષનાં પ્રાશન;*
*તૃષ્ણા-તરુણી નિત્ય-યૌવના :*
*કરવાનાં શીર્ષાસન !*
*કાળનદી શું તૃણવત્ વ્હેવું*
*અનંત-અગોચર વિદા' !*
*અનામી ! આખિર તો અલવિદા !*
*ક્ષર નરદમ પર ફિદા !...અનામી.*

**અનામી**

### શ્રી રાધેશ્યામ શર્માને ચંદુલાલ સેલારકા પારિતોષિક

'ઉદ્દેશ' માં ઑગસ્ટ '૯૯ થી જુલાઈ ૨૦૦૦ સુધીમાં પ્રગટ થયેલ સાહિત્યકૃતિઓના લેખકોમાં શ્રી રાધેશ્યામ શર્માને તેમના આસ્વાદો - સમીક્ષાલેખોને આ પારિતોષિક આપવાનું નક્કી કર્યું છે. નિર્ણાયક તરીકે 'ઉદ્દેશ'ના તંત્રી અને ડૉ. મધુસુદન પારેખ હતા. ડૉ. મધુસુદન પારેખનો આભાર. શ્રી રાધેશ્યામ શર્માને હાર્દિક અભિનંદન.

### લેખકોનું સન્માન - વિવિધ એવૉર્ડ-પ્રદાન

જાણીતા બાળસાહિત્યકાર શ્રી યશવંત કડીકરને 'હ્યૂમન સોસાયટી ઑફ ઇન્ડિયા' તરફથી એમના પુસ્તક 'વંદનીય વિભૂતિઓ' માટે ૧૧-૬-૨૦૦૦ના રોજ નડિયાદ મુકામે યોજાયેલા સમારંભમાં ગિજુભાઈ બધેકા એવૉર્ડ એનાયત કરવામાં આવ્યો છે. આ અગાઉ પણ અન્ય સંસ્થાઓ દ્વારા શ્રી કડીકરને એવૉર્ડ એનાયત થયેલા છે.

ગુજરાત સાહિત્ય સંગમ દ્વારા મિલેનીયમ અર્ધ-શતાબ્દી મહોત્સવ અંતર્ગત શ્રેષ્ઠ નવલકથાકાર તરીકેનો એવૉર્ડ 'ચંદન'ના તંત્રી અને જાણીતા સાહસકથા લેખક શ્રી એચ. એન. ગોલીબારને એનાયત કરવામાં આવ્યો છે.

પ્રસિદ્ધ હાસ્યલેખક શ્રી તારક મહેતાને વજુ કોટક સુવર્ણચંદ્રક એનાયત થયો છે એ સમાચાર આનંદપ્રદ છે. જ્યોતીન્દ્ર દવે પછીના ગણતર હાસ્યલેખકોમાં શ્રી તારક મહેતાનું સ્થાન છે.

'પ્રતીતિ'ના કવિ શ્રી રમણભાઈ બી. પટેલને તાજેતરમાં ગુજરાત ચેમ્બર ઑફ કોમર્સ એન્ડ ઈન્ડસ્ટ્રિઝ તરફથી ગુજરાત બિઝનેસમૅન ૧૯૯૯-૨૦૦૦નો એવૉર્ડ એનાયત થયો છે. હવે કવિતાનો એવૉર્ડ એનાયત થાય એની રાહ જોઈએ.

સૌ લેખકમિત્રોને હાર્દિક અભિનંદન.

### ગઝલ-કાવ્ય-વાર્તા-લઘુકથા માટે એવૉર્ડ

'ટાઈમસર' સામાહિક ઝાલાવાડના યુવા પત્રકાર-તંત્રી સ્વ. ભરત રાવલની સ્મૃતિઅંતર્ગત ૧૯૯૯-૨૦૦૦ માટે સ્વ. ભરત રાવલ સ્મૃતિ એવૉર્ડ આપવાની જાહેરાત કરી છે. કૃતિઓ 'ટાઈમસર' સામાહિક, 'કાનભુવન', આરાધના સોસાયટી, સુરેન્દ્રનગરને મોકલી આપવા જણાવ્યું છે.

### શ્રી રામચન્દ્ર દામોદર શુક્લનું દુઃખદ અવસાન

નવલકથા ને નવલિકા જેવાં સાહિત્યસ્વરૂપોના અભ્યાસી વિદ્વાન શ્રી રામચન્દ્ર દામોદર શુક્લનું તા. ૧૬-૫-૨૦૦૦ના રોજ ૯૫ વર્ષની ઉંમરે દુઃખદ અવસાન થયું. પ્રસિદ્ધિની ખેવના વગર તેમણે નવલિકા અને નવલકથાના સર્જકોનો આસ્વાદ કરાવતાં પુસ્તકો આપ્યાં. તેમનું પુસ્તક 'ગુજરાતી સાહિત્ય : એનું મનન અને વિવેચન' અભ્યાસકાળમાં વાંચેલું, અને ગમી ગયેલું. તેમણે સુરેશ જોષીથી ઈવા ડેવ સુધીનાં નવ (૯) નવલકથાકારોની મહત્ત્વની કૃતિઓનું રસદર્શી વિવેચન આપ્યા બાદ બે વર્ષ પહેલાં આ પુસ્તકનો બીજો ભાગ પ્રગટ કરેલો. એમાં દિલીપ રાણપુરાથી વિનેશ અંતાણીની નવલકથાઓ લેવામાં આવી છે. આ પુસ્તક મને મોકલ્યું એના ઉપર તા. ૨૯-૮-'૯૮ લખેલું છે. એ પછી તેમને પ્રત્યક્ષ મળવાની ખૂબ ઇચ્છા હતી. પણ મળાયું નહિ, એનો વસવસો રહી ગયો. અલબત્ત, પત્રવ્યવહાર થતો. હમણા ડૉ. રણજિત એમ. પટેલ 'અનામી'એ સ્વ. રામચન્દ્રભાઈનો એક પત્ર મને મોકલ્યો. એમાં એમની જ્ઞાનપિપાસા અને અભ્યાસવૃત્તિ દેખાઈ આવે છે. તા. ૭-૯-'૯૯ના રોજ લખાયેલા આ પત્રમાં તે કહે છે - "તા. ૮-૭-૧૯૯૯ના રોજ મને ૯૫મું વર્ષ બેઠું. - આપને પણ ૮૦ ઉપર થયાં હશે. દીર્ઘ આયુષ્ય ભોગવો તેવી શુભેચ્છા."

રચનાઓમાં નહોતો, જ્યારે અહીં લખાણમાં તો પ્રયોગખોર અને પ્રયોગસિદ્ધ એવી ઉચ્ચાવચ તમામ શ્રેણીઓને એક જ દંડે હાંકી મારવાનો હિડન (?) એજન્ડા છે !

'અતિરેક'ની વાત તો કૃતિપરક મૂલ્યાંકન વિના શક્ય નહોતી કે નથી, પણ અહીં પ્રત્યેક પ્રયોગરત રચનારીતિ માત્ર દુર્બોધતા, કૃતકતા, સાયાસ, અકળાત્મકતા અને અપ્રત્યાયનશીલતાનો સમીકરણાત્મક પર્યાય જ હોય એવી રજૂઆત સમગ્ર લેખને પૂર્વગ્રહદુષ્ટ વિધાનોની વખાર કહેવા લલચાવે તો નવાઈ નહિ.

કિશોર જાદવ, પ્રબોધ પરીખના નગણ્ય અપવાદ સિવાય મધુ રાય, રાધેશ્યામ શર્મા, જ્યોતિષ જાની, સત્યજિત શર્મા, ભૂપેશ અધ્વર્યુ, સુમન શાહ, પ્રાણજીવન મહેતા, હરીશ નાગ્રેચા, રમેશ, રવીન્દ્ર પારેખ, તારિણી દેસાઈ જેવાં મોટાભાગનાં વાર્તાસર્જકો ભાવકાભિમુખ સંક્રમણશીલતા સાધી શક્તાં હોય તો પછી વ્યર્થ ઊહ-અપોહ કોના માટે ? શા માટે ? ઉત્તરદાયિત્વ સ્વીકારતું સ્વસ્થ વિવેચન સમજી શકશે પ્રયોજન. શુદ્ધ અર્થમાં સિદ્ધ થયેલ પ્રયોગશીલ વાર્તાપ્રવાહને અસિદ્ધ ઘોષિત કરી-કરી ધ્યાનાર્હ બની રહેવાનો ઉપક્રમ.

તાત્ત્વિક પ્રશ્ન ચર્ચવા જેવો હતો તે તો આ કે વાર્તાના પરંપરાગત, આરંભ-મધ્ય-અંતમુખ્ય ચુસ્ત માળખાને તોડી, કથાપ્રકારની પ્રચલિત નિરૂપણરૂઢિઓને ઉલ્લંઘી વા-ર-તાને કવિતાકોટિએ ઊર્ધ્વ ગતિ અર્પી વિહરનાર પ્રયોગસિદ્ધ સર્જકોને ચીલો ચીતરનારા કહેવા કે બાહ્ય વાસ્તવના જડબેસલાક સ્થૂળ માળખાને એક જડ રીતિએ વફાદાર રહેલા વાર્તાલેખકોને માનવા ? પરંપરાગત વાર્તાનિરૂપણની પ્રસિદ્ધ પદ્ધતિઓ મહદ્ અંશે સાચી અને સફળ હતી અને પ્રયોગ માટે જોખમ વહોનારી દૃષ્ટિ આજેય દિશાવિહીન અને નિષ્ફળ છે એવો પ્રધાન 'ટોન' લખાણને વસ્તુલક્ષીપદથી ચ્યુત કરી પક્ષપાતી અને પ્રત્યાઘાતી પ્રતીત થાય છે. 'વાર્તાવરણ' બાદ ચિનુ મોદીએ પદ્યરીતિનો વિનિયોગ 'છલાંગ'માં કર્યો તો શક્યતાની ચિકિત્સાને બદલે 'જોડકણાં' જ ગણી પ્રયોગગતિને કુંઠિત કરી. "પ્રથમ પ્રવાહના વાર્તાકારોએ વ્યક્ત કરતાં અવ્યક્તને, ટેકનિકને સર્વેસર્વા માની, પ્રત્યાયનની પરવા ના કરી, પરિણામે ભાવક અવગણાયો...પણ પાયાનો પ્રશ્ન એ છે : ભાવક સંતોષાયો હતો ખરો ?" આ વિધાન સ્પષ્ટ કરે છે – ટેકનિક અંગેની ગેરસમજણ. સુરેશ જોષી અને જેનાથી એઓ પ્રેરિત વરતાય છે તે માર્ક શોરર ટેકનિક સંદર્ભે પ્રવર્ત્યા છે એનો સીધોસાદો સ્થૂળ સાર એટલો કે જો રચનારીતિનો યથાવસ્તુ વિનિયોગ થયો હોય તો પ્રત્યાયન સફળ થાય જ. રીતિને વા ટેકનિકને ભલે તમારી રુચિ પ્રમાણે આયાસી, સર્વેસર્વા, કૃતક, જીવનથી દૂરની કહી શકો છતાં એનું તાત્પર્ય એટલું જ કે સંક્રમણ થઈ શક્યું. ટેકનિક 'અચીવ્ડ કન્ટેન્ટ' બને ત્યારે સામગ્રીના વિભિન્ન અંશો સ્વરૂપમાં અભિન્ન અભેદ આકારમાં વિલીન થઈ રહે. ત્યાં ટેકનિક અવ્યક્ત રહેતી નથી. વ્યક્ત રહી વ્યંજનાયે સિદ્ધ કરી શકે.

લેખમાં 'કળાત્મક અંતર'નો મહિમા સ્વીકારાયો હોવાથી કહેવું પડે છે કે "જીવનનો ચહેરો સાવ નજીકથી દેખાડનારી" જૂનીજાણીતી રીતિ પેલા પરિચિત ચુસ્ત માળખાને વફાદાર બહુસંખ્ય વાર્તાકારોની પેઢીની મોટી મૂડી હતી એ વિરાસત-ભલે શ્રેષ્ઠતમ વાર્તાસર્જક સ્વરૂપે નહિ, પણ વિરલ વાર્તામીમાંસક લેખે – એકલહાથે સુરેશ જોષીએ લૂંટવી લીધી એ અભિનવ પ્રસ્થાન તેમ જ ઐતિહાસિક પ્રદાનનો અહીં પરોક્ષ પણ ધરાર ઇનકાર છે.

એક વિચિત્ર તર્ક પણ અહીં માણવા મળે છે. સુરેશ જોષી સ્કૂલના (જેના એકમાત્ર છાત્ર કદાચ સુ. જોષી જ સાબિત થશે !) વાર્તાસર્જકો સામટે અનુકરણ કે અનુસરણવાળા અને કળાકીય તાટસ્થ્યને અવગણી જીવનના ચહેરાને ચોંટીચોંટી પડેલા, જૂના માળખાને જાણે કે છેક ૨૦૦૦માં પણ વળગી રહેલા ભાવકભોગી સંખ્યાતીત વાર્તાલેખકો 'આગવો અવાજ' ધરાવનારા ! ખરેખર તો ભવિષ્યનો વાર્તાકળામર્મજ્ઞ ઇતિહાસકાર નોંધશે કે ગુજરાતી ગિરામાં અદ્યતન તાજગીનો પવન વાયો તો હતો, છતાં બહિર્ સંસારદૃશ્યોની વિષમ વાસ્તવિકતાની ઓઝટમાં પડી, આંતરિક સંકુલતાની સૂક્ષ્મતાઓથી ભાગી છૂટી જીવનનિસ્બતના ઓઠે પરંપરિત ચીલાની શેહમાં ઘણા બધા વાર્તાકારો સપડાઈ ગયા.

આમ થવાનું કારણ ? પ્રત્યાયનના ઓઠે અવિરત લોક-લાડકા બની રહેવાનો વ્યામોહ અને ઓલીને ઓર

# છેલ્લી પચ્ચીસીની વાર્તા : વિવેચનનું વિવેચન

રાધેશ્યામ શર્મા

'ઉદ્દેશ' (મે ૨૦૦૦ : ૩૬૯)ના અંકમાં 'છેલ્લી પચ્ચીસીની વાર્તા : ૧૯૭૫થી ૨૦૦૦' એ બાર પાનાં ભરીને લખાયેલો વિવેચક શરીફા વીજળીવાળાનો લાંબો લેખ માત્ર ટૂંકા 'પ્રતિભાવ'ને પાત્ર નથી; ચર્ચા, ચિંતન ખમી શકે એવો હોવાથી ચિકિત્સાપાત્ર પણ છે. સર્જન-વિવેચન બેઉ ક્ષેત્રના ચિંત્ય મુદ્દાઓ તરફ આંગળી ચીંધવાની પ્રામાણિક કોશિશ તેમ જ ઘઉં અને કાંકરાને જુદા પાડવા માટેના તડફડ તથા તોડફોડભર્યા સ્પષ્ટરેખ અભિનિવેશ માટે અભિનંદન આપીને મૂલ્યાંકન અર્થે ગતિ કરી શકાય. પ્રવાહદર્શન કરતાં, પ્રત્યેક સમયગાળાની વાર્તાધારાના ગુણ-દોષો પોતાની સમજણ પ્રમાણે દર્શાવવામાં પાછી પાની નથી કરી તેથી વિવેચન પણ અર્પી શકાય.

લેખને અંતે, પચીસ વર્ષના સમયગાળાની વાર્તાઓનું મૂલ્યાંકન કરવાની જિકર સાથે ''વિધાન કરવા માટે રાહ'' જોવાનું સૂચન થયું છે. પણ હકીકતે મૂલ્યાંકન કરતાં અત્રે વિધાનો ફટકારવા જેવું વધુ થયું છે. પ્રવાહદર્શન પ્રકારના ઇતિ-હ-આસબદ્ધ લખાણની કુદરતી મર્યાદા સમજીએ તો પણ મૂલ્યાંકન થોડાંક યા વધુ વાક્યોમાં ઉપરચોટિયું, સપાટ અને કળાની સૂક્ષ્મ દૃષ્ટિના અભાવથી પીડાતું સુજ્ઞોને પ્રતીત થશે. મૂલ્યાંકન આપવાના રાજસી રઘવાટમાં આડેધડ વિધાનો વણાઈ ચૂક્યાનું ઘણું ભાન અહીં તણાઈ ગયું છે.

''પ્રવાહદર્શનમાં વ્યક્તિગત સ્તરે વાત કરવી શક્ય નથી'' એ મર્યાદાને નિરુપાયે માન્ય કરીએ તો મૂલ્યાંકન આપવાનો આખો અભરખો નિષ્ફળ પુરવાર થશે. અહીં મૂલ્યાંકન અંગેનો ગલત ખ્યાલ મૂળભૂતપણે પેસી ગયો છે. આ-કે-તે વાર્તાકાર અને એમના માત્ર પ્રતિનિધિ-સંગ્રહોના ઉલ્લેખ કરી કરી પ્રમાણ-આધારરહિત માત્ર છાપ-વાદી વિધાનોને અંત્રે મૂલ્યાંકન જેવી ગંભીર વિવેચન- પ્રવૃત્તિ તરીકે ખપાવવામાં આવેલ છે.

વ્યક્તિગત સ્તરે વાત કરવાનો તો સવાલ જ નથી, પણ કૃતિગત સ્વતંત્ર મૂલ્યાંકન અર્પ્યા વિનાનાં વિધાનો કેવાં નિરર્થક અને કલાઘાતક નીવડશે એની સ્પૃહા પણ નથી. મૂલ્યાંકન અંગેની નમ્ર સમજ હોય તો એવી હોય કે જે તે કૃતિના સામગ્રી-સ્વરૂપ-સંયોજનની, નિષ્પક્ષ દૃષ્ટિએ, ચર્ચા આપે. પૂર્વગ્રહભર્યાં પૂર્વગૃહીતોથી શુદ્ધ મૂલ્યાંકન મુકત હોય. પુનર્મૂલ્યાંકનની રાજધાની તો દિલ્હીથી પણ દૂર છે !

અનુ-આધુનિકતાની પૉપ્યુલિસ્ટ છત્રછાયા હેઠળ- જે તે વાર્તાકારોને, એમની વાર્તાકૃતિઓને એમના વાવટાધારી વિવેચને જે રીતે-ભાતે પોંખી અને એની સાથેસાથે પ્રયોગસિદ્ધ અને પ્રયોગખોર ઉભય વાર્તા-કૃતિઓના અભિગમને વખોડ્યો, એના અનુકરણનો આ લખાણ ખરેખર એક નોંધપાત્ર નમૂનો છે.

પ્રત્યાયનની, સંક્રમણની સંકુલ સમસ્યાને ગંભીર બનાવી મૂકનાર કિશોર જાદવને શિખંડી બનાવી આ વૃત્તાંત-વિવેચન - લેખ, સુરેશ જોષી પર સ-રસ શરસન્ધાન કરે છે પણ વાર્તાકળાની સૂક્ષ્મ દૃષ્ટિની કરુણ ગેરહાજરીના કારણે વાર્તાવિકાસના ઘડિયાળકાંટાને પાછા ફેરવવાની ચેષ્ટામાં પણ સરકી પડે છે. ગુજરાતી વાર્તાની સહજ ગતિ ગ્રામ-ચેતનાથી શરૂ થયેલી તે સર્ક્યુલર રૂટ બસની પેઠે દલિત ચેતના - ગ્રામચેતનાના ટર્મિનસ આગળ અટકી ઊભી છે.

વિવેચનની પ્રવૃત્તિમાં નહિ ઝંપલાવનારા વાર્તા-અધ્યાપકોને પૂછીએ કે સુરેશ જોષીનું વાર્તાકળામીમાંસામાં પ્રધાન પ્રદાન શું ? તો તરત જવાબ મળશે, વાર્તાના ચુસ્ત ચીલેચાલુ વાર્તામાળખાને અંઢોળી, રચનારીતિઓના વિવિધ પ્રયોગો દ્વારા કથાસ્વરૂપને કાવ્યની કક્ષાએ લઈ જઈ તાજગી બક્ષવી.

ભાવકની પરવા કર્યા વિના, સંક્રમણને દહનદફન કરવાનો હઠાગ્રહ સુરેશ જોષીની મીમાંસા કે વાર્તા-

કરતાં અ-સફળ નિષ્ઠાવાન અખતરાનું તેજ ચિરંજીવી ગણાશે. ત્યારે 'આગવો અવાજ' સાંપડવાની દિશા પણ ખૂલશે.

પરંતુ પ્રસ્તુત લેખમાં આવીતેવી કોઈ શકયતા ખૂલતી નથી. અહીં સમગ્ર અવલોકન જાણે કે સમર્થ વાર્તાકાર હિમાંશી શેલતની આંગળી પકડીને ચાલ્યું છે. 'અંતરાલ' કાળનું એ કથન એક જ વાર વાંચવાથી વિવેચનાની પરોપજીવી પ્રકૃતિનું પ્રમાણ જડી જશે :

''વાંચવાનો રસ સાવ સુકાઈ જાય એટલી હદ પહોંચતી ક્લિષ્ટતા, ટેકનિકની વધુપડતી ચિંતા અને આળપંપાળ કે ભાષાના આંજી દે એવા ઝગમગાટ કે ચબરાકીની તરફેણમાં હું નથી.''

આ મૂળ સૂત્રનું પેરાફ્રેઝ, એમાંના હાર્દનો વિચારવિસ્તાર એટલે આ દીર્ઘસૂત્રી લેખ.

એના શિખરે મર્યાદાદર્શન છતાં, હિમાંશી શેલત છે અને તળેટીમાં ધૂમકેતુ છે જેમના પ્રભાવ નીચે 'રંગરાગી' પુરુરાજ જોષી અને 'કિસ્સાસ્તરે' રહી ચૂકેલા રજનીકુમાર પંડ્યા છે ! ધૂમકેતુ અહીં ડેરોગેટરી રેફરન્સ પોઈન્ટ તરીકે ઝબકયા છે.

ઉત્પલ ભાયાણીની 'વાચાળતા' અને હિમાંશીની 'વધુ' વાચાળતા તે તે કૃતિ વાંચી પ્રમાણાશે, પણ કળાહિતચિંતક લેખે 'નવા જોખમ સામે' સાવચેતી દાખવવાની ભલામણ પણ હાજરાહજૂર છે.

ઈલા આરબ મહેતાની 'મુખરતા' અને વિજય શાસ્ત્રીની 'અતિ'મુખરતા, કિશોર જાદવની પ્રયોગખોર ચબરાકી અને હરીશ નાગ્રેચાની ચબરાકી વચ્ચે કોઈ વ્યાવર્તક રેખા ખરી ? મુખરતા એટલે મુખરતા વળી. 'અતિમુખરતા' ઉદાહરણ વગર કઈ રીતિથી ભદ્ર ભાવક સાનમાં સમજી શકશે ? વાચાળતા પણ – મુખરતાની માફક-વાર્તાને સપાટી પર કેવી રીતે લાવી મૂકે છે તે દાખલાથી દેખાડવું પડશે.

''દુર્બોધતા જ કલાત્મકતાનો પર્યાય છે'' એમ દૃઢપણે માનીને સુમન શાહ વાર્તાઓ રચતા હતા (!) અને પાછળથી વટલાઈને પરેશ નાયક, સુવર્ણા વગેરે વાર્તાકારોની જેમ ભાવકભોગ્ય લખવા માંડ્યા એનો મર્મ હજુ વધુ ઉઘાડાશે કે પછી જાતે જ પામવો પડશે ?

શિરીષ પંચાલની એક 'અંચઈ'ને પકડી - રમૂજકારક વિધાન થયું છે : ''આધુનિકતા સાથે નજીકનો સંબંધ ધરાવનાર શિરીષ પંચાલે... વાર્તાઓ પરંપરાગત શૈલીએ લખી છે...'' પરંપરાગત વાર્તાના ચુસ્ત માળખાને વફાદાર રહેવામાં લાભ જ જોતું નિરીક્ષણ, અહીં વાર્તાકારે કોઈ ગુના સબબ અંચઈ કરી હોય એવું સપાટ લાગશે. (ધૂમકેતુ - શૈલી સાચવી શિરીષ નિજી કૃતિ રચી ના શકે ?)

મોહન પરમાર અને મણિલાલ હ. પટેલ ઉભય સર્જકોને લખાણ સ્ટ્રેઇટ જેકેટ જેવાં વિધાનમાં જકડી મારે છે : મોહન કપોળકલ્પિત કે અતિવાસ્તવ જેવી પ્રયુક્તિઓના પ્રયોગની હામ ભીડે અને મણિલાલ નગરજીવન અને શિષ્ટ ભાષામાં ખાબકે તો ''સારું પરિણામ'' નથી આવતું ને ''સરવાળે કશું સિદ્ધ નથી થતું.'' આવાં વિવેચનો પોતે જ એક પ્રકારના ઇજારા-વાદી અભિગમને પુષ્ટિ આપી વન-વે-ટ્રાફિક, સર્જનપ્રવૃત્તિને પણ બનાવી જાય છે ! રમેશ દવેની કેટલીક વાર્તાઓનો (શબવત્) પ્રસ્તાર શિથિલ સપાટતાનો વિસ્તાર દર્શાવ્યો છે, પણ હર્ષદ ત્રિવેદી, મનોહર ત્રિવેદી, જનક ત્રિવેદી એ ત્રણે તરવાડીઓ બચી નીકળ્યા છે. માય ડિયર જયુ, અનિલ વ્યાસ, કિરીટ દૂધાત, ઊજમશી પરમાર, ધરમાભાઈ શ્રીમાળી 'ફુલ માર્કસ' પામ્યા છે, જ્યારે બહાદુરભાઈ વાંક, પ્રવીણસિંહ ચાવડા અતિલેખનને લીધે, આયાસી પ્રપંચોથી દૂર રહ્યા છતાં બહુ નીવડેલા માલૂમ નથી પડ્યા. ભારતી દલાલ 'એક નામે સુજાતા'માં જો નારીની એકાકી દશા - ભલે સુ.જો.પ્રભાવ તળે - નિરૂપવા મથે તો ત્યાં શૈલીની એકવિધતાને, સહજ ગુણને બદલે દોષરૂપ ઠરાવી છે.

સંવેદનાના નિરૂપણ સંબંધે અહીં ત્રણ સવાલો પૂછવા જેવા લાગે છે.

(૧) આંતરપ્રતીતિ યા 'સર્જકની નિજી જરૂરિયાત' ભાવકે ભાવકે કે વિવેચકે વિવેચકે અલગ આરોપણ અને અમૂર્ત અનુમાન વધુ છે. વળી એ અધિકાંશ 'સબ્જેક્ટિવ ક્રાયટેરિયા' હોઈ એના પરથી કૃતિને ઑથેન્ટિક કે કૃતક છે એના વસ્તુલક્ષી માનદંડો વાર્તાઓમાંથી ગ્રહી કેવી રીતે દેખાડાય ? દેખાડશો ?

વેચવા નીકળેલ બોલકા વિવેચકોની વાહવાહ હાંસલ કરવાનો માન્યતાલોભ.

લખાણમાં પારદર્શક કબૂલાત છે તે યથાર્થ છે : "આધુનિક વાર્તા અને વિભાવના સામેની પ્રતિક્રિયારૂપે '૮૪-૮૫ની વાર્તા નવો વળાંક લે છે." હવે 'પ્રતિ-ક્રિયા' એ ક્યારેય અભિનવ સર્જનનો 'નવો વળાંક' ના લઈ શકે. એ 'ક્રિયેટિવ ઍક્શન' બનવાને બદલે, વર્તમાન વાર્તા-વિષયોનું બહુ બહુ તો અહીં છે તેવું વિષ્ણુસહસ્રસ્તવન બની પડે ! ટૂંકમાં, પ્રતિ-આઘાતમાં રાચનારું અને નાચનારું સાહિત્ય રી-ઍક્શનમગ્ન થઈ પડે.

માની લો કે 'ભાવકની સર્જનાત્મક સંડોવણી'ની થીસિસ કેટલાકોએ પોતાની સુવિધા સાચવવા અમાન્ય ઠેરવી, તો પણ જે પ્રયોગકૃતિ રચાઈ-છપાઈ ગઈ એની ચૅલેન્જ ભાવકત્રયી પ્રતિભા સામેથી ખસી જવાની નથી, બલકે પડકાર ફેંકતી સ્થિર રહેવાની છે. જૂના ચુસ્ત પરિચિત માળખાના વાર્તારસિયાઓ તો બહુધા ભાગેડુ પુરવાર થવાના, એટલે "ભાવક સંડોવાયો હતો ખરો ?" એ પ્રશ્નનો પાયો ત્યાંથી તો પહેલાં જ ઊખડી જવાનો. એવા પ્રાચ્ય-ભાવિક ભાવકો સંડોવાય તોયે શું અને ના સંડોવાય તોયે શું ! વાર્તાપાઠ એવા નાસી નીકળનારા પ્રૉડિગલ સન્સનો છેતેજાર કર્યા કરશે !

રહી વાત લઘુમતી સુજ્ઞોની. એવા ભાવકો કૃતિપ્રયોગનું ધૃતિથી આધાન કર્યા કરશે, એવું સાવધાન આધાન પોતે જ એક પ્રત્યાયનનો પ્રકાર બની રહેશે. સર્જનાત્મક સંડોવણીમાં જ્યાં સુધી કળાત્મક મર્મ નહિ પમાય ત્યાં સુધી કરોળિયાની પેઠે રસાવૃત રહેવામાં વાચકો પોતાનું ગૌરવ સમજશે. જેઓ નહિ જ સમજે એવા સૌ હઠધર્મી વાચક-વિવેચકો પૂર્વોક્ત પલાયનપ્રેમીઓની જાડી જાનમાં જોડાઈ જશે ! છતાં કૃતિ તો ત્રણે કાળ એમની પ્રેમપૂર્વક પ્રતીક્ષા કર્યા જ કરશે. વિપુલ પૃથ્વી છે, કાળ નિરવધિ છે. પ્રયોગસિદ્ધ સર્જનને સ્થાપના-ઉત્થાપનામાં રુચિ ન હોય. 'પરંપરાનો વિસ્તાર સાધવાની' મથામણમાં મોટા ભાગે પરંપરિત માળખામાં જ પાછા પડવાનું બનશે – જે પૂર્વોક્ત, અત્યારની 'સર્ક્યુલર' પરિસ્થિતિમાં સ્પષ્ટ થઈ રહ્યું છે.

વારંવાર ભુલાઈ જતો ને તેથી ધ્યાન ખેંચવા જેવો મુદ્દો એ છે કે વાર્તા-આલેખક પોતે જ નિજ રચનાનો પહેલો વાચક-ભાવક છે. પોતાને પણ પ્રત્યાયન ના થયું હોય તો એવી દુર્બોધ કૃતિ લેખક ના જ રચે એટલો વિશ્વાસ પણ સર્જકપક્ષે મૂકવા ચીલેચલુ ભાવકતરફી વિવેચના નથી તૈયાર, નથી ઉદાર. ઉપયોગિતાવાદી વિવેચના સર્જક અને ભાવક વચ્ચે રસદર્શક સેતુ થઈ, વાચક-લેખકની મધ્યે રહી પુરોહિતકર્મ કરવાને બદલે પ્રયોગશીલ નિરૂપકને જ 'રૉંગ બૉક્સ'માં બેસાડી રાચે ત્યારે શું કહેવું ?

કપોળકલ્પનની પ્રયુક્તિ જ માત્ર, એક સર્વગુણસંપન્ન ટેકનિક નથી. અવ્યક્તને વ્યક્ત કરવાની જ તે રીતિ સમજાણી હોય તો પછી પરિચિત અને પ્રતિષ્ઠિત માળખું, કિ. જાદવ જેવા બે-ત્રણ દાખલામાં ખોવાઈ જતું વરતાય તો એના માટે આટલો મોટો રડો-રીડિયારો જાતે જ એક જાતનો અતિરેક છે. આવી સમસ્યા ગંભીર લાગતી હોય ત્યારે કેવળ કૃતિને જ લક્ષ્ય કરી પ્રામાણિક મતભેદો ચર્ચી લેવા જોઈએ. આવું કૃતિલક્ષી કરવાની અક્ષમતા, અન્યોએ કરેલાં અર્થઘટનોને લઘુતાગ્રંથિગ્રસ્ત કે ઠોઠ ગણાઈ જવાના ભયથી ત્રસ્ત મનાવવાનું આરોપણ કરે ત્યારે ત્યાં કશાક તરકટસૂત્રી તર્કની ગંધ આવે.

કલ્પન-પ્રતીકસંવિધાન ખરેખર પ્રત્યાયનની, સંચારસંપર્કની ગુરુચાવી નથી ? એવું ના સંભવ્યું હોય ત્યાં ત્યાં એવી વિ-સંગતિઓની, અનુપકારકતાની સાધક-બાધક ચર્ચા સપ્રમાણ ઉદાહરણો આપી કરવી ઘટે.

યાદ રાખવું જરૂરી કે જેટલી દુર્બોધતા, ક્લિષ્ટતા કલાને હાનિકારક મનાઈ છે એના કરતાં પણ ભલાભોળા ભાવકોને સદ્ય સંડોવતી, સંવેદનાના નામે છેતરતી, વારતારસના ઘૂંટડા ગળાવતી તેમ જ કૂંડાં ઠાલવતી સુબોધતા અને સરલીકૃત સંક્રમણશીલતા અધિક ખતરનાક છે. વાર્તા-રચના વર્તમાનકાળની, વિષયગ્રસ્ત સમસ્યા-ઓના નાનામોટા નિબંધ બની જવાની સવિશેષ સંભાવના પાકી છે.

આગળ ઉપર પ્રામાણિક વિવેચને એ હદે જઈને કહેવું પડશે કે ક્યાંક ક્યાંક પેલી અપારદર્શક દુર્બોધતા ઇષ્ટ હતી જેનાથી એટલું પ્રત્યાયન તો થયું કે કૃતિ દુર્બોધ છે અને ભાવકે સવિશેષ સજજ થઈ પ્રવર્તવું પડશે ! સુખાળવી બાળ-બોધતાની ક્ષણભંગુર સફળતા

# જીવવાની વૃત્તિનો સૌથી વધારે ભાર !

રમેશ પારેખ

## પર્વતને નામે પથ્થર

*પર્વતને નામે પથ્થર, દરિયાને નામે પાણી,*
*'ઇર્શાદ', આપણે તો ઈશ્વરને નામે વાણી*

*આંસુ ઉપર આ કોના નખની થઈ નિશાની ?*
*ઇચ્છાને હાથપગ છે એ વાત આજે જાણી*

*આ શ્વાસની રમતમાં હારી ગયો છું તો પણ*
*મારા ઘરે પધારો, ઓ ગંજીપાની રાણી*

*ક્યારેક કાચ સામે, ક્યારેક સાચ સામે*
*થાકી જવાનું કાયમ તલવાર તાણી-તાણી*

*થાકી જવાનું કાયમ તલવાર તાણીતાણી*
*'ઇર્શાદ' આપણે તો ઈશ્વરને નામે વાણી*

**ચિનુ મોદી**

કવિ શ્રી ચિનુ મોદી માટે ગઝલ કહેવી એ ડાબા હાથનો ખેલ છે. આ વિધાનની મારે સ્પષ્ટતા કરવાની હોય તો કહીશ કે આ વિધાન એ કવિ શ્રી ચિનુ મોદીની સજ્જતા અને સર્જકતાને મારા જમણા હાથની સલામ છે. આ કવિની સર્જકતા બહુમુખી છે. તેમની યશોવિજયી કલમ નાટક, નવલકથા, ખંડકાવ્ય, છાંદસ-અછાંદસ કાવ્યો, ગઝલ વગેરે અનેક સાહિત્યક્ષેત્રે ઘૂમી વળે છે. ગુજરાતી ગઝલને નવો વળાંક આપનાર કવિઓ સર્વશ્રી આદિલ, મનહર, મનોજ, રાજેન્દ્ર વગેરે પ્રતિભાશાળી ગઝલસર્જકો સાથે કવિ શ્રી ચિનુ મોદીનું નામ પણ માનભેર મુકાય છે. ટૂંકમાં કહેવાનું હોય તો એટલું જ કે સર્જક ચિનુ મોદીનું નામ હવે કોઈ પરિચયનું મહોતાજ નથી રહ્યું. તેઓ ગુજરાતી સાહિત્યક્ષેત્રે સ્વયંપ્રકાશિત ગ્રહ છે. સર્જક ચિનુ મોદી ઈશ્વર સાથે સમોવડિયા પેઠે સીધી વાત કરવાનો મિજાજ રાખે છે. એ કહી નાખે છે :

*હું તને અવતારવા રાજી નથી,*
*સ્વર્ગ ક્યાં બંધાવવાં ચારે તરફ ?*

પરંતુ આ કવિ સર્જકની ભૂમિકા ભજવતાં-ભજવતાં સમષ્ટિના પ્રતિનિધિ તરીકે વાત કરે છે ત્યારે ઈશ્વરસર્જિત આ વિશ્વના સામાન્ય મનુષ્ય તરીકે ઈશ્વરની આણનો સ્વીકાર પણ કરે છે :

*પર્વતને નામે પથ્થર, દરિયાને નામે પાણી,*
*'ઇર્શાદ' આપણે તો ઈશ્વરને નામે વાણી*

કવિએ અહીં સહજસિદ્ધ પ્રતિભાથી ભારે મોટું કથયિતવ્ય લાઘવમાં અભિવ્યક્ત કર્યું છે. તેમણે કહ્યું કે પર્વત આખરે શું ચીજ છે ? પથ્થર કે બીજું કંઈ ? એ જ એની ઓળખ. દરિયો પણ શું છે ? પાણીનો જથ્થો જ ! વસ્તુને કેવળ વસ્તુરૂપે જ જુઓ. આ ચીજોનાં કલ્પનો એ 'ઇલ્યુઝન' છે, મરીચિકા છે, ભ્રમણા છે, છતાં એની વિરાટતાથી અંજાઈ જવું એ છ ફૂટના મનુષ્ય તરીકેની આપણી મૂઢ આદત છે. એમ જ આપણે ઈશ્વરના નામથી પણ અંજાઈ જઈએ છીએ. હકીકતમાં આપણે પેલા ઈશ્વરની સારી કે નરસી અભિવ્યક્તિ છીએ - એની વ્યક્ત વાણી છીએ. આપણે ઈશ્વરની પેઢીના વાણિયા કે વાણોતર માત્ર, આપણી અન્ય કોઈ સ્વતંત્ર ઓળખ ઈશ્વરે રહેવા દીધી નથી. આ રીતે ઈશ્વરનો જ એક અંશ હોવું તે મનુષ્ય માટે ગૌરવપ્રદ બાબત છે ? ના રે, એણે આપણને નિયતિ-ચક્રનું એક નગણ્ય પૈડું બનાવી છોડી દીધા છે. મનુષ્ય એ ઈશ્વરની અભિવ્યકિત હોય તો એ અભિવ્યકિત ભદ્દી, કંગાળ અને ઈશ્વરત્વને ઝબ આપે એવી નથી. આમ કહી કવિએ મનુષ્યત્વનું ઈશ્વર દ્વારા થયેલું અપમાન આપણને ચીંધ્યું છે, ગાલીચાની અવળી બાજુનું દર્શન કરાવ્યું છે. જો એક શે'રની ગઝલ કહેવાનો રિવાજ હોત તો મત્લાનો આ શે'ર પૂરા કદની ને ચોટદાર ગઝલ કહેવાત !

ચિનુભાઈની એક અન્ય ગઝલનો શે'ર છે :

*આપણા પણ હાથથી અમૃત સ્રવે છે એટલે*
*જેમ હણતા જાવ - શંકા એમ મોટી થાય છે !*

માત્ર ઈશ્વરના હાથથી જ નહીં, આપણા હાથથી

પણ અમૃત સ્રવે છે – એ વાત મનુષ્યને ઈશ્વરની સમકક્ષ મૂકી આપે છે. હાથથી અમૃત સ્રવવાનું વરદાન કેવી સિફતથી શાપ બનાવી મૂક્યું આપણા નિયંતાએ કે આપણી શંકા ક્યારેય હણાતી નથી ને નિરંતર શ્રદ્ધાનું ગળું ટૂંપાતું રહે છે. આ કપટી નિયંતાની વાતને ઉપસાવતાં ચિનુભાઈ કહે છે કે ઈશ્વરે મનુષ્યનાં આંસુને પણ અખંડ રહેવા દીધાં નથી. તેણે પોતાના નખ વડે ક્ષત કરીને આંસુને કદરૂપાં બનાવી દીધાં છે. આંસુ પણ અભિવ્યક્તિનો એક પ્રકાર જ છે. એ અભિવ્યક્તિને નિયંતાએ બદસૂરત ને ઉઝરડાવાળી કરી મૂકી. આપણે ઈશ્વરનું સંતાન કહેવાતાં હોઈએ તો તે ઈશ્વરનું વાત્સલ્ય કેટલું ક્રૂર છે ! એની ઇચ્છાને પણ જાણે હાથપગ છે. આ અવયવો વડે તે માનવઅસ્તિત્વને ગૂંદી-છૂંદી નાખે છે એ વાત વિશે કવિને કશી શંકા નથી. અહીં એ પણ વાત છે કે જ્ઞાન પણ પીડાદાયક બની રહ્યું છે – જ્ઞાન એ આનંદનો નહીં, પીડાનો પર્યાય છે ! મનુષ્યની આવી કારુણ્યસભર નિયતિ વિશે ચિનુ મોદીએ અન્ય ગઝલમાં બહુ સચોટ વાત કહી છે :

*છિદ્રવાળા વહાણમાંથી શું વજન ઓછું કરું ?*
*જીવવાની વૃત્તિનો સહુથી વધારે ભાર છે !*

ઈશ્વરનો શાપ હોવા છતાં ટકી રહેવાની વૃત્તિ હોય છે. જિજીવિષાના ભારથી ડૂબુંડૂબું થઈ ગયેલા જીવતરને ટકાવી રાખવા મનુષ્યે શ્વાસ અને ઉચ્છવાસની વચ્ચે નિઃશ્વાસનો મુકામ વટાવવો પડે છે. છાતીને (પ્રદૂષિત) હવા વડે ખાલી-ભરી કરવાની રમતથી મનુષ્ય હવે થાકી ગયો છે. હવે તેને જુગાર ખેલી નાખવો છે. તેથી તે (સાચુકલી નહીં તો) ગંજીપાની રાણી જેવી, ફટ દઈ ફાટી જાય તેવી ભલે હોય પરંતુ રંગીન જિંદગીને પડકાર કરે છે કે આવ મારે ત્યાં, અને સન્મુખ બેસ. ફેંસલો કરી નાખીએ, અસ્તિત્વને નામે મનુષ્યને ડારતાં કારણોનો.

મનુષ્યના અસ્તિત્વની નિયતિ તો જુઓ !
*ક્યારેક કાચ સામે, ક્યારેક સાચ સામે*
*થાકી જવાનું કાયમ તલવાર તાણી-તાણી*

મનુષ્ય-અસ્તિત્વને સમય સામેના એક અવિરત અને લોહિયાળ જંગમાં સંડોવી દેવામાં આવ્યું છે. કોણે આવી સંડોવણી કરી છે તેની સ્પષ્ટતા કરવાની જરૂરય ક્યાં રહી છે ? નિયંતાનું નામ સહુ જાણે જ છે. સૌ જાણે છે પરદા પાછળ રહી દોરીસંચાર કરનાર દુષ્ટ ઈશ્વરને. મનુષ્યને પોતાનું આગવું મહાભારત-યુદ્ધ લડવામાં ક્યારેક તકલાદી કાચમાં કળાતાં પોતાનાં બિંબોનો તો ક્યારેક અસ્તિત્વનાં સત્યોનો સામનો કરવો પડે છે. આ રોજિંદી લડાઈનું હમેશાં એકપક્ષી ને એક જ પરિણામ હોય છે – થાક અને વિરતિ – જે મનુષ્યની જિંદગીના જર્જરિત પાલવ સાથે વજનદાર પથ્થરની જેમ સદા બંધાયેલાં ને બંધાયેલાં મળે છે.

કવિ શ્રી ચિનુ મોદીએ ઈજાદ કરેલ 'તસ્બી' નામે આ ગઝલપ્રકારમાં માળાના મણકાઓ પછી પાછો આવતો મેર હોય તેમ અહીં 'તસ્બી'માં અર્ધો મત્લા કરી આવે છે ·

*થાકી જવાનું કાયમ તલવાર તાણીતાણી*
*'ઇર્શાદ', આપણે તો ઈશ્વરને નામે વાણી*

મનુષ્યે રોજેરોજની કાળ સાથેની લડાઈને અંતે થાકી જવાનું, હાંફી જવાનું, મરણતોલ થઈ જવાનું – એ જ એના આખાયે જીવતરનો સારાંશ. છતાં આપણે ઓળખાઈએ છીએ ઈશ્વર નામના એ શહેનશાહના સૈનિક તરીકે, એ શહેનશાહની સત્તાની અભિવ્યક્તિ તરીકે, એ શહેનશાહના દીલાદ઼ ઢંઢેરા તરીકે – આપણી બીજી કશી ઓળખ નહીં, અન્ય કશી નિયતિ નહીં ! આપણે જીવતરના છેવાડે ઝૂંપડું બાંધી રહેનાર હડે-હડે થનાર, દેવીદેવતાઓ- રૂપી સવર્ણોની વસ્તીના અંત્યજો, અસ્પૃશ્યો ! કવિના કથનમાં વેધક પીડા છે, સણસણતા કટાક્ષ છે ને 'મનુષ્યની શાશ્વતી અર્થેની કાળી ચીસ' પણ છે. ગઝલ કેટલું કાવ્યમય ઊંડાણ સિદ્ધ કરી શકે ? તે પ્રશ્નનો જવાબ છે કવિ શ્રી ચિનુ મોદીની પ્રસ્તુત ગઝલ. કહો, કોઈને કંઈ કહેવું છે ?

કોઈ ભલે ગઝલને છદ્ કહે, કવિ શ્રી ચિનુ મોદી એ છદ્દનો જવાબ આમ આપે છે :

*ઠાઠ-ભપકા એ જ છે 'ઇર્શાદ'ના,*
*ઘર બળે તો તાપી જોવું જોઈએ !*

આ કવિને એમ સસ્તામાં છોડી દેવાય નહીં. હાથ આવ્યા છે તો, કમ સે કમ, એમની બીજી ગઝલ સાંભળવાનો આપણો હક છે. છે ને ? તો, પેશ છે એક અન્ય 'ઇર્શાદી' ગઝલ :

સ્પર્શવાના ખ્યાલથી પણ લોહ સોનું થાય છે,
પણ, પછીથી હાથ પોતે, પગનું મોજું થાય છે
જાણકારી એટલી કે એક નકશાની નદી
રોજ ચિંતામાં રહે કે પાણી ઓછું થાય છે
વાયકા, અફવા પગરખાં પ્હેરવા પણ ક્યાં રહે ?

મારી એકલતાની ફરતું મોટું ટોળું થાય છે
પાણી આપોઆપ આપે માર્ગ-એ કીમિયો કહે,
આંસુ તરવા જઉં છું તો મોટું-મોટું થાય છે
મના તને 'ઇર્શાદ' કહેવાની જરૂરત ક્યાં હતી ?
શબ્દની સંગત પછી પણ પાણીપોચું થાય છે



## 'કિરણ ઓગાળેલું પાણી'

ત્રિપાર્શ્વ કાચમાંથી નીકળતા કિરણને
પાણીમાં ઓગાળી પી ગયો છું હું,
ત્યારથી હું લખું છું ને
પ્રકાશ ઝમવા માંડે છે મારા અક્ષરોમાંથી.

મારા અક્ષરોની ભાષા જાણે બદલાઈ ગઈ છે
ને અર્થ પ્રકાશ બનીને
ઝબકી ઊઠે છે ક્યારેક વાંચનારના મનમાં.

મેં તો ફક્ત પાણી જ પીધું છે
કિરણ ઓગાળેલું.
મારા આ અક્ષરો ને આ શબ્દો
મને જ વિસ્માવે છે
જન્મ લેતાની સાથે.

છોકરીઓ જન્મે છે કે તરત જ
એમને આ કિરણ પાણીમાં ઓગાળી
ચમચી ચમચી રોજ પિવડાવે છે એમની મા.
અને એટલે જ એમની આંખો ક્યારેક ક્યારેક
ઝબકી ઊઠે છે પ્રકાશથી.
અને એટલે જ કવિતાની જેમ
એમની આંખો કરે છે વશીકરણ.
શબ્દોમાંથી ઝબકી ઊઠતા પ્રકાશને
અને આંખોમાંથી ઝબકતા આ પ્રકાશને
કેટલાક કવિતા કહે છે અહીં.

મેં તો ફક્ત પાણી જ પીધું છે
કિરણ ઓગાળેલું
'અભિનવ ભારતી'માં, અભિનવગુપ્તે કહ્યા પ્રમાણે.
લો,
આ ફરીથી ઝમવા માંડ્યો પ્રકાશ
અક્ષરોમાંથી.

**સુધીર દેસાઈ**

# સાહિત્યમાં ઉત્કટતા

મૂ. લે. પ્રા. ગંગાધર ગાડગીલ
અનુવાદક જશવંતી દવે

રોજેરોજના જીવનમાં આપણે જે શબ્દો વાપરીએ છીએ તેમાંના કેટલાક શબ્દો વિવેચનમાં પણ વપરાય છે. આમ હોવું ઘણે અંશે કુદરતી છે અને કેટલેક અંશે ઇચ્છવાયોગ્ય પણ છે. આનો એક ફાયદો એ પણ છે કે માત્ર અઘરા અને અપરિચિત પારિભાષિક શબ્દોની ભરમાર કરીને અમે કંઈક નવું કહીએ છીએ તેવો આભાસ નિર્માણ કરવાનો વિવેચકોનો આયાસ ન હોવો જોઈએ. હા, જો વિવેચકે સાહિત્ય એ રોજના જીવનના સંકુલની બહારની વસ્તુ છે એવો ભ્રમ ફેલાવવો હોય તો વાત જુદી છે. પરંતુ આ સાથે કેટલાંક ભયસ્થાનો પણ ઊપજે છે. શાસ્ત્રીય વિવેચનના સંદર્ભમાં શબ્દોના અમુક ચોક્કસ અર્થ થતા હોય છે અને તેથી નિત્યજીવનના જે અર્થો નિષ્પન્ન થતા હોય, તેનાથી આ અર્થો સહેજ અલગ હોય છે. પરંતુ વિવેચનમાં નિત્યવ્યવહાર મુજબના જ શબ્દો એના એ જ અર્થોમાં વપરાય તો એનું કોઈ મહત્ત્વ રહેતું નથી. આને કારણે સાહિત્ય વિષે અનેક ગેરસમજણો પણ ઉદ્‌ભવે છે.

'ઉત્કટતા' શબ્દ બાબત પણ આવું જ કંઈક બન્યું છે. કોઈ એકાદ સાહિત્યકારની રચનામાં ખૂબ આક્રંદ, છાતીફાટ આક્રોશ, ધિક્કાર કે ગુસ્સાનો તરવરાટ અથવા તો માનવતા પર લાંબુંલચક ભાષણ હોય તો તેની ગણના મોટા સાહિત્યકારમાં થવા લાગે છે. અન્ય કરતાં જેમાંથી અધિક ગુસ્સો, પ્રેમ કે ધિક્કાર ઉદ્‌ભવે તે સાહિત્યિક રચના ઉત્કટ છે એવું સીધું ગણિત મંડાય છે. વળી, એવી પણ એક અપ્રત્યક્ષ માન્યતા રૂઢ થઈ ગઈ છે કે જે અનુભૂતિ ભાવનાનો ઊહાપોહ જગાવી ન શકે તે સાહિત્યનો વિષય ન થઈ શકે. મતલબ કે એ વિષય પર ઉત્તમ કક્ષાના સાહિત્યનું સર્જન ન થઈ શકે. આને કારણે ઘણા લાંબા સમય સુધી સાહિત્યમાં વ્યકત થઈ શકે તેવા અનુભવોનું ક્ષેત્ર ઘણું મર્યાદિત રહેવા પામ્યું છે.

આ બધા ઊહાપોહના મૂળમાં 'ઉત્કટતા' શબ્દ છે. ઉપર્યુકત અર્થમાં ઉત્કટતાનું કદાપિ વિવેચનાત્મક મૂલ્ય આપી શકાય નહિ, કારણ, સાહિત્યકારને ગમે તેટલી ઉત્કટ અનુભૂતિ થાય, પરંતુ જ્યાં સુધી તે કલાત્મક સ્તર સુધી પહોંચે નહિ ત્યાં સુધી તે સાહિત્યિક રચનાનું નિર્માણ કરી શકતો નથી. જે અનુભવ ઉત્કટ હોય છે તે કદી નિરપેક્ષ હોતો નથી. આ નિરપેક્ષતા કલાત્મક સ્તર પર લઈ જતી અનુભૂતિનો એક આવશ્યક ગુણધર્મ છે.

ખરું જોતાં તો કોઈ પણ પ્રકારની અનુભૂતિ કૃતિનો વિષય બની શકે, અનુભૂતિની તીવ્રતા પર કૃતિની શ્રેષ્ઠતા અવલંબિત નથી. આ વાત મોપાસાંના ઉદાહરણ દ્વારા સમજીએ. અલિપ્ત, ઠંડી અને થોડેઘણે અંશે છદ્મવેશી એવી મોપાસાંની લેખિની છે. કોઈ પણ અનુભૂતિ આવેગથી ઘટાવવી એ એના સ્વભાવમાં જ નથી. એટલે એની સાહિત્યિક રચનામાં અનુભૂતિ ઉત્કટ નથી અને તેથી જ તે મહાન સાહિત્યકાર મનાય છે. પશ્ચિમના સાહિત્ય- જગતમાં તેનું સ્થાન ખાસ્સું ઊંચું છે. ઝ્યાઁ વાઁ ઝ્યાઁનાં હૃદય નિચોવી નાખનારાં વર્ણનો કરનાર વિક્ટર હ્યૂગોના સ્થાન જેટલું જ, બલકે તેનાથી વધુ મહત્ત્વનું, સ્થાન મોપાસાંને અપાયું છે.

મૂળ વાત એ છે કે જુદી જુદી વ્યકિતઓના સ્વભાવ પણ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. કોઈનો અનુભવ આવેશપૂર્ણ હોય તો કોઈનું અવલોકન સંયત હોય, કોઈ અલિપ્ત હોય તો કોઈ વક્રદ્રષ્ટા ! જેનો અનુભવ આવેશપૂર્ણ તે જ સારો સાહિત્યકાર એ માન્યતા જ ભૂલભરેલી છે. અનુભવ પ્રાપ્ત કરવાની કોઈ પણ પદ્ધતિ સુંદર લલિત રચનાનું નિમિત્ત થઈ શકે છે.

પરંતુ જો આમ જ હોય તો ઉત્કટતાને વિવેચનમાં કોઈ સ્થાન જ નથી શું ? આ પ્રશ્નનો ઉત્તર એ કે ઉત્કટતાનું વિવેચનાત્મક મૂલ્ય તો છે, પણ તે બીજા અર્થમાં. સાહિત્યિક રચનામાં ઉત્કટતા જરૂરી છે તે અનુભૂતિની નહિ પરંતુ અભિવ્યક્તિની. એલિયટે જેમ

કહ્યું છે તેમ : "It is not the intensity of experience but, rather, the intensity of expression !"

અનુભૂતિ ઉત્કટતાથી લાધી હોય કે અલિપ્તપણે, પણ જો તેના દ્વારા સુંદર અને કલામય રચના પ્રગટે તો એનો અર્થ એટલો જ કે સાહિત્યકારની અભિવ્યક્તિ ઉત્કટ છે.

અભિવ્યક્તિની ઉત્કટતા એટલે શું તેની થોડી સ્પષ્ટતા કરવી જરૂરી છે. ઉત્કટતા એટલે જીવંત ચેતના ! જો કૃતિમાં અનુભૂતિ જીવંત-ચેતનવંતી ન હોય તો વાચકના મનમાં એ પ્રવેશ પામી શકશે નહિ. કૃતિએ જે પ્રકારના સંસ્કાર વાચક-ભાવકના મન પર પાડવા જોઈએ તેવા તે પાડી શકશે નહિ, તેથી આ જીવંત ચેતના એટલે કે ઉત્કટતા કૃતિમાં હોવી જ જોઈએ. કૃતિની આ મૂળભૂત જરૂરિયાત છે.

પરંતુ ઉત્કટતાનો અર્થ આટલો સીમિત પણ નથી. કૅમેરાની ફિલ્મ જેટલી સારી હશે તેટલું જ ઝીણામાં ઝીણી વિગત સહિત સ્પષ્ટ ચિત્ર તેના પર આવશે. એ પ્રમાણે અભિવ્યક્તિ તીવ્ર હશે તો તેમાં વ્યક્ત થતી અનુભૂતિની ઝીણામાં ઝીણી વિગતો જરૂરી અથવા અર્થપૂર્ણ વિશેષતા સહિત વાચકના માનસ પર પડશે જ. અહીં 'જરૂરી' અથવા 'અર્થપૂર્ણ' શબ્દો મહત્ત્વના છે, કારણ અનુભવનું પ્રત્યેક પાસું લેખકની દૃષ્ટિએ અર્થપૂર્ણ નથી હોતું. આવાં અર્થપૂર્ણ ન હોય તેવાં પાસાંનું પણ જો ચિત્રણ થાય તો તે કૃતિને નુકસાન જ પહોંચાડે છે. તેથી જો અભિવ્યક્તિ ઉત્કટ હોય તો તેમાં અનુભવનો ભાગ આવશ્યક રહેતો નથી.

આમાંથી જ અભિવ્યક્તિની ઉત્કટતાનું એક બીજું પાસું પ્રકટ થાય છે. ઉત્કટ અભિવ્યક્તિ એ સંપૂર્ણતયા કલાત્મક સ્તરે પહોંચેલી હોય છે. સોનાને અગ્નિમાં તપાવવાથી એની અશુદ્ધતા નાશ પામે છે એ રીતે અભિવ્યક્તિની ઉત્કટતા અનુભૂતિના અશુદ્ધ (અકલાત્મક) ભાગનો નાશ કરે છે, કૃતિ શુદ્ધ કલાત્મક સ્વરૂપ પામે છે. આપણને થતો પ્રત્યેક અનુભવ અમુક અંશે તો અંગત સ્વરૂપનો જ હોય છે. અને લેખકે અનુભૂતિ પરની પોતાના વ્યક્તિત્વની છાપ કાયમ રાખવી હોય તો પોતાની અનુભૂતિના આ અંગત ભાગને છોડી જ દેવો પડે. જ્યારે પણ લેખક આ સ્થિતિ પ્રાપ્ત કરી લે ત્યારે તેની અભિવ્યક્તિ ઉત્કટ થાય જ. આમ જોઈએ તો અનુભવમાં અકલાત્મક ભાગ રહેવાનો જ. આ દ્વારા મનુષ્ય જો કંઈક બોધપાઠ લે તો અનુભવોમાંથી એક તાર્કિક વિચારસંબંધ પણ નિર્માણ થવાનો ! આ મૂળભૂત રીતે ખોટું નથી. એનું એક આગવું મહત્ત્વ પણ છે. પરંતુ સર્જનાનુભૂતિનાં આ પાસાં વ્યવધાનરૂપ બને તો તેનાથી કૃતિની કલાત્મક અભિવ્યક્તિ જોખમાય.

આ તો થઈ અભિવ્યક્તિની ઉત્કટતાની પ્રાથમિક અગર તો અકર્મક વાત. અભિવ્યક્તિની ઉત્કટતા એ શબ્દપ્રયોગ ખૂબ અર્થસભર છે અને તે સમજવા માટે આપણે જરા ઊંડાણમાં જવું પડશે.

અનુભવની અભિવ્યક્તિની વાત થોડો 'અનુભવ કર્યો' એ વાતથી સહેજ પણ અલગ નથી. અનુભૂતિ જ અભિવ્યક્તિનું આલંબન છે. એક જ વાતનાં અલગ અલગ પાસાં છે. એક લેખક તરીકે મારો અનુભવ છે કે અનુભૂતિની અભિવ્યક્તિ વગર કલાત્મક સ્તરે અનુભવ પામવાની ક્રિયા કદી પૂર્ણ થતી નથી. અને તેથી અભિવ્યક્તિની ઉત્કટતા એટલે અનુભૂતિની ઉત્કટતા એવું સમીકરણ સ્વાભાવિક રીતે બંધાઈ જાય છે. અને અનુભવ થવાની ઉત્કટતા એટલે શું એ વાત સમજી લેવાની જરૂરિયાત ઊભી થાય છે.

અહીં કોઈને લાગશે કે હરિકથા જ્યાંથી શરૂ કરી હતી ત્યાં જ ફરી આવી પહોંચી. ઉત્કટતા એ અનુભવની નહિ, અભિવ્યક્તિની હોય છે તે પ્રથમ પુરવાર કર્યું, હવે, અભિવ્યક્તિની ઉત્કટતા એટલે અનુભવ પામવાની ઉત્કટતા એવા નિષ્કર્ષ પર પહોંચ્યા ! વાચકના મનમાં મૂંઝવણરૂપે એકાદ બે પ્રશ્ન જરૂર ઊઠશે : લેખક કોઈક વૈચારિક વમળમાં તો ફસાયા નથી ? ઉત્કટતાનો અર્થ આપણે પહેલાં તો ભૂંસી નાખ્યો, હવે ફરી પાછો એ જ આપણે લખવાનો ?

આ શંકાનો જવાબ મેળવવા અનુભૂતિની ઉત્કટતા અને 'અનુભવ પામવાની ઉત્કટતા' એ બે વાતનો સૂક્ષ્મ પણ મહત્ત્વનો ભેદ સ્પષ્ટ સમજી લઈએ. આ શબ્દો જો એકદમ સાચા અને ખરા અર્થમાં લઈએ તો આ બન્નેમાં કંઈ તફાવત છે એવું કદાચિત લાગે નહિ. કારણ જે ઘટના ઘટે નહિ તેનો ક્યારેય પણ અનુભવ

થાય નહિ, પરંતુ મારો શબ્દપ્રયોગ એક જ અર્થ વ્યક્ત કરતો હોય છતાં મારે જે કહેવું છે તેમાં બન્ને જુદા જુદા અર્થો અભિપ્રેત છે.

અનુભૂતિની ઉત્કટતા એમ હું જ્યારે કહું છું ત્યારે મારો ભાર અનુભવ કરનાર વ્યક્તિ પર ન રહેતાં અનુભૂતિ પર હોય છે. અને જ્યારે અનુભવ પામવાની ઉત્કટતાની વાત કરતો હોઉં છું ત્યારે મને અનુભવ ગ્રહણ કરનાર વ્યક્તિ અભિપ્રેત હોય છે. કોઈ એકાદ માનવીનું વ્યક્તિત્વ એટલું ઉત્કટ ન હોય, પણ તેને થયેલો અનુભવ ઉત્કટ હોય. માતાના મૃત્યુના દુઃખે તે ડૂસકે ડૂસકે રડતો હોય, પણ તેથી કંઈ તેનું વ્યક્તિત્વ ઉત્કટ છે એવું કંઈ કહી શકાય નહિ. ઊલટાનું બીજી કોઈક વ્યક્તિને થયેલો અનુભવ એટલો ઉત્કટ ન હોય, પરંતુ તેનું વ્યક્તિત્વ વિલક્ષણ રીતે ઉત્કટ હોવાને કારણે સંસ્કારક્ષમ હોઈ શકે અને સાહિત્યમાં ઉત્કટતા એટલે માત્ર અનુભવ જ ઉત્કટ હોય તે ચાલે નહિ, એ જરૂરી પણ નથી. જરૂરી તો છે અનુભવ પ્રાપ્ત કરનાર વ્યક્તિની ઉત્કટતાની !

'વ્યક્તિની ઉત્કટતા એટલે શું ?' આપણી મૂળભૂત પ્રેરણા અને આપણને થયેલો અનુભવ - આ બે વડે આપણું વ્યક્તિત્વ ઘડાય છે. 'ઘડાય છે' એ શબ્દો મેં અહીં સમજીને વાપર્યા છે, કારણ, વ્યક્તિત્વ એ કંઈ અનુભવોની વખાર નથી. એને એક આકાર પણ હોય છે. માનવીને જે અનુભવ થાય તેનાથી તે પોતાની પ્રેરણા અનુસાર કોઈ એક સંબંધ બાંધે છે. આ સંબંધ એટલે એ માનવીનું વ્યક્તિત્વ ! આ વ્યક્તિત્વમાં પણ અનેક રૂપ હોય છે. જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોનો વિચાર કરતી વખતે તેમાં રહેલાં જુદાં જુદાં રૂપનું મહત્ત્વ જણાય છે. કલાનિર્મિતિનો વિચાર કરતી વખતે વ્યક્તિની અનુભવ કરવાની પદ્ધતિને જ મહત્ત્વ આપવાનું હોય છે.

હવે, મનુષ્યનો જે કંઈ પણ અનુભવ એટલે તેનામાં રહેલી અનુભૂતિ પામવાની પદ્ધતિને એક પડકાર ! હા, આ વ્યક્તિનું વ્યક્તિત્વ કલાત્મક હોવું જરૂરી છે. આ અનુભૂતિમાં ક્યાંક કોઈક એવું રૂપ પણ હોય છે જે કંઈક નૂતન લાગે, કંઈક પરિચિત હોય એવો અનુભવ થાય ! આનું કારણ એ છે કે વિશ્વમાં બિલકુલ નવીન કે મૌલિક તો કંઈ જ હોતું નથી. આ શાશ્વત સત્ય જેટલું સત્ય એ પણ છે કે પ્રત્યેક અનુભવ સ્વતંત્ર અને અલગ પ્રકારનો હોય છે. એમાં કંઈ ને કંઈ તો નૂતન હોય છે જ અને તેટલા પ્રમાણમાં તે મનુષ્યના વ્યક્તિત્વને પડકારે છે ! અનુભવ પામવાની તેની જૂની પ્રથા અનુભૂતિમાં રહેલી નવીનતાને પામવા અધૂરી પડે છે - અસમર્થ નીવડે છે. અનુભવે ફેંકેલો આ પડકાર ઘણીખરી વ્યક્તિઓ સ્વીકારતી નથી. એમાં રહેલી ન્યૂનતા તરફ એ દુર્લક્ષ જ સેવે છે, અને અનુભવને એના જૂના ચોકઠામાં જ મૂકી દે છે. પરંતુ ઉત્કટતા ધરાવતી વ્યક્તિ આમ કરતી નથી. પ્રત્યેક નવા અનુભવના પડકારને તે ઝીલે છે અને જેટલી ઉત્કટતા તીવ્ર એટલા પ્રમાણમાં આ પડકાર ઝીલવાની શક્તિ વધુ !

આ પડકાર ઝીલવો એટલે અનુભવ પ્રાપ્ત કરવાની રીતમાં ફેરફાર કરવો. આ નૂતન અને નવીન અનુભવ પામવા માટે નવી કેડી કંડારવી પડે. પરંતુ આ પ્રક્રિયા અહીં જ અટકતી નથી. અનુભૂતિ પામવાની આ રીતમાં થયેલા ફેરફારથી નૂતન અનુભવ તે વ્યક્તિત્વનો એક ભાગ બની જાય છે, વ્યક્તિત્વને બદલી પણ નાખે છે. આનો અર્થ એ કે જૂના અનુભવોમાંથી તે વ્યક્તિત્વનો જે સંબંધ નિર્માણ થયો હોય તેમાં આ નવી અનુભૂતિ ચપોચપ બેસી શકે નહિ. જૂના વ્યક્તિત્વને નવી અનુભૂતિ કાંટાની જેમ ભોંકાયા કરે છે અને તે અનુભૂતિને સમાવવા માટે તે વ્યક્તિએ પોતાનું સંપૂર્ણ સ્વરૂપ બદલવું પડે છે, એક નવો સંબંધ બાંધવો પડે છે. અને આ નવા સંબંધ જ્યારે આકાર લેતા હોય છે ત્યારે જૂના અનુભવોના વિવિધ સંબંધો બદલાતા જાય છે. આ સર્વેને એક નવો જ અર્થ પ્રાપ્ત થાય છે.

વ્યક્તિની ઉત્કટતા એટલે પ્રત્યેક અનુભવથી વ્યક્તિનું સ્વરૂપ બદલાઈ જાય એમ નહિ. વળી, આવું વ્યક્તિત્વ તો કોઈનું હોતું પણ નથી. આ એક સારી વાત છે, કારણ, આવી ઉત્કટ વ્યક્તિ માનસિક તાણને લઈને કાં તો ગાંડી થઈ જાય અથવા તો મૃત્યુ પામે ! વળી, વ્યક્તિમાં આવો ક્રાંતિકારક પલટો લાવી દે એવી શક્તિ કંઈ દરેક અનુભવમાં હોતી પણ નથી, પરંતુ જો વ્યક્તિમાં આ ઉત્કટતા ન હોય તો શ્રેષ્ઠ કૃતિની રચના પણ શક્ય નથી.

કહેવાય છે કે ઓગણીસમી સદીના અંતિમ ભાગમાં ભૌતિકશાસ્ત્રે માન્ય કરેલા સિદ્ધાંતોમાં ગોઠવાય નહીં એવી કેટલીક વાતો વિજ્ઞાનીઓના જાણવામાં આવી હતી. પરંતુ આવી વાતોથી પ્રસ્થાપિત સિદ્ધાંતોમાં કોઈ ઊથલપાથલ કે ફેરફાર કરવાની આવશ્યક્તા તેમને જણાઈ નહોતી. જૂના સિદ્ધાંતોમાં નજીવા ફેરફારો કરી તેમણે નવા સંબંધોને સ્થાપવા પ્રયત્ન કર્યા. માત્ર આઇન્સ્ટાઇન જ એક એવા હતા જેમણે ભૌતિકશાસ્ત્રના જૂના સિદ્ધાંતોમાં ધરખમ ઊથલપાથલ કરી નવા સિદ્ધાંતોનું નિર્માણ ક્યું. પરિણામે આઇન્સ્ટાઇન નવા, વિસ્તૃત અને ભવ્ય સંબંધો સર્જી શક્યા.

આઇન્સ્ટાઇને વિજ્ઞાન ક્ષેત્રે જે કર્યું તે પ્રખર કલાકાર કલાક્ષેત્રે કરે છે અને તેટલા પ્રમાણમાં એનું વ્યક્તિત્વ ઉત્કટ થતું જાય છે અને એટલા જ પ્રમાણમાં તેની કૃતિમાં પણ ઉત્કટતા નિર્માણ થાય છે. તો, આ છે ઉત્કટતાનો અર્થ, અને આ અર્થમાં જો ઉત્કટતા વપરાય તો તે એક શબ્દ માત્ર ન રહેતાં સાહિત્યના મૂલ્યાંકનમાં એક સાચી અને સારી કસોટી બની શકે !



## મને કહેવામાં આવ્યું -

મને કહેવામાં આવ્યું<br>
તું અજવાળું છે<br>
અને છીનવી લેવામાં આવ્યો<br>
મારો સૂરજ.<br>
મને કહેવામાં આવ્યું<br>
તું પંખી છે<br>
અને ઝૂંટવી લેવામાં આવ્યું<br>
મારું આકાશ.<br>
મને કહેવામાં આવ્યું<br>
તું મોજું છે<br>
અને સૂકવી નાંખવામાં આવ્યો<br>
મારો દરિયો.<br>
મને કહેવામાં આવ્યું<br>
તું બિંબ છે<br>
અને ફોડી દેવામાં આવ્યું<br>
મારું દર્પણ.<br>
મને કહેવામાં આવ્યું<br>
તું માણસ છે<br>
અને આપી દેવામાં આવ્યા<br>
મને નહોર.

**યોગિની શુકલ**

## એક ગીત

ઝળહળતા દીપથી ઝળહળતું ઝાડ,<br>
અને ઝળહળતું એ તારું ઘર;<br>
તેજીલું જળ અને તેજીલી પળ<br>
પછી ઊમટ્યું છે આ સરવર.

પવન ફૂંકાય તારી આંખોના હેતે<br>
મળતાં આકાશ તરડાય;<br>
વિહ્વળ બનીને તારી જોતી'તી વાટ<br>
તારા હોવાનું પૂર અથડાય.<br>
ઝળહળતા૦

પળના એ પ્રાણ તો નદીઓનાં પૂર<br>
બે કાંઠામાં વાત વહી જાય,<br>
ઝંખનાના જાદુથી ઝંઝાવાત ઊમટે<br>
ને મનનો હિલ્લોળ રહી જાય.<br>
ઝળહળતા૦

સૂરજના તેજે હું એવું દોડ્યો<br>
કે રેબઝેબ લથબથતી કાયા;<br>
ઝળહળતા દીપથી જળમાં દેખાતી એ<br>
મલકતી મલકાતી છાયા.<br>
ઝળહળતા દીપથી૦

**નલિન પંડ્યા**

# ભઈ વાહ !

સુભાષ શાહ

હમણાં હું મારી એક સીરિયલના શૂટિંગ માટે પરદેશ જઈ આવ્યો. દક્ષિણ આફ્રિકા, બૉસ્વાના અને સ્વાઝીલૅંડ. ત્યાં મોટા પ્રતિષ્ઠિત ઉદ્યોગપતિ ગુજરાતીઓના ઇન્ટરવ્યૂ કર્યા. આ પ્રવાસ દરમ્યાન મુખેથી "ભઈ વાહ !" નીકળી જાય એવી કેટલીક વ્યક્તિઓનો પરિચય થયો. થયું કે લાવ ત્યારે હુંય ગમતાનો ગુલાલ કરું.

## (૧) ભૂલાભાઈનો મારિયો

તમે દક્ષિણ આફ્રિકા જાવ અને ભૂલાભાઈ છીતાને મળો નહીં તો તમારી જાતરા અધૂરી ગણાય. મને દ. આ.ની એક વાત બહુ ગમી. હાલની પેઢીએ પોતાના પિતાજી કે દાદાના નામને જ અટક બનાવી દીધી છે. દા.ત. ભૂલા છીતા, જીવણભાઈ કલ્યાણ, જયસુખ વાલજી, બોબ નારણદાસ, મનહર મુની વ. ખેર.

આ ભૂલાભાઈને ત્યાં એક ધોબિયો છે – અંગ્રેજ – નામ એનું મારિયો. આ મારિયો ભૂલાભાઈનો પી.એ., ડ્રાયવર, દીકરો, જે ગણો એ બધું જ છે. ભૂલાભાઈને બાપુજી અને એમનાં પત્નીને બા કહીને જ બોલાવે છે. ઉતાવળમાં બાપુજીનું 'બાપજી' કરી નાખે. આ એ મારિયો છે જે જન્મે અંગ્રેજ અને કર્મે – સ્વભાવે – સંસ્કારે પૂરો ભારતીય અને એમાંય વધારે ગુજરાતી છે.

ત્યાં મોટા પાયે ગાયત્રી યજ્ઞ થયો ત્યારે એની વ્યવસ્થામાં તો મન મૂકીને ખૂંપી જ ગયેલો, પણ યજ્ઞમાં પણ બેઠેલો. સમજણ પડે કે ના પડે, મોરારી બાપુની કથામાં પણ બેઠેલો. એની અને બાની વાતો સાંભળો તો એમ જ લાગે કે મા-દીકરો જ વાત કરી રહ્યાં છે. આ મારિયો ખાસ ભણ્યો નથી છતાં એને આ.ના ઇતિહાસની અને ભૂગોળની જેટલી ખબર એટલી ભણેલાનેય ના હોય. વિશ્વના સાંપ્રત પ્રવાહોથી પરિચિત, ગાંધીજી વિશે અને મંડેલા વિશે તો ખૂબ જાણે. અને ભૂલાભાઈના મહેમાન એટલે પોતાના મહેમાન ગણે. મારિયો હશે લગભગ ૩૯નો. મેં એને પૂછ્યું, "તું પરણ્યો નથી ?" એ કહે, "પરણ્યો છું ને ! I am married to Golden Era." (ગોલ્ડન એરા ભૂલાભાઈના વિશાળ ઉદ્યોગનું નામ છે.) અને ખડખડાટ હસી પડે. એના અંગત જીવનની કરુણતાની કથની લાંબી છે. માબાપની સેવાને કારણે જ એ ભણી ના શક્યો. અને એ બધી વાતો એ ગીતાના સ્થિતપ્રજ્ઞની સ્વસ્થતાથી જ કરે અને છેલ્લે ખડખડાટ હસી પડે ત્યારે મારાથી તો મોટેથી એને ધબ્બો મારી બોલી જવાયું હતું કે ભઈ વાહ !

તા.ક. આ સ્થૂલકાય મારિયોને કોઈ ગુજરાતી છોકરી સાથે જ લગ્ન કરવાં છે. બોલો, છે કોઈ તૈયાર !

## (૨) પ્રકાશભાઈનાં બા

દક્ષિણ આફ્રિકાને અડીને આવેલો દેશ સ્વાઝીલૅંડ. સાતઆઠ લાખની વસ્તીવાળો દેશ. એમાં શર્મા ગ્રૂપ ઑફ ઇન્ડસ્ટ્રિઝની એક મિલ એ 'સ્વાઝી પેપર મિલ'. એમની આવી અન્ય મિલો દુબાઈ, ઇંગ્લૅંડ, ઝાંબિયા અને હવે વેસ્ટ ઈંડિઝમાં પણ છે. સ્વાઝી પેપર મિલના સર્વેસર્વા પ્રકાશભાઈ. બીજી મિલો બીજા ભાઈઓ સંભાળે. પ્રકાશભાઈનો ઇન્ટરવ્યુ કરવાનો હતો. સાંજે અમને જમવા બોલાવેલા ત્યારે એમણે ઘણાં બધાં સગાંવહાલાં – મિત્રોને બોલાવી નાનકડી પાર્ટી જ કરેલી. જઈને બેઠા – પરિચય વ. ચાલતું હતું ત્યાં જ એક ૭૦ની આસપાસનાં પણ સ્વસ્થ અને તંદુરસ્ત વૃદ્ધાએ પ્રવેશ કર્યો. શ્વેત કેશ, ચહેરા પર હાસ્ય, ગુજરાતી સાડી અન બોલવામાં અસલ ગુજરાતી લહેકો. "જે શ્રીકૃષ્ણ" અને "જય અંબે" કહી બા તો બેઠાં. પ્રકાશભાઈએ ઊભા થઈ પોતાની પાસે બેસાડ્યાં. ભારતથી હજારો માઈલ દૂર, એક નાનકડા પ્રદેશમાં આવું અણિશુદ્ધ ગુજરાતી સાંભળી આનંદ આનંદ થઈ ગયો. મૂળ આ અમદાવાદનું કુટુંબ અને વર્ષોથી ત્યાં સ્થાયી થયેલું.

પ્રકાશભાઈએ જે મિત્રોને બોલાવેલા એમાં એક હતો અશરફ. પાકિસ્તાની મુસ્લિમ. સહેજ જાડો, પણ દેખાવડો. સરસ અંગ્રેજી બોલે અને જ્ઞાનનો ભંડાર.

જમવા બેઠાં ત્યારે બાની સાથે આ અશરફ બેઠેલો. જમતા પહેલાં બાએ એને જોરથી ધબ્બો મારી કહ્યું, ''તું તો ભઈ, બહુ કામમાં છે ને ! બાને ભૂલી ગયો કે શું ? અઠવાડિયાથી તને જોયો નથી.'' અશરફે પ્રેમથી માથું નમાવી એટલું જ કહ્યું, ''ગલતી હો ગઈ મમ્મી, કલ સે રોજ આકે મિલા કરૂંગા.''

ઘરમાં રોજ વ્યવસ્થિત નિયમિત રીતે અંબામા અને કૃષ્ણ ભગવાનની સેવા કરનાર આ માને પોતાના દીકરા પ્રકાશમાં કે મુસ્લિમ અશરફમાં કોઈ ફેર નહોતો દેખાતો. એમને મન હિંદુ-મુસલમાનનો કોઈ ભેદ જ નહોતો.

મેં બાને પૂછ્યું, ''બા, અહીં ગમે છે ?''

''ગમે જ ને ! છોકરા, વહુ ફૂલની જેમ સાચવે છે.'' આ એમનો ઉત્તર હતો. અને પ્રકાશભાઈએ આ વિશાળ ઉદ્યોગની સફળતાનું રહસ્ય કૌટુંબિક એકતા ગણાવી અને એનું બધું શ્રેય બાને જ આપ્યું. હવે તમે જ કહો, આ બાને ''બા વાહ !'' કહેવું પડે કે નહીં ?

### (૩) મનહર મુની

દક્ષિણ આફ્રિકાને અડીને આવેલો બીજો દેશ બૉસ્વાના. એનું મુખ્ય શહેર ગેબરોન. અને અહીં જાણે આ મનહર મુનીનું રજવાડું. અનેક વિશાળ ડિપાર્ટમેંટલ સ્ટોર્સના માલિક, અનેક સુપર માર્કેટોના માલિક. અનેક સામાજિક, સરકારી-અર્ધસરકારી સંસ્થાઓના પ્રમુખ કે ચેરમૅન વગેરે...વગેરે...

અમે જોહાનિસબર્ગથી ગેબરોન સાંજે પહોંચેલા. સીધા મનહરભાઈના આલીશાન-વિશાળ બંગલામાં. જમીને વાતો કરી મોડી રાતે સૂતેલા. અને વહેલી સવારે અત્યંત મધુર કંઠે, શુદ્ધ ગુજરાતી ઉચ્ચારો સાથે ''રામસભામાં અમે રમવાને ગ્યા'તા...'' એ ગવાતા ભજનથી મારી આંખ ખૂલી ગઈ. સૉફિસ્ટિકેટેડ, માઈક અને સ્પીકરમાંથી આવતો અવાજ મનોરમ્ય હતો. હું ઊઠ્યો, તાજો થઈ બહાર નીકળ્યો - અવાજનું પગેરું શોધતો એક સરસ મંદિરમાં પહોંચ્યો. કૃષ્ણ ભગવાનની મૂર્તિ સામે હારમોનિયમ સાથે એકધ્યાને મનહરભાઈ ભજનો ગાઈ રહ્યા હતા. હું ચૂપચાપ બેસી રહ્યો. ભજન પૂરું થતાં મુની ધ્યાનભંગ થયા. મને ફરમાઇશ પૂછી, અને પછી તો સાયગલ, સી. એચ. આત્મા, પંકજ મલિક વગેરેએ ગાયેલાં અનેક ભજનો એમના કંઠે સાંભળ્યાં.

અંતે ક્યારની રોકી રાખેલી એક જિજ્ઞાસા - તે મેં પૂછી જ નાખી. ''મનહરભાઈ, આટલા વિશાળ બંગલામાં તમે અને ભાભી બે જ છો. છતાં ગાતી વખતે આ માઈક, સ્પીકર... એ બધું કેમ ?''

પહેલાં તો એ માર્મિક હસ્યા અને પછી કહે, ''સુભાષભાઈ, મારા આ ઘરમાં અને બહાર વિશાળ કંપાઉન્ડમાં અમારા સિવાય અનેક સૂક્ષ્મ જંતુઓ, પશુઓ, પક્ષીઓ અને જીવો વસે છે. જો ભજન ગાવાથી મારો આખો દિવસ સારો જતો હોય તો મારે એમને પણ ભજન ગાઈને કેમ ના જગાડવાં ? એમની સવાર પણ ભજનથી જ કેમ ના પડે ?''

એમની આ ભાવના સાંભળતાં જ હું મનોમન બોલી ઊઠ્યો ''ભઈ વાહ !''



## સાભાર સ્વીકાર

**SPRJ કન્યાશાળા ટ્રસ્ટ (ઘાટકોપર)**(શ્રીમતી વિનોદિની ચંદુલાલ સેલારકા સાહિત્ય સંશોધન અને પ્રકાશન યોજના, મુખ્ય વિક્રેતા : સુમન પ્રકાશન, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨)**નાં** –

**વિ. સ. ખાંડેકર : સર્જક અને સર્જન** : સં. ચંદુલાલ સેલારકા, કિં. રૂા. ૮૫. **સ્મૃતિસૌરભ** : લે. ચંદુલાલ સેલારકા, કિં. રૂા. ૬૫. **ચિંતનસૌરભ** : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૯૫. **ચરિત્રસૌરભ** : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૮૫. **જીવનસૌરભ** : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૯૫.

### અન્ય

**સોનેરી સપનાંનું શહેર** : સંપાદન : જી. એમ. હીરાગર (માહિતી અને પ્રકાશન અધિકારી), પ્ર. : અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશન, કિં. રૂ. ૧૦૦.

# પુરુષ અને પ્રકૃતિનું પાવન તીર્થ : પૉંડિચેરી

મહેશ દવે

નવાં-નવાં સ્થળો જોવાં, જાણવાં, માણવાં મને બહુ ગમે છે. દેશ-વિદેશમાં ઠીક-ઠીક ફરવાની તક મળી છે. છતાં ઘણું બાકી રહી ગયું છે. જુઓ ને, પૉંડિચેરી જેવા આપણા જ દેશના જાણીતા સ્થળે હજી હમણાં જ જઈ શક્યો.

પ્રવાસ નવા વિશ્વમાં પ્રવેશ કરાવે છે. સાથે સ્મૃતિમાં સરકી ગયેલ જૂનાને ઉખેળી આપે છે. જેમ તે આગળ લઈ જાય છે તેમ સ્મરણોની સૃષ્ટિમાં પાછળ પણ ખેંચી જાય છે. પૉંડિચેરી જતાં આમ જ થયું. પિસ્તાલીસ-પચાસ વર્ષ પહેલાંનાં કૉલેજનાં વર્ષો યાદ આવી ગયાં

### કૉલેજના એ દિવસો

૧૯૪૯થી ૧૯૫૫ મારા કૉલેજના દિવસો. ખૂબ મજા કરેલી, સાથે કેટલુંક ગંભીર ભાથું પણ અનાયાસ ગાંઠે બંધાયેલું. તે ગઠરિયામાં સમાજવાદ, વિનોબા, દાદા ધર્માધિકારી, કૃષ્ણમૂર્તિ એવો બધો મિશ્ર મસાલો. સમાજવાદી નેતાઓ અને વિનોબા, દાદા વગેરેને સાંભળવા ખાસ જતો. એ બધા સાથે શ્રી અરવિંદ વિષે પણ રસ જાગેલો. મુંબઈના ભારતીય વિદ્યા ભવનમાં શ્રી અરવિંદનાં 'લાઇફ ડિવાઇન' અને 'સાવિત્રી' જેવાં પુસ્તકો પર વાર્તાલાપ અપાતા ત્યાં જતો, એમ.એ.માં ડૉ. ચબ અમારા પ્રોફેસર. પ્રખર 'અરવિંદાઇટ'. તેમણે શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનનો પરિચય કરાવેલો. પૉંડિચેરી-યાત્રામાં આ બધું સ્મરણપટ પર તરી આવ્યું. જાતને ટોકી, ''અહીં પહેલાં ને વહેલાં કેમ ન આવ્યો ?''

''મારાં નયણાંની આળસ રે...'' મારો જ વાંક. જોકે આસપાસના પરિવેશ અને સંજોગોનો પણ થોડોઘણો દોષ ખરો જ. કુટુંબ અને સમાજને આપણી પાસે અપેક્ષાઓ, આજીવિકાના પ્રશ્નો ઉકેલવાના, પરંપરાનું ચોકઠું જડબેસલાક, વિચલિત કરતાં અનેક પરિબળો ! એ ઉપરાંત સતત વરસતો નકામી, ક્ષુલ્લક માહિતીઓનો મારો. આ બધા ઘોંઘાટમાં ભીતરનો ગંભીર ક્ષીણ અવાજ દબાઈ જાય છે. 'રટ' અને 'રૂટીન'માં પડી જવાય છે.

### જ્ઞાન અને શાણપણ

કૉલેજમાં ભણીને નીકળ્યા તે પછીના ત્રણ-ચાર દાયકાનો સમય જ્ઞાનના વિસ્ફોટ (explosion of knowledge)નો યુગ કહેવાયો. ભૌતિક વિજ્ઞાનોએ બહુ સિદ્ધિઓ મેળવી. ચારેતરફ ટેક્નોલોજી છવાઈ ગઈ. એ પછી હવે છેલ્લા દસકામાં માહિતીનો મહિમા વધ્યો છે. માહિતી-ક્રાંતિ (info-revolution)ની બોલબાલા છે. માહિતી, જ્ઞાન અને શાણપણ વચ્ચેની ભેદરેખા ભૂંસાતી ચાલી છે.

વધારે ચિંતાની વાત એ છે કે માહિતીના કયાં અને કેવા સ્તરે આપણે તરીએ છીએ તે જોવા-સમજવા આપણે ઊભા રહેતા નથી. ક્ષુલ્લક જાણકારી, કૂથલી, નિંદા, ખટપટ, કૌભાંડ, સેકસ, હિંસા – આવા બધા સમાચારોની ભરમારમાં શુભ કે મંગળની વાત સંભળાતી નથી. રોજ આરોગતા રહીએ તે ભાવવા માંડે તેમ રોજ જુઓ અને વાંચો તે ગમવા માંડે છે. રસ-રુચિ તેનાથી ઘડાય છે. એ રીતે ઘડાયેલાં રસ-રુચિ તેવાં જ છાપાં, સામયિક અને સાહિત્ય માગતાં થાય છે. વેચાણ અને ફેલાવો વધારવા તેવું જ સાહિત્ય પીરસાતું રહે છે. આ વિષચક્રમાં ફસાયેલા જીવને શાણપણ ક્યાંથી લાધે ?

### પૉંડિચેરીના પ્રાંગણમાં

વિશ્વ આખું એક ગ્રામ-સંકુલ (global village) બની ગયું છે, એવો દાવો રજૂ થાય છે અને છતાંય ઘરઆંગણાના પૉંડિચેરી વિશે આપણે કેટલું ઓછું જાણીએ છીએ !

શ્રી અરવિંદે પૉંડિચેરીમાં ચાર દાયકા ગાળ્યા હતા. ત્યાં તેમણે વિપુલ સાહિત્ય સર્જ્યું. આધુનિક યુગનું સૌથી સુદીર્ઘ અને દિવ્ય મહાકાવ્ય 'સાવિત્રી' તેમણે

ત્યાં પૂરું કર્યું. પૉંડિચેરી તેમની સાધના અને સિદ્ધિનું સ્થળ બની રહ્યું. તેમણે માનવકલ્યાણ માટે ત્યાં યોગ-તપ કર્યાં. ત્યાં જ તેઓ પૂર્ણ સાક્ષાત્કારને પામ્યા.

શ્રી માતાજી (Mother) પૉંડિચેરીમાં પચાસથી વધુ વર્ષ રહ્યાં. ત્યાં તેમણે આશ્રમ સ્થાપ્યો. સ્વનિર્ભર જીવન માટેની વ્યવસ્થા ગોઠવી, શિક્ષણ, વ્યવસાય અને ઉદ્યોગોનું આયોજન કર્યું. આંતરરાષ્ટ્રીય સમૂહ-જીવનના સ્વપ્ન સમા 'ઑરોવિલ'નો તેમણે આરંભ કર્યો.

શ્રી અરવિંદનો પ્રભાવ ભારતભરમાં અને ભારતની બહાર ઝિલાયો. દેશ-વિદેશમાંથી અનેક વિચારકો, કલાકારો, સાહિત્યકારો, વિદ્વાનો, વૈજ્ઞાનિકો, કર્મશીલો પૉંડિચેરી આવી વસ્યા. ગુજરાતની આપણી અગાઉની પેઢીમાંથી અંબુભાઈ પુરાણી, પૂજાલાલ ને સુન્દરમ્ જેવાઓએ પણ એ રાહ લીધો. એ બધાએ સાધના માટે જીવન સમર્પિત કર્યું. બીજા કેટલાકે બહારના વિશ્વમાં કેન્દ્રો ઊભાં કર્યાં છે.

આ બધાં વિષે આપણી અત્યારની પેઢીને બહુ ઓછી માહિતી છે.

## પ્રકૃતિ-રમ્ય ભૂગોળ

૫૦૦ ચોરસ કિલોમીટરમાં પથરાયેલો પૉંડિચેરીનો કેન્દ્ર-શાસિત પ્રદેશ સાવ નાનો ગણાય. ગુજરાત જેવું નાનું રાજ્ય પણ બે લાખ ચોરસ કિ.મી. જેટલું છે. તેના કરતાં પૉંડિચેરીનો વિસ્તાર ચારસો ગણો નાનો ! અડધોઅડધ ભાગ પૉંડિચેરી શહેર અને આસપાસનો પ્રદેશ રોકે છે. બાકીના અડધામાં ગામડાંઓ છે. આખાય પૉંડિચેરી પ્રદેશની વસ્તી આઠેક લાખની, અમદાવાદ કરતાંય પાંચ-છગણી ઓછી ! પૉંડિચેરી નાનું ને રૂપાળું છે.

દેશના છેક દક્ષિણ છેડે તામિલનાડુના પરિસરમાં પૉંડિચેરી આવ્યું છે. ઉત્તરમાં આંધ્ર છે. આંધ્રનું જાણીતું તીર્થ-સ્થળ તિરુપતિ પૉંડિચેરીથી ફક્ત ૧૪૦ કિ.મી. દૂર છે. તિરુવણ્ણમલાઈ ૧૦૩ કિ.મી.ના અંતરે છે અને મહાબલિપુરમ્ ૧૪૦ કિ.મી. ઉત્તર-પશ્ચિમે કર્ણાટક છે અને દક્ષિણ-પશ્ચિમનું પાડોશી છે કેરળ. પૂર્વેના કાંઠાને બંગાળનો ઉપસાગર પખાળે છે.

પૉંડિચેરી પહોંચવા માટેનો રાજમાર્ગ છે ચેન્નાઈ (મદ્રાસ). ત્યાંથી પૉંડિચેરી ૧૬૩ કિ.મી. છે. દર અડધા કલાકે બસ અને લક્ઝરી મળે છે. સાડા ત્રણ-ચાર કલાકમાં પૉંડિચેરી. તામિલનાડુ ટૂરિઝમની પૉંડિચેરીની એક દિવસીય ટૂર પણ છે. સવારે નીકળો, રાત્રે પાછા ચેન્નાઈ.

કાવેરી નદીના કાંપથી પૉંડિચેરી ફળદ્રુપ બન્યું છે. છ-સાત મહિના વરસાદ પડે છે. નાની-નાની સાતેક નદીઓનાં નીર પૉંડિચેરીને લીલુંછમ, હરિયાળું હરિયાળું રાખે છે. ચોખા, નારિયેળી, કેળાં અને ફળોનો મબલક પાક ઊતરે છે. તરહ તરહનાં ફૂલોનો તો ઢગલો. આવા વાતાવરણનાં આંદોલનો (vibrations) કેવાં ઉમદા હોય ! પૉંડિચેરીમાં લઘુ-ઉદ્યોગ ખીલ્યા છે. તેના બંદરે વર્ષે ૪૦ લાખ ટન માલ ચડે-ઊતરે છે.

## પ્રાચીન-અર્વાચીન ઇતિહાસ

ભારતને તત્ત્વ-દર્શનનો વિચાર-વારસો દક્ષિણમાંથી સાંપડ્યો છે. શંકરાચાર્ય સહિતના ષડ્દર્શનના છએ છ આચાર્યો દક્ષિણના ! ભક્તિનો પહેલો બોધ પણ દક્ષિણમાંથી અલવરોએ આપ્યો. આવા દક્ષિણમાં આવેલું પૉંડિચેરી પ્રાચીન કાળમાં વેદપુરી તરીકે પ્રસિદ્ધ હતું. અગસ્ત્ય મુનિ પૉંડિચેરીના. નવમી સદીમાં પૉંડિચેરી તેના સંસ્કૃત વિદ્વાનો માટે પંકાતું.

ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ૧૬૭૩માં પૉંડિચેરીમાં થાણું નાખ્યું. એક સમયે પૉંડિચેરીની જાહોજલાલી બ્રિટિશ કલકત્તા કરતાંય ચઢિયાતી હતી. માહે, યનમ, કેરાઈકાલ જેવાં પૉંડિચેરીનાં સ્થળો ફ્રાન્સે વિકસાવ્યાં, પણ ડુપ્લેનું ફ્રેન્ચ સામ્રાજ્યનું સ્વપ્ન સાકાર ન થયું. ફ્રાન્સ પૉંડિચેરી પૂરતું સીમિત રહ્યું. અંગ્રેજોએ ૧૯૪૭માં ભારત છોડ્યું, પણ ફ્રાન્સ પૉંડિચેરીને વળગી રહેલું. સાત વર્ષ પછી ૧૯૫૪માં ફ્રાન્સે પૉંડિચેરી ભારતને સોંપ્યું. ત્યારથી પૉંડિચેરી કેન્દ્ર-શાસિત પ્રદેશ રહ્યું છે. જોકે તેને સ્વતંત્ર રાજ્યનો દરજ્જો આપવાની લાગણી અને માગણી છે.

પૉંડિચેરીમાં ફ્રાન્સનાં સંસ્કાર-સંસ્કૃતિની ઝલક જીવંત રહી છે. ૧૪,૦૦૦ જેટલા ફ્રેન્ચ નાગરિકો આજે પણ પૉંડિચેરીમાં વસે છે. ત્યાં તેમનાં ચર્ચ છે, મ્યુઝિયમ છે, ફ્રેન્ચ માધ્યમમાં ભણાવતી શાળાઓ છે.

## પ્રવાસ અને યાત્રાનું ધામ

પૉંડિચેરીમાં બધી આધુનિક સગવડ છે, પણ આધુનિક શહેરનાં ધમાલ-ધાંધલથી તે મુક્ત છે. દેશના

એક ખૂણામાં પડેલા શાંત-રમ્ય નગર તરીકે તે વિલક્ષણ છે. લાંબો સોહામણો સાગર-કિનારો તેને શોભાવે છે. મુંબઈમાં મરીન લાઈન્સ પર છે તેવી દીવાલથી દરિયાને બાંધ્યો છે. દીવાલ પર બેસાય તેવી પાળ છે.

પૉંડિચેરીનો દરિયો બાળક જેવો તોફાની છે. આખો દિવસ ઘૂઘવતો રહે, ઓટ ભાગ્યે જ જોવા મળે, મોજાં સતત અથડાયા કરે. દરિયાકિનારે ફરવાની મજા છે : પડતાં-ઊપડતાં-ભાંગતાં મોજાં નિહાળતા જાવ, ઘુઘવાટનું સંગીત માણતા જાવ, થાકો ત્યારે પાળ કે બાંકડે વિશ્રામ કરો, થાક ઊતરે એટલે ફરી ચાલવા માંડો.

નહેરુ સ્ટ્રીટમાં પૉંડિચેરીનું નાનકડું બજાર છે. હાથ-વણાટના કાપડનું ડ્રેસ-મટીરિયલ, કલા-કારીગીરીના નમૂના, કાજુ જેવા સ્થાનિક ઉત્પાદન વગેરેનું શૉપિંગ કરી શકાય. સાદી ઈડલી-ઢોસાની સાઉથ-ઇન્ડિયન હોટલો છે. આધુનિક રેસ્ટોરન્ટ્સ પણ ખરી. ત્યાં પંજાબી, પશ્ચિમી, ચાઈનીઝ વાનગીઓ મળે. પ્રવાસનાં બધાં આકર્ષણો અહીં છે, પણ પૉંડિચેરીની વિશેષતા છે શ્રી અરવિંદ આશ્રમ અને તેની પ્રવૃત્તિઓ.

**શ્રી અરવિંદ આશ્રમ**

દરિયાકાંઠેથી શહેરની મધ્ય તરફ ચાર-પાંચ મિનિટ ચાલીએ કે નાની-નાની ગલીઓ આવે છે. લીલાં વૃક્ષોથી છવાયેલી ગલીઓને છેડે નાનકડો ચોક છે. સામી ફૂટપાથે રંગ-રંગનાં, નાનાં-મોટાં કમળ અને ફૂલોની છાબડીઓ ભરી માલણો ફૂલ વેચવા બેઠી છે, એ એંધાણે શ્રી અરવિંદ આશ્રમ ઓળખાશે. કોઈ તોતિંગ ઈમારત નથી, ભવ્ય દરવાજો નથી, આકાશમાં લહેરાતી ધજા-પતાકાઓ નથી. આશ્રમ નાનાં-નાનાં સાદાં મકાનોનું સંકુલ છે.

સાદા પ્રવેશદ્વારની બારસાખ પર વેલો ઝળુંબી છે. બારસાખ પર મધ્યમાં દિવ્ય ચેતનાના પ્રતીક સમું કમળ-વર્તુળ છે. બહાર શાંતિ છે, અંદર દાખલ થાવ ત્યાં પરમશાંતિ છે. શંખધ્વનિ, ઘંટારવ કે દેકારો નથી. દાખલ થતાં સામે મોટો હૉલ છે. માર્ગદર્શન આપવા માટે ત્યાં માણસો છે, પણ માર્ગદર્શનની જરૂર પડતી નથી. ચુપચાપ પગરખાં ઉતારી, ખાનામાં મૂકી, ભાવિકોની હરોળમાં જોડાઈ જાવ. વિવિધ પ્રકારના કેક્ટસથી માંડી ગુલાબ સહિતના ક્યારાઓ પાસેથી પસાર થઈ તમે સમાધિ તરફ આગળ વધો છો. સેંકડો ને હજારો ભાવિકો આવતા રહે છે, પણ ક્યાંય ભીડ નથી, ધક્કામુક્કી નથી; કશું અસુંદર નથી, અસ્વચ્છ નથી.

**સમાધિનું સ્થળ**

મિનિટ-અડધી મિનિટમાં સમાધિએ પહોંચાય છે. ૭૮ વર્ષની વયે શ્રી અરવિંદે દેહત્યાગ કર્યો. આશ્રમ-સંકુલના ચોકમાં તેમની સમાધિ રચવામાં આવી છે. ૧૯૭૩માં ૯૫ વર્ષની ઉંમરે માતાજી ચેતનમાં ભળી ગયાં. તેમની સમાધિ પણ શ્રી અરવિંદ સાથે રાખી છે. એક તરફ આશ્રમની કચેરીઓ છે. સામે પુસ્તકઘર જેવી 'બુકશૉપ' છે. આસપાસ જૂના અંતેવાસીઓના આવાસ છે. વચ્ચે ચોકમાં સમાધિ છે. ઉપર વૃક્ષની છાયા છે.

સમાધિ પર રોજેરોજ તાજાં ફૂલ અને હારના સાથિયા રચાય છે. અગરબત્તીના ધૂપ-ધૂમ્રથી સુગંધિત વાતાવરણ લહેરાય છે. ભાવિકોનું આગમન-નિર્ગમન સતત ચાલુ રહે છે. ભાવિક આવે, ફૂલ, અગરબત્તી લે, સમાધિ પર અગરબત્તી મૂકે, ફૂલ ચડાવે, માથું ટેકવે અને પછી ઊઠી ચોક ફરતા પરિસરમાં બેસે. ભાવિકોનું આવવા-જવાનું ચાલ્યા કરે છે; ફૂલ અને હાર સુંદર રીતે ગોઠવાતાં રહે છે; વધારાનાં ફૂલ અને અગરબત્તીની રાખ અને સળીઓ વળાતાં રહે છે; કુદરતી ક્રમ જેવી સહજતાથી બધું ચાલ્યા કરે છે. પૉંડિચેરી આવી કશું જ ન કરો, માત્ર સવાર-સાંજ સમાધિ-સ્થળે આવી બેસો તોય ફેરો સાર્થક થઈ જાય છે. શાંતિ, આનંદ ને દિવ્યતાનો અનુભવ થાય.

શ્રી અરવિંદ જ્યાં નિવાસ કરતા હતા તે ખંડો આશ્રમસંકુલમાં જ છે. માતાજીના ખંડો પણ ત્યાં જ છે. નિવાસસ્થાનો જેમનાં તેમ જાળવ્યાં છે. રાચરચીલું ને અન્ય સાહિત્ય સ્મરણરૂપે સચવાયાં છે. ખાસ પરવાનગીથી ત્યાં દર્શને જવાય છે, અંદર ધ્યાનસ્થ બેસી શકાય છે. જીવંત લાગે એવી શ્રી અરવિંદ અને માતાજીની છબીઓ પ્રભાવશાળી છે, જાણે હમણાં બોલશે. અમી ઝરતી આંખો તમને તાકતી હોય તેવો ભાસ થાય છે.

નીચે વિશાળ ધ્યાનખંડ છે. ત્યાં બેસો કે તરત જ આપોઆપ ધ્યાનમાં સરી પડાય છે.

નથી, દાન માટે ટહેલ નાખતો નથી, દાતાની નામપટ્ટીવાળું રાચ-રચીલું કે તકતી મૂકતો નથી. ભંડોળ એકઠું કરવા 'ચેરિટી શો' ગોઠવતો નથી અને તોય એનું કામ ચાલતું રહ્યું છે, વિકાસ થતો રહ્યો છે. એને પૂર્ણચેતનાનાં આશીર્વાદ, કૃપા અને યોજના જ ગણવાં રહ્યાં ને !

સાધકો અને મુલાકાતી ભાવિકો માટે ભોજન-વ્યવસ્થા ઊભી કરાઈ છે. આજે આશ્રમના ભોજનખંડમાં રોજ બે હજારથી વધુ સાધકો અને ત્રણેક હજારથી વધુ મુલાકાતીઓ સવારનો નાસ્તો, બપોરનું ખાણું અને સાંજનું વાળુ લે છે. આશ્રમનાં કુટુંબીજનો તરીકે સાધકો માટે વિનામૂલ્યે વ્યવસ્થા કરી છે. મુલાકાતીઓ પાસે તદ્દન નજીવી રૂ. ૨૦/-ની રકમ લેવાય છે. તે રકમમાં સવારનો નાસ્તો અને બંને સમયનું ભોજન મળે છે. ભોજનમાં બ્રાઉન બ્રેડ, શાકભાજીમિશ્રિત સંભાર જેવી દાળ, ભાત, ઘઉંનું થૂલું. દહીં/દૂધ અને કેળાં, એવો ચોખ્ખો, સાદો, પૌષ્ટિક અને સાત્ત્વિક આહાર અપાય છે. રસોઈનાં, પીરસવાનાં, ભોજનખંડ-સાફસૂફીનાં વાસણો ધોવાનાં, એ બધાં જ કામ સાધકો કરે છે. સ્વાસ્થ્યપ્રદ ચોખ્ખાઈ જળવાય તેવી વાસણો સાફ કરવાની આધુનિક વ્યવસ્થા ગોઠવાઈ છે. પાંચેક હજારથી વધુ માણસો કલાકેકના નિયત સમયમાં ભોજનખંડોમાં જમવાનું આટોપી લે છે. તમામ કામ પ્રેમ, શાંતિ અને સ્વચ્છતાપૂર્વક થાય છે.

### પ્રવૃત્તિ-વિસ્તાર અને સ્વનિર્ભરતા

આશ્રમ સાધના માટેનું કેન્દ્ર તો છે જ. પણ તે ઉપરાંત તે જીવનપદ્ધતિ પણ છે. સાધકો ધ્યાન અને આધ્યાત્મિક પ્રવૃત્તિ ઉપરાંત શારીરિક શ્રમ કરે; રમત-ગમતમાં પણ ભાગ લે; તેમની આવડત, રસ, રુચિ, શક્તિ પ્રમાણેનાં ઉત્પાદક કામો કરે એવી વ્યવસ્થા થઈ છે. તે પ્રવૃત્તિમાંથી જે આવક થાય તેનાથી આશ્રમ સ્વનિર્ભર બની રહે છે.

આશ્રમ પાસે પોતાની ખેતી, ગૌશાળા અને બેકરી છે. જરૂરત પ્રમાણેનાં અનાજ, શાકભાજી, ફળ ઇ.નું ઉત્પાદન આશ્રમ કરી લે છે. પોતાની જ ગૌશાળામાંથી ભોજનાલયમાં દૂધ-દહીં આવે છે. ભોજનમાં વપરાતી બ્રેડ પોતાની જ બેકરીમાં બને છે.

આશ્રમનું પ્રકાશનગૃહ, પ્રેસ, પુસ્તકઘર અને ગ્રંથાલય છે. મ્યુઝિયમ અને આર્ટગૅલેરી છે. વીવિંગ, એમ્બ્રોયડરી, હાથવણાટ, રેશમી કાપડ પર માર્બલિંગ (હૅન્ડ-પ્રિન્ટિંગ) અને બાટીકના એકમો આશ્રમ હેઠળ ચાલે છે. તે બધાં ડ્રેસમટીરિયલ્સ માટેનાં વેચાણકેન્દ્રો પણ ખોલાયાં છે.

હૅન્ડમેઇડ પેપરની ફૅક્ટરી, અગરબત્તી ને પરફ્યૂમ્સનાં કારખાનાં, આયુર્વેદિક અને હર્બલ દવાની ફાર્મસી જેવા ગૃહ અને લઘુઉદ્યોગ છે. વેચાણ માટે ઑરોશિખા અગરબત્તીઝ ને પરફ્યૂમરી જેવી શૉપ્સ છે.

જરૂરત અને પ્રાપ્યતા અનુસાર આશ્રમ આસપાસનાં મકાનો મેળવતો રહ્યો છે. સાધકોના આવાસ ઉમેરાતા ગયા છે. મુલાકાતી ભાવિકો માટે આશ્રમની નિશ્રામાં 'પાર્ક ગેસ્ટ હાઉસ', 'કૉટેજ', 'સમર્પણ', 'સ્વીટ હોમ' જેવાં અઢારેક અતિથિગૃહ ચાલે છે. આશ્રમ તરફથી ટૂર-ટ્રાવેલ સેવાની 'શ્રી ઑરોબિન્દો ઑટોકૅર સર્વિસ' પણ ચલાવાય છે.

### વહીવટી તંત્ર

આશ્રમની અસ્ક્યામત આજે નહીં નહીં તોય હજારેક કરોડ રૂપિયાથી વધારે હશે. તેની પ્રવૃત્તિના ફેલાવામાં કારખાનાં, લઘુઉદ્યોગ, અતિથિગૃહો ઉપરાંત આંતરરાષ્ટ્રીય શિક્ષણકેન્દ્ર પણ છે. પોતે ઘડેલા અભ્યાસક્રમ પ્રમાણેની, સાધકો મારફત ચાલતી નિવાસી (residential) શાળા શિક્ષણ ઉપરાંત ખેલકૂદ અને યોગસાધના પર ભાર મૂકે છે.

આશ્રમ અને સંકળાયેલી સંસ્થાઓનાં ત્રણ ટ્રસ્ટ મંડળો સંચાલન કરે છે. એક ટ્રસ્ટ મંડળ આશ્રમ અંગેનું છે. પાંચ ટ્રસ્ટીઓ વહીવટ સંભાળે છે. આ મંડળ મુખ્યત્વે આશ્રમની આધ્યાત્મિક તથા સાધકોના યોગક્ષેમની પ્રવૃત્તિઓનું સંચાલન કરે છે. ઔદ્યોગિક પ્રવૃત્તિ માટે શ્રી અરવિંદ ઉદ્યોગ ટ્રસ્ટ છે. તે મુખ્યત્વે ગૃહઉદ્યોગો, લઘુ- ઉદ્યોગો જેવી ઊપજની પ્રવૃત્તિઓનો વહીવટ કરે છે. ત્રીજું મંડળ શ્રી અરવિંદ સોસાયટી, શ્રી અરવિંદ તથા શ્રી માતાજીના જીવનદર્શનના દેશ અને દુનિયામાં પ્રસારની કામગીરી સંભાળે છે.

વહીવટમાં કેન્દ્રીય માર્ગદર્શન અને વિકેન્દ્રીકરણની સમતુલા છે. ત્રણે ટ્રસ્ટ મંડળ જુદાં છે, પણ સંકલનથી કામ કરે છે.

## ઑરોવિલ

નવા વિશ્વનો અંશ પૃથ્વી પર ઉતારવાની માતાજીની મહેચ્છા હતી. એમાંથી ઑરોવિલ સંકુલનો પ્રયોગ આકાર પામ્યો. રાષ્ટ્રને અતિક્રમી વિશ્વભરના નાગરિકોનો નાનકડો જનસમુદાય નવા વિશ્વની વ્યવસ્થામાં ગોઠવવાનો ત્યાં પ્રયાસ થયો છે. આંતરરાષ્ટ્રીય સમૂહજીવન અને ત્યાંથી વિશ્વચેતનાને આંબવાનું માતાજીનું સ્વપ્ન સિદ્ધ કરવાનું ઑરોવિલનું ધ્યેય છે. ઑરોવિલના પાયામાં શ્રી અરવિંદ અને શ્રી માતાજીનું સમગ્ર માનવજાતિની એકતાનું જીવનદર્શન રહેલું છે. પરંતુ વ્યવસ્થા અને વહીવટની રીતે શ્રી અરવિંદ આશ્રમથી આ સ્વાયત્ત નગર સ્વતંત્ર છે. ઑરોવિલનું સંચાલન ઑરોવિલ-નિવાસીઓના સહકારથી ત્યાંની સ્વૈચ્છિક સંસ્થાઓ તથા ભારત સરકારે સ્થાપેલ ઑરોવિલ ફાઉન્ડેશન કરી રહેલ છે. દેશ-વિદેશના અન્ય નાગરિકોનો સહયોગ એમાં પ્રાપ્ત થતો રહે છે.

માતાજીએ પૉંડિચેરીથી દસ-બાર કિલોમીટરના અંતરે તામિલનાડુ રાજ્યમાં આવેલી ત્રણ હજાર એકર જમીન પસંદ કરી. આ જમીન સાવ ઊસર મરુભૂમિ જેવી વેરાન હતી. જળ-સંગ્રહ, સિંચાઈ, વનસ્પતિની દેશી જાતોનું સંવર્ધન, સજીવ ખેતીની પદ્ધતિઓ અને અથાગ પરિશ્રમથી તે જમીન નવસાધ્ય કરવામાં આવી. વીસ વર્ષના પ્રયત્ન પછી ૧,૧૦૦ હેક્ટર જમીનમાં આજે વીસ લાખ વન્ય અને ફળ-વૃક્ષો, ખેતીનો મબલક પાક અને ધબકતું જન-જીવન છે. આનું શ્રેય કૃષિવિદો, ઑરોવિલવાસીઓ અને ઑરોવિલના વૈજ્ઞાનિક સંશોધન કેન્દ્રને આપવું ઘટે. સંશોધન કેન્દ્રને ઊર્જાના નવસાધ્યી-કરણ માટેની બિનસરકારી સંસ્થા તરીકેનું રાષ્ટ્રીય પારિતોષિક મળ્યું છે.

ઑરોવિલ સંકુલમાં આજે વન્ય કુટિરો, ફ્લૅટ જેવા એપાર્ટમેન્ટ્સ, રો-હાઉસ અને બંગલીઓ જેવા બધું મળીને ૪૦૦ આવાસ છે. અત્યારે દેશ-વિદેશના તેર સો કાયમી રહીશો છે. તેમાં ભારતીય, ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન, ડચ, અમેરિકન, બ્રિટિશ, સ્વિસ, સ્પૅનિશ અને રશિયન નાગરિકોનો સમાવેશ થાય છે. સામુદાયિક ભોજનાલયની વ્યવસ્થા છે. પરંપરાગત વિદ્યુત-એકમો ઉપરાંત 'ફોટોવૉલ્ટેઈક' પદ્ધતિથી વીજળીનું ઉત્પાદન થાય છે. સોલર અને બાયોગૅસ ઊર્જાથી કુકર, હીટર, પમ્પ અને યંત્રો ચલાવાય છે.

આયુર્વેદિક, હોમિયોપેથિક અને નિસર્ગોપચાર જેવી વૈકલ્પિક ચિકિત્સાપદ્ધતિઓમાં સંશોધન ચાલે છે. ઑરોવિલ આસપાસ ચૌદ જેટલાં તમિળ ગામડાં છે, જેના ઉત્કર્ષ માટે પણ ઑરોવિલના નાગરિકો કામ કરતા રહે છે.

આશ્રમની ટૂર-ટેક્સી સર્વિસ પૉંડિચેરીથી ઑરોવિલની અડધા દિવસની સફર કરાવે છે. જોકે ઑરોવિલને બરાબર સમજવા માટે ત્યાં ચાર-પાંચ દિવસ રહેવું જોઈએ.

### આંતરરાષ્ટ્રીય સમુદાય : ઑરોવિલની સંકલ્પના

શ્રી અરવિંદની ફિલસૂફી વૈયક્તિક મુક્તિ કે મોક્ષ પૂરતી સીમિત નથી. માનવજાત સહિત આખા વિશ્વને દિવ્ય ચેતના સુધી લઈ જવાનો આદર્શ રખાયો છે. આ ધ્યેય ક્રમશઃ તબક્કાવાર અને નાના-મોટા જૂથમાં સિદ્ધ થઈ શકે તે માટે જુદી જુદી કક્ષાનાં સંગઠનોની રચના જરૂરી છે. આવા આયોજનના ભાગરૂપે શ્રી અરવિંદ આશ્રમમાં સાધકોનું સહવાસી સંકુલ રચાયું. એ સ્થાનિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સમુદાય થયો. તેવા પ્રકારના આંતરરાષ્ટ્રીય કે વૈશ્વિક સમુદાયની ઑરોવિલમાં સંકલ્પના છે. તેવી વિચારણામાંથી ઑરોવિલનું બીજ નખાયું, પાંગર્યું અને કોળ્યું.

૧૯૫૪માં પૉંડિચેરી સ્વતંત્ર ભારતને સોંપાયું. તે જ અરસામાં વ્યક્ત થયેલું માતાજીનું કથન સૂચક છે :

''વિશ્વમાં એવી જગા હોવી જોઈએ જેના પર કોઈ રાષ્ટ્રનો માલિકીહક ન હોય. ત્યાં સદ્‌ભાવ, નિષ્ઠા ને ઊંચી આકાંક્ષાવાળા સજ્જનો વિશ્વનાગરિક તરીકે વસી શકે. ત્યાં શાંતિ, એકતા અને સંવાદિતા હોય. ત્યાં સત્ય સર્વોપરી હોય. તેના સિવાય બીજી કોઈ સત્તા ન હોય.''

૧૯૬૫માં માતાજીએ વૈશ્વિક વાયુમંડળમાં બદલાવ અનુભવ્યો. વૈશ્વિકીકરણની આવનારી આબોહવાનો કદાચ તેમને આગમ-સ્પર્શ થયો. તેની ગંધ તેમણે પારખી. તેમણે આંતરરાષ્ટ્રીય સમુદાયરૂપે ઑરોવિલ સંકુલનું આયોજન કરવા માંડ્યું. ફ્રાન્સના સ્થપતિઓ સાથે બેસી પ્લાન્સ બનાવ્યા.

માતૃમંદિર માતા-પ્રકૃતિનું પ્રતીક છે. શ્રી અરવિંદના તત્ત્વ-દર્શનમાં પ્રકૃતિ વિશ્વમાતા છે. પ્રકૃતિ ભૌતિક તત્ત્વોની બનેલી છે અને તેથી દિવ્ય ચેતનાથી વિરુદ્ધનું તત્ત્વ છે એવી સામાન્ય માન્યતા શ્રી અરવિંદના દર્શનમાં સ્વીકારાઈ નથી. પ્રકૃતિ અને ભૌતિક સૃષ્ટિમાં પણ દિવ્ય તત્ત્વ છે અને અંતે તે પૂર્ણ ચેતનામાં ભળવાનું છે એવો અદ્વૈત સિદ્ધાંત શ્રી અરવિંદના દર્શનમાં છે.

### ઑરોવિલ : કેન્દ્ર અને આસપાસ

ઑરોવિલની કલ્પના માત્ર સૈદ્ધાંતિક કે જડ નથી. જીવંત સંગઠનરૂપે ઑરોવિલે આકાર લીધો છે. કેન્દ્રમાં માતૃમંદિર છે. આસપાસ વર્તુળાકાર સીમાઓ પર મુખ્ય વિભાગો છે. વર્તુળના પૂર્વ છેડે સંસ્કાર-સંસ્કૃતિ કેન્દ્ર છે, પશ્ચિમે આંતરરાષ્ટ્રીય એકમ છે, ઉત્તર સીમાએ ઔદ્યોગિક ઝોન છે અને દક્ષિણમાં આવાસો માટેનો વિસ્તાર છે. ચારે પ્રદેશ ફરતો વર્તુળાકાર હરિયાળો પટ્ટો (green-belt) છે. ચોતરફ તમિળ ગામડાંઓ છે. પૂર્વમાં દક્ષિણ છેડો સાગરને મળે છે.

માતૃમંદિર એ કોઈ દેવળ કે દેવસ્થાન નથી. એ એકાગ્ર-ધ્યાન માટે બનાવાયું છે. તેની રચનામાં આધ્યાત્મિક પ્રતીકો અને સ્થાપત્યની લીલાનો ઉત્કૃષ્ટ આધુનિક સમન્વય છે. બહારથી રૂપેરી રંગનો મોટો પૃથ્વીનો ગોળો નજરે પડે છે. તેના પર સોનેરી ચક્રોનું ઝુમખું ઝૂલે છે. ચાર વિશાળ સ્તંભના પાયા પર માતૃમંદિર ઊભું છે.

પૃથ્વી જેવા ગોળાકારની અંદર ઊંચા ટાવર જેવા મિનારનું ચણતર છે. ચક્રાકારમાં ઢાળ ચડતાં ચડતાં ટોચ પર પહોંચાય છે. ત્યાં એકાગ્ર-ધ્યાનખંડ છે. ક્યાંય બારી, બારણાં કે વેન્ટિલેશન નથી. એક કિરણરૂપે સૂર્યદેવનું અજવાળું પ્રવેશે છે. વિકીર્ણ થઈ પ્રકાશ વેરાય છે. એકાગ્ર-ધ્યાનખંડની બરાબર વચ્ચે માતાજીનું વર્તુળાકાર કમળ- પ્રતીક છે, તેના પર શ્રી અરવિંદનું પ્રતીક ચોરસ આકારે ગોઠવ્યું છે. તેના પર પ્રકાશિત ગોળો મૂક્યો છે. આસપાસ બાર સ્તંભ છે. ખંડની છત, દીવાલો, ફરસ અને સ્તંભો કમળશ્વેત રંગના છે. બીજો કોઈ શણગાર, આભૂષણ કે ભપકો નથી. ન ફૂલ, ન ગંધ, ન અગરબત્તી, ન ધૂપ; ન ગીત, ન સંગીત; ન ધ્વનિ, ન શબ્દ. સંપૂર્ણ શાંતિ, ફક્ત શાંતિ અને શાંતિ સિવાય બીજું કશું જ નહીં.

બોલચાલ સુધ્ધાંનો અવાજ ન કરવાની શરતે માતૃમંદિરના ભીતર-દર્શનની પરવાનગી મળે છે. ત્યાંના નિયમો અનુસાર થોડાએકને એકાગ્ર-ધ્યાનના નિયત સમયે ધ્યાન કરવા જવા દેવામાં આવે છે.

### સાકાર થયેલું સપનું

૨૮ ફેબ્રુઆરી ૧૯૬૮ના દિવસે ઑરોવિલનો કુંભ મૂકાયો. આંતરરાષ્ટ્રીય સમૂહજીવન માટેનું ઘોષણાપત્ર કુંભમાં રાખ્યું છે. વિશ્વભરમાંથી લાવવામાં આવેલી માટી વિશ્વનાગરિકોએ કુંભમાં પધરાવી. એ રીતે ઑરોવિલનો ઔપચારિક આરંભ થયો.

૧૯૭૧માં જુદા જુદા વિભાગનાં બાંધકામો શરૂ થયાં. ૧૭ નવેમ્બર ૧૯૭૩ના દિવસે માતૃમંદિરના પાયાના સ્તંભોનું કામ પૂરું થયું. બરાબર તે સમયે માતાજીનો દેહત્યાગ થયો. વૈશ્વિક અધ્યાત્મનું કામ શરૂ થયું, માતાજીનું ભૌતિક જીવન પૂરું થયું.

૧૯૯૪ સુધીમાં માતૃમંદિરનું માળખું ઠીકઠીક પ્રમાણમાં રચાઈ રહ્યું. દર્શન માટે તે ખુલ્લું મૂકાયું. જોકે હજી માતૃમંદિરનું ઘણું કામ આજે પણ બાકી છે.

### વિભાગોનો વિકાસ

સંસ્કાર-સાંસ્કૃતિક વિસ્તારમાં ઘોડિયાઘર, બાળમંદિર, શાળા અને સંશોધન કેન્દ્ર શરૂ થયાં છે. ઑરોવિલનાં શિક્ષણ, પદ્ધતિ અને તરાહ જુદાં છે. ઑરોવિલવાસીઓ જ ભણાવે છે. શિક્ષણમાં ખેલકૂદ, સંગીત, કાવ્યપાઠ, સાહિત્ય અને નાટ્યપ્રવૃત્તિને ખાસ સ્થાન અપાયું છે.

દુનિયાના દેશો આંતરરાષ્ટ્રીય વિસ્તારમાં પોતપોતાના પેવિલિયન બનાવે તેવો માતાજીનો વિચાર હતો. પ્રત્યેક દેશ પોતાની વિશિષ્ટતા પ્રગટ કરે અને પોતાનાં સંસ્કાર-સંસ્કૃતિનો પરિચય મળી રહે તેવું આયોજન કરે. પેવિલિયન પરથી તે દેશ વિશે જાણકારી મળી રહે. ભારતે પોતાનું પેવિલિયન 'ભારતનિવાસ' બનાવ્યું છે. ફ્રાન્સ અને તિબેટે શિલાન્યાસ કર્યો છે, પણ આ વિસ્તારમાં ઘણું કામ કરવાનું હજી બાકી રહે છે.

ઉદ્યોગવિસ્તારમાં પર્યાવરણની જાળવણી સાથે ઉદ્યોગોનો વિચાર થયો છે. ઉદ્યોગોની આવકમાંથી ઑરોવિલ સ્વનિર્ભર થાય તેવી અપેક્ષા છે. એ આદર્શને પહોંચતાં ઘણી વાર લાગશે. પણ હજી હમણાં માન્યતા

પામેલા અને પ્રચલિત થયેલા વૈશ્વિકીકરણ અને પર્યાવરણના ખ્યાલો ત્રીસેક વર્ષ પહેલાં પામી જવાની માતાજીની દીર્ઘ અને દિવ્ય દૃષ્ટિ આશ્ચર્ય પમાડે છે.

**વસુધૈવ કુટુમ્બકમ્**

પચાસેક હજાર નિવાસીઓને ઑરોવિલ સમાવી શકે તેવું પ્લાનિંગ છે. પોતાના આવાસ અત્યારે નિવાસીઓ પોતાને ખર્ચે બનાવે છે, પણ તેની સુવાંગ માલિકી તેમની નથી. તેમના જીવનકાળ દરમ્યાન ત્યાં રહેવાનો તેમને અગ્રતા-અધિકાર છે. તેમના પછી તેમના આવાસ ઑરોવિલના ગણાશે. આજે નિવાસીઓ તેમનો નિર્વાહ-ખર્ચ પોતે ઉપાડે છે. ભવિષ્યમાં તેમના યોગક્ષેમની જવાબદારી ઑરોવિલ ઉપાડે તેવી કલ્પના છે. તે વખતે પૈસાની લેવડ-દેવડ નહીં હોય, સેવાઓની આપ-લે હશે.

ભારત સરકારે ૧૯૮૮માં ઑરોવિલ ફાઉન્ડેશન અધિનિયમ નામનો કાયદો કર્યો છે. તે ધારાથી ઑરોવિલ-સંકુલના સંચાલન માટે ધારાકીય વહીવટી તંત્ર ગોઠવાયું છે. સંચાલન કરતા બૉર્ડમાં યુનેસ્કો જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થા, ભારત સરકાર તેમ જ ઑરોવિલવાસીઓનું પ્રતિનિધિત્વ છે.

ઑરોવિલની સફળતા માટે આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ, વિશ્વની રાજ્ય સરકારો તેમજ આ વિચારમાં માનનારા મુમુક્ષુઓનું યોગદાન જોઈશે. તે મળે તેના પ્રમાણમાં પ્રયોગ મોડો કે વહેલો સફળ થશે. દરમ્યાન માનવજાતના જ નહીં, સમગ્ર વિશ્વપ્રકૃતિના ઊર્ધ્વગમન માટે આવો પ્રયોગ કોઈ પુરુષ વિચારે અને તેને સાકાર કરવા પોતાનાં યોગ અને તપનું આહુતિપ્રદાન કરે તે અદ્વિતીય અને અભૂતપૂર્વ ઘટના છે.



## અનુરોધ

એકલાં એકલાં રહી જોજે
જાતથી ગુફ્તગૂ કરી જોજે

શોર કેવળ ન બાહરી, મિત્રો !
ભીડથી દૂર નીકળી જોજે !

સૌપ્રથમ ડંખ, પણ પછી આદત...
ખુદને થોડુંક છેતરી જોજે

પગથી માથા સુધી ભીંજાવાનું -
સ્વપ્ન ફળશે, અગર બળી જોજે !

મુજ લિખાવટ સ્વયં પુરાવો છે,
કેમ કહેતા ? નીચે સહી જોજે !!

તર્જ ને ગાયકીથી કચડાશે,
મુજ ગઝલ માત્ર ગણગણી જોજે.

યાદ કડવી-મીઠી કનડશે બહુ,
ઝેર છે...પારખાં કરી જોજે...

**બકુલેશ દેસાઈ**

# સ્વાધ્યાય અને સમીક્ષા

કપિલા પટેલ

## 'ટાઇમબૉમ્બ' : એક નોંધપાત્ર નાટ્યકૃતિ

શ્રી ઈન્દુ પુવારનું દ્વિઅંકી નાટક 'ટાઇમબૉમ્બ' માનવચિત્તની સંકુલતાઓને કોઈ પણ જાતના રંગરોગાન વગર પ્રગટ કરે છે. સામાજિક-નૈતિક ધોરણે માનવમનની સારી, પણ મહદ્ અંશે નઠારી વૃત્તિઓને વૈવિધ્યસભર ને વિશાળ પાત્રસૃષ્ટિ દ્વારા કળાત્મક રીતે વ્યક્ત કરવાનો ઉપક્રમ રાખ્યો જણાય છે. નાટકમાં કશું થવું જોઈએ, ગતિ-ઍક્શન-રીઍક્શન-ક્રિયા., ધમાધમ - બસ, એક ક્ષણનો પણ બીજો વિચાર ન આવવા દે એનું નામ નાટક એવો નાટ્યકારનો અભિગમ આ નાટક માટે યથાર્થ ઠરે છે. આ નાટકનું રચનાકર્મ સરળ રીતે ન સમજાય એમ સભાનપણે યોજવામાં આવેલું હોય તેમ લાગે છે. નાટકના નાયક જનમેજયના અને કૉન્શિયસ માઈન્ડમાં ચાલતા ચિત્ર-વિચિત્ર અનેક shades અહીં જાતભાતના પાત્રોના સંવાદોમાં અભિવ્યક્તિ પામ્યા છે. નાયક જનમેજય સામાન્ય માણસ છે. માઇથોલૉજિકલ સિમ્બોલ નથી. મિથ નથી. ઍબ્સર્ડ પ્રકારનાં નાટકોમાં સામાન્યતઃ વિસંગતિઓયુક્ત મનુષ્યજીવનની જેમ કથા હોય છે, એ રીતે આ નાટક પણ એ કક્ષાનું છે એમ કહી શકાય. તેથી ચિનુ મોદી પણ એકથી અધિક અંકના નાટકમાં આટલી પ્રબળ રીતે અને પ્રથમ વાર ઍબ્સર્ડિટી - સફળ રીતે - 'ટાઇમબૉમ્બ'માં નિરૂપાઈ છે - એવો અભિપ્રાય આપવા પ્રેરાયા છે.

નાટ્યકારની કેફિયત મુજબ આ નાટક લેખકના 'કેલિડોસ્કોપ' એકાંકી પરથી રચાયું છે. આ નાટકમાં સમયના સંદર્ભમાં એ એકાંકીનો આછો અંશ જળપરી અને રાજકુમાર અવિનાશ વાઘવાનના પ્રસંગમાં રજૂ થયો છે. એ રીતે જોતાં આ નાટકમાં લેખકે ફેન્ટસીનો પણ ઉપયોગ કર્યો છે. નાટકનો નાયક ફેન્ટસીમાં રાચનારો છે. અસલિયતને સાચવનારો છે તેમ જ અનેક પાત્રોની આઇડેન્ટિટીને સાથે લઈને ચાલનારો માણસ છે. 'ટાઇમબૉમ્બ'માં સમાંતર ત્રણ કથાઓ ચાલે છે. ત્રણ નાયક-નાયિકા છે : (૧) ફાંકેશ્વર-બકરીબાઈ, (૨) રાજકુમાર-જળપરી, (૩) જનમેજય અને ચિકુ. આ ત્રણે નાયક-નાયિકાઓને પોતાના આગવા પ્રશ્નો છે. આ નાટકમાં ભરપૂર નાટ્યાત્મકતા રહેલી છે. નાટ્યાત્મક પ્રસંગો એક પછી એક સતત બદલાતા રહે છે. પરંતુ એ બધા પ્રસંગોને એક સૂત્રે સાંકળી આકૃતિનું નિર્માણ થતું નથી એવો ભ્રમ આરંભે અવશ્ય થાય. નાટકનો પ્રારંભ જનમેજયને કથા લખવા માટે થીમ આપતી તેની પ્રેમિકા-ચિકુના પ્રવેશથી થાય છે. અને નાટકના અંતે એ બંને પાત્રોના થતા પુનઃપ્રવેશમાં પેલા ભ્રમનું નિરસન થતું અનુભવાય. ધૂંધળું ચિત્ર વધુ સ્પષ્ટ બનતું જાય. પોતાની સગી માતા કાકા સાથેના અવૈધિક સંબંધ નજરોનજર ભાળી જનાર ચિકુનો "કોણ મારો જનક હતો ? હું કોના દ્વારા ઊગેલો છોડ છું ?" જેવા પ્રશ્નો એના સમગ્ર અસ્તિત્વને હચમચાવી મૂકે છે. રાત-દિવસ સતાવતો-ગૂંગળાવતો મૂંઝારાનો એ ચિત્કાર અને એ ચિત્કારના પડઘા તો સમગ્ર નાટકમાં અવારનવાર સંભળાતા રહે છે. સ્વ-ત્વની શોધમાં ચિકુ અટવાતી રહે છે. આ પાત્ર વિરોધાભાસી વૃત્તિઓ - વિસંગતિઓથી ભરેલું છે. પરિણીત પુરુષ-જનમેજય-એનામાં રહેલા સનાતન પુરુષ આગળ લાચાર હોવાને કારણે પ્રેમિકા ચિકુ સાથે શારીરિક સંબંધ રાખી શકે તો સ્ત્રી પોતાનામાં રહેલી સનાતન સ્ત્રી આગળ કયારેક વિવશ બની અન્ય પુરુષ સાથે શારીરિક સંબંધ રાખે એમાં કશું ખોટું નથી એવી દૃઢ માન્યતા ચિકુ ધરાવે છે, તેથી પોતાના બનેવી સાથે સૂઈ જવામાં એ બિન્દાસ છે. બીજી બાજુ આ જ ચિકુડી મા અને કાકા વચ્ચેના અનૈતિક સંબંધોને ન ચલાવી લેવામાં મેરુ જેવી રહે છે. તો વળી મા અને કાકાની હત્યા કરનાર ચિકુડી તાજ વગરનાં રાજ કરનારાં ટોળાંઓની હેરાનગતિ સામે રણચંડી બની રહે છે. એના આક્રોશભર્યા સંવાદોમાંથી નારીવાદી વલણ સુપેરે પ્રગટે છે. "જાગી છે રે જાગી

છે, આજની નારી જાગી છે", "સ્ત્રીશક્તિ ઝિંદાબાદ" જેવી પંક્તિઓમાંથી પણ જાગ્રત થયેલી નારીચેતનાનો અણસાર પામી શકાય છે.

નારીજીવનની કરુણતાની સાથે વૈજ્ઞાનિક યુગમાં માનવજીવનની કરુણતાનું ચિત્ર પણ લેખકે તાદશ કર્યું છે. જેમ કે કોમ્પ્યુટરયુગમાં જેનામાંથી ઇમોશનનો 'ઈ' ભૂંસાઈ ગયો છે અને રહ્યું છે માત્ર મોશન - ડેટાકલેક્શનવાળું વિગતોનું પડીકું બની ગયેલ-એવા આધુનિક માનવીના જીવનના કારુણ્યને ઉપસાવવાનું લેખકે તાક્યું છે તો લગ્નજીવન સુધીની માત્ર વ્યવસ્થા જેવા બની ગયેલ પ્રેમનાં બોદાં દશ્યો પણ જળપરી-અવિનાશ, યુવાન ૩ અને આરતી વગેરે જેવાં પાત્રોના સંવાદો દ્વારા સર્જે છે. ભ્રમણામાં રહેવું, ફાંફાં મારવાં, હઠ કરવી, સ્વ-ત્વની ઓળખ માટે મથામણ કરવી, લાગણી, વાસ્તવિકતા, સમય, સંબંધ ઇત્યાદિ સંદર્ભો આ નાટકમાં ઠેરઠેર વેરાયેલા પડેલા છે. મહેલ મનનું પ્રતીક બનીને આવે છે એની પ્રતીતિ માટે જનમેજયનો સંવાદ જુઓ : "મનના મહેલમાં ગમે તે કરતાં કોણ રોકે છે, મારા ભાઈ ! ત્યાં તો પરણીએય ખરા ને રાંડીએય ખરા..." (પૃ. ૫૬). હકીકતમાં તો આ નાટકમાં આવતાં સઘળાં પાત્રો - ફાંફેશ્વર રાજકુમાર, આગ્રહીદાસ, બકરીબાઈ, જળપરી, કૌશલ્યા, ઠગ-૧, ૨, ૩ વગેરે ચિત્તની વૃત્તિઓનાં પ્રતીકરૂપ - મહોરાં બનીને જ આવે છે. જુઓ, ટોળું જનમેજયને શું કહે છે : "તમારા મનની દુનિયાનાં ભઈ, અમે બધાં છે મહોરાં રે. સાચાં-ખોટાં એકલ દોકલ અમે બધાં છે મહોરાં રે..." (પૃ. ૬૩-૬૪). આ મનરૂપી મહેલ જીર્ણ-પુરાણો થઈ ગયેલો છે એમાં એનું જડત્વ સૂચવાય છે. નાટકના અંતે નાયક જનમેજયને નવી અનુભૂતિના પ્રદેશે વિહરવાની એષણા છે. નવો માહોલ, નવું વાતાવરણ, નવા જીવનનો અનુભવ લેવાનો એમાં સંકેત છે. આધુનિક નગરસંસ્કૃતિથી ઉબાઈ ગયેલ માનવીને વન્ય સંસ્કૃતિ તરફ વળવાની ખેવના છે. બગીચો શાંતિનું પ્રતીક છે. યથોચિત નિરૂપાયેલ બાહ્ય અને આંતરિક સંઘર્ષયુક્ત આ નાટકનું નાટ્યવસ્તુ બધા રસોમાંથી નિર્વહણ પામતું અંતે શાંતરસમાં વિરમે છે.

આ નાટકમાં કૉરસરૂપે ટોળાનો થયેલો વિનિયોગ, ટૂંકાં ટૂંકાં દશ્યો, રંગભૂમિ પર અનેક પાત્રો એકીસાથે બોલે વગેરે રીતિઓ પ્રયોગલક્ષિતાનું ઇજન કરે છે. એ રીતે કેટલાંક આધુનિક તત્ત્વો લેખકે રમતાં રમતાં ગૂંથી લીધાં છે. ધાર્યું લક્ષ્ય વીંધવા લેખકે વિવિધ રાગ-ઢાળ-લય-હલકવાળાં ગીતો - ગાયનોનો વિનિયોગ કર્યો છે, જેવાં કે "એમ આ જિંદગી ચાલે હો મનવા મારા, એમ આ જિંદગી ચાલે"માં ભજનનો ઢાળ, તો "હાય ચિકુડી હાય હાય"માં મરસિયાનો ઢાળ સંભળાય, તો "તાલ બદલ / એક દો તીન ચાર / માણસ થયો છે વીગતવાર"માં સંગીતમય પરેડનું દશ્ય સર્જાય. ક્યારેક જૂનાં ફિલ્મી ગીતોની પંક્તિઓય આવે, તો "સમય સમય બલવાન હૈ. નહીં મનુષ્ય બલવાન..."માં ભવાઈનો ઠેકો લેતાં રંગલો-રંગલીયે આવે. ક્યારેક ઓજસભરી વાણીનો લય-લહેકો પણ સાંભળવા મળે. ઉદા. "લાલ કબૂતર હઈસો/ મહેલને તોડો હઈસો..." નાટકમાં પ્રયોજાયેલાં ગીતો પાત્રોચિત અને પ્રસંગોચિત છે. પરંતુ એમાં દેશી રાગઢાળલયયુક્ત ગીતોનું પ્રમાણ સવિશેષ છે. કેટલીક પુનરાવર્તિત પંક્તિઓ નાટકના દીર્ઘસૂત્રીપણામાં સંવર્ધન કરનારી બની રહે છે. આમ છતાં 'બકવાસનાં બતક', 'ફાંફાના ફતવા', 'સમાધિનું શૂળ', 'હરામીની હેડકી' જેવા પ્રયોજાયેલા અરૂઢ શબ્દપ્રયોગો ધ્યાનાર્હ છે. સંસ્કૃત, તત્સમ હિંદી, અંગ્રેજી શબ્દોનો નાટ્યોચિત લાભ લેવાયો છે. આ નાટકનું મંચન કરતા પહેલાં દિગ્દર્શકને આ નાટકની દાર્શનિક ભૂમિકાથી સંપૂર્ણતઃ વાકેફ કરવો આવશ્યક બની રહે તેવું આ નાટક છે, એવો લા. ઠા.નો પ્રતિભાવ ઉલ્લેખનીય છે.

આમ, નાટ્યાત્મક પ્રસંગો, ક્રિયાવેગ, ટૂંકાટૂંકા સંવાદો-મોંએથી કરવામાં આવતા વિચિત્ર પ્રકારના ધ્વનિઓ, વિવિધ વાદ્યોની સંગીત-સૂરાવલિ, પરંપરાગત ને પ્રયોગાત્મક ગીત-સંગીત અને નૃત્યની ભરપૂર શક્યતાઓ ધરાવતું આ નાટક વાંચવા કરતાં જોવા માટેનું જ સવિશેષ થઈ જાય છે. આમ ટોટલ થિયેટરને નજર સામે રાખીને રચાયેલી આ દ્વિઅંકી નાટ્યકૃતિ સૌ રંગમંચ- કર્મીઓ અને નાટ્યરસિકો ઉમળકાથી આવકારશે એવી શ્રદ્ધા છે.

[ટાઇમબોમ્બ (દ્વિઅંકી નાટક) - ઇન્દુ પુવાર: પ્ર. અસાઇત સાહિત્યસભા, ઊંઝા, પો.બૉ.નં. ૩૧, ઊંઝા; કિં. રૂ. ૩૦/-]

# વિસ્તરતી સીમાઓ
## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

સાવધાન ! લેખક પ્રકાશક બને, પ્રકાશક પ્રચારક બને, પુસ્તકો ખપાવવા સાહિત્યને આગળ ધરે, અહીં ઉદ્દઘાટન કરે, ત્યાં ઉદ્દઘાટન કરે, જીન્સને જીનિયસ કરી દે, અને ડબ્બાને દાદુ બનાવી દે - એવો ઇલમ ફેલાવતો, સાહિત્યના પ્રેમને નામે ધમધોકાર ચાલુ થઈ ગયેલો આજનો સાહિત્યઉદ્યોગ જે રીતે વકર્યો છે એનાથી વાચકગ્રાહકે પૂરેપૂરા સાવધ રહેવાની જરૂર છે.

ઊંચા માલની નોબત વગાડી મધ્યમ કે અધમ ફરમાસુ માલને પધરાવતો આ સાહિત્યનો વેપાર અધવચ સંસ્કૃતિ (midcult)નું ઉદાહરણ છે. તરત ચાહના ઉઘરાવતો સૌન્દર્યનાં આભાસી ધોરણો સાથેનો આ ફેશનેબલ કચરો (chichi-શીશી) જર્મન ભાષામાં અસાર સાહિત્ય (kitsch-કિશ)ને નામે ઓળખાય છે. ઉમ્બર્તો એકોએ આ 'કિશ'ને ધ્યાનમાં રાખીને એના લેખ 'અપરુચિનું માળખું' (the structure of bad taste)માં પૉર્ટ્રિટ પેન્ટર બોલ્દિનીની કાર્યશૈલીની જે ચર્ચા કરી છે તે આજની પરિસ્થિતિના હાર્દમાં ઊતરવા માટે માર્ગદર્શક છે.

બોલ્દિની જાણીતો વ્યક્તિચિત્રકાર હતો અને ખાસ કરીને એણે સ્ત્રીઓનાં વ્યક્તિચિત્રો કરેલાં. એનાં વ્યક્તિચિત્રો પ્રતિષ્ઠાનો વિષય હતાં તેમ જ ખુશ કરનારી ગ્રાહકસામગ્રી પણ હતાં. સમાજમાં એની મોટી માગ હતી. કોઈ ધનાઢ્ય સ્ત્રી એનું વ્યક્તિચિત્ર તૈયાર કરવાનું કહેતી ત્યારે એણે કલાકૃતિ નહોતી ઇચ્છી, પણ પોતે એક સુન્દર સ્ત્રી તરીકે એમાંથી ઊભરે એવો એનો મનસૂબો હતો. આથી બોલ્દિનીએ એવાં વ્યક્તિચિત્રો તૈયાર કર્યાં, જેમાં સ્ત્રીના ચહેરા અને ખુલ્લા ખભાઓના ચિત્રણમાં નિયમોનું સંપૂર્ણ અનુસરણ હોય. સ્ત્રીને એક ભોગ્ય વસ્તુ તરીકે ઉપસાવી. પણ બોલ્દિની જ્યાં વસ્ત્રો આલેખતો અને ઉપરના આંતરવસ્ત્રથી અને સ્કર્ટની ગડીઓથી પાર્શ્વભૂમિમાં સરકતો એ સાથે એ રંગના ચળકતા ગાંઠાઓ અને પીંછીના આઘાતોયુક્ત સંસ્કારશૈલીએ કામ કરતો.

આનો અર્થ એ થયો કે બોલ્દિની એવી શૈલીને ચિત્રમાં દાખલ કરતો હતો કે જેનો ચિત્રના ઉપલા અને નીચલા આલેખન સાથે કયાંય મેળ મળે એમ નહોતો. એમાં એવો કોઈ તર્ક હાથ નથી આવતો કે ચિત્રકારે ચહેરાથી પાની તરફ ગતિ કરતાં શા કારણે શૈલીને બદલવી પડે. એટલે કે ચિત્રનો ઉદ્દીપક પ્રભાવ જન્માવવા માટે બોલ્દિની ઉછીની લીધેલી શૈલીનો ઉપયોગ કરતો હતો અને એને કલાને નામે ખપાવતો હતો.

આમ અધવચ્ચ સંસ્કૃતિ (midcult)માં જ્યાં 'કિશ' રચાય છે ત્યાં જે કાંઈ ઉછીનું લેવાય છે એનું નવા સંદર્ભમાં પૂરું સંયોજન થતું હોતું નથી. આ રીતે ઉચિત સંદર્ભથી ઉતરડીને લવાયેલી શૈલીગત રીતિ અન્ય સંદર્ભમાં માત્ર થોપવામાં આવે છે; ત્યારે એમાં મૂળ સંદર્ભની સમરૂપતા અને કેટલાક આવશ્યક ઘટકો ખૂટે છે.

સભારંજન કે સંગીતપોષણ પૂરું પાડવા રચાતાં ગીતગઝલો, વર્તમાનપત્રોનો અવકાશ પૂરવા ધસી આવતા નિબંધો, કથાના ગરમ તવા પરથી ઝટપટ ઉતારીને ફેંકાતી વાર્તાઓ, શૈક્ષણિક બજારો સર કરવા ઢગલાબંધ બહાર પડ્યે જતા સંપાદનસંચયો - આ બધામાં ઉધારી રીતિઓથી બદબદતું 'કિશ' છે. એની પારનું સબળ સાહિત્ય શોધવું એ લોઢાના ચણા ચાવવા જેવી હકીકત બની ગઈ છે.



# સૂત્રધાર, કૃષ્ણ

રાધેશ્યામ શર્મા

સૂત્રધાર શબ્દ કાને અથડાતાં જ જાતભાતના સંસ્કારો ઊભરી આવે, સાહચર્યો ખડાં થઈ જાય, સ્મૃતિઓ જાગી જાય...આજથી પચાસેક વર્ષ પૂર્વે જ્યારે સિનેમા, દૂરદર્શન જેવાં સમૂહ માધ્યમોનો પ્રભાવ પ્રસર્યો નહોતો ત્યારે, દૂર સુદૂર તળનાં ગામડાંઓમાં ભાંગતી રાતે કિટસન લાઈટ કે પેટ્રોમેક્સના પ્રકાશમાં ભવાઈના વેશ, રામલીલા કે નાટકના ખેલતમાશા ભજવાતા એનું મુખ્ય અને માનીતું પાત્ર હતું સૂત્રધાર.

સૂત્રધાર ગાતો 'વહાલી વીજળીને કેમ લાગી વાર' ને પ્રેક્ષકોનાં ચિત્ત આતુર થઈ ઊઠતાં કે આજે મનોરંજનના મંડપ નીચે ક્યો ખેલ કેવો ભજવાશે ?

આ સૂત્રધાર સીધો સંસ્કૃત નાટકમાંથી ઊતરી આવેલો, જે પોતે નાટકોનું પ્રધાન પાત્ર હતો. રામલીલા કે નાટકમાં મંગળાચરણ-સ્તુતિ ગવાય એ નાંદીની વિધિમાં તેમ જ નાટકના વિષયની પ્રસ્તાવનામાં સૂત્રધારની હાજરી વગર નાટકની ગતિ અટકી પડતી. કહો કે તમાશાની અવગતિ થઈ જતી !

જાણવા જેવું છે કે નાટ્ય કે લીલાની પ્રસ્તાવનામાં સૂત્રધાર પોતાની સાથે સાથે, જોવા આવેલા રસિક દર્શકોની સ્થિતિનું વર્ણન આપે છે અને એ દરમ્યાન નાટ્યની મધ્યવર્તી કેન્દ્રગત પરિસ્થિતિનું સૂચન કરતો અણસાર પણ આપી દે છે.

દા.ત. કાલિદાસના વિખ્યાત નાટક 'શાકુન્તલ'માં મહારાજા દુષ્યન્તે જેની સાથે ગાંધર્વ-વિવાહ કરેલા તે પ્રિયતમા શકુન્તલાને ભૂલી જવાનો છે એનો ખ્યાલ આરંભમાં સૂત્રધાર ગીતના પ્રભાવ નીચે પોતે ઘડીભર સ્મૃતિ ખોઈ બેસે છે એના પરથી પ્રેક્ષકને આવી જાય છે. નાટકની ઘટનાની અગાઉથી જાણ કરવાની ટેકનિકના એક મહત્ત્વના ઘટકરૂપે સૂત્રધારનો ઉપયોગ નોંધપાત્ર છે.

'સૂત્ર' સંસ્કૃત શબ્દ છે. એનો અર્થ થાય દોરો, તન્તુ અને તાર. નાટકમાં જેટલો અને જેવો સૂત્રધારનો મહિમા છે એવો જ કઠપૂતળીના ખેલમાં તાર-દોરાથી પૂતળીઓને આમતેમ ખેંચી ખેલ દેખાડનારો પણ સૂત્રધાર કહેવાય.

આવા સૂત્રધારના પાઠની કમાલ એવી છે કે રામાયણના ખેલમાં એ રામને તો નચાવે, પણ સીતાની સાથે રાવણનેય નચાવી શકે ! કહો, સૂત્રધારને ભાગ્ય-વિધાતા જ માનવો પડે ને, જે નાયકને તારદોરાથી નચાવે, નાયિકાને દોડાવે અને ખલનાયકને પણ ભગાવે !

મહાકાવ્યોનાં પૌરાણિક પાત્રોમાં સૂત્રધાર જેટલા મહિમાવાળું કોઈ જગતપ્રતિષ્ઠિત ચરિત્ર હોય તો તે શ્રીકૃષ્ણનું ચરિત્ર છે. એવી એવી યુક્તિઓ કૃષ્ણ કરે છે અને કરાવે છે કે પાંડવો તો એમના સૂત્ર-સંચાલનથી નાચે, પણ કૌરવોનેય ક્યારેક નાચવું પડે છે.

યુધિષ્ઠિર, દ્રોણ, ભીષ્મ, કર્ણ જેવાઓને પણ આ નટખટ નટવર સમા સૂત્રધાર કૃષ્ણની યોજના પ્રમાણે વર્તવું પડે છે.

ગીતાને અનુલક્ષીને એક શ્લોક છે, જેમાં ભીષ્મ-દ્રોણ-જયદ્રથ-શકુનિ-શલ્ય-કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, વિકર્ણ, દુર્યોધન જેવા મહિમાવાન વીરોથી ભરેલી યુદ્ધરૂપી નદી પાંડવો તરી શક્યા એના મૂળમાં સુકાની સૂત્રધાર કેશવ કહેતાં કૃષ્ણનો ઉલ્લેખ છે. શ્લોકના અંતમાં કહેવાયું છે : સોત્તીર્ણા ખલુ પાંડવૈ રણનદી કૈવર્તકઃ કેશવઃ ।

('આકાશવાણી' પરથી)



## કવિ...!

આજે લખાઈ રહેલાં
આવતી કાલનાં પુરાણોમાં
તમારા શબ્દની ગાથા હશે

- કે કવિએ
શબ્દના વાવાઝોડામાં
ડૂબતી શબ્દનૌકાઓને
શબ્દના સઢ બાંધીને
લાંગરી હતી કિનારે...!

તમારા શબ્દનો શું છાક...
તમારા શબ્દની શી વાત...

રિક્ત સંવેદનોના ભારથી બેવડ વળેલો
ને તોયે
ઊભો છે જાતવાન અશ્વની જેમ
ખૂંખારતો ગગન...!

આવતી કાલના લોક
તમારા શબ્દ-પ્રત્યંગના
ડેટા બનાવી
ફીડ કરશે કોમ્પ્યૂટરે
ને ઉપસાવશે
તમારી છબિ...!

તમારી અનુભૂતિ...
તમારી અભિવ્યક્તિ...

અચરજ અચરજ ઓઢીને
નાચશે નગરના લોક
ને ટોળે વળી
ગાશે તમારા શ્લોક...!

**મુકુન્દ પરીખ**

વર્ષ દસમું

ઑગસ્ટ ૧૯૯૯થી જુલાઈ ૨૦૦૦

# વાર્ષિક સૂચિ

તૈયાર કરનાર : રતિલાલ જોગી

(આ સૂચિમાં 'કવિઓની દિવાળી' અને 'પ્રતિભાવ'નો સમાવેશ કરાયો નથી.)

## કાવ્યો

## વાર્તા-નાટક



## પત્રપ્રસાદી



## સ્વાધ્યાય અને સમીક્ષા



## સાંપ્રત પ્રવાહો

## લેખો

## વરસાવી કોણે વાદળી !

મારાં ભીતરિયાં કોરે, ને અંતરિયાં સુકાયાં રે,
કોણે રે કોણે વરસાવી, ભીની રે ભીની વાદળી રે. મારાં૦

અગણિત તારા આભે રે ઝબૂકે, ચાંદે શીદ તેલ પુરાયાં રે,
ગેબી રે ગેબી કચેરી આ રે કોની દેખાય રે. મારાં૦

કાન રે મારા બહેરા પડિયા, શબદ રે એક ન સુણાય રે,
ઝીણી રે ઝીણી સિતાર, આ પડખ રે કોણ બજાય રે. મારાં૦

આંખડિયે રે ન સૂઝે, સઘળે તિમિર રે આ દેખાય રે,
ઝાંખી રે ઝાંખી જોત આ કોની રે કળાય રે. મારાં૦

સાંસલડો રે મારો એવો રૂંધાય, મારો રે જીવલડો જાય રે,
ધીમી રે ધીમી ધમણ, હાલે ને ચાલે, આ કોણ ચલાય રે. મારાં૦

'મદિયો' એમ ભણ્યો રે, મળ્યા રે પીર મહારાજ ને,
વરસાવી રે વરસાવી ભીની ભીની વાદળી રે. મારાં૦

ભીતર ભીંજાયાં ને રે મારાં અંતર ઊભરાય રે,
કોણે રે કોણે વરસાવી, ભીની રે ભીની આ વાદળી રે. મારાં૦

**મુરાદખાન ચાવડા 'મદિયા'**

## સાભાર સ્વીકાર

**સનશાઈન (જયંતિ દલાલ વિશેષ)** : સંપાદન : રઘુવીર ચૌધરી, પ્ર. ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦૦૦૬, કિં. રૂ. ૩૦૦. **લીલુડી ધરતીથી... (ચુનીલાલ મડિયા વિશેષ)** : સંપાદન : અમિતાભ મડિયા, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫૦. **પીંછું હવાનું** : લે.પ્ર. : દિનકર 'પથિક', બી/૪, શ્યામસુંદર એપાર્ટમેન્ટ્સ, ટી.વી. કેન્દ્ર સામે, ઘોઘા સર્કલ, ભાવનગર-૧, કિં. રૂ. ૬૦. **અષ્ટાવક્રગીતા** : લે. નલિન ન. વ્યાસ, પ્ર. પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુનિ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ, કિં. રૂ. ૨૫૦. **વાર્તા લો...** : રક્ષા દવે, પ્ર. રક્ષાબહેન પી. દવે, જીવન, કૉટેજ, ૪૩૯/A, 'અજવાસ', પ્રભુદાસ તળાવ ચોક, શ્રી શિવાનંદ સર્કલ, ભાવનગર-૧, કિં. રૂ. ૨૦. **વસુદેવ** : લે. ગોવિન્દભાઈ, પ્ર. : પ્રણવ પ્રકાશન, બી/૩૩, પ્રિયદર્શિની એપાર્ટમેન્ટ-૨, બોડકદેવ, અમદાવાદ-૧૫, કિં. રૂ. ૩૫. **કારગિલના મોરચે** : લે. જયંતી એમ. દલાલ, પ્ર. સુમન પ્રકાશન, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મનસૂર બિલ્ડિંગ, મુંબઈ-૪૦૦૦૦૨, કિં. રૂ. ૧૫૦. **અંધકારનો પડછાયો** : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૧૪૦. **ફકીરમોહન સેનાપતિ** : લે. માયાધર માનસિંહ, અનુ. ભારતી દલાલ, પ્ર. સાહિત્ય અકાદમી, રવીન્દ્ર ભવન, ૩૫, ફીરોઝશાહ રોડ, નવી દિલ્હી-૧૧૦૦૦૧, કિં. રૂ. ૨૫. **ઘર** : લે. રમાપદ ચૌધુરી, અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૬૫. **મધ્યકાળનાં સાહિત્યસ્વરૂપો** : ડૉ. ચંદ્રકાંત મહેતા, પ્ર. ડૉ. કેશુભાઈ દેસાઈ, યુનિ. ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, પાટનગર યોજના ભવન, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦૦૦૬, કિં. રૂા. ૪૦. **ચાલ પલળીએ !** : લે.પ્ર. વિજય રાજ્યગુરુ, ૪૦, શિવનિકેતન, ગૌતમેશ્વર, શિહોર - ૩૬૪૨૪૦ (જિ. ભાવનગર), કિં. રૂા. ૪૦.

**પરિચય પુસ્તિકા પ્રવૃતિ** (પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ - ૪૦૦૦૦૨)નાં – **ન્યૂઝીલેન્ડ (૯૯૪)** : લે. રમણલાલ ચી. શાહ, કિં. રૂા. ૬. **ભારતમાં મિશ્ર સરકારો (૯૯૫)** : લે. નગીનદાસ સંઘવી, કિં. રૂા. ૬. **મુદ્રણક્ષેત્રે કમ્પ્યુટર (૯૯૬)** : લે. જિતેન્દ્ર દેસાઈ, કિં. રૂ. ૬.

## -હું...

(ગુલબંકી)

પ્રવેશ જ્યાં કરું
મકાન મૌન થૈ વિષાદમાં ઢળી જતું

ઊભી વસંતની મહેક બારસાખ
શર્મથી સરી જતી

દીવાલ ચાર
એકમેક પાસ જૈ
કરી રહેલ વાતચીત
ધ્રૂજતી સરી જતી સ્વ-સ્થાન

અર્ધ ઊઘડેલ દ્વાર
સાવ ઊઘડી લપાઈ જાય ભીંતમાં

અવાજના તરંગ છોળથી તરબતર
ઓરડાનું શૂન્ય
ધસમસે ગ્રસી જવા મને

સતત સરી રહેલ કાળ હું...!

**મુકુન્દ પરીખ**

## રણમાં...

(ઊંટની સ્વગતોક્તિ)

ઊંચી ડોકે ગણવા તારા,
કેમ ખૂટશે રણના ભારા ?

મારગ કપરા કેમ કપાશે,
દિવસરાત જ્યાં એક જ ભાસે ?

ખૂટે આયખું આખેઆખું,
તોય જડે ના ભૂતળ ઝાંખું.

છાંય મળે ના પોરો ખાવા,
જળ મળે નહીં તરસ છિપાવા.

(કવિની ઉક્તિ)

લાગી કેવી તરસ ઊંટને,
પીધાં મૃગજળ એક ઘૂંટડે !

**મુકુન્દ પરીખ**

Uddesh (A literary, cultural monthly) જુલાઈ ૨૦૦૦ ISSN 0971-6599
/ Licensed to post without prepayment, Licence No 188 R No GUJ 156/2000